निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# સ્વાધ્યાય

## વિચાર અને વિવેચનનું સામયિક

૭૩

"પણ હરકોઈ પરિસ્થિતિમાં દિવ્ય શક્તિ હમેશાં પાછળના ભાગમાં કામ કરતી હોય છે અને એક દિવસ, કદાચ આપણે ઓછામાં ઓછી આશા રાખી હોય ત્યારે, વિઘ્ન ભાંગી જાય છે, વાદળો અદૃશ્ય થઈ જાય છે, અને ફરી પાછો પ્રકાશ અને તડકો નીકળી આવે છે. આવા સંયોગોમાં, આપણે જો કરી શકીએ તો, છેલ્લામાં છેલ્લું એટલું તો કરવું જોઈએ કે આપણે ચિડાઈએ નહિ, નિરાશ બનીએ નહિ, પરંતુ શાંત ભાવે આગ્રહ રાખતા રહીએ, આપણી જાતને ખુલ્લી રાખીએ, પ્રકાશ પ્રતિ આપણે વિસ્તાર પામીએ અને એ આવે તેની શ્રદ્ધાપૂર્વક રાહ જોઈએ: આ વસ્તુ, મેં જોયું છે કે, આ અગ્નિપરીક્ષાઓને ટૂંકી કરી આપે છે."

૧૫ ઑગસ્ટ ૧૯૬૭ — શ્રી અરવિંદ








સંપાદક

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

ઑગસ્ટ ૧૯૬૭] અભ્યાસ [સળંગ અંક ૭૩

## અનુક્રમ



૧૪૨૫૩

*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫)
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક—'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ પાંચ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા પંદર. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબ-દારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યા-ની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સળંગ ૭૩ અંક

# અભ્યાસ

विद्या विभातु हृदये नवसर्जनाय।



## आझादीना वे दायका

પંદરમી ઑગસ્ટે આપણી આઝાદીના બે દાયકા પૂરા થયા. વ્યક્તિના જીવનમાં વીસ વર્ષનો સમય લાંબો લાગે તોયે રાષ્ટ્રની કારકિર્દી માટે આટલો કાલખંડ ટૂંકો અને નાનો કહેવાય. પરંતુ, નવોદિત સ્વતંત્ર ભારતના ઘડતરના આ બે પ્રથમ દસકા છે; અને, પ્રારંભનો કાળ હંમેશ અગત્યનો, કેટલીક વાર નિર્ણાયક, હોય છે.

જે આઝાદી માટે આ દેશના અસંખ્ય નામી-અનામી ભાઈબહેનોએ અથાગ જહેમત ઉઠાવી, ધ્યેય-પ્રેરિત પુરુષાર્થ કર્યો, વિવિધ યાતનાઓ સહી, હસતે મુખે શહાદત વહોરી તેઓ બધા–અગર તો એમાંના ઘણા ખરા–આજે સ્થૂલ દેહે આપણી વચ્ચે હયાત નથી. કૃતજ્ઞ ભાવે આપણે એમનું સ્મરણ કરીએ, અને આપણી આઝાદીની શાન આગળ વધારીએ!

જે છેલ્લી પેઢીએ સ્વાતંત્ર્યસંગ્રામમાં ભાગ લીધો અને પછી સત્તા-પ્રતિષ્ઠાનાં પદો પરથી સારીનરસી ભૂમિકા ભજવી તે પૈકી પણ બહુ ઓછા આજે જીવે છે અગર તો સત્તાસ્થાને ચાલુ છે. આઝાદ ભારતમાં જન્મેલી અને ઊછરી રહેલી નવી જુવાન પેઢી ધીરેધીરે નવી જવાબદારીઓ ગ્રહણ કરવાની દિશામાં આગેકૂચ કરી રહી છે. આ નવી પેઢી અને આથમી રહેલી ઘરડી નેતાગીરી વચ્ચે આજે કોઈ મેળ દેખાતો નથી. વડીલોની નજર જુવાનો તરફ નથી, ઊછરતી પેઢીના નિરોગી વિકાસ પર નથી; મોટા ભાગનાં વડીલો પોતપોતાનાં સત્તાલાભસ્થાનો પર ચિટકી રહ્યાં છે અને આપમેળે નવાં માટે જગ્યા ખાલી કરવાની હોંશ આ ઘરડાંઓને થતી હોવાનું ખાસ જોવા મળતું નથી.

પરંતુ, કાળ એનું કામ કર્યે જાય છે, અને વહેલુંમોડું નવી પેઢીના હાથમાં નેતાગીરીની મશાલ આવશે એમાં શંકા નથી. એમાં જેટલું મોડું થઈ રહ્યું છે તેટલું આપણી પ્રાચીન રાષ્ટ્રની નવરચનાનું કામ ખોરંભે પડી રહ્યું છે. આમેય, આજની અશાંત દુનિયામાં સમય સાથેની આપણી હરીફાઈમાં સમય ઘણો આગળ દોડી ગએલો છે; શા સારુ આપણે હજી વધુ પાછળ અને પછાત રહેવું?

પણ મશાલચી બનવાનું સહેલું નથી. એ માટે પદ્ધતિસરની તાલીમ લીધેલી હોવી જોઈએ, અને સુરેખ દૃષ્ટિ તથા સુઘડ કલ્પકતા વડે નવજુવાન પેઢીનાં ભાઈબહેનોનાં જીવનને સુંદર આકાર સમયસર મળેલો હોવો જોઈએ. આ દૃષ્ટિથી જ્યારે ચોતરફ આજે જોઈએ છીએ ત્યારે ક્યારેક નિરાશા થાય છે. નવી પેઢી કેવળ ધીરગંભીર, ડાહ્યી, માફકસરની બની રહે એવી ઇચ્છા જરા પણ નથી; પરંતુ આજનાં ઊછળતાં નવલોહિયા ભાઈબહેનોમાં ઊંડી સૂઝસમજ અને વૈજ્ઞાનિક રીતરસમો, તથા માનવી મૂલ્યોની આવજત અર્થે અવિરત આકાંક્ષા ને સાધના માટેનાં આવશ્યક બીજ પડેલાં હોવાં જોઈએ. ઉકળાટ અને ઉત્સાહની જોડમાં ઊંડાણ અને ઉદારતા હોવાં ઘટે.

લોકશાહી જીવન અને તંત્રને આપણે સહુ વરેલાં છીએ. સભાનતાથી અને સમજપૂર્વક આપણે લોકશાહીનો અંગીકાર કર્યો છે અને એ ભાવનાને તથા એ અંગેની જોગવાઈઓને આપણે નૂતન ભારતના બંધારણમાં સુંદર શબ્દોમાં વ્યક્ત કરી છે. લોકતંત્રનું માળખું આપણે તૈયાર કર્યું છે અને ૨૬મી જાન્યુઆરી

૧૯૫૦થી એને અમલી બનાવ્યું છે. આજ લગી એ ટક્યું છે તે પણ ઓછા સદ્ભાગ્યની નિશાની નથી.

છતાં, માળખામાં જે લોહીમાંસ અને પ્રાણ જોઇએ તે તરફ આપણે આ બે ગત દસકામાં કેટલું ધ્યાન આપ્યું છે? લોકશાહી રીતરસમોને આપણે કેટલે અંશે સમજવા અને પચાવવા પ્રયાસ કર્યો છે? મતવૈવિધ્ય અને પ્રામાણિક મતભેદોની માદકતા આપણે અનુભવી શકીએ છીએ ખરા? સહિષ્ણુતા અને વ્યાપક દૃષ્ટિકોણ આપણા આચારવિચારમાં દેખાય છે? આપણા નેતાઓ સત્તાંધ, સ્વાર્થી અને સંકુચિત ચાલુ રહ્યા છે, કે પછી સત્તાને એક સાધન ગણીને નિઃસ્વાર્થ વૃત્તિથી વિશાળ-આમજનતાની સેવા કરવા સારુ તેઓ પ્રવૃત્ત થવા લાગ્યા છે?

આઝાદીનાં વીસ વર્ષ પૂરાં થયાના પ્રસંગે આજે આવા અનેક પ્રશ્નો મનમાં ઊઠે છે, અને એમના સચોટ ઉત્તરો આપવાની આપણી શક્તિ પર અને હજી યે બહુ જ મોડું થયું નથી તે પહેલાં જાગીને, બેઠાં થઇને, ઊઠીને, કામે લાગી જવાની આપણી તત્પરતા અને તૈયારી પર આપણા હવે પછીના વધુ ભયાનક મનાયેલા દસકાઓની આપણી પ્રગતિ અવલંબે છે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# સંક્ષિપ્ત નોંધો

## (સંપાદકીય)

### લોકક્રાંતિની પચ્ચીસી

નવમી ઑગસ્ટે, આ વર્ષે, '૪૨ની લોકક્રાંતિનાં પચીસ વર્ષ પૂરાં થયાં. 'અંગ્રેજો, ચાલ્યા જાઓ!' અને 'કરેંગે યા મરેંગે'નાં સૂત્રો, ઑગસ્ટ ૧૯૪૨માં ભારતભરમાં ગૂંજતાં થએલાં. અંગ્રેજો તો હવે ચાલ્યા ગયા છે, પણ તે સાથે જ કેટલુંક ન જવા જેવું પણ જવા લાગ્યું છે! ક્રાંતિની ભાવના આજે જર્જરિત ને અદૃશ્ય થતી જાય છે. આઝાદી માટે જેમ આગલી પેઢીએ અને એના યુવાનોએ સર્વસ્વ અર્પ્યું તેમ આઝાદીને ટકાવવા તથા વધારવા માટે આજે આપણે બધાં શું અને કેટલું અર્પણ કરીએ છીએ? જૂના જમાનાનો ધ્યેયવાદ આજે ક્યાં છે? આખા ભારતવર્ષનો વિચાર કરીને એ પ્રમાણે આચાર કરનારા નેતાઓ અને નાગરિકો અત્યારે કેટલા છે? નવમી ઑગસ્ટનો દિન યુવક દિન તરીકે ઊજવાશે એ સારું છે. યુવક એટલે વિચારથી, વર્તનથી, વ્યક્તિત્વથી જે નિત્ય ઉત્સાહી, ઊર્મિશીલ, ઉમંગી, ઊંડા વિચાર-અભ્યાસવાળો છે તે! આવા યુવકો જેટલા વધુ પ્રમાણમાં આજની ક્ષિતિજો પર વર્તાશે તેટલું આપણું રાષ્ટ્ર અને વિશ્વ વ્યાપક અને પ્રકાશમાન બનશે.

× × ×

### બે વિશેષવ્યક્તિઓની વર્ષગાંઠ

પાંચમી ઑગસ્ટે મહારાષ્ટ્રની બે વિશેષવ્યક્તિઓની વર્ષગાંઠ વિના ધામધૂમથી વીતી: ઠાણે જિલ્લાના બદલાપુર ગામમાં સ્થાયી થએલ ડૉ. નારાયણ ગોવિંદ ચાપેકરે ૯૯મા વર્ષમાં પ્રવેશ કર્યો; પૂનાના 'પુરાણપુરુષ' મહામહોપાધ્યાય ડૉ. દત્તો વામન પોતદારે ૭૭ વર્ષ પૂરાં કર્યાં. મહારાષ્ટ્ર અને પશ્ચિમ ભારતના આ બે મહાન વિચારકો એમના નિરંતર વિદ્યાવ્યાસંગ માટે જાણીતા છે. શ્રી. નાનાસાહેબ ચાપેકર નિવૃત્ત ન્યાયાધીશ છે; વિવિધ જાહેર પ્રશ્નો–પ્રસંગો અંગેનું એમનું નિરીક્ષણ સ્પષ્ટ તથા સમતોલ હોય છે અને એમની

રજૂઆત સચોટ તથા સુરેખ હોય છે. આજે પણ તેમનો વેદવ્યાસંગ ચાલુ છે. એમના 'चित्पावन' ગ્રંથની નવી સુધારેલી આવૃત્તિ તાજેતરમાં જ પ્રસિદ્ધ થઈ. 'અભ્યાસ' માટે તેઓ ક્યારેક લખાણો મોકલવાના છે. પદ્મ-ભૂષણ પોતદાર એટલે આધુનિક મહારાષ્ટ્રનો ચાલતો-બોલતો ઇતિહાસ! શ્રી. દત્તોપંતની વિચક્ષણ બુદ્ધિ અને વાગ્ છટા, હિંદી ભાષા પ્રચાર માટેનો એમનો આગ્રહ, જ્ઞાનસંશોધનની નવી કેડીઓ સર કરવાની એમની અખંડ મથામણ, એ બધું જ ખૂબ આકર્ષક અને પ્રેરણાદાયી છે. બન્ને મહાનુભાવો શતાયુ થાઓ! અને, આપણાં શાસ્ત્રવચન મુજબ, સો એટલે એકસો ચોવીસ વર્ષ!

× × ×

## મહાવિદ્યાલયોમાંની ચૂંટણીઓ

આપણે ત્યાં કૉલેજોનાં વિદ્યાર્થીમંડળોની ચૂંટણીઓ મોટે ભાગે જૂન-જુલાઈમાં પ્રતિવર્ષ થાય છે. દેશની સામાન્ય ચૂંટણીઓનાં સારાંનરસાં વલણો-પરિબળો આવે વખતે નાનાં સ્વરૂપે વ્યક્ત થાય એ કુદરતી છે. કમભાગ્યે, અનિષ્ટ વલણોની માત્રા વધતી જતી દેખાય છે. હરીફાઈ મુક્ત અને ખેલદીલીભરી રહેતી નથી; વાતવાતમાં એ વિરોધ અને વેરના વિષચક્રમાં સરકી પડે છે. યુવાન લોહી ઊછળતું હોય એ તો મોટો લાભ છે, પણ એ ઉત્સાહને સુયોગ્ય વળાંકો મળતા નથી. કાચી ઉમ્મરે કાયમની દુશ્મનાવટો જેવું બિહામણું ચિત્ર ઊપસવા લાગ્યું છે. પ્રત્યક્ષને બદલે પરોક્ષ ચૂંટણીનો પ્રયોગ અનેક મહાવિદ્યાલયોમાં હવે ચાલુ થયો છે, અને એમાં વિદ્યાર્થી ભાઇબહેનોનાં નાણાં, શક્તિ, દેખાવો, પ્રચાર પર સરસ અંકુશ જાણે આપોઆપ મુકાતો હોવાની માન્યતા પ્રચલિત બની છે. પણ, આવી બાબતોમાં કેવળ ઉપચાર અને બાહ્ય નિયમો પર ભરોસો રાખવા જેવું નથી. યુવાન મિત્રોનાં માનસને સ્પર્શવું જોઈએ અને લોકશાહીની શ્રદ્ધા દૃઢ થાય એવું શૈક્ષણિક વાતાવરણ સર્જવું જોઈએ. વળી, પરોક્ષ ચૂંટણીમાં બહારનાં ધમાલ-દેખાવો ઘટેલાં લાગે તો યે ધાકધમકી, લાલચ ઇત્યાદિની માત્રા ઘટે જ એવું કાંઈ નથી. ઘણાને બદલે થોડા સાથે મેળ બેસાડવામાં તો ક્યારેક વધુ ઉગ્રપણે અઘટિત રીત-રસમો અજમાવાનો ભય રહે છે! મહત્ત્વના હોદ્દેદારો બને તેટલા વિશાળ ટેકેદારોથી ચૂંટાય એ વધારે સારું, અગર ઓછું અનિષ્ટ છે.

× × ×

## વિચિત્ર અને વાહિયાત

નવી દિલ્હીમાં પાર્લમેન્ટરી પ્રશ્નોત્તરી દરમિયાન કેન્દ્રના નાયબ પ્રધાન સરદાર ઇકબાલસિંગે આ મહિને માહિતી આપી કે, 'જવાહર જ્યોત' જલતી રાખવા માટે લાગનારા બળતણનો રોજનો ખર્ચ ૬૬ રૂપિયા છે, અને એની વ્યવસ્થા રાખનારા ચાર કર્મચારીઓનું વાર્ષિક વેતન ૪૪૦૦ રૂપિયા છે. સરકારી ખર્ચે જલતી રહેલી આ 'જ્યોત'ને ગૅસ ઉપર બળતી રાખવાની યોજના પર સરકાર વિચાર કરી રહી છે એવું પણ કહેવાયું.

વ્યક્તિપૂજાનું આ કેવું વિચિત્ર અને વાહિયાત દૃષ્ટાંત છે! ગરીબાઈ અને અજ્ઞાનના અંધકારને આવી જ્યોતો બુઝાવતી નથી, પણ વધારે ઘેરો બનાવે છે. અનેક રીતે પરેશાન થઈ રહેલી પ્રજાના પૈસે આવાં નાટકીય પ્રતીકો ચાલે છે અને સમજુ પ્રજાજનો તેને સહી લે છે એ કમનસીબી કહેવાય. જવાહરનો બંડખોર આત્મા એક દિવસ આવી 'જ્યોત' સામે ભડકી ઊઠે ત્યારે કદાચ, જીવતા ખુશામતખોરોની આવી ઉડાઉગીરી ઓછી થાય કે અટકે!

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

હપ્તો ૫૮ [તા. ૭ ફેબ્રુઆરી થી તા. ૧૩ ફેબ્રુઆરી ૧૯૪૯]





## તા. ૭ ફેબ્રુઆરી ૧૯૪૯, સોમવાર

**[નવી દિલ્હી]**

સવારે ઊઠીને નિત્યક્રમ. વૃત્તપત્રો જોયાં. ઑફિસ-કામ. પછી, જૂનો પત્રવ્યવહાર, નિકાલ કરવાને વાસ્તે, જોવાની શરૂઆત કરી. સદ્‌ગત ડૉ. બાબાસાહેબ પટવર્ધનના વસિયતનામા પ્રમાણે ટ્રસ્ટી તરીકેની મારી હેસિયતમાં મારે શું શું કરવું જોઈએ એ જોઈને વિગતવાર કાગળ શ્રી. ભાલુતાત્યા જાંભેકરને લખ્યો. શ્રી ગંગાગોવિંદ મંગલ ભુવન[1] અને શિક્ષણ પ્રસારક મંડળ એ બે વચ્ચેના વ્યવહારના દસ્તાવેજનો મુસદ્દો સુધારવા માટે કાગળપત્રો જોયા.

૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભાની બેઠક. વચ્ચે જમવા માટે બંગલા પર આવીને, આવેલી ટપાલ જોઈ. જનારી ટપાલ પર સહીઓ કરીને મોકલી આપી.

શ્રી ઠક્કરબાપાને કચેરીમાં મળ્યો. નીચેની બાબતોનો નિકાલ કર્યો. (૧) ગરબડાના કેન્દ્રની ગામની વસ્તી ૪૫૦૦ છે તો પણ એને મંજૂરી આપવી. (૨) પરીક્ષિતલાલ મજમુદાર તરફથી બનાસકાંઠા અને પંચમહાલના કામોમાં શી મદદ જોઈએ એની યોજના મંગાવી એ સારું કર્યું. (૩) રાસના દવાખાનાની ઈમારતોનો કબજો લઈને શિક્ષણ કેન્દ્ર તરીકે એ દવાખાનાને ચલાવવાનું કામ ટ્રસ્ટના હાથમાં લેવામાં વિચાર થવો ઘટે. કોબા ગામમાંની જમીન લીધી ખરી. પણ ત્યાંનું કામ કેટલુંક થશે એ અંગે બાપાને શંકા રહે છે. પણ એવું હતું તો પછી જગ્યા લેતાં પહેલાં બોલવું જોઈતું હતું. અહીં સવાલ જગ્યા યોગ્ય નથી એવો નથી, પણ સૌ. સરલાદેવીના હાથે કેટલુંક કામ થશે એ પ્રશ્ન. પરંતુ આ દૃષ્ટિથી જોઈએ તો ગુજરાતમાં ક્યાંયે કામ થવાનું મુશ્કેલ જ. ઠીક (૪) મહારાષ્ટ્ર અને મધ્યપ્રાંત (મરાઠી) મળીને એક શિક્ષણકેન્દ્ર ભુસાવળની આસપાસ ખોલવું એ શ્રી. જાજૂજીની કલ્પના બાપાને પણ મંજૂર નથી. પરંતુ સાસવડનું સ્થાન યોગ્ય નથી અને શ્રીમતી પ્રેમાબાઈ કેટલે અંશે કામમાં સ્થિર રહેશે એ સવાલ. જગ્યા આવતા મે માસમાં હું જોઈશ. શ્યામલાલને પણ સાથે રાખશો એવું બાપાએ કહ્યું.

મુકામ પર આવીને પરચૂરણ કામો. અમદાવાદનાં છાપાં જોયાં. પછી એક અમેરિકન બેન Anne Renova અમને પૅરિસમાં મળ્યાં હતાં—તેઓ વૉશિંગ્ટન, ડી. સી. માં Public Relations Counsel અને Journalist છે–કેટલાંક અમેરિકન વૃત્તપત્રો ('The New Leader,' 'Freedom and Union,' 'United Nations World,' 'American Mercury') અને બ્રિટિશ ('World Review') પત્રોનાં પ્રતિનિધિ છે. [તેઓ મળ્યાં]. આ બેન વિષે મારો અભિપ્રાય [કાંઈ] સારો બંધાયો નહીં. નાટકીપણું અને 'ઝબ્બૂશાહી' જણાયાં.

સાંજે લેડી ઈરવિન કૉલેજના હૉલમાં શ્રીમતી રાજકુમારી અમૃત કૌર[2]ના પ્રમુખપદ હેઠળ ગાંધી ફંડની મદદ માટે નૃત્યો થયાં. સિલોનનાં, પ્રાચીન પદ્ધતિનાં. તે જોવા ગયો હતો. સૌ.વતીની તબિયત સારી નહોતી એટલે એ આવી ન શકી. એની ટિકિટનો ઉપયોગ Renova બેન માટે કર્યો. નૃત્યો ઠીક હતાં. મૃદંગ જેવું વગાડવા માટેનું જે વાદ્ય હતું એનો અવાજ ખૂબ જ મોટો હતો. નૃત્યોમાં ગતિ, rhythm અને vigour સરસ હતાં.

રાત્રે ભોજન બાદ પરચૂરણ વાચન અને પછી વિશ્રાંતિ.

## તા. ૮ ફેબ્રુઆરી ૧૯૪૯, મંગળવાર
## [નવી દિલ્હી]

સવારે ઑફિસનું કામ. પછી કાગળો. અકોલાના 'કિસાન' નામના સાપ્તાહિકના તા. ૫/૨ ના અંકમાંના તંત્રીલેખમાં 'सत्यकथा' માસિકમાં મેં કશુંક કહ્યા ારથી પ્રખર ટીકા છે. 'सत्यकथा' માસિક માટે કશું ાખ્યાનું મને યાદ પણ આવતું નથી–મેં લખ્યું પણ ાથી! કદાચ, મારા કોઈક સ્થળના લખાણનો અગર ાાષણનો વિકૃત ઉતારો લઈને પ્રસિદ્ધ કરાયો હશે! ાણ તેવી યે શક્યતા નથી. એટલે, એ લેખની નકલ ાંગાવવા માટે 'કિસાન'ના સંપાદકને કાગળ લખ્યો. એ જ પ્રમાણે Personal Press Service[૩]ના શ્રી ઠાકુરને પણ લખ્યું.

૧૦–૩૦ થી ૪ સુધી ધારાસભાની બેઠક. વચ્ચે બપોરના જમણ માટે ઘેરે આવી ગયો. આવેલી ટપાલ જોઈ અને જનારી ટપાલ પર સહીઓ.

સાંજે ૫–૧૫ થી ૬–૧૫ સુધી ડૉ. બક્ષી ટેકચંદ[૪]ની પુત્રીના લગ્નના સમારંભ માટે બિકાનેર હાઉસમાં જઈ આવ્યો. ઍસેમ્બ્લીના સભ્યો તથા બીજા ઘણા બધા લોકો મળ્યા. ડૉ. આંબેડકર[૫] મળ્યા હતા. ગવર્નર-જનરલના પગારને ઈન્કમ ટૅક્સમાંથી મુક્ત કરનારો ઑર્ડિનન્સ તદ્દન ગેરવાજબી અને ગેરકાયદેસર છે એવા મારા અભિપ્રાય સાથે તેઓ સહમત થયા. એમણે પણ વિરોધી અભિપ્રાય આપ્યો હતો. પરંતુ રાજાજી[૬] સત્યાગ્રહ (?) કરે એવો વારો આવે તેથી [એવું રાજાજીએ કહ્યાથી] સરકારે ઑર્ડિનન્સ બહાર પાડ્યો!

સાંજે ઘેર આવીને પછી વલ્લભભાઈને ત્યાં જઈ આવ્યો. મુખ્ય હેતુ, ઉપર નિર્દેશેલા ઑર્ડિનન્સ વિષે વાત કરવાનો. ગવર્નમેન્ટ ઑફ ઈંડિયા ઍક્ટની કલમ ૪૨[૭] પ્રમાણે emergency હોય તો peace and good government માટે ઑર્ડિનન્સ બહાર પાડી શકાય છે. ગવર્નર-જનરલના પગારમાંથી ઇન્કમ ટૅક્સ લેવો નહીં એવી મુક્તિ આપનારો આ ઑર્ડિનન્સ છે. ઍસેમ્બ્લી તા. ૧ ફેબ્રુઆરીથી શરૂ, અને આ ઑર્ડિનન્સ થોડા દિવસ અગાઉ બહાર પાડ્યો! હવે આમાં emergency ક્યાં અને peace and good governmentનો સવાલ શો આવે છે? મેં વલ્લભભાઈને સ્પષ્ટ કહ્યું કે સત્તાનો આ દુરુપયોગ (abuse of power) છે અને આવા બેધડક ખોટા અર્થો જો તમારી સરકાર કરવા લાગે તો તમારા પર અમે ભરોસો કેવી રીતે રાખીએ? દેશનું નાવ તમારા હાથમાં સલામત રહેશે એની ખાતરી શી? વારુ, આ વટહુકમ (ordinance) શા સારુ બહાર પાડ્યો? ૭ મહિના પછી ધારાસભા સમક્ષ આવવું જ પડવાનું ને? પગાર વિષે લોકો ટીકા કરે છે એ કારણે સભાગૃહને બાજુ પર રાખવા સારુ આ વટહુકમ બહાર પાડ્યો એવું કહીએ તો અદૂરદષ્ટિની હદ જ થઈ કહેવાય. આપણામાંના મોટા મનાતા લોકો આ રીતે વર્તવા લાગ્યા છે એનો અર્થ આપણી નૈતિક ભૂમિકા કેટલી હીન છે એવો જ નથી થતો વારુ!! અને આ લોકો ગાંધીજીનું નામ લઈને એમનાં તત્ત્વો પ્રમાણે ચાલવાનો લોકોને ઉપદેશ આપવાની ધૃષ્ટતા કરે છે. મારી સઘળી ટીકા શ્રી. વલ્લભભાઈએ મૂંગે મોઢે સાંભળી લીધી અને [તેઓ] એટલું જ બોલ્યા કે, 'હું આનાથી વિરુદ્ધ [અભિપ્રાયનો] હતો, પણ હું બારડોલી [અને] ગુજરાતના પ્રવાસમાં ગયો હતો એ [મારી] ગેરહાજરીમાં આ બનાવ બન્યો.' આ તો સવિશેષ શોચનીય. ઠીક. [ધારાસભાના] સભ્યના જે પ્રશ્ન પરથી આ ઑર્ડિનન્સનો સવાલ ઉપસ્થિત થયો તે પ્રશ્ન મંજૂર કરવાનો વિચાર મેં રાખ્યો છે. વલ્લભભાઈના સેક્રેટરી શ્રી શંકરે[૮] મારા વિચારને પુષ્ટિ આપી. તેમ છતાં વલ્લભભાઈએ એક દિવસ થોભી જઈને પછી જે કરવાનું હોય તે કરજો એમ કહ્યું એ મુજબ હું થોભવાનો છું. બીજો સવાલ ડેપ્યુટી સ્પીકરના પગારનો; અગાઉ માસિક પગાર એક હજાર રૂપિયા હતો. શ્રી. આય્યંગરને ૧૫૦૦ જોઇએ છે! આપણા લોકો બોલતા હતા શું અને [હવે] કરવા શું ધારે છે? એક હજાર રૂપિયા કરતાં વધારે પગાર હોય તે યોગ્ય નથી એવો મારો અભિપ્રાય જણાવ્યો. વલ્લભભાઈને પણ તે માન્ય છે. વલ્લભભાઈને ત્યાં શ્રી. ઠેબરભાઈ[૯], પૂર્વ પંજાબના ડૉ. ગોપીચંદ ભાર્ગવ[૧૦] આદિ લોકો મળ્યા.

રાત્રે......એ મારી ખબર લઈ નાખી. મારું જ દુર્ભાગ્ય કે મારી નજીકના લોકો વર્ષોનાં વર્ષો વીત્યા

છતાં મને ઓળખી શકતા નથી, અગર મારા દોષો તરફ સહાનુભૂતિથી જોતા નથી. પણ એક અર્થમાં એમની [વાત] પણ બરાબર જ છે. એ લોકો કેવળ એમના પોતાના જ દૃષ્ટિબિંદુથી જુએ છે. [સહુની] વચ્ચે હું એકલો પડી ગયો. એટલે સહુ મારા પર જ હલ્લો ચલાવે એ સ્વાભાવિક. મારી કેટલીક ભૂલો છે. પણ મને લાગે છે કે એકંદરે જોતાં તે એટલી ગૌણ છે કે એમની તરફ દુર્લક્ષ કરીને સરવાળે મારા તરફ જોવું [ઘટે]. કાંઈ નહીં તો સહાનુભૂતિ પણ રાખવી. પરંતુ આ મારો દૈવયોગ. સ્વજનોનો એમાં વાંક નથી. ઠીક.

## તા. ૯ ફેબ્રુઆરી ૧૯૪૯, બુધવાર
## [નવી દિલ્હી]

સવારે નિત્યવિધિ. ઑફિસકામ. પછી કાગળો અમદાવાદમાં શ્રી. રામજી મંદિર, ગંગાગોવિંદ મંગલ ભુવન, ચિ. કેશવ ગજાનનની[11] હવેલીનો ભાગ મ્યુનિસિપાલિટીને શાળાને વાસ્તે ભાડે આપ્યો છે એ અંગે તથા બીજી બાબતો વિષે શ્રી. ભાઉકાકા જાંભેકરને કાગળ. શ્રીમતી પાર્વતીબાઈ પટવર્ધનના સસરા શ્રી. બાબાસાહેબ પટવર્ધનના વસિયતનામામાંના દત્તકના ઉલ્લેખ અંગે શ્રી. ભાલુતાત્યાને પત્ર. સંકટનિવારણ ફંડની અને બીજી સિલકોના ઉપયોગ અંગે કસ્તુરભાઈને પત્ર તથા બીજા કાગળો લખાવ્યા.

૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભાની બેઠક. ત્યાં ૧૨-૧૫ થી ૧૨-૪૫ સુધી કરાંચીના હાઈ કમિશનર શ્રીયુત શ્રી પ્રકાશ (હવે આસામના ગવર્નર) મળ્યા. સ્વામીનારાયણ મંદિરની હકીકત એમણે કહી. ખૂબ દુઃખદ. આચાર્યોના...એ 'પાઘડી' લઇને ૧૭ મુસલમાનોને મંદિરની જગ્યામાં ઘુસાડ્યા! બીજી પણ હકીકતો [શ્રી પ્રકાશે] કહી. બંગલા પર આવીને ટપાલ [પર] સહીઓ કરીને અને ભોજન આટોપીને પાછો [ધારાસભામાં].

૪-૧૫ વાગ્યે બંગલા પર [પાછો] આવ્યો. શ્રીમતી સુશીલા પૈ[12] મળ્યાં. કસ્તુરબા ફંડની બાબતો વિષે વાતચીત થઈ. પછી થોડો વખત રોજનીશી-લેખન. ઑફિસકામ. થોડો વખત પરચૂરણ વાચન અને વિશ્રાંતિ. ૭ થી ૭-૩૦ પૅરિસના પ્રોફેસર રેનૌ સાથે મુલાકાત. આ ગૃહસ્થ પૅરિસ યુનિવર્સિટીમાં સંસ્કૃતના પ્રોફેસર હોઈ વેદ અને વ્યાકરણ એ એમના વિષયો છે. યુરોપીઅન લોકોની ચિકાટી અને વિદ્યાપ્રિયતા જોઇને આપણે શરમથી માથું નીચું ઝુકાવવું જોઇએ! સંસ્કૃત ભાષા આપણી; આપણી સંસ્કૃતિ, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન વગેરે બધું એમાં. પરંતુ એનો અભ્યાસ, એનો કોશ, એના ગ્રંથોની હસ્તપ્રતો યુરોપમાં!

ભોજન બાદ ઑફિસકામ. રોજનીશી-લેખન અને પરચૂરણ વાચન.

સૌ.વતીની તબિયત હજી સંપૂર્ણ સારી થતી નથી. રક્તસ્રાવ પૂરો અટકતો નથી. ચિંતા થાય છે. પણ ઉપાય નથી. ઇશ્વરેચ્છા પ્રમાણે સઘળું બધું થયા કરતું હોય છે.

રાત્રે અવારનવાર આંખ ખૂલી જતી હતી એટલે આચાર્ય કૃપાલાનીના[13] 'Future of the Congress' એ નામે ત્રણ લેખો પ્રસિદ્ધ થયા છે તે વાંચ્યા. એમણે લેખો વિચારપૂર્વક અને માર્મિકતાથી લખ્યા છે. પરિસ્થિતિનું પૃથક્કરણ ઉત્તમ અને સચોટ છે. મારા વિચારો સાથે આ વિચારો મહદ્ અંશે બંધબેસે છે. પણ એ કારણે જ એક વિચાર અંગે વધુ ઉત્કટ ચાલના મળી. આ ટીકા, આ પૃથક્કરણ ઉત્તમ છે તો પછી એ દૃષ્ટિથી હું પોતે શું કરું છું? કેવી રીતે વર્તું છું? બે બાબતોનો વિચાર થવો ઘટે એમ ઠરાવ્યું: (૧) માસિક પગાર બે હજાર રૂપિયા રાખવો. એટલે એમાંથી જ ઈન્કમ ટૅક્સ વગેરે બાદ થાય. હાલમાં ઈન્કમ ટૅક્સ બાદ કરતાં રૂા. ૨૭૮૦ અંદાજે થાય છે. એ પૈકી હું બે હજાર રૂપિયા લઉં છું. પણ આટલી યે રકમ વધારે જ નથી વારુ?[14] (૨) હું રહું છું એટલો મોટો ડોળદમામવાળો બંગલો શા સારુ [જોઇએ]? નાનો બંગલો હોવો ઘટે.[15] ઠીક.

## તા. ૧૦ ફેબ્રુઆરી ૧૯૪૯, ગુરુવાર
## [નવી દિલ્હી]

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો. ઑફિસનું કામ. ગંગાગોવિંદ મંગલ ભુવનના દસ્તાવેજનો મુસદ્દો જોઈ રહ્યો હતો. નાનકડો બંગલો મને આપવા અંગે શ્રી. કાકાસાહેબ ગાડગીળને[16] સવિસ્તર કાગળ.

૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભાની બેઠક. વચ્ચે, જમવા માટે આવી ગયો. આવેલી અને જનારી ટપાલ જોઈ. આજની ટપાલમાં મુરબ્બી અંબૂતાઈ પરાડકર

ી ચિ. ગજાબાપુ પરાડકરનો કાગળ છે. મેં હિસાબો ોરે મોકલ્યા એને લીધે એ લોકોને સારું લાગ્યું અને થી કૃતજ્ઞતા વ્યક્ત કરી છે. મને પણ સારું લાગ્યું. ં જે] કર્યું તેની કદર થઈ. ઠીક.

સવારે ડૉ. કેળવકરને બોલાવીને સૌ.વતીની તબિ-ત અંગે તપાસ કરવાનું જણાવ્યું. અહીં શ્રીમતી ાયડૂ નામનાં એક દાક્તર-બાઈ છે એમણે તપાસી જોવું એમ નક્કી થયું [અને] એ પ્રમાણે આવતી કાલે સાંજે પાંચ વાગ્યે એમને ત્યાં જવાનું નક્કી થયું છે.

સાંજે પરચૂરણ કામો. કેટલાક કાગળો લખાવ્યા. મહા-ત્મા ગાંધી સ્મારક ફંડની બાબતમાં ડૉ. રાજેન્દ્રપ્રસાદ[૧૭]નો કાગળ આવ્યો છે. એક હજાર રૂપિયાનો મારો ચેક બીડીને મારા વિચારો દર્શાવતો પત્ર લખાવ્યો છે.

સાંજે ડૉ. કેળવકર અને [ડૉ.] પંડિત આવ્યા હતા. સૌ.વતીની તબિયતના સમાચાર અને બીજી ઘણી બધી વાતો કરી.

ભોજન બાદ રોજનીશી-લેખન.

## તા. ૧૧ ફેબ્રુઆરી ૧૯૪૯, શુક્રવાર
## [નવી દિલ્હી]

સવારે ઑફિસનું કામ. કાગળો, વગેરે.

૧૦।। થી ૧ સુધી ધારાસભા. પછી મુકામ પર આવીને ફરી ધારાસભામાં ગયો. ૩ાના અરસામાં બંગલા પર આવ્યો. આવતી કાલે ગુજરાત વિદ્યાસભામાં મારે કરવાના હિંદી ભાષણની નકલ (છાપેલી) આજે મારા હાથમાં આવી. ટાઇપ એટલો ઝીણો અને એટલો અસ્પષ્ટ છે કે એ વાંચવું કેવી રીતે? એટલે, સ્પષ્ટ અને મોટા અક્ષરોમાં એક નકલ લખીને તૈયાર રાખવા માટે તાર કર્યો. ભાષણ ખૂબ લાંબું થયું છે. કેટલોક ભાગ કાપી નાખવો પડશે.

સાંજે સૌ.વતીને અહીંની ઝનાના ઇસ્પિતાલનાં ડૉક્ટર કુ. નાયડૂને ત્યાં લઈ ગયો. સાથે શ્રી. સૌ. સુંદરાબાઈ (માઈ) પંડિત અને શ્રી. સૌ. કેળવકર હતાં. આશરે સવા કલાક એમણે તપાસ કરીને સૌ. વતીના ગર્ભાશયમાં ગાંઠ છે (Filroid) અને એને કારણે રક્ત-સ્રાવ થાય છે એવું કહ્યું. તબિયતની કાળજી રાખવી જોઇશે, તેમ છતાં ચિંતા કરવાનું કારણ નથી. આ અંગે આગળ જતાં શસ્ત્રક્રિયા પણ કરવી પડશે એવો એમનો અભિપ્રાય છે. કાંઈ નહીં તો અત્યારે માત્ર ચિંતા, દોડધામ અને ખર્ચની બાબત બની છે ખરી. A stitch in time saves nine, પણ સંકોચ-ને કારણે અને અજ્ઞાનને લીધે આપણે જલદી પ્રયત્ન-શીલ થતાં જ નથી એ આપણો સાર્વત્રિક એવો સામાજિક દોષ છે. ઠીક.

રાત્રે ડૉ. કેળવકર, [ડૉ.] પંડિત અને [ડૉ.] કર્નલ શેવડે આવ્યા હતા. સૌ.વતીની બીમારીનું નિદાન અને આગળ ઉપર [કરવાની] ઉપાય-યોજના એ વિષે ચર્ચા થઈ. ડૉ. ખાનોલકર (મુંબાઇ)ને ડૉ. પંડિતે કાગળ લખીને [પૂછ્યું કે] મુંબાઇ લઈ જવાની જરૂર છે કે કેમ, એ વિષે તપાસ કરવી એમ નક્કી થયું, અને આવતી કાલે મારે અમદાવાદ જવામાં વાંધો નથી એવું પણ એમણે કહ્યું. વિલિંગ્ડન નર્સિંગ હોમમાં સૌ.વતી જવાથી તેને જરૂરી એવી વિશ્રાંતિ સરસ મળશે એમ લાગવાથી એને પૂછ્યું અને એણે પણ ખુશીથી 'હા' પાડી. એક બાબત અંગેનો મન પરનો ભાર ઓછો થયો.

સાંજે શ્રી. બખલે (કર્નલ)ને ઘેર જઈ આવ્યો. પરમ દિવસે એમની પૌત્રીનાં લગ્ન છે. અમે કોઈ જઈ શકીશું નહિ માટે મળી આવ્યો. ત્યાંથી વલ્લભભાઈને ઘેર ગયો. પંડિતજી [જવાહરલાલ નહેરુ] પણ ત્યાં જ હતા. સૌ. વતીની બીમારીની હકીકત મેં કહી.

રાત્રે થોડો વખત ઑફિસનું આવશ્યક કામ અને આવતી કાલ માટેના સામાનની તૈયારી.

રાત્રે ઊંઘ સારી આવી નહિ. સૌ.વતીની બીમારીના જ વિચારો આવ્યા કરતા હતા. એનો અર્થ એ જ કે દેહનું નશ્વરપણું અને અનાસક્તિની આવશ્યકતા એ મગજમાં ઊતરી તો પણ અમલમાં મૂકવી બહુ કઠણ છે. ઠીક. ઇશ્વરની ઇચ્છા એમ હું કહું છું ખરો, પણ ઇશ્વરમાં સાચેસાચ એટલી શ્રદ્ધા છે ખરી? છે એમ જો હું કહું તો માયા-પડળો, મોહ એ બધું ખૂબ જ છે એમ કબૂલ કરવું જોઇએ. કાંઈ નહીં તો આ પડળો-ને દૂર કરવા જેટલા પણ મારા પ્રયાસો અને ઇશ્વરની કૃપા એ [બન્ને] જોઇએ જ. ઠીક.

## તા. ૧૨ ફેબ્રુઆરી ૧૯૪૯, શનિવાર
## [નવી દિલ્હી, અમદાવાદ]

પરોઢિયે ઊઠીને નિત્યવિધિ આટોપીને સૌ.વતીની

વિદાય લઈને બરાબર ૬॥ વાગ્યે વિલિંગ્ડન વિમાનઘર પર આવ્યો. પંડિતજી સાથે [એમના] ખાસ વિમાનમાં અમારે જવાનું હતું. મ્હૈસુર સરકારનું વિમાન હતું. બરાબર ૬–૪૫ વાગ્યે નીકળ્યા. ૯–૪૫ વાગ્યે અમદાવાદ પહોંચીશું એવી ધારણા.

વિમાનમાં સમય મળ્યો એનો ખૂબ જ સરસ ઉપયોગ થયો. સાથે શ્રી. મુનશી અને ડૉ. જીવરાજ મહેતા હતા એમની સાથે પણ મહત્ત્વની બાબતો અંગે ચર્ચાઓ થઈ. પંડિતજી સાથે વાતો કરવા માટેની કેટલીક બાબતો હોવા છતાં દિલ્હીમાં સ્વસ્થતા અને સમયનો એમની અને મારી–મારી કરતાં પણ એમની–પાસે અભાવ જ. એમની [નેહરુ] સાથે નીચેના મુદ્દાઓ પર વાતચીત થઈ: (૧) ભારત સરકાર ઉપરાઉપરી વટહુકમો–ordinances–બહાર પાડે છે તે બરાબર નથી. [એવી રીતે વારંવાર વટહુકમો બહાર પાડવા તે] લોકશાહીની વિરુદ્ધ છે એટલું જ નહિ બલ્કે સરકારી તંત્રને [એનાથી] સરમુખત્યારશાહીની ટેવ પડે છે. ગવર્નર-જનરલ રાજાજીના પગારની બાબતમાં ઈન્કમ ટૅક્સને માફ કરતો વટહુકમ બહાર પાડ્યો તે સત્તાનો દુરુપયોગ જ હતો. ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટની ૪૨મી કલમ પ્રમાણે આવો વટહુકમ બહાર જ પાડી ન શકાય એ [મેં] તેમને દર્શાવ્યું, અને આ રીતે જો ગેરકાયદેસર વટહુકમો બહાર પાડવા માંડો તો તમારી સરકાર પર ભરોસો કેવી રીતે રાખવો? એમનો બચાવ સાવ મોળો હતો—રાજાજીનો આગ્રહ! પણ મેં એમને પૂછ્યું કે, 'ઠીક. ૭ માસ પછી વટહુકમ ખલાસ થયા બાદ ધારાસભા સમક્ષ આવશો જ ને? તો પછી અગાઉ જ કેમ ન આવ્યા? You should have faced the music now rather than six months hence with the additional charge of issuing illegal ordinances by abuse of power.' એમનો જવાબ વિસ્મયજનક હતો: 'ત્યાં સુધીમાં નવું બંધારણ અમલમાં આવશે.' ૭ માસમાં બંધારણસભા પોતાનું કામ પૂરું કરશે એવી આશા આકાશકુસુમવત્ છે એવું મેં તેમને કહ્યું. એમને પણ તે સ્વીકાર્ય હોય એવું લાગ્યું. (૨) ધારાસભામાં રજૂ થનાર કામકાજની બાબતમાં પ્રધાનમંડળ (Cabinet)માં સંવાદ (co-ordination) જણાતો નથી. દરેક પ્રધાન પોતાનું ખાતું અને કામ એટલું જ છૂટક દૃષ્ટિથી ચલવે છે એમ લાગે છે. એનું ઉદાહરણ એટલે હમણાં જ રજૂ થએલું Transfer of Property Bill. એટલે, આ બાબતમાં એમણે કશુંક કરવું જોઈએ.

શ્રી. મુનશી સાથે નીચેની બાબતો વિષે વાતચીત થઈ: (૧) ગુજરાત યુનિવર્સિટી ઍક્ટમાં શિક્ષકવર્ગને જે સંખ્યામાં પ્રતિનિધિત્વ આપ્યું છે તે સંખ્યા વધારે છે એવું શ્રી. મુનશીનું કહેવું છે. એમને મુંબાઈ યુનિવર્સિટીનો અનુભવ છે એ પરથી, શિક્ષક-મંડળના હાથમાં સત્તા ગઈ તો આર્થિક ફાયદાની દૃષ્ટિથી પરીક્ષા, નિમણૂંકો વગેરે બાબતોમાં ખટપટ અને જૂથબંધી થશે. એટલે, શિક્ષકો સિવાયના બહારના વજનદાર લોકોનું વર્ચસ્વ જોઇએ એવું એમનું કહેવું મેં સાંભળી લીધું; પણ મને આ વાત ગળે ઊતરતી નથી. શિક્ષક નથી એવા લોકો લીધા હોય તો પણ એ કારણે જૂથબંધી અને ખટપટ દૂર થશે ખરી? જ્યાં જાહેર, ખાનગી અગર વ્યક્તિગત વર્તનમાં નીતિમત્તાનું, સત્યાચરણનું ધોરણ જ ઓછું છે ત્યાં ખટપટ ચાલવાની જ. લોકશાહી સરકારોમાં રાજકારણી (politicians) લોકોની ખટપટો, જૂથબંધીઓ નથી વારુ? તેથી કાંઈ લોકશાહી ન જોઈએ અગર ત્યાં શિક્ષકવર્ગ જોઈએ એવું [આપણે] કહીએ છીએ ખરા? એટલે, સવાલ ખરેખર આપણી સર્વસામાન્ય નીતિમત્તાની ભૂમિકા ઉચ્ચ કક્ષા પર લાવવાનો છે. અમુક વર્ગ જ ખટપટી અને અમુક નહીં એવો પ્રકાર નથી. બધા જ અત્યારે એક માળાના મણકા છે. સવાલ [છે] ઓછાવત્તા પ્રમાણ (degree)નો. માટે, યુનિવર્સિટી એ જો વિદ્વાનોનું ક્ષેત્ર [છે] તો ત્યાં શિક્ષકોને પ્રાધાન્ય આપી જોઇએ! જો રાજકારણી લોકોને સરકારમાં અવકાશ [હોય] તો શિક્ષણક્ષેત્રમાં શિક્ષકોને અવકાશ આપવાનો પ્રયોગ કરી જોઈએ. કાંઈ નહીં તો હું માત્ર એમના [મુનશી] જેટલો નિરાશાવાદી નથી. વળી, બીજો પણ એક મુદ્દો છે. મુખ્ય રિપોર્ટ પર મારી સહી છે. તે મને માન્ય છે. એટલે એ રિપોર્ટની વિરુદ્ધ જઈને શ્રી બાળાસાહેબ ખેર સાથે ગુફતેગો કરીને રિપોર્ટમાંની ભલામણોની વિરુદ્ધ હું નવો ખરડો [તૈયાર]

કરાવું તે કેવી રીતે યોગ્ય અગર નૈતિક બને? એ કારણે મારા સાથીદારોનો વિશ્વાસઘાત થતો નથી વારુ? ઠીક. મેં શ્રી. મુનશીને કશો જ જવાબ આપ્યો નહીં. (૨) અત્યારે અમારી ગુજરાત વિદ્યાસભા, મુંબાઈનું ગુજરાત સંશોધન મંડળ[૧૮], ફાર્બસ સભા[૧૯] વગેરે [સંસ્થાઓ] સંશોધનાત્મક લેખો પોતપોતાનાં જુદાંજુદાં સામાયિકોમાં પ્રસિદ્ધ કરે છે એને બદલે આ ત્રણ સંસ્થાઓ અને ગુજરાત સાહિત્ય સભા એમ ચારેયે મળીને એક સરસ સંશોધનાત્મક સામાયિક પ્રગટ કરવું તે વધારે સારુ નથી વારુ? મને આ કલ્પના માન્ય છે. પણ શ્રી. મુનશીના સ્વભાવ મુજબ એમનું વર્ચસ્વ (bossing) ચાલવાની બીકે સાહિત્યિક લોકો કેટલે અંશે માન્યતા આપશે, કોને ખબર? આ બાબતનો વિચાર કરવાનું વચન મેં એમને આપ્યું છે.

ડૉ. જીવરાજ સાથેની મુખ્ય વાતચીત વડોદરા યુનિવર્સિટી વિષેની થઈ. મુંબાઈ રાજ્યમાં વડોદરા વિલીન થશે એટલે તેમ થતાં પહેલાં વસતિગૃહયુક્ત (Residential—એને ભારતમાં 'આશ્રમિક' કહે છે અને તે પ્રયોગ મને સરળ તથા આશ્રમજીવનની યાદ અપાવનારો, માટે વધારે સારો લાગે છે) યુનિવર્સિટી સ્થાપવાનો એમનો વિચાર યોગ્ય જ છે. પોતાના હાથમાં [છે] તે ગુમાવીને પછી મુંબાઈ સરકારની આજીજી કરીને ભીખ માગતા રહેવા કરતાં એમને તંત્ર સોંપતા પહેલાં જ નિર્ણય કરેલો સારો. પણ મને એક બાબત પર ફેરવિચાર કરવા જેવી લાગે છે તે, એ યુનિવર્સિટીને અન્ય બહારની કૉલેજોને માન્યતા (affiliation) આપવાનો અધિકાર આપ્યો છે તે વિષે છે. વડોદરા જો સ્વતંત્ર રાજ્ય જ રહેવાનું હોય તો વાત જુદી, પણ વિલીનીકરણ બાદ માન્યતા (affiliation) આપનારી બે યુનિવર્સિટીઓ ગુજરાતમાં હોય તે ઇષ્ટ નથી. માન્યતા આપનારી એક જ યુનિવર્સિટી અને બીજી બધી 'આશ્રમિક' (residential) યુનિવર્સિટીઓ હોય. એટલે, આ પ્રમાણે, વડોદરા સરકારે એના પ્રથમ હુકમમાં ફેરફાર કરવો એવું મારું એમને કહેવું હતું. આ વાત એમને સામાન્યતઃ માન્ય [હોય એમ] જણાઈ, પણ પોતાના પ્રધાનમંડળને અને વીસનગર, પેટલાદ તથા નવસારીના લોકોને પૂછવું જોઈએ એમ તેમણે કહ્યું. અલબત્ત, એ યોગ્ય જ છે. એમનો પ્રથમ હુકમ વિલીનીકરણની પહેલાંનો હતો, અને હવે વિલીનીકરણનો હુકમ જલદી થયો હોવાથી પરિસ્થિતિ બદલાઈ છે, એવું પણ તેઓ બોલ્યા. આણંદની બિર્લા ઍન્જિનિયરિંગ કૉલેજની બાબતમાં તેમજ ગુજરાત વિદ્યાસભાના શતાબ્દી-ઉત્સવની બાબતમાં અનુક્રમે કઈ કઈ શંકાકુશંકાઓ શ્રી. ભાઈલાલ પટેલને થઈ અને સ્થાનિક લોકોએ (કૉંગ્રેસ) [શી] ખટપટો કરી તે કહ્યું.

વિમાન અમદાવાદ પચાસ મિનિટ મોડું પહોંચ્યાથી મારે ઘણી દોડધામ થઈ. વિમાનઘર પર પંડિતજીના સ્વાગતાર્થે ઘણા લોકો આવ્યા હતા. શ્રી. મોરારજીભાઈ પણ હતા. છતાં, મારી તરફ જોઈને, માત્ર નમસ્કાર કરવાનું યે એમનાથી બન્યું નહીં! હું સહુ લોકોને નમસ્કાર કરીને તરત જ આગળ નીકળી ગયો. પ્રથમ મંગળ પારેખના ખાંચામાં (શાહપુર) શ્રી. દોલતરામ ઉમેદરામને[૨૦] મળવા ગયો. તેઓને લકવાની બીમારી છે. આશરે ૭૦–૭૫ની ઉંમર છે. મારે એમને મળવું એવી એમની તીવ્ર ઇચ્છા, માટે ગયો હતો. જૂનાં અનેક વર્ષોનો સંબંધ. [શ્રી. દોલતરામ આ બીમારીમાંથી] સાજા થશે કે કેમ એ પ્રશ્ન જ. એટલે જઈ આવ્યો.

ત્યાંથી સીધો પ્રેમાભાઈ હૉલમાંની વ્યવસ્થા નિહાળવા ગયો. એકંદરે વ્યવસ્થા સુંદર, સંપૂર્ણ અને કલામય હતી. હૉલમાંનાં તૈલચિત્રો ઉત્તમ રીતે ગોઠવ્યાં હતાં. રંગ પણ સરસ કરેલા. ફૂલોની [ગોઠવણી], વૃક્ષોનાં પાંદડાંનાં તોરણો, બેસવાની વ્યવસ્થા વગેરે બધું ઉત્તમ હતું. બધાં જ મિત્રોએ ખૂબ મહેનત કરી. પણ સૌથી વધુ શ્રેય શ્રી. સુરોત્તમ હઠીસિંગને આપવું જોઈએ. ઠીક. ત્યાં જે સૂચનાઓ કરવાની તે કરીને ઘેર આવ્યો.

ઘેર આવીને દાઢી, સ્નાન, ઘરનાંઓ સાથે વાતોચીતો, ટપાલ જોઈ, વગેરે. મુલાકાતીઓ પણ આવ્યા હતા.

ભોજન બાદ શ્રી સ્વામિનારાયણ મંદિર (કરાંચી) ની બાબતમાં શ્રી. નંદુભાઈ મંછારામને બોલાવીને બધી હકીકત કહી......ને પાછા બોલાવવા જ જોઈએ એમ આગ્રહપૂર્વક કહ્યું. અલબત્ત, એમને મારી વાત મંજૂર જ છે.

પછી મારું આજ બપોરનું ભાષણ જોવા લીધું. ૧૫–૨૦ મિનિટમાં તે આટોપવું જોઈએ માટે એમાં

સારી એવી કાપકૂપ કરવી પડી. આ કામ માટે પણ સ્વસ્થ સમય મળ્યો નહીં. ઉતાવળમાં જ કરવું પડ્યું.

૨–૩૦ વાગ્યે પ્રેમાભાઈ હૉલમાં આવ્યો. ૨–૪૦ વાગ્યે પંડિતજી આવ્યા. એમનો અને અધ્યાપકવર્ગનો પ્રથમ [પરસ્પર] પરિચય કરાવ્યો અને પછી ઉપર એમને લઈ ગયો. ત્યાર બાદ ૪–૧૫ સુધી અમારો કાર્યક્રમ થયો. વૈદિક અને મુસલમાની પ્રાર્થના, 'જય જય ગરવી ગુજરાત' ગાયન, સંદેશાવાચન, મારું ભાષણ, પંડિતજીનું ભાષણ, આભાર અને છેલ્લે 'જન ગણ મન' ગીત. આ પ્રમાણે કાર્યક્રમ બરાબર વખતસર પૂરો થયો અને પંડિતજીને નીચે વિદાય આપીને હું આવ્યો.

ત્યાર પછી મારે કૉંગ્રેસ હાઉસમાં પંડિતજી સાથે ચા માટે જવાનું હતું. પણ રસ્તામાં મોટરોની ભીડ એટલી હતી કે પ્રેમાભાઈ હૉલથી ભદ્રમાં જતાં અડધો કલાક લાગ્યો. સહુ લોકો ચા લઈને નીકળતાં હતાં ત્યાં જ હું જઈ પહોંચ્યો અને પછી હું એકલો જ રહ્યો તે ચા [પણ એકલો જ] પીને ભદ્રમાં ઘેર આવ્યો.

ત્યાર બાદ શ્રી. નીમાબહેનને ત્યાં (નીમાબહેન બકુભાઈ)[૨૧] બાલમાનસ સંશોધન અને અભ્યાસ વગેરે માટે આશરે દોઢ લાખ રૂપિયા યુનિવર્સિટીને આપવાની એમની ઇચ્છા છે. લગભગ દોઢ વર્ષ પહેલાં પણ તેમણે [આ અંગે] વાત કરેલી, ચર્ચા કરી હતી. પરંતુ આ [બધાં] દાતાઓની ઇચ્છા [એ કે] દરેક ચીજ ૧૦૦ ટકા પોતે તૈયાર કરીને આપે એવી યોજના પ્રમાણે થવી જોઈએ એમ હોય છે! એમ કેવી રીતે બને? [દાતાઓએ] સામાન્ય રૂપરેખા આપીને, જણાવેલી મર્યાદામાં, વિગતોની બાબતમાં કાર્યકર્તાને પૂરેપૂરો અવકાશ હોવો જોઈએ. આવું ધોરણ સ્વીકાર્યું [હોય] તો જ પૈસાનો ઉત્તમ વિનિયોગ થવાનો. મેં એમને આ જ સમજાવવાનો પ્રયાસ કર્યો. એ પ્રમાણે મુસદ્દો પણ સુધારી આપ્યો. જોઇએ [હવે તેઓ] શું કરે છે તે! પણ એકંદરે, સાંજની જાહેર સભામાં અને માનપત્ર-સમારંભમાં ન જતાં હું શ્રીમતી નીમાબહેનને ત્યાં ગયો એ જ સારું થયું. એમની માંદગીમાં [આ] મુલાકાત [થઇ]. દાનની બાબતમાં તરત ફળપ્રાપ્તિ ન થઈ તો પણ એક ડગલું આગળ પડ્યું એ ચોક્કસ.

ત્યાંથી બંગલા પર આવ્યો. શ્રી સ્વામિનારાયણ આચાર્યોના વકીલ શ્રી ભાલજી અને કારભારી ઈશ્વરભાઈ આવ્યા હતા કરાંચી મંદિરની બાબતમાં મારો અભિપ્રાય સ્પષ્ટપણે કહ્યો અને......ને પાછા બોલાવી લેવા જ જોઈએ એવું પણ આગ્રહપૂર્વક કહ્યું. શ્રી. ભાલુતાત્યા જાંભેકર, રસિકભાઈ આદિ લોકો પણ આવ્યા. એમને ભોજન બાદ બોલાવ્યા છે.

શ્રી. અંબાલાલભાઈનો ખૂબ જ આગ્રહ. એટલે મારી ખેંચતાણ કરીને પણ કૅલિકો મિલમાંના એમના પ્રદર્શન માટે ૮। થી ૯। સુધી ગયો. પ્રદર્શન સરસ છે. કાયમ માટે રાખવાના છે. એટલે નિરાંતે [પછી] જોઈશું. ત્યાં ઘણા બધા લોકો મળ્યા. શ્રી. બાળાસાહેબ ખેર પણ મળ્યા. એમના મગજ પર કામની અને ચિંતાની ખૂબ જ તાણ છે એવું લાગ્યું (highly stung)–'એન્જિનિયરિંગ કૉલેજ માટે સારા પ્રિન્સિપાલ લાવજો. સરકાર જેટલો આપી શકે તેટલો પગાર આપે અને ખૂટતી રકમ કસ્તુરભાઈ આપશે–' આવી સાદી સૂચના; એ સિદ્ધ કેમ કરવી એ નાનકડો સવાલ. પાંચ વર્ષ પૂરતી કરારયુક્ત (contractual) નિમણૂક કરવી એ દેખીતો માર્ગ. પણ, 'મેં ડિપાર્ટમેન્ટને પૂછ્યું. તેઓ વિરુદ્ધ છે. સરકારથી કેટલીક બાબતો તરત કરી શકાતી નથી' વગેરે તેઓ બોલ્યા. મેં કહ્યું કે, 'ડિપાર્ટમેન્ટના લોકો કદીયે કબૂલ થશે નહીં.' આટલું સાંભળતાં તો તેઓ એકદમ ઊછળી પડ્યા! 'I have some sense about me. The department cannot lead me by the nose.' આ રીતે ગરમ થવાનું શું કારણ? મારા કહેવાનો એવો ધ્વનિ પણ નહોતો! પણ ડિપાર્ટમેન્ટ કબૂલ થતું નથી એનો અર્થ શો? પ્રધાનોને જે વાત ગળે ઊતરી તો ખાતાએ તેનો અમલ કરવો જ જોઈએ. પણ એટલી ઉત્સાહી પહેલ આપણા પ્રધાનોમાં નથી, અને આપણી સરકારો વિષેની અપ્રિયતાનું આ જ મૂળ છે. જે બાબતમાં, પછી તે ગમે તેટલી વ્યક્તિગત ભલેને હોય, ક્ષુલ્લક ભલેને હોય, એ વાત જ્યારે એમને કરાવી લેવી હોય છે ત્યારે તેઓ અચૂક એ કરાવી લે છે. લોકમતની અગર કેટલીક વાર સારાસાર વિચારની પણ પરવા કરતા નથી. અલબત્ત, શ્રી. બાળાસાહેબને આ લાગુ પડતું નથી. પણ સામાન્યપણે બાકીનું તંત્ર ખાતાના ધોરણ પ્રમાણે! એટલે પછી, આપણી

સત્તા પ્રાણવાન અને લોકહિતૈષી કેવી રીતે બને?

ત્યાંથી ઘેર આવીને પછી ઈંજેકશન, જમણ વગેરે આટોપતાં ૧૦ વાગ્યા, અને પછી મિત્રો સાથે વાતોચીતો. કેટલીક કામ અંગેની, કેટલીક ઇતર. સૂતાં ૧૧-૩૦ થયા. ધમાલમાંથી મુક્ત થઈને પથારીમાં પડ્યા બાદ સૌ.વતી વિષે વિચારો આવવા લાગ્યા અને પછી ઊંઘ ન આવે! તેને આજે નર્સિંગ હૉમમાં લઈ ગયાં હશે, તેની તબિયત કેવી હશે વગેરે વિચારોથી ઊંઘ ઊડી ગઈ. એટલે કશુંક વાંચવા લીધું. આશરે એક વાગ્યા બાદ આંખ બંધ થઈ.

દિલ્હીમાં આજે બપોરે સૌ.વતીને વિલિંગ્ડન નર્સિંગ હૉમમાં લઈ જવામાં આવી.

## તા. ૧૩ ફેબ્રુઆરી ૧૯૪૯, રવિવાર
### [અમદાવાદ, વલ્લભવિદ્યાનગર, આણંદ, નવી દિલ્હી]

પરોઢિયે પાંચ વાગ્યે ઊઠ્યો. સ્નાન વગેરે આટોપીને ચિ. અણ્ણા, ચિ. નાના અને ચિ. સૌ. સરલાને સાથે લઇને ૭ા વાગ્યે મોટરમાં અમે નીકળ્યાં. ભદ્રમાં જઇને શ્રીમતી વિદ્યાબેનને મળ્યાં. ગઈ કાલની હકીકત કહી. હું એમને મળ્યાથી [એમને] ખૂબ જ સારું લાગ્યું. પછી ૭–૪૦ના અરસામાં નીકળ્યાં તે ૯–૪૦ના અરસામાં આણંદ મુકામે વલ્લભવિદ્યાનગરમાં આવ્યાં. સાથે શેઠ અમૃતલાલ હરગોવનદાસ હતા. ઘણી બધી વાતોચીતો થઈ.

વલ્લભવિદ્યાનગરના પાયાના સમારંભના સ્થળે અમે આવ્યાં. લોકસમુદાય વિરાટ હતો. પંડિત જવાહરલાલને જોવા માટે ખૂબ દૂરદૂરથી લોકો આવ્યા હતા. અહીં ઘણા બધા લોકો મળ્યા અને એમની સાથે કામ અંગેની વાતો પણ ઘણી બધી થઈ. ડૉ. જીવરાજ, શ્રી બાળાસાહેબ ખેર અને શ્રી. મગનભાઈ શંકરભાઈ સાથે વડોદરા યુનિવર્સિટી વિષે; શ્રી. રવિશંકર મહારાજ સાથે રાસના પ્રસૂતિગૃહ [વિષે] અને મેડિકલ વિદ્યાર્થીઓ વિષેની હકીકત; શ્રી. ચુનીભાઈ પટેલ જોડે કરમસદના દવાખાનાના ઉદ્‌ઘાટન તથા વલ્લભભાઈના તૈલચિત્રના અનાવરણ [વિષે]. બીજા પણ અનેક લોકો મળ્યા.

૧૦–૪૫ના અરસામાં ત્યાંથી નીકળીને ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં આવ્યાં. ભોજન આટોપીને ૧૨–૧૫ના અરસામાં નીકળ્યાં. શ્રી. ઈશ્વરભાઈ પાસેથી ત્યાંની ઘણી બધી નાનીનાની વાતો જાણવા મળી. આણંદથી નડિયાદ સુધી શ્રી. દાદુભાઈ દેસાઈ અમારી જોડે હતા. ઘણાં જૂનાં સંસ્મરણો નીકળ્યાં. ચરોતર એજ્યુકેશન સોસાયટીના પ્રમુખ તરીકેની હેસિયતમાંનાં મારાં કામથી લોકોને ખૂબ જ સંતોષ છે એવું એમણે કહ્યું.

નડિયાદની બહાર જઈ રહ્યાં હતાં ત્યાં એક મોટો અકસ્માત થતાં રહી ગયો. મોટરની આડે અચાનક એક ગાય આવી. સદ્‌ભાગ્યે, ગાય પણ બચી ગઈ અને મોટરની આગલી બત્તી તથા મડગાર્ડ એટલું જ તૂટયું અને બાકી બધું સલામત રહ્યું. ૨–૧૫ વાગ્યે અમદાવાદ પહોંચ્યાં.

અમદાવાદ પહોંચ્યા પછીથી સતત કામમાં હતો. શ્રી. રસિકભાઈ (ગુજરાત વિદ્યાસભા), શ્રી. બાબુરાવ મહેતા, ચિટણીસ, ભાઉકાકા જાંભેકર વગેરે લોકો સાથે જુદાં જુદાં કામો હતાં જ.

ચાર વાગ્યે અમે [ઘરનાં] સહુ શેઠ કસ્તુરભાઇને ત્યાં ગયાં. ચા અને વાતો. એમની સાથે નીચેની બાબતો વિષે વાતચીત થઈ: (૧) વડોદરા યુનિવર્સિટી. આ બાબતમાં ડૉ. જીવરાજ સાથે મારે જે વાતચીત થઈ તે કહી. પણ એમને [કસ્તુરભાઇને] તે સાચી જ ન લાગે! વડોદરાને ગુજરાતની રાજધાની કરવી એવી ખબરો આવે છે તેમાં તથ્ય હોવું જોઇએ, ડૉ. જીવરાજે યુનિવર્સિટી વિષે જે પ્રથમ હુકમ [પ્રગટ] કર્યો તેની પાછળ વલ્લભભાઇનો હાથ હોવો જોઇએ વગેરે વગેરે તર્ક-કુતર્ક એમના મનમાં હતા! અને હું તે દૂર કરવાનો પ્રયાસ કરવા જતાં ઊલટો હું જ ભોળો એવું એમનું કહેવાનું થયું!– આપણે [બધાં] શંકાનાં ભૂતથી કેવાં વળગેલાં છીએ એનું આ ઉદાહરણ છે. આપણામાં સત્યનિષ્ઠા ન હોવાથી પરસ્પરના હેતુઓ વિષે શંકા આવે છે! દુર્ભાગ્ય. (૨) એંજિનિયરિંગ કૉલેજના બાંધકામના પૈસા આપવા વિષે શ્રી ખેરને કહેવાનું. (૩) યુનિવર્સિટી અને દુષ્કાળ ફંડ, વગેરે.

૪–૪૫ વાગ્યે વિમાનઘર પર [અમે] આવ્યાં. ત્યાં શ્રી. ઇંદ્રવદન ઠાકોર મળ્યા. લોકપ્રકાશનના ડાયરેક્ટર બોર્ડમાંથી શ્રી. કાનજીભાઈ અને શ્રી. દિનકરભાઈ નિવૃત્ત

થયા એ સમાચાર હિંદુસ્તાન પત્રમાં આવ્યાં હતાં. એ ઉપરથી વાંચનારાઓની ગેરસમજ થવાનો સંભવ હતો. એટલે એ સંબંધે કોઈ સમાચાર આપવા જોઇએ ખરા? એવો સવાલ હતો. મેં ના કહી.

૫-૧૫ વાગ્યે વિમાનમાં નીકળ્યો તે ૮-૪૦ વાગ્યે પાલમ વિમાનઘર પર આવ્યો. માર્ગમાં શ્રી. મગનભાઈ દેસાઈની વિસંવાદી નોટ (યુનિવર્સિટી રિપોર્ટને જોડેલી) વાંચી.

વિમાનઘર પરથી સીધો વિલિંગ્ડન નર્સિંગ હોમમાં સૌ.વતીને મળવા ગયો. તબિયત ઠીક જણાઈ. તેમ છતાં, એકલી રહ્યાનું માનસિક પરિણામ જણાયું. ત્યાંથી કર્નલ શેવડેને ત્યાં ગયો અને માહિતી પૂછી લીધી.

ઘેર આવતાં ૧૦-૧૫ વાગ્યા. જમણ, વગેરે કરવાનું ગમ્યું નહીં. ઈંજેકશન પણ લીધું નહીં. પથારીમાં પડી રહ્યો હતો. [રાતના] આશરે એક [વાગ્યા] પછી આંખ મીંચાઈ. [ક્રમશઃ]

## પાદટીપો

૧ સદ્ગત દીવાન બહાદુર ખાંડેકરના વસિયતનામા મુજબ ગંગા ગોવિંદ મંગલ ભુવન નામે મકાન અને જાહેર હૉલ બંધાવ્યાં તેના દાદાસાહેબ પ્રથમ ટ્રસ્ટી બન્યા. આજે આ હૉલ અનેક માંગલિક અને જાહેર પ્રસંગો તથા કાર્યક્રમો માટે નાગરિકોને ઉપલબ્ધ છે. મંગલ ભુવનના હાલના ટ્રસ્ટીઓ ત્રણ છે: શ્રી કૃ. રા. સંત, ડૉ. હ. ગ. જાંભેકર અને શ્રી પુરુષોત્તમ ગ. માવળંકર.

૨ સદ્ગત શ્રીમતી રાજકુમારી અમૃત કૌર. ભારત સરકારનાં આરોગ્ય પ્રધાન હતાં. ગાંધીજીનાં અંતેવાસી. દેશવિદેશોમાં વ્યાપક પ્રવાસો એમણે ખેડેલાં. રેડ ક્રૉસ ચળવળ સાથે તેઓ ગાઢપણે જોડાયેલાં હતાં.

૩ પૂનાના શ્રી. ઠાકુરે ત્રીસના દસકામાં આ સંસ્થા શરૂ કરી. આજે પણ તેનું કામ ચાલુ હોઈ સંસ્થાએ સારો વિકાસ કર્યો છે. પ્રારંભથી આ સંસ્થાના ગ્રાહક અને ટેકેદાર તરીકે દાદાસાહેબે એને સહાય અને હૂંફ આપેલી અને છેક સુધી દાદાસાહેબ ગ્રાહક ચાલુ રહેલા. વિવિધ અંગ્રેજી, હિંદી, ગુજરાતી અને મરાઠી છાપાઓમાં દાદાસાહેબને વિષે તથા એમના રસના વિષય [જેવા કે, પાર્લમેન્ટરી લોકશાહી, સ્થાનિક સ્વરાજ્ય, સમાજ-સેવા, ઈ.] અંગે જે કાંઈ લખાણો અને અહેવાલો છપાયાં હોય તે બધાંની વ્યવસ્થિત કાપલીઓ ક્રમવાર ને તારીખવાર અમુક નિશ્ચિત સમયે આ સંસ્થા દાદાસાહેબને [અને એ રીતે અન્ય ગ્રાહકોને] મોકલતી. જાહેર જીવનમાં કામ કરતા માણસોને વખતની મુશ્કેલી હંમેશ હોય; અને છતાં બધાં છાપાં-વિવેચકો પોતા વિષે તથા પોતાનાં કામો વિષે શું કહે છે તે જાણવાની એ નેતાઓની સ્વાભાવિક ઇચ્છા ને ફરજ રહે. એટલે, આવી અખબારી કાપલીઓ દ્વારા ટૂંકમાં ને ઓછા સમયમાં જનસંપર્ક સચવાતો. હવે તો સ્વરાજ્યમાં પ્રધાનો અને વરિષ્ઠ અમલદારોને આવી સગવડો વધુ મોટા પ્રમાણમાં લગભગ રોજ મળે છે.

૪ ડૉ. બક્ષી ટેકચંદ. પંજાબના એક આગેવાન. પાર્લમેન્ટના સભ્યપદે રહેલા. દારૂબંધીની સરકારી નીતિ અંગે એમણે તાજેતરમાં દેશભરમાં પ્રવાસ-ચર્ચા કરીને અહેવાલ પ્રગટ કર્યો છે. એમના પ્રમુખપદે એક નિષ્ણાત સમિતિ સરકારે નીમી હતી, જેણે આ પ્રશ્ન પરત્વે માહિતી-વિવેચન એકઠાં કરીને સૂચનો તથા દરખાસ્તો રજૂ કર્યાં છે.

૫ સદ્ગત ડૉ. ભીમરાવ રાવજી ઉર્ફે બાબાસાહેબ આંબેડકર. ભારત સરકારના કાયદા પ્રધાન. જગ-પ્રસિદ્ધ ભારતીય હરિજન નેતા અને ઉદ્ધારક. સ્વતંત્ર ભારતના પ્રજાસત્તાકના બંધારણના ઘડવૈયા અને બંધારણ લખવા માટેની નિષ્ણાત-સમિતિના અધ્યક્ષ. [ડૉ. આંબેડકરનાં જીવન અને કાર્ય વિષેની વિસ્તૃત નોંધ અને અંજલિ માટે જુઓ: 'અભ્યાસ' -એપ્રિલ ૧૯૬૭; પૃ. ૩૯૪ થી ૩૯૮]

૬ શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારી. સ્વતંત્ર ભારતના પ્રથમ ભારતીય ગવર્નર-જનરલ. નિવૃત્તિ બાદ ૧૯૫૯ની સાલમાં, આ બુઝર્ગ અને વિચક્ષણ રાજપુરુષે, કૉંગ્રેસની સતત 'સત્તાશાહી' અને 'સરમુખત્યારશાહી' વૃત્તિ-વર્તણૂંક સામે ઉગ્ર વિરોધ રૂપે નવા રાજકીય પક્ષ-'સ્વતંત્ર પાર્ટી'-ની સ્થાપના કરી. મદ્રાસમાં તેઓ સ્વગૃહે રહે છે અને

અંગ્રેજી Swarajya સાપ્તાહિકમાં નિયમિત લેખો-ટિપ્પણો લખે છે. એમની મૌલિક, તર્કશુદ્ધ, વિશિષ્ટ વિચારધારા જાણીતી છે. સ્વાતંત્ર્યસંગ્રામમાં અને સ્વાતંત્ર્યોત્તર ભારતમાં સતત સક્રિય રહેલી જે થોડી અગ્રણી વ્યક્તિઓ હજી સદ્દભાગ્યે હયાત છે તેમાં રાજાજીનું સ્થાન સ્વાભાવિક જ મોખરે છે.

૭ બંધારણના અમલ પહેલાં જે કાયદો હતો તે. ૧૯૩૫ના કાયદાની અસર અને જોગવાઈઓથી ભરેલો અને નવા સંજોગોને અનુસરતો સ્વતંત્ર દેશ માટેનો આ કાયદો નવા બંધારણના અમલ [તા. ૨૬-૧-૧૯૫૦]થી આપોઆપ રદબાતલ થયો.

૮ શ્રીયુત વી. શંકર. I. C. S. સદ્દગત સરદાર શ્રી વલ્લભભાઈના રહસ્યમંત્રી તરીકે એમણે બાહોશી-ભરી કામગીરી બજાવેલી. એ પહેલાં અને પછી પણ શ્રી. શંકરે ભારત સરકારના વિવિધ વહીવટી ખાતાંઓમાં ગણનાપાત્ર સેવાઓ આપી છે.

૯ શ્રી. ઉછરંગરાય ઢેબર. કૉંગ્રેસના માજી પ્રમુખ અને ભૂતપૂર્વ સૌરાષ્ટ્ર રાજ્યના પ્રથમ મુખ્ય પ્રધાન હાલમાં તેઓ ખાદી ગ્રામોદ્યોગ બોર્ડના અધ્યક્ષ છે અને સક્રિય રાજકારણથી કાંઈક મુક્ત છે.

૧૦ સદ્દગત ડૉ. ગોપીચંદ ભાર્ગવ. પંજાબના એક અગ્રણી કૉંગ્રેસી નેતા અને તે રાજ્યના ભૂતપૂર્વ મુખ્ય પ્રધાન.

૧૧ શ્રી. કેશવ ગજાનન માવળંકર. સદ્દગત શ્રી. ગજાનન કૃષ્ણ માવળંકરના પુત્ર. વીસ અને ત્રીસના દસકામાં સદ્દગત શ્રી. ગજાનનરાવે પોતાના ઝંઝાવાતભર્યા જાહેર જીવનમાં 'ગર્જના' અને 'શક્તિ' નામનાં સામયિક-પત્રો ચલાવેલાં. શ્રી. કેશવ સગીર વયે પહોંચતાં સુધી દાદાસાહેબ એના વાલી રહ્યા. શ્રી. કેશવ હાલમાં માધ્ય-મિક શાળામાં શિક્ષકનો વ્યવસાય કરે છે. સમાજ-વાદી પક્ષ અને પ્રવૃત્તિમાં તેઓ સક્રિય રહ્યા છે.

૧૨ શ્રીમતી સુશીલા પૈ. ગાંધીજીનાં અંતેવાસી. સક્રિય સમાજકાર્યકર. કસ્તુરબા સ્મારક નિધિનાં સેક્રે-ટરીપદે કામ કર્યું.

૧૩ આચાર્ય જે. બી. કૃપાલાની. બુઝર્ગ ભારતીય રાજ-પુરુષ. સ્વાતંત્ર્યસંગ્રામના એક ધુરંધર. વર્ષો સુધી કૉંગ્રેસ પક્ષના મહામંત્રીપદે રહ્યા. વિશિષ્ટ અને આકર્ષક વ્યક્તિત્વ ધરાવે છે. એમનાં વિચાર-વાણી-વર્તાવ હંમેશ તીક્ષ્ણ અને સુરેખ રહ્યાં છે. કિસાન, સમાજ-વાદી પક્ષોમાં તથા વિરોધની ભૂમિકામાં આજે પણ સક્રિય કાર્ય કરે છે. પાર્લમેન્ટના સભ્યપદે, થોડા ટૂંકા ગાળાના અપવાદો બાદ કરતાં, ચાલુ રહ્યા છે. આચાર્યશ્રી કૃપાલાની એકલવીર અને અડગ છે. રાષ્ટ્રિય કેળવણીમાં તેમનો ફાળો નોંધપાત્ર છે. ગુજ-રાત વિદ્યાપીઠ, અમદાવાદમાં તેમણે વર્ષો સુધી ગણનાપાત્ર સેવાઓ આપી હતી.

૧૪ દાદાસાહેબે આપમેળે, તથા કુટુંબીજનોને પૂછીને અને સહુની સંમતિ સાથે, ક્રમશઃ પોતાનો પગાર-ઘટાડો ચાલુ રાખેલો. આ અંગે એમણે છાપાંઓ વગેરે દ્વારા પ્રસિદ્ધિ કે જાહેરાતો કરી નહોતી. [આ બાબત વિષે થોડી વધુ વિગતો માટે જુઓ : 'અભ્યાસ'-ફેબ્રુઆરી ૧૯૬૭; વિશેષતઃ પૃ. ૨૬૧, ૨૬૨]

૧૫. નવી દિલ્હીમાં ૨૦, અકબર રોડના સત્તાવાર સ્પીકર-નિવાસસ્થાનમાં દાદાસાહેબ રહેતા. પણ પ્રારંભથી [જાન્યુઆરી ૧૯૪૬] છેક સુધી [ફેબ્રુઆરી ૧૯૫૬] તેઓ આવા આલીશાન સરકારી બંગલામાં રહેવા માટે નારાજ અને નિરુત્સાહી રહેલા. શરૂમાં એમણે અનેક વાર આ અંગે સરદાર પટેલ સાથે ઉત્કટ વાતચીત કરેલી અને મોટો બંગલો જતો કરીને કોઈ નાના ઘરમાં રહેવાની લગભગ હઠ પણ પકડેલી. પરંતુ, સરદારશ્રીની ઇચ્છા-સલાહ મુજબ દાદાસાહેબે નમતું જોખ્યું. સ્પીકર જો આવું કરે અને નાનાં ઘરમાં રહેવા જાય, ઓછો પગાર લે, અને એવું બધું જાહેર થાય તો પ્રધાનો વગેરેને પણ એ પ્રમાણે કરવાની ફરજ પડે! બંગલાનો ફેરફાર તો દાદાસાહેબ ન કરાવી શક્યા, પણ પોતાના માસિક પગારમાં એમણે સ્વૈચ્છિક કાપ વધારવાનું ચાલુ રાખેલું.

૧૬. સદ્દગત શ્રી. નરહર વિષ્ણુ ઉર્ફે કાકાસાહેબ ગાડગીળ. [એમનાં જીવનકાર્ય વિષેની વિસ્તૃત નોંધ અને અંજલિ માટે જુઓ : 'અભ્યાસ'—ફેબ્રુઆરી ૧૯૬૬; પૃ. ૩૦૨ થી ૩૦૫]

૧૭. સદ્દગત ડૉ. રાજેન્દ્ર પ્રસાદ. ભારતીય સ્વાતંત્ર્ય-સંગ્રામના એક અગ્રણી. કૉંગ્રેસના પ્રમુખપદે રહેલા.

(અનુસંધાન પૃ. ૧૯)

# મુંબાઈ પ્રાર્થનાસમાજનો શતસંવત્સરી ઉત્સવ

ગટુભાઈ ધ્રુ

મુંબાઈ પ્રાર્થનાસમાજની સ્થાપના તા. ૩૧મી માર્ચ ૧૮૬૭, ફાગણ વદિ ૧૧ (પાપમોચિની એકાદશી) ને દિવસે થઈ હતી. સ્થાપના વખતે એમાં માત્ર ૧૫-૧૬ સભ્યો હતા. પરંતુ એટલી નાની સંખ્યાથી નાસીપાસ ન થતાં એમણે સંસ્થા ચલાવ્યા કરી અને આજે લગભગ ૩૦૦ સભ્યો સાથે એ સંસ્થાનો શતસંવત્સરી ઉત્સવ ઉજવાયો.

બંગાળામાં રાજા રામમોહનરાયે સને ૧૮૨૮માં બ્રાહ્મસમાજની સ્થાપના કરી હતી.

બંગાળામાં તે જમાનામાં જનતાની સ્થિતિ કેવી હતી એ જાણવું જરૂરનું છે. જમીનદારો ખૂબ તવંગર હતા. એ પૈસાનો પુષ્કળ દુરુપયોગ થતો. જમીનદારોના કારભારીઓ, કારકુનો વગેરે પણ સમૃદ્ધ સ્થિતિમાં હતા. આ સમૃદ્ધિ ગરીબ ખેડૂતોને ત્રાસ આપીને-નીચોવીને પ્રાપ્ત કરવામાં આવી હતી. જેને બંગાળામાં ભદ્રલોક કહેવામાં આવે છે તે જમીનને અંગે મળતી આવક બેઠે-બેઠે પ્રાપ્ત કરતા હોવાથી નિરુદ્યમી થઈ ગયા હતા. પુષ્કળ ધન અને ઉદ્યમધંધો નહીં એટલે એને પરિણામે શિથિલ નીતિધોરણ, વ્યસનાસક્તિ, ધર્મના ઢોંગ અને ધર્મને નામે અનેક પ્રકારનો દુષ્ટ પ્રચાર, શાક્ત સંપ્રદાયમાં દાખલ થઈ ગયેલા અનીતિમય આચાર, ખાવાપીવામાં નિરંકુશતા-આ બધાંને પરિણામે સમાજ મોટે ભાગે સ્વચ્છન્દી બની ગયો હતો. આ ઉપરાંત ખ્રિસ્તી મિશનરીઓના ધર્મપ્રચારથી કેટલાક માણસોએ ખ્રિસ્તી ધર્મ પ્રત્યે આકર્ષાઈ ધર્માન્તર કર્યું હતું.

રાજા રામમોહનરાયે દેશની આવી સ્થિતિ જોઈ શુદ્ધ ધર્મના પ્રચાર માટે બ્રાહ્મસમાજની સ્થાપના કરી. એ સમાજના ધર્મસિદ્ધાન્તો પ્રાચીન ઉપનિષદોના પાયા ઉપર રચાયા હતા.

મુંબાઈમાં જે સમયે પ્રાર્થનાસમાજની સ્થાપના થઈ ત્યારે આવાં જ કારણો હતાં એમ કહેવાય નહીં.

મુંબાઈમાં તો આખા ભારતના જુદાજુદા પ્રાન્તોની અને પશ્ચિમના દેશોની પ્રજાનાં માણસો આવીને વસ્યાં હતાં. ઉદ્યોગ, ધંધો, વેપાર પુષ્કળ ચાલતો હતો. લોકો નિરુદ્યમી નહોતા. ધનસંગ્રહ પણ લોકોએ પુષ્કળ કર્યો હતો. ધનસંગ્રહને પરિણામે જે દૂષણો સમાજમાં પ્રવેશ કરે છે તેમાં મુંબાઈમાં વેશ્યાઓના નાચનો પ્રચાર ખાસ નોંધ પાત્ર છે. દરેક નાનામોટા પ્રસંગે, મિજલસો અને મહેફિલોમાં વેશ્યાઓના નાચ કરાવવાનો રિવાજ હતો. મા[illegible] હિન્દુ જ નહીં પણ મુસલમાનો અને પારસીઓમાં પ[illegible] આ રિવાજ પ્રચલિત હતો.

અત્યારે જેમ સંસ્કૃત અને સભ્યસમાજની કન્યાઓ અને યુવતીઓ નૃત્યકલા શીખી જાહેરમાં નૃત્યના જલસા કરે છે તેવું તે વખતે ન હતું. નૃત્યનો ધંધો [illegible] જમાનામાં માત્ર વેશ્યાઓ અને જેને 'દેવદાસીઓ' કહેવામ[ાં] આવે છે તેમાં જ પર્યાપ્ત થયેલો હતો. આ પ્રચારને પરિણામે નીતિની શિથિલતા સમાજમાં થઈ રહી હતી આ સમયે પશ્ચિમના દેશોમાંથી ખ્રિસ્તી ધર્મનો પ્રચા[ર] કરવા મિશનરીઓ આવ્યા. તેમને મુંબાઈમાં પ્રથમ તે પ્રવેશ ન મળ્યો. પરન્તુ તેથી નિરાશ ન થતાં એમણે બેત્રણ વર્ષ માથાકૂટ અને ખટપટ કરીને શિક્ષણની સંસ્થાઓ સ્થાપન કરવાને બહાને પ્રવેશ મેળવ્યો. પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કક્ષાની શિક્ષણની સંસ્થાઓ એમણે સ્થાપી. એમની સંસ્થાઓ સારી રીતે ચાલતી હતી અને મુંબાઈની પ્રજામાં એ લોકપ્રિય થતા ગયા.

આ વખતે મુંબાઈની પ્રજામાં ચાર વર્ગના માણસો હતા એમ જણાય છે. એક ખૂબ ધનાઢ્ય વર્ગ. એ વર્ગનો મોટો ભાગ વલ્લભી સંપ્રદાયના વૈષ્ણવોનો હતો અને ગોસાંઈજી મહારાજોના વર્ચસ્વ નીચે હતો. એ વર્ગના કેટલાક માણસો એક બીજા વ્યસનમાં પડ્યા હતા. ચીન સાથે વેપાર કરનારા અને મુંબાઈમાં આવી વસેલા કેટલાક ચીનાઓની સોબતમાં પડેલા માણસો ચીનાઓનું અનુકરણ કરી ચંડુલના વ્યસનમાં પડી ગયા હતા. આ વ્યસનનો પ્રચાર છેક ગરીબ વર્ગ સુધી પહોંચ્યો હતો. એ વર્ગમાંના ઘણા ધર્મના બાહ્યાચાર વૈષ્ણવ મંદિરોના આચાર પ્રમાણે રાખતા, પરં[તુ] એમની નીતિ શિથિલ હતી.

બીજો એક વર્ગ થોડું શિક્ષણ મેળવી ઉદ્યમ-ધંધા

રોજગારમાં સારું ધન કમાઈ, દેશમાં જઈ વસવાટ કરતો અને જૂના પ્રાચીન રિવાજોને ચુસ્તપણે વળગી રહી જૂની પ્રણાલિકા પ્રમાણે સંસાર ચલાવતો.

એક ત્રીજો વર્ગ ખ્રિસ્તી સંસ્થાઓમાં અભ્યાસ કરી ખ્રિસ્તી ધર્મ તરફ આકર્ષાતો. બંગાળા જેટલા ધર્મ પરિવર્તન કરનારા મુંબાઈમાં ન હતા તેમ છતાં ઠીક ઠીક સંખ્યામાં હિન્દુઓ ધર્મપરિવર્તન કરી રહ્યા હતા.

ચોથો એક વર્ગ ઉચ્ચ શિક્ષણ લીધેલો, વિચારવંત, જીવન પ્રત્યે ગંભીર દૃષ્ટિ રાખનારો, જીવનની જવાબદારી સમજનારો, સમાજની અનેક કુરૂઢિઓમાં સુધારો કરવાની તીવ્ર ઇચ્છાવાળો અને ધાર્મિક જીવનની શુદ્ધિ ઈચ્છનારો હતો. આ વર્ગ પશ્ચિમની પ્રજાના કેટલાક ઉત્તમ આચારવિહાર ગ્રહણ કરનાર અને પોતાની પ્રજામાંના અનિષ્ટ રિવાજો દૂર કરવાની ધગશવાળો હતો.

આ વર્ગના સુશિક્ષિત, સંસ્કારી, દેશભક્તિવાળા સજ્જનોએ પ્રજાને અધઃપતનમાંથી બચાવવા માટે અનેક સંસ્થાઓ શરૂ કરી. સ્ટુડન્ટસ્ લિટરરી અને સાયન્ટિફિક સોસાયટી, ગુજરાતી અને મરાઠી જ્ઞાનપ્રસારક મંડળીઓ, બુદ્ધિવર્ધક સભા વગેરે આ સજ્જનોએ સ્થાપેલી સંસ્થાઓ હતી. એમણે વ્યાખ્યાનો, પુસ્તિકાઓ, પુસ્તકો દ્વારા પ્રજાને ઉન્નત માર્ગે લઈ જવાનો પ્રયત્ન કર્યો પરંતુ તે બહુ સફળ ન થયો.

એટલે આ શિક્ષિત વર્ગે એક નવી સંસ્થા શરૂ કરવાનો વિચાર કર્યો. એમને આપણી સમાજવ્યવસ્થામાં બે બાબતો ખાસ ખૂંચતી હતી. જ્ઞાતિભેદ અને ધર્મનું તાત્ત્વિક સ્વરૂપ સમજ્યા વગર માત્ર કર્મકાંડ અને બાહ્યાચારને ધર્મનું મુખ્ય અંગ સમજનારી જનતા. એમનો નિશ્ચિત અભિપ્રાય એવો થયો હતો કે જ્યાં સુધી આપણા સમાજમાં જ્ઞાતિભેદની સંકુચિત ભાવના રહેશે ત્યાં સુધી દેશની ઉન્નતિ શક્ય નથી. અને બ્રાહ્મણો, પુરોહિતો, મહંતો, કથાકારો વગેરેનું પ્રજા ઉપર વર્ચસ્વ રહેશે ત્યાં સુધી ધર્મનું પ્રાચીન શુદ્ધ સ્વરૂપ, ઋષિમુનિઓએ વર્ણવેલું તત્ત્વજ્ઞાન પ્રજામાં ફેલાવવું અશક્ય છે. આ વર્ગમાં અગ્રેસર તરીકે દાદોબા પાંડુરંગ, ડૉક્ટર આત્મારામ પાંડુરંગ, રામબાળ કૃષ્ણ, સખારામ શાસ્ત્રી, ભિખોબા લક્ષ્મણ, લક્ષ્મણ શાસ્ત્રી હળવે, વગેરે મુખ્ય હતા. આ સમયે બંગાળાના સુપ્રસિદ્ધ સંસ્કૃત શાસ્ત્રોના વિદ્વાન ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર મુંબાઈમાં આવ્યા. પંડિત વિદ્યાસાગર માત્ર વિધવા પુનર્વિવાહ ચળવળના આગેવાન જ ન હતા પરંતુ હિન્દુસમાજની અનેક કુરૂઢિઓ નાબૂદ કરવાની ચળવળના આગેવાન હતા. તેમનો મેળાપ રામબાળકૃષ્ણ સાથે થયો. ઈશ્વરચદ્ર વિદ્યાસાગરની વિદ્વત્તા, સત્યનિષ્ઠા, વિચારગાંભીર્ય, પવિત્ર જીવન વગેરેની અસર રામબાળકૃષ્ણના મન ઉપર ઘાડી પડી. એમના શુદ્ધ ચારિત્ર્ય, દેશબાન્ધવોની સર્વાંગીણ સુધારણાની ધગશથી તે મુગ્ધ થયા. ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર બંગાળામાં દેવેન્દ્રનાથ ટાગોરની તત્ત્વબોધિની સભાના સભ્ય હતા. તેમનું એક જાહેર વ્યાખ્યાન કલકત્તાના બ્રાહ્મસમાજ વિશે મુંબાઈમાં થયું. પરિણામે કલકત્તામાં થયેલી ચળવળ જેટલા મોટા પ્રમાણમાં નહીં પણ અલ્પ પ્રમાણમાં એ જ પ્રકારની સંસ્થા શરૂ કરવાનો આ આગેવાનોએ નિશ્ચય કર્યો. સને ૧૮૪૦માં 'પરમહંસ મંડળી'ની સ્થાપના કરી.

પરંતુ કલકત્તાની સંસ્થા અને મુંબાઈમાં સ્થપાનારી સંસ્થામાં એક મહત્ત્વનો ભેદ હતો. કલકત્તાની સભા ધાર્મિક પુસ્તકો–ઉપનિષદો અને ગીતાનો અભ્યાસ કરવા માટે, તેમાં પ્રદર્શિત કરેલા ધર્મસિદ્ધાન્તોની ચર્ચા કરવા માટે સ્થાપવામાં આવી હતી. મુંબાઈની પરમહંસ મંડળી ખાસ કરીને નાતજાતની નાબૂદી કરવાના મુખ્ય ઉદ્દેશથી સ્થાપવામાં આવી હતી. જો કે પરમહંસ મંડળીમાં સભાના અન્તમાં બધા મળીને પ્રાર્થના કરતા હતા. એ પ્રાર્થનાનાં સ્તોત્રો દાદોબા પાંડુરંગનાં રચેલાં હતાં. પ્રચલિત ધર્માચાર અંગે ચર્ચાઓ પણ થતી હતી અને ધર્મસુધારણાની યોજનાઓ પણ ઘડાતી હતી. દાદોબા પાંડુરંગે રચેલું એક નાનું પુસ્તક 'પરમહંસિક બ્રાહ્મધર્મ' દરેક સભામાં સભ્યો સમક્ષ વંચાતું. એ પુસ્તક તે વખતે છપાયું ન હતું એટલે લખેલા પુસ્તકમાંથી વાંચવામાં આવતું. એ પુસ્તકમાં મૂર્તિપૂજાનો નિષેધ અને એકેશ્વરવાદ, પરમેશ્વર પિતા અને સર્વ મનુષ્યો બન્ધુઓ એ વિચારો દર્શાવેલા છે. જ્ઞાતિપ્રથા નાબૂદ કરવા સાથે, વિધવા-પુનર્વિવાહ, સ્ત્રીશિક્ષણ, બાળલગ્નની નાબૂદી વગેરે સમાજસુધારા કરવાનો પ્રયત્ન આ સભા દ્વારા કરવાનું પણ સભાનું ધ્યેય હતું. જાતિભેદને નાબૂદ કરવાના એક પ્રાથમિક પગલા

તરીકે એવું ઠરાવવામાં આવ્યું હતું કે એક ખ્રિસ્તી ભટીઆરાએ તૈયાર કરેલી બ્રેડ (પાઉં)નો કકડો દરેક સભ્યને સભા શરૂ થતાં પહેલાં ખાવા આપવામાં આવતો! જ્ઞાતિભેદનો નિષેધ સર્વ સભ્યોને માન્ય તો હતો પણ જાહેર રીતે એ ભેદ તોડવાની કોઈની હિમ્મત ન હોવાથી આ સભા ગુપ્ત રીતે ચાલતી! એટલે આ સભા જુદે જુદે સ્થળે મળતી. સભાની શરૂઆતથી તેના અન્ત સુધી સભાના પ્રમુખ તરીકે રામચન્દ્ર બાળકૃષ્ણ જયકર (આગળ જણાવેલા રામબાળકૃષ્ણ) રહ્યા હતા. મોટે ભાગે તેમને ઘેર અગર ડૉ. આત્મારામ પાંડુરંગને ઘેર અથવા તો જુદા જુદા સભ્યોને ત્યાં સભા મળતી.

દાદોબા પાંડુરંગે તે વખતે 'ધર્મ વિવેચન' નામનું એક નાનું પુસ્તક છપાવી પ્રગટ કર્યું હતું. (એ પુસ્તકનું ગુજરાતી ભાષાન્તર અમદાવાદ પ્રાર્થનાસમાજ તરફથી સ્વ. લાલશંકર ઉમિયાશંકરે કરેલું છે).

આ સભા થોડો સમય ચાલી—કેટલાક સમય પછી આ ગુપ્ત સભાની પ્રવૃત્તિ જાહેર થઈ ગઈ. સભાના એક સભ્યે જ બધી વાત જાહેર કરી દીધી. સભામાંના કોઈની હિમ્મત પોતાની જ્ઞાતિ છોડવાની હતી નહીં. અને સભાનો કાર્યક્રમ જાહેર થઈ ગયો અને સભાસદોનાં નામ પણ પ્રગટ કરવામ ાં આવ્યાં અને ખોટી ઉશ્કેરણી કરવા માટે એવું જાહેર કરવામાં આવ્યું કે એ સભાના સભ્યો બધા ખ્રિસ્તી ધર્મ અમુક દિવસે અંગિકાર કરવાના છે. આ હકીકત લોકોએ સાચી માની અને પોતાનાં બાળકોને કોઈ પણ સભામાં જવાની મના કરી! ઘણાં બાળકોને મિશનરી શાળાઓમાંથી ઉઠાડી લેવામાં આવ્યાં. બાબા પદમજી નામે એક સભ્યે ખ્રિસ્તી ધર્મ અંગિકાર કર્યો એટલે ઉપર જણાવેલી બાબત વિશે લોકોની શંકા મજબૂત બની.

આવી સ્થિતિ થવાથી બધા સભ્યો સભામાંથી નીકળી ગયા અને પરમહંસ મંડળીનો અંત આવ્યો.

આ મંડળીના મુખ્ય ઉદ્દેશ બે હતા, જ્ઞાતિભેદને કારણે હિન્દુ સમાજમાં જે અનિષ્ટો દાખલ થયાં હતાં તે દૂર કરવા પ્રયત્ન કરવો. બીજો ઉદ્દેશ ધર્મસુધારણાનો હતો. જગતનો સર્જનહાર એક સર્વશક્તિમાન પરમેશ્વર છે, તેની માનસિક ઉપાસનાનો પ્રચાર કરવો. પહેલો ઉદ્દેશ બર લાવવા માટે જાહેર રીતે કોઈ ક્રિયા કરવાનું તે સંસ્થાના સભ્યોને અનુકૂળ ન લાગવાથી તે સભા ગુપ્ત રીતે મળતી. એ ગુપ્તતા જાહેર થઈ ગઈ એટલે, તેમજ એ મંડળીના સભ્યો ખ્રિસ્તી ધર્મ તરફ વળી રહ્યા છે એવી અફવા લોકોમાં ફેલાવાથી મંડળીમાંના સભ્યો એક પછી એક છૂટા થયા એથી મંડળી ભાગી પડી. આ મંડળીમાં જે બ્રાહ્મણો અને શાસ્ત્રીઓ પણ જોડાયા હતા તે જૂના સનાતની વર્ગમાં ભળી ગયા અને જે ખરેખરા અન્તઃકરણપૂર્વક નવા વિચારોને પુષ્ટિ આપનારા હતા, તે સમાજસુધારાના કાર્યમાં પ્રવૃત્ત થયા.

મનુષ્યનું મન એક વખતે ઉદાર વૃત્તિ ધારણ કરે છે, મનની વિશાળતા વધે છે, વિચારવંત થાય છે, તો તે સ્થિતિ સમૂળગી નાશ પામતી નથી. આ મંડળીના કેટલાક સભ્યો, મુંબાઈની બીજી સંસ્થાઓમાં જે માણસો સમાજ-સુધારાની જુદી જુદી પ્રવૃત્તિઓમાં કામ કરી રહ્યા હતા, તેમની સાથે જોડાઈ ગયા. સ્ટુડન્ટસ્ લિટરરી ઍન્ડ સાયન્ટિ-ફિક સોસાયટી, જ્ઞાનપ્રસારક સભા, બૅાંબે એસોસીએશન એ સંસ્થાઓ અને 'હિન્દુ', 'રિફૉર્મર', 'પ્રભાકર', 'જ્ઞાનો-દય', 'જ્ઞાનપ્રકાશ', એ છાપાંમાં શાળા અને કૉલેજો દ્વારા ઉદાર વિચારોનો પ્રચાર ચાલતો હતો તે કાર્યોમાં જોડાઈ ગયા. આ કાર્યકરોમાં ગોપાળરાવ દેશમુખ, ડૉ. રામકૃષ્ણ ભાંડા-રકર, માધવરાવ રાનડે, જનાર્દન સખારાવ ગાડગીળ, વિષ્ણુ-શાસ્ત્રી પંડિત વગેરેનું લક્ષ સામાજિક સુધારા પ્રત્યે દોરાયું હતું અને સામાજિક સુધારાનું કાર્ય આ આગેવાનો કરી રહ્યા હતા. ૧૮૬૩માં 'ઈન્દુપ્રકાશ' શરૂ થયું તેમાં સામાજિક સુધારા અંગેના પુષ્કળ લેખો આ આગેવાનો તરફથી પ્રગટ થયા કરતા હતા. આ લેખોમાં સર્વશ્રેષ્ઠ લેખો માધવરાવ ગોવિન્દ રાનડેના આવતા હતા. રાનડેના લેખોને પરિણામે મહારાષ્ટ્રની પ્રજામાં સામાજિક સુધારાની મનોવૃત્તિ અને ધગશ જાગ્રત થઈ. સુપ્રસિદ્ધ મહારાજ લાઇબલ-કેસના પરિણામે શિક્ષિત વર્ગની પ્રચલિત ધર્માચાર પ્રત્યે વિરોધવૃત્તિ જાગ્રત થઈ. લોકોના મોટા ભાગમાં નવા વિચારોનો પ્રચાર થયો હતો, પરન્તુ એક નવો બનાવ બનવાથી સમાજસુધારા તથા ધર્મસુધારાનો પ્રચાર મંદ પડી ગયો અને લોકો એ કાર્યો પ્રત્યે ઉદાસીન વૃત્તિવાળા થઈ ગયા.

મુંબાઈના વેપારીઓમાં શેર-સટ્ટાનો પ્રચાર બહુ જ

અલ્પ પ્રમાણમાં હતો. પરંતુ અમેરિકાની સિવિલ-વૉરના કારણે શેરના ભાવમાં ભારે ઉછાળો થયો, માત્ર વેપારીઓ જ નહીં પણ ઘણા સામાન્ય લોકો પણ શેર-સટ્ટામાં પડ્યા. લોકો પુષ્કળ કમાયા. પ્રેમચંદ રાયચંદ જેવા કરોડપતિ થયા, મુંબાઈની આર્થિક જાહોજલાલી ખૂબ ઊંચી કક્ષાએ પહોંચી. આ વખતે લોકો પૈસા કમાવા સિવાય બીજી કોઈ પણ પ્રવૃત્તિમાં લક્ષ આપતા ન હતા.

એ સમયે બંગાળાના સુપ્રસિદ્ધ બ્રાહ્મ ધર્મપ્રચારક બાબુ કેશવચંદ્ર સેન મુંબાઈ આવ્યા. તેમનાં ઘણાં વ્યાખ્યાનો થયાં—એમની જ વાક્છટા મંત્રમુગ્ધ કરે એવી હતી. પરન્તુ ઉપર જણાવ્યા તે આગેવાનો સિવાય કોઈએ એમાં રસ લીધો નહીં. સહુ લક્ષ્મીપૂજાના કાર્યમાં પડેલા હતા. કેશવચન્દ્ર સેનના વ્યાખ્યાનોથી પ્રભાવિત માત્ર શિક્ષિત વર્ગના કેટલાક આગેવાનો જ થયા. એ આગેવાનોએ એમનો સંદેશો ઝીલી લીધો.

આ અપૂર્વ જાહોજલાલી લાંબી મુદત ચાલી નહીં. શેર-સટ્ટામાં એકાએક ભારે મંદી આવી. હજારો વેપારીઓ અને બીજા ઘણા માણસો લગભગ નિર્ધન જેવા થઈ ગયા. માલમિલકત, બંગલાવાડી વગેરે ઘણાંનાં વેચાઈ ગયાં.

મુંબાઈની પ્રજાના હતાશા અને નિરાશાના વાતાવરણમાં પરમહંસ મંડળીના કેટલાક સભ્યો પોતાના ઉદારવિચાર અને સામાજિક અનિષ્ટો દૂર કરવાના કાર્યમાં દૃઢ રહ્યા હતા. એ આગેવાનો સાથે બીજા નવા શિક્ષિતો જોડાયા અને તેમણે એક નવી સંસ્થા શરૂ કરવાનો વિચાર કર્યો. આ માટે કેટલાક આગેવાનોએ સને ૧૮૬૬માં ડૉ. આત્મારામ પાંડુરંગને મકાને સભા ભરી. આ સભામાં નવા આગન્તુકોમાં શાન્તારામ ખોંડસે, મહાદેવ શિરગાંવકર, બાલમંગેશ વાગલે, નારાયણ મહાદેવ પરમાનન્દ, વાસુદેવ બાબાજી નવરંગે વગેરે હતા. આ આગેવાનોએ એક નવી સંસ્થા સ્થાપી સામાજિક સુધારાનાં કાર્યો વેગથી ચલાવવાનો ઠરાવ કર્યો. પરન્તુ તેમને લાગ્યું કે સામાજિક સુધારા કરતાં પણ વધારે અગત્યનું કાર્ય તો ધર્મસુધારણાનું છે. મનુષ્યે આ જગતમાં જન્મ ધરી પરમાર્થ સાધન પ્રાપ્ત કરવાનું વિશેષ આવશ્યક છે એટલે એમણે પરમાર્થ સાધન પ્રાપ્ત કરવાની ધાર્મિક સંસ્થા સ્થાપવાનો નિશ્ચય કર્યો. આને પરિણામે તા. ૩૧મી માર્ચ ૧૮૬૭, ફાગણ વદ એકાદશી (પાપમોચિની એકાદશી)ને દિવસે પ્રાર્થનાસમાજની સ્થાપના કરવામાં આવી.

સામાજિક સુધારાની આવશ્યકતાનો ખ્યાલ તે સમયે પ્રચલિત થયેલા અંગ્રેજી શિક્ષણને પરિણામે ઉદ્‌ભૂત થયો હતો એ નિઃસંશય હકીકત છે. ધાર્મિકસુધારાનો ખ્યાલ બંગાળાના બ્રાહ્મ સમાજના અનુકરણ રૂપે હતો.

મુંબાઈ પ્રાર્થનાસમાજની સ્થાપના થઈ તે વખતે તેનું નામ 'એકેશ્વર ભક્તમંડળ' એવું હતું એમ જણાય છે. પ્રાર્થનાસમાજ એ નામ પાછળથી આપવામાં આવ્યું. આ સંસ્થા સ્થાપન કરનારામાં ડૉ. આત્મારામ પાંડુરંગ, ડૉ. ભાંડારકર માધવ ગોવિન્દ રાનડે, નારાયણ મહાદેવ પરમાનન્દ, ભાસ્કર હરિભાગવત, વાસુદેવ બાબાજી નવરંગે અને બાળમંગેશ વાગલે એ મુખ્ય હતા.

પ્રાર્થનાસમાજ તે વખતે ડૉ. આત્મારામ પાંડુરંગના મકાનમાં ભરાતી. નાની છોકરીઓનું મધુર સંગીત, ઉપાસના, આરાધના, પ્રાર્થના અને વ્યાખ્યાન એવો ક્રમ રાખવામાં આવ્યો હતો. સંગીતમાં તુકારામના અભંગો ગવાતા, વ્યાખ્યાન કરનાર માટે એક સિંહાસન જેવું રાખવામાં આવ્યું હતું. વ્યાખ્યાન ઊભા રહીને કરાતું. શ્રોતાવર્ગ સિંહાસન પાસેની પાટલી ઉપર અને તેની બે બાજુએ ગોઠવેલી ખુરશીઓની હાર ઉપર બેસતો. પ્રાર્થનાસમાજમાં પહેલું વ્યાખ્યાન કોણે કર્યું તે જાણી શકાયું નથી, પરન્તુ બે ત્રણ માસ પછી શ્રી. શાહુરાવ કુકડે તે સભામાં હાજર હતા તેમણે જણાવ્યું છે કે વ્યાખ્યાન કરનાર ભિખોબા લક્ષ્મણ ચવ્હાણ હતા. આ ગૃહસ્થ રૉબર્ટમની સ્કૂલમાં મરાઠીના શિક્ષક હતા, એક અક્ષર એમને અંગ્રેજીનો આવડતો ન હતો. પરન્તુ સાત્ત્વિક ભક્તિમય જીવન, પરમેશ્વર ઉપર ઊંડી ગાઢ શ્રદ્ધા, પ્રાર્થનાની જીવનમાં મહત્તા, કોમળ હૃદય, સર્વપ્રત્યે બન્ધુભાવ, શાન્ત સૌમ્ય સ્વભાવ વગેરેથી એમના વ્યાખ્યાનોની છાપ શ્રોતાજનો ઉપર બહુ સારી પડતી હતી.

પ્રાર્થનાસમાજના સિદ્ધાન્ત નીચે મુજબ હતા: દેવ એક જ છે. તેના સિવાય બીજો કોઈ દેવ નથી. તે નિરાકાર છે, તેનું માનસિક ભજન-પૂજન કરવું એ આપણું કર્તવ્ય છે. મૂર્તિપૂજા એ અસન્માર્ગ હોઈ દેવને અપમાનકારક અને મનુષ્યને નીચત્વ આણનાર તથા દુરાચરણ પ્રતિ દોરનાર છે. તેથી આ અસન્માર્ગ

છોડી સન્માર્ગ પ્રતિ લોકોની પ્રવૃત્તિ વાળવી તથા સંસારનાં સર્વ કર્મો દીર્ઘ દૃષ્ટિથી ને નીતિને અનુસરીને કરાય તેવી પરિસ્થતિ લાવવી એ આ સમાજનો ઉદ્દેશ છે.

સભાસદને લેવાની પ્રતિજ્ઞા આ પ્રમાણે હતી:

૧. હું દરરોજ પરમેશ્વરનું ચિન્તન કરીશ.
૨. સત્કર્મ આચરવાનો અને અસત્કર્મથી દૂર રહેવાનો હું પ્રયત્ન કરીશ.
૩. સ્વભાવની નિર્બલતાને લીધે મારાથી જે દોષ અગર પાપકર્મ થઈ જાય તો તે માટે અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ કરી પરમેશ્વરની પ્રાર્થના કરીશ.
૪. હે પરમેશ્વર, આ પ્રતિજ્ઞાઓ પાળવાનું મને સામર્થ્ય આપો!

પ્રાર્થનાસમાજની સ્થાપના વખતે તેને માટે મકાન કે મંદિર હતું નહીં એ આગળ જણાવ્યું છે. સને ૧૮૭૦ માં ઠરાવ કરવામાં આવ્યો કે પ્રાર્થનાસમાજ માટે અલાયદુ મકાન હોવું જોઈએ. હાલ પ્રાર્થનાસમાજનું જ્યાં મન્દિર છે (સૅન્ડહર્સ્ટ રોડના રસ્તાની શરૂઆત થાય છે, તેની બાજુ ઉપર ચર્નિરોડને છેડે–હવે રાજા રામમોહન રોડ) એક પતરાનું નાનું મકાન હતું. તે જે બૅન્કનું હતું તે બૅન્ક બંધ થવાથી તેના ડિરેક્ટરોએ તે નાનું મકાન ભાડું લીધા વગર વાપરવા આપ્યું. તેમાં પ્રાર્થનાસમાજનું કામ થતું. તે પછી એ જગાની પાસે ડૉ. માણેકજી આદરજીનું મકાન આવેલું હતું તે ભાડે રાખી સને ૧૮૭૨ સુધી ત્યાં સમાજનું કામ ચાલ્યું. પછી પેલી પતરાવાળી જગા ખરીદી ત્યાં સને ૧૮૭૨-ની ૨૯મી તારીખે, વિક્રમ સંવત ૧૯૨૯ના માગશર વદ ચૌદશને દિવસે જે નવું મકાન તૈયાર થયું (હાલ જે મકાન છે તે) વાપરવાનું શરૂ કરવામાં આવ્યું.

પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિ સામે અનેક ટીકાઓ મુંબાઈનાં કેટલાંક છાપાંમાં શરૂઆતમાં પ્રગટ થતી, આ પ્રવૃત્તિ ખ્રિસ્તી ચર્ચનું અનુકરણ છે. જો હિન્દુ ધર્મનું તાત્ત્વિય સ્વરૂપ ફરી જાગ્રત કરવાનો જ ઉદ્દેશ હોય, તો નવી સંસ્થા સ્થાપવાની શી જરૂર હતી? આ સમાજમાંથી આગળ જતાં ઘણા સભ્યો ખ્રિસ્તી થઈ જશે, પરમહંસ મંડળીની જે દશા થઈ તે જ આની થવાની છે—આવી આવી ટીકાઓ થયા કરતી હતી. ખ્રિસ્તી પાદરીઓ પ્રથમ તો આ સંસ્થાની પ્રશંસા કરતા હતા. તેમને એમ લાગતું કે હિન્દુ ધર્મના પ્રચલિત રીતરિવાજોનો ત્યાગ કરી આ સંસ્થા ખ્રિસ્તી ધર્મને ઉત્તેજન આપનારી આખરે થવાની છે. આ સર્વ ટીકા સમાજસ્થાપન કરનારાઓએ લક્ષમાં લીધી નહીં. કેટલીક વાર 'ઇન્દુપ્રકાશ'માં એનો જવાબ આપવામાં આવતો. પ્રાચીન મહર્ષિઓએ ઉપનિષદોમાં પરમાત્માના સ્વરૂપનું જે વર્ણન કરેલું છે તેના પાયા ઉપર નિરાકાર પરમચૈતન્યતત્ત્વની માનસિક ઉપાસના અને પ્રાર્થના આ મન્દિરમાં કરવામાં આવે છે એ મતલબના ઉત્તરો આપવામાં આવતા. પ્રાર્થનાસમાજનો શ્રોતાવર્ગ સભ્યોનો થતો તેના કરતાં અન્ય સ્ત્રીપુરુષોનો વધારે થતો. માત્ર કુતુહલવૃત્તિથી આ માણસો આવતા. પરન્તુ એ વૃત્તિવાળામાંથી સમાજના સભ્ય થયેલા અનેક મનુષ્યો આજે પ્રાર્થનાસમાજમાં છે.

સમાજમાં ડૉ. ભાંડારકર, માધવરાવ રાનડે અને નારાયણ ચંદાવરકરનાં વ્યાખ્યાનો વખતે સમાજનો હૉલ આખો ભરાઈ જતો. ઉત્સવ પ્રસંગે થતાં કીર્તનો વખતે સ્ત્રી-પુરુષોની ઠઠ જામતી–મુંબાઈમાં એક ગણનાપાત્ર સંસ્થા સ્થપાઈ છે એવી માન્યતા થોડાં જ વર્ષોમાં પ્રસરી ગઈ હતી. ડૉ. ભાંડારકર અને માધવરાવ રાનડેનાં વ્યાખ્યાનો પુસ્તક રૂપે છપાયેલાં છે. એ વ્યાખ્યાનો સમાજના સભ્યો ઉપરાન્ત ઉદાર ધર્મવૃત્તિવાળા અનેક મનુષ્યોને પ્રેરણાત્મક બન્યાં છે.

પ્રાર્થનાસમાજને અંગે અનેક નાનીમોટી સંસ્થાઓ અત્યારે ચાલે છે તે નીચે જણાવ્યું છે:

(૧) રાત્રિશાળાઓ, (૨) ધર્મપ્રચાર વ્યવસ્થા (પ્રાર્થનાસમાજ તરફથી ધર્મોપદેશક–મિશનરી–નીમવાની વ્યવસ્થા), (૩) સંગતસભા, (૪) આર્ય મહિલાસમાજ, (૫) યંગ થઈસ્ટિસ યુનિયન, (૬) બ્રાહ્મ પોસ્ટલ મિશન, (૭) ડૉ. ભાંડારકર પુસ્તકાલય તથા વાચનાલય, (૮) રામમોહન આશ્રમ, (૯) બાલહત્યાપ્રતિબન્ધક ગૃહ (પંઢરપુર), (૧૦) અનાથ બાલકાશ્રમ (પંઢરપુર), (૧૧) રામમોહન હાઇસ્કૂલ, (૧૨) સુબોધપત્રિકા (પ્રાર્થનાસમાજનું અઠવાડિક મુખપત્ર).

પ્રાર્થનાસમાજની ઉત્પત્તિ, સ્થાપના અને અત્યાર સુધીની પ્રવૃત્તિઓ વિશે વિવેચન–જરા વધારે પડતા લંબાણથી–થયા પછી તેના શતાબ્દિ સંવત્સરીનો હેવાલ

રજૂ કરવામાં આવે છે.

ઉપર જણાવ્યું છે તેમ સને ૧૮૬૭, તા. ૩૧મી માર્ચને દિવસે પ્રાર્થનાસમાજની શરૂઆત થઈ હતી. પરંતુ ફાગણ વદ ૧૧ (પાપમોચિની એકાદશી) આ વર્ષે તા. ૨૪મી માર્ચે હોવાથી તે તારીખથી ઉત્સવની શરૂઆત કરવામાં આવી હતી. તે અગાઉ તા. ૧લી માર્ચથી તા. ૨૩મી માર્ચ સુધી સમાજના સભ્યોને ઘેર સહુએ મળી કૌટુમ્બિક ઉપાસનાનું કાર્ય કર્યું હતું. તા. ૨૪મીએ સવારે ૭-૩૦ વાગ્યે ઉત્સવના ઉદ્ઘાટન પ્રસંગે ઉપાસના તથા વ્યાખ્યાનનો ક્રમ મેં ચલાવ્યો હતો. સાંજે ૫-૩૦ વાગ્યે વડીલ સ્થાપકોને અંજલિનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. સમાજમંદિરને સુન્દર રીતે શણગારવામાં આવ્યું હતું. એક પાટ ઉપર સો મીણબત્તીઓના દીવા ગોઠવવામાં આવ્યા હતા. એ દૃશ્ય બહુ સુન્દર લાગતું હતું. પ્રાર્થનાસમાજના પ્રમુખ શ્રી જી. એલ. ચંદાવરકરે પુષ્પ ભરેલી રકાબીમાંથી થોડાંથોડાં ફૂલ લઈ સમાજના સ્વર્ગસ્થ સ્થાપકો, પ્રમુખો, આગેવાન સભ્યો વગેરેનું સ્મરણ કરાવી પુષ્પાંજલિ અર્પી હતી. તે દિવસે ભજનોનો કાર્યક્રમ પણ રાખવામાં આવ્યો હતો. એક દિવસે પૂના પ્રાર્થનાસમાજના તથા વાઈના પ્રાર્થનાસમાજના તેમજ પ્રાર્થનાસમાજના આગેવાનો સાથે ગાઢ સંબંધ ધરાવતા ગૃહસ્થોનાં પ્રાર્થનાસમાજ અંગેનાં વ્યાખ્યાનોનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. એક દિવસે મશાલસરઘસ (ટૉર્ચલાઈટ પ્રોસેશન) ચોપાટીથી શરૂ કરી પ્રાર્થનાસમાજ મંદિર સુધી લઈ જવામાં આવ્યું હતું. આ કાર્યક્રમની આગેવાની મુંબાઈના ગવર્નર તથા તેમનાં પત્નીએ લીધી હતી. એક દિવસે મુંબાઈની દસબાર સંસ્થાઓ જે સામાજિક તથા શૈક્ષણિક કાર્યો સાથે જોડાયેલી છે તે સંસ્થાઓના પ્રમુખો અગર મંત્રીઓએ પ્રાર્થનાસમાજના કાર્યને અભિનંદન આપવાનો જાહેર મેળાવડો કાવસજી જહાંગીર કૉન્વોકેશન હૉલમાં રાખ્યો હતો. તા. ૩૧મી માર્ચને દિવસે એ જ હૉલમાં નામદાર ગવર્નરના અધ્યક્ષપણા નીચે શતસંવત્સરી ઉત્સવ ઊજવવાનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. પરંતુ ગવર્નર સાહેબ નાદુરસ્ત તબિયતને કારણે ન આવી શકવાથી તેમનાં પત્નીએ પ્રમુખસ્થાન લીધું હતું. કાર્યક્રમની શરૂઆતમાં ભજનો ગાવામાં આવ્યાં હતાં અને ઈશ્વરપ્રાર્થનાનો કાર્યક્રમ મેં કર્યો હતો. એક દિવસે પંઢરપુર અનાથાશ્રમનાં જે બાળકો મોટી ઉંમરનાં પાર્લામાં ચલાવાતા આશ્રમમાં રહે છે તેમને ઇનામ આપવાનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આ પ્રમાણે તે કાર્યક્રમો છેક દસમી એપ્રિલ સુધી ચાલ્યા હતા. એક દિવસે પ્રીતિભોજનનો કાર્યક્રમ પણ રાખવામાં આવ્યો હતો.

આ પ્રમાણે અત્યંત ઉત્સાહ, સંપૂર્ણ વ્યવસ્થા અને આનંદથી આ શતાબ્દિ ઉત્સવ તા. ૧૦મી એપ્રિલે સમાપ્ત કરવામાં આવ્યો. પ્રત્યેક કાર્યક્રમ વખતે શ્રોતાઓની ભારે ઠઠ જામતી હતી.

મુંબાઈ પ્રાર્થનાસમાજ એ મુંબાઈ શહેરની એક અગત્યની ધાર્મિક સંસ્થા હોઈ પ્રજામાં એની પ્રત્યે આદર વધતો જાય છે એવું મારું માનવું છે.

*

અનુસંધાન] **પાદટીપો** [પૃ. ૧૩થી ચાલુ

બંધારણસભાના અને પછી સ્વતંત્ર પ્રજાસત્તાકના પ્રથમ પ્રમુખ.

૧૮. ગુજરાત સંશોધન મંડળ. મુંબાઈની આ જાણીતી સંસ્થા વિવિધ જ્ઞાનક્ષેત્રે અભ્યાસ સંશોધનનું સુંદર કાર્ય છેલ્લાં ૩૦ વર્ષથી કરી રહી છે. શ્રી પોપટલાલ જી. શાહની પ્રેરણા અને સતત હૂંફ તથા સક્રિય દોરવણી આ સંસ્થાને મળતી રહી છે.

૧૯. ફાર્બસ સભા. સો વર્ષ ઉપરાંતની જૂની અને જાણીતી આ સંસ્થા પણ મુંબાઈમાં સાહિત્યના ક્ષેત્રે ગણનાપાત્ર કાર્ય કરી રહી છે.

૨૦ સદ્ગત દોલતરામ ઉમેદરામ શાહ. મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડ, અમદાવાદના માજી અધ્યક્ષ અને અમદાવાદના એક અગ્રણી જાહેર કાર્યકર. 'દોલાકાકા' નામે જાણીતા હતા.

૨૧ સદ્ગત શ્રીમતી નિર્મળાબેન બકુભાઈ. સદ્ગત શેઠ અંબાલાલ સારાભાઈનાં બહેન. સદ્ગત નિમાબહેને આપેલા દાનમાંથી અમદાવાદમાં આજે બકુભાઈ મનસુખરામ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયકોલૉજી ઍન્ડ ચાઈલ્ડ ડૅવલપમેન્ટ નામની અદ્યતન સંસ્થા વિવિધ સંશોધનકાર્યો કરી રહી છે.

*

# કલા અને અસ્તિત્વવાદ

## Art and Existentialism

મધુસૂદન બક્ષી

કલાનાં સ્વરૂપનું તાત્ત્વિક દૃષ્ટિએ નિરૂપણ કરવાના પ્રયાસો થયા છે. કલાદૃષ્ટિએ જે અનુભવો થાય છે તેની વિશિષ્ટતાનો ઉલ્લેખ કરતાં પ્રોફે. જૉન હૉસ્પર્સ[1] સૂચવે છે કે આવો અનુભવ વ્યાવહારિકતાથી પર છે. કોઈ પણ વસ્તુનું સૌંદર્યાભિમુખ અવલોકન કરીએ ત્યારે તે વસ્તુ જેવી છે તેવા જ સ્વરૂપમાં તેનો આનંદ માણવામાં આવે છે. સૂર્યાસ્ત સમયનું વાતાવરણ સંવેદનશીલ વ્યક્તિમાં અમુક અસર ઉત્પન્ન કરે છે; તેનો એક જુદી કોટિનો આનંદ છે. આ અનુભવમાં ઉપયોગિતા, તાત્કાલિક જરૂરિયાત, ફાયદા કે ગેરફાયદાની ગણતરી હોતી નથી. કલાત્મક અનુભવ અને અન્ય પ્રકારના અનુભવનો ભેદ હૉસ્પર્સ એક જ લક્ષણ દ્વારા સ્પષ્ટ કરે છે. અર્થાત કલાત્મક અનુભવ 'Non Practical' છે.

'કલા' શબ્દ ઘણા અર્થમાં પ્રયોજાયો છે. આ શબ્દનો ભાવાત્મક અર્થ છે. ટૉલ્સ્ટૉયના મત મુજબ જે કલા મૂળભૂત અનુભૂતિને વ્યક્ત ન કરે અને માનવજાતમાં બંધુત્વને ન પોષે તે સાચી કલા નથી. બીજે પક્ષે કલાઈવ બેલના અભિપ્રાય મુજબ સાચી કલાને વાસ્તવિક માનવજીવન સાથે કોઈ પણ સંબંધ હોઈ શકે નહીં. આ બંને વ્યાખ્યાઓ 'કલા' શબ્દનો પહેલાં અર્થ નક્કી કરે છે અને પછી બાકીની કોઈ પણ બાબતને 'સાચી કલા' ન કહેવાય તેવું ફલિત કરે છે. વ્યાખ્યા આપવાની આ રીતને 'persuasive definitions' કહેવાય છે. હૉસ્પર્સના મત મુજબ વિશાળ અર્થમાં કલાને કુદરતની સાથે સરખાવવાથી કલાનું સ્વરૂપ સમજી શકાય છે. કુદરતી વસ્તુ અને કલાકૃતિમાં ભિન્નતા છે તેનું કારણ કે કલાકૃતિ માનવપ્રયત્ન અને પ્રેરણાથી ઉદ્‌ભવે છે. કલાનું વર્ગીકરણ વિચારતાં જણાય છે કે પહેલો તફાવત લલિતકલા અને વ્યાવહારિક કલાનો દર્શાવી શકાય. સંગીત, સાહિત્ય, ચિત્રકળા વગેરે 'લલિત' કલા ગણવા માટેનો હેતુ એ છે કે તેમાં વ્યાવહારિક મર્યાદિત ધ્યેયો માટે કોઈ ચોક્કસ કૃતિનું સર્જન થતું નથી અથવા તો એવું સર્જન જરૂરી નથી. લલિતકલાનું પણ વધુ વર્ગીકરણ હૉસ્પર્સ આ પ્રમાણે કરે છે: (૧) દૃશ્યકલાઓ (૨) શ્રાવ્યકલાઓ અને (૩) પ્રતીકાત્મક કલાઓ. ચિત્રકલામાં 'દૃશ્ય' તત્ત્વ મહત્ત્વનું છે; સંગીતમાં 'શ્રવણ'નું સર્વોપરિ મહત્ત્વ છે અને પ્રતીકાત્મક કલામાં સાહિત્યનો સમાવેશ થાય છે, કારણ કે શબ્દ તેનું માધ્યમ છે.

કોઈ પણ કલાકૃતિનાં ત્રણ પાસાં છે. (૧) ઉપાદાન પાસું (Material Aspect), (૨) રૂપલક્ષી પાસું (Formal Aspect) અને (૩) સાહચર્યલક્ષી પાસું (Associational Aspect). જ્યારે આપણે કલાકૃતિની માત્ર સ્થૂળ સામગ્રીને મહત્ત્વ આપીએ ત્યારે આપણી કલાદૃષ્ટિ આ પાસાં પૂરતી મર્યાદિત ગણાય. દા. ત., કોઈ વસ્તુ, લાકડું, પથ્થર, સોનું કે માટીમાંથી બનાવેલી છે કે નહીં તેના ઉપર અમુક વસ્તુનું કલાત્મક મૂલ્ય આધાર રાખે છે.

કલાકૃતિનાં જુદાં જુદાં તત્ત્વોનું સંયોજન આંતરસંબંધ કે સંગઠન અને તેમાંથી નીપજતું એક સમગ્ર સ્વરૂપ એ કલાકૃતિનું રૂપલક્ષી પાસું ગણાય. દા. ત., જુદાં જુદાં વાજિંત્રોમાંથી એક જ પ્રકારની સંગીતમય અસર સમૂહવાદનમાં ઉત્પન્ન થાય છે તેમાં વ્યક્તિગત તત્ત્વો કરતાં એક સમષ્ટિ (form) મહત્ત્વની છે.

કલાનાં આ બન્ને પાસાં કરતાં સાહચર્યલક્ષી પાસું જુદું છે કારણ કે તેમાં કલાકૃતિમાં રહેલી બાબતો કરતાં તેનાથી સૂચિત થયેલી બાબતો ઉપર વધુ મહત્ત્વ આપવામાં આવે છે. કલાકૃતિની દૃષ્ટા, શ્રોતા કે વાચકવર્ગ ઉપરની અસરને લગતું આ પાસું છે. કલાકૃતિમાં વ્યક્ત થતા ભાવાનિરુપણની અસર એ કલામાં મહત્ત્વની છે તેમ સાહચર્યવાદીઓ માને છે ત્યારે કલામાં માત્ર રૂપલક્ષી તત્ત્વ વધુ મહત્ત્વનું છે તેમ ઘણા વિવેચકો માને છે.

---

(1) "An Introduction to Philosophical Analysis" (p. 502) —Hospers

સુરોની મિલાવટ કે રંગોનાં મિશ્રણ કે સામગ્રીની સજાવટથી ઉદ્‌ભવેલું કલાકૃતિનું સ્વરૂપ સ્વયં રોચક છે તેવું માનનારા Formalists અને કલાકૃતિ દ્વારા વ્યક્ત થતો વિષાદ કે ઉન્માદ કે વિખવાદ કલાના મૂલ્યાંકનમાં મહત્ત્વનો છે તેમ માનનાર Associationists વચ્ચેનો મતભેદ કલાના તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં પ્રવર્તે છે.

કલા અને અસ્તિત્વવાદના સંબંધની સૌપ્રથમ વિગતપૂર્ણ સમીક્ષા કરવાનું માન પ્રોફેસર ફેલીકોને મળે છે. તેઓ ખુદ ચિત્રકાર અને શિલ્પી છે તેમજ આ કળાઓને લગતું શિક્ષણ આપે છે. કૅલિફોર્નિયા યુનિવર્સિટીમાં તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે તેઓએ બહુ જ નોંધપાત્ર લેખો અને પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. તેમનું પુસ્તક 'Art and Existentialism' આ પ્રકારનો પહેલો જ અભ્યાસ રજૂ કરે છે. ફેલીકોએ અસ્તિત્વવાદના કેટલાક સિદ્ધાંતો સ્વીકાર્યા છે અને તેમની કલામીમાંસામાં પણ તેમણે આ તત્ત્વની મદદ લીધી જણાય છે. અસ્તિત્વવાદી સૌંદર્યશાસ્ત્ર માટે ફેલીકોએ નિર્દેશેલા નીચેના વિષયો ઉપરની વિચારણા ઘણી ઉપયોગી છે:

(૧) કલાનો વિષય–Art-object. (૨) કલા અને જીવનનાં સમાન તત્ત્વો. (૩) કલા અને અસ્તિત્વ. પ્રોફેસર ફેલીકોના પુસ્તકમાં જુદા જુદા અસ્તિત્વવાદીઓનો નામ સાથે વારંવાર ઉલ્લેખ આવતો નથી પરંતુ તેમણે અસ્તિત્વ, ચેતના અને સ્વાતંત્ર્ય વિશે જે વિચારો રજૂ કર્યા છે તેના ઉપરથી એવી છાપ પડે છે કે મોટે ભાગે સાર્ત્રની વિચારસરણી સાથે તેઓ સહમત છે. કેટલેક સ્થળે તો લેખકે સાર્ત્રે પ્રયોજેલી પરિભાષા પણ અપનાવેલી જણાય છે. પ્રોફેસર ફેલીકોએ દૃશ્ય-શ્રાવ્ય કલાઓમાંથી તેમનાં દૃષ્ટાંતો પસંદ કરેલાં છે. તેમણે રજૂ કરેલા વિષયોનું ક્રમશઃ નિરુપણ કરીએ.

**(૧) કલાનો વિષય-(વસ્તુ)**: આપણે સંગીતસભામાં ધ્વનિનું ભૌતિકશાસ્ત્ર જાણવા જતા નથી અને મ્યૂઝિયમમાં લાકડાંનો કે પથ્થરનો પ્રકાર કે વજન વિશે માહિતી એકત્ર કરવા જતા નથી. કલાકૃતિનું અવલોકન કરતી વખતે આપણો 'અભિગમ', 'અપેક્ષા' ભિન્ન પ્રકારની હોય છે. તે સમયે આપણી ચેતના કલાભિમુખ હોય છે, અને આપણી સમક્ષ જે દૃશ્ય કે શ્રાવ્ય પદાર્થ કે પ્રતિમા હોય છે અથવા તો જે શાબ્દિક પ્રતીકો હોય છે તે નવા રૂપમાં આપણી ચેતનાના વ્યાપારને લીધે પરિવર્તન પામે છે. કલાનો જે પદાર્થ (object) હોય છે તેનો સમય અને સ્થળ એક વખતે નિશ્ચિત થઈ જાય છે. 'હૅમ્લેટ' હકીકતમાં ઘણે સ્થળે ભજવાય પરંતુ એ કૃતિમાં જે દેશ-કાળનું એકત્વ છે તે આંતરિક છે. આમ કલાનો વિષય અથવા કલાનો પદાર્થ એ સ્વાયત્ત, મુક્ત સત્‌ ધરાવે છે. તે વ્યાવહારિક તાત્કાલિક અનુભવના જગતથી પર છે. કલાના પદાર્થોની કોઈ જુદી જ સૃષ્ટિ હોય તેમ જણાય છે. આપણા સૈદ્ધાંતિક કે વ્યાવહારિક ક્ષેત્રથી કલાનું ક્ષેત્ર તદ્દન અલગ જણાય છે. કલાની દુનિયા એ શક્યતાઓની દુનિયા છે. કલાના પદાર્થનો મૂલ્યનિર્ણય વ્યાવહારિક માપદંડથી થઈ શકે નહીં. કલામાં ઉપસ્થિતિ (Presentation) છે, પુનરુપસ્થિતિ (Representation) નહીં. જે શક્યતાઓની અનુભૂતિ થઈ હોય અને જેની પ્રતિમાઓનું નિર્માણ થયું હોય તે કલા-વસ્તુ પહેલી જ વાર ઉપસ્થિતિ થાય છે. (કલા-વસ્તુ માત્ર નકલ છે અથવા તો ઉપસ્થિત પદાર્થોનું પુનરાવર્તન છે તેવો મત પ્રોફેસર ફેલીકો સ્વીકારતા નથી તે સ્પષ્ટ થાય છે). કલાનો પદાર્થ મૌલિક, અપૂર્વ મોહક અને બાલસહજ નિર્દોષતાવાળો હોય છે. વિચારનો વિષય (Concept) અમૂર્ત હોય છે. કલાનો વિષય તેનાથી ભિન્ન છે કારણ કે મૂર્ત છે. તેમાં સાક્ષાત્‌ ઉપસ્થિતિ (Presence)નું તત્ત્વ છે. ઉપરાંત કલાનો પદાર્થ અસત્‌ (unreal) છે, કારણ કે વસ્તુઓની સાધારણ ચેતનાની જેમ તેમાં વાસ્તવિક પદાર્થનું જ્ઞાન થતું નથી. તે શુદ્ધ સત્ત્વ છે. કલાનો પદાર્થ ઉપસ્થિત છે અને છતાં વાસ્તવિક દૃષ્ટિએ અસત્‌ છે એ વિરોધાભાસ છે તેનું કારણ એ છે કે કલાનો પદાર્થ કોઈની ચેતના માટે છે અને કોઈની ચેતના સમક્ષ છે. અસ્તિત્વ ધરાવતો માણસ કલાકૃતિનું અધિષ્ઠાન (Subject) છે. માણસ એક મુક્ત જ્ઞાતા છે અને તેની ચેતના સ્વયંસ્ફૂર્ત (Spontaneous) છે. કલા આવી મુક્ત ચેતનાનો આવિષ્કાર છે: 'As free-essence, the art-object always presents a possible-self in a-possible world.' (P. 24)

કલાત્મક વ્યવસ્થા (Aesthetic order) તાર્કિક

અને વ્યાવહારિક વ્યવસ્થા કરતાં ભિન્ન છે. કલાકૃતિ, અસ્તિત્વનું મૂળ સ્વરૂપ ખુલ્લું કરી આપે છે. કલાકૃતિના નિર્માણમાં અંશ અને સમગ્ર વચ્ચે સહ-ઉપસ્થિતિનો સંબંધ હોય છે. બાહ્ય જગતમાં વસ્તુઓ એકબીજાથી જુદી અને બહિર્લક્ષી સંબંધ ધરાવતી હોય છે ત્યારે કલાકૃતિમાં વિભિન્ન અંગોનું તત્કાલ સહઅસ્તિત્વ હોય છે. કલાકૃતિ સાંગોપાંગ હોવાથી તેમાં આંતરિક ગૂંથણી હોય છે; તેમાંથી એક પણ તત્ત્વની વિકૃતિ સમગ્ર કલાકૃતિનું સૌંદર્ય હરી લે છે. તેમાં અનુભૂતિ અને કલ્પનાનું મિશ્રણ થાય છે. કલાકારની મુક્ત ચેતના સાથે કલાના વિષયનું આંતરિક જોડાણ થાય છે. કલાકારના વ્યક્તિત્વની છાપ તેની કૃતિ ઉપર પડે છે અને જે સામગ્રી કલાકાર હાથમાં લે છે તેનું ન કલ્પી શકાય તેવું પરિવર્તન કરી લે છે એટલે સામગ્રીની વાસ્તવિકતા નષ્ટ થાય છે અને તેનું કલ્પિત સ્વરૂપ વાસ્તવિક બની જાય છે. કલાકૃતિનો સાચો અનુભવ કરવો હોય તો દુન્યવી પદાર્થની અવગણના કરવી પડે છે. અવાજને અવાજ તરીકે અવગણો તો જ તેનું સંગીતમય સ્વરૂપ અનુભવી શકાય. લૉરેન્સ ઑલીવર 'હૅમ્લેટ' ભજવે છે એ વાત ભૂલી જવામાં જ 'હૅમ્લેટ' જોવાનો સાચો અનુભવ રહેલો છે. કલાના ઉપાદાનનું નવું રૂપ જોવા માટેની કલાદૃષ્ટિ વગર વાસ્તવિકતા નજર સમક્ષથી દૂર થઈ શકે નહીં.

કલાકૃતિને સ્વપ્ન સાથે સરખાવી શકાય. સ્વપ્નની ચેતના અને કલાભિમુખ ચેતનામાં ઘણી સમાનતા છે. બન્નેમાં વ્યાવહારિક અને સૈદ્ધાંતિક ક્ષેત્રોમાંથી મુક્તિ છે. બન્નેમાં ચેતનાની સ્વયંસ્ફૂર્તિ વ્યક્ત થાય છે. બન્નેમાં પ્રતિમાવ્યાપાર છે. સમય અને સ્થળનાં બંધનો સ્વપ્ન અને કલા બન્નેમાં નડતાં નથી. કલાકૃતિની જેમ સ્વપ્નનો વિષય પણ મુક્ત સત્ત્વ છે અને સ્વયં ઉપસ્થિત છે. તે અપૂર્વ છે, મૌલિક છે અને કલાકૃતિની જેમ સ્વપ્ન પણ તેના દૃષ્ટા ઉપર જ સંપૂર્ણ રીતે આધારિત છે. કલાકૃતિ અને સ્વપ્ન વસ્તુઓના જગતથી ભિન્ન છે, બન્નેની સામગ્રી જાગૃતિકાળની ચેતનામાંથી ઉદ્‌ભવે છે. પરંતુ કલા અને સ્વપ્ન વચ્ચે મૂળભૂત તફાવત એ છે કે સ્વપ્નની ચેતના જાગૃતિમાં માત્ર સ્મૃતિરૂપે સજીવન થાય છે ત્યારે કલાકૃતિમાં વ્યક્ત થતી ચેતના સ્વભાનયુક્ત હોય છે. તેને વિષે વર્તમાન જાગૃતિ શક્ય છે.

**(૨) કલા અને જીવન** : કલાકૃતિનું વધુ વિશ્લેષણ કરતી વખતે તેને વિશે એક ખોટો ખ્યાલ દૂર કરવાનું પ્રોફેસર ફેલીકો સૂચન કરે છે. સામાન્ય રીતે કોઈ વસ્તુ બનાવવી હોય ત્યારે તેનો પહેલેથી કંઈ ખ્યાલ હોય છે અને તેના જુદા જુદા ભાગોની આંતરિક ગોઠવણીથી વસ્તુનું નિર્માણ થાય છે. કલાકૃતિ વિશે આ અર્થઘટન સ્વીકારી શકાય નહીં. કલા, હેતુ વગરની સક્રિયતા છે–'Art is a purposiveness without purpose.' કલાકૃતિનું સર્જન ટુકડે ટુકડે થતું નથી. કલાકૃતિ સર્જાતી જાય છે તેમ તેમ તેનો ઘાટ ઘડાતો જાય છે. કલાકાર કોઈ કૃતિનું નિર્માણ કરે ત્યારે તેને પોતાની કૃતિ વિષે કેટલીક વાર આશ્ચર્ય થાય છે. કોઈ પણ કલાકાર પાસે ગમે તેવી સામગ્રી હોય પરંતુ નજીકના ભવિષ્યમાં એ કયા પ્રકારનું સર્જન કરશે તેની આગાહી કરી શકાતી નથી.

વાસ્તવિક જીવનની જ સામગ્રીનો કલાકાર નવીન રૂપમાં ઉપયોગ કરે છે. આ હકીકત માનવીના અસ્તિત્વની મુક્ત અને સ્વયંસ્ફૂર્ત પ્રવૃત્તિની પ્રતીતિ કરાવે છે. અસ્તિત્વ ધરાવતી વ્યક્તિની મુક્ત ચેતનાનો ફેલીકોનો ખ્યાલ સાર્ત્રના મતને મળતો આવે છે.[૨] ઇન્દ્રિય ગોચર પદાર્થો અને અનુભવની વાસ્તવિક સામગ્રીનું કલા દ્વારા પુનર્નિર્માણ શક્ય છે અને આ શક્યતામાં કલા અને જીવનનું અભિસંધાન થાય છે. કલા અને જીવન બંનેના તેના મૂળતત્ત્વો એક છે પરંતુ વાસ્તવિક જીવનની ઘરેડમાં પરોવાઈ ગયેલો માનવી પોતાની આંતરિક અને સહજ સર્જનશક્તિ ગુમાવી બેસે છે, ફેલીકોના મત મુજબ માણસ જગતમાં ફેંકાયેલો (Abanboned) છે (આ મંતવ્ય હાઈડેગરને મળતું આવે છે. હાઈડેગરે 'Thrownness' એવો શબ્દ પ્રયોજેલો છે). વાસ્તવિક જીવનમાં જે શક્ય છે કે નથી તેનો કલાકૃતિમાં નિર્દેશ થવો આવશ્યક નથી. કલાકૃતિમાં તો માત્ર અનુભૂતિ અને કલ્પનાની શક્યતાઓનો નિર્દેશ થાય છે.

કલાકૃતિનાં મૂળતત્ત્વોનો આંતરસંબંધ જુદી જુદી રીતે ઉદ્‌ભવે છે. પુનરાવર્તન સંવાદિતા, પૂરકતા, અને

૨. આ સંદર્ભમાં જુઓ : સાર્ત્રનું પુસ્તક 'Psychology of Imagination.'

વિરોધ જેવાં સંબંધો મૂળતત્ત્વો અને તેમાંથી નીપજતી કલાકૃતિમાં વ્યક્ત થાય છે. કલા અને જીવનમાં પુનરાવર્તનનું તત્ત્વ મહત્ત્વ છે. કીર્કેગાર્ડ અને નિત્શે બન્ને આ તત્ત્વ સ્વીકારે છે. અલબત્ત, માત્ર સાદું પુનરાવર્તન કલાકૃતિને નીરસ બનાવે છે.

(૩) **કલા અને અસ્તિત્વ**: કેલીકોના પુસ્તકમાં સહુથી વધુ રસપ્રદ અને બોધપ્રદ ચર્ચા આ વિષયની છે. માણસનું અસ્તિત્વ વિશિષ્ટ પ્રકારનું છે. તેને માત્ર કુદરતી વિજ્ઞાનોના સંદર્ભમાં સમજી શકાય નહીં. માણસ કર્તા અને જ્ઞાતા તરીકે જે વિશિષ્ટ અસ્તિત્વ ધરાવે છે તેને લીધે માણસનું અસ્તિત્વ કુદરતી પદાર્થ કરતાં ભિન્ન ગણવું જોઈએ. માણસની ચેતના સદૈવ છે. મુક્તિનો દુરુપયોગ કરીને માણસ પોતે આત્મપ્રપંચ સર્જે તે શક્ય છે. કેલીકો લખે છે: 'The project of his being is fearfully open project'.[3] માણસના અસ્તિત્વમાં મૂળભૂત રીતે જે અબાધિત મુક્તિ અને સ્વયંસ્ફૂર્ત ચેતનપ્રવાહ છે, જે અનિયત અસ્તિત્વ છે તેને કંઈક સ્થિર અને સંગઠિત બનાવવા માટે વિચારણા દ્વારા અને વ્યાવહારિક ક્ષેત્રોમાં ક્રિયાઓ દ્વારા પ્રયત્ન કરવામાં આવે છે.

માણસના અસ્તિત્વને કોઈ આધાર નથી. કોઈ પણ ગણિતનો હિસાબ કે તર્કનો આધાર વિશિષ્ટ માણસના અસ્તિત્વને સમજાવી શકાય નહીં. દરેક વ્યક્તિ પોતાની આંતરિક એકલતામાં પુરાયેલી છે. દરેક નિર્ણય સંઘર્ષ પ્રેરે છે. માણસ જોખમકારક પરિસ્થિતિમાં જીવે છે.

માણસનું અસ્તિત્વ સઘન, ભરપૂર નથી. માનવીની ચેતનાના હાર્દમાં સ્વયંભૂ મુક્તિ છે. કલાનિર્માણની ચેતનામાં આ મુક્તિનો આવિષ્કાર થાય છે કે જેને પરિણામે સ્વપ્ન વાસ્તવિકતા જેવાં લાગે છે અને વાસ્તવિકતા સ્વપ્નરૂપ લાગે છે. કલાકૃતિના સર્જનનો અનુભવ સૈદ્ધાંતિક અને વ્યાવહારિક ક્ષેત્રના અનુભવ કરતાં મુક્ત જણાય છે. કલાકારની ચેતનાનું રહસ્ય સમજવા માટે સંસ્કૃતિની અને વ્યક્તિની બાલ્યાવસ્થા વિશે વિચાર કરવો જોઈએ.[4] બાળકો અને પ્રાચીન માનવીઓમાં સર્જનની ચમત્કૃતિ જણાઈ આવે છે. તેમની નિર્દોષ અને મોહક ભાવુકતા તથા કલ્પનાશક્તિ કલાકારની ચેતના જેવાં લક્ષણ ધરાવે છે. સૈદ્ધાંતિક અને વ્યાવહારિક ક્ષેત્રે પરોવાઈ ગયા પછી પુખ્તતા પ્રાપ્ત થતાં કેટલીક વાર આવી નૈસર્ગિક કલ્પનાશક્તિ અદૃશ્ય થઈ જાય ને આપણી સ્વાભાવિક પ્રવૃત્તિઓમાં ચેતનાના નિર્બંધ પ્રવાહને આપણે અંકુશિત કરીએ છીએ. કલાકૃતિમાં તેને મુક્ત અભિવ્યક્તિ મળે છે. કલાકૃતિઓનું અસ્તિત્વ દર્શાવે છે કે માણસ સ્વયંપરિપૂર્ણ નથી. તે કંઈક શોધે છે, તેની ચેતના સભર થવા માગે છે. કંઈક છૂપો અજંપો સર્જન પ્રત્યે વ્યક્તિને અભિમુખ કરે છે.

કલામાં બે તત્ત્વો છે: (૧) Pathos–કરુણતા અને (૨) Nostos–હૃદયદ્રાવક શૂન્યતા (અર્થાત્ જે ખૂટે છે જેની ઝંખના છે તેની કાલ્પનિક પ્રતીતિ).

'Pathos'–કલામાં કરુણતાનું તત્ત્વ શા માટે? કેલીકો આ દૃષ્ટિબિંદુ વધુ સ્પષ્ટ કરતાં કહે છે કે જો આપણે વ્યાવહારિક અને સૈદ્ધાંતિક વલણો છોડી દઈએ અને પહેલી જ વાર જગતનો અનુભવ કરીએ તો આપણી ચેતનામાં જેવી સ્વયંભૂ મુક્તિનો અનુભવ થાય છે તેવો જ જગતનો અનુભવ થાય છે. કલાકૃતિની અવાસ્તવિકતા–જીવનવ્યવહારમાંથી તેની મુક્તિ, એ પણ એક જાતની કરુણતા છે.

કલાકાર કોઈ અનામી સત્ (Being)ની પ્રાપ્તિ ઝંખે છે અને તેની આ ઝંખનામાં કલાની આંતરિક કરુણતા સમાયેલી છે. તે જ પ્રમાણે કલાકારને જાણે કશું ઝાંખું સ્મરણ હોય છે તેને શું ખૂટે તેનું ભાન હોય છે. કલાકાર જાણે કે ભૂલો પડેલો માણસ છે. તેને શું ખોવાયું છે તેની ઝાંખી સ્મૃતિ હોય છે.[5] આ તત્ત્વને 'Nostos' તરીકે વર્ણવાયું છે. સર્જન દ્વારા પરિપૂર્ણતા પામવામાં આવે છે તેની સાર્થકતાની પ્રતીતિ થાય છે. કલાકૃતિમાં એક જાતની અંતિમતા હોય છે. વ્યાવહારિક કે સૈદ્ધાંતિક ક્ષેત્રની કોઈ પણ વસ્તુ કરતાં કલાત્મક સર્જન તેની

---

૩. કેલીકોનાં પુસ્તકનાં પાનાં ૫૬ થી ૬૨ વાંચતાં જણાય છે કે તેમણે સાર્ત્રની પરિભાષામાં જ પોતાના વિચારો વ્યક્ત કર્યા છે.

૪. 'Children and primitive people are all superlative poets'–Vico Giambattista

૫. જ્ઞાન એ પુનઃસ્મરણ છે તેવો પ્લેટોનો સિદ્ધાંત કલાની તાત્ત્વિક ભૂમિકાએ પ્રોફેસર કેલીકો સ્વીકારતા જણાય છે (પાનાં ૭૨–૭૩).

સ્વયંભૂ પરિપૂર્ણતામાં રાચે છે. કલાકૃતિમાં એક જાતનું અપરિણામી તત્ત્વ છે. દેશ-કાળથી પર એવા તત્ત્વની એક ઝલક કલાકૃતિના અનુભવમાંથી મળે છે. કલાકૃતિનો અનુભવ ગૂઢ અનુભવ (mystical experience) સાથે સરખાવી શકાય.

કલાના હાર્દમાં ઉપસ્થિતિ (presence)નું તત્ત્વ હોવાથી તમામ કલા હમેશાં સમકાલીન હોય છે. પુરાણી કલાકૃતિનો અનુભવ કરતાં આપણો વર્તમાન સમૃદ્ધ થતો જાય છે. કલાની દુનિયા શકયતાઓની દુનિયા છે એટલે તેની આંતરિક ગૂંથણી કાળની અસરથી મુક્ત છે. કાળનો પ્રવાહ ત્યાં થીજી જાય છે. જીવનને કલાકારની દૃષ્ટિથી જોવામાં એક જાતની નિષ્કામ ભાવના જરૂરી છે. કલાકૃતિ અને કલાકાર જીવનની અર્થહીનતા અને શૂન્યતાનો પ્રતિકાર કરે છે. સ્વયંભૂ સર્જન જીવન-ની કરુણતા વ્યક્ત કરતું હોય તો પણ અર્થયુક્ત છે. અર્થહીનતા અને શૂન્યતાને પ્રતિબિંબિત કરતું સાહિત્ય અર્થહીન કહી શકાય નહીં.[૬] કેટલાક માણસો કલા-કાર છે અને કેટલાક કલાકાર નથી તેનું કારણ એ છે–બધા લોકોમાં આ સ્વયંભૂ પ્રેરણા એકસરખી સજીવન થતી નથી. જે માણસોનું સંસ્થારૂપ એકધારું અને માત્ર વ્યાવહારિક જીવન હોય છે તેમનો ચેતના-પ્રવાહ સ્થગિત થઈ ગયો હોય છે તેમની સંવેદનશીલતા ઘટી ગઈ હોય છે. આવી વ્યક્તિઓ કલા અને જીવન-ને જુદાં રાખે છે. કલાનો કામચલાઉ બચાવમુક્તિ તરીકે અથવા શોખ કે ફૅશન ખાતર ઉપયોગ કરે છે. (સાર્ત્રની પરિભાષામાં જ પ્રોફેસર ફેલીકો જણાવે છે કે પોતાની સ્વયંભૂ મુક્તિમાંથી છટકી જઇને, સ્થિર યંત્રવત્ જીવન જીવનાર અને સમાજમાં પોતાની મૌલિકતા ઓગાળી નાખનાર ઘણી વ્યક્તિઓ 'unauthentic' જીવન જીવે છે.)

**સમીક્ષા:** પ્રોફેસર ફેલીકોના નિરૂપણમાં કેટલાક પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે. અસ્તિત્વવાદમાં મૂલ્યોનો પ્રશ્ન હમેશાં ગંભીર બની જાય છે. એટલે કલા અને અસ્તિત્વવાદના સંદર્ભમાં મૂલ્યોનો પ્રશ્ન વિચારવો જોઇએ. સાર્ત્રનો મુક્ત સ્વાતંત્ર્યનો ખ્યાલ પ્રોફેસર ફેલીકો સ્વીકારે છે અને એક માનવી પોતાની પસંદગી દ્વારા બીજા માણસ માટે મૂલ્યો સર્જે છે, તેવું વિધાન તેમણે સ્વીકાર્યું છે. પરંતુ અસ્તિત્વની જે સંવેદનશીલતા છે તે બહુ જૂજ વ્યક્તિઓમાં જોવા મળે છે. ઉપરાંત કલાકૃતિ વિશે મહત્ત્વનો પ્રશ્ન તેના મૂલ્યનિર્ણયનો છે. અમુક કલાકૃતિ બીજા કરતાં વધુ ઉત્કૃષ્ટ છે તેવું નક્કી કરવા માટેના પ્રમાણ વિશે કોઈ ખુલાસો કરવો મુશ્કેલ છે. કલાકૃતિનું નૈતિક મૂલ્ય અને કલાકૃતિનું કલાત્મક મૂલ્ય એ બે ભિન્ન બાબતો છે અને બન્ને માટેની કસોટીઓ કેવી હોવી જોઇએ તે વિશે અસ્તિત્વવાદના દૃષ્ટિબિંદુથી કલાનું વિવેચન કરવામાં પ્રોફેસર ફેલીકોએ કોઈ સ્પષ્ટતા કરી નથી. પ્રોફેસર ફેલીકોએ સચ્ચાઈ (truthfulness) અને સત્યનો ભેદ પાડ્યો છે અને કલાકાર તેમજ કલા-કૃતિમાં સચ્ચાઈ હોવી જોઇએ, કલાને વસ્તુનિષ્ઠ સાર્વ-ત્રિક સત્ય સાથે સંબંધ નથી તેવું ફેલીકો જણાવે છે.

હકીકતમાં કલાનું ક્ષેત્ર વ્યવહારેતર (disengaged) છે તેમ જણાવવામાં પ્રોફેસર ફેલીકો સાર્ત્રથી જુદા પડે છે; કારણ સાર્ત્રની દૃષ્ટિએ કલા ખાતર કલાનો સિદ્ધાંત સ્વીકાર્ય નથી. સાહિત્ય સંબંધે સાર્ત્ર જણાવે છે કે લેખક સાક્ષી નથી, કર્તા છે. સર્જક હમેશાં 'engaged' હોવો જોઇએ. કલાકૃતિ એ મુક્ત ચેતનાએ સર્જેલું શુદ્ધ સત્ત્વ છે અને તેમાં શકયતાઓનું તત્ત્વ છે તે વાત સ્વીકારીએ તો પણ અસ્તિત્વ ધરાવતો માણસ પોતાની શૂન્યતા કલાકૃતિના સર્જન દ્વારા કઈ રીતે સભર કરી શકે તે એક પ્રશ્ન છે! વ્યાવહારિક અને સૈદ્ધાંતિક ક્ષેત્રે માનવીની મુક્ત ચેતના બંધનમાં જકડાઈ જાય છે ત્યારે કલાક્ષેત્રે તે પૂર્ણ રીતે મુક્ત રહે છે તે મત સ્વીકારતાં પણ, આ બન્ને ક્ષેત્રો કરતાં કલા દ્વારા જ માણસ કોઈ ઊર્ધ્વગામી સતની પ્રાપ્તિ કરી શકે તેવા મતમાં અતિશયોક્તિ જણાય છે.

*

૬. 'The aesthetic attitude is the archenemy of the impersonal, the levelling, the non-purposive'. (p. 83)

# કવિતા

## વાત અધૂરી/હસિત બૂચ

'ચાહું તને, ચાહું પ્રિય!' રટતાં
વાત કરી મેં પૂરી;
તેં તરસી મધુરી મીટ માંડી
કહ્યું, 'હજીય અધૂરી !'
મુંઝાઉં : મારું મૌન ખમી ના
શકે, ભીતરની ભરતી;
હોઠ રહે દ્રવતો દ્રવતો, પણ
વાત ન બીજી ઝરતી!
અવ તો, તું કહે બોલું; રે,
સહી ન જાય સબૂરી!
ગગન ગયું ઘેરાઈ, ગહેક્યો
મોર, અષાઢ ઝબૂક્યો;
ક્ષિતિજ ચઢ્યો મલ્હાર, આપણી
ઉપર લહરતો ઝૂક્યો;
વાત અધૂરી થઈ પૂરી :
આશ્લેષ ઉજવિયો ઝૂરી.

## મનવત્સ/ઉશનસ્

આજે વળી વળી ગયું બસ એ ભણી જ;
ના કારણે કશુંય ખાસ; અમસ્તું, એમ જ;
આ પાછલી પછીતની બહુ કાળથી ભીડી
રાખેલ બારી રહી ખુલ્લી હશે કંઈ તે
જ્યોત્સ્નાપરી ઘરમહીં કરી ડોકિયું ગઈ;
છે તો બનેલ બસ આટલી 'મસ્તી વાત, ને
બેઠું છ લેઈ રઢ પાગલ ત્યારથી એ:
એને ય રામ જયમ ચદ્ર જ માત્ર જોઇએ
આકાશનો; રડતું રૂહે ન મિષે જ કોઇએ;
નાખે પછાડ, નિજ કેશ પીંખી-વીંખી દિયે,
લોહીલુહાણુ વલૂરી નિજ નાખતું હિયે;
ક્યારે ન વાત વણસી હતી આમ આવડી;
માન્યું'તું કે વીસરી એ ગયું વાતને હશે,
કિંતુ શી તીવ્ર મૂગી હાંક દઈ દશેદિશે
(એ સંભળાઈ બધિરા નભકર્ણને હશે?)
—થાકી હવે હીબકતું કશું ઊંઘને વિશે!

## જાણું/હેમન્ત દેસાઈ

ચારુ ચન્દ્રનાં તેજ
વાદળી સ્હેજ ખસે તો જાણું,
ભર્યાં અંતરે હેજ
હશે તે હોઠ હસે તો જાણું!
પ્રીતમ, હોઠ હસે તો જાણું!

આવનજાવન નેણ ઉલાણુન
સ્હેતાં ઉર અકળાતું,
અબુધ મને અકબંધ બાંધ્યું એ
બ્હાલ નહિ સમજાતું;
હું નહિ પામું મરમ
પ્રીતનાં પૂર ધસે તો જાણું!—પ્રીતમ૦

કે' દ્હાડાના ભેદી સહુ
રસલ્હાવ મૌનમાં માણો,
નહિ આવું ઝાંઝર ઝમકારે
ભલે તંત એ તાણો;
પછી વદન પર સુરખી એની
એ જ વસે તો જાણું!—પ્રીતમ૦
શ્યામ સરિખડું નભ ઘેરાયું
બરસે નહિ શા ખપનું?
આતુર નેનનને એ તો કંઈ
અગમનિગમનું સપનું!
જીવન દઈ આ રંક ધરાની
ધૂળ રસે તો જાણું!—પ્રીતમ૦

*

# વિદેશના અભ્યાસપ્રવાસેથી

## પહેલો પત્ર

રોહિત શુક્લ

પમી નવેં. ૧૯૬૬

**માનનીય શ્રી માવળંકર સાહેબ,**

તમારો શુભેચ્છાભર્યો પત્ર મળ્યો. પરદેશ અને પરભાષાના આવરણમાં ઘરમાંથી તાજા જ વિખૂટા પડ્યા પછીથી ઉદ્‌ભવતી એક પ્રકારની શૂન્યતાની લાગણીમાંથી તેથી સારી એવી રાહત રહી.

પરદેશ જવાની તૈયારી પાછળ મારી ભાવના માત્ર અર્થશાસ્ત્રના વધુ અભ્યાસની ન હતી. ખરેખર તો વાંચેલું અને સાંભળેલું જ્યાં સુધી લાગણીના સ્તર ઉપર અનુભવાય નહીં ત્યાં સુધી અગ્રાહ્ય જ રહે છે. અને જેટલી આવી અગ્રાહ્ય જ્ઞાનની અગર માહિતીની માત્રા વધુ, તેટલી સમજની માત્રા ઓછી; અને લિઓનાર્દોનું સૂત્ર 'The noblest pleasure-the joy and understanding' અનુભવવા જેવું છે.

૧૭મી સપ્ટેંબરે મને આપણા કેળવણી ખાતા તરફથી એક શિષ્યવૃત્તિ મળ્યાની જાહેરાત કરતો પત્ર મળ્યો હતો તે તમે જાણો જ છો. મહિનામાં મારે વિયેના પહોંચી જવું તેમ જણાવાયું હતું. એક મહિનાથી પણ ઓછા સમયમાં અજાણ્યા રીતરિવાજ અને લાક્ષણિકતાઓમાં જવું એ વિચાર જરા રોમાંચકારી હતો. જો કે ઑસ્ટ્રિયા જઈને રહેવાના પડકારથી પણ વધુ પડકારયુક્ત કામ તો પાસપોર્ટ અને આવકવેરાના અધિકારીઓ સાથે કામ પાર પાડવાનું હતું—અને તે પણ સમયની મર્યાદામાં રહીને. મારા સદ્‌ભાગ્યે ભારત સરકારના કેળવણીખાતાના પત્રો પાસપોર્ટ અને પરદેશી ચલણ મેળવવા ઘણા મદદરૂપ બન્યા.

૧૧મી ઑક્ટોબરે પાસપોર્ટ અને વીસા મળ્યાં. ૧૭મી ઑક્ટોબરના દિવસે કેળવણીખાતાએ ઉદારતાથી મારો પ્રવાસખર્ચ મંજૂર કર્યો. અને આખરે ૨૪મીએ સવારે અમદાવાદથી પ્લેનમાં મુંબાઈ ગયો. મુંબાઈથી રાત્રે ૧ વાગ્યે ઊપડતા પ્લેન ઍર ઇન્ડિયાના 'નંગા પરબત'માં નીકળ્યો. કેરો અને જિનીવા થઈ ફ્રૅન્કફર્ટ સુધી ઍર ઇન્ડિયા દ્વારા અને ત્યાંથી વિયેના ઈરાકી ઍર-લાઈન્સ દ્વારા પહોંચ્યો. જિનીવા અને ફ્રૅન્કફર્ટના હવાઈ મથકનો પરિચય એ મારું યુરોપનું પ્રથમ દર્શન હતું. ખાસ કરીને જિનીવા ઉપર સ્હેજ સ્હેજમાં વરસતો વરસાદ, નર્યું વાદળછાયું વાતાવરણ અને દૂર દેખાતાં શંકુવૃક્ષોની હારમાળા રોચક હતાં. અવાજ વગર ચાલતી હવાઈ મથક પરની બસો, મશીનથી ચઢતા-ઊતરતા દાદર, સુશોભન, સજાવટ અને ગતિ અને ધનાઢ્યતાના દર્શનથી ક્ષણભર તો એચ. જી. વેલ્સના 'ટાઈમ મશીન'માં ભવિષ્ય તરફ થોડીક મુસાફરી કરી હોય એમ લાગ્યું. 'સરસ્વતીચંદ્ર'નું વિધાન, "ઘરને ત્યજીને જનારને મળતી વિશ્વતણી વિશાળતા," યાદ આવ્યું.

વિયેના ઊતર્યો ત્યારે આપણા સમય પ્રમાણે સાંજના ૬–૩૦ થયા હતા. ૧૮ કલાકની હવાઈ સફરમાં કેટલે દૂર આવ્યો હતો?! ત્યાંના સમય પ્રમાણે ૨ (બપોરના) થયા હતા.

આપણા એલચીખાતામાંથી કોઈક લેવા આવશે એ અપેક્ષા હતી અને તેથી મારા કાર્યક્રમની જાણ મેં વખતસર જ કરી હતી. આમ છતાં કોઈને ન જોતાં ત્યાંથી ફોન કર્યો તો સરસામાન સાથે જ સીધા પરદેશી-વિદ્યાર્થી સહાયક કચેરીનો સંપર્ક સાધવાની મને સલાહ આપવામાં આવી. ટૅક્સીવાળાની મદદની ભાવનાને કારણે એ કચેરી શોધી પૈસા મેળવવામાં મુશ્કેલી ન પડી. રહેઠાણનાં પણ સરનામાં લઈ વળી તપાસમાં નીકળ્યો. આખરે ૮–૩૦ વાગ્યે (ભારતીય સમય) એક રહેઠાણ મળ્યું. અલબત્ત, બે કલાક ટૅક્સી રોકવાના ૨૦૦ શિ. (લગભગ ૬૦ રૂા.) આપવા પડ્યા!

વિયેના પહોંચ્યા પછીનું પહેલું અઠવાડિયું ઘણા જુદા જુદા અનુભવોથી ભરેલું હતું. મારા શાકાહારી-

પણાના આગ્રહને કારણે ખોરાકનો જ મુખ્ય પ્રશ્ન હતો. નવા વાતાવરણથી અને રિવાજોથી ટેવાવાનું હતું અને શહેરની ભૂગોળ અને સંસ્કારનો પરિચય મેળવવાનો હતો. જર્મન ભાષા શીખવાની અમદાવાદમાં શરૂઆત કરી હતી પરંતુ એકાદ મહિનામાં માત્ર તે તરફ અભિરુચી જ કેળવી શક્યો હતો.

બીજે દિવસે સવારના ૭ વાગ્યે બહાર નીકળી યુનિવર્સિટીની શોધ શરૂ કરી! હાથમાં નકશો ન હતો અને ક્યાં છું તથા ક્યાં જવાનું છે તે માહિતી ન હતી. જર્મન ભાષામાં પ્રશ્ન જેવું કંઈક પૂછી શકું પણ જવાબ સમજી શકું તેવી ફાવટ ન હતી. સદ્‌ભાગ્યે યુનિવર્સિટી તો થોડાક સમયમાં મળી, પરંતુ પાછા જતાં રસ્તો યાદ ન હતો. આ ફેરચકરડીમાં સાંજે જ ઘેર પહોંચી શક્યો! આ બધા સમય દરમ્યાન શેરીઓ અને સડકો સાવ સૂમસામ જેવી દેખાતી હતી. આખા ઑસ્ટ્રિયાની ૭૦ લાખની વસ્તીનો લગભગ ત્રીજો ભાગ વિયેનામાં રહે છે, પરંતુ એ રતનપોળ અને ગાંધીરોડની ભીડ અને ઘોંઘાટ નથી.

વિયેનાની શોભા અદ્‌ભુત છે. લગભગ ૨૫ લાખની વસ્તી છતાં શહેર ઘણું વ્યવસ્થિત, સ્વચ્છ અને શાંત છે. શહેરના સૌન્દર્યનો પ્રાથમિક પરિચય કેળવવો મુશ્કેલ નથી. જૂનો કોટ વિસ્તાર, એ ઘણો મહત્ત્વનો છે. મોટા ભાગની સરકારી કચેરીઓ, પ્રમુખ અને વડા પ્રધાનનાં રહેઠાણો, સંગ્રહસ્થાન, નાટ્યગૃહ અને ઑપેરા જેવાં સંસ્કારકેન્દ્રો અને પાર્લમેન્ટ તેમજ યુનિવર્સિટી જેવાં તીર્થો પણ અહીં છે.

આ 'ન્યુક્લીઅસ'નો સહેજ પરિચય કરાવું: શહેરનું મધ્ય સ્થાન સંત સ્ટીફનનું પ્રાચીન અને ઐતિહાસિક મહત્ત્વનું, એક મિનારાનું દેવળ છે. ગૉથિક બાંધણીનું આ દેવળ ઘણું ભવ્ય છે. એના એક મિનારા પર ચડી તુર્કો સામેના યુદ્ધનું સફળ સંચાલન ત્યાંના એક પ્રિન્સ યુજીને કરેલું. બીજા યુદ્ધમાં આ દેવળ હવાઈ હુમલાઓમાં ભાંગી પડેલું પણ અત્યારે એનાં કોઈ જ ચિહ્ન એની ઉપર નથી. આ ચર્ચને વીંટળાઈને જૂનું શહેર પડ્યું છે. આ જૂના શહેરના રક્ષણ માટે પહેલાં ફરતો કોટ હતો પરંતુ અત્યારે ત્યાં ફરતી સુંદર સડક બનાવાઈ છે જેને તેના આકારને કારણે Ring–વીંટી–તરીકે ઓળખાય છે. આ વિસ્તાર આખા યુરોપમાં પૅરિસના બુલવાને બાદ કરતાં, સૌથી સુંદર ગણાય છે. રિંગના ઈશાન છેડે ડૅન્યૂબ નદીની નહેર વહે છે.

રિંગના ઉત્તર છેડેથી શરૂ કરતાં, પહેલાં યુનિવર્સિટીનું મકાન આવે છે. યુનિવર્સિટી લગભગ ૬૦૦ વર્ષ જૂની છે. યુનિવર્સિટીનું જૂનું મકાન શહેરની અંદરના વિસ્તારમાં હતું પરંતુ તે નાનું પડતાં હાલના નવા મકાનમાં તે ખસેડાઈ છે. મકાનની બાંધણી રેનેસાં યુગની ભવ્યતાવાળી છે. પગથિયાંની શ્રેણી ચઢીને મુખ્ય ખંડમાં દાખલ થતાં સામે બગીચો દેખાય છે. જમણી પાંખમાં વિશાળ સભાગૃહ અને ગ્રંથાલય આવેલાં છે. ત્યારે ડાબી બાજુ ભોંયરામાં વ્યાયામ ખંડ અને ઉપર વ્યાખ્યાન ખંડો છે. અંદરના બગીચાને ફરતી પડાળીમાં વિદ્વાન પ્રાધ્યાપકોનાં પૂતળાંઓની સળંગ હારમાળા છે. એનું શાંતિ અને ભવ્યતાનું વાતાવરણ 'કેળવણી એક જવાબદારીનું કામ છે' એવી ભાવના ઊભી કર્યા વગર રહે નહીં.

યુનિવર્સિટીના મધ્યસ્થ ગ્રંથાલય ઉપરાંત દરેક વિદ્યાશાખાનાં આગવાં ગ્રંથાલયો છે. પુસ્તકો જોઈએ તેટલાં મળી શકે છે. આપણી યુનિવર્સિટીના ગ્રંથાલયની સરખામણીએ મહત્ત્વનો તફાવત એ લાગ્યો કે અહીં વાચક પ્રત્યે અશ્રદ્ધા નથી. સામે પક્ષે વાચક પણ એની જવાબદારી સમજે છે. પરિણામે સમયનો દુર્વ્યય અટકે છે. આપણા પુસ્તકાલયોની ખામીભરી વ્યવસ્થા માટે એના સંચાલનમાં રહેલી વ્યક્તિઓ કરતાં આપણી સાધનમર્યાદા વધુ જવાબદાર છે. વધુ પૈસા હોય તો પુસ્તકોની પ્રતો વધારવાથી માંડી વિવિધ પુસ્તકો ઉમેરવા સુધીનું આસાન બને. બીજે પક્ષે પુસ્તકો ચોરવાની વૃત્તિ ઓછી થાય અને ચોરવાનો હાઉ પણ ઓછો થાય.

યુનિવર્સિટીથી પાંચ-સાત મિનિટના રસ્તે દક્ષિણમાં ઑસ્ટ્રિયાની પાર્લમેન્ટ છે. એને બગીચાઓથી, રસ્તાને અડીને ઊભું રહેતું રોકવામાં આવ્યું નથી. એના મધ્ય ભાગમાં કલાત્મક શિલ્પોવાળો ફુવારો છે. બંને બાજુએ સ્નાયુએ સ્નાયુમાં વેગ અને શક્તિભરેલા ઉછળતા ઘોડાઓને સાચવતા રક્ષકોનાં શિલ્પ છે.

યુનિવર્સિટી અને પાર્લમેન્ટની વચ્ચે સડકની જમણી

બાજુએ સહેજ ઊંચે શહેર સુધરાઈની કચેરી અને નગરગૃહ છે. એની બરાબર સામે 'બુર્ગ-થીએટર' (બુર્ગ-નાટ્યગૃહ) આવેલું છે.

બુર્ગ-નાટ્યગૃહની જ હરોળમાં દક્ષિણ તરફ પચાસ કદમ ભરીએ એટલે 'ફોકસ-ગાર્ડન' (લોક-બગીચો) આવે છે. અત્યારે તો પાનખરને કારણે એની શોભા ઓછી છે, પરંતુ વસંતમાં એ મહોરી ઊઠે છે.

બગીચો વટાવી બહાર નીકળતાં સામે જ ભવ્ય હૉફ઼બુર્ગ પૅલેસ દેખાય છે. અર્ધચંદ્રાકારમાં ઊભેલો આ મહેલ અત્યારે પણ એની સુરેખતા અને પથ્થરના બાંધકામની શક્તિથી ભવ્યતાની છાપ ઊભી કરે છે. એના પટાંગણમાં ઘોડા પર સવાર થયેલા સૈનિકોનાં બે શિલ્પ બેનમૂન છે. ઘોડાના અધ્ધર હવામાં તોળાતા આગલા બે પગ, લગામના કડક નિયંત્રણને કારણે વેદનામાં ખૂલી ગયેલા મોંમાં દેખાતા દાંત, ભરાવદાર પુચ્છની પાછળ દેખાતા અરધા વળી ગયેલા પાછલા બે પગ, બધું માત્ર સુરેખ નથી પણ સાક્ષાત્ છે.

આ મહેલની ડાબી બાજુએ, પ્રમાણમાં નવા થયેલા બાંધકામમાં ઑસ્ટ્રિયાના પ્રમુખ રહે છે. એમની સામેની બાજુના બીજા એક સાદા દેખાતા મકાનમાં વડા પ્રધાન રહે છે. પણ અહીં સંત્રીઓના પહેરા કે નજીક આવનારને રોળીટોળી નાખવાની હિંસક આંખવાળા અંગરક્ષકો નથી. નજીકથી પગે ચાલીને જનારને એ તરફ જોવાની કોઈ ફરજ પડતી નથી. આ દૃષ્ટિએ 'તીનમૂર્તિ' વિષે તમારો શો અભિપ્રાય છે? એ રહેઠાણ સામે જોતાં જોતાં મને વિચાર આવ્યો...ત્રીજા વર્ગની રેલ મુસાફરીના આગ્રહી ગાંધીજીને રાષ્ટ્રપતિ બનવાનું આવ્યું હોત તો તે ક્યાં રહેત? રાષ્ટ્રપતિભવન અને બાપુને ગોળી વાગી હતી તે સ્થાન કલ્પનામાં આવ્યાં... પણ ગયેલાનો વિચાર શો?

હૉફ઼બુર્ગ મહેલની સામે જોતાં જમણી બાજુએ જૂના દરવાજાનો અંશ રહેલો છે. આ દરવાજામાંથી બહાર નીકળતાં, સામે બે ભવ્ય મકાનોમાં ચિત્ર અને કલા તથા પુરાતત્ત્વનાં પ્રદર્શનો છે. ખુદ હૉફ઼બુર્ગ મહેલમાં હાલ અગ્નિ-એશિયા, આફ્રિકા અને દક્ષિણ અમેરિકાની સંસ્કૃતિનાં પ્રદર્શનો, જૂનાં સંગીતનાં વાદ્યોનું એક પ્રદર્શન તેમજ વિશાળ રાષ્ટ્રિય-ગ્રંથાલય આવેલાં છે. પણ આ બધાં વિષે તેની મુલાકાત લીધા પછી લખીશ.

આ સંગ્રહસ્થાનોને છોડીને રિંગ ઉપર અગ્નિ ખૂણા તરફ વળતાં ઑસ્ટ્રિયાનાં ગર્વ અને પ્રેમનું સ્થાન 'રાષ્ટ્રિય ઑપેરા' આવે છે. ઑપેરા પણ બીજા યુદ્ધના બૉંબમારાનો ભોગ બનેલું. હાલ પણ તેની ઉપર યુદ્ધનાં નિશાનો નથી. ઈ.સ. ૧૯૫૪માં ધામધૂમપૂર્વક તેને યુદ્ધકાળ પછીથી ફરીથી ખોલવામાં આવ્યું હતું. તેની મુલાકાત લીધા પછી તે વિષે લખીશ.

ઑપેરાની આજુબાજુનો વિસ્તાર પ્રવૃત્તિથી કાયમ ધમધમે છે. પણ એની ધમધમાટમાં મોટરોનાં ભૂંગળાં કદી સંભળાતાં નથી. અહીં માત્ર વિયેનામાં કોઈ વિસ્તારમાં જ નહીં, સમગ્ર શહેર અગર દેશમાં જ નહીં પણ મારા સાંભળવા પ્રમાણે સારા યે યુરોપમાં કારણ વગર ભૂંગળું વગાડવું એ ગુનો છે! એક વાર આપણા ટાઉન હૉલથી પાલડી સુધીના વિસ્તારને શાંતિ-વિસ્તાર તરીકે રાખવા સામે જેહાદ હતી તે યાદ આવ્યું. અહીં આખું યુરોપ શાંતિ-વિસ્તાર છે, પરિણામે લાખો વાહનો હોવા છતાં અવાજ નહીંવત્ રહે છે. અકસ્માતો પણ ઘણા ઓછા થાય છે કારણ કે બધા જ સલામતીનો પૂરો ખ્યાલ રાખીને ચાલે છે અગર વાહનો હાંકે છે. કોઈમાં વહેલાં જવાની ખોટી ઉતાવળ નથી અને વાહનવ્યવહારપોલીસ ખૂબ કડક છે. ખોટાં પાર્કિંગ તો ઠીક પણ રાહદારીઓ પણ જો ખોટી રીતે રસ્તો ઓળંગે તો કોર્ટના ધક્કા ખવડાવ્યા વગર ૨૫ થી ૫૦ રૂા. સુધીની રકમ દંડ તરીકે તરત જ વસૂલ કરી લે છે!

ઑપેરાથી સહેજ આગળ અગ્નિ ખૂણામાં વધતાં આંતરરાષ્ટ્રિય અણુશક્તિ પંચની કચેરી આવે છે. વિયેના પણ શાંતિના કરારો માટે જાણીતું છે. સ્વર્ગસ્થ ડૉ. ભાભા એમના જીવનકાળ દરમ્યાન વર્ષમાં બેએક વાર અહીં આવતા એમ સાંભળ્યું.

અહીંથી સહેજ આગળ વિશાળ અને ભવ્ય હોટેલ ઇમ્પીરીઅલ છે. શાહીવાદના વિરોધી ડૉ. સુકર્ણો એમના વિશાળ 'રસાલા' સાથે અહીં જ ઊતરતા!

એ જ હરોળમાં સહેજ આગળ 'શ્ટાડ્ટ પાર્ક' શહેરનો

બગીચો છે. આ બગીચો એના સુંદર ફુવારાને કારણે ઘણો આકર્ષક છે. ફુવારો પણ ભારે કરામતી છે. માત્ર સ્થિર અને સીધો આકાશ તરફ ઊડવાને બદલે એ વિવિધ આકારો અને ગતિ સર્જે છે! પાણીની ૧૫-૨૦ સેરો ઘડીમાં જમણી તરફ ગોળ ફરે, ઘડીમાં ડાબી તરફ ફરે, કમળની જેમ ખૂલે અગર બંધ થાય...આ બધા જુદા જુદા પ્રકારોમાં રાતના સમયે ઉમેરાતા રંગીન પ્રકાશને ઉમેરીએ તો સૌંદર્યનું પલ્લુ કેટલું નમે?

જૂના કોટના બાકી રખાએલા એકના એક દરવાજામાંથી ગામની અંદર પ્રવેશતાં ઇતિહાસના ભણકારા સંભળાય છે. કિલ્લાની અંદરના એ તોતિંગ દરવાજા હજુયે ઊભા છે. તેલ અગર મીણથી બળતા દીવા માટેનાં હાંડી-ઝુમ્મરો હજુ પણ લટકે છે–એવા જ કાળા પડી ગયેલા–ઘણાય ઘોડા અને નગરજનોની હેરફેરથી ઘસાયેલા પથ્થરો હજુ પણ જોઈ શકાય છે. પણ ક્યાંય ખોટો ઘોંઘાટ, ભીડ, ધમાલ નથી. આ હૉફબુર્ગ મહેલની ભવ્ય અટારીમાં ઊભા રહીને કોઈક વાર એના રાજા અગર રાણીએ લોકોને દર્શન આપ્યાં હશે...આજે એની બાજુમાં જ એના પ્રમુખ રહે છે–સાવ સામાન્ય રીતે.

મહેલની ગામ તરફ પડતી દીવાલોના છેડે બે બાજુ મુકાએલાં બે શિલ્પ મને ઘણાં ગમ્યાં. કોઈ નાટકના 'ટૅબ્લો'ની જેમ થીજેલાં દશ્યો દેખાય છે. એના પાત્રોના સ્નાયુઓ, તંગ હાથની નસો, વિખરાએલા વાળ અને પાત્રોના ચહેરા ઉપરના ભય-ઉદ્વેગ, ગંભીરતા અગર શાંતિના ભાવો હૂબહૂ છે.

હાર્દ વિસ્તાર અસંખ્ય જૂના મહેલો અને મકાનો તથા ચર્ચોથી ભરપૂર છે. કોઈ પણ નાની સડક પકડીને ચાલીએ તો અચૂક કંઈક શિલ્પ, મહેલ અગર ચર્ચ નજરે ચડવાનું જ. આ બધી જ ઐતિહાસિક ઇમારતો પરની તક્તીઓ તેની ઓળખ આપતાં કહેવાની 'એક શહેર પોતાનો પરિચય આપે છે.' આપણા કાયદાની નોટિસ જેવાં લખાણોવાળાં પાટિયાંઓને બદલે તેનો પરિચય આપતી આવી તકતીઓ મુકાય તો વધુ રસપ્રદ ન બને?

વિયેનામાં આ ઉપરાંત બીજાં અસંખ્ય સૌંદર્યસ્થાનો, સંગ્રહસ્થાનો અને કલા અને સંસ્કૃતિનાં કેન્દ્રો છે. વિયેના એક વખતના ઑસ્ટ્રો–હંગેરીઅન સામ્રાજ્યનું પાટનગર હોવાથી તેનું રાજકીય મહત્ત્વ તો છે જ. હિટલર, માર્શલ ટીટો અને લેનિન જેવાના વસવાટથી એ માત્ર ઇતિહાસનો અંશ નથી રહ્યું, પણ યુરોપના સંસ્કારના ક્ષેત્રે પણ એનો ફાળો એના બીથોવન, શુબર્ટ, મોત્ઝાર્ટ અને સ્ટ્રાઉઝ જેવાઓને કારણે ઘણો છે.

આ વિયેનાવાસીઓને કૉફી ઘણી પ્રિય છે. તુર્કો સામેની લડતમાં વિજયી નીવડ્યા બાદ હાથે લાગેલી કૉફી એમણે ઘણા આનંદથી પીધેલી અને ત્યારથી હજુ સુધી પીતા જ રહ્યા છે. પણ એ કૉફી પીવાનું આપણું ગજુ નહિ...કારણ?!

It should be dark as night,
Hot as Hell,
and Sweet as love!

અને આ સાથે જ આ પત્ર બંધ કરું તો?

ઘણી શુભેચ્છાઓ સાથે,

રોહિત શુક્લ

*




## विज्ञानवार्ता

નરસિંહ મૂ. શાહ

### સંશોધન : શુદ્ધ અને વ્યાવહારિક

સંશોધનના બે પ્રકારઃ મૂળભૂત શુદ્ધ સંશોધન (pure research) અને વ્યાવહારિક સંશોધન (applied research). પ્રથમ પ્રકારનું સંશોધન જિજ્ઞાસા વૃત્તિથી પ્રેરાઈ કોઈ પણ કુદરતી ઘટના યા બાબતનું રહસ્ય જાણવા હાથ ધરવામાં આવે છે. સંશોધક પોતાના કાર્યનું મૂલ્યાંકન ઔદ્યોગિક રીતે યા આર્થિક રીતે થાય એવો વિચાર પણ સેવતો નથી. સત્યની શોધ એ તેનું ધ્યેય હોય છે. જૂના કાળના વિજ્ઞાનીઓ પોતાનું કાર્ય જે રીતે હાથ ધરતા એ પ્રથમ પ્રકારના સંશોધનનું સરસ દૃષ્ટાંત છે. પોતાની શોધનું પરિણામ ઉપયોગી થશે કે નહીં એ અંગે સંશોધક કોઈ પણ માથાકૂટમાં પડતો નહીં.

વ્યવહારમાં ઉપયોગી થાય અને એ દ્વારા આર્થિક ફાયદો થાય અથવા તેનો ઉદ્યોગ સ્થપાય એવા ઉદ્દેશથી બીજા પ્રકારનું સંશોધન હાથ ધરવામાં આવે છે. કોઈ મોંઘી વસ્તુ સસ્તી બનાવાય; કોઈ ચાલુ બનાવટમાં સુધારાવધારા કરી તેની પેદાશ વધારી શકાય; કોઈ ચાલુ ચીજવસ્તુને બદલે તેના જેવી નવી ઉપયોગમાં આવે એવી વસ્તુ તૈયાર કરી શકાય–આ બધું બીજા પ્રકારના સંશોધનમાં આવે. અમેરિકાનો થૉમસ આલ્વા એડીસન આ પ્રકારના સંશોધકોનું અગ્રગણ્ય દૃષ્ટાંત છે.

શુદ્ધ સંશોધન કરતાં વ્યાવહારિક સંશોધન ઓછું ઊતરતું નથી. બંને જરૂરી છે. વિજ્ઞાનને સમાજોપયોગી બનાવવું હોય તો વ્યાવહારિક સંશોધન પણ મહત્ત્વપૂર્ણ બને છે. બંને પ્રકારનાં સંશોધન એકબીજાનાં પૂરક છે. જનસમાજને વ્યાવહારિક સંશોધન વિશેષ ગમે છે, કારણ કે એમને તે સીધી રીતે સ્પર્શે છે.

શુદ્ધ સંશોધન હમેશાં તાત્કાલિક ઉપયોગવાળું પુરવાર થતું નથી–લાંબા ગાળે એનો ઉપયોગ સમજાય છે. વિજ્ઞાનના ઇતિહાસમાંથી આના અનેક દાખલા મળી આવે છે. મહાન વિજ્ઞાની માઈકલ ફેરાડેએ ચુંબકીય સોય પર વીજળી પસાર કરી, પરિણામે આધુનિક વીજળીનો પ્રવાહ મળ્યો, અને વીજળી પેદા કરવાની તરકીબ–ડાયનેમો–શોધાયો. પરમાણુશક્તિ પરમાણુની રચના અંગે થયેલ સંશોધનની ફળશ્રુતિ છે. પણ યુદ્ધકાળમાં તેનો ઉપયોગ સર્વસંહારક પરમાણુ બૉમ્બની બનાવટમાં કરવામાં આવ્યો. ડી.ડી.ટી પણ શુદ્ધ સંશોધનનું પરિણામ છે. તેની ઉપયોગિતા યુદ્ધકાળમાં બહાર આવી.

વૈદકના ક્ષેત્રમાં શુદ્ધ સંશોધન લાંબા ગાળે ઉપયોગી બને છે. કૅન્સર અંગે પુષ્કળ સંશોધન ચાલી રહ્યું છે. કૅન્સર કેવી રીતે થાય છે, એ સમજવા મૂળભૂત સંશોધનને અગ્રિમતા અપાય છે. પરિણામે કૅન્સરની ઉત્પત્તિ સમજવાના પ્રયત્નો સફળતાની અણી પર પહોંચવાની તૈયારી છે. આ સંશોધનનો હેતુ કૅન્સર નિવારણ માટે ઉપાય શોધવાનો હોવા છતાં કૅન્સરને લગતી પ્રક્રિયાઓ સમજવા સંશોધન ચાલી રહ્યું છે. એમાં સફળતા મળતાં એના નિવારણનું કામ આપોઆપ સૂઝી આવશે. અમેરિકા દર વર્ષે આ અંગે ૧૭૦૦ કરોડ રૂપિયાનું ખર્ચ કરે છે. અન્ય દેશોમાં આ અંગે થતું સંશોધન પણ ઓછું નથી. બ્રિટન વૈદકીય સંશોધન અંગે ૧૦૫ કરોડ રૂપિયા ખર્ચે છે. તેણે પણ આ ક્ષેત્રમાં સારો ફાળો આપ્યો છે. આપણા દેશમાં મુંબાઈમાં ટાટા કૅન્સર ઇસ્પિતાલ કૅન્સર અંગે સારું કામ કરી રહી છે. આ બધું સંશોધન માનવજાતને કૅન્સરના સકંજામાંથી બચાવી શકશે એમાં શંકા નથી.

થ્રૉમ્બોસિસ કેવી રીતે થાય છે એ અંગે ઉપયોગી

માહિતી મેળવવા બ્રિટિશ વૈદકીય સંશોધકો કેટલેક અંશે સફળ થયા છે.

થ્રૉમ્બોસિસ દર્દનું નામ થ્રૉમ્બસ ઉપરથી પાડવામાં આવ્યું છે. થ્રૉમ્બસ એટલે લોહીનું થીજી જવું, જેને અંગ્રેજીમાં clot કહે છે. રક્તવાહિનીઓમાં આમ થાય તો શરીરમાં લોહીના પરિભ્રમણમાં અડચણ પેદા થાય. લોહી ફરતું અટકે યા બંધ થાય એવી સ્થિતિ સર્જાય. આ સ્થિતિ સર્જવામાં અનેક જીવ-વૈજ્ઞાનિક પ્રક્રિયાઓ કારણભૂત છે. લોહીમાં આવેલા પ્લેઇટલેટ્સ (platelets) તરીકે ઓળખાતા અંશો ચીકણા બની જાય છે, અને તેની સાથે લોહી ચોંટી જવાથી ગાંઠ બંધાઈ જાય છે. આ ગાંઠ ઓગળતી નથી; અદ્રાવ્ય રહે છે. આ ગાંઠ તોડી શકાય તો લોહી ફરતું થાય અને થ્રૉમ્બોસિસ મટાડી શકાય.

થ્રૉમ્બોસિસનું કારણ તપાસતાં માલૂમ પડયું કે શરીરમાં કોષોમાં એડીનોસીન ડાયફૉસ્ફેટ (Adenosine diphosphate) (ટૂંકામાં ADP) નામના રાસાયણિક પદાર્થને લીધે આમ થાય છે. ADP જ્યારે છૂટે છે ત્યારે કુદરતી લોહી થીજવનાર તત્ત્વો ઉત્તેજિત થાય છે. એટલે ADP ન છૂટે યા તેને ઓછું કરી શકાય તો થ્રૉમ્બોસિસ અટકાવી શકાય. આમ સંશોધનની મદદથી થ્રૉમ્બોસિસ અને ADPનો સંબંધ પુરવાર કરવામાં આવ્યો છે. એટલે થ્રૉમ્બોસિસના નિવારણ અંગે પ્રશ્ન એ છે કે ADPનું પ્રમાણ રોકે એવું ઔષધ શોધવું. આ હજી પ્રયોગની અવસ્થામાં છે. પરંતુ થ્રૉમ્બોસિસ મટાડવાના ઔષધની શોધ નજીકના ભવિષ્યમાં શક્ય છે એમાં શંકા નથી.

અત્યારે થ્રૉમ્બોસિસ મટાડવા જે રીત પ્રચલિત છે તેમાં લોહીની ગાંઠને ઓગાળવાની દવાઓ આપવામાં આવે છે. આમાં એક મોટું જોખમ રહેલું છે—લોહીનો પ્રવાહ અબાધિત થઈ જાય, તો મોટી મુશ્કેલી ઊભી થાય.

પરદેશી આક્રમણની ચુંગાલમાંથી બચવા દર વર્ષે શાંતિના સમયમાં પણ કરોડો રૂપિયા ખર્ચી લશ્કર, નૌકા અને હવાઈ દળ નિભાવવું પડે છે. દર્દના આક્રમણમાંથી પ્રજાને બચાવવા એકાદ કરોડ રૂપિયા ખર્ચાય એ શું વધારે પડતું છે? એક યુદ્ધ-જહાજ ત્રીસ વર્ષ પછી નકામું ગણાય છે. એ જહાજ બાંધવા માટે થતો ખર્ચ પ્રજાની તંદુરસ્તીની સુધારણા અર્થે વપરાય એ શું ખોટનો ધંધો છે? કોઈ પણ દર્દના નિવારણ અર્થે થતું સંશોધન અને પરિણામે થતી ઔષધોની શોધ પ્રજાનો એક સ્થાયી વારસાનો અંશ છે.

*

## आर्थिक प्रवाहो

**નટવરલાલ ઉ. રાજગુરુ**

### ખાધપૂરક નાણાંવ્યવસ્થા અને પ્રજાનો દ્રોહ

ખાધપૂરક નાણાંતંત્ર વિષે ફરી વાર ચર્ચાનો વંટોળ જોરશોરમાં ચાલ્યો છે. ઇકૉનૉમિક ટાઇમ્સે ૧લી ઑગસ્ટ-ની પોતાની આવૃત્તિમાં ચોંકાવનારી જાહેરાત કરી છે કે આપણા દેશમાં ચાલુ નાણાંકીય વર્ષના માત્ર ચાર માસમાં જ ખાધપૂરક નાણાંતંત્ર દ્વારા ઊભા કરાયેલા નાણાંનું પ્રમાણ રૂા. ૨૬૮ કરોડ સુધી પહોંચ્યું છે. વિશિષ્ટ કટોકટી વિનાના સંજોગોમાં માત્ર ત્રણ-ચાર માસમાં જ આટલા મોટા પ્રમાણમાં ખાધપૂરક નાણાંતંત્રનો આશરો લેવો એ ખૂબ જ ગંભીર બાબત છે. વળી, આ માત્ર શરૂઆત નથી. ખાધપૂરક નાણાંતંત્રનો આશરો આપણે ભૂતકાળમાં ખૂબ લીધો છે અને હજુએ તેની સહાય લેવાનું અમુક અંશે ચાલુ જ છે. ભાવોની વૃદ્ધિ જ્યારે ભયજનક સપાટીએ પહોંચવા આવી છે ત્યારે આટલા મોટા પ્રમાણનું ખાધપૂરક નાણાંતંત્ર અજમાવવામાં કેટલું ડહાપણ હશે એમ આજે સામાન્ય માનવી પણ પૂછે છે.

ઇકૉનૉમિક ટાઇમ્સ જણાવે છે કે જ્યારે રિઝર્વ બૅંક સરકારને ધીરાણ વધારે અને જ્યારે સરકાર દ્વારા ઇશ્યૂ કરાતા ચલણના પ્રમાણમાં વૃદ્ધિ થાય ત્યારે ખાધ-પૂરક નાણાંતંત્રનો અમલ થયો કહેવાય. વર્તમાન સંજોગો-માં આ વ્યાખ્યા સાચી જ લાગે છે. સામાન્ય સંજોગોમાં ઘણી વાર મધ્યસ્થ બૅંકો સરકારને ટૂંકા સમયનું ધીરાણ આપે છે. ભારતમાં પણ આવું ઘણી વાર થયું છે. પરંતુ હવે અત્યારના ખાસ સંજોગોમાં રિઝર્વ બૅંક જો સરકારને ધીરાણ આપે તો તે ધીરાણની રકમ ઉપજાવેલી જ હોય એમાં શંકા નથી. સરકારે એપ્રિલ, મે, જૂન અને જુલાઈના મહિનાઓના ગાળામાં રિઝર્વ બૅંક પાસેથી કુલ રૂા. ૨૫૩ કરોડનું ધીરાણ લીધું છે.

આ પ્રમાણ ઘણું વધારે માની શકાય.

આ ઉપરાંત એપ્રિલથી જુલાઈ સુધીના ચાર માસના ગાળામાં રૂા. ૧૫ કરોડ જેટલું નવું નાણું સરકારે અર્થકારણમાં વહેતું મૂક્યું છે. આમ કુલ રૂા. ૨૬૮ કરોડનું નાણું એવું ઉપસ્થિત છે કે જેની સામે તેને સમકક્ષ મૂલ્યનું સોનું, વિદેશી હૂંડિયામણ કે માલસામાન અર્થતંત્રમાં અસ્તિત્વમાં નથી. આથી, નાણાંનું આ પ્રમાણ ભાવોને ચોક્કસ વધારશે. ભાવો પરની તેની અસરો કદાચ આ વર્ષમાં નહિ જણાય, પરંતુ આવતા વર્ષે ચોક્કસ જણાશે એમ માની શકાય.

ઇકૉનૉમિક ટાઇમ્સ જણાવે છે કે જ્યારે નવી સરકારની રચના થઈ ત્યારે નાણાંપ્રધાન શ્રી. મોરારજીભાઈ દેસાઈએ સંસદમાં તેમજ બહાર જાહેર કર્યું હતું કે ખાધપૂરક નાણાંતંત્રનો યુગ આપણા અંદાજપત્રોમાં પૂરો થયો છે, અને હવે ખાધપૂરક નાણાંતંત્રનો આશરો લેવામાં આવશે નહિ. નાણાંપ્રધાને એવું પણ કહ્યું હતું કે ખાધપૂરક નાણાંતંત્રને લીધે દેશમાં જે ભાવવધારો થયો છે તે ગંભીર છે અને ભાવોને વધતા અટકાવવાના પ્રયાસ રૂપે આ સાધનનો હવે ઉપયોગ કરવામાં આવશે નહિ. આવી જાહેરાત સમયે પ્રજાને હૈયાધારણ હતી કે હવે ભાવની વૃદ્ધિ કરનાર મહત્ત્વનું પરિબળ અદૃશ્ય થશે તો થોડીક નિરાંત થશે. પરંતુ વાત છેક જુદી જ જણાય છે.

ખાધપૂરક નાણાંતંત્રના આ પ્રમાણની પ્રજાને અત્યાર સુધી જાણ થઈ શકી નહિ તેનું કારણ એ છે કે સરકાર જે આંકડાઓ બહાર પાડે છે તે અધૂરા જ હોય છે અને કેટલીક વાર વિગતોને, સ્પષ્ટ એવા ભિન્ન ભિન્ન સ્વતંત્ર વિભાગમાં મૂકવામાં આવતી નથી. ઉપરાંત રિઝર્વ બૅંક દર માસે જે આંકડાઓ બહાર પાડે છે તે તાજા આંકડાઓ હોતા નથી, પરંતુ માસ-દોઢમાસ પહેલાંના આંકડા હોય છે, આથી પ્રજાને આ રીતે અંધારામાં રાખીને ખાધપૂરક નાણાંતંત્રનો આશ્રય લેવામાં આવ્યો છે તેમ ઇકૉનૉમિક ટાઇમ્સ માને છે.

આશ્ચર્યની વાત છે કે આટલા અનુભવ પછી પણ સરકાર આવાં સાધનનો ઉપયોગ કર્યા વિના રહી શકી નહિ. દેશમાં ચારે બાજુ આર્થિક કટોકટી પ્રવર્તે છે અને ભાવવૃદ્ધિની સમસ્યાએ પણ ખૂબ જ ગંભીર સ્વરૂપ પકડ્યું છે. છેલ્લા વર્ષમાં તો ભાવોની વૃદ્ધિ ૧૫%થી ૧૮%ની અંદાજવામાં આવી છે. આ પરિસ્થિતિમાં પણ ખાધપૂરક નાણાંતંત્રનો ઉપયોગ કઈ રીતે આર્થિક ફાયદો આપી શકશે તે સમજી શકાતું નથી.

ઉપરોક્ત ટીકાનો વળતો જવાબ નાણાંપ્રધાને સંસદમાં આપવાનો પ્રયાસ કર્યો છે. તેમનું કહેવું છે કે ધીરાણ સરકારે રિઝર્વ બૅંક પાસેથી લીધાં છે તેને અત્યારે છેવટનું માની શકાય નહિ. સરકારની આવક અને જાવકનો હિસાબ જ્યારે વર્ષને અંતે નીકળે ત્યારે જ છેવટનો નિર્ણય આપી શકાય, અને તેથી અત્યારનો નિર્ણય ઉતાવળિયો ગણાય. સરકારને પક્ષે કરવેરા દ્વારા જે રકમ આવવાની છે તેનું પ્રમાણ રૂ. ૩૩૪ કરોડ જેટલું છે. નાણાંપ્રધાનનું મંતવ્ય કદાચ એવું હોય કે આ રકમમાંથી રિઝર્વ બૅંકનું લેણું ટૂંક સમયમાં ભરી દેવામાં આવશે. એટલે અત્યારે જે ધીરાણ લીધું છે તે માત્ર ટૂંક સમયનું છે અને કંઈક અંશે અપવાદરૂપ છે. આ સાથે નાણાંપ્રધાને એટલું તો કબૂલ કર્યું છે કે આ ચાર માસ દરમિયાન સરકારે રૂા. ૮૦ કરોડ ખાધપૂરક નાણાંવ્યવસ્થા દ્વારા ઊભા કર્યા છે.

માત્ર સૈદ્ધાંતિક વાત તરીકે તો બધું ઠીક છે. વ્યવહારમાં આવું બનશે નહિ એવો પ્રજાને ડર રહે છે. કારણ કે સરકારપક્ષે જે જે ઉચ્ચારણો થાય છે તે ક્યારેય પળાયાં નથી. વળી અગત્યના આંકડાઓ પણ પ્રકાશિત થતા નથી અને યોજનાના કુલ ખર્ચના અંદાજની દૃષ્ટિએ તપાસતાં જણાય છે કે કરવેરા દ્વારા જે રકમ મળશે તે ક્યારેક પૂરતી નહિ જ લાગે અને પરિણામે ખાધપૂરક નાણાંતંત્રનું અત્યારનું પ્રમાણ કાયમ ચાલુ જ રહેશે એટલું જ નહિ કદાચ વધશે. વધતાં જતાં ભાવોએ નિર્ધારિત રોકાણનાં લક્ષ્યાંકો પૂરા કરવામાં પણ સરકારને વધુ પ્રમાણમાં નાણાંની જરૂર પડવાની જ છે. ભૂતકાળમાં છેલ્લી બે યોજનાઓમાં જે બન્યું છે તે આ ચોથી યોજનામાં પણ બની રહેલું જણાય છે. ભૂતકાળમાં જે અનુભવો થયા છે તેની કશી જ અસર આપણી અત્યારની સરકાર ઉપર પડી હોય એમ લાગતું નથી. સરકાર ફરે તો જુદી વાત છે, સરકારની નીતિ ત્યાં સુધી ફરે તેમ લાગતું નથી. [તા. ૨૪-૮-૧૯૬૭]

*

[વિવિધ વૃત્તપત્રો, સામયિકો, પુસ્તકોમાંથી વાંચેલી, વીણેલી અને વિચારેલી સામગ્રી]

### લોકમાન્યનો 'કેસરી' મિજાજ

મહારાષ્ટ્ર રાજ્યના માહિતી ખાતા તરફથી પ્રગટ થતા અંગ્રેજી પાક્ષિક 'Lok Rajya'ના તા. ૧ ઑગસ્ટ ૧૯૬૭ના અંકમાં શ્રી. ટી. વી. પર્વતે લિખિત 'Tilak As Seen In His Correspondence' લેખ રસદાયક સામગ્રી રજૂ કરે છે. લોકમાન્ય ટિળકની પત્રપ્રસાદી વિષે શ્રી. પર્વતે વધુ વિગતો આપશે એવી અપેક્ષા પણ સ્વાભાવિક રહે છે. ટિળક મહારાજનાં ચરિત્રો, સંસ્મરણો અને લખાણો ગ્રંથસ્થ થયાં છે, પણ એમનો પત્રવ્યવહાર હજી પૂરો પ્રગટ થયો નથી. ઈ. સ. ૧૮૮૧ થી ઈ. સ. ૧૯૨૦ સુધીના ચાળીસ વર્ષમાં લોકમાન્ય અક્ષરશઃ અસંખ્ય લોકોના પરિચયમાં આવ્યા. તે દરમિયાન જે પત્રવ્યવહાર થયો તે આખો એમણે સાચવ્યો હોત તો કેટલી બધી માહિતી મળત! પણ ટિળક મહારાજે અવારનવાર, એમને નિરુપયોગી જણાયેલા પત્રવ્યવહારનો નાશ કર્યાથી કમભાગ્યે આપણી પાસે સાંપ્રત ઇતિહાસનો 'કાચો માલ ને પુરવઠો' ઓછો રહ્યો છે. પોતાની સાથે પત્રવ્યવહાર કરતા માણસો પર પરદેશી હકૂમતનો પંજો ન પડે તે માટે લોકમાન્યે સંખ્યાબંધ કાગળ-પત્રો આપમેળે જ જલાવી દીધા હશે. મંડાલે જેલમાંથી એમણે લખેલા ૬૫ કાગળો સદ્‌ભાગ્યે અકબંધ રહ્યા છે. આ પત્રો ગ્રંથસ્થ થયા છે ['કેસરી-મરાઠા ટ્રસ્ટ', પૂના તરફથી આ પ્રકાશન બહાર પડયું છે.] આ પત્રો પૈકી એક [શ્રી. જી. એસ. ખાપર્ડે પર લખેલો] વિષે શ્રી. પર્વતેએ થોડી વિગતે નોંધ લખી છે. ગમે તે ભોગે કે અપમાનજનક શરતોથી પોતે જેલ-મુક્ત થવા માગતા નથી એવું સ્પષ્ટપણે ટિળક મહારાજે શ્રી. ખાપર્ડેને જણાવેલું અને પછી એ પત્રમાં ઉમેરેલું કે:

"If I accept any conditions of the kind you mention, I shall have to live as a dead man. To say the least, I do not like that kind of life. It is true that my activity is not (wholly) confined to politics and I can do some literary work even if I be prevented from taking part in politics. I have considered this view fully and come to the conclusion that it is inconsistent with all my antecedents. In fact I shall be undoing my life's work thereby. You know that I have never lived exclusively for my family or myself alone but have always endeavoured to do my duty to the public."

તા. ૨૯ મે ૧૯૦૯ને રોજ લખેલા આ પત્રમાંની છેલ્લી પંક્તિઓમાં બાળ ગંગાધર ટિળકનો 'કેસરી' મિજાજ આબાદ વ્યક્ત થયેલો છે:

"Several good men have suffered for the expression of their honest views in the past and if it be destined that I should do the same who can prevent it?"

\+ + +

### જનશક્તિ અને નેતાગીરી

મુંબાઈના 'The Sunday Standard' ના તા. ૧૬ જુલાઈ ૧૯૬૭ના અંકમાં ઓબાફેમી અવોલોવોના પુસ્તક 'Thoughts on Nigerian Constitution' [Oxford; 12s. 6d.] નું અવલોકન કરતાં શ્રી. એ. જી. નૂરાનીએ લોકશાહી પ્રક્રિયાની વ્યવહારક્ષમતા પર સંક્ષિપ્ત વિવેચન કર્યું છે. નાઈજીરીઆ અત્યારે નાજુક પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યું છે અને આંતરવિગ્રહને કારણે તેનો નકશો હાલ નઠારો બન્યો છે. Chief Awolowoએ આ પુસ્તક જેલમાં લખેલું. નાઈજીરીઆ માટે સમવાયતંત્રની અનિવાર્યતા સ્વીકારીને, અવોલોવો પ્રાદેશિક ભાવનામાં સહિષ્ણુતા સાચવવાની હિમાયત કરે છે. લોકશાહી કેવળ બંધારણીય જોગવાઈ નહીં પણ જીવનરીતિ છે એ સમજાવતાં નાઇજીરીઅન નેતા લખે છે:

"Democracy is more a way of life than a creature of constitution. To change the

metaphor, it is, to a large extent, an affair of the heart. All that the constitution can do is to create an atmosphere and construct a machinery, which are, respectively, congenial to, and helpful in, the pursuit of democracy. The actual and conscientious pursuit of this ideal depends on the right type of leadership, and on a vigilant, enlightened, and irrepressible public. The latter we are beginning to have; but the former is yet to arrive."

અવેલોવોની નિખાલસતા પ્રશંસનીય છે. દરેક વિકસતા રાષ્ટ્રમાં લોકશાહી સમાજ અને તંત્ર માટે આ જ પ્રશ્ન ઊભો છે: જાગૃત, પ્રબુદ્ધ અને અદમ્ય જનશક્તિ કેવી રીતે કેળવવી? અને સાચી નેતાગીરી કેવી રીતે પામવી? આપણા દેશમાં પણ આજે નાઈજીરીઆ જેવી જ હાલત નથી? પદધારીઓની પંગત મોટી છે, પણ નેતાઓ આંગળીને વેઢે ગણી શકાય તેટલા પણ નજરે ચડતા નથી!

\+ + +

### T U Cની શતાબ્દી

બ્રિટનની 'ટ્રેડ યુનિયન કૉંગ્રેસ'ની શતાબ્દી આવતા વર્ષે છે તે પ્રસંગે લંડન સ્કૂલ ઑફ હાઈજીન ઍન્ડ ટ્રૉપિકલ મેડિસિન ખાતે એક નવી સંસ્થા–Institute of Occupational Health–સ્થપાવાના સમાચાર નોંધપાત્ર છે. T. U. C.નું આવું ચિરસ્મારક યોગ્ય અને ઉપયુક્ત છે. અવાજ, ગરમી, કંપન વગેરેને કારણે આરોગ્ય પર શી વિપરીત અસરો થાય છે તે અંગે ડૉક્ટરો, રસાયણશાસ્ત્રીઓ અને ઈજનેરો આ સૂચિત ઇન્સ્ટિટયૂટમાં સંશોધન કરશે. ઔદ્યોગિક કારખાનાંઓમાં વપરાતાં રસાયણો આદિની આરોગ્ય પરની અસરો અંગે પણ અભ્યાસ થશે. નવી સંસ્થાનો એક વિભાગ સંશોધન માટે રહેશે, બીજો ઉદ્યોગોને સેવા-માહિતી આપવા માટે હશે. સેવાવિભાગનું વાર્ષિક આવર્તક ખર્ચ (આશરે વીસ હજાર પાઉન્ડ) T. U. C. ઉપાડી લેશે.

મજૂર સંઘની પ્રવૃત્તિઓનાં સો વર્ષ પૂરાં થાય છે ત્યારે આવી કાયમી નવી યોજનાને કારણે કામદારોની કાર્યપરિસ્થિતિમાં સુધારો અને એમનાં આરોગ્ય-સગવડ માટે જોગવાઈ થાય છે તે સાચે જ સુંદર સ્મારકકાર્ય છે. અર્થહીન પ્રતીકો અને ક્ષણજીવી દેખાવો પાછળ નાણાં-શક્તિ ખર્ચવાને બદલે આવી નક્કર બાબતો પર ધ્યાન કેન્દ્રિત થાય એ અનુકરણીય છે. મૅન્ચેસ્ટરમાં આવતા વર્ષે પહેલી જૂને શતાબ્દી સમારંભનો પ્રારંભ થવાનો છે. ટ્રેડ યુનિયન કૉંગ્રેસનું અધિવેશન જૂન ૧૮૬૮માં મૅન્ચેસ્ટરમાં મળ્યું ત્યારે ૧,૧૮,૩૬૭ સભ્યોનું પ્રતિનિધિત્વ ધરાવતા ૩૪ ડેલીગેટો હાજર રહ્યા હતા.

*

## નવનીત

### સ્વાતંત્ર્ય એટલે શું?

'સ્વાતંત્ર્ય એકનું નહીં પણ બધાનું; થોડાનું નહીં પણ બધાનું. એટલા માટે તો આપણે સરમુખત્યાર-શાહી કે રાજાશાહી નહીં પણ લોકશાહી બંધારણ સ્વીકાર્યું છે.

પણ એક જણને એક જ ઓરડામાં બેસીને વાંચવું છે અને બીજાને એ જ ઓરડામાં બેસીને ગાવું છે. આવે વખતે એ બન્ને જણાની સ્વતંત્રતા કઈ રીતે સચવાશે? એમની સ્વતંત્રતા ભોગવવા માટે બન્ને એક-બીજા સાથે લડે? નહીં. સ્વતંત્રતા મારી એકલાની નહીં, પણ બીજાની પણ સચવાવી જોઈએ એ સિદ્ધાંતને સ્વીકારવામાં આવ્યો હોય તો દરેક સ્વતંત્રતા ભોગવનારે પોતાની સ્વતંત્રતાથી બીજાની સ્વતંત્રતા તો નથી લૂંટવાઈ જતીને?–એવો વિચાર રાખવો પડે. મારી સ્વતંત્રતા એવી તો નથી ને કે એથી સમાજમાં બીજાઓને નુકસાન થાય છે? આ થઈ સ્વતંત્રતાની મર્યાદા. આ મર્યાદા ન સચવાય તો સ્વતંત્રતામાંથી સ્વચ્છંદ પેદા થાય; આ મર્યાદા સચવાય તો એકબીજાને નુકસાન ન થાય એવો માર્ગ શોધાય.'

**બબલભાઈ મહેતા**

('લોકજીવન' પાક્ષિક, અમદાવાદ. તા. ૧ માર્ચ ૧૯૬૭. પૃ. ૨૦૯–૨૧૦)

\+ + +

## 'હિંદ છોડો' એટલે અધાપો છોડો!

"ગાંધીજીના મોંમાંથી કરેંગે યા મરેંગે એ શબ્દ નીકળ્યા હશે તે જ ક્ષણથી હકૂમત, સત્તાને આપણી નહીં પણ સાવ પરાઈ, પીટવા-યોગ્ય, કાઢવા-યોગ્ય, તોડવાને લાયક, એની હયાતી રહે તે એક એક ક્ષણ એને જંપવા ન દેવા-યોગ્ય, નિંદ્ય, તિરસ્કરણીય વસ્તુ તરીકે ગણવાનું ચાલ્યું. ગમે તે પથરાને પવિત્રતા મળી. ગમે તે ઇમારત, રેલના પાટા, ટેલિફોનનો થાંભલો અને એવાં બધાં એ પરદેશી હકૂમતની સંજ્ઞા અને સંકેતો બન્યાં. મારું અને પરાયું એની એક નવી જ જાતની ભિન્નતા બતાવતી રેખા સહુના મનમાં અંકાઈ ગઈ. એ સમય માટે આ સર્વથા યોગ્ય હતું એમ માનીએ તો પણ એ જ અભિગમ અંગ્રેજોએ હિન્દ છોડ્યા પછી અને કૉંગ્રેસ સરકારના અનુભવ પછી પ્રજાના મોટા ભાગે ચાલુ રાખ્યો છે એ વાતનો આપણી પાસે શો ખુલાસો છે? પ્રમાણિકતા ખાતર એટલું કબૂલ કરવું પડશે કે ગાંધીજીએ જીવનભર રાખેલી તકેદારીની એક મોટી અપેક્ષા એ હતી કે એમના વારસ જેવા અનુયાયીઓ અને તાવણીમાંથી પાર ઊતરેલી પ્રજાના ચિત્તમાં આપોઆપ આવો વિવેક આવશે. પ્રજાને હૈયે અભય પ્રગટાવનારે પોતાના મનમાં જે નૈતિક અને અનૈતિક સત્તા પ્રત્યેના અનુક્રમે આદર અને અનાદરનો વિવેક રચ્યો હતો તે એટલે અંશે નહીં પણ સમગ્ર વાતને લજાવે નહીં એટલે અંશે તો ઊગશે એવી એમને અપેક્ષા જરૂર હતી. પણ પ્રજાના મન સુધી એ પહોંચાડવાનો એમની પાસે તો સમય જ ન રહ્યો. અને પ્રજાને કોઈએ એ વિવેક ન શીખવાડ્યો. પ્રજા જાતે શીખે એવી એની ચેતના પણ ન રહી અને એનું આજે આપણે સીધું પરિણામ જોઈએ છીએ. નથી વ્યક્તિ માટે આદર, નથી વ્યક્તિમાં શ્રદ્ધા, નથી સત્તા સાથે આત્મીયતાની કશીય લાગણી; વ્યક્તિને પોતે પણ પરાયો લાગે એવું જ વાતાવરણ છે. એવી હવામાં કશી વાતમાં શ્રદ્ધા ન હોય એ સ્વાભાવિક છે.

અને અનાદાર (સવિનયનો કશો સવાલ જ નથી રહ્યો) કેવાં વિષમ રૂપ ધારીને રહ્યો છે? બુદ્ધિશાળી માણસો વાત શરૂ કરે છે ત્યારે 'આ દેશ' એમ શરૂઆત કરે છે. પોતે ક્યાંના છે એની એમને કદાચ ખબર ન રહી હોય એવું બને. કરચોરી, દાણચોરી, કઈ કઈ વાતને ગણાવવી? પણ એમાં જે એક સૂત્ર રૂપે દેખાય છે એ આટલી વસ્તુ કે કોઈ પણ એક વ્યક્તિને બીજી કોઈ પણ વ્યક્તિ વિશ્વસનીય નથી લાગતી. કોઈ દોર નથી, કોઈ તાર નથી બેને સાંકળતો. વિભિન્નતા અને ખતરનાક પૃથકતા જે માત્ર ઊંડી ઊતરી ગયેલી કાવતરાની રીત–કોન્સીરેટોરિયલ મેથડ્સનું જ પરિણામ હોઈ શકે. અને એ મુક્ત પ્રજાનું તો લક્ષણ ન જ હોઈ શકે. એ મુક્ત સમાજનું પણ દર્શન ન હોઈ શકે.

શંકાઓ સાચી છે એમ માનવાનું કારણ નથી. છતાં ય એવી શંકાનાં મારણ તો શોધવાં જ પડશે અને જો એ ખોજનાં 'હિન્દ છોડો'ના આન્દોલનના સમગ્ર પ્રવાહને જોવા-તપાસવાનું થાય તો પેલી ભક્તિ અને ભાવનાનું આપણી આંખે પડળ ન બાંધવા દેવાય. આદર તલમાત્ર આછો નથી. પણ અંધાપો કબૂલ નથી. 'હિન્દ છોડો'નો અર્થ જ એ હતો અને છે કે અંધાપો છોડો."

**જયંતી દલાલ**

['ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ' દૈનિક, સૂરત. તા. ૯ ઑગસ્ટ ૧૯૬૭. પૃ-૪ અને ૬]

\+ \+ \+

## ગણોતિયાને માલિક બનાવતો કાયદો

જે કાયદાની મદદ વડે અમેરિકાના હજારો ખેડૂતો જમીનના ગણોતિયા મટીને માલિક બની શક્યા એ કાયદાના ત્રીસમા વર્ષની અમેરિકામાં આજે ઉજવણી થઈ રહી છે.

અમેરિકા ભારે આર્થિક મંદીના પ્રહારની મૂર્છામાંથી ઊભું થવા મથતું હતું એ દિવસોમાં એટલે કે ૧૯૩૭ના જુલાઈની ૨૨મીએ પ્રમુખ ફ્રૅન્કલિન ડી. રૂઝવેલ્ટે બૅન્કહેડ-જોન્સ ફાર્મ ટેનન્ટ ઍક્ટ પર સહીસિક્કા કર્યા. આ કાયદા નીચે ખેડૂતને લાંબી મુદત માટે અને ઓછા વ્યાજે જમીનની પૂરી કિંમત જેટલી રકમની લોન મળે એવી જોગવાઈ હતી.

૧૯૩૭માં અમેરિકામાં ૪૦ ટકા જેટલા ખેડૂતો ગણોતિયા હતા. આજે ૮૨ ટકા જેટલા અમેરિકી ખેડૂતો પોતે જે જમીનમાં ખેતી કરતા હોય એના પૂરા કે અંશતઃ માલિક છે.

આ કાયદો અમલમાં આવ્યો એના પહેલા વર્ષમાં કુલ ૮૯ લાખ ડૉલરની લોનો માટે ૧૮૨૬ ખેડૂતોની અરજીઓ આવી હતી. ૧૯૬૭ના જૂનની ૩૦મીએ પૂરા થતા બાર માસમાં કુલ ૨૬ કરોડ ૨૫ લાખ ડૉલરની ૧૪,૩૯૧ લોનો આપવામાં આવી હતી.

કૃષિ મંત્રી ફ્રીમેને કહ્યું છે કે આ લોનો ન મળી હોત તો ખેતી પર નભતાં ઘણાં કુટુંબોને ખેતી છોડીને ગીચ વસતિવાળાં શહેરોમાં ચાલ્યા જવું પડત.

આ કાયદા નીચે ખેડૂતને ખાનગી શરાફ કે પેઢી પાસેથી ઓછા વ્યાજે લોન મળે છે અને કેંદ્ર સરકાર એ લોનનાં નાણાં પાછાં મળશે એવી બાંયધરી આપે છે."

(U. S. I. S. Backgrounder; Bombay. July 25, 1967)

\+ + +

## 'બગીચાઓ અને સરોવરોનો દેશ' યુગોસ્લાવીઆ

"કેટલાક આંતરરાષ્ટ્રિય પ્રવાસીઓએ યુગોસ્લાવીઆને બગીચાઓ અને સરોવરોના દેશ તરીકે લેખાવ્યો છે. આ દેશની ધરતી ઉપર એક એકથી ચઢી જાય એવા ૨૪ જાહેર ઉદ્યાનો અને બગીચાઓ છે. પ્રત્યેક બગીચો એક હજાર હેક્ટર જેટલી જમીનના વિસ્તાર ઉપર પથરાએલો છે. આ બગીચાઓ ઉપરાંત બીજા એવા પચાસ વિસ્તારોની જાળવણી કરવામાં આવી છે કે જે સહેલાણીઓ માટે આકર્ષક બની ગયા છે.

સહેલાણીઓની સગવડો અહીં ખાસ કાળજીપૂર્વક કરવામાં આવી છે. આ બધી સગવડો જોતાં યુગોસ્લાવીઆને 'સરોવરો અને બગીચાઓના દેશ'નું બિરુદ આપવામાં આવ્યું છે તે સાચું જ છે. બગીચાઓની જેમ બીજાં રમ્ય અને નયનરંજક સ્થળો પણ આ દેશમાં ખીચોખીચ ભરાયાં છે. આ દેશનાં સંખ્યાબંધ સરોવરો ઉપર પણ સહેલાણીઓની સગવડો સારી એવી રીતે કરવામાં આવી છે. આ તમામ ધામોનું કાયદાની અન્વયે રક્ષણ થઈ રહ્યું છે.

યુગોસ્લાવીઆના કુદરતી સૌંદર્યથી ગળાબૂડ એવા વિસ્તારોથી પરિચિત એવી વ્યક્તિને એ વિદિત છે કે, પેરુકિસા નામનો આ દેશનો વિસ્તાર હકીકતમાં સ્વર્ગની કલ્પનાને મૂર્ત કરી જાય છે. 'ધી લાસ્ટ વર્જિન ફૉરેસ્ટ ઇન યુરોપ'ના નામથી ઓળખાતો આ સહેલાણીઓનો વિસ્તાર બોસ્નીઆ–હર્ઝેગોવિના નામના પ્રજાસત્તાકમાં સમુદ્રની સપાટીથી ૭૦૦થી ૨૦૦૦મીટર ઊંચાઇએ આવેલ છે. આ વિસ્તારના એક પર્વતના ખોળામાં આવેલો આ સમગ્ર પેરુકિસા પ્રદેશ અને તેમાં પથરાયેલા કુદરતી સૌન્દર્યને નિહાળતા પ્રવાસીઓ થાકતા જ નથી.

યુરોપના આ 'વર્જિન ફૉરેસ્ટ'માં શિકારીઓ પણ કદીય નહીં જોયા હોય કે સાંભળ્યા હોય એવા પ્રાણીઓનો શિકાર કરી શકે છે. પગલે પગલે તેઓ અહીં ભાતભાતના, તરેહતરેહના અને ચિત્રવિચિત્ર જાનવરોનો શિકાર કરી અનેરો અનુભવ મેળવતા હોય છે. આ ઉપરાંત મોંટીનીગરો નામના એક બીજા પ્રજાસત્તાકમાં આવેલો ડુરમીઠોર નામનો પર્વત તેમજ તેના ખીણ-પ્રદેશના વિસ્તારો પણ સહેલાણીઓ હરગીઝ ભૂલી શકે એમ નથી. આ પર્વતનું શિખર ૨,૫૫૨ મીટરની ઊંચાઇએ આવ્યું હોવા છતાં, ત્યાં સહેલાણીઓ માટે ભાતભાતની અદ્યતન અને મોજશોખની સગવડો કરવામાં આવી છે. આ શિખર ઉપરનું ચઢાણ જેણે કર્યું હોય તે ધન્ય થઈ ગયો છે, એવી સામાન્યતઃ માન્યતા છે. ખાસ કરીને ચઢાણને માર્ગે આવતાં સરોવરો અને તેઓનું આટલી ઊંચાઇએથી જે સુંદર દૃશ્ય જોવા મળે છે એ અનેરું અને અનન્ય કહેવાય છે.

કેટલાંક સહેલાણીઓ યુગોસ્લાવીઆને ઉદ્યાનો અને 'બગીચાઓનો દેશ' લેખાવે છે તો કેટલાંક તેને 'સરોવરોનો દેશ' લેખાવે છે...યુરોપભરના પ્રવાસીઓ ખાસ કરીને ઉનાળામાં આ સરોવરો ઉપર 'દરોડા' પાડે છે અને રહેવાની હોટેલો, હોસ્ટેલો કે અન્ય સરકારી મકાનો ખીચોખીચ ભરી દે છે. ક્રોએટીઆ નામના એક પ્રજાસત્તાકનું પ્લીટવીસ નામનું સરોવર સૌથી વધુ લોકપ્રિય છે. સાચું પૂછો તો આ એક સરોવર નથી કિંતુ સરોવરોની હારમાળા છે. કેટલાંક સહેલાણીઓએ પ્લીટવીસ સરોવરની 'મોતીની માળા' સાથે સરખામણી કરી છે કારણ કે એક પછી એક એવાં રળિયામણાં દૃશ્યો અહીં જોવા મળે છે કે, જોઇને સહેલાણીઓ ધરાતાં જ નથી...સમુદ્રની સપાટીથી ૫૨૨-

–૬૩૨ મીટર સુધીની ઊંચાઈએ આવેલા આ સરોવર સહિત અહીં એક જાહેર ઉદ્યાન પણ છે જે ૩૧૦૦ હેક્ટર વિસ્તારમાં પથરાયેલું છે.

આ જ રીતે સ્લોવેનિયા પ્રજાસત્તાકમાં આવેલ બોહિન્જનો બગીચો તેમજ વોયવોડિના વિસ્તારમાં આવેલા પાલીસ અને ઓબ્ડરકા બારા નામનાં બે સરોવરો અને એ જ નામથી ઓળખાતા બગીચાઓ પણ સહેલાણીઓને એટલી જ સંખ્યામાં આકર્ષે છે. આ વિસ્તારમાં કેટલાંક વિચિત્ર પક્ષીઓ પણ મળી આવતાં હોઇને પક્ષીઓ અંગેનું સંશોધનકાર્ય કરતા વિશ્વભરના નિષ્ણાતો અહીં જોવા મળે છે. બોહિજ સરોવર તેમજ ત્યાંના બગીચામાં, સ્વિટ્ઝર્લૅન્ડના આલ્પસ્ પર્વત ઉપર ઊગતી વન્યસંપત્તિ જોવા મળે છે. આ સરોવરો અને બગીચાઓમાં વિશ્વમાં જવલ્લે જ મળી આવતાં પક્ષીઓ ની એક બીજી વિશેષતા છે. આ બંને સરોવરો તેમજ ત્યાંના ઉદ્યાનો ઉપર વૈજ્ઞાનિકો દેખરેખ રાખે છે.

એડ્રીએટિક સમુદ્રને કિનારે પણ સહેલાણીઓને આકર્ષતાં સંખ્યાબંધ સરોવરો અને બગીચાઓ આવ્યાં છે. મોંટીનીગ્રો નામનું આ દેશનું એક પ્રજાસત્તાક કે જે આર્થિક પ્રગતિમાં સહેજ પછાત હતું તે આજ-કાલ સહેલાણીઓના ધામો વિકસાવાયા બાદ સારી હાલતમાં આવ્યું છે.”

[ભારતમાંની યુગોસ્લાવીઆ કચેરીમાંથી પ્રસિદ્ધ થતી પત્રિકામાંથી]

*

## ज्ञानगम्मत

### ઑલિમ્પિક રમતો

ઑલિમ્પિક રમતો પહેલવહેલી ઈસવી સન પૂર્વે ૭૭૬માં શરૂ થઈ, અને ઈસવી સન ૩૯૩ સુધી દર ચાર વર્ષે તે યોજાતી હતી. રોમન સમ્રાટ થિયોડોસિયસે ઈ. સ. ૩૯૩માં આ રમતોત્સવ બંધ કર્યો. ગ્રીસનું સ્વાતંત્ર્ય તો એ અગાઉ ક્યારનું યે લુપ્ત થયું હતું. ગ્રીસની રાજધાની ઍથેન્સમાં સને ૧૮૯૬માં ઑલિમ્પિક રમતોત્સવ પુનર્જીવન પામ્યો. ત્યારથી આજ લગી નીચેનાં સ્થળોએ અને વર્ષોમાં આ રમતમેળો ભરાયો હતો [પ્રથમ અને બીજા વિશ્વયુદ્ધ—અનુક્રમે ઈ. સ. ૧૯-૧૪–૧૯૧૮ અને ઈ. સ. ૧૯૩૯–૧૯૪૫—દરમિયાન ઑલિમ્પિક રમતો યોજવામાં આવી નહોતી]:

| વર્ષ | સ્થળ |
|---|---|
| ૧૯૦૦ | પૅરિસ |
| ૧૯૦૪ | સેંટ લુઈ |
| ૧૯૦૮ | લંડન |
| ૧૯૧૨ | સ્ટૉકહોમ |
| ૧૯૨૦ | ઍન્ટવર્પ |
| ૧૯૨૪ | પૅરિસ |
| ૧૯૨૮ | ઍમ્સ્ટર્ડૅમ |
| ૧૯૩૨ | લૉસ ઍન્જેલિસ |
| ૧૯૩૬ | બર્લિન |
| ૧૯૪૮ | લંડન |
| ૧૯૫૨ | હેલસિંકી |
| ૧૯૫૬ | મેલબોર્ન |
| ૧૯૬૦ | રોમ |
| ૧૯૬૪ | ટોકિયો |
| ૧૯૬૮ (નિર્ધારિત) | મૅક્સિકો સિટી |

+ + +

### રાષ્ટ્રો અને રાજધાનીઓ

| યુરોપ ખંડના દેશો | રાજધાનીઓ |
|---|---|
| આલ્બેનિયા | ટિરાના |
| ઑસ્ટ્રિયા | વિયેના |
| સાયપ્રસ | નિકોસિયા |
| ફિનલૅન્ડ | હેલસિંકી |
| હંગેરી | બુડાપેસ્ટ |
| નૉર્વે | ઑસ્લો |
| સ્પેન | માડ્રિડ |

*





# ગ્રંથ-વિશ્વ

સમીક્ષા * અવલોકન * પરિચય * સ્વીકાર-નોંધ

## ડાહ્યાભાઈનાં નાટકો

જશવંત શેખડીવાળા

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી (ઈ.સ. ૧૮૬૭-ઈ.સ. ૧૯૦૨)નું અને તેમના 'શ્રી દેશી નાટક સમાજ'નું વ્યવસાયી ગુજરાતી રંગભૂમિના ઇતિહાસમાં બહુ ઊંચું સ્થાન છે. ગુજરાતી રંગભૂમિના ઉષઃકાળથી માંડી લગભગ અર્ધી સદી સુધી પથરાયેલા સમયગાળામાં જે ત્રણ સૌથી વધુ પ્રસિદ્ધ નાટ્યકારો (રણછોડભાઈ ઉ. દવે, વાઘજી આશારામ ઓઝા અને ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી) થયા છે, તેમાંના ડાહ્યાભાઈ એક છે. એક વેળાએ એમનાં નાટકોની મુંબાઈ તેમજ ગુજરાત–સૌરાષ્ટ્રનાં પ્રમુખ નગરો ઉપરાંત સિંધના કરાંચી જેવા શહેરમાં ધૂમ મચી રહેતી. એમનાં 'વીણાવેલી' આદિ નાટક આજે પણ જ્યારે ભજવાય છે ત્યારે નાટ્યગૃહો પર નાટકરસિયા પ્રેક્ષકોનાં ટોળાં ઊભરાય છે. એમનાં નાટકોમાંનાં 'અરે શું માનવનો અભિમાન પલકમાં ટળી જશે રે', 'માન માયાના કરનારા રે, જરી જોને તપાસી તારી કાયા', 'અરે હું મસ્તાન પ્રેમની મને કોઈ ન છેડો રે', 'સંસાર સમજીએ, શાણા, મુસાફરખાનું!' જેવાં કેટલાંક ગીતો રસપૂર્વક ગાનારા–ગણગણનારા વૃદ્ધો અને પ્રૌઢો હજી ય ઠીકઠીક સંખ્યામાં મળી આવે છે. રઘુનાથ બ્રહ્મભટ્ટ જેવા અનેક અનુગામી નાટ્યકવિઓએ ડાહ્યાભાઈનાં ગીતોનાં લય ઘૂંટી, એમનું અનુકરણ કરતાં કરતાં, નાટકોનાં ગીતો રચવાનો કસબ સિદ્ધ કરેલો. રણજિતરામ મહેતા જેવા તે કાળના પ્રતિષ્ઠિત વિદ્વાનોએ–અને જયંતી દલાલ જેવા આધુનિક નાટ્યવિવેચકોએ–ડાહ્યાભાઈની નાટ્યકલાની સમીક્ષા કરી, એમનું નાટ્યકાર તરીકે ગૌરવ કર્યું છે. તત્કાલીન નાટ્યલેખકોમાં ડાહ્યાભાઈનું સ્થાન કેવું મોખરાનું હતું, તેનું આ હકીકતો સૂચન કરે છે.

અને આમ છતાં ચાર-પાંચ વર્ષ પહેલાં આ નાટ્યકારનાં નાટકો ગ્રંથરૂપે ઉપલબ્ધ ન હતાં! મહાન નાટકકાર તરીકે એમનું નામ સુપ્રસિદ્ધ હતું, એમનાં એક-બે નાટક મુંબાઈ અમદાવાદ જેવાં નગરોમાં ક્યારેક ભજવાતાં હતાં, ગુજરાતી સામયિકોમાં એમની નાટ્યકલા વિશે પ્રસંગોપાત્ત લેખ પણ પ્રગટ થતા હતા; પરંતુ વર્તમાનકાળની તરુણ પેઢીના સામાન્ય નાટ્યરસિયા પ્રેક્ષક-વાચકને તો ડાહ્યાભાઈનાં નાટકો વિશે ભાગ્યે જ કશો સ્પષ્ટ ખ્યાલ હતો. એને માટે ડાહ્યાભાઈ એક દંતકથા જ બની રહેલા. એની સમક્ષ નાટ્યકાર ડાહ્યાભાઈની અને એમનાં નાટકોની જબરી પ્રસિદ્ધિ હતી, પણ એમનું કોઈ સંપૂર્ણ નાટક પુસ્તકરૂપમાં મોજૂદ ન હતું. એમનાં નાટકોની પ્રાપ્ય ઑપેરા-બુકો તેમજ તખ્તા પર ભજવાતાં નાટકોને અનુલક્ષી થયેલી પરિચયાત્મક સમીક્ષાઓ એમની નાટ્યકલાનો સ્પષ્ટ ખ્યાલ કરાવવા માટે પૂરતી ન હતી. સમકાલીન લેખકો–અભિનેતાઓનાં ડાહ્યાભાઈ અને તેમનાં નાટકો વિશેનાં અવલોકન-સંસ્મરણમાં જેટલા અહોભાવ અને અછડતાપણ હતાં તેટલાં તાટસ્થ્ય તેમજ ઊંડાણ ન હતાં. પરિણામે ડાહ્યાભાઈનાં નાટકોનો ઝીણવટભર્યો અભ્યાસ કરવાનું, સાહિત્યિક ધોરણો અનુસાર એમનું વિવેચન કરવાનું, અને સર્જક-સાહિત્યકાર તરીકે એમનું નવે-

સરથી મૂલ્યાંકન કરવાનું કાર્ય ઘણું મુશ્કેલ બની રહ્યું હતું.

આવી પરિસ્થિતિમાં 'ડાહ્યાભાઈનાં નાટકો'*ના બે દળદાર ગ્રંથોનું–એમનાં કુલ વીસ નાટકોમાંથી દશ નાટકોનું–પ્રકાશન થાય, તે એક અત્યંત આવકારદાયક ઘટના ગણાય. તેથી ડાહ્યાભાઈનું નાટ્યકાર તરીકે યથાતથ મૂલ્યાંકન કરવાનું તેમજ એમનાં નાટકોનું સર્જનાત્મક સાહિત્યકૃતિઓ તરીકે પરીક્ષણ કરવાનું શક્ય બન્યું છે. કૃતિઓને આધારે જ કર્તાની સિદ્ધિઓ અને મર્યાદાઓનું ખરું માપ નીકળી શકે, એટલે કૃતિઓનું જ આપણે અવલોકન કરીએ.

'ડાહ્યાભાઈનાં નાટકો–મણકો ૧' અને 'ડાહ્યાભાઈનાં નાટકો–મણકો ૨'—આ બે ગ્રંથો દ્વારા પ્રથમ વાર લેખકનાં સાત નાટકો (સંવાદો-ગીતો સહિત) સંપૂર્ણ રૂપમાં અને ત્રણ નાટકો સંક્ષિપ્ત રૂપમાં પ્રાપ્ત થાય છે. પ્રથમ ભાગમાં સંગ્રહાયેલ 'વીણાવેલી', 'ઉમાદેવડી', 'ઉદયભાણ' અને 'વિજયાવિજય' તેમજ બીજા ભાગમાં સંગ્રહાયેલ 'શાકુન્તલ', 'મોહિનીચંદ્ર' અને 'તારાસુંદરી' એ સાત મૂલાનુસારી સંપૂર્ણ નાટકો છે; જ્યારે બીજા ભાગમાં સમાવાયેલ 'ભગતરાજ', 'કેસરકિશોર' અને 'રામવિયોગ' એ ત્રણ 'નાટકની નજરે...વરણી' કરાયેલ નાટ્યસંક્ષેપો છે. એમાંથી 'ભગતરાજ' અને 'કેસરકિશોર' ફ્રેન્ચ પ્રહસનકાર મોલિયેરનાં પ્રખ્યાત નાટક 'તારત્યુફ' અને 'કંજૂસ'ના, અનેક ગીતો તેમજ સંવાદોના ઉમેરણ સાથેના પણ મૂળ ગુજરાતી કૃતિઓ હોય તેવા લાગતા, સુંદર ભાવાનુવાદ છે; જ્યારે 'રામવિયોગ' અને 'શાકુન્તલ' મરાઠી નાટ્યકાર અણ્ણાસાહેબ કિર્લોસ્કરનાં મરાઠી સંગીતક 'રામરાજ્યવિયોગ' અને 'સંગીત શાકુન્તલ' ઉપરથી, અનેક ફેરફારો સહિત, કરવામાં આવેલાં સામાન્ય ભાષાંતર છે. આ ભાષાંતરમાં સરળતા અને સાદાઈની સાથે ગ્રામ્યતા તેમજ દીર્ઘસૂત્રતા દેખાય છે, પણ લેખકનાં મૌલિક નાટકોમાં જોવા મળે છે તેવી અલંકારપ્રચુર વાગ્મિતાથી તેમજ વર્ણસગાઈ અનુપ્રાસ અંત્યપ્રાસપૂર્ણ ઉક્તિઓથી તે એકંદરે મુક્ત છે. અનુવાદો સિવાયની અન્ય નાટ્યકૃતિઓ–સંસ્કૃત નાટકો, શેક્સપિયરનાં નાટકો, પ્રચલિત લોકવાર્તાઓ, જૈનરાસાઓ વગેરેની અમુક પાત્રો પ્રસંગો ઉક્તિઓ પૂરતી ઓછીવત્તી અસર ઝીલતી હોવા છતાં–લેખકની મૌલિક રચનાઓ છે. એમાંનું 'વીણાવેલી'–રસિક પરિસ્થિતિઓથી સભર કથાનક, ધમલો માળી આદિ જીવંત હૃદયંગમ પાત્ર, સચોટ સૂચક સ્વાભાવિક સંવાદ, માર્મિક નાટ્યાત્મક કટાક્ષ (dramatic irony) અને કલાત્મક વસ્તુસંકલનાને લઈ–માત્ર લેખકનું જ નહિ, ગુજરાતી રંગભૂમિ અને સાહિત્યનું પણ એક ઉત્તમ નાટક બન્યું છે. 'ઉમાદેવડી', 'તારાસુંદરી', 'ઉદયભાણ',–લેખકનાં બીજાં ઉલ્લેખનીય નાટકો છે. (લેખકનાં હજી અપ્રગટ રહેલ નાટક 'અશ્રુમતી' અને 'સરદારબા' પણ તે કાળે લોકોનું ઠીકઠીક ધ્યાન ખેંચી શકેલાં.) આમ, સંખ્યા અને સત્ત્વ બેઉ દૃષ્ટિએ ડાહ્યાભાઈનાં નાટકો નોંધપાત્ર છે.

મૌલિક નાટકોમાંનાં લગભગ તમામ પૌરાણિક, ઐતિહાસિક, રજવાડી પ્રકારનાં નાટકો છે. એમાં મધ્યકાલીન સામંતશાહી જમાનાની પશ્ચાદ્ભૂમાં વિચરતાં–વીણા અને અમરસિંહ, ઉમાદેવડી, હમીરસિંહ અને બહેવરખાન, ઉદયસિંહ અને ભાણજી, વિજયા વિજયસિંહ, ગંભીરસિંહ અને લીલાદેવી, મોહિની અને ચંદ્રરાય, તારા અને કલાજી આદિ–ભવ્ય ઉદાત્ત વીર પાત્રોનું અને એમનાં અસામાન્ય કાર્યોનું દર્શન થાય છે. આ બધાં પ્રમુખ પાત્રો ધર્મ, ટેક, પ્રતિજ્ઞાપાલન, સ્ત્રીસન્માન, સતીત્વ, પ્રેમ, મિત્રતા, સ્વામીભક્તિ, જેવા કોઈ એક યા બીજા આદર્શ કાજે અહર્નિશ ઝૂઝતાં રહે છે, પ્રતિપક્ષી દુષ્ટ વ્યક્તિઓના કુટિલ કાવાદાવા તેમજ વિધિની વક્રતાને કારણે દુઃખ અન્યાય સજા વખતોવખત વેઠતાં રહે છે; અને છતાં અંતમાં અચૂક વિજયને વરે છે. લોકહૃદયમાં રમી રહેલ આવાં નમૂનારૂપ આદર્શ અસાધારણ નર-નારીઓનું, ભવ્યોજ્જ્વલ ભાવનાઓનું તેમજ તેમની સિદ્ધિ અર્થે ચાલતા રહેતા ધડક-ધ્રુજારી-ભર્યા સ્ફુટ-તીવ્ર સંઘર્ષનું નિરૂપણ સ્વાભાવિક રીતે જ આકર્ષક અને લોકપ્રિય બને છે. એમાંય સતીત્વની રક્ષા કાજે તેમજ પ્રિયજન પ્રતિના પ્રેમ કાજે ગમે તેવાં જોખમ ખેડવા (પુરુષવેશ ધારણ કરી, વિરોધીઓને હંફાવી દઈ, એમને મહાત કરી દેવા સુધી) હરદમ-તૈયાર

* ડાહ્યાભાઈનાં નાટકો–મણકો ૧ (૧૯૯૪), ડાહ્યાભાઈનાં નાટકો–મણકો ૨(૧૯૯૬)બેઉના સંપાદક: જયંતી દલાલ. બેઉના પ્રકાશક: ગુજરાત સંગીત નૃત્ય નાટ્ય અકાદમી, અમદાવાદ.

નારી પાત્રો રોમાન્સ-રહસ્ય-આદર્શની ત્રિવિધ જમાવટ કરી લોકહૈયાંને રસતરબોળ કરી દે છે. વચમાં વચમાં ખલપાત્રો દ્વારા યોજાતાં કાવત્રાં, ગૌણપાત્રો દ્વારા સર્જાતાં ટીખળ-તોફાન, સત્પાત્રો દ્વારા અપાતાં બોધ-ઉપદેશ અને રાજદરબારમાં મુજરો કરતી ગણિકા દ્વારા રજૂ થતાં નાચગાન આવતાં રહી પ્રેક્ષકને વિવિધ રસનું પાન કરાવતાં રહે છે. નાટકમાં નજરે દેખાય તેવી સ્ફુટ ક્રિયા સતત ચાલુ રહે છે, અને તે પ્રેક્ષકને નાટક પ્રતિ સાદ્યંત આકર્ષી રાખે છે. ડાહ્યાભાઈના દરેક નાટકનાં આ સામાન્ય લક્ષણો છે.

તત્કાલીન યુગના સંદર્ભમાં જોઈએ તો કથાવસ્તુ, પાત્રાલેખન, સંવાદ, ગીતો, વસ્તુસંકલના, અંક-પ્રવેશની રચના, શિષ્ટતા—એમ બધી રીતે ડાહ્યાભાઈ એમના અન્ય સમકાલીન નાટ્યકારો કરતાં સારી સિદ્ધિ દાખવે છે. એમનાં નાટકનાં કથાવસ્તુ સાદ્યંત જિજ્ઞાસા ટકાવી રાખે તેવાં, સ્ફૂટ સંઘર્ષથી સભર, વિવિધ રસથી યુક્ત, પ્રસંગોપાત્ત મઝાના નાટ્યાત્મક-કટાક્ષ નિરૂપતાં, અંતિમ લક્ષ્ય તરફ સીધી ગતિ કરતાં, સતત ક્રિયાશીલ હોય છે. એમાં સાવ અલગ પડી જતી આડકથાઓ કે વિસંગત લાગતા વિદૂષકને સ્થાન નથી. હાસ્ય માટે તેઓ મુખ્ય કથાનક સાથે અનાયાસે ભળી જાય તેવી કોઈ ઉપકથાની યોજના કરે છે. તેમ, સંસ્કૃતનાં અને શેકસપિયરનાં નાટકોમાંથી યા લોકવાર્તાઓ અને જૈનરાસાઓમાંથી લેવાયેલાં પાત્રો-પ્રસંગો-ઉક્તિઓનું લેખક એમના કથા-વસ્તુમાં એવું તો રસાયણ કરે છે કે વાર્તામાં સાંધો-રેણુ જેવું ભાગ્યે જ કળાય છે. પાત્રોમાં મુખ્ય પાત્રો ભવ્ય આદર્શો અને ભાવનાઓના ઘેરા રંગે રંગાયેલ વીર-વીરાંગનાઓ હોય છે. સત્ય, ધર્મ, સદાચાર, પ્રેમ, પરોપકાર માટેનો એમનો આગ્રહ તથા તે માટે ગમે તેવાં સાહસ કરવાની અને બલિદાન આપવાની અદ્ભુત તમન્નાને લઈ, તેઓ લાગણીશીલ પ્રેક્ષકોનાં હૃદય જીતી લે છે. મુખ્ય પાત્રો આદર્શ માનવીના, તો ગૌણ પાત્રો વ્યવહારુ માનવીના નમૂનારૂપ હોય છે. ગૌણ પાત્રોમાં સારું એવું વૈવિધ્ય જોવા મળે છે; જેમ કે—ગણિકા, બાવા, ફકીર, ટેલિયા બ્રાહ્મણ, સિપાઈ, વાણિયા, માળી, દરજી, મોચી, ચારણ, પટેલ, ઠગ, ધૂતારા, દારૂડિયા, અફીણિયા વગેરે. એમનાં આચારવિચાર ઉક્તિઓ દુનિયાદારીથી બરાબર ઓતપ્રોત (down to the earth) હોય છે અને તેથી એ પાત્રો—ભલાં હોય કે બૂરાં-સ્વાભાવિક લાગે છે.'વીણાવેલી'ના જાલમસિંહ અને વજેસિંહ,'ઉમાદેવડી',-ના મહંત અને શિષ્યો, 'તારાસુંદરી',ના બે ઠગ, 'ઉદય-ભાણુ'નાં મોંઘીબા-જસાજી તેમજ અફીણિયો-દારૂડિયો રામદેવ અને તેનું કવિદા ચારણ, વાલીઓ વાળંદ, હેમલો મોચી વગેરેનું અનોખું દરબારીમંડળ—આ બધાં લાંબા સમય સુધી યાદ રહી જાય તેવાં નાનાં માનવી છે. એમાં ય 'વીણાવેલી'માં આવતું ધમલા માળીનું—ધમાલિયું ચતુર, ચબરાક, ચંચલ, વાચાળ, સમયપારખું, સંકુલ—પાત્ર તો ('મિથ્યાભિમાન'ના જીવરામ ભટ્ટ તેમજ 'ભટ્ટનું ભોપાળું'ના ભોળા ભટ્ટ જેવું) ગુજરાતી નાટ્યસૃષ્ટિનું એક અમર પાત્ર બન્યું છે.

નાટકોમાંના સંવાદ સામાન્યતઃ પ્રસંગ, પાત્ર, મનોભાવ, વાતાવરણને અનુરૂપ વૈવિધ્યપૂર્ણ હોય છે. એમાં સર-લતા અને શિષ્ટતા બેઉનો સમન્વય સધાય છે. રાજ-વંશી પાત્રો શિષ્ટ, સંસ્કૃતમય, આલંકારિક, કંઈક ભારેખમ ભાષા બોલે છે. ધંધાદારી જ્ઞાતિઓમાંથી આવતાં પાત્રો પોતાની આગવી તળપદી બોલી બોલે છે. એમની ઉક્તિઓ એમના વ્યક્તિત્વની દ્યોતક બની રહે છે. (ધમલા માળીની ઉક્તિઓમાં બાગનાં ફૂલો અને વનરાજી ઊભરાતાં રહે છે!) વાણિયા-શેઠ કાલું યા તોતડું બોલે છે, તો સિપાઈલોક મિશ્ર-હિન્દુસ્તાનીમાં વ્યવહાર ચલાવે છે, બાદશાહ ગૌરવપૂર્ણ ઉર્દૂ જબાનનો પ્રયોગ કરે છે. મુખ્ય પાત્રોને મુખે અનેક વાર સચોટ,સુદીર્ઘ, વાગ્મિતાપૂર્ણ સંભાષણ પણ થાય છે. (દા.ત., 'તારાસુંદરી'માંની અભયસિંહની—અંક ૧, પ્રવેશ ૫ અને અંક ૧, પ્રવેશ ૯—તેમજ કલાજીની—અંક ૧, પ્રવેશ ૧૦—કેટલીક ઉક્તિઓ) લેખક ઝડઝમયુક્ત આલંકારિકભાષાના અને વાગ્મિતાના બેહદ શોખીન લાગે છે. સંવાદોમાં ઘણી વાર તેઓ ઉપમા, રૂપક તેમજ વિષમ જેવા અલંકારની ઝડીઓ વરસાવે છે. ક્યારેક શ્લેષ, કહેવત, રૂઢ-પ્રયોગ, અલંકાર તેમજ વિશેષ પ્રકારના તળપદા અને તત્સમ શબ્દોના સમુચિત વિનિયોગ દ્વારા તેઓ સંવાદોમાં ધારી માર્મિકતા અને સચોટતા લાવી શકે છે. 'વીણાવેલી'માંના ધમલાના સંવાદોમાં (ખાસ કરીને અંક ૧, પ્રવેશ ૭; અંક ૨, પ્રવેશ ૨ વગેરેમાં) ડાહ્યાભાઈની સંવાદકળાની પરાકાષ્ઠા અનુભવાય છે. 'ઉદયભાણુ'માંની ભાણી-ઉદય વચ્ચેની

અતિ લજ્જાયુક્ત પ્રેમગોષ્ઠી (અંક ૨, પ્રવેશ ૫) મોલિયેરની સંવાદકળાનું સ્મરણ કરાવે તેવી માર્મિક છે. સામાન્યતઃ એમ કહી શકાય કે, મુખ્ય પાત્રોને મુખે બોલાતા સંવાદ આલંકારિક, ભારેખમ, દીર્ઘસૂત્રી અને નાટકી હોય છે; જ્યારે ગૌણપાત્રોની ઉક્તિઓ સરલ, સચોટ, લાઘવપૂર્ણ અને સ્વાભાવિક હોય છે.

ડાહ્યાભાઈનાં નાટકોમાં રજૂ થતાં 'ગાયન' એમના નાટકનું એક મુખ્ય આકર્ષણ બની રહે છે. એમાં ઢાળ અને પ્રકારનું સારું વૈવિધ્ય છે. એમાં ગીત, નૃત્યગીત, યુગલ-ગીત, સમૂહગાન, ભજન, ગરબા, રાસ, દુહા, ગઝલ, ઠુમરી, બેત, નાચ-મુજરાનાં ગણિકા-ગાન ઉપરાંત સુદીર્ઘ પદ્યકથા ('વીણાવેલી'–અં. ૨, પ્ર. ૧૪; 'ઉદય ભાણ'–અં. ૩, પ્ર. ૭)–તમામ નજરે પડે છે. ગેયતા આ ગીતોનું પ્રધાન લક્ષણ છે. મધૂર ઢાળ, હૃદયંગમ ટેકપંક્તિ, પરિચિત ઉપમા-અલંકાર, સુકોમળબાની, સ્ફુટ-અસ્ફુટ વ્યંજના એમનાં સારાં ગીતોની વિશેષતાઓ છે. સરલતા, લાલિત્ય, માધુર્ય, પ્રવાહિતાને લઈ અનેક ગીતો લોકકંઠે રમતાં થઈ ગયાં છે. ગણિકા યા વિલાસી યુવતીઓને મુખે પ્રણયમસ્તીમાં ગવાયેલાં હિંદી–ઉર્દૂ ગીતોમાંનાં કેટલાંક ખરેખર હૃદયંગમ બન્યાં છે; જેમ કે– 'વીણાવેલી'નું 'પ્યારે તોરે અંગમેં ફૂલન કી બહાર હય' (અં. ૩, પ્ર. ૪), 'ઉમાદેવડી'નું 'અજી, લાગી લો મોરી જાન, નેન-કટારી રે!' (અં. ૧, પ્ર. ૯), 'વિજયા વિજય'નું 'બલમા રે ચૂંદરવા મોહેકુ લાલ મંગા દે' (અં. ૨, પ્ર. ૩) વગેરે. ડાહ્યાભાઈનાં નાટકોને લોકપ્રિય બનાવવામાં આ ગીતોનો ઘણો બધો ફાળો છે.

તે સિવાય, ડાહ્યાભાઈએ પોતાનાં નાટકોને લોકપ્રિય બનાવવા માટે તત્કાલીન સુધારાની ચળવળે સર્જેલા વાતાવરણનો પણ શક્ય એટલો લાભ લીધો છે. કજોડાં, વર-વહુના ઝગડા, કન્યાવિક્રય, દુરાચાર, વેશ્યાબાજી, શરાબની બદી, ધનલોભ, ધર્મગુરુઓનાં પાખંડ, દેશી-રજવાડાંની આપખુદી વગેરે જેવાં ત્યારે તિરસ્કૃત થયેલાં અનિષ્ટોનો પોતાનાં નાટકોમાં જોરશોરથી તિરસ્કાર કરી; તેમજ શીલ, સતીત્વ, પ્રેમ, વફાઈ, મૈત્રી, ટેક, સ્વમાન, બદલો, સ્વધર્મનિષ્ઠા, સ્વામીભક્તિ, દેશાભિમાન, વગેરે જેવી ત્યારે પ્રશંસાતી-પૂજાતી ભાવનાઓનો પોતાનાં નાટકોમાં જોરશોરથી પુરસ્કાર કરી–ડાહ્યાભાઈ પોતાના યુગના બહુસંખ્ય પ્રેક્ષકોનો પ્રેમ, આદર, સમભાવ જીતી લેવામાં સફળ થયા હતા. એમની ભારે લોકપ્રિયતા પાછળ આવાં અનેક કારણ રહેલાં છે.

આમ છતાં, તટસ્થ રૂપમાં જોઈએ તો ડાહ્યાભાઈનાં નાટકોમાં ઘણીબધી મર્યાદાઓ જોઈ શકાય તેમ છે. એ નાટકો તખ્તા પર સફળ થયાં હશે, સાહિત્યકૃતિ તરીકે 'વીણાવેલી'ને બાદ કરતાં એમાંનાં ઘણાંખરાંમાં વાચનક્ષમતા બહુ ઓછી છે. લેખકે એમનાં નાટકોમાં કથાવસ્તુ, પાત્રાલેખન, સંવાદ, વાતાવરણની નિર્મિતિમાં તાર્કિક તેમજ માનસશાસ્ત્રીય સચ્ચાઈના પાલન પ્રતિ ઘણી ઉદાસીનતા દાખવી છે–તે આજના જાગૃત વાચકને બહુ કઠે એવી બિના છે. તેઓ 'નવીન' ઉપનામધારી હોવા છતાં નાટકનાં વસ્તુ-નિરૂપણમાં ઝાઝું નાવીન્ય દાખવી શકયા નથી, અને ઘણુંખરું તો ધરેડમાં જ ચાલતા રહ્યા છે. (એમના દરેક મૌલિક નાટકમાં આરંભે નાન્દી અને સૂત્રધાર-નટીની ગોષ્ઠી અચૂક આવે છે.) ચીલાચાલુ રૂઢ રજવાડી કથાનકો, રાજદરબાર અને ગણિકાના નિયમિત ચાલુ રહેતા જલસા, દરબારીઓ, ગણિકાઓ અને સાધુ-ફકીરો દ્વારા સતત યોજાયે જતા કાવાદાવા, સ્ફુટ કોટિનો ઉપરછલ્લો બાહ્ય સંઘર્ષ, તાલમેલિયા આકસ્મિક બનાવો, એકાંગી આદર્શોવાળાં અને લગભગ એક જ પ્રકારનાં પરાક્રમો કર્યા કરતાં દ્વિ-પરિમાણયુક્ત પ્રમુખ પાત્રો, નાયક-નાયિકાની કૃત્રિમ યાંત્રિક એકવિધ દીર્ઘસૂત્રી તેમ જ વળી વળીને પુનરાવર્તન પામ્યા કરતી પ્રેમલીલા, પુરુષવેશમાં અણધાર્યાં અને ગજબગહરનાં સાહસો કરતી વીરાંગનાઓ, નાયક-નાયિકાના નિશ્ચિત અંતિમ વિજય અને દુષ્ટજનોના એવા જ નિશ્ચિત અંતિમ પરાજય, ગુમ થયેલાં પાત્રોની અણીની વેળાએ થઈ જતી પધરામણી, ગમે તેટલાં દૂર પડચાં હોય કે ગમે તેવાં કામમાં હોય છતાં જરૂર ઊભી થતાં તુરત જ હાજર થઈ જતાં પાત્રો, દુર્જનોનાં સદ્ય હૃદય-પરિવર્તન, તકિયાકલામ સૂત્રો બોલતાં પાત્રો દ્વારા સ્થૂલ હાસ્યજમાવટના યાંત્રિક કારસા–આવું બધું (શામળની પદ્ય વાર્તાઓની જેમ, ડાહ્યાભાઈનાં બધા જ નાટકોમાં) એક યા બીજે રૂપે, આવ્યા કરે છે. એમનાં મહાન રાજવંશી પાત્રો પણ ગુજરાતના સામાન્ય કોટિના, અલ્પ શિક્ષિત, ગ્રામીણ ઠાકરડા કે દરબાર-ગરાસિયા કરતાં ક્યારેય ઊંચાં ઊઠતાં નથી. (પ્રેમાનંદનાં આખ્યાનોમાં

આવતાં પ્રાચીન-મહાન પાત્રોની 'ગુજરાતીતા' જેવી, ડાહ્યાભાઈનાં પ્રાચીન-મધ્યકાલીન મહાન રાજવંશી પાત્રોની આવી 'ગુજરાતીતા' એમની વિશેષતા છે તે કરતાં ય મોટી મર્યાદા છે.) ખુદ રામ અને સીતા પણ એમાં અપવાદ નથી, પછી કૈકેયી કે વશિષ્ઠની અથવા અન્ય રાજા-રાણીઓની તો વાત જ શી કરવી!

આવાં ગૌરવશાળી ઉદાત્ત પાત્રો—રાજા, રાણી, રાજકુંવરી, બાદશાહ, ઋષિ, ગુરુ, વગેરે—ઘણી વાર એમના મુખમાં જરાય ન શોભે એવા કૃત્રિમ, વાગાડંબરથી સભર, તત્ત્વતઃ પોકળ લાગે તેવા, દીર્ઘસૂત્રી સંવાદો બોલે છે. અનેક વાર એમાં ખેંચીતાણીને આણેલ વર્ણસગાઈ અંત-પ્રાસ અનુપ્રાસનો તેમજ વરવી હીનોપમાઓ અને નકલી-અલંકારોનો ઠઠેરો હાસ્યાસ્પદતાની સીમા સુધી પહોંચી જાય છે. 'તારાસુંદરી' નાટકના તારા તેમજ કલાજીના ઘણાખરા સંવાદો ઉદાહરણરૂપે ટાંકી શકાય. ['નીતિ-બકરીનો કાન પકડનારાને છૂંદી નાખનાર બંકા બહાદુરો ક્યાં ગયા?' 'તે મરદ? અરે ના, ના, તે તો પવૈયા! નામર્દ! હીજડા! હીજડાથી પણ વધારે બાયલા!''...શિયળ એ આર્ય લલનાના લલાટે લટકતો અમૂલ્ય હીરો છે. અરે એ શિયળ તો ભરત ભૂમિકલ્પલતાની ડાળે લટકતું ચમત્કારિક મધ છે!... હજારો કાળા નાગ જેવા ભમરાઓ એ ચમત્કારિક મધનું રક્ષણ કરવા એકદમ કેસરિયાં કરી કૂદી પડશે.' પોતાના રાજાને ફાંસીએ ચડતો જોઈ, તેમજ તેની પાછળ એની રાણીને ય મરવા તત્પર બનેલી જોઈ, વૃદ્ધ સ્વામીભક્ત સેનાપતિ પૂરી ગંભીરતાથી, અત્યંત લાગણીપૂર્વક કહે છે: 'ના ના, પહેલાં નંદી, પછી શિવપાર્વતી! પહેલાં પાન, પછી કાથોચૂનો. પહેલાં હું, પછી મારાં રાજારાણી.'] આવેશ-પૂર્ણ પાત્રો પાસે વર્ણસગાઈથી સભર સુદીર્ઘ સંવાદ બોલાવવા તેમજ વાણિયા-શેઠને હરહંમેશ તોતડા જ બનાવવા તે પણ કલોચિત લાગતું નથી. પણ કમ-નસીબે ડાહ્યાભાઈનાં ('વીણાવેલી' સિવાયનાં) નાટકોમાં સચોટ સ્વાભાવિક માર્મિક સંવાદોની અપેક્ષાએ આવા વરવા સંવાદો જ વિશેષ જોવા મળે છે.

ડાહ્યાભાઈનાં ગીતો માટે પણ એવું જ કહી શકાય. એ ગીતો રંગભૂમિ પર જામતાં હશે, લોકકંઠે રમતાં હશે; પણ કાવ્ય તરીકે એમાં ગુણવત્તા નહિવત્ છે. મોટા ભાગનાં 'ગાયનો' કેવળ જોડકણાં છે. વળી એ ગીતો બેફામ રીતે ગમે ત્યાં, ગમે ત્યારે, ગમે તે પાત્રના મુખમાં વારંવાર મુકાયાં છે. ('રામવિયોગ' નાટકમાં મરણોન્મુખ શ્રવણ, છાતીમાં તીર સાથે ગીત ગાય છે! વૃધ્ધ દશરથ પણ મરતાં મરતાં ગીત ગાય છે!) ગીતોમાં અમુક અતિ-મર્યાદિત શબ્દભંડોળનાં તેમજ બેહદ વપરાઈ ગયેલાં ચીલાચાલુ ઉપમા-રૂપકનાં જ જાતજાત-નાં સંમિશ્રણો થયા કરે છે. લેખકનાં બહુ લોકપ્રિય નીવડેલાં ગીતો પણ એમાં અપવાદ નથી. એવાં ગીતોની આરંભની પંક્તિનો ઉપાડ ખરેખર હૃદયંગમ હોય છે. પણ પછીની પંક્તિઓ ઘણી વાર લથડતી, કર્કશ, ગદ્યાળુ, નીરસ હોય છે. 'વીણાવેલી' નાટકના 'અરે શું માનવનો અભિમાન પલકમાં ટળી જશે રે' જેવા સુપ્રસિધ્ધ ગીતની પછીની પંક્તિઓમાં 'કાયા કલેવર કારમું છે ગંદકીનો ગાડવો' જેવી પંક્તિ આવે છે. અને પછીથી 'અભિમાનને વણસાડવો' 'દૂધ પાઈને પૈધાડવો' 'લાડવો' જેવા પ્રાસ-અનુપ્રાસ યોજાતા રહે છે. 'રામવિયોગ' નાટકમાં આવતા, રામ-સીતા વચ્ચેના, એક યુગલ ગીતમાં 'પ્રીતભોજન' માટે 'પ્રીત-પતરાવળી' માંડવાની, 'મદનના મોદક' જમવાની, 'અધર—સુધારસ કઢિયલ દૂધડાં' પીવાની વાત થઈ છે! એ જ નાટકમાં કૈકેયી તથા દાસીઓને મુખે પુત્ર ભરતને સંબોધી ગવાયેલા એક ગીતમાં ચંદ્ર-ચકોરી, તરુ-વેલી જેવાં પ્રિયુ-પ્રિયા માટે યોજાતાં રૂઢરૂપક પુત્ર-માતા માટે યોજાયાં છે! ગૌણ પાત્રોને મુખે મુકાયેલાં, વિશેષતઃ યુગલ અને સમૂહમાં ગવાયેલાં, ઘણાંખરાં 'ગાયન' તો જોડકણાં ઉપરાંત ગ્રામ્ય પણ બની ગયાં છે. એકનું એક ગીત અનેક નાટકમાં મુકાયું હોય, એવું પણ જોવા મળે છે; દાખલા તરીકે, 'અરે હું મસ્તાન પ્રેમની, મને કોઈ ન છેડો રે' તેમજ 'રાજા તારાં નૈનાં લાગે છે આરપાર રે' આ ગીતો 'વિજયા વિજય' અને 'મોહિનીચંદ્ર' એ બેઉ નાટકોમાં રજૂ થયાં છે. આમ, કાવ્યત્વની દૃષ્ટિએ ડાહ્યાભાઈનાં નાટકોનાં મોટા ભાગનાં ગીતો ઊણાં જ ઊતરે છે.

એમનાં નાટકોની બોધ અને મનોરંજનની ક્ષમતાને પણ એમની મોટી ખૂબી તરીકે સ્વીકારી શકાય નહિ. એમનાં નાટકોનું મનોરંજન આજે તો બહુધા સ્થૂલ કોટિનું તેમજ ઉપરછલ્લું જણાય છે, અને એમાંનો

બોધ-ઉપદેશ ઘણી વાર મારકણો લાગે છે. દાખલા તરીકે, 'વિજયાવિજય' નાટકમાં 'સત્યનો જય અને પાપનો ક્ષય'ની એવી તો ભયંકર બૂમરાણ સતત ચાલુ રહે છે કે ગમે તેવા ધીર-વિવેકી પ્રેક્ષક–વાચકનું ય માથું ભમી ગયા વિના રહે નહિ! કજોડાંના કજિયા પણ જ્યાં ત્યાં આવતા રહી એકવિધતાનો જ અનુભવ કરાવ્યા કરે છે, બોધ-ઉપદેશનો આવો અતિરેક ડાહ્યાભાઈનાં નાટકોની વિશેષતાનો નહિ પણ મર્યાદાનો સૂચક છે. તે કાળના તમામ લેખકો–સારાં અને સફળ તેમજ બેહૂદાં અને અશ્લીલ તમામ પ્રકારનાં નાટકોના ખ્યાત અખ્યાત લેખકો–એમનાં નાટકોમાં બોધ-ઉપદેશભૂખ્યા પ્રેક્ષકો માટે (તેમજ પોતાની કૃતિઓમાંનો ગંદવાડ ઢાંકવા માટે અને એમને શિષ્ટતા-ધ્યેય-લક્ષિતાનો જામો પહેરાવવા માટે પણ) સતત બોધ-ઉપદેશ કર્યા કરતા હતા. એટલે ડાહ્યાભાઈએ આ દિશામાં કશું મોટું નવપ્રસ્થાન કર્યું છે, એવું કહી શકાય તેમ નથી. તખ્તા પર ભારે સફળતાને વરેલાં આ નાટક કલાત્મક સાહિત્યકૃતિઓ તરીકે તો નબળાં જ પુરવાર થાય છે.

ડાહ્યાભાઈનાં નાટકોની આવી બધી મર્યાદાઓને આજનો જાગૃત વાચક-પ્રેક્ષક ચુપચાપ નિભાવી લે, એવી આશા આપણે ન જ રાખી શકીએ. ×

× 'ગ્રંથનો પંથ' શીર્ષક નીચે તા. ૧૨-૪-૧૯૬૭ને રોજ પ્રસારિત થએલું 'અવલોકન'–'આકાશવાણી'–વડોદરાના સૌજન્યથી અને સાભાર, અહીં સુધારા-વધારા સાથે રજૂ કર્યું છે. –જ. શે.

*

# અવલોકન

[અંગ્રેજી, હિંદી અને મરાઠી સામયિકોમાં જે વિવિધ ગ્રંથાવલોકનો પ્રગટ થાય છે તેમને આધારે નીચેનાં ત્રણ અવલોકનો તૈયાર કર્યાં છે. હવે પછી પણ આવાં નિરૂપણો પ્રગટ થશે. સંબંધિત સામયિકોનો હંમેશનો ઋણસ્વીકાર કરી લઉં છું. **'રમેશ'**]

*Ho Chi Minh on Revolution: Selected Writings, 1920-1966.* Edited by Bernard Fall [Pall Mall, London. 50 s.]

વિયેટનામના ચાલુ ભયાનક યુદ્ધના સંદર્ભમાં હો ચી મિન્હનું નામ અને કામ ખૂબ મહત્ત્વનું બન્યું હોવા છતાં ઉત્તર વિયેટનામના આ સામ્યવાદી નેતા વિષે હજી પ્રમાણમાં ઘણી ઓછી માહિતી મળે છે. એક રીતે આ આશ્ચર્યજનક પરિસ્થિતિ કહેવાય. અવિવાહિત અને વયોવૃદ્ધ હોચી મિન્હની ટેવો અને પસંદગીઓ શી છે તેની ઝાઝી જાણકારી બાહ્ય જગતને નથી. અત્યાર સુધી એમનાં લખાણો પણ ખાસ પ્રાપ્ય નહોતાં. બર્નાર્ડ ફૉલે આ સંપાદનકાર્ય દ્વારા એ ઊણપ દૂર કરી છે. હોનાં રાજકીય લખાણો, ભાષણો, લેખો અને કેટલાંક લાગણી નીતરતાં કાવ્યોના આ સંગ્રહમાંથી હો ચી મિન્હનું વ્યક્તિત્વ ઠીક ઊપસી આવે છે. વસાહતવાદને ખતમ કરવાની હોની લગની છે. એમનો સામ્યવાદ કોઈ બૌદ્ધિક પાયા પર અને આર્થિક પૃથક્કરણના આધાર કરતાં નજરોનજર જાણેલાં અને અનુભવેલાં શોષણ–દુઃખ–અન્યાય પર રચાયેલો છે. હો કોઈ મહાન રાજકીય ચિંતક નથી. એમની વ્યવસ્થાશક્તિ માત્ર અદ્ભુત છે. વિયેટનામના જીવનરંગ પર પશ્ચિમની જે વિકૃત કે વિચિત્ર છાપ પડી રહી છે તેનાથી આ સાધુપુરુષ અસ્વસ્થ છે. આ બાબતમાં તેઓ ગાંધીજીની નજીક હોવાનું માની શકાય. અન્ય સામ્યવાદી નેતાઓ કરતાં હો ચી મિન્હ ગાંધીવાદની કાંઈક નજીક લાગે છે. વસાહતવાદનો વિરોધ અને વિયેટનામી રાષ્ટ્રવાદની હિમાયત હોનાં લખાણોમાં વારંવાર વ્યક્ત થાય છે. સામ્યવાદ અને તેની આંતરરાષ્ટ્રીય ફિલસૂફી–રીતિનીતિ કરતાં શાહીવાદ અને વસાહતવાદનો સતત વિરોધ કરવામાં હોએ વધુ રસ દાખવ્યો છે. હો ખૂબ વાસ્તવવાદી અને વ્યવહારુ રાજપુરુષ છે: પોતાની ધરતી અને તેની પ્રજા સાથે તેમનું અદ્ભુત અનુસંધાન અખંડ રહ્યું છે. અમેરિકા જેવા બળવાન અને સાધનસંપન્ન વિરોધી તથા શત્રુ સામે ઉત્તર વિયેટનામ આજ લગી અજબ ટક્કર ઝીલી રહ્યું છે એની પાછળ હો ચી મિન્હની શાંત, સ્વસ્થ, ચતુર અને લગભગ આધ્યાત્મિક શક્તિ અને પ્રેરણા રહેલી છે! **'રમેશ'**

\+ \+ \+

*The Constitutional Law of India.* By H. M. Seervai [N. M. Tripathi Private Ltd., Bombay-2. Rs. 60]

૭ વર્ષની એકધારી તૈયારી અને ઊંડા અભ્યાસ-વિચારના પરિપાકરૂપે આ મહત્ત્વનો ગ્રંથ બહાર પડ્યો છે. ભારતના બંધારણની ૩૯૫ કલમો અને એનાં ૯ પરિશિષ્ટોનો કેવળ ક્રમવાર, મુદ્દાવાર આલેખ અહીં રજૂ થયો નથી, બલ્કે બંધારણીય કાયદા અને માળખાં વિષેની વિદ્વત્તાપૂર્ણ, મનનીય, વિચારપ્રેરક સામગ્રી શ્રી. સિરવાઈએ સુગ્રથિત સ્વરૂપે વાચકો સમક્ષ મૂકી છે. બંધારણના વિવિધ વિભાગો અને એમની વચ્ચેના સુમેળનું આલેખન લેખકે સરસ કર્યું છે.

ઐતિહાસિક પૂર્વભૂમિકા આપ્યા બાદ લેખકે બંધારણનું અર્થઘટન કર્યું છે. સંઘ સરકાર અને ઘટક-રાજ્યોની સરકારોના પરસ્પર સંબંધો, મૂળભૂત હક્કો, ન્યાયાલયીન પ્રક્રિયા અને સમીક્ષા, ધારામંડળ તથા ન્યાયતંત્રની કામગીરી, વગેરે વિષે શ્રી. સિરવાઈએ વિગતે વિવેચન કર્યું છે. દરેક મહત્ત્વના મુદ્દાની લંબાણ છણાવટ સાથે અગત્યના વિવિધ સંદર્ભો પણ તેમણે ટાંકયા છે. ભારતની સુપ્રીમ કોર્ટના ચુકાદાઓ ઉપરાંત, ઇંગ્લિશ, અમેરિકન, ઑસ્ટ્રેલિયન અને કનેડિયન કોર્ટોના નોંધપાત્ર અને પ્રસ્તુત નિર્ણયોના પણ સવિસ્તર ઉલ્લેખો આ ગ્રંથમાં છે. અનેક શિષ્ટ ગ્રંથોમાંના મુદ્દાઓનો આધાર પણ લેખકે લીધો છે.

શ્રી. સિરવાઈએ ખૂબ મહેનતથી અને ઊંડા અભ્યાસ-સંશોધન સાથે આ ગ્રંથ તૈયાર કર્યો છે. લેખકે પોતાના અભિપ્રાયો સ્પષ્ટ અને કયારેક ઉગ્ર ભાષામાં વ્યકત કર્યા છે. ભારતીય સુપ્રીમ કોર્ટના અનેક ચુકાદાઓને તેમણે બેધડક 'ભૂલભરેલા', 'સ્પષ્ટપણે ખોટા', 'ભારે ધમાલ ઊભી કરનારા' વર્ણવ્યા છે. અલબત્ત, પોતાના અભિપ્રાયોને લેખકે દાખલા-દલીલો વડે પેશ કર્યા છે, અને તેથી જ આ ગ્રંથ ઘણો ચિંતનીય બન્યો છે. કાયદાશાસ્ત્રના અભ્યાસીઓને તથા વકીલોને આ ગ્રંથ મૂલ્યવાન અને ઉપયોગી લાગે તેમાં નવાઈ નથી. મૂળભૂત હક્કો, ધારાસભાઓની સત્તાઓ વગેરે બાબતો અંગેનાં લેખકનાં અભિપ્રાયો-ઉચ્ચારણો સાથે સહુ સમ્મત ન થાય તો પણ સહુને વિચાર કરતા બનાવવામાં શ્રી. સિરવાઇ સફળ થયા છે એમાં શંકા નથી. 'રોમેશ'

\+ \+ \+

*Macmillan: A Study in Ambiguity.* By Anthony Sampson. [Allen Lane The Penguin Press, England. 45 s.]

લગભગ સાત વર્ષ બ્રિટનના વડા પ્રધાનપદે રહેલા રૂઢિચુસ્ત ક્રાંતિકારનાં જીવન અને કાર્યનું નિરૂપણ લેખકે અહીં કર્યું છે. વીસમી સદીમાં જે વડા પ્રધાનો લાંબો વખત સળંગ સત્તા પર રહ્યા તેમાં ઍસ્કિવથ પછી મૅકમિલનનો ક્રમાંક આવે છે. મૅકમિલનનું રાજકીય જીવન અવનવા વિરોધાભાસો અને ચિત્રવિચિત્ર વલણોથી ભરપૂર રહેલું. નિવૃત્તિ પછી મૅકમિલને લખેલી અને પ્રગટ કરેલી આત્મકથામાં આ વિરોધ વ્યક્ત થયો છે. રૂઢિચુસ્ત પક્ષનું માળખું અને તેનું હાર્દ મૅકમિલને જબરદસ્ત બદલી નાખ્યું; અને તે પણ લગભગ કશી બૂમરાણ કે કોઈ વિરોધ વગર! રૂઢિચુસ્ત પક્ષની રીતિનીતિ પર ભાગ્યે જ કોઈ રૂઢિચુસ્ત રાજકારણીએ તાજેતરનાં વર્ષોમાં એકેકથી ચડિયાતા પ્રહારો કર્યા હશે. સુએઝની મહામૂર્ખામી પછીના બ્રિટિશ તંત્રની લગામ હાથમાં લેનાર મૅકમિલને આફ્રિકા ખંડમાંથી બ્રિટિશ વસાહતવાદના અંતનો જલદ આરંભ કર્યો, યુરોપીઅન કૉમન માર્કેટમાં બ્રિટન જોડાય તે માટે નિષ્ફળ અરજી કરી, બ્રિટનની સ્વતંત્ર ન્યૂકલીઅર શસ્ત્રતાકાતનાં અરમાનો જતાં કર્યાં અને ઘરઆંગણે રાષ્ટ્રિય આર્થિક વિકાસ માટેની સમિતિની રચના કરી અને indicative planning તથા incomes policyને જન્મ આપ્યો. આ બધું જ રૂઢિચુસ્ત પ્રણાલિકા અને ભાવનાને તોડનારું અને હચમચાવનારું હતું. એથી જ હૅરલ્ડ મૅકમિલનની રાજકીય કારકિર્દીનું ઐતિહાસિક મહત્ત્વ સવિશેષ છે.

'રોમેશ'

\+ \+ \+

**'સાહિત્યનો વિશ્વકોશ' યાને 'સાહિત્યપ્રિયનો સાથી'**

[ભાગ પહેલો, સંયોજક : વિજયરાય ક. વૈદ્ય. મુખ્ય વિતરક : બાલગોવિંદ કુબેરદાસની કું. અમદાવાદ-૧. કિ. રૂ. ૬-૦૦]

મહત્ત્વાકાંક્ષી શીર્ષક નીચે ગુજરાતી ઉપરાન્ત અન્ય ભારતીય તેમજ વિદેશી સાહિત્યનાં વિભિન્ન પાસાંઓનો પરિચય કરાવતો 'સંદર્ભગ્રંથ' નહિ, પણ ગુજરાતી 'વાચકમાત્રનો અને બધા સાહિત્યપ્રિયોનો નિત્યસાથી' બની રહે એવા પ્રયોજનથી આ કૃતિમાં એના સંપાદકે નિબંધો. ચરિત્રો, સર્જનાત્મક ગદ્યપદ્ય કૃતિઓ કે તેમના સંક્ષેપ, અને પ્રકીર્ણ લેખો વગેરે સામગ્રી રજૂ કરી છે. તુલસીદાસ, નરસિંહ, છોટમ્, દયારામ, કાન્ત, બટુભાઈ ઉમરવાડિયા, ક. મા. મુનશી, એચ. જી. વેલ્સ, પત્રકાર અને પત્રકારત્વ, વિવેચનમાં સર્જનનું તત્ત્વ, અંગ્રેજી સાહિત્યનું દિગ્દર્શન જેવા અલ્પસંખ્ય લેખો પણ કંઈક અંશે બાદ કરતાં આ ગ્રંથમાં તાટસ્થ્યનું સ્થાન સંયોજકના આદરાધિકયે લીધું છે. આ હકીકતની વિશેષ પ્રતીતિ મોટે ભાગે સંપાદકને પ્રિય કે પરિચિત લેખકોના પરિચયો અને શિષ્ટ વાચન માટેની કૃતિઓનો અંગૂલિનિર્દેશ કરાવશે. એમાં 'વિશ્વકોશ'ની ગંભીરતા કે 'સાહિત્યપ્રિયનો સાથી'ની રુચિરતા નજરે પડતી નથી. પાંચ-છ ગ્રંથની આ વિશાળ યોજનાનાં હવે પછીનાં પ્રકાશનો વિશેષ ઉપયોગી નીવડે એવી આશા રાખવી અસ્થાને નહિ ગણાય. **ઉપેન્દ્ર ર. ભટ્ટ**

\+ \+ \+

**ઇઝરાયલ.** લેખિકા: હર્ષિદા પંડિત. [પરિચય પુસ્તિકા, ૨૦૨. મુંબાઈ. પૃ. ૩૨. પચાસ પૈસા.]

આ વર્ષે જૂનમાં આરબ-ઇઝરેલ સંઘર્ષમાં નાનકડા ઇઝરેલે જે જ્વલંત વિજય જોતજોતાંમાં મેળવ્યો તેનાથી ભારત સહિત અનેક દેશોમાં લોકમત ઇઝરેલ તરફ ઢળ્યો છે. એ સંદર્ભમાં આ પરિચય સવિશેષ આવકારદાયક છે. લેખિકાએ સંક્ષેપમાં સાદ્યંત વર્ણન કર્યું છે અને પોતે ઇઝરેલનો પ્રવાસ તાજેતરમાં કરી આવ્યાં હોવાથી એમનાં લખાણમાં જાતઅનુભવ અને બયાનની તાઝગી પણ આવી છે. ભાષા સરળ અને તળપદી છે, ક્યારેક બહુ સૂચક અને સુયોગ્ય છે [જેમ કે, પૃ.૧૪: 'દેશના સંરક્ષણ માટેની નખશિખ સજાવટે આર્થિક બોજાનું ભારણ વધાર્યું છે;" પૃ. ૩૦: 'ભારત ઇઝરાયલના સ્વતંત્ર અસ્તિત્વને હજુ ગળું ખોંખારીને સ્વીકારતું નથી.']. ઇઝરેલમાં સ્ત્રી-પુરુષ સૌને ફરજિયાત લશ્કરી તાલીમ લેવી પડે છે, અને 'ઇઝરાયલની સ્ત્રી સાચા અર્થમાં પુરુષસમોવડી છે. એ દેશદાઝથી ઊભરાતી, પડકારને ઝીલી લેનારી ને પુરુષ સાથે ખભેખભા મિલાવીને કામ કરનારી છે. રાજકારણમાં પણ સ્ત્રીઓ રસ લે છે.'

ઇઝરેલ જેવો 'નાનો અમથો દેશ' આપણને શું શીખવાડે એવો પ્રશ્ન લેખિકા કરે છે, અને 'ઘણુંય' એવો ટૂંકો ને સચોટ જવાબ તરત આપે છે. પણ આપણે ભારતીયોને 'શીખવું જ હોય તો'! ઇઝરેલમાં સ્ત્રી-પુરુષોની સામૂહિક ખેતી માટેની વસાહતને કિબુત્ઝ કહે છે. હિબ્રુમાં એનો અર્થ જૂથ થાય છે. 'આવા એકમમાં આપણને સંપૂર્ણ લોકશાહી ને સામાજિક ન્યાયનું અજોડ તત્ત્વ જોવા મળે છે' એવો લેખિકાનો અભિપ્રાય (કે દાવો?) (પૃ. ૧૬) ઉત્સાહી અને અતિશયોક્તિભર્યો છે. પૃ. ૧૨ પર એક ગંભીર ક્ષતિ (મુદ્રણદોષ જ હશે) છે: ઇઝરેલની પાર્લમેન્ટ-'ધિ નેસેટ' ['The Knesset'] માં ૧૨૦૦ નહિ પણ ૧૨૦ સભ્યો બેસે છે. ઇઝરેલમાં રાજકીય પક્ષો ઢગલાબંધ છે એટલે 'બારેક' છે એમ કહેવા કરતાં ચોક્કસ સંખ્યા અને નામાવલિ આપી હોત તો વધુ ઉપયોગી માહિતી મળત. પૃ. ૨૩ પર, અંગ્રેજી શબ્દ પરથી સહકારી 'સ્ટોરો' શબ્દપ્રયોગ વાપર્યો છે તે ખટકે છે. સહકારી ભંડારો અગર 'સ્ટોર્સ' વધારે યોગ્ય નથી? ઇઝરેલ સાથે ભારતનો રાજનૈતિક સંવાદ-વ્યવહાર હજી રીતસર શરૂ થયો નથી એ વિષે લેખિકાએ અંતમાં સાચી ફરિયાદ અને ટીકા કરી છે. એનું થોડું વધુ વિવરણ લોકમત ઘડવામાં ઠીક કામ લાગત. પ્રકાશકે મે, ૧૯૬૭ પ્રકાશનસમય જણાવ્યો છે અને લેખિકાએ પહેલા જ વાક્યમાં જૂન ૧૯૬૭નાં બનાવોનો ઉલ્લેખ કર્યો છે એ વિસંગતિ પણ ખૂંચે છે.

**યું. ગ. મા.**

*

## પરિચય

**કૂળકથાઓ (મુંબાઈનાં કેટલાંક જૂનાં ઘરાણાંની).** લેખક: સ્વામી આનંદ. [બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ ૧. પૃ. ૨૩૮. કિં. દસ રૂપિયા.]

કચ્છ-કાઠિયાવાડની ભાટિયા લુહાણા વગેરે બરછટ કોમોની સાહસી જિંદગીઓ લેખકે સાંભળેલી તે આ પુસ્તકમાં રોમાંચક ને રોચક શૈલીમાં રજૂ

કરી છે. એમાં સમાજદર્શન તથા ઇતિહાસસામગ્રી હોવા ઉપરાંત સાહસ, પુરુષાર્થ, પરાક્રમની પ્રેરણા આપનારું તત્ત્વ પણ સારા પ્રમાણમાં છે. પોતપોતાના ધંધા-કાર્યક્ષેત્રોમાં રહીનેય, બલ્કે એવા નિષ્ઠાભર્યા-પ્રામાણિક કાર્યોને લીધે, સમાજસેવાનું સુંદર કાર્ય કેવી રીતે થઈ શકે છે એનું આબાદ રેખાદર્શન અહીં વ્યક્ત થયું છે. ભારે કિંમતને કારણે અનેક વાચકો આ પુસ્તક ખરીદી નહીં શકે; બાકી આ સંગ્રાહ્ય અને પ્રેરક ગ્રંથ છે.

**સહકાર: ચિંતન અને મનન.** લેખક: ધીરજલાલ ધનજીભાઈ શાહ [અમદાવાદ જિલ્લા સહકારી સંઘ. પૃ. ૨૬૧. કિં. પાંચ રૂપિયા.]

લેખક આ વિષયના જાણકાર અને અનુભવી હોઈ, અધિકારી તથા સાહિત્યિક શૈલીમાં એમણે અનેક લેખો એક દસકામાં (ઈ. સ. ૧૯૫૪ થી ૧૯૬૪) લખ્યા તે અહીં સંગ્રહિત કરાયા છે. પુનરુક્તિથી આવા સંગ્રહો પીડાય છે. પ્રાચીન અને અર્વાચીન સહકાર વિષેનું વિવરણ તથા વ્યક્તિદર્શન કરાવતા લેખો નોંધપાત્ર છે. ખ્યાતનામ અર્થશાસ્ત્રી ડૉ. ધનંજયરાવ ગાડગીળે આમુખમાં જણાવ્યા પ્રમાણે, લેખકે સૌમ્ય અને સંયમી ભાષામાં પણ ક્યારેક સ્પષ્ટ ટીકાઓ અને સૂચનો કર્યાં છે. શબ્દસૂચિને કારણે પુસ્તકની ઉપયોગિતા વધી છે.

**સાહિત્યની પરિભાષા.** ઉપેન્દ્ર ર. ભટ્ટ. [ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪. પૃ. ૧૦૪. કિં. બે રૂપિયા.]

'Terminology of literary words' એવા ઉપશીર્ષક સાથે પ્રસિદ્ધ થયેલો આ ખિસ્સાકોષ ઉપયોગી છે. લેખકની ચીવટ અને મહેનત ઉલ્લેખનીય છે. સ્વભાષા દ્વારા શિક્ષણનો પ્રયોગ હજુ પ્રારંભિક અવસ્થામાં છે ત્યારે આવાં પ્રકાશનો અને એમાંથી રજૂ થતી પરિભાષા આવકારદાયક વપરાશ-વિવેચનને વેગ આપશે. અહીં સૂચવેલા બધા જ શબ્દ-પ્રયોગો બધાને માન્ય અગર સમુચિત ન લાગે તો પણ ભાષાના વ્યાપક ખેડાણ માટે આવા પ્રયાસો આવશ્યક છે.

**પ્રભુદાસ ઠક્કર સાયન્સ કૉલેજની માન્યતા:** ગુજરાતના ઉચ્ચ શિક્ષણનું એક વિવાદાસ્પદ પ્રકરણ. સંપાદક: બબાભાઈ સો. પટેલ. ['દૃષ્ટિ' પ્રકાશન, અમદાવાદ-૯. પૃ. ૬૩. કિં. ૭૫ પૈસા.]

કેવળ વિવાદાસ્પદ નહીં પણ ચિંતાજનક અને નિંદાજનક બનેલા આ કૉલેજ-જોડાણ પ્રકરણ વિષે લોકમત જાગૃત અને તૈયાર થાય તે માટે આ સંપાદન પ્રગટ થયું છે. ગુજરાત યુનિવર્સિટીની સ્વાભાવિક સ્વાયત્તતામાં ગુજરાત સરકારે અને ખાસ કરીને તેના શિક્ષણ પ્રધાન તથા ખાતાએ જે હસ્તક્ષેપ કર્યો છે તેના અખિલ ભારતીય પ્રત્યાઘાતો પડ્યા છે. વિવિધ અને વિરોધી હકીકતો–અભિપ્રાયોને અહીં સ્થાન મળ્યું છે, છતાં સંપાદક પ્રોફેસર બબાભાઈની ચીડ કયા પક્ષ પર છે તે સહેજે છતું થાય છે! યુનિવર્સિટીના 'કારભારમાં સરકારની કશી ડખલ ન હોવી જોઈએ' એવા ગાંધીજીના અભિપ્રાયને ગાંધીના ગુજરાતની જ 'કૉંગ્રેસ' સરકારે ડંખ માર્યો છે!

*

## સ્વીકાર-નોંધ

**જલસુંદરી અને બીજી વાતો.** લેખક: ઑસ્કર વાઇલ્ડ. ગુજરાતીમાં રજૂ કરનાર: રમણીકલાલ જયચંદભાઈ દલાલ. [પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. સને ૧૯૫૬. પૃષ્ઠ ૨૨૪. કિંમત રૂા. ૩–૫૦.]

**જૈનધર્મ અને માંસાહાર-પરિહાર.** લેખક: શાહ રતિલાલ મફાભાઈ. [પ્રકાશક: શાહ રતિલાલ મફાભાઈ, માંડલ. સને ૧૯૬૭. પૃષ્ઠ ૧૭૩. કિંમત રૂા. ૨–૫૦.]

**એસ. એસ. સી. થી ઓછું ભણ્યા છો? હવે શું કરશો?** [પ્રકાશક: વ્રજલાલ ત્રિ. પરીખ, બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ. સને ૧૯૬૭. પૃષ્ઠ ૯૨. કિંમત રૂા. ૧–૫૦.]

**ભારતની સામાજિક સંસ્થાઓ.** લેખકો: ડૉ. એ. એસ. પટેલ, પ્રા. અરવિંદ આર. શાહ, પ્રા. સનતકુમાર ટી. જોષી. [પ્રકાશક: મેસર્સ બી. એસ. શાહ, અમદાવાદ. સને ૧૯૬૭, પૃષ્ઠ ૩૪૪. કિં. રૂા. ૮–૦૦.]

**સુદામાચરિત–પ્રેમાનંદ.** સંપાદકો: વિનોદ અધ્વર્યુ, હેમન્ત દેસાઈ, સોમાભાઈ પટેલ. [પ્રકાશક: મેસર્સ બી. એસ. શાહ, અમદાવાદ. સને ૧૯૬૭. પૃષ્ઠ (૧૬૦+૪). કિંમત રૂા. ૩–૫૦.] (અનુસંધાન પૃ. ૫૧)

*



# વર્તમાન વિશ્વ
## વૃત્ત અને વિવેચન

**તવારીખ [માહે ઑગસ્ટ, ૧૯૬૭]** 'રમેશ'

[નોંધ: દેશવિદેશના બધા મહત્ત્વના બનાવોનો ઉલ્લેખ અહીં નથી. ડાબી તરફના આંકડા તારીખ દર્શાવે છે.]

૧ કનેડિયન ઘટકપ્રાંત ક્વિબેકમાં ફ્રેન્ચ ભાષા બોલનારાઓની સંખ્યા મોટી છે અને તેઓ 'સ્વતંત્ર ક્વિબેક' માટે ઉગ્ર ઝુંબેશ ચલાવી રહ્યા છે. ફ્રાન્સના પ્રમુખ દ'ગોલે કૅનેડા-પ્રવાસ દરમિયાન ક્વિબેકમાં (જુલાઈ, ૧૯૬૭માં) આ માગણીને જાહેર ને ઉત્સાહપૂર્ણ ટેકો આપ્યો. કૅનેડાની સરકારે તરત દ'ગોલનાં આવાં વાણી-વર્તનની કડક ટીકા કરી. દ'ગોલ અધવચથી પૅરિસ પાછા ફર્યા (જુલાઈ, ૨૬). કનેડિયન વડા પ્રધાન મિ. લેસ્ટર પિયર્સને દ'ગોલને રદિયો આપતાં જાહેર કર્યું કે કૅનેડા પોતાની આંતરિક બાબતોમાં બહારનાઓની ડખલગીરી સ્વીકારતું નથી.

બ્રિટનમાં પોલાદનું ફરી રાષ્ટ્રીયકરણ થતાં બ્રિટિશ સ્ટીલ કૉર્પોરેશને ચાર વિભાગોમાં પોલાદ-ઉદ્યોગના કામકાજની વહેંચણી-વ્યવસ્થા વિષેની વિગતો પ્રગટ કરી.

લોકમાન્ય બાળ ગંગાધર ટિળકની ૪૭મી પુણ્યતિથિ [અવસાન: તા. ૧ ઑગસ્ટ ૧૯૨૦; મુંબાઈ] ભારતમાં અનેક સ્થળે પાળવામાં આવી. રાષ્ટ્રપતિ ડૉ. ઝાકિર હુસેને નવી દિલ્હીમાં ટિળક મહારાજની પ્રતિમાને પુષ્પહાર અર્પણ કરીને એ મહાન નેતાનાં જીવનકાર્યને ભવ્ય અંજલિ આપી.

૨ અમેરિકાની સમવાય પાર્લમેન્ટ 'કૉંગ્રેસ'ની તપાસ સંશોધન સમિતિઓના અંદાજ અને અહેવાલ મુજબ સામ્યવાદી ચીન 'થર્મોન્યૂક્લીઅર' શસ્ત્રરચના– ઉત્પાદનમાં 'ખૂબ નોંધપાત્ર પ્રગતિ' કરી રહ્યું છે, અને ૧૯૭૦થી શરૂ થતા દસકાના પ્રારંભિક વર્ષોમાં ચીન અમેરિકાને ન્યૂક્લીઅર શસ્ત્રો બાબતમાં ભલે અલ્પ પણ અસરકારક રીતે પડકારશે એવી દહેશત છે.

સુદાનની રાજધાની ખાર્ટૂમમાં આરબ રાષ્ટ્રોના વિદેશ પ્રધાનોની પરિષદ મળી તેણે ઇઝરેલ સાથે કોઈ પણ પ્રકારની શાંતિ માટેની વાટાઘાટોની દરખાસ્તને સ્પષ્ટપણે નકારી.

૩ વિયેટનામમાંના યુદ્ધમાં વધતા જતા અમેરિકન લશ્કરી અને આર્થિક બોજાને પહોંચી વળવા પ્રમુખ જૉન્સને નવા કરવેરા જાહેર કર્યા. વ્યક્તિગત તથા 'કૉર્પોરેટ' આવકવેરા પર દસ ટકાનો 'સરચાર્જ' પ્રમુખે સૂચવ્યો છે.

બ્રિટનમાં ગયા વર્ષે વેલ્સમાં આબરફૅન ખાતે કોલસાના ખાણપ્રદેશમાં જે ભયંકર અને કરુણ અકસ્માત સર્જાયો હતો [જેમાં ૧૧૬ બાળકો-નિશાળમાં ભણી રહેલાં–સહિત કુલ ૧૪૮ લોકો મૃત્યુમુખે ધકેલાયા અને બીજા અનેક ઘાયલ થયા] તે અંગેની તપાસ કરવા માટે બ્રિટિશ સરકારે એક ન્યાયાધીશના પ્રમુખપદે ખાસ 'ટ્રિબ્યૂનલ' નીમ્યું હતું એણે પોતાનો અહેવાલ પ્રગટ કરીને, અકસ્માત માટે 'નૅશનલ કોલ બોર્ડ' પર સ્પષ્ટ અને કડક દોષારોપણ કર્યું છે.

૪ ચીનના એક શહેર શાંગહાઇમાં માઓ-વિરોધી ચળવળનો જોરદાર વળતો સામનો કરવાની અપીલ એ શહેરના અખબારોએ કરી. માઓ-વિરોધીઓના હુમલાઓને આ અખબારોએ 'frenzied counter-attacks' તરીકે ઓળખાવ્યા છે.

ઉત્તર વિયેટનામ પર ચાલુ રહેલા અમેરિકન બૉંબમારાની લાંબી અને કમનસીબ હારમાળામાં સૌથી

ગંજાવર હવાઈ હૂમલો અમેરિકાના ૧૯૭ લડાયક વિમાની કાફલાએ કર્યો.

૬ ચીની પ્રજાસત્તાકના પદભ્રષ્ટ પ્રમુખ લિઉ શાઓ-ચીનાં માનભંગ અને ગૌરવહાનિનાં વધુ પગલાં સામ્યવાદી નેતાઓએ લીધાં છે. લિઉ અને એમના ટેકેદારો સામે સામુદાયિક ટીકાનું 'લોકયુદ્ધ' શરૂ કરવાનો કોલ ચીનના નેતાઓએ પ્રજાને આપ્યો છે.

અમેરિકામાં આ વર્ષે ગ્રીષ્મ ઋતુ દરમિયાન વ્યાપક અને ઉગ્ર હિંસક આંદોલનો હબસીઓ અને ગોરાઓ વચ્ચે ચાલી રહ્યાં છે. ડિટ્રૉઈટ શહેરમાં કરોડો રૂપિયાનું નુકસાન અને ગણનાપાત્ર જાનહાનિ થયાં. મિશિગન રાજ્યના ગવર્નર રૉમનીએ પોતાના આ રમખાણગ્રસ્ત શહેરમાં કટોકટીની સ્થિતિ જાહેર કરી હતી. મામલો કાંઈક થાળે પડતાં કટોકટી હવે ઉઠાવી લેવાઈ છે.

લૅટિન (દક્ષિણ) અમેરિકામાં સામ્યવાદી, હિંસક, ગેરિલા પ્રવૃત્તિઓની પહેલ કરનાર અને એ ચળવળની નેતાગીરી કરી રહેલા ક્યૂબાએ અમેરિકન સરકાર સામે ગંભીર આક્ષેપો કર્યા. ક્યૂબાના વડા પ્રધાન ડૉ. ફિડેલ કૅસ્ટ્રો તથા અન્ય ક્યૂબન નેતાઓની હત્યા કરવાના ઇરાદાથી કેટલાંક પ્રત્યાઘાતી તત્ત્વો–માણસોને અમેરિકન તંત્ર ક્યૂબામાં ઉતારી રહ્યાનું ક્યૂબન રાજધાની હવાનામાં જાહેર થયું એટલું જ નહીં પણ અમેરિકાના છૂપી ખાતા [Central Intelligence Agency]ના ચાર કહેવાતા પ્રતિનિધિઓને પણ ક્યૂબન તંત્રે હવાનામાં અખબારી પરિષદ સમક્ષ હાજર કર્યા!

૭ આરબ-ઇઝરેલ યુદ્ધ [જૂન, ૧૯૬૭] વખતે જૂના જેરૂસલમ શહેર પર ઇઝરેલે સંપૂર્ણ કબજો મેળવ્યો છે અને ઇઝરેલની પાર્લમેન્ટે નવા સમગ્ર જેરૂસલમની હદને પોતાના અંકુશ હેઠળ આણવાનો કાયદો કર્યો છે. ઇઝરેલના આ પગલાં સામે સંયુક્ત રાષ્ટ્રસંઘ સહિત અનેક નાનામોટા દેશોએ અણગમો અને વિરોધ જાહેર કર્યો છે. પ્રાચીન જેરૂસલમ નગરીના આરબ વેપારીઓએ એક દિવસની હડતાળ પાડીને ઇઝરેલી હકૂમત સામેનો પોતાનો વિરોધ વ્યક્ત કર્યો.

૮ દક્ષિણ વિયેટનામ રાજ્યના વડા જનરલ Nguyen Van Thieuએ જાહેર કર્યું છે કે તા. ૩ સપ્ટેંબરની રાષ્ટ્રીય ચૂંટણીઓમાં તેઓ જો પ્રમુખ તરીકે ચૂંટાશે તો હૅનૉઇ (ઉત્તર વિયેટનામની રાજધાની) સાથે સીધી શાંતિ-વાટાઘાટો કરવા માટેની ઑફર તેઓ તરત ડૉ. હો ચી મિન્હને કરશે અને એ અંગેનાં જરૂરી પ્રારંભિક પગલાં લેશે.

૯ ભારતીય સ્વાતંત્ર્યસંગ્રામની ૧૯૪૨ની સાલની લડત 'Quit India' Movementનાં પચીસ વર્ષ પૂરાં થયાં. ભારત સરકારે એ પ્રસંગે ખાસ ટિકિટ બહાર પાડશે, અને ગુજરાત સરકારે આ પ્રસંગે જાહેર રજા રાખી. ક્રાંતિ અને યુવકો વિષે વ્યાખ્યાનો તથા વિચાર-વિનિમય થયાં.

નાઈજીરીઆમાંના ચાલુ આંતરવિગ્રહમાં, નાઈજીરીઆના મધ્યપશ્ચિમી પ્રદેશની મુખ્ય નગરી બેનિનને પૂર્વ નાઈજીરીઅન તંત્ર [જે પોતાને સાર્વભૌમ ગણીને બિયાફ્રા-Biafra-તરીકે ઓળખાવે છે]ના લશ્કરોએ ઘેરી લીધાના અહેવાલો પ્રસારિત થયા. બિયાફ્રાના લશ્કરને સ્થાનિક બળવાખોરોનો સાથ મળ્યો હતો.

અમેરિકાના અગ્રણી સેનેટર વિલિયમ ફુલબ્રાઇટે પ્રમુખ જૉન્સનની નીતિરીતિની ફરી એક વાર કડક ટીકા કરતાં કહ્યું કે પ્રમુખનો 'મહાન સમાજ' ['great society'] હવે 'બિમાર સમાજ' ['sick society'] બની ગયો છે અને એ માટે વિયેટનામનું યુદ્ધ મૂળભૂત રીતે જવાબદાર છે.

૧૦ કૅન્ટનમાં ચીની કામદારો અને 'રેડ ગાર્ડસ્' વચ્ચે ગંભીર અથડામણો થયાના સમાચારો પ્રગટ થયા.

કૉંગો પ્રજાસત્તાકમાંના પૂર્વના પ્રદેશમાં ગોરા ભાડૂતી સૈનિકોએ ચાલુ રાખેલા ઉપદ્રવમાં કૉંગોલીઝ સરહદી ગામ બુકાવુ ભાડૂતીઓએ કબજે કર્યું; અને ઘોષણા કરી કે તેઓ "કૉંગોમાંના બધા પ્રાંતોને મુક્ત કરશે"!

ફ્રેન્ચ પ્રમુખ દ'ગોલે જાહેર કર્યું કે ફ્રાન્સ પોતાની ન્યૂક્લીઅર શસ્ત્રસત્તા-તાકાત ચાલુ રાખશે. પ્રગતિ, સ્વતંત્રતા અને શાંતિ એમ ત્રિવિધ ધ્યેયપ્રાપ્તિ માટે ફ્રાન્સે આવી તાકાત જાળવવી રહી એવી દલીલ દ'ગોલે કરી. વિદેશી જોડાણોમાંથી ફ્રાન્સને અળગું રાખવા પર પણ પ્રમુખે ફરી ભાર મૂક્યો.

૧૧ ન્યૂક્લીઅર શસ્ત્રોનો વિસ્તાર અટકાવવા માટેના કરારોનો મુસદ્દો પસાર કરવા અંગે અમેરિકા અને રશિયા સંમત થયા.

૧૩ ઉત્તર વિયેટનામમાંના રેલવે યાર્ડ્સ અને પુલો પર અમેરિકન બૉમ્બમારો ચાલુ રહ્યો હોઈ સામ્યવાદી ચીનની સરહદથી દસ જ માઈલ દૂર અમેરિકન હવાઈ હલ્લાઓ ચાલુ થયા.

૧૪ માઓ ત્સે તુંગના ટેકેદારો અને વિરોધીઓ વચ્ચે ચીનમાં ઠેરઠેર સામસામી અથડામણો થયાના અહેવાલો બહાર આવ્યા.

૧૫ ભારતની આઝાદીનાં વીસ વર્ષ પૂરાં થયાં. દિલ્હીના ઐતિહાસિક લાલ કિલ્લા પર વડા પ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધીએ રાષ્ટ્રધ્વજ લહેરાવ્યો.

મદ્રાસમાં સત્તાધારી ડી. એમ. કે. પક્ષના ટેકેદારો અને કૉંગ્રેસ પક્ષના કાર્યકરો વચ્ચે હિંસક અથડામણો થતાં અનેક ઘાયલ થયા અને સ્વાતંત્ર્યદિને જ અશાંતિ ઊભી થઈ.

નાઈજીરીઆના મધ્ય પશ્ચિમી પ્રદેશનું તંત્ર બિયાફ્રાના બ્રિગેડિયર બાન્જોએ પોતાને હસ્તક લીધું અને ઘોષણા કરી કે હાલ પૂરતું તો પોતે અલગ લશ્કરી અને પોલીસ દળ ખડું કરશે, જે નાઈજીરીઆ અને બિયાફ્રા બન્નેથી સ્વતંત્ર હશે!

પશ્ચિમ જર્મનીના ચાન્સેલર ડૉ. કીસિંગર અમેરિકાની સત્તાવાર મુલાકાતે પ્રથમ વાર ગયા હોઈ અમેરિકન રાજધાની વૉશિંગ્ટન, ડી. સી.માં વ્હાઈટ હાઉસ ખાતે એમણે પ્રમુખ જૉન્સન સાથે વાતચીતનો આરંભ કર્યો.

૧૬ ગ્રીસમાં લશ્કરી હકૂમત હમણાં હોઈ, માજી વિદેશ પ્રધાન મિ. ઇવેન્જેલૉસ એવરોફ સામે ગ્રીક અદાલતમાં કેસ ચાલ્યો અને તેમને પાંચ વર્ષની સજા ફટકારવામાં આવી. પોતાના ઘરમાં ગેરકાયદેસર સભા બોલાવવા બદલ આ માજી પ્રધાન સામે મુકદ્દમો માંડવામાં આવેલો!

ચેકોસ્લોવાકિયાના એક લેખકે ઇઝરેલની મુલાકાત લેતાં પોતાના દેશનું નાગરિકત્વ ગુમાવ્યું.

ફ્રાન્સમાંના ડાબેરી સમાજવાદીઓના નેતા એમ. મિતરાઁએ કહ્યું કે ડાબેરી જૂથની એકતાને કશી આંચ આવે તેમ નથી.

૧૭ ચીનમાં કૅન્ટનમાં ફાટી નીકળેલી અરાજકતાને દબાવી દેવા માટે લશ્કરને કૅન્ટન ખાતે મોકલવામાં આવ્યું.

અમેરિકાની 'સેનેટ' [સમવાય તંત્રમાંની ઉપલી ધારાસભા; પચાસ ઘટક રાજ્યોમાંથી દરેકના બબ્બે ચૂંટાએલા સભ્યોની બનેલી–કુલ સંખ્યા ૧૦૦–ધરાવતી]ની Foreign Relations Committeeમાં પ્રમુખ જૉન્સનની વિયેટનામ-નીતિ પર વિચારણા શરૂ થઈ. વિયેટનામમાં અમેરિકન લશ્કર મોકલવાની બાબતમાં પ્રમુખ પોતાની બંધારણીય સત્તાની ઉપરવટ જઈને વર્ત્યા કે કેમ તે પ્રશ્ન પર ઉત્કટ ચર્ચા ચાલી.

૧૮ રોમન કૅથૉલિકોના વડા ધર્મગુરુ પોપે વૅટિકન Curia-માં સુધારણા કરવા અંગેની જાહેરાત કરી.

ફ્રેન્ચ પ્રમુખ દ'ગોલ એકલે હાથે બધું કરે છે અને પોતાની એકહથ્થુ સત્તા વધારતા જાય છે એવી ટીકા દ'ગોલના એક ટેકેદાર એમ્ ડેસ્ટાન્ગે કરી.

૨૦ ચીનમાંની અથડામણોનો તત્કાળ અંત આવવો જોઈએ એમ માઓ ત્સે તુંગે આહ્વાન કર્યું.

૨૧ તેલની કંપનીઓ પર દબાણ લાવવા માટે આરબોએ વ્યવસ્થિત આયોજન કરવા માંડ્યું.

૨૨ ગ્રીસના જુવાન રાજા કૉન્સ્ટનટાઈને માજી વિદેશ પ્રધાન એવરોફને માફી બક્ષી અને મુક્ત કર્યા.

૨૩ કનેડિયન પ્રાંત ક્વિબેકને વધુ સહાય મોકલવાનો નિર્ણય પૅરિસમાં લેવાયો.

હૅનૉઈમાંથી પ્રગટ થયેલા અહેવાલ અને દાવા મુજબ, દસ અમેરિકન વિમાનોને એક જ દિવસમાં તોડી પાડવામાં આવ્યાં.

૨૪ ન્યૂક્લીઅર શસ્ત્રવિસ્તારબંદી અંગેનો સહિયારો દસ્તાવેજ અમેરિકાએ અને રશિયાએ રજૂ કર્યો.

૨૫ આફ્રિકન ગેરીલા ચળવળખોરો સામેના વ્યાપક વળતાં પગલાંમાં પહેલવહેલી વાર રોડેશિયાએ વિમાનદળનો ઉપયોગ કર્યો.

૨૭ વિશ્વના દસ પ્રગતિશીલ ઔદ્યોગિક દેશોના નાણાંપ્રધાનો વિશ્વનાણાંકીય સુધારાઓ અંગે સહમત થયા.

૨૮ બ્રિટિશ વડા પ્રધાન હૅરલ્ડ વિલ્સને પ્રધાનમંડળમાં ધરખમ ફેરફારો કર્યા. વેપાર પ્રધાન ડગ્લસ જે પ્રધાનમંડળમાંથી છૂટા કરાયા. રાષ્ટ્રકુટુંબ ખાતાના પ્રધાનપદે હર્બર્ટ બાઉડનને સ્થાને જ્યૉર્જ થૉમ્સન નીમાયા છે. શિક્ષણ અને વિજ્ઞાન ખાતાના પ્રધાન તરીકે પૅટ્રિક ગૉર્ડન-વૉકરની પસંદગી થઈ છે. યુવાન અને કાર્યક્ષમ પ્રધાનોમાંથી મિ. પીટર શોર આર્થિક બાબતો અંગેના પ્રધાન બન્યા છે, અને વડા પ્રધાન વિલ્સને આર્થિક રીતિનીતિ અંગેની આખરી અને સર્વોચ્ચ જવાબદારી પોતાને હસ્તક લીધી છે.

૩૦ બ્રિટન અને સામ્યવાદી ચીન વચ્ચે કથળતા ચાલેલા રાજનૈતિક સંબંધો વિષે બન્ને પક્ષો સાથે બેસીને ચર્ચા કરે તે માટે બ્રિટિશ વિદેશ પ્રધાન જ્યૉર્જ બ્રાઉને ચીની વિદેશ પ્રધાન માર્શલ ચેન યીને અપીલ કરી છે.

૩૧ ખારટુમમાં મળી રહેલી આરબોની શિખર પરિષદમાં ઇજિપ્ત અને સાઉદી અરેબિયાએ યેમનના યુદ્ધનો અંત લાવવાનું ઠરાવ્યું, પણ યેમિની પ્રજાસત્તાકના નેતાઓએ એના પર ઠંડું પાણી રેડયું છે!

જિનીવામાં મળી રહેલી નિઃશસ્ત્રીકરણ સમિતિની બેઠકોમાં ન્યૂકલીઅર શસ્ત્રવિસ્તારબંદી અંગેના અમેરિકન-રશિયન મુસદ્દા સામે વિરોધનો જબરો વંટોળ જાગ્યો છે.

કૅન્ટન રેડિયોએ કૅન્ટનના કામદારોની બનેલી 'ક્રાંતિકારી સમિતિઓ'ની રચના જાહેર કરી. માઓવાદી જૂથની સફળતાની નિશાની તરીકે આ જાહેરાતને ઘટાવવામાં આવી છે.

*

## લેખક પરિચય

ગટુભાઈ ગો. ધ્રુ—સંપાદક-'જ્યોતિર્ધર' પાક્ષિક, અમદાવાદ. બુઝર્ગ સમાજસેવક અને નિર્ભીક વિચારક.

મધુસૂદન બક્ષી—અધ્યક્ષ, મનોવિજ્ઞાન વિભાગ, સિટિ આર્ટ્સ કૉલેજ, અમદાવાદ. 'સાર્ત્રનો અસ્તિત્વવાદ' [સન્નિષ્ઠ પ્રકાશન ક્ર. ૨]ના લેખક.

હસિત બુચ—આચાર્ય, ધર્મેન્દ્રસિંહજી આર્ટ્સ કૉલેજ, રાજકોટ.

ઉશનસ્—ગુજરાતીના પ્રાધ્યાપક, આર્ટ્સ કૉલેજ, વલસાડ.

હેમન્ત દેસાઈ—ગુજરાતીના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ.

રોહિત શુકલ—અર્થશાસ્ત્રના અધ્યાપક, આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ, હિંમતનગર.

નરસિંહ મૂ. શાહ—આચાર્ય, આર્ટ્સ ઍન્ડ સાયન્સ કૉલેજ, કપડવણજ.

નટવરલાલ ઉ. રાજગુરુ—અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ.

ઉપેન્દ્ર ર. ભટ્ટ—ગુજરાતીના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ.

જશવંત શેખડીવાળા—અધ્યાપક, ગુજરાતી વિભાગ, સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ, વલ્લભવિદ્યાનગર.

કીર્તિનાથ કૂર્તકોટિ—પ્રાધ્યાપક, અંગ્રેજી વિભાગ, સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ, વલ્લભવિદ્યાનગર.

*

# વાચકોના પત્રો

[વાચકોનાં લખાણોમાંના અભિપ્રાયો કે દલીલો સાથે સંપાદકની સંમતિ-અસંમતિ જોડી નહિ દેવા વિનંતી છે. —સંપાદક, 'અભ્યાસ']

શ્રી માવળંકર,

'અભ્યાસ'નો મે-૬૭નો અંક હમણાં જ વાંચ્યો. 'રાષ્ટ્રીય મનોવૃત્તિ જોઈએ'–લેખમાં ('જવાહરલાલ નેહરુ જેવા સમર્થ લોકમાન્ય નેતા'...) વપરાયેલ શબ્દ 'સમર્થ' જરા ખૂંચ્યો. આ દેશના ઇતિહાસમાં નેહરુ જેવો અસમર્થ નેતા બીજો કોઈ થયો નથી એવું મને તો લાગે જ છે. આ વિશે સૂક્ષ્મપણે જરા વિચાર કરી જોજો.

દેશનું અખિલ ભારતીયપણું–જેના વિશે આપણે ચિંતા કરવી પડે છે તેને આ સ્થિતિએ લાવી મૂકવામાં નેહરુનો દોષ ઓછો શી રીતે અંકાય? પ્રજાએ 'સમર્થ' થવા માટે, પ્રેમભાવે સઘળું સમર્પણ કરવા છતાં, એ આટલી મૂડી ય સાચવી પણ ન શકયા!

સ્વરાજ્ય પછી વીસ વર્ષે ખાવાને અન્ન નથી, પીવાને પાણી નથી એ તો જાણે ઠીક–ક્ષમા ગણીએ, પણ માનસિક રીતે પણ આપણે કેટલા કંગાળ થઈ ગયા છીએ! એ કંગાળિયત રાતોરાત તો આવી નથી. એમાં નેહરુના જીવનકાળનો પણ ફાળો છે. ઠીક છે, નેહરુનું જીવન તો જો કે પૂરું થયું છે પણ નેહરુએ આળ–પંપાળ કરીને ટકાવી રાખેલી ભ્રામક અને પોકળ નેતાગીરીના વિષમાંથી કોણ જાણે હવે આપણે ક્યારે છૂટીશું? રાષ્ટ્રકક્ષાના નેતાઓ પણ પોતાના આચાર-વિચારમાં પ્રામાણિક નથી. અને વિશેષ કારણ તો એ છે કે એ વાતનું તેઓને જરા પણ દુઃખ નથી. દેશની કમનસીબી કંઈ ઓછી નથી. અને એ વ્યાપક કમનસીબીને દૂર કરવામાં હવે કેળવણી કામે લાગી શકવાની નથી. એ તબક્કો–stage પસાર થઈ ગયો છે. હવે તો કંઈક બીજી રીતે જ વિચારવું પડશે–પડે.

આમ તો નેહરુ માટે ઘણા ભ્રમ પ્રવર્તે છે. Propaganda પણ ઘણો થાય છે. ખુશામત પણ ઘણી થાય છે. ઠીક છે. પણ, આપના જેવા વિચારશીલ માણસે 'સમર્થ' શબ્દ વાપર્યો એટલે મન જરા વધારે વ્યગ્ર થયું. કોઈ રીતેય આપ નેહરુની ગણના 'સમર્થ'માં કરી શકતા હોય તો તો વાંધો નથી. અકારણ અજાણપણે આવા ભારે શબ્દો ન વાપરવા જોઈએ. ભારે શબ્દોના આવા સાહજિક વ્યભિચારથી જગતમાં એક પ્રકારનું પાપ ફેલાય છે. જેને વિશે આવા શબ્દો વપરાયા હોય તેના વિશે આમ કરતાં કરતાં જ જતે દિવસે એક ભ્રમ કે ભાસ ઊભો થઈ જાય છે. અને એનાથી લાંબેગાળે જે પરિણામો આવે છે તેને કારણે ઘણુંઘણું સહન કરવું પડે છે. આપણા દેશમાં નેહરુ વિશે પણ એવું જ થયું છે ને? નેહરુને અકારણ, અયોગ્ય અને અઘટિત પ્રતિષ્ઠા આપણે આપી દીધી છે તેની ભારે કિંમત આપણી આવતી અનેક પેઢીઓને પણ ચૂકવવી પડશે.

જગતની દૃષ્ટિએ આ વાત નાની લાગે. જગતમાં આવું તો ઘણું થતું હશે. પણ વિચારશીલ માણસોએ તો વિવેક નહિ છોડવો જોઇએ. એટલી તકેદારીની અને ચીવટની અપેક્ષા તો હોય જ ને?

કુશળ હશો. વગર પરિચયે પત્ર લખીને અનધિકાર ચેષ્ટા કરી છે, તકલીફ પણ આપી છે. માનું છું કે એ અંગે આપને વાંધો નહિ હોય. અનુકૂળતા હોય તો પત્ર લખશો.

વડોદરા-૧ ઈન્દુભાઈ ગો. પટેલ

તા. ૨૧–૬–૧૯૬૭

*

### સ્વીકાર નોંધ પૃ. ૪૬થી ચાલુ

**વ્યવહારલક્ષી માનસશાસ્ત્ર.** લેખકો: ડૉ. બી. એ. પરીખ, પ્રો. ઈન્દુકુમાર કે. દેસાઈ, પ્રો. બિપિનચંદ્ર એમ. કૉન્ટ્રેક્ટર. [પ્રકાશક: ધી પૉપ્યુલર પબ્લિશિંગ હાઉસ, સૂરત. સને ૧૯૬૭. પૃષ્ઠ ૨૧૬. કિં. રૂ. ૧૧–૦૦]

**આપણું બંધારણ અને સરલ નાગરિકશાસ્ત્ર.** લેખકો: ગોપેશ્વર કો. ભટ્ટ, ઈન્દ્રવદન એન. શુકલ, ઉમાકાંત બી. શાસ્ત્રી, વિશ્વામિત્ર પી. અગ્નિહોત્રી. [પ્રકાશક: પ્રજ્ઞા સહકારી પ્રકાશન, અમદાવાદ. સને ૧૯૬૭. પૃષ્ઠ ૧૪૬. કિંમત રૂ. ૭–૦૦]

*

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૭૪

"મારો વિશ્વાસ છે કે ભારત એક, અખંડ અને અવિનશ્વર છે. એક રહેઠાણ, એક આકૃતિ અને એક પ્રીતિમાંથી જ પ્રજાકીય એકતાનો ઉદ્‌ભવ થાય છે. વેદ, ઉપનિષદોની મંત્રવાણીમાં જે શક્તિની લીલા છે, વિશ્વના ધર્મોમાં અને રાષ્ટ્રોમાં જેનો ખેલ છે, વિદ્વાનોની વિદ્યામાં અને ઋષિઓના ધ્યાનમાં જેનો પ્રકાશ છે, તે જ શક્તિ આજે આપણાં અંતરમાં જાગી ઊઠી છે. તેનું નામ આજે પ્રજાકીયતા છે. મારો વિશ્વાસ છે કે વર્તમાન ભારતનું મૂળનું મૂળ પ્રાચીન ભારતના ઊંડાણમાં રહેલું છે; સામે તેનું ગૌરવોજ્જ્વલ ભાવિ છે."

**નિવેદિતા**

[ભગિની નિવેદિતા. પ્રયોજક: જયંતીલાલ મં. ઓઝા. પ્રકાશક: શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ. પૃ. ૪૪.]





સંપાદક

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

સપ્ટેંબર ૧૯૬૭] **અભ્યાસ** [અખંડ અંક ૭૪

## અનુક્રમ



*

## સૂચના

* ‘અભ્યાસ’ દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫).
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–‘અભ્યાસ’, ‘પ્રગતિ’, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ ૭ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા પંદર. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા બે.
* ‘અભ્યાસ’માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* ‘અભ્યાસ’માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, ‘અભ્યાસ’ કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સળંગ ૭૪ અંક

અધ્યાપક

विद्या विभातु हृदये नवसर्जनाय।



## निरक्षरतानी नाबूदी

આપણા દેશમાં નિરક્ષર લોકોનું પ્રમાણ ઘણું મોટું છે એટલું જ નહીં પણ નિરક્ષરોની સંખ્યા સમય જતાં ઘટવાને બદલે દર વર્ષે ઊલટી વધી જ રહી છે! અખબારી અહેવાલો પ્રમાણે, ઈ. સ. ૧૯૫૧માં નિરક્ષરોનો આંકડો ૨૯.૮ કરોડ જેટલો હતો. સને ૧૯૬૧માં એ સંખ્યા ૩૫.૩ કરોડ પર પહોંચી, અને ગયા વર્ષે (૧૯૬૬ની સાલમાં) ૩૭ કરોડ નિરક્ષરો નોંધાયા. અલબત્ત, આનો અર્થ એવો નથી કે સાક્ષરતા-પ્રસાર અટકી ગયો છે અગર તો મંદ પડી ગયો છે. પણ, વધતી જતી વસતી સાથે અક્ષરજ્ઞાન પામતી પ્રજાનો મેળ બેસવો જોઈએ તેટલો સારી રીતે બેસતો નથી, અને એક વર્ષમાં જેટલા લોકો લખતાવાંચતા થાય છે તેના કરતાં એ જ ગાળામાં વધુ પ્રજા જન્મે છે અને સરવાળે નિરક્ષર વસતીમાં ઉમેરો થતો જાય છે. આ જ હકીકત બીજી રીતે તપાસીએ તો જણાશે કે, સાક્ષરતાનું પ્રમાણ ગયા વર્ષે (ઈ. સ. ૧૯૬૬) ૨૯ ટકા હતું તે ચોથી પંચવાર્ષિક યોજનાની આખરે ૩૪.૨ ટકા સુધી ચડશે, અને તેમ છતાં નિરક્ષરોની સંખ્યા તો હાલના કરતાં વધેલી જ હશે! વર્તમાન અંદાજો મુજબ, ૧૯૭૧ની સાલમાં આપણા દેશની કુલ વસતી ૫૫.૯ કરોડમાંથી ૩૬.૮ કરોડ લોકો નિરક્ષર હશે. ઈ. સ. ૧૯૮૧માં જો કે આ આંકડો ઘટે એવું મનાય છે, અને તે વખતે ૬૯.૫ કરોડની કુલ લોકસંખ્યામાં ૩૪.૮ કરોડ જેટલા જ નિરક્ષર રહ્યા હશે! એનો અર્થ એમ થાય કે સને ૧૯૮૧માં આપણા દેશના અડધોઅડધ લોકો ભણેલા અને બીજા એટલા જ અભણ હશે.

સાક્ષરતાપ્રસારનું આપણું કાર્ય કેટલું મોટું અને વિકટ છે તે જોઈ શકાશે. લોકોને અક્ષરજ્ઞાન આપવાના રાષ્ટ્રીય કાર્યક્રમમાં કોઈ ક્યારેક મંદતા તો નહીં જ ચલાવી લેવાય બલ્કે એમાં વધારે ઉત્સાહ અને શક્તિ વાપરીને આપણે પુરુષાર્થની પરાકાષ્ઠા સિદ્ધ કરવી પડશે. આ પરથી બોધપાઠ એ છે કે કેવળ સરકારી રાહે આ કામ થવું ન જોઈએ. જાગૃત અને શિક્ષિત પ્રજાજનોએ આપમેળે વ્યક્તિગત રીતે, અને સ્વૈચ્છિક સામાજિક સંસ્થાકીય સ્વરૂપે, અક્ષરજ્ઞાનનો ફેલાવો જનતામાં કરવાના કામે લાગી જવું જોઈએ. માત્ર સરકાર પર જ જો આપણે અવલંબીશું તો આપણી કાર્યસિદ્ધિ ક્યારેય નોંધપાત્ર રીતે થશે નહીં. કોઈ પણ દેશમાં સરકારી રીતરસમો વિવિધ નિયમોના ચક્રાવામાં અને ચીલાચાલુ ધારાધોરણોમાં ઓછીવત્તી જકડાયેલી રહે છે. એને કારણે બિનકાર્યક્ષમતા ઉપરાંત વિલંબ અને વૈફલ્યની મનોદશા ઘર કરવા માંડે છે. તેથી જ લોકશાહી દેશોમાં લોકોના પોતાના કાર્યભાર પર ખૂબ આધાર રખાય છે.

શાળામહાશાળાઓમાં ભણતાં અને ભણાવતાં આપણાં ભાઈબહેનો તથા શિક્ષકો સાક્ષરતાપ્રચારનું કાર્ય ઉમંગથી હાથ ધરે તો ઘણી જલદ પ્રગતિ કરી શકાય. દાખલા તરીકે, દરેક મહાવિદ્યાલયીન વિદ્યાર્થી ભાઈ કે બહેન પોતાના મહોલ્લામાં અગર લત્તામાં નિરક્ષર જનતાની મોજણી કરે અને પછી નિયમિતપણે સવાર કે સાંજના અભ્યાસવર્ગો દ્વારા અક્ષરજ્ઞાન આપવાનું કાર્ય કરે. આમાં વ્યક્તિગત પ્રયાસ પણ થઈ શકે, જૂથમાં પણ આ કામ ચાલી શકે. રજાઓમાં આ કાર્ય સવિશેષ ઉત્કટતાથી અને સાતત્યથી કરી શકાય. વિદ્યાર્થી

ભાઈબહેનો પોતપોતાના અભ્યાસકાળ દરમિયાન આવું સમાજકાર્ય કરે તો તેમાં સમાજનું હિત થવા ઉપરાંત તેમના પોતાના શૈક્ષણિક અનુભવને પણ સરસ અને સમૃદ્ધ વળાંક તથા ઓપ મળશે. અક્ષરજ્ઞાન માટેના વાચન-લેખનની સામગ્રી વિષે પણ કાર્યકર વિદ્યાર્થી ભાઈબહેનો વિચારતા થશે, પ્રયોગ કરતા થશે અને એ રીતે સહાયક શિક્ષણસામગ્રી વધારવામાં પણ ફાળો આપવા લાગશે.

નિરક્ષરોને સાક્ષર કરવાનું કામ પાયાનું છે અને પવિત્ર છે. સ્વતંત્ર ભારતમાં લોકશાહી પ્રજાસત્તાક આપણે સ્થાપ્યું છે તેમાં તમામ સત્તા લોકોમાંથી સ્ફુરે છે અને લોકો માટે તે વપરાય છે. આ બધા લોકો લખીવાંચી શકે એવા હોય એ પ્રજાતંત્રની સફળતા અને વિકાસશીલતા માટે એક આવશ્યક શરત છે. એનું પરિપાલન કરવામાં મંડી પડવું એ મોટી દેશસેવા છે. શા સારુ આપણી દેશભક્તિને આવા સુંદર કાર્ય તરફ આપણે ન વાળીએ?

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# સંક્ષિપ્ત નોંધો

## [સંપાદકીય]

### શતાયુ વેદપુરુષને વંદન

શતાયુ વેદપુરુષ બ્રહ્મર્ષિ પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકરજીએ ૧૯મી સપ્ટેંબરે પોતાના 'પુરુષાર્થી' જીવનનાં ૧૦૦ વર્ષ પૂરાં કર્યાં. તેઓશ્રી આપણી વચ્ચે આજે હસતા-ફરતા, પ્રેરણા આપતા, કાર્યરત છે એ આપણું અહોભાગ્ય છે. પંડિતજીની સાદાઈ અને સંસ્કારિતા આલ્હાદક અને અનુકરણીય છે. એમનો વ્યાસંગ અદ્‌ભુત છે. એમની નિયમિતતા, શુચિતા અને નમ્રતા નોંધપાત્ર છે. સાતવળેકરજીનો જીવનયજ્ઞ શાંત, નિર્મળ, તેજસ્વી અને સેવામય સતત ચાલુ રહ્યો છે. ભારત સરકારે આવા નરવીરને 'ભારતરત્ન' પદવીથી સન્માનવા જોઈએ; ગુજરાત યુનિવર્સિટીએ સાતવળેકરજીને સન્માનનીય ઉપાધિ અર્પણ કરવી જોઈએ; ગુજરાત અને મહારાષ્ટ્રની સરકારોએ પંડિતજીના વેદ-સાહિત્ય પ્રકાશન કાર્યને ઉદાર અનુદાન વિનાશરતે તત્કાળ આપવું જોઈએ. સન્નિષ્ઠ પ્રકાશન, અમદાવાદ તરફથી પંડિતજીની ૧૦૧મી જન્મતારીખે, 'પ્રાચીન વૈદિક સમયની સ્વરાજ્યપદ્ધતિ' પુસ્તિકા પ્રગટ થઈ છે તે આવકારદાયક છે. સન્નિષ્ઠ પ્રકાશન (ક્રમાંક ૪) માટે ખાસ લખાયેલી આ પુસ્તિકા પંડિતજીએ મૂળ હિંદીમાં લખી તેનો ગુજરાતી અનુવાદ શ્રીમતી પૂર્ણિમા પુ. માવળંકરે કર્યો છે. સાતવળેકરજીના પ્રેમાળ, તેજઃ-પૂંજ ચિત્ર સહિતની સોળ પાનાંની આ પુસ્તિકા સહુ સંસ્કૃતિ–રસિકોએ વાંચવા જેવી છે. [સન્નિષ્ઠ પ્રકાશન, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧. કિંમત સાઠ પૈસા] પ્રભુ પંડિત સાતવળેકરજીને ઓછામાં ઓછું ૧૨૪ વર્ષનું આયુરારોગ્ય આપો! પંડિતજીને આપણાં શતશઃ વંદન!

+ + +

### આંતરરાષ્ટ્રીય અક્ષરજ્ઞાન દિન

સમગ્ર વિશ્વમાંથી નિરક્ષરતાનું કલંક દૂર કરવા સારુ સંયુક્ત રાષ્ટ્રસંઘની શિક્ષણ અને સમાજ-સુધારા સમિતિએ ૮મી સપ્ટેંબરે દુનિયાભરમાં 'આંતરરાષ્ટ્રીય અક્ષરજ્ઞાન દિન' ઊજવવાની અપીલ કરી હતી. આપણા દેશમાં બંધારણીય આદેશ મુજબ, છથી ચૌદ વર્ષ સુધીના ગાળામાં સહુ ભાઈબહેનોને ફરજિયાત, સાર્વત્રિક, મફત શિક્ષણ આપવાની–આપણી સરકારોની તથા પ્રજાકીય મંડળોની અને વ્યક્તિઓની—જવાબદારી છે. એ દિશામાં ઘણું કામ થયું છે અને દસકાઓ સુધી તે અખંડ ચાલશે અને વધશે. જેમને કશું પણ લખતાં-વાંચતાં નથી આવડતું એવા લાખ્ખો લોકો આપણા દેશમાં મતદારો છે. એમાંના જ કેટલાક લોકપ્રતિનિધિઓ પણ છે. એમને 'અંગૂઠા-છાપ' નાગરિકો તરીકે વર્ણવવા કે વગોવવાથી અંતે આપણા સમગ્ર લોકતંત્રની જ મશ્કરી થાય છે, અક્ષરજ્ઞાનના કિરણો જેમ બને તેમ દૂર, ઊંડાં અને વ્યાપક ફેલાય તે સારુ આપણા સતત પ્રયાસો હોવા જોઈએ. નિરક્ષરતા-નિવારણની સમસ્યા કોઈ એક દેશ કે ખંડ પૂરતી સીમિત નથી. એ તો વિશ્વસમસ્યા છે. એટલે એમાં રાષ્ટ્રો અને તેમની સરકારો-પ્રજાઓ વચ્ચેના પરસ્પર સહકાર વડે આગળ વધવાનું આહ્‌વાન છે. ઈરાનના શહેનશાહના નિમંત્રણથી તેહરાનમાં સપ્ટેમ્બર, ૧૯૬૫માં

નિરક્ષરતા-નાબૂદી માટેની વિશ્વકૉંગ્રેસ મળી હતી અને તેમાં ઘણા દેશોના શિક્ષણપ્રધાનો તથા કેળવણીકારો ભેગા મળ્યા હતા. આગલાં વર્ષોમાં પણ એ દિશામાં પ્રયાસો થયા હતા, અને આજે એ કાર્યને ઘણો વેગ મળ્યો છે. અદમ્ય આશાવાદ વડે અને અખંડ કાર્યભાગ સાથે આપણે આપણી કામગીરી આ ક્ષેત્રે સરસ બજાવવી રહી.

\+ + +

### વિનોબાજીની મૌલિક રજૂઆત

૧૧મી સપ્ટેંબરે આચાર્ય વિનોબા ભાવેનો જન્મદિન ઊજવાયો. વિનોબાજીની પદયાત્રા મારફત તથા એમની વાણીવિચાર-સરિતા દ્વારા વિશિષ્ટ રીતે નૈતિક આબોહવા સર્જવાનું ને વધારવાનું કાર્ય ભારતમાં થઈ રહ્યું છે એ બહુ અગત્યની વાત છે. વિનોબાજીની સમદષ્ટિ, તર્કશુદ્ધ વિચારશીલતા અને મૌલિક રજૂઆત હંમેશ આકર્ષક તથા મનનીય હોય છે. અસ્પૃશ્યતા વિષેનો એમનો આ વિચાર જુઓ:

"અસ્પૃશ્યતાનો બચાવ કરનારા લોકો, તે જૂના કાળથી ચાલી આવી છે એવો એક મુદ્દો કહેતા હોય છે. 'જૂનું રાખવું' સંભાળવું એ કર્તવ્ય છે તે સાચું. પણ સંભાળવામાં વધારવું, જીર્ણોદ્ધાર કરવો વગેરે અનેક બાબતો આવે છે. જૂનું ઘર મધુર લાગે તે સ્વાભાવિક છે. પણ જૂનું ઘર મીઠું એટલે શું એમાંનાં નાનાંમોટાં ઉંદરોનાં દર પણ મીઠાં જ કે વારુ? પેટનું અપત્ય પ્યારું થયું એટલે પેટમાંનો રોગ પણ પ્યારો? અને એમાંયે જૂનો રોગ. પછી એનો ઈલાજ શો કરવો? જીર્ણોદ્ધારની પણ આડે આવનારી આ જીર્ણભક્તિને શું કહેવું?"

\+ + +

### કુટુંબનિયોજનની અગત્ય

અત્યારે આપણા દેશ સમક્ષ અનેક વિકટ સમસ્યાઓ ઊભી છે તેમાં બે બહુ તાકીદની છે: વસતી વધારો રોકવો અને ભણેલાંગણેલાંઓને લોકશાહી માટેની કેળવણી આપવી. અન્ન-ઉત્પાદન, ઔદ્યોગીકરણ, સંરક્ષણ, શિક્ષણપ્રસાર, વગેરે ક્ષેત્રે પણ પ્રશ્નો અને સમસ્યાઓની હારમાળા છે જ. પરંતુ જ્યાં સુધી આપણી કુલ વસતી નિર્ણાયક રીતે ઘટે નહીં અને આપણામાંનાં કહેવાતાં શિક્ષિતો સાચા અર્થમાં કેળવાયેલાં બને નહીં ત્યાં સુધી અનેક પ્રશ્નો વણઉકલ્યા અગર ગૂંચવાયેલા ચાલુ રહેશે. આ મહિને ૧૬ થી ૩૦ સપ્ટેમ્બરના પખવાડિયામાં કુટુંબનિયોજન વિષે દેશભરમાં પ્રચાર થયો તે આવકારદાયક કાર્યક્રમ છે કોઈ પણ મોટા પાયા પરના રાષ્ટ્રીય કાર્યક્રમમાં કેટલીક ઔપચારિકતાઓ અને થોડાક આડંબરો ઘૂસી જાય છે તેમ આમાં પણ બન્યું ને બનશે. પરંતુ, લોકોને મર્યાદિત કુટુંબોની અગત્ય વિષે વાતચીત, ચલચિત્ર, સાહિત્ય અને વૈજ્ઞાનિક સાધનસામગ્રી વડે સમજણ અપાય તે બહુ સારું છે.

વસ્તિ વધારાનું સંકટ આજનું નથી પણ સનાતન છે એવો ભાસ અગર ખયાલ શ્રી સમર્થ રામદાસ સ્વામીની નીચેની 'ઓવીઓ' વાંચતાં થાય છે:

"एक हातीं, एक कटी। एक पाठी, एक पोटी॥
संसारामध्ये झाली दाटी,। काय करावे सुचेना॥
लेकुरे उदंड जाहली,। तो ते लक्ष्मी निघोनि गेली॥
बापुडी भिकेस लागली,। अन्न खाया मिळेना॥"

[એક (બાળક) હાથમાં, એક (બાળક) કેડ ઉપર, એક (બાળક) પીઠ ઉપર, એક (બાળક) પેટમાં. સંસારમાં ભીડ જામી, શું કરવું તે સૂઝતું નથી. બાળકો ઢગલાબંધ થયાં, ત્યાં તો લક્ષ્મી ચાલી ગઈ. બિચારાં (બાળકો) ભીખ માગતાં થયાં, ખાવાને અન્ન મળતું નથી.]

\+ + +

### 'છોટે સરદાર'ની ૮૫મી જન્મતિથિ

રવિવાર તા. ૧૭ સપ્ટેંબરને રોજ ગુજરાતના 'છોટે સરદાર' ભરૂચનિવાસી ડૉ. ચંદુલાલ મ. દેસાઈની ૮૫મી જન્મતિથિ હતી. ઘડપણ અને શારીરિક અશક્તિને કારણે ડૉ. ચંદુભાઈ હવે 'સેવાશ્રમ'માં શાંત અને લગભગ પ્રવૃત્તિવિહીન જીવન ગાળે છે. પણ એમની ચેતના તથા એમનો અનુભવ હજી સતેજ છે, અને આપણને પ્રેરણારૂપ તથા માર્ગદર્શક થાય તેમ છે. ગુજરાતના જાહેર જીવનમાં ડૉ. ચંદુભાઈ સાહેબની વિશિષ્ટ છાપ રહી છે. તેમની નિખાલસતા અને નિર્ભયતા અનુકરણીય છે. આવા વડીલજન પાસેથી એમના પોતાના વ્યક્તિગત તથા ગુજરાત અને ભારતનાં સ્વાતંત્ર્યસંગ્રામનાં અને રાષ્ટ્રજીવનનાં સંભારણાં મેળવવાં જોઈએ. અને ચાલુ જુવાન પેઢી માટે તથા ભાવિ નાગરિકો માટે એવા અનુભવો-વિચારોમાંથી નવનીતરૂપે જરૂરી સામગ્રી ગ્રંથસ્થ થવી જોઇએ. 'છોટે સરદાર'ને પ્રભુ દીર્ઘાયુરારોગ્ય બક્ષો!

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી



હપ્તો ૫૯ [તા. ૧૪ ફેબ્રુઆરી થી તા. ૨૦ ફેબ્રુઆરી ૧૯૪૯]



## તા. ૧૪ ફેબ્રુઆરી ૧૯૪૯, સોમવાર

### [નવી દિલ્હી]

સવારે ઑફિસકામ. પછી શ્રી. વલ્લભભાઈ અને અનંતશયનમ આય્યંગારને ફોન કરીને સૌ.વતીની માંદગીની હકીકત જણાવી. પછી સૌ.વતી વિષેની સવિસ્તર હકીકતના કાગળો લખાવ્યા.[1] અમદાવાદ, વડોદરા, મુંબાઈમાં સહુને વિગતે જણાવવું જરૂરી હતું.

૧૦ થી ૧૨ સુધી ધારાસભાની બેઠક. પછી શ્રી. વલ્લભભાઈને મળ્યો અને એમને સૌ.વતી વિષેના સમાચાર કહ્યા. તેને મુંબાઈ લઈ જવી પડશે, અને કદાચ આ આખા અધિવેશનમાં પણ હું હાજરી આપી શકીશ નહીં એમ કહ્યું. એમણે અલબત્ત મારી વાત માન્ય જ રાખી. આણંદના ચારુતર વિદ્યામંડળ તરફથી કૉલેજમાં વિદ્યાર્થીઓને પ્રવેશ આપતી વખતે વાલીઓને [વિદ્યામંડળના] સભ્ય થવાની જે ફરજ પાડવામાં આવે છે તે વિષે અને એકંદર આર્થિક સ્થિતિ વિષે મારા કાને આવેલી હકીકત [મેં] એમને [વલ્લભભાઈને] કહી. વડોદરા યુનિવર્સિટી વિષે પણ ડૉ. જીવરાજ સાથે થયેલી વાતચીત મેં એમને જણાવી. એમને આ અંગે અગાઉ એવી કશી જ માહિતી નહોતી. અર્થાત્, શ્રી. કસ્તુરભાઈની ગઈ કાલની શંકા બિલકુલ નિરાધાર હતી.

૧૨-૧૫ થી ૧ સુધી નર્સિંગ હોમમાં સૌ.વતીની પાસે જઈ આવ્યો. પછી બંગલા પર આવીને ભોજન, અને બાદ આજે જે કાગળો રવાના કરવાના તે જોઈને સહીઓ કરવામાં જ ત્રણ વાગ્યા. પછી કલાકેક આરામ. બાદ ચા, શૌચ વગેરે આટોપીને થોડાં પરચૂરણ કામો પતાવીને ઑફિસમાં થોડા કામ માટે ગયો અને ત્યાંથી નર્સિંગ હોમમાં. છા સુધી [ત્યાં] હતો.

પાછાં ફરતાં શ્રી. બખલેને ત્યાં ગયો. ગઈ કાલે જ એમની દીકરીનાં લગ્ન થયાં. એમનો અને અમારો બહુ જૂનો સંબંધ ધ્યાનમાં લઈને એમને ચાંલ્લા તરીકે અગર દીકરીને લગ્નભેટ તરીકે રૂપિયા પચાસ આપ્યા. રાત્રે કાશ્મિરના પંડિત સર્વાનંદ મળ્યા.

ભોજન બાદ ઑફિસનું કામ. અને પછી પરચૂરણ વાચન.

## તા. ૧૫ ફેબ્રુઆરી ૧૯૪૯, મંગળવાર

### [નવી દિલ્હી]

પરોઢિયે પાંચ વાગ્યે ઊઠીને નિત્યવિધિ, વગેરે. પછી ઑફિસકામ. વૃત્તપત્રવાચન. રોજનીશી માટેનું ટાંચણ.[2] સૌ.વતીની તબિયત વિષે ચિ. અણ્ણાને અને મુંબાઈમાં દાદામામાને કાગળો. પછી કસ્તુરબા ફંડના તથા અન્ય કામોના કાગળો.

૧૦-૩૦ થી ૧૨ સુધી ધારાસભા અને પછી ૧ વાગ્યા સુધી નર્સિંગ હોમમાં સૌ.વતીની પાસે. ઘેર આવીને ભોજનોત્તર કાગળો. શ્રી. બાળાસાહેબ ખેર અને કસ્તુરભાઈને ઍન્જિનિયરિંગ કૉલેજની બાબતમાં કાગળો.

૨-૩૦ થી ૩-૩૦ ધારાસભાની બેઠક. પછી ઘેર આવીને ટપાલ, વગેરે પર સહીઓ. શૌચ. પછી ૫ થી ૬-૩૦ ધારાસભાની બેઠક. રેલવે બજેટ આજે રજૂ થયું.[3] પછી નર્સિંગ હોમમાં સૌ.વતી પાસે ૭-૪૫ સુધી હતો. પછી બંગલા પર આવ્યો. ડૉ. પંડિત મળ્યા. સૌ.વતીની માંદગી વિષે ચર્ચા. ડૉ. ખાનોલકર (મુંબાઈ)ને એમણે કાગળ લખ્યો હતો તે વિષે વાતચીત.

ભોજન બાદ પંડિત દીનાનાથ ભાર્ગવ[4] મળ્યા.

પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૧૬ ફેબ્રુઆરી ૧૯૪૯, બુધવાર
## [નવી દિલ્હી]

પરોઢિયે ઊઠીને ઑફિસકામ. પછી ઘણુંખરાં પરચૂરણ કામો. કાગળો.

૧૦–૩૦ થી ૧૨ ધારાસભા. પછી સૌ.વતી પાસે નર્સિંગ હોમમાં ૧ વાગ્યા સુધી. આજે એના લોહીની તપાસ કરાઈ. ઘેર આવીને ભોજનોત્તર ૨–૩૦ થી ૩-૩૦ સુધી ધારાસભા. પછી ફરી ઘેર આવીને ટપાલ મોકલી. ૫ વાગ્યે નર્સિંગ હોમમાં જઇને ત્યાંથી ગવર્નર-જનરલની પાર્ટીમાં ગયો. ત્યાં લેડી માઉંટબૅટન[૫], એમની પુત્રી અને રાજાજી મળ્યાં. બીજા પણ ઘણા લોકો મળ્યા. પછી ફરી નર્સિંગ હોમમાં જઇને ૭–૪૫ વાગ્યે ઘેર. ભોજન બાદ વિશ્રાંતિ.

## તા. ૧૭ ફેબ્રુઆરી ૧૯૪૯, ગુરુવાર
## [નવી દિલ્હી]

પરોઢિયે ૫–૩૦થી ૭ સુધી ઑફિસકામ. પછી થોડો વખત બાકી રોજનીશી[૬]. નિત્યવિધિ. ત્યાર બાદ કાગળો અને ટાંચણો (Inter-Parliamentary Union,[૭] ઇન્કમ ટૅક્સ રાહત). કરાંચી સ્વામીનારાયણ મંદિર બાબતમાં શ્રી. કિરપાલાનીને કાગળ, વગેરે લખાવ્યાં.

૧૦–૩૦ થી ૧૨ સુધી ધારાસભામાં કામ. પછી નર્સિંગ હોમ. બપોરના જમણ માટે ઍસેંબ્લીમાં જ હતો. શ્રી. સત્યનારાયણ સિંહને[૮] શ્રી. તાજુમલ હુસેને પાર્ટી આપી. પછી ૨-૩૦ થી ૩-૩૦ સુધી ધારાસભામાં કામ. ત્યાં જ ચા વગેરે આટોપીને થોડું કામ. ૪ થી ૫ સુધી ધારાસભામાં કામ. આજનું મુખ્ય કામ એટલે હિંદુ કોડ વિષેનો મારો નિર્ણય[૯]. પછી નર્સિંગ હોમમાં જઈ આવીને [બાદ] ઉત્તમરામ ચપરાસી માંદો હતો તેથી તેને ઘેર જઈ આવ્યો. રાત્રે ભોજન બાદ થોડું કામ.

## તા. ૧૮ ફેબ્રુઆરી ૧૯૪૯, શુક્રવાર
## [નવી દિલ્હી]

પરોઢિયે ૫-૧૫ વાગ્યે ઊઠીને ઑફિસકામ. આજે અહીંના મહારાષ્ટ્ર સમાજે મારી ૬૧મી વર્ષગાંઠ નિમિત્તે શ્રી.દિવાકર[૧૦]ના પ્રમુખપદ હેઠળ [મારો] સત્કાર-સમારંભ રાખ્યો હોવાથી, આજે જ મારી વર્ષગાંઠ છે[૧૧] એવી સમજથી શ્રી. દિવાકર અને શ્રી. કૃષ્ણમૂર્તિ રાવ મને મળવા સારુ અને અભિનંદન આપવા આવ્યા હતા. શ્રી. કૃષ્ણમૂર્તિ રાવે આજના પ્રસંગ માટે ખાસ એક સુંદર પુષ્પગુચ્છ બૅંગલોરથી મંગાવ્યો અને તે મને અર્પણ કર્યો! શ્રી. દિવાકરે *Glimpses of Gandhiji* નામના એમના અંગ્રેજી પુસ્તકની નકલ મને ભેટ આપી. ઘણી બધી વાતોચીતો થઈ. પછી કેટલાક કાગળો. પોસ્ટની નવી ટિકિટો સરકાર બહાર પાડવાની છે તેમાં બુદ્ધ, હિંદુ, મુસ્લિમ વગેરે નમૂનાઓ છે પણ જૈનોનો નથી એવી ફરિયાદ કરતો કાગળ શ્રી. પરમેષ્ઠીદાસ[૧૨] તરફથી આવ્યો હતો એને જવાબ પાઠવીને, [પરમેષ્ઠીદાસની] એ ફરિયાદ પ્રધાનને કાને નાખવાનો કાગળ પણ પ્રધાન શ્રી. ખુર્શીદલાલને લખ્યો. બીજા પણ મહત્ત્વના કાગળો લખ્યા.

૧૦–૩૦ થી ૧૨ સુધી ધારાસભામાં, અને ત્યાંથી ૧ વાગ્યા સુધી નર્સિંગ હોમમાં. બંગલા પર આવીને ભોજન અને પછી ધારાસભામાં ૩॥ સુધી. સ્વર્ગસ્થ મદનમોહન માલવીય[૧૩]ના સ્મરણાર્થે [ભેગા] થનારા ભંડોળની બાબતમાં શ્રી. ગોવિંદ માલવીય[૧૪]ને મળ્યો. બીજા લોકોની પણ મુલાકાતો ઑફિસમાં લીધો. પછી મુકામ પર આવીને સૌ.વતીની તબિયત વિષે કાગળો.

૫ થી ૬–૩૦ સુધી નર્સિંગ હોમમાં સૌ.વતી પાસે રહીને ત્યાંથી શ્રી દાસનવમી ઉત્સવ અંગેના મારા વ્યાખ્યાન માટે જૂની દિલ્હીમાંના મહારાષ્ટ્ર સમાજમાં ગયો. શ્રી. દાસનવમી ઉત્સવ ત્યાં ચાલી રહ્યો છે. 'રાજકારણ' શબ્દ 'શ્રીદાસબોધ'માં શ્રી સમર્થે વાપર્યો છે તેનો અર્થ શો? એ વિષય મેં પસંદ કર્યો હતો. 'Politics' એવો એ શબ્દનો સંકુચિત અર્થ થતો ન હોઈ 'એકંદરે વ્યવહારકુશળતા' (જેમાં રાજકારણ પણ સમાઈ જાય છે) એવો આ શબ્દનો અર્થ હોવાનું મેં કહ્યું, અને મારા વક્તવ્યની પુષ્ટિ અર્થે, સંદર્ભ (context) વડે જોતાં એવો અર્થ કેવી રીતે નીકળે છે તે 'ઓંવી'ઓ વાંચી સંભળાવીને સમજાવ્યું.[૧૫]

ત્યાર પછી મારી ષષ્ટ્યબ્દિપૂર્તિનો સત્કારસમારંભ થયો. શ્રી. દિવાકર પ્રમુખસ્થાને હતા. શ્રી. કાકાસાહેબ ગાડગીળે માનપત્ર વાંચ્યું.[૧૬] આ પ્રસંગે શ્રી વલ્લભભાઈએ મોકલેલો સંદેશો ખૂબ જ પ્રેમાળ અને મારી પ્રશંસાથી

ભરેલો હતો. તે અહીં [છેલ્લે] રજૂ કરું છું. સત્કાર-સમારંભ આટોપીને નર્સિંગ હોમમાં જઈને ઘેર આવ્યો. ભોજન બાદ વિશ્રાંતિ.

શ્રી. વલ્લભભાઈનો સંદેશો :

"Dadasaheb Mavalankar has been an old and tried friend of mine, whose wise counsels and sincere and whole-hearted cooperation in manifold public activities, I have always valued. His services to the country, both in its fight for freedom and in its consolidation need no recapituration. They are a matter of contemporary record and written in letters of gold in the annals of the Supreme Legislature of the land. As Speaker of the House, both before and after the birth of independence of our country, he has been a watchful custodian of the privileges of the House and a valiant champion of the rights of its members. He has displayed an adroit management of its business and a masterly grasp of its prudence. His activities–cultural, political and literary–have enriched the civic chronicles of many a town in his native province. While congratulating him on his 61st birthday, I earnestly pray that he be spared for years and years to come to shed glory on, and render still greater services to, the Motherland."[૧૭]

## તા. ૧૯ ફેબ્રુઆરી ૧૯૪૯, શનિવાર [નવી દિલ્હી]

પરોઢિયે ઊઠીને ઑફિસ કામ. પછી વૃત્તપત્રો જોઈને [બાદ] જૂના પત્રવ્યવહાર પર નજર નાખી અને [એનો] નિકાલ કરવાનો પ્રયાસ કર્યો. પછી અન્ય પત્રો. મરાઠી સાહિત્ય પરિષદની મરાઠી વાઙ્મયના ઇતિહાસની યોજના પ્રોફેસર માટે પાસેથી આવી છે તે બાબતમાં શ્રી. માટેને જવાબ અને અમદાવાદમાં કૅલિકો મિલના મૅનેજર શ્રી ખેરને કાગળ. અમદાવાદના મહારાષ્ટ્રીય લોકોએ કાંઈ નહીં તો એક ભાગ [ખંડ]ના લખાણના અઢી રૂપિયા[૧૮] આપવા, શક્ય હોય તો મહારાષ્ટ્ર સમાજના મકાન બાંધકામ ભંડોળમાંથી આ રકમ આપવી એવી મેં સૂચના કરી છે. પ્રાજ્ઞપાઠશાળાના ધર્મકોશ મંડળને સંયુક્ત પ્રાંત સરકારે રૂપિયા એક હજારની ગ્રાન્ટ આપવાનું કબૂલ કર્યાનો પત્ર આવ્યો છે. એ બાબતમાં વાઈ [ના લોકોને] કાગળ લખ્યો. ચિ. અણ્ણાને પત્ર [લખ્યો].

શ્રી. ષણ્મુખમ ચેટ્ટી[૧૯] મળવા આવ્યા હતા. ઘણી-બધી વાતોચીતો થઈ.

ઈંદોરથી શ્રી. કિબે સાહેબનો કાગળ લઈને શ્રી. અગ્નિહોત્રી નામના ગૃહસ્થ (જાગીરદાર એસોસીએશનના સેક્રેટરી) મારી ઓળખાણ વડે દિલ્હીમાં ઉતારાની [રહેવાની] સગવડ થશે કે કેમ તે માટે આવ્યા! ક્યાં [એમને] ઉતારો આપવો? અમારે ત્યાં જ રહેજો એમ કહ્યું. આપણા લોકોને અગાઉથી નક્કી કરવાની ટેવ જ નથી એવું થયું છે. છેલ્લી ઘડીએ હાજર થઈ જવાનું એના કરતાં અગાઉ ખબર આપવાનું ઇષ્ટ નહોતું વારુ?

બપોરે ૧૨ થી ૧ નર્સિંગ હોમમાં જઈ આવ્યો. આજે લેડી માઉન્ટબૅટન ત્યાં [નર્સિંગ હોમમાં] આવ્યાં હતાં. અમારી રૂમમાં આવીને પૂછપરછ કરી ગયાં. એકંદરે વ્યવહાર કેવો રાખવો, મીઠાશથી લોકોને પોતાની તરફ કેવી રીતે આકર્ષવા એ કળા આપણે આ લોકો પાસેથી શીખવાની છે.

ભોજન બાદ, આવેલી અને જનારી ટપાલ નિકાલ-માં કાઢીને પછી ૩ થી ૪ આરામ કર્યો. પછી [મેં] ગઈ કાલે મહારાષ્ટ્ર સમાજમાં રામદાસ નવમી ઉત્સવમાં ભાષણ કર્યું તેનો સારભાગ શ્રી. સાત્ત્વિક ('નવાકાળ' પત્રના ખબરપત્રી)ને લખાવ્યો. ૫-૧૫ વાગ્યે કાઉન્સિલ હાઉસમાં રાયઝાદા હંસરાજને શ્રીયુત બી. દાસ[૨૦] તથા રોહિણીકુમાર ચૌધરીએ[૨૧] પાર્ટી આપી તેમાં ગયો. ઘણાબધા લોકો મળ્યા. પછી નર્સિંગ હોમમાં સાત વાગ્યા સુધી સૌ.વતીની પાસે.

ત્યાંથી શ્રી વલ્લભભાઈને ઘેર ગયો અને પછી ઘેર ભોજનોત્તર ગાંધી સ્મારક ટ્રસ્ટડીડના મુસદ્દા પર નજર નાખી. આ બાબતમાં આવતી કાલે ડૉ. રાજેન્દ્ર પ્રસાદને મળીને એમની જોડે ચર્ચા કરવાની છે.

## તા. ૨૦ ફેબ્રુઆરી ૧૯૪૯, રવિવાર
## [નવી દિલ્હી]

પરોઢિયે ૫-૩૦ વાગ્યે ઊઠીને ઑફિસકામ. વૃત્તપત્રો જોયાં અને પછી ગાંધી સ્મારક ટ્રસ્ટના દસ્તાવેજનો મુસદ્દો જોતો બેઠો. આ કામ થોડુંક જ થયું. પછી કેટલાક કાગળો. યુનિવર્સિટી, એજ્યુકેશન સોસાયટી વગેરે બાબતોમાં શેઠ કસ્તુરભાઈને પત્ર. ચિ. અણ્ણાને સૌ. વતીની બાબતમાં કાગળ. બીજા પત્રો.

૧૧ થી ૧૨ સુધી નર્સિંગ હોમમાં જઈ આવ્યો. ત્યાં પંડિત ઠાકુરદાસ ભાર્ગવ અને એમનાં પત્ની આવ્યાં હતાં. કર્નલ શેવડેને મળીને સૌ.વતીને અહીંથી મુંબાઈ લઈ જવાનું ઠરાવ્યું. તા. ૨૩મીએ જ નીકળવું અને તા. ૨૨મીએ તેને નર્સિંગ હોમમાંથી ઘેર આણવી એવું ઠરાવ્યું.

ઘેર આવીને પંડિત ઠાકુરદાસ ભાર્ગવે મારા હિંદુ કોડ બિલના નિર્ણય વિષે થોડી ચર્ચા કરી. એમના મુદ્દાઓ મારા ગળે ઊતર્યા નથી, પણ હાઉસ ઑફ કૉમન્સના[22] જે નિર્ણયો પર તેઓ આધાર રાખે છે તે [નિર્ણયો] મને બતાવવા માટે મેં એમને જણાવ્યું. એ નિર્ણયો હું જોઈ જાઉં તે જરૂરી છે. એનાથી [મને] જ્ઞાનપ્રાપ્તિ થશે અને [વળી] ખરેખર જ મારી કશેક ભૂલ થઈ રહી છે કે કેમ તે સમજાશે. ઠીક.

ભોજન બાદ જનારી ટપાલ પર સહીઓ કરીને [તે ટપાલ] મોકલી આપી. અને પછી આરામ.

ત્યાર બાદ ગાંધી સ્મારક ટ્રસ્ટનો દસ્તાવેજ અને એના પરનો સ્ટૅમ્પ વગેરે વિષેના મુદ્દાઓ તપાસ્યા અને ડૉ. રાજેન્દ્ર પ્રસાદ સાથે ચર્ચા કરી. તેઓ મારે ઘેર જ આવ્યા હતા. મને [જે] મુદ્દાઓ જણાયા તે મેં મોઢે કહીને પછી સવિસ્તર કાગળમાં નોંધ કરીને મોકલીશ એમ મેં કહ્યું. પછી ડૉ. પંડિત (અપ્પાસાહેબ) મળ્યા. એમની સાથે સૌ.વતીની તબિયત વિષે ચર્ચા કરી.

લંડનના ખબરપત્રી શ્રી. તામ્હનકર[23] મળ્યા. ચિ. સૌ. બાબા ઉર્ફે લલિતા પંતની બાબતમાં તેઓ મળ્યા. એમણે એનો [લલિતાનો] એક પત્ર પણ મને આપ્યો. પણ હું એને નિરાંતે લખવાનો [છું].

પછી નર્સિંગ હોમમાં જઈને ૭-૧૫ના અરસામાં વલ્લભભાઈને ત્યાં ગયો. તેઓ આવતી કાલે હૈદરાબાદ જવાના છે અને [તેઓ] પાછા આવતા પહેલાં હું સૌ.વતીને લઈને મુંબાઈ જવાનો, [માટે] વલ્લભભાઈને મળવા ગયો હતો. ત્યાં શ્રી. ભાભા મળ્યા. અમારા જવાની વિમાનની ટિકિટો વગેરેની વ્યવસ્થા કરવાનું એમણે [શ્રી. ભાભાએ] માથે લીધું. સૌ.વતીને બેઠાં બેઠાં લઈ જવા કરતાં સૂતાં સૂતાં લઈ જવાની સગવડ કરવા માટે સર્વિસ વિમાન કરતાં ખાનગી વિમાનમાં જવું એમ શ્રીમતી મણીબહેનનું[24] સૂચન હતું. કોટાના મહારાજનું વિમાન મેળવવા માટેની તજવીજ [હું] કરું છું એવું સેક્રેટરી શ્રી. શંકર બોલ્યા. મને સંકોચ થાય છે તો પણ 'તજવીજ રાખજો, જરૂરી જ લાગે તો ઉપયોગ કરીશ' એવું મેં કહ્યું.

રાત્રે જમવા માટે ગવર્નમેન્ટ હાઉસમાં ગયો હતો. શ્રી. જયરામદાસ દોલતરામ તરફથી નોતરું હતું. ગવર્નર-જનરલનો વધારાનો સ્ટાફ જુદો કાઢીને હવે તેને આ સરકારી સરભરા ખાતા સાથે જોતર્યો છે. હૉલ વગેરેનો ઉપયોગ આ જ સરભરા ખાતા પાસે છે અને પ્રધાનો તરફથી ભોજન-સમારંભો વગેરે અહીં જ અપાય છે. પણ પ્રધાનો આ [બધાનો] ખર્ચ પોતે આપતા નથી પણ સરકારી ખર્ચ વડે બધું થાય છે! તો પછી દર મહિને પાંચસો રૂપિયાનું સરભરાખર્ચ માટેનું ભથ્થું (sumptuary allowance) [પ્રધાનો] લે છે તે શાને માટે? આ મતલબનું શ્રી. સત્યનારાયણ સિંહ (મુખ્ય દંડક) કહેતા હતા. મને નવાઈ લાગી.

સાચેસાચ આવું જ છે કે? [મને] શંકા છે. ખાતરી કરાવી લેવી જોઈએ. સાચું હોય તો એક કાંકરા વડે બે પક્ષીઓ માર્યાં! ગવર્નર-જનરલનો ખર્ચો ઓછો બતાવ્યો અને પોતાનો ખર્ચો [પ્રધાનોએ] બચાવ્યો! પણ આ બરાબર નથી. ત્યાં ડૉ. આંબેડકર મળ્યા. તા. ૨૪મીએ હિંદુ કોડ [સભાગૃહ સમક્ષ ફરી] આવશે તેટલા પૂરતું હાજર રહીને પછી મારે જવું એમ તેમણે કહ્યું. કારણ શ્રી. અનંતશયનમના અભિપ્રાયો હિંદુ કોડની વિરુદ્ધ હોવાથી તેઓ એમાં મુશ્કેલીઓ નાખવાનો સંભવ છે એવું એમને (ડૉ. આંબેડકરને) લાગે છે. 'બિલનો વિચાર મુલતવી રાખો,' 'આ બિલ ફરીથી પુનર્વિચારણા માટે સિલેક્ટ કમિટીને મોકલવું વગેરે નિયમબાહ્ય એવી dilatory motions છે. એને રજૂ કરવા દેવાની પરવાનગી તેઓ [શ્રી. અનંતશયનમ]

આપશે એવો ભય ડૉ. આંબેડકરને લાગે છે. મને આ [વાત] નિરાધાર લાગે છે. વળી, તા. ૨૪મીએ આ [કામ] વખતસર કેવી રીતે પૂરું કરવું? એટલે, મેં ૨૩મીનો જ કાર્યક્રમ કાયમ રાખ્યો છે. વડા પ્રધાનને કહીને તેઓ [ડૉ. આંબેડકર] ખાસ વિમાનની ગોઠવણ કરવાને તૈયાર હતા, પણ મેં ના પાડી. [ક્રમશઃ]

*

## પાદટીપો

૧ મુંબાઈ-પૂનામાં અને પછી નવી દિલ્હીમાં સ્પીકર-પદ દરમિયાન દાદાસાહેબ નિયમિત રીતે અમદાવાદ કુટુંબીજનને ને વિસ્તર પત્રો લખતા. બહારગામ પ્રવાસે હોય અગર વિદેશયાત્રાએ હોય ત્યારે પણ તેઓ અચૂક વિગતવાર પત્રો પાઠવતા. ઘણાખરા પત્રો તેઓ પોતે જ લખતા અને એ પત્રો ઘણુંખરું મરાઠીમાં જ હોય. છેલ્લાં વર્ષોમાં તેઓ અંગ્રેજીમાં ટાઈપ કરાવીને પત્રો પાઠવતા. વખત અને શ્રમ બચાવવા એમણે ટાઇપિસ્ટની મદદ લીધી હતી. પણ સ્વહસ્તે લખવાનું તેમને ફાવતું અને ખૂબ ગમતું. દાદાસાહેબે એમનાં માતુશ્રી (પૂજ્ય બાઈ)ને તથા પુત્ર પુરુષોત્તમને થોકબંધ પત્રો લખ્યા છે જેમાં પ્રવાસવર્ણન ઉપરાંત પોતાનાં વિવિધ કાર્યો-મુલાકાતો-અનુભવો વિષે પણ વિગતે નોંધો છે. આ પત્રવ્યવહાર સંપાદિત કરીને પ્રગટ કરવા જેવો છે.

૨ દાદાસાહેબની રોજનીશી મોટે ભાગે એમણે પોતે જ મરાઠીમાં લખેલી છે. શરૂઆતમાં તેઓ મોડી લિપિમાં લખતા. છેલ્લાં વર્ષોમાં ક્યારેક તેઓ અન્યને લખાવતા. બની શકે ત્યાં સુધી રોજનીશી-લેખન એમણે દરરોજ કર્યું છે. પણ કામના સવિશેષ બોજા તળે અગર પ્રવાસની દોડધામમાં તેઓ ક્યારેક ક્યારેક રોજરોજ લખી શકતા નહીં ત્યારે મુખ્ય બનાવો-પ્રસંગોનું ટાંચણ રોજ કરી રાખતા અને પછી બે ચાર છ દિવસની રોજનીશી સામટી લખી નાખતા. તેથી, 'બાકી રોજનીશી લખી' વગેરે જેવા ઉલ્લેખો કોઈ વાર રોજનીશીમાં આવે છે.

૩ રેલવે બજેટ જેવો એક રીતે મહત્ત્વનો બનાવ માત્ર એક જ લીટીમાં દાદાસાહેબે નોંધ્યો છે! પાર્લમેન્ટમાંની ચર્ચાઓ વગેરેના અહેવાલો અધિકૃત પ્રકાશનોમાં પ્રગટ થાય છે જ એટલે રોજનીશીમાં તે વિગતો દાદાસાહેબ આપતા નહીં. વળી, રોજનીશીનું સ્વરૂપ પોતાનાં કાર્યોનો હિસાબ રાખવાનું અને આત્મનિરીક્ષણ તથા આત્મસુધારનું દાદાસાહેબે રાખેલું એ જોઈ શકાશે.

૪ પંડિત દીનાનાથ ભાર્ગવ દિલ્હીમાં 'માનવધર્મ' નામનું હિંદી માસિક પત્ર ચલાવતા હતા. એમનું ઉપનામ 'दिनेश' હતું. તેઓ હિંદીમાં ગીતા-પ્રવચનો તથા અન્ય ભાષણો પ્રાસાદિક અને ગેય શૈલીમાં કરતા.

૫ સદ્ગત લેડી એડ્વિના માઉન્ટબૅટન. પરતંત્ર ભારતના છેલ્લા અંગ્રેજ વાઇસરૉય અને સ્વતંત્ર ભારતના પહેલા ગવર્નર-જનરલ લૉર્ડ લુઈ માઉન્ટબૅટન ઑફ બર્માનાં પત્ની. લેડી માઉન્ટબૅટન ખૂબ દેખાવડાં, અતિ શ્રીમંત અને ભારે ચપળ સન્નારી હતાં. સમાજસેવાની એમની લગની પ્રશંસનીય હતી. બ્રિટનનાં શાહી કુટુંબ સાથે માઉન્ટબૅટન કુટુંબ સંલગ્ન છે.

૬ જુઓ: ઉપર-પાદટીપ ક્રમાંક ૨. કોઈ કોઈ વાર દાદાસાહેબ એમના રોજનીશીલેખનમાં થોડાં અઠવાડિયાં જેટલો સમય પાછળ રહી જતા તેથી પણ એમની રોજનીશી-લેખનશૈલી ટૂંકીટચ અને મુદ્દાસરની બની ગઈ લાગે છે. રોજેરોજ સમય અને નિરાંત કાંઈક વધુ મળત તો તેઓ રોજનીશી વધુ વિસ્તારથી લખી શક્યા હોત. સદ્ગત ઠક્કરબાપા રોજનીશી લખતા તેમાં તેમણે રોજ રાત્રે તે દિવસની બધી નોંધ લખ્યા કે લખાવ્યા પછી જ સૂઈ જવાનો નિયમ—લગભગ પ્રતિજ્ઞા જ—રાખેલ; ઠક્કરબાપાની રોજનીશી નિત્યકાર્ય-નોંધ જેવી હોવાનો ખ્યાલ છે.

૭ Inter-Parliamentary Union એ વિશ્વની વિવિધ પાર્લમેન્ટ્સની બનેલી ખ્યાતનામ આંતરરાષ્ટ્રીય સંસ્થા છે. એનું મુખ્ય મથક જિનીવા,

સ્વિટ્ઝર્લૅન્ડમાં છે. ગયા સૈકામાં તેની સ્થાપના થઈ, એટલે I P U એક જૂની અને દૃઢ થયેલી આંતરરાષ્ટ્રીય સંસ્થા તથા પ્રવૃત્તિ છે. જે તે રાષ્ટ્રની પાર્લમેન્ટના સભ્યો I P U માં રાષ્ટ્રીય જૂથ-સભ્ય તરીકે જોડાય છે. ગમે તે રાજકીય પક્ષનો પાર્લમેન્ટ-સભ્ય હોય તો પણ I P U ની કાર્યવાહીમાં તે સામેલ થઈ શકે છે, અને ગમે તે સ્વતંત્ર રાષ્ટ્રની પાર્લમેન્ટ આ સંસ્થામાં સભ્યપદ મેળવવા અરજી કરી શકે છે. અત્યારે આશરે સિત્તેર પાર્લમેન્ટ્સનાં રાષ્ટ્રીય જૂથ I P U ના સભ્યપદ પર નોંધાયેલાં અને કાર્ય કરતાં છે. ભારત પણ I P U નું સભ્ય છે. ઈ. સ. ૧૮૭૫ના અરસામાં, બ્રિટિશ પાર્લમેન્ટના સભ્ય અને આંતરરાષ્ટ્રીયવાદના ઉત્સાહી પુરસ્કર્તા મિ. રૅન્ડલ ક્રેમર [Randal Cremer] તથા ફ્રાન્સની 'નૅશનલ ઍસેમ્બ્લી'ના સભ્ય મિ. ફ્રેડરિક પાસી [Frederic Passy] નાં સંયુક્ત પ્રયાસો–પહેલ વડે ચોક્કસ સમયના આંતરે આંતરરાષ્ટ્રીય લવાદી માટેની આંતરપાર્લમેન્ટરી પરિષદો ભરાવા લાગી. જોતજોતામાં આ પ્રવૃત્તિએ વેગ પકડ્યો અને ઈ. સ. ૧૮૮૪માં એનાં કાયમી કચેરી અને વ્યવસ્થાતંત્ર ઊભાં થયાં.

IPUનું ધ્યેય એના બંધારણની પહેલી જ કલમમાં સ્પષ્ટ કરાયું છે: 'The aim of the Inter-Parliamentry Union is to promote personal contacts between members of all Parliaments, constituted into national groups, and to unite then in common action to secure and maintain the full participation of their respective States in the firm establishment and development of democratic institutions and in the advancement of the work of international peace and co-operation, particularly by means of a universal organisation of nations. With this object in view, the Inter-Parliamentary Union will also study and seek solutions for all questions of an international character suitable for settlement by parliamentary action and shall make suggestions for the development of parliamentary institutions, with a view to improving the working of those institutions and increasing their prestige.'

IPUની ૭ સ્થાયી અભ્યાસ સમિતિઓ છે જે આ પ્રમાણે: રાજકીય; આંતરરાષ્ટ્રીય સલામતી અને નિઃશસ્ત્રીકરણ; પાર્લમેન્ટરી અને કાયદાની બાબતો; આર્થિક અને સામાજિક; સાંસ્કૃતિક અને માનવતાભરી બાબતો; બિન સ્વ-રાજ્યવાળા પ્રદેશો અને વર્ણજાતિના પ્રશ્નો. IPUની પરિષદ દર વર્ષે મળે છે. આ સદીનાં બે વિશ્વયુદ્ધો દરમિયાન પરિષદો મળી શકી નહોતી તે બાદ કરતાં, આવી વ્યવસ્થિત વાર્ષિક પરિષદોમાં વિવિધ દેશોનાં પાર્લમેન્ટેરિયનો ભેગા મળતાં રહ્યાં છે એ મોટી વાત છે. સ્ટૉકહોમ (૧૯૪૯), ડબ્લિન (૧૯૫૦), ઇસ્તંબૂલ (૧૯૫૧), બર્ન (૧૯૫૨), વૉશિંગ્ટન (૧૯૫૩), વિયેના (૧૯૫૪), હેલસિંકી (૧૯૫૫), બૅંગકૉક (૧૯૫૬), લંડન (૧૯૫૭), રિયોડિઝાનેરો (૧૯૫૮), વૉર્સો (૧૯૫૯), ટોકિયો (૧૯૬૦) જેવાં જુદાંજુદાં શહેરોમાં જે તે વર્ષમાં IPU પરિષદો મળી હતી. IPU તરફથી અંગ્રેજી અને ફ્રેન્ચ ભાષામાં બે ત્રૈમાસિકો પ્રગટ થાય છે—*Inter-Parliamentary Bulletin* અને *Constitutional and Parliamentary Information*. આ બન્ને, ખાસ કરીને બીજું, ખૂબ ઉપયોગી અભ્યાસ-સામગ્રી પૂરી પાડે છે. ઉપરાંત, IPUના દળદાર વાર્ષિક અહેવાલો ઘણી રસપ્રદ, મનનીય, વિચારશીલ માહિતીથી સભર હોય છે.

IPUની ભારતીય શાખાના પ્રમુખપદે દાદાસાહેબ હતા અને ૧૯૫૦ની ડબ્લિન પરિષદમાં તેમણે સક્રિય ભાગ લીધો હતો. ભારતીય પ્રતિનિધિમંડળના નેતા તરીકે દાદાસાહેબનું ડબ્લિનમાં સર્વત્ર સન્માન કરાયેલું. દર વર્ષે ભારતીય પાર્લમેન્ટના વિવિધ પક્ષોના સભ્યોનાં પ્રતિનિધિમંડળો IPUની પરિષદમાં હાજરી આપે છે.

૮ શ્રી સત્યનારાયણ સિંહ બિહારના જૂના અને જાણીતા કૉંગ્રેસી આગેવાન છે. તેઓ શ્રીમંત જમીનદાર હોઈ ઠાઠમાઠ તથા [illegible] મિજાજના

છે. નવી દિલ્હીમાં વડી ધારાસભામાં અને પછી પાર્લમેન્ટમાં કૉંગ્રેસ પક્ષના મુખ્ય દંડક [Chief Whip] તરીકે તેમણે ઘણાં વર્ષો સુધી એકધારું અનેરું કાર્ય કર્યું. અત્તર, કાંઈક આડંબર અને આગવાં વાણીવર્તનથી શોભતા સિંહજી રંગીલું વ્યક્તિત્વ ધરાવે છે. શ્રીમતી ઇંદિરા ગાંધીએ એમને છેક છેલ્લી ઘડીએ ખાતા વિનાના પ્રધાન તરીકે પોતાના નવા (ચોથી ચૂંટણી પછીના) પ્રધાનમંડળમાં, માર્ચ ૧૯૬૭માં, સમાવ્યા છે. પંડિત નેહરુ, સરદાર પટેલ, મૌલાના આઝાદ વગેરેની સાથે પાર્લમેન્ટમાં રહેલા સત્યનારાયણજીની દંડક તરીકેની દોડધામ હવે દેખાતી નથી અને તેઓ નિષ્ક્રિય વડીલ તરીકે સત્તાસ્થાને બિરાજતા હોય એમ જણાય છે.

૯ હિંદુ સમાજમાં કુટુંબવ્યવસ્થા, મિલકત, વારસા-પદ્ધતિ, લગ્ન વગેરે બાબતોમાં ક્રાંતિકારી ફેરફારો સૂચવતા અને કરતા. હિંદુ કોડ બિલ વિષે પાર્લમેન્ટમાં ઊંડી, ઉગ્ર, વ્યાપક ચર્ચાવિચારણા ચાલેલી. દાદાસાહેબે તા. ૧૭ ફેબ્રુઆરી ૧૯૪૯ને રોજ સ્પીકરપદેથી જે ચુકાદો આ બાબતમાં આપ્યો તે ખૂબ નોંધપાત્ર છે. એ અંગેની વિગતો માટે જુઓ: Constituent Assembly of India (Legislative) Debates. Vol. I, Part II-1949. 1st to 23rd February. પૃષ્ઠસંખ્યા: ૬૧૪થી ૬૨૧. અનેક સભ્યોએ–મુખ્યત્વે પંડિત ઠાકુરદાસ ભાર્ગવ અને શ્રી. જસપતરૉય કપૂર–ખરડા પરની ચર્ચા અંગે વિવિધ points of order ઉઠાવ્યા હતા અને દાદા-સાહેબે એ વિષે વિગતે અભ્યાસપૂર્ણ, હકીકતો તથા દલીલો સાથે, સચોટ ચુકાદો આપ્યો હતો.

૧૦ શ્રી રંગનાથ આર. દિવાકર. ગાંધી સ્મારક નિધિના અધ્યક્ષ. બિહારના માજી ગવર્નર. ભારત સરકારના ભૂતપૂર્વ માહિતી પ્રધાન.

૧૧ દાદાસાહેબની જન્મતારીખ: તા. ૨૭ નવેંબર ૧૮૮૮.

૧૨ શ્રી પરમેષ્ઠીદાસ જૈન જાણીતા દિગંબર જૈન પંડિત છે. ઝાંસી પાસે લલિતપુરમાં તેઓ જૈન પ્રેસ ચલાવે છે. એમની વિદ્વત્તા અને સાહિત્યિક પ્રવૃત્તિ નોંધપાત્ર છે. દાદાસાહેબ સાથે પરમેષ્ઠી-દાસજીનો પરિચય-પત્રવ્યવહાર સારા પ્રમાણમાં હતો.

૧૩ સદ્ગત પંડિત મદનમોહન માલવીય. બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના સ્થાપક, પ્રણેતા, સૂત્રધાર. ભારતીય સંસ્કૃતિના વિરલ અને પ્રતિભાશાળી પ્રતિનિધિ. કૉંગ્રેસ પક્ષના પ્રમુખપદેથી પણ માલવીયજીએ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યસંગ્રામમાં ગણનાપાત્ર ફાળો આપેલો.

૧૪ શ્રી ગોવિંદ માલવીય એ મહામના પંડિત માલવીય-જીના સુપુત્ર. નવી દિલ્હીમાં વડી ધારાસભામાં અને 'પ્રોવિઝનલ પાર્લમેન્ટ'માં તેઓ કૉંગ્રેસ પક્ષના સભ્ય હતા.

૧૫ દાદાસાહેબને રામદાસભક્ત તરીકે પણ જરૂર ઓળખાવી શકાય. શ્રી સમર્થ રામદાસ સ્વામી રચિત 'શ્રીદાસબોધ' ગ્રંથનું વાચન, પરિશીલન, મનન દાદાસાહેબે અનેક વાર કરેલું. ખાનદેશમાં ધુળિયા (ધુળે)માં '*श्री समर्थ वाग्देवता मंदिर*'ના દાદાસાહેબ ટ્રસ્ટી અને અધ્યક્ષ હતા.

૧૬ સદ્ગત શ્રી કાકાસાહેબ (નરહર વિષ્ણુ) ગાડગીળે મહારાષ્ટ્ર સમાજ, નવી દિલ્હીમાં સક્રિય કામગીરી કરી હતી. કાકાસાહેબનું ૨૬, ફિરોજશાહ રોડ પરનું નિવાસસ્થાન અવિધિસરનું અને સાર્વજનિક સ્વરૂપનું મહારાષ્ટ્રનિવાસ બની ગયું હતું.

૧૭ દાદાસાહેબ અને સરદાર વલ્લભભાઈ પટેલનો પરિ-ચય છેક ઈ. સ. ૧૯૧૩થી શરૂ થયો. ગાંધીજીના સમાગમથી એ ઓર દૃઢ થયો અને અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં વલ્લભભાઇએ અને દાદાસાહેબે સાથીદારો તરીકે સંગીન સેવાકાર્ય કર્યું. ભદ્રમાં પડોશીઓ તરીકે બન્ને રોજ મળતા કરતા. ગાંધીજીને આશ્રમમાં મળવા જવા માટે બન્ને જણા ઘણી વાર રોજ સાથે ચાલીને જતા-આવતા. દાદાસાહેબે વલ્લભ-ભાઇને પોતાના મોટા ભાઈ માનેલા અને સરદારશ્રીએ પણ દાદાસાહેબ પર નાના ભાઇ તરીકે અપાર હેત કરેલું. ગુજરાતના જાહેર જીવનમાં બન્ને ગાઢ રીતે એકમેકના સંપર્કમાં હતા જ. પાછળથી દિલ્હીમાં સ્વતંત્ર દેશની પાર્લમેન્ટના કામકાજમાં ફરી બન્ને ભેગા મળ્યા. દરમિયાન, વલ્લભભાઈ 'સરદાર' બન્યા,

પણ દાદાસાહેબ તો તેમને વહાલસોયા વડીલ બંધુ તરીકે વલ્લભભાઈના નામે જ સંબોધતા.

૧૯૪૧ની સાલમાં વ્યક્તિગત સત્યાગ્રહ વખતે સરદારશ્રી યરવડા જેલમાં (પૂના પાસે) હતા ત્યારે દાદાસાહેબ પણ થોડા માસ સાબરમતી જેલમાં સત્યાગ્રહી તરીકે રહ્યા બાદ યરવડામાં ગયેલા. ત્યાં બન્ને નેતાઓ સાથે જ રહેતા હતા. અન્ય આગેવાનો—સદ્ગત ભુલાભાઈ દેસાઈ, સદ્ગત બાળાસાહેબ ખેર, વગેરે —પણ એમની જોડે તે વખતે યરવડા મંદિરમાં હતા. આ સમયમાં દાદાસાહેબે વલ્લભભાઈના પૂર્વજીવન વિષે, વડીલો વિષે વિગતે નોંધ-ટિપ્પણ કરેલાં. સરદારશ્રીનું જીવનચરિત્ર અને વ્યક્તિસ્વભાવ-દર્શન કરાવતું પુસ્તક લખવાની દાદાસાહેબની ઉમેદ હતી. પણ જેલમાંથી છૂટયા પછીનાં વર્ષોમાં ફરી એક વાર જેલ ('૪૨ની લડત વખતે) તથા બાદમાં સ્વાતંત્ર્યપૂર્વ અને સ્વાતંત્ર્યોત્તર ભારતનાં વિવિધ ભગીરથ કાર્યોમાં પરોવાયેલા રહેવાથી દાદાસાહેબને જરૂરી ફુરસદ ન મળી અને સરદારશ્રી પરનું લેખન તેઓ લખી ન શકયા. એમનાં નોંધ-ટિપ્પણનો ઉપયોગ સદ્ગત નરહરિભાઈ પરીખ કૃત સરદારશ્રીના જીવનચરિત્રમાં થયો છે.

૧૮ અહીં અઢી પછી કશુંક ઉમેરવું જોઈએ, પણ મૂળમાં જ અસ્પષ્ટ છે. અઢી ટકા હશે? અઢી રૂપિયા તો ન જ હોય એ સ્પષ્ટ છે!

૧૯ સદ્ગત શ્રી ષણ્મુખમ્ ચેટ્ટી. સ્વતંત્ર ભારતના પહેલા નાણાં પ્રધાન. દક્ષિણ ભારતના આ પ્રસિદ્ધ ઉદ્યોગપતિના અને અર્થશાસ્ત્રી નાણાંકીય બાબતોના ખૂબ કાબેલ નિષ્ણાત હતા. આર્થિક બાબતો પરનાં એમનાં ભાષણો સચોટ, સ્વચ્છ અને સુરેખ રહેતાં.

૨૦ સદ્ગત શ્રી. બી. દાસ. ઓરિસ્સાના અગ્રણી જાહેર કાર્યકર અને નેતા. નવી દિલ્હીની વડી ધારાસભાના મુરબ્બી સભ્ય હતા.

૨૧ સદ્ગત શ્રી. રોહિણીકુમાર ચૌધરી. આસામના કૉંગ્રેસી આગેવાન. વડી ધારાસભાના (સ્વાતંત્ર્યપૂર્વે) સભ્ય હતા. એમના રમૂજી સ્વભાવ અને રસિક ભાષણોથી તેઓ લોકપ્રિય બન્યા હતા.

૨૨. House of Commons. આમની સભા. બ્રિટિશ પાર્લમેન્ટનું એક ગૃહ. સમગ્રપણે ચૂંટાએલું, સર્વસત્તા ધરાવતું વગદાર ગૃહ. કુલ સભ્યસંખ્યા ૬૩૦.

૨૩ શ્રીયુત ડી. વી. તામ્હનકર. જાણીતા વૃત્તપત્ર પ્રતિનિધિ અને લેખક. બ્રિટનમાં એમનું કાયમી વાસ્તવ્ય છે. મૂળ મહારાષ્ટ્રના; અંગ્રેજ સન્નારી સાથે લગ્ન બાદ હવે લંડનમાં રહે છે. વર્ષો સુધી પૂનાના 'केसरी' પત્રમાં તેમનાં લંડનનાં બાતમીપત્રો પ્રગટ થયાં. હવે તેઓ બૅંગલોરના *The Deccan Herald*માં અને અમદાવાદના 'સંદેશ' દૈનિકમાં સાપ્તાહિક લંડનપત્ર લખે છે. લોકમાન્ય ટિળકનું વિસ્તૃત જીવનચરિત્ર અંગ્રેજીમાં સને ૧૯૫૬માં (ટિળક જન્મશતાબ્દી પ્રસંગે) એમણે લખ્યું છે. સરદાર વલ્લભભાઈ પટેલનું જીવનચરિત્ર તેઓ હાલમાં લખી રહ્યા છે. લંડનમાં લૉર્ડ ફ્રેનર બ્રૉકવે, વગેરે સમાજવાદીઓની હૂંફ–સહાયથી શ્રી. તામ્હનકરે ટિળક-સ્મારક રચ્યું હોઈ એ નિમિત્તે ભારતીય સાંસ્કૃતિક કેન્દ્ર અને નિવાસસ્થાન લંડનમાં ઊભું કરવા માટે તેઓ જહેમત ઉઠાવી રહ્યા છે.

૨૪ શ્રીમતી મણિબહેન વલ્લભભાઈ પટેલ. સરદારશ્રીનાં સુપુત્રી, પ્રથમ લોકસભાનાં અને હવે રાજ્યસભાનાં કૉંગ્રેસી સભ્ય. વિરલ પિતૃસેવા કરનારાં સંતાનોમાં શ્રીમતી મણિબહેનનું સ્થાન હંમેશ ગૌરવભર્યું રહેશે.

*

# સ્વાધ્યાય ❧ સંશોધન ❧ સર્જન

## પ્રાચીન ભારતીય અને ગ્રીક શારીરવિદ્યા (Anatomy) અને શસ્ત્રક્રિયા (Surgery)નાં

# વિકાસ અને અવનતિ

**પ્રવીણચંદ્ર પારેખ**

પ્રાચીન ભારત અને ગ્રીસે સંસ્કૃતિનાં અનેક ક્ષેત્રોમાં ઉચ્ચ સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી. બન્ને સંસ્કૃતિઓમાં બીજાં અનેક શાસ્ત્રોની જેમ વૈદકશાસ્ત્ર (Medicine) ની જુદી જુદી શાખાઓનો સારો વિકાસ થયો હતો. પ્રસ્તુત લેખનો ઉદ્દેશ બન્ને સંસ્કૃતિઓમાં શારીર વિદ્યા અને શસ્ત્રક્રિયાની અવનતિનાં કારણોની સમીક્ષા અને સરખામણી કરવાનો છે.

આયુર્વેદીય શસ્ત્રક્રિયા અને શારીરશાસ્ત્રની સિદ્ધિઓ વિષે ડૉ. ભોગીલાલ સાંડેસરા લખે છે:

"આયુર્વેદીય શસ્ત્રક્રિયા એ શસ્ત્રક્રિયાની દુનિયામાં સૌથી પ્રાચીન અને સૌથી વધારે શાસ્ત્રીય પદ્ધતિ હતી. ઋગ્વેદ જેટલા અતિપ્રાચીન વેદમાં શરીરનાં જુદાં જુદાં અંગોનાં નામ મળી આવે છે અને બીજા પણ એવા કેટલાક ઉલ્લેખો મળે છે જેથી એમ કલ્પી શકાય કે, માત્ર ગૂમડાં ફોડવાં, પાટાપીંડી કરવી એવી તદ્દન સામાન્ય કાર્યપ્રણાલિ કરતાં તે વખતના આર્યો શસ્ત્રક્રિયાની બાબતમાં વધારે આગળ વધેલા હતા. ઉપરાંત અન્ય વેદોમાં તેમજ ઉપનિષદોમાં અને ઈસવી સન પૂર્વના સંસ્કૃત સાહિત્યમાં પણ શરીરના જુદા જુદા અવયવો વિષે અથવા અમુક પ્રકારની શસ્ત્રક્રિયા વિષે પ્રકીર્ણ ઉલ્લેખો મળી આવે છે.

"શસ્ત્રક્રિયાનો જે પ્રમાણમાં વિકાસ થયો હતો તે જોતાં શારીરવિદ્યાનો વિકાસ પણ પ્રમાણમાં થયો હોવો જોઈએ......

"કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં, શકમંદ સંજોગોમાં મરી જનાર માણસોના શરીરની આશુમૃતક પરીક્ષા (post-mortem examination) કરવા માટેના કાયદાની નોંધ કરવામાં આવી છે. અર્થશાસ્ત્રનો સમય સામાન્ય રીતે ઈસવી સનની પૂર્વે પાંચમા સૈકાનો ગણીએ તો પણ આ પ્રકારનો કાયદો બહુ જૂનો હોવો જોઈએ એમ સહેજે અનુમાન થઈ શકે છે. સુશ્રુત સંહિતાના છઠ્ઠા અધ્યાયમાં, મરેલા શરીરના 'બહારના તેમ જ અંદરના અવયવો પ્રત્યક્ષ જોવા' માટેની વિધિની વિગતવાર નોંધ છે. એમાં મુડદાને સાત દિવસ સુધી નદી વગેરેમાં એકાંત પાણીમાં ડુબાડીને કહોવરાવ્યા બાદ તેને બહાર કાઢી વાંસ અથવા ઝાડની છાલના બનાવેલા ઉપકરણથી ઘસીને શરીરના અવયવો જોવાનું કહ્યું છે. શવચ્છેદની આ પદ્ધતિ પ્રમાણમાં સ્થૂળ છે અને પાશ્ચાત્યો અત્યારે શવચ્છેદની જે પદ્ધતિનો ઉપયોગ કરે છે તે વધારે શાસ્ત્રીય છે. પરંતુ, સૈકાઓ પૂર્વે જ્યારે આખી યે દુનિયામાં વૈદકજ્ઞાન માત્ર 'પ્રાથમિક' પ્રયોગદશામાં હતું—કારણ 'પ્રયોગદશા'માં તો વાસ્તવિક રીતે જોતાં અત્યારે પણ છે, ત્યારે ઈસવી સન પૂર્વે ચોથા અથવા પાંચમા સૈકામાં આયુર્વેદે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ, તટસ્થ દૃષ્ટિએ જોતાં, વિરલ છે એમ લાગ્યા વગર રહેશે નહીં.

... ... ... ...

"આ બધા સાથે સુશ્રુત સંહિતામાં વર્ણવેલી શસ્ત્રક્રિયાઓ અને આર્યોના શારીરજ્ઞાનની સરખામણી કરવામાં આવશે તો વૈદકવિદ્યામાં દુનિયામાં સૌથી પહેલી અને આશ્ચર્યજનક પ્રગતિ કરનાર હિન્દુઓ જ હતા એમ લાગ્યા વિના રહેશે નહીં. ગૂમડાં ફોડવા જેવી તદ્દન સામાન્ય પ્રકારની શસ્ત્રક્રિયાઓ માટે શારીરવિદ્યાના જ્ઞાનની ઝાઝી જરૂર નથી, પરંતુ પ્રાચીન હિન્દમાં આ કરતાં બહુ જ ઉચ્ચ કક્ષાની શસ્ત્રક્રિયાઓ થતી. આંખ કાન, નાક, મોં, ગળું તથા ખોપરીના ઉપલા ભાગ પર સાદી શસ્ત્રક્રિયાઓ થતી. હરસ, ભગંદર, પથરી, સડતાં

હાડકાં કાઢી નાખવાં, વધરાવળ, જલોદર વગેરે દરદો પર થતી શસ્ત્રક્રિયાઓ આધુનિક શસ્ત્રક્રિયાને અનેક પ્રકારે મળતી આવતી હતી. ઉપરાંત અંગાવરોધ (Intestinal Obstruction) થતાં પેટ ચીરીને આંતરડાનો મળ દૂર કરવામાં આવતો અને આંતરડાને પાછું યથાસ્થિત ગોઠવી દેવામાં આવતું. સુવાવડ વખતે સ્ત્રી મરણને કાંઠે આવી હોય ત્યારે તેનું પેટ ચીરીને બાળકને કાઢી લેવામાં આવતું." (જુઓ, 'પ્રત્યક્ષ શારીર,' અનુવાદ. ઉપોદ્‌ઘાત પૃ. ૧૦.)

"આ શસ્ત્રક્રિયાઓ પ્રાચીન હિન્દના આયુર્વેદજ્ઞો જ્યારે કરતા હતા ત્યારે ક્લોરોફૉર્મ કે એવી કોઈ જ દવાની શોધ થઈ નહોતી, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

"ઉપરાંત, પેશાબ બંધ થઈ જતાં મૂત્રમાર્ગમાં સળી નાખી પેશાબને રસ્તો આપવાની શોધ પ્રથમવાર હિન્દમાં થઈ હતી તેમજ બનાવટી નાક બેસાડવાની કળા પણ હિન્દમાંથી જ બીજા દેશોમાં પ્રસરી હતી એવો સ્પષ્ટ એકરાર હવે અનેક પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ કર્યો છે."[૧]

આટલી ઉચ્ચ સિદ્ધિએ પહોંચેલ ભારતીય શસ્ત્રક્રિયા અને શારીરવિદ્યાનો વિકાસ વખત જતાં અટકી ગયો. તેનું કારણ આપતાં ડૉ. સાંડેસરા લખે છે:

"પરંતુ આ સ્થિતિ લાંબો સમય ચાલી નહીં અને પરિણામે શારીરવિદ્યા તેમજ શસ્ત્રક્રિયાનો વિકાસ અટકી ગયો. અશોકના સમયથી સમસ્ત ઉત્તર હિન્દમાં અહિંસાની લાગણી પ્રધાનપદ પામતી ગઈ. જેથી શવચ્છેદ બંધ થઈ ગયો. એટલે કે આયુર્વેદીય શસ્ત્રક્રિયા અને શારીરવિદ્યાની અવનતિ ત્યાર પછીના સમયથી શરૂ થઈ. પછીના સમયમાં કાયચિકિત્સા, ઔષધિજ્ઞાન વગેરેમાં સારો જેવો ઉમેરો થયો, પરંતુ આયુર્વેદની પેલી બે પ્રધાન શાખાઓ તો પાંગળી બનતી ગઈ. વિદ્વાન ગણાતા ગ્રંથકારો પણ આ જ્ઞાનથી સર્વ રીતે વંચિત રહ્યા હતા. સુશ્રુત સંહિતામાં એક સ્થળે ધમનીઓને હૃદય સાથે જોડાયેલી અને બીજે એક સ્થળે નાભિ સાથે જોડાયેલી કહી છે, પરંતુ આ પરસ્પરવિરોધી વિધાનો પર પછીના કોઈ પણ લેખકે અગર ટીકાકારે ટિપ્પણ કર્યું નથી."[૨]

ભારતીય શસ્ત્રક્રિયા અને શારીરવિદ્યાની અવનતિ માટે અહિંસા ઉપરાંત એક બીજી વસ્તુને પણ કારણભૂત ગણવી જોઈએ એમ મને લાગે છે. વખત જતાં ભારતમાં વૈદ્યનો વ્યવસાય હલકો ગણાવા લાગ્યો અને જ્ઞાતિ-વ્યવસ્થામાં વૈદ્યનો સામાજિક દરજ્જો નીચો ચાલ્યો ગયો. મનુ કહે છે:

"અમ્બષ્ઠ (મૂળ બ્રાહ્મણ પુરુષ અને વૈશ્ય સ્ત્રીની સંતતિની બનેલી વર્ણસંકર જ્ઞાતિ) જ્ઞાતિના લોકોએ કાય તથા શલ્ય ચિકિત્સા કરવી."[૩]

વૈદ્યનો સામાજિક દરજ્જો નીચો ચાલ્યો ગયો તેની વિપરીત અસર આયુર્વેદના વિકાસ ઉપર પડ્યા વગર ન જ રહે.

પ્રાચીન ભારતની જેમ પ્રાચીન ગ્રીસમાં પણ વૈદકશાસ્ત્રનો સારો વિકાસ થયો હતો. પરંતુ વખત જતાં અમુક સામાજિક કારણોને લઈને ગ્રીક શારીર-શાસ્ત્ર અને શસ્ત્રક્રિયાની અવનતિ થઈ. અહીં એક વસ્તુ શરૂઆતમાં જ સ્પષ્ટ કરી લેવી જોઈએ. ઍલેક્ઝાંડરના સમય પછી રાજકીય ક્ષેત્રે ગ્રીક લોકોની મહત્તા તદ્દન ચાલી ગઈ અને ગ્રીક સંસ્કૃતિનાં અમુક અંગો નાશ પામ્યાં અથવા તેમનું શુદ્ધ સ્વરૂપ તેમણે ગુમાવ્યું. પરંતુ ગ્રીક વૈદકશાસ્ત્રનો અભ્યાસ તો ઘણા સમય સુધી થતો રહ્યો. વાસ્તવમાં ગ્રીક વૈદકશાસ્ત્રનો ઇતિહાસ અઢારમી સદી સુધી વિસ્તરે છે. દા. ત., બર્નાર્ડીનો રૅમેઝીની (ઈ. સ. ૧૬૩૩–૧૭૧૪) ઇટલીના પાડુઆ શહેરની યુનિવર્સિટીમાં વૈદકશાસ્ત્રનો અધ્યાપક હતો. સને ૧૭૦૦માં તેણે વ્યાવસાયિક દરદો ઉપર 'De Morbis Artificum' નામનું પુસ્તક લખ્યું હતું. રૅમેઝીનીએ વૈદકશાસ્ત્રમાં જે પ્રદાન કર્યું છે તેને તેણે પોતે જ ગ્રીક વૈદકશાસ્ત્રને કરેલા પોતાના પ્રદાન તરીકે વર્ણવ્યું છે. એટલે કે ગ્રીક વૈદકશાસ્ત્રની પ્રણાલિકા અઢારમી સદી સુધી જીવંત હતી.

ગ્રીક સંસ્કૃતિ ગુલામીના પાયા ઉપર રચાઈ હતી. પરિણામે શારીરિક શ્રમનું અને હાથપગનો સહેજ પણ ઉપયોગ કરવો પડે તેવું બધું કાર્ય ઊતરતી કક્ષાનું ગણાતું. ફક્ત બૌદ્ધિક કાર્ય જ ઉચ્ચ કક્ષાનું ગણાતું. સમાજના ઉપલા વર્ગના લોકો શારીરિક શ્રમનું કાર્ય કરતા નહિ, તે કાર્ય ગુલામો માટે જ અનામત રાખવામાં આવ્યું હતું. શારીરિક શ્રમ તરફના આ પૂર્વગ્રહને કારણે પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર વગેરે ભૌતિક વિજ્ઞાનોનો

વિકાસ અટકી ગયો; કારણ કે આ વિજ્ઞાનોનો વિકાસ પ્રયોગો વિના થઈ શકે નહીં, પ્રયોગોમાં હાથપગનો ઉપયોગ કરવો પડે અને તે તો શારીરિક શ્રમનું હલકું કાર્ય ગણાય! ગ્રીકોએ પોતાની રાજકીય મહત્તા સાચવી રાખી ત્યાં સુધી સદ્ભાગ્યે શારીરિક શ્રમ પ્રત્યેના ગ્રીક પૂર્વગ્રહની અસરમાંથી ગમે તે કારણે ગ્રીક વૈદકશાસ્ત્ર મુક્ત રહી શક્યું.

પરંતુ ત્યાર પછી રોમન સામ્રાજ્યમાં, અને પશ્ચિમનું રોમન સામ્રાજ્ય છિન્નભિન્ન થઈ ગયા પછી ઇટલીમાં, ગ્રીક શારીરવિદ્યા અને શસ્ત્રક્રિયાનો વિકાસ અટકી ગયો. રોમન લોકો પણ શારીરિક શ્રમ તરફ તિરસ્કાર સેવતા હતા. ફક્ત બૌદ્ધિક પ્રવૃત્તિ જ સમાજના ઉપલા વર્ગ માટે યોગ્ય ગણાતી; હાથપગનો ઉપયોગ કરવો પડે તેવું બધું કાર્ય ગુલામોને જ યોગ્ય ગણાતું. રોમન લોકોના શારીરિક શ્રમ તરફના આ પૂર્વગ્રહમાં તેમનો ગ્રીક લોકો તરફનો પૂર્વગ્રહ ભળ્યો. મોટાભાગના શારીરશાસ્ત્રીઓ ગ્રીક હોવાથી રોમનોને તેમના તરફ પૂર્વગ્રહ હતો. પશ્ચિમ રોમન સામ્રાજ્યના પતન પછી ઇટલીમાં ઇટાલિયન ડૉક્ટરોએ પણ રોમનોનું અનુકરણ કરી શારીરિક શ્રમ તરફ તિરસ્કાર સેવ્યો. તેને પરિણામે શારીરશાસ્ત્ર અને શસ્ત્રક્રિયાની પ્રગતિ અટકી ગઈ. બન્ને શાસ્ત્રોની અવનતિનું ઉપર્યુક્ત કારણ વિસેલિયસ (ઈ. સ. ૧૫૧૪–૬૪) નામના શારીરશાસ્ત્રીએ આપ્યું છે. તે ફ્લેન્ડર્સનો વતની હતો અને ઇટલીના પાડુઆ શહેરમાં થોડો સમય શારીરશાસ્ત્રનો અધ્યાપક હતો. બેન્જામીન ફૅરિંગ્ટન નામના વિદ્વાનને વિસેલિયસે આપેલું શારીર-શાસ્ત્ર–શસ્ત્રવિદ્યાની અવનતિ માટેનું કારણ ખરું લાગે છે. વિસેલિયસ લખે છે:

"After the barbarian invasions all the Sciences which before had flourished gloriously and were practised as was fitting went to ruin. At that time, and first in Italy, the more fashionable doctors, in imitation of the old Romans, began to despise the work of the hand. They delegated to slaves the manual attentions they judged needful for their patients, and themselves merely stood over them like master-builders. Then the other doctors began to follow suit. They declined the unpleasant duties of their profession without abating any of their claim to money or honour and thus quickly fell away from the standard of the doctors of old. Methods of cooking and all the preparation of food for the sick they left to nurses; compounding of drugs they left to the apothecaries; manual operation to barbers. Thus, in course of time, the art of healing has been wretchedly rent asunder, until at last certain doctors, advertising themselves as physicians, have arrogated to themselves alone the prescription of drugs and diet for obscure diseases and have relegated the rest of medicine to whom they call surgeons and scarcely regard as slaves, disgracefully banishing from themselves the chief and most ancient branch of the medical art and that which principally (if indeed there be any other) bases itself upon the investigation of nature."[4]

આગળ ચાલતાં તે લખે છે:

"When the whole conduct of manual operations was entrusted to barbers, not only did doctors loose the true knowledge of the viscera but the practice of dissection soon died out, doubtless for the reason that the doctors did not attempt to operate, while those to whom the manual skill was resigned were too ignorant to read the writings of the teachers of anatomy. But it is utterly impossible that this class of men should preserve for us a difficult art which they have learnt only mechanically. And equally inevitably this deplorable dismemberment of the art of healing has introduced into our schools the detestable procedure now in vouge, that one man should carry out the dissection of the human body and another give the description of the parts. The latter is perched up aloft in

a pulpit like a jackdaw and with a notable air of disdain he drones out information about facts which he has never approached at first hand but which he has committed to memory from the books of others, or of which he has a description before his eyes. The dissector, who is ignorant of languages, is unable to explain the dissection to the class and botches the demonstration which ought to follow the instructions of the physician, while the physician never applies his hand to the task but contemptuously steers the ship out of the manual, as the saying goes. Thus everything is wrongly taught, days are wasted in absurd questions, and in the confusion less is shown to the class than a butcher in his stall could teach a doctor."[5]

ભારતીય અને ગ્રીક શારીરવિદ્યા અને શસ્ત્રક્રિયાની અવનતિ એ સામાજિક વ્યવસ્થા તેમજ સામાજિક મૂલ્યો, વિચારો અને પૂર્વગ્રહો વિજ્ઞાનની ચડતી-પડતીને કેવી અસર કરે છે તેનાં સુંદર દૃષ્ટાંતો પૂરાં પાડે છે.

*


સંદર્ભ-સૂચિ

૧. 'ઇતિહાસની કેડી', પૃ. ૨૩૭-૪૦.
૨. એજન, પૃ. ૨૪૦.
૩. પંડિત નથુરામ મહાશંકર કૃત 'મનુસ્મૃતિ'નો અનુવાદ, આવૃત્તિ ત્રીજી, પૃ. ૫૪૬.
4. 'Head and Hard in Ancient Greece'. By Benjamin Farrington, pp. 31-32.
5. Ibid, pp. 32-33.


*

# ઍરિસ્ટૉટલ, અરવિંદ અને બર્ગસૉં: વિશ્વપ્રક્રિયાની સમજૂતી


એમ. કે. ભટ્ટ


## પ્રાસ્તાવિક

ઓગણીસમી સદીના ઉત્ક્રાંતિના વૈજ્ઞાનિક સિદ્ધાંતની રચના પહેલાંનું પશ્ચિમનું એકમાત્ર ઍરિસ્ટૉટલનું ઉત્ક્રાંતિવાદી તત્ત્વજ્ઞાન પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞાનના વિકાસનું શિખર સમું પણ છે. બર્ગસૉંનું જીવનશક્તિનું તત્ત્વજ્ઞાન પાશ્ચાત્ય ઉત્ક્રાંતિવાદી તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓમાં અદ્વિતીય અને અતિ મહત્વનું સ્થાન ધરાવે છે. ભારતીય તત્ત્વજ્ઞાનની પરંપરામાં ઉત્ક્રાંતિની વૈજ્ઞાનિક ભૂમિકા પર પોતાની વિશિષ્ટ તત્ત્વજ્ઞાનની પદ્ધતિ રચનાર શ્રી અરવિંદનું સ્થાન જગતની તાત્ત્વિક વિચારધારામાં અનોખું છે. સમયની દૃષ્ટિએ જોઇએ તો ઍરિસ્ટૉટલ અને આ બન્ને તત્ત્વજ્ઞાનીઓ વચ્ચે આશરે ૨૩૦૦ વર્ષોનું લાંબું અંતર છે. આમ એક અતિ પ્રાચીન અને બીજી આધુનિક પદ્ધતિઓ વચ્ચેનો સમયનો ગાળો ઘણો મોટો હોવા છતાં તેમની વચ્ચેનું સાતત્ય કોઈ નજીકના પુરોગામી-અનુગામીનું હોય તેમ લાગે છે. આનું કારણ એ છે કે ઉત્ક્રાંતિના વિજ્ઞાનની અસર હેઠળ રચાયેલી તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓને સોએક વર્ષો જ થયાં છે અને એ રીતે ઍરિસ્ટૉટલનું તત્ત્વજ્ઞાન આધુનિક રહ્યું છે. આ આધુનિકતાનું કારણ તેનું જીવશાસ્ત્રીય દૃષ્ટિબિંદુ છે.

જીવશાસ્ત્રીના ઉત્ક્રાંતિના વૈજ્ઞાનિક સંશોધનોની તથા વેદ-ઉપનિષદના સાક્ષાત્કાર યુગની ભૂમિકાઓ-સંયુક્ત

ભૂમિકા પર રચાયેલ શ્રી અરવિંદનું તત્ત્વજ્ઞાન આ પાશ્ચાત્ય 'પુરોગામી' પદ્ધતિઓથી આગળ જાય છે અને સમજૂતીની દૃષ્ટિએ પૂરક બની રહે છે. પોતાના દેશના પુરોગામી તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓના દોષો નિવારવાના પ્રયત્નોમાં પણ ઉત્ક્રાંતિવાદી તાત્ત્વિક દૃષ્ટિબિંદુનું સામ્ય આ ત્રણેમાં જોવા મળે છે.

## પુરોગામી પદ્ધતિઓનો સંદર્ભ

પરિવર્તનશીલ વિશિષ્ટ બાબતોમાં સ્થાયી અને અપરિવર્તનશીલ સાર્વત્રિક સત્ય રહેલું છે અને તે વ્યાખ્યા દ્વારા પ્રત્યય (concept) તરીકે અભિવ્યક્ત કરી શકાય. સૉક્રેટિસની આ શોધ પ્લેટોના રૂપતત્ત્વોના સિદ્ધાંતનું મૂળ છે. વિશિષ્ટમાં રહેલ આ સાર્વત્રિક તત્ત્વનું જ્ઞાન બુદ્ધિયુક્ત તર્ક દ્વારા મળે છે; માત્ર સંવેદનોથી આ જ્ઞાન મળે નહીં. આમ ઇન્દ્રિયજન્ય સંવેદનો વિશિષ્ટ અને મૂર્ત બાબતોનાં જ થાય છે. આથી સાર્વત્રિક અને અમૂર્ત પ્રત્યયોની પીછાન એ વિચારણાનું કાર્ય છે. પ્લેટો-એ સાર્વત્રિકો કે પ્રત્યયોને રૂપતત્ત્વો કહ્યાં છે અને તેને ઇન્દ્રિયગમ્ય અનુભવની પરિવર્તનશીલ દુનિયાથી અલગ એવું સ્થાયી અસ્તિત્વ આપ્યું છે. અહીં પરિવર્તનશીલ અને ક્રિયાશીલ વિશ્વપ્રક્રિયાને ગૌણ મહત્ત્વ આપીને પ્લેટોએ તેને રૂપતત્ત્વોની અપૂર્ણ નકલ કહી છે.

ઍરિસ્ટૉટલે આ રૂપતત્ત્વોના સ્વતંત્ર અસ્તિત્વની બાબતને એક કલ્પના ગણીને દર્શાવ્યું છે કે દરેક વિશિષ્ટ વસ્તુને સાર્વત્રિક પાસું હોવા છતાં તેનું અસ્તિત્વ વિશિષ્ટ વસ્તુઓમાં જ હોય છે; અલગ નહીં, બન્ને સત્ય છે અને એકબીજાથી ભિન્ન નથી. ઇન્દ્રિયગમ્ય અને વિચારણાની સૃષ્ટિઓનું પ્લેટોનું દ્વૈત ઍરિસ્ટૉટલે પોતાની પદ્ધતિમાં દૂર કર્યું છે. આ રૂપતત્ત્વો વિશિષ્ટ વસ્તુનું સ્વરૂપ (form) છે અને વિશિષ્ટ વસ્તુથી અલગ નથી. આમ પરિવર્તનશીલ વિશ્વપ્રક્રિયા એક નક્કર, વાસ્તવિક અને સત્ય હકીકત છે.

ઉત્ક્રાંતિના વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુની અધૂરાશ દર્શાવતાં બર્ગસૉં કહે છે કે સંયોગો સાથે સાનુકૂળતા એ ઉત્ક્રાંતિનું નિર્ણાયક ઘટક હોય તો આ પ્રક્રિયા ક્યારનીયે બંધ પડી જવી જોઈતી હતી. નીચી કક્ષાના ગણાતા અનેક જીવો સર્વોચ્ચ કક્ષાના માનવી જેવી જ સંયોગો સાથે સાનુકૂળતા ધરાવે છે અને જિજીવિષામાં હજી સુધી ટકી રહ્યાં છે. માત્ર ટકી રહેવા માટે જ જીવંત એકમને વધુ ને વધુ જટિલતા પ્રાપ્ત કરવાની જરૂર અહીં રહેતી નથી. આમ અહીં વિશ્વપ્રક્રિયાની વૈજ્ઞાનિક સમજૂતી અધૂરી છે.

ઉત્ક્રાંતિના વિજ્ઞાનની અસર હેઠળ ઉત્ક્રાંતિના તત્ત્વ-જ્ઞાનની સૌ પહેલી રચના આપનાર હર્બર્ટ સ્પેન્સરે ઉત્ક્રાંતિ વિષેનું વિજ્ઞાનનું યાંત્રિક દૃષ્ટિબિંદુ તો સ્વીકાર્યું જ હતું. તેણે આ પ્રક્રિયાની સમજૂતી આપતાં કહ્યું છે કે તેમાં જે અસ્પષ્ટ, અસંગત અને સમરૂપ છે તે સ્પષ્ટ, સંગત અને ભિન્નરૂપ બને છે. આ પ્રક્રિયા યાંત્રિક છે. આથી આમ થવાનું કોઈ કારણ નથી. અહીં યાંત્રિક દૃષ્ટિ-બિંદુને કારણે આ સમજૂતી વૈજ્ઞાનિક સમજૂતી જેવી અધૂરી બની રહે છે. બર્ગસૉં મુજબ આવો સિદ્ધાંત ઉત્ક્રાંતિનું વિજ્ઞાન હોઈ શકે; તત્ત્વજ્ઞાન નહીં.

વેદાન્તી પદ્ધતિઓમાં ભૌતિક પ્રકૃતિ કરતાં આધ્યા-ત્મિક તત્ત્વને ઘણું અસમતુલિત મહત્ત્વ આપવામાં આવ્યું છે. વળી આ એકતત્ત્વવાદી અને અદ્વૈતવાદી વલણમાં અનુભવની વિભિન્ન પરિવર્તનશીલ હકીકતોને માયા કે અજ્ઞાનનું પરિણામ ગણીને અથવા તો તેને ત્યજવા યોગ્ય ગણીને અંતિમ, અફર અપરિવર્તનશીલ બ્રહ્મને જ સત્ય લેવામાં આવ્યું છે. આથી અહીં જગતપ્રક્રિયાની પરિવર્તનની નક્કર હકીકતની અવગણના કરવામાં આવે છે. અથવા તો ત્યજી દેવા લાયક નિમ્ન કક્ષાની બાબતો ગણવા-માં આવે છે જ્યાં આ વિશ્વપ્રક્રિયાને સત્ય ગણવામાં આવે છે તેવી સાંખ્યની પદ્ધતિમાં જડ અને ચેતનના બે સ્વતંત્ર સિદ્ધાંતો લેવામાં આવ્યા છે. અહીં જડ અને ચેતનનું ઉત્ક્રાંતિવાદી સાતત્ય જોવા મળતું નથી.

અનુભવના જગતની વેદાન્તી અવગણનાને શ્રી અરવિંદે 'મહાન નિષેધ' ગણી છે. તેણે પોતાની પદ્ધતિ-માં ભૌતિક તેમ જ આધ્યાત્મિક બન્ને બાબતો વચ્ચેના સમતુલિત સુમેળ આપવાનો સફળ પ્રયત્ન કર્યો છે. તે કહે છે કે[૧] જો આપણે નક્કર ભૌતિક ભૂમિકા પર સુદૃઢ રીતે ઊભા રહી શકીએ તો જ આધિભૌતિક ભૂમિકા પર સંપૂર્ણ અને સાચો કાબૂ પ્રાપ્ત કરી શકીએ. આમ અહીં અનુભવની નક્કર હકીકતોની અવગણના થતી નથી. સચ્ચિદાનંદના ત્રેવડા સિદ્ધાંત દ્વારા તેણે દર્શાવ્યું છે કે

સ્થાયીત્વ અને પરિવર્તન બન્ને ભિન્ન બાબતો નથી; એક જ સિદ્ધાંતની માનવમાનસે કરેલી ભિન્ન રજૂઆત જ છે.

ઉત્ક્રાંતિના વિજ્ઞાનનો યાંત્રિક સમજૂતીની અને પાશ્ચાત્ય ઉત્ક્રાંતિવાદી તત્ત્વજ્ઞાનના એકપક્ષીય અર્થઘટનની ક્ષતિઓ પણ શ્રી. અરવિંદની પદ્ધતિમાં દૂર થાય છે. ઉત્ક્રાંતિનું તાત્વિક દષ્ટિબિંદુ ઍરિસ્ટૉટલ, બર્ગસૉં અને બીજા પાશ્ચાત્ય તેમ જ ભારતીય ચિંતકોએ આપ્યું હોવા છતાં તે એક દિશાત્મક પ્રક્રિયા જ ગણેલી છે. આથી ઉત્ક્રાંતિની પ્રક્રિયા વત્તેઓછે અંશે યાંત્રિક જ રહે છે. શ્રી અરવિંદે ભારતીય તત્ત્વજ્ઞાનના અવતારના સિદ્ધાંતને ઉત્ક્રાંતિના સિદ્ધાંત સાથે સાંકળીને આ પ્રક્રિયા બેવડી છે તેમ દર્શાવ્યું છે. ઉત્ક્રાંતિનો આધાર આત્મતત્ત્વના અવતરણ પર છે. આત્મતત્ત્વનું જેટલે અંશે અને જેમાં અવતરણ થાય તેનું તેટલે અંશે ઊર્ધ્વગમન થાય. ભૌતિક-તત્ત્વમા આત્મતત્ત્વનું અવતરણ થાય એટલે ભૌતિકતત્ત્વનું રૂપાંતર ઉચ્ચ તબક્કામાં એટલે કે જીવનમાં થાય છે.

આમ ઍરિસ્ટૉટલના પુરોગામી પ્લેટોની, બર્ગસૉંના પુરોગામી સ્પેન્સરની અને શ્રી અરવિંદના પુરોગામી વેદાન્તીઓની પદ્ધતિઓમાં સર્જન અને પરિવર્તનના સિદ્ધાતને અંતિમ સત્તત્ત્વ સાથે સાંકળવાની નિષ્ફળતાને કારણે વિશ્વપ્રક્રિયાનું સાચું ઐક્ય પ્રાપ્ત થતું નથી. પ્લેટોએ આ વિશ્વઐક્યને, રૂપતત્ત્વોના અલગ અસ્તિત્વને સ્વીકારીને નિર્મૂળ કર્યું છે; જ્યારે અદ્વૈત વેદાન્ત જેવી પદ્ધતિઓએ વિશ્વપ્રક્રિયાને અસત્ય કે ગૌણ ગણી છે. સ્પેન્સરનું દષ્ટિબિંદુ કોઈ હેતુ કે પ્રેરક સિદ્ધાંત લક્ષમાં લેતું ન હોવાથી આ પ્રક્રિયાનું કોઈ કારણ રહેતું નથી. ઍરિસ્ટૉટલ અને શ્રી અરવિંદ પોતાના પુરોગામીઓની તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓમાં રહેલ ઐક્ય–વિવિધતા, એક–અનેક, સ્થાયીત્વ–પરિવર્તન જેવા મૂળભૂત દ્વંદ્વોના નિરાકરણની એકપક્ષીય ક્ષતિ દૂર કરવા પ્રયાસો કર્યા છે તેમાં બન્ને વચ્ચે ઉત્ક્રાંતિવાદી દષ્ટિબિંદુનું સામ્ય રહેલું છે. બર્ગસૉંએ યાંત્રિક જડ સિદ્ધાંતને બદલે ચેતનના સિદ્ધાંતને સ્થાપીને ઉત્ક્રાંતિની સમજૂતીમાં અનિવાર્ય એવો જીવનશક્તિનો આંતરિક પ્રેરકત્વનો સિદ્ધાંત પૂરો પાડયો છે. આ તેની પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનને મહાન ભેટ છે. આમ ત્રણે તત્ત્વચિંતકોના પ્રયાસો ઉત્ક્રાંતિની પ્રક્રિયાને અર્થ આપવાના અને જડવાદી યાંત્રિક દષ્ટિબિંદુને સ્થાને ચેતનનો ઉચ્ચ સિદ્ધાંત સ્થાપવાના પ્રયાસો છે.

## ભૌતિકતત્ત્વ અને ચેતનતત્ત્વ

પ્લેટોના રૂપતત્ત્વને ઍરિસ્ટૉટલે 'સ્વરૂપ' કહ્યું છે. વિશિષ્ટમાં સાર્વત્રિકનું પ્રતિનિધિ આ સ્વરૂપ એટલે માત્ર આકાર નહીં. ભૌતિકતત્ત્વની સુપુપ્ત શક્તિની તે વાસ્તવિક અભિવ્યક્તિ છે. આથી સ્વરૂપ ભૌતિકતત્ત્વની અભિવ્યક્તિની આંતરિક પ્રેરણા પણ છે. આ આંતરિક પ્રેરણાથી ભૌતિકતત્ત્વ વધુ ઉચ્ચ સ્વપ હાંસલ કરતું જાય છે. સ્વરૂપ ભૌતિકતત્ત્વનું સત્ત્વ છે અને તેથી તે ભૌતિકતત્ત્વથી અલગ નથી. અહીં ઉચ્ચકક્ષાનો વિકાસ નિમ્ન કક્ષાને પોતાનામાં સમાવે છે અને તેથી તે રૂપાંતર થયું ગણાય. આમ અસ્તિત્વની વિવિધ કક્ષાઓ મુજબ સ્વરૂપ અને ભૌતિકતત્ત્વ સાપેક્ષ બાબતો છે. ઉચ્ચ કક્ષાના સ્વરૂપને અનુલક્ષીને નિમ્ન કક્ષાનું સ્વરૂપ ભૌતિકતત્ત્વ છે; જ્યારે તે નિમ્ન કક્ષાનું ભૌતિકતત્ત્વ તેનાથી નિમ્ન કક્ષાને અનુલક્ષીને સ્વરૂપ ગણાય. પ્રાણીમાં શરીર ભૌતિકતત્ત્વ છે અને જીવન સ્વરૂપ છે; જ્યારે માનવીમાં પ્રાણીત્વ ભૌતિકતત્ત્વ અને બુદ્ધિ સ્વરૂપ છે. આથી ભૌતિકતત્ત્વ પોતાના વિકાસનો સિદ્ધાંત આંતરિક રીતે ધરાવે છે. આ કારણે સ્વરૂપ-વિહીન 'શુદ્ધ' ભૌતિકતત્ત્વ માત્ર સૈદ્ધાંતિક શક્યતા છે. પોતાના અસ્તિત્વના સિદ્ધાંત એટલે કે સ્વરૂપ વિના ભૌતિકતત્ત્વનું અસ્તિત્વ જ શક્ય નથી.

શ્રી અરવિંદ પણ આત્મતત્ત્વવિહીન ભૌતિકતત્ત્વ માત્ર સૈદ્ધાંતિક શક્યતા જ ગણે છે. જો ભૌતિકતત્ત્વમાં ઉચ્ચ વિકાસનો આંતરિક સિદ્ધાંત જ ન હોય તો આવો વિકાસ શક્ય જ નથી. આથી ભૌકિતતત્ત્વ ક્રમશઃ ઊર્ધ્વગમન કરે છે અને ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરે છે તે તેનું પોતાનું જ સત્ત્વ છે. આ રીતે ભૌતિકતત્ત્વ પણ બ્રહ્મ છે; કક્ષામાં ભેદ છે. શ્રી અરવિંદ આ પ્રક્રિયામાં ઉત્ક્રાંતિની ત્રેવડી વિશિષ્ટતા પણ જુએ છે. આ મુજબઃ (૧) વિસ્તૃતીકરણ થાય છે જેથી નિમ્ન કક્ષાના સિદ્ધાંતો વધુ ઉચ્ચ ભૂમિકાએ પહોંચવા માટેની અનુકૂળતા ધારણ કરે છે. દા. ત., ભૌતિકતત્ત્વ જટિલતાની પ્રક્રિયા, આત્મસ્પષ્ટતા અને સૂક્ષ્મતા પ્રાપ્ત કરે છે. (૨) ઊર્ધ્વીકરણ એ બીજી વિશિષ્ટતા છે. આ પ્રક્રિયામાં વિવિધ

તબક્કામાં ઉત્તરોત્તરે ચિત્તશક્તિ વધુ ને વધુ અભિવ્યક્તિ પામે છે, અને અંતે સંપૂર્ણ અભિવ્યક્તિ પામે છે. આ ઊર્ધ્વગમનની—ચિત્તશક્તિના ઊર્ધ્વગમનની પ્રક્રિયા છે.[૨] (૩) સંગઠન એ ત્રીજી વિશિષ્ટતા છે. ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં ઉચ્ચ સિદ્ધાંતમાં નિમ્ન સિદ્ધાંતનું સંગઠન થાય છે. આથી નિમ્ન કક્ષા સાથેનો સંબંધ અતૂટ રહે છે. આ સંગઠનમાં નિમ્ન કક્ષાની આકસ્મિક મર્યાદાઓ દૂર થાય છે. આમ ઉત્ક્રાંતિ એટલે નિમ્ન કક્ષાના સિદ્ધાંતનું ઊર્ધ્વીકરણ, તેનો વિસ્તાર અને તેનું સંગઠન. આ ત્રેવડી અને અવિભાજ્ય પ્રક્રિયા છે.

અત્યાર સુધી ઉત્ક્રાંતિની સમજૂતી ઊર્ધ્વગમનની એકતરફી ગતિને લક્ષમાં લઈને અપાયેલી છે. શ્રી અરવિંદ મુજબ આત્મતત્ત્વના અવતરણ વિના ઉત્ક્રાંતિ શક્ય નથી. ઉત્ક્રાંતિને તે અવતરણથી ઊલટો ક્રમ ગણે છે. શુદ્ધ અસ્તિત્વનો જે અવતરણમાં પહેલો તબક્કો છે—જે મૂળભૂત અને પ્રાથમિક છે તે ઉત્ક્રાંતિમાં છેલ્લી અને પૂર્ણ અભિવ્યક્તિ છે.[૩] આ અભિવ્યક્તિની કક્ષાઓને શ્રી અરવિંદે બે ગોળાર્ધોમાં રજૂ કરી છે. તેમાં માનવજીવન સુધીના તબક્કા નિમ્ન ગોળાર્ધમાં અને દૈવી જીવનના તબક્કા ઉચ્ચ ગોળાર્ધમાં મૂક્યા છે. આ મુજબ ઉત્ક્રાંતિનો ક્રમ છે: ભૌતિકતત્ત્વ, જીવન, આત્મા, માનસ, અતિમાનસ, આનંદ, ચિત્તશક્તિ અને અસ્તિત્વ, આથી ઊલટો ક્રમ અવતરણનો છે. અવતરણનો હેતુ ઊર્ધ્વગમનનો છે અને અંતે ભૌતિકતત્ત્વ જે કક્ષા પ્રાપ્ત કરે છે તે પોતાની મૂળ અને સાચી સ્થિતિ છે. માનવી અતિમાનસની કક્ષા પ્રાપ્ત કરે તેથી તેના ભૌતિક જીવનનો કે માનસનો નાશ થતો નથી. તે તો વધુ સમૃદ્ધ, મહાન, શક્તિશાળી અને સંપૂર્ણ બને છે.[૪]

બર્ગસાંનો ખયાલ ઍરિસ્ટૉટલ અને શ્રી અરવિંદથી ભિન્ન છે. ઍરિસ્ટૉટલ અને શ્રી અરવિંદ ઉત્ક્રાંતિની શરૂઆત ભૌતિકતત્ત્વથી ગણે છે અને ક્રમે ક્રમે તેનામાં રહેલું ચેતનતત્ત્વ વધુ અભિવ્યક્તિ પામે છે; જ્યારે બર્ગસાં વણઅટકી એવી સતત જીવનશક્તિની સ્ફોટની પ્રક્રિયા જ સત્ય ગણે છે. આ સ્ફોટ દ્વારા જીવનશક્તિ અનેક દિશાઓમાં વહે છે. તેના મતે આ સતત વહનમાં અટકી પડે છે કે પાછું પડે છે તે ભૌતિકતત્ત્વ છે. ચેતન એટલે સતત વહન, સતત પરિવર્તન. આ ક્રિયા સર્જનની ક્રિયા પણ છે. જે અટકે છે કે ઊર્ધ્વગતિને બદલે નીચી ગતિ કરે છે તે જડ છે. વળી માનસની લાક્ષણિકતા એવી છે કે તે વ્યવહારુ દૃષ્ટિબિંદુથી જ જુએ છે અને તેથી પ્રવાહી જેવા સતત વહેતા સતત્ત્વમાંથી રૂપરંગ આપીને નક્કર પદાર્થોને સત્ય ગણે છે. આમ સતત વહનને બદલે સ્થિર રૂપરંગ ધારણ કરતા પદાર્થો સતત્ત્વ નથી. તે જડ તત્ત્વ છે.

આમ બર્ગસાં મુજબ ઉત્ક્રાંતિની પ્રક્રિયા ભૌતિક કે જડ તત્ત્વથી શરૂ થતી નથી; ચેતનશક્તિના સ્ફોટથી થાય છે. આ જીવનશક્તિની લાક્ષણિકતાથી વિરુદ્ધની બાબત અહીં ભૌતિકતત્ત્વ બને છે. માત્ર જીવનશક્તિને જ સત્ ગણવામાં તેણે ભૌતિકતત્ત્વની ઉપેક્ષા જ કરી છે. વળી કોઈ પણ ધ્યેય વિના આ જીવનશક્તિના સ્ફોટની પ્રક્રિયા સતત થયા કરે છે. આ સ્ફોટ અનેક દિશાઓમાં વહે છે પણ તેથી તેની કોઈ ધ્યેયગામી દિશા રહેતી નથી. જીવનશક્તિનું વહન સતત થતું હોવાથી માનવમાનસનો તબક્કો એ ઉત્ક્રાંતિનો છેલ્લો તબક્કો નથી એ સાચું છે. પરંતુ પછી કયો તબક્કો છે અથવા તો કયા ધ્યેયને પામવા માટે આ સ્ફોટનું સાતત્ય છે તે સ્પષ્ટ થતું નથી. આમ, અંતિમ ધ્યેય વિનાની આ પ્રક્રિયા એક પ્રકારની યાંત્રિક પ્રક્રિયા જ બની રહે છે. વળી અંતિમ ધ્યેય-વિહીન આ પ્રક્રિયા સર્જનાત્મક કેમ ગણી શકાય?

આમ ભૌતિકતત્ત્વ અને ચેતનતત્ત્વની સમજૂતીની દૃષ્ટિએ સમયમાં શ્રી અરવિંદ અને બર્ગસાં ઘણા હોવા છતાં ભિન્ન છે, જ્યારે ઍરિસ્ટૉટલ અને શ્રી અરવિંદ આ પરત્વે નજીકના પુરોગામી—અનુગામીનું સામ્ય ધરાવે છે. ઍરિસ્ટૉટલે ભૌતિકતત્ત્વથી શરૂ કરીને માનવ-જીવન સુધીના ઉત્ક્રાંતિના તબક્કા આપ્યા છે પરંતુ ત્યાર બાદ કયા તબક્કાઓ હોઈ શકે તેની ચોક્કસ માહિતી આપી નથી. ભૌતિકતત્ત્વ ઉત્તરોત્તર પોતાના સત્ત્વને (સ્વરૂપને) વધુ ને વધુ અભિવ્યક્ત કરતાં કરતાં શુદ્ધ સ્વરૂપને પામે છે તેટલું જ દર્શાવ્યું છે શ્રી. અરવિંદે આ તબક્કાઓને સ્વરૂપને પામે પણ વિશદ રીતે સ્પષ્ટ કર્યા છે.

## અંતિમ સતત્ત્વ અને વિશ્વપ્રક્રિયા

ભૌતિકતત્ત્વની સ્વરૂપમાં અભિવ્યક્તિ એ જ તેનો હેતુ છે. આમ ઉચ્ચ સ્વરૂપ પ્રાપ્ત કરતાં છેલ્લો તબક્કો

પ્રાપ્ત થાય તેને ઍરિસ્ટૉટલ શુદ્ધ સ્વરૂપ કહે છે. શુદ્ધ સ્વરૂપ એટલે ભૌતિકતત્ત્વવિહીન સ્વરૂપ. છેલ્લા તબક્કાના રૂપાંતરમાં ભૌતિકતત્ત્વનું સંપૂર્ણ રૂપાંતર સ્વરૂપ-માં થાય છે. સ્વરૂપ એ ભૌતિકતત્ત્વના અસ્તિત્વની જરૂરી શરત છે. આમ અંતિમ સતત્ત્વ શુદ્ધ સ્વરૂપ છે.

દરેક બનાવને કારણ હોય છે. આથી વિશ્વપ્રક્રિયા બનાવ હોવાથી તેનું પણ કારણ હોવું જોઇએ. આમ કારણોની અનંત હારમાળાની પરિસ્થિતિને દૂર કરવા માટે ઍરિ-સ્ટૉટલ અંતિમ કારણ તરીકે શુદ્ધ સ્વરૂપ લે છે અને તેને ઇશ્વર કહે છે. આ અંતિમ કારણ હોવાથી ઇશ્વર અચલિત અને અપરિવર્તનશીલ છે અને જગતપ્રક્રિયાનો ચાલક છે. તે સર્જન કરતો નથી; સંચાલન જ કરે છે. તે શુદ્ધ શક્તિ પણ ગણી શકાય. આમ કારણોની અનંત હારમાળાથી મુક્ત થવા માટે ઍરિસ્ટૉટલ અંતિમ કારણને અપરિવર્તનશીલ ગણે છે પણ તેથી અપરિવર્તનશીલ પરિવર્તનનું મૂળ કેવી રીતે હોઈ શકે એ સ્પષ્ટ થતું નથી.

બર્ગસૉં અંતિમ સતત્ત્વ તરીકે જીવનશક્તિનો સિદ્ધાંત લે છે. આ જીવનશક્તિનું સ્વરૂપ સતત વહન અને પરિવર્તનનું જ છે. સતત પરિવર્તન એ જ સતત્ત્વ છે. આ વહનમાં વધુ ને વધુ ઊર્ધ્વગામી સ્વરૂપો હાંસલ થાય છે એવું કોઈ ધ્યેય નથી. પરિવર્તનની સતત થતી વિશ્વ-પ્રક્રિયા એ જ અંતિમ સતત્ત્વ હોવાથી તે સિવાયની બાબત સતત્ત્વ ન હોઈ શકે. આ બન્ને બાબતો વચ્ચે પ્રકારનો ભેદ નથી તેમ જ કક્ષા-ભેદ પણ નથી.

શ્રી અરવિંદે પોતાની પદ્ધતિમાં ઉત્ક્રાંતિના છેલ્લા ત્રણ તબક્કાઓ—આનંદ, ચિત્ અને અસ્તિત્વનો સમન્વય કરી ત્રેવડો સિદ્ધાંત સચ્ચિદાનંદ લીધો છે. આ સિદ્ધાંત દ્વારા તેણે વિશ્વપ્રક્રિયાનાં વિગત અને હેતુ સમજાવ્યાં છે. સત્ કે શુદ્ધ અસ્તિત્વ (શિવ) અને ચિત્ કે ચિતશક્તિ કે દૈવીશક્તિ બન્ને ભિન્ન બાબતો નથી. તે શિવની શક્તિ છે. આ વિશ્વમાં જે કાંઈ બને છે તેની પાછળ પોતાની શક્તિ દ્વારા સત્ રહેલું છે.[૫] અહીં સ્થાયીત્વ અને પરિવર્તન બન્ને બાબતો અલગ નથી. સત્ કે બ્રહ્મ આવાં વિભાજનોથી પર છે પરંતુ એકને સ્થાયી ગણવું અને બીજાને ક્રિયા-શીલ ગણવું એ માત્ર માનવમાનસની રજૂઆત છે. શિવની શક્તિ વિશ્વસંચાલનનો સિદ્ધાંત છે. તે ત્રણ સ્વરૂપોમાં વિલસી રહેલી છે:[૬] દૈવી કે સર્વોચ્ચ શક્તિ, વિશ્વવ્યાપી મહાશક્તિ અને વૈયક્તિક શક્તિ. સમસ્ત વિશ્વપ્રક્રિયા એ જ આ શક્તિ છે. આમ અહીં અંતિમ સતત્ત્વ અને વિશ્વપ્રક્રિયાનું અદ્વૈત સધાયું છે.

અંતિમ સતત્ત્વ અને જગતપ્રક્રિયા બન્નેની સમજૂતી આપવામાં આ ત્રણે મહાન તત્ત્વચિંતકો વચ્ચે ઘણી ભિન્નતા છે. ઍરિસ્ટૉટલનું વલણ બૌદ્ધિક પ્રત્યયો દ્વારા સતત્ત્વને જાણવાનું હોવાથી તર્કના ઉપયોગ દ્વારા તેને અંતિમ કારણ તરીકે ગણે છે. આ કારણોની અનંત હારમાળામાંથી બચવા માટેનો તર્ક છે. અંતિમ સતત્ત્વ તરીકે શુદ્ધ અસ્તિત્વ એટલે કે ભૌતિક-તત્ત્વનું મૂળભૂત સત્ત્વ આ બન્ને–ઍરિસ્ટૉટલ અને શ્રી અરવિંદ–લે છે. આમ છતાં મુખ્ય ભેદ એ છે કે શ્રી અરવિંદ આ તબક્કાને સ્થાયી તેમ જ ક્રિયાશીલ સિદ્ધાંત લે છે અને ઍરિસ્ટૉટલના ઇશ્વરના ખયાલની ક્ષતિ દૂર કરે છે. સર્જન અને સર્જનહાર તથા સર્જનની પ્રક્રિયા અહીં ભિન્ન નથી.

શ્રી અરવિંદ ઍરિસ્ટૉટલની વધુ નજદીક આ રીતે હોવા છતાં સતત્ત્વના એટલે કે જગતપ્રક્રિયાના સાચા જ્ઞાનની રીત સંબંધે બર્ગસૉંની વધુ નજદીક છે. ઍરિસ્ટૉટલે અંતિમ સતત્ત્વની સમજણ તર્ક દ્વારા સ્થાપિત કરી છે. પરંતુ બર્ગસૉંની જેમ શ્રી અરવિંદ માને છે કે માનસ અમુક સ્વરૂપોમાં સાપેક્ષ વિચાર છે જેનો ઉપયોગ અમુક કાર્ય સાધવા માટે થાય છે.[૭] માનસનું આ લક્ષણ હોવાથી સતત્ત્વની સમગ્રતાને પામી શકતું નથી. આથી સતત્ત્વના સાચા જ્ઞાન માટે અંતઃસ્ફૂરણા અનિવાર્ય છે. અંતઃસ્ફૂરણા દ્વારા સતત્ત્વનો પ્રત્યક્ષ સંપર્ક કરી શકાય છે. બન્ને ચિંતકો માને છે કે સામાન્ય માનસિક પ્રક્રિયા હેઠળ થતી અંતઃસ્ફૂરણા સતત્ત્વનો સમગ્ર કે પૂર્ણ અનુભવ આપી શકે નહીં. શ્રી અરવિંદ અંતઃસ્ફૂરણાની કક્ષાઓ વધુ સ્પષ્ટ કરે છે. અતિમાનસીય અંતઃસ્ફૂરણા માનસની મર્યાદિત પ્રક્રિયાથી સંપૂર્ણ મુક્ત હોવાથી સતત્ત્વનો પૂર્ણ અનુભવ થઈ શકે છે, આને તે સર્વશ્રેષ્ઠ અંતઃ-સ્ફૂરણા કહે છે; જ્યારે સામાન્ય માનસની પ્રક્રિયા હેઠળ થતી વૈયક્તિક અંતઃસ્ફૂરણા અપૂર્ણ છે.

## ઉપસંહાર

આધુનિક વિજ્ઞાન યુગમાં ઉત્ક્રાંતિના જીવશાસ્ત્રીય સંશોધનોની અસર હેઠળ રચાયેલી તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓ તથા ઍરિસ્ટૉટલ ઉત્ક્રાંતિની એકતરફી ઊર્ધ્વગમનની ગતિ જ લક્ષમાં લે છે. કેટલાક ચિંતકો તેને માત્ર યાંત્રિક ગતિ જ ગણે છે; ઊર્ધ્વગમનનો ખયાલ ત્યાં બંધબેસતો નથી. આમ આધુનિક ઉત્ક્રાંતિવાદી તાત્ત્વિક પદ્ધતિઓ આ સંબંધે ઍરિસ્ટૉટલથી આગળ વધી શકી નથી. આ કારણે સત્‌તત્ત્વ અને વિશ્વપ્રક્રિયામાં સૌથી નીચી કક્ષાનું ભૌતિકતત્ત્વ એ બન્ને વચ્ચેના વ્યવહારની સમજૂતી અધૂરી જ રહે છે. બર્ગસાઁએ ચેતનતત્ત્વથી જ શરૂઆત કરી અને સતત વહનથી વિપરિત બાબતને ભૌતિકતત્ત્વ કહીને આ વ્યવહારનો પ્રશ્ન દૂર કરવા પ્રયાસ કર્યો છે. જીવનશક્તિ જે સતત વહન છે તેનું આ ભૌતિકતત્ત્વ પ્રત્યાવર્તન માત્ર હોય તો તે સત્‌તત્ત્વનું જ ઉત્પાદન ગણાય. આથી તે અસત્ કેવી રીતે ગણી શકાય? જો તે વહનમાં આડખીલી રૂપે અટકાયત હોય તો તે સત્‌તત્ત્વથી ભિન્ન સ્વતંત્ર અસ્તિત્વ ધારણ કરે છે અને પરિવર્તન સિવાયનું તે એક બીજું અંતિમ તત્ત્વ બની રહે છે. જો તે માનસની વ્યવહારુ ઊપજ હોય તો માનસ વ્યવહાર મુજબ તેને ફાવે તેવા રૂપરંગ આપી શકે. પરંતુ માનસ તેમ કરી શકતું નથી અને અનેક માનવીઓનું આવું પ્રત્યક્ષીકરણ, ભિન્ન વ્યાવહારિક હેતુઓ હોવા છતાં, સરખું જ થાય છે. આમ છતાં તે માત્ર માનસની બૌદ્ધિક પેદાશ જ હોય તો તે અયથાર્થ અને ભ્રામક બાબત જ બની રહે છે. આથી નક્કર એવા ભૌતિકતત્ત્વની આ સમજૂતી અધૂરી જ રહે છે. વળી માત્ર પરિવર્તનને જ સ્વીકારીને અહીં સ્થાયીત્વને અવગણ્યું છે. અંતિમ મંજિલના સૂચન વિના. વિશ્વપ્રક્રિયાનાં સર્જન અને વિકાસની સ્પષ્ટ દિશા ન મળે એ દેખીતું છે. પાશ્ચાત્ય ઉત્ક્રાંતિવાદી તત્ત્વજ્ઞાનમાં અદ્વિતીય અંતઃસ્ફૂરણાવાદી બર્ગસાઁ આ સમન્વય સાધી શક્યા નથી.

ઉત્ક્રાંતિની આવી એકતરફી ગતિના સિદ્ધાંતોની અધૂરાશ શ્રી અરવિંદ અવતરણના સિદ્ધાંત દ્વારા દૂર કરે છે. આથી વિશ્વપ્રક્રિયામાં સૌથી નિમ્ન કક્ષા અને સર્વોચ્ચ કક્ષા વચ્ચેનો અદ્વૈતવાદી વ્યવહાર સ્થાપિત થયો છે અને તેની સંતોષપ્રદ સમજૂતી પણ પ્રાપ્ત થઈ છે. આત્મતત્ત્વના અવતરણથી ભૌતિકતત્ત્વનું જીવનમાં, જીવનનું આત્મામાં અને આત્માનું માનસમાં રૂપાંતર થયું છે. આ રૂપાંતરમાં આકસ્મિક મર્યાદાઓ અદૃશ્ય થાય છે અને સત્ત્વ વધુ ને વધુ આત્માભિવ્યક્તિ પામે છે. જ્યારે માનસનું રૂપાંતર અતિમાનસમાં થશે ત્યારે જીવનની આકસ્મિક મર્યાદા મૃત્યુ છે તે દૂર થશે અને જીવનનું સત્ત્વ અમરત્વ અભિવ્યક્ત થશે.[૮] આમ શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનમાં ભૌતિક અને આધ્યાત્મિક બન્ને પાસાંનો સમતુલિત સમન્વય થયો છે. આથી તે પૂર્ણ-અદ્વૈતનું તત્ત્વજ્ઞાન ગણાય છે.

## સંદર્ભ-સૂચિ


1. The Life Divine, p. 13
2. ,, ,, ,, p. 634
3. ,, ,, ,, pp. 759–760
4. ,, ,, ,, pp. 648–649
5. The Mother p. 10
6. ,, ,, p. 37
7. The Life Divine pp. 178–179
8. ,, ,, ,, p. 399


\+ \+ \+

## શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનની આકૃતિક રજૂઆત

તબક્કાની લાક્ષણિકતા–જેમાં ઉચ્ચ તબક્કાનો સિદ્ધાંત નિમ્ન તબક્કાના સત્ત્વની વધુ આત્માભિવ્યક્તિ વ્યક્ત કરે છે.

અવતરણ–ઉત્ક્રાંતિના તબક્કા

| | ઉત્ક્રાંતિની સિદ્ધિ | | | | ઉત્ક્રાંતિનો આદર્શ | |
|---|---|---|---|---|---|---|
| અવતરણ / ઉત્ક્રાંતિ | માત્ર જડ પ્રવૃત્તિ | ચેતન પ્રવૃત્તિ | ઇન્દ્રિય-જન્ય (વૃત્તિ-જન્ય) પ્રવૃત્તિ | બૌદ્ધિક પ્રવૃત્તિ (ચેતનની આકસ્મિક મર્યાદા મૃત્યુ અહીં સુધી જ) | અતિ માનસીય ઉચ્ચ અંતઃસ્ફૂરણા (દૈવી જીવનમાં પ્રવેશ) | આનંદમય સત્ય-ચેતના (અંતિમ ધ્યેય સંપૂર્ણ અભિવ્યક્તિ) |
| સચ્ચિદાનંદ સત્, ચિત આનંદ ↑ | | | | | | → |
| ↓ અતિ-માનસ ↑ | | | | | → | |
| ↓ માનસ ↑ | | | | → | | |
| ↓ આત્મા ↑ | | | → | | | |
| ↓ જીવન ↑ | | → | | | | |
| ↓ ભૌતિકતત્ત્વ | → | | | | | |

*

# સાહિત્ય·સંગીત·કલા



**ક્રીડાવન/રાવજી પટેલ**

એક પુરાતન વન મારી પાંપણોને ક્યારનું હિલોળી રહ્યું છે.
ફાળ ભરી ભરી ઝાંઝવાના કૂવામાં આવીને લપાએલાં
રણ પણ આછાં આછાં પાછલાં પરોઢ થઈને જાગે છે...
જાણું ના, ઝરણાને કાંઠે વેરઈ ગએલી
ઝાંઝરની ઘુઘરીઓમાં પાંખો ફફડાવી ફફડાવી
મારાં સાંભળતાં એ પંખીઓ કેવી રીતે ન્હાતાં?
જાણું ના, પાણીની ડાળ થોડીક વંકાઈને
નવીસવી માછલીને કેવી રીતે રમાડી લેતી?
હું ઝાડ હતો —
પંખી હતો,
કે વન?
વનની ગાઢાશને છોડીને છેક નગરની એક
બારીમાં પાંદડાંની જેમ હું
આવી પહોંચ્યો છું.
અધરાતે મધરાતે એક નાનેરો કક્ષ
મારી હથેલીઓમાં ઓગળવા માંડે છે,
ને
એકવિશાલ જાજમ પાથરી હોય એવા સમય પર
પાગલનાં પગલાં જેવો અત્રતત્ર વેરાઈ ગએલો
હું
નિર્વાક મનમાં આવું છું.
અહો અહીં તો
અજવાળાં જીવે છે!

**ત્રિ-મૂર્તિ/મધુ કોઠારી**

શિલ્પનાં
માથાં
બધાં
અવકાશવીર શાં
ઉન્નત!
શોભી રહે
બંધ ચક્ષુમાં
દબાયેલી
અણુરજ!
મસ્તકે
ચક્રાકાર પાષાણ-ખંડ
અને
તેમાં વણાયેલી
ઉલ્કા સમી ઉપસેલી
ભાત,
કે દૂરના ગ્રહની
ભૂમિની સપાટી સમી
શિલ્પની ત્વચા
અંતરીક્ષનો અવળો
અર્થ લે ત્રણવાર!

**અમીબૂંદણાં વરસે/અરવિંદકુમાર નાનાવાટી**

ધગધગતી ધરતી વિફરેલા વંટોળોની જ્વાળા,
આભમહીં ફેલાતી ચોગમ એના રુદ્ર ઉછાળા.
અગન ઝાળમાં બળતી સૃષ્ટિઃ રડતા અને વિલપતા,
એમાં તડપે જીવો જાણે જલ વિણ મચ્છ તફડતાં.
એક ધડાકો અને પ્રલયનાં વાદળ દળ સૌ છાયાં,
એક કડાકો, અને વીજના ચમકારા પથરાયા.
કેવા ત્યાં તો ટપટપ ઝરતાં અમીબૂંદણાં વરસે,
ગટગટ પીએ ઘૂંટ, ધરાય ના ધરતી તરસે તરસે.
આ મારી આંખોમાં, હૈયે, રોમ રોમ મુજ આતુર,
અહીં ફૂટે ને તહીં ફૂટે, બસ ફૂટે તૃષ્ણાના અંકુર.

**સમય સોણલાંનો/હેમન્ત દેસાઈ**

એ રુમઝુમતી રાતો ઉદય સોણલાંનો!
શશી સોણલાંનો, મલય સોણલાંનો!
ગહેકતાં ફૂલો, ગાન ગાતા સિતારા
લળ્યાં નેણે મારાં સમય સોણલાંનો!
અદાઓ સુરીલાં નયન ને અધરની
વધાવી રહેતી વિજય સોણલાંનો!
અજબ ઠાઠ ને એ નજારો ગજબનો
વિસારી શકે શે હૃદય સોણલાંનો!?
સવારો છકેલી ને થાકેલી ઊઠે
પીધો રાતભર રંગમય સોણલાંનો!
અદીઠી પીંછી કોઈ ફરતી રહી'તી
ન જાણ્યો ઉદય કે વિલય સોણલાંનો!

**કબર આવી/'જાહિદ' શિનોરવાળા**

કબૂતર ઊડતું આવ્યું ઘરે, એની ખબર આવી,
તહીં તો એ જ ખુદ આવી પરંતુ બેખબર આવી.
ભરી હું દેત એની જુલ્ફમાં ફૂલો અને ફૂલો,
પરંતુ બાગમાં છેલ્લી ખિઝાં મારી નજર આવી.
હશે કો' વેલ ઊગી ઝરતી ફૂલો કબર પાસે,
મને લે જાવ છો તો સ્હેજ રોકાજો, કબર આવી.

**હાઈકુ/શશિશિવમ્**

ગરુડ ઊડે
આભલું નીચે લાવે
પાંખ ભરીને.

રમે ભૂલકાં
ઉદ્યાને જલગોટા
હવામાં ઝૂલે.

આ સમડીઓ
ચકરાવે રે આભ
ચીરતી પાંખે.

ગોંદરે ચીલા
કેડે બાળક બેઠું
રૂડું ગામડું.

ચોરાયાં વન
રૂપરૂપનાં ફોરે
શમણાં રુવે.

તુલસી ક્યારે
દીપ ટોડિયે જલે
આંગણું હસે.

ચોદની વચ્ચે
ચાલે એકલ કેદી
રાખે એ ઇસુ!

પંખી એકલ
ચેપૂર વડલે, રુવે
નીડ સૌ ખાલી.

# અપારમચીને પત્રો

## સાતમો પત્ર: સોરઠ તારાં વહેતાં પાણી

સુમન શાહ

**પ્રિય અપારમચી,**

તારો અભ્યાસ બંધ પડ્યો છતાં તને પાઠ્યપુસ્તકોમાં અને તે અંગેના મારા વિચારોમાં હજી પણ પહેલાંના જેવો જ રસ છે એ વાત થોડીક તો બનાવટવાળી લાગે છે અથવા પત્રોમાં તો એવું તેવું જ આવે એવી સામી દલીલને પણ હું નભાવી લઉં છું. 'સોરઠ તારાં વહેતાં પાણી' નવલકથા આપણા ઇતિહાસમાં એક નોંધપાત્ર કૃતિ તરીકે અવારનવાર ઉલ્લેખાતી આવી છે. પ્રસ્તુત કૃતિ અંગેનાં મેઘાણીભાઈનાં નિવેદનોથી શરૂઆત કરીએ.

૧. પોતાનાં 'વેવિશાળ', 'તુલસીક્યારો', 'સમરાંગણ' અને 'અપરાધી'થી 'વહેતા પાણી'નું સ્થાન એમનાં 'વાર્તાસર્જનોમાંના એક વિશિષ્ટ પ્રકાર' તરીકેનું નિરાળું છે. (નિવેદન: આવૃત્તિ-૨).

૨. 'નાયક નહિ, નાયિકા નહિ, પ્રેમનો ત્રિકોણ નહિ: એવી આ સોરઠી જીવનની જનકથા છે. એ કથાનો નાયક આખો જનસમાજ છે.' (નિવેદન: આવૃત્તિ-૧).

૩. 'આ કથાને મેં તો ઇતિહાસકથા લેખે જ આલેખી છે. એ ઇતિહાસ વ્યક્તિઓનો છે અને નથીયે; પણ સમષ્ટિનો ઇતિહાસ તો એ છે જ છે.' (નિવેદન: આવૃત્તિ-૧).

૪. મેઘાણીભાઈ સમજે છે કે 'ઇતિહાસ જેમ વિગતોનો હોય છે, તેમ વાતાવરણનો પણ હોઈ શકે છે. અથવા વિગતો કરતાં પણ વાતાવરણની જરૂર ઇતિહાસમાં વિશેષ છે—જો એ જનસમૂહનો ઇતિહાસ બનવા માગતો હોય તો...બેશક'. (નિવેદન: આવૃત્તિ–૧).

કૃતિ લેખકને પોતાની સમગ્ર વાર્તાસૃષ્ટિમાં 'વિશિષ્ટ પ્રકાર'ની કેમ લાગી છે એનો ખુલાસો ઉપરની વિગતોમાંથી કંઈક અંશે મળી આવે એમ છે.

૧૯૩૭માં લખાયેલી આ કથા પોતાની આગળના 'બે દાયકા ઓળંગીને' 'તે પૂર્વેનાં વીશેક વર્ષોને પોતાના પ્રવાહમાં ઝીલીને' સોરઠી જીવનની જનકથા બનવા ચાહે છે. લેખકનાં નિવેદનોને આધારે આપણે પ્રસ્તુત કથાને વીસમી સદીના આગળના દાયકાઓના જનજીવનની વાતાવરણપ્રધાન ઇતિહાસકથા લેખે મૂલવવાની રહેશે; અને નવલકથા લેખે, કલાકૃતિ લેખે મૂલવવાની રહેશે.

ઐતિહાસિક વસ્તુવાળાં નાટકો અને નવલકથાઓ અંગે આપણે ત્યાં ઠીક ઠીક ચર્ચા થઈ છે. મને આ ચર્ચા થોડીઘણી, જીવનકથાના સાહિત્યપ્રકારની ચર્ચાના વર્ગની લાગે છે. જીવનકથામાં જેમ ઇતિહાસ ધોવાઈ જવો જોઈએ નહિ ને ગાત્ર એ એકલો જ દેખાયા કરવો જોઈએ નહિ—એટલે કે લેખકની સર્જકતામાં એ રૂપાંતરિત થઈને આવવો જોઇએ, તેવું જ ઐતિહાસિક ઇતિવૃત્તોવાળી બધી જ કૃતિઓના વિશે કહી શકાય. ઇતિહાસને નવલકથાના રૂપ (form) દ્વારા આપણી સમક્ષ આવવું છે એટલે લેખક પાસે બંનેના અવિશ્લેષ્ય, સંવાદી મિકસ્ચરની અપેક્ષા રહે છે. અલબત્ત, ઇતિહાસની વિગતો સાથે ચેડાં કરવાની એ સર્જક છે તેથી એને કદીય છૂટ તો નથી જ—ઊલટું એણે એ વિગતોને વફાદાર રહી એક સ્વાયત્ત કથાસૃષ્ટિનું નિર્માણ કરવાનું છે. ઇતિવૃત્ત અથવા વસ્તુ જ્યારે ઐતિહાસિક હોય ત્યારે પણ સર્જનકર્મના સાત્ત્વિક ઉદ્યોગની કક્ષામાં કશો જ ફેર પડતો હોતો નથી, પડવો જોઈએ નહિ. જો કે આપણા ઘણા કહેવાતા નવલકથાકારોએ ઇતિહાસની ક્રમાનુસારી ફિલમપટ્ટીને આમતેમ કાપીકૂપી આડીઅવળી જોડીસાંધી થોડું ઘણું રંગકામ કરી આપ્યું છે ને એ નવી પટ્ટી ઇતિહાસને મુકાબલે આપણને 'શુષ્ક' નહિ પણ 'રસપ્રદ' લાગી છે. 'રસપ્રદ'માંના 'રસ'નો અર્થ અહીં સાહિત્યિક નથી જ! મેઘાણીભાઈ વિગતોના ઇતિહાસને ગૌણ બનાવી દઈને તત્કાલીન વાતાવરણનો ઇતિહાસ નિરૂપવાની નેમ ધરાવે છે એ આ દૃષ્ટિએ ઘણું આવકાર્ય છે. એમ કરીને એમણે પોતાના કાર્યક્ષેત્રને સ્પષ્ટ કરી આપ્યું છે કે કોઈ ઇતિહાસવિદ્ આપે તેવી વીસમીના પહેલા બે દાયકાના સોરઠની સૂક્ષ્મ વિગતો અહીં નહિ મળે, તત્કાલીન વાતાવરણ મળશે. છતાં નાજવાળા,

હીપાવાળા, ઝવેરભાઈ ફોજદાર, સૂટર સાહેબ, હરજીવનદાસ ફોજદાર, દરબાર શ્રી ગોપાળદાસ અને પારેવાવાળાના ખેડુ શેઠ શ્રી છગનભાઈ મોદી, મેઘાણીભાઈના દાદા આ સૌ તત્કાલીન વ્યક્તિઓની, બીજા કેટલાકની, કેટલીક ઘટનાઓની અને 'એક કાળજૂના અમલદારના પુત્ર તરીકે' ખુદ મેઘાણીભાઈની આ કથામાં 'ઊંડી છાયા' પડી છે. સોરઠવાસીઓએ ઓળખી કાઢેલી (તેટલી વધુ માત્રામાં નિરૂપાયેલી) કેટલીક વ્યકિતઓની ગાઢી રેખાઓ તે તેની ઐતિહાસિકતા સાથે નિરૂપાઈ છે. અને આવી ઓળખાણ પડી જાય તે કલાકૃતિના હિતમાં બહુશઃ ન કહેવાય, કેમ કે તેવું પ્રયાણ પણ ઇતિહાસ ભણીનું જ કહેવાય! પણ આ ભયની લેખકને સમ્પૂર્ણ જાણ હતી. 'વહેતાં પાણી'ને આગળ વધારવાની વાતમાં તેઓએ આવો ભય જોયો જ હતો કે 'એમ કરવા જતાં સોરઠનો સર્જાતો ઇતિહાસ, વાર્તાસ્વરૂપના કલાત્મક રહસ્યાલેખનને કદાચ શુષ્ક બનાવી મૂકે...' (નિવેદન: આવૃત્તિ ૨).

અહીં કોઈ પ્રશ્ન નથી, કોયડો નથી, વ્યૂહ નથી. અહીં તો બે પ્રમુખ ચિત્રો છે અને તેને નિરૂપનારી કેટલીક ઘટનાઓ છે. પહેલું ચિત્ર આવું છે: સોરઠના વિશાળ જનસમૂહમાં વેરાયેલી, કાચા પારા જેવી પ્રચણ્ડ શક્તિ, તાતી સત્યપ્રિયતા, નેકદિલી, પ્રામાણિકતા અને પ્રેમે-મઢયા શૌર્યનું જીવનચિત્ર; બીજું છે આ પ્રજા પર અંગ્રેજ શાસનની સોપાનશઃ રીતે જડીભૂત થતી ગુલામીની અવસ્થાનું ચિત્ર. આ બે ચિત્રો ભેગાં થવાથી કંઈક આમ સમજાય છે: તદ્દન અબુધ, ભોળી, અજ્ઞાન, નિમ્નતમ થરની પ્રજાનો કાચા માલની જેમ સત્તા, ધન, ભોગવિલાસ માટે થતો ઉપયોગ દર્દપ્રેરક છે. મનુષ્ય અહીં ઢાંઢા જેવો, નર્યું માનવીપણું ધરાવતો—અને તેમ હોઈ ને જ જાણે—ગુલામ થવા સરજાયેલો હોય તેમ પોતાના ઉપરીની વેઠ કર્યા કરે છે. સાચા માનવી હોવું એટલે જ જાણે ગુલામ રહેવા સજ્જ થવું એવો કોઈ અમાનુષી નિયમ અહીં વરતાય છે.

સોરઠી નાર મગરના મોંમાંથી બકરીને ઝૂંટવી શકે છે; એ તો શૌર્યને જ વરી છે, શૌર્ય સિવાયનાંમાં એને પ્રેમ કે પ્રણયનો સ્પન્દ પણ નથી જાગતો. સિપારણ થઈ તે પહેલાં હેલી વાશિયાંગ જેવા નામર્દને ન પરણી; રૂખડશેઠ જેવા વીરના ઘરમાં મુસલમાન ઓરત બનીને રહી. અને આવો પ્રેમ અહીં ભવોભવનો થઈ રહેતો જોવાય છે. વાશિયાંગ, વિધવા અવસ્થાના દિવસોમાં ફરી સિપારણનો લટ્ટુ બન્યો ત્યારે સિપારણે, નાછૂટકે, આંખનો પલકારો મારીએ તેટલી આશાનીથી, ઝડપથી, ગોળીએ વીંધ્યો! રૂખડની પ્રેમિકા હોવાને લીધે જ તેની સંપત્તિ પર હક્ક કર્યો, વ્યક્તિનિષ્ઠ પ્રેમને દબાવવા-ચાંપવા માગતા સમાજ સામે એણે આમ સમષ્ટિ હિતનું બહારવટું ખેડ્યું. અહીં વેરનો બદલો વેર છે, પ્રેમ નથી. કેમ કે વેર વ્યક્તિલક્ષી સત્ય ઉપર ઊભું છે. માને અપ્રત્યક્ષ ગાળ દેનારને રૂખડ કેમ જિરવી શકે? સત્યમાંથી વેર જન્મ્યું; બદલો લીધો; પોતે મર્યો પણ એ મૃત્યુમાં તો ગૌરવ અને જીવતર આખાની શાતા હતી. લખમણ પટગર—ગાયોનો રખવાળ ગૌચરની જમીન સાથે અડપલાં થયાં ત્યારે સાધુ મટીને બહારવટિયે ચઢચો. દીકરી જેવીના હાથનો મીઠો પુલાવ ખાનાર દરબારે જ્યારે ભાવરની પત્નીને પોતાના ઘરની ચોથી રાણી બનાવવા ઝડપી જાય ત્યારે જુવાન ભાવર પૂરતો હિસાબ ચૂકતે કરી લેવા તરસે એ જ સાચો જવાબ હતો. પણ અહીં સોરઠની નારનું બીજું વ્યક્તિત્વપાસુંય જોવા મળે છે. ઝૂલેખાંને દરબારને ત્યાં ગયાનો આનંદ હતો. પ્રેમેરસ્યું, તે પર જીવતું ભાવરનું શૌર્યવીર્ય કરુણ હતાશ કલૈબ્યમાં ફેરવાઈ ગયું. રૂખડ, લખમણ, સુમારિયો, ભાવર, સિપારણ આ સૌનો ભલે કરુણ અંજામ આવ્યો પણ તેઓ જૂઠ અને ગંદકી સામે ઝનૂનપૂર્વક વીરોચિત રીતે ઝઝૂમ્યાં હતા. એ બહારવટામાં કે એ ખૂનોમાં ધીંગી લુચ્ચાઈ અને લૂંટાગગીરી નહોતી, એ તો હિંસક યુદ્ધ હતું.

બે ચિત્રો ભેગાં કરતાં મળતું આવું નવું ચિત્ર વધારે બિહામણું છે. પેલો પસાયતો વેઠ કરવા આવેલા ભોળા ખેડુને બે ઢાંઢાં ભેગો ત્રીજો ઢાંઢ કહી ઓળખાવે છે! અહીં માનવીપણાનું કશું મૂલ્ય નથી. તમે લુચ્ચાઇનો વ્યવહાર જાણી-આચરી શકો, બનાવટી રીતરસમો જાણો તો તમે દક્ષ છો, બાહોશ છો, મનુષ્ય છો—નહિતર ઢાંઢાં, ભૂત છો! પસાયતા જેવા, ઉપરી અમલદારોના દલાલો છે, ઉપરી અમલદારો, તેમના અંગ્રેજ અમલદારોના ગુલામ છે અને તે અંગ્રેજ એજન્ટો પણ એક રીતે તો કંપની સરકારના અથવા તો બ્રિટિશ સામ્રાજ્યના

પગારદાર નોકરો જ છે. પણ પેલી એકુ જેવી નીચલી પ્રજાને બધી જ બાજુથી માર છે. ઉપરીઓની પ્રકાર-પ્રકારની શરીરવિષયક વેઠમાં એઓ શરીરે અને ધન, શક્તિએ પણ ચૂસાય છે. એઓની બહેનબેટીઓનાં, વહુવારુઓનાં શિયળ પણ લૂંટાય છે અને એમ એ ત્રેવડી રીતે લૂંટાય છે. વેઠ કરવા આવેલી ક્ષીણકાય પેલી સ્ત્રી–જેના રૂક્ષ સ્તનને બાળક ધાવે છે–શરીરે તો કેવી રિબાય છે પણ એના શિયળનો પ્રશ્ન પણ એટલો જ ભયમાં છે. છતાં તે ડહાપણ શીખી છે, લુચ્ચાઈ તેને આવડી છે અને માટે તો પસાયતાની જાળમાંથી છટકી શકે છે.

'હડમાનજી'ની જગ્યાના બાવા, રંગલાલ કલાલ, ઠાકરદ્વારનો પૂજારી, જમાલશા પીરના તકિયામાં સૂનેલો ગોદડિયો સાંઈ, ખડમાંકડીની જેમ ચાલતો અને પર-ણવાને પૈસા એકઠા કરતો લૂલિયો ભિખારી, 'જાહેર ફાંસી તો આદમીકી મર્દાઈ કુ માપનેવાલી હૈ'–કહેનાર ચાંદમિયાં–બધા નીચલા થરની આળસુ, મસ્ત ફકીર, થોડી દાંડ પ્રજાના પ્રતિનિધિઓ જેવા છે. ફાંસી પર લટકેલો સુમારિયો, રૂખડશેઠ અને પ્રેમની ખોટ અનુ-ભવતાં દરબાર સાથેનું જીવ સાટાનું વેર જેવું વેર ભૂલી હવે જીવન ઘસડી નાખવા માગતો ભાવર જુવાન–આ બધા સોરઠના, વીરત્વ અને શૌર્યની મૂર્તિઓ સમા છે. ગોરો અમલદાર જાણે છે 'Such fine types of chivalry are fast decaying'–પ્રજાના પ્રાણભૂત ખમીરની તો એ અંગ્રેજ શાસકોને ભાળ મળી ગઈ હતી. પણ એય જાણ બહાર નહોતું કે તેઓ માંહોમાંહે જ અશક્ત, નિર્બળ બની બેઠા હતા. મહી-પતરામ, દરબારો વગેરે ઉજળિયાતોને દૂધમાં અને દહીંમાં પગ રાખવાનું કેવું તો કપરું પડે છે–એય વાતાવરણનો એક પ્રધાન સૂર છે,

સમસ્ત પ્રજા મોં ભરીભરીને અંગ્રેજની, દરબારની, બહારવટિયાની જ વાતો કરતી દેખાય છે. યુદ્ધની ફિલસૂફી, એમાં જાતજાતનાં રહસ્યો બધું શેરી ચૌટે ચર્ચાય છે. ગાડીના ડબ્બામાં, ચકલાના ઓટલે રમાતી નવકૂકરીની રમતમાં 'અંગ્રેજને જરમન અફાળે' એમ કૂકરીઓનાં નામ અપાયાં છે. મોતી મીર જેવા, દૂહા પણ એવા જ મર્મમાં જોડે છે. પ્રજામાં ચર્ચાનો વિષય સમગ્ર પરિસ્થિતિ છે. એ ચર્ચા સાચી છે, ખોટી પણ છે, લાચારી સૂચક છે અને ખુમારીભરી પણ નથી એમ નહિ, પણ એ સૌની ફલપ્રાપ્તિમાં શૂન્ય છે. જાગૃતિ છે પણ વંધ્યા છે. એનો ઉદય જેટલો અજ્ઞાનમાંથી છે એટલો જ કાચા શૂરાતનમાંથી છે. બુદ્ધિ અગર વિવેકના નિમંત્રણવાળું કશું રચનાત્મક તંત્ર અહીં નથી. એ શૌર્ય અને જાગૃતિને યોજનારો, ઘડીને સંગીન પ્રવૃત્તિમય બનાવનારો કોઈ પાક્યો નથી. ગાંધીએ તો હજી ડગ મૂક્યું છે.

સોરઠનાં નદી, ડુંગર, પાસેનો દરિયો, વનસ્પતિ, પ્રાણીઓ વગેરેના લાક્ષણિક ઉલ્લેખો આપણી નજર સામે સોરઠને ઊભું કરે છે. એ સૌનું ચિત્રાત્મક વર્ણન તે તેની સૂક્ષ્મ વિગતો અને લાક્ષણિકતાઓ સાથે નિરૂપાયું છે. ધૂનાળી નદીનો 'ઊંટ ગાંગરતું હોય' તેવો 'વિલાપ-ભરપૂર રવ', તેનો આ 'સોનાના મોટા ખુમચા' સરખો મેદાન કિનારો, સામેનો રમકડાંના દેશ જેવો ડુંગરિયાળ પ્રદેશ અને ત્યાં જ ચૂનો ધોળેલાં મકાનોનું ઝૂમખું આખાય પ્રદેશને આહ્‌લાદક રીતે શબ્દસ્થ કરે છે. ધૂનાળીનો દૂરથી આવતા રૂદન જેવો વિશિષ્ટ જલરવ નોંધપાત્ર છે. દ.પડિયા વોંકળાનો ત્રણ થરાં મેઘધનુષ્ય રચતો ધોધ, ગાંડા રબારીના જેવું તેનું રાત્રિરુદન, ઉપરના જેવી જ જલરવની બીજી વિશિષ્ટ છટા છે. ગિરના ડુંગરાઓની ધાર પરના લાંપડા ઘાસનો વગડાઉ દાવાનળ, લેખકને રાતીપીળી રોશની જેવો લાગ્યો છે. એ બોરડીનાં જાળાં અને થુંબડા થોરની કતારો, ઊંટ ઓરાઈ જાય તેટલી તેટલી ઊંચી હાથિયા થોરની વાડો, તેવું જ 'ગિરમાના પેટ'નું ઊંચું ઘાસ, તેની નદીઓનો ખોપો, વનરાઈની રક્ષણહારણ ઘટાઓ તેવા જ રક્ષણ-હાર, ગિરવાસીઓના નેસડા–બધું સોરઠી ધરતીને લાક્ષણિકપણે ઓળખાવે છે. 'માના પેટ' નામે ઓળખાતું બીજું સ્થળ તે દારિદ્રના બેટના શંખોદ્ધારનો દરિયો–એ પણ તોફાન સામે વહાણવટીઓને રક્ષણ આપનારું માનું પેટ છે. લાલ ચનીબોરના ટબાના ટબા, લેલાં પક્ષીઓનું તેં-તેં-તેં-તેં, ટીંટાળીનાં બચ્ચાંનાં તોતડા બોલ ત્યા-ત્યા-ત્યા, નદીના પાણીમાં બગલાંની ચાંચોના ચપોચપ અવાજ–બધું સોરઠી વાતાવરણની જમાવટ કરવામાં ખૂબ જ ઉપયોગી નીવડે છે. રાનીવાડાના બેઠુની વાડી,

પાસેની ત્રીજી–ચોથી વારની કોઈ વીંયાતલ આહીરાણી જેવા પહોળાવેલ દેહે પડેલી હાલારી નદી, તેની સામેના પાંચાળીના ડુંગરો અને બીજા અનેક નદી, નાળાં, ડુંગરાના ઉલ્લેખો તેની તાદશ ચિત્રાત્મકતા સાથે લેખકની સૂક્ષ્મ અવલોકન શક્તિને અને તે તેના નિરૂપણમાં છુપાઈ રહેલી તેમની, ધરતીની પ્રીતને છતાં કરે છે.

આ બધું ભેગું મળીને સોરઠી ધરતીની તાસીર ખડી કરે છે. ૨૦મીના પહેલા બે દાયકાના સોરઠી વાતાવરણનો સારો અણસાર આ કથા આપી શકી છે એમ એકંદરે કહી શકાય.

\+ + +

પણ એક નવલકથા તરીકે જ્યારે આપણે આ કૃતિને જોઈએ છીએ ત્યારે, એમાં, સ્વયંસંપૂર્ણ કલાકૃતિની અખિલાઈનો અભાવ નિર્દેશનારી એક શિથિલતાનો અનુભવ થાય છે. આખી કૃતિમાં, કથાના છૂટક પ્રસંગો અથવા તો એકમો જેટલી સારી રીતે પોતાની અખિલાઈનો પરિચય કરાવી શકે છે તેવું સમગ્ર નવલની બાબતમાં બનતું નથી. એટલે કે કથા-પ્રસંગોનું જેટલું વ્યક્તિગત ગૌરવ છે તેટલું તેની સમગ્રતામાં નથી. રંગીન ચકિતચિત્રો અને આકર્ષક બનાવોથી વાર્તા રંધાઈ છે ખરી પણ સતતપણે સંધાઈ ગઈ લાગતી નથી. આગળ જોયું તેમ વાર્તામાં કોઈ એક નાયક નથી, જનતા નાયક છે; વળી અહીં કોઈ કેન્દ્રવર્તી પ્રશ્ન નથી જેની આસપાસ વિહરતી પાત્રસૃષ્ટિના હેતુઓ વર્તનોનું મૂલ્યાંકન થઈ શકે. બધાં રોંઠને ઓળખાવવાનો એક સામાન્ય હેતુ જાણે કે ન ધરાવતાં હોય એમ લાગ્યા કરે છે. તાત્પર્ય કે લેખક એક સર્જકની અદાથી ઐતિહાસિક સામગ્રીને નવલકથાની સ્વયંચાલિત સૃષ્ટિમાં રૂપાંતરિત કરી શકયા નથી. એકમોની અહીં સાથેસાથે ગોઠવણી છે, એ ગોઠવણી પર સમગ્રતયા દૃષ્ટિ નાખીએ ત્યારે લેખકને અભિપ્રેત વાતાવરણને આપણે પામી શકીએ છીએ. પાત્રો એક વાર મળ્યા પછી ફરી મળશે કે કેમ એવી સતત દહેશત રહે છે, જે વાચકની કુતૂહલવૃત્તિને બાધાકર છે અને તેથી, પ્રવહમાન એવા વાર્તારસમાં વિક્ષેપક છે. પરિણામસ્વરૂપ, આખી કૃતિ અધૂરી લાગ્યા કરે છે; એનો અંત પણ વેદાઈ ગયેલા તંતુઓને ગમેતેમ એકમેક સાથે ગાંઠી લઈ બધું સમેટી લેવાની વૃત્તિવાળો ભાસે છે. કશુંક બગડી ગયાની, બેસ્વાદ બની ગયાની લાગણીનો સુજ્ઞ વાચકને આ કૃતિના અંત ભાગમાં અનુભવ થશે. કેટલાંક જીવંત ચિત્રો, એ, લેખકની નિરૂપણ-શક્તિનું જમા પાસું છે, બાકી નવલકથાની કોઈ બળવાન ટેકનિકનો પરિચય મેઘાણીભાઈ અહીં નથી કરાવી શકયા.

હા, એમની પાસે વાતાવરણની જમાવટ કરવા માટે આવશ્યક એવી સૂક્ષ્મ નિરીક્ષણની અને તેને વફાદારીપૂર્વક નિરૂપવાની શક્તિ જરૂર છે. વર્ણનકલાની એક આગવી શૈલી વાતાવરણનિરૂપણમાં લેખકને સારી એવી સફળતા અપાવે છે. એમનાં વર્ણનોની એક લાક્ષણિકતા છે તેનું વિગત પ્રાચુર્ય. આ લાક્ષણિકતા પાત્રોના દેહ-પોશાકનાં વર્ણનોમાં, સોરઠી લોકોના પોશાક, રીતભાત વગેરે માહિતીવાળાં વર્ણનોમાં, તો પાત્રોનાં મંથનોમાં (ઓછાં છે) જોઈ શકાશે. વિક્રમપુર લઈ જવાતી દેવુબાની સાથે ટોળે વળેલા સ્ટેશન પરના રાજપૂતોનું તેમના પોશાક, બૂટ, સોટી, ટીમી, ફાળિયાં સાથેનું વિગતસભર વર્ણન; ભાવરાણી ઝૂલેખાં, ત્રણ દીકરીઓ અને બ્રાહ્મણી વિધવા જ્યાં મહાભારત વાંચે છે તે રાજદેવડીની પરસાળનું વર્ણન, ત્યાં આવેલા મહીપતરામ સાંઈનું વર્ણન; પહેલી જ વાર, ગાયો લઈને આવતા લખમણ પટગરનું તેના પોશાક, છાતી પરના ઘાટા વાળનો જથ્થો, હાથમાં ફરસી, ખભે દોરડું ને ચામડાની બોખ, ગળામાં તુલસીની માળા–વાળું પાત્રની દેહરેખાઓ આંકતું ચિત્રાત્મક વર્ણન; એવું જ સિપારણ પહેલી મળી ત્યારનું અટલસના તસતસતા કાપડ પરની ચુંદડીમાં અને ઝાકમઝોળ સાગરછોળ ઉડાડતા ઘાઘરામાં વર્ણવાયેલું રૂપવર્ણન—આ બધાં આનાં ઉત્તમ ઉદાહરણો છે. સિપારણ બહારવટિયાણીના મુકદ્દમાની અદાલતમાં બેઠેલા સોરઠી પુરુષોની વીંછીની પૂછડી જેવી, ખિસકોલીના જેવી કાબરી, લોઢાનાં સોયા જેવી લાંબી, રૂપાંનાં ચગદાં ચોડયાં હોય તેવી સફેદ અને કૃત્રિમ, ઓળેલી, સેંથા પાડેલી, પડતર ખેતરો જેવી—જાતજાતની અને ભાતભાતની મૂછોનું વર્ણન સોરઠી જનસમાજની નોંધપાત્ર રીતિને સૂચવે છે.

ક્યારેક લેખક ઉપર્યુક્તના જેવી વિગતો નિરૂપવાને બદલે કોઈ એકાદ અતિ સૂક્ષ્મ ચીજના વર્ણનથી, તેના

ઉલ્લેખથી આપણને પાત્ર, વસ્તુ કે પરિસ્થિતિના મોંઢા-મોંઢ પાસે લઈ જાય છે. પેલા રંગરૂટના ગાલે ચાબૂકની શેઝનો ડાઘ ઉલ્લેખતાં લેખક કહે છે કે એ લીલો ડાઘ જાણે લીલો કીડો ચામડી નીચે પેસી ગયો હોય તેવો લાગતો હતો. પિનાકીની આંખો પાસેના ખૂણામાં ભરાયેલી ધૂમને પણ પુષ્પાને છેડા વતે સાફ કરતી વર્ણવવાનું લેખક ચૂકતા નથી. આવી જ રીતે તેઓ પડસૂદીના લોટ જેવી બારીક મુલાયમ ધૂળનો ઉલ્લેખ કરે છે. તો ઘોડાની લાદ અને પેશાબની તીવ્ર વાસની મીઠાશને પણ નિરૂપે છે. ઊલ ઉખારેલી બે ચીરોની ચોકડી પણ તેમની નજર બહાર નથી. તો પાંથીના મૂળમાંથી સફેદ થતા વાળ પણ તેઓ જોઈ શકે છે. મોં પરની તામ્રવર્ણી રેખાઓનું લલાટમાં ઓગળી જવું, આંસુનું કાન પાસે જઈ કોઈ છાની વાતનું કહેવું વગેરે ઉલ્લેખો તેમની સૂક્ષ્મ અવલોકનશક્તિનું પરિણામ છે. વરસાદ પડ્યા પછી નીકળી આવેલા ઢેખાળા આ નજરની બહાર ગયા નથી.

ક્યારેક લેખક પ્રકૃતિના વર્ણનમાં કવિત્વ દાખવી જાય છે. સૂરજ ઘોડાની રાશ ઢીલી મૂકીને ચાલ્યો જાય છે, એના રથ અને પૈડાની અબોલ ગતિ છે. વાદળીઓના ખેસ રેવતાચળને ગળે વીંટળાયા છે, તો ગિરનાર પણ સોરઠી ધરા પર મહાજન જેવો ગરવો બેઠો છે. આ વર્ણન ભાવર જુવાનના કરુણ અંતની વાત પછી આવતું હોઈ ને પરિસ્થિતિમાં શામક પલટો આણી કથાતંતુના સાતત્યનો અવકાશ સર્જે છે. આ જ સૂરજને લેખક બીજી વખતે વાદળીભાભીનાં ચીરને કેસૂડાં ભરી પીચકારીઓ-એ છાંટી નાખતા બાલસૂર્ય પેઠે નિરૂપે છે. લેખક શિયાળુ રાતના પવનને મશ્કરો કહે છે. શિયાળ હાડકાં ચાટે તેમ મોઢાં ચાટતી ટાઢને પણ તેઓ ઓળખે છે. અને જ્યારે જ્યારે આવાં વર્ણનો કરવામાં આવે છે ત્યારે ત્યારે ઉપમા-ઉત્પ્રેક્ષાનો આશરો લેવાય છે. મેઘાણી-ભાઈની શૈલીનું પ્રમુખ અંગ ઉપમા–ઉત્પ્રેક્ષાનો સાચો-અસાચો આશ્રય છે એમ પાને પાને મળતાં ઉદાહરણોને આધારે કહી શકાય. આ અલંકારો બધી વેળા ઉપકારક નીવડતા નથી હોતા, તો ક્યારેક તો વાણીની પટુતામાં અને શૈલીછળમાં ઊતરી જતા લાગે છે, ચંદ્રને અનેક કાગડાઓ દહીંથરું ચાંચતા હોય તેવો વર્ણવવામાં જેટલી વધારે આધુનિકતા છે તેટલી વર્ણ્યપદાર્થ તરફની વફાદારી નથી જ! પણ, સિપારણના ઝાંખા ચહેરા પરના ચિર લાવણ્યને નિરૂપવા ઘણો જ ઉપકારક અલંકાર વાપરે છે–બાઈનાં ઝાંખા પડેલા ચહેરા પર લાવણ્ય હજીય બેઠું હતું, સાપે ચૂંથેલા માળા પર ચકલું બેઠું હોય તેવી કરુણતાભર્યું. પણ મેઘાણીને વધારે ફાવટ તો ભાવ-ભરપૂર લોકવાણીના નિરૂપણમાં છે. ત્યાં નિરાભરણ, નિરલંકાર શૈલી જેવી અસર પહોંચાડે છે તેવી તેમના આવા મૌલિક અલંકારો નથી પહોંચાડી શકતા. જુઓ લખમણની ફૂટતા સવાર જેવી સચ્ચાઈ આ વાક્યમાં કેવી ઊપસી આવે છે: 'રાત જેવી રાત છે. પ્રાગડના દોરા ફૂટતા આવે છે. ખોટું નહિ બોલું, બેન!' આવી જ સહજોક્તિઓમાં મેઘાણીભાઈ ઊર્મિતંત્રને પોતાની તીણી કલમથી કરકોલી શકે છે: 'બોલ્યાં ચાલ્યાં માફ કરજો, માતાજી! આવજો ભાઈયું બોન્યું! મારાય અવગણ માફ કરજો! ઘણાંને સંતાપવાં પડચાં છે.' જેલને સળિયે જતી સિપારણની આ ગદ્-ગદ્ કંઠે થયેલી વિનવણી ઘણી હૃદયદ્રાવક છે. વાર્તારસમાં આનું ઔચિત્ય અનેકશઃ વધી જાય છે.

પરિસ્થિતિને અને વાતાવરણને અનુરૂપ વર્ણનો બહુ ઓછાં છે. પણ કેટલાંક લેખકની શક્તિનાં પરિ-ચાયક છેઃ સિપારણને ત્યાં શબવત્ પુત્રીની પાસે સૌ બેઠાં છે ત્યારની મૃત્યુ વખતની શાંતિનો જરાય શબ્દો-લ્લેખ કર્યા વિના લેખક એને આમ મૂકે છે: '...બા અવાચક પડી હતી. ઘેરદાર પહેરવેશવાળીનું રૂપ બોલતું હતું. રંગોમાંથીય વાચા વછૂટથી હતી, બ્રાન્ડીના મઘમઘાટ જાણે ઢોલ ધડૂકતા હતા, ને ફળિયામાંથી ઘોડાની લાદ પણ એની એક પ્રકારની લહેજતદાર સુવાસ રાતના અંધકાર પર તરતી મૂકતી હતી.' બ્રાન્ડીની અને લાદની તીવ્ર ગંધનો ઉલ્લેખ વાતાવરણને જીવંત બનાવે છે. સોરઠની સંધ્યાના એકલ ભેંકાર વગડાઉ સમયનું આ વર્ણન સ્વયંસંપૂર્ણ છે: 'ઊંટ ચાલે તો માથું જ દેખાય એટલા ઊંચા હાથિયા થોરની વાડવાળો રસ્તો ખેતરોને ઢાંકતો હતો...હાથિયા થોરના હજારો પંજા સાંજના ઘેરાતા અંધારામાં મૂંગો કોઈ માનવસમુદાય ત્યાં લપાઈને બેસી ગયો હોય તેવી યાદ દેતા હતા.'

મેઘાણીની શૈલીને એક વિશિષ્ટ પ્રકારનું તળપદું, તેમના વ્યક્તિત્વના જેવી જ મધુરપવાળું સૌન્દર્ય મળેલું

છે. તેઓ કેટલાક આગવા જ લાક્ષણિક પ્રયોગોથી શૈલીને ઘાટ-ઘૂટ બક્ષે છે. તેમાં ભાવ, પરિસ્થિતિ, રસ, વાતાવરણ સૌને ઉપકાર થાય છે: 'કલેજાં વેતરવાં', 'જનેતા ધરતીના પોપડા', 'ઇન્સાફની ચોટી પકડીને આણેલા' જોબનના ખાજ જેવું બદન, તાજા નાખેલા તલ-શી જગતની આંખ, મૂક દર્શને મર્મોચ્ચારનું સ્વરૂપ કહેવું, સંસારને કુતુહલની રમત કહેવી, મોં પર આનંદ ઉભરાયોને બદલે આનંદની હેલી ચાલી રહી વગેરે પ્રયોગો તેમની અલંકાર-પ્રતિભા તેમજ મૌલિક, અનુભૂતિપરાયણ સત્યાર્થના નિરૂપણવાળી શૈલીનું પરિણામ છે; તેમાં તેઓને અલંકાર વિનાની ઉક્તિઓમાં તળપદી ભંગિઓના પ્રયોગોમાં સ્વાભાવિક રીતે જ સફળતા મળી છે એમ કહેવું જોઈએ. લોકબોલીના કેટલાક નમૂના જોવા જેવા છે:

૧ 'પુષ્પાના બાપનું તો હીમ હાળી નાખ્યું રોયા કાઠીઓએ.' (પુષ્પાની વિધવા મા)

૨ 'હાઉ હાઉ, હવે બસ સા'બ દગા થઈ ગઈ,' (રંગરૂટો).

૩ '…ગીગાના ઘોડાવાળો જુવાન ઈ વીરમ, લડાઈમાં મેલ્યો છે ને ગજે?' (વીરમની મા).

૪ 'તડે ઘાલ ફી આય.' (મેમણો).

૫ 'બે પસાયતાઓનું કાવતરુ:'

'મારા મનમાં પાપ ઊપડે છે.' 'શું છે?' 'આની પાસે પાંચસો હજાર તો હશે જ ને?' 'છાનો મર સુરગ, વા ગાડાવાળો છે.' 'આ ડુંગરાઓમાં હાથતાળી દઈને જતાં શી વાર?' 'કેમ બહુ તલપાપડ થયો છે, લાડા?' 'ન થાઉં?' 'કાં?' વગેરે.

આમ મેઘાણીભાઈની શૈલીમાં સોરઠી રંગનું તળપદું માધુર્ય અવિચ્છિન્ન છે. પરંતુ આખી નવલકથામાં આ વર્ણનો અને વાતાવરણ નિરૂપણની શક્તિ કોઈ પ્રધાન ધ્યેય પાર પાડવા વિનિયુક્ત થઈ જણાતી નથી. 'સોરઠ તારાં વહેતાં પાણી' એ રીતે મને, આમતેમ તર્યા કરતી કશા કૉન્ક્રિટ વજન વિનાની નાવડી જેવી લાગી છે. તારું કેમ છે તે લખજે. (કપડવણજ : ૧૪-૮-'૬૭)

*

# વિદેશના અભ્યાસપ્રવાસેથી

## બીજો પત્ર

રોહિત શુક્લ

વિયેના
માર્ચ ૨૮, ૧૯૬૭

માનનીય શ્રી માવળંકરસાહેબ,

તમારો પત્ર મળ્યો. જવાબ વાળવામાં ઢીલ થઈ છે કારણ કે હમણાં જ ચેકોસ્લોવાકિયા, પૂર્વ જર્મની અને પશ્ચિમ જર્મની—બંને બર્લિન સાથે જોઈને પાછો આવ્યો છું. આ પ્રવાસેથી વિયેના પાછા ફરતાં જાણે ઘેર પાછો ફરતો હોઉં એવી એક લાગણી ઊભી થઈ. એમ તો અમારા છાત્રાલયને 'વિદ્યાર્થીઘર' એવું નામ જર્મન ભાષામાં અપાએલું જ છે.

આ પત્રમાં, મને લાગે છે, થોડુંક મારા આ પ્રવાસનું પણ વર્ણન લખું તો તમને ગમશે. અગાઉના પત્રની માહિતી ગમી તે બદલ આનંદ અનુભવું છું.

વિયેનાથી માત્ર ૭૮ કી. મી. દૂર આવેલા અને ચેકોસ્લોવાકિયામાં અમે હતા. 'અમે' એટલે ચાર ભારતીય મિત્રો અને એક ઑસ્ટ્રિયન મિત્ર. એ મિત્રની ભલાઈએ માત્ર પેટ્રોલખર્ચ સરખે ભાગે વહેંચી ઇસ્ટરની રજાઓમાં બર્લિન સુધી જવાનું ગોઠવાયું હતું.

સામ્યવાદી દેશોની પ્રથમ વાર મુલાકાત લેવાની હતી. મૂડીવાદી પ્રચારમાં એમને અંગેની છાપ સારી ઊપસી ન હતી. ત્યાં નર્યું ભય, ત્રાસ અને ગરીબીનું વાતાવરણ છે અને ગમે તે કારણોસર લોકોને ભારે સજાઓ થાય

છે એવો પણ ભ્રમ પ્રચારની આ દુનિયામાં ઊભો થયો છે. ખરેખર તો દુનિયાના ત્રણ પડદા-રશિયાનો લોખંડી પડદો, ચીનનો વાંસનો પડદો અને મૂડીવાદી દેશોનો નાયલૉન પડદો-આમાં કયો અનિચ્છનીય છે એ કહેવું સરળ નથી. આલ્ડસ હક્સલે 'બ્રેવ ન્યૂ વર્લ્ડ રીવિઝિટેડ'માં જણાવે છે તેમ પ્રચારની પ્રચંડ અસરકારકતા અને વ્યાપકતામાં લોકશાહી ટકી ન શકે. એમાંય દોસ્તોવસ્કીના ગ્રાન્ડ ઇન્કવીઝીટરના શબ્દો અકળાવી મૂકે તેવા છે. "The Grand Inquisitor reproaches Christ with having called upon men to be free and tells him that, 'we have corrected thy work and founded it upon miracle, mystery and authority." જો કે શ્રી આલ્ડસ હક્સલે તો miracle, mystery and authorityની ત્રિમૂર્તિમાં વિજ્ઞાનનો ઉમેરો કરે છે. અને એ રીતે લોકશાહીનો કાયમી નિકાલ કરવાની શકયતા ચીંધે છે. ગમે તેમ, મને લાગે છે, આવા પ્રચારોમાંથી બહાર આવવા જાતમુલાકાત લાભદાયી છે. એમાંય આ મુલાકાત સામાન્ય માણસ તરીકે ન લેવાય તો વળી બીજી બાજુના પ્રચારના વમળમાં ખેંચાઈ જવાની શક્યતા ઊભી થાય.

સામ્યવાદી સરહદ ઓળંગવી એ પણ એક અનુભવ છે. નિયમ સિવાયની કોઈ પણ વસ્તુ બને એવી કોઈ જ શકયતા ત્યાં દેખાતી નથી. ભય તેમજ માનસિક તાલીમ (brain washing ?!)ને કારણે સ્વતખોરી ઘણી ઓછી ચે. ચેક સરહદના થાણામાં 'શો કેસ'-માં કેટલાક નાનાં મોટાં યંત્રો મૂકેલાં હતાં. આંતરરાષ્ટ્રીયવાદમાં માનતા સામ્યવાદે ચેકોસ્લોવાકિયાને સામ્યવાદી દુનિયા માટે મશીનનું કારખાનું બનાવી દીધું છે. જો કે આ દિવસોમાં ત્યાંના અર્થતંત્રને વધુ વ્યવસ્થિત અને વિકેંદ્રિત બનાવવાના પ્રયાસો વિચારાઈ રહ્યા છે.

૫૦,૦૦૦ ચો. મા. ક્ષેત્રફળ ધરાવતો આ દેશ ચેક અને સ્લોવાક લોકોનો બનેલો છે. રંગીલાપણાને લીધે મશહૂર બનનાર બોહેમિયન્સ પણ અહીં જ છે. બોહેમિયાને અમારા જમણા હાથે રાખી અમે ઉત્તર તરફ-પ્રાગ તરફ-હંકાર્યું.

ઈસ્ટરની રજાઓ આ ઉત્તરના લોકો માટે મહત્ત્વની છે. લોહી ઠારી દેતો અને ઢાંકયા-ઢબૂર્યા રહેવા છતાં ઉઘાડી રહેતી કાનની બૂટને ભૂરી કરતો કે નાકને લાલચોળ કરી નાખતો શિયાળો વિદાય લે છે-ખેતરો માણસોની આશાઓને ફળ આપવા બરફ પચાવીને હલકી ભિનાશ ધારણ કરે છે અને હવામાં એક પ્રકારની નવી તમન્ના જોવાય છે. પરંતુ જ્યારે પણ મારી ચેકોસ્લોવાકિયાની મુલાકાત વિષે વિચારીશ ત્યારે એ બરફનું ઉગ્ર તોફાન નજરે ચડવાનું. બપોરનું ભોજન લેવા બેઠા ત્યારે જ સહેજ તોફાન શરૂ થયું. જમતાં જમતાં વિયેનામાં ખેલાઈ રહેલી આંતરરાષ્ટ્રીય હૉકી હરીફાઈ ટેલિવીઝન પર દેખાતી હતી પણ ઑસ્ટ્રિયા અને ચેકોસ્લોવાકિયા વચ્ચે ખેલાઈ રહેલી રમતના એ દૃશ્ય ઉપરાંત એ રમતને તન્મયતાથી જોઈ રહેલા ચેક-સ્લોવાક લોકો-કામ પરથી આવેલા યુવાનો, આધેડો અગર ટોળટપ્પાં કરતા વૃદ્ધોના ચહેરા પરનાં એનાં પ્રતિબિંબ વધુ રસપ્રદ હતાં.

પણ લંચ પછી બહાર નીકળ્યા ત્યારે ભયંકર તોફાન આરંભાઈ ચૂકયું હતું. છતાં મોટર લઈ આગળ નીકળ્યા. ચારે બાજુ સખત બરફ પડતો હતો. વાઈપર બરફ ખસેડવા અવિરત શ્રમ કરતા હતા. ખુલ્લા મેદાનોમાં થોડાક ફીટથી વધુ દેખાતું ન હતું. દૂરથી આવતાં લાગતાં ભારે વાહનોની બત્તીઓ ધોળે દિવસે સાવ અનિવાર્ય હતી. મોટરનું હીટર ચાલુ હતું. ઓવરકોટ પહેર્યો હતો છતાં આ ઠંડી એની 'ઠંડી તાકાત'નો પરચો આપતી હતી.

જ્યારે બરફનું ભારે પવન સાથેનું આ તાંડવ બંધ રહ્યું ત્યારે દૃશ્યો આહ્લાદક હતાં. ખાનગી માલિકી દર્શાવવા ખેતરોમાં વાડ ઊભી ન હતી. બરફવર્ષા પછી આ વિશાળતા ક્ષિતિજ સુધી વિસ્તરીને ઘણી બુલંદ લાગતી હતી. બરફ પર કયાંય કોઈએ પગલી પાડી ન હતી, અવાજ ન હતો, મકાનો ન હતાં. આ તોફાન પછી જાણે બધી જ સિદ્ધિઓના કલેશની બાદબાકી થઈ ગઈ હતી. માણસને માટે હજુ શાંતિ બાકી રહી ગઈ હતી. શંકુના વૃક્ષોની વ્યવસ્થિત રોપાએલી હારો, પસાર થતી મોટરમાંથી વચ્ચે સળંગ ઊંડી કેડીઓ દેખાડતી

હતી. ઊંચે પાનની ઘેરી લીલાશ પર ક્યાંક ક્યાંક વળગી રહેલો બરફ, નીચે થડની ઘાટી ભૂખરાશ અને જમીન પરનો બરફનો દળદાર પટ–આ બધું કંઈક જાદુગરના સ્વપ્ન જેવું દેખાતું હતું. બધું અદ્‌ભુત હતું.

રાતના સમયે પ્રાગ–ચેકોસ્લોવાક ભાષામાં ઓળખાતા 'પ્રાહા' માં પહોંચ્યા. શહેર ઘણું જૂનું છે. ઊંચા ડોમ–ઘુમ્મટો અને મિનારા વચ્ચે ટ્રામનાં દોરડાં કંઈક ખૂંચ્યાં. સડકો, ગલીઓ પ્રમાણમાં સાંકડાં હતાં. 'કોબલ્ડ સ્ટોન'ની સડકો મોટરની અંદરના વાતાવરણને સજીવ કરતી હતી.

શહેરના બહારી ભાગમાં 'મોટલ'માં રાતવાસો કર્યો. પશ્ચિમી દુનિયાના ધોરણોએ આ સસ્તું સ્થાન હતું. ખાવાની વસ્તુઓના ભાવ બાંધેલા અને ઓછા હતા. ભેળસેળ કલ્પના બહારની વસ્તુ હતી. જો કે આ પ્રશ્ન આપણે ત્યાં જેટલો સર્વવ્યાપી છે તેટલો અહીં નથી.

બીજે દિવસે પ્રાગની શોભા જોઈ. દુનિયાની જૂનામાં જૂની યુનિવર્સિટીઓમાંની એક અહીં છે. (૬૦૦ વર્ષ જૂની વિયેના યુનિ. માટે પ્રેરણા અહીંથી મળેલી.) ભવ્ય મહેલો વચ્ચેથી શાંતમાં શાંત રીતે પસાર થતું, દોડતું, વહેતું લોકજીવન કંઈક દબાએલું જરૂર લાગ્યું. અજાણ્યા પ્રત્યેની સહજ કુતૂહલવૃત્તિ, છાનાંછપનાં નંખાતી નજરો પકડાઈ જતાં છતી થતી. દુકાનોની બારીઓ મોટાભાગે ધૂળભરેલી હતી. વિયેનાની માલથી લચી પડતી અને સુશોભિત બારીઓની સરખામણીએ અહીં ઓછી વસ્તુઓ સાવ સામાન્ય સુશોભન કળા અને કેટલીક વાર દેખાતી ધૂળ નોંધપાત્ર હતાં. પણ સામ્યવાદમાં પેલું બધું તો 'બુર્ઝવા' ગણીને જ કાઢી નાખવું રહ્યું.

પુસ્તકોની દુકાનોની મુલાકાત લેવાનું કેમ ચૂકાય? લોકોની પસંદગીઓ અને અપેક્ષાનો સામાન્ય ખ્યાલ એમાંથી મળી શકે; પુસ્તકોના ભાવ ઑસ્ટ્રિયા કરતાં ઓછા લાગ્યા. ઉચ્ચ કલાનાં ફોટો-આલ્બમ પણ સસ્તાં હતાં. ચેક લેખકોની 'સાત વાર્તાઓ' અને અર્થતંત્રનાં પુસ્તકો લીધાં.

પ્રાગની બે રાતની મુલાકાત પછી આગળ વધી, વળી એક ગામમાં રાત રોકાયા. કારણ કે ચેક–પૂર્વ જર્મન સરહદ પર પણ ખૂબ સખત તપાસ થાય છે. માણસને માપવા મથતી ભૂરી ઠંડી આંખો ગણતરીબાજ લાગતી હતી. અમારી 'જનતા ગાડી' એમની સામ્યવાદી દુનિયાના માળખામાં બંધબેસતી હતી તેથી ૧॥ કલાકે અમે પ્રવેશી શક્યા, પરંતુ આગળની એક અફલાતૂન ફ્રેંચ મોટર એની 'મૂડીવાદી ગ્રામ્યતા'ને કારણે કંઈક મુશ્કેલીએ નીકળી.

પૂર્વ જર્મનીની પહેલી મુલાકાત ડ્રેસ્ડન શહેરના દર્શનથી થઈ. શહેરમાં પ્રવેશતાં જ રશિયન રૂઢિચુસ્ત ચર્ચની બાંધણીનું દેવળ દેખાયું. ચારે તરફની સ્વચ્છતા નોંધપાત્ર હતી. પણ થોડા જ સમયમાં ડ્રેસ્ડનની મુગ્ધકર ભવ્યતા દેખાઈ. તે હતું ડ્રેસ્ડનનું વિખ્યાત સંગ્રહસ્થાન-કલાના અદ્‌ભુત સંગ્રહ ઉપરાંત એ જૂના મહેલની બાંધણી, રાજાશાહી, સુરુચિ અને જાહોજલાલીથી છલકાતી હતી. લંબચોરસ આકારના સુંદર અને વિશાળ ચોગાનમાં લીલોછમ બગીચો કેન્દ્રસ્થ ફુવારાની ફરતે રમ્યતા અને સુરેખતાની એક 'હવા' બાંધી દેતો હતો. આ લંબચોરસ બગીચાની વિશાળતાને શોભા આપતો મહેલ ફરતે પથરાયેલો હતો. ચારે બાજુના દરવાજા મહેલના પ્રમાણમાં ઘણા નમ્ર હતા. દરવાજાની અંદર પ્રવેશાય નહિ ત્યાં સુધી એની પાછળ આ ભવ્યતા, સુરેખતા અને મધુરતા હશે તેની કલ્પનાય ન આવે. મહેલની પછી તે ચઢઊતર ઢોળાવમાં લહેરાતી લીલીછમ ટેકરીઓની વચ્ચે નાનકડું તળાવ હતું અને મહેલની જે પછીત એને અડતી તે ભાગમાં એક શાહી સ્નાનાગાર હતું. આરસનાં ગોળફરતાં પગથિયાંની સીડી ઊતરી અંદર આરસના જ શિલ્પના રોચક ફુવારા પાસે જઈ શકાય. ઉપરથી ખુલ્લા સ્નાનગૃહની પાળી પર ઉપરની બાજુ પણ ઘણાં મુગ્ધકર શિલ્પો હતાં.

પણ આની તદ્દન નજીકમાં–એવા જ એક પ્રાસાદના વિશાળ ગુંબજ પર યુદ્ધની નિશાની હજુ પણ મોજૂદ છે. કદાચ એક જ બૉંબથી એ ગુંબજનો મોટો ભાગ તૂટી ગયો છે. એ સ્થળ પણ હજુ કાટમાળથી ભરેલું છે. એ બૉંબ આ મહેલ પર પડ્યો હોત તો?! અથવા એ મહેલ પણ કદાચ, જીવતો હોત તો આટલો સુંદર દેખાત! સૌન્દર્ય અને વિનાશ વચ્ચે એક સાંકડી સડક જ હતી!

ડ્રેસ્ડનનો કેંદ્રભાગ નવો બંધાઈને તૈયાર થઈ ગયો છે. સુંદર બજારો, વિશાળ અને ભરચક રસ્તાઓ અને... 'બૉલપેન હોય તો આપો...'ની માગણી કરતા કિશોરો.

એ વખતે આકાશમાં ઘાડાં વાદળોનો થર હતો. એની ઉપર ચિચિયારી નાખતાં લડાયક જેટ વિમાનો કવાયત કરતાં લાગ્યાં. અમે એને શોધવા પ્રયાસ કરતા હતા પણ સ્થાનિક લોકોને મન એનું કોઈ અચરજ ન હતું.

ચેકોસ્લોવાકિયા કરતાં સારા, વિશાળ સિમેંટ-કોંક્રિટના રસ્તાઓ પર અમે વળી નીકળી પડચા–બર્લિન જવા રસ્તામાં ભાગ્યે જણાતા પેટ્રોલપંપ પર મોટરોની લાંબી કતારો લાગતી.

બર્લિનમાં–પશ્ચિમ બર્લિનમાં જ રાતવાસાની શકયતા હતી. પૂર્વ જર્મનીમાં કયાંય રાત રોકાવાની છૂટ ન હતી. બર્લિનમાં પ્રવેશતાં પહેલાં અનેક પ્રકારના વિચારો મનમાં દોડતા હતા. એક જ શહેરને વીંધીને ઊભેલી દીવાલ, તૈયાર મશિનગનોની પાછળની લોહીયાળ હદ, નિરીક્ષણ માંચડા અને આશંકાથી ભરપૂર નજરો, આ બધાં મૂળતત્ત્વોનું સર્જન જોવાનું હતું. પૂર્વ જર્મનીમાંથી પશ્ચિમ બર્લિનમાં પ્રવેશતાં પૂર્વ વિભાગમાં કડક તપાસ થઈ. મોટરમાંથી બધાને બહાર ઉતરાવી મોટર તપાસાઈ. પેટ્રોલની ટાંકી, સામાન, બધું જ જોવાયું. માણસને છુપાવીને લઈ જવાવાના ડર ઉપરાંત પૂર્વ જર્મન નાણાં માટે પણ એમને અજંપો રહે છે. આ બધા જ સામ્યવાદી દેશોનું નાણું આપણા રૂપિયાની જેમ પોચું છે. સરકારી ભાવ કરતાં ખુલ્લા બજારનો ભાવ ઘણો નીચો હોય છે.

પશ્ચિમ બર્લિનમાં પ્રવેશતાં જ એની જાહોજલાલી ઊડીને આંખે વળગી. એક ગણતરી પ્રમાણે ભારતનો આર્થિક વિકાસનો દર ૫% થાય અને U. S. નો દર ૩% રહે તો કદાચ ૨૫૦ વર્ષે આપણે એને પહોંચીએ! (વાસ્તવમાં આપણે ૫%ના દરે જતા નથી!) આ ઉપરથી U. S.ની મબલખ સહાય અને જર્મન પ્રજાના ખમીરથી ઊભા થયેલા પશ્ચિમ બર્લિનમાં પ્રવેશતાં, શ્રી. એચ. જી. વેલ્સ કલ્પિત 'Time Machine'માં બેસી ૨૫૦ વર્ષ આગળની દુનિયામાં હું પ્રવેશ્યો એમ કહી શકાય!

બીજે દિવસે પ્રથમ પૂર્વ બર્લિનમાં પ્રવેશ્યા. જૂની હમ્બોલ્ટ યુનિવર્સિટી અને એના વિશાળ પટાંગણમાં ફરતા યુવકો અને યુવતીઓનું દશ્ય આ કમનસીબ શહેરમાં એક દિલાસો આપતું દશ્ય હતું. સડકો વિશાળ હતી પણ વાહનવ્યવહાર ઘણો જ ઓછો હતો. એની પુસ્તકની દુકાનમાં કેટલાંક હિંદી પુસ્તકો પણ જોવા મળ્યાં. શહેરના પશ્ચિમ તરફના ભાગ પર કડક જાપ્તો હતો. દીવાલની નજીક જવાની પણ સખત મનાઈ હતી. ૨૦૦ ફૂટ જેટલે દૂરથી જ પશ્ચિમ બર્લિન જોઈ શકાતું. પશ્ચિમ બર્લિનને અડીને જે મકાનોની પછીતો પડતી તેને તોડી નાખવામાં આવ્યાં હતા અગર ખાલી કરાવી દેવામાં આવ્યાં હતા. થોડાંક વર્ષો પહેલાં એક વૃદ્ધાએ એની બિલાડી સાથે, આ રીતે પશ્ચિમમાં પડતી પોતાના મકાનની બારીમાંથી ભાગવાનો સફળ પ્રયાસ કરેલો તેના, ફોટા 'લાઈફ'માં જોયાનું મને યાદ છે.

પૂર્વ બર્લિનમાં રાષ્ટ્રિય ઑપેરા ૧૮મી સદીમાં રોમના વિખ્યાત પાન્થિઓન પરથી બંધાએલું સંત હેડવીગ કૅથીડ્રલ, મ્યુઝિયમ, માર્કસ-એન્જલ્સ ચોકઠું, કાર્લ-માર્ક્સ ઍલી, વગેરે જોવાં જેવાં છે. યુદ્ધમાં આવી ઘણી વસ્તુઓ નાશ પણ પામી છે.

પૂર્વ બર્લિનની વાતમાં એની એક રેસ્ટોરાંમાં લીધેલું લંચ ભૂલાય તેમ નથી. રેસ્ટોરાં મોંઘી ઘણી હતી પરંતુ આપણે ત્યાંની જોઈ તું જોઈતું પીરસવાની પ્રથાની લાગણીની ભીનાશ આકર્ષક હતી. વાનગીઓ ગોઠવવાની કળા, ખોરાકમાં માત્ર સ્વાદ અને સુવાસ જ નહીં પરંતુ દેખાવ પણ મહત્ત્વનો છે એમ સાબિત કરતી હતી.

પૂર્વની સરખામણીએ પશ્ચિમ બર્લિન આંજી દે તેવું લાગે છે. હજુ પૂર્વમાં યુદ્ધના ભંગાર ઉલેચાઈ રહ્યો છે ત્યારે પશ્ચિમમાં સજાવટ પણ પૂરી થઈ ગઈ છે. એની ખરી રોનકનું વિહંગાવલોકન કરવું હોય તો સને ૧૮૬૯-૭૩ દરમ્યાન બંધાએલો ૬૭ મીટર ઊંચો 'સીગેસસેઉલે' નામનો મિનારો ચડવો રહ્યો, એ ઊંચાઈએ ફૂંકાતા જોરદાર પવનમાં ક્ષિતિજ ઘણી વિસ્તરે છે.

પશ્ચિમ બર્લિનમાં જૂની અને નવી શૈલીના બાંધકામનું સાયુજ્ય દેખાય છે. તે એટલી હદ સુધી કે બૉંબમારાથી તૂટી ગયેલા એક ચર્ચના આગમાં કાળા પડી ગયેલા મિનારાનો બહિર્ભાગ એવો ને એવો જ રખાયો છે પણ

બાજુમાં તેમજ અંદરથી એની રચના પેલા કાળા મિનારાને પૂરક બનાવાઈ છે. હું માનું છું કે તમે છેલ્લે જ્યારે અહીંની મુલાકાતે આવ્યા ત્યારે આ બધું જોયું અનુભવ્યું હશે. તમારા આ અંગેના વિચારો જાણવા ઉત્સુક છું.

પશ્ચિમ બર્લિન આકર્ષક હોય તેમાં નવાઈ નથી. પશ્ચિમી દુનિયાના સામ્યવાદ સામેના વિગ્રહમાં એ મૂડીવાદી 'શો વિન્ડો' બને એ સ્વાભાવિક છે. છતાં એનાં કેટલાંક બાંધકામો દાદ માગી લે છે. 'કૉંગ્રેસ હૉલ' એ એમાંનું એક છે. રેસ્ટોરાંથી માંડી લીફ્ટ સુધીની એની દરેક વસ્તુ ખુશનુમા આશ્ચર્ય આપે છે. લીફ્ટ ચાલી નહીં હોય તેથી ભોમિયાએ અમને બહાર નીકળવા કહ્યું હશે એમ માની બહાર પગ મૂકયો ત્યારે જ ખબર પડી કે અમે પહેલે માળે આવી ચૂકયા હતા.

આમ છતાં પશ્ચિમ બર્લિનનાં બધાં બાંધકામોમાં યુદ્ધનીછાયા, વ્યથા, બેહાલી, સંહાર અને પીડા દેખાય છે. તમે 'ફ્લેમ'–જ્યોત નામે ઓળખાતું શિલ્પ જોયું છે ને? જર્મનો અને એમાંય પશ્ચિમ બર્લિનવાસીઓ માટે માન થયા વગર રહેતું નથી. રશિયાના ગરમાગરમ ઉચ્છ્વાસ ગરદન પર ઝીલાતા હોવા છતાં, ગમે તે ઘડીએ મહા વિનાશક યુદ્ધ ફાટી નીકળે તેવા સંજોગોમાં, દિવાલ ચણાતી હતી ત્યારે, પુરવઠાના રસ્તા બંધ થયા ત્યારે અગર કાયમ પૂર્વમાં રહી ગયેલા પોતાના સાથી–સોબતીઓની લાગણીના ભારે બોજા નીચે પણ તેઓ સ્વસ્થ છે. ખરેખર બીજું યુદ્ધ દુનિયાનું છેલ્લું જ યુદ્ધ બન્યું હોત તો!

પશ્ચિમ બર્લિનમાં દીવાલને કિનારે કિનારે મોટર લીધી. કપાએલી શેરીઓ જોઈ. તમે કદાચ પેલું દેવળ પણ જોયું હશે જેનું પ્રવેશદ્વાર પશ્ચિમમાં પડતું, પરંતુ દેવળ આખું પૂર્વમાં છે. આથી દીવાલ આ દેવળના પ્રવેશદ્વારને પણ બંધ કરતી આગળ વધી છે. રસ્તામાં કયાંક કયાંક ત્રિકોણમાં રોપાએલા ત્રણ લાકડાની ફરતે કાંટાળાં તાર વીંટીને ઉપર ફૂલમાળા મૂકી, દીવાલ ટપતાં શહીદ થએલાનાં સ્મારકો પણ બનાવેલાં છે. પશ્ચિમ બર્લિનમાંથી પૂર્વમાં જોઈ શકાય તે માટે માંચડા પણ બનાવેલા છે.

બર્લિનમાં બે રાત રોકાઈ ન્યૂર્નબર્ગ તરફ અમે આગળ વધ્યા. પૂર્વ જર્મનીમાં રાત રોકાવાનું નહીં હોવાથી લાઈપઝીગ, કે જે તેના આંતરરાષ્ટ્રિય મેળા માટે પ્રખ્યાત છે તે ખાસ જોઈ ન શકાયું, છતાં મોટાં પાટિયાં આવા મેળાના અવશેષરૂપ હજુ ઊભાં હતાં.

રાતના અમે ન્યૂર્નબર્ગ પહોંચ્યા. બીજી સવારે ખુશનુમા વાતાવરણમાં ન્યૂર્નબર્ગ ઘણું શોભાવાળું લાગ્યું. શહેરની મધ્યમાં એક વિશાળ ચર્ચ છે. શહેર ફરતે હજુ પણ કોટ ઊભો છે. જૂની ખાડી હવે લીલોતરીથી ભરપુર બગીચો બન્યો છે અને બાંકડા મૂકી એમાં શાંત, સાંજ પસાર કરવાનું વાતાવરણ સર્જાયું છે. ન્યૂર્નબર્ગ યુદ્ધના ગુનાઓના મુકદ્દમા માટે જાણીતું છે. કદાચ તમે 'Judgement at Nurnberg' એ ફિલ્મ પણ જોઈ હશે.

પશ્ચિમ જર્મનીના જ રેગ્નબર્ગથી લીન્ઝ તરફ આગળ વધતાં મન ઘણું પ્રફુલ્લિત હતું. આ ટૂંકી સફરમાંથી પણ ઘણું જોવા મળ્યું હતું. સડકની સાથે જ દોડતી ડાન્યૂબ પણ સુંદર દશ્યો સર્જતી હતી. ઑસ્ટ્રિયા જેમ જેમ નજીક આવતું ગયું તેમ તેમ પર્વતોની શોભા પણ ઉમેરાતી ગઈ. જર્મના અને સ્વિટ્ઝર્લૅન્ડમાંથી પાણી લઈને આવતી ડાન્યૂબ ઘણી પુષ્ટ બની હતી. સૂર્યનો કૂણો તડકો સોનેરી લાગતો હતો. પર્વતો અને ટેકરીઓના કારણે દશ્યો લયબધ્ધ લાગતાં હતાં. સૂર્યપ્રકાશને કારણે ઠેરઠેર ફૂટબોલ રમવા લોકોનાં ટોળાં જામ્યાં હતાં. નદીના સામેના છેડે ટેકરીઓમાં કયાંક કયાંક નાનાં, છૂટાંછવાયાં, મકાનો દેખાતાં હતાં. એવા જીવન માટે હું માનું છું કે આપણને ઈર્ષ્યા થાય!

*

# વિવિધ જ્ઞાનવિસ્તાર



## વિજ્ઞાનવાર્તા

**ચોખા પરિવર્તન** (Rice Revolution)

એશિયાના ઘણા દેશોમાં પ્રવર્તમાન રાજકારણીય ધાંધલના ઊભરા નીચે એક પ્રબળ સમાજોપયોગી પરિવર્તન અન્નક્ષેત્રે થઈ રહ્યું છે. આ છે 'ચોખા પરિવર્તન'–Rice Revolution. એશિયાવાસી જનતાના સામાન્ય જીવન-સંજોગોમાં ફેરફાર આણવાની શક્યતા ધરાવનાર આ એક જબરદસ્ત ક્રાન્તિ છે, કારણ કે ચોખા એશિયાની મોટા ભાગની વસ્તીનો મુખ્ય ખોરાક છે. ઘણાખરા વિકાસ પામતા દેશોમાં આજે અનાજ-ઉત્પાદન એક મૂળભૂત રાજકીય પ્રશ્ન થઈ ગયો છે. ચોખાના પાક ઉતારમાં જો આ પરિવર્તન વ્યાપક રીતે સફળ થાય તો એશિયાના દેશોમાં આંતરિક અને બાહ્ય રાજકીય પરિસ્થિતિમાં તેનું પ્રતિબિંબ પડવાનું.

આ 'ચોખા પરિવર્તન વનસ્પતિવિજ્ઞાનીઓ, જનનવિજ્ઞાનીઓ, ભૂ-રસાયણવિદો અને કૃષિવિશારદોના સંયુક્ત કાર્યનું પરિણામ છે. ખાસ કરીને, ટાઈવાન, ફિલિપાઈન્સ અને સિલોનની લૅબૉરેટરીઓમાં સંશોધનકાર્ય કરી રહેલ વિજ્ઞાનીઓના સંશોધનને આ 'ચોખા પરિવર્તન' આભારી છે.

આ 'ચોખા પરિવર્તન' શું છે એ હવે સમજીએ.

વર્ષોનો અનુભવ છતાં, એશિયાના દેશોમાં ચોખાનું ઉત્પાદન ઓછામાં ઓછું આવે છે. ભારતમાં હેક્ટેકર દીઠ ચોખાનું સરેરાશ ઉત્પન્ન ૧·૫ ટન; થાઇલેન્ડમાં ૧·૬ ટન, ફિલીપાઈન્સમાં ૧·૨ ટન જેટલું છે. અન્ય દેશોને પણ આમાં મેળવીએ તો, એમ નક્કી થયું છે કે ઉષ્ણ કટીબંધ પ્રદેશોમાં સામાન્યતઃ હેક્ટેકર દીઠ આશરે બે ટનથી વધારે ઉત્પાદન કોઈ દિવસ આવ્યું નથી.

આની સામે, જાપાન, ઑસ્ટ્રેલિયા અને ઈટલી જેવા સમશીતોષ્ણ પ્રદેશોમાં ૪–૬ ટનની વચ્ચે આ પેદાશ ઊતરે છે આનું કારણ એ આપવામાં આવતું કે ઉષ્ણ કટીબંધ દેશો કરતાં સમશીતોષ્ણ પ્રદેશોમાં પાણી, ખાતર, છોડના રોગો પર કાબુ, જંતુઘ્ન દવાઓ અને બીજી વૈજ્ઞાનિક સગવડો વધારે અને સુગમ હોય છે. એ બધી સગવડો ઉષ્ણ કટીબંધ દેશોમાં પૂરી પાડવા છતાં, જ્યારે એમ માલૂમ પડ્યું કે ઉત્પાદનમાં વધારો થતો નથી, ત્યારે એ સ્પષ્ટ થયું કે ચોખાના છોડની જાતમાં ફેરફાર થવો જોઈએ.

સંશોધન દરમ્યાન માલૂમ પડ્યું કે ઉતરતા પાકનાં કારણો નીચે મુજબ છે:

(૧) ચોખાનો છોડ પાતળો અને ઊંચો થઈ જાય છે એટલે પુષ્પોદ્ભવ પછી દાણો પાકતી વખતે એ કાદવમાં ગરી જાય છે. આથી પાકતાં કણસલાંને ફાલતાં અટકાવે છે.

(૨) ઉષ્ણ કટીબંધ પ્રદેશોમાં ચોખાના છોડ ભેજવાળા વિસ્તારમાં હોવાથી તેમને સૂર્યપ્રકાશનો પાકવૃદ્ધિ માટે આવશ્યક લાભ મળતો નથી.

(૩) પાણી, નકામા છોડ, જંતુઘ્ન પદાર્થો અને ખાતરની સગવડ અપુરતી યા ગમે તેમ અનુકૂળ સમયે મળે છે.

આ બધા પુરાવા ભેગા કરીને ચોખાનો નવો છોડ તૈયાર કરવાની દિશામાં સંશોધન યોજાયું. જપોનિકા અને ઈન્ડિકાના જાતના ચોખાના છોડોનું વર્ણસંકર કરીને નવી જાતનો ચોખાનો છોડ તૈયાર કરવામાં આવ્યો છે. આ છોડ તેના મૂળમાં મજબૂત હોય છે અને ઊંચો વધતો નથી. આ નવી જાતના છોડને અતિશય ભેજવાળી જમીન કરતાં સૂકો પ્રદેશ વધારે અનુકૂળ આવે છે–સૂકા પ્રદેશમાં વધારે સારી રીતે ઊગે છે. ઉત્તર-પશ્ચિમ અને પૂર્વ સિલોનના સપાટ

પ્રદેશમાં (જ્યાં વરસાદ લગભગ ૩૫-૬૫ ઇંચ હોય છે) વધારે સારી રીતે આ છોડ થાય છે.

ફિલીપાઈન્સમાં આંતરરાષ્ટ્રીય રાઈસ રિસર્ચ ઇન્સ્ટિટયૂટે IR8 તરીકે ઓળખાતો ચોખાનો છોડ ખિલવ્યો છે. આને લોકો 'Miracle Rice'– 'ચમત્કારી ચોખાનો છોડ' કહે છે. આ નવી જાતનો છોડ ચાલુ છોડ કરતાં આઠ ગણો પાક આપે છે. સિલોને H8 જાતનો છોડ તૈયાર કર્યો છે, જે ચાલુ છોડ કરતાં ચાર ગણો પાક આપે છે. આમ ચોખાનો મબલખ પાક આપે એવા ચોખાના છોડ તૈયાર કરવામાં વિજ્ઞાન ફળીભૂત થયું છે. આની વ્યાપક ખેતી થતાં ચોખાની તંગી નિવારી શકાશે. શ્રી. રાજગોપાલાચારી (રાજાજી) ગવર્નર-જનરલ હતા ત્યારે એક વિજ્ઞાન-સંસ્થાના સમારંભમાં તેમણે કહેલું: "ડાંગરને પુષ્કળ પાણીની જરૂર પડે છે. તો એવી કોઈ જાત વિજ્ઞાનીઓ ન વિકસાવે કે જે ઓછા પાણીએ પણ વધારે પાક આપે?" રાજાજીના આ ઉદ્ગારોને વિજ્ઞાન આજે મૂર્ત સ્વરૂપ નથી આપી રહ્યું?

**નરસિંહ મૂ. શાહ**

\+ + +

### મગજને સંદેશો કઈ રીતે પહોંચે છે?

"આપણા શરીરને જે અનુભવ થાય, ચામડી દ્વારા જે સ્પર્શ થાય તેનું કઈ રીતે વિદ્યુત-સંદેશામાં રૂપાંતર થાય છે? મજ્જાતંતુ દ્વારા આ સંદેશો મગજને કઈ રીતે પહોંચે છે? આ શાશ્વત પ્રશ્નનો જવાબ પોતાને મળ્યો હોવાનો બે અમેરિકી વિજ્ઞાનીઓએ દાવો કર્યો છે. ધ્વનિનાં આંદોલનોને કાન કઈ રીતે વિદ્યુત્માં ફેરવી નાખે છે? મગજને કઈ રીતે ખબર પડે છે કે આ અવાજ છે? સ્પર્શનું જ્ઞાન પણ મગજને કઈ રીતે થાય છે? એ પ્રસારણનું રહસ્ય શું છે? ન્યૂ યૉર્ક યુનિવર્સિટી ખાતેના ભૌતિકશાસ્ત્ર વિભાગના અધ્યક્ષ ડૉ. મૉરિસ એચ. શેમેસે અને જીવશાસ્ત્રના અધ્યાપક ડૉ. લિરોય એસ. લેવિને કહ્યું છે કે, "પિઝો-ઇલેક્ટ્રીસીટી" નામની જાણીતી ભૌતિકશાસ્ત્રની પ્રક્રિયાથી આમ બને છે. આ પ્રક્રિયા કેટલાંક ખનિજોની કણોમાં જોવા મળે છે. તેમને સંકોચવામાં કે ખેંચવામાં આવે ત્યારે વિદ્યુત્ સરજાય છે. તેમને વીજળીનો સ્પર્શ થાય ત્યારે તે સંકોચાય કે ખેંચાય છે. વીજળીના પ્રમાણ ઉપર આ સંકોચ કે વિસ્તારનો આધાર રહે છે. આ લાક્ષણિકતાને કારણે આવા કણ વીજાણુ બનાવવામાં ઉપયોગી જણાયા છે. ગ્રામોફોનમાં, રેકૉર્ડના આંકા પરંતુ યાંત્રિક દબાણ વિદ્યુત્માં રૂપાંતર પામે છે. પછી આ વિદ્યુતનું ધ્વનિમાં રૂપાંતર થાય છે. ડૉ. શેમેસે અને ડૉ. લેવિને શોધી કાઢ્યું છે કે આવી જ પ્રક્રિયા ચામડીના સ્પર્શ કે કાનમાં પહોંચતા આંદોલન-રૂપી દબાણમાં રહેલી છે. તેઓ માને છે કે શરીરના કેટલાક ભાગોમાં રહેલા સમૃદ્ધ પ્રોટીન-દ્રવ્ય "કોલેજેન"-નો આ ગુણધર્મ છે."

[યુ. એસ. આઈ. એસ. પ્રકાશિત 'વિજ્ઞાનનું અવનવું' (તા. ૨૪-૭-'૬૭) માંથી સાભાર.]

\+ + +

### દાતાને લોહી પરત કરતું અજાયબ યંત્ર

"કૅન્સર અને લ્યુકેમિયાના જેટલા દરદીઓ આ રોગોને કારણે મૃત્યુ પામે છે તેના કરતાં ઘણા વધારે દરદીઓ ચેપથી અથવા તો મોટા પ્રમાણમાં લોહી વહી જવાથી મૃત્યુ પામે છે. તેમનો રોગ તેમના લોહીમાંથી સફેદ કણોનો તેમ જ પ્લેટલેટનો નાશ કરે છે. સફેદ કણો નીરોગી માણસનું ચેપ સામે રક્ષણ કરે છે. પ્લેટલેટ તેના શરીરમાંથી લોહીને વહી જતું અટકાવે છે. એટલે સફેદ કણો અને પ્લેટલેટ ફરી દાખલ કરીને, કૅન્સરના દરદીને ઘણી વાર ઉગારી લેવાય છે. પરંતુ આ માટે મોટા પાયા ઉપર લોહી મેળવવું જોઈએ, રક્તદાન થવું જોઈએ. દાતાના લોહીમાંથી સફેદ કણ અને પ્લેટલેટ કાઢવા માટે વ્યાપક પ્રયોગશાળાની સગવડો જોઈએ. આ બે પ્રશ્નો બહુ મોટા હતા. પરંતુ તાજેતરમાં અમેરિકામાં એક યંત્ર શોધાયું છે, જે આ સમસ્યાઓ હલ કરશે. બહારથી તો આ યંત્ર કપડાં ધોતા યંત્ર જેવું લાગે છે. આ યંત્ર દાતા પાસેથી લોહી મેળવે છે, તેમાંથી જરૂરી ભાગો ખેંચી લે છે અને દાતાને બાકીનું લોહી પાછું આપે છે! અવાજ કરતાં યે વધુ ઝડપે દાતાના લોહીને ચક્કર ચક્કર ઘૂમાવીને, આ યંત્ર તેમાંથી સફેદ કણ તથા પ્લેટલેટ કાઢી લે છે. યંત્ર અને દાતને બે નળીઓ જોડે છે. એક નળીમાં લોહી ખેંચાય છે, બીજી દ્વારા પાછું જાય છે.

દાતા ૧૨ કલાક સુધી પણ, ધારે તો, આ યંત્ર સાથે જોડાયેલો રહી શકે. તેના દેહમાં આ બધો વખત નવા સફેદ કણો અને પ્લેટેલેટ સર્જાયા જ કરે છે. અલબત્ત, તેને કોઈ માઠી અસર થતી નથી."

[યુ. એસ. આઈ. એસ. પ્રકાશિત 'વિજ્ઞાનનું અવનવું' (તા. ૨૫-૭-'૬૭)માંથી સાભાર]

*

## आर्थिक प्रवाहो

### હવે આવશે ધીરાણ આયોજન?

આપણા દેશની રિઝર્વ બૅંકના ગવર્નરપદેથી તાજેતરમાં શ્રી ભટ્ટાચાર્ય નિવૃત્ત થતાં શ્રી એલ. કે.'જહાએ સત્તા અને જવાબદારી સંભાળી લીધાં છે. રાષ્ટ્રની આર્થિક પરિસ્થિતિ અત્યંત નાજુક છે. એક તરફથી દેશ મંદીની પકડમાંથી પસાર થઈ રહેલ છે છતાં ફુગાવાનો ભય એટલી જ તીવ્રતાથી ચાલુ છે. આવે સમયે ધીરાણ વિષેની રિઝર્વ બૅંકની નીતિના મહત્ત્વને દર્શાવવાની જરૂર રહેતી નથી.

નવા ગવર્નર શ્રી જહાએ શરૂઆત તો સારી જ કરી કહેવાય. એમણે ધીરાણ (શાખ)ને ક્ષેત્રે આયોજનની હિમાયત કરી છે અને તે પ્રમાણે પગલાં લેવાનું શરૂ પણ કરી દીધું છે. જે કાંઈ ધીરાણ-શક્તિ આજે આપણી પાસે છે તે મર્યાદિત છે એ નિર્વિવાદ છે. દેશ પાસે મૂડી નથી તે દીવા જેવી સ્પષ્ટ વાત છે. તેથી પણ તેનું મૂલ્ય પણ ઊંચું જ રહે અને એ કારણે તેનો ભાવ ઊંચો જ રહે તે ખૂબ સ્વાભાવિક છે. આથી જ શ્રી જહાએ વ્યાજના દરમાં ઘટાડો કરવાના સૂચનનો અસ્વીકાર કર્યો છે. કેટલાંક લોકોનું માનવું છે કે હાલની મંદીનો સામનો કરવા માટે ધીરાણને થોડું સસ્તુ બનાવવું અને તે માટે મધ્યસ્થ બૅંકે પોતાના બૅંક-દરમાં ઘટાડો કરવો. શ્રી જહાએ આવી દલીલને બરાબર જવાબ આપ્યો છે. શ્રી જહાએ જણાવ્યું કે બૅંક-દરમાં ઘટાડો કર્યા વગર પણ અન્ય પગલાંઓથી ધીરાણ સરળ બની શકે છે. આથી તેમણે ધીરાણ આયોજનનો નવો કાર્યક્રમ અપનાવ્યો છે. જે ક્ષેત્રમાં મંદીની વધુ અસર છે અને જે ક્ષેત્રો આર્થિક વિકાસ માટે મહત્ત્વનાં છે તેવાં ક્ષેત્રોમાં જરૂરી ધીરાણની વ્યવસ્થા રિઝર્વ-બૅંકે શરૂ કરી છે. આમ, યોગ્ય ક્ષેત્રોને તેમણે પસંદ કર્યા છે અથ તેથી આવી વિશિષ્ટ ધીરાણ સગવડો રિઝર્વ બૅંકે શરૂ કરી છે.

ઈજનેરી ઉદ્યોગ, અન્ય ધાતુ ઉદ્યોગો, ખેતીવાડીનાં યંત્રો અને સાધનોના ઉદ્યોગો, માલવાહક સાધનો અને વ્યાપારી સાધનોના ઉદ્યોગો નાના પાયાના ઉદ્યોગો તથા નિકાસ-વ્યાપાર એ આ પસંદગીનાં ક્ષેત્રો છે. આ ઉપરાંત ખેતીવાડીને પણ પસંદગીના ક્ષેત્ર તરીકે સગવડો મળી છે. નવી જાહેર થયેલી રિઝર્વ બૅંકની નીતિમાં એવું નક્કી કરવામાં આવ્યું છે કે ઉપરોક્ત ક્ષેત્રોને ૮૦% જેટલા વ્યાજના દરે ધીરાણની સગવડો પૂરી પાડવામાં આવશે. આ કામ વ્યાપારી બૅંકો જ કરશે. વ્યાપારી બૅંકોને રીફીનાન્સ કૉર્પોરેશન તથા રિઝર્વ બૅંક સહાય કરશે. રૂ. ૫૦ લાખ સુધીની રકમનું ધીરાણ રીઝર્વ બૅંક વ્યક્તિગત બૅંકને કરશે.

નિકાસ વ્યાપારને પ્રોત્સાહન આપવા માટે ૬% ના વાર્ષિક વ્યાજના દરે ધીરાણ મળશે અને આવી મદદ પૂરી પાડતી વ્યાપારી બૅંકોને ૪½%ના દરે રિઝર્વ બૅંક મદદ કરશે. નિકાસ ધીરાણ યોજનાને વિસ્તારવાનું નક્કી કર્યું છે. આ રીતે બજારમાં પ્રવર્તમાન વ્યાજના વધતા જતા દરને રોકવામાં આવ્યા છે.

રિઝર્વ બૅંકે વેપારી બૅંકોને વધારાનું સૂચન પણ કર્યું છે કે ખેતધીરાણના ક્ષેત્રે ઉત્પાદન તથા ખરીદ-વેચાણ વગેરેમાં વેપારી બૅંકોએ સક્રિયપણે ભાગ લેવો. ગ્રામ્ય વિભાગમાંથી જરૂરી નાણું થાપણો દ્વારા મેળવવું અને તેનો ગ્રામધીરણામાં જ ઉપયોગ કરવા સૂચવ્યું છે.

રિઝર્વ બૅંક અત્યારે કેન્દ્ર સરકારની ૧૦ થી ૧૨ મહત્ત્વની લોન-યોજનાને ટેકો આપી રહી છે અને તેથી તે લોનના ભાવો પણ ઊંચા જ છે. આથી જામીનગીરીઓનું બજાર લાંબો સમય મંદ રહેશે નહિ એવી ધારણા છે. આમ, ખુલ્લા બજારનાં કાર્યો ઠીક ઠીક સફળ થતાં જણાય છે. આથી બૅંક-દર ઘટાડવાની તો જરૂર નથી જ એટલું નહિ પણ શ્રી જહાએ જણાવ્યું

બાજુમાં તેમજ અંદરથી એની રચના પેલા કાળા મિનારાને પૂરક બનાવાઈ છે. હું માનું છું કે તમે છેલ્લે જ્યારે અહીંની મુલાકાતે આવ્યા ત્યારે આ બધું જોયું અનુભવ્યું હશે. તમારા આ અંગેના વિચારો જાણવા ઉત્સુક છું.

પશ્ચિમ બર્લિન આકર્ષક હોય તેમાં નવાઈ નથી. પશ્ચિમી દુનિયાના સામ્યવાદ સામેના વિગ્રહમાં એ મૂડીવાદી 'શો વિન્ડો' બને એ સ્વાભાવિક છે. છતાં એનાં કેટલાંક બાંધકામો દાદ માગી લે છે. 'કૉંગ્રેસ હૉલ' એ એમાંનું એક છે. રેસ્ટોરાંથી માંડી લીફ્ટ સુધીની એની દરેક વસ્તુ ખુશનુમા આશ્ચર્ય આપે છે. લીફ્ટ ચાલી નહીં હોય તેથી ભોમિયાએ અમને બહાર નીકળવા કહ્યું હશે એમ માની બહાર પગ મૂક્યો ત્યારે જ ખબર પડી કે અમે પહેલે માળે આવી ચૂક્યા હતા.

આમ છતાં પશ્ચિમ બર્લિનનાં બધાં બાંધકામોમાં યુદ્ધનીછાયા, વ્યથા, બેહાલી, સંહાર અને પીડા દેખાય છે. તમે 'ફ્લેમ'–જ્યોત નામે ઓળખાતું શિલ્પ જોયું છે ને? જર્મનો અને એમાંય પશ્ચિમ બર્લિનવાસીઓ માટે માન થયા વગર રહેતું નથી. રશિયાના ગરમાગરમ ઉચ્છ્વાસ ગરદન પર ઝીલાતા હોવા છતાં, ગમે તે ઘડીએ મહા વિનાશક યુદ્ધ ફાટી નીકળે તેવા સંજોગોમાં, દિવાલ ચણાતી હતી ત્યારે, પુરવઠાના રસ્તા બંધ થયા ત્યારે અગર કાયમ પૂર્વમાં રહી ગયેલા પોતાના સાથી–સોબતીઓની લાગણીના ભારે બોજા નીચે પણ તેઓ સ્વસ્થ છે. ખરેખર બીજું યુદ્ધ દુનિયાનું છેલ્લું જ યુદ્ધ બન્યું હોત તો!

પશ્ચિમ બર્લિનમાં દીવાલને કિનારે કિનારે મોટર લીધી. કપાએલી શેરીઓ જોઈ. તમે કદાચ પેલું દેવળ પણ જોયું હશે જેનું પ્રવેશદ્વાર પશ્ચિમમાં પડતું, પરંતુ દેવળ આખું પૂર્વમાં છે. આથી દીવાલ આ દેવળના પ્રવેશદ્વારને પણ બંધ કરતી આગળ વધી છે. રસ્તામાં ક્યાંક ક્યાંક ત્રિકોણમાં રોપાએલા ત્રણ લાકડાની ફરતે કાંટાળાં તાર વીંટીને ઉપર ફૂલમાળા મૂકી, દીવાલ ટપતાં શહીદ થએલાનાં સ્મારકો પણ બનાવેલાં છે. પશ્ચિમ બર્લિનમાંથી પૂર્વમાં જોઈ શકાય તે માટે માંચડા પણ બનાવેલા છે.

બર્લિનમાં બે રાત રોકાઈ ન્યૂર્નબર્ગ તરફ અમે આગળ વધ્યા. પૂર્વ જર્મનીમાં રાત રોકાવાનું નહીં હોવાથી લાઈપઝીગ, કે જે તેના આંતરરાષ્ટ્રિય મેળા માટે પ્રખ્યાત છે તે ખાસ જોઈ ન શકાયું, છતાં મોટાં પાટિયાં આવા મેળાના અવશેષરૂપ હજુ ઊભાં હતાં.

રાતના અમે ન્યૂર્નબર્ગ પહોંચ્યા. બીજી સવારે ખુશનુમા વાતાવરણમાં ન્યૂર્નબર્ગ ઘણું શોભાવાળું લાગ્યું. શહેરની મધ્યમાં એક વિશાળ ચર્ચ છે. શહેર ફરતે હજુ પણ કોટ ઊભો છે. જૂની ખાડી હવે લીલોતરીથી ભરપુર બગીચો બન્યો છે અને બાંકડા મૂકી એમાં શાંત, સાંજ પસાર કરવાનું વાતાવરણ સર્જાયું છે. ન્યૂર્નબર્ગ યુદ્ધના ગુનાઓના મુકદ્દમા માટે જાણીતું છે. કદાચ તમે 'Judgement at Nurnberg' એ ફિલ્મ પણ જોઈ હશે.

પશ્ચિમ જર્મનીના જ રેગ્નનબુર્ગથી લીન્ઝ તરફ આગળ વધતાં મન ઘણું પ્રફુલ્લિત હતું. આ ટૂંકી સફરમાંથી પણ ઘણું જોવા મળ્યું હતું. સડકની સાથે જ દોડતી ડાન્યૂબ પણ સુંદર દશ્યો સર્જતી હતી. ઑસ્ટ્રિયા જેમ જેમ નજીક આવતું ગયું તેમ તેમ પર્વતોની શોભા પણ ઉમેરાતી ગઈ. જર્મના અને સ્વિટ્ઝર્લૅન્ડમાંથી પાણી લઈને આવતી ડાન્યૂબ ઘણી પુષ્ટ બની હતી. સૂર્યનો કૂણો તડકો સોનેરી લાગતો હતો. પર્વતો અને ટેકરીઓના કારણે દશ્યો લયબધ્ધ લાગતાં હતાં. સૂર્યપ્રકાશને કારણે ઠેરઠેર ફૂટબોલ રમવા લોકોનાં ટોળાં જામ્યાં હતાં. નદીના સામેના છેડે ટેકરીઓમાં ક્યાંક ક્યાંક નાનાં, છૂટાંછવાયાં, મકાનો દેખાતાં હતાં. એવા જીવન માટે હું માનું છું કે આપણને ઈર્ષ્યા થાય!

*

૮ શાળાસમિતિમાં વિદ્યાર્થીઓના પ્રતિનિધિને સ્થાન આપવું.
૯ શિક્ષણનું કાર્ય રસમય બને તેવી પદ્ધતિ અપનાવવી.
૧૦ પરીક્ષાઓને અર્થપૂર્ણ, ઉપયોગી તથા ભારણરહિત બનાવવી.
૧૧ વિદ્યાર્થીઓને યોગ્ય માર્ગદર્શન મળે તે માટે માર્ગદર્શન કેન્દ્ર શરૂ કરવું.
૧૨ તેમને શૈક્ષણિક સંસ્થાઓ તરફથી અભ્યાસ માટેનાં સાધનો વર્ષ દરમિયાન પૂરાં પડે તેવી વ્યવસ્થા વિચારવી.
૧૩ વારંવાર વાલીઓનો સંપર્ક સાધવો અને વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ સમજવા પ્રયત્ન કરવો.
૧૪ વિદ્યાર્થીઓની અશાંતિને કારણે ઉપસ્થિત થતા પ્રશ્નોમાં વાલીઓને વિશ્વાસમાં લેવા.
૧૫ વિદ્યાર્થીમાં વૃદ્ધિ-વિકાસમાં થતાં પરિવર્તનોને સમજવાં. તદુપરાંત તંદુરસ્ત જાતીય વલણ કેળવવા માટે જાતીય શિક્ષણનો પ્રબંધ કરવો.
૧૬ વિદ્યાર્થીઓના અશિસ્તના પ્રશ્નો વિદ્યાર્થી અદાલત ઉકેલે તેવો પ્રયોગ કરવો.

ભારત લોકશાહીને વરેલો દેશ છે. આજના વિદ્યાર્થીઓ એ ભવિષ્યના નાગરિકો છે. લોકશાહીનું જતન કરવાની ભવિષ્યની ફરજ તેમની જ રહેવાની.. આ રીતે વિચારતાં તેમની વાણી તથા વર્તણૂકમાં લોકશાહીનું પ્રતિબિંબ પડે તે આવશ્યક છે. શૈક્ષણિક સંસ્થાઓ એ નાનાં પ્રજાસત્તાકો છે; સંસ્થામાં શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓનું વર્તન તે પ્રમાણેનું જ હોવું જરૂરી છે. લોકશાહી એ જીવન જીવવાની રસમ છે અને તે કેટલાંક મૂલ્યો પર આધારિત છે. અશિસ્તના પ્રશ્નો કે અશાંતિ જે ઉદ્ભવે તેનો ઉકેલ દમનથી કદાપિ લાવી શકાય નહિ. તેનો ઉકેલ સૂઝ તથા સમજમાં છે. જે શિસ્તની અપેક્ષા આપણે રાખીશું તે સ્વયં-સ્વીકૃત તથા સ્વયં-નિયંત્રિત જ હોવી જોઈશે."

**મોતીભાઈ ત્રિ. પટેલ**
**શશીકાંત દોશી**

('જીવનશિક્ષણ' માસિક, અમદાવાદ. સપ્ટેમ્બર ૧૯૬૭. પૃ. ૩૬૧)

*

**ज्ञानगम्मत**

## પ્રશ્નોત્તરી

| પ્રશ્ન | ઉત્તર |
|---|---|
| (अ) કિપલિંગ [Kipling]ના કયા પુસ્તકનું પેટા મથાળું 'A Story of the Grand Banks' છે? | 'Captains Courageous'. |
| (આ) કયા રોમન સમ્રાટને ઉદ્દેશીને ગિબન [Gibbon]-એ લખ્યું કે, 'a thousand swords were plunged at once into the bosom of the unfortunate–'? | પ્રોબસ. [જુઓ: ગિબનનું 'Decline and Fall of the Roman Empire', પ્રકરણ-૧૨] |
| (इ) Ecclefechan કયા પ્રસિદ્ધ લેખકનું જન્મસ્થળ છે? | થૉમસ કાર્લાઈલ. |
| (ई) 'Water poet' તરીકે કોણ ઓળખાય છે? | જૉન ટેલર [ઈ. સ. ૧૫૮૦થી ઈ. સ. ૧૬૫૩]. તેઓ Thames waterman હતા. |
| (उ) નેલ્સને કોની સાથે લગ્ન કર્યાં? | શ્રીમતી ફ્રાન્સિસ નિસ્બેટ. |
| (ऊ) નીચેની કાવ્યપંક્તિ પૂરી કરો:<br>'The fairies break their dances<br>And leave the printed lawn.' | 'And up from India glances<br>The silver sail of dawn.'<br>[જુઓ: A. E. Housman લિખિત 'Last Poems' XXI] |

*

પ્રદેશમાં (જ્યાં વરસાદ લગભગ ૩૫-૬૫ ઇંચ હોય છે) વધારે સારી રીતે આ છોડ થાય છે.

ફિલીપાઈન્સમાં આંતરરાષ્ટ્રીય રાઈસ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટે IR8 તરીકે ઓળખાતો ચોખાનો છોડ ખિલવ્યો છે. આને લોકો 'Miracle Rice'–'ચમત્કારી ચોખાનો છોડ' કહે છે. આ નવી જાતનો છોડ ચાલુ છોડ કરતાં આઠ ગણો પાક આપે છે. સિલોને H8 જાતનો છોડ તૈયાર કર્યો છે, જે ચાલુ છોડ કરતાં ચાર ગણો પાક આપે છે. આમ ચોખાનો મબલખ પાક આપે એવા ચોખાના છોડ તૈયાર કરવામાં વિજ્ઞાન ફળીભૂત થયું છે. આની વ્યાપક ખેતી થતાં ચોખાની તંગી નિવારી શકાશે. શ્રી. રાજગોપાલાચારી (રાજાજી) ગવર્નર-જનરલ હતા ત્યારે એક વિજ્ઞાન-સંસ્થાના સમારંભમાં તેમણે કહેલું: "ડાંગરને પુષ્કળ પાણીની જરૂર પડે છે. તો એવી કોઈ જાત વિજ્ઞાનીઓ ન વિકસાવે કે જે ઓછા પાણીએ પણ વધારે પાક આપે?" રાજાજીના આ ઉદ્‌ગારોને વિજ્ઞાન આજે મૂર્ત સ્વરૂપ નથી આપી રહ્યું?

**નરસિંહ મૂ. શાહ**

\+ \+ \+

### મગજને સંદેશો કઈ રીતે પહોંચે છે?

"આપણા શરીરને જે અનુભવ થાય, ચામડી દ્વારા જે સ્પર્શ થાય તેનું કઈ રીતે વિદ્યુત-સંદેશામાં રૂપાંતર થાય છે? મજ્જાતંતુ દ્વારા આ સંદેશો મગજને કઈ રીતે પહોંચે છે? આ શાશ્વત પ્રશ્નનો જવાબ પોતાને મળ્યો હોવાનો બે અમેરિકી વિજ્ઞાનીઓએ દાવો કર્યો છે. ધ્વનિનાં આંદોલનોને કાન કઈ રીતે વિદ્યુતમાં ફેરવી નાખે છે? મગજને કઈ રીતે ખબર પડે છે કે આ અવાજ છે? સ્પર્શનું જ્ઞાન પણ મગજને કઈ રીતે થાય છે? એ પ્રસારણનું રહસ્ય શું છે? ન્યૂયૉર્ક યુનિવર્સિટી ખાતેના ભૌતિકશાસ્ત્ર વિભાગના અધ્યક્ષ ડૉ. મૉરિસ એચ. શેમોસે અને જીવશાસ્ત્રના અધ્યાપક ડૉ. લિરોય એસ. લેવિને કહ્યું છે કે, "પિઝો-ઇલેક્ટ્રીસીટી" નામની જાણીતી ભૌતિકશાસ્ત્રની પ્રક્રિયાથી આમ બને છે. આ પ્રક્રિયા કેટલાંક ખનિજોની કણોમાં જોવા મળે છે. તેમને સંકોચવામાં કે ખેંચવામાં આવે ત્યારે વિદ્યુત્ સરજાય છે. તેમને વીજળીનો સ્પર્શ થાય ત્યારે તે સંકોચાય કે ખેંચાય છે. વીજળીના પ્રમાણ ઉપર આ સંકોચ કે વિસ્તારનો આધાર રહે છે. આ લાક્ષણિકતાને કારણે આવા કણ વીજાણુ બનાવવામાં ઉપયોગી જણાયા છે. ગ્રામોફોનમાં, રેકૉર્ડના આંકા પરંતુ યાંત્રિક દબાણ વિદ્યુત્‌માં રૂપાંતર પામે છે. પછી આ વિદ્યુતનું ધ્વનિમાં રૂપાંતર થાય છે. ડૉ. શેમોસે અને ડૉ. લેવિને શોધી કાઢ્યું છે કે આવી જ પ્રક્રિયા ચામડીના સ્પર્શ કે કાનમાં પહોંચતા આંદોલનરૂપી દબાણમાં રહેલી છે. તેઓ માને છે કે શરીરના કેટલાક ભાગોમાં રહેલા સમૃદ્ધ પ્રોટીન-દ્રવ્ય "કોલેજેન"-નો આ ગુણધર્મ છે."

[યુ. એસ. આઈ. એસ. પ્રકાશિત 'વિજ્ઞાનનું અવનવું' (તા. ૨૪-૭-'૬૭) માંથી સાભાર.]

\+ \+ \+

### દાતાને લોહી પરત કરતું અજાયબ યંત્ર

"કૅન્સર અને લ્યુકેમિયાના જેટલા દરદીઓ આ રોગોને કારણે મૃત્યુ પામે છે તેના કરતાં ઘણા વધારે દરદીઓ ચેપથી અથવા તો મોટા પ્રમાણમાં લોહી વહી જવાથી મૃત્યુ પામે છે. તેમનો રોગ તેમના લોહીમાંથી સફેદ કણોનો તેમ જ પ્લેટલેટનો નાશ કરે છે. સફેદ કણો નીરોગી માણસનું ચેપ સામે રક્ષણ કરે છે. પ્લેટલેટ તેના શરીરમાંથી લોહીને વહી જતું અટકાવે છે. એટલે સફેદ કણો અને પ્લેટલેટ ફરી દાખલ કરીને, કૅન્સરના દરદીને ઘણી વાર ઉગારી લેવાય છે. પરંતુ આ માટે મોટા પાયા ઉપર લોહી મેળવવું જોઈએ, રક્તદાન થવું જોઈએ. દાતાના લોહીમાંથી સફેદ કણ અને પ્લેટલેટ કાઢવા માટે વ્યાપક પ્રયોગશાળાની સગવડો જોઈએ. આ બે પ્રશ્નો બહુ મોટા હતા. પરંતુ તાજેતરમાં અમેરિકામાં એક યંત્ર શોધાયું છે, જે આ સમસ્યાઓ હલ કરશે. બહારથી તો આ યંત્ર કપડાં ધોતા યંત્ર જેવું લાગે છે. આ યંત્ર દાતા પાસેથી લોહી મેળવે છે, તેમાંથી જરૂરી ભાગો ખેંચી લે છે અને દાતાને બાકીનું લોહી પાછું આપે છે! અવાજ કરતાં યે વધુ ઝડપે દાતાના લોહીને ચક્કર ચક્કર ઘૂમાવીને, આ યંત્ર તેમાંથી સફેદ કણ તથા પ્લેટલેટ કાઢી લે છે. યંત્ર અને દાતને બે નળીઓ જોડે છે. એક નળીમાં લોહી ખેંચાય છે, બીજી દ્વારા પાછું જાય છે.

તો બળતામાં ઘી હોમાયું. વિક્હામના આ કાર્યે એલિઝાબેથના મનમાં ડાર્સી વિશે prejudice—પૂર્વગ્રહ (પૂરો વિચાર કર્યા સિવાય પહેલેથી જ બાંધેલો અભિપ્રાય) ઉત્પન્ન કર્યો. વિક્હામે એલિઝાબેથને એમ પણ કહ્યું કે ડાર્સીની માશી—લેડી કૅથેરાઈન પોતાની દીકરી ડાર્સી સાથે પરણાવવા અને એ રીતે બંનેની મિલકતો જોડી દેવા માગતી હતી.

મિ. બેનેટને પોતાના બાપ તરફથી લૉન્ગબોર્નમાં એક ઘર અને તે ઉપરાંત બે હજાર પાઉન્ડની વાર્ષિક આવક વારસામાં મળી હતી. કમભાગ્યે મિ. બેનેટને દીકરો ન હતો. એટલે વારસા હક્કની કાયદાની રૂએ તેમની મિલકત અને આવક એમના તદ્દન નજીકના પુરુષ-સગા—ધર્મોપદેશક કૉલિન્સને મળવાની હતી.

લેડી કૅથેરાઈન મરહૂમ ચાર્લ્સ ડિ બરોની વિધવા હતી. તે ડાર્સીની માશી થતી હતી. તે રોઝિંગ્સમાં હન્સફર્ડમાં રહેતી હતી. તેની તે માલિક હતી. લેડી કૅથેરાઈને કૉલિન્સની નિમણૂંક હન્સફર્ડના દેવળના ધર્મોપદેશક–પૂજારી તરીકે કરી હતી. કૉલિન્સની આવક સારી રહી અને એનું નિવાસસ્થાન પણ સારું હતું. કૉલિન્સ મિ. બેનેટને કોઈ પણ જાતનું નુકસાન પહોંચાડવા ઈચ્છતો ન હતો. બેનેટ–બાળાઓમાંથી એકને પત્ની તરીકે પસંદ કરવા તે ઇચ્છતો હતો. તેને પોતાની આ યોજના નિઃસ્વાર્થ જણાઈ હતી. કૉલિન્સ ધારતો હતો કે જેઈનનો વિવાહ તો બિન્ગ્લે સાથે થવાનો હતો. એટલે કૉલિન્સે એલિઝાબેથ તરફ નજર દોડાવી અને લગ્નની દરખાસ્ત મૂકી. એલિઝાબેથે મિસિસ બેનેટની મરજી વિરુદ્ધ મક્કમતાપૂર્વક એ દરખાસ્ત નકારી કાઢી. અલ્પ સમજણવાળા કૉલિન્સે તેની નજર તરત જ એલિઝાબેથની ખાસ બહેનપણી કુ. શાર્લોટ લુકાસ તરફ દોડાવી, અને તેની સમક્ષ લગ્નની દરખાસ્ત મૂકી. શાર્લોટે તે સ્વીકારી લીધી.

શાર્લોટનાં લગ્ન પછી પણ એલિઝાબેથ સાથેનાં તેનાં બહેનપણાં ચાલુ રહ્યાં હતાં. તેમની વચ્ચે નિયમિત પત્રવહેવાર પણ ચાલતો હતો. હન્સફર્ડ થોડા દિવસ આવી જઈ પોતાનું આતિથ્ય માણવાનું ભાવભર્યું નિમંત્રણ શાર્લોટે એલિઝાબેથને આપ્યું હતું એટલે એલિઝાબેથ હન્સફર્ડ ઊપડી. કૉલિન્સે એલિઝાબેથનું હાર્દિક સ્વાગત કર્યું.

ડાર્સીએ પણ તેની માશી–લેડી કૅથેરાઈનની મુલાકાત લીધી. ડાર્સી ઈસ્ટરની રજાઓ ગાળવા હન્સફર્ડ આવ્યો હતો. અહીં એલિઝાબેથ ફરીથી ડાર્સીના વધુ નિકટ સંપર્કમાં આવી. ડાર્સી પોતાની ઇચ્છા વિરુદ્ધ પણ એલિઝાબેથ પ્રત્યે આકર્ષાતો જતો હતો. એણે એલિઝાબેથ સમક્ષ લગ્નની દરખાસ્ત મૂકી, પણ એલિઝાબેથે એ નકારી કાઢી; અને તેનાં કારણો આપતાં એણે ડાર્સીને જણાવ્યું કે ડાર્સીને તીવ્ર pride–અહંકાર હતો; ડાર્સીએ જેઈનને બિન્ગ્લેથી જુદી પાડી હતી; અને વિક્હામ પ્રત્યે પણ ડાર્સીએ ક્રૂરતાભર્યું વર્તન ચલાવ્યું હતું.

ડાર્સીએ એલિઝાબેથને એક લાંબો પત્ર લખ્યો અને ખુલાસો કર્યો કે જેઈન પ્રત્યેનું તેનું વલણ વાજબી હતું, કારણ કે બિન્ગ્લેની બહેનોને મિસિસ બેનેટના તેમના તરફના અનુચિત વર્તન પ્રત્યે અણગમો ઊપજ્યો હતો, અને તેથી તેમણે નેધરફીલ્ડ છોડયું હતું. વળી જેઈનના મૌનને લીધે એના પ્રણયસંબંધ વિષે બિન્ગ્લે કંઈ નિર્ણય કરી શક્યો ન હતો. પ્રણય પરત્વે એણે જેઈનને બેદરકાર માની લીધી હતી. ડાર્સીએ એ પણ સાબિત કર્યું કે વિક્હામની બાબતમાં પોતાના ઉપર મુકાયેલો આરોપ બિનપાયાદાર હતો, કારણ કે વિક્હામ દુષ્ટ માણસ હતો. વિક્હામનો બાપ ડાર્સીના પિતાનો મિત્ર હતો. ડાર્સીનો બાપ બહુ માયાળુ માણસ હતો. વિક્હામનો બાપ ડાર્સીના પિતાને ત્યાં નોકરી કરતો હતો. બંને વૃદ્ધો મરણ પામ્યા. ડાર્સીના પિતાએ ડાર્સીને વિક્હામને મદદ કરવાનું કહ્યું હતું. ડાર્સીએ વિક્હામને મદદ કરી પણ વિક્હામે ડાર્સી પાસેથી મળતા પૈસાનો દુરુપયોગ કર્યો. વિક્હામ આળસુ અને દારૂડિયો બની ગયો; અને તેણે ખૂબ દેવું કર્યું અને ડાર્સીની નાની બહેનને ગેરરસ્તે દોરવા પણ યત્ન કર્યો. એટલે ડાર્સીએ વિક્હામ સાથેના તમામ સંબંધ તોડી નાખ્યા. ડાર્સીએ એલિઝાબેથમાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી અને પોતાની કેટલીક અંગત વાતો કહી; ડાર્સીની નાની બહેન જ્યૉર્જિયાનાને ફસાવી પાડી તેના ત્રીશ હજાર પાઉન્ડ પડાવી લેવાની વિક્હામની દાનત વિષે એનાં લોભ અને વિલાસ વિષે પણ વાત કરી. વિક્હામની તરફેણમાં હવે કોઈ દલીલ રહી નહિ એટલે હવે એલિઝાબેથને ડાર્સી તદ્દન નિર્દોષ લાગ્યો, એ પણ ડાર્સીની

છે તેમ ૧૯૬૭-૬૮ના ચાલુ વર્ષમાં રિઝર્વ બૅંક કદાચ બિલ માર્કેટ યોજનાનો પણ વિસ્તાર કરે.

આ પગલાં એટલાં સફળ થશે તે કહેવું મુશ્કેલ છે. કારણ કે જે ધીરાણ અપાય છે તે ઓછું છે અને થોડીક તો માત્ર સલાહો જ અપાઈ છે. પણ નાના પાયાના ઉદ્યોગોને જેમ ખાતરી અપાઈ છે તેમ ખેતી-ધંધાઓમાં જો ખાતરી અપાય તો થોડીક સફળતા મળે ખરી. તમામ આર્થિક ક્ષેત્રોમાં ખેતીવિભાગનું સૌથી વધુ મહત્ત્વ છે એટલું સમજાય તો પણ આશા બંધાય ખરી. (૨૦ સપ્ટેમ્બર, ૧૯૬૭)

નટવરલાલ ઉ. રાજગુરુ

*

## नवनीत

### આજનો વડીલ અને શૈક્ષણિક દૃષ્ટિ

"આજનો વડીલ જે પ્રકારનું વલણ ધારણ કરે છે તે વલણમાં શૈક્ષણિક દૃષ્ટિની ઊણપ દેખાય છે. આવી ઊણપને લીધે જ ઘણી વાત જુવાનને સમજાતી નથી અને ઘણીએ વખત વિરોધ કરવા ખાતર વિરોધ કરી બેસે છે. શૈક્ષણિક દૃષ્ટિ એટલે એક સાચા મિત્રની દૃષ્ટિ. આજનો વડીલ ભલે ઉંમર કે બુદ્ધિથી મોટો હોય તો પણ તેણે જુવાનના મિત્ર બનવાનો જ પ્રયત્ન કરવો પડશે. આપણે ત્યાં તો એવું સુભાષિત પણ છે કે દીકરો સોળ વર્ષનો થાય ત્યારે દરેક માતાપિતાએ તેની સાથે મિત્રભાવે વર્તવાનું શરૂ કરી દેવું જોઈએ. આ નિયમ દરેક વડીલે દરેકોઈ જુવાન સાથેના પોતાના વર્તનવ્યવહારમાં પ્રમાણિકપણે પાળવો જોઈએ. ઘણીએ વખત તો જુવાન સત્યને પણ સ્વીકારતો નથી કારણ કે એવું સત્ય અભિમાનના સ્વાંગમાં અને અળખામણાં સ્વરૂપે તેની પાસે રજૂ થયું હોય છે. મૈત્રીભાવ સાથે સ્નેહ અતૂટ સાંકળથી સંકળાયેલો છે. વડીલ મિત્ર પોતાના સંપર્કમાં આવતાં દરેક જુવાનને સ્નેહભરી દૃષ્ટિથી જોયા વિના રહેવાના જ નહીં. સ્નેહમાંથી સહિષ્ણુતા પેદા થાય છે અને સહિષ્ણુતામાંથી ઉપકારક સમન્વય વૃત્તિ જન્મે છે. કોઈ પણ વડીલ મિત્ર આજની જુવાન પેઢી સાથે આવશ્યક એવું સમાધાન કરતાં અચકાશે નહીં. મતાધિકારની સભાનતા પ્રગટાવવામાં વડીલ તરફી આવી સમાધાનવૃત્તિ ઘણો મોટો ભાગ ભજવતી હોય છે. આજનો વડીલ એટલો બધો અસહિષ્ણુ બની જાય છે કે જુવાન સાથે બાંધછોડ કરવાનું તેને ગમતું નથી. બાંધછોડ કરવામાં તેને સિદ્ધાંત-નિષ્ઠાનો અભાવ દેખાય છે. આ વાત બરાબર નથી. સમાજનો વડીલ જો સિદ્ધાંતનિષ્ઠ છે તો ઊગતી પેઢીનો જુવાન સિદ્ધાંતપ્રેમી છે એ હકીકત આપણે સમજી લેવી પડશે. સિદ્ધાંત-પ્રેમમાંથી સિદ્ધાંત-નિષ્ઠા પ્રગટવાની જ અને એવી નિષ્ઠા પ્રગટ થાય ત્યાં સુધી સમાજના દરેક વડીલે ધીરજપૂર્વક રાહ જોવી પડે, એટલું જ નહીં પણ સ્નેહથી અને પ્રેમથી જુવાન પેઢીને કેળવવી પણ પડે. વડીલના આ જાતના વલણને અને આ પ્રકારની દૃષ્ટિને હું શૈક્ષણિક દૃષ્ટિ કહું છું. અને તેને તેનાં વ્યાપક સ્વરૂપમાં સમજવાની છે. શૈક્ષણિક દૃષ્ટિ એટલે જ મૈત્રીની ભાવના, પ્રેમભર્યો સંબંધો અને સહાનુભૂતિપૂર્વકનો સહકાર."

હરભાઈ ત્રિવેદી

('ઘરશાળા' માસિક, ભાવનગર. સપ્ટેમ્બર ૧૯૬૭.પૃ. ૩૬)

\+ \+ \+

### વિદ્યાર્થીજગતમાં અશાંતિ: થોડાં સૂચનો

"વિદ્યાર્થીજગતમાં જે અશાંતિ જન્મે છે તેના પ્રત્યાઘાતરૂપે આપણે તેમના દેખાવો, વિરોધ, પિકેટિંગ, બારીબારણાંના કાચ તોડવા, ફર્નિચર તોડવાં-બાળવા, ખાનગી તેમ જ જાહેર મિલકતને નુકસાન પહોંચાડવું વગેરે ચિંતાગ્રસ્ત થઈ જોઈએ છીએ. આનો ઉકેલ શો? સૂચનો:

૧ વિદ્યાર્થીના વ્યક્તિત્વને માન આપવું.
૨ તેમને વિવિધ પ્રવૃત્તિઓમાં રસપૂર્વક ભાગ લેતા કરવા.
૩ સમાજસેવાનાં કાર્યોમાં રોકી તેમનું મહત્ત્વ પ્રદાન કરવું.
૪ વારંવાર રમતગમતની હરીફાઈ યોજવી.
૫ તેમનાં તંદુરસ્તી તથા ખાનપાનની દેખભાળ રાખવી.
૬ તેઓનાં મૂંઝવતા પ્રશ્નોના ઉકેલ માટે વિદ્યાર્થી-જૂથવાર એકેક શિક્ષકે જવાબદારી લેવી.
૭ શાળામાં પ્રિફેક્ટ પદ્ધતિ દાખલ કરવી અને પ્રવૃત્તિ-વાર વિદ્યાર્થીઓને જવાબદારી સોંપવી.

મુખ્ય કથામાં કેકેની બ્હેન સીમા ને પ્રખ્યાત લેખક(!) શરદના પ્રણયપ્રસંગો, તરુની ભૂતકાળની રંગીન કહાણી, કેકેની કાકી અચલા ને મિસ્ટર બોરકર વચ્ચેના મીઠા સંબંધો કથાનકને શિથિલ બનાવે છે.

નવલકથાનું એક પણ પાત્ર આકર્ષણ જમાવી નથી શકતું. લેખકના હાથમાં તેઓ કઠપૂતળી જેવા બની ગયાં છે. લેખકની મરજીમાં આવે ત્યારે દેખાય અને મનફાવે ત્યારે લાંબા સમય સુધી ગાયબ! કેકેના કાકા ઓમકારનાથ નવલકથામાં ભત્રીજાનું લગ્ન કરાવવા જ આવતા હોય (અને તે પણ બિલાડીના ટોપની જેમ એકાએક ફૂટી નીકળે છે) એમ લાગે છે. પછી તો લેખકને જ્યારે એ પાત્રની જરૂર પડી છે ત્યારે વાચકો સમક્ષ ખડા કરી દે છે, અંતે તેનું શું થયું તે લેખક જાણે. બીજા એક ઓમકારનાથ, જે લેખક છે, પણ એવી જ રીતે આવે છે અને જાય છે. હાજીબાવાની ચાલીના માલિક મફતલાલ એકાએક ચાલી વેચી દઈને થોડાક સમય માટે અદૃશ્ય થઈ જાય છે. પછી જ્યારે લેખકને એમની જરૂર પડી છે ત્યારે વાચકોને આંચકો આપે એવી સ્થિતિમાં રજૂ કરી દે છે. અને છેવટે તો લેખકે એમને હવામાં લટકતા જ રાખી દીધા છે. મોડી રાતના સાડા અગિયાર વાગે એક સેલ્સમેનને કેકેના મિત્ર ઈસાખાન સમક્ષ 'એ તો (તરુ) કલકત્તાની મશહૂર નાચનારી છે', (પૃ.૧૦૬) એવું જ બોલવા માટે લેખક લાવે છે. ઈસાખાનનું પાત્ર ધ્યાનપાત્ર છે. પણ લેખક એનું પણ કામ પતી જતાં ખૂન કરાવી જેલ ભેગો કરાવી દે છે. તરુ અને કેકેનાં પાત્રો પણ સાદ્યંત રહ્યાં નથી. સીમા જેવી શિક્ષિત ને સંસ્કારી યુવતી શરદને વિચારવાની પણ તક આપ્યા વગર ઘરબાર છોડીને નાસી જવા માટે કહે અને એમાં નિષ્ફળતા મળતાં માનસિક સમતુલા ગુમાવી બેસે એમાં ઊર્મિઘેલછા જ વિશેષ છે.

કેટલાક પ્રસંગો પણ અપ્રસ્તુત અને અપ્રતીતિકારક છે. સીમા નૈનિતાલમાં હોસ્ટેલમાં રહીને ભણતી હોય છે. પણ સીમાને પ્રેમ કરવા સિવાય બીજું કોઈ કામ હોય એમ લાગતું નથી. પ્રખ્યાત લેખક શરદ (જો કે નવલકથામાંથી એવી કોઈ પ્રતીતિ મળતી નથી) પણ પ્રેમ કરવા સિવાય કશુ કરતો નથી. નૈનિતાલમાં એ શું કરે છે? ક્યાં રહે છે? એ બધું આપણે કલ્પી લેવાનું. શરદ મુંબાઈનો જ છે અને તે પણ જ્યાં સીમાનો ભાઈ રહેતો હોય છે એ ચાલીના માલિકનો પુત્ર હોય છે. એની જાણ સીમાને પણ નથી થતી કે વાચકોને પણ નથી થતી. ફિલ્મમાં જેવો ગોટાળો થાય છે એવો જ ગોટાળો સર્જીને લેખક સીમા ને શરદનાં લગ્નમાં વિક્ષેપ નાખી દે છે. સીમા કશા પણ પરિચય વગર શરદને 'તું' કહીને બોલાવે અને થોડીક વાતચીત પછી તરત જ ચુંબન કરવા જેટલી હદે પહોંચી જાય એમાં નરી કૃત્રિમતા જ છે.

પ્રસંગોનું આયોજન નબળું છે. લેખકની કલમ કેકે-તરુની વાતમાંથી સીધી જ સીમા-શરદના પ્રણય આલેખનમાં લાગી જાય તો ઘડીકમાં અચલા-બોરકરને ઘસડી લાવે. તરુના મુખે જ કહેવાતા એના અતીતનાં વર્ણનમાં લેખક પોતે જ વાત કરવા બેસી જાય છે. સાત કલાક સુધી માતાના શબ સાથે સૂઈ રહેવા છતાં તરુને એની માતાનાં મૃત્યુની ખબર પણ નથી પડતી. કેકેની જાણ બહાર તેની જગ્યાએ સંપાદક તરીકે બીજો માણસ આવી જાય. અને પછી બાર વર્ષના પત્રકારત્વના અનુભવવાળા કેકેને ઠેકાણે પાડવાની લેખક પાસે શક્તિ નથી. તરુની માતા ગ્રેટા એક યુક્તિથી ખટપટ કરી વિદેશ જતા કલ્ચરલ ડેલિગેશનમાં પ્રવેશ મેળવી લે એ જરાયે સંભવિત લાગતું નથી.

તરુ સાથે ચાલીની સ્ત્રીઓનો ઝગડો, અને બે સ્ત્રીઓ ફ્રી સ્ટાઈલ લડાઈ પર આવી જાય, રાત્રે મોડા ઘેર આવતા કેકે પર ચાલીના ચારપાંચ માણસો હુમલો કરવા ઘેરી વળે, થોડીક ઝપાઝપી પછી અણધારી મદદ આવી પડે આ બધું ફિલ્મી દુનિયામાં જ વધુ શોભે. આજકાલ ચાલતા આમરણાંત ઉપવાસ પણ નાયિકા તરુ પાસે કરાવવાની લાલચ લેખક રોકી શક્યા નથી, અને કેકેની કથળી ગયેલી સ્થિતિ સુધારવા માટે જ છેલ્લા સાધન તરીકે આમરણાંત ઉપવાસનો ઉપયોગ કરી લે છે.

સીમાના પાગલપણાની કે શરદના પશ્ચાત્તાપની મનોવૈજ્ઞાનિક પ્રતીતિ પણ નવલકથામાંથી મળતી નથી.

નવલકથામાં વારંવાર 'સ્મિતના ટુકડા ફેંકવા' અને 'સ્મિતની આપલે' જેવા પ્રયોગો અતિવપરાશને કારણે ફિસ્સા પડી જાય છે.

આબિદ સુરતી જો વધારે જાગરુક રહ્યા હોત તો તરુના પાત્રને સારી રીતે ખીલવી શક્યા હોત.

**જયંત મોદી**

*



# ગ્રંથ-વિશ્વ





સમીક્ષા * અવલોકન * પરિચય * સ્વીકાર-નોંધ

## 'પ્રાઇડ ઍન્ડ પ્રેજ્યુડિસ'

ઉપેન્દ્ર ભટ્ટ

[આ વર્ષે જુલાઈ માસમાં જેમની દોઢસોમી પુણ્યતિથિ ઇંગ્લેન્ડ ઊજવી તે વિશ્વવિખ્યાત નવલકથાકાર મિસ જેઈન ઑસ્ટિન (તા. ૧૬-૧૧-૧૭૭૫ થી તા. ૧૮-૭-૧૮૧૭)ની સૌથી વધુ લોકપ્રિય કૃતિ 'પ્રાઇડ ઍન્ડ પ્રેજ્યુડિસ'નો લઘુ સંક્ષેપ]

દરેક જણ જાણે છે કે બહુ પૈસાદાર પણ કુંવારા માણસને પત્નીની જરૂર હોય છે. પાડોશીઓ આવા અપરિણીત માણસને પોતાની દીકરીઓમાંની એકાદનો ભાવિ પતિ માની લે છે.

લૉન્ગબોર્ન ગામમાં મિસ્ટર અને મિસિસ બેનેટ રહેતાં હતાં. તેમને પાંચ દીકરીઓ હતી: જેઈન, એલિઝાબેથ, કીટિ, લીડિયા અને મેરી. મિસિસ બેનેટની એકમાત્ર જીવન-ઈચ્છા પોતાની આ દીકરીઓને સારે ઠેકાણે પરણાવવાની હતી.

ચાર્લ્સ બિન્ગ્લે નામના એક પૈસાદાર, દેખાવડા અને અપરિણીત જુવાને લૉન્ગબોર્નથી એક માઈલ દૂર મેરીટન નામે ગામડામાં નેધરફીલ્ડ પાર્ક ભાડે રાખ્યો. આ ઘટનાએ મિસિસ બેનેટના હૃદયમાં અનેક નવી આશાઓનો સંચાર કર્યો. મિસિસ બેનેટ બિન્ગ્લેને જમવાનું નિમંત્રણ આપ્યું. પણ બિન્ગ્લે એ સ્વીકારી શક્યો નહિ, કારણ કે નૃત્યો માટે પોતાના મિત્ર-મંડળને તેડી લાવવા તેને લંડન જવાનું હતું.

બિન્ગ્લે એની ફૅશનેબલ, અહંકારી, મિજાજી બે બહેનો (મોટી—શ્રીમતી હર્સ્ટ, અને નાની—કૅરોલાઈન) અને એના મિત્ર ડાર્સીને પણ ત્યાં લઈ આવ્યો. થોડાક વખતમાં બિન્ગ્લેએ સૌની સાથે મિત્રતા બાંધી દીધી. બિન્ગ્લે જેઈનની પ્રશંસા કરવા લાગ્યો. ડાર્સીએ એકવાર મિસિસ હર્સ્ટ સાથે અને એક વાર મિસ કૅરોલાઈન બિન્ગ્લે સાથે નૃત્ય કર્યું. મિસિસ બેનેટ ડાર્સી ઉપર ગુસ્સે થઈ હતી, કારણ કે મિસ એલિઝાબેથ બેનેટ તરફ ડાર્સીએ બેઅદબીભર્યું વર્તન કર્યું હતું—ડાર્સીએ કહ્યું હતું કે પોતાને આકર્ષી શકે એટલી સુંદર એલિઝાબેથ ન હતી.

બિન્ગ્લે અને મોહક જેઈન વચ્ચે પરસ્પર પ્રેમ પ્રગટ્યો હતો જો કે ડાર્સી પણ એલિઝાબેથ પ્રત્યે આકર્ષાયો તો હતો; પણ ડાર્સીએ તેની અહંકારી રીત-ભાતથી એલિઝાબેથના મનમાં તેને માટે અણગમો ઊભો કર્યો હતો. એલિઝાબેથના મનમાં ડાર્સી તરફ ઉત્સાહની લાગણી ન હતી, પણ પોતાની બહેન જેઈનમાં બિન્ગ્લેએ લેવા માંડેલો રસ એલિઝાબેથ બારીકાઈથી જોઈ રહી હતી. એલિઝાબેથને ખબર ન હતી કે ડાર્સી ખુદ એલિઝાબેથમાં રસ લઈ રહ્યો હતો. એલિઝાબેથ સુંદર ન હતી, પણ આકર્ષક તો હતી જ. એલિઝાબેથનાં કાળાં નમણાં નયનમાં ડાર્સી અસામાન્ય બુદ્ધિશક્તિ જોઈ શક્યો હતો, અને પોતાની અનિચ્છાએ પણ એલિઝાબેથ તરફ આકર્ષણ અનુભવવા લાગ્યો હતો.

જ્યારે ડાર્સીએ બિન્ગ્લેને જેઈનથી જુદો પાડ્યો ત્યારે ડાર્સી પ્રત્યેનો એલિઝાબેથનો અણગમો ઘણો વધી ગયો: તેમાંય વળી જ્યારે યુવાન લશ્કરી અફસર વિકહામે ડાર્સીએ તેના તરફ કરેલા અન્યાયી અને આઘાતજનક વર્તનની વાત એલિઝાબેથને કહી ત્યારે



# વર્તમાન વિશ્વ
## વૃત્ત અને વિવેચન

**તવારીખ** [માહે સપ્ટેમ્બર, ૧૯૬૭] 'રમેશ'

[**નોંધ:** દેશવિદેશના બધા મહત્ત્વના બનાવોનો ઉલ્લેખ અહીં નથી. ડાબી તરફના આંકડા તારીખ દર્શાવે છે.]

### વિદેશ

૧ સુદાનની રાજધાની ખાર્ટુમમાં મળી રહેલી આરબ રાષ્ટ્રોની શિખર પરિષદે, તેલપુરવઠો ફરી વહેતો કરવાનું નક્કી કર્યું; તેલઉત્પાદક દેશોએ ઇજિપ્ત અને જૉર્ડનને સહાય કરવાનું ઠરાવ્યું.

અમેરિકામાં ન્યૂયૉર્ક રાજ્યમાં નવો કાયદો પસાર થયો જે દ્વારા છૂટાછેડા માટેનાં વધારાનાં કારણો મુકરર કરાયાં.

૩ દક્ષિણ વિયેટનામમાં થયેલી સામાન્ય ચૂંટણીમાં સત્તાધારી લશ્કરી ઉમેદવારો જનરલ વાન થિયૂ તથા ઍર વાઇસ-માર્શલ કી અનુક્રમે પ્રમુખ અને ઉપપ્રમુખ તરીકે ચૂંટાયા.

દક્ષિણ અરેબિયામાં સમવાયી સરકારનું દેખીતી રીતે પતન થતાં, ઊભી થયેલી કટોકટીભરી પરિસ્થિતિમાં બ્રિટિશ સરકાર તત્કાળ ભાવિ પગલાં શાં લઈ શકે તે અંગે વિચારવિનિમય કરવા સારુ દક્ષિણ અરેબિયામાંના બ્રિટિશ હાઈ કમિશનર હવાઈ માર્ગે લંડન જવા રવાના થયા.

યુરોપ ખંડના મોટા ભાગના દેશોમાં વાહનવ્યવહાર જમણી બાજુએથી ચાલે છે. બ્રિટન, સ્વીડન જેવા થોડાક જ દેશોમાં ડાબી હરફ વાહનો ચાલે છે. સ્વીડનમાં આજથી ફેરફાર અમલી બનતાં વાહનવ્યવહાર જમણી તરફ શરૂ થયો.

૪ સુએઝ નહેરના બન્ને કાંઠા પરથી ઇજિપ્શીઅન અને ઇઝરેલી દળોએ એકમેક પર ગોળીબારો કર્યા.

બ્રિટનની ટ્રેડ યુનિયન કૉંગ્રેસનું ૯૯મું વાર્ષિક અધિવેશન બ્રાઈટનમાં શરૂ થયું.

૫ દક્ષિણ અરેબિયામાં નવી સમવાય સરકાર રચવા માટેની વાટાઘાટોમાં સામેલ થવાનું નિમંત્રણ બ્રિટિશ સરકારે NLF [National Liberation Front]ને આપ્યું.

સાયપ્રસના ભાવિ વિષે વાતચીત શરૂ કરવા માટે ગ્રીસ અને તુર્કસ્તાન સંમત થયા.

૬ દક્ષિણ અરેબિયામાંના હરીફ રાષ્ટ્રવાદી જૂથો NLF અને FLOSY [Front for the Liberation of Occupied South Yemen] લડવાનું બંધ કરી દઈને; બ્રિટન સાથે દક્ષિણ અરેબિયન સ્વાતંત્ર્યના મુદ્દા વિષે તત્કાળ સહિયારી રીતે અને પ્રત્યક્ષપણે મંત્રણા શરૂ કરે એવું ફરમાન દક્ષિણ અરેબિયન લશ્કરી અફસરોએ બહાર પાડ્યું.

૭ વિયેટનામમાં જે પ્રદેશ બિનલશ્કરી વિભાગ મુકરર થયેલો છે તેની સીમાઓ પર, ઇલેક્ટ્રૉનિક પદ્ધતિ વડે ચાલનાર સરહદી અંતરાય ઊભો કરવા અંગેની અમેરિકન યોજનાનું અમેરિકાના સંરક્ષણ મંત્રી મિ. મૅકનમારાએ સમર્થન કર્યું.

૮ પૂર્વ યુરોપીઅન સામ્યવાદી દેશ પોલેન્ડની એક અઠવાડિયાની સત્તાવાર મુલાકાતે ગયેલા ફ્રાન્સના પ્રમુખ જનરલ ચાર્લ્સ દ'ગોલે કહ્યું કે પોલેન્ડે, ફ્રાન્સની જેમ, પુરુષાર્થ કરીને કોઈ એક જબરજસ્ત વિદેશી તંત્ર હેઠળ દબાઈ જવાનું નામંજૂર રાખવું જોઈએ.

વિયેટનામના યુદ્ધને અટકાવવા માટે મંત્રણાઓનો દોર ચાલુ કરવા સારુ બે નોબેલ શાંતિ ઇનામ વિજેતાઓ—બ્રિટનના મિ. ફિલિપ નોએલ-બેકર અને બેલ્જિયમના ફાધર ડોમિનિક પિયેરેના નેતૃત્વ હેઠળના પ્રતિનિધિમંડળને મળવાની દક્ષિણ તથા ઉત્તર

લગ્ન-દરખાસ્ત તેણે એકદમ સ્વીકારી લીધી નહિ.

તે પછી પોતાનાં મામા-મામી મિસ્ટર અને મિસિસ ગાર્ડીનર સાથે એલિઝાબેથ પેમ્બર્લી-ડાર્સીની જમીનજાગીર ઉપર ગઈ, એવું માનીને કે ડાર્સી ત્યાં ન હતો. પણ ડાર્સી આવી ચડ્યો. ડાર્સીએ મહેમાનોને આવકાર્યા. ડાર્સી હવે પહેલાં કરતાં વિશેષ વિવેકી બન્યો હતો. તેની રીતભાત સુધરી હતી, નરમ અને સ્વાભાવિક બની હતી. એલિઝાબેથને ડાર્સીની સાચી પિછાન હવે થવા લાગી હતી. ડાર્સીનો અહંકાર પોતા પ્રત્યે પ્રણયમાં પરિણમે એમ એલિઝાબેથ ઇચ્છવા લાગી.

બરાબર આ સમયે જ બ્રાઈટનથી એલિઝાબેથને સમાચાર મળ્યા કે તેની નાની બહેન લીડિયા વિલાસી વિક્હામ સાથે લગ્ન કરવા એની જોડે સ્કૉટલેન્ડ ભાગી ગઈ છે. શ્રીમાન ગાર્ડીનર અને ડાર્સીએ લીડયા અને વિક્હામને શોધી કાઢવામાં મિ. બેનેટને મદદ કરી. ડાર્સીએ વિક્હામના સકંજામાંથી લીડિયાને છોડાવવા પોતાથી બનતું બધું જ કર્યું પણ લીડિયા વિક્હામને છોડવા માગતી ન હતી. લીડિયાએ પોતે હાથે કરીને જ દુઃખ વહોરી લીધું હતું તેમ છતાં ડાર્સીએ વિક્હામનું દેવું પતાવી આપ્યું, અને લશ્કરમાં અફસર તરીકે એની નિમણૂક કરાવી આપી. તે ઉપરાંત લીડિયાને ખાતે એક હજાર પાઉન્ડ અનામત રકમ તરીકે મૂકયા. ડાર્સીએ વિક્હામને સલાહ આપી કે તેણે લીડિયાને સન્માર્ગે દોરવી જોઈએ. વિકહામ-લીડિયાને વિધિસર પરણાવવામાં આવ્યાં, અને તેમના જીવનનિર્વાહની પણ વ્યવસ્થા કરવામાં આવી. આમ ડાર્સીનાં ભલમનસાઈ, ખાનદાની અને માયાળુપણું સાબિત થયાં.

બિન્ગ્લેએ પણ ફરીથી નેધરફીલ્ડની મુલાકાત લીધી. બિન્ગ્લે અને જેઈન તેમનો પ્રેમસંબંધ ફરીથી ચાલુ કર્યો, અને તેમનો વિવાહ પણ થઈ ગયો. લેડી કૅથેરાઇને પોતાની એકની એક દીકરીને ડાર્સી સાથે પરણાવવા પ્રયાસ કર્યો પણ એમાં તેને નિષ્ફળતા મળી; કારણ કે ડાર્સી અને એલિઝાબેથનાં વિવાહ પણ થઈ ગયાં હતાં. ડાર્સીએ બેનેટ-કુટુંબ તરફ બતાવેલી મમતાની વાત એલિઝાબેથે મિસિસ બેનેટને કરી, ત્યારે એ ખૂબ આનંદમાં આવી ગઈ. જેઈન અને એલિઝાબેથનાં લગ્ન થયાં. એલિઝાબેથે પેમ્બર્લીમાં નવું જીવન શરૂ કર્યું. એલિઝાબેથ ડાર્સી તેમજ તેની નાની બહેન જ્યૉર્જિયાના સાથે તે સુખ-આનંદથી રહેવા લાગી.

જેઈન અને એલિઝાબેથનું સુખી લગ્ન જોઈ મિ. બેનેટ આનંદ પામતો. મિ. બેનેટ અને મિસિસ બેનેટ તેમનાં આવકારપાત્ર અતિથિ બની ગયાં. ડાર્સી અને એલિઝાબેથને ડર્બીશાયરમાં ફરીથી ભેગાં કરવાનું નિમિત્ત બનનાર એલીઝાબેથનાં મામા-મામી—ગાર્ડીનર યુગલ—પણ તેમની સાથે આત્મીય બની ગયાં હતાં. લીડિયા અને વિક્હામમાં તો કંઈ જ ફેરફાર થયો નહિ. ડાર્સી તેમને મદદ કરતાં પણ પોતાને ઘેર બોલાવતો નહિ.

અને શ્રીમતી બેનેટ હવે મેરી અને કિટી માટે જુવાન મુરતિયાની પ્રતીક્ષા કરી રહ્યાં હતાં!

આ નવલકથાને 'પ્રાઈડ ઍન્ડ પ્રેજ્યુડિસ'–'અહંકાર અને પૂર્વગ્રહ' શીર્ષક આપવામાં આવ્યું છે, કારણ કે એલિઝાબેથના મનમાં ડાર્સી સંબંધે એવો પૂર્વગ્રહ—પૂરો વિચાર કર્યા સિવાય પહેલેથી બાંધી લીધેલો અભિપ્રાય—હતો કે ડાર્સીને ખૂબ અહંકાર હતો. આ ઉપરાંત આ નવલકથામાં લેડી કૅથેરાઈન, બિન્ગ્લે-બહેનો, મિસિસ બેનેટ અને મિ. કૉલિન્સ જેવાં અન્ય અભિમાની પાત્રો પણ છે.

*

## અવલોકન

**નાના નાના રાક્ષસ** – આબિદ સુરતી
(ઊર્મિ પ્રકાશન, સુરત-૨. ૧૯૬૬.
કિંમત ૧૦ રૂપિયા. પૃ. ૩૬૦)

નવલકથાનો નાયક કેશવલાલ કોઠારીલાલ કેવલિયા ઉર્ફે કેકે 'રામરાજ' સામયિકના સહસંપાદકમાંથી મુખ્ય સંપાદક બને છે. એક દિવસ એના કાકા ઓમકારનાથ તરુ નામની સુંદર યુવતી સાથે એનું લગ્ન કરાવી દે છે. લગ્ન પહેલાં કેકે તરુ વિશે કોઈ જાતની પૂછગાછ પણ કરતો નથી! અને પાછળથી જાણ થઈ કે તરુ કલકત્તાની પ્રખ્યાત કૅબેરે ગર્લ હતી. કેકે એનો સ્વીકાર કરી લે છે. એ બંનેની દુઃખ-પરંપરામાંથી સર્જાય છે એક રેઢિયાળ નવલકથા.

અને સામાન્ય ચૂંટણીઓને સહેજે બીજાં ત્રણ–સાડા ત્રણ વર્ષની વાર છે [છેલ્લી ચૂંટણી તા. ૩૧ માર્ચ ૧૯૬૬ને રોજ થઈ હતી અને તેમાં મજૂર પક્ષને સો જેટલી બહુમતી મળી હતી.] પશ્ચિમ વૉલ્થમસ્ટો મતદારમંડળ લંડનવિસ્તારમાં આવેલું હોઈ બ્રિટનના માજી વડા પ્રધાન લૉર્ડ ક્લેમેન્ટ ઍટલીએ લાગલગાટ એ વિભાગમાંથી મજૂર પક્ષને વિજય અપાવ્યો હતો. બન્ને મતદારમંડળોમાં વિનીત ઉમેદવારો ઊભા હતા અને એમને ફાળે ગણનાપાત્ર મતદાન થયું હતું.

રોડીશિયા પર સશસ્ત્ર જૂથોના હુમલા માટે ઝામ્બિયાની ભૂમિ, એક મથક તરીકે, વપરાવાની સંભાવના અંગેના અહેવાલો વિષે નાપસંદગી દર્શાવતી યાદી બ્રિટિશ સરકારે ઝામ્બિયન સરકારને સુપરદ કરી.

બ્રિટનના ભૂતપૂર્વ વડા પ્રધાન અને વિશ્વવિખ્યાત યુદ્ધનેતા સર વિન્સ્ટન ચર્ચિલના ૨૭ વર્ષના પૌત્ર [એમનું નામ પણ વિન્સ્ટન ચર્ચિલ જ છે!] ગૉર્ટન, મૅંચેસ્ટર વિભાગમાંથી રૂઢિચુસ્ત ઉમેદવાર તરીકે ચૂંટણી વખતે મુકાબલો કરશે એવી જાહેરાત થઈ.

૨૨ વિયેટનામમાં શાંતિ સ્થાપવા અંગેના અમેરિકન રાજનૈતિક પ્રયાસો પર યુ. એન.ની જનરલ ઍસેંબ્લીમાં સોવિયેટ વિદેશ પ્રધાન મિ. આન્દ્રે ગ્રોમિકોએ ઠંડું પાણી રેડ્યું.

૨૪ જૂન ૧૯૬૭માં આરબો સામેના યુદ્ધમાં ઇઝરેલે જે પ્રદેશો જીતી લીધા તેમાં ઇઝરેલી પ્રજાજનોની વસાહતો સ્થપાવાનું શરૂ થયું.

કૉંગોલીઝ નેતા ચૉમ્બેના વિમાનને ફરજિયાત રીતે સ્પેનમાંથી અલ્જીરીઆ તરફ વળાવ્યા બાદ અલ્જીરિયર્સમાં એ વિમાનનું ઊતરાણ થતાં વિમાનના બે બ્રિટિશ સારથિઓ [pilots] ને અલ્જીરીઅન જેલમાં પૂરી રાખવામાં આવ્યા હતા તેમનો ૮૬ દિવસ બાદ આજે છુટકારો થયો. તેઓ તરત બ્રિટન રવાના થયા.

૨૫ FLOSY અને NLF એ બે હરીફ જૂથો શસ્ત્રવિરામ માટે સંમત થયા અને સંયુક્ત કામચલાઉ સરકાર સ્થાપવા માટેની વાતચીતો ટૂંકમાં શરૂ કરવા અંગે પણ બન્ને જૂથો વચ્ચે સમજૂતી થઈ.

વિયેટનામ અંગેની હાલની અમેરિકન રીતિનીતિ વિષે જરૂરી પુનર્વિચારણા કરવા માટે 'કૉંગ્રેસ' [અમેરિકન સમવાય દ્વિગૃહી પાર્લમેન્ટ]ના ૫૨ સભ્યોએ હાકલ કરી.

૨૬ બ્રિટનના વિદેશ પ્રધાન મિ. જ્યૉર્જ બ્રાઉને યુ. એન. જનરલ ઍસેંબ્લીમાં પ્રવચન કરીને વિયેટનામ પ્રશ્નના ઉકેલ માટેની અમેરિકન યોજનાને ટેકો જાહેર કર્યો. પશ્ચિમ એશિયામાં સંયુક્ત રાષ્ટ્રસંઘની ભૂમિકા અને કામગીરી વિસ્તરવી જોઈએ એવું પણ મિ. બ્રાઉને કહ્યું. સમગ્ર રોડીશિયાને સ્વીકૃત એવા રોડીશિયન સ્વાતંત્ર્ય સિવાયનું અન્ય કોઈ પ્રકારનું સ્વાતંત્ર્ય બ્રિટન મંજૂર રાખશે નહીં એવી સ્પષ્ટતા બ્રિટિશ વિદેશ પ્રધાને પોતાના આ પ્રવચનમાં કરી.

યુરોપીઅન ઍસેંબ્લીની સ્ટ્રાસબૂર્ગ ખાતે મળી રહેલી બેઠકમાં એવી લાગણી વ્યક્ત થઈ કે ગ્રીસમાં હમણાંથી થઈ રહેલ માનવહક્ક ભંગ વિષે ઍથેન્સની લશ્કરી હકૂમતે બરાબર જવાબ આપવો પડશે અગર તો પછી ગ્રીસના સભ્યપદને રદબાતલ કરાય એ જોખમ વહોરવું પડશે.

૨૮ ગ્રીક અખબારોનાં પ્રકાશક શ્રીમતી હેલન વ્લાચાઉ [Helen Vlachou]ની ધરપકડ કરવામાં આવી. ગ્રીક લશ્કરી હકૂમતનું અપમાન કર્યાનો તથા લશ્કરી આદેશની અવગણના કર્યાનો આરોપ તેમના પર મૂકવામાં આવ્યો.

૨૯ ઉત્તર વિયેટનામ પરનો બૉંબમારો અટકાવવા અંગેની દરખાસ્તો પ્રમુખ જૉન્સને ફરી રજૂ કરી, પણ ચેતવણીરૂપે ઉમેર્યું કે સામ્યવાદી વિયેટમિન્હ સરકાર જો રાજનૈતિક વાતચીત માટે તત્પરતા અને તૈયારી નહીં દર્શાવે તો અમેરિકનો આખર સુધી લડી લેશે અને સફળતા મેળવશે.

બ્રાઝિલની આલીશાન નગરી રિયો ડિ ઝાનેરોમાં વિશ્વના નાણાંપ્રધાનો અને નિષ્ણાતો ભેગા મળ્યા. ચર્ચાવિચારણા બાદ, સોનાની અનામતોને પુષ્ટિ આપવા માટેની યોજનાને બેઠકમાં બહાલી મળી.

૩૦ બીજી ઑક્ટોબરથી શરૂ થનારી બ્રિટિશ મજૂર પક્ષની વાર્ષિક પરિષદમાં ભાગ લેવા વડા પ્રધાન

## પરિચય

*My Country Today.* By John Freeman. [India International Centre, New Delhi. pp. 14. Re. 1]

ભારતમાંના બ્રિટિશ રાજદૂતે (હાઈ કમિશનર) નવી દિલ્હીમાં ઇંડિયા ઈંટરનૅશનલ સેંટરમાં તા. ૮ માર્ચ ૧૯૬૭ને રોજ આપેલા આ વ્યાખ્યાનમાં પોતાના દેશ વિષેની ચાર ભ્રામક અગર ગેરરસ્તે દોરનારી કલ્પનાઓ કે વાતોનો સફળ રદિયો સંક્ષેપમાં સરસ આપ્યો છે. મિ. ફ્રીમન અગાઉ *New Statesman* [લંડનનું જગપ્રસિદ્ધ, સમાજવાદી વલણ ધરાવતું સાપ્તાહિક]ના તંત્રી હતા, એટલે લેખન-વિવેચનનો એમને વિશાળ અનુભવ છે. રાજદૂતની કામગીરી પોતાના દેશની ઓળખાણ આપવાની હોય છે—જે દેશમાં પોતે રાજદૂત તરીકે હોય ત્યાં આ કામ તે સરકારી સપાટીએ અને સામાન્યજનની કક્ષાએ કરતો હોય છે. તે સાથે જ, જે તે દેશના શિક્ષિત અને પ્રતિષ્ઠિત સમુદાય [જેઓ વ્યાવસાયિક ગુણસંપન્નતા અને શ્રેષ્ઠતા ધરાવે છે તથા લોકમતનું ઘડતર કરે છે] સમક્ષ તો રાજદૂતોએ પોતપોતાનાં રાષ્ટ્રોનો પરિચય પ્રભાવશાળી પ્રચાર-પદ્ધતિથી કરાવવાનો રહે છે. બ્રિટિશ સમાજ હવે વર્ગ-વર્ગ વચ્ચેના તફાવત અને વર્ગ વિશેષાધિકારો પર આધારિત નથી; ટેકનૉલૉજીમાં બ્રિટન પછાત નથી; બ્રિટન આજે શાહીવાદ અને વસાહતવાદનો અડ્ડો રહ્યું નથી; બ્રિટિશ પ્રજાજનો ડોલતા-કરતા અને આળસુ નથી! આ ચારે મુદ્દાઓ વિષે આપણે સહમત ન થઈએ તો પણ મિ. ફ્રીમનની આકર્ષક રજૂઆતથી પ્રભાવિત થયા વિના ભાગ્યે જ રહેવાય!

\+ \+ \+

**વીણેલાં ફૂલ.** ૫૦ ટૂંકી વાર્તાઓ. યજ્ઞ પ્રકાશન, વડોદરા ૧. પૃ. ૨૦૮. [કિં. બે રૂપિયા.]

'ભૂમિપુત્ર'માં સાતેક વર્ષથી નિયમિત પ્રગટ થતી વાર્તાઓમાંથી વીણેલી આ ૫૦ વાર્તાઓ સ્વચ્છ, સંસ્કારી અને સુંદર વાચન પૂરું પાડે છે. દરેક વાર્તા સાચા અર્થમાં ટૂંકી અને છતાં સંપૂર્ણ છે એ વિશેષતા ઉપરાંત દરેકમાંથી કશુંક આગળ વિચારવાનું, કલ્પનાને વિકસાવવાનું, પ્રસંગાલેખન કે પાત્રાલેખનને વિસ્તારવાનું મળી રહે છે. અન્યભાષી અનેક વાર્તાઓ પરથી તૈયાર કરેલી આ સામગ્રી સુરેખ અને આસ્વાદ્ય બની છે, કારણ કે 'રાંધણક્રિયા દરમિયાન ક્યાંય રસક્ષતિ ન થાય તેની પૂરતી કાળજી' લેવાઈ છે.

\+ \+ \+

**ઘરઘરનાં ઓસડિયાં.** લેખક: બાપાલાલ ગ. વૈદ્ય. [લોકવીણા પ્રકાશન, બાલાસિનોર, જિ. ખેડા. પૃ. ૨૦૮. કિં. સાડાત્રણ રૂપિયા.]

વ્યક્તિગત અને સામૂહિક આરોગ્ય તરફ આપણા દેશમાં હજી ઘણી અનાસ્થા અને અવ્યવસ્થા છે. જાતજાતની બીમારીઓથી પ્રજાજનો પીડાતા હોય છે તેમાંની કેટલીક તો તરત અગર સહેલા ઉપાયોથી ટાળી શકાય તેવી હોય છે. નિયમિત આહાર-વિહાર અને સહજ ઉપલબ્ધ ઔષધિ-ઓસડો વડે આરોગ્યની સરસ આબોહવા બંધાય છે. શ્રી. બાપાલાલભાઈના વ્યાપક અને ઊંડા જ્ઞાન-અનુભવને કારણે આ ગ્રન્થ રસપૂર્ણ, ઉપયોગી, અતિ મદદરૂપ બન્યો છે. આયુર્વેદને હસી કાઢવાથી તેની અગત્ય અને અસર ઓસરતી નથી. માનાં ધાવણ જેવાં નિર્દોષ આ 'ઘરઘરનાં ઓસડિયાં' અનેકને ઉપકારક નીવડશે, એટલે લેખકનો પુરુષાર્થ સફળ જ છે.

*

## સ્વીકાર-નોંધ

**રૉકેટ.** લેખક: પ્રહ્‌લાદ પટેલ. પૃ. ૪૦. કિં. સાઠ પૈસા. **આપણું લોકનાટ્ય: ભવાઈ.** લેખક: ભાનુકુમાર નાયક. પૃ. ૩૨. કિં. પચાસ પૈસા. [જ્ઞાન-કૌશલ્ય પ્રકાશન શ્રેણી—પુસ્તિકાઓ ૩૧ અને ૩૨. ચાણસ્મા, જિ. મહેસાણા]. **અરમાન** (કાવ્યસંગ્રહ). કાલીદાસ પ્રજાપતિ 'પિનાક.' [મુ. પો. જમિયતપુરા, જિ. ગાંધીનગર, પૃ. ૪૦. કિં. પંચોતેર પૈસા.]

*

અધ્યક્ષ પ્રોફેસર ધનંજયરાવ ગાડગીળે પત્રકારોના સંખ્યાબંધ પ્રશ્નોના ઉત્તરો આપતાં આયોજનના અગ્રતાક્રમો વિષે વિવરણ કર્યું.

ભૂતપૂર્વ રાષ્ટ્રપ્રમુખ ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણનના ૭૯મા જન્મદિને ભારત સરકારે પંદર પૈસાની ખાસ પોસ્ટ-ટિકિટ બહાર પાડી. 'શિક્ષક દિન'ની ઉજવણી રાજધાની નવી દિલ્હીમાં શિક્ષકસમાજની માગણીઓના દિનમાં ફેરવાઈ! પોતાની માગણીઓ ન સંતોષાય તો તમામ સરકારી સમારંભોનો બહિષ્કાર પોકારવાનું ધોરણ શિક્ષકોએ અપનાવ્યું.

૬ કોલસાની તંગીને કારણે રેલવે વ્યવહારમાં કાપકૂપ કરાઈ. પશ્ચિમ રેલવેની અવરજવર સૌથી વિશેષ ઘટાડાઈ.

વિદ્યાર્થીઓની અશાંતિમાંથી ઉદ્ભવતી પરિસ્થિતિને હલ કરવા સારુ સંયમની આવશ્યકતા સ્વીકારીને ઈન્સ્પેક્ટર જનરલ્સ ઑફ પોલીસે એમના અહેવાલમાં હિંસા અને ગેરકાનૂની કૃત્યો અંગે તત્કાળ, અસરકારક પગલાં લેવા પર ભાર મૂક્યો છે.

૧૧ વિશ્વવિદ્યાલયોના ઉપકુલપતિઓની પરિષદ નવી દિલ્હીમાં મળી. સ્નાતક અને અનુસ્નાતક કક્ષાએ શિક્ષણના માધ્યમ તરીકે પ્રાદેશિક ભાષાઓ અંગ્રેજીનું સ્થાન લેશે કે કેમ તે અંગે ચર્ચાવિચારણા થઈ, અને ઉગ્ર મતભેદો પ્રગટ થયા.

૧૨ નથુલા સ્થળે ભારતીય દળો પર સામ્યવાદી ચીની સૈનિકોએ કરેલા આક્રમણ વિષે ચર્ચા કરવા પાર્લમેન્ટની બેઠક તત્કાળ બોલાવવાનું સૂચન સંયુક્ત સમાજવાદી પક્ષના સભ્ય શ્રી. મધુ લિમયેએ એક નિવેદન દ્વારા કર્યું.

વિદેશોના પ્રવાસે ગયેલા નાયબ વડા પ્રધાન અને નાણાં પ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ વૉશિંગ્ટન, ડી. સી. માં નૅશનલ પ્રેસ કલબને સંબોધતાં ભારતની આર્થિક સ્થિરતા માટે વધુ થોડાંક વર્ષો સુધી વિદેશી સહાય ચાલુ રાખવાની આવશ્યકતા વિષે અપીલ કરી.

૧૩ ત્રણ દિવસની ગોષ્ઠિઓને અંતે ઉપકુલપતિઓએ માધ્યમનો પ્રશ્ન દરેક યુનિવર્સિટીની સૂઝસગવડ પર છોડ્યો. શિક્ષણ પ્રધાન ડૉ. ત્રિગુણ સેને બાંધછોડની ભાવના અમલી કરવાની હિમાયત કરી.

ભારતીય જવાનો સાથે ચીની લશ્કરોની અથડામણો નથુલા ખાતે ફરી ચાલુ થઈ.

૧૪ જયંતી શિપિંગ કંપનીના વગોવાયેલા ડૉ. ધર્મ તેજા અમેરિકાથી ભારત પાછા ફરે તે માટે સરકારના પ્રયત્નો ચાલુ હતા તે દરમિયાન ડૉ. તેજા અચાનક ન્યૂયૉર્કથી ભાગી જઈને સ્વિટ્ઝર્લૅન્ડ પહોંચી ગયા!

૧૫ નવા રાજકીય પક્ષ ભારતીય ક્રાંતિ દળમાં જોડાવાના મુદ્દા પર બંગલા કૉંગ્રેસમાં મતભેદ પડ્યો છે. પશ્ચિમ બંગાળના મુખ્ય પ્રધાન શ્રી. અજયકુમાર મુકરજી બંગલા કૉંગ્રેસના સ્થાપક-પ્રમુખ છે.

૧૬ કેરળના નાણાંપ્રધાન અને સંયુક્ત સમાજવાદી પક્ષના સભ્ય શ્રી. પી. કે. કુંજુએ સામ્યવાદી મુખ્ય પ્રધાનની નેતાગીરી હેઠળની સરકારની પોતે કરેલી ટીકાને વહીવટી શુદ્ધિ માટે આવકારદાયક ગણાવી.

૧૭ રાજામહારાજાઓના સાલિયાણા તથા વિશેષાધિકારો ક્રમશઃ ઘટાડવાનું વલણ ભારત સરકારનું હોવાનું પ્રગટ થયું.

૧૮ શ્રીમતી ઇંદિરા ગાંધી સિલોનના ચાર દિવસના શુભેચ્છા-પ્રવાસે ગયાં.

૧૯ મણીપુરના આઠ કૉંગ્રેસી ધારાસભ્યોએ પક્ષપલટો કરતાં સત્તાધારી પક્ષ ઇમ્ફાલમાં ૩૨ સભ્યોવાળી ધારાસભામાં લઘુમતીમાં પલટાઈ ગયો.

૨૨ ફીજીના મુખ્ય પ્રધાન શ્રી. કે. ટી. મેરા ભારતની સત્તાવાર મુલાકાતે આવ્યા.

૨૫ દલાઈ લામા જાપાનની પખવાડિયાની સાંસ્કૃતિક યાત્રાએ રવાના થયા. ૧૯૫૯ની સાલમાં ટિબેટમાંથી છટકીને ભારત આવ્યા બાદ દલાઈ લામાનો આ પહેલવહેલો વિદેશપ્રવાસ છે.

*

વિયેટનામની સરકારોએ હા પાડી છે એવું ઑસ્લોમાં-થી નૉર્વેજિયન વિદેશ ખાતાના મોવડીએ જાહેર કર્યું.

૧૦ જિબ્રૉલ્ટરમાં લેવાયેલા સાર્વમત [Referendum] માં કુલ ૧૨,૭૬૨ નોંધાયેલા લાયક મતદારો પૈકી ૧૨,૧૩૮ મતદારોએ બ્રિટન સાથેના જિબ્રૉલ્ટરના ચાલુ જોડાણની તરફેણ કરી, જ્યારે ૪૪ જિબ્રૉલ્ટરવાસીઓ-એ સ્પેન સાથે સંબંધ બાંધવાની હિમાવત કરી.

દક્ષિણ આફ્રિકન પ્રજાસત્તાક અને મલાવી વચ્ચે રાજનૈતિક સંબંધો સ્થપાશે એવી જાહેરાત થઈ.

સાયપ્રસ અંગેની બે દિવસની વાતચીત બાદ ગ્રીસ અને તુર્કસ્તાન વધુ ગોષ્ઠિઓ માટે સહમત થયા.

૧૧ બ્રિટનનાં રૂઢિચુસ્ત પક્ષના પ્રમુખપદેથી મિ. એડવર્ડ ડુ કૅન રાજીનામું આપીને છૂટા થયા. રૂઢિચુસ્ત નેતા મિ. એડવર્ડ હીથે નવા પ્રમુખ તરીકે મિ. ઍન્થની બાર્બરની નિમણૂક કરી.

ગ્રીસના યુવાન રાજા કૉન્સ્ટન્ટાઈન અમેરિકાની મુલાકાતે ગયા હોઈ, રાજધાની વૉશિંગ્ટન, ડી. સી. માં એમણે સ્પષ્ટ સૂચન કર્યું કે ગ્રીસમાંની હાલની લશ્કરી હકૂમતની રીતિનીતિથી તેઓ અળગા છે.

૧૨ પોલેન્ડની મુલાકાત બાદ પ્રમુખ દ'ગોલ પૅરિસ પાછા ફર્યા. પોલીશ સામ્યવાદી નેતાઓને રશિયાથી કાંઈક અલગ ને મુક્ત બનાવવાની દ'ગોલની નેમ ખાસ બર આવી જણાતી નથી.

૧૪ આફ્રિકન એકતા સંઘ–OAU [Organisation of African Unity]–ની શિખર પરિષદ કૉંગોની રાજધાની કિન્શાસામાં મળી રહી છે; તેણે ઠરાવ્યું કે નાઈજીરીઅન આંતરવિગ્રહનો જલદી અંત આણવાના ઉદ્દેશથી છ આફ્રિકન દેશોના વડાઓનું પ્રતિનિધિ-મંડળ નાઈજીરીઆની રાજધાની લેગૉસ મોકલવું.

સિક્કિમની સરહદો પરની લશ્કરી અથડામણ-માં ભારતના લશ્કરે ત્રણસો જેટલા ચીની સૈનિકોને ખતમ કર્યા કાં ઘાયલ કર્યા.

૧૫ ઇજિપ્તના માજી ઉપપ્રમુખ ફીલ્ડ-માર્શલ અમર [Amer], પ્રમુખ નાસરને મારી નાખવાના કાવતરાના આરોપ હેઠળ અટકાયતમાં હતા તે દરમિયાન એમણે આત્મહત્યા કર્યાનો અહેવાલ પ્રગટ થયો.

૧૭ સંયુક્ત રાષ્ટ્ર સંઘની સામાન્ય સભાનું ૨૨મું વાર્ષિક અધિવેશન તા. ૧૯મીએ શરૂ થવાની સમી સાંજે યોજાયેલ પત્રકાર પરિષદ સમક્ષ મહામંત્રી ઊ થાન્ટે પુનરુચ્ચારણ કર્યું કે ઉત્તર વિયેટનામ પરનો બૉમ્બમારો અમેરિકાએ તત્કાળ બંધ કરવો જોઈએ. ઉત્તર વિયેટનામની રાજધાની હૅનૉઈમાંથી મંત્રણા માટેનો કશો અનુકૂળ પ્રત્યુત્તર કે પ્રતિસાદ ન પડે તો પણ અમેરિકાએ કોઈની કશી રાહ જોયા વિના બૉમ્બમારો અટકાવવો રહ્યો એવું વિશ્વસંસ્થાના વડાએ ઉમેર્યું.

૧૮ મિ. મૅકનમારાએ જાહેર કર્યું કે સામ્યવાદી ચીનના સંભવિત ન્યૂક્લીઅર આક્રમણની સામે જરૂરી સંરક્ષણ જોગવાઈ તરીકે હળવી 'anti ballistic missile' સંરક્ષણ યોજનાને નક્કર સ્વરૂપ આપવા માટે અમેરિકા જરૂરી પગલાં લઈ રહ્યું છે.

૧૯ રૂમાનિયાના વિદેશ પ્રધાન મિ. મૅનેસ્ક્યૂ ન્યૂયૉર્કમાં યુ. એન. જનરલ ઍસેમ્બ્લીના ૨૨મા અધિવેશનના પ્રારંભદિને જ પ્રમુખપદે ચૂંટાતાં, વિશ્વસંસ્થાના ઇતિહાસમાં પ્રથમ વાર એક સામ્યવાદી રાજપુરુષની અધ્યક્ષતામાં બેઠકની શરૂઆત થઈ. મહામંત્રી ઊ થાન્ટે વાર્ષિક અહેવાલ રજૂ કરતાં સૂચવ્યું કે વિશ્વની વિવિધ સમસ્યાઓ અંગે સલામતી સમિતિએ અમુક સમયને આંતરે અવિધિસરની, ખાનગી સભાઓનું આયોજન કરવું, જેમાં વિદેશ પ્રધાનોની કક્ષાએ સમિતિના સહુ સભ્યો ચર્ચાવિચારણા કરે અને સર્વસંમતિ પ્રાપ્ત કરવા માટેનો અભિગમ શોધવાની કોશિશ કરે.

દક્ષિણ અરેબિયામાં બ્રિટન પોતાનું અંગ કાઢી લે ત્યારે વચગાળાની સરકાર રચવામાં FLOSYના ઉદ્દામવાદી આરબ રાષ્ટ્રવાદીઓ NLFને પોતાનો સાથ આપશે એવું FLOSYના પ્રવક્તાએ જાહેર કર્યું.

બ્રિટિશ વિનિત પક્ષ [Liberal Party]નું વાર્ષિક અધિવેશન બ્લૅકપૂલમાં શરૂ થયું.

૨૧ ઇંગ્લૅન્ડમાં કેમ્બ્રિજ અને પશ્ચિમ વૉલ્થમસ્ટો એમ બે મતદારમંડળોમાં થયેલી પેટાચૂંટણીમાં મજૂર પક્ષે પોતાની બે બેઠકો રૂઢિચુસ્ત પક્ષને હાથે ગુમાવતાં વિલ્સન સરકારની પ્રતિષ્ઠાને મોટો ફટકો પડ્યો. મજૂર સરકારની બહુમતી જો કે હજી ૯૦ની ઉપર છે

ઑક્ટોબર ૧૯૬૭] અભ્યાસ [સળંગ અંક ૭૫

## અનુક્રમ



## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

* વાર્ષિક લવાજમ: રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫).

* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક-'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.

* પ્રથમ ૭ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા પંદર. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા બે.

* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.

* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.

* જરૂરી પોસ્ટેજ બીડયું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.

* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

વડા પ્રધાન વિલ્સન સહિત સમાજવાદી આગેવાનો રકારગેટ (ઉત્તર ઇંગ્લેન્ડ) પહોંચ્યા.

\+ + +

## દેશ

૧ નવી દિલ્હીમાં મળી રહેલ કૉંગ્રેસ વર્કિંગ કમિટીએ દારૂબંધીના પ્રશ્ન પર ચાર કલાક ચર્ચા કરી. અનેક ઘટકરાજ્યોની સરકારોએ તાજેતરમાં દારૂબંધીની નીતિ નબળી કરી હોઈ તે પૂર્વભૂમિકા સાથે થયેલી ચર્ચાઓમાં લગભગ બધા જ કૉંગ્રેસી મુખ્ય પ્રધાનોએ દારૂબંધીનો વિરોધ કર્યો. અપવાદ રૂપે ફક્ત ગુજરાતના મુખ્ય પ્રધાન શ્રી. હિતેન્દ્ર દેસાઈએ દારૂબંધીની હિમાયત કરી.

પાકિસ્તાનના પ્રમુખ દર માસની પહેલી તારીખે રેડિયો-પ્રવચન કરે છે તેમાં તેમણે કાશ્મીરમાંના બનાવો અંગે ભારત પર પ્રહારો કર્યા. કાશ્મીરી પ્રજા ઉપર વધુ ત્રાસ ગુજાર્યાનો અને ધાર્મિક ઝનૂન બતાવ્યા-નો આરોપ પાક પ્રમુખે ભારત સરકાર અને નેતાઓ પર મૂક્યો!

કાયદા પ્રધાનોની બે દિવસની પરિષદ નવી દિલ્હીમાં પૂરી થઈ. કશા લક્ષ્યાંકો કે કોઈ મુદતો મુકરર કર્યા વિના સહુ છૂટા પડ્યા. કાયદાના શિક્ષણના માધ્યમ પરત્વે પરિષદમાં મતભેદો પ્રવર્તતા હતા. અંગ્રેજી ચાલુ રાખવા માટે મદ્રાસ રાજ્યે દૃઢ વલણ અખત્યાર કર્યું. તમામ કેન્દ્રિય કાયદાઓનો પ્રાદેશિક ભાષાઓમાં અને હિંદીમાં તરજુમો કરવો જોઈએ તથા રાજ્યોના બધા કાયદાઓ જે તે પ્રાદેશિક ભાષામાં અને હિંદીમાં અનુવાદિત થવા જોઈએ એ વિષે વાસ્તવમાં સહુ એકમત બન્યા હોવાનું સંઘ સરકારના કાયદા પ્રધાન શ્રી. ગોવિંદ મેનને કહ્યું.

અખિલ ભારત વૃત્તપત્ર સંપાદકોની ૧૯મી વાર્ષિક પરિષદનું મંગલ પ્રવચન હૈદરાબાદ [આંધ્રપ્રદેશ]માં કરતાં રાષ્ટ્રપ્રમુખ ડૉ. ઝાકિરહુસેને કહ્યું કે અખબારોએ એમનું ધ્યાન રાજકીય બનાવો પર કેન્દ્રિત કરવાને બદલે આર્થિક અને વૈજ્ઞાનિક બાબતો પર ભાર મૂકવાનું વલણ વધારવું જોઈએ.

૨ ઉત્તર પ્રદેશના મુખ્ય પ્રધાન શ્રી. ચરણસિંગે સત્તાધારી સંયુક્ત વિધાયક દળના ઘટક પક્ષોને ઉદ્દેશીને કરેલા નિવેદનમાં કેટલાક દળના સભ્યોના પોતાના તીવ્ર અસંતોષની ફરી યાદ અપાવી, અને વધુમાં સૂચિત કર્યું કે વચગાળાની ચૂંટણી કદાચ કરવી પડે.

ગોવાના માજી શિક્ષણ પ્રધાન શ્રી. વી. એસ. કરમાલીએ મુંબાઈમાં આત્મહત્યા કરી.

ગૃહપ્રધાન શ્રી. યશવંતરાવ ચવ્હાણ શ્રીનગરની એક દિવસની મુલાકાતે ગયા. કાશ્મીરી પંડિતોની ચળવળ વિષે તેમણે ઉત્કટ મંત્રણાઓ કરી.

વડા પ્રધાન શ્રીમતી ઈંદિરા ગાંધી, નાયબ વડા પ્રધાન શ્રી. મોરારજી દેસાઈ તથા ગૃહપ્રધાન શ્રી. ચવ્હાણ–એ ત્રણે નેતાઓએ કૉંગ્રેસ કારોબારીના સભ્યોને ખાતરી આપી કે જ્યાં સુધી અહિંદીભાષી રાજ્યો ઇચ્છે ત્યાં સુધી અંગ્રેજી ભાષા વિકલ્પની સત્તાવાર ભાષા ચાલુ રાખવા અંગેના પંડિત જવાહરલાલ નેહરુના વચનને અમલી બનાવવા જરૂરી કાયદો ઘડવાનો ભારત સરકારનો ઇરાદો છે.

૩ કાશ્મીરી પંડિતોએ પોતાની ચળવળ પાછી ખેંચી લેતાં શ્રી. ચવ્હાણના મિશનને સફળતા મળી. શ્રીનગરમાં ૨૨ દિવસ ચાલેલા આ પ્રક્ષોભ દરમિયાન ત્રણ માણસો મૃત્યુ પામ્યા અને સેંકડો ઘાયલ થયા.

૪ ઉત્તર પ્રદેશમાં નદીઓનાં પૂરમાં ૬૧ માનવીનાં મરણ થયાં અને ૨૬૫ ઢોર નાશ પામ્યાં. રાજ્યના બાર જિલ્લાઓમાંના ૭,૫૧૨ ગામડાંઓ પૂરનાં ભોગ બન્યાં.

રાજસ્થાનના કૉંગ્રેસી મુખ્ય પ્રધાન શ્રી. મોહનલાલ સુખડિયાએ જયપુરમાં પોતાના પ્રધાનમંડળની સંખ્યા ૧૨ થી વધારીને ૩૦ કરી.

૫ ભાષાના સવાલ પર વિદેશ પ્રધાન શ્રી. એમ. સી. ચાગલાએ રાજીનામું આપ્યું. વિદેશનીતિ પરત્વે કોઈ મતભેદો નથી, પણ અંગ્રેજીને બદલે પ્રાદેશિક ભાષા-પસંદગી ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે થઈ રહી તે રાષ્ટ્રીય એકતાને જોખમકારક છે એવું શ્રી. ચાગલા-એ સ્પષ્ટ કર્યું. વડા પ્રધાને આ રાજીનામું સ્વીકાર્યું હોઈ, શ્રીમતી ઇંદિરા ગાંધી પોતે વિદેશ ખાતાનો હવાલો હાલ પૂરતો સંભાળવાનાં છે.

નિયોજન પંચની પુનર્રચના થયા બાદ પંચની પ્રથમ બેઠક મળી, અને ત્યાર પછી નવા નાયબ

હિંસાથી અને ધાકધમકીથી નહીં, પણ નીતિ-ન્યાય વડે, પ્રેમ-સહકાર દ્વારા કરવાનું છે. એવું કરવા માટે વધારે અને વિશેષ પ્રકારની શક્તિની આવશ્યકતા રહે છે. એ શક્તિ એટલે જ અહિંસા!

તો પછી, શા સારુ માણસો એકબીજા જોડે મારામારી કરે છે? મોટે ભાગે આવી અથડામણોનાં મૂળમાં અજ્ઞાન, અણસમજ, અધીરાઈ, અસહિષ્ણુતા અને અવિશ્વાસનું ઝેર ઘર કરી બેઠું હોય છે. જ્ઞાન અને ભક્તિ વડે જ આ પાંચ ભારેખમ શત્રુઓનો યોગ્ય અને સફળ સામનો કરી શકાય. એને માટે મન કેળવાયેલું જોઈએ અને હૈયું શ્રદ્ધામય હોવું ઘટે. આ વસ્તુ સહેલી નથી, પણ અશક્ય પણ નથી. જેની દૃષ્ટિ સાફ છે તેને માટે આ કર્મયોગ સરળ છે. એને જ સાધના તરીકે વર્ણવી શકાય. સ્વચ્છ જોવાનો નિરંતર પ્રયાસ કરવો અને તે દર્શન મુજબ સુરેખ વર્તન કરવાનો અખંડ પ્રયત્ન કરવો એ સાધના છે.

ગાંધીજીની જન્મશતાબ્દી બે વર્ષ પછી આખું રાષ્ટ્ર, બલકે સમગ્ર જગત, ઉજવશે. એ ઉત્સવ અર્થપૂર્ણ બને અને સાર્થક નીવડે તે માટે આજથી જ આપણે સહુ આપણી વ્યક્તિગત સાધનાનો પ્રારંભ કરીએ તો કેવું સારું! આપણા દિમાખમાં, હાડમાં, હૈયામાં જે કાંઈ હિંસા ભરેલી છે તેને પ્રયત્નપૂર્વક હઠાવવાનો પુરુષાર્થ કરીએ. હિંસક બનવામાં કદાચ બહાદુરી હશે, પણ અહિંસક થવામાં વધારે અઘરી વીરતા રહેલી છે તેનો સાક્ષાત્કાર કરવાની તક આપણે કેમ ન ઝડપીએ?

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# સંક્ષિપ્ત નોંધો

## [સંપાદકીય]

### અર્થહીન વ્યક્તિપૂજા

રાષ્ટ્રપ્રમુખ ડૉ. ઝાકિર હુસેન હૈદરાબાદ (આંધ્રપ્રદેશ)માં જે ઘરમાં સને ૧૮૯૭માં જન્મ્યા હતા તેનો કબજો એક જાહેર ટ્રસ્ટ દ્વારા લેવાશે એવો અહેવાલ પ્રગટ થયો છે. ગાંધી જયન્તીએ–બીજી ઑક્ટોબરે–આ નવું ટ્રસ્ટ રચવાનું છે, અને તેની પહેલી કામગીરી આ જન્મ-સ્થાનનો કબજો મેળવવાની રહેશે. અખબારી અહેવાલ મુજબ, ભરચક વેપારી લત્તામાં–બેગમ બઝાર–આવેલું આ ઘર પ્રમુખ હુસેનના ભાઈ ડૉ. યૂસફ હુસેન ખાને (જ્યારે તેઓ ઈ.સ. ૧૯૪૪માં ઓસ્માનિયા યુનિવર્સિટી-માં પ્રાધ્યાપક હતા ત્યારે) વેચી દીધું હતું. આંધ્રના લોકસંપર્ક અને માહિતી ખાતાના પ્રધાન શ્રી. કોન્ડા લક્ષ્મણ બાપુજીને આ તુક્કો પ્રથમ સૂઝ્યો!

ઝાકિર સાહેબની સંમતિ અગાઉથી આ અંગે લીધી હશે કે કેમ તે સ્પષ્ટ થયું નથી. સંભવતઃ તેમને પાછળથી જાણ કરાઈ હોય અને એમણે મૂકસંમતિ આપી પણ હોય! પરંતુ, સર્વોચ્ચ સત્તાપ્રતિષ્ઠાસ્થાને બિરાજેલી વ્યક્તિની હયાતિમાં આવું પગલું લેવું જરા પણ ઉચિત નથી. ખુશામતથી કેટલી બધી ખરાબી ઊપજે છે! વળી દેશના વિવિધ આગેવાનોનાં ઘરોનાં આ રીતે જાહેર ટ્રસ્ટો બનાવીને શી વિશિષ્ટ સેવાઓ થવાની છે? નાહકની વ્યક્તિપૂજા માત્ર આમાં વધશે. ક્યારેક, પ્રતિક તરીકે, કોઈક સંપત્તિ યા ઈમારતને રાષ્ટ્રીય માલિકીની બનાવી શકાય. સ્વાતંત્ર્યસંગ્રામ વખતે અલાહા-બાદમાં નેહરુકુટુંબનું ઘર 'આનંદ ભુવન' સ્વાભાવિક જ 'સ્વરાજ ભુવન' બની ગયું હતું. પણ સ્વતંત્ર પ્રજાસત્તાકમાં જીવંત સત્તાધીશો માટે આવાં વ્યક્તિપ્રશંસાનાં કાર્યો ઉપાડવાં એ નિરોગી મનોદશા નથી.

\+ + +

### પ્રધાન અને સાદાઈ

છાપાંનો અહેવાલ જણાવે છે કે ઑગસ્ટ માસમાં જાપાનની આઠ દિવસની મુલાકાત દરમિયાન નાયબ

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૭૫

"તમે ગભરાશો નહીં. નિરાશ ન થશો. કર્તવ્યનું પાલન કર્યા પછી મંદિરને સળગવું હોય તો છો સળગે. પોતાનું સર્વસ્વ આપ્યા પછી માણસ શું કરે? તે પરિણામનો કર્તા નથી. છતાં શોક કરે કે વલખાં મારે તો મૂરખ જ ગણાય. ગજા ઉપરાંત કંઈ ન કરજો; ઉતાવળે કંઈ ન કરજો; બધું તેને તેને સમયે કરજો; ને જે ન થઈ શકે તે વિષે નમ્રપણે અસમર્થતાનો સ્વીકાર કરજો; એટલે બધું સરળ લાગશે."

ગાંધીજી

['બાપુના પત્રો–૭: છગનલાલ જોશીને'. સંપાદક: છગનલાલ જોશી. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪. સને ૧૯૬૨. પૃ. ૪૯]





સંપાદક

પુરુષોત્તમ ગણેશ માવળંકર

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી



હપ્તો ૬૦ [તા. ૨૧ ફેબ્રુઆરી થી તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૪૯]



## તા. ૨૧ ફેબ્રુઆરી ૧૯૪૯, સોમવાર
### [નવી દિલ્હી]

પરોઢિયે ૫–૩૦ વાગ્યે ઊઠીને ઑફિસકામ. વૃત્તપત્રવાચન. પછી સૌ.વતીની બાબતમાં ડૉ. પંડિતને ફોન કરીને પૂછપરછ કરી, અને [પછી] સવારનો બાકીનો બધો સમય ગાંધી સ્મારક ફંડ[1]ના દસ્તાવેજનો મુસદ્દો સુધારવામાં ગયો.

૧૦–૩૦ થી ૧૨ સુધી ધારાસભાની બેઠક. પછી નર્સિંગ હોમમાં જઈ આવ્યો. ભોજન બાદ વિશ્રાંતિ. ત્રણ વાગ્યાથી કામની શરૂઆત. ગાંધી સ્મારક ફંડની બાબતમાં સ્ટૅમ્પ વગેરે વિષે કાયદાના આધારો, વગેરે જોયા અને મારી સૂચનાઓ તથા અભિપ્રાય દર્શાવતો સવિસ્તર કાગળ અને ટાંચણ ડૉ. રાજેન્દ્ર પ્રસાદને મોકલવાનાં તે લખાવ્યાં.

પદુકોટના એક ડૉ. નાયડૂ મળી ગયા. પરમ દિવસના પ્રવાસ માટે સ્પેશિયલ વિમાનની તજવીજ કરવામાં ઘણો બધો વખત ગયો.

સાંજે નર્સિંગ હોમમાં સારો એવો સમય બેઠો હતો. સાથે શ્રી. શંકરરાવ દેવ અને તેમનાં બહેન આવ્યાં હતાં.

ભોજન બાદ ગાંધી સ્મારક ટ્રસ્ટ વિષેનો પત્ર વાંચીને સહીઓ કરી. પરચૂરણ વાચન.

## તા ૨૨ ફેબ્રુઆરી ૧૯૪૯, મંગળવાર

પરોઢિયે ૫–૩૦ વાગ્યે ઊઠીને ઑફિસનાં કામો. વૃત્તપત્રો જોયાં. પછી ઘણો બધો વખત બાકી રોજનીશી. આજ સવારે, બપોરે અને રાત્રે મળીને ઘણી બધી બાકી રોજનીશી પૂરી કરી.

બપોરે સૌ.વતીને નર્સિંગ હોમમાંથી ઘેર આણી. [એની] તબિયત ખૂબ જ અશક્ત થઈ છે. ભોજન બાદ [મેં] થોડો આરામ કર્યો.

આજનો ઘણો ખરો વખત આવતી કાલની જવાની વ્યવસ્થામાં ગયો.

સાંજે પંડિત નેહરુનો કાગળ આવ્યો. હું આવતી કાલે જાઉં છું. એટલે, તા. ૨૪ મીની હિંદુ કોડ પરની ઉપસૂચનાઓનું શું થશે? મારે શ્રી. અનંતશયનમ્ સામે આ વિષે ચર્ચા કરવી અને મારો અભિપ્રાય તેમને [શ્રી. અનંતશયનમ્‌ને] દર્શાવવો એવું સૂચન [નેહરુએ કર્યું] હતું. આ અગાઉ જ મેં શ્રી. અનંતશયનમ્ સાથે વાતચીત કરી લીધી હતી અને ફરી [આજે] સાંજે ચર્ચા કરવાનો છું એવું મેં એમને [નેહરુને] જણાવ્યું. હિંદુ કોડમાં વિશેષ આક્ષેપાર્હ ભાગ કયા છે તે પણ મેં જણાવ્યા: (૧) અવિભક્ત કુટુંબપદ્ધતિનો નાશ, (૨) વારસા હક્ક, વગેરે. શ્રી. અનંતશયનમ્ સાંજે આવ્યા હતા. આશરે અડધો કલાક [બેઠા] હતા. બધી ઉપસૂચનાઓ વિષે મેં ચર્ચા કરી. પછી શ્રી કૌલ આવ્યા હતા. મારી ગેરહાજરીમાં કામો અંગેની સૂચનાઓ મેં એમને આપી. ડૉ. પંડિત પણ મળ્યા હતા.

ભોજન બાદ રાત્રે વહેલો જ સૂતો.

## તા. ૨૩ ફેબ્રુઆરી ૧૯૪૯, બુધવાર
### [નવી દિલ્હી; અમદાવાદ; મુંબાઈ]

પરોઢિયે ૪–૩૦ વાગ્યે જ આંખ ખૂલી ગઈ. બાકી રોજનીશી તા. ૧૮ ફેબ્રુઆરી સુધીની લખીને નોટબુક નં. ૩૯ પૂરી કરી. ઑફિસનું ખાસ જરૂરી કામ પૂરું કર્યું. પ્રવાસ અંગે સામાન બાંધ્યો, [વગેરે]. એ આટોપીને અમે સહુ (સૌ.વતી, રામ આસરા[2], કરમચંદ, ગોપાળ,

સળંગ ૭૫ અંક

અધ્યાપક

विद्या विभातु हृदये नवसर्जनाय।

# अहिंसानुं आह्वान

હિંસાનું તાંડવનૃત્ય આજકાલ ઉગ્ર બનતું જતું લાગે છે. ભારતમાં જ નહીં બલકે આખા વિશ્વમાં ઠેરઠેર તોફાનો, મારામારી, હિંસક પ્રક્ષોભ અને ખૂનામરકી તથા ખૂનખાર જંગની માત્રા વધતી ચાલી હોવાનું દેખાય છે. છાપાંઓમાં, રેડિયો પર, અન્ય માહિતીપત્રોની અંદર આપણે સહુ રોજબરોજ ભયાનક મથાળાં અને અરેરાટી ઉપજાવતા સમાચાર જોઈએ છીએ અને સાંભળીએ છીએ. ૧૯૪૫ની સાલમાં બીજું વિશ્વયુદ્ધ ભલે અટક્યું હોય; પણ યુદ્ધમાનસનો અંત જરાયે આવ્યો નથી. કદાચ, યુદ્ધખોર માનસનું વિષચક્ર આજે ઓર વ્યાપક અને ઊંડું ઊતર્યું છે.

આમ તો હિંસક વૃત્તિ મનુષ્ય જેટલી જ જૂની અને કાયમી છે. માણસમાત્ર જન્મતઃ, અને સ્વભાવતઃ, હિંસક છે કે કેમ એવો પ્રશ્ન ને અંદેશો પણ ઉદ્ભવે એવો વ્યવહાર માણસોનો અનાદિ કાળથી રહ્યો છે. એક રીતે જોતાં, હિંસા વિના માનવ પોતાનું ધાર્યું કરી પણ શક્યો ન હોત! ટકી રહેવા માટે અને જીવન ગુજારવા માટે માણસે કેટકેટલી હિંસાઓ કર્યે રાખી છે એનો કોઈએ હિસાબ કાઢ્યો છે? મનુષ્યમાં રહેલી આક્રમક વૃત્તિને આપણે સહુ મનુષ્યો ભલે 'મહત્ત્વાકાંક્ષા', 'ધગશ', 'પહેલ' વગેરે જેવા સરસ શબ્દોથી નવાજીએ; હકીકતમાં એ વૃત્તિમાં હિંસાનાં બીજ પડેલાં છે.

હિંસા અને અહિંસા વચ્ચેનો સંઘર્ષ મનુષ્ય-જીવન જેટલો પ્રાચીન અને ઐતિહાસિક છે. કેવળ રાજ્યોએ કે જૂથોએ હિંસા આચરી નથી; વ્યક્તિગત રાહે પણ હિંસક પ્રવૃત્તિ પારાવાર થતી આવી છે. કલહો, યુદ્ધો અને કતલોના અસંખ્ય દાખલાઓ વડે માનવ-ઇતિહાસ ભરેલો છે, નઠારો બનેલો છે. એક વ્યક્તિ વિરુદ્ધ બીજી વ્યક્તિ; વ્યક્તિ વિરુદ્ધ કુટુંબ; કુટુંબ વિરુદ્ધ કુટુંબ કે જ્ઞાતિ કે ટોળી; વ્યક્તિ કે કુટુંબ વિરુદ્ધ કોઈ સામાજિક મંડળ કે રાજ્ય; એક રાજ્ય વિરુદ્ધ બીજું રાજ્ય—આ પ્રમાણેના ગજગ્રાહોથી અને સંઘર્ષોથી આપણે ઘેરાએલાં, અને કમભાગ્યે ટેવાયેલાં, છીએ.

પરંતુ, હિંસાની માત્રા ઘટાડવી અને અહિંસાની વૃત્તિ વધારવી એ માટે પણ મનુષ્યે નોંધપાત્ર પ્રયાસ અખંડ કર્યે રાખ્યો છે. હિંસા પર અહિંસાના વિજયને સમજુ મનુષ્યે મૂલ્યવાન ગણ્યો છે, અને માનવજાતની સંસ્કૃતિનો આધાર આ પ્રકારનાં સતત સંગ્રામ અને સિદ્ધિ પર હોવાનું મનુષ્યે સ્વીકાર્યું છે. હિંસક વૃત્તિ અને હિંસક કૃતિ મનુષ્ય માટે લગભગ સહજ રહી હોય તો પણ અહિંસક વલણ અને અહિંસક વર્તન મનુષ્ય માટે હંમેશ આકર્ષક અને આસ્વાદ્ય આહ્વાન બની રહ્યું છે. માનવની પ્રગતિ માટે આ વસ્તુ આશાસ્પદ છે. પોતાની પ્રકૃતિમાં સારાં-નરસાં બન્ને જાતનાં તત્ત્વો છે એ વિષે મનુષ્ય જ્ઞાત છે અને સારાં તત્ત્વોની સરસાઈ માટે તે હિંમતથી ને હરખથી મથામણ કરતો રહ્યો છે એ મોટી વાત છે.

મનુષ્ય એકલો-અટૂલો હોત તો પણ તે હિંસક રહ્યો હોત; અન્ય પ્રાણીઓ સામે એણે પોતાની તાકાત વાપરવાનું જરૂરી ને મુનાસિબ માન્યું હોત. મનુષ્ય જો કે સામાજિક પ્રાણી છે અને સમાજમાં રહેવાને સર્જાયો છે. ત્યારે, એ ઘણી વાર ભૂલી જાય છે કે માણસ-માણસ વચ્ચેના વ્યવહારનું નિયમન

રજૂઆત. તો પછી હું પૂછું છું કે 'અપૂરતા વેતનવાળી જગ્યાઓ છોડી કેમ દેતા નથી?' 'ત્યાં જવાથી અમને પ્રૅક્ટિકલમાં લાભ [મળે] છે!' એવું ડૉ. બાપુસાહેબે કહ્યું. '[લાભ મળે] છે ને તો પછી વેતનને બદલે ફાયદો [તો] મળે જ છે,' [એવું મેં કહ્યું]. પણ મારા મનમાં સવાલ છે તે એ કે વેતન અગર ફાયદા અપૂરતા છે એવું માની લઈને પણ, આ ભણેલાગણેલા કહેવડાવતા લોકો સ્વીકારેલું કામ અણીશુદ્ધ રીતે અને મન દઈને પોતાની ફરજ તરીકે કેમ કરતા નથી? આપણે [જે] વચન આપ્યું [હોય] તે પાળવાનું આવશ્યક નથી વારુ? છોકરાંઓને ઉત્તમ શિક્ષણ આપવું એ નાગરિક ધર્મ નથી વારુ? બીજો [માણસ] દોષિત છે એવું કહેવાથી પોતાના દોષો નથી એવું કેવી રીતે પુરવાર થવાનું? પણ આવા વિકૃત, અનૈતિક, કેવળ પૈસાની પાછળ પડેલા લોકો સમાજમાં પ્રતિષ્ઠિત તરીકે વર્તે છે. સમાજનું આ જ મોટું દુર્ભાગ્ય છે! ઠીક.

મુકામ પર પાછા આવીને ઇન્જેક્શન (insulin)[૧૦] અને ભોજન બાદ અમદાવાદ ટેલિફોન[૧૧] કરવાનો પ્રયત્ન કર્યો, પણ ૧૧ વાગ્યા સુધી 'કૉલ' મળ્યો જ નહીં, એટલે પછી વિશ્રાંતિ.

## તા. ૨૪ ફેબ્રુઆરી ૧૯૪૯, ગુરુવાર
## [મુંબાઇ]

પરોઢિયે ૫–૩૦ વાગ્યે ઊઠીને, નિત્યવિધિ વગેરે આટોપીને ૬-૩૦ થી ૮ સુધી ફરવા જવા માટે સૌ.વતીને ત્યાં દવાખાનામાં જઈ આવ્યો. તા. ૧૬ જાન્યુઆરીએ મારું ઑપરેશન થયું ત્યારથી ફરવા જવાનું[૧૨] બંધ જ હતું. આજથી શરૂ કર્યું.

પછી નિત્યવિધિ બાદ કેટલાક કાગળો અને પછી ૧૦ાા થી ૧૧ાા સુધી દવાખાનામાં જઈ આવ્યો. શ્રી બાળાસાહેબ ખેર અને શ્રી. મોરારજી મારી પહેલાં આવી ગયા [હતા]. પાછા ફરીને ઘણાં બધાં પરચૂરણ કામો.

ભોજનોત્તર વિશ્રાંતિ. બાકી રોજનીશી. [ચિ.] અણ્ણાને સવિસ્તર કાગળ. શ્રી કાકાસાહેબ કાલેલકર અને સરોજિની[૧૩] મળવા આવ્યાં હતાં. આજે થોડું વાચન પણ થયું. પાર્લમેન્ટના કામકાજ વિષેની કૌલની નોંધ જોઈ. સારી છે. ૫ાા થી ૭ાા સુધી દવાખાનામાં જઈ આવ્યો, અને પછી થાક લાગવાને કારણે પડી જ રહ્યો હતો. પડ્યા પડ્યા શ્રી. દિવાકરના *Glimpses of Gandhiji* પુસ્તકનાં ઠીક ઠીક પાનાં વાંચ્યાં. પુસ્તક ઠીક છે, વિશેષ ઝમક દેખાઈ નહી.

શ્રી. બાબુરાવ દેવ અને ચિ. કુમુદ દેવ મળવા આવ્યાં હતાં. ભોજન બાદ પરચૂરણ વાચન.

ચિ. સૌ. બાબા (લલિતા) પંતને એના પત્રના જવાબરૂપે વિગતે લખ્યું. ઔંધના આગામી વારસ [તરીકે] તેનો પુત્ર ઠરે એ મુદ્દો ડોસાજીએ (શ્રીમંત બાળાસાહેબ પંત) શ્રી. બાપુસાહેબને વારસામાંથી દૂર કર્યાનાં ખબર છે એટલે અલબત્ત જ આગામી વારસ બાબાનો જ પુત્ર. પણ આ કામો ઉતાવળથી થશે નહીં, અને ચિંતાનું કારણ નથી એટલું જ એને લખ્યું.

## તા. ૨૫ ફેબ્રુઆરી ૧૯૪૯, શુક્રવાર
## [મુંબાઈ]

સવારે ફરવા જવા માટે દવાખાને જઈ આવ્યો. સાથે કોલ્હાપુરના શ્રી. સબનીસ હતા. મુકામ પર આવીને સ્નાન, વગેરે. રોજનીશીલેખન. વૃત્તપત્રો જોયાં. કેટલાક કાગળો લખાવ્યા. શ્રી. શેવડે (ઍસેંબ્લી સેક્રેટરી) મળ્યા. એમની સાથે ૧૦ થી ૧૧ાા ઇસ્પિતાલમાં ગયો. ત્યાં શેઠ કસ્તુરભાઈને ત્યાંનાં લોકો આવ્યાં હતાં (ડાહીબેન, માણેકબેન, લીલીબહેન[૧૪], હીરાભાઇ[૧૫] અને કસ્તુરભાઇના પુત્ર). પાછા ફર્યા બાદ ઘેર ચિ. અણ્ણાને તથા દિલ્હી કાગળો લખાવ્યા.

આજે શિવરાત્રિ. સૌ.વતી બિમાર હોવાથી શિવરાત્રિ–જ્યોત લગાડવાનું કામ મેં કર્યું. ફરાળ માટે ખૂબ જ મોડું થયું. ચીજો ઘણી, અને સરસ બનાવી હતી, પણ ઘરમાં મનુષ્યબળ નથી ત્યારે નકામી મહેનત કુટુંબીજનોએ કરવી નહીં એમ મને લાગે છે. ઠીક.

ફરાળ પછી આરામ. ત્યાર બાદ બાકી રોજનીશી. પરચૂરણ વાચન.

૫ થી ૭–૧૫ સુધી ઇસ્પિતાલમાં જઇ આવ્યો. રાજાપુરના શ્રી. કુળકર્ણી માસ્તર,[૧૬] અને ડૉ. બાપુસાહેબ તળવલકર, ડૉ. બાબાસાહેબ, સૌ. માવશી અને તારાબાઇ એમ લોકો આવ્યા હતાં. પરમ દિવસની ઑનરરી ડૉકટર ભાઇઓ વિષેની વાત ફરી નીકળી.

વડા પ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ "સાદાઈનો એક વધુ પુરાવો આપ્યો હતો." શ્રી. દેસાઈ પોતાની સાથે બાર પૌંડનું પરદેશી હૂંડિયામણ લઈ ગયા હતા અને તેઓ પાછા ફર્યા ત્યારે એ બાર પૌંડ અકબંધ પાછા આવ્યા હતા! કશો ખર્ચ નાયબ વડા પ્રધાને કર્યો નહોતો. જાપાનમાંની હિંદી રાજદૂત–કચેરીમાંથી એમણે રોજના ભથ્થા પેટે બે પૌંડ લેવાનો હક પણ જતો કર્યો હતો.

શ્રી મોરારજીભાઈની જાણ બહાર કદાચ આવા અહેવાલો પ્રગટ થયા હશે. પણ આમાં શું અસાધારણ કે અજાયબીભર્યું છે? વળી, એમાં સાદાઈની સુગંધ ક્યાં આવી? જાપાન સરકારના મહેમાન તરીકે આપણા પ્રધાન ગયા હોય ત્યારે એમને કશો ખર્ચ કરવાની જરૂર શી પડે? વળી, બાર પૌંડ શું બહુ મોટી કે સૂચક રકમ છે? કોઈ સામાન્ય નાગરિક વિદેશી હૂંડિયામણ મેળવીને દેશબહાર જાય, ત્યાં કરકસરથી રહે, થોડીક હાડમારી પણ વેઠે અને પછી સ્વદેશ આવીને બચેલું હૂંડિયામણ રિઝર્વ બૅંકને પાછું આપે તો તે દાખલારૂપ બને! પણ એમાંય એક મોટી મુસીબત રહેવાનો સંભવ છે. એ જ વ્યક્તિ, અગર એના જેવી વ્યક્તિઓ, ફરી વિદેશ જાય તો અગાઉ કરતાં યે ઓછું હૂંડિયામણ મંજૂર થાય! સરકારી વ્યક્તિઓ અને ખાતાંઓમાં આજે કરકસર અને શાણપણભર્યા ખર્ચનું લગભગ નામનિશાન નથી ત્યારે આવી વગવાળી વ્યક્તિઓ વિષેના વ્યર્થ અહેવાલો બહાર પાડવાથી કશી સારી કે ધારી અસર પડતી નથી. ઊલટું, જે આગેવાન વિષે આવું આવું લખાય તે જ હાંસીપાત્ર બનવાનો ભય રહે છે.

\+ + +

## રાષ્ટ્રીય એકતા દિન

છેલ્લાં થોડાં વર્ષોથી ૨૦મી ઑક્ટોબરનો દિવસ આપણા દેશમાં National Solidarity Day–રાષ્ટ્રીય એકતા દિન–તરીકે ઉજવાય છે. આ વર્ષનો કાર્યક્રમ વડા પ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધીના પ્રમુખપદ હેઠળની ખાસ સમિતિએ ઘડ્યો છે. શૈક્ષણિક સંસ્થાઓમાં આ દિનની ઉજવણી માટે આ વર્ષે અવકાશ નહોતો, કારણ કે દિવાળીની રજાઓ દરમિયાન આ દિન આવ્યો! સરકારે આ દિવસે સહુ નાગરિકોને રાષ્ટ્રધ્વજ લહેરાવવાની છૂટ આપી હતી. રાષ્ટ્રનો વિચાર કરવાની પ્રેરણા આપવી તે સારી વાત છે; પણ આવી બાબતોમાં અધિકૃત એલાનો અને ડાકડમરી શિખામણો કરતાં અલ્પશો અને અર્થપૂર્ણ અમલ વધુ અસરકારક નીવડે. વળી, એવો અમલ એક દિવસનો કે 'ચાર દિનકી ચાંદની' જેવો નહીં પણ નિત્યધર્મ તરીકેનો હોવો જોઈએ. રાષ્ટ્રના વિવિધ નેતાઓ પોતપોતાના આચારવિચાર વડે રાષ્ટ્રીયતાનો બોધપાઠ આપોઆપ, સ્વાભાવિકપણે આપતા રહે એવું થવું જોઈએ.

રાષ્ટ્રીય એકતા દિને સહુએ લેવાની પ્રતિજ્ઞા મુકરર થઈ છે તે નોંધપાત્ર છે:

'I reaffirm the solemn resolve of our people to preserve the freedom and integrity of my Motherland however hard and long the struggle and however great the sacrifices.

I pledge to work with determination for the strength and solidarity of the Nation.'

આ 'સંકલ્પ'નો હિંદી અનુવાદ અધિકૃત રીતે આ પ્રમાણે પ્રસારિત કરાયો છે:

'मैं प्रण लेता हूँ कि अपनी मातृभूमिकी स्वतंत्रता और अखंडताकी रक्षा करने के लिये भारतीय जनता के पुनित संकल्पका पालन करूंगा, चाहे इसके लिये कितना ही लम्बा तथा कठिन संघर्षका महान बलिदान क्यों न करना पडे।

मैं राष्ट्र की अेकता और शांति को बढाने के लिये दृढता से काम करने का संकल्प करता हूँ।'

આજે કમનસીબી તો એ છે કે, આવો સંકલ્પ સનિષ્ઠાથી કરવાની જરૂર નેતાઓ માટે સવિશેષ છે! રાષ્ટ્રના ખયાલથી અને રાષ્ટ્રીય ધોરણે કયો નેતા આજે વિચારે–વર્તે છે? કેવળ ઔપચારિક સંકલ્પોથી કશું નહીં વળે. ઉપરાંત, ભારતની સામાન્ય જનતા તો મોટે ભાગે હજી પણ સારી અને સહૃદયી છે. એને ઘાટ આપનારા અખિલ ભારતીય વ્યક્તિત્વવાળા ઘડવૈયાઓનો આજે અભાવ છે!

*

નાનાસાહેબને] પણ લાગે છે. બન્ને પક્ષોના મનમાં દીવાલ ઊભી થઈ છે તે દૂર કરવા સારુ કોઈ એકે તો નમતું જોખવું જોઈએ અને એમાં નાનમ નથી, એવું મેં નાનાસાહેબને કહ્યું. આપણી ઉંમર હવે ૬૦ ની ઉપર થઈ છે. જિંદગીની મોડી બપોર કે સાંજ છે. એટલે જે કાંઈ થોડાઘણા દિવસો બાકી રહ્યા છે તે પ્રેમથી, આનંદથી વીતાવીએ; નકામો રાગદ્વેષ શા સારુ? એવું મેં એમને કહ્યું, અને મારી વાત એમને ગળે ઊતરી પણ ખરી. 'કાંઈ પણ થયું તોયે, અને હું કાલે ઊઠીને ન હોઉં તો પણ, મારા અરવિંદનો હાથ તમે છોડશો નહીં' એવું એમણે [નાનાસાહેબે] મને ખૂબ લાગણીમય ભાવથી કહ્યું! ઠીક.

ત્યાંથી દવાખાનામાં આવીને પછી મુકામ પર આવ્યો. ભોજન બાદ પરચૂરણ વાતો અને ગપ્પાંસપ્પાં, અને [થોડું] વાચન.

### તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૪૯, રવિવાર [મુંબાઈ]

પરોઢિયે ઊઠીને રોજનીશી. ચિ. સૌ. તાઇને [હું લખી રહેલો] કાગળ આગળ ચાલુ. ફરવા જવા સારુ ઇસ્પિતાલ [સુધી] જઈ આવ્યો. ત્યાર પછી પરચૂરણ કામો. ૧૦ થી ૧૧ ૩૦ સુધી ઇસ્પિતાલમાં જઈ આવ્યો. ડૉ. અરવિંદ સકુટુંબ મળવા આવ્યા હતા.

ઘેર આવીને કાગળો. પછી ભોજન બાદ આરામ. પરચૂરણ કામો. ચિ. સૌ. તાઇને લખેલા કાગળની નકલ કરવાની શરૂઆત કરી. કાગળ ખૂબ જ લંબાણભર્યો [થયો છે]. આગળ પાછળ મળીને નવ નોટપેપર થયા!

૫ થી ૭ સુધી ઇસ્પિતાલમાં ગયો. ઘણાં બધાં લોકો મળવા આવ્યાં હતાં. શ્રીમતી કસ્તુરભાઇ [લાલભાઈ] શ્રીમતી તારાબાઈ માવળંકર, લલિતા પંત, વસંતરાવ ભિડે, બાપુમામા, રામુમામા ચાંદોરકર, શ્રીમતી સુશીલા, ઇંદિરા અને લીલા ચાંદોરકર, વગેરે.

ઘેર આવીને ચિ. સૌ. તાઇના પત્રની નકલ [કરવા માટે] બાપુ [પાસેથી] મોટા ભાગની નકલ કરાવી, આશરે દોઢ કલાક આમાં ગયો.

ભોજનોત્તર થોડી વાતોચીતો અને પરચૂરણ વાચન.

(ક્રમશઃ)

*

## પાદટીપો

૧ શુક્રવાર, તા. ૩૦ જાન્યુઆરી ૧૯૪૮ને રોજ ગાંધીજીનું ઓચિંતું અવસાન થયું. નથુરામ ગોડસેની ગોળીના ભોગ બનનાર મહાત્માજીના મુખમાંથી આખરી શબ્દો નીકળ્યા—'હે રામ!'. બિર્લા હાઉસ, નવી દિલ્હીમાં પ્રાર્થનાસભા તરફ જતાં માર્ગમાં ગોડસેએ રાષ્ટ્રપિતા પર હિચકારો હુમલો કર્યો. આખું રાષ્ટ્ર, બલકે આખું વિશ્વ, સ્તબ્ધ બની ગયું. થોડા દિવસ બાદ ગાંધીજીના સ્મારક અર્થે પચાસ કરોડ રૂપિયાની ટહેલ નખાઈ. પણ દસ-બાર કરોડ જેટલી રકમ સુધી જ, પ્રયત્નો બાદ, પહોંચી શકાયું. એ સ્મારક નિધિના ટ્રસ્ટનું, દસ્તાવેજનું વગેરે પ્રારંભિક કાર્ય કરવામાં દાદાસાહેબે અગત્યનો ફાળો આપ્યો હતો. શરૂઆતથી જ દાદાસાહેબ ગાંધી સ્મારક ફંડના ટ્રસ્ટી હતા. અને પછી તેઓ કારોબારી સમિતિના સભ્ય તથા પ્રમુખ બન્યા. ગાંધી સ્મારક ફંડના પ્રમુખ તરીકે દાદાસાહેબે અનેક ગાંધી-પ્રણીત રચનાત્મક કાર્યોમાં ઊંડો રસ દાખવીને સહાય–હૂંફ–માર્ગદર્શન આપેલાં. એ નિમિત્તે દેશમાં અનેક સ્થળોએ તેમણે પ્રવાસો પણ ખેડ્યા હતા. કસ્તુરબા સ્મારક ફંડ તથા ગાંધી સ્મારક ફંડ એમ બન્ને નિધિઓના પ્રમુખ એકસાથે રહેવાનું વિરલ માન અને આહ્વાન દાદાસાહેબે સ્વીકારેલું; અને સતત, સક્રિય કાર્ય બન્ને ફંડો અંગે કરેલું.

૨ શ્રી. રામ આસરા પુરી. દાદાસાહેબ નવી દિલ્હીમાં વડી ધારાસભાના પ્રમુખ અને પછી પાર્લમેન્ટ તથા લોકસભાના અધ્યક્ષ હતા તે દરમિયાન (સને ૧૯૪૬ થી સને ૧૯૫૬) એમના અધિકૃત ટાઇપિસ્ટ તરીકે શ્રી. રામ આસરાએ સતત સેવાઓ આપેલી. આ પંજાબી સજ્જન આજે દિલ્હીમાં નિવૃત્ત જીવન ગાળે છે. સરકારી નોકરી દરમિયાન તેઓ માવળંકર

[અને હું]) વિલિંગ્ડન વિમાનઘર પર ઠીક સમયસર આવ્યાં. અમારી સાથે શ્રી. પંડિત ડૉક્ટર અને શ્રી. સૌ. દેળવકર પણ છે. વિદાય આપવા સારુ શ્રી. નાડ્ડે, શ્રી. અનંતશયનમ્, શ્રીમતી દુર્ગાબાઇ[3] અને શ્રી. ભૂચ[4] (સ્ટેટ મિનિસ્ટ્રીના) આવ્યાં હતાં. કોટાના મહારાજાના સૌજન્યથી એમનું વિમાન મળ્યું હતું. બરાબર આઠ વાગ્યે વિમાનઘર પરથી નીકળ્યાં. ૧૧-૧૫ વાગ્યે અમદાવાદ પહોંચ્યાં.

અમદાવાદના વિમાનઘર પર ઘરનાં સહુ લોકો—માતુશ્રી પૂજ્ય બાઈ, ચિ. બાળ, ચિ. અણ્ણા—આવ્યાં હતાં. ચિ. નાનાની પરીક્ષા [ચાલે છે], અને ચિ. સૌ. સરલાની તબિયત સારી નથી તેથી એ બે આવ્યાં નહોતાં. શ્રી. બાબુરાવ મહેતા (સહકુટુંબ), ચિ. ચિટણીસ (સપત્નીક), સૌ. લીલામાવશી જ્ઞોલેકર, શેઠ કસ્તુરભાઈ, શેઠ અંબાલાલ અને સૌ. સરલાદેવી, સર ચિનુભાઈને ત્યાંના લોકો, સુરોત્તમ હઠીસિંગ, એ. પી. ના મોદી, ઈન્દ્રવદન ઠાકોર (સપત્નીક) આવ્યાં હતાં. ભોજન અહીં આટોપ્યું. બધાં સાથે વાતોચીતો, વગેરે થઈ. સૌ.વતીને જોઈને માતુશ્રી પૂજ્ય બાઈનાં નયનો આંસુથી ભરાયાં. એ જોઈને મને પણ એવું જ થયું, પણ હું સંભાળી [સંયમ રાખી] શક્યો. શેઠ કસ્તુરભાઈ સાથે કૉલેજ, યુનિવર્સિટી વગેરે વિષે વાતો થઈ. શ્રી બાબુરાવ જોડે મ્યુનિસિપલ ચૂંટણી વિષે વાત થઈ. કૉંગ્રેસીઓએ મુસલમાનો સાથે કાળુપુરમાં હાથ મિલાવીને હરામખોરી કર્યાનું બાબુરાવ કહેતા હતા, પણ એમાં નવું [કશું] નથી.

અમદાવાદ આવતાં સુધીમાં વિમાનમાં અમારા યુનિવર્સિટી રિપોર્ટ સાથે જોડેલી Dissenting Minutes (શ્રી. મુનશી, ડૉ. મગનભાઈ પટેલ,[5] શ્રી. એન. એમ. શાહ[6]) વાંચી. બીજું પણ કેટલુંક પરચૂરણ વાચન થયું.

૧૨-૩૦ વાગ્યે અમદાવાદથી સહુની વિદાય લઈને નીકળ્યાં. માતુશ્રી પૂજ્ય બાઈ પર ચિ. સૌ. તાઈનો એક કાગળ આવ્યો છે તે ચિ. અણ્ણાએ મને વાંચવા આપ્યો. પત્ર ખૂબ જ અનુદાર અને વિકૃત છે એમ [અણ્ણા] બોલ્યો. મેં એમ ને એમ જ [એ પત્ર] ખિસામાં મૂક્યો અને 'ખોટું લગાડવા દેશો નહીં' એટલું જ માતુશ્રી પૂજ્ય બાઈને [મેં] કહ્યું. આ પણ નસીબનો જ એક યોગ છે કે આપ્તેષ્ટજનો, સંતાનોએ અમને ઓળખવાં નહીં! ઠીક.

૨-૩૦ વાગ્યે સાંતાક્રૂઝ વિમાનઘર પર આવ્યાં. [અમને] લેવા વાસ્તે સહુ ગુર્જર કુટુંબીજનો, ડૉ. અરવિંદ તળવલકર, બાબુરાવ દેવ, ચિ. બાપુ, ભાનુમતી (ડાહ્યાભાઈ વલ્લભભાઈ પટેલનાં પત્ની), રસિકભાઈ ઝવેરી વગેરે લોકો આવ્યાં હતાં. સૌ.વતી માટે સ્વસ્તિક લીગની ambulance car મંગાવી હતી. અમે સૌ.વતીને લઈને સીધા ટાટા મેમોરિયલ હૉસ્પિટલ (પરળ)માં ગયાં. ત્યાં એને સારુ સ્વતંત્ર ઓરડી રાખી છે. ત્યાં બરાબર ગોઠવાયાં, પછી ડૉ. ખાનોલકર અને ડૉ. પેમાસ્ટરને મળીને ૪-૧૫ના અરસામાં દાદર મુકામ પર આવ્યો. ડૉ. અરવિંદ પણ અમારી સાથે હતા જ.

મુકામ પર આવીને ચિ. અણ્ણા, મંગળદાસ પકવાસા[7] અને કૌલને કાગળો, સ્નાન. ચા, શૌચ વગેરે.

ડૉ. પેમાસ્ટરે સૌ.વતીની તબિયત તપાસી. એ પરથી અંદર ગાંઠ (Fibroid) નથી એમ એમને લાગે છે. તો પછી રક્તસ્રાવ શાથી થાય છે? આ પછી હવે નિરાંતે તપાસ કરાવાની છે.

સાંજે ૬ થી ૭-૧૫ સુધી ફરી ઇસ્પિતાલમાં જઈને ત્યાંથી ડૉ. બાપુસાહેબ તળવલકરના ત્રણ પૌત્રોની જનોઈના મેળાવડામાં ગિરગાંવ ગયો (ફાર્બસ ગુજરાતી સભાનો હૉલ, કૉંગ્રેસ હાઉસ પાસે). અહીં ઘણા બધા લોકો મળ્યા. ચાંદોરકર કુટુંબીજનો, શ્રી. બાળાસાહેબ ખેર, બાળાસાહેબ ભાટે, ડૉ. દેશમુખ,[8] બાલિગા,[9] શંકરરાવ તળવલકર, વગેરે લોકો મળ્યા. અહીંની ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં જે બેદરકારીથી કામ ચાલી રહ્યું છે, ઑનરરી લોકો ફરજ ઉપર સમયસર ક્યારેય આવતા નથી, ક્યારેક તો સદંતર આવતા જ નથી, વગેરે બાબતોને લીધે શિક્ષણ કથળે છે એ વિષે હું ગયા વખતે અહીં હતો ત્યારે ડૉ. ગિલ્ડરને મેં પત્ર લખ્યો હતો. એ પત્ર એમણે તપાસ અર્થે સર્જન-જનરલને પાઠવ્યો અને એને કારણે ઑનરરી ડૉક્ટર ભાઈઓમાં ખૂબ ખળભળાટ થયો ડૉ. મકરંદ તળવલકર અને ડૉ. દેશમુખ એ જમાઈ-સાસરા બન્નેએ [મારી સમક્ષ] આ વાત મારી આગળ કાઢી. આ લોકોની આ પ્રશ્ન તરફ જોવાની વૃત્તિ એટલી બધી સ્વાર્થી અને અનૈતિક છે કે [તેથી] અત્યંત દુઃખ થાય છે. 'સરકાર અમને પૂરતું વેતન નથી આપતી' એવી એમની

૧૧ સને ૧૯૪૬ની ૨૪મી જાન્યુઆરીએ દાદાસાહેબ નવી દિલ્હીમાં વડી ધારાસભાના પ્રમુખપદની ઐતિહાસિક ચૂંટણીમાં વિજયી થયા ત્યારે જ પહેલવહેલી વાર દાદાસાહેબના 'સેવાકુટિર' નિવાસસ્થાનમાં (૧૬, મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ – ૬) ટેલિફોન આવ્યો. ત્યાં સુધી એમનું જાહેર જીવન ટેલિફોન વિના પણ ચાલેલું. આજે ટેલિફોનની અનિવાર્યતા જણાય છે અને સંપર્ક-સંભાષણ માટે ટેલિફોનનું સાધન ખૂબ ઉપયોગી લાગે છે તે સંદર્ભમાં ફોન વિના કેવી રીતે જાહેર કાર્ય થઈ શક્યું તે કદાચ પ્રશ્ન અથવા અચંબા જેવું લાગે! જાહેર કાર્યકર તરીકે દાદાસાહેબે ફોન માટે અરજી કે ઇચ્છા વ્યક્ત કરી હશે, પણ ફોનનું જોડાણ મળ્યું નહોતું. વડી ધારાસભાના પ્રમુખપદે ચુંટાતાં, અક્ષરશઃ ચોવીસ કલાકની અંદર, સરકારી સૂચના અને રાહે 'સેવા કુટિર'માં ટેલિફોન ચાલુ થઈ ગયો! પ્રવાસેથી અગર દિલ્હી-મુંબાઈથી દાદાસાહેબ ભાગ્યે જ ઘેર કે અન્યત્ર ટ્રંકકૉલ કરતા. અસાધારણ સંજોગોમાં અગર તાત્કાલિક સંદેશો આપવા જેવો હોય તો જ ટ્રંક-કૉલ તેઓ કરતા. કેવળ, 'કેમ છો?' વગેરે સમાચાર–ખબરઅંતરની આપ-લે માટે દાદાસાહેબે કદી ટ્રંકકૉલ કર્યો નહોતો.

૧૨ વ્યાયામ અને કસરતના દાદાસાહેબ ભારે શોખીન અને હિમાયતી હતા. નિયમિતપણે વર્ષો સુધી તેઓ સૂર્યનમસ્કાર અને ઇતર વ્યાયામ કરતા. પ્રારંભનાં વર્ષોમાં તેઓ ભદ્ર પાસે સાબરમતી નદીમાં રોજ વહેલા સ્નાન કરવા જતા. તરવાનો તેમને શોખ હતો. પછીનાં વર્ષોમાં તેમણે રોજ સવારે કલાક-દોઢ કલાક ફરવાનું રાખેલું. ખાખી ચડ્ડી, ટૂંકી બાંયનું સફેદ શર્ટ, ગાંધી ટોપી અને હાથમાં લાકડી–એ રીતે તેઓ સજ્જ થઈને ચાલવાની કસરત કરતા. અમદાવાદ-દિલ્હી ઉપરાંત બહારગામ પણ જ્યાં, જ્યારે, જેટલી તક મળે તે પ્રમાણે તેઓ આ નિત્ય ફરવાનું રાખતા જ. વળી, સાંજે પણ તેઓ થોડું ફરતા. કામ વધુ હોય તો ઘરના પ્રાંગણમાં જ મોડેથી સાંજે 'શતપાવલી' કરતા. ચાલવાનો એમને ખૂબ શોખ અને મહાવરો હતો. વળી, ફરવા જતી વખતે એમની સાથે કોઈ ને કોઈ હોય જ. એ વખતે વાતોચીતો ઉપરાંત કામની બાબતો અંગે પણ ઘણી વાર ચર્ચાવિચારણા થતી. સમયની ભારે ખેંચતાણને લીધે તેઓ અનેક મિત્રો-કાર્યકરોને સવાર-સાંજ સાથે ફરવા આવવાનું અને તે વખતે વાત કરવાનું સૂચવતા.

૧૩ કુ. સરોજબહેન નાણાવટી. આચાર્ય કાકાસાહેબ કાલેલકરનાં અંગત મદદનીશ, બલકે પુત્રીવત્ સન્નારી. શ્રીમતી સરોજબેને પૂજ્ય કાકાસાહેબ સાથે દેશ-વિદેશોનો વ્યાપક પ્રવાસ ખેડેલો છે. સરોજબેનનાં સ્નેહ-સૌજન્યથી સુપરિચિત નહીં હોય એવી વ્યક્તિ ભાગ્યે જ હશે.

૧૪ શ્રીમતી લીલાવતી લાલભાઈ. શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈનાં બહેન. મિલઉદ્યોગ-સંચાલનમાં કુશળ છે. અમદાવાદની રાયપુર મિલનું સક્રિય સંચાલન શ્રીમતી લીલીબહેન કરે છે. કલા-સ્થાપત્યનો તેમને શોખ છે.

૧૫ સદ્ગત શ્રી. નરોત્તમ ચંદુલાલ ઊર્ફે હીરાભાઈ શેઠ. સપ્ટેમ્બર ૧૯૬૩માં તેમનું અકાળ અને ઓચિંતું અવસાન થયું. હીરાભાઈ શેઠ નાનાંમોટાં સહુના, ગરીબ-તવંગર બધાંના માનીતા હતા. શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈના તેઓ ભાણેજ હતા. અમદાવાદની ન્યૂ કૉટન મિલનું સંચાલન હીરાભાઈને હસ્તક હતું. અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશનમાં તેઓ સક્રિય હતા. એ.એમ.ટી.એસ. [Ahmedabad Municipal Transport Service]ના અધ્યક્ષ તરીકેની તેમની કામગીરી હંમેશને માટે યાદગાર રહેશે. ઉત્સાહ, ધગશ, હમદર્દી અને ઉદારતાથી હીરાભાઈ શેઠે અમદાવાદના મ્યુનિસિપલ વાહન-વ્યવહારનું, અન્ય વહીવટનું તથા બીજાં ક્ષેત્રોમાંનું કામ કર્યું. સ્વભાવે તેઓ ખૂબ મિલનસાર અને સદા હસમુખા હતા. વિનોદ અને ટિખળવૃત્તિ પણ ઘણી. ભારેખમ શરીરધારી હીરાભાઈ નિર્દોષ બાળસમા, હળવા મઝાના ફૂલ જેવા હતા. એમની ચિરસુવાસ તેઓ મૂકતા ગયા છે!

૧૬ સદ્ગત રાવસાહેબ કુળકર્ણી. કોંકણમાં રત્નાગીરી

ડૉ. બાપુસાહેબને સમજાવવાનું અશક્ય જ! ત્યાંથી શ્રી. કુળકર્ણી માસ્તરને શિવાજી પાર્કમાં ઉતારીને પછી શ્રી. પંડિતને ત્યાં ગયો અને ત્યાં લોકોને મળીને મુકામ પર આવ્યો. પરચૂરણ કામો.

પંડિત જવાહરલાલનો રાષ્ટ્રભાષા વિષય પરનો લેખ અને 'મૌજ'માં પ્રગટ થયેલ ભાઈ ગોરેનો 'મહારાષ્ટ્રના ભાવિ' વિષેનો લેખ એમ બન્ને વાંચ્યા.[17] બન્ને લેખોમાંની વિચારસરણી સાથે હું સંપૂર્ણપણે સહમત છું. કેટલાંક પરચૂરણ મુદ્દાઓ અંગે થોડોક મતભેદ છે. પણ તે નહીંવત્.

ચિ. સૌ. તાઈએ માતુશ્રી પૂજ્ય બાઈને લખેલો પત્ર આજે વાંચ્યો. દુઃખ થયું. પણ એનો ઉપાય નથી. આટલી બધી વિકૃત વિચારસરણી, બલ્કે વિચાર જ નહીં! મુદ્દો શો? તો એની માતા નથી માટે મેં એની દરકાર ન કરી અને ચિ. અપ્પાસાહેબ માટે હું મદદ (નોકરી વગેરે માટે) કરતો નથી! બન્ને બાબતો સાવ ભૂલભરેલી. હું મદદ શી અને કેવી રીતે કરવાનો? મારી મર્યાદામાં રહીને જે કરવાનું તે કર્યું અને કરીશ. પણ આ લોકોને (એમાં અમારો બાળ પણ ખરો જ) ટેવ જ પડેલી [છે] કે સાચી હકીકતો (facts)શી છે તે સમજી લેવાની તસદી લેવાની નહીં, ભૂલભરેલાં અનુમાનો અને કલ્પનાઓ કરવાનાં અને પોતાના દોષોનો ટોપલો બીજાના માથે ઢોળવાનો!! ઠીક. એના [તાઈના] અને મારા કર્મયોગ પ્રમાણે એને બુદ્ધિ થાય છે!

## તા. ૨૬ ફેબ્રુઆરી ૧૯૪૯, શનિવાર
## [મુંબાઈ]

પરોઢિયે ૩॥ પછી ઊંઘ આવે [જ] નહીં, એટલે ૪॥ વાગ્યે ઊઠીને નિત્યવિધિ આટોપીને બાકી રોજનીશી પૂરી કરી. ભારત સરકારના કૈરોમાંના રાજદૂત ડૉ. સૈયદ હુસેન[18]હૃદય બંધ પડી જવાથી એકાએક ગુજરી ગયાનાં [ખબર આપતો] ફોન રાત્રે શ્રી. શેંદુર્ણીકરનો આવ્યો હતો એમને [ડૉ. સૈયદ હુસેન] વિષેનો મારો અભિપ્રાય સારો ન હોવાથી હું પ્રતિક્રિયા[અભિપ્રાય] આપું તે યોગ્ય થશે નહીં એમ કહીને સામાન્યપણે [એટલું જ] કહ્યું કે, 'ખરાબ થયું.'

સવારે ફરવા જવા માટે હૉસ્પિતાલ [સુધી] સૌ. વતીને ત્યાં જઈ આવ્યો અને મુકામ પર આવીને સ્નાન વગેરે આટોપીને ૯ના અરસામાં હૉસ્પિતાલમાં પાછો ગયો. ડૉ. અરવિંદ પણ આવ્યા હતા. ઑપરેશન આશરે અડધો કલાક ચાલ્યું. D અને C એટલે Dilatation and Curetting કર્યું. [સૌ. વતીને] બેભાન બનાવીને પછી જ શસ્ત્રક્રિયા કરાઈ. ક્લોરોફૉર્મને બદલે પિચકારી આપીને જ બેભાન અવસ્થા આણી હતી. ૧૨ વાગ્યા સુધી હું સૌ.વતીના ખંડમાં જ હતો. આશરે પોણા કલાક પછી એ ભાનમાં આવવા લાગી. ત્યાં બેઠાં બેઠાં જે વખત સાંપડયો તેટલામાં મેં ચિ. સૌ. તાઈના પત્રના જવાબનો કેટલોક ભાગ લખી કાઢયો. પત્ર સવિસ્તર બની રહ્યો છે, પણ ઉપાય નથી. બધી હકીકત એને સમજાવીને એનું અજ્ઞાન દૂર કરવાનો પ્રયાસ કરવો એ ધર્મ.

ઘેર આવીને ચિ. અણ્ણાને મોકલવાનો કાગળ લખાવ્યો. વડોદરા ચિ. બાળાસાહેબ મહાજન અને ચિ. સૌ તાઈને તથા કોલ્હાપૂરમાં ચિ. અણ્ણા કિબેને અને દિલ્હીમાં શ્રી કૌલને [ચિ. અણ્ણા પરના પત્રની] નકલો પાડવી.

ભોજન બાદ શ્રી મણિભાઈ ઝવેરી[19]મળ્યા, એમની સાથે અમદાવાદના કાગળો પાઠવ્યા. તેઓ આજે રાતની ગાડીમાં અમદાવાદ જાય છે. પછી થોડું પરચૂરણ વાચન અને વિશ્રાંતિ. થોડો વખત ચિ. સૌ. તાઈને જવાબ આગળ [લખવાનો] ચાલુ. પછી શ્રી. ધુરંધર અને શ્રી. બાબુભાઈ શેઠ (અમળનેર) મળ્યા. ૫ થી ૬-૩૦ સુધી હૉસ્પિતાલમાં.

પછી ગ્રાન્ટ રોડ ગયો. શ્રી. મણિભાઈ ઝવેરીને ત્યાં જઈને ચિ. અણ્ણાને, સાંજના સાત વાગ્યા સુધીની સૌ.વતીની હકીકત જણાવતો પત્ર લખી કાઢયો [અને શ્રી. મણિભાઈને આપ્યો]. ત્યાંથી આંગ્રે વાડીમાં શ્રી. વિષ્ણુપંત લેલેને ત્યાં એમનાં પત્નીનાં મૃત્યુને કારણે ખરખરા માટે જઈ આવ્યો. ઘણાં બધાં વર્ષો બાદ હું આંગ્રે વાડીમાં ગયો[20]. ખૂબ જ ભીડવાળી જણાઈ. ત્યાંથી શ્રી. નાનાસાહેબ તળવલકરને ત્યાં ગયો. એમના વૈદ્ય શ્રી. જકાર ત્યાં મળ્યા. શ્રી. બાપુસાહેબને ત્યાંના જનોઈ પ્રસંગમાં શ્રી. નાનાસાહેબ તેમને [ડૉ. બાપુસાહેબને] ઘેર ગયા નહીં એ કાંઈ સારું ન થયું એવું એમને [શ્રી.

# जन्म कर्म च मे दिव्यम् ।–पूर्वार्ध

અનંત સખારામ વણીકર

ગીતામાં ભગવાન શ્રી ગોપાલકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે:

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥४–९॥

હે અર્જુન, આ પ્રમાણે મારા દિવ્ય જન્મ અને કર્મને જે યથાર્થપણે જાણે છે તે આ દેહ છોડયા પછી ફરી જન્મ પામતો નથી ને મને આવીને મળે છે, મને જ પામે છે.

શ્રીકૃષ્ણનું ચરિત્ર મહાભારત, ગીતા અને ભાગવતમાં જોવા મળે છે અને તે જોવાથી શ્રીકૃષ્ણ આવું કેમ કહે છે તે જણાઈ આવશે.

શ્રીકૃષ્ણનું ચરિત્ર 'वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि' એવું છે. આવા ઘણા પ્રસંગોમાંથી આપણે બે જ પ્રસંગો અહીં જોઈશું.

શ્રીકૃષ્ણના અનેક ભક્તો–પરંતુ તેમાંથી મહાભારતમાંનો ભક્ત અર્જુન અને ભાગવતમાંનો ભક્ત ઉદ્ધવ–એ બે ઉપર તેમને વિશેષ પ્રેમ હતો, અને આપણે અહીં એ બેનો ઇતિહાસ જોઈશું.

અર્જુન ઉપરના પ્રેમને લીધે ભગવાને પોતે યુદ્ધ વખતે તેની સાથે રહી તેને સલાહ આપવા તેનું સારથ્ય સ્વીકાર્યું હતું ને જય અપાવ્યો હતો.

ગીતા એક એવો અદ્‌ભુત ગ્રંથ છે કે તેના ઉપર ઘણા વિદ્વાનોએ ઘણું લખ્યું છે ને હજુ પણ લખાશે, કારણ તેમાં દરેક વખતે તે બધાને કંઈ નવીનતા જ જણાય છે.

સર્વ ઉપનિષદોનો સાર ગીતામાં છે એમ કહ્યું છે. ગીતાના દરેક અધ્યાયના અંતમાં 'શ્રીમદ્ ભગવદ્‌ગીતાસૂપનિષત્સુ ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे :એવું કહ્યા પછી તે અધ્યાયમાં શું શું વિષય આવેલ છે તે કહ્યું છે, જેમ કે અર્જુનવિષાદ,-સાંખ્યયોગ, કર્મયોગ, વગેરે.

યુદ્ધ પૂરું થયા પછીથી એક વખતે અર્જુને તે ગીતા ફરી સંભળાવવા વિનંતી કરી, તે વખતે શ્રીકૃષ્ણે કહ્યું કે, 'હે અર્જુન! તે વખતે હું યોગારૂઢ હતો અને તને બ્રહ્મવિદ્યા કહી હતી. પરંતુ હવે હું ફરીથી તે કહી શકીશ નહિ, પરંતુ તેના જેવો જ બીજો ઇતિહાસ તને કહું, એમ કહીને કશ્યપ બ્રાહ્મણ અને એક સિદ્ધનો સંવાદ કહ્યો છે તે પણ બ્રહ્મવિદ્યા જ હતી. આવી જ બ્રહ્મવિદ્યા તને કહી હતી એમ તેમણે કહ્યું.

ગીતાનો પ્રસંગ યુદ્ધનો હતો. 'હું ભીખ માગીને મારું પૂરું કરીશ. પરંતુ રાજ્ય માટે આવું યુદ્ધ કે જેમાં પૂજ્ય ગુરુજનો, આપ્તસ્વકીય એવાંઓનો સંહાર થવાનો, તે કરીશ નહિ.' એવું કહીને તે સ્વસ્થ બેસી ગયો.

આવા પ્રસંગે ભગવાને અર્જુનને ગીતા કહી છે એ ભૂલવા જેવું નથી. આવું યુદ્ધ હું નહિ કરું એવું અર્જુને કહ્યું ત્યારે શ્રીકૃષ્ણે ગુસ્સામાં કહ્યું કે:

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम्
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥२–२॥
क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥२–३॥

હે અર્જુન, આ વિષમ પ્રસંગે અનાર્યોએ સેવેલું, સ્વર્ગ નહિ આપનારું તથા અપકીર્તિ કરનારું આ મૂઢપણું તને કયાંથી આવ્યું? હે પાર્થ! તું કાયર ન થા (કિલબ ન થા). તને આ શોભતું નથી. હે પરંતપ, હૃદયની આ તુચ્છ દુર્બલતા ત્યજી દઈને ઊભો થા (અને યુદ્ધ કર).

ઉપરના શ્લોકમાં કલૈબ્ય અને ક્ષુદ્ર હૃદયની દુર્બલતા એ શબ્દો ઘણા કડક છે. ગીતામાં આગળ ઉપર કયાંય આવા કડક શબ્દો વાપર્યા નથી. આવા શબ્દો કહેવાનું તેવું જ કારણ હતું.

આ જાણવા માટે આપણે મહાભારતમાંનો ઉદ્યોગપર્વનો થોડો ઇતિહાસ જોઈશું તો તે ઉપરથી આપણને તેનું જ્ઞાન થશે.

પરિવારના સભ્ય જેવા બનેલા. દાદાસાહેબની મમતા અને સહાનુભૂતિ, અન્ય સેવકોની જેમ, શ્રી. રામ આસરાએ પણ મેળવેલી.

૩ શ્રીમતી દુર્ગાબાઈ દેશમુખ. આંધ્ર પ્રદેશનાં સુવિખ્યાત સન્નારી અને સમાજસેવિકા. સ્વાતંત્ર્યસંગ્રામમાં એમણે ફાળો આપ્યો હતો જ. વકીલાતની તાલીમ એમણે મેળવેલી. પાર્લમેન્ટમાં કૉંગ્રેસ પક્ષના સભ્ય હતાં. માજી નાણાં પ્રધાન શ્રીયુત સી. ડી. દેશમુખ સાથે તેમનાં લગ્ન થયાં. શ્રીમતી દુર્ગાબાઈ દેશમુખે 'સોશિયલ વેલફેર બોર્ડ'નું અધ્યક્ષપદ પણ વર્ષો સુધી સરસ સંભાળ્યું. પાર્લમેન્ટમાં અને બહાર એક અભ્યાસી વક્તા અને છટાદાર પ્રવચનકાર તરીકે તેઓ જાણીતાં હતાં. દેશમુખદંપતી અત્યારે હૈદરાબાદ (આંધ્રપ્રદેશ)-માં નિવૃત્ત જીવન ગાળે છે.

૪ સદ્‌ગત શ્રી. એન. એમ. બુચ. માર્ચ ૧૯૫૪માં તેમનું દુઃખદ અવસાન થયું. સદ્‌ગત શ્રી નીલમ બુચનું વતન રાજકોટ હતું. બી. એ. થયા પછી તેઓ BAR-AT-LAW તથા I. C. S. થયા. સરદાર વલ્લભભાઈએ સ્વરાજ્યના પ્રારંભ ટાણે સદ્‌ગત બુચની ખાસ પસંદગી Ministry of Statesમાં અગત્યની કામગીરી માટે કરેલી. સદ્‌ગત બુચ ખૂબ બાહોશ, શક્તિશાળી ચારિત્રશીલ અને શાણા વ્યવહારુ વહીવટદાર હતા.

૫ ડૉ. મગનભાઈ પટેલ. આણંદની ખેતીવાડી ઇન્સ્ટિટ્યૂટના ડિરેક્ટર.

૬ સદ્‌ગત એન. એમ. શાહ. ખ્યાતનામ ગણિતશાસ્ત્રી અને કેળવણીકાર. સુરતની એમ. ટી. બી. આર્ટ્સ કૉલેજના પ્રિન્સિપાલપદે હતા.

૭ શ્રી. મંગળદાસ મંછારામ પકવાસા. મુંબાઈની ઉપલી ધારાસભા [Legislative Council]ના પ્રમુખ, સને ૧૯૩૭ થી સને ૧૯૪૬. ત્યાર બાદ મધ્ય પ્રદેશના ગવર્નર તરીકે તેઓ વર્ષો સુધી કાર્યરત હતા. ત્યાંથી નિવૃત્ત થતાં એમણે અનેક રાજ્યોમાં–ખાસ કરીને મદ્રાસ ને મહારાષ્ટ્રમાં–કામચલાઉ ગવર્નરપદો પણ સ્વીકાર્યાં હતાં. હાલમાં શ્રી. પકવાસા મુંબાઈમાં (૨૯, ડુંગરસી રોડ, મલબાર હિલ) નિવૃત્ત જીવન પસાર કરી રહ્યા છે. તેમની શરીર-પ્રકૃતિ સાધારણ છે. ૧૯૩૭–૩૯નાં વર્ષોમાં દાદાસાહેબ અને મંગળદાસભાઈ એકમેકના ગાઢ પરિચયમાં આવ્યા. પૂનામાં ક્વીન્સ રોડ પરના અધિકૃત નિવા સ્થાનમાં થોડા મહિનાઓ દાદાસાહેબ, શ્રી. મંગળદાસભાઈ અને શ્રી. મોરારજીભાઈ દેસાઈ [હાલ ભારતના નાયબ વડા પ્રધાન] એકસાથે રહેતા હતા!—એક મકાનમાં ત્રણ અલગ ફ્લેટ્સ્‌માં. શ્રી. મંગળદાસભાઇનો સ્વભાવ ગમતી અને એમની વૃત્તિ વિનોદી—એટલે, વાતોચીતોમાં તેઓ વિશેષ રસ જગાડે!

૮ સદ્‌ગત ડૉ. જી. વી. દેશમુખ. M. D., F. R. C. S. તેઓ મુંબાઈના નામાંકિત, શ્રીમંત સર્જન હતા. સ્વભાવે કડક, તથા અભ્યાસી અને દાક્તરી વિદ્યામાં અતિ કુશળ એવા ડૉ. દેશમુખની 'પ્રૅક્ટિસ' મોટી હતી. સ્વરાજ્ય પહેલાં, વડી ધારાસભામાં તેઓ સભ્ય હતા.

૯ સદ્‌ગત ડૉ. એ. વી. બાલિગા; F. R. C. S. મુંબાઈના, બલકે ભારતના, અતિ પ્રસિદ્ધ સર્જન. ખાદીધારી, સામ્યવાદી વિચારસરણીવાળા, નિઃસંતાન ડૉ. બાલિગા જાણીતા સમાજસેવક હતા. ધર્માદામાં એમણે ઘણું ધન આપેલું. ખાસ કરીને, અનેક વિદ્યાર્થીઓને તથા પીડિતોને ડૉ. બાલિગા નાણાંકીય સહાય કરતા. તેમનું આવું ગુપ્તદાન ગણનાપાત્ર હતું. નવી દિલ્હીના Link સાપ્તાહિક સાથે તેઓ સંલગ્ન હતા. Indo-Soviet Friendship સોસાયટીના તેઓ સક્રિય કાર્યકર અને પ્રમુખ હતા. શ્રી. વી. કે. કૃષ્ણ મેનનના તેઓ ગાઢ મિત્ર હતા. ડૉ. બાલિગા લંડનમાં અવસાન પામ્યા.

૧૦ દાદાસાહેબને મધુમેહ ('ડાયાબિટિસ')ની વ્યાધિ હતી. વારસાગત ઊતરી આવેલો આ રોગ દાદાસાહેબને ૧૯૩૦–૩૨ના અરસામાં લાગુ પડ્યો. ત્યારથી દાદાસાહેબે સવિશેષ નિયમિત આહારવિહાર રાખેલાં. પછીનાં વર્ષોમાં દવા–ઇન્જેક્શન્સ્‌ પણ તેઓ લેતા. ઇન્સ્યુલિનનું ઇંજેક્શન રોજ લઇને પછી ભોજન લેવાનું. પોતે જ પોતાને ઇંજેક્શન આપતા! પ્રવાસમાં હોય ત્યારે પણ આ નિત્યક્રમ ચાલુ જ રહેતો.

છું, આપને શરણે છું માટે મને ઉપદેશ કરો (ગુસ્સો કરશો નહિ.)

શ્રીકૃષ્ણ સમજી ગયા કે માત્રા લાગુ પડી છે ને તેથી હસીને કહ્યું કે:

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पंडिताः ॥२-११॥

જેમનો શોક કરવો યોગ્ય નથી તેમનો તું શોક કરે છે ને ડહાપણની વાતો કરે છે. પંડિતો મરેલાંનો કે જીવતાંનો શોક કરતા નથી.

આ શ્લોક દ્વિઅર્થી છે. વેદાંતની દૃષ્ટિએ પણ તે બરાબર છે. એટલે કે પાંડવોનો નાશ કરવા માટે કૌરવોએ અનેક પ્રયત્નો કર્યા પરંતુ તે ફાવ્યા નહિ એવાઓનો તું શોક કરે છે? એવો પણ અર્થ છે. ત્યાર પછી શ્રીકૃષ્ણ અને અર્જુનનો વિસ્તારથી સંવાદ થયો છે. સાંખ્યયોગ, કર્મયોગથી માંડીને મોક્ષસંન્યાસયોગ સુધી અનેક વિષયો ઉપર શ્રીકૃષ્ણે વિવેચન કર્યું ને અર્જુનને સંપૂર્ણ સંતોષ થયો ત્યાં સુધી તેને ઉપદેશ કર્યો છે.

ગીતામાં ઉપનિષદોનો સાર છે એવું કહ્યું છે પરંતુ કેટલાક વિષયો તો ઉપનિષદ કરતાં પણ વધારે સરળ રીતે સમજાવ્યાં છે.

ગીતામાં બ્રહ્મવિદ્યા અને યોગશાસ્ત્ર છે જ. પરંતુ તે બધું કહેવા છતાં પણ સદ્યકર્તવ્ય યુદ્ધ છે ને તેને 'આપણે યુદ્ધભૂમિ ઉપર ઊભા છીએ' એ વારંવાર કહેવાનું શ્રીકૃષ્ણ ભૂલ્યા નથી.

શ્રીકૃષ્ણે બોલવાની શરૂઆત કરી છે તે જ અધ્યાયમાં યુદ્ધ કર, યુદ્ધ કર, એમ પાંચ સાત વાર તેને કહ્યું છે ને ત્યાર પછી પણ કહ્યું છે. વિશ્વરૂપદર્શનયોગ નામના અધ્યાયમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે:

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम्।
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन्॥११-३३॥

હે અર્જુન! તું ઊઠ. શત્રુઓને જીતી યશ મેળવ અને સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ. મેં આ સર્વને પ્રથમથી જ મારેલા છે. નિમિત્તમાત્ર તું થા. તેના આગળના શ્લોકમાં કહ્યું છે કે:

मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा।
युद्धचस्व जेतासि रणे सपत्नान् ॥११-३४॥

મેં મારેલાંને તું માર, દુઃખી થઈશ નહિ, તું યુદ્ધ કર, તું રણમાં શત્રુઓને જીતીશ. આટલું આશ્વાસન આપ્યું છે છતાં પણ પહેલાં-શરૂઆતમાં-જેમ કડક શબ્દોમાં કહ્યું તેમ ઉપસંહાર કરતી વખતે પણ કહ્યું કે:

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥ १८-५८॥
यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥१८-५९॥

મારામાં ચિત્તવાળો તું થા. મારી કૃપાથી સર્વ સંકટો તરી જઈશ. પણ અહંકારથી મારું વચન જો તું નહિ સાંભળે તો નાશ પામીશ. આગળ વિશેષમાં કહ્યું છે કે અહંકારનો આશ્રય કરીને 'હું યુદ્ધ નહિ કરું' એમ જે તું માને છે તે તારો નિશ્ચય ખોટો છે; કેમ કે તારી પ્રકૃતિ તને યુદ્ધમાં જોડશે (તારો ક્ષાત્રધર્મ તને સ્વસ્થ બેસવા નહિ દે). આટલું કહ્યા પછી છેક છેવટે તેને પૂછ્યું છે કે:

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥१८-७२॥

હે પાર્થ, તેં એકચિત્તે આ સાંભળ્યું ને ? હે ધનંજય તારો અજ્ઞાનરૂપી મોટો મોહ નાશ પામ્યો ને? અર્જુને સ્પષ્ટ કહી દીધું કે:

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥१८-७३॥

હે અચ્યુત, આપની કૃપાથી મોહ નાશ પામ્યો અને મેં સ્મૃતિ મેળવી છે, હવે સંશય રહિત થઈને હું ઊભો છું અને આપનું કહેવું હું કરીશ. (અત્યારે પ્રાપ્ત કર્તવ્ય યુદ્ધ માટે હું રણમાં ઊભો છું તો તે કરીશ. અને તેની સાથે જ તમે મને જે જ્ઞાનામૃતનું પાન કરાવ્યું છે-ઉપદેશ આપ્યો છે તે પ્રમાણે પણ કરીશ).

ગીતાનો ઉપદેશ થયા પછીથી અર્જુને યુદ્ધ કર્યું છે ને જય પ્રાપ્ત કરી લીધો છે એ સહુ કોઈ જાણે છે.

ગીતામાં એક ઠેકાણે કહ્યું છે કે:

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ॥४-१६॥

જિલ્લામાં રાજાપુર ગામની સુવિખ્યાત રાજાપુર હાઈસ્કૂલના પ્રિન્સિપાલ. કુળકર્ણી માસ્તર સન્નિષ્ઠ, અભ્યાસી, સુસંસ્કૃત અને સહૃદયી શિક્ષક હતા. દાદાસાહેબે રાજાપુર હાઈસ્કૂલમાં થોડો વખત શિક્ષણ લીધેલું એટલે એ શાળા માટે દાદાસાહેબને છેક સુધી મમતા હતી. કુળકર્ણી માસ્તર દાદાસાહેબના અધ્યયનકાળમાં શાળામાં નહોતા. પણ દાદાસાહેબે અનેક વાર રાજાપુર હાઈસ્કૂલની મુલાકાત લીધી હતી અને એ રીતે કુળકર્ણી માસ્તર જોડે તેઓનો ગાઢ પરિચય અને સ્નેહ બંધાયો હતો.

૧૭ મુંબાઈના પ્રસિદ્ધ મરાઠી સાપ્તાહિક 'मौज'ના તા. ૯ ફેબ્રુઆરી ૧૯૪૯ના અંકમાં જાણીતા સમાજવાદી વિચારક-લેખક-નેતા શ્રી. એન. જી. ગોરેનો લેખ—'महाराष्ट्रांतील विचारवंतांना अनावृत्त पत्र'—પ્રસિદ્ધ થયો તે વાંચીને દાદાસાહેબે પોતાનો આ અભિપ્રાય વ્યક્ત કર્યો છે. શ્રી. નાનાસાહેબ ગોરેના એ લેખમાં રજૂ થયેલા વિવિધ મુદ્દાઓનો જાહેર ઉહાપોહ 'मौज'ના પછીના ઘણા અંકોમાં અનેક નાનામોટા જાહેર કાર્યકરોએ અને નેતાઓએ કર્યો. એ બધાં મંતવ્યો—લખાણોનો સંગ્રહ मौज प्रकाशन, मुंबई તરફથી એના સંપાદક શ્રી. વિ. પુ. ભાગવતે 'महाराष्ट्र महोदय' નામે પ્રગટ કર્યો છે. દાદાસાહેબે પણ આ મુક્ત પરિસંવાદમાં ભાગ લીધો હતો; તેમના લેખનું મથાળું હતું: 'महाराष्ट्रानें विधायक सेवेचें कार्य करावें.'

૧૮ સદ્‌ગત ડૉ. સૈયદ હુસેન અગાઉના સંયુક્ત પ્રાંતોમાં કૅાંગ્રેસી પ્રધાનપદે હતા. નેહરુ-કુટુંબ સાથે તેમનો ગાઢ સંબંધ હતો.

૧૯ સદ્‌ગત શ્રી. મણિલાલ મોહનલાલ ઝવેરી. હીરામોતીના વેપારી હતા. યુરોપમાં બેલ્જિયમમાં (ઍન્ટવર્પ) એમનો વેપાર હતો. પછી મુંબાઈમાં નિવૃત્ત જીવન ગાળતા હતા. અમદાવાદની વી. એસ હૅાસ્પિટલના સંચાલનમાં તેમણે સેવાઓ આપેલી.

૨૦ દાદાસાહેબ મુંબાઈમાં જ્યારે કાયદાનો અભ્યાસ કરતા હતા ત્યારે આંગ્રેવાડીમાં રહેતા હતા. સને ૧૯૧૦-૧૨ના વર્ષોના પ્રમાણમાં સને ૧૯૪૯માં આંગ્રેવાડીની વસ્તી સ્વાભાવિક જ ભરચક થઈ હતી.

*

# પત્ર-પ્રસાદી

## ગણેશ વાસુદેવ માવળંકર

[કુટુંબીજનો, કાર્યકરો, સ્નેહીજનો અને સામાન્યજનોને લખેલા પત્રોમાંથી વીણેલી સામગ્રી.]

"રવિવાર, તા. ૨૯-૬ને રોજ સર મહારાજસિંગને ત્યાં અમારે ચાપાણી માટે જવાનું હતું. ૪॥ વાગ્યે અમે જવાને તૈયાર થયાં. વરસાદનાં ચિહ્ન પૂરાં વર્તાતાં હતાં, પણ જવાનું કબૂલ કર્યું હતું. એટલે મન માનતું ન હોવા છતાં રિક્ષામાંથી જવાનું ઠરાવીને બે રિક્ષાઓ લાવવા માટે ઉત્તમ [ચપરાસી] ઈંપીરિયલ બૅંક સુધી ગયો. પણ સદ્‌ભાગ્યે રિક્ષા જ ન મળી, અને રિક્ષામાં બેસવાનો વારો મારે સારુ ન આવ્યો. મહારાજસિંગને ત્યાં ફોન કરવા ગયો, પણ વરસાદને કારણે બધા જ ફોન બગડેલા! આશરે પોણો કલાક મૂશળધાર વરસાદ વરસ્યો. વનશ્રી અને હવાનો આખો રંગ બદલાયો. બધાં વૃક્ષો પ્રફુલ્લિત અને હવા શીતળ બની. ૬ાાથી ૭ાા સુધી અમે બહાર ફરવા જવા માટે મૉલ સુધી ગયાં. એ વખતે એક સરસ ઘટના બનવા પામી. રસ્તામાં ઝાડ નીચે (A. I. R. પાસે) એક સ્ત્રી ૭ માસના એક બાળકને ધાબળામાં લપેટીને થાકીપાકી બેસી રહી હતી. 'તને હું શી મદદ કરું? તારું બાળક લઉં કે?' એવું મેં પૂછ્યું. એણે આનંદથી તરત હા પાડી. અને મેં એ બાળકને હાથમાં લીધું અને સૌ.વતી તથા એ સ્ત્રી સાથે હું મૉલ સુધી (થૉમસ કૂક સુધી) ચાલતો જતો હતો. રસ્તામાં લોકોને લાગ્યું કે અમારું જ બાળક છે. એક જણે મને પૂછ્યું. મેં કહ્યું, 'હા, પણ એના જન્મદાતા જુદા છે.' જગતમાં સહુ કોઈને આપણાં બાળકો તરીકે જોવાની દૃષ્ટિ ઈશ્વર આપશે એ દિન કેટલો ભાગ્યશાળી નીવડશે!

[પુત્ર પુરુષોત્તમ (અણ્ણા)ને સિમલાથી તા. ૨, ૩ જુલાઈ ૧૯૪૭ ને રોજ લખેલા મરાઠી પત્રમાંથી]

*

બ્રિટન, રશિયા અને ચીનના મુત્સદ્દીઓએ ૧૯૪૪ના ઑગસ્ટ–ઑક્ટોબરમાં ડમ્બાર્ટન–ઓકસ ખાતે મળી એક ખતપત્રની રૂપરેખા તૈયાર કરી હતી. ખતપત્રની આ દરખાસ્તો ઉપર, ૧૯૪૫ની ૨૫મી એપ્રિલથી ૨૬મી જૂન સુધી સાનફ્રાન્સિસ્કો ખાતે જગતના ૫૦ દેશોના ૩૦૦ પ્રતિનિધિઓએ ચર્ચા–વિચારણા કરી છેવટનું 'સંયુક્ત રાષ્ટ્રોનું ખતપત્ર' તૈયાર કર્યું. તા. ૨૬-૬-૧૯૪૫ને રોજ આ ખતપત્ર ઉપર ૫૦ રાષ્ટ્રોની સહીઓ થઈ. થોડા અઠવાડિયાં પછી પોલેન્ડે પણ તેને માટે ખાલી રખાયેલા સ્થાન પર સહી કરી. આમ પોલેન્ડ સહિત કુલ ૫૧ રાષ્ટ્રો સંયુક્ત રાષ્ટ્રસંઘનાં સ્થાપક-સભ્યો ગણાય છે.

આ ખતપત્ર અનુસાર, જગતને વધુ સારું બનાવવા માટેની આ આંતરરાષ્ટ્રીય સંસ્થા 'સંયુકત રાષ્ટ્રસંઘ' સત્તાવાર રીતે તા. ૨૪ ઑક્ટોબર ૧૯૪૫ ને રોજ અસ્તિત્વમાં આવી. આથી ૨૪મી ઑક્ટોબર દુનિયાભરમાં 'યુનો દિન' તરીકે ઊજવાય છે.

સાનફ્રાન્સિસ્કો ખાતે તા. ૨૬ જૂન ૧૯૪૫ ને રોજ તૈયાર થયેલ આ ખતપત્રની પ્રસ્તાવનામાં સંયુક્ત રાષ્ટ્ર-સંઘનો ઉદ્દેશ સારી રીતે કહેવાયો છે: ખતપત્રની પ્રસ્તાવના આ પ્રમાણે છે:

"અમે સંયુક્ત રાષ્ટ્રોના પ્રજાજનો નિરધાર કરીએ છીએ:

* આપણા જીવનકાળમાં જ બે બે વાર માનવજાતને માટે અપાર વેદના સર્જનાર યુદ્ધના મહારોગમાંથી ભાવિ પેઢીને ઉગારી લેવી; અને
* મૂળભૂત માનવ-અધિકારોમાં, માનવ-વ્યક્તિની યોગ્યતા અને ગૌરવમાં, સ્ત્રી-પુરુષ વચ્ચે તથા નાનાં–મોટાં રાષ્ટ્રો વચ્ચેના સમાન અધિકારોમાં પુનઃ શ્રદ્ધા દૃઢ કરવી; અને
* સંધિઓ અને આંતરરાષ્ટ્રીય કાનૂનનાં અન્ય સાધનોમાંથી પરિણમતી જવાબદારીઓ માટે, જેમાં ન્યાય અને સન્માનની ભાવના જાળવી રાખી શકાય એવી પરિસ્થિતિ નિર્માણ કરવી; અને
* વિશાળતર સ્વાતંત્ર્યમાં સામાજિક પ્રગતિ તથા વધુ સારા જીવનધોરણનો વિકાસ કરવો.

—અને આ ઉદ્દેશાર્થે—

* સહિષ્ણુતા, કેળવણી તથા સારા પાડોશી રૂપે એક-બીજા સાથે શાંતિમાં રહેવું; અને
* આંતરરાષ્ટ્રીય શાંતિ તથા સલામતી જાળવવા આપણા બળને સંગઠિત કરવું; અને
* સિદ્ધાંતોના સ્વીકાર તથા પદ્ધતિઓના અમલ દ્વારા સમાન હિતમાં હોય તે સિવાય સશસ્ત્રદળોનો ઉપ-યોગ કરાશે નહીં એવો વિશ્વાસ પેદા કરવો; અને
* સર્વ લોકોના આર્થિક તથા સામાજિક વિકાસને વેગ આપવા આંતરરાષ્ટ્રીય વ્યવસ્થાનો ઉપયોગ કરવો. —આ ધ્યેયોની પરિપૂર્તિ માટેના આપણા પ્રયાસો એકત્રિત કરવાનું ઠરાવ્યું છે.
* એ પ્રમાણે આપણી લાગતીવળગતી સરકારો, સાન-ફ્રાન્સિસ્કો શહેરમાં એકત્રિત થયેલા પ્રતિનિધિઓ મારફતે, સારા અને યોગ્ય સ્વરૂપમાં જણાયેલી પોતાની પૂરી સત્તાઓ જેમણે પ્રદર્શિત કરી છે, તેઓ સંયુક્ત રાષ્ટ્રસંઘના વર્તમાન ખતપત્રને સ્વીકારે છે અને આ સાથે 'સંયુક્તરાષ્ટ્રો'ને નામે ઓળખાનાર એક આંતરરાષ્ટ્રીય સંસ્થાની સ્થાપના કરે છે."

આ વિશાળ આંતરરાષ્ટ્રીય સંસ્થાનાં મુખ્ય અંગો છ છે.

(૧) મહાસમિતિ (General Assembly)
(૨) સલામતી સમિતિ (Security Council)
(૩) આંતરરાષ્ટ્રીય અદાલત (International Court of Justice)
(૪) વાલીપણા સમિતિ (Trusteeship Council)
(૫) આર્થિક અને સામાજિક સમિતિ (Economic and Social Council)
(૬) સચિવાલય (Secretariat)

આ મુખ્ય અંગોની પણ કેટલીક પેટાસમિતિઓ હોય છે. એટલા ઊંડા ઊતરવાનો અહીં આશય નથી; એટલે હવે આપણે આ મુખ્ય અંગોનો ટૂંક પરિચય કરીએ.

આંતરરાષ્ટ્રીય અદાલત સિવાયનાં બધાં અંગોનું વડું મથક ન્યૂ યૉર્ક છે.

સંજયયાન નામના પર્વમાંથી આપણે આપણા કામ પૂરતું જોઈશું.

બાર વર્ષનો વનવાસ અને એક વર્ષનો અજ્ઞાતવાસ કરીને પાંડવો પાછા આવ્યા ને પોતાનું રાજ્ય માગ્યું, તો દુર્યોધને સાફ ના કહી.

હવે યુદ્ધ થશે અને તે ટળશે નહિ એમ ધૃતરાષ્ટ્રને લાગ્યું ત્યારે સંજયને પાંડવો પાસે મોકલ્યો અને તેને કહ્યું કે, 'હે સંજય! તને જે યોગ્ય તે કહીને યુદ્ધનો પ્રસંગ ટળે તેવું કરી આવ.'

સંજય પાંડવો પાસે ગયો ને તેમને કહ્યું કે, હે રાજન્ ધૃતરાષ્ટ્રે તમારું બધાનું કુશલ પૂછ્યું છે. તને હું કુશળ જોઉં છું, મને આનંદ થાય છે.

યુધિષ્ઠિરે કહ્યું કે બધા ભ્રાતાઓ સાથે હું કુશળ છું. હે સંજય! કૌરવોને કદી અમારું સ્મરણ થાય છે કે? ઘોષયાત્રા વખતે અમે કૌરવોને શત્રુના હાથથી છોડાવ્યા તે પ્રસંગ તેમને સાંભરે છે કે નહીં? સંજયે કહ્યું કે, 'હે ધર્મરાજ! તે બધું તેમને સાંભરે છે, ભૂલી ગયા નથી. હું તમારી સાથે સંધિ કરવાના હેતુથી આવ્યો છું, તમને બીક બતાવવા માટે આવ્યો નથી. તમે પાંડવો ધર્મથી ચાલનારા છો, તો દુર્યોધન રાજ્ય પાછું ન આપે તો એધક વૃષ્ણી રાજ્યમાં રહી ભીખ માગીને રહેવું સારું પરંતુ રાજ્ય માટે આવો સંહાર કરવો ઠીક નથી એવી મારી તમને સલાહ છે.'

ધર્મરાજાએ કહ્યું કે હે સંજય! દુર્યોધનને લાગે છે છે કે પાંડવોનો નાશ કરીને નિષ્કંટક રાજ્ય હું ભોગવું તો તે હું ચાલવા દઈશ નહિ, છેવટે પાંચ ગામો અમને આપો તો પણ ચલાવી લઈશું. હું શમ માટે તૈયાર છું તેમ યુદ્ધને માટે પણ તૈયાર છું.

ત્યાર પછી સંજય ગયો અને ધૃતરાષ્ટ્રને કહી દીધું કે પાંડવોનું રાજ્ય તેમને પાછું આપો, નહિ તો ક્રુદ્ધ થએલો અર્જુન કૌરવોનો નાશ કરશે.

સંજય ગયા પછીથી પાંડવોએ બધાએ એકત્ર થઈ વિચાર-વિનિમય કર્યો અને છેવટે ઠરાવ્યું કે શ્રીકૃષ્ણે એક વાર જાતે જઈને પ્રયત્ન કરી જોવો અને ન માને તો યુદ્ધ કરવું એ નક્કી.

શ્રીકૃષ્ણે કહ્યું કે હે ધર્મરાજ! પાંચ ગામો આપો તો ચલાવીશું એવું જે તેં કહ્યું તે બરાબર નથી, યુદ્ધ કર અને શત્રુઓનો નાશ કર.

શ્રીકૃષ્ણ, સહદેવ અને દ્રૌપદી એમનો વિચાર તો પ્રથમથી જ યુદ્ધનો હતો. દ્રૌપદીએ તો કહી દીધું કે જે અર્થે અમારાં આટલાં અપરાધ કર્યાં તેઓ હજુ જીવે છે તે અર્થે અર્જુનના ધનુર્ધારિત્વને અને ભીમસેનના સામર્થ્યને ધિક્કાર છે. આ મારો કેશપાશ હાથમાં પકડીને મને ખેંચી, તે વાતનું હે કૃષ્ણ તું સ્મરણ રાખજે. એમ કહીને દ્રૌપદી રુદન કરવા લાગી. શ્રીકૃષ્ણે તેનું સાંત્વન કર્યું ને કહ્યું કે, 'હે પાંચાલી! તે ભારતીઓની સ્ત્રીઓ આ જ પ્રમાણે અશ્રુ ઢાળતી તું જોઈશ'.

ઠર્યા પ્રમાણે શ્રીકૃષ્ણ ધૃતરાષ્ટ્ર પાસે ગયા ને સંધિનો પ્રયત્ન કરી જોયો, પરંતુ દુર્યોધને તો સાફ કહી દીધું કે 'તે વખતે હું અજ્ઞાન હતો તેથી રાજ્ય મળ્યું. પરંતુ હવે તો સોયની અણી ઉપર રહે એટલી જમીન પણ યુદ્ધ સિવાય મળશે નહિ.'

શ્રીકૃષ્ણ પાછા ફર્યા, ને પાછા આવતી વખતે કુંતીને મળ્યા. કુંતીએ કહ્યું કે હે કૃષ્ણ, મારો સંદેશો પાંડવોને કહેજે કે 'ક્ષત્રિય સ્ત્રી જે માટે પુત્ર પ્રસવે છે તે પ્રસંગ હવે આવ્યો છે. તો આ વખતે જો તમે યુદ્ધ નહિ કરો તો તમારો સંગ હું છોડી દઈશ. સહદેવને કહેજે કે યુદ્ધ કરી તમે રાજ્ય પાછું મેળવો.' આ પ્રસંગ ત્યાં વિસ્તારથી છે. આટલા ઉપરથી જોઈ શકાશે કે શ્રીકૃષ્ણ તો યુદ્ધ માટે તૈયાર જ હતા. યુદ્ધ કરવાના હેતુથી જ પાંડવો યુદ્ધમેદાનમાં આવ્યા હતા પણ પાંડવોના મગજમાં સંજયે જે વિચારો ભરી દીધા હતા તેનું સ્મરણ અર્જુનને થયું ને આવું કરી બધાનો સંહાર કરી રાજ્ય મેળવવું તેના કરતાં ભીખ માગીને ચલાવવું સારું એમ તેને લાગ્યું ને વિષાદ થયો.

પાછલો બધો ઇતિહાસ શ્રીકૃષ્ણની સામે ઊભો રહ્યો ને તેથી તેમને રીસ ચઢી ને કડક શબ્દોમાં અર્જુનને કહ્યું. અર્જુને કહ્યું:

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहितन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥२–७॥

દીનતારૂપ દોષ વડે નાશ પામેલા સ્વભાવવાળો અને ધર્મમાં મૂઢચિત્તવાળો હું આપને પૂછું છું કે, જેમાં સારું ચોક્કસ કલ્યાણ હોય તે મને કહો. હું આપનો શિષ્ય

એને નડતાં નથી. મહાસમિતિને એણે માત્ર પોતાના ઠરાવોથી વાકેફ રાખવાની હોય છે. લશ્કરી સલાહ-સૂચનો માટે પાંચ મહાસત્તાઓ તરફથી એને મદદ મળતી હોય છે.

આ સમિતિમાં કોઈ પણ દેશ પોતાનો ઝઘડો લાવી શકે છે. સમિતિ તમામ શાંતિમય સાધનો દ્વારા તેનો નિકાલ લાવવા પ્રયત્નશીલ રહે છે. શાંતિમય સાધનો જ્યારે ટૂંકાં પડે ત્યારે એ ગુનેગાર રાષ્ટ્ર પર રાજકીય અને આર્થિક દબાણ પણ લાવે છે, ને છેલ્લે લશ્કરી પગલાંનો પણ આશરો લે છે. કોરિયામાં અને કૉંગોમાં આ પ્રમાણે લશ્કર મોકલવું પડ્યું હતું. સંયુક્ત રાષ્ટ્રસંઘનાં આ લશ્કરી દળોમાં ભારતીય ટુકડીઓ પણ સેવા આપે છે.

આંતરરાષ્ટ્રીય શાંતિ અને સલામતીનું કાર્ય સતત જાગૃતિ માગી લે છે ને એમાં તાત્કાલિક પગલાં લેવાની પણ જરૂર રહે છે. આ કારણે સલામતી સમિતિ સતત–બારે માસ–કામગીરી બજાવી શકે એ પ્રમાણે એની રચના થયેલી છે. આ સમિતિ વડા મથક સિવાય અન્યત્ર પણ મળી શકે છે.

સલામતી સમિતિના બધા સભ્યો સમાન નથી. સંયુક્ત રાષ્ટ્રસંઘની સ્થાપનાથી જ, આ સમિતિના કાયમી સભ્યોને વિશેષ અધિકાર મળ્યો છે. 'મહાસત્તાઓની એકમતી'નો આ નિયમ 'વીટો સત્તા' તરીકે ઓળખાય છે. વીટો સત્તા એટલે ઈન્કાર હક. સલામતી સમિતિના ઠરાવો નવ હકારાત્મક મતથી થઈ શકે છે, પણ અગત્યની બાબતોમાં, આ નવ હકારાત્મક મતોથી પાંચ કાયમી સભ્યો (અમેરિકા, બ્રિટન, રશિયા, ફ્રાન્સ અને રાષ્ટ્રવાદી ચીન)માંથી કોઈ વિરુદ્ધ હોય તો તે ઠરાવ પસાર થઈ શકે નહિ. તટસ્થ રહે તો ચાલે પણ જો આમાંનો કોઈ દેશ ઇન્કાર હક વાપરે તો ચૌદ હકારાત્મક મત હોય તો પણ તે ઠરાવ થઈ શકતો નથી. આ વિશિષ્ટ સત્તાનો સૌથી વધારે ઉપયોગ રશિયાએ કરેલો છે. અત્યાર સુધીમાં એણે સો કરતાં વધુ વખત આ ઈન્કાર હકનો ઉપયોગ કરેલો છે! બીજા દેશોને તેઓ લઘુમતીમાં ન હોવાને કારણે આ સત્તાનો ઉપયોગ ભાગ્યે જ કરવો પડે છે.

સલામતી સમિતિને કોઈ દેશની આંતરિક બાબતોમાં માથું મારવાનો અધિકાર નથી.

૧૯૬૫ સુધી આ સમિતિના સભ્યોની સંખ્યા ૧૧ હતી. પણ સંયુક્ત રાષ્ટ્રસંઘના ખતપત્રમાં કેટલાક સુધારા-વધારા થતાં ૧લી જાન્યુઆરી ૧૯૬૬થી સલામતી સમિતિની કુલ સભ્ય સંખ્યા પંદરની બની છે. પાંચ મહાસત્તાઓ કાયમી સભ્યો તરીકે ચાલુ રહે છે ને અસ્થાયી સભ્યોની સંખ્યા ૭ ને બદલે દસ થઈ છે. ખતપત્રના આ સુધારા માટે ૧૯૬૩માં કરવામાં આવેલ એક ઠરાવ પ્રમાણે આ દસ અસ્થાયી સભ્યોની પસંદગીનું ધોરણ આ પ્રમાણે નક્કી થયું છે: આફ્રિકા–એશિયાના દેશોમાંથી પાંચ, પૂર્વ યુરોપના દેશોમાંથી એક, લૅટિન અમેરિકાના દેશોમાંથી બે અને પશ્ચિમ યુરોપ તથા અન્ય દેશોમાંથી બે.

## આંતરરાષ્ટ્રીય અદાલત

સંયુક્ત રાષ્ટ્રસંઘનું ન્યાયકીય અંગ આંતરરાષ્ટ્રીય અદાલત છે. આ સંસ્થાનું વડું મથક હેગ (નેધર્લૅન્ડ) છે. દુનિયાભરના આંતરરાષ્ટ્રીય ઝઘડાઓનો, સંયુક્ત રાષ્ટ્રસંઘના ખતપત્રની અંગભૂત ધારાપોથી અનુસાર આ અદાલત ઉકેલ આપે છે. પોતે જેમાં પક્ષકાર હોય તેવા કોઈ પણ ઝઘડામાં આ અદાલતના નિર્ણયને માન્ય રાખવા દરેક સભ્ય-રાષ્ટ્ર બંધાયેલ છે. આ અદાલતનું એક મુખ્ય કામ સંયુક્ત રાષ્ટ્રસંઘના બધા વિભાગોને કાનૂની સલાહ આપવાનું પણ છે.

આ અદાલતમાં પંદર ન્યાયાધીશો બેસે છે. દર ત્રણ વર્ષે પાંચ ન્યાયાધીશો નિવૃત્ત થાય છે ને સલામતી સમિતિ તથા મહાસમિતિ દ્વારા બીજા પાંચ ન્યાયાધીશોની નિમણૂંક થાય છે. નિવૃત્ત થતા ન્યાયાધીશો ફરી ચૂંટાઈ શકે છે પણ એક દેશના એકથી વધારે ન્યાયાધીશ હોતા નથી. આ અદાલતના સભ્યપદ માટે એવી પ્રણાલી પડી છે કે લગભગ બધા દેશોને તે માટે તક મળી રહે. સભ્યો ત્રણ વર્ષ માટે પ્રમુખ અને ઉપપ્રમુખ ચૂંટે છે

ઓછામાં ઓછા નવ ન્યાયાધીશોની હાજરીથી આ અદાલત કામ કરી શકે છે. ઠરાવો પસાર કરવા માટે એને સાદી બહુમતીની જરૂર પડે છે.

## વાલીપણા સમિતિ

અણુવિકસિત પ્રદેશો કે રાજ્યોની પ્રજાનું આર્થિક તથા સામાજિક ઉત્થાન કરવા અને તેને સ્વાતંત્ર્યની દિશામાં દોરવા માટે સંયુક્ત રાષ્ટ્રસંઘે એક યોજના ઘડી છે. આ વાલીપણા યોજના હેઠળ કેટલાક શક્તિશાળી દેશોને ખાસ શરતો હેઠળ નીચેના ૧૧ પ્રદેશોના વિકાસની જવાબદારી, ૧૯૪૯ના અંતમાં સોંપવામાં આવી હતી:

કર્મ શું છે અને અકર્મ શું છે તે સંબંધમાં વિદ્વાનો પણ મોહિત થએલા છે (તેનો નિર્ણય કરવો તેમને મુશ્કેલ લાગે છે).

શ્રીકૃષ્ણના ચરિત્રમાં બાલપણથી જ તેમનાં કર્મો અદ્‌ભુત છે. ઘણા આવા પ્રસંગો છે, પણ આપણે અહીં ભારતીય યુદ્ધનો જ પ્રસંગ જોઈશું તો આપણને તેનો ખ્યાલ આવશે.

પાંડવોનો પક્ષ ન્યાયનો છે એ જાણતાં છતાં પણ અન્યાયી કૌરવોના પક્ષમાં રહી ભીષ્મ પિતામહ તેમની તરફથી લડયા અને તેથી શ્રીકૃષ્ણે તેમનો વધ યુક્તિ-પ્રયુક્તિ વાપરીને કરાવ્યો અને પાંડવોને જય અપાવ્યો.

ભીષ્મપિતામહ, દ્રોણગુરુ, કર્ણ, વગેરેનું સ્થાન કયાં છે એ શ્રીકૃષ્ણ જાણતા હતા અને તેમને માટે તેમનો ગૌરવ પણ કરેલો છે. ભીષ્મપિતામહ સત્યના ઉપાસક હતા એ શ્રીકૃષ્ણ જાણતા હતા અને તેથી જ તેઓ જ્યારે પ્રયાણ કરવાની તૈયારી કરી શરપંજરી ઉપર પડયા હતા તે વખતે પાંડવોને તેમની પાસે લઈ જઈ તેમનો યોગ્ય સત્કાર કરીને આદર કરીને તેમની પાસેથી પાંડવોને જ્ઞાનભંડાર પ્રાપ્ત કરાવી આપ્યો ને તેમની મહાનતાનો સ્વીકાર કર્યો.

ગીતામાં ભગવાને અર્જુનને અને તે નિમિત્તે ઈતર-જનોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. પરંતુ તે બ્રહ્મવિદ્યા પ્રાપ્તિની આડે આવતાં વિઘ્નો દૂર કરવા માટે સદ્યકર્તવ્ય, યુદ્ધ કરાવ્યું અને તેનું કલ્યાણ કર્યું એ આપણે જોયું.

હવે આપણે શ્રીકૃષ્ણનો બીજો ભક્ત ઉદ્ધવ, તેની ઉપર તેમણે કૃપા કરીને તેનું કલ્યાણ કર્યું તે પણ દિવ્ય કર્મ પરંતુ તે શાંત વખતનું કર્મ હતું તે ભાગવતમાં જોઈશું.

મહાભારતમાંના દિવ્યકર્મનો એક પ્રસંગ આપણે અહીં જોયો. હવે ભાગવતમાંનો દિવ્યકર્મનો પ્રસંગ આ પછીના લેખમાં જોઈશું.

*

# સંયુક્ત રાષ્ટ્રસંઘ

**રામજીભાઈ પટેલ**

[આ લેખ તા. ૧૪ જુલાઈ ૧૯૬૬ સુધીના બનાવોને આવરી લે છે. આ મહિને (તા. ૨૪ ઑક્ટોબર ૧૯૬૭) યુનાઇટેડ નેશન્સનાં ૨૨ વર્ષ પૂરાં થયાં. આજે વિશ્વસંસ્થાની કુલ સભ્યસંખ્યા ૧૨૩ છે. —સંપાદક 'અભ્યાસ']

**દુનિયાભરનાં** વર્તમાનપત્રોમાં સૌથી વધારે સ્થાન મેળવતા સમાચાર 'સંયુક્ત રાષ્ટ્રસંઘ' વિશેના હોય છે. UNITED NATIONS ORGANIZATIONનો સ્વીકૃત ગુજરાતી પર્યાય હજી નક્કી થયો નથી એટલે એને 'વિશ્વસંસ્થા', 'સંયુકત રાષ્ટ્ર સંસ્થા', 'સંયુક્ત રાષ્ટ્રો' અને 'યુનો'ના નામથી પણ ઓળખવામાં આવે છે. આ 'સંયુક્ત રાષ્ટ્રસંઘ'નું મહત્ત્વ દિવસે દિવસે વધતું જાય છે. દુનિયાભરની સૌથી મોટી આંતરરાષ્ટ્રીય સંસ્થા એ જ છે. લાલ ચીન, ઉત્તર કોરિયા, દક્ષિણ કોરિયા, ઉત્તર વિયેટનામ, દક્ષિણ વિયેટનામ, પૂર્વ જર્મની, પશ્ચિમ જર્મની, મૉનેકો સાન મરિનો, લિચટેન્સ્ટિન, સ્વિટ્ઝર્લૅન્ડ, ભુતાન અને ઇંડોનીશિયા સિવાય દુનિયાનાં બધાં જ સ્વતંત્ર રાષ્ટ્રો આ સંસ્થાનાં સભ્ય છે. આ સંસ્થાનાં સભ્યરાષ્ટ્રોની સંખ્યા જૂન, ૬૬ સુધીમાં ૧૧૭ હતી. દરેક નવું આઝાદ રાષ્ટ્ર વહેલી તકે એનું સભ્ય બનવા પ્રયત્ન કરતું હોઈ આ આંકડો દર વર્ષે વધતો રહે છે.

અમેરિકાના સદ્‌ગત પ્રમુખ ફ્રૅન્કલીન રૂઝવેલ્ટે બીજા વિશ્વયુદ્ધ વખતે, તા. ૧ જાન્યુઆરી ૧૯૪૨ ને રોજ 'સંયુક્ત રાષ્ટ્રો (United Nations)' શબ્દ-પ્રયોગ સર્વપ્રથમ, ૨૬ મિત્રરાજ્યોના પ્રતિનિધિઓ માટે કર્યો હતો. બીજું વિશ્વયુદ્ધ ચાલતું હતું તે દર-મિયાન કેટલાંક શાંતિચાહક રાષ્ટ્રોએ આંતરરાષ્ટ્રીય શાંતિ અને સલામતી માટે એક વિશાળ આંતરરાષ્ટ્રીય સંસ્થા સ્થાપવાના પ્રયત્નો શરૂ કરેલા અને અમેરિકા,

આવી બીજી નવી સંસ્થાઓ પણ રચાતી જાય છે. આમ આર્થિક અને સામાજિક સમિતિ સાથે સંયુકત રાષ્ટ્રસંઘની સૌથી વધુ પેટા સંસ્થાઓ જોડાયેલી છે. આ સંસ્થાઓના કાર્યક્રમ-હેતુનો સામાન્ય ખ્યાલ નામ પરથી આવે છે. આંતરરાષ્ટ્રીય કામદાર સંઘ, આંતરરાષ્ટ્રીય પોસ્ટ સંઘ જેવી સંસ્થાઓ તો સંયુક્ત રાષ્ટ્રસંઘના અસ્તિત્વ પહેલાં કામ કરતી હતી ને પછી સંયુકત રાષ્ટ્રસંઘ સાથે સંકળાઈ છે.

## સચિવાલય

દુનિયાની આ સૌથી વિશાળ આંતરરાષ્ટ્રીય સંસ્થાના વહીવટી કાર્યાલય-સચિવાલયમાં ૪૪૦૦ જેટલા કર્મચારીઓ રોકાયેલા છે. સંયુકત રાષ્ટ્રસંઘની બધી સમિતિઓ તરફથી ઘડાતા કાર્યક્રમો અને નીતિઓનો અમલ અહીંથી થાય છે. આ સંસ્થાના-અંગના વડા તરીકે મહામંત્રી હોય છે. પાંચ વર્ષની મુદત માટે મહાસમિતિ એમની નિમણૂક કરે છે.

સચિવાલયના એટલે કે સંયુકત રાષ્ટ્રસંઘના પ્રથમ મહામંત્રી નૉર્વેના શ્રી ટ્રિગ્વે લી હતા. તા. ૧-૨-૪૬થી તા. ૧૦-૪-૫૩ સુધી એમણે મહામંત્રીપદે રહી સંયુકત રાષ્ટ્રસંઘને સેવા આપી હતી. એમના અનુગામી તરીકે સ્વીડનના શ્રી દાગ જાલ્મોર અગ્ને કાર્લ હામરશૂલ્ડ આવ્યા હતા. તેઓ કૉંગોમાં પોતાની ફરજ બજાવતાં જ એક વિમાની અકસ્માતમાં તા. ૧૮-૯-૬૧ના રોજ મૃત્યુને ભેટયા હતા. એ પછી બર્માના શ્રી ઊ થાંની તા. ૩-૧૧-૬૧ થી કામચલાઉ અને પાછળથી તા. ૨-૧૧-૬૬ સુધી કાયમી નિમણૂક કરવામાં આવી હતી. ભારતના શ્રી. સી. વી. નરસિંહન મહામંત્રીની કૅબિનેટના વડા છે.

## વહીવટી ભાષાઓ

સંયુકત રાષ્ટ્રસંઘની સત્તાવાર ભાષાઓ ૭ છે: ચીની, અંગ્રેજી, રશિયન, ફ્રેંચ, અરબી અને સ્પૅનિશ. બધો વહીવટ આ છ ભાષાઓમાં ચાલે છે. સંયુકત રાષ્ટ્રસંઘના અહેવાલો, પ્રકાશનો વગેરે આ છયે ભાષાઓમાં બહાર પાડવામાં આવે છે. આ ભાષાઓમાંથી ગમે તે ભાષામાં બોલી શકાય ને શ્રોતા એ પૈકી ગમે તે સાંભળી શકે એવી વ્યવસ્થા કરેલી હોય છે.

## રાષ્ટ્રસંઘ (League of Nations)ની આ નવી આવૃત્તિ નથી

પ્રથમ વિશ્વયુદ્ધ પછી ૧૯૨૦માં સ્થપાયેલ રાષ્ટ્રસંઘની નવી આવૃત્તિ તરીકે આ સંયુકત રાષ્ટ્રસંઘને કેટલાક ઓળખાવે છે, પણ તે બરાબર નથી. બંને સંસ્થાઓના ઉદ્દેશો લગભગ સમાન હોવા છતાં કાર્યપ્રણાલી ને સામર્થ્યમાં ઘણો તફાવત રહેલો છે. રાષ્ટ્રસંઘ (લીગ ઑફ નેશન્સ)માં અમેરિકા સભ્ય ન હતું ને તેનાં સભ્ય-રાષ્ટ્રો તેના આદેશોને વશ ન હતાં, જ્યારે એની સરખામણીમાં સંયુક્ત રાષ્ટ્રસંઘ ઘણું કાર્યક્ષમ નીવડયું છે. છેલ્લા દશકામાં મહાયુદ્ધના મુખમાં ધકેલાઈ રહેલા જગતને એણે શાંતિને માર્ગે વાળ્યું છે. લાંબાં ભાષણો અને ઠરાવો ઉપરાંત વિશ્વલોકમતને એ પોતાની તરફેણમાં કેળવી શકયું છે, ને તેથી લશ્કર મોકલીને પણ પોતાના ઠરાવોનો અમલ કરાવ્યો છે. કોરિયા, પૅલેસ્ટાઈન, વિયેટનામ, સુએઝ, કૉંગો અને છેલ્લે કચ્છમાંની તેની કામગીરી પ્રશંસા માગી લે છે. આ બધા પ્રશ્નોએ આખી સંસ્થાના અસ્તિત્વને વારંવાર ભયમાં મૂકયું છે પણ દૃઢ આત્મવિશ્વાસ અને નિર્ણાયક શક્તિને કારણે એનાં મૂળિયાં હાલ્યાં નથી.

## વીટો-સત્તાનું મહત્ત્વ ઘટી રહ્યું છે

સલામતી સમિતિમાં પાંચ મહાસત્તાઓને વીટો-સત્તા મળેલી છે. જ્યારે સંયુક્ત રાષ્ટ્રસંઘની સ્થાપના થઈ ત્યારે આટલા વિશેષ અધિકાર સિવાય તેઓ તેના સભ્ય બનવા તયાર ન હતા. આ વિશેષ હક એમને માટે અત્યાર સુધી ખૂબ ઉપયોગી હતો, પણ હવે પરિસ્થિતિ બદલાઈ છે.

સંયુકત રાષ્ટ્રસંઘના નવા સભ્યો મોટે ભાગે આફ્રિકાના હોય છે, ને તેઓ ઘણું કરીને તટસ્થ વલણ ધરાવતા હોય છે. કોઈ મહાસત્તાના જૂથમાં ન હોય તેવા તટસ્થ દેશોની સંખ્યા આમ વધતી જાય છે. એટલે મહાસમિતિ અને સમગ્ર સંસ્થા પરથી મહાસત્તાઓની પકડ ઓછી થવા માંડી છે. સલામતી સમિતિમાં વીટો-સત્તાથી ઊડી ગયેલ ઠરાવ હું બહુમતીથી મહાસમિતિ પસાર કરી શકે છે. અને મહાસમિતિમાં કોઈ રાષ્ટ્રને વિશેષ હક નથી. આમ મહાસમિતિમાં આફ્રો-એશિયાઈ તટસ્થ રાષ્ટ્રોની સંખ્યા પર મહત્ત્વના નિર્ણયોનો આધાર રહે

## મહાસમિતિ

સંયુક્ત રાષ્ટ્રસંઘનું આ સૌથી વધુ સભ્યો ધરાવતું અંગ છે. મહાસમિતિના સભ્યોની ચૂંટણી કરવાની હોતી નથી કેમ કે સંયુક્ત રાષ્ટ્રસંઘનાં બધાં સભ્ય રાષ્ટ્રો આ સમિતિનાં આપોઆપ સભ્ય બને છે. અહીં બધાં રાષ્ટ્રો સાર્વભૌમ અને સમાન છે. અડતાળીસ કરોડની વસ્તીવાળો ભારત દેશ હોય કે સવા ત્રણ લાખની વસ્તીવાળું કુવૈત હોય, રશિયા જેવું શક્તિશાળી સ્થાપક રાષ્ટ્ર હોય કે સિંગાપોર જેવું નવું સભ્ય બનેલું નાનું રાષ્ટ્ર હોય—મહાસમિતિને આંગણે બધા દેશોને સમાન હક મળેલા છે.

આ સમિતિમાં દરેક સભ્ય-રાષ્ટ્ર વધુમાં વધુ પાંચ પ્રતિનિધિઓ મોકલી શકે છે પણ મત તો એક જ આપવાનો હોય છે. આ સમિતિ સામાન્ય નિર્ણયો સાદી બહુમતીથી લે છે પણ શાંતિ-સલામતીના પ્રશ્નો, જુદાં જુદાં અંગોનાં સભ્યોની ચૂંટણી, સભ્યોનો પ્રવેશ યા બરતરફી, અંદાજપત્રની બાબતો જેવી મહત્ત્વની બાબતો માટે હાજર સભ્યોની ⅔ બહુમતીથી નિર્ણય લેવાય છે.

મહાસમિતિ વર્ષમાં સામાન્ય રીતે એક વખત મળે છે. તેની બેઠક શરૂ થવાનો દિવસ કાયમ માટે મુકરર કરેલો છે: દર સપ્ટેમ્બર માસના ત્રીજા મંગળવારથી એની બેઠક શરૂ થાય છે અને કાર્યવાહી પ્રમાણે ચાર-પાંચ માસ સુધી એ બેઠક ચાલે છે. અસાધારણ સંજોગોમાં, સલામતી સમિતિના નવ સભ્યો અથવા મહાસમિતિના બહુમતી સભ્યોની વિનંતીથી ચોવીસ કલાકમાં મહાસમિતિની તાકીદની બેઠક બોલાવી શકાય છે.

મહાસમિતિનું મોટા ભાગનું કામ તેની સાત મુખ્ય કમિટીઓ દ્વારા થાય છે. મહાસમિતિ વખતોવખત ખાસ પેટા સમિતિઓની પણ નિમણૂક કરે છે.

આંતરરાષ્ટ્રીય સંબંધોના ક્ષેત્રમાં આવી જતી કોઈ પણ બાબત પર ચર્ચા કરી, સલાહ, સૂચનો અને ભલામણો કરવાનો વિશાળ હક મહાસમિતિને મળેલો છે. સંયુક્ત રાષ્ટ્રસંઘના મહામંત્રી, સલામતી સમિતિના અસ્થાયી સભ્યો, આર્થિક અને સામાજિક સમિતિના સભ્યો, વાલીપણા સમિતિના પૂરક સભ્યોની નિયુક્તિ આ મહાસમિતિ કરે છે. આ બધાં અંગો તથા સમિતિઓ પર તે નિરીક્ષણ રાખે છે અને તેમના અહેવાલો પર વિચારણા કરે તથા સૂચનો છે. સંસ્થાના અંદાજપત્રને બહાલી આપવાનું કામ મહાસમિતિને હસ્તક હોય છે.

મહાસમિતિના પ્રમુખ તરીકે દર વર્ષે જુદા જુદા દેશના પ્રતિનિધિને સ્થાન મળે છે. અત્યાર સુધીના પ્રમુખો આ પ્રમાણે છે:

| ક્રમ | વર્ષ | પ્રમુખનું નામ | પ્રમુખનું રાષ્ટ્ર |
|---|---|---|---|
| ૧ | ૧૯૪૫–૪૬ | પૉલ હેનરી સ્પાક | બેલ્જિયમ |
| ૨ | ૧૯૪૬–૪૭ | ઓસવાલ્ડો આરાન્હા | બ્રાઝીલ |
| ૩ | ૧૯૪૭–૪૮ | મેસ આર્ક | આર્જેન્ટિના |
| ૪ | ૧૯૪૮–૪૯ | હર્બર્ટ ઈવાટ | ઑસ્ટ્રેલિયા |
| ૫ | ૧૯૪૯–૫૦ | કાર્લો રોમુલો | ફિલિપાઈન્સ |
| ૬ | ૧૯૫૦–૫૧ | નસરુલ્લા ઇન્તેઝામ | ઈરાન |
| ૭ | ૧૯૫૧–૫૨ | લૂઈ પેડિલા નરવો | મેક્સિકો |
| ૮ | ૧૯૫૨–૫૩ | લેસ્ટર પિયર્સન | કૅનેડા |
| ૯ | ૧૯૫૩–૫૪ | વિજયાલક્ષ્મી પંડિત | ભારત |
| ૧૦ | ૧૯૫૪–૫૫ | ઇલ્કોવાન ક્લેફેન્સ | હૉલેન્ડ |
| ૧૧ | ૧૯૫૫–૫૬ | જોસ માઝા | ચીલી |
| ૧૨ | ૧૯૫૬–૫૭ | વાન વૈથાયકોન | થાઇલેન્ડ |
| ૧૩ | ૧૯૫૭–૫૮ | લેસ્લી મનરો | ન્યૂઝિલેન્ડ |
| ૧૪ | ૧૯૫૮–૫૯ | ચાર્લ્સ મલિક | લેબેનૉન |
| ૧૫ | ૧૯૫૯–૬૦ | વિક્ટર એન્ડ્રેસ બેલાઉન્ડે | પેરુ |
| ૧૬ | ૧૯૬૦–૬૧ | ફ્રેડરિક બોલેન્ડ | આયર્લેન્ડ |
| ૧૭ | ૧૯૬૧–૬૨ | મોંગી સ્લીમ | ટ્યુનિશિયા |
| ૧૮ | ૧૯૬૨–૬૩ | મોહમ્મદ ઝફરુલ્લા ખાન | પાકિસ્તાન |
| ૧૯ | ૧૯૬૩–૬૪ | કાર્લોસ સોસા રોડ્રીગ્વેઝ | વેનેઝુએલા |
| ૨૦ | ૧૯૬૪–૬૫ | એલેક્ષ ક્વેશન સાકી | ઘાના |
| ૨૧ | ૧૯૬૫–૬૬ | એમીનટોર ફાનફાની | ઈટાલી |

## સલામતી સમિતિ

પંદર સભ્યોની બનેલી સલામતી સમિતિમાં પાંચ મહાસત્તાઓ કાયમી સભ્યો છે: અમેરિકા, બ્રિટન, રશિયા, ફ્રાન્સ અને રાષ્ટ્રવાદી ચીન (ફૉર્મોસા). બાકીના દસ અસ્થાયી સભ્યોની ચૂંટણી મહાસમિતિ કરે છે. આ સમિતિમાંથી છૂટા થતા સભ્યો તરત ફરી વાર ચૂંટાઈ શકવાને પાત્ર ગણાતા નથી.

સલામતી સમિતિના પ્રમુખપદે દર મહિને જુદા જુદા પ્રતિનિધિને સ્થાન મળે છે.

સલામતી સમિતિને સલામતીનાં તમામ સીધાં પગલાં લેવાનો હક મળેલો છે એટલે મહાસમિતિનો કોઈ બંધનો

શસ્ત્રોનું ઉત્પાદન બંધ કરવાની સમસ્યા, (૨) સંસ્થાનવાદનો અંત લાવવાનો સવાલ, (૩) સંયુક્ત રાષ્ટ્રસંઘના નિર્ણયોનો અમલ કરવા કાયમી પોલીસદળની સ્થાપના, (૪) નિઃશસ્ત્રીકરણના સવાલ અંગે મહાસત્તાઓ વચ્ચે સમજૂતી, (૫) લશ્કરી કરાર અને લશ્કરી સહાયની પ્રથાનું વિસર્જન કરવાનો સવાલ, (૬) વિયેટનામનો સમાધાનકારી ઉકેલ, (૭) સાર્વભૌમત્વની મર્યાદા આંકવાનો સવાલ, વગેરે.

## કાશ્મિરનો કોયડો

ભારતને મન ૨૬મી જાન્યુઆરી ૧૯૫૭થી જ્યારે કાશ્મિર ભારતનો બંધારણીય રીતે ભાગ બન્યું ત્યારથી આ પ્રશ્નનો અંત આવી ગયો છે, પણ પાકિસ્તાન, અમેરિકા વગેરે દેશોને મન હજી આ પ્રશ્ન વણઉકલ્યો જ છે ને તેથી તેનો યોગ્ય ઉકેલ શોધવા આ પ્રશ્નને અવારનવાર સંયુકત રાષ્ટ્રસંઘ સમક્ષ રજૂ કરવામાં આવે છે. સંયુકત રાષ્ટ્રસંઘ સમક્ષ કદાચ સૌથી લાંબો સમય ચાલી રહેલો પ્રશ્ન આ કાશ્મિરનો જ હશે.

સંયુકત રાષ્ટ્રસંઘમાં અત્યાર સુધીમાં સૌથી લાંબું પ્રવચન આપવાનો વિષય પણ કાશ્મિરે જ પૂરો પાડયો છે. પાકિસ્તાનના શ્રી મોહમ્મદ ઝફરુલ્લા ખાને કાશ્મિર વિષે એક સમયે સતત સાડા છ કલાક પ્રવચન કર્યું હતું ને તે પછી ૧૯૫૭ની ૨૩મી તથા ૨૪મી જાન્યુઆરીએ સલામતી સમિતિમાં ભારતના શ્રી કૃષ્ણ મેનને આઠ કલાક તેતાળીસ મિનિટ સુધી કાશ્મિરના પ્રશ્ન પર વિગતસભર અને માહિતીપ્રચુર ભાષણ આપ્યું હતું!

આ કાશ્મિર પ્રશ્નને કારણે જ ભારત-પાકિસ્તાન વચ્ચે ફરી એક વાર મોટી લડાઈ પેદા થઈ હતી. તા. ૫-૮-'૬૫ ને રોજ પાકિસ્તાને કેટલાક ઘુસણખોરોને કાશ્મિરમાં મોકલ્યા ને તે પછી સપ્ટેમ્બરમાં ભારત-પાકિસ્તાન વચ્ચે મોટા પ્રમાણમાં લડાઈ થઈ. આ લડાઈ વધુ લંબાત, પણ સંયુકત રાષ્ટ્રસંઘ અને તેના કાર્યદક્ષ મહામંત્રી ઊ થાંના પ્રયાસોને પરિણામે યુદ્ધવિરામ થઈ શકયો હતો. ને તે પછી રશિયાની દરમિયાનગીરીથી તાશ્કંદ-કરાર થવાને પરિણામે લડાઈ બંધ પડી હતી.

## ભારતનું સ્થાન

સંયુક્ત રાષ્ટ્રસંઘમાં ભારતનું મહત્ત્વ એક આગેવાન તટસ્થ રાષ્ટ્ર તરીકે વધતું રહ્યું છે. ભારતની યોજનાઓમાં સંયુકત રાષ્ટ્રસંઘ તરફથી સારા પ્રમાણમાં આર્થિક સહાય મળે છે તેનું પણ એ જ કારણ છે.

ભારતની શાંતિ માટેની ઝંખના અને પ્રયાસોને કારણે ભારતને સલામતી સમિતિનું કાયમી સભ્યપદ આપવાનું વલણ પણ પેદા થયું છે.

## માત્ર રાજકીય સ્થાન નથી

સંયુક્ત રાષ્ટ્રસંઘ એક મોટી આંતરરાષ્ટ્રીય રાજકીય સંસ્થા હોવા ઉપરાંત એ વિશાળ રચનાત્મક સંસ્થા પણ છે. સંયુક્ત રાષ્ટ્રસંઘના એંશી ટકા કર્મચારીઓ એવા કામોમાં રોકાયેલા છે કે જેને રાજકારણ સાથે કંઈ જ સંબંધ નથી. નિરક્ષરતા, ગરીબાઈ, ભૂખમરો, ગુલામી જેવા માનવજાતના પાયાના પ્રશ્નોનો ઉકેલ લાવવા તેઓ પ્રયત્નશીલ છે. 'યુદ્ધોનું જન્મસ્થાન મનુષ્યનું મગજ છે અને તેથી તેનું પ્રતિરક્ષણ પણ એ મગજમાંથી જ ઊભું થવું જોઈએ' આ સિદ્ધાંત પર યોગ્ય કેળવણી, વિજ્ઞાન અને સંસ્કાર માટે 'યુનેસ્કો' સંસ્થા દ્વારા કામ થાય છે. ખેતીવાડીનાં વધુ ઉત્પાદન અને યોગ્ય ખોરાક બધા લોકોને મળે તે માટે આંતરરાષ્ટ્રીય ખોરાક અને ખેતીવાડી સંઘ ખૂબ ઉપયોગી સેવા બજાવે છે. સામાજિક ન્યાય, સારું આરોગ્ય અને આર્થિક વિકાસ માટે કામદાર સંઘ, આરોગ્ય સંઘ, વિશ્વ બૅંક તથા આર્થિક અને સામાજિક સમિતિ સાથે સંકળાયેલી બીજી આંતરસહકારી સંસ્થાઓએ માનવજાતને વધુ સુખી અને સમૃદ્ધ બનાવવા મૂલ્યવાન પ્રયત્નો કર્યા છે. ભારતમાંથી મલેરિયા નાબૂદ થયો છે તેનો યશ આ સંસ્થાને છે. અલ્પવિકસિત દેશોના બાળકોને દૂધ મળે છે તેમજ કુદરતી આપત્તિઓમાં પણ સંયુક્ત રાષ્ટ્રસંઘ મદદે પહોંચી જાય છે.

## સંયુક્ત રાષ્ટ્રસંઘનું ભાવિ

સંયુકત રાષ્ટ્રસંઘે માનવહક અને બાળહક અંગેનાં જાહેરનામાં તૈયાર કર્યાં છે. આ જાહેરનામાં અને મૂળ ખતપત્રનો બધાં રાષ્ટ્રો પોતાના હેતુઓ તરીકે સ્વીકાર કરે અને તે મુજબ જ પોતાની પ્રવૃત્તિઓ કરે તો સંયુકત રાષ્ટ્રસંઘ વિશેની આપણી આશાઓ અને અપેક્ષાઓ પરિપૂર્ણ થાય. સાર્વભૌમત્વના નેજા હેઠળ કેટલાંક રાષ્ટ્રો સંયુકત રાષ્ટ્રસંઘના ઠરાવોની ઘણી વાર અવગણના પણ કરે છે. આ

# ગાંધીજીની દૃષ્ટિએ વિદ્યાર્થીઓનું કર્તવ્ય

રાજેન્દ્ર જાની

'આખા હિન્દુસ્તાનના વિદ્યાર્થીઓના હૃદયમાં મારે સારુ હેત છે, એ મારે માટે ભારેમાં ભારે આનંદની વાત છે.'[1] ગાંધીજીના ઉપરોકત શબ્દો તેમનો વિદ્યાર્થીઓ પ્રત્યેનો ઉત્કટ પ્રેમ બતાવે છે: એ વાત્સલ્યપ્રેમને લીધે જ ગાંધીજી વિદ્યાર્થીઓ પ્રત્યે અત્યંત સહૃદય, અત્યંત કોમળ અને ક્ષમાશીલ રહ્યા; અને જરૂર પડચે, તેમના આ પ્રેમને કારણે જ અતિ કઠોર પણ બન્યા.

ગાંધીજીએ મુખ્યત્વે 'વિદ્યાર્થી' શબ્દનો સાચો અને ગૂઢ અર્થ સમજવા, વિદ્યા દ્વારા આત્મસાત્ થતી નમ્રતા કેળવવા, જીવનસાધના માટે જરૂરી એવા બ્રહ્મચર્યની ઉપાસના કરવા, ગરીબી અને તનતોડ મહેનતનું મૂલ્ય સમજવા, રજાઓનો ઉપયોગ કેવી રીતે કરી શકાય તે સમજવા, અને ફરજ તથા હક્કની એકરૂપતા સમજવા —આ બધી બાબતો પરથી વિદ્યાર્થીનું કર્તવ્ય શું છે તે સમજવા, વિદ્યાર્થીઓને હાર્દિક અનુરોધ કર્યો છે. આપણે આ દરેક બાબત વિગતવાર જોઈશું.

વિદ્યાર્થી એટલે કોણ, 'વિદ્યાર્થી' શબ્દ શું સૂચવે છે એ પ્રશ્નનો ઉત્તર આપતાં ગાંધીજી નોંધે છે:

'પ્રાચીન કાળમાં વિદ્યાર્થીઓ 'બ્રહ્મચારી' કહેવાતા. બ્રહ્મચારી એટલે ઈશ્વરને માર્ગે અને ઈશ્વરથી ડરીને ચાલનાર. એ બ્રહ્મચારીઓને રાજાઓ અને મુરબ્બીઓ માન આપતા, સમાજ સ્વેચ્છાએ એમનું પોષણ કરતો, અને બદલામાં તેઓ સમાજને સો ગણા બળવાન આત્મા, બળવાન માનસ અને બળવાન બાહુ અર્પણ કરતા. આજની દુનિયામાં પતિત પ્રજાના વિદ્યાર્થીઓ પર તે તે પ્રજાની શુભ આશા રહેલી છે. એ વિદ્યાર્થીઓ દરેક વિષયમાં આપભોગવાળા આગેવાન સુધારકો બન્યા છે, આપણે ત્યાં હિન્દુસ્તાનમાં એવાં દૃષ્ટાંતો નથી, એમ નહીં; પણ એ તદ્દન ગણ્યાંગાંઠ્યાં છે. મારું કહેવું તો એ છે કે વિદ્યાર્થી પરિષદોએ બ્રહ્મચારીની સ્થિતિને છાજે એવું આ પ્રકારનું વ્યવસ્થિત કામ ઉપાડી લેવું જોઈએ.'[2]

વિદ્યાર્થી એટલે 'બ્રહ્મચારી' એ અર્થ સ્વીકાર્યા પછી બ્રહ્મચર્ય એટલે શું, અને તે કેવી રીતે સાધ્ય બને, તે તપાસવું જોઈએ.

બ્રહ્મચર્ય એ એવો કઠિન વિષય છે કે જેના વિષે ગાંધીજી પોતે બહુ જ ઓછું બોલતા. ગાંધીજી બ્રહ્મચર્ય વિષે કહે છે: 'એ બોલવાથી ન સમજી શકાય એવી વસ્તુ છે, અને તે અતિશય કઠણ વસ્તુ છે, એમ હું જાણું છું. તમે જે બ્રહ્મચર્ય વિષે સાંભળવા ઇચ્છો છો, તે સામાન્ય બ્રહ્મચર્ય વિષે; સર્વે ઇન્દ્રિયોનો સંયમ એ જેની વિસ્તૃત વ્યાખ્યા છે એ બ્રહ્મચર્ય વિષે નહીં. એ સામાન્ય બ્રહ્મચર્ય પણ શાસ્ત્રમાં અતિશય કઠણ કહેવામાં આવેલું છે. એ કથનમાં ૯૯ ટકા સત્ય છે, એક ટકાની ઊણપ છે એમ કહેવાની રજા લઉં. એનું પાલન કઠણ લાગે છે, કારણ બીજી ઇન્દ્રિયોનો સંયમ આપણે કરતા નથી. તેમાં મુખ્ય રસેન્દ્રિય. જે જીભને કાબૂમાં રાખશે તેને બ્રહ્મચર્ય સહેજમાં સહેજ વસ્તુ થઈ પડશે.'[3]

'બ્રહ્મચર્યનો પ્રયત્ન કરનારા ઘણા નિષ્ફળ જાય છે, કેમ કે તેઓ ખાવાપીવામાં, જોવા ઇત્યાદિમાં અબ્રહ્મચારીની જેમ રહેવા માગતા છતાં બ્રહ્મચર્યનું પાલન ઇચ્છે છે. આ પ્રયત્ન ઉષ્ણઋતુમાં શીતઋતુનો અનુભવ લેવાના પ્રયત્ન જેવો કહેવાય. સંયમીના અને સ્વચ્છંદીના, ભોગીના અને ત્યાગીના, જીવન વચ્ચે ભેદ હોવો જ જોઈએ. સામ્ય હોય છે તે ઉપરથી દેખાતું જ. ભેદ ચોખ્ખો તરી આવવો જોઈએ. બન્નેના આચારવિચારમાં ભેદ રહ્યા જ કરે; અને એ અંતર દિવસે દિવસે વધે, ઘટે નહીં.'[4]

આમ બ્રહ્મચર્યને નડતાં અનેક વિઘ્નો દૂર કરીએ તો તેનું પાલન શક્ય થઈ પડે, સહેલું થઈ પડે.

બ્રહ્મચર્યને વિસ્તૃત રીતે સમજાવતાં ગાંધીજી નોંધે છે: 'બ્રહ્મચર્ય એટલે શું? એ સવાલ થશે. પુરુષે સ્ત્રીનો ભોગ ન કરવો અને સ્ત્રીએ પુરુષનો ભોગ ન કરવો, એ બ્રહ્મચર્ય છે. 'ભોગ ન કરવો' એટલે એકબીજાનો વિષયની ઇચ્છાએ સ્પર્શ ન કરવો; એટલું જ નહીં પણ એ બાબતનો વિચાર પણ નહિ લાવવો,–

છે. આથી ખુદ મહાસત્તાઓ જ વીટો-સત્તાના વિસર્જનની હિમાયત કરવા લાગી છે.

### મહાસમિતિની ઐતિહાસિક બેઠક

સંયુક્ત રાષ્ટ્રસંઘનું કેન્દ્રિય અંગ મહાસમિતિ છે. આ મહાસમિતિની વાર્ષિક સભામાં સામાન્ય રીતે જે તે રાષ્ટ્રોના એલચીઓ કે વિદેશ પ્રધાનો ભાગ લેતા હોય છે. પણ સંયુક્ત રાષ્ટ્રસંઘનું વધી રહેલું મહત્ત્વ હવે જે તે રાષ્ટ્રની પ્રમુખ વ્યક્તિઓને ખુદ મહાસમિતિમાં થોડા દિવસ હાજર રહેવા પ્રવૃત્ત કરે છે. સને ૧૯૬૦ની મહાસમિતિની બેઠક ખરેખર 'માનવીની સંસદ' બની હતી. તા. ૩-૧૦-૬૦ની બેઠકમાં નવ રાષ્ટ્રોના રાષ્ટ્રપ્રમુખો, એક રાષ્ટ્રના રાજા, તેર રાષ્ટ્રોના વડા પ્રધાનો, સત્તાવન રાષ્ટ્રોના વિદેશ-પ્રધાનો અને ચૌદ અગ્રણી પ્રધાનો એક સાથે હાજર રહ્યા હતા! આમાં રશિયાના તે વખતના વડા પ્રધાન નિકિતા ખ્રુશ્ચોવ, અમેરિકાના તે વખતના પ્રમુખ ડ્વાઈટ ડેવિડ આઈઝનહૉવર, ભારતના તે વખતના વડા પ્રધાન જવાહરલાલ નેહરુ, સંયુક્ત આરબ પ્રજાસત્તાકના પ્રમુખ ગમાલ અબ્દેલ નાસર, યુગોસ્લાવિયાના પ્રમુખ જોસેફ ટીટો, ઘાનાના તે વખતના પ્રમુખ કવામે એન્ક્રુમાહ અને ઇંડોનેશિયાના માજી પ્રમુખ મોહમ્મદ સુકાર્ણોનો સમાવેશ થાય છે. સ્વ. નેહરુ અને સ્વ. કેનેડીએ ૧૯૬૧માં પણ મહાસમિતિને સંબોધન કર્યું હતું.

### નાણાંકીય કટોકટી

આ વિશાળ સંસ્થાનો વાર્ષિક ખર્ચ પણ એટલો જ વિશાળ છે. જે તે સભ્ય-રાષ્ટ્ર આવશ્યક ફાળો નિયમિત ચૂકવે તે જરૂરી ગણાય; પણ આવો ફાળો ન આપી શકતા રાષ્ટ્રોને યાદી દેવડાવવાથી વિશેષ કાંઈ કરવાની શકયતા નથી. સને ૧૯૬૧ના અંતે ૧૦૪ સભ્ય-રાષ્ટ્રોમાંથી ૫૨ સભ્યોએ પોતાનો સામાન્ય ફાળો આપ્યો નહોતો; અને એમાં વીટો-સત્તા ધરાવનાર ફૉર્મોસા સહિત ૬ સભ્યોએ તો લાગલાગટ બે વર્ષથી પોતાનો ફાળો આપ્યો નહોતો. આવા રાષ્ટ્રોને કૉંગો કે મધ્યપૂર્વને લગતા ખર્ચ પેટે ફાળો આપવાની ફરજ પાડવાની કે તેમને મતદાન કરતાં અટકાવવાની કશી જોગવાઈ નથી.

આંતરરાષ્ટ્રીય અદાલતે ચુકાદો આપ્યો છે કે કૉંગોના ખર્ચમાં બધાં રાષ્ટ્રોએ ફાળો આપવો જ જોઈએ, પણ આ ઠરાવની અવગણના કરવામાં આવે છે. આથી સંયુક્ત રાષ્ટ્રસંઘની નાણાંકીય કટોકટી તીવ્રતર બનતી જાય છે. જૂન ૬૫માં સંયુક્ત રાષ્ટ્રસંઘ સોવિયેત રશિયા પાસે ૨,૩૯,૩૯,૦૦૦ પાઉન્ડ; ફ્રાન્સ પાસે ૭૦,૭૧,૦૦૦ પાઉન્ડ; પોલેન્ડ પાસે ૧૪,૨૯,૦૦૦ પાઉન્ડ, ચેકોસ્લોવાકિયા પાસે ૧૩,૫૭,૦૦૦ પાઉન્ડ; બેલ્જિયમ પાસે ૧૨,૧૪,૦૦૦ પાઉન્ડ માગતું હતું! અને સંયુક્ત રાષ્ટ્રસંઘને માથે ૩,૭૦,૦૦,૦૦૦ પાઉન્ડનું કરજ હતું!! આ દેવાળિયા સ્થિતિ હળવી કરવા બ્રિટને અને બીજા કેટલાક દેશોએ ઠીકઠીક સહાય કરી છે, તેમ છતાં નાણાંકીય કટોકટી હજી ચાલુ છે.

### લાલ ચીનને હજી પ્રવેશ મળ્યો નથી

વસ્તીની દૃષ્ટિએ દુનિયાના સૌથી મોટા રાષ્ટ્ર લાલ ચીનને સંયુક્ત રાષ્ટ્રસંઘનું સભ્યપદ હજી પ્રાપ્ત થયું નથી. ભારત આ માટે ખૂબ પ્રયત્નો કરે છે પણ અમેરિકા ચીનને શાંતિપ્રિય રાષ્ટ્ર ગણતું નથી અને એને સભ્ય બનાવવાથી આક્રમણખોરીને પરવાનો આપી દેવા સમાન થઈ પડશે એમ માને છે. મહાસમિતિની દરેક બેઠકમાં આ પ્રશ્ન આવે છે, પણ મહાસત્તાઓના જૂથબંધી-રાજકારણને પરિણામે ચીનનું સભ્યપદ દૂર હડસેલાઈ રહ્યું છે. પરંતુ હવે લાંબો વખત ચીનને આ સંસ્થાની બહાર રાખી શકાય એવી સ્થિતિ રહી નથી.

સામ્યવાદી ચીનની જેમ મોંગોલિયાને પણ એ સામ્યવાદી રાષ્ટ્ર હોવાને કારણે સંયુકત રાષ્ટ્રસંઘમાં પ્રવેશ મળતો નહોતો. પ્રવેશ માટેની એની અરજી ૧૫ વર્ષથી નિકાલ વિના પડી રહી હતી. તા. ૨૭ નવેમ્બર ૧૯૬૧ને રોજ એશિયાના આ સામ્યવાદી રાષ્ટ્રને મહાસમિતિએ પ્રવેશ આપ્યો હતો. આમ ચીન માટે પણ અનુકૂળતા વધતી જણાય છે. સામ્યવાદી ચીનને પ્રવેશ આપવાથી સંયુકત રાષ્ટ્રસંઘનો પ્રભાવ વધશે, અને ચીન શાંતિ માટે વધુ હિમાયતી બનશે એમ કહી શકાય.

### સળગતા સવાલો

સંયુક્ત રાષ્ટ્રસંઘે કેટલાક પ્રશ્નો ઘણી સારી રીતે ઉકેલ્યા છે, પણ હજી કેટલાક પ્રશ્નોમાં ખાસ પ્રગતિ થઈ ન શકી હોય એવું પણ છે. આવા અણઉકેલ્યા મહત્ત્વના પ્રશ્નો આ પ્રમાણે ગણાવી શકાય: (૧) અણુ-

તેની અગત્ય વિષે ગાંધીજીએ કહ્યું છે: 'વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને હું કહું છું કે પહેલી વસ્તુ શીખવાની તે નમ્રતા છે જેમનામાં નમ્રતા ન આવે તે વિદ્યાનો પૂરો સદુપયોગ ન કરી શકે. ભલે પછી એણે ડબલ ફસ્ટ ક્લાસ કે પહેલો નંબર લીધો હોય તો યે શું? પરીક્ષા પાસ કરવાથી પાર ઊતરી જવાતું નથી. એથી સારી નોકરી મળે, સારો વિવાહ-સંબંધ મળે, એ સંભવિત છે. પણ વિદ્યાનો સદુપયોગ કરવો હોય, વિદ્યાધન સેવા માટે જ ખર્ચવું હોય તો, નમ્રતાનું પ્રમાણ દિનપ્રતિદિન વધવું જોઈએ. તે વિના સેવા નહીં થઈ શકે. બી. એ. ઑનર્સ કે ઇજનેરીનું અભિમાન રાખનારા ઘણાય વિદ્યાર્થીઓને હું જાણું છું. ગામડાંના લોકો એવાની સામે પણ, નહીં જુએ. તેઓ કહેશે કે, 'એમાં અમને શું?' 'તમે અમારા દુઃખમાં શો ભાગ લેવાના છો?' કોઈ માણસ ગામડામાં જાય ને તેની પાસે મોટી પરીક્ષાનું પ્રમાણપત્ર હોય, એવો અનુભવ હિન્દુસ્તાનનાં સાત લાખ ગામડાંમાં ક્યાંયે નહીં મળે. મનુષ્યે બુદ્ધિશક્તિ ને આધ્યાત્મિક શક્તિનો ઉપયોગ આજીવિકા માટે, શરીરના પોષણ માટે ન કરવો જોઈએ. એને માટે ઈશ્વરે હાથપગ આપેલા છે. એનાથી સામાનાં કામ કરીને રોટલો મેળવવો જોઈએ. વિદ્યાની પ્રાપ્તિ હજારો રૂપિયા કમાવાને સારુ હોય? પ્રાચીન યુગનો અનુભવ જોઈએ તો એ વખતે વકીલો પણ પૈસા લઈને નહીં, પણ મફત કામ કરતા. એ રિવાજ આજે પણ ચાલે છે. આજે પણ બૅરિસ્ટર ફી માટે દાવો ન કરી શકે, કેમ કે એ કામ સેવાનું ગણાય છે. એવું જ વૈદનું છે. વિદ્યાધન સેવાને માટે જ, એ હું કયા વિદ્યાર્થીને કે કઈ વિદ્યાર્થિનીને બતાવી શકું?'[૯]

ગરીબી અને તનતોડ મહેનતની વાત, જીવનના ઊંબરે પગ મૂકતા પોતાના નવયુવાન પુત્ર મણિલાલને કરતાં ગાંધીજીએ લખ્યું હતું: 'મેં ઈમર્સન, રસ્કિન અને મૅઝિનીની કૃતિઓ વાંચી નાખી છે, ઉપનિષદો પણ વાંચી નાખ્યાં છે. એ બધાં જ એક મતનો પુરસ્કાર કરે છે ને તે એ કે શિક્ષણ એટલે એ કેવળ અક્ષરજ્ઞાન નહિ, શિક્ષણ એટલે ચારિત્ર્યનું ઘડતર. એનો અર્થ છે કર્તવ્યનું ભાન, એ મત સાચો હોય, ને મારે મન એ જ એક મત સાચો છે, તો આજે તને સારામાં સારું શિક્ષણ મળી રહ્યું છે.........જો તું ત્રણ વ્રતોનું પાલન કરવા માંડે; ત્રણ વ્રતો જીવનમાં ઉતારે તો હું માનું છું કે તારું શિક્ષણ, તારી કેળવણી પૂર્ણ થઈ જાય. હું તને ખાતરીથી કહું છું કે એ સાધનોથી દુનિયામાં તને ગમે ત્યાં રોટલો મળી રહેશે. તને આત્માનું, જાતનું, પરમાત્માનું સાચું જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ લાધશે.........એટલું યાદ રાખજે, આજથી આપણા નસીબે ગરીબી ચોંટી છે. આ બાબત હું જેમ જેમ વધારે વિચાર કરતો જાઉં છું તેમ તેમ મને લાગતું જાય છે કે ધનવાન થવા કરતાં ગરીબ થવામાં વધારે સુખ છે. ધનવાન થવા કરતાં ગરીબ થવામાં વધારે લાભ છે.........બાગકામ. જાતે જમીન ખોદવાનું કામ, નીંદવાનું કામ ખૂબ કરતો રહેજે. ભવિષ્યમાં આપણે એના ઉપર જ પેટગુજારો કરવાનો રહેશે. તારે આપણા કુટુંબમાં સારામાં સારું બાગકામ શીખી લેવાનું છે. ઓજારો બરાબર જગાએ રાખવાં, તદ્દન સાફ રાખવાં.'[૧૦] (આ પત્રમાં ત્રીજું બ્રહ્મચર્યનું છે......જેની વાત આપણે અગાઉ કરી છે.)

વિદ્યાર્થીઓ જનસમાજને કેવી રીતે ઉપયોગી થઈ શકે, તેઓ રજાઓમાં શું કરી શકે તે વિષે ગાંધીજી લખે છે: 'આપણે એક પ્રાચીન ગ્રામ્ય સભ્યતાના વારસ છીએ. આપણે આપણી પ્રાચીન સભ્યતાનો આશ્રય કોઈ દિવસ છોડવાના નથી, અને તેમાંના દોષો દૂર કરવાના પૂરેપૂરા પ્રયત્નો કરવાના છીએ. એટલે શુદ્ધ સેવા કરવા ઇચ્છનાર નવયુવકોએ શહેરોનો મોહ છોડયે જ છૂટકો છે. ગ્રામ્યજીવન ગાળવાને માટે તૈયાર થવા સારુ તેમણે પોતાના જીવનનું પરિવર્તન કરવું જોઈએ, અને રજાના દિવસો તેમની નિશાળો અને વિદ્યાલયોની આજુબાજુનાં ગામડાંમાં વ્યતીત કરવા જોઈએ. તેમ જ જે વિદ્યાર્થીઓએ પોતાના અભ્યાસ પૂરો કર્યો છે, અથવા જેમને પોતાનો અભ્યાસ હવે આગળ વધારવાનો નથી, તેમણે ગામડાંમાં જઈ ને દટાઈ જવું જોઈએ.'[૧૧]

'શારીરિક મહેનત કરવામાં જે શરમ રહેલી છે તે નીકળી જાય તો સામાન્ય બુદ્ધિવાળાં યુવક-યુવતીઓને માટે ઢગલાબંધ કામ પડેલું છે'.[૧૨]

'જે માણસ શુદ્ધ કોડી કમાવા માગે છે તે કોઈ પણ જાતની મજૂરીને હલકી નહીં ગણે. માત્ર ઈશ્વરે

અંગે સંકળાયેલુ રાષ્ટ્રસંઘને વિશેષ સત્તા મળે તો એ વધારે કાર્યક્ષમ બની શકે. સંયુક્ત રાષ્ટ્રસંઘનું બળ કેવળ એની વધતી જતી સભ્યસંખ્યા નથી અમેરિકા, બ્રિટન, રશિયા વગેરે મહાસત્તાઓ જ જો સંયુક્ત રાષ્ટ્રસંઘના ખતપત્રનું ચુસ્ત પાલન કરે તો આ સંસ્થાનું બળ આજે છે તેથી ઘણું વધે અને માનવજાતની સેવા આ સંસ્થા વધુ સારી કરી શકે.

તા. ૧-૩-૬૫થી ઇંડોનેશિયા સંયુક્ત રાષ્ટ્રસંઘમાંથી પોતે થઈને નીકળી ગયું છે. મલયેશિયા પરના આક્રમણનો જવાબ આપવો ન પડે એ દૃષ્ટિએ તથા સંયુક્ત રાષ્ટ્રસંઘ જેવી ને કદાચ એથીયે વધુ બળવાન બીજી આંતરરાષ્ટ્રીય સંસ્થા સ્થાપવાની ગણતરીએ ઇંડોનેશિયાએ આ પગલું ભર્યું હતું. પણ આજના 'યુનો'ને ભાંગી પાડી નવી સંસ્થા ઊભી કરવાની માજી પ્રમુખ સુકાર્ણોની મહેચ્છા બર આવી નહિ! ઈંડોનેશિયાને પગલે પગલે બીજા કોઈ દેશે સંયુક્ત રાષ્ટ્રસંઘ છોડયું નથી. જો કે કાશ્મિર પ્રશ્નનો પોતાને સમાધાનીકારી ઉકેલ ન આવે તો 'યુનો' છોડવાની ધમકી પાકિસ્તાને આપી હતી ખરી, પણ 'યુનો'માં દાખલ થઈને છૂટો થનાર દેશ અત્યાર સુધી તો એક માત્ર ઈંડોનેશિયા જ છે!

છેલ્લાં થોડાં વરસોથી દક્ષિણ આફ્રિકા અને પોર્ચુગલને તેમની રંગભેદની નીતિને કારણે સંયુક્ત રાષ્ટ્રસંઘમાંથી બરતરફ કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે.

એકવીસ વર્ષ પૂરાં કરતી આ મહાન સંસ્થાએ જગતમાં સહકારની, સહઅસ્તિત્વની અને વિશ્વનાગરિકત્વની મહાન ભાવના નિર્માણ કરી છે. ૧૯૬૫નું વર્ષ આંતરરાષ્ટ્રીય સહકાર વર્ષ તરીકે ઊજવવામાં આવ્યું હતું. ૧૯૬૮નું વર્ષ આંતરરાષ્ટ્રીય માનવ-અધિકાર વર્ષ તરીકે ઊજવવાનું નક્કી થયું છે. આમ સમગ્ર માનવજાતની એકતા, બંધુતા અને વિકાસ માટેની આ સંસ્થા હવે ભાંગી પડે એવાં કોઈ ખાસ ચિહ્નો નથી. અને એ ન ભાંગી પડે એમાં જ જગતનું હિત રહેલું છે.

## સંયુક્ત રાષ્ટ્રસંઘના વર્તમાન સભાસદો

**(૧) મહાસમિતિ:**

૧૧૭ સભ્ય રાષ્ટ્રો છે. પણ લંબાણને ભયે યાદી આપવી ઉચિત ગણી નથી.

**(૨) સલામતી સમિતિ:**

(અ) સ્થાયી સભ્યો:

રાષ્ટ્રવાદી ચીન, ફ્રાન્સ, રશિયા, બ્રિટન, અમેરિકા.

(બ) અસ્થાયી સભ્યો:

૧૯૬૬ સુધી: જૉર્ડન, હૉલેન્ડ, ન્યૂઝિલેન્ડ, યુગાન્ડા, ઉરુગ્વે.

૧૯૬૭ સુધી: આર્જેન્ટિના, બલ્ગેરિયા, જાપાન, માલી, નાઈજીરિયા.

**(૩) આંતરરાષ્ટ્રીય અદાલત:**

૧૯૬૭ સુધી: ૧. પર્સી સ્પેન્ડર (ઑસ્ટ્રેલિયા), પ્રમુખ
૨. વી. કે. વેલિંગ્ટન કુ (ફૉર્મોસા), ઉપપ્રમુખ
૩. બોહ્દાન વિનીઅર્સ્કી (પોલેન્ડ)
૪. જીન સ્પિરોપૌલસ (ગ્રીસ)
૫. ફાઊદ એમૌન (લેબેનૉન)

૧૯૭૦ સુધી: ૬. જોસ લૂઈ બસ્ટામેંટરી રિવેરો (પેરુ)
૭. ફિલીપ સી. જિસ્સપ (અમેરિકા)
૮. વ્લાદિમીર એમ. કોરેત્સ્કી (રશિયા)
૯. ગાયેટાનો મોરેલ્લી (ઇટાલી)
૧૦. કોટારો તાનાકા (જાપાન)

૧૯૭૩ સુધી: ૧૧. આન્દ્રે ગ્રૉસ (ફ્રાન્સ)
૧૨. લૂઈ પેડિલા નરવો (મેક્સિકો)
૧૩. જિરાલ્ડ ફિટ્ઝમૉરિસ (બ્રિટન)
૧૪. આઈઝેક ફૉસ્ટર (સેનેગલ)
૧૫. મોહમ્મદ ઝફરુલ્લા ખાન (પાકિસ્તાન)

**(૪) વાલીપણા સમિતિ:**

વાલી-દેશો: ઑસ્ટ્રેલિયા, ન્યૂઝિલેન્ડ, અમેરિકા, બ્રિટન.

સલામતી સમિતિના સભ્ય દેશો: ફ્રાન્સ, રશિયા, રાષ્ટ્રવાદી ચીન.

પૂરક સભ્ય: લાઈબેરિયા (૧૯૬૮ સુધી).

**(૫) આર્થિક અને સામાજિક સમિતિ:**

૧૯૬૬ સુધી: અલ્જિરિયા, ચીલી, ઈક્વેડોર, ફ્રાન્સ, ગ્રીસ, ઇરાક, લક્ઝમ્બર્ગ, સિયેરા લિયોન, ટાંઝાનિયા પ્રજાસત્તાક.

૧૯૬૭ સુધી: કામેરુન, કૅનેડા, ડહોમી, ગેબન, ભારત, પેરુ, પાકિસ્તાન, રુમાનિયા, અમેરિકા.

૧૯૬૮ સુધી: ચેકોસ્લોવાકિયા, ઈરાન, મોરોક્કો, પનામા, ફિલિપાઇન્સ, સ્વીડન, રશિયા, બ્રિટન, વેનેઝુએલા.

*

# સાહિત્ય·સંગીત·કલા



**પ્રતીક્ષા / મહેશ દવે**

હું તો બેઠો
તવ
સ્મરણમાં
મૌનની સ્નિગ્ધ વાટે,
જોતો જોતો
પદરવતણું નૃત્ય
તું
ત્યાં કરે છે.
લોહી મારું
નયનનદમાંથી વહે કામ્ય ઘેલી!
શાને તારે
રુધિરકિરણો સૂર્યમાં છાંટવાં છે!

**ચાસ / ધીરુ પરીખ**

ખેતર વચ્ચે ઢેફાંઓમાં ચાસ ગયા ખોવાઈ,
હળની અણીએ મારગ કીધો ચાસ ગયા જોવાઈ.

ફણગા થૈને ફૂટયા ચાસ સહુ લીલા મોલની નીચે,
હવા તણું હાલરડું સૂણી ચાસ ડૂંડાંમાં હીંચે.

ઝીણાં રાઈનાં ફૂલમાં બેસી પીળું મલકે ચાસ,
ખળા મહીં ઢગલામાં કણકણ મોતી છલકે ચાસ.

પકવ ધાનની સૌરભ થૈને ચાસ વ્યોમમાં ઊડે,
કલાન્ત કૃષિવલ-અંગેઅંગે ચાસ સ્વેદમાં બૂડે.

દાતરડાની ધાર કચકચ ઢળી પડયા સહુ ચાસ,
સાંઠીકડાની અણીએ ભચભચ પગમાં ખૂંચ્યા ચાસ.

**ત્રણ હાઈકુ / મફત ઓઝા**

સાવ ચૂંચળી
ચાડિયા કેરી આંખે
સીમ લહેરાય.

લીલે પાંદડે
ઊગે સૂરજ ભીના
વીણવા માંડો.

પાછલી રાતે
ઘુવડની આંખોમાં
સૂરજ કાળો.

એ બાબતનું સ્વપ્ન પણ ન હોવું જોઈએ.'[5] આવું ઉપર લખેલું બ્રહ્મચર્ય પારસમણિ સમાન ગણ્યું છે.

ઉપરના વિચારને સ્પષ્ટ કરતાં ગાંધીજી નોંધે છે: 'બ્રહ્મચારી રહું એટલે સ્ત્રીમાત્રનો સ્પર્શ ન કરું, મારી બહેનનો પણ સ્પર્શ ન કરું એમ નથી. પણ બ્રહ્મચારી હોઉં એટલે અર્થ એ કે હું કાગળનો સ્પર્શ ન કરું અને મને જેમ વિકાર ન થાય તેમ કોઈ પણ સ્ત્રીનો સ્પર્શ કરું પણ વિકાર ન થાય એવી સ્થિતિ હોવી જોઈએ. મારી બહેન માંદી હોય અને તેની સેવા કરતાં બ્રહ્મચર્યને લીધે મારે અચકાવું પડે તો તે બ્રહ્મચર્ય ધૂળ જેવું છે. જે અવિકારી દશા મૃત શરીરને અડીને આપણે ભોગવી શકીએ તેવી જ અવિકારી દશા કોઈ ભારે સૌન્દર્યવતી યુવતીને અડ્યા પછી પણ આપણે ભોગવી શકીએ તો આપણે બ્રહ્મચારી છીએ. બ્રહ્મચારી એ સ્વાભાવિક સંન્યાસી છે. બ્રહ્મચર્યાશ્રમ એ સંન્યસ્તાશ્રમ કરતાં વધારે ચડિયાતો આશ્રમ છે.

'આપણે જો દેશસેવા કરવી જ હશે તો હું દિવસે દિવસે જોતો જાઉં છું કે વીર્ય-સંરક્ષણની બહુ જ જરૂર છે. શરીર જ્યાં સુધી નબળું છે ત્યાં સુધી જ્ઞાન ગ્રહણ નથી કરી શકાતું; તો પછી તેનો ઉપયોગ તો શો જ થઈ શકવાનો હતો? ક્રોધી માણસ જ્ઞાન મેળવી શકે, જૂઠો માણસ જ્ઞાન મેળવી શકે; પણ જે બ્રહ્મચર્યનું પાલન નથી કરતો તે કદી જ્ઞાન નથી મેળવી શકતો. હજી વીર્ય-સંરક્ષણ થાય તો હિંદુસ્તાનમાં ફરી એક વાર હનુમાનનો ઉદ્‌ભવ થઈ શકે.'[6]

આટલા માટે ગાંધીજી વડીલોને સલાહ આપે છે: 'હું તમને બધા વડીલોનું વીનવું છું કે, તમે તમારાં છોકરાંઓને પાછળથી એની જોડી નહિ મળે, એવી અધીરાઈ રાખીને, પરણાવી નહીં દેતા. છોકરાઓ પોતાની મેળે કહેવા આવે ત્યાં સુધી રાહ જોજો. મને ખાતરી છે કે, એ વખતે ઈશ્વર બેઠો હશે અને એ કન્યાને યોગ્ય વર અને વરને યોગ્ય કન્યાનો ભેટો કરાવી દેશે.'[7]

છેવટે બ્રહ્મચર્યનો વિસ્તૃત અર્થ સમજ્યા પછી, આપણે શું કરી શકીએ–તે વિષે ગાંધીજી કહે છે: 'છોકરાઓ અને છોકરીઓ એક વર્ગમાં બેસે પણ ત્યાં તેઓએ બરાબર મર્યાદામાં બેસવું જોઇએ...એ લોકોએ એકબીજાના સ્પર્શદોષમાં ન આવવું જોઈએ. સ્પર્શદોષમાં આવવાથી બ્રહ્મચર્યને હાનિ પહોંચે છે. વર્ગમાંથી બહાર નીકળ્યા બાદ છોકરાઓ આપસઆપસમાં (મળી જાય) એકબીજા સાથે વાતો કરે, એકબીજાની ઠઠ્ઠામશ્કરી કરે, રમે-કૂદે અને છોકરીઓ પણ આપસઆપસમાં તે જ પ્રમાણે વર્તે, પણ છોકરાઓ અને છોકરીઓ એકબીજા સાથે તેમ ન વર્તી શકે. તેઓ એકબીજા સાથે વાતો ન કરી શકે; એકબીજાની ઠઠ્ઠામશ્કરી ન કરી શકે. તેઓ એકબીજા વચ્ચે ખાનગી પત્રવ્યવહાર તો ન જ ચલાવી શકે. જે માણસ સત્ય બરાબર પાળે છે એ માણસની પાસે ખાનગી રાખવાનું શું હોય?...

...તમારો કોઈ પણ કાગળ કે વાત એવાં ન હોવાં જોઇએ કે જે તમે બેધડકપણે વડીલોની સમક્ષ રજૂ ન કરી શકો. સારામાં સારું તો એ છે કે, છોકરાંઓ વચ્ચે વર્ગમાં કે વર્ગની બહાર કોઈ પણ જગ્યાએ વડીલ-ની ગેરહાજરીમાં વાત જ ન થાય....

...છોકરાંઓને એક બીજું હું કહી દેવા માગું છું અને તે એ કે, જે છોકરાએ અને છોકરીએ એક જ ગુરુને સ્વીકાર્યો છે, એક જ ગુરુ પાસે વિદ્યાભ્યાસ કર્યો છે, એ બન્ને ભાઈબહેન છે. એ બન્નેએ ભાઈ-બહેન થઈને જ રહેવું જોઈએ. એ બન્ને વચ્ચે ભાઈ-બહેન સિવાયનો બીજો કોઈ પણ જાતનો વ્યવહાર કે સંબંધ સંભવી જ ન શકે. આ શાળા અને આશ્રમમાં રહેનારાં તમે બધાં જ ભાઈ અને બહેન છો. જે દિવસે એ સંબંધ તૂટશે તે દિવસે મને આશ્રમ કે શાળા સંકેલી લેવામાં એક ઘડીની પણ વાર નથી લાગવાની.

...જેને એમ લાગે કે, હવે તો મારાથી રહેવાય તેમ નથી, મારી વિષયવાસના એટલી બધી જાગૃત થઈ ગઈ છે કે એને હું મારા કાબૂમાં નહીં જ રાખી શકું, તેણે તુરત અહીંથી ચાલતા થવું, પણ આશ્રમને કલંક ન લગાડવું, તથા આવા પવિત્ર અખતરાને ભાંગી ન પાડવો. બાઈબલમાં તો કહ્યું છે કે, તમારી આંખ જો તમારા કાબૂમાં ન રહે, તો તમે તેમાં સોય ખોસી ઘાલજો. મારી એવી સ્થિતિ આવે એમ મને ભાસતું નથી, પણ જો મારી એવી સ્થિતિ આવે તો હું છું અને આ સાબરમતી છે.'

વિદ્યાની સાથે સાથે જે નમ્રતા આવવી જોઈએ

છતાં, એના નજીકના ઘાસ ઊગી નીકળેલા પગથિયા પાસે જરાક થાક ખાવા બેઠો ત્યારે એની યુવાનીની કલ્પના સ્પર્શી ગઈ. આજુબાજુ કોઈ કરતાં કોઈ ન હતું તેથી એની અસર માત્ર મને જ ઉદ્દેશીને હતી એની સભાનતા પણ થઈ.

મ્યુનખનનું ફ્રાઉઅન કીર્ખે (સ્ત્રીઓ માટેનું દેવળ) મને ઘણું ગમ્યું. આમે દેવળોની ભવ્યતા, હિંદુ ધર્મસ્થાનોની સરખામણીએ પ્રબળ સ્વચ્છતા અને ગંભીરતા તથા શાંતિનું વાતાવરણ મને ગમે છે. પણ આ દેવળ તો ગૉથિક બાંધણીનો ઉત્કૃષ્ટ નમૂનો છે. ૧૫મી સદીમાં બંધાએલ આ દેવળના બે ઊંચા, ૩૨૦ ફીટના મિનારા, એને વધારાની ભવ્યતા અર્પે છે. દેવળની અંદરની ઊંચી, જુદા જુદા રંગના કાચની પડદીમાંથી આવતો પ્રકાશ ધાર્મિકતા પ્રેરવા માટેનું વાતાવરણ ઊભું કરવાનો સારો કીમિયો છે. પરંતુ નિરાકાર ઈશ્વર તત્ત્વની ઉપાસના, ઇસુને માનવ અને પ્રભુપિતાના સૈદ્ધાંતિક રીતે માનવપુત્ર ગણવા છતાં પ્રભુ જેટલા જ ઊંચા ગણી લેવા તરફ વળે છે. માણસો ય ઠીક સમાધાન શોધે છે! ઈસુને માણસ જ ગણાય તો દરેકે એમના જેવા થવા પ્રયાસ કરવો પડે, પણ પ્રભુના અંશ ગણી લઈએ તો એમના જેવા થવાની જરૂર ન પડે, માનસિક દબાણ ન અનુભવાય!

સ્ટેશન પાસેના જ મુખ્ય રસ્તા પર ભરચક વાહનોની પાછળ ભરપૂર પાણીથી ઊછળતો ફુવારો છે. એની પાછળ ઊભી રસ્તા તરફ જોતાં મઝાનું દૃશ્ય દેખાય છે. પછડાતા પાણીના અવાજમાં મોટરોનો અવાજ ધોવાઈ જાય છે અને જૂના મકાનોની બાજુમાં થોડાં નવાં મકાનો પ્રગતિ બતાવે છે. આમ ત્યાં બાંધકામનું પ્રમાણ ઘણું જ વધારે છે.

મ્યુનખનથી જિનીવા આવ્યો. મીઠા સ્વિસ લોકો અને જર્મનો એને 'ગેન્ફ' તરીકે ઓળખે છે. GENEVA નું ટૂંકમાં GENV કરીને 'ગેન્ફ' ઉચ્ચારણ થાય છે. (જર્મનમાં Vને ફાઉ કહે છે અને ઉચ્ચાર ફ થાય છે.)

સ્વિટ્ઝરલેન્ડની ઘણી બધી કલ્પનાઓ મનમાં હતી. બરફના બુલંદ પહાડો, વચ્ચે સંઘરાએલું નાસી જવા મથતું પાણી અને વિશાળ સરોવરો, રાજકીય પક્ષાપક્ષી અને ખેંચાણોથી પર અને સાવ તટસ્થ રાજનીતિ, ઘડિયાળોનો ઉદ્યોગ, જમણા હાથે થતાં કામ ડાબો હાથ પણ ન જાણે તેવી બૅન્કિંગ વ્યવસ્થા અને અનેક કવિઓ, વિચારકો, રાજદ્વારી ધાંધલિયાઓને આશ્રય આપનારી ભૂમિ–આ બધા વિષે લખવું અશક્ય છે. વળી તમે આ પ્રદેશની મુલાકાત પણ લીધી જ છે. એના પ્રાકૃતિક સૌન્દર્યથી સભર દૃશ્યો મનને સંમોહિત કરે છે. એપ્રિલના દિવસોમાં તો આ પ્રદેશ એવો–આંખ ઠરે તેવો–રોચક બન્યો છે; પણ મારે બાઝિલથી જિનીવાની સાડા ચાર કલાકની રેલ સફર વિષે કહેવું જ જોઈએ.

જર્મન, ફ્રેંચ અને સ્વીસ સરહદના ત્રિભેટે બ્રાઝિલ છે. ત્યાંથી જિનીવાની ૪॥ કલાકની સફર લાંબા બુગદાઓમાંથી સીધા જ વિશાળ ભૂરા સરોવરોને કાંઠે કાંઠે પસાર થાય છે. ક્યાંક નજીકમાં પસાર થતો મોટરરસ્તો દેખાય છે પણ ટ્રેનમાં મુસાફરી કરનારને મોટરવાળા માટે ઈર્ષ્યા થાય અને કદાચ મોટરવાળાને રેલસફરનો લોભ થાય તેવી તેની રચના છે. વાંકાચૂકાં જતા રસ્તા અચાનક ક્યાંક ચિત્રમાં દોર્યો હોય તેવા નાનકડા ધોધ પાસે લાવી દે છે. અને આ નાનકડો ધોધ ઝરણા પાસે પલટાઈ થોડી વાર સાથોસાથ દોડે છે. રસ્તામાર્ગે કદાચ એનો પુખ્તતામાં થતો ક્રમિક વિકાસ હશે પણ મને ટ્રેનમાંથી તો અચાનક એનું મોટા સરોવરમાં રૂપાંતર થએલું લાગ્યું.

આ રસ્તે ત્રણ મોટાં સરોવરો આવે છે. ટ્રેન મુખ્યત્વે એને સાવ અડીને જ દોડે છે. શિયાળાથી બહુ કંટાળેલા કેટલાક outing માટે નીકળી પડ્યા હતા. દિવસ ખૂબ જ સ્વચ્છ હતો તેથી ગાડીઓ પાછળ બે પૈડાંનાં ટ્રેઈલર ઉપર મોટરબોટ ચડાવી અગર પાછળ નાનકડા કમરા જેવા પૈડા ઉપરના ઘરમાંથી લોકો નીકળી પડ્યા હતા. આવા 'કૅમ્પિંગ'ના પણ કેટલાક વિસ્તારો જોવાની મઝા આવી. તંબુઓ બાંધી બુલંદ ઉત્સાહમાં ફરતાં યુગલો–વૃદ્ધ તેમજ યુવાન ચિત્તાકર્ષક હતાં. ઝડપથી દોડતી ટ્રેનમાંથી દૂર દૂર સરોવરના ઘાટા ભૂરા પાણીમાં ચાલતી સઢવાળી હોડીઓ સરસ લાગતી હતી. આ સૌન્દર્ય જોવામાં આમ તો હું જિનીવા પહોંચત જ નહીં પણ ગાડી હાંકનાર મારી સાથે સંમત થાય તેમ ન હતું! આથી સમયસર જ જિનીવા આવ્યું, કોઈ પણ

આપણને આપેલા હાથપગ વાપરવાની તૈયારી જોઈએ'[૧૩]

અને જેની ખૂબ જ જોરશોરથી માગણી થઈ રહી હોય છે–જેને માટે જાતજાતનો પ્રચાર અને ભાતભાતના દબાણ કરવામાં આવે છે–તે હકો વિષે ગાંધીજી સ્પષ્ટ જણાવે છે: 'હકનું સાચું મૂળ કર્તવ્યપાલનમાં રહેલું છે. જો આપણે બધા આપણી ફરજો બરાબર બજાવીએ તો આપણે હકો મેળવવા બહુ દૂર નહીં જવું પડે. જો આપણી ફરજો બજાવ્યા વગર આપણે હક પાછળ દોડીએ તો તે મૃગજળની માફક છટકી જશે. અને તેની પાછળ જેટલા વધારી પડીશું તેટલા તે આપણાથી દૂરને દૂર રહેશે. શ્રીકૃષ્ણે આ જ ઉપદેશ નીચેના અમર શબ્દોમાં આપ્યો છે: 'તારો અધિકાર કેવળ કર્મનો છે, ફળનો નહીં:' અહીં કર્મ એટલે ફરજ: ફળ એટલે હક'.[૧૪]

'જીવનની મુખ્ય જરૂરિયાતો મેળવવાનો સરખો હક જેટલો પશુપંખીને છે એટલો જ સરખો હક દરેક મનુષ્યને છે. અને દરેક હકની સાથે તેને લગતી ફરજ અને હક પર હુમલો થાય તો તેની સામેના ઈલાજ જાણી લેવાનો જ હોય છે; તેથી આ પ્રાથમિક, પાયારૂપ સમાનતાને સાચવવાને સારુ તેની લગતી ફરજો અને ઈલાજો શોધી કાઢવાના જ રહ્યા. મારાં અંગો વડે શ્રમ કરવો એ હકને લગતી ફરજ છે અને એ કામનું ફળ મારી પાસેથી પડાવી લેનાર જોડે અસહકાર કરવો એ હક સાચવવાનો ઈલાજ છે.' [૧૫]

રાષ્ટ્રપિતા, રાષ્ટ્રના નવનિર્માણની જવાબદારી વિદ્યાર્થીઓને માથે મૂકતા ગયા છે, વિદ્યાર્થીઓને તેમના કર્તવ્યથી પૂરા વાકેફ કર્યા પછી છેલ્લી અપીલ તરીકે, ગમે તેવા સંકટમાં છેલ્લા આશ્વાસન માટે તેમણે કહ્યું છે:

'અભ્યાસ કરતા બધા વિદ્યાર્થીઓને મારી પ્રથમ અને હાર્દિક વિનંતી એ છે કે, તેઓ દરેક જણ અંતરને તપાસે; જ્યાં જ્યાં તેમને લાગે કે મારું કહેવું યોગ્ય છે ત્યાં ત્યાં પોતાને સુધારી જીવનની ઇમારત નવેસર ચણે. તેમનામાંના જેઓ હિંદુ હોય–ઘણો મોટો ભાગ હિંદુ છે એ હું જાણું છું–તેઓ ગીતાજીનો અતિશય સાદો, સુંદર અને મારે સારુ હૃદયસ્પર્શી આધ્યાત્મિક એવો સંદેશ સમજવાનો પ્રયત્ન કરે. 'હૃદયને પવિત્ર કરવાને અર્થે જેમણે આ સત્યની સાચી શોધ ચલાવી છે એવા સાધકોનો અનુભવ એ છે કે જ્યાં સુધી એ પ્રયત્નને સર્વશક્તિમાન ઈશ્વરની હાર્દિક પ્રાર્થનાનો સાથ નથી, ત્યાં સુધી એ પ્રયત્ન તદ્દન અશક્ય છે. **એટલે ગમે તે કરો, તો પણ ઈશ્વર પરની શ્રદ્ધા' ન ગુમાવજો.** આ વસ્તુ હું તમારી આગળ બુદ્ધિથી સિદ્ધ નહીં કરી શકું, કારણ એ સત્ય બુદ્ધિથી પર છે. બુદ્ધિને અગોચર છે. હું તો વિદ્યાર્થીઓ પાસેથી માગું છું કે, તમે સાચી નમ્રતા કેળવો અને **જગતના આટલા બધા ધર્મશિક્ષકો, ઋષિઓ અને બીજાઓના અનુભવને એકદમ ફેંકી ન દો, તેમજ એ બધાને વહેમી માણસો ન ગણી કાઢો.'** [૧૬]

*

## સંદર્ભ-સૂચિ


૧. ખરી કેળવણી
૨. નવજીવન, ૧૯–૬–'૨૭
૩. નવજીવન, ૨૬–૨–'૨૫
૪. આત્મકથા, પૃષ્ઠ ૨૧૧.
૫. 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન'માંથી.
૬–૭–૮–૯ ખરી કેળવણી
૧૦. લૂઈ ફિશર કૃત 'ગાંધીજીની કહાણી'માંથી 'પુત્રને પત્ર'માંથી.
૧૧. નવજીવન, ૧૦–૧૦–'૨૩
૧૨. નવજીવન, ૨૦–૧૨–'૨૫
૧૩. હરિજનબંધુ, ૩૧–૧૨–'૩૩
૧૪. યંગ ઇન્ડિયા, ૮–૧–'૨૫
૧૫. નવજીવન, ૨૯–૩–'૩૧
૧૬. ખરી કેળવણી


*

માંથી લુવ્રની સામાન્ય માહિતી આપતી પુસ્તિકા લીધી —લખ્યું હતું—તમારે ત્રણ દિવસ, ૧૦ થી ૫ અહીં લુવ્રને પૂરેપૂરું જોવા—(માણવા નહિ!) આવવું જોઈએ! અલબત્ત રેસ્ટોરાંની સગવડ એમાં છે જ. મિસરની સંસ્કૃતિથી માંડી ૧૮મી સદીના કલાકારો સુધીની કૃતિઓ એમાં રહેલી છે. શિલ્પ વિભાગમાં કશાયનું વર્ણન કરવાની ધૃષ્ટતા મારાથી થાય તેમ નથી. પરંતુ વિનસ દ મિલો—બે હાથ વગરની હોવા છતાં વિનસ રતિ અંગેની માણસની ઉચ્ચતમ કલ્પના લાગે છે. એપોલો હરક્યુલસ, જ્યુપીટર, યુદ્ધનો દેવ મંગળ...ગ્રીક દંતકથાની ભરપૂર કલ્પના પર ઘણાં ચિત્રો અને શિલ્પો રચાયેલાં છે. પણ એમાંય પેલા વૃદ્ધનાં દરિયાઈ અજગરથી પોતાની જાત અને બાળકોને બચાવવાની વેદના, નિરાધારતા, અને શરીરની તમામ તાકાતને મૃત્યુ સામે હોડમાં મૂકવા છતાં નિશ્ચિત થયેલા ભાવિની વ્યથાને આકાર આપતું આ શિલ્પ પણ અદ્‌ભુત છે.

પણ લુવ્રમાં શિલ્પો જ નથી, ચિત્રો પણ છે—અને મોનાલીસા પણ છે, એમાંથી કશાનું વર્ણન થઈ શકે એમ નથી. એ બધી અનુભૂતિઓ છે. માનવજીવનના સંસ્કાર ઉપાસકોએ નાનીમોટી જે સંવેદનાઓ ઝીલી અને અભિવ્યકત કરી એને આપણે કઈ રીતે મૂલવવાના?

લુવ્રમાં, સૂચવ્યા મુજબ, ત્રણ નહીં પરંતુ બે દિવસ ગાળી શકયો. ફરી પારી આવવાનું થશે તો ત્રણેક દિવસ જરૂર ગાળીશ.

લુવ્રમાં એક બલ્ગેરિયન ભાઈનો પરિચય થયો. એમ તો એક મુંબઈ રહેતા ગુજરાતી પણ મળેલા, જે તેમના ભાઇને લગ્ન માટે ભારત પાછા ફરવા સમજાવવા આવેલા! પેલા બલ્ગેરિયનની કલામાં સૂઝ અને અભ્યાસ સારાં હતાં. ગ્રીક દંતકથાનાં પાત્રો પણ એમણે કેટલાંક સમજાવેલાં. એમની સાથે બીજે દિવસે નોત્રદામ જવાનું નક્કી કર્યું. બીજે દિવસે એ તરફ જવા ઊપડ્યો ત્યારે બંગાળના એક એન્જિનિયર કે જે જર્મનીમાં છેલ્લાં આઠ વર્ષથી રહે છે તે મળ્યા. એમણે એમની સાથે પારીમાં જ જે છેતરપીંડી થયેલી એની વાત કરી. આપણા દેશમાં જ છેતરપીંડી ચાલે છે અને પશ્ચિમમાં નીતિ જ છે એ માન્યતા લઘુતાગ્રંથિ અને કંઈક અંશે પ્રચારથી પ્રેરાએલી અને નિરાધાર છે, એનું આ એક ઉદાહરણ સાંભળવા મળ્યું.

બન્યું એવું કે એ ભાઈશ્રી ગાંગુલીને રસ્તામાં એક વટદાર ભાઈએ શુદ્ધ અમેરિકન અંગ્રેજીમાં પૂછ્યું: 'તમે અમેરિકન એક્સ્પોર્ટ કંપનીની ઑફિસ જોઈ છે?' તો શ્રી ગાંગુલીએ ના પાડતાં એમણે કહ્યું...તો આપણે આ ભાઈ આવે છે એને પૂછીએ! નવા આવનાર જર્મન અને ફ્રેંચ બોલતા હતા. શ્રી ગાંગુલી જર્મન અને અંગ્રેજી જાણતા હતા અને અમેરિકન ભાઈ માત્ર અંગ્રેજી જાણતા હતા. આથી દુભાષિયા તરીકે મદદ કરવા શ્રી ગાંગુલી પ્રેરાયા. પેલા ફ્રેંચે કહ્યું : હું જાણું છું કે એ ઑફિસ કયાં છે અને એ તરફ જ હું જાઉં છું. મારી ગાડીમાં ચાલો અને રસ્તામાં પાંચ મિનિટનું રોકાણ પતાવી તમને ઉતારી દઇશ.' ગાંગુલીએ જવા માંડયું પણ પેલા અમેરિકન વધુ મદદની વિનંતી કરતા એમને વળગી રહ્યા. ગાડી ચાલી અને એક જગ્યાએ થોભી. પેલા ફ્રેંચ ગયા તેવા જ પાછા આવ્યા—એમના મિત્ર નહીં મળી શકવા બદલ ખેદ દર્શાવતા. વળી ગાડી ચાલી. અમેરિકને કહ્યું. 'હું પાયલોટ છું પણ પણ જરાક નાણાંની ભીડમાં છું. વળી સમય પણ નથી. મારે ખરું કામ તો મારી પાસેના ત્રણ હીરા વેચવાનું છે. આથી રસ્તામાં કયાંક હીરા ખરીદનાર પાસે અમને ઉતારશો તો પણ ચાલશે! જર્મનમાં શ્રી ગાંગુલીએ ફ્રેંચને સમજાવ્યું. ફ્રેંચની આંખ ચમકી. 'હીરા? મને બતાવો તો. હું બૅંકમાં નોકરી કરું છું અને હીરા પર ધીરાણ થાય ત્યારે પારખવાનું મૂલવવાનું કામ હું કરું છું.' ત્રણ સરસ ચમકતા હીરા ફ્રેંચે અમેરિકન પાસેથી લઈ ધ્યાનથી જોયા. કાચ પર લીટા કરી કાચ કાપ્યો. ખૂબ વખાણ કર્યા, શ્રી ગાંગુલીને એની ખૂબીઓ સમજાવી અને કિંમત પૂછી, '૧૫૦૦ ફ્રાંક', અમેરિકને કહ્યું. 'એકના ૧૫૦૦ હું ન આપી શકું.' 'એકના નહીં, હું તો ત્રણના કહું છું!' અને ફ્રેંચ ઊછળી પડ્યો 'ત્રણના? એ તો ખૂબ ખૂબ સરસ. પ...ણ દિલગીર છું. મારી પાસે અત્યારે તો ૧૦૦૦ ફ્રાંક જ છે.' હવે અમેરિકને શ્રી ગાંગુલીને વિનંતી કરી. 'તમારી પાસે ૫૦૦ ફ્રાંક હોય ને આપો તો સારું. ફ્રેંચે ભરપૂર વિનંતીઓ કરી. ત્રણમાંથી બે હીરા શ્રી ગાંગુલી રાખે અને સાંજે જ એમને પૈસા આપવાનું વચન આપ્યું. શ્રી ગાંગુલીએ ૫૦૦ ફ્રાંક

# વિદેશના અભ્યાસપ્રવાસેથી

## ત્રીજો પત્ર

### રોહિત શુક્લ

વિયેના
તા. ૧૫ મે ૧૯૬૭

માનનીય શ્રી માવળંકરસાહેબ,

ગયા મહિને મારો અભ્યાસલેખ પૂરો કર્યો અને પ્રોફેસર વેસ્ટફાહલન, કે જેમની દોરવણી હેઠળ મેં તે તૈયાર કરેલો, તેમને એ તપાસવા આપ્યો. એમને એ જોવામાં વખત લાગે તેમ હતું અને મારે બીજું કંઈ જ કામ ન હતું આથી પશ્ચિમ યુરોપનો પ્રવાસ કરવાનું નક્કી કર્યું. પહેલાં એમ વિચારેલું કે ઈટાલીનો પણ સમાવેશ આ યાદીમાં કરું પણ દરિયા માર્ગે જ પાછા ફરવાનું હોવાથી વેનીસ, ફ્લૉરેન્સ અને રોમ એ સમયે જ જોવાનું ઠરાવ્યું.

પ. જર્મનીના ન્યૂર્નબર્ગ વિસ્તારમાં તો ઈસ્ટરની રજાઓ દરમ્યાન ફરી આવ્યો હતો આથી હવે દક્ષિણમાં જવાનો વિચાર રાખ્યો. મ્યુનખન જતા રસ્તામાં સાલ્ઝબુર્ગ, ઑસ્ટ્રિયાના બીજા મહત્ત્વનાં અને ઘણા સુંદર શહેરમાં થોડો સમય રોકાયો. સાલ્ઝબુર્ગમાં ખનીજ મીઠું ઘણું જ પાકે છે. આજુબાજુ પર્વતોની અનેરી શોભા છે. શહેર ઘણું રળિયામણું છે. દુનિયાના અતિ સુંદર શહેરોમાંના એક તરીકે તેની ગણના થાય છે. સાલ્ઝબુર્ગથી જર્મન સરહદ ઓળંગી મ્યુનખનમાં આવ્યો. અસલના બાયર પ્રદેશનું આ રાજધાનીનું શહેર હતું. ઇસાર નદીને કાંઠે ૧૨મી સદીમાં તેને હેન્રી ધ લાયને વસાવેલું.

મ્યુનખન—અંગ્રેજીમાં મ્યુનીચ કહેવાય છે. અંગ્રેજોને એ નામ ન ગમ્યું! અને આપણાં શહેરોનાં નામ જેમ બગાડ્યાં તેમ અહીં પણ બન્યું. મને લાગે છે, આપણા શહેરોનાં બગડેલાં નામ સુધારવા એક વાર શ્રી ચં. ચિ. મહેતાએ રેલ્વે સ્ટેશનોના પાટિયા પર નામ સુધારવાની ઝુંબેશ ઉપાડવા સૂચવેલું, પણ આપણી પછાત મનોદશા, ગુલામીની ભેટરૂપ એ નામોમાં રાજી છે. એટલું જ નહીં પણ ભરૂચનું 'ભન્ડોચ' કે 'બ્રૉચ' કહેવું એ સુધરેલાપણું ગણાય છે. આ સંદર્ભમાં પત્રના સરનામામાં (એ અંગ્રેજીમાં લખવાનો મોહ હોય અગર જરૂરી હોય તો) ગામોનાં નામો આપણે સ્થળોમાં બોલતાં હોઈએ તેવાં જ ઉચ્ચારણો થાય તેવી જોડણી લખવી જોઈએ; જેમ કે Mumbai, Wadodara, વગેરે.

મ્યુનખનમાં સૌથી જોવાલાયક કોઈ જગ્યા હોય તો તે જર્મન સંગ્રહસ્થાન (દોઈત્યે મ્યૂઝિયમ) છે. એમાં યંત્રોના ક્રમિક વિકાસ દર્શાવતા નમૂનાઓ મૂકેલા છે. પ્રારંભિક પ્રકારનાં યંત્રોથી માંડી અત્યારનાં જટિલ યંત્રો માત્ર જોવા માટે જ નથી કેટલાક કિસ્સાઓમાં તો ચલાવીને અજમાવી પણ શકાય છે. બહુ રસિક સંગ્રહસ્થાન. વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં માનવજાતના વિકાસની આ કથાને સમજવા આવે છે અને કદાચ ભવિષ્યમાં એમાં ઉમેરો કરવાનાં સ્વપ્નાં બાંધી જતાં હશે.

મ્યુનખન જૂની રાજધાનીનું શહેર હોવાથી એમાં વિશાળ રાજમહેલો છે, અને રાજાઓના સામંતી ઠાઠનું, સોના-રૂપા-હીરાનાં ઘરેણાં-વાસણો, વગેરેનું પ્રદર્શન પણ છે. સોનાનો–ધનનો આ ભપકો જોવો ગમે તેવો હતો—એના ચળકાટ, સૌષ્ઠવ અને કિંમતીપણાની મનમાં રહી જતી છાપને કારણે. પરંતુ રાજાઓની મહત્તાની આ ઘેલછામાં સામાન્ય માણસ માટે ક્રૂરતા જ રહેતી. આ પ્રદર્શન સિવાય, સાંસ્કૃતિક (ગણો તો, ખરેખર તો અસાંસ્કૃતિક કહેવું જોઈએ), કે ઐતિહાસિક મહત્ત્વ સિવાય આ સોનું, હીરા, વગેરે હવે નિરર્થક છે. આ પ્રદર્શનની પાસે જ જૂના મહેલોનો વિસ્તાર છે. ડ્રેસ્ડનના મહેલોની જેમ આ પણ મુગ્ધકર છે. સ્થાનિક લોકોને એ તરફ જોવાની પડી નથી. (આપણે ય તે સીદી સૈયદની જાળી તરફ કેટલી વાર નજર ઊંચી કરીએ છીએ?) એકના વિશાળ મેદાનમાં યુદ્ધના વિનાશ પછી હવે ઘાસ ઊગી ગયું છે. એનો ગુંબજ વહી ગયેલા ગર્વ પર, બૉંબનો ભોગ બનીને નિસાસા નાખતો લાગે છે. એ ગુંબજનો અવશેષ તો લીલ અને વિનાશને કારણે કાળો પડી ગયો છે. આમ




## વિજ્ઞાનવાર્તા

### કૅન્સર પર વિજય?

કૅન્સર અતિ જૂના કાળથી જાણીતું દર્દ છે: છતાં આ ભયકર દર્દનો અભ્યાસ ગયા સૈકાના અંત પછી શરૂ થયો અને છેલ્લા ચારેક દશકાઓમાં તેના અંગે પુષ્કળ વૈજ્ઞાનિક માહિતી એકઠી થઈ છે અને આ અસાધ્ય લેખાતા દર્દ પર વિજય પ્રાપ્ત કરવાની આશાઓ બંધાય છે.

વીસમી સદીના પ્રારંભમાં તો વિજ્ઞાન કૅન્સરના આ પ્રશ્ન અંગે સંશોધન હાથ ધરવા પૂરેપૂરું સજ્જ નહોતું. કૅન્સર શરીરના કોષોની અતિશય અસાધારણ વૃદ્ધિને આભારી છે એટલે શરીરના કોષોમાં શી પ્રક્રિયાઓ ચાલી રહી છે તે સમજીને કૅન્સરનો અભ્યાસ આગળ વધી શકે. એમાં આધુનિક ભૌતિક વિજ્ઞાન, રસાયણ વિજ્ઞાન અને જીવવિજ્ઞાન એ ત્રણેના સંયોજન વડે આગળ વધી શકાય કૅન્સરના ક્ષેત્રમાં સંશોધન કરી રહેલ વિજ્ઞાની-ઓને મદદરૂપ થાય. આનો અર્થ એવો નથી કે આ જીવલેણ દર્દ સામેની લડતમાં આપણે નિઃસહાય હતા.

પ્રયોગો વડે વિદિત થયું હતું કે પ્રાણીઓમાં અનેક જાતનાં કૅન્સર કૃત્રિમ રીતે પેદા કરી શકાય છે, જેમ કે, હાડકાનું કૅન્સર, ચામડીનું કૅન્સર, છાતીનું કૅન્સર, કલેજાનું કૅન્સર અને લોહીનું કૅન્સર; એટલું જ નહીં પણ કૅન્સર થવાનાં કારણો પણ શોધાયાં હતાં. દાખલા તરીકે, સ્ટ્રૉન્સિયમ-૯૦નો ડોઝ જૂજ પ્રમાણમાં ઉંદરને આપવાથી તેને હાડકાનું કૅન્સર થાય છે. આ આયનોત્પાદક વિકિરણ ઉપરાંત, કોલસાના નિયતિક નિસ્પંદનથી પેદા થતાં કેટલાંક કાર્બનિક પદાર્થો અને મોટર-ઍન્જિનના એકઝૉસ્ટમાંથી નીકળતી ધુમાડી પણ કૅન્સર પેદા કરે છે એ પણ જાણીતું હતું.

વિખ્યાત વિજ્ઞાની લિયોન શાબ્દની આગેવાની હેઠળ કામ કરી રહેલ સંશોધકોએ પુરવાર કરી બતાવ્યું કે બેન્ઝોપાઈરીન નામનો કાર્બનિક પદાર્થ કૅન્સર-ઉત્પાદક છે. આ પદાર્થનાં રજકણો ધૂળ અને ધુમાડા સાથે જમીન પર ભેગાં થાય છે અને ઔદ્યોગિક વિસ્તારમાં તેનું પ્રમાણ વિશેષ હોય છે. અને એક અદ્ભુત શોધ તેઓએ જાહેર કરી: જમીનમાં રહેલાં કેટલાંક જીવાણુ-ઓ આ પદાર્થને શોષી, તેનો નાશ કરે છે. આ ઘટના આજુબાજુના વાતાવરણનું જીવવૈજ્ઞાનિક રીતે શુદ્ધીકરણ કરવાની સંભવિતતા દર્શાવે છે, પરિણામે કૅન્સરનું પ્રમાણ હદ બહાર વૃદ્ધિ પામતું નથી. વળી, આથી એવું સૂચવાયું કે કૅન્સર વાઇરસ દર્દના પ્રકારનું છે.

સદ્ગત લેવ ઝીલ્બર અને જ્યૉર્જ સ્વેટ્-મોલ્ડાવ્સ્કીએ સ્થાપિત કર્યું કે કોમ્બડી(કુકડીનાં બચ્ચાં)માં કૅન્સર પેદા કરનાર વાઇરસ* અન્ય પ્રાણીઓમાં કૅન્સર પેદા કરે છે. રાઉસનું વાઇરસ આપવાથી વાંદરાઓમાં કૅન્સર બે ત્રણ અઠવાડિયામાં પેદા થાય છે. રાઉસનું વાઇરસ મધ્ય એશિયાના સરીસર્પોમાં (રેતીમાં રહેતા સર્પો) કૅન્સર પેદા કરે છે એ પણ પુરવાર કરવામાં આવ્યું.

શરીર બહાર માનવીના કોષસમૂહને ઉપરના વાઇરસનો ચેપ લગાડવાથી કોષોમાં ફેરફાર થાય છે એટલે એમ માની શકાય કે આ વાઇરસ માણસમાં પણ કૅન્સર પેદા કરી શકે. માણસના લોહીમાં થતાં કૅન્સરનું કારણ પણ સંશોધન વડે સમજાયું. આ ઉપરથી એ સંભવિત છે કે પ્રાણીઓમાં તેમજ માનવીમાં કૅન્સરનું કારણ તેનું વાઇરસ છે. પણ અત્યાર સુધી આ કૅન્સરોત્પાદક વાઇરસ છૂટું પાડી શકાયું નથી-

* આ શોધ અમેરિકાના ડૉ. પેઇટન રાઉસે પચાસ વર્ષો પૂર્વે કરી હતી. આ સિદ્ધિ માટે સને ૧૯૬૬માં એમને નોબેલ પારિતોષિક એનાયત થયું હતું.

ટ્રેન સમયસર ઊપડે અને પહોંચે એ આપણે માટે તો આશ્ચર્ય જ રહેવાનું!

સ્વિટ્ઝરલૅન્ડ નાનકડો દેશ છે અને આપણા જેવા ભાષાના પ્રશ્નમાં મુંઝાઈ ગયેલા લોકો માટે આશ્વાસન રૂપ વાત એ છે કે અહીં ત્રણ ભાષાઓ ચાલે છે. ઉત્તરમાં માત્ર જર્મન સમજાય છે. પૂર્વ-દક્ષિણમાં ઇટાલિયન અને પશ્ચિમ-દક્ષિણમાં ફ્રેંચ! આમ છતાં જિનીવામાં અંગ્રેજી બોલનાર-સમજનાર લોકો પણ સારા પ્રમાણમાં હતા.

જિનીવા ઘણું જૂનું શહેર છે. સીઝરની 'કૉમેન્ટરીમાં' પણ એ નોંધાએલું છે. ૧૫૩૬માં કૅલ્વીન અહીં આવેલો અને કૅલ્વીનીઝમનું તે કેન્દ્ર બનેલું. રૂહોન નદી પણ અહીંથી પસાર થાય છે.

જિનીવા ઘણું નાનકડું નગર છે. યુરોપની બે રંગીલી તબિયતવાળા લોકોની એના પર અસર છે. ફ્રેંચ અને ઈટાલિયન પ્રવાહોનાં મોજાં અહીં સુધી આવ્યાં છે. ઘણું નાનું હોવાથી શાંત છે. બહુ 'જોવાનું' નહિ હોવાથી થોડુંક વધારે વાર સુધી-મમળાવીને મમળાવીને જોઈ શકાય છે અને એવાં-ધીમે ધીમે એની અસરથી આખા ચિત્તને મઢી લે તેવાં ઘણાં સ્થળો અહીં છે.

યુનોનું 'પેલે દ્ નાશિયોં', જિનીવા સરોવરનો મઝાનો ફુવારો, ઘડિયાળો અને આભૂષણોની સુંદર સજાવટવાળી દુકાનો, ફુલોની ઘડિયાળ, વગેરે સૌંદર્ય, સૂઝ અને પ્રયાસોનો અદ્દ્ભુત સંગમ-સુમેળ છે. એમાં ય જિનીવા સરોવરના ફુવારા કાંઠાના વિસ્તારનું વાતાવરણ નશામસ્ત કરે તેવું છે. પ્રાકૃતિક સૌન્દર્યની સાથે માણસની કલાદષ્ટિના સમન્વયની એ જે પરાકાષ્ટા જોઈ તે બીજે ભાગ્યે જોવા મળે.

જિનીવાની એક ઘડિયાળની દુકાનનાં 'શો કેઈસ'માં એક આશ્ચર્ય મારા માટે હતું. એ 'શો કેઈસ'માં શ્રીમતી મૃણાલિનીબહેનનો ગ્રાફિક ફોટોગ્રાફ હતો! જો કે એ દુકાનમાં એના માલિક ગેરહાજર હોવાથી એમને ભારતીય નૃત્યોમાં રસ છે કે કેમ તે અંગે કંઈ વાત કરી ન શક્યો.

જિનીવામાં ભારતની સાંસ્કૃતિક છાપ સારી લાગી. એક ભારતીય વસ્તુઓની દુકાન પણ જોવા, મળી જો કે તે બંધ હતી. કાચની બારીમાંથી દેખાતી પંડિત રવિશંકરની રેકર્ડ અને ચંદન, રેશમ, પિત્તળની વસ્તુઓ પરથી લોકોની અભિરુચિનો આછો પરિચય મળ્યો.

હું પૅરિસ પહોંચ્યો ત્યારે સાંજ પડી ગઈ હતી. કદાચ તેથી જ એની શોભા વધારે રમણીય લાગી. બીજે દિવસે લુવ્ર જોવા સવારમાં દોડ્યો, પરંતુ મંગળવાર હોઈ તે બંધ હતું. પ્રદર્શન જોનારની ગેરહાજરીમાં લુવ્રના વિશાળ મહેલની જાણે કે શોક પડતી હતી. જગ-ના મહાન કલાસંગ્રહની બંધ દીવાલો જાણે કે 'મારી મુઠ્ઠીમાં શું હશે' એમ પૂછતી હતી. પણ આજુબાજુ ચક્કર મારી 'લુવ્ર બંધ'ની નિરાશા ખંખેરવા નીકળ્યો. માણસના સાંસ્કૃતિક વિકાસના ઉચ્ચતમ શિખરરૂપ અગણિત કલાકૃતિઓથી ભરપૂર અસંખ્ય (૩૦ થી વધુ) સંગ્રહસ્થાનો પૅરિસમાં છે. નીત નવી સર્જાતી કલા, કલાનાં બદલાતાં વહેણો, સાંસ્કૃતિક જીવનનો વિકાસ અને એનાં તરફડિયાં, વેદના અને બધાયમાથી કંઇક અગ્રાહ્ય તત્ત્વને ઘનીભૂત કરવા ધૂણી ધખાવીને બેઠેલા જોગીઓ, જિંદગીની સાવચેતી પ્રત્યે ઉદાસીનતા, બેફિકરાઈ...પૅરિસ-પારી-અદ્દ્ભુત છે. એણે ઇતિહાસ ઘડ્યો છે. રચે છે અને રચશે. યુરોપની પ્રારંભિક બર્બરકતાને 'સીન' (!) એ ધોઈ છે-આકારી છે. પણ પારી વિષે ૨,૦૦૦ કરતાં વધુ પુસ્તકો લખાયાં છે.

લુવ્રના મહેલની બાજુના બગીચામાં ફરતા એક સ્થળે ઝાડની શિયાળા પછીની નવપલ્લવિત છાયામાં રૂસોનું બાવલુ જોયું. કાળા વાળવાળા રંગીન ફ્રેંચો-કે પૅરિસવાસીઓ બગીચામાં ફરતા હતા. બગીચો ઓળંગી બહાર નીકળ્યો-બીજે છેડે-ત્યાં કૉન્કોર્ડનો સ્તંભ આવ્યો અને ત્યાંથી સીધે જ રસ્તે આગળ સામે નેપોલિયને બંધાવેલો વિજય દરવાજો (Triumph Arc) દેખાયો. કૉન્કોર્ડથી ચારે બાજુ દેખાતું પારી મંત્રમુગ્ધ કરે છે. એક તરફ લુવ્ર મહેલ અને બગીચો, એક તરફ બે વિશાળ મહેલોમાં બીજાં સંગ્રહો-તુતનખામન અને આધુનિક કલાનાં સંગ્રહો સામસામી છે. બીજી દિશામાં સીન નદી અને એના પુલને પેલે પાર દેખાતું હોટેલ ઈનવેલિડે અને પાન્થિયોં અને એફિલ મિનારો તો સર્વવ્યાપી જ છે ને?

બીજે દિવસે સવારના ૧૦ વાગ્યે વળી લુવ્ર પર પહોંચ્યો. ૧૦ થી ૫ નો એનો સમય છે. મુખ્ય બંડ-

## બૅન્કોના રાષ્ટ્રીયકરણની ફ્રેંચ પદ્ધતિ

આ માસની આખરમાં જબલપુર ખાતે કૉંગ્રેસ મહાસમિતિની બેઠક મળશે ત્યારે દિલ્હીની બેઠકમાં પસાર થયેલા દસ મુદ્દાવાળા કાર્યક્રમ પર અનેક સભ્યો ભાર મૂકશે. આ દસ મુદ્દાઓ પૈકી એક બૅન્કોના રાષ્ટ્રીયકરણ વિષે છે. રાષ્ટ્રીયકરણનો આ સવાલ નાણાં પ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ પોતાના ખાતાના એક સચિવ શ્રી. પૈપાણંદીકરને સોંપ્યો હતો અને તેમની પાસેથી અહેવાલ મંગાયો હતો. અહેવાલમાંની ભલામણો પ્રધાનમંડળમાંના કેટલાક સભ્યોએ માન્ય નહીં રાખતાં, બૅન્કોના રાષ્ટ્રીયકરણનો પ્રશ્ન ફરી એક વાર નાણાં ખાતા મારફત તપાસાઈ રહ્યો છે.

લોકસભાના સભ્ય શ્રી. મોહન ધારિયાએ તાજેતરમાં એક લેખ દ્વારા રજૂઆત કરી છે કે વેપારી બૅન્કોમાં જમા થનારો પૈસો મૂઠીભર ઉદ્યોગપતિઓ જ પુષ્કળ પ્રમાણમાં વાપરે છે અને ખેતી માટે આ પૈસાનો ઉપયોગ જેટલો થવો જોઇએ તેટલો થતો નથી. ખેતીના વિકાસ પર ભારતની ઔદ્યોગિક પ્રગતિનો આધાર હોઈ ખેડૂતોને લોનપુરવઠો સુલભ અને મોટા પ્રમાણમાં થાય એ માટે બૅન્કો સરકારી માલિકીની થવી જોઈએ. બીજી તરફ, સહકારી બૅન્કોના ક્ષેત્રમાં લાંબા વખતથી કાર્યરત શ્રી. વામનરાવ વર્દેએ એમના લેખમાં જણાવ્યું છે કે વેપારી બૅન્કોએ ખેતીને લોનપુરવઠો આપવાની જરૂર નથી. આ બૅન્કોએ સો કરોડ રૂપિયાનું એક ફાયનૅન્સ કૉર્પોરેશન રચવાનું ઠરાવ્યું છે. પણ તેમની પાસે વ્યવસ્થાતંત્ર અને અનુભવનો અભાવ હોવાથી બૅન્કોને ખેતી માટે લોનપુરવઠો કરવાનું ફાવશે નહીં એવું શ્રી. વર્દે કહે છે. ખેડૂતો સુધી સહકારી બૅન્કો પહોંચી ગઈ છે અને એ જ લોનપુરવઠો આપી શકશે એવો શ્રી. વર્દેનો મત વાસ્તવિક છે.

તી માટે. લોનપુરવઠો વધારવા ખાતર જ બૅન્કોનું રાષ્ટ્રીયકરણ કરવાનું હોય તો સહકારી બૅન્કોનું કાર્યક્ષેત્ર વધારવાની શ્રી. વર્દેની સૂચના વાજબી હોઇ બૅન્કોનો ગેરવાજબી વહેવાર અટકાવવા માટેની વ્યાપક સત્તાઓ રિઝર્વ બૅન્કને છે, પણ તે વપરાતી નથી એ વસ્તુસ્થિતિ છે. માટે પ્રથમ રિઝર્વ બૅન્કના વહીવટની તપાસ થવી ઘટે અનેએ વહીવટ સુધારવાની પદ્ધતિ નક્કી કરી આપવી ઘટે. ખેતી માટેનો લોનપુરવઠો કેવી રીતે વધારવો એ અંગે ગોરવાલા સમિતિએ વિગતવાર ભલામણો કરેલી છે. પણ એ ભલામણ મુજબ સ્થપાએલી સ્ટેટ બૅન્કે સહકારી બૅન્કોની વૃદ્ધિ ધાર્યા જેટલી કરી નથી, અને સ્ટેટ બૅન્ક જોઇએ તેટલી કાર્યક્ષમ નથી એ વાત રાષ્ટ્રીયકરણ કરવાનો આગ્રહ સેવનારાઓએ પ્રથમ કબૂલ કરવી રહી.

શ્રી. પૈપાણંદીકરના અહેવાલમાં ફ્રેન્ચ બૅન્ક-વ્યવસાયનો દાખલો આપવામાં આવ્યો હોઈ અહીંની બૅન્કો પર અંકુશ રાખવા માટે ફ્રેન્ચ પદ્ધતિ મુજબનું વ્યવસ્થાતંત્ર ઊભું કરવાનું સૂચન છે. અલબત્ત, શ્રી. પૈપાણંદીકરે પણ ફ્રાન્સની પદ્ધતિ મુજબ આપણો બૅન્ક-વ્યવસાય રચવાનું કહ્યું નથી; ફક્ત અંકુશ અંગેના તંત્રની બાબતમાં જ ફ્રાન્સનો દાખલો તેઓ આપે છે.

બૅન્ક ઑફ ફ્રાન્સની સ્થાપના નેપોલિયને કરી. પરંતુ શરૂઆતમાં આ બૅન્ક ખાનગી જ રહી. સમય જતાં સરકાર એમાં દરમિયાનગીરી કરવા લાગી. તેમ છતાં ફ્રાન્સમાંના એકંદર બૅન્ક-વ્યવસાયમાં સરકારી હસ્તક્ષેપ છેલ્લા થોડા દસકાઓમાં જ થવા લાગ્યો. પહેલો અંકુશકાયદો ૧૯૩૦ની સાલમાં અમલી બન્યો. બૅન્કના ડિરેક્ટરપદ માટે કોઈની નિમણૂક કરી શકાશે નહીં એ આ કાયદાએ સ્પષ્ટ કર્યું હતું. સને ૧૯૩૬માં એક તપાસપંચ નીમાયું, તેણે બૅન્ક-વ્યવસાય તપાસ્યો. બૅન્ક-વ્યવસાય પર અંકુશ મૂકવાનો વિચાર આ પંચનો હતો. યુદ્ધસમયમાં વધારે અંકુશો આવ્યા. બે પંચોની સ્થાપના દ્વારા બૅન્ક-વ્યવસાય નિયંત્રિત કરાયો. ૧૯૪૫ની સાલમાં ફ્રાન્સ જર્મનીના તાબામાંથી મુક્ત બનતાં બૅન્કોના રાષ્ટ્રીયકરણ અંગેની નવી કલ્પનાઓ રજૂ થઈ. ક્રેડિટપુરવઠો કઈ રીતે થાય એ ઠરાવવાની સત્તા સરકારને જોઈતી હતી. પુનર્રચનના કાર્ય માટે આવી સત્તા હાથમાં લેવાનું સરકારને સારુ આવશ્યક હતું. માટે, ૧૯૪૬ની સાલના પ્રારંભમાં બૅન્ક ઑફ ફ્રાન્સ અને ચાર મોટી બૅન્કો રાષ્ટ્રીય માલિકીની બની. ત્યાર બાદ, રાષ્ટ્રીયકરણ થયેલ અને ન થયેલ બૅન્કોના નિયંત્રણની વ્યવસ્થા માટેના બે

આપતાં કહ્યું કે 'સાંજે ચોક્કસ આપજો'. મારી પાસે આટલા જ પૈસા છે. ફ્રેંચે આથી ૧૦ ફ્રાંક પાછા આપ્યા અને ત્રણે છૂટા પડ્યા. અને આ રીતે ૪૯૦ ફ્રાંક (લગભગ ૧૮૮૦ રૂ.)માં એમણે જિંદગીનું એક મોટું સુવેનિયર મેળવ્યું. એ મારી સાથે છેતરપીંડી કરવા માગતા હોય તો પણ હું સાવચેત હતો..

'નોત્રદામ' (Our Lady)નું દેવળ ભૂલી ન શકાય તેવું છે. એનું સૌંદર્ય અજર છે. પારીને ૧૧ માઈલ સુધી લપેટાઈને વહેતી સીન અહીં આગળ એક નાનકડો બેટ બનાવે છે, પરંતુ ટાપુની ભૌગોલિક મર્યાદા નજરે ન ચડે તેવો સુંદર આ વિસ્તાર છે.

'એફિલ' મિનારો તો લગભગ ૬૫-૬૭ વર્ષ જૂનો છે. માત્ર ચાર કમાનો પર આટલું ઊંચું કદાવર માળખું એ સમયમાં ઊભું કરવું અતિ દુષ્કર ગણાય. હું ભૂલતો ન હોઉં તો, ઈ. સ. ૧૯૦૦ની આસપાસમાં થયેલા પ્રથમ વિશ્વપ્રદર્શનના એક ભાગરૂપ તે હતો. એફિલ પર જવાની લિફ્ટ છે, અને દરેક મજલે રેસ્ટોરાં, સુવેનિયર-દુકાનો છે. ચારે તરફ પથરાએલું પારી અહીંથી અતિ સુંદર લાગે છે. એફિલની આસપાસ 'નેપોલિયા' એ સ્થાપેલ લશ્કરી શાળા અને માનવ-વિકાસ ગાથાનું સંગ્રહસ્થાન છે.

પારીમાં લોખંડના લખોટાથી રમાતી એક રમત ઘણી પ્રચાર પામેલી છે. હોટેલ ઈનવેલિડેની નજીકના ચોગાનમાં ઘણા માણસો એ રમતા હતા. આજુબાજુ જોનારાઓનાં ટોળાં જામતાં અને એ આખું ય દૃશ્ય એની સાહજિકતાને કારણે ગમી જતું.

બલ્ગેરિયન મિત્રની સાથે ફરવાની મઝા આવી. એ પારીના કંઈક ભોમિયા હતા—ફ્રેંચ પણ જાણતા. અસ્તિત્વવાદીઓની કાફેમાં પણ તે લઈ ગયા. કોઈક વાર સાર્ત્ર અહીં આવે છે. પોતાના દેખાવ તરફ સંભાવના પૂર્વકની નિષ્કાળજી, પોશાકનું વૈચિત્ર્ય, ઢબછબની રૂઢિહીનતા અને કંઈક નવું કરવાની, જોવાની કે અનુભવવાની તમન્ના આ કાફેમાં હતી.

બલ્ગેરિયન ભાઈને મારા શાકાહારીપણામાં રસ જાગ્યો, કારણ કે 'ડિનર', દુકાનમાંથી બ્રેડ, દૂધ, જામ અને ફળ ખરીદીને લેવાનું મેં સૂચવ્યું. (મારો એ જ ક્રમ હતો.) એક નાનકડા બગીચામાં બેસી યોગની ચર્ચા કરતાં કરતાં અમે એ ખાધું—એમને યોગનાં પુસ્તકો મારે મોકલવાં અને મધ્ય યુરોપના કલાનાં એ મને પુસ્તકો આપે એમ નક્કી કર્યું, પણ, અફસોસ; સરનામાં જ લેવાંદેવાં રહી ગયાં!

પારીમાં ૭ દિવસ કરતાં વધુ રહ્યો, પણ કદાચ ૭ મહિના ય એનાં સૌંદર્ય, લોકજીવન, મિજાજ અને ઢાંચને પકડવા માટે ઓછા પડે. એના વરસેઈલ મહેલને જોવામાં જ એક પૂરો દિવસ જાય. એમાં ય રાતની રોશનીમાં ઊભો થતો મિથ્યાભાસ શોભાની ભભક ઊભી કરે છે. અને ત્યારે જ 'ટ્રાયમ્ફ આર્ક' કે 'કૉન્કોર્ડ' આગળ ઊભા રહી ચારે દિશામાં વારાફરતી નજર નાંખતાં કેલિડોસ્કોપના આકાર, રંગ, રોશનીની અચરજભરી મધુરપ જોવાય છે.

પારી છોડી લંડન જવા નીકળ્યો ત્યારે વધારે નહીં રહી શકાયાનું દુઃખ હતું પણ 'પૂરતુ' રહેવાનું કદી બનતું નથી અગર હંમેશ બને છે.

આ પત્ર તો ઘણો લાંબો લખ્યો.

ત્યાં ચૂંટણી પછીનું વાતાવરણ મને અહીં તો શોક પમાડે છે. એમાં ય લંડન 'ટાઈમ્સ'ના દિલ્હી ખાતેના ખબરપત્રી નેવીલ મૅકસવેલની ભવિષ્યવાણી (ચોથી ચૂંટણી ભારતમાંની છેલ્લી ચૂંટણી હશે) આપણા દેશ અને જીવન માટે વ્યગ્રતા ઊભી કરે છે. આ અંગે કંઈક હવેના પત્રમાં મને લખશો એ વિનંતી.

ગયા પત્રમાં ચેકોસ્લોવાકિયામાં અને વિયેનામાં રમાતી બરફ હૉકીનો ઉલ્લેખ મેં કરેલો ને? એ રમનારા અને જોવા આવેલામાંથી મોટા ભાગનાએ ઑસ્ટ્રિયામાં રાજ્યાશ્રય લીધો છે. કારણ? સામ્યવાદી પક્ષના સભ્યોને વહેલી બઢતી મળે છે અને બીજાને નહિ. પહેલાં ભય અને ત્રાસનાં કારણો હતાં ને? હવે આર્થિક પ્રગતિ અને બઢતી છે. સામ્યવાદે પ્રગતિ કરી ગણાય!

*

પણ વ્યવસાય કાર્યક્ષમતા અને સૌજન્યને લીધે સફળ બને છે. બૅંકના વહીવટમાં એની વિશેષ જરૂર રહે છે. આપણા સમાજમાં આ બન્ને ગુણોનો અભાવ છે. એમાંય પાછું કોઈ એક વ્યવસાય સરકારી ક્ષેત્રમાં જો ગયો તો બેપરવાઈ, ઢીલ, વિલંબ એ બધાનું જ વર્ચસ્વ સ્થપાય છે. એટલે બૅન્કોનો પૈસો અનુત્પાદક એવી સટ્ટાબાજી માટે વાપરવા દેવો ન હોય તો પણ એની સાથે સાથે જ, વધતા વહીવટીતંત્ર પર પણ એ ખર્ચાવો ન જોઈએ.

બીજો એક વિચાર આ સંદર્ભમાં રજૂ કરવો રહ્યો. તે એ કે આપણા આર્થિક પ્રશ્નોનો વિચાર કોઈ એક જ ઢાંચામાંથી કરવો યોગ્ય નથી. કોઈ વળી રશિયાએ ફેંકી દીધેલા સિદ્ધાંતનો જ આગ્રહ રાખી બેસે છે, તો બીજાઓ અમેરિકનોનાં ગુણગાન ગાય છે. પરંતુ આ બે પદ્ધતિઓ ઉપરાંત અન્ય દેશોએ કાંઈક જુદા પ્રયોગો કર્યા છે અને હજી પણ તે ચાલુ છે. જાપાન, પશ્ચિમ જર્મની, ફ્રાન્સ, ઈટલી વગેરે દેશો તરફ આપણે નજર નાખીએ તો એક જ ઢાંચાવાળી દૃષ્ટિનો ત્યાગ કરવાનું શકય બનશે. એ કારણે જ, રાષ્ટ્રીયકરણના પુરસ્કર્તાઓ તથા વિરોધીઓએ ફ્રેન્ચ બૅન્ક-વ્યવસાયની માહિતી મેળવવી જોઇએ.

(તા. ૨૧-૧૦'-૬૭) **ગોવિંદ તળવલકર**

[મરાઠી દૈનિક 'महाराष्ट्र टाईम्स' (મુંબાઈ)માંથી, સાભાર]

\+ \+ \+

## મુક્ત નાણાવટું જોખમ છે?

તાજેતરમાં બૅન્કો ઉપર સામાજિક અંકુશ મૂકવાની ચર્ચા આપણા દેશમાં વહેતી થઇ છે. જેમ ઇમ્પીરિયલ બૅન્કનું રાષ્ટ્રીયકરણ થયું અને તેને સ્ટેટ બૅન્ક ઑફ ઇન્ડિઆના સ્વરૂપમાં ફેરવવામાં આવી અને જેમ જીવન વીમાનું રાષ્ટ્રીયકરણ થયું તેમ દેશની અત્યારની વ્યાપારી બૅન્કોનું પણ સામાજિકરણ કે રાષ્ટ્રીયકરણ થાય તો તેનાં ઘણાં ગંભીર પરિણામો આવે. સામાન્યરીતે રાષ્ટ્રીયકરણ બે મુખ્ય કારણોથી કરવું પડે છે. એક તો એ કે ખાનગી સાહસ હસ્તકની પેઢીઓ વ્યવસ્થાની દૃષ્ટિએ બગડી જાય, તો તે પેઢીઓ પ્રજાને યોગ્ય કક્ષાની અને પૂરતી સેવાઓ આપી શકે નહિ. આવી પેઢીઓના માલિકો પોતાના જ સ્વાર્થને લક્ષ્યમાં રાખીને વ્યવસ્થા ચલાવે ત્યારે પ્રજાનું શોષણ થાય, સંપત્તિનું કેન્દ્રિયકરણ થાય, મૂડીનો વ્યય થાય અને સમગ્ર અર્થકારણને પણ આર્થિક મુશ્કેલીઓ વેઠવી પડે. આવું બને ત્યારે આ વ્યવસ્થાને કાયદાઓ કે અન્ય સાધનો દ્વારા સુધારવા પ્રયાસ થાય અને જ્યારે સુધારો થવો અશકય જ હોય ત્યારે તેથી તમામ ખાનગી માલિકીની પેઢીઓનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવે છે. રાષ્ટ્રીયકરણનું બીજું કારણ છે મૂડી મેળવવાનું પ્રલોભન. ભારતમાં આપણે મૂડીની તંગી ભોગવતા આવ્યા છીએ. એટલે જ્યાંથી મૂડી મળી શકે તેમ છે ત્યાંથી મેળવવા આપણે પ્રયાસ કરીએ છીએ. રાષ્ટ્રીયકરણથી આળસુ બની પડી રહેલી મૂડી સરકાર હસ્તક જાય છે અને આર્થિક વિકાસના પ્રયત્નોમાં તેને કામે લગાડાય છે.

ભારતમાં બૅન્કોના રાષ્ટ્રીયકરણના પ્રશ્નને આ બે માપદંડોની મદદથી તપાસવો જોઈએ. રાષ્ટ્રીયકરણની હિમાયત કરનારાઓની નજર આ બે બાબતો પર છે. ભારતની વેપારી બૅન્કોનો વહીવટ પ્રજાના હિતની વિરુદ્ધ છે અને રાષ્ટ્રના ઔદ્યોગીકરણના પ્રયાસોમાં બૅન્કોએ ફાળો આપ્યો નથી એવી દલીલ રાષ્ટ્રીયકરણના હિમાયતીઓ કરે છે. રાષ્ટ્રીયકરણની તરફેણ કરનારામાંના કેટલાંકની એવી પણ માન્યતા છે કે બૅન્કો પાસે સારા પ્રમાણમાં મૂડી છે અને જો રાષ્ટ્રીયકરણ થાય તો તે મૂડીનો ઉપયોગ અન્ય ક્ષેત્રોએ આર્થિક વિકાસમાં થઈ શકે.

બૅન્કોના રાષ્ટ્રીયકરણની તરફેણ કે વિરોધ કરતાં પહેલાં બૅન્કો પાસેથી ખરેખર કયા પ્રકારની કામગીરીની આપણે અપેક્ષા રાખી શકીએ તે વિચારવું જોઈએ. એક વાત આપણે યાદ રાખવી જોઈએ કે આર્થિક વિકાસમાં પ્રત્યક્ષ ફાળો બૅન્કો આપે એવી અપેક્ષા વાજબી નથી. તત્ત્વતઃ બૅન્કો માત્ર નાણાકીય સ્થિરતા સાચવવાનાં કાર્યોમાં મદદ કરે એવી અપેક્ષા રાખી શકાય. પ્રજા વધુ પ્રમાણમાં બચત કરે અને તેને મૂડીસર્જન તરફ વાળે તે દિશાનો પ્રયત્ન બૅન્કોનો હોવો જોઈએ. વળી, આ ઉપરાંત થાપણો દ્વારા જમા થયેલ મૂડી-ભંડોળ વ્યાપાર-ઉદ્યોગ અને ખેતી વિકાસનાં ક્ષેત્રોમાં ચાલુ

જેમ બીજાં દર્દોનાં વાઇરસો છૂટાં પાડી શકાયાં છે તેમ. પરંતુ લેવ ઝિલ્બર માને છે કે કૅન્સરનું વાઇરસ અન્ય ચેપી વાઇરસ કરતાં જુદી રીતે પ્રક્રિયા કરે છે. તે કોષનો નાશ કરતું નથી. પણ તેના વંશાનુગતિકતાના અંશોમાં ફેરફાર પ્રેરે છે.

જેમ મચ્છર મેલેરિયા પેદા કરતો નથી પણ ફક્ત તેનો વાહક છે તેમ કૅન્સર વાઇરસ શરીરના પદાર્થોથી નિરાળા અણુસંકીર્ણ પદાર્થો શરીરમાં દાખલ કરે છે. આ પદાર્થો કોષોની અસાધારણ વૃદ્ધિ કરી કૅન્સર પેદા કરે છે. પ્રશ્ન ઉદ્‌ભવે છે: ધારો કે કૅન્સર-ઉત્પાદક બહારનો પદાર્થ કોષમાં દાખલ થઈ ગયો છે. તો, જેમ અન્ય દર્દોમાં થાય છે તેમ શરીર તેનો પ્રતિકાર ન કરી શકે?

કૅન્સરના ક્ષેત્રમાં કાર્ય કરનાર સંશોધકો માનતા હતા કે કૅન્સરમાં કોઈ બહારના પ્રોટીનની હાજરી નથી. પણ હવે પુરવાર થયું છે કે કૅન્સરની ગાંઠમાં શરીરના પ્રોટીન કરતાં જુદાં પ્રોટીન અસ્તિત્વ ધરાવે છે.

કૅન્સરના નિવારણ માટે ચાલતાં આધુનિક સંશોધનનો આ પાયો છે. કૅન્સર અટકાવે એવી રસી શોધી કાઢવાના પ્રયત્નો ચાલી રહ્યા છે અને એ આશાસ્પદ બનતા જાય છે.

આંકડા વડે પુરવાર થયું છે કે ફેફસાંના કૅન્સરવાળા ૮૦ ટકા ધુમ્રપાન કરનારા છે. આવા દર્દીઓ ઇંગ્લેન્ડમાં સૌથી વધારે છે; અમેરિકામાં તેમની સંખ્યા વધતી જાય છે. જાપાનમાં પેટનું કૅન્સર અતિ પ્રચલિત છે. કલેજાનું કૅન્સર એશિયા અને આફ્રિકાના કેટલાક પ્રદેશોમાં અતિ વ્યાપક રીતે વિસ્તૃત છે. આનું કારણ ખોરાકમાં પોષક પ્રોટીનનો યોગ્ય પ્રણામમાં અભાવ છે એમ ગણવામાં આવે છે.

એવું માનવાને કારણ મળે છે કે રાંધેલા ચોખા (ભાત) અને બીજી રાંધેલી ખોરાકી ચીજોને રાખી મૂકતાં (વાસી બનતાં) જે વિશિષ્ટ રાસાયણિક પદાર્થો તેમાં પેદા થાય છે અને એ વસ્તુઓ ખાવાથી પેટમાં જાય જાય છે તે કૅન્સરોત્પાદક અંશો તરીકે કામ કરે છે. એવું સાબિત થયું છે કે અનાજ પર જે ફુગ થાય છે તેમાં ઝેરી પદાર્થો પેદા થાય છે, જે કૅન્સરની ઉત્પત્તિનું નિમિત્ત બને છે. ફુગો અને વનસ્પતિઓમાં જે કૅન્સર પેદા કરનાર પરાર્થો પેદા થાય છે તે શોધવા અને તેને છૂટા પાડવા પુષ્કળ સંશોધન ચાલી રહ્યું છે.

અત્યારે જે સંશોધન કાર્ય ચાલી રહ્યું છે તે દર્શાવે છે કે કૅન્સર અટકાવવાની ખરી તક સંશોધકોને મળી રહી છે અને કૅન્સર નિવારણનો ઉપાય—કૅન્સર પર વિજય —હાથવેંતમાં લાગે છે. માનવીને આ જીવલેણ દર્દમાંથી મુક્તિ અપાવનાર સંશોધન માનવજાતને ખૂબ ઉપકારકારક નીવડશે એમાં શંકા નથી.

**નરસિંહ મૂ. શાહ**

\+ \+ \+

## કૅન્સર અંગે નવી શોધ

સજીવ સૃષ્ટિના કોષોમાં ઉત્પન્ન થતા કુદરતી પ્રોટીન સંબંધમાં અમેરિકાના વૈજ્ઞાનિક સંશોધનકારોને નવો પ્રકાશ સાંપડ્યો છે. આ શોધથી 'કૅન્સર'ના રોગ સામેના જંગમાં નવો મોરચો ખૂલે છે.

ટેનેસી યુનિવર્સિટીના જીવ-રસાયણશાસ્ત્રના બે વિદ્વાનો ડૉ. નાથન સ્નોએન અને ડૉ. શેરેલ સી. સ્મિથે એક નવા પ્રકારના એમિનો ઍસિડની શોધ કરી છે. આ એમિનો ઍસિડને છૂટો પણ પાડી શકાય છે. એનું ટૂંકું નામ એચ.પી અને આખું નામ પી–હાયડ્રોક્ષી-મેથીલ–એલ–ફેનીલેનાઈન છે. આ એમિનો ઍસિડની શોધ કરતાં સોળ વર્ષ લાગ્યાં છે. આવો પદાર્થ છે એમ સૈદ્ધાંતિક રીતે જાણ્યામાં હતું પણ તે અપ્રાપ્ય હતો. એ પ્રોટીનનું બંધારણ રચે છે. એમિનો-ઍસિડની 'ચેઇન'ને મોટી સંખ્યામાં ભેગી ગૂંથી લેવામાં આવે તો તેમાંથી પ્રોટીનનો અણુ બંધાય છે.

કૅન્સરની ગાંઠ અમુક પ્રકારના એમિનો ઍસિડને ખાસ કરીને અંદર ઉતારી દે છે એવા સિદ્ધાંતના આધારે કૅન્સર માટેનાં નવાં ઔષધોની શોધ ચાલે છે. એટલે લેબૉરેટરીમાં એવાં એમિનો-ઍસિડને મળતાં ઔષધો તૈયાર કરવામાં આવે છે પણ એ દરેકની શક્તિ જુદા જુદા પ્રમાણની હોય છે.

ફેનીલાલેનિન અને ટાયરોસિન આ બે પ્રકારનાં એમિનો ઍસિડ બધા છોડમાં અને પ્રાણીઓમાં મોજૂદ હોય છે અને તે વિના જીવન સંભવી શકતું નથી. એચ.પી આ બે વચ્ચેનો એમિનો ઍસિડ છે.

[ યુ. એસ. આઈ. એસ. પ્રકાશિત 'વિજ્ઞાનનું અવનવું'માંથી સાભાર. તા. ૨૭–૯–૧૯૬૭ ]

*

અન્ય વિભાગોમાં પણ ઘણો સારો વિકાસ જાળવી રાખ્યો છે. કમાણીની માત્રા જેમ વધી છે તેમ ખર્ચની માત્રા પણ વધી જ છે. માત્ર બૅન્કોની સંખ્યામાં ધરખમ ઘટાડો થયો છે. એક દૃષ્ટિએ તે પણ સુધારણા જ દર્શાવે છે. કારણ કે તે સંગીન વ્યવસ્થા એટલે કે એકમોને મજબૂત બનાવવા તરફનું વલણ દર્શાવે છે. આનો અર્થ એવો નથી કે તેથી સેવાનું ક્ષેત્ર મર્યાદિત બન્યું છે. ખરેખર તો કાર્યાલયોની સંખ્યામાં સારો એવો વધારો થયો છે. આનો અર્થ એ છે કે ભારતની વેપારી બૅન્કોએ સુધારણા, સંગીનતા અને વિકાસ એક સાથે છેલ્લા પંદર વર્ષમાં હાંસલ કર્યાં છે.

વેપારી બૅન્કો વિષેની પ્રકાશિત થયેલી અન્ય માહિતી પણ એમ સૂચવે છે કે કમાણીમાં જે વૃદ્ધિ થઈ છે તેથી માત્ર નફો જ વધ્યો છે એવું નથી. નફાની વૃદ્ધિ કરતાં પણ થાપણો ઉપર અપાતું વ્યાજ વધુ વૃદ્ધિ સૂચવે છે. તે ઉપરાંત કર્મચારીઓને જે વળતર અપાય છે તેની વૃદ્ધિ પણ ઘણી જ છે. આમ કુલ ખર્ચની વૃદ્ધિમાં નફો બલવત્તર નથી. નફામાં પણ કેન્દ્રિયકરણ જણાતું નથી. કારણ કે મોટા ભાગનો નફો શેરહૉલ્ડરોમાં વહેંચાયેલો જણાય છે. બૅન્કોના વિસ્તારીકરણના કાર્યક્રમમાં સ્થાપના ખર્ચનું પ્રમાણ ૧૯૫૧ આસપાસ જે હતું તે આજે ઘટ્યું છે. આથી કરકસર અને કાર્યદક્ષતામાં પણ વૃદ્ધિ થઈ હોય તેવું જણાય છે.

વેપારી બૅન્કોના રોકાણના આંકડા પણ જણાવે છે કે વેપારી બૅન્કોએ પોતાના ગજા ઉપરવટ જઇને પણ રાષ્ટ્રના ઔદ્યોગિક વિકાસમાં સારો ફાળો આપ્યો છે. નીચે આપેલો કોઠો ઉપરના વિધાનને અનુમોદન આપશે.

**વેપારી બૅન્કોનું ધિરાણ**

| વિગત | ૧૯૫૦ | ૧૯૬૦ | ૧૯૬૫ |
|---|---|---|---|
| ૧ ઉદ્યોગ ક્ષેત્રે | ૩૧.૫% | ૪૭.૪% | ૬૧.૫% |
| ૨ વ્યાપાર „ | ૩૬.૦% | ૩૨.૮% | ૨૫.૬% |
| ૩ નાણાકીય „ | ૧૬.૧% | ૬.૭% | ૪.૫% |
| ૪ વ્યક્તિગત અને ધંધાકીય ક્ષેત્રે | ૭.૮% | ૭.૯% | ૫.૮% |
| ૫ અન્ય | ૮.૬% | ૫.૨% | ૨.૬% |
| કુલ | ૧૦૦.૦% | ૧૦૦.૦% | ૧૦૦.૦% |

ઉપરના આંકડાઓ એમ સ્પષ્ટપણે દર્શાવે છે કે આપણે જે પ્રકારની ધીરાણ-વ્યવસ્થાની અપેક્ષા રાખી શકીએ તે વેપારી બૅન્કોએ સંતોષી છે. મોટા ભાગની વેપારી બૅન્કોની શક્તિ ઉદ્યોગોના ક્ષેત્ર માટે વપરાતી જણાય છે.

આમ, આટલી માહિતી દર્શાવે છે કે વેપારી બૅન્કોનું રાષ્ટ્રીયકરણ કરવા જેવી પરિસ્થિતિ માલૂમ પડતી નથી. આપણે જાણીએ છીએ કે વેપારી બૅન્કો ગામડાઓમાં ખેતીવાડીમાં, નાના ઉદ્યોગોમાં તથા નિકાસ ક્ષેત્રે ઘણું ઓછું ધીરાણ કરે છે. પણ, ત્યાં ઉધરાણ તેમને માટે સલામતી અને નફાની દૃષ્ટિએ યોગ્ય નથી. માત્ર વેપારી બૅન્કોને ક્ષેત્રે જ ક્ષતિ છે તે માન્યતા ભૂલભરેલી છે. વેપારી બૅન્કો તે તે વિભાગમાં રસ લેતી થાય તેવું વાતાવરણ ઉપસ્થિત કરવાની જવાબદારી પ્રથમ આપણી છે, બૅન્કોની નહિ.

રાષ્ટ્રીયકરણ એ ઘણો મોટો ફેરફાર છે. આવો ફેરફાર કરતાં પહેલાં તમામ પાસાંઓનું સૂક્ષ્મ પરીક્ષણ થવું ઘટે. આર્થિક વિકાસની બાબતમાં કોઈ એક સિદ્ધાંતને પકડીને જડતાથી બેસી રહેવું બરાબર નથી. વ્યવહારુ દૃષ્ટિએ જ દરેક પ્રશ્નની વિચારણા થવી ઘટે. જો રાષ્ટ્રીયકરણથી વધુ આર્થિક લાભો અને ઓછું આર્થિક નુકસાન જણાય તો રાષ્ટ્રીયકરણ જરૂર કરવું અને જો ન જણાય તો રાષ્ટ્રીયકરણથી દૂર રહેવું એમાં જ ડહાપણ છે. અત્યારની પરિસ્થિતિમાં રાષ્ટ્રીયકરણ વધુ આર્થિક લાભો આપી શકશે એમ માનવું વધુ પડતું ગણાશે.

(તા. ૨૭ ઑક્ટોબર ૧૯૬૭) **નટવરલાલ ઉ. રાજગુરુ**

*

કાયદાઓ પસાર થયા. રાષ્ટ્રીય માલિકી પ્રસ્થાપિત થયેલી બૅન્કોના શેરહોલ્ડર્સને મુદતી રોકડલોન આપવામાં આવી અને એના પર વ્યાજ આપવામાં આવ્યું. વિભાગીય સ્થાનિક બૅન્કો જો કે સરકારી માલિકી હેઠળ મુકાઈ નહોતી પ્રથમ ચાર મોટી બૅન્કોમાં ફ્રાન્સમાંની કુલ ડિપૉઝિટો પૈકી ૫૭ ટકા ડિપૉઝિટો હતી અને એટલી જ રાષ્ટ્રીય માલીકીની બની. આ બૅન્કોની માલમત્તા અને એ પરનો બોજો એમ બન્નેય સરકારને હસ્તક આવ્યાં છતાંય રાષ્ટ્રીય માલિકીની બૅન્કો પાસે કાયદા પ્રમાણે સ્વાયત્તતા છે. આ બૅન્કોનું સંચાલન-મંડળ નાણાં ખાતું તથા મજૂરસંઘો તરફથી નીમાય છે અને તેથી અનેકવિધ હિતસંબંધોનું પ્રાતિનિધિક એવું તે મંડળ હોય છે.

સને ૧૯૪૫માં ફ્રેન્ચ સરકારે કરેલા કાયદા મુજબ ક્રેડિટપુરવઠાની વહેંચણી પર સરકારી અંકુશ આવ્યો. સરકારનો એના પર પ્રભાવ પડવા લાગ્યો. પાંચ મોટી બૅન્કો રાષ્ટ્રીય માલિકીની બનાવી હોવા છતાં અન્ય બૅન્કો પર કોઈ ને કોઈ રીતે સરકારી અંકુશો છે. કેટલીક બૅન્કો અર્ધ-સરકારી માલિકીની છે, કેટલીકનું સ્વરૂપ કૉર્પોરેશન જેવું છે. એનો અર્થ એ કે સહુને સારુ એક સરખી જ નીતિનું અવલંબન કરવામાં આવ્યું નથી. આ મોટી બૅંકો રાષ્ટ્રીય માલિકીની થયા પછી એમાંની ડિપૉઝિટોનું પ્રમાણ ઓછું ન થયું, બલ્કે વધ્યું.

ખેતીના વિકાસ માટે ફ્રાન્સે બૅન્કોને રાષ્ટ્રીય માલિકીની બનાવી નથી. ખેતી-વિકાસ માટે ખેતીવાડી-બૅન્ક એ સાવ જુદી બૅન્ક છે. અને તે સરકારી માલિકીની છે. વેપારી બૅંકોએ ખેતીના વિકાસ માટે ક્રેડિટપુરવઠો કરવાની યોજના ફ્રાન્સમાં અસ્તિત્વમાં નથી અને આ બૅન્કોને ખેતીવિકાસ માટે રાષ્ટ્રીય માલિકીની બનાવવાની કલ્પના પણ ત્યાં રજૂ થઈ નથી. ફ્રાન્સમાંની ખેતીવાડી-બૅન્ક ખેતીવિષયક ખાતાના પ્રધાનના અંકુશ હેઠળ હોય છે. વિભાગીય ખેતીવાડી-બૅન્કોના સંચાલક-મંડળને માન્યતા આપવી, આ બૅન્કોનું સભ્યપદ માન્ય કે અમાન્ય કરવું વગેરે સત્તાઓ કેન્દ્રીય ખેતીવાડા ખાતા પાસે છે. ખેતીવાડી ક્રેડિટપેઢીઓ અને આ કેન્દ્રીય ખેતીવાડી-બૅન્ક ફ્રાન્સમાંની ખેતીને પુષ્કળ પ્રમાણમાં સહાય કરે છે અને તેથી ત્યાંની ખેતીવાડી ફુલીફાલી છે. નૅશનલ ક્રેડિટ કાઉન્સિલ, બૅન્ક કન્ટ્રોલ કમિશન, વગેરે વ્યવસ્થાતંત્ર મારફત ફ્રેન્ચ સરકાર બૅન્કવ્યવસાય પર અંકુશ મૂકે છે. કંટ્રોલ કમિશન રાષ્ટ્રીય બૅંકો માટે ઑડિટર નીમે છે. આ ઑડિટર સંચાલક-મંડળની દરેક બેઠકમાં હાજર રહે છે; બૅન્કના બધા કાગળો-દસ્તાવેજો જોવા અને વાર્ષિક અહેવાલ તૈયાર કરવો એ એનું જ કાર્ય હોય છે. રાષ્ટ્રીયકરણને લીધે ફ્રાન્સમાંનો બૅન્ક-વ્યવસાય આપણે ત્યાંના સ્ટેટ બૅન્ક અગર અન્ય સરકારી કારખાનાંની જેમ બિનકાર્યક્ષમ બન્યો નથી. ઊલટું, ફ્રેન્ચ વિકાસ યોજનાઓએ વિકાસની જે ગતિ નિશ્ચિત કરી હતી તેને તે પોષક ઠર્યો, એટલું જ નહિ પણ નક્કી કરેલા લક્ષ્યાંકોને વટાવીને ફ્રેન્ચ વિકાસ-યોજનાઓએ વધુ મજલ કાપી છે એમ જણાશે.

આપણે ત્યા બૅન્કોના રાષ્ટ્રીયકરણનો સવાલ ચર્ચાય છે ત્યારે રાજકીય સ્વરૂપરંગ દર્શાવાય છે. તેવું ન બતાવતાં આ પ્રશ્નનો આર્થિક ને વ્યાવસાયિક દૃષ્ટિથી વિચાર થવો ઘટે. રાષ્ટ્રીયકરણની બાજુ રજૂ કરનારાઓ વેપારી બૅન્કોના માથે અનેક દોષોના ટોપલા ઢોળે છે, તો રાષ્ટ્રીયકરણના વિરોધીઓ પોતાના બૅન્ક-વ્યવસાયની કર્તબગારીનાં વખાણ ગાતાં રહે છે. આ બન્ને ભૂમિકાઓ વાજબી નથી. બૅન્ક-વ્યવસાયની કર્તબગારી કેટલી છે એનો ખાનગી બૅન્કવાળાઓને અંદાજ મેળવવો જ હોય તો પાંચ-છ માસ પહેલાં 'ફાઇનૅન્શીઅલ ટાઈમ્સ' જેવા વજનદાર બ્રિટિશ દૈનિકો દુનિયામાંની બૅન્કો વિષે પ્રસિદ્ધ કરેલી પુરવણી તેઓ જુએ. ભારતીય બૅન્કો વિષે એ પુરવણીમાંના લેખમાં સ્પષ્ટ જ કહ્યું છે કે બૅન્કોમાંની ડિપૉઝિટો વધવાનું કારણ બૅન્કોની ઉપક્રમશીલતા અગર કર્તબગારી નથી પણ ચલણવધારાને કારણે લોકોના હાથમાં વધારે પૈસો આવ્યો અને એના પ્રમાણમાં ડિપૉઝિટો વધી છે. બૅન્કોએ પોતે થઈ ને કોઈ ખાસ પ્રયાસો કર્યા નથી. વ્યાજનો દર ઓછો રાખવાની પદ્ધતિ પર પણ આ લેખમાં ટીકા કરાઈ છે.

આ સ્થિતિમાં બૅન્કોનું રાષ્ટ્રીયકરણ કરવાની જરૂર છે, કે એના પર વધુ અંકુશો કડક રીતે મૂકીને એમનો અમલ બરાબર કરવાથી કાર્ય સિદ્ધ થવાનું છે, એનો વિચાર કરવો જોઈએ. એમ કરતી વખતે આપણી સામાજિક અને આર્થિક પરિસ્થિતિ તથા બીજા દેશોનો અનુભવ—એ બધાંનો વિચાર કરવાનું યોગ્ય ઠરશે. કોઈ

પ્રયત્ન હોવો ઘટે. જ્યાં સુધી કશુંક સત્ત્વવાળું નક્કર સ્થપાઈને સ્થિર નથી થતું ત્યાં સુધી ઉન્મૂલનનો અર્થ નથી રહેતો. 'નાભિશ્વાસ' લેતી નવલકથામાં આ નવીન વિભાવનાએ પ્રાણ પૂર્યો છે, એમ ચોક્કસ કહી શકીશું, પણ એનો થતો અતિરેક હાનિકારકેય નીવડ્યો છે. નવીનોમાં કલાપરત્વેની સાચી સૂઝ જોવા મળે છે. પણ એમના સર્જનમાં એ દૃષ્ટિનો યથોચિત વિનિયોગ થયેલો જોવા નથી મળતો. સર્ગપ્રતિભાને બળે કૃતિને જે સ્વયપર્યાપ્ત ઘાટ મળવો જોઈએ, એ ઘાટ નથી મળતો. શબ્દની સુસ્વન સૃષ્ટિમાં સર્જકની અનુભૂતિ એકરાગ થાય ત્યાર પછી જ એમાંથી કોઈ શબ્દેશબ્દને સાંકળીને પડેલી pattern–ભાત ઉપસે. કેવળ અનુભવો, સ્થૂળ ઘટનાઓ એ પોતે જ કોઈ કૃતિ નથી–કલા નથી. એ બધા જ અનુભવો, ઘટનાઓ કલાસૃષ્ટિમાં કલાના અનુભવો, કલાની ઘટનાઓ બની રહે એટલી સૂક્ષ્મ-કોટિ સુધી તવાવા દેવાના હોય છે. સર્જક પાસે વેધક નજર હોય, વાચન-મનન હોય, અનુભવો હોય પણ એ બધાંને એક રસે રસીને કલાદેહ આપે એવી નવ-નવોન્મેષ–શાલિની પ્રજ્ઞા–પ્રતિભાનો અભાવ હોય તો સર્જનાત્મકકૃતિ નથી નીપજતી. આ બધાને સાકારે–આકારે એવા ઋતનો આવિર્ભાવ ગણ્યાગાંઠ્યા મનીષીઓ-ની કૃતિઓમાં જ થાય છે, એવાઓ માટે 'यमैवैषवृणते तेन लभ्यः।' એમ જ કહેવું રહ્યું ને? સાર્ત્ર, કામુની કૃતિઓમાં આજના નવીનોમાં જોવા મળતી વિચ્છિત્તિ, વિરતિ–absurdity–બધું જ છે. પણ એ અનુભૂતિ અમિત સર્ગશક્તિને કારણે કલોચિત અભિ-વ્યક્તિ પામી હોવાથી અખંડ રસમય કલાપુદ્ગલનો–નિર્ભેળ કલાકૃતિનો અનુભવ કરનારી નીવડી છે.

નવલકથાની વાત કરતાં કરતાં બીજું પણ વિચારી લેવા જેવું છે. 'ચાલો થોડુંક નવું વાંચ્યું, થોડુંક જોયું એટલે બેચાર દિવસના ગાળામાં કશુંક નવું લાગે એવું ઘસેડી મારીએ' એવી કોઈ તૈયારીથી નવલકથા લખી ન શકાય. નવલકથા એક રીતે તો બધા જ સાહિત્ય સ્વરૂપો કરતાં most serious attempt છે. નવલ-કથાકારને એક નવો પ્રદેશ, નવું વિશ્વ, નવું જીવન, પોતાની પ્રોજ્જ્વલ પ્રતિભાને બળે નવલકથાની સૃષ્ટિમાં ઊભું કરવાનું-સર્જવાનું હોય છે. એણે અભિવ્યક્ત કરેલું જીવન અને વાસ્તવ જીવન એ ઉભય વચ્ચે જોજનોનું અંતર છે. એણે સર્જેલું જગત–જીવન સ્થૂળ જગત જીવન કરતાં 'finer, truer and more vivid' હોવું જોઇએ. નવલકથાને સદૈવ જીવંત રાખનારું તત્ત્વ એણે સર્જેલું પોતાનું જગત છે, એ જગતમાં જીવન જીવતાં એને અભિપ્રેત એટલાં માનવપાત્રો છે. કોઈ પણ યુગનો કોઈ પણ નવલકથાકાર જીવનસંદર્ભનો, માનવ-હૃદયનો છેદ ઉડાડીને કદી પણ સફળ-ચિરંજીવી કૃતિ ન જ આપી શકે. એટલે નવલકથાકાર બાહ્ય જગત ચીતરે કે આંતર જગત ચીતરે, પણ એને તો એ ચિત્રમાં સમગ્ર માનવ અસ્તિત્વને ઉજાળે–અજવાળે એવાં મંથનો–મૂંઝવણોને પ્રત્યક્ષ કરી આપવાં પડે છે. કેવળ પોચટપ્રેમની એકાંગી અનુભૂતિઓ, નિજી જીવનની વિભીષિકાઓ નવલકથા નથી બની જતી. પ્રેમાનુભૂતિ નવલકથાનું સાધન છે, સાધ્ય નથી. એ જ્યારે સાધ્ય બની જાય છે ત્યારે કલાદેહ ઠીંગરાઈ જતો હોય છે. એકાંગી અનુભૂતિઓને, નિજી વિભી-ષિકાઓને, મંથનોને–મૂંઝવણોને સર્જકે સમષ્ટિના સંદર્ભ-માં મૂકી આપવાનાં હોય છે. 'Out-Sider' એ એક વ્યક્તિકથા જ છે, છતાં એના નાયકને અભિપ્રેત values કામૂએ સમષ્ટિના સંદર્ભમાં મૂકી આપી છે, જે values જગતને પડકારરૂપ બની જાય છે. આ રીતે એ વ્યક્તિકથા વ્યક્તિકથા રહીને જ સમષ્ટિકથા બને છે. અને એ સમષ્ટિકથા બને છે તેટલે જ એની છિન્ન-ભિન્નતા, એનાં ક્રૂર કાર્યો પરત્વે સહૃદયપાઠક સહાનુ-ભૂતિથી જુએ છે. સમષ્ટિથી પૃથક્ આત્મરત વ્યક્તિની કથાનું નવલકથામાં કોઈ મહત્ત્વ નથી. નવલકથાના સાંગોપાંગને છાઇવળીને પડેલું આવું કોઇ માનવીય ઋત જ આસ્વાદનો વિષય બને છે. સ્કેઇબિર નવલકથાના Bad, Good and Great–એવા પ્રકાર પાડતાં જણાવે છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. 'The ultimate test of the quality of a novel lies, not in its 'readability,' essential though this is, nor in a well-constructed plot, nor in its literary style, but simply and solely in the degree of Truth which it embodies, truth, first

મૂડીની જરૂર સંતોષવામાં વપરાય તેવો પણ બૅન્કોનો પ્રયાસ હોવો જોઈએ.

બૅન્કો લાંબા-ગાળાના મૂડી રોકાણમાં પ્રત્યક્ષ રીતે ભાગીદારી નોંધાવે તે અપેક્ષા વધારે પડતી છે. જગતના ભાગ્યે જ કોઈ દેશમાં બૅન્કો લાંબાગાળાનું પ્રત્યક્ષ મૂડી-રોકાણ કરતી હશે. માત્ર ચાલુ જરૂરિયાત, ટૂંકાગાળાની મૂડીની જરૂરિયાત સંતોષવામાં જ બૅન્ક-નાણાંનો ઉપયોગ થાય છે. જ્યાં મૂડીની તરલતા ઘણી મહત્ત્વની છે ત્યાં લાંબા ગાળાનું બીન-તરલ પ્રકારનું મૂડી-રોકાણ કેમ અપેક્ષિત હોઈ શકે? બૅન્કો 'મૂડી' આપે એવી અપેક્ષા વધુ પડતી છે. બૅન્કો માત્ર 'સેવા' આપનારી સંસ્થાઓ છે તે પ્રથમ આપણે સમજી લેવું જોઈએ. આર્થિક વિકાસ માટેનાં સાધનો પ્રત્યક્ષ રીતે બૅન્કો પૂરાં પાડે તેવી અપેક્ષા રાખી શકાય નહિ. વ્યાપાર-ઉદ્યોગ અને ખેતી કે વાહનવ્યવહાર-ના ક્ષેત્રે નાણાકીય લેવડ-દેવડને કે સોદાઓને વધુ સરળ બનાવે, સલામતી બક્ષે તે જવાબદારી બૅન્કોની જરૂર માની શકાય. આમ, નાણાંકીય સ્થિરતા રાખવાની જવાબ-દારી બૅન્કોની છે તેમ માની શકાય. આથી બૅન્કોને જે નફો થાય છે તેનો ઉપયોગ મૂડીના વળતરને ઊંચે લઈ જવા માટે કે કર્મચારીઓના વેતન વૃદ્ધિ માટે જ વાપરવો જોઈએ એવું ન માનવું જોઈએ. પરંતુ તે નફાનો ઉપયોગ બૅન્કની સેવાના વધુ વિસ્તાર માટે વપરાવો જોઈએ જેથી વધુ પ્રદેશો અને વધુ લોકોને બૅન્કિંગ સેવા પ્રાપ્ત થાય.

આર્થિક વિકાસ માટે જરૂરી મૂડીનો પુરવઠો પૂરો પાડવાની જવાબદારી નાણાવિભાગમાં બૅન્કો સિવાયની અન્ય ખાસ ઊભી કરેલી સંસ્થાઓની છે. બૅન્કોનું કામ છે માત્ર પૂરક. આર્થિક વિકાસનો ઉપાડ બૅન્કો ન કરી શકે. આર્થિક વિકાસથી આવક વધી હોય તો તે વધેલી આવક લોકો પાસેથી વધુ પ્રમાણમાં ખેંચી લેવાનું કામ બૅન્કો અવશ્ય કરે. કયા ક્ષેત્રમાં બૅન્કોએ ધીરાણ કરવું અને કયા ક્ષેત્રમાં બૅન્કોએ ધીરાણ ન કરવું તે સલામતી અને નફા ઉપર જ આધારિત રાખવું જોઈએ. બૅન્કોનું ધીરાણ અમુક ક્ષેત્રમાં વધુ વળે અને અમુક ક્ષેત્રમાં ઓછું વળે તે માટે સરકાર પાસે અનેક સાધનો છે તેનો ઉપયોગ થઈ શકે છે. આ સાધનોની મદદથી અમુક ક્ષેત્રોને વધુ આકર્ષક ચોક્કસ બનાવી શકાય છે. આ માટે માત્ર કાયદાઓથી કે રિઝર્વ બૅન્કના હુકમથી કૃત્રિમ ફેરફાર કરવો એ બૅન્કને અન્યાય કરવા બરાબર છે.

બૅન્કો પાસેથી આપણે જે કામની અપેક્ષા રાખી શકીએ તેના સંદર્ભમાં બૅન્કોની કામગીરી આપણે તપાસવી જોઈએ. રિઝર્વ બૅન્ક ઑફ ઇન્ડિઆ દ્વારા પ્રકાશિત માહિતીના આધારે તૈયાર થયેલો કોઠો નીચે આપ્યો છે તે આપણે જોઈએ. આ કોઠો સંક્ષિપ્તમાં ભારતીય વેપારી બૅન્કોની સંકલિત માહિતી પૂરી પાડે છે.

| વિગત | ૧૯૫૧ | ૧૯૫૬ | ૧૯૬૧ | ૧૯૬૫ |
|---|---|---|---|---|
| ૧ બૅન્કોની સંખ્યા | ૫૬૬ | ૪૨૩ | ૨૯૨ | ૧૦૯ |
| ૨ કાર્યાલયોની ,, | | | | |
| अ. ભારતમાં | ૪૧૫૧ | ૪૦૬૭ | ૫૦૧૨ | ૬૧૩૩ |
| ब. વિદેશોમાં | ૧૨૬ | ૧૦૦ | ૯૯ | ૯૬ |
| ૩ ભરપાઈ થયેલી મૂડી અને અનામતો (કરોડ રૂ.માં) | ૭૫ | ૭૨ | ૭૬ | ૯૫ |
| ૪ ભારતમાં કુલ થાપણો (કરોડ રૂ.માં) | ૯૦૮ | ૧૧૫૯ | ૨૦૧૨ | ૩૦૭૩ |
| ૫ ભારતમાં કુલ ધીરાણ (કરોડ રૂ.માં) | ૬૨૭ | ૮૨૪ | ૧૨૯૩ | ૨૧૩૦ |
| ૬ કુલ રોકાણો (કરોડ રૂ.માં) | ૩૩૯ | ૪૫૧ | ૬૯૭ | ૧૦૨૨ |
| ૭ વર્ષ દરમ્યાન કમાણી (કરોડ રૂ.માં) | ૪૫ | ૬૫ | ૧૨૪ | ૨૪૨ |
| ૮ વર્ષ દરમ્યાન ખર્ચ (કરોડ રૂ.માં) | ૩૨ | ૫૧ | ૯૬ | ૨૦૮ |

આયોજનના પંદર વર્ષના સમયમાં બૅન્કોએ જે કામગીરી કરી છે તેના માત્ર ચાવીરૂપ આંકડાઓ દ્વારા બૅન્કોની કામગીરીનું સ્પષ્ટ ચિત્ર તૈયાર થાય છે. બૅન્કોના બે પ્રમુખ કાર્યક્ષેત્રો—થાપણ અને ધીરાણ—માં બૅન્કોની કામગીરી કોઈ પણ દેશની વેપારી બૅન્કો કરતાં નબળી નથી. ભારે આર્થિક અસ્થિરતા અને અસ્પષ્ટ આર્થિક નીતિ તથા અનેક સરકારી નિયંત્રણો વચ્ચે પણ બૅન્કોએ આ બે કાર્યક્ષેત્રોમાં પોતાની કામગીરીને ઉચ્ચ કક્ષાએ જાળવી રાખી છે. વેપારી બૅન્કોએ એ ઉપરાંત બીજા

આનંદથી શ્રી. શર્માને 'અનિમેષથી સારા માણસ છે' એમ માની લે છે. શલા અંતે તો સ્ત્રી છે, સ્ત્રી છે, સ્ત્રી જ છે, અને સ્ત્રી જ રહેવાની છે. અને એટલે જ સ્તો એ પુરુષહૃદયની હૂંફમાં એના સૌ માનસિક ઉતાપ શમે છે.

ભાઈશ્રી ચિનુ મોદી 'શૈલા મજમુદાર'માં પ્રણયની આવી રંગીન સૃષ્ટિ લઈને આવે છે. શૈલા બન્ને પુરુષોથી એક યા બીજી રીતે અભિભૂત તો થએલી જ છે. જ્ઞાન-સંસ્કાર અને કળા-ભણતરને સ્ત્રીત્વથી ઉપર માની એ સર્વને જાળવી રાખવા એ છેક સુધી પ્રયત્ન કરે છે. પણ આ બધામાંથી બંધાયેલો એના સ્ત્વનો પિંડ એ સ્ત્રીત્વનો જ એક ભાગ છે, એમ એ માનતી નથી. એક દિવસે એ સ્ત્રીત્વ ખંડિત થાય છે, થવા દેવું પડે છે, અનીચ્છાએ નહિ તો સ્વેચ્છાએ પણ નહિ–એક સહજ ક્રમ માનીને જ. શૈલાનાં આ બધાં મંથનોમાંથી મનમાં સદા રમ્યા કરે એવું નક્કર વ્યક્તિત્વ ઊપસતું નથી. એના ચિત્ત વ્યપારોના છેક તળિયે જઈને સર્જક અવગાહન કરી શક્યા હોય તેમ લાગતું નથી, બધું જાણે ઉપરછલ્લું નિરૂપાયું હોય તેમ લાગે છે. મનની સપાટી તળે વહેતા ભાવો, સમગ્ર અસ્તિત્વને હચમચાવી મૂકે એવા પ્રબળ અને પોતાના રહીને પણ પરના બની શકે એવા હોવા જોઈએ. અહીં સર્જક એવા ભાવોની ભૂમિકા બાંધે છે, નથી બાંધતાં ને આગળ દોડી જાય છે. ક્રમશઃ એક પછી એક ચિત્રપાંખડીઓને ઉકેલવાની કુનેહની અહીંયાં ઊણપ વરતાય છે. કૃતિમાં ઠેરઠેર જોવા મળતા અંગ્રેજી પુસ્તકોના નિર્દેશો શૈલાના પાત્રની સાથે, એની મનોભૂમિકા સાથે બંધબેસતા નથી. સર્જકે જાણે પોતે કેટલાં અંગ્રેજી પુસ્તકો વાંચ્યાં છે, પોતાને ક્યાં કાવ્યો વિશેષ ગમે છે તેની નોંધ આપવા માટે જ એ બધા ઉલ્લેખો કર્યા હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે. એ જ્ઞાન-પ્રદર્શનિયા વૃત્તિ નથી શૈલાના માનસને ઉપાસાવવા કામયાબ નીવડતી કે નથી આત્રતી નવલ-કથાની ભાત ઉપસાવવાના ખપમાં. કૃતિની વચ્ચે વચ્ચે અંગ્રેજી સંવાદો આવે છે, તે પણ કોઈ ચરિત્રના વિકાસ માટે જરૂરી હોય એવું લાગતું નથી. સર્જકે ચરિત્રનું અર્થઘટન નથી કરવાનું હોતું, એ કહેવાની જરૂર આ પ્રાધ્યાપક-નવલકથાકારને ખરી? સુરેશ, લાભશંકર, સુભાષ, આદિલ કે રાજેન્દ્ર–પન્નાલાલના ઉલ્લેખો સર્જકના પોતાના અભિગ્રહો–પૂર્વગ્રહોના સીધા સૂચક છે, જે કૃતિને સીધી યા આડકતરી રીતે ક્યાંય ઉપયોગી થતા નથી, ઊલટાની ચોખ્ખી હાનિ પહોંચાડે છે. ૩૮મા પાન ઉપરનો નવી ગુજરાતી કવિતા–દ્રવિડ સંસ્કૃતિની નીપજ આદિ 'સંદેશ'માંનો રીવ્યૂ (પ્રકાશ ગજ્જરવાળો જ ને?)નો અત્રે કરેલો ઉલ્લેખ નવલકથાને ઉપકારક ખરો? કૃતિની વચ્ચે વચ્ચે 'અને અને અને અને અને...' 'સું, સું, સું, સું' કે 'વગેરે વગેરે વગેરે' એવા બધા કંઈક નવું કર્યું છે એ ખાતર કરેલા પ્રયોગો કૃતિના વિત્તમાં કોઈ ઉમેરણ કરે છે ખરા? અભિવ્યક્તિની એકવિધતા નિહાળવા એક જ image લઈએ–અંધકારનું. 'ભાખો-ડિયા ભરતા અંધકારને જ જોતી હતી'(૩) 'અડાબીડ અંધકાર મારી આજુબાજુ ઊગી ગયો છે.'(૫) અંધારામાં ઘટ્ટ થતી જતી ક્ષણોમાં મારા પાતળા એકાન્તને હું ઓગાળું છું'(૫) 'અંધકાર એની કાળાશ તો છોડવાનો જ નથી'(૫) 'ઘૂવડ-પગલે અંધકાર ઊડી ગયો'(૫) 'અંધકારને હું મારી આજુબાજુ વીંટાળી સુરક્ષિત થઈ જાઉં'(૨૯) 'હું અંધકારને ખાળવા ધાબળો ઓઢી લઉં છું'(૫૦) 'ધાબળાના રુંવે રુંવે અંધકાર જ વણાયો છે' (૫૫) 'અહીં પણ અંધકાર આવી પહોંચ્યો છે' (૫૫) 'ઓરડામાં અંધકારનો દરિયો ઘૂઘવતો હતો' (૯૦)–વિસ્તારભયે ટૂંકાવીશું!

થોડાક અપવાદો બાદ કરતાં ગદ્યનું સ્તર ઊંચી કક્ષાનું નથી જણાતું. મનોભાવને વ્યક્ત કરવા ભાષા તો સમર્થ હથિયાર છે. અને જ્યારે ઘટનાઓને ઓગાળ-વાની કે એના લોપની વાત કરીએ છીએ, આંતર-વિશ્વને જ પ્રત્યક્ષ કરવાનાં સ્વપ્નાં રાખીએ છીએ ત્યારે તો આ હથિયાર ખાસ તોરથી ધારાદાર ને ચક-ચકિત હોવું જોઈએ. કૃતિમાં જોડણીદોષો પણ પાર વિનાના છે, ખૂંચ્યા વિના રહેતા નથી. જેમકે 'નિર્ભિકતા' 'ઉન્જશ,' 'તિક્ષ્ણ,' 'આતૂરતા,'—પ્રેસની ભૂલો હશે?

કૃતિમાંની કેટલીક આકર્ષકતાઓ નોંધવા જોગ છે: 'ઘડિયાળમાંનો ઘરડો, ખૂંધો વૃદ્ધ કાંટો અને રમતિયાળ નાનો કાંટો છને આંકડે એકમેકને આથડી બેઠા અને હું ઊભી થઈ' (૧૨)માંનું રૂપક; 'ધુમ્મસિયા સાંજ, પાસેની મિલોની ચીમનીમાંથી પુચ્છ દબાવી ભાગી છૂટતા ધૂમાડા,





# ગ્રંથ-વિશ્વ

સમીક્ષા * અવલોકન * પરિચય * સ્વીકાર-નોંધ

## 'યત્નો નિષ્ફળ જાય'*

**પ્રવીણચંદ્ર એસ. દરજી**

જીવનની પેઠે સાહિત્ય પણ પરિવર્તનશીલ રહે તો જ, સાર્થકથિત રમણીયતાનો આસ્વાદ કરાવી શકે. આ પરિવર્તનશીલતાને કારણે જ એમાં તાજપ-જીવંતતા અનુભવાય છે. પ્રત્યેક કાળનાં સર્જકો–પશ્ચિમના અને અત્રત્ય–આજ સુધી એ માટે પ્રયત્નશીલ રહ્યા છે. સાચો કલાકાર એની પ્રત્યેક સાહિત્યિક અભિવ્યક્તિમાં, કલાકૃતિમાં નવું નવું રૂપ લઈને આવતો હોય છે. આવા બહુરંગી કલાકારને કાળ સ્પર્શી શકતો નથી. એવા સર્જકની શક્તિની ક્ષિતિજો પ્રત્યેક નવા વાચને બસ વિસ્તરતી જ જાય છે, વિસ્તરતી જ જાય છે. શેક્સપિયર, દોસ્તોયેવસ્કી કે કાલિદાસ આવા સર્જકો છે.

સાહિત્યની આ વિકાસોન્મુખતાને કારણે ટૂંકી વાર્તા, નાટક, કવિતા આદિનાં સ્વરૂપોની જેમ નવલકથાની વિભાવના પણ આજે ઝડપથી બદલાતી જાય છે. આજની નવલકથાને આજના conceptથી જોવી પડશે, તેવી જ રીતે આજનો નવલકથા વિશેનો concept ભૂતકાળની નવલકથાને પણ લાગુ નહિં પાડી શકીએ. અને એમ કરવા જઈશું તો કૃતિને ન સમજવા બરાબરની પ્રક્રિયા થઈ ગણાશે. ઘણાં વર્ષો પહેલાંનું Wailtonનું એક વિધાન સ્મરી આવે છે: 'Modern novel begins when action is transferred from the street to the soul.' આજનો નવલકથાકાર સમાજ મૂકીને, બાહ્યદુનિયાને વર્જીને મનુષ્યની આંતરદુનિયા બાજુ વળ્યો છે. સ્થૂળ ઘટનાઓને બદલે ચિત્તના ચિત્રવિચિત્ર વ્યાપારોને, તરંગલીલાઓને, સ્વપ્નિલ, ધૂમિલ એવા સ્પષ્ટ-અસ્પષ્ટ ચિત્તમાં ચક્રાવો લેતા આંતરપ્રવાહોને કલાદેહ અર્પવા આજનો કલાકસબી ઉદ્યત થયો છે.

જેમ્સ જૉયસ, વર્જિનિયા વુલ્ફ જેવા સર્જકોએ આ Stream of Consciousnessને નવલકથાનું પ્રમુખ તત્ત્વ માન્યું છે. ઘટનાઓના ખડકલા વચ્ચે, એ ઘટનાઓને ગાળીને સૂક્ષ્મ ભૂમિકાએ મૂકી આપનારાઓમાં દોરોથી રિચાર્ડ્સન અને દોસ્તોયેવસ્કી જાણીતા છે. Stream of Consciousness અને Interal Monologueની સાથે ત્રીજું તત્ત્વ ઉમેરાયું તે અસ્તિત્વવાદનું. કામુ, સાર્ત્ર જેવા નવલકથાકારો આ નવીન રીતિના પુરસ્કર્તા બન્યા. દુનિયાની મોટાભાગની ભાષાઓમાં આ પ્રકારની નવલકથાઓ લખાવા લાગી. આપણે ત્યાં 'છિન્નપત્ર', 'આકાર', 'પળનાં પ્રતિબિંબ,' 'ચહેરા', 'અસ્તિ', 'અમૃતા', 'આવરણ', 'ધુમ્મસ', 'એક ને એક', આદિ આ પ્રકારની નવલકથાઓ છે. 'શૈલા મજમુદાર'થી આમાં એકનો ઉમેરો થાય છે. 'શૈલા મજમુદાર' વાંચતાં અનેક પ્રશ્નો ઊભા થાય છે, તેને નવલકથાની વિભાવનાના સંદર્ભમાં ક્રમશઃ જોઈશું.

આપણે ત્યાં આ પ્રકારની નવલકથાઓ લખવાની જાણે કે એક ફૅશન થઈ ગઈ છે, અને એને પરિણામે એક 'રુમર' પણ વ્યાપી છે કે 'પુરાણમિત્યેવ ન સાધુ સર્વમ્!' પરંપરાનો ઉચ્છેદ–વિચ્છેદ અનિવાર્ય છે, સાહિત્યના વિકાસની એ એક તંદુરસ્ત પ્રણાલી પણ ગણી શકાય. છતાં એ ઉથાપવાં પાછળ કશુંક નક્કર સ્થાપવાનો

---

* 'શૈલા મજમુદાર'–લઘુ નવલ. લેખક: ચિનુ મોદી. પ્રકાશક: જયજગત પ્રકાશન મંદિર, ૧૯૧૮/૧, જૂના વાડજ, અમદાવાદ-૧૩. કિંમત પાંચ રૂપિયા. પૃષ્ઠ સંખ્યા ૯૧+૯.



# વર્તમાન વિશ્વ
## વૃત્ત અને વિવેચન

**તવારીખ** [માહે ઑક્ટોબર, ૧૯૬૭] 'રમેશ'

[**નોંધ:** દેશવિદેશના બધા મહત્ત્વના બનાવોનો ઉલ્લેખ અહીં નથી. ડાબી તરફના આંકડા તારીખ દર્શાવે છે.]

### વિદેશ

૧ બ્રિટન અને ઈજિપ્ત વચ્ચે ફરી રાજનૈતિક સંબંધો સ્થાપવાની પૂર્વભૂમિકા રૂપે, ઈજિપ્તમાંના માજી બ્રિટિશ રાજદૂત સર હૅરલ્ડ બીલી પ્રમુખ નાસર જોડે વાતચીત કરવા કૈરો જશે એવું જાહેર થયું.

૨ ઈઝરેલી પ્રદેશોમાં ત્રાસ અને ભાંગફોડની ઝુંબેશ સીરિયા ચલાવશે તો તેનો જવાબ ઈઝરેલ બળપૂર્વક સીધા મુકાબલામાં આપશે એવી ચેતવણી ઈઝરેલે સીરિયાને આપી.

જેરૂસેલમ શહેર અંગેના વિધિસરના સ્થાન અંગેના યુ. એન. ઠરાવોનો અનાદર કરવાનું ઈઝરેલ ચાલુ રાખે તો ઈઝરેલ સામે જરૂરી શિક્ષાત્મક પગલાં ભરવાનું એલાન જૉર્ડને વિશ્વસંસ્થાને કર્યું.

ઈંગ્લેન્ડમાં સ્કારબરો ખાતે બ્રિટનના સત્તાધારી મજૂર પક્ષની વાર્ષિક પરિષદ શરૂ થઈ.

૩ ગ્રીસમાંની લશ્કરી હકૂમતે અનેક સ્ત્રીપુરુષોની રાજકીય કારણોસર ધરપકડો કરી હોઈ તે સામે અમેરિકાએ ગંભીર ચિંતા અને ચેતવણી વ્યક્ત કરી.

પશ્ચિમી દુનિયાના ખ્યાતનામ સંગીતજ્ઞ સર માલ્કમ સાર્જન્ટનું ૭૨ વર્ષની ઉંમરે અવસાન થયું.

૪ નાઈજિરિયન સંઘરાજ્યમાંથી છૂટા પડેલા પૂર્વ નાઈજીરિયા–બિયાફ્રા–ની રાજધાની એનૂગૂ શહેર કબજે લીધાનો દાવો સંઘ-સરકારે કર્યો.

વિયેટનામ અને ગ્રીસ અંગેના મુદ્દાઓ પર સ્કારબરો પરિષદમાં મજૂર સરકારની હાર થઈ.

૫ યુરોપિયન કૉમન માર્કેટમાં બ્રિટનના જોડાવા અંગે વિલ્સન સરકાર જે વિવિધ મથામણો કરી રહી છે તેને સ્કારબરો પરિષદે ટેકો આપ્યો.

વિયેટનામના યુદ્ધમાં આજ સુધીમાં થયેલી અમેરિકન ખુવારીનો આંકડો એક લાખની સંખ્યા વટાવી ગયો; અધિકૃત જાહેરાત મુજબ; ૧૩,૬૪૩ અમેરિકન સૈનિકો મરણ પામ્યા અને ૮૬,૬૩૫ ઘવાયા.

ભૂમધ્ય સમુદ્રના નાકે આવેલા જિબ્રૉલ્ટર ખડક પરનો સાર્વમત 'વાજબી અને ન્યાય્ય' પદ્ધતિઓથી લેવાયાનું કૉમનવેલ્થ સેક્રેટરિયેટે લંડનમાં જાહેર કર્યું. રાષ્ટ્રકુટુંબના ચાર દેશો કેનિયા, ન્યૂઝિલેન્ડ, પાકિસ્તાન અને જમૈકાના નિરીક્ષકોએ જાતતપાસ પછી પોતાનો અહેવાલ સુપરત કર્યો હતો.

૬ કૉંગોમાં લડી રહેલા ગોરા ભાડૂતી સૈનિકોએ શસ્ત્રો હેઠાં મૂકીને, રેડ ક્રૉસના રક્ષણ હેઠળ દેશ છોડી જવાનું સ્વીકાર્યું, એવો અહેવાલ પ્રગટ થયો.

૭ બ્રિટનના માજી વડા પ્રધાન લૉર્ડ ઍટલી ૮૪ વર્ષની ઉંમરે લંડનની હૉસ્પિટલમાં અવસાન પામ્યા. ક્લેમેન્ટ ઍટલી યુદ્ધોત્તર બ્રિટનમાં, સહુ પ્રથમ જબરદસ્ત મજૂર પક્ષીય બહુમતી ધરાવતી સરકારના વડા બન્યા હતા, અને ઈ. સ. ૧૯૪૫થી ઑક્ટોબર, ૧૯૫૧ સુધી તેઓ વડા પ્રધાનપદે રહ્યા હતા. ભારત, પાકિસ્તાન, લંકાનું સ્વાતંત્ર્ય ઍટલીની કારકિર્દીમાં સિદ્ધ થયું.

૮ વિયેટનામ અંગેની પોતાની રીતિનીતિના ટીકાકારો સામે અમેરિકાના પ્રમુખ જૉન્સને જોરદાર પ્રતિહલ્લો કર્યો.

રાણી એલિઝાબેથના સૌથી મોટા સંતાન ચાર્લ્સ, પ્રિન્સ ઑફ વેલ્સ, કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં પૂર્ણ-

and foremost in the characters themsleves, in the picture of the world in which they are placed and finally, in the novelist's sense of values, of what is, and what is not, worth living for.'

'શૈલા મજમુદાર'ના સર્જકે પ્રારંભમાં 'inner life' માંથી એક વિધાન ટાંકયું છેઃ 'ચરિત્રનું આકર્ષણ તેના પ્રતિક્ષણના વ્યાપારમાં રહેલું છે અને તેથી જ સર્જકે ચરિત્રનું અર્થઘટન નહિ પણ તેનો સાક્ષાત્કાર કરાવવાનો હોય છે...' આ કૃતિના સર્જકનું લક્ષ્ય એવું જ કંઈક છે પણ એને આંબવા એ સફળ કેટલા થયા છે તે વિચારવું પડશે. નવલકથાની નાયિકા છે શૈલા મજમુદાર. એનું વ્યક્તિત્વ વણઉકલી લિપિ જેવું છે. એની આજુબાજુ એકાન્તનું કોચલું બંધાઈ ગયું છે. એ સ્ત્રી છે, પણ એના સ્ત્રીત્વને કારણે એને કોઈ ચાહે એમ એ ઇચ્છતી નથી. શ્રી. શર્મા અને અનિમેષ એ પુરુષદ્વય એની મનોસૃષ્ટિના અધિષ્ઠાતા બને છે. એક રીતે એ બંનેને ચાહે છે અને તિરસ્કારે પણ છે. શૈલાની એકાંત ઈમારતમાં બે પ્રતિઘોષ ઊઠે છે. શ્રી. શર્માનો, બીજો અનિમેષનો. આખી કથા સૃષ્ટિમાં એક પછી એક એ પ્રતિઘોષ પડઘાયા જ કરે છે. શ્રી. શર્મા સારા માણસ છે એમ શૈલા માની લે છે, પણ મોડી રાત્રે શતરંજ રમવાનું આમંત્રણ આપવા શર્મા આવે છે ત્યારે શર્મા તરફ 'મૂડ'માં ન હોવાને કારણે સૌ પ્રથમ ગુસ્સો વ્યક્ત કરે છે, અનેક ઘાત-પ્રતિઘાતોને અંતે જો કે શ્રી. શર્મા તરફ એ સહાનુભૂતિથી જ જુએ તો છે. દિવસભરના કામથી 'બોર' થઈ ગયેલ શૈલા મિ. શર્મા અને અનિમેષની ઉપસ્થિતિ–પોતાની રિકતતાને ભરી દેવા–સતત ઇચ્છે છે. શૈલા જો કે, અનિમેષને કવિ હોવાના કારણે જ ચાહે છે, પણ કયારેક અનિમેષમાં રહેલું પુરુષત્વ ય એના આકર્ષણનો વિષય બને છે. શૈલા એના સંસ્કાર, કળા અને ભણતર એ બધાંને પોતાના સ્ત્રીત્વથી ઉપર માને છે. એક દિવસે એ સંસ્કાર, કળા અને ભણતર બધું ય, સ્ત્રીત્વની આગળ હારી જાય છે, અને સ્ત્રીત્વ વિજયી નીવડે છે. અને......એના ઓઠ ઉપર કોઈકના ઓઠ મૂકાય છે, એના વક્ષસ્થળ ઉપર કોઈકનો હસ્ત મૂકાય છે ને એના વાળની લટો પાંપણો સુધી ઝૂકી આવે છે; વેણીમાંથી મોગરાની સફેદ કળીઓ ખરી પડી હોય છે–એકાન્ત ખંડિત થાય છે. આ અનુભૂતિ એના માટે દાહક અને પીડાજન્ય નીવડી. છતાં અનિમેષને એ કવિ છે એમ માની ચાહવાનું ચાલુ રાખે છે! અનિમેષ હવે તો સામેથી એ ખંડિત એકાન્તને વધુ ડહોળવાના પ્રયત્ન કરે છે. શૈલાનું સુષુપ્ત સ્ત્રીત્વ જાગ્રત થાય છે. દાંભિકતા નીચે જીવતા પુરુષોની પશુતાનો સાક્ષાત્કાર થતાં એ મક્કમ બને છે અને અનિમેષને એક દિવસ હડસેલી બાથરૂમમાં ભરાઈ જાય છે. ઠંડા-પાણીનો નળ ખોલે છે પણ એનાથી તો દાહકતા ઊલટાની વધે છે! એ તો અજગરની ભીંસ છે, એમાંથી છટકવા પ્રયત્ન કરાય, પણ છટકી શકાય ખરું? બાથરૂમમાંથી બેભાન અવસ્થામાં નીકળેલી શૈલા શ્રી. શર્માની શુશ્રૂષાને કારણે સ્વસ્થ બને છે. શ્રી. શર્માનો એક અવિસ્મરણીય ઉપકાર! અને......અનિમેષ પ્રતિ એ વધુ ને વધુ ઘૃણા વ્યક્ત કરતી જાય છે, કારણ કે અનિમેષમાં વસતું વરુ હજુ જીવતું હતું. શૈલાને એના ખંડિત એકાન્તની ઘટના સ્મરી આવે છે, એને કમકમાં આવે છે, આત્મનિરીક્ષણ બાજુ તે વળે છે. અને થયેલા સ્ખલનને ન્યાયી ઠેરવવા તે પ્રયત્ન કરે છે. પોતાને સમજાય છે કે પોતે અનિમેષ તરફ નિરર્થક ઘૃણા વ્યક્ત કરતી હતી. અનિમેષ પુરુષ પહેલો છે, પોતે પહેલી સ્ત્રી છે, પછી બધું. એટલે જ એ પ્રેમ એને મૂંઝવે છે, અકળાવે છે.

શ્રી. શર્મા કોરા ચેક ઉપર 'પ્રેમ' લખી મોકલાવે છે. શ્રી. શર્મા અને અનિમેષની આ ચિત્રવિચિત્ર સૃષ્ટિમાં શૈલાને હવે સ્વત્વને વિસારી ઓગળી જવું ગમે છે. પુરુષત્વથી દૂર ભાગવા માગતી શૈલા પુરુષત્વની નજીક આવે છે. ખંડિત એકાન્ત પુનઃ યાદ આવે છે. શેમ્પુનું શ્વેત શ્વેત સુગંધિત ફીણ–નળનું ઊનું ઊનું પાણી, ખરબચડો ટુવાલ એ બધું જ એના માટે દાહક બને છે. આ ડોલાયમાન સ્થિતિમાં એણે એનો પરિચિત ચહેરો શોધવો છે, પણ જડતો નથી. બાથરૂમમાંથી મસ્ત મને નીકળી શૈલા લલકારે છેઃ 'કોક મને ઘેરી લિયે, કોક મને હેરી લિયે!' શ્રી. શર્મા તરફનો રોષ પણ હવે ઓગળી જાય છે. શ્રી. શર્મા શૈલા સાથે શતરંજ ખેલે છે, નિરપેક્ષ ભાવે, શૈલા સ્ત્રી છે તે ભૂલી જઈને. શૈલા

ઘેરા થતા જતા અંધારામાં ધોબીની ભઠ્ઠીમાંનો લાલભડક ધ્રૂજતો રંગ, ભઠ્ઠીમાંની નાની આગથી અંગારીથી ચલમ ફૂંકતો વૃદ્ધ ધોબી, સાબરમતીનું નિયોન લાઈટ ઝીલતું મંદ વહેતું જળ' (૪૩)માંનું જીવંત ચિત્ર (બોદલેરના રેબ્લૅાકસ પેરીસીન્સના એક કાવ્યમાંના ચિત્ર સાથે સરખાવવા જેવું); કે પછી પાન નંબર ૪૮ ઉપર 'એ...ણે...' થી શરૂ થતું ને 'ફૂલ મૂક્યું' ત્યાં સુધીનું શૈલાનું મંથન—સાદ્યંત ખંડહરિગીતમાં—કેવું અનાયાસ ને મનને ભરી દે તેવું લાગે છે! 'અને સ્વર્ણમૃગોનાં ટોળે-ટોળાં જાણે મારા ઓરડે ઊભરાઈ જાય છે' (૫૫) કેવી મંજુલ અભિવ્યક્તિ છે આ! અથવા તો ૯૦મા પાન ઉપરનો આખો ગદ્યપરિચ્છેદ સર્જકની શક્તિના દ્યોતક રૂપ લાગે છે. થોડુંક પણ આવું આપવા બદલ લેખકને ધન્યવાદ.

શૈલાના સ્વાનુભૂત પ્રેમને આલેખતી આ કૃતિમાં આમુખ નિર્દેશ્યું છે તેવા કોઈ માનવીચેતનનો આવિર્ભાવ થતો જોવા મળતો નથી. શૈલાની કથા પણ વ્યક્તિ પરિઘમાંથી ઊંચકાતી નથી. અરે, ખુદ, એના મંથન મનનના પરિણામે એની પોતાની કહી શકાય એવી છબિનો પણ સાક્ષાત્કાર થાય છે ખરો? શ્રી ચિનુ મોદી પાસે સંવેદન છે, શક્તિ પણ છે, છતાં આ કૃતિમાં તો એમની ઉપર એમનું વાચન સવાર થઈ ગયું છે. મનમાં કંઈક અમળાય છે, એને ઝટપટ ઘાટ આપી દેવાની અધીરાઈ છે; અને એની સાથે સાથે છે કંઈક પ્રયોગ-ખોરી. આ બધાંને કારણે નિઃશંક કલાદેહ તો બળપાય છે જ, પણ કૃતિને નવલકથા થતી ય અટકાવે છે, પરિણામે 'શૈલા મજમુદાર'માં નથી મળતાં 'અમૃતા'ના જેવાં ગદ્યવૈભવનાં મંથનાનુસાર વૈવિધ્ય સ્તરો, કે નથી થતો 'છિન્નપત્ર' કે 'સ્ટેશ'માંના જેવો અનુભૂતિનો સઘન સ્પર્શ, કે નથી જોવા મળતી 'આકાર'માંની ટેક્નિક. 'શૈલા મજમુદાર'ને ઉદ્દેશી લખાયેલ 'આદિલ' મન્સૂરીના જ કાવ્યના કેટલાક શબ્દોને આડાઅવળા કરીને કહીએ તો અહીં સ્ટેશ નીચે સંતાયેલા શબ્દો વાંચવા પ્રયત્ન કર્યો છે, પણ એ શબ્દો વાંચી શકાયા નથી. 'દર્પણમાં તરડાય' એવી 'રેબઝેબ પરસેવે કાયા'વાળી શૈલાના ચિત્તમાં 'દર્દ સતત ઘૂંટાય' છે પણ એના એકલતાના કવચને તોડવાના સર્જકના પ્રયાસો જાણે કે 'યત્નો નિષ્ફળ જાય' એવો જ ભાસ કરાવે છે.

*

## અવલોકન

*Face to Face with Europe.* [Conservative Political Centre, London. pp. 15. 2s.]

બૃહદ્ લંડન રૂઢિચુસ્ત યુવકોની ઍાગનોર પરિષદમાં તા. ૧૮ માર્ચ ૧૯૬૭ ને રોજ કરેલા આ પ્રવચનમાં બેલ્જિયમના પીઢ રાજપુરુષે યુદ્ધોત્તર યુરોપની નવી એકતા વિષે સચોટ બયાન કર્યું છે. યુરોપના પ્રાણપ્રશ્નો સાથે તાદાત્મ્ય અનુભવવામાં બ્રિટન કેવું પાછળ રહ્યું અને નિષ્ફળ ગયું તેની પણ સ્પષ્ટ ટીકા મિ. સ્પાકે ઉદાહરણો આપીને કરી છે. રૂઢિચુસ્ત સરકારો શું કે મજૂર સરકારો શું, બધી બ્રિટિશ હકૂમતોએ યુરોપ સાથે ગાઢ સંબંધ બાંધવામાં કેટકેટલી તકો ખોઈ નાખી એનું ટૂંકુંટચ વિવરણ આ વ્યાખ્યાનમાં છે. બ્રિટિશરોને ઓળખવા અને સમજવા મુશ્કેલ છે એવી ટકોર સાથે, મિ. સ્પાકે ૧૯૪૧ની સાલમાં પોતે લખેલી નોંધને તાજી કરીને ઘૂંટયું છે કે પરસ્પરાવલંબનનો પદાર્થપાઠ બ્રિટન તથા અન્ય યુરોપીઅન દેશો નહીં શીખે તો તેઓ સલામત નહીં રહે. યુરોપના દેશોએ એકતા સિદ્ધ કરવી જ પડશે. એ કામમાં બ્રિટન બરાબર રસ નહીં દાખવે તો યુરોપીઅન સંઘ-વ્યવસ્થા બ્રિટન વિના, બલકે બ્રિટનની ચિંતા વિના આગળ ધપશે. મિ. સ્પાકની આ ચેતવણી કે ભવિષ્યવાણી કેટલી સાચી પડેલી આજે જણાય છે! મોડું મોડું પણ બ્રિટને શું કરવું જોઈએ, ફ્રેન્ચ ભૂમિકા શી રહેશે, વગેરે બાબતો-ની છણાવટ બાદ બેલ્જિયન નેતાએ શીખામણ આપી છે કે યુરોપીઅન કૅામન માર્કેટમાં પ્રવેશવા માટે બ્રિટનની દાનત સાફ હકારાર્થી, સાદી ને સીધી હોવી ઘટે.

*

## અનુક્રમ



*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

* વાર્ષિક લવાજમ: રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫).

* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક—'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.

* પ્રથમ ૭ વર્ષના બંધાવેલા સેટની દરેકની કિં. રૂપિયા પંદર. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા બે.

* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.

* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.

* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.

* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સ્નાતક કક્ષાનો અભ્યાસ કરવા માટે કેમ્બ્રિજ પહોંચ્યા.

૯ ક્યૂબાના ક્રાંતિકારી ગેરીલા નેતા અને ડૉ. ફિડેલ કૅસ્ટ્રોના એક વખતના સાથીદાર ચે ગવારા બોલિવિયાના ગેરીલા યુદ્ધ દરમિયાન ઝપાઝપીમાં મૃત્યુ પામ્યા.

૧૦ પૅરિસમાં ફ્રેન્ચ નૅશનલ ઍસેમ્બ્લિમાં ડાબેરી ધારાસભ્યોએ દ ગૉલની સરકાર સામે રજૂ કરેલી અવિશ્વાસની દરખાસ્ત ઊડી ગઈ.

શાંતિકાળ દરમિયાનનું સૌથી વધુમાં વધુ સંરક્ષણ ખર્ચ અંગેનું અંદાજપત્રક રશિયાએ જાહેર કર્યું.

૧૧ બ્રિટનની Atomic Energy Anthorityના નવા પ્રમુખ તરીકે ડૉ. જૉન હિલ (ભૌતિકશાસ્ત્રી)ની નિમણૂક થઈ.

૧૩ પશ્ચિમ જર્મનીના રાજકીય પક્ષોના નેતાઓએ કૉમન માર્કેટમાંના બ્રિટિશ પ્રવેશની દરખાસ્તને ટેકો આપ્યો, પરંતુ બૉનમાં ચાન્સેલર ડૉ. કીસિન્ગરે આ મુદ્દા પર ફ્રાન્સના પ્રમુખ દ ગૉલ સાથે કડકાઈથી કામ લેવાની વાત નકારી કાઢી.

અમેરિકાની રાજધાની વૉશિંગ્ટન ડી.સી.માંના ગ્રીક રાજદૂતાવાસે જાહેર કર્યા પ્રમાણે, ગ્રીસમાં ટૂંક સમયમાં ફરી લોકશાહી સ્થપાશે. ઑગસ્ટ ૧૯૬૮માં બંધારણીય સાર્વમત ગ્રીસમાં લેવાશે એવું પણ જાહેર થયું.

૭ ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝિલૅન્ડ વધુ સૈનિકો વીએટનામના યુદ્ધમાં લડવા માટે મોકલશે એની જાહેરાત થઈ.

વિનસ પર સરસ રીતે ઉતરાણ કરવામાં રશિયન વૈજ્ઞાનિકો સફળ થયા.

ઇંગ્લેન્ડમાં બ્રાઈટન ખાતે બ્રિટિશ રૂઢિચુસ્ત પક્ષની વાર્ષિક બેઠક શરૂ થઈ.

સૂએઝ નહેર વિસ્તારમાં ઇજિપ્શિયન લશ્કરી દળોએ ઈઝરેલની યુદ્ધનૌકા એલાટ (Eilat)ને ડુબાડી દીધી.

દુનિયાના અનેક શહેરોમાં વીએટનામ યુદ્ધની સામે દેખાવો યોજેલા અને અમેરિકન નીતિનો વિરોધ વ્યક્ત થયો.

૧ દક્ષિણ આફ્રિકાના વડા પ્રધાન મિ. ફૉર્સ્ટર (Vorster) પ્રિટોરિયા ખાતે રોડીશિયાના નેતા મિ. ઇયન સ્મિથને મળ્યા અને બન્ને વચ્ચે ગુફતેગો થઈ.

૨૩ લક્સમ્બર્ગમાં મળેલી કૉમન માર્કેટના પ્રધાનોની કાઉન્સિલ સમક્ષ ફ્રાન્સના વિદેશ પ્રધાન એમ. કૂ. દ મર્વિલ (M. Couve de Murville)એ સ્પષ્ટ કર્યું કે બ્રિટને પ્રથમ એની આર્થિક પરિસ્થિતિ નીરોગી બનાવવી જોઈએ અને પાઉન્ડ શિલિંગના ચલણને શુદ્ધ રાષ્ટ્રીય ચલણ તરીકે રાખવું જોઈએ. ત્યાર પછી જ કૉમન માર્કેટમાંના બ્રિટિશ પ્રવેશ અંગેની દરખાસ્તની વિચારણા થઈ શકે.

પશ્ચિમ જર્મનીના ચાન્સેલર ડૉ. કીસિન્ગરની બ્રિટનની ત્રણ દિવસની મુલાકાત શરૂ થઈ.

૨૪ યુ. એન.ની સલામતી સમિતિની અસાધારણ બેઠકનો પ્રારંભ થયો. એ પહેલાં ઇજિપ્ત અને ઈઝરેલ વચ્ચે જોરદાર અથડામણો થઈ.

૨૫ Phuc Yen ખાતે આવેલ ઉત્તર વિયેટનામના સૌથી મોટા Mig વિમાનદળ પર અમેરિકન વિમાનોએ હુમલો કર્યો.

સોવિયેટ રશિયાના અધિકૃત દૈનિક 'પ્રવદા'એ ક્યૂબાના સરમુખત્યાર ડૉ. કૅસ્ટ્રોની રીતિનીતિની સખ્ત ટીકા કરી અને ડૉ. કૅસ્ટ્રો સામ્યવાદી સિદ્ધાંતનો ભંગ કરીને આત્યંતિક વર્તન કરી રહ્યા છે એમ જણાવ્યું.

૨૬ ઈરાન (પર્શિયા)ના શહેનશાહ મહમ્મદ રેઝા શાહ પહલ્વી અને મહારાણી ફારાહનો રાજ્યાભિષેક રાજધાની તેહરાનમાં ખૂબ ધામધૂમથી ઉજવાયો.

૨૭ યુ. એન.ની વાલીપણા કમિટીએ બ્રિટનને આદેશ આપ્યો કે રોડીશિયામાંની કટોકટીના ઉકેલ માટે બ્રિટને બળ વાપરવું.

૨૯ ૩૦ અમેરિકન વિમાનો ત્રણ દિવસની અંદર તોડી પાડવામાં આવ્યાનો દાવો ઉત્તર વિયેટનામની રાજધાની હૅનોઈમાં કરવામાં આવ્યો.

૩૦ રશિયાના બે મનુષ્ય-રહિત ઉપગ્રહો અવકાશમાં આપમેળે જોડાણ સિદ્ધ કરી શક્યા.

ગ્રીક લશ્કરી હકૂમતમાંથી ચાર મુલ્કી પ્રધાનોએ રાજીનામાં પેશ કર્યાં.

૩૧ બ્રિટિશ પાર્લમેન્ટના નવા અધિવેશનનો પ્રારંભ કરતી વખતે રાણીના પ્રવચનમાં ઉમરાવ સભાના બંધારણીય માળખામાં મહત્ત્વના ફેરફારો કરવાનો પ્રસ્તાવ રજૂ થયો.

*

દેખરેખ હેઠળ શાળાનાં વિદ્યાર્થી ભાઈબહેનોનું એક જૂથ હોય છે. એટલે, સંપર્ક માટે સરળતા રહે છે.

પરંતુ, મહાશાળાઓમાં પ્રવેશતા વિદ્યાર્થીઓ સાથે અધ્યાપકોનો મેળ બેસતો નથી. જે વિશિષ્ટ ઉંમરે વિદ્યાર્થી આ તબક્કામાં પ્રવેશે છે તે ઉંમર કાંઈક શરમાળપણાની તો કાંઈક સ્વતંત્રતા ભોગવવાના મિજાજની છે એ બન્ને દૃષ્ટિએથી વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચેનું અંતર વધે છે. તે સાથે જ, આ જ ઉંમર એવી છે જ્યારે યુવાન વિદ્યાર્થી ભાઈ કે બહેન તરફ બની શકે તેટલા સમભાવથી, સખ્યથી, સૌજન્યથી અને સમજથી વડીલજન એવા શિક્ષકે જોવું જોઈએ અને એ રીતે વિદ્યાર્થી સાથેનો વર્તાવ રાખવો જોઈએ. વિદ્યાર્થી સાથે સરખેસરખા થવાનો પ્રશ્ન નથી. ઉંમર, જ્ઞાન અને અનુભવને કારણે જે તે શિક્ષકની કક્ષા વિદ્યાર્થી કરતાં થોડીઘણી ઊંચી જ રહેવાની. વિદ્યાર્થી જોડે સસ્તી કે ક્ષણિક લોકપ્રિયતા સ્થાપવાનો પણ સવાલ નથી. એવી દોસ્તી થોડાક વિદ્યાર્થીઓને થોડી વાર આંજી દે તો પણ મોટા ભાગના વિદ્યાર્થીઓને તો સારા શિક્ષક માટે માન અને આદરની લાગણી જ રહેવાની.

સમકક્ષ થવાનો અર્થ એ છે કે વિદ્યાર્થી સાથે શિક્ષકે મૈત્રીભાવથી અને સહાનુભૂતિથી વર્તવું. આપણામાં કહેવત છે જ કે સોળ વર્ષ પૂરાં થતાં, પુત્ર કે પુત્રી સાથે માબાપે મિત્રતાની રૂએ વ્યવહાર રાખવો જોઈએ. એ જ વાત શિક્ષક માટે છે. વિદ્યાર્થી એનું આગવું વ્યક્તિત્વ ધરાવે છે એનો સ્વીકાર શિક્ષકે કરવો રહ્યો. એમ થાય તો વિદ્યાર્થી પ્રત્યે સહજ સદ્‌ભાવની ભાવના શિક્ષકમાં પ્રગટશે. એટલું થાય—અને એટલું થાય તે કાંઈ નાની સૂની સિદ્ધિ નથી—તો વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચેના સંબંધોની સરસ શરૂઆત થઈ શકશે.

આજે તો વિદ્યાર્થીઓ શિક્ષકોને ઓળખતા નથી, અને શિક્ષકો વિદ્યાર્થીઓને પિછાણતા નથી. બન્ને જાણે એકમેકથી દૂર ભાગે છે! વિદ્યાર્થીઓ ઘણા હોય, શિક્ષકો ઓછા હોય, એટલે મોટા ભાગના વિદ્યાર્થીઓને શિક્ષકોનાં નામઠામ આવડતાં હોય છે. ક્યારેક જો કે એટલી પણ માહિતી વિદ્યાર્થી પાસે નથી હોતી. કોઈ વિદ્યાર્થીને પૂછો કે અમુક વિષય કોણ ભણાવે છે? તો જવાબ મળે કે અમુક પહેરવેશવાળા ભાઈ કે બહેન ભણાવે છે! કોઈ વાર વળી શિક્ષકની ખાસિયત અગર શૈલી પરથી વિદ્યાર્થીઓએ પાડેલાં મજાકભર્યાં ઉપનામ વડે વિદ્યાર્થી શિક્ષકને ઓળખતો હોય છે! પણ ખરી જરૂર એ છે કે શિક્ષકે પોતાનાં વિદ્યાર્થી ભાઈબહેનોનાં પૂરાં નામઠામ, એમના સ્વભાવ-મિજાજ તથા એમના રસ-શોખ-પસંદગીના વિષયો અને ક્ષેત્રો વગેરે વિષે બનતી બધી માહિતી મેળવવી જોઈએ અને તે યાદ રાખવી જોઈએ. શિક્ષક જ્યારે કોઈ વિદ્યાર્થીને એના નામથી બોલાવે ત્યારે તે વિદ્યાર્થીના મનમાં આત્મીયતાનો ભાવ કેવો તરત બંધાતો લાગે છે! વિદ્યાર્થીને શું ગમે છે, શું ફાવે છે એ વિષે શિક્ષક બરાબર જાણતો હોય અને એવી જાણકારીનો એ યોગ્ય તથા સમયસર ઉપયોગ કરે તો વિદ્યાર્થી સાથેનો પરિચય જોતજોતાંમાં સ્નેહ અને મિત્રતામાં પરિણમે.

વિદ્યાર્થીનાં વિચાર-વાણી-વર્તન હંમેશ સારાં અને દોષરહિત જ હોય છે એવું જરા પણ નથી. પરંતુ, એમ જોવા જઈએ તો તો કોણ દોષપાત્ર નથી? મુદ્દાની વાત એ છે કે, વિદ્યાર્થી એની મૂંઝવણો અને મુશ્કેલીઓ મોકળાશથી અને વિશ્વાસપૂર્વક રજૂ કરી શકે એ પ્રકારની મુક્ત પરિસ્થિતિ શિક્ષકે સર્જવી જોઈએ. વિદ્યાર્થી જે કાંઈ વિચારે છે તેમાં એની ક્યાં ભૂલ થાય છે, ક્યાં એની ગણતરી ભયંકર પરિણામો લાવનારી પણ નીવડવાનો સંભવ છે એ વિષે જો શરૂઆતમાં ને મૂળમાં જ જરૂરી વાતચીત વિચારણા થાય તો અનેક અનિષ્ટો ટળી શકે. શિક્ષક જે કાંઈ કહે છે તે વિદ્યાર્થીની વાત-મુશ્કેલી પૂરી સાંભળ્યા પછી, સહાનુભૂતિ સાથે એને સમજવાનો પ્રયાસ કર્યા પછી, કહે છે એટલી ખાતરી વિદ્યાર્થીને થવી જોઈએ. આ કામ માટે શિક્ષક પાસે અખૂટ ધીરજ અને મીઠાશ હોવી ઘટે.

શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચેના સંબંધો આછાપાતળા અગર નહીંવત્ હોવાથી શૈક્ષણિક સંસ્થાઓમાં

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

૭૬

"કોઈ પણ મહાન કાર્યમાં માણસો એકબીજાથી સંકળાઈ રહી એકદિલી એકસંપીથી કામ કરે છે તેનું રહસ્ય કેવળ આદર્શમાં જ નથી પણ એકબીજા સાથેના પ્રેમના સંબંધમાં છે. કોઈ પણ સંસ્થા કેવળ નિયમોથી રચી શકાતી નથી કે ટકાવી શકાતી નથી. માણસોનાં હૃદયોથી જ એ અભેદ્ય અને મહાન બની શકે છે. ધારાધોરણો અને કાનૂનો આવશ્યક હોવા છતાં તેમની મર્યાદા છે. સમાજની પ્રગતિને માટે, વિકાસ માટે, અરસપરસ ભાવનાઓનો ખ્યાલ કરી, તે ભાવનાઓ સંભાળવાનો પ્રયત્ન કરી, હૃદયોની એકતા સાચવવાથી જ આપણી પ્રગતિ થવાની છે."

**ગણેશ વાસુદેવ માવળંકર**

['સંસ્મરણો : ગાંધીજી સાથેના કેટલાક જીવન-પ્રસંગો'.
પ્રકાશક: ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. સને ૧૯૫૪. પૃ. ૧૨૮.]





સંપાદક
પુરુષોત્તમ ગણેશ માવળંકર

વ્યક્તિત્વ આકર્ષક અને અનુકરણીય બન્યું છે. સ્વાતંત્ર્ય-સંગ્રામ વખતે તો એમણે અનેક હાડમારીઓ અને વારંવાર કારાવાસ વેઠયાં જ; પરંતુ રચનાત્મક કાર્યક્ષેત્રે પણ એમણે અનેરી કલ્પકતા વડે ઘણું નોંધપાત્ર પ્રદાન કર્યું છે. પૂના પાસે તળેગાંવની રાષ્ટ્રીય શાળામાં શ્રી. અણ્ણાસાહેબ વિજાપૂરકર સાથે વર્ષો સુધી રહીને શ્રી. રાનડેએ આગેવાનીભર્યો ભાગ ભજવ્યો. યુવાન ભાઈબહેનો માટે ભાઉસાહેબને અપાર વત્સલતા અને આસ્થા છે. યુવક વર્ગ શરીરે, મનથી, બુદ્ધિથી સમૃદ્ધ અને સેવામય બને એ ભાઉસાહેબની ઉમેદ હંમેશ રહી છે. શિસ્ત અને સમયશીલતાના તેઓ કડક હિમાયતી છે. સ્પષ્ટવક્તા પણ ખરા. બાલસહજ નિર્દોષ વૃત્તિ પણ ખરી. સદ્‌ગત પૂજ્ય સાને ગુરુજીના પુણ્યસ્મરણ સાથે સંલગ્ન 'આંતર ભારતી' અને યુવકકાર્ય તથા ચારિત્ર્યનિર્માણની યોજનાઓમાં શ્રી. ભાઉસાહેબ આજે અનેક વર્ષોથી રચ્યાપચ્યા છે. પ્રભુ એમને દીર્ઘાયુરારોગ્ય બક્ષો!

\+ + +

## તેજસ્વી આત્મજ્ઞાનીની જન્મશતાબ્દી

આપણા પ્રદેશના એક તેજસ્વી આત્મજ્ઞાની સત્પુરુષ શ્રીમદ્ રાજચંદ્રનો જન્મશતાબ્દી મહોત્સવ આ મહિને અનેક સ્થળે (ગુજરાતમાં અને ગુજરાત બહાર) ઉજવાયો એ હર્ષનો વિષય છે. મહાત્મા ગાંધીજીએ આ વિરલ આધ્યાત્મિક વ્યક્તિનો ગૌરવભર્યો ઉલ્લેખ કૃતજ્ઞતાપૂર્વક પોતાની 'આત્મકથા'માં કર્યો એટલે શ્રીમદ્ રાજચંદ્ર વિષે સર્વસામાન્યજનોને પણ સ્વાભાવિક વિશેષ આસ્થા અને આદરબુદ્ધિ જાગી. સૌરાષ્ટ્રમાં મોરબી પાસે વવાણિયાં ગામમાં વિક્રમ સંવત ૧૯૨૪, કારતક સુદ ૧૫ ને રોજ વણિક કુટુંબમાં જન્મેલ રાજચંદ્રે નાની ઉંમરમાં જ—નવ વર્ષની વયે—રામાયણ અને મહાભારતની કાવ્યમય રચનાનું સર્જન કર્યું. ૧૯ મા વર્ષે તેઓ શતાવધાની કવિ બન્યા. મહાન દાર્શનિક તરીકે તેઓ પછી પંકાયા. 'આત્મસિદ્ધિશાસ્ત્ર' અને 'મોક્ષમાળા' એમના બે પ્રસિદ્ધ ગ્રંથો છે. શતાબ્દી મહોત્સવ પ્રસંગે મુંબાઈમાં શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનમંદિરનું શ્રી. ઢેબરભાઈએ ઉદ્‌ઘાટન કર્યું; એમાં પ્રાર્થના, વાચન, પ્રવચન અને પ્રકાશન માટેની સગવડો છે શ્રીમદ્ રાજચંદ્રને, કહે છે કે, અનેક પૂર્વજન્મોનું જ્ઞાન લાધ્યું હતું.

શ્રીમદ્‌ની બુદ્ધિ, પ્રતિભા અને સ્મરણશક્તિ તીવ્ર હતી. તેમનાં લખાણો વ્યવસ્થિતપણે ગ્રંથસ્થ થશે એ સારું છે. શ્રીમદ્‌ના વાઙ્મયમાંથી અનેરું આધ્યાત્મિક ભાથું મળે એમ છે. આજની દોડધમાલમાં તો એનું પોષણ સવિશેષ આવકાર્ય છે. શ્રીમદ્‌નાં બોધવચનો અને અનુભવામૃતોનું પાન કરવું અને સત્યાચરણ કરવાનો સતત સન્નિષ્ઠ પ્રયાસ કરવો એ જ આ મહાપુરુષને સાચી અંજલિ છે!

\+ + +

## જ્ઞાનકિરણો ફેલાવતી સંસ્થાનાં સો વર્ષ

સત્તરમી નવેંબરે સૌરાષ્ટ્રની એક શિક્ષણસંસ્થાનાં સો વર્ષ પૂરાં થયાં એ બનાવ નોંધપાત્ર છે. રાજકોટમાંની 'હંટર મેઈલ ટ્રેનિંગ કૉલેજ' સંસ્થાએ પ્રાથમિક શાળાઓ માટેના શિક્ષકોનું વર્ષો ને દસકાઓ સુધી સુંદર ઘડતર કર્યું. આજે તો પ્રાથમિક શિક્ષણ, આપણા બંધારણની રૂએ, ફરજિયાત અને મફત અને સાર્વત્રિક બની રહ્યું છે. પણ આવડા મોટા દેશમાં સાદું અક્ષરજ્ઞાન પણ પ્રસરતાં વાર લાગે. સો વર્ષ પહેલાં તો આવું કામ કરનાર સંસ્થાઓ અને સેવકોની સંખ્યા ઘણી ઓછી હતી. એટલે, યોગ્ય દિશામાં પહેલ કરવાનો જશ હંટર મેઈલ ટ્રેનિંગ કૉલેજ જેવી સંસ્થાઓને ફાળે જાય છે. પ્રાથમિક શિક્ષણની અગત્ય હજી પણ આપણે પૂરેપૂરી જોઈ-જાણી શકયા નથી; અમલ કરવાનો તો પછી પ્રશ્ન જ બાજુએ! પ્રાથમિક શિક્ષણ આપનાર શિક્ષકભાઈબહેનોની શૈક્ષણિક, આર્થિક અને સામાજિક શક્તિ-લાયકાત પર આપણે હજી જોઈએ તેટલો ભાર મૂકયો નથી. પ્રાથમિક શાળા માટે સુંદર મકાનો—મેદાનો હોય તે પૂરતું નથી (જો કે, તેમની યે અછત આજે ઠેરઠેર વર્તાય છે જ!), સારા અને તાલીમબદ્ધ શિક્ષકો પણ પૂરતા પ્રમાણમાં જોઇશે. રાજકોટની પ્રસ્તુત સંસ્થાના સંચાલકોમાં 'ભટનું ભોપાળું' નાટકના લેખક અને પ્રખર સાહિત્યકાર સ્વ. નવલરામ ભટ્ટ પણ હતા. સાહિત્યરસિક અને વિદ્યાપ્રેમી વ્યક્તિઓ આ કૉલેજના સંચાલન-શિક્ષણ કાર્યોમાં સામેલ રહી છે. આ એક જ પ્રણાલિકાયે કેવી ઉમદા અને અનુકરણીય છે! જ્ઞાનકિરણો દૂરસુદૂર ફેલાવનારા સહુ કોઈનું સમાજ પર ચિરઋણ રહેશે.

અધ્યાપક

विद्या विभातु हृदये नवसर्जनाय।

# शिक्षक-विद्यार्थी वच्चेना संबंधो

શાળા-મહાશાળાઓમાં કયા વિષયો શીખવવા જોઈએ, અને કઈ ભાષા કે ભાષાઓમાં તે શીખવવા જોઈએ એ વિષે જેટલી ચર્ચાવિચારણા થાય છે તેટલી શિક્ષણ આપનાર વ્યક્તિ કેવી જોઈએ એ વિષે થતી નથી. એનું એક કારણ એ હોઈ શકે કે શિક્ષકની પાત્રતા અને ક્ષમતા સ્વયંસિદ્ધ ગણીને સહુ ચાલતા હોય. કદાચ, એમ પણ હોય કે શિક્ષકની ઓછીવત્તી ગુણવત્તા એટલી બધી અસરકારક કે નિર્ણાયક ન પણ ગણાતી હોય! એ જ રીતે વિદ્યાર્થીઓ વિષે પણ બનતું આવ્યું છે. ભણનારા તો છે જ અને રહેવાના; એટલે એમની સંખ્યા ને હાજરી સ્વયંસ્પષ્ટ ગણી લઈને આગળ ચાલવાનો રિવાજ પડ્યો હોય એમ બને.

પરંતુ, શિક્ષક અને વિદ્યાર્થી કેવા હોવા જોઇએ તથા એ બન્ને વચ્ચેના સંબંધો કયા પ્રકારના રહેવા જોઈએ એ વિષે અનેક મહત્ત્વની બાબતો માની લઈને, સ્વીકારી લઈ ને ચાલવાની રીત વાસ્તવમાં સારી નથી. શિક્ષકની શૈક્ષણિક પાત્રતા શક્ય તેટલી ઉચ્ચ કક્ષાની હોય એવી અપેક્ષા સહેજે રહે. વિદ્યાર્થી ભણવા માટે એને તેટલો ઉત્સુક હોય એવી અપેક્ષા પણ સ્વાભાવિક રહે. છતાં, આ બે મૂળભૂત અપેક્ષાઓને સિદ્ધ કરવા સારુ જે અનુકૂળ વાતાવરણ શૈક્ષણિક સંસ્થાઓમાં સભાનતાથી અને ખાસ પ્રયત્નોથી તૈયાર કરવું પડે છે તે વિષે ઓછી વિચારણા ને ચિંતા દેખાય છે.

શિક્ષકના આર્થિક દરજ્જા વિષે, કાર્ય કરવા માટેની ભૌતિક સગવડો વિષે, મુક્ત વૈચારિક આબોહવા વિષે ઘણું લખી શકાય. કેટલીયે સંસ્થાઓમાં આ અંગે હજી ઘણું પછાતપણું જોવા મળે છે. પ્રાથમિક શિક્ષકોના પગારો તો ઘૃણાજનક નીચલી સપાટીએ છે. શિક્ષકોના સ્વમાનને હણે એવા ઘોકબંધ પ્રસંગો જાણે-અજાણ્યે રોજ બનતા હોય છે. સંચાલકો અને સરકારો આ બાબતમાં જરા પણ દોષમુક્ત નથી. પણ આ મુદ્દાઓ અંગે હું અહીં વિગતમાં ઊતરતો નથી.

વિદ્યાર્થી ભાઈ કે બહેન વિદ્યાપ્રાપ્તિ માટે કેવી શક્તિ ધરાવે છે એ વિષે મોજણી થતી નથી. અત્યારે તો જે ફી ભરી શકે છે તે ભણી શકે છે એવી સ્થિતિ છે! એ શું ભણે છે, કેટલું શીખે છે, કઈ રીતે વાંચે-વિચારે છે એ તરફ સમાજનું શું પણ ખુદ શૈક્ષણિક સંસ્થાઓનુંયે ઓછું અગર નહીંવત્ ધ્યાન હોય છે. વિદ્યાર્થી જે સામાજિક સ્તરમાંથી અને આર્થિક પૂર્વભૂમિકાથી ભણવા આવે છે તેનો પણ ખયાલ ઝાઝો કરાતો નથી. એક જ કસોટીએ સહુ વિદ્યાર્થીઓને મુલવાય છે. પણ આ બધી વિગતો વિષે પણ હું આજે વિસ્તારથી વિવરણ કરતો નથી.

વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચેના સંબંધો અંગે જ સંક્ષેપમાં કેટલાક મુદ્દાઓની રજૂઆત અહીં કરવાનો મારો ઇરાદો છે. સામાન્યપણે, બાલમંદિરમાં અને પ્રાથમિક શાળામાં બાળકો સાથે શિક્ષકો સારી રીતે હળેમળે છે. શિક્ષણ આપનારી વ્યક્તિઓ જો બહેનો હોય તો તેઓ સ્વાભાવિક વત્સલતા વડે બાળકોને ભણાવે છે અને એમની સાથે ખેલતા-કૂદતાં કામ કરે-કરાવે છે. મિડલ્ સ્કૂલ અને પછી માધ્યમિક શાળામાં પણ વિદ્યાર્થી-શિક્ષક વચ્ચેનો સંબંધ ઠીક ઠીક નિકટનો અને નિત્ય રહે છે. એક જ વર્ગશિક્ષક (કે શિક્ષિકા)ની

છે અને તેમની સાથે હું પૂરો સહમત છું. આ ભાષાને 'હિંદી' કહેવી કે 'હિંદુસ્થાની?' હિંદી કહીએ તો એમાં કટ્ટર હિંદુત્વની, ધાર્મિક ભાવનાની ગંધ આવે છે. એ શબ્દની આસપાસ આવી ગંધનું વાતાવરણ છે. આવું કહેનારાઓ 'હિંદુસ્થાની' શબ્દ સૂચવે છે 'હિંદુસ્થાની' શબ્દને પણ ગંધનું વાતાવરણ [તો વળગેલું] છે જ. સંસ્કૃત–ઉર્દૂનું મિશ્રણ, મુસલમાનો પ્રત્યેનું પક્ષપાતપણું, ભાષાસંકર વગેરેની ગંધ એમાં પણ આવે છે જ. એટલે મેં, રૂઢ એવા આ બન્ને શબ્દો છોડી દઈને 'હિંદવી' એવો નવો શબ્દ સૂચવ્યો. 'ભારતી' શબ્દમાં 'હિંદી' જેવો જ ભાવ આવે છે એવું કહેવાનું થાય. પણ મને લાગે છે કે એકંદરે 'ભારતી' શબ્દ જ ઠીક થશે. હાલ જો કે [મેં] 'હિંદવી' શબ્દ જ સૂચવ્યો છે. ઠીક.

બપોરે મેડિકલ વિદ્યાર્થીઓના સેક્રેટરી શ્રી. મનુ પટેલ મળ્યા. કૉલેજની હકીકત કહેતા હતા. ઑનરરી [ડૉક્ટરો] વિષે મેં લખેલા કાગળને કારણે ઑનરરી લોકો રોષે ભરાયા છે, અને વિદ્યાર્થીઓએ સભાઓ યોજીને 'ઑનરરી લોકો વખતસર આવે છે, કામ બરાબર કરે છે' વગેરે [મતલબના] ઠરાવો કરવા એવો કેટલાકનો આગ્રહ, વિનંતી ચાલુ છે! [બીજા થોડાક] વળી કેટલાક વિદ્યાર્થીઓને ધમકી આપે છે! એવું જાણ્યું. કેટલું ખરાબ! આ લોકોને [ઑનરરી ડૉક્ટરોને] નાગરિકધર્મનું કશું જ ભાન લાગતું નથી! ઠીક. વિદ્યાર્થીઓએ આવા આગ્રહના અગર ધમકીના ભોગ થવું નહીં, એવું મેં એમને [શ્રી. મનુ પટેલ] કહ્યું.

૪।। થી ૬ ડૉ. બાપુસાહેબ તળવલકરને ત્યાં ગયો. ડૉ. અરવિંદ, બાબા અને સ્ત્રીઓમાં સૌ. માવશી, તારાબાઈ, ડૉ. બાબાની પત્ની, એટલાં લોકો હતાં. ચિ. ડૉ. અરવિંદની બાબતમાં તેઓ પોતાની બાજુ રજૂ કરી રહ્યા હતા. પણ આવું કરવું બિનજરૂરી હતું. હું કાંઈ મારો [પૂર્વ] ગ્રહ કરી બેઠો છું એવું નથી. અને આમાં દોષ કોનો, ન્યાય કોના પક્ષે એ જોવાનું પણ અનાવશ્યક છે. લવાદ વડે નિર્ણય અપાઈ ચૂક્યો છે. પણ એમને લાગે છે કે મારે સાંભળવું અને [હું] સાંભળતો નથી તેને કારણે એમને હું અન્યાય કરું છું માટે હું એમની વાતો સાંભળવા માટે જ ગયો. દરમિયાન [વચ્ચે] શ્રી. વાડીભાઈ ચિનુભાઈ અને શ્રી ચંદ્રકાંત ગાંધી આવીને મળી ગયા. બાપુસાહેબ ખૂબ જ ગુસ્સે ભરાયેલા અને highly strung હતા. અને મારી સીધી વાતોમાં પણ એમણે કલ્પના (imagination)નો દોર છૂટો મૂક્યો હતો એ દુર્ભાગ્યની બાબત [હતી]. મારા વર્તનને કારણે અરવિંદને નૈતિક બળ મળે છે અને એમનું અપમાન થાય છે એવું એમને લાગે છે. કેટલું ભૂલભરેલું અને ક્ષુદ્ર!! મારી ભૂલ કઈ? તો, ડૉ મૂળગાંવકરને ત્યાં ઑપરેશન થયા બાદ મારે ડૉ. અરવિંદને ત્યાં રહેવા જવું જોઈતું નહોતું એવું એમનું કહેવાનું [હતું]! મારે નર્સિંગ હોમમાં જ રહેવું [જોઈતું હતું]! દિલ્હીથી મેં સૌ. વતીની માંદગીના પત્રો પાઠવ્યા એની નકલો અરવિંદને મોકલીને એમાં ડૉ. બાપુસાહેબને [તે નકલો] બતાવવાનું લખ્યું હતું તેવું નહીં કરતાં એમને જ [ડૉ. બાપુસાહેબ] સ્વતંત્ર રીતે નકલો મારે મોકલવી જોઈતી હતી! વગેરે. ઠીક. મને તો કાંઈ આ મારી ભૂલો લાગતી નથી. અને એ પ્રમાણે [મેં] એમને કહ્યું પણ ખરું. પરંતુ હાલમાં તેમને એ વાત ગળે નહીં ઊતરે, થોડો સમય જવો જ જોઈએ. Arvind is on his brains એવો પ્રકાર દેખાય છે!

પછી શ્રી. ચંદ્રકાંત ગાંધીને સાથે લઈને આંગ્રેવાડીમાં શ્રી. કુળકર્ણી માસ્તરના ખબરઅંતર મેળવવા જઈ આવીને ઇસ્પિતાલમાં સૌ.વતીને ત્યાં ગયો. રસ્તામાં શ્રી. ચંદ્રકાંતે અમદાવાદની મ્યુનિસિપલ હકીકત કહી. નવી મ્યુનિસિપાલિટીમાં શ્રી. ચંદ્રકાંત જ મોટે ભાગે અધ્યક્ષ થવાની લાયકાત [ધરાવે] છે એ સર્વ-સંમત છે. તેમ છતાં ય ચંદ્રકાંત એ [તો] મારી (માવળંકરની) સલાહ મુજબ ચાલશે અને પોતાને પૂછશે નહીં એવા વિચારથી ચંદ્રકાંતને પ્રમુખ ન બનાવવા એની ખટપટ શ્રી. મણિભાઈ ચતુરભાઈએ શરૂ કરી છે. શ્રી. મોરારજી દેસાઈને ત્યાં તેઓ દોટ મૂકી રહ્યા છે, વગેરે જાણ્યું. શ્રી. ચંદ્રકાંત હવે વકીલાત વગેરે છોડીને કાયમ માટે જાહેર કાર્યમાં [પોતાને] પરોવવાના છે, એમનો આ વિચાર મને ખૂબ ગમ્યો. ૧૯૨૯ની સાલમાં એમણે વકીલાતની શરૂઆત મારે ત્યાં જ શરૂ કરી એનું આ યોગ્ય સાર્થક થશે એવું જ મને લાગ્યું.

દાદરમાં ઘેર [મુકામ પર] ન જતાં ઇસ્પિતાલમાંથી જ બારોબાર ૮।।ના અરસામાં નીકળીને [હું] શ્રીયુત

તરેહતરેહની સમસ્યાઓ ઊભી થાય છે. બન્ને પક્ષે બેદરકારી અને ઉદાસીનતા રહે તો અસ્વસ્થતાનાં બીજ વવાવાં શરૂ થાય છે અને એમાંથી જ કોઈક વાર ભારે ભડકો થાય છે. શિક્ષકનું માન-સન્માન શિક્ષકના પોતાના હાથમાં—એટલે કે એની કાર્યશક્તિ, વિદ્વત્તા અને ચારિત્ર્યશીલતામાં—રહેલું છે. એટલે, વિદ્યાર્થી સાથેના સમાગમથી એને આંચ આવે એવું માનવાનું કારણ નથી. ખરેખર તો, વિદ્યાર્થી સાથેના સૌજન્ય-સ્નેહ સંબંધોમાં કદી અતિરેક જેવું છે જ નહીં, શક્ય પણ નથી. અતિ પરિચય થાય તો અવજ્ઞાનો ભય રહે; પણ સમજપૂર્વકની અને સંયમભરી આત્મીયતામાં આત્યંતિકતા અગર અતિશયોક્તિ જેવું હોય જ નહીં, અને આજની આપણી એક મોટી શૈક્ષણિક સમસ્યા તો એ છે કે શિક્ષકો અને વિદ્યાર્થીઓ વચ્ચે, ખાસ કરીને ઉચ્ચ શિક્ષણ ક્ષેત્રે તો, ભાગ્યે જ કોઈ સ્નેહસમજૂતીની સાંકળ જોવા કે અનુભવવા મળે છે!

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# સંક્ષિપ્ત નોંધો [સંપાદકીય]

## રશિયન ક્રાંતિની અર્ધશતાબ્દી

રશિયન ક્રાંતિની અર્ધશતાબ્દી આ મહિને આખી દુનિયામાં વત્તાઓછા પ્રમાણમાં ઉજવાઈ. ક્યાંક ક્યાંક સામ્યવાદના વિરોધીઓએ આ શકવર્તી બનાવની ટીકા કરીને તો ક્યાંક વળી રશિયન છાપ સામ્યવાદના રોષ-ભર્યા ટીકાકારોએ આ ઐતિહાસિક પ્રસંગ પ્રત્યે ઠંડી ઔપચારિકતા દાખવીને આત્મસુખ મેળવ્યું! પણ સહુએ નોંધ લેવી ઘટે એવી આ ઘટના અવશ્ય રહી છે. આજની દુનિયામાં સામ્યવાદની વિચારસરણીનું જબરું અને કુદરતી આકર્ષણ અનેક દેશોમાં બરાબર જોવા મળે છે. સમર્થ વિચારની તાકાત કેટલી વ્યાપક અને લાંબો કાળ ટકનારી હોય છે તે કાર્લ માકર્સના તત્ત્વ-જ્ઞાને બતાવી આપ્યું છે. રશિયામાં પચાસ વર્ષ પહેલાં સામ્યવાદી પક્ષ સત્તા પર આવ્યો અને આજે પણ સામ્યવાદી હકૂમત ચાલુ છે. એટલું જ નહીં બલકે તે આર્થિક રીતે વધુ દૃઢ, લશ્કરી સાધનોમાં ખૂબ બળ-વાન અને રાજનૈતિક ક્ષેત્રે ઠીક સફાઈદાર બની છે. અલબત્ત, છેલ્લાં પચાસ વર્ષોમાં રશિયન પ્રજાએ ઘણી તડકી-છાંયડી જોઈ છે ને વેઠી છે. માનવમૂલ્યોનો હ્રાસ એ દેશમાં ઓછો થયો નથી, અને મનુષ્યહત્યા પણ પાર વિનાની થઈ છે. કડક અને ગર્વિષ્ઠ સત્તાધારીઓએ ક્રાંતિને નામે ઘણાં પ્રત્યાઘાતી કાર્યો કર્યાં છે. રશિયન નાગરિકો એક સાથે બંધિયાર સમાજ-જીવન અને કાંઈક અંશે મુક્ત વ્યક્તિગત જીવન અનુભવતા રહ્યા છે. પણ હવે અંદરની અને બહારની દુનિયા વચ્ચેનું ભીષણ અંતર રશિયામાં ઘટશે એવી આશા જન્મી છે. જ્ઞાનવિજ્ઞાનનાં ક્ષેત્રોમાં રશિયાએ જે અદ્‌ભુત સંશોધનો—સિદ્ધિઓ છેલ્લાં થોડાં વર્ષોમાં બતાવેલી છે તે પરથી રશિયન પ્રજાજનો પ્રત્યે આશાભરી મીટ માંડી શકાય તેમ છે. રશિયનોની ચીવટ અને લડાયક શક્તિનો બીજા વિશ્વયુદ્ધ વખતે પરિચય મળ્યો છે જ. રશિયન ક્રાંતિ સ્વાતંત્ર્ય સંવર્ધન કરનારી નીવડો!

+ + +

## પંચોતેરમા વર્ષમાં પ્રવેશેલા જુવાન!

સાતમી નવેમ્બરે પંચોતેરમા વર્ષમાં પદાર્પણ કરી ચૂકેલા શ્રી. ભાઉસાહેબ રાનડે એક વિરલ વ્યક્તિ છે. મહારાષ્ટ્રમાંની રાષ્ટ્ર સેવાદળની પ્રવૃત્તિ ભાઉસાહેબ વિના સરસ પાંગરી ન હોત. આજે પણ 'ભાઉ'નો થનગનાટ, ધ્યેયવાદ, અભ્યાસ અને શ્રમ ભલભલા જુવાનોને પાછળ પાડી દે કે શરમાવે તેવો છે. ચાળીસ વર્ષથી યે વધુ સમયથી ભાઉસાહેબની નિઃસ્વાર્થ સમાજસેવા અનેક ક્ષેત્રોમાં અખંડ ચાલુ રહી છે. સાદું અને સંયમી જીવન, નીરોગી અને ખડતલ શરીર, વ્યાપક અને ઊંડું વાચન, મૌલિક અને કૃતિશીલ વિચાર—આ બધાંથી 'ભાઉ'નું

અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં અમે કેટલાક જણ શ્રી. વલ્લભભાઈની આગેવાની હેઠળ પ્રવેશ્યા ત્યારે સ્વરાજ્યની દૃષ્ટિથી અમે અમારો વહીવટ શરૂ કર્યો. એનાં દશ્ય પરિણામો એટલે સ્વદેશી તત્ત્વનો સ્વીકાર, ગુજરાતીમાં ભાષણો અને કાગળપત્ર–ફાઇલનો વ્યવહાર, લોકોએ ચૂંટેલા પ્રતિનિધિઓ દ્વારા જ વહીવટ (એટલે કે, બધા હોદ્દેદારો અને કાર્યવાહી સમિતિઓના સભ્યો લોકનિયુક્ત જ હતા; સરકાર–નિયુક્તોને સ્થાન નહોતું) ગરીબ અને અભણ પ્રજાની મુશ્કેલીઓ અને જરૂરિયાતો તરફ ધ્યાન [આપવું], વગેરે. સને ૧૯૨૪થી શ્રી વલ્લભભાઈની નેતાગીરી હેઠળ અમે કેવળ સેવાભાવથી અને સ્વરાજ્યની ભાવનાથી કાર્ય કર્યું.[૧૨] એનું પરિણામ એટલું સુંદર આવ્યું કે, ૧૯૨૭ની સાલમાં ભારતની સ્વરાજ્ય માટેની લાયકાત તપાસવા સારુ આવેલા સાયમન કમિશનને[૧૩] તે વખતની મુંબાઈ સરકારે (જે અમારી વિરોધી હતી) વ્યક્ત કરેલા અભિપ્રાયમાં સ્પષ્ટ લખી રાખ્યું હતું કે 'અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં સ્વરાજિસ્ટ આગેવાન શ્રી વલ્લભભાઈએ કેવળ લોકનિયુક્ત પ્રતિનિધિઓ મારફત જ જે કાર્યક્ષમ વહીવટ ચલાવ્યો તે પરથી અમારો સ્પષ્ટ અભિપ્રાય છે કે ભારતના લોકો સ્વરાજ્ય માટે લાયક છે.[૧૪] (૨) મ્યુનિસિપાલિટી એટલે રસ્તાઓ, ગટર, પાણી, દીવાબત્તી વગેરે જ નથી. બલ્કે, સ્વરાજ્યની દૃષ્ટિથી કાર્ય [કરવાનું] હોવાથી જેમ જેમ સ્વરાજ્યની કલ્પના બદલાતી ગઈ તેમ તેમ મ્યુનિસિપલ કાર્ય વિશેના મારા વિચારો પણ બદલાતા ગયા. આજકાલ આસ્ફાલ્ટ રસ્તાઓ, દીવાબત્તી, પાણી આ [બધી] વાતોથી મારા મનને સંતોષ નથી. આ ચીજો તો જોઈએ જ. પરંતુ થોડા સારા રસ્તા, અગર સારી ઈમરાતો, એટલે [કાંઈ] શહેરની સુખી અવસ્થા ન કહેવાય. ઘરબાર વગરના ઉઘાડા-નાગડા પડેલા ગરીબ લોકો જોઉં છું, તેમને પૂરતું ખાવાપીવાનું અગર [તેમને માટે] કપડાં પણ નથી એ જોઉં છું ત્યારે મને હમણાં હમણાં વધારે દુઃખ થાય છે અને આપણો મ્યુનિસિપલ વહીવટ પૂરેપૂરો કાર્યક્ષમ નથી એમ લાગે છે. (૩) લોકોનાં શરીર અને મન આપણા અંકુશ હેઠળ આવે છે. Sanitation અને Public Health એ શરીર વિષયક કુશળનો ભાગ કહેવાય અને શિક્ષણ education એ મનની બાબતનો ભાગ ગણાય. એટલે આપણે આ પ્રકારનાં રચનાત્મક કાર્યો તરફ ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. લોકો માટે ઘરો, કસવાળાં અન્ન અને દૂધનો પુરવઠો અને શિક્ષણ–એ બાબતો તરફ પ્રથમ ધ્યાન આપવું જોઈએ. (૪) પણ આ બાબતોનો આધાર યોગ્ય શિક્ષણ પર હોવાથી ઉત્તમ પ્રાથમિક શિક્ષણની સગવડ પ્રથમ થવી જોઈએ. શિક્ષણ એ [તો] જીવનનું મધ્યબિંદુ છે. એ જો સારું [હોય] તો સમગ્ર જીવન સારું [બને]. એ જો ન [હોય] તો સમગ્ર જીવન શૂન્ય [છે]. આ સમજીને શિક્ષણને અગ્રપ્રાધાન્ય (top priority) આપવું જોઈએ. અને આ (કામ) કરવું એટલે સમાજમાંના ઉત્તમમાં ઉત્તમ લોકોને શિક્ષક તરીકે લાવી શકાય એવી આર્થિક વ્યવસ્થા કરીને શિક્ષકનો દરજ્જો વધારવો જોઈએ. (૫) રોજના વહીવટ (administration)માં કાગળના ઘોડા ખૂબ ઘૂસી ગયા છે તે ઓછા કરીને (Red Tape) કામનો નિકાલ ઝડપથી અને પ્રત્યક્ષ મંત્રણા દ્વારા, લોકોના પરિચયમાં આવીને થવો જોઈએ. (૬) મ્યુનિસિપલ સેવક–સમુદાય [મ્યુનિસિપલ] સભ્યોના નોકર ન હોઈ તેઓ સભ્યોના સાથીદારો (colleagues) છે એ રીતે સભ્યોએ એમની સાથે વર્તવું જોઈએ. દરેકને સ્વમાન હોય અને તે સાચવવું તથા સચવાય એનું જ નામ સ્વરાજ્ય. (૭) ખર્ચ કરકસરથી થવો જોઈએ. કરવેરાનો બોજો વધી રહ્યો છે. જે કર લેવાય છે તે બધો પ્રજાને [એના] જીવનમાંના ફાયદાઓ અને સગવડોના રૂપે પાછો મળવો જોઈએ. તો જ કરવેરા વધારવાનો અગર કરનો ઉપયોગ. હાલમાં મધ્યસ્થ સરકાર, પ્રાંતિક સરકાર અને મ્યુનિસિપાલિટી એ ત્રણેયના વધતા જતા કરવેરા છે. આ પ્રમાણ ક્યાં સુધી વધતું રહેશે? એનો છેડો છે એ સમજીને કરકસરથી ખર્ચ ચલાવવાની દૃષ્ટિ જોઈએ.

આ પ્રમાણે મુખ્ય મુદ્દાઓ હતા. મારું ભાષણ મિત્રોને—કાંઈ નહીં તો સમાજવાદી પક્ષના લોકોને–ગમ્યું હોવાનું જણાયું.[૧૫]

ત્યાંથી ઇસ્પિતાલમાં સૌ.વતીને મળીને ડૉ. પંડિતને ત્યાંના લગ્નસમારંભમાં ગયો; અને ફરી ઇસ્પિતાલમાં જઇને ૯ા વાગ્યે ઘેર આવ્યો. આજે સૌ.વતીની [તબિયતની] ફેરતપાસ કરાઈ હતી. એ કારણે એને વધારે થકાવટ લાગી હતી.

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

હપ્તો ૬૧ [તા. ૨૮ ફેબ્રુઆરી થી તા. ૬ માર્ચ ૧૯૪૯]

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]



## તા. ૨૮ ફેબ્રુઆરી ૧૯૪૮, સોમવાર
[મુંબાઈ]

સવારે ફરવા જઈ આવ્યો અને [પછી] ઇસ્પિતાલમાં જઈ આવ્યો. પછી વૃત્તપત્રવાચન. નિત્યવિધિ. ઇસ્પિતાલમાં આશરે ૧૧ કલાક. ઘેર આવીને પત્રો, વગેરે.

ભોજન બાદ ટપાલ પર સહીઓ કરીને ટપાલ રવાના કરી અને તરત નીકળ્યો. ચિ. બાપુને અને ડૉ. વાણીને[1] એમની હોસ્ટેલમાંથી તથા ચિ. ચારુ (ચિ. તાત્યામામા ચાંદોરકરના પુત્ર) અને એના મિત્રને એમના મુકામ પરથી (ગ્રાન્ટ રોડ) લઈને કાઉન્સિલ હાઉસમાં ગયો. ત્યાં પ્રથમ શ્રી. ભાઉસાહેબ ફિરોદિયા[2] અને શ્રી. ભાઉસાહેબ સોમણ[3] સાથે મુલાકાત અને વાતોચીતો. ૨ થી ૩ સુધી ધારાસંડળની બેઠકો વખતે હાજર રહીને ત્યાંની ચર્ચા સાંભળી. દારૂબંધી [અંગે]ના ખરડા [પર] [ચર્ચા] ચાલતી હતી. શ્રી. ખેરનું ભાષણ આશરે પોણો કલાક ચાલ્યું. ભાષણ સારું હતું, પણ મને લાગે છે છે કે વિના કારણ લાંબું હતું. દારૂબંધી શા સારુ જોઈએ એ આટલા વિસ્તારપૂર્વક સમજાવવાની જરૂર નથી. ઠીક. પછી મેડા પર શ્રી. સોમણના ખંડમાં બેઠા અને ત્યાં શ્રી. કુંટે[4], ડૉ. અંત્રોળીકર, શ્રી. ભીમજી, શ્રી. પાટકર, ડૉ. હરિપ્રસાદ[5], વગેરે લોકો મળ્યા. ૪ાના અરસામાં નીચે જઈને લોકોને મળીને પછી શ્રી. સૌ. સરલાબેન પારેખને[6] ત્યાં ગયો. ચિ. પૂર્ણિમાબહેન[7] પણ મળી. ત્યાંથી યુનિવર્સિટીમાં ઉપકુલપતિ (Vice Chancellor) મહામહોપાધ્યાય શ્રી. અણ્ણાસાહેબ કાણેને[8] મળ્યો. ઘણા બધા વિષયો નીકળ્યા: (૧) મુંબાઈ યુનિવર્સિટીનું કામ. (૨) સરકારે નવી પરીક્ષા, મૅટ્રિકને બદલે, દાખલ કરી છે એ વિષે; (૩) મેડિકલ કૉલેજની ફી–વધારો. આ બાબતમાં શ્રી. ખેરે એમની સમક્ષ ફરિયાદ કરી હતી ત્યારે, ફી વધારો અયોગ્ય છે એવો અભિપ્રાય એમણે [શ્રી. કાણેએ] આપ્યો અને તે પ્રમાણે એમણે શ્રી. ખેરને કહ્યું પણ હતું. ગવર્નર સર મહારાજસિંગ[9] સાથે આ બાબતમાં શ્રી. કાણેને વાતચીત થઈ હતી. ગવર્નરે પોતે થઈને પૂછપરછ કરી હતી.

પછી ચિ. બાપુને હોસ્ટેલમાંથી લઈને ઇસ્પિતાલમાં ગયો અને ૭ાના અરસામાં ઘેર. ભોજનોત્તર પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૧ માર્ચ ૧૯૪૯, મંગળવાર
[મુંબાઈ]

સવારે ફરવા જઈ [આવ્યો, અને] ઇસ્પિતાલમાં ડોકિયું કરી આવ્યો. ઘેર આવીને પરચૂરણ કામો. નિત્યવિધિ, વૃત્તપત્રો જોવાં, વગેરે આટોપીને શ્રી. નાનાસાહેબ સરદેસાઈ સાથે ઇસ્પિતાલમાં સૌ.વતીને ત્યાં જઈને ૧૧-૩૦ વાગ્યે પાછો ફર્યો. શ્રી. નાનાસાહેબ જોડે ઘણી બધી વાતોચીતો થઈ.

ભોજન બાદ પત્રો વગેરે લખાવ્યા અને પછી આરામ.

'નવભારત' પત્રના શ્રી. શેંદૂર્ણીકર આવ્યા હતા. પંડિત જવાહરલાલ નેહરુનો રાષ્ટ્રભાષા વિષેનો જે લેખ તાજેતરમાં જ પ્રસિદ્ધ થયો છે તે બાબતમાં એમની [શ્રી. શેંદૂર્ણીકર] જોડે ચર્ચા કરી. મને આ લેખ ગમ્યો. પંડિતજીએ બધી બાજુએથી આ પ્રશ્નનો વિચાર કર્યો

માં આવ્યા હતા. એમની સાથે વાત કરતી વખતે ત્યાંની બિર્લા એંજિનિયરિંગ કૉલેજ માટે મળેલા પચીસ લાખ રૂપિયાના દાનની બાબતમાં શ્રી. ભાઈલાલની કેવી ગેરસમજ થઈ તે એમણે [શ્રી. જુન્નરકરે] કહ્યું. આણંદમાં જે રીતે કામ ચાલી રહ્યું છે તેનાથી શ્રી. જુન્નરકરને પણ સંતોષ નથી. પણ તેઓ બિચારા શું કરે?

ભોજનોત્તર વિશ્રાંતિ. પરચૂરણ વાચન. પછી લોકો મળવા આવ્યા. શ્રી. મન્વંતરાય મહેતા (ગુજરાત વિદ્યાસભા ટ્રસ્ટ અને યુનિવર્સિટી માટેના કાયદાનો મુસદ્દો), શ્રી. મણિભાઈ દેસાઇ (પ્રાથમિક શિક્ષક પરિષદ, વગેરે), શ્રી. યશવંત શુકલ (ગુજરાત યુનિવર્સિટી રિપોર્ટનું ગુજરાતી ભાષાંતર, ગુજરાત વિદ્યાસભાના શતાબ્દી ઉત્સવની આગામી તારીખો, વગેરે), ડૉ. મિસ પંડ્યા[૨૦] (ચિ. સૌ. સરલાની માંદગીની બાબતમાં), શ્રી. ઈબ્રાહિમ રહેમાનજી ટેકરાવાળા[૨૧] (મહાત્માજીનું સરસ ચિત્ર જેના પર છપાયું છે એવો એક કાપડનો પડદો, મક્કાનો એક નાનકડો ગલીચો અને થોડું ખજૂર વગેરે મને ભેટ તરીકે આપ્યાં).

સાંજે શ્રી. હરસિદ્ધભાઈ દિવેટિયા[૨૨] આવ્યા. એમને સાથે લઈને શ્રી. મઝુમદાર, બાબુરાવ અને હું યુનિવર્સિટીની જમીનો પર જઈ આવ્યા.

રાત્રે ભોજન બાદ વાતોચીતો. શ્રી. ભાલૂતાત્યા જાંભેકર આવ્યા હતા. આવતી કાલે શ્રી. ભાસ્કરરાવ મેઢના[૨૩] અર્ધપુતળાના અનાવરણ પ્રસંગે મારે થોડા શબ્દો બોલવા એવું શ્રી. જયેન્દ્રરાવ દિવેટિયાએ આગ્રહપૂર્વક કહ્યું. મેં હા પાડી.

સૌ. વતીને આજે મોડેથી બપોરે ઇસ્પિતાલમાંથી ઘેર લઈ ગયાંનું શ્રી. દાદામામા ગુર્જરના પત્ર પરથી જાણ્યું.

### તા ૫ માર્ચ ૧૯૪૯, શનિવાર
### [અમદાવાદ]

સવારે ફરવા જઈ આવ્યો. શ્રી. ચંદ્રકાંત ગાંધી [મારી] સાથે હતા. પછી પરચૂરણ કામો. શેઠ કસ્તુરભાઈ આવ્યા હતા. મુખ્ય કામ એટલે જાહેર ધર્માદા ટ્રસ્ટની બાબતમાં તેંડુલકર કમિટીએ ભલામણો કરેલી છે. તેમાં જૈનોનો સમાવેશ કર્યો છે અને તે તેમને [શેઠ કસ્તુરભાઈને] પસંદ નથી. સર્વસામાન્યપણે આવો સમાવેશ ન થાય એવું એમનું કહેવાનું નથી. પણ 'દેવદ્રવ્ય' તરીકે જે દાન મંદિરોમાંથી મળે છે એનો ઉપયોગ કેવળ પૂજા-અર્ચા મંદિરનું સમારકામ વગેરે ઉપરાંત શિક્ષણ ઇત્યાદિ જેવા ધર્મવિરહિત એવાં કામોમાં થવો ન જોઈએ એવો એમનો આગ્રહ. ધર્મકાર્ય માટેનો પૈસો ધર્મકાર્યમાં (religious) જ ખર્ચ થાય એવો આગ્રહ; અન્ય સારાં કામો કરવા પણ secular કામ માટે આ પૈસો ખર્ચ કરવો નહીં. [પણ] સાચે જ શું આપણા જીવનના religious અને secular એવા બે કેવળ અલગ એવા વિભાગો—water-tight compartments—છે ખરા? થોડેક અંશે પણ બન્નેની સેળભેળ ખુલ્લંખુલ્લી નથી વારુ? મંદિરમાં જઈને પ્રભુદર્શન પણ શા સારુ કરવાનું? મને એમની [શેઠ કસ્તુરભાઈની] દૃષ્ટિ સંકુચિત લાગે છે. એમને પણ થોડી અધીરાઈ અગર ઉદ્વેગ થાય છે. પણ એમના મન પર એમના [જૈન] સમાજના મતનું વર્ચસ્વ છે. આ બાબતમાં તપાસ કરીને સરકાર [જો] કાયદો કરવા ધારે તો પછી આપણી વાત તે વખતે સરકાર સમક્ષ રજૂ કરવી એવું મેં [શેઠ કસ્તુરભાઈને] કહ્યું. કમિટીએ રિપોર્ટમાં કહ્યું એટલે સરકારે [તે] સ્વીકાર્યું જ એવું નથી. બીજો મુદ્દો એટલે, દુકાળ સંકટ નિવારણ કમિટીના કામમાં શેઠ કસ્તુરભાઈએ નાણાં માગવા માટે એક નિવેદન બહાર પાડવું એ હતો. પરંતુ આવું નિવેદન એમણે શા સારુ બહાર પાડવું? મુખ્ય મુદ્દો એટલે, એમની કમિટી [ગુજરાત કૉંગ્રેસ] પ્રાંતિક સમિતિએ નીમેલી છે, એવું એમાં [નિવેદનમાં] લખવું. મને આનો ગૂઢાર્થ સમજાયો નહીં. પ્રાંતિક સમિતિની જો [આ] કમિટી [છે] તો [પછી] એણે [સમિતિએ] નિવેદન પ્રગટ કરવું. પરંતુ એનાથી પૈસા કોણ આપે? માટે શેઠ કસ્તુરભાઈએ સહી કરવી એવી રમત મને [આમાં] દેખાય છે. મેં મારો અભિપ્રાય નકારાર્થનો આપ્યો.

શ્રી. મણિભાઈ દેસાઈ શિક્ષકોના કામ માટે આવ્યા હતા. બીજાં પણ ઘણાં બધાં પરચૂરણ કામો થયાં.

બપોરના ભોજન માટે શેઠ કસ્તુરભાઈને ત્યાં ગયો હતો. યુનિવર્સિટી કમિશનના લોકો પણ આવ્યા હતા. ભોજન બાદ ઘેર આવતાં આશરે ત્રણ વાગ્યા. થોડો

વી. એસ ભિડે, I. C. S. ને ઘેર જમવા ગયો. હાલમાં તેઓ પોર્ટ ટ્રસ્ટના ચેરમેન છે. ઘણી બધી જૂની નવી વાતો થઈ. આપણા પ્રધાનમંડળોમાંના સભ્યોની અસહિષ્ણુતા, સત્તાનો મદ વગેરે વિષે વાતો નીકળી. સાચે જ આપણે ક્યાં જઈ રહ્યા છીએ? સત્તા ને પ્રતિષ્ઠા [એ બન્ને]નો લોભ, સેવાભાવ માત્ર મોંઢેથી! પણ અંતઃકરણમાં કેટલી બધી અસહિષ્ણુતા, [કમાલ] અહંકાર, સામાન્ય નીતિમત્તાનો હ્રાસ. લોકોમાં અસંતોષ, વગેરે. ચીનની માફક આપણી સ્થિતિ ન થાય એટલે બસ. રાત્રે ૧૦-૪૫ના અરસામાં ઘેર પાછો આવ્યો.

## તા. ૨ માર્ચ ૧૯૪૯, બુધવાર
## [મુંબાઈ]

ફરવા જતી વખતે સવારે ઇસ્પિતાલમાં ડોકિયું કરી આવ્યો. પછી ઘેર આવીને નિત્યવિધિ, પરચૂરણ કામો, વગેરે. આજે સાંજે કૉર્પોરેશનમાં મ્યુનિસિપલ ગવર્નમેન્ટ પર [મારે] બોલવાનું છે એ માટેનાં ટાંચણો કર્યાં. શ્રી. હેર્લેકર (વેપારી) આવ્યા હતા. અમે પાર્લમેન્ટરી ડેપ્યુટેશન તરીકે ઇંગ્લેન્ડ ગયાં તે વખતે જર્મની ન ગયાં એ ખૂબ જ સારું કર્યું એમ કહેતા હતા. શ્રીમતી સુશીલા પૈ અને 'મૌજ'[સાપ્તાહિક] પત્રના [સંપાદક] શ્રી. ભાગવત આવ્યા હતા. એમને લઈ ને ૧૦ના અરસામાં ઇસ્પિતાલમાં સૌ.વતીને ત્યાં શ્રી. ભાગવત જોડે મહારાષ્ટ્રની પરિસ્થિતિ વિષેના મારા વિચારો કહેતો હતો. આ બાબતમાં એમના 'મૌજ' પત્રમાં ભાઈ ગોરેનો એક અનાવૃત્ત પત્ર વિચારવંત મહારાષ્ટ્રીઓને ઉદ્દેશીને છપાયો છે એ સંબંધમાં તેમણે [શ્રી. ભાગવત] મારા વિચાર પુછાવ્યા હતા.

૧૧ વાગ્યે ડૉ. અપ્પાસાહેબ પંડિતની પુત્રીનાં લગ્નમાં ગયો. સ્વાગત-સમારંભ બાદ ઘેર આવીને પરચૂરણ કામો.

ભોજન બાદ કાગળો લખાવ્યા, અને પછી થોડો આરામ.

પછી ટપાલ આટોપી, અને થોડાં પરચૂરણ કામો કરીને ૪ વાગ્યે નીકળીને ઇસ્પિતાલમાં ગયો. ત્યાં થોડો વખત થોભીને કૉલેજમાંથી ચિ. બાપુને લઈને ન્યૂ બુક કંપનીમાં પ્રોફેસર વાડિયા (P. A. Wadia)[10]ને મળવા ગયો. તેઓ એપ્રિલમાં એક Unity Conference બોલાવે છે એનું પ્રમુખપદ મારે સંભાળવું એવી એમની ઇચ્છા [છે]. Freedom Group નામનું એમનું એક અભ્યાસમંડળ છે. એના ઉપક્રમે આ પરિષદ ભરાવાની [છે]. ન્યૂ બુક કંપની[11]એ આ લોકોને અને સામાન્ય વાચકવર્ગને બેસવા-ઊઠવા માટે એક સગવડભરી જગ્યા પોતાની દુકાનના માળ ઉપર આપી છે. એ કારણે [આ] લોકોની સગવડ, અને દુકાનદારની જાહેરાત તથા માલવેચાણને મદદ એવો બેવડો ફાયદો છે. દીર્ઘ દૃષ્ટિથી ધંધો કરે છે એવું મને લાગ્યું. આ સ્થળે પ્રોફેસર વાડિયા અને એમના બે સાથીદારોને [હું] મળ્યો. ભાષાવાર પ્રાંતો ન જોઈએ એ કારણે ઝઘડાટંટા માત્ર વધશે, એકતા તૂટી જશે—એવી આ લોકોની વિચારસરણી છે. મારી [વિચારસરણી] એનાથી ઊલટી છે. લોકશાહી ઉત્તમ ચલાવવી છે તો લોકોની ભાષામાં જ રાજ્યવ્યવહાર થવો આવશ્યક છે, અને તેમ કરવું એટલે ભાષાવાર પ્રાંતો જ જોઈએ. વળી, લશ્કર, વાહનવ્યવહાર, તારટપાલ, આર્થિક તંત્ર [એ બધું] જો મધ્યસ્થ સરકારના હાથમાં છે તો પ્રાંતો પાસે રહ્યું શું? કેવળ રચનાત્મક એવું શૈક્ષણિક, આરોગ્ય વિષયક, વગેરે કાર્ય! એનાથી ઝઘડા—વિચ્છિન્નતા કેવી રીતે સર્જાય? ઊલટું, આજે મિશ્ર પ્રાંતો હોવાને કારણે પરસ્પર અદેખાઈ, અવિશ્વાસ છે, [અને] તેને કારણે કાર્ય કશું જ થતું નથી. અને પ્રાંત-રચનાની ચર્ચા [વળી પાછી] વધારામાં [ચાલુ]. આ કારણથી તેમના [પ્રો. વાડિયા] અભિપ્રાય સાથે મારો મત બંધબેસતો ન હોવાથી મારે પ્રમુખપદ કેવી રીતે સંભાળવું એ [એક] પ્રશ્ન [જ છે]. મને પૂર્ણ મતસ્વાતંત્ર્ય રહેશે અને મારું કાર્ય ચર્ચાનું નિયંત્રણ [સંચાલન] એટલું જ રહેશે એવી ખાતરી એમણે આપ્યાથી મેં પ્રમુખપદ સ્વીકારવા સંમતિ આપી.

ત્યાંથી પછી મુંબાઈ કૉર્પોરેશનમાં ગયો. મેયરસાહેબે મને ચા-પાર્ટી આપી. કેટલાક સભ્યો હાજર હતા. ત્યાર પછી કૉર્પોરેશન હૉલમાં સ્થાનિક સ્વરાજ્ય વિષેના મારા વિચારો અને અનુભવો મેં કહ્યા. આશરે ૫૫ મિનિટ હું અંગ્રેજીમાં જ બોલ્યો. મારા મુદ્દાઓ: (૧) ૧૯૧૭-૧૮નાં વર્ષોમાં ગાંધીજી સાથે દેશના સ્વરાજ્ય વિષે ચર્ચા ચાલતી હતી ત્યારે 'ગામનું સ્વરાજ્ય જો સારી રીતે ચલાવ્યું તો જ દેશનું ચલાવતાં આવડશે' એવો એમનો વિચાર મારા ગળે ઊતર્યો, અને

છે. એમને અગાઉ પૂછીને એમને અડચણ, વગેરે પડશે કે કેમ એનો વિચાર કરીને [પછી મારે] બોલવું જોઈતું હતું. ઠીક. ત્યાં પછી ભોજન વગેરે આટોપીને આશરે ૧૨–૧૫ વાગ્યે નીકળ્યા અને ત્રણ વાગ્યે અમદાવાદ આવી પહોંચ્યા.

ત્યાં [કરમસદમાં] શ્રી. ભાઈલાલભાઈ પટેલ, શ્રી. ઈશ્વરભાઈ પટેલ, આદિ લોકો મળ્યા. વલ્લભ વિદ્યાનગરમાં ચરોતર [એજ્યુકેશન] સોસાયટીની હાઈસ્કૂલ, વગેરે હોય એ વિષે 'ચારુતર વિદ્યામંડળ'ના બંધારણમાં જોગવાઈ છે એ વિષે ઈશ્વરભાઈ જોડે ચર્ચા થઈ, અને ઠરાવનો મુસદ્દો મેં એમને કરી આપ્યો.

ઘેર [અમદાવાદ] આવ્યા બાદ શ્રી. રામરાય મુનશી[૨૯] મળ્યા. [ગુજરાત] વિદ્યાસભાની પડોશની ઈમારતમાંની જગ્યા ખાલી કરી આપવાને તેઓ તૈયાર નથી! પછી જુદાં જુદાં કામો માટે શ્રી. પુષ્કર ચંદરવાકર, શ્રી. ચંદ્રકાંત ગાંધી, શ્રી. બાબુરાવ મહેતા, શ્રી હરિભાઉ રિસવડકર,[૩૦] વગેરે લોકો મળ્યા. ૪-૧૫ વાગ્યે નીકળીને શેઠ કસ્તુરભાઈને ત્યાં થોડો વખત થોભીને વિમાનઘર પર આવ્યો. ત્યાં શ્રી. મજુમદાર એજ્યુકેશન સોસાયટી અને યુનિવર્સિટીના કામ માટે મળ્યા. ૫-૧૫ના વિમાનમાં નીકળીને ૮-૪૦ વાગ્યે પાલમ વિમાનઘર પર આવ્યો. વિમાનમાં આરામ જ કર્યો. વિમાનમાં સાથે શ્રી ઠક્કરબાપા અને શ્રીમતી યશોધરામ્મા દાસપ્પા હતાં. એમની જોડે કસ્તુરબા ફંડ, વગેરે ઘણા બધા વિષયો અંગે વાતો થઈ. જયપુર મુકામે પ્રિન્સિપાલ મહાજની[૩૧] મળ્યા. તેઓ પણ દિલ્હી આવી રહ્યા હતા.

મુકામ [૨૦ અકબર રોડ, નવી દિલ્હી] પર શ્રી. કાકાસાહેબ કાલેલકર અને ચિ.સરોજિની હતાં. ટપાલ જોઈ અને ગપ્પાંસપ્પાં. ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ. (ક્રમશઃ)

*

## પાદટીપો

૧ ડૉ. વસંત વાણી. અમદાવાદની ગુલાબબાઈ હૉસ્પિટલના સુપરિન્ટેન્ડન્ટ. દાદાસાહેબ અને માવળંકર કુટુંબ સાથે વસંતભાઈનો અનેક વર્ષોથી ગાઢ સ્નેહસંબંધ છે. વાચન અને પ્રવાસના તેઓ ખૂબ શોખીન છે. બ્રિટન અને યુરોપમાં વિશેષ અભ્યાસાર્થે તથા પ્રવાસાર્થે અનેક વર્ષો રહી આવ્યા છે. બ્રિટનની અનેક હૉસ્પિટલોમાં એમણે સર્જન તરીકે સુંદર સેવાઓ આપી હતી. ગયા વર્ષે તેઓ રેડ ક્રૉસ સંસ્થાના ઉપક્રમે સ્વૈચ્છિક રક્તદાન અંગેની આંતરરાષ્ટ્રીય પરિષદમાં સામેલ થવા ઑસ્ટ્રેલિયા ગયા હતા. [વળી, જુઓ 'અભ્યાસ' –સપ્ટેમ્બર, ૧૯૬૬. પૃ. ૫૦. પાદટીપ-૧૫]

૨ શ્રી ફિરોદિયા મૂળ ગુજરાત કે મારવાડના વતની. દસકાઓથી મહારાષ્ટ્રમાં વસે છે. સ્વાતંત્ર્યસંગ્રામમાં અને રચનાત્મક કાર્યોમાં એમણે સક્રિય ભાગ લીધો છે. [વળી, જુઓ 'અભ્યાસ'-ઑક્ટોબર, ૧૯૬૬. પૃ. ૯૮. પા. ટી. ૭]

૩ સદ્‌ગત શ્રી. સોમણ, મહારાષ્ટ્રમાં સાતારા જિલ્લામાં અગ્રેસર રચનાત્મક કાર્યકર અને કૉંગ્રેસી નેતા હતા. સ્વસ્થ સ્વભાવના, મૃદુભાષી શ્રી સોમણ પાકટ ઉંમરે મુંબાઈની વિધાન પરિષદમાં પ્રમુખસ્થાને ચુંટાયેલા. એટલે દાદાસાહેબ સાથે એમનો સ્વાભાવિક વધુ સ્નેહપરિચય બંધાયો. [વળી, જુઓ 'અભ્યાસ' –ઑક્ટોબર ૧૯૬૬, પૃ. ૯૮. પા. ટી. ૧૩]

૪ શ્રી દત્તાત્રેય કાશીનાથ ઉર્ફે નાનાસાહેબ કુન્ટે. ચોથી સામાન્ય ચૂંટણીમાં અલીબાગમાંથી લોકસભાના અપક્ષ સભ્ય ચૂંટાયા બાદ હવે તેઓ ભારતીય ક્રાંતિ દળ[તાજેતરમાં સ્થપાયેલ નવો રાજકીય પક્ષ]ના આગેવાન અને પક્ષના મંત્રી છે. મુંબાઈના પ્રસિદ્ધ અંગ્રેજી દૈનિક The Times of India તથા અન્ય પત્રો પ્રકાશિત કરતી સંસ્થા Bennet Coleman & Co. Ltd.ના તેઓ, ઑક્ટોબર ૧૯૬૬થી, અધ્યક્ષપદે છે. પહેલી સામાન્ય ચૂંટણીમાં [ઈ. સ. ૧૯૫૨] અલીબાગ મતદાર મંડળમાંથી તેઓ મુંબાઈ વિધાન સભામાં

ભોજન બાદ પરચૂરણ વાચન, વગેરે.

## તા. ૩ માર્ચ ૧૯૪૯, ગુરુવાર
## [મુંબાઈ]

સવારે ઇસ્પિતાલમાં [જવા સારુ] ફરવા જઈ આવ્યો. પછી નિત્યવિધિ. શ્રી નાનાસાહેબ ચાપેકર મળવા આવ્યા હતા. ઘણીબધી વાતોચીતો [થઈ]. હિંદુ કોડમાંથી Customary Divorce કાઢી નાખ્યો છે એ બહુ જ ઉત્તમ [કર્યું] એવું એમનું કહેવાનું થયું. એનાથી, ઊલટું, customary divorce [નો પ્રબંધ] ન રાખ્યો તો શું? દરેક ભીલ, આદિવાસી એણે કોર્ટમાં તે સારુ જવાનું શક્ય છે ખરું? આવો સવાલ પંડિત ઠાકુરદાસ ભાર્ગવ, વગેરે પૂછે છે! શ્રી મોડક (મ્યુનિસિપલ એન્જિનિયર, મુંબાઈ) મારા ગઈ કાલના પ્રવચનને કારણે મળવા આવ્યા હતા, અને કચરો સાફ કરવો (refuse removal) તથા ગટર એ વિશે એમણે શા શા ઉદ્યોગો ચાલી રહ્યા છે તે સંબંધમાં બે પુસ્તકો (પરદેશમાં એમણે પ્રવાસ કરીને શું શું જોયું એના અહેવાલો) મને આપ્યાં. ચિ. મનોહર પંડિત (ચિ. સૌ. સરલાનો ભાઈ) મળવા આવ્યો હતો.

'मौज'ના શ્રી ભાગવત આવ્યા હતા. એમને લઈને ઇસ્પિતાલમાં ગયો. એમના સાપ્તાહિક પત્રમાં શ્રી. ભાઈ ગોરેનો મહારાષ્ટ્ર વિશેનો જે લેખ આવ્યો છે તે વિશે આગળ ચર્ચા ત્યાં કરી. ડૉ. પેમાસ્ટર[૧૬] મળ્યા. સૌ. ક્ષતીની [તબિયત અંગેના] નિદાન વિશે તેમનો અભિપ્રાય સાંભળી ચિંતાનો બોજો ઠીક ઠીક ઓછો થયો. "જે થવાનું તે થવાનું, આપણે જે જે કરવાનું તે કરવું રહ્યું અને એટલું જ આપણા હાથમાં [છે]. તો પછી ચિંતા કરવાથી શો ફાયદો?"—આવી દલીલ ગળે ઊતરે છે પણ આચરણમાં માત્ર લાવી શકાતી નથી. આનું જ નામ 'મોહ'.

મુકામ પર આવીને ભોજન બાદ ટપાલ લખાવી અને પછી વિશ્રાંતિ. ૩–૧૫ થી ૬–૪૫ સુધી ઇસ્પિતાલમાં સૌ.વતી સાથે જ બેઠો હતો. ઘેર આવીને સામાન બાંધ્યો અને સવા સાતના અરસામાં નીકળીને ઇસ્પિતાલમાં ડોકિયું કરીને પછી [મુંબાઈ] સેન્ટ્રલ સ્ટેશન પર [ગયો.]

ત્યાં ડૉ. આંબેડકર મળ્યા. તેઓ મુંબાઈમાં તબિયત બતાવવા માટે આવ્યા છે. જ્યારે જ્યારે તેઓ મુંબાઈ આવે છે ત્યારે ત્યારે તેઓ સ્ટેશન પર સલૂનમાં જ રહે છે એવું જાણ્યું ત્યારે આશ્ચર્ય થયું. એક જણે કારણ કહ્યું કે એમને [ડૉ. આંબેડકર] ઘેર જવામાં અને પોતાના આપ્તજનો સાથે રહેવામાં શરમ લાગે છે. આ સાચું હશે વારુ? મને [સાચું] નથી લાગતું. ઠીક. એમને મળ્યો. ગમે તેમ કરીને પણ હિંદુ કોડની Consideration Motion [પાર્લમેન્ટની] આ બેઠકમાં જ પૂરી કરવી એવો એમનો આગ્રહ જણાયો. મને આવી ખોટી ઉતાવળ ઠીક લાગતી નથી.

સ્ટેશન પર 'नवभारत'ના શ્રી શેંદૂર્ણીકર આવ્યા હતા. 'नवभारत'ના તા. ૧૨મીના મરાઠી ગ્રંથ સંગ્રહાલયના સુવર્ણ મહોત્સવ નિમિત્તેના અંક માટે લેખ આપો એવો એમનો આગ્રહ! કેવી રીતે ફાવશે? જોઈશ, એમ કહ્યું. શ્રી મણિભાઈ વગેરે લોકો પણ આવ્યા હતા.

આ પ્રવાસમાં ચિ. સોનૂબાઈ ખેર[૧૭] મારી સાથે આવ્યાં. ચિ. બાળ રિસબડકરનાં[૧૮] લગ્ન સોમવાર તા. ૭ ને રોજ છે તે માટે.

## તા. ૪ માર્ચ ૧૯૪૯, શુક્રવાર
## [અમદાવાદ]

સવારે [અમે] વખતસર અમદાવાદ પહોંચ્યાં. સર રાધાકૃષ્ણન્ યુનિવર્સિટી કમિશન[૧૯] આજે અહીં આવવાનું હોવાથી હું આવ્યો. પણ એ લોકો વિમાનના કર્મચારીઓની હડતાળને કારણે આજે આવી શકતા નથી, આવતી કાલે આવશે એવું અહીં આવ્યા બાદ જાણ્યું. અગાઉ ખબર પડી હોત તો એક દિવસ મુંબાઈ જ વધુ રોકાયો હોત. ઠીક.

ઘેર આવ્યા બાદ મિત્રો મળવા આવ્યા. શ્રી. બાબુરાવ મહેતા (સર ચિનુભાઈના દાવા અંગેના કામ માટે), શ્રી. રસિકભાઈ (ગુજરાત વિદ્યાસભાના કામ અંગે), શ્રી. ઝીણાભાઈ દેસાઈ (ચિ. અણ્ણાનાં લગ્ન બાબતમાં), શ્રી. પરીક્ષિતલાલ (હરિજન સેવક સંઘ માટે ફાળો ભેગો કરવાની બાબતમાં). ટપાલ અને બીજાં ઘણાં બધાં પરચૂરણ કામો.

આણંદ એંજિનિયરિંગ કૉલેજના પ્રિન્સિપાલ જુન્નરકર સર સર્વપલ્લી રાધાકૃષ્ણનને આણંદ લઈ જવા બાબત-

એ. નો અભ્યાસ શરૂ કર્યો અને ગુજરાત યુનિવર્સિટીના સમાજ વિદ્યાભવનમાં એમણે સમાજશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્રના વર્ગો બે વર્ષ ભર્યા. ૧૯૬૭ના જૂનમાં તેઓ એમ. એ. ની પરીક્ષામાં બીજા વર્ગમાં સારી રીતે ઉત્તીર્ણ થયાં. બ્રિટન, યુરોપ, અમેરિકા ઉપરાંત ભારતમાં પણ એમણે પ્રવાસો ખેડ્યા છે. હાલમાં ગૃહિણી તથા માતાની ફરજો બજાવવા સાથે છૂટક લેખન, અનુવાદકાર્ય ઈત્યાદિ કરે છે. વાચન, બાગકામ અને રસોઈનો એમને શોખ છે.

દાદાસાહેબની રોજનીશીમાંનો આ ઉલ્લેખ, સ્વાભાવિક જ, પૂર્ણિમાબહેનનાં લગ્ન પહેલાંનો છે. પણ દાદાસાહેબે રોજનીશીમાં 'પૂર્ણિમા' ને બદલે પૂર્ણિમાબહેન લખ્યું છે એ નોંધપાત્ર છે!

૮ શ્રી. પાંડુરંગ વામન કાણે. સંસ્કૃતના પ્રકાંડ વિદ્વાન. ૧૯૬૩ની સાલમાં એમને 'ભારતરત્ન'ની સર્વોચ્ચ પદવી એનાયત થઈ. History of Dharma Shastraના એમના ચાર ખંડ અત્યંત મનનીય સંશોધનગ્રંથો છે. તા. ૧૫ ઑગસ્ટ ૧૯૫૯થી તેઓ National Research Professor of Indology તરીકે સેવાઓ આપે છે. મુંબાઈ યુનિવર્સિટીની M. A. અને LL. M. પદવીઓ એમણે અભ્યાસકાળમાં પ્રાપ્ત કરી હતી. મુંબાઈની અનેક શૈક્ષણિક, સાંસ્કૃતિક, સામાજિક અને સાહિત્યિક સંસ્થાઓ સાથે તેઓ સક્રિયપણે સંલગ્ન છે. ઈ. સ. ૧૯૪૭ થી ઈ. સ. ૧૯૪૯ સુધી તેઓ મુંબાઈ યુનિવર્સિટીના ઉપકુલપતિપદે હતા. પાછળથી [૧૯૬૩ની સાલમાં] એ યુનિવર્સિટીએ એમને D. Littની માનદ્ પદવી અર્પણ કરી. ઈ. સ. ૧૯૫૩થી ઈ.સ. ૧૯૫૯ સુધી તેઓ રાજ્યસભા, નવી દિલ્હીના રાષ્ટ્રપ્રમુખ-નિયુક્ત સભ્ય હતા. ભારતીય તત્ત્વજ્ઞાન અને વિદ્યાઓના તેઓ ગાઢ અભ્યાસી અને પ્રખર વિચારક-લેખક છે. પૅરિસ, ઈસ્તંબુલ અને કેમ્બ્રિજમાં અનુક્રમે ૧૯૪૮, ૧૯૫૧ અને ૧૯૫૪નાં વર્ષોમાં ડૉ. અણ્ણાસાહેબ કાણેએ International Congress of Orientalistsની પરિષદોમાં ભારત સરકારના પ્રતિનિધિ તરીકે હાજર રહી એ બેઠકોની કાર્યવાહીઓમાં અગ્રેસર ભાગ ભજવ્યો હતો. ડૉ. કાણેનાં અન્ય મહત્ત્વનાં પુસ્તકોમાં *History of Sanskrit Poetics, Hindu Customs and Modern Law* સવિશેષ ઉલ્લેખનીય છે. ડૉ. કાણે હવે વૃદ્ધાવસ્થાને લીધે નિવૃત્ત જીવન મુંબાઇમાં ગાળે છે.

૯ સદ્‌ગત સર મહારાજસિંગ. સ્વાતંત્ર્ય સમય પછીના મુંબાઈ રાજ્યના ભારતીય ગવર્નર તરીકે એમણે સુંદર સેવાઓ આપી. ખ્રિસ્તી ધર્મના સર મહારાજસિંગ ઉમદા અને ખાનદાન કુટુંબના હતા. સદ્‌ગત રાજકુમારી અમૃત કૌરના તેઓ ભાઈ હતા.

૧૦ પ્રોફેસર પેસ્તનજી અરદેશર વાડિયા. તેઓ M. A. છે. મુંબાઇની ૧૦૦ વર્ષ જૂની, જાણીતી વિલ્સન કૉલેજમાં તેમણે, તત્ત્વજ્ઞાન અને ઇતિહાસના પ્રાધ્યાપક તરીકે ઘણાં વર્ષો સુધી નોંધપાત્ર શિક્ષણકાર્ય કર્યું. તા. ૧૬ ડિસેંબર ૧૮૭૮ ને રોજ એમનો જન્મ. પ્રોફેસર વાડિયાએ સાહિત્યિક પ્રવૃત્તિઓમાં અને ચર્ચાવિવેચનોમાં સતત રસ દાખવ્યો છે. એમનાં ઘણાં પુસ્તકો પ્રગટ થયાં છે તે પૈકી કેટલાંક ખાસ નોંધવા જેવાં છે: *The Philosophers and the French Revolution; Inquiry into the Principles of Theosophy; The Wealth of India; Mahatma Gandhi: A Dialogue in Interpretation; The Faith that Matters*; અને, *Our Economic Problem.*

૧૧ ન્યૂ બુક કંપની મુંબાઈની એક જાણીતી અને જૂની પુસ્તક-પ્રકાશન તથા વેચાણ માટેની સંસ્થા છે. ફોર્ટ વિસ્તારમાં એ આવેલી છે.

૧૨ અમદાવાદ મ્યુનિસિપાલિટીના કાર્યમાં દાદાસાહેબે એમની જિંદગીનાં અનેક ઉત્તમ વર્ષો ગાળ્યાં હતાં. છેક સુધી એમને સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાનાં કાર્યોમાં ઉત્કટ અને ઊંડો રસ હતો. મ્યુનિસિપલ વહીવટ કરતી વખતે એમની દૃષ્ટિ સ્વરાજ્યની, સ્વચ્છ વહીવટની, નિર્ભેળ રાષ્ટ્રવાદની અને નિરંતર લોકસેવા તથા લોકકલ્યાણની હતી. અમદાવાદમાંના પોતાના મ્યુનિસિપલ અનુભવો અને વિચારો વિષે વર્ણન-વિવરણ કરતું વિગતવાર

આરામ કરીને ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયાની જોડે ૩ાા વાગ્યે લૉ કૉલેજમાં ગયો. શ્રી. ભાસ્કરરાવ મેઢના અર્ધપુતળાનું અને તૈલચિત્રનું અનાવરણ થવાનું હતું. ન્યાયમૂર્તિ રાજાધ્યક્ષના[૨૪] હસ્તે થવાનું [હતું]. મને આ સમારંભ ખરેખર [અંતઃકરણપૂર્વક] અવાસ્તવ [બિનજરૂરી] લાગતો હતો. એક તો, શ્રી. ભાસ્કરરાવે ૧૯૪૨ની સાલમાં [અમદાવાદ] એજ્યુકેશન સોસાયટીના પ્રમુખપદની બાબતમાં જે વખોડવા જેવું વર્તન કર્યું હતું તે કારણે મને એમનો સાવ કંટાળો આવ્યો હતો. એમનું મોં જોવું નહીં એટલે સુધી તિરસ્કાર મને થયો હતો. લૉ સોસાયટીમાં પણ તેમનું વર્તન સત્તા રાખવાનું, ખટપટભર્યું એવું જ હતું. પરંતુ તેમણે સોસાયટીનું કાર્ય કર્યું એ વાત સાચી, અને એની કદર થવી જોઈએ એ પણ મને માન્ય [છે]; તેમ છતાં યે જો કાંઈ કરવું હોય તો તે ફાળો ઉઘરાવીને કરવું, સોસાયટીના પૈસામાંથી કરવું નહીં એવો મારો સ્પષ્ટ મત હતો અને હજી પણ છે. પરંતુ અમદાવાદમાં હું હોઉં અને છતાંય ન ગયો તો લોકો અમથા ટીકા કરશે; અને [મારા મનમાં એ પણ ખરું કે] અવસાન પામેલા માણસના અવગુણો ન જોતાં ગુણો તરફ જ જોવું, [અને તેથી] આ દૃષ્ટિથી હું ગયો, અને ચાર શબ્દો ગૌરવભર્યા બોલ્યો પણ ખરો. મેં [જે આ] કર્યું તે સાચું કે ભૂલભર્યું એ વિષે મને હજી પણ શંકા છે. લૌકિક અને વ્યવહારની સામાન્ય દૃષ્ટિએ ઠીક છે, પણ નૈતિક દૃષ્ટિથી એ બરાબર છે ખરું? ઠીક.

ત્યાંથી ૪–૪૫ થી ૬–૪૫ સુધી [અમદાવાદ] એજ્યુકેશન સોસાયટીની કૉલેજો પર ગયો. યુનિવર્સિટી કમિશનના લોકો ત્યાં હતા. એમની સાથે ચા, અને અમારાં વિચારો તથા યોજનાઓ અમે (શેઠ અમૃતલાલ, શેઠ કસ્તુરભાઈ, શ્રી. મઝુમદાર અને હું) સામૂહિક રીતે એમની સમક્ષ રજૂ કર્યાં. સવાલ-જવાબ પણ થયા. પછી સ્થળ અને મકાનો જોવા સારુ [અમે સહુ] ગયા. અમારી એકંદર યોજનાની અને કાર્યોની સારી છાપ કમિશન પર પડી એવું મને લાગ્યું.

મુકામ પર આવીને દૂધ, વગેરે લઈને શૌચ જઈ આવ્યો અને પછી શ્રી. સૌ. તનુમતીને ઘેર જઈ આવ્યો. સર ચિનુભાઈ તરફથી કેટલાક લોકો દરમિયાનગીરીના અને તડજોડના સંદેશાઓ લઈ આવે છે એ વિષે મારો નિખાલસ અભિપ્રાય એમને કહ્યો. તડજોડની આશા રાખવી એટલે આપણું દુઃખ લંબાવવું એવો થાય છે. એ પ્રમાણે મારો સ્પષ્ટ અભિપ્રાય છે. ત્યાંથી શેઠ અંબાલાલને ઘેર જમવા ગયો. યુનિવર્સિટી કમિશનના લોકો આવ્યા હતા. ઘણી બધી વાતો થઈ. પાછળથી શ્રીમતી અનસૂયાબહેન, શ્રી. ગૌતમ અને શ્રીમતી નીમાબહેનને[૨૫] મળ્યો. શ્રીમતી નીમાબહેન સાથે એમના યુનિવર્સિટીને અપાનારા દાન વિષે વાતચીત થઈ.

ઘેર ૧૦ાા વાગ્યે આવ્યો અને [પછી] આવતી કાલની [પ્રવાસે જવા માટેની] સામાનની તૈયારી.

### તા. ૬ માર્ચ ૧૯૪૯, રવિવાર
### [અમદાવાદ, કરમસદ, નવી દિલ્હી]

પરોઢિયે પાંચ વાગ્યે ઊઠીને સ્નાન, વગેરે આટોપીને કરમસદ જવા ૬–૪૫ વાગ્યે નીકળ્યો. મારી સાથે ચિ. અણ્ણા, ચિ. નાના[૨૬], શ્રી. ભાઉકાકા જાંભેકર અને એ. પી.[Associated Press of India]-ના શ્રી. ચિમનલાલ મોદી[૨૭] હતા. ૯ વાગ્યે [અમે] કરમસદ (આશરે ૫૮ માઈલ) પહોંચ્યાં. રસ્તામાં, ઘણી બધી વાતોચીતો થઈ. કસ્તુરભાઈના સગા શ્રી. સુરેન્દ્ર કાલિદાસ અને એમના ભાઈ એમના એક કામ અંગે વાતચીત કરવા માટે આવ્યા હતા.

અમે બરાબર સમયસર પહોંચ્યા એનું [કરમસદના] લોકોને આશ્ચર્ય થયું. પ્રથમ હાઈસ્કૂલની ઈમારતમાં ચા પીને પછી ૯ાા વાગ્યે મુખ્ય કાર્યક્રમની શરૂઆત કરી. (૧) સદ્ગત વિઠ્ઠલભાઈ પટેલના સ્મરણાર્થે સ્થાપેલા દવાખાનાના મકાનનું ઉદ્ઘાટન, અને (૨) શ્રી વલ્લભભાઈના તૈલચિત્રનું અનાવરણ. હું આશરે પચાસ મિનિટ બોલ્યો. જૂનાં સંસ્મરણો અને બન્ને ભાઈઓની રાષ્ટ્રીય કામગીરી એ મુખ્ય મુદ્દા. તેઓ જે ઘરમાં કરમસદમાં [રહીને] ઊછર્યા તે ઘર, છે એની સ્થિતિમાં, રાષ્ટ્રીય સ્મારક તરીકે જતન કરી રાખવું જોઈએ એવો વિચાર મેં વ્યક્ત કર્યો. પણ એમાં મારા હાથે ભાવનાના પ્રવાહમાં એક ભૂલ અને ખોટી ઉતાવળ થઈ એમ લાગે છે. એમના ભાઈ શ્રી. કાશીભાઈ[૨૮] ત્યાં રહે

ડૉક્ટરીણ છે. ગુજરાત યુનિવર્સિટીની સેનેટ અને ઍકેડેમિક કાઉન્સલમાં તેઓ સભ્ય છે. એમનાં ઉત્સાહ, કામશક્તિ અને નિયમિતતા નોંધપાત્ર છે.

૨૧ શ્રી ટેકરાવાળા અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં સભ્ય હતા. સંનિષ્ઠ અને રાષ્ટ્રીય વૃત્તિના મુસ્લિમ કાર્યકર તરીકે તેમણે અમદાવાદમાં નોંધપાત્ર સેવાઓ આપી છે. દાદાસાહેબ સાથે તેમનો સંબંધ છેક સુધી મધુર અને આદરભાવવાળો રહ્યો હતો. દાદાસાહેબ સ્પીકર થયા તે વખતે તેમના માનમાં શ્રી ટેકરાવાળાએ સન્માન-સમારંભ પણ ગોઠવ્યો હતો.

૨૨ શ્રી. હરસિદ્ધભાઈ વજુભાઈ દિવેટિયા. ઈ. સ. ૧૯૪૫ ના જાન્યુઆરીમાં એમને 'નાઈટહૂડ'નો ઈલ્કાબ બ્રિટિશ સરકારના સમયમાં એનાયત થયો હતો. સર હરસિદ્ધભાઈ M. A, LL.B. છે. ગુજરાત કૉલેજ, અમદાવાદમાં એમણે ઉચ્ચ શિક્ષણ મેળવ્યું. થોડો વખત [ઈ. સ. ૧૯૧૦ થી '૧૨] બરેલી કૉલેજમાં તત્ત્વજ્ઞાનના પ્રાધ્યાપક તરીકે કાર્ય કર્યા બાદ, હરસિદ્ધભાઈએ વકીલાત શરૂ કરી. ફરી ઈ. સ. ૧૯૨૮-'૩૧નાં વર્ષો દરમિયાન તેમણે મુંબાઈની ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં પ્રાધ્યાપક તરીકે સેવાઓ આપી. Bombay Textile Labour Enquiry Committee ના તેઓ અધ્યક્ષપદે હતા [ઈ. સ. ૧૯૩૮ થી '૪૦]. ૧૯૩૩ થી ૧૯૪૬નાં વર્ષો દરમિયાન તેઓ મુંબાઈ હાઈકોર્ટના એક ન્યાયાધીશ હતા. ૧૯૪૮ની સાલમાં તેઓ સૌરાષ્ટ્ર હાઈકોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિ નીમાયા અને ૧૯૫૧ની સાલ સુધી એ કામગીરી એમણે રાજકોટમાં સંભાળી. ૧૯૫૦-'૫૫નાં વર્ષોમાં, ગુજરાત યુનિયર્સિટીનાં પ્રારંભકાળમાં, હરસિદ્ધભાઈએ ગુજરાત યુનિવર્સિટીના પ્રથમ વાઈસ ચાન્સેલર તરીકે કાર્ય કર્યું. Journalists' Wage Board ના તેઓ સને ૧૯૫૬માં અધ્યક્ષ હતા. વાચન, લેખન, સાહિત્ય, સંસ્કૃતિના તેઓ શોખીન રહ્યા છે. મુંબાઈની ભારતીય વિદ્યાભવનના તેઓ વર્ષોથી ઉપાધ્યક્ષ છે. હાલમાં મુંબાઈમાં નિવૃત્ત જીવન ગાળે છે. હરસિદ્ધભાઈનાં થોડાંક અંગ્રેજી-ગુજરાતી પુસ્તકો પણ પ્રગટ થયેલાં છે.

૨૩ સદ્ગત શ્રી ભાસ્કરરાવ મોતીલાલ મેઢ. અમદાવાદના જાણીતા વકીલ અને સમાજ-સેવક. ગુજરાત લૉ સોસાયટી તથા અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની સ્થાપના અને પ્રારંભની કામગીરીમાં તેમનો ફાળો હતો.

૨૪ ન્યાયમૂર્તિ રાજાધ્યક્ષ અમદાવાદમાં ડિસ્ટ્રિક્ટ જજ હતા. પછી મુંબાઈ હાઈકોર્ટમાં ન્યાયમૂર્તિ પદે રહેલા. અનેકવિધ શૈક્ષણિક, સાંસ્કૃતિક, સાહિત્યિક પ્રવૃત્તિઓમાં એમને ઉત્કટ રસ હતો. કેટલાંક લવાદી કામો પણ સરકારના નિમંત્રણથી એમણે હાથ પર લીધાં હતાં.

૨૫ સદ્ગત શ્રીમતી નિર્મળાબહેન બકુભાઈ. કુટુંબીજનોમાં અને નિકટનાં વર્તુળોમાં નીમાબહેન તરીકે તેમને સહુ સંબોધતા. [વળી, જુઓ 'અભ્યાસ'-ઑગસ્ટ, ૧૯૬૭. પૃ. ૧૯. પા. ટી. ૨૧.]

૨૬ શ્રી નરહરિ ગણેશ ઉર્ફે નાનાસાહેબ માવળંકર. દાદાસાહેબના સૌથી નાના [ચોથા] પુત્ર. ઇન્ટર સાયન્સ અને પછી એંજિનિયરિંગનો એક વર્ષ અભ્યાસ કરીને નરહરિ ૧૯૫૫ની સાલમાં પશ્ચિમ જર્મનીમાં સ્ટુટગાર્ટ શહેરમાં ગયા. ત્યાં ખાસ તાલીમ માટે જગપ્રસિદ્ધ મર્સીડિસ બેન્ઝ મોટરના કારખાનામાં એમણે ત્રણ વર્ષની તાલીમ લીધી. એમાં સફળ થયા બાદ ઈ. સ. ૧૯૫૮થી ઈ. સ. ૧૯૬૩ સુધી સ્ટુટગાર્ટમાં જ રહીને એમણે Mechanical Engineeringનો ખાસ, ઘનિષ્ટ અભ્યાસક્રમ, 'સ્ટુટગાર્ટની ટેકનિકલ હોકસ્યૂલે' (યંત્રવિદ્યા વિષયક યુનિવર્સિટી)માં પૂરો કર્યો અને જર્મન ડિપ્લોમા (ડિગ્રી) પ્રાપ્ત કરીને તેઓ પાછા સ્વદેશ આવ્યા. આશરે ત્રણ વર્ષ એમણે લોણાવળા [પૂના પાસે]માં એંજિનિયરિંગ કારખાનામાં રેસિડેન્ટ મૅનેજર તરીકે કાર્ય કર્યું. હવે તેઓ અમદાવાદમાં ફરી સ્થાયી થયા છે અને પોતાની નવી એંજિનિયરિંગ ફર્મ Genest Engineering નામે શરૂ કરી છે. નરહરિએ જર્મની ઉપરાંત આખા યુરોપ ખંડમાં મોટર દ્વારા સવિસ્તર પ્રવાસ ખેડયો છે. રમતગમતનો એમને શોખ છે. ગુજરાત યુનિવર્સિટી હૉકી ટીમના તેઓ એક વર્ષ કૅપ્ટન હતા અને આંતર-યુનિવર્સિટી રમતોત્સવમાં એ રીતે સામેલ થયા હતા. National Cadet Corps

કૉંગ્રેસ પક્ષની ટિકિટ પર ચૂંટાયા હતા અને ૧૯૫૨થી ૧૯૫૬નાં વર્ષો દરમિયાન મુંબાઈ ધારાસભાના સ્પીકર તરીકેની કામગીરી એમણે બજાવી હતી. તે સમયે [ઈ. સ. ૧૯૫૨માં] શ્રી. નાનાસાહેબ કુન્ટેએ કૅનેડામાં Commonwealth Parliamentary Association ની બેઠકમાં ભાગ લીધો હતો. મૉન્ટ્રિયેલ શહેરમાં મળેલી આ બેઠકમાં ભારતીય પ્રતિનિધિ મંડળના નેતા તરીકે દાદાસાહેબ હતા. શ્રી. કુન્ટે એ જૂથના એક સભ્ય હતા.

મુંબાઈ યુનિવર્સિટીની બી. એ. તથા એલએલ. બી. પરીક્ષાઓ શ્રી. કુન્ટેએ પસાર કરી હોઈ ૧૯૨૯ની સાલમાં તેમણે પહેલી એલએલ. બી. પરીક્ષામાં પ્રથમ ક્રમાંક મેળવતાં એમને દાવર સુવર્ણચંદ્રક એનાયત થયો હતો. સ્વાતંત્ર્યસંગ્રામમાં તેઓ સક્રિય હતા. સામાજિક, શૈક્ષણિક, રાજકીય, મજૂર સંઘની તથા ગ્રંથાલય, આદિની ચળવળોમાં શ્રી. કુન્ટેએ આગેવાનીભર્યો ભાગ લીધો છે. થોડો વખત એમણે 'રાષ્ટ્રતેજ' નામનું મરાઠી સાપ્તાહિક અલીબાગમાં ચલાવેલું. ઈ.સ. ૧૯૩૭ થી '૪૦ અને ઈ.સ. ૧૯૪૬ થી '૫૨ દરમિયાન પણ તેઓ જૂની અને નવી મુંબાઈ ધારાસભામાં સભ્ય તરીકે કુલાબામાંથી ચૂંટાયા હતા. ૧૯૬૩ની સાલથી શ્રી. કુન્ટે મુંબાઈની Asiatic Societyના ઉપપ્રમુખ છે અને ૧૯૬૧ની સાલથી મુંબાઇ મરાઠી ગ્રંથસંગ્રહાલયનું ઉપપ્રમુખપદ પણ તેઓ સંભાળી રહ્યા છે.

૫ સદ્ગત ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ. અમદાવાદ મ્યુનિસિપલ વહીવટમાં દાદાસાહેબના સાથીદાર. ડૉક્ટરસાહેબે જાહેર આરોગ્યના પ્રશ્ન પર વિશેષ ધ્યાન દઈ, અનેકવિધ નક્કર કાર્યો કરેલાં. ખાદીનાં સ્વચ્છ કપડાંમાં ને ગાંધી ટોપીમાં સજ્જ, જરા ઠીંગણા, માયાળુ અને સદા હસમુખા ડૉ. હરિપ્રસાદભાઈ અમદાવાદમાં સર્વત્ર સાયકલ પરથી જતા–આવતા. સહેજે ૧૭-૧૮ માઈલનું સાઈકલિંગ તેઓ રોજ કરતા હશે. પ્રવાસનો શોખ પણ તેમને હતો. [વળી, જુઓ 'અભ્યાસ'–નવેંબર, ૧૯૬૬. પૃ. ૧૩૪. પા.ટી. ૮]

૬ શ્રી. સૌ. સરલાદેવી મથુરાદાસ પારેખ. 'અભ્યાસ'ના સંપાદકનાં સાસુ. તેઓ અમદાવાદમાં 'મંગળબાગ'માં રહે છે. મળતાવડો સ્વભાવ ધરાવતાં, મધુરભાષી, ધાર્મિક મનોવૃત્તિવાળાં સરલાબહેને દેશમાં અને ઇજિપ્ત, વગેરે દેશોમાં પ્રવાસો ખેડયા છે. વાતચીત અને કાંતણનો એમને શોખ છે. સરલાબહેનના પિતા સદ્ગત શ્રી. મગનલાલ ઘેલાભાઈ મહેતા અમદાવાદમાં અને ખંભાતમાં સબજજ હતા ત્યારે દાદાસાહેબે એમની કોર્ટમાં કેટલાક કેસ ચલાવેલા. વીસમી સદીના પ્રારંભમાં, સદ્ગત મગનભાઈ અમદાવાદ શહેરમાં (જેઠાભાઇની પોળ, ખાડિયા) રહેતા હતા તે વખતે દાદાસાહેબ એમને ઘેર ગણિત શીખવા જતા. ભદ્રથી શિક્ષકને ઘેર અને પાછા ચાલીને જવા-આવવાનો ક્રમ વિદ્યાર્થીએ રાખેલો. ઈ. સ. ૧૯૨૬-'૩૦નાં વર્ષો દરમિયાન મગનભાઈ ભદ્રમાં દાદાસાહેબના મકાનમાં અને પછીથી સદ્ગત ગજાનન કેશવ માવળંકરના મકાનમાં [ભદ્રમાં જ; માવળંકર હવેલીની પાછળના ભાગમાં] ભાડુઆત તરીકે રહેતા હતા. સરલાબહેનનાં લગ્ન ૧૯૨૮ની સાલમાં થયાં ત્યારે મગનભાઈ અને એમનું કુટુંબ દાદાસાહેબના ભદ્રના મકાનમાં નિવાસ કરતું હતું. ૧૯૪૮–'૪૯નાં વર્ષોમાં અને પછી પણ મુંબાઇમાં કૂપરેજ ખાતે, પટાઉ મૅન્શનમાં, સરલાબહેન અને કુટુંબીજનો રહેતાં હતાં. [વળી, જુઓ 'અભ્યાસ'–ઑકટોબર, ૧૯૬૬. પૃ. ૯૮. પા.ટી. ૧૨]

૭ શ્રી. સૌ. પૂર્ણિમા પુરુષોત્તમ માવળંકર. શ્રી. સૌ. સરલાદેવી અને શ્રી. મથુરાદાસ મંગળદાસ પારેખનાં સૌથી મોટાં પુત્રી. 'અભ્યાસ'ના સંપાદકનાં પત્ની. ૧૯૫૪ની સાલમાં એમણે, પતિ સાથે, અમદાવાદમાં હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટયૂટ ઑફ પોલિટિકલ સાયન્સની સ્થાપના કરી. તા. ૨૭ નવેંબર ૧૯૬૬ ને રોજ એ બન્નેએ 'સન્નિષ્ઠ પ્રકાશન' પ્રવૃત્તિ શરૂ કરી. પૂર્ણિમાબહેને ૧૯૫૨ની સાલમાં સંસ્કૃત વિષય સાથે ગુજરાત યુનિવર્સિટીની બી. એ.ની પરીક્ષા પ્રથમ વર્ગમા પ્રથમ ક્રમાંકે મેળવી. એ વર્ષે તેઓ એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં 'ફેલો' નીમાયાં, પણ પતિ સાથે પરદેશ [બ્રિટન] જવાનું થતાં ફેલોશિપ ન સ્વીકારી. ૧૯૬૫ની સાલમાં, ત્રણે સંતાનો કાંઈક મોટાં અને નિશાળે જતાં થતાં, પૂર્ણિમાબહેને એમ.

એટલે ઉદ્ઘાટન-વિધિ અમદાવાદના જ કોઈ રહીશના હાથે થાય એવી સ્વાગત સમિતિની સ્વાભાવિક ઈચ્છા હશે; અને ગુણો કરતાં સ્વજનભાવે, આ પ્રસંગે સદ્‌રહુ કાર્ય એમણે મને સોંપ્યું એમ મને લાગે છે. સાહિત્યિક દૃષ્ટિએ આ કામમાં મારી લાયકાત નથી એનું મને ભાન છે. આ વાત વિવેકની નહીં પણ શુદ્ધ સત્યની છે એ તો આપ સહુ પણ ખુલ્લી રીતે નહીં તો યે મનમાં તો સ્વીકારશો જ. સંમેલન પ્રસંગે અહીં એકત્ર થએલા અખિલ મહારાષ્ટ્ર વિદ્વાનોને હું નવું કશુંક શું કહી શકવાનો? અને મારી પાસે કહેવા જેવું કશું નથી એના ભાનથી થોડો ગભરાટ–nervousness–પણ મને થાય એ કુદરતી જ છે.

આ સંમેલન ૩૬મું છે. આંકડો ૩૬નો હોય તો પણ એની સાથે મારો કોઈક દૈવી સંબંધ હોય એમ જણાય છે. કારણ, ૧૯૨૧ની સાલમાં અહીં મળેલા રાષ્ટ્રીય મહાસભાના ૩૬મા અધિવેશનનો હું મંત્રી હતો. આ વાત જરા જૂની સ્મૃતિ અને યોગાયોગ એ રીતે મેં કહીં.

કેવળ ભૌગોલિક દૃષ્ટિથી જોઈએ તો અમદાવાદ મહારાષ્ટ્રથી ઘણું દૂર; મહારાષ્ટ્રીય લોકોની વસ્તી અહીં આશરે ૧૭૫૦ની આસપાસ થોડા પ્રમાણમાં થઈ અને પછી તે વધતી જ ચાલી. આજે અહીં મરાઠી ભાષિકોની સંખ્યા વીસ હજાર ઉપર પહોંચી છે.

અહીં સ્થાયી બનેલા મહારાષ્ટ્રીયોએ આ જ ભૂમિને પોતાની જન્મભૂમિ અને કર્મભૂમિ સમજીને પોતાનું જીવનકાર્ય કર્યું. પરંતુ મહારાષ્ટ્રીયોની વિશેષ વૃત્તિ અને ખાસિયતો–તત્ત્વજ્ઞાન વિષે રસ, સાહિત્યનો રસ, વ્યક્તિસ્વાતંત્ર્ય, ત્યાગપરાયણ સેવાધર્મ, વગેરે બાબતો—એમણે મહારાષ્ટ્રીય સંત-વાઙ્‌મયના પરિચયથી કાયમ રાખી; અને ગુજરાતમાંથી અપનાવવા જેવી અનેક ચીજો—દા. ત., પરસ્પર સહકાર, આપ-લેની વૃત્તિ, સામુદાયિક કાર્યની પ્રગતિ માટે પોતાના અભિપ્રાયનો આત્યંતિક આગ્રહ ન રાખવો, વગેરે ચીજો—નવેસરથી મેળવી. પડોશમાં જ શ્રીમંત ગાયકવાડ સરકારનું મરાઠી રાજ્ય હોવાથી અને ત્યાં ઠીક ઠીક મરાઠી વસ્તી ગાયકવાડની સાથે આવી હોવાથી મહદ્ અંશે મરાઠીપણું ટકયું અને એ મુજબ આ પ્રદેશમાં મરાઠી શારદાના કેટલાક ઉપાસકો પણ પેદા થયા; મરાઠી ભાષા અને વાઙ્‌મયનો અભ્યાસ પણ ચાલુ રહ્યો.

સદ્‌ગત શ્રીમંત સયાજીરાવ મહારાજની ઉદાર અને વિદ્યાપ્રેમી નીતિને કારણે, ગુજરાતી જોડે મરાઠી સાહિત્યને પણ એના ઉત્કર્ષ માટે વેગ મળ્યો અને તેથી સાહિત્ય સંમેલનની બેઠકો વડોદરામાં પણ મળી. એટલું જ નહીં પણ મરાઠી ભાષામાં વિચારદર્શનની શક્તિ, એની ઊંચાઈ, સૌન્દર્ય, વગેરે બધું જ વધ્યું. ભાષાના ઉત્કર્ષ માટેના સદ્‌ગત શ્રીમંત મહારાજાના પ્રયાસો આપ સહુને સુવિદિત છે જ.

આ પ્રમાણે મરાઠી ભાષા અને સાહિત્યની ઉપાસનાની અને સેવાની પરંપરા ગુજરાતમાં ચાલી આવી છે. એમાંની કેટલીક વંદનીય એવી મહાન વિભૂતિઓને સ્મરણાંજલિ આપવી અને આપ સહુના પ્રયત્નોની સફળતા સારુ એમના આશીર્વાદ માગવાનું મને આવશ્યક લાગે છે. ગત આશરે ૭૫ વર્ષમાંની કેટલીક કાળવશ, અને સદ્‌ભાગ્યે હયાત એવી કેટલીક, વ્યક્તિઓ અને સંસ્થાઓ છે. એમનું કૃતજ્ઞતાથી સ્મરણ કરવું આ પ્રસંગે પ્રસ્તુત અને યોગ્ય જ થશે એમ હું સમજું છું.

ગુજરાતમાંના આ આધુનિક મરાઠી સાહિત્યભક્તોની હારમાળામાં અગ્રપૂજાનું માન સદ્‌ગત ગોપાળરાવ હરી દેશમુખ–लोकहितवादी–ને આપવું જોઈએ. સિવિલ સર્વિસમાં પ્રવેશ થયા બાદ આસિસ્ટંટ જજ તરીકે તેઓ અહીં પ્રથમ ૧૮૬૨ની સાલમાં આવ્યા. પણ ગોરા સિવિલિયનોના વિરોધને કારણે ટૂંક વખતમાં જ એમની નિમણૂંક મુંબાઈ ખાતે થઈ. ત્યાર પછી સને ૧૮૬૭માં તેઓ અહીં સ્મૉલ કૉઝ જજ તરીકે નીમાયા અને ૧૮૭૬ની સાલમાં નાશિક ખાતે જૉઈન્ટ જજ તરીકે તેમની નીમણૂંક થઈ ત્યાં સુધીનો સમય-એટલે કે નવ વર્ષ–તેઓ અહીં રહ્યા. પણ કેવળ ન્યાયાધીશ મહારાષ્ટ્રીય તરીકે જ તેઓ અહીં રહ્યા નહિ, બલકે અહીંના બધાં ભાઈબહેનોની એમણે સર્વાંગી સેવા કરી. સામાજિક ચળવળમાં તેઓ આગેવાનીભર્યો ભાગ ભજવતા હતા જ, પણ લોકશિક્ષણના ક્ષેત્રમાં ૧૦૫ વર્ષો કાર્ય કરી રહેલ અહીંની ગુજરાત વિદ્યાસભા

પુસ્તક લખવાની દાદાસાહેબને ઉમેદ હતી. પણ તે બર ન આવી. ઈ. સ. ૧૯૪૨–'૪૪નાં વર્ષો દરમિયાન, દાદાસાહેબે સાબરમતી જેલમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીની રાષ્ટ્રીય કામગીરી વિષે ટાંચણો તૈયાર કરેલાં. એ કામમાં એમને શ્રી. ચંદુલાલ ભગુભાઈ દલાલનું સહકાર્ય મળેલું. દાદાસાહેબના અવસાન પછી ૭ વર્ષો બાદ, ૧૯૬૨ની સાલમાં અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશન તરફથી ૫૭૫ પાનાંનો દળદાર ગ્રંથ "રાષ્ટ્રીય ચળવળમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીનો ફાળો"–લેખકો સ્વ. ગણેશ વાસુદેવ માવળંકર અને ચંદુલાલ ભગુભાઈ દલાલ એ નામે પ્રગટ થયો છે. જિજ્ઞાસુઓને આ પુસ્તક ખૂબ રોચક અને ઉપયોગી લાગશે.

૧૩ બ્રિટિશ સરકારે લંડનમાં ૧૯૨૭ની સાલમાં Simon Commission નીમ્યાની જાહેરાત કરી. ભારતમાં કેવા પ્રકારના બંધારણીય સુધારાઓ અમલી કરી શકાય તેમ છે તે જોવા, તપાસવા તથા તે અંગેની ભલામણો કરવા માટે સાયમન કમિશનની નિમણૂંક થઈ હતી. બ્રિટનના મજૂર પક્ષના સદ્‌ગત વડા પ્રધાન ઍટલી એ કમિશનમાં એક સભ્ય હતા. લૉર્ડ સાયમન પોતે ખ્યાતનામ વિનીત રાજપુરુષ હતા. સાયમન કમિશનનો ભારતમાં રાષ્ટ્રીય કૉંગ્રેસે બહિષ્કાર પોકારેલો. ઠેર ઠેર 'Go back Simon'ના સૂત્ર વડે વાતાવરણ ઉગ્ર બન્યું હતું. સાયમન કમિશન પછી ગોળમેજી પરિષદો લંડનમાં ભરાઈ તેમાં ભારતમાંના બંધારણીય સુધારા વિષેની વાતનો દોર આગળ લંબાયો.

૧૪ અંગ્રેજ અમલદારોએ આપમેળે અને ગુપ્ત દસ્તાવેજમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીની આવી પ્રશંસા વ્યક્ત કરી તે સવિશેષ નોંધપાત્ર છે. સરદાર વલ્લભભાઈ પટેલ અને દાદાસાહેબની જ્વલંત મ્યુનિસિપલ સેવાઓની આવી કદર અને સ્વીકૃતિ બતાવે છે કે સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ ખરેખર લોકશાહી સ્વરાજ્યની તાલીમ સંસ્થાઓ છે. સાયમન કમિશનને મોકલાયેલ આ 'ખાનગી' અભિપ્રાય વિષે દાદાસાહેબે, સ્વાતંત્ર્યોત્તર કાળમાં, અનેક પ્રવચનોમાં ગૌરવભેર અને સંતોષ સાથે ઉલ્લેખ કરેલો.

૧૫ દાદાસાહેબનું આ ભાષણ તે વખતે મુંબાઈના અંગ્રેજી દૈનિકોમાં સારરૂપે પ્રગટ થયું હશે. કદાચ, એનો કાંઈક વિસ્તાર મુંબાઈ મ્યુનિસિપલ કૉર્પોરેશનના અંગ્રેજી સામયિક મુખપત્રમાં પણ પ્રસિદ્ધ થયો હશે. એ જો હાથ લાગે તો 'અભ્યાસ'માં આગળ ઉપર અવશ્ય પ્રસિદ્ધ કરવાની ઉમેદ છે.

૧૬ ડૉ. જે. સી. પેમાસ્ટર. મુંબાઈની ટાટા મેમોરિયલ હૉસ્પિટલના જાણીતા ડૉક્ટર. કૅન્સર રોગના નિષ્ણાત.

૧૭ સદ્‌ગત શ્રીમતી સોનૂબાઈ ખેર. મુંબાઈમાં જુહૂમાં તેઓ રહેતાં હતાં. દાદાસાહેબનાં નજીકનાં સગપણથી બહેન. સોનઆત્યાબાઈનો સ્વભાવ ખૂબ વિનોદી અને હસમુખો હતો.

૧૮ શ્રી. પ્રહ્લાદ વાસુદેવ ઉર્ફે બાળાસાહેબ રિસવડકર. અમદાવાદની એ. જી. ટીચર્સ કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક. હૈદરાબાદની સૅંટ્રલ ઈન્સ્ટિટયૂટ ઑફ ઇંગ્લિશમાં એમણે અંગ્રેજી ભાષા-શિક્ષણનો સઘન અને વિશિષ્ટ અભ્યાસ સંપાદન કર્યો છે. મહારાષ્ટ્ર શિક્ષણ મંડળ, નાટ્ય મંડળ વગેરે સંસ્થાઓમાં સક્રિય કામ કરે છે. રમતગમત, બૉક્સિંગ વગેરેનો, એક કાળે એમને ઘણો શોખ હતો. માવળંકર કુટુંબ સાથે તેમનો સંબંધ છે; એમનાં માતુશ્રી માણકુતાઈ [તેઓ હયાત છે] દાદાસાહેબનાં નજીકનાં સગપણથી બહેન થાય. ૧૦, મહારાષ્ટ્ર સોસાયટીમાં તેઓ સૌ રહે છે.

૧૯ યુનિવર્સિટી શિક્ષણ અંગે તપાસ અને ભલામણો કરવા માટે ભારત સરકારે ૧૯૪૮–૪૯ની સાલમાં વિખ્યાત કેળવણીકારો, વગેરેનું બનેલું એક પંચ નીમ્યું હતું, જેના પ્રમુખપદે ખ્યાતનામ ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્ હતા. એથી, એ રાધાકૃષ્ણન્ કમિશન તરીકે ઓળખાય છે. એ પંચનો દળદાર અહેવાલ પ્રગટ થયો હોઈ તે આજે પણ મનનીય અને અભ્યસનીય છે. University Education Commission તરીકે પણ એ ઓળખાય છે.

૨૦ ડૉ. કુ. સૌદામિની પંડ્યા. અમદાવાદની શેઠ વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમાં ચિનાઈ પ્રસૂતિગૃહ છે તેનાં વડા. સૌદામિનીબહેન નિષ્ણાત, કાર્યક્ષમ, કુશળ

વિશેષતા છે. માટે, પોતાના લેખનમાં સંકુચિત પ્રાંતીય દૃષ્ટિ આવવા નહીં દઈને એમણે એક સુંદર દાખલો બેસાડી આપ્યો છે.

આજે આપણે એક જુદા અને નવા યુગમાં પ્રવેશ્યાં છીએ. આપણો દેશ એટલે કે ભારત આજે સ્વતંત્ર છે એનો અર્થ એટલો જ કે આપણો વિકાસ અને આપણી ઉન્નતિ કરવા સારુ આપણને પૂર્ણ મોકળાશ છે. કોઈ પણ વ્યક્તિ હવે આપણા માર્ગમાં આવવાની નથી અને માટે જ આ ભારત દેશમાંના કોઈ પણ ભાગમાં અગર પ્રાંતમાં નિવાસ કરી રહેલાઓની અને પ્રત્યેકની માતૃભાષા ગમે તે હોય તો પણ સમગ્ર ભારતની એકતા અને અખંડિતતા કાયમ રાખવાની આપણી પ્રત્યેકની જવાબદારી છે. આ મુદ્દાની વાત ધ્યાનમાં રાખીને આપણે ભાષા વિષયક અને બીજી દરેક બાબતનો વિચાર કરવો જોઈએ. પછી તે બાબત રાજકીય ક્ષેત્રમાંની હોય, ઔદ્યોગિક ક્ષેત્રમાંની હોય, શૈક્ષણિક ક્ષેત્રમાંની હોય અગર બહારથી નિરુપદ્રવી લાગનારી પણ ખરું જોતાં એકતા અને ભારતીયત્વને પોષક અગર મારક બની શકે એવા સાહિત્યના ક્ષેત્રમાંની હોય. ભારત દેશ જો પ્રથમ જગતમાં ઊભો હશે, સમગ્ર ભારતનું શરીર જો સુંદર અને સુદૃઢ હશે તો જ ભારતમાંનો પ્રત્યેક પ્રાંત જીવંત રહીને બધી રીતે સુદૃઢ તથા તેજસ્વી બનવાનો છે. એટલે આપણી માતૃભાષા અગર આપણો પ્રાંત એ વિષે અત્યંત પ્રેમ હોવા છતાં પણ એ પ્રેમની સીમાઓ આપણે ઓળખવી જોઈએ.

ભારતમાં હવે દિન પ્રતિદિન અંગ્રેજી ભાષાનું માન સ્વાભાવિક જ ઓછું થતું જશે. આપણા દેશમાં એને હવે રાજકીય સત્તાનું પીઠબળ નથી. પણ આ ભાષા દુનિયામાં બહુ મોટા પ્રમાણમાં બોલાય છે અને આંતરરાષ્ટ્રીય વ્યવહાર માટે આ ભાષાનું મહત્ત્વ છે. વળી આ ભાષામાંના તેજસ્વી અને વિવિધ સાહિત્યને કારણે એનો અભ્યાસ થવો જરૂરી છે. અંગ્રેજો રાજ્યકર્તાઓ હતા એ તરીકે આપણે એમનો વિરોધ કરતા હતા, એથી કાંઈ અંગ્રેજી ભાષા અને એમની લોકશાહી સંસ્થાઓ સાથે આપણે અણબનાવ રાખવાનું કારણ નથી. એટલે અંગ્રેજીની અવગણના કરીને નહીં ચાલે. રાજકીય અગર વેપારી સંબંધો બાજુ પર મૂકીએ તો પણ કેવળ સાહિત્યિક દૃષ્ટિથી યે અંગ્રેજી ભાષાનો સાહિત્ય-ભંડાર આપણે જોવો જ રહ્યો. આપણી ભાષાઓ સમૃદ્ધ કરવા માટે એમનો સર્વાંગી વિકાસ સાધવા સારુ આ ભાષાની મદદ થશે. અંગ્રેજી ભાષા વિષેના વિચારની આ એક બાજુ થઈ.

હવે, આપણી રાષ્ટ્રભાષાનો–હિંદીનો–પ્રશ્ન જોઈએ. આંતરપ્રાંતીય સરકારી વ્યવહાર માટે બંધારણસભાએ હિંદી ભાષા માન્ય રાખી છે. ભલે કેટલાક સમય પછી પણ, ભારતીય સંસદમાંની બધી ચર્ચા અને સમગ્ર કામકાજ હિંદીમાં ચાલશે, અને તમામ કાયદા-કાનૂનો થશે તે પણ હિંદીમાં જ હશે એ અનિવાર્ય અને ઇષ્ટ પણ છે. મહારાષ્ટ્રીય લોકો ભારતીય રાજ્યવહીવટમાં અને સરકારી એટલે રાષ્ટ્રના જુદા જુદા સેવાપથકોમાં પ્રવેશે એ આવશ્યક હોવાથી એમને હિંદી ભાષા, માતૃભાષા જેટલી જ, પરિચિત હોવી જોઈએ, એ ભાષામાં ઉત્તમ સાહિત્ય નિર્માણ કરતાં આવડવું જોઈએ, પોતાના વક્તૃત્વનો જોરદાર પ્રવાહ એમાં વહેવડાવતા આવડવું જોઈએ. આજે પણ કેટલાક મરાઠી લોકો હિંદીના કસાયેલ લેખકો અને વક્તાઓ છે એ અભિમાન લેવા જેવી વાત છે. આ થઈ બીજી બાજુ.

હવે ત્રીજી બાજુ જોઈએ. આપણા પ્રાંતોમાંના વહીવટ માટે પ્રાંત્રીય ભાષા પણ સારા પ્રમાણમાં આવડવી જોઈએ. પરંતુ એટલી જ મર્યાદિત દૃષ્ટિથી પ્રાંતીય ભાષાનું અવલંબન કરવાનું ન હોઈ, જે માતૃભાષામાં આપણી સંસ્કૃતિના વિશિષ્ટ ગુણોનાં મૂળિયાં ઊંડાં વવાયાં ને ઊતર્યાં છે, આપણા તેજસ્વી ઇતિહાસનાં સાધનો જે ભાષામાં ઉપલબ્ધ છે, જે ભાષાનો કાળજીભર્યો ઉછેર અને વિકાસ શ્રી જ્ઞાનેશ્વર મહારાજથી માંડીને આજ સુધીના સંતોએ અને અન્ય વિદ્વાનોએ કરેલો છે તે સમગ્ર વાઙ્મય આપણે કેવી રીતે ભૂલવાના છીએ? અગર, ભૂલી જવાનું કેવી રીતે પરવડે? આગલી પેઢીઓને વાસ્તે મહારાષ્ટ્રીયત્વના પાઠ ગળથૂથીમાંથી શીખવા-લેવા માટેની સામગ્રી આ સાહિત્યમાંથી જ આપણને પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિથી સંસ્કૃતિ–રક્ષણ માટે, ઇતિહાસમાંથી મળનારી સ્ફૂર્તિ કાયમ રાખવા માટે, મહારાષ્ટ્રીયત્વના વિકાસ માટે મરાઠીનો કાળજીભર્યો વિકાસ અવશ્ય સાધવો રહ્યો.

[N. C. C.]ની પ્રવૃત્તિ જ્યારે સ્વૈચ્છિક હતી ત્યારે તેમાં તેઓ જોડાયા હતા અને Best Cadet તરીકે એમની ટુકડીમાં એક વર્ષ માટે જાહેર થયા હતા.

૭ શ્રી ચીમનલાલ મોદી. અમદાવાદના એક જૂના, પીઢ, અનુભવી પત્રકાર. પ્રેસ ટ્રસ્ટ ઑફ ઇંડિયા સ્થપાયા પહેલાં એસોસીએટેડ પ્રેસ ઑફ ઇંડિયા વૃત્તપત્રપ્રસાર સંસ્થા હતી તેના અમદાવાદ ખાતેના પ્રતિનિધિ તરીકે તેમણે વર્ષો સુધી કામગીરી બજાવી હતી. પત્રકાર તરીકે તેમને દાદાસાહેબ સાથે અનેક વાર મળવા કરવાનું બનતું. ખંભાત રાજ્યમાં નવાબ-સાહેબે પ્રજાકીય વહીવટ શરૂ કરાવ્યો ત્યારે એ ઉત્સવમાં દાદાસાહેબ અતિથિવિશેષ હતા, અને એ પ્રસંગે શ્રી મોદી દાદાસાહેબની જોડે ખંભાત-પ્રવાસમાં હતા. આજે નિવૃત્તિ-સમયમાં પણ શ્રી. મોદી અનેક જાહેર હિતના પ્રશ્નો પર જાગૃતપણે અને સ્પષ્ટપણે પોતાનાં મંતવ્યો અને વિચારો પત્રલેખકોની કટારોમાં વિવિધ છાપાંઓમાં રજૂ કરે છે.

૮ શ્રી કાશીભાઈ ઝવેરભાઈ પટેલ. સરદાર શ્રી વલ્લભ-ભાઈ પટેલના સૌથી નાના ભાઈ. કરમસદમાં શાંત, સ્વસ્થ જીવન ગાળનાર શ્રી. કાશીભાઇને જુઓ તો ખેડાના પાટીદારનું જોમ અને સરદારશ્રીના તેજનો અંશ પણ જોવા મળે!

"સરદાર વલ્લભભાઈ" ભાગ ૧લો—લેખક નરહરિ દ્વા. પરીખ. [નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ઑક્ટોબર ૧૯૫૦.]—આ પુસ્તકમાં કાશીભાઈ વિશેના ઉલ્લેખો માટે જુઓ પૃ. ૬, ૭ અને ૯. કરમસદમાંના સરદારશ્રીના મકાન અંગેનો ઉલ્લેખ સદર પુસ્તકમાં આ પ્રમાણે છે: "કરમસદનું એમનું ઘર જેમાં અત્યારે એમના નાના ભાઈ કાશી-ભાઈ રહે છે તે આમ ભભકાવાળું નથી, પણ બહારથી અને અંદરથી સુઘડ છે. અંદર બધી વસ્તુઓ હંમેશ તમે વ્યવસ્થિત ગોઠવેલી જુઓ. ઘરની આગળ થોડી છૂટી જમીન છે તે પણ સ્વચ્છ. તેમાં એકાદ ઝાડ અને થોડા ફૂલ-છોડ છે."

૨૯ શ્રી રામરાય મુનશી. અમદાવાદ અને ગુજરાતની ખેડૂત વિષયક પ્રવૃત્તિઓમાં વર્ષોથી કાર્ય કર્યું. ખેડૂત મંડળ સંસ્થા તથા ખેડૂત નામે સામાયિક પત્ર પણ ચલાવતા હતા. મોટી દીવાલની સફેદ ટોપી અને પડછંદ શરીર સાથે શ્રી રામરાયભાઇ ધ્યાન ખેંચનારું વ્યક્તિત્વ ધરાવે છે. હવે નિવૃત્ત જીવન ગાળે છે.

૩૦ શ્રી હરિભાઉ રિસવડકર. દાદાસાહેબના એક સગા. ન્યાયતંત્રમાં સેવાઓ આપીને તેઓ હવે નિવૃત જીવન (પ્રથમ વડોદરામાં અને હાલ આણંદમાં) ગાળે છે.

૩૧ શ્રી. જી. એસ. મહાજની. ખ્યાતનામ ગણિતશાસ્ત્રી. 'રૅંગલર'નું અતિ માનભર્યું અને દુષ્કર મનાતું પદ એમણે બ્રિટનમાં ઉચ્ચ અભ્યાસ દ્વારા પ્રાપ્ત કર્યું. પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં ગણિતના પ્રાધ્યાપક તરીકે અને પછી એ જ કૉલેજમાં પ્રિન્સિપાલ તરીકે એમણે અનેક વર્ષો સુધી સુંદર કાર્ય કરીને અસંખ્ય વિદ્યાર્થીઓની ચાહના ને આદર પ્રાપ્ત કર્યાં. પછી રૅંગલર મહાજનીએ નવી દિલ્હીમાં યુનિયન પબ્લિક સર્વિસ કમિશનમાં પણ મહત્ત્વની કામગીરી બજાવી. જયપુર યુનિવર્સિટી તથા અન્ય યુનિવર્સિટી-ઓમાં વાઇસ ચાન્સેલર તરીકે એમણે કાર્ય કર્યું. અત્યારે ઉદયપુર યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર તરીકે તેઓ સેવાઓ આપી રહ્યા છે.

*

# મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલન: ઉદ્‌ઘાટન-પ્રવચન

**ગણેશ વાસુદેવ માવળંકર**

[મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલનનું ૩૬મું વાર્ષિક અધિવેશન અમદાવાદમાં સને ૧૯૫૩ના ઑક્ટોબર-નવેમ્બરમાં મળેલું તે પ્રસંગે, તા. ૩૧-૧૦-૧૯૫૩ ને રોજ, પૂજ્ય દાદાસાહેબે મરાઠીમાં કરેલા ઉદ્‌ઘાટન-પ્રવચનનો અનુવાદ.]

**અધ્યક્ષ મહાશય, મહારાષ્ટ્ર શારદાના ઉપાસકો અને બહેનો તથા ભાઈઓ!**

૩૬મા મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલનની આજની આ બેઠકનું ઉદ્‌ઘાટન કરવા માટેનું નિમંત્રણ અહીંની સ્વાગત સમિતિએ પ્રેમથી અને સ્વજનભાવે મને આપ્યું તે માટે હું એમનો ઋણી છું. સંમેલન અમદાવાદમાં ભરાય

ગોઠવવા કે જુદા જુદા ધાતુ દ્વારા આવેલા અને રૂઢ થયેલા શબ્દો માન્ય કરીને તત્સમ (derivatives) શબ્દો માટે એક જ મૂળ ધાતુ લેવો? એક જ લેવાનો થયો તો પછી તે સંસ્કૃત જ હોય કે પર્શિયન પણ ચાલે? દાખલા તરીકે, Law શબ્દ લઈએ તો કાયદો કાનૂન, વિધિ, નિયમ, વગેરે શબ્દો જુદે જુદે ઠેકાણે રૂઢ છે. પરંતુ, Legal, Lawful, Legitimate વગેરે શબ્દોના પ્રતિશબ્દો કેવી રીતે બનાવવા? એમાંયે ઉર્દુ અને હિંદી ભાષાઓના પ્રશ્ન કેવળ ભાષા વિષયક ન રહેતાં એનો રેલો છેક કોમી વાદ સુધી ઊતરે છે એવું પણ મને જણાઈ આવ્યું. આપણે ત્યાં મુસલમાની લોકોનો અમલ થયા પછી રાજ્યવ્યવહારની પરિભાષામાં પર્શિયન, અરેબિક અગર ઉર્દૂ શબ્દોનો ભરાવો થયો છે. એમનું શું કરવું? નવા યોજીએ તો લોકોને માટે તે અપરિચિત અને ક્લિષ્ટ બને. જૂના રાખીએ તો તેમાંથી derivatives કરવાનું કઠણ. રૂઢ શબ્દો કાઢી નાખીએ તો તેને કોમવાદની ગંધ આવીને ભારતની એકતા માટે તે થોડાક અંશે પણ બાધક નીવડે! એટલે આ સવાલ પરત્વે પરિભાષાની શબ્દરચના શાસ્ત્રીય પાયા પર હોવી જોઈએ કે રૂઢિ પર હોવી જોઇએ એવો પણ સવાલ ઉપસ્થિત થાય છે. આ પ્રશ્નની આ પ્રમાણે સમસ્યા છે. એનો ઊંડો, બધી બાજુએથી અને નિર્વિકાર દૃષ્ટિથી વિચાર કરવાનું કામ સાહિત્ય પરિષદ જ કરી શકશે.

તેમ છતાં મને એવું લાગે છે કે આપણે ભલે પરિભાષા નક્કી કરી, તો પણ તેમાંના જે શબ્દો લોકો લેશે એ જ સમય જતાં ભાષામાં રૂઢ થવાના છે, અને પરિભાષા લોકછંદાનુવર્તી રહેવાની હોઈ કેટલાંક વર્ષો બાદ આજની પરિભાષા બદલાવાની જ છે એ સમજીને આપણે પ્રયત્નો કરવા જોઈએ.

આપણી સમક્ષ વિચાર કરવા જેવા ઘણા બધા પ્રશ્નો છે. એ બધા પ્રશ્નોની યાદી આપવી અશક્ય અને બિનજરૂરી છે. તેમ છતાં કેટલીક હજી જે થોડી બાબતો મને મહત્ત્વની લાગે છે એમનો નામનિર્દેશ કરવો યોગ્ય થઈ પડશે.

ભાષામાં અનેક પ્રકારનું સાહિત્યલેખન થવા માટે અને સારા સાહિત્યને ઉત્તેજન આપવા માટે ખાસ પ્રયત્નો થવા જોઈએ. પ્રાચીન વિદ્યાનાં, પ્રાચીન સાહિત્યનાં પુનરુજ્જીવન, અભ્યાસ અને સંરક્ષણ થવાં જોઈએ. જૂનાં સાહિત્યને પુનર્જીવિત કરવાના પ્રયાસો કાવ્ય-ઇતિહાસ-સંગ્રહો, નિર્ણયસાગર પ્રેસની કાવ્યમાલા, તુકારામ મહારાજના અભંગો, વગેરે પ્રકારનાં પ્રકાશનોની અગાઉ થયેલાં છે. શ્રી. નાનાસાહેબ દેવ જેવાએ એક માણસની હિંમત પર કરેલી અલૌકિક કામગીરી ધુળિયાના શ્રી સમર્થ વાગ્દેવતા મંદિર ના રૂપે ઊભી છે. ઇતિહાસાચાર્ય રાજવાડેએ આખી જિંદગી સુધી કરેલા પ્રયત્નોનું ફળ રાજવાડે સંશોધન મંદિરના રૂપે આપણી સમક્ષ છે. પરંતુ કાંઈક દુઃખની અને દુર્ભાગ્યની બાબત એ કે મહારાષ્ટ્ર સાહિત્ય અને વાઙ્મયના વિકાસને આવશ્યક એવી આલંકારિક ભાષાનો, ઉચ્ચ તત્ત્વજ્ઞાનનો સંગ્રહ જે હસ્તલિખિતોમાં છે તેમનું જતન, સંપાદન અને પ્રકાશન કરનારી એવી સંસ્થા વાગ્દેવતા મંદિરને, અગર તેજસ્વી ઇતિહાસ જતન કરવા માટે અથવા એનો અભ્યાસ કરવા માટે સ્થપાયેલી સંસ્થા રાજવાડે સંશોધન મંડળને બધા સાહિત્યિક લોકો છેક જ ભૂલી ગયા છે કે શું એમ થાય છે.

આ બધા પ્રયત્નોને સારા પ્રમાણમાં આર્થિક સહાય અને ગ્રંથસંપત્તિનો અભ્યાસ થવા માટેની વ્યવસ્થા કરવી જોઇએ. ઉત્તમ મરાઠી ગ્રંથો થશે તેમને વિશેષ એવો પુરસ્કાર મળીને ગ્રંથકારોનો સત્કાર અધિકૃત રીતે કરવાની પ્રથા પરિષદે ચલાવવી જોઈએ. આ મતલબનાં ઠરાવો ઈ. સ. ૧૯૧૫ અને ઈ. સ. ૧૯૨૬ના મુંબાઈમાં થયેલા સંમેલનોમાં તથા ૧૯૩૬ની સાલના જળગાંવમાંના સંમેલનમાં થયેલા છે. પરંતુ એ ઠરાવોનો ત્યાર પછી કેટલો અમલ થયો તેની મને ખબર નથી. શ્રી. દાતેએ પરિશ્રમપૂર્વક તૈયાર કરેલી ગ્રંથસૂચિ, શ્રી કેળકરનો પાતંજલિ યોગદર્શન ગ્રંથ, વગેરે તરત સ્પષ્ટપણે નજરે ચડે એવા ગ્રંથોની રચના પરિશ્રમ અને ત્યાગપૂર્વક થયેલી છે. એને પરિષદની માન્યતા મળે એવી કોઈ વ્યવસ્થા થવી જોઈએ. બાલસાહિત્ય એ પણ એક વિશેષ હાલત છે. એની સજાવટ જેટલી સારી થશે તેટલી આગલી પેઢી વધારે કાર્યક્ષમ બનશે. આ બાબતમાં હમણાંથી પ્રયાસો થઈ રહ્યા છે એ સંતોષની વાત છે.

ટૂંકમાં કહું તો, સર્વાંગી સાહિત્ય અને ભાષાનો તથા વાઙ્મયનો અભ્યાસ એ બધાંને માટે બે ચીજોની

(એનું અગાઉનું નામ 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' એવું હતું) ના તેઓ એક સેવાપરાયણ મંત્રી હતા. મરાઠી-ની જેમ ગુજરાતીમાં પણ એમણે લેખનકાર્ય કર્યું. અહીંથી એમની બદલી થતાં તેઓ વિદાય લેતા હતા તે વખતે તેમણે અહીંની પોતાની તમામ સ્થાવર મિલકત અનાથાશ્રમને ભેટ આપી દીધી અને પોતાના જ્વલંત તથા ત્યાગપરાયણ, સેવાપરાયણ મહારાષ્ટ્રી-યત્વનો પુરાવો સહુને પૂરો પાડયો. ગુજરાત વિદ્યાસભા-ના મકાન પર આવેલ પ્રેમાભાઈ હૉલમાં તેમનું તૈલ-ચિત્ર અહીંના સાહિત્યભક્તોએ કૃતજ્ઞતાપૂર્વક મૂકયું છે, અને મિત્રમંડળ તથા ચાહકોએ એક મેમોરિયલ ફંડ ઊભું કરીને એના વ્યાજમાંથી દેશી કારીગરી તથા હુન્નરને ઉત્તેજન આપવા સારુ ખર્ચ થાય એવી યોજના કરી છે. આટલું કહ્યું એટલે બસ છે.

એમની પછી થોડાં જ વર્ષોના સમયમાં (સને ૧૮૯૦ની આસપાસ) અહીંની ગુજરાત કૉલેજમાં સંસ્કૃતના પ્રાધ્યાપક તરીકે આવેલા સદ્દગત આબાજી વિષ્ણુ કાથવટે એ નામાંકિત મહારાષ્ટ્રીય વ્યક્તિ થઈ ગઈ. તમામ પ્રકારનું જાહેર કાર્ય કરવાની સાથે વિદ્યાનો વ્યાસંગ તો એમણે પોતે કર્યો જ, પણ એમણે આ ચીજનું અહીં બીજારોપણ કર્યું અને કેટલાં યે કુટુંબોમાં આજે પણ એમના સંસ્કારોની છાપ દેખાઈ આવે છે. આ ઉપરાંત અનેક નામાંકિત મહારાષ્ટ્રીય લોકો અહીં થઈ ગયા. પણ સાહિત્યિકોમાં તેમની મુખ્યત્વે ગણતરી થાય એમ ન હોવાથી તેમનો નામનિર્દેશ હું અહીં કરતો નથી.

હવે આપણે અહીંથી નજીક જ આવેલ વડોદરા જઈશું. વડોદરા રાજ્ય મરાઠી લોકોનું. રાજદરબારની ભાષા મરાઠી અને દફતર મરાઠી ભાષામાં તથા મોડી લિપિમાં. એટલે સ્વભાવિક જ મરાઠી લોકોનો ભરાવો ત્યાં વધારે પ્રમાણમાં. પરંતુ એ લોકો વિશાળ દૃષ્ટિના હોવાથી એમણે ગુજરાતી પ્રજાજનોનાં મન જીતી લીધાં. બદલાતો સમય, લોકોની વધતી આકાંક્ષાઓ, સાચા લોકશાહી સ્વરાજ્યની આવશ્યકતા, વગેરે ધ્યાનમાં લઈને સદ્દગત શ્રીમંત સયાજીરાવ મહારાજે પોતે મરાઠી હોવા છતાં ય દરબારની ભાષા એમણે ગુજરાતી રાખી અને ગુજરાતી ભાષાની ઉન્નતિ માટે અને એના વિકાસ અર્થે પણ, જે રીતે મરાઠી ભાષા માટે પ્રયત્નો કર્યા તે રીતે, એમણે પ્રયાસો કર્યા. એનું મહત્ત્વ આજે સમજવું કઠણ થઈ પડશે, કારણ કે માતૃભાષામાં શિક્ષણ, માતૃભાષામાં દેશનો એકંદર વહીવટ—એ વિચારો હવે એટલા સાર્વત્રિક અને રૂઢ થયા છે કે એ જમાનામાં આવા દૂરગામી મુદ્દાઓ પર મતભેદ હોઈ શકે અગર માતૃ-ભાષા સિવાયની બીજી ભાષાનો ઉપયોગ કરવા અંગેનો મત પ્રવર્તતો હશે એવું હાલના લોકોને લાગે પણ નહીં.

પરંતુ જે સમયમાં શ્રીમંત સયાજીરાવ મહારાજાએ પ્રયત્નો શરૂ કર્યા તે વખતની પરિસ્થિતિ જોતાં એમની વિશાળ અને રાષ્ટ્રીય દૃષ્ટિ જણાઈ આવશે. છેક ગઈ કાલ સુધી પણ નિઝામ રાજ્યમાં મરાઠી ભાષાનો અવકાશ નહોતો. ખુદ મુંબાઈ વિશ્વવિદ્યાલયમાં પણ મરાઠીનો પગપેસારો કરવા અંગે મથામણ કરવાનું ૧૯-૨૬નો સાલામાં પણ સાહિત્ય પરિષદને જરૂરી લાગ્યું. એ ઉપરથી સદ્દગત શ્રીમંત સયાજીરાવ મહારાજના પ્રયાસોનું સાચું મૂલ્ય આપણને આંકતાં આવડશે. શ્રી-મંત સદ્દગત સયાજીરાવ મહારાજના પ્રયત્નથી વડોદરામાં મરાઠીને પણ સારું એવું પ્રોત્સાહન મળ્યું અને એમને ત્યાં સાહિત્યિક, પ્રકાશક, વિચારક લોકોનો અને સંસ્થા-ઓનો એક સમૂહ જ નિર્માણ થયો. વડોદરાની સહ-વિચારિણી સભા, દામોદર સાવળારામ યંદેની પ્રકાશન સંસ્થા, સદ્દગત શંકર મોરો રાનડે અને એમના જેવા અને એવા જ બીજા લોકો થઈ ગયા. એમના સમયના લોકો પૈકી સદ્દભાગ્યે રાવબહાદુર નાનાસાહેબ સરદેસાઈ (રિયાસતકાર) શ્રી. દાજી નાગેશ આપટે, શ્રી. ચિંતામણ વિ. જોશી, વગેરે સમર્થ વાઙ્મયસેવકો અને વિદ્વાનો ગુજરાતમાંના મહારાષ્ટ્રીયોમાં હયાત છે. મૂળ મરાઠી પણ ગુજરાતમાં આવીને ગુજરાતી ભાષા આત્મસાત્ કરીને ગુજરાતી સાહિત્યમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કરનારાઓ આપણામાં છે, એમાં શ્રી. કાકાસાહેબે કાલેલકરનો સવિશેષ ઉલ્લેખ કરવો જોઈએ.

આ બધા લોકોનો નામનિર્દેશ કેવળ એમને સ્મરણાંજલિ અગર આદરાંજલિ અર્પવી અથવા તો એમના આશીર્વાદ માટે પ્રાર્થના કરવી એટલો જ ન હોઈ પ્રાંતીયતાની પાર જઈ–રહીને અને અહીંના સમાજમાં સમરસ બનીને એમણે મરાઠીની સેવા કરી એ એમાં

# સ્વાધ્યાય — સંશોધન — સર્જન

## થિયૉસૉફીકલ સોસાયટીના હેતુઓ અને પ્રવૃત્તિઓ

હરજીવન કાલિદાસ મહેતા

**થિયૉસૉફી**: આ શબ્દ બે ગ્રીક શબ્દોનો બનેલો છે. **થિયૉસ** એટલે ઈશ્વર, ખુદા, અહુર્મઝદ, પરમાત્મા, ગૉડ; અને સૉફાયા અથવા સૉફિયા એટલે જ્ઞાન, વિદ્યા. થિયૉસૉફી એટલે બ્રહ્મવિદ્યા, ઈશ્વરીજ્ઞાન, અધ્યાત્મવિદ્યા, પ્રાચીન અને અર્વાચીન એવા સઘળા ધર્મોનો સાર. આવા જ્ઞાનનાં શોધ અને અભ્યાસ કરવાનો અધિકાર કોઈ એક ધર્મ કે કોઈ એક સંસ્થાનો નથી પણ દરેક માનવનો છે. એટલે થિયૉસૉફી એટલે સર્વ ધર્મનો સાર. તેમાંથી જેને જેટલું સમજાય, ને જેટલું તે વર્તનમાં ઉતારી શકે તેટલું તે સ્વીકારે.

**થિયૉસૉફીકલ સોસાયટી** એટલે બ્રહ્મવિદ્યા, ઈશ્વરીવિદ્યા, ખુદાશનાશની, તસવૂફના અભ્યાસીઓનું મંડળ. થિયૉસૉફી એ થિયૉસૉફીકલ સોસાયટીની નથી પણ થિયૉસૉફીકલ સોસાયટી એ થિયૉસૉફીની છે.

**થિયૉસૉફીકલ સોસાયટી**: ઈ. સ. ૧૮૭૫ના નવેમ્બર માસની તા. ૧૭ મીએ અમેરિકાના ન્યૂયૉર્ક શહેરમાં સ્થપાઈ હતી. જેના સ્થાપકો રશિયાનાં એક વીરાંગના મૅડમ બ્લૅવેટ્સ્કી અને અમેરિકન વીરનર કર્નલ હેન્રી સ્ટીલ ઑલ્કૉટ અને તેમને સાથ આપનાર અમેરિકન નાગરિક શ્રી. વિલિયમ. ક્યુ. જજ અને બીજા પાંચ નાગરિકો હતા. આ સંસ્થા સ્થાપવાનું કામ તિબેટવાસી એક મહાત્માએ ઈ. સ. ૧૮૫૧માં મૅડમ બ્લૅવેટ્સ્કીને સોંપ્યું હતું, ને તેમને થોડાં વર્ષ તિબેટમાં પોતાના આશ્રમમાં રાખી તે માટે પૂર્વતૈયારી કરાવી હતી.

ઈ. સ. ૧૮૭૩થી ૧૮૭૮ના લગભગ અંત સુધી ન્યૂયૉર્કમાં રહી મૅડમ બ્લૅવેટ્સ્કીએ 'આયસીસ અનવેઈલ્ડ'ના બે દળદાર ભાગો પ્રગટ કર્યા હતા, અને તેમાં પ્રાચીન અને આધ્યાત્મિક બાબતો પ્રગટ કરી હતી ને તે સમયના વૈજ્ઞાનિકો ને જડવાદને પડકાર્યા હતા. આ બે પુસ્તકો લખવામાં તેમને અનેક મહાપુરુષોએ સહાય કરી હતી. એ સહાય કેવા પ્રકારની હતી તે સોસાયટીના એક સ્થાપક ને સોસાયટીના પહેલા પ્રમુખ કર્નલ ઑલ્કૉટ તેમના 'ઓલ્ડ ડાયરી લીવ્ઝ' નામનાં ૭ પુસ્તકોમાં પ્રગટ કરી ગયા છે. થિયૉસૉફીકલ સોસાયટીનું કાર્ય શરૂ કરી ઈ. સ. ૧૮૭૯ના ફેબ્રુઆરી માસની તા. ૧૬ મીએ મૅડમ બ્લૅવેટ્સ્કી ને કર્નલ ઑલ્કૉટ ભારત આવ્યા ને મુંબઈના પાલવા બંદરે ઊતર્યાં. ગીરગામ રોડ પર એક નાનકડું મકાન ભાડે રાખી સોસાયટીના પ્રસરણનું કામ એમણે શરૂ કર્યું. એ જ વર્ષના ઑકટોબર માસની પહેલી તારીખે 'થિયૉસૉફીસ્ટ' નામનું માસિક શરૂ કર્યું, જે હજુ સુધી નિયમિત રીતે દર મહિને પ્રગટ થાય છે ને સોસાયટીના પ્રમુખના પત્ર તરીકે સોસાયટીના મુખ્ય મથક અડ્યાર(મદ્રાસ)થી પ્રગટ થાય છે.

સોસાયટીના આ બે મૂળ સ્થાપકો ભારત આવ્યા ત્યારે બ્રિટનનો સંબંધ રશિયા અને અમેરિકા જોડે મૈત્રીભર્યો ન હતો. એથી શરૂઆતમાં આ બન્નેની પાછળ છૂપી પોલીસ ફર્યા કરતી હતી. તેમને મળવા આવતા હિંદીઓ પર છૂપી પોલીસની નજર રહેતી. મૅડમ બ્લૅવેટ્સ્કી ને કર્નલ ઑલ્કૉટ ભારતનાં શહેરોમાં ફરવા ને વ્યાખ્યાનો ને વાર્તાલાપો રાખવા માંડ્યાં. તેઓ થોડા માસમાં તે સમયના વાઈસરૉય લૉર્ડ લિટનને મળ્યાં ને સોસાયટીના હેતુઓ અને તેનું કાર્ય સમજાવ્યાં. પછી છૂપી પોલીસ તેમની પાછળ ફરતી બંધ થઈ. ઘણા પ્રતિષ્ઠિત હિંદીઓ તેમ જ બ્રિટિશો સોસાયટીમાં જોડાવા લાગ્યા.

ઈ. સ. ૧૮૮૨માં મદ્રાસના એક પરા 'અડ્યાર'માં ખ્રિસ્તી મીશનરીનો અડ્યાર નદીના તટ ઉપર એક બંગલો ને તે સાથેની આશરે ૨૭ એકર જમીન ખરીદવામાં આવી ને ત્યાં સોસાયટીનું મુખ્ય મથક સ્થાપવામાં આવ્યું. મૅડમ બ્લૅવેટ્સ્કી ને કર્નલ ઑલ્કૉટ ત્યાં જઈ વસ્યાં. ત્યારથી આ સ્થાન જગત-

વળી, હવે તો નવા રાજ્યબંધારણ પ્રમાણે દરેક પુખ્ત વ્યક્તિને મળેલ મતાધિકારને કારણે સિદ્ધ થનાર લોકશાહી રાજ્યવહીવટની કાર્યક્ષમતા અને એનું ઉત્તમપણું સામાન્ય વર્ગના પ્રજાજનોની સમજણ ઉપર જ અવલંબતું રહેશે. એ કારણથી મહારાષ્ટ્રીય જીવન જો સુખી અને સમૃદ્ધ કરવું હશે તો સામાન્ય જનતાને સજ્ઞાન અને સંસ્કારી કર્યા સિવાય છૂટકો નથી. કેવળ થોડા લોકો જ્ઞાનવાન અને ચારિત્ર્યશીલ હોય તેટલું પૂરતું નથી. બહુજનસમાજની જે કક્ષા હશે તેનું જ પ્રતિબિંબ દેશના રાજ્યવહીવટમાં પડવાનું છે. એટલે, ભારત અને આપણો પ્રાંત જો અગાઉનાં વૈભવશિખર પર લઈ જવાની આકાંક્ષા આપણે રાખતા હોઈએ તો બહુજનસમાજને જ્ઞાનવાન કરવા માટે માતૃભાષાનો આધાર લઈને જુદા જુદા પ્રકારના સૂક્ષ્મ વિચારો દર્શાવતાં આવડે એવી, સાહિત્યની સર્વાંગી શાખાઓમાં સંપન્ન એવી એ મરાઠી ભાષાને કરવી જોઈશે એ તો દેખીતું છે. આ જ કામગીરી શ્રી જ્ઞાનેશ્વર મહારાજના સમયથી શ્રી શિવાજી મહારાજના સ્વરાજ્યસ્થાપના સમય સુધીના અને પછીના સંતોએ કરી. એમણે સંસ્કૃત છોડીને મરાઠીનો ઘટો હાથમાં લીધો અને મરાઠીને હસી કાઢનારા અગર મરાઠીને નીચી ગણનારા સ્વયંમન્ય વિદ્વાનોને સીધો સણસણતો સવાલ પૂછ્યો:

"कपिलेचें म्हणावें क्षीर। मा इतरांचें तें काय नीर?......"

"संस्कृत वाणी देवें केली प्राकृत तरी चोरापासून झाली?..."

"संस्कृत वंद्य प्राकृत निंद्य हे बोल काय होती शुद्ध?"

આ કારણે બહુજનસમાજને સમજાય એ રીતે મરાઠીનો વિકાસ થયો અને જીવનનું તત્ત્વજ્ઞાન સામાન્ય માણસને માટે પણ સુલભ બન્યું. મુસલમાની આક્રમણનો સામનો મહારાષ્ટ્ર કરી શક્યું અને શ્રી છત્રપતિ શિવાજી મહારાજ સ્વરાજ્ય સ્થાપન કરી શક્યા. ભાષામાં કેટલું સામર્થ્ય છે એનો આ ઐતિહાસિક પુરાવો જ નથી વારુ?

તાત્પર્ય એ કે, આપણી સમક્ષનો હાલનો મુખ્ય પ્રશ્ન કેવળ આપણી પ્રાંતીય માતૃભાષાના વિકાસનો ન હોઈ, એવો વિકાસ મન દઈને કરતી વખતે પણ સંકુચિત પ્રાંતીયતા અગર સમગ્ર દુનિયાથી જુદાઈ કે અલગપણું આપણામાં પ્રવેશવું ન જોઈએ, અને આ નીતિ રાખીને આપણે આપણી માતૃભાષાનો વિકાસ સાધવો જોઈએ. 'મરાઠી સિવાય બીજી કોઈ પણ ભાષામાં હું બોલીશ નહીં અગર લખીશ નહીં,' એવો આગ્રહ એક જમાનામાં—પરદેશીઓની હકૂમત હેઠળની ગુલામીના કાળમાં—દેશભક્તિની નીશાની મનાતી હતી તો પણ આપણા પોતાના જ સ્વાતંત્ર્ય-સમયમાં એનો આગ્રહ દેશહિતને જ નહીં બલકે મરાઠીના વિકાસ માટે અવરોધક નીવડવાનો સંભવ છે.

દાખલા તરીકે, આપણે ઇતિહાસ સંશોધનનો જ વિષય લઈશું. ઇતિહાસને ભલે દેશભક્તિની પ્રેરણા માટે રંગદાર કે ચટકદાર બનાવ્યો તો પણ તે સત્ય પર જ રચાવો જોઈએ એ કોઈ પણ કબૂલ કરશે. મરાઠાઓનો ઇતિહાસ સત્ય અને સંપૂર્ણ લખવો હશે તો કેવળ મરાઠી સાધનો પર આધાર રાખીને લખવાનું યોગ્ય થશે ખરું? મુસલમાનો, પોર્ચુગીઝો, ફ્રેન્ચો, અંગ્રેજો એ બધાંની સાથે જુદા જુદા સ્થળે અને જુદા જુદા સમયે મરાઠાઓનો સંબંધ થયો કે બંધાયો, એટલે તે તે પ્રજાઓના લોકોએ તે તે સમયે જે જે લખ્યું તે બધું જોવા માટે જે તે ભાષાઓનો અભ્યાસ આપણે કરવો રહ્યો. કેવળ મરાઠી પર અવલંબીને નહીં ચાલે. એ જ પ્રમાણે, મરાઠી જાણનાર કોઈ એક તત્ત્વજ્ઞાનીએ કોઈ એક વિચાર અગર શોધ મરાઠી જનતા સમક્ષ રજૂ કર્યા તો તે વિચાર અગર શોધ કેટલે અંશે બરાબર છે એની કસોટી આખા ભારતમાંના અગર વિશ્વમાંના વિદ્વાનો પાસેથી કરાવવાની હોય તો કેવળ મરાઠીમાં લખીને શો ફાયદો? કેવળ મરાઠીમાંનું લેખન અન્ય પ્રાંતીય અગર ભારત બહારના લોકો કેટલુંક વાંચશે? અને લખાણની આગળપાછળની પૂરી ચર્ચા જગતમાંના અગર ભારતમાંના મોટા મોટા વિદ્વાનો દ્વારા કેટલીક થશે?

એટલે આજની પરિસ્થિતિમાં પણ માતૃભાષા ભલે પ્રથમ હોય તો પણ એની સાથે અગર પછી હિંદી અને પછી ઓછામાં ઓછું એક વિશ્વભાષા—એટલે સામાન્યપણે અંગ્રેજી—એમ દરેક મહારાષ્ટ્રીયને જ્ઞાત હોવી જોઈએ અને એ સાથે જ ભારતમાંની પ્રાંતીય ભાષાઓનું જ્ઞાન એને હોવું ઘટે. એમ થાય તો જ મહારાષ્ટ્રીય લોકો ભારતમાં અગર બહારની દુનિયામાં પોતાની છાપ પાડી શકશે અને મહારાષ્ટ્રને સંપન્ન કરી શકશે.

ત્યાં તેમના પ્રત્યે શંકાની દૃષ્ટિએ જોવાતું હતું.

તેઓ પહેલી જ વાર હિંદ આવ્યા હતા એટલે તેમને જુદી ભાષા બોલનારા, જુદી સંસ્કૃતિવાળા, ઓછા શિક્ષણવાળા અને આરોગ્યના નિયમો તરફ ઓછું લક્ષ આપનારા લોકોની વચ્ચે કામ કરવાનું હતું, એટલે કોઈ વખત ભૂખ્યા પણ રહેવું પડતું. કોઈ વખત હાથી પર, તો કોઈ વાર ઘોડાગાડીમાં, તો કોઈ વાર બેલગાડીમાં, તો કોઈ વાર પાલખીમાં બેસીને તો ઘણી વખતે રેલવેગાડીમાં ને સ્ટીમરમાં મુસાફરી કરવી પડતી હતી. કોઈ સ્થળે તંબૂમાં સૂઈ રહેવું પડતું હતું. કોઈ વખત ગોરા લોકો તરફ તિરસ્કાર બતાવનાર લોકોની વચ્ચે પણ ફરવું પડતું હતું.

આ સઘળી મુશ્કેલી ઉપરાંત તેમને મૅડમ બ્લૅવેટ્સ્કી તરફથી જે તાલીમ આપવામાં આવતી હતી તે વધારે કઠિન લાગતી હતી. છતાં તેમણે હિંદુસ્તાનના સઘળા પ્રાન્તોમાં ફરી તેમ જ યુરેપ, અમેરિકા ને ઑસ્ટ્રેલિયામાં ફરી સોસાયટીની શાખાઓ સ્થાપી હતી અને વિશ્વબંધુત્વનો સંદેશ અનેક સ્થળે પહોંચાડ્યો હતો. તેમના જમાનામાં તેમણે અમેરિકા, ઇંગ્લેન્ડ, હિંદ, ઑસ્ટ્રેલિયા સ્વીડન, ન્યૂઝીલેન્ડ, નેધર્લેન્ડ્ઝ, ફ્રાંસ, ઇટલી, જર્મની અનેક સુબામાં સોસાયટીના વિભાગો (sections) સ્થાપ્યા હતા, અને અનેક શાખાઓની મુલાકાતો લઈ પ્રચાર કાર્ય કર્યું હતું. તેમના વખતમાં તેમણે બૌદ્ધ ધર્મ માટે ઘણું કામ કર્યું હતું. સીલોનમાં બૌદ્ધ ધર્મનાં બાળકો માટે ઘણી શાખાઓ સ્થાપી હતી અને થોડી હાઈસ્કૂલો તેમજ થોડી કૉલેજો પણ સ્થાપી હતી. તે પહેલાં બૌદ્ધ ધર્મનાં બાળકોને ખ્રિસ્તી મિશનરીની શાળાઓમાં શિક્ષણ લેવું પડતું હતું. તેમણે તથા મૅડમ બ્લૅવેટ્સ્કી અને શ્રી. લેડ્બીટરે બૌદ્ધ પંચશીલ લીધું હતું એટલે તેઓ બૌદ્ધ લોકોમાં ઘણું કાર્ય કરી શક્યાં હતાં. બ્રહ્મદેશ અને જાપાનમાં પણ તેમણે સારી છાપ પાડી હતી.

કર્નલ ઑલ્કૉટને દિવ્યચક્ષુ પ્રાપ્ત થયાં નહોતાં, પણ તેમને દિવ્યશ્રુતિ પ્રાપ્ત થઈ હતી. એટલે તેમના તિબેટવાસી ગુરુદેવ તરફથી તેમને દિવ્યશ્રુતિ દ્વારા સંદેશા મળતા હતા. તેમનામાં લોકોને રોગમુક્ત કરવાની શકિત હતી. એટલે ઘણાં વર્ષો સુધી તેમણે આ શકિતનો પણ નિઃસ્વાર્થભાવે ઉપયોગ કર્યો હતો.

કર્નલ ઑલ્કૉટનાં અનેક સ્તુતિપાત્ર કાર્યોમાંનાં બે કાર્યની ખાસ નોંધ અહીં લેવાની જરૂર જણાય છેઃ (૧) અડ્યાર લાયબ્રેરીની સ્થાપના સને ૧૮૮૬માં, અને (૨) ઑલ્કૉટ પંચમ સ્કૂલ.

હિંદુસ્થાનના પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો હિંદ બહાર ખેંચાઈ જતાં હતાં તે હિંદમાં સંગ્રહી રાખવા ને તેને છપાવવા માટે સારા પુસ્તકાલયની આવશ્યકતા હતી. આ આવશ્યકતા કર્નલ ઑલ્કૉટે પૂરી પાડી. અત્યારે આ લાયબ્રેરી માટે હેડક્વૉર્ટર્સના પટાંગણમાં જુદું મકાન બાંધવામાં આવ્યું છે. ને તે દુનિયાની સારી લાયબ્રેરીઓમાંની એક સુપ્રસિદ્ધ લાયબ્રેરી બનેલી છે. ખ્રિસ્તી મિશનરી સિવાય પંચમ કોમ માટે કોઈ શાળા ઉઘાડતું ન હતું. ત્યારે કર્નલે આ શાળા ઉઘાડી હતી. આ શાળા અત્યારે પણ સોસાયટી તરફથી ચાલી રહી છે ને તેમાં હરિજન વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓને ઉત્તમ પ્રકારની કેળવણી અપાઈ રહી છે.

બીજા પ્રમુખ ડૉ. ઍની બેસન્ટે કર્નલ ઑલ્કૉટનાં અનેક કાર્યોને આગળ ધપાવ્યાં હતાં.

(૧) હેડક્વૉર્ટર્સ પાસે માત્ર ૨૭ એકર જેટલી જમીન હતી. એટલે તેની આસપાસની જમીન ખરીદીને ૨૬૨ એકર કરીને, તેના જુદા જુદા વિભાગોને બ્લૅવેટ્સ્કી ગાર્ડન. ઑલ્કૉટ ગાર્ડન, બેસન્ટ ગાર્ડન, દામોદર ગાર્ડન, બેસન્ટ ગ્રોવ, આલ્સેસ ગ્રોવ, રાજાપુરમ્ ફાઉન્ડર્સ ઍવન્યુ, એવાં નામો આપ્યાં. ખરીદેલી જમીન સાથે મળેલા એક બંગલાનું નામ બ્લૅવેટ્સ્કી બંગલો, આલ્કૉટ બંગલો, બેસન્ટ બંગલો, દામોદર બંગલો એવાં નામ આપ્યાં. યુરોપ અમેરિકા કે ઑસ્ટ્રેલિયાથી અડ્યાર આવનાર સ્ત્રી-પુરુષોને રહેવા માટે સિમેંટ-કૉંક્રીટનું બે માળનું એક મોટું મકાન બંધાવ્યું ને તેનું નામ લેડ્બીટર ચેમ્બર આપ્યું ને હિંદી રીતે ભોજન લેનારા માટે એક ભોજનશાળાનું મકાન અને બે ક્વૉર્ટ્રેન્ગલો બંધાવ્યાં.

(૨) જેઓ અડ્યાર આવી હેડક્વૉર્ટર્સમાં માનદ્ કાર્યકર થવા ઇચ્છતા હતા ને પોતાનાં મકાન બાંધવા માંગતા હતા તેઓને જગ્યા આપી શરત એ હતી કે તેમના પરલોકવાસ પછી એવાં મકાનો સોસાયટીનાં થઈ જાય. આ રીતે પણ ઘણાં નવાં મકાનો બંધાયાં.

જરૂર છે. પહેલી એ કે, સાહિત્યની સેવાને વરેલા એવા વિદ્વાન લોકો; અને બીજી બાબત તે, નાણાંની સહાય. મને ખાતરી છે કે જ્યાં કાર્ય કરનારા લોકો હોય છે અને એકાગ્ર વૃત્તિથી કામ કરે છે ત્યાં નાણાંનો સંચય થયા કરતો હોય છે. દાખલા તરીકે, ડૉ. કેળકરનો જ્ઞાન-કોષ, વાઈની પ્રાજ્ઞ પાઠશાળા, પૂનાનું વૈદિક સંશોધન મંડળ, ઇતિહાસ સંશોધન મંડળ, ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ, વગેરે અન્ય પણ બીજી બધી સંસ્થાઓને જોઈએ તેટલું દ્રવ્ય મળતું નથી, તો પણ કેવળ નાણાંના અભાવે કામ અટકતું નથી, પ્રગતિ મંદ થાય છે એટલું જ. ઠીક.

ઘણું બધું કહીને મેં ઠીક ઠીક સમય લીધો. તે માટે ક્ષમા કરશો. સંમેલનના ઉદ્‌ઘાટનની કામગીરી સોંપીને આપે મને ચાર વિચાર આપની સમક્ષ રજૂ કરવાની તક આપી તે માટે હું આપનો આભાર માનું છું, અને સંમેલનના કાર્યનો પ્રારંભ આપ કરો એવી વિનંતી કરું છું.

*

# પત્ર-પ્રસાદી

## ગણેશ વાસુદેવ માવળંકર

[કુટુંબીજનો, કાર્યકરો, સ્નેહીજનો અને સામાન્યજનોને લખેલા પત્રોમાંથી વીણેલી સામગ્રી]

"તા. ૧૭-૧૧ ને રોજ [સ્વતંત્ર ભારતની પ્રથમ પાર્લમેન્ટના સ્પીકર તરીકે મારી] (ચૂંટણી થઈ તે દિવસની) રાતે મને અને સૌ.વતીને સ્વપ્નો આવ્યાં તથા એમાં [અમને] બન્નેને સદ્‌ગત પૂજ્ય બાબા[મારા પિતા]નું સ્મરણ અને દર્શન થયાં. કેવો ગજબનો યોગાયોગ!

મને જે સ્વપ્ન આવ્યું તે આ પ્રમાણે: હું જાણે કે રાજાપુર [કોંકણ] ગામમાં બોરવણકરના બગીચામાંના ઘરમાં ગયો હતો. ત્યાં અમે સને ૧૯૦૧ થી સને ૧૯૦૪ સુધી રહેતાં હતાં. પરંતુ આંગણું ચાલી જઇને એને બદલે મોટું સ્નાનાગાર (Swimming Bath) થયેલ. બગીચામાં પણ ફેરફારો થયા હતા. જૂનું જો કાંઈ બાકી રહ્યું હોય તો તે ફક્ત, બગીચામાંના છેક છેડા પરનાં સંડાસ! ત્યાં ઊભો રહીને હું એ નાનકડું વહેણ, સામેના ડુંગરો, સૃષ્ટિદેવીનું સૌંદર્ય જોતો હતો, અને મારી જોડે કોઈ જુવાન ભાઈ (કોણ હતા તે યાદ આવતું નથી) હતા તેમને મેં પૂછ્યું, 'તમને અહીં શું શું દેખાય છે?' તેઓ સ્વસ્થ જ રહ્યા. એટલે મેં એમને કહ્યું, 'તમને અહીં ફક્ત બે વહેણ, ડુંગરો અને સૃષ્ટિસૌંદર્ય દેખાય છે. પણ મને [તો] એની યે પેલે પાર ઘણી ચીજો મનઃચક્ષુ આગળ દેખાય છે. અમે અહીં રહેતાં હતાં, નિશાળમાં જતાં હતાં, મારા પિતાજી અહીં બેસતા હતા, એ જગ્યા, મારા પિતાજી — આ પ્રમાણે હું મનઃચક્ષુથી જોઉં છું.' એવું કહીને સદ્‌ગત પૂજ્ય બાબાના સ્મરણથી (મને [સ્વપ્નમાં] પ્રત્યક્ષ દર્શન થયાં નહીં) હું ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગ્યો, અને એટલામાં [હું] જાગી ગયો.

સૌ.વતીનું સ્વપ્ન એણે એક કાગળ પર લખ્યું છે, એ કાગળ આ સાથે મોકલું છું. પેન્સિલથી લખેલો છે. શાહીમાં એની નકલ કરીને આ પત્ર સાથે રાખજો. માતુશ્રી પૂજ્ય બાઈ પણ તેને [સૌ.વતીને] સૌભાગ્યવતી સ્વરૂપમાં દેખાયાં.

આ સ્વપ્નો અમને બન્નેને ય એક જ રાત્રિએ—પણ જુદા જુદા સમયે — કેવી રીતે આવ્યાં? ચૂંટણી થઈ અને એ રીતે ભારતમાંનું અત્યંત મોટું માન મને મળ્યું એ પછી તરતની રાત્રિએ કેમ આવ્યાં? મૃત આપ્તજનોના આત્માઓ હોય છે ખરા? હોય તો પણ એમને જૂનાં સંસ્મરણો સાંભરે છે ખરાં? અમને તો સ્વપ્ને ય ખ્યાલ નહીં એ રીતે આ સ્વપ્નો આવ્યાં, એટલે મૃતાત્માઓએ અમારી પાસે આવીને અમને એમણે યાદ આપી કે શું? એમના અને અમારા મનોમય સંદેશાઓ ચાલતા હતા કે શું? વગેરે અનેક રસિક પ્રશ્નો ઊભા થાય છે. સ્વપ્ન એટલે શું? શા માટે તે આવે છે? વગેરે પ્રશ્નો જાગે છે અને સ્વપ્નો પરનાં પુસ્તકો વાંચવાં એમ થાય છે. જેલમાં [સને ૧૯૪૦–'૪૧ અને સને ૧૯૪૨-'૪૪ની સત્યાગ્રહ લડતો દરમિયાન] કેટલાંક જોયાં, પણ આ પ્રશ્નોનું રહસ્ય સમજવા જેટલો માનસશાસ્ત્રનો અગર મૃત્યુ અને મૃત્યુ પછીની સ્થિતિ, આત્માનું અમરત્વ વગેરેનો અભ્યાસ કરી ન શકાયો. હવે આવા અભ્યાસ માટે સમય મળવો મુશ્કેલ. ઠીક. દરેકને મૃત્યુ તો છે જ. એટલે આ અંગેના કુતૂહલનો અનુભવ કોઈ ને કોઈ વખતે મળવાનો જ છે."

[પુત્ર પુરુષોત્તમ (અણ્ણા)ને નવી દિલ્હીથી તા. ૨૩-૧૧-૧૯૪૭ ને રોજ લખેલા મરાઠી પત્રમાંથી.]

*

છઠ્ઠા ધોરણ સુધી મૉન્ટેસોરી પદ્ધતિ દાખલ કરાવી હતી. ને મૅડમ મૉન્ટેસોરીને અડ્યારમાં રાખી મૉન્ટેસોરી શિક્ષણને વેગ આપ્યો હતો. અને હોમ રૂલની ચળવળને વેગ આપતાં ડૉ. બેસન્ટ સાથે નજરકેદ થવાનો લાભ તેમને મળ્યો હતો. તેમના સમયમાં બે નવા દેશોમાં સોસાયટીનાં વિભાગો ચાલુ થયા હતા. તેમણે સોસાયટીના પ્રમુખ હોવા છતાં વ્યક્તિગત રીતે રાજકીય ક્ષેત્રમાં પણ કામ કર્યું હતું. ને 'Conscience' નામનું સાપ્તાહિક કાઢી ડૉ. બેસન્ટના બંધારણપુરઃસર રાજકીય ક્ષેત્રમાં બનતું કામ કરવાનું ચાલુ રાખ્યું હતું.

**ચોથા પ્રમુખ શ્રી. જીનરાજદાસે** ડૉ. બેસન્ટના કાર્યમાં તેમજ ડૉ. એરુંડેલના કામમાં ઘણો સહકાર આપ્યો હતો. ને ઘણા દેશોમાં અનેક વખત મુસાફરી કરી સોસાયટીના સઘળા વિભાગોને નવજીવિત રાખ્યાં હતાં. અને અનેક પુસ્તકો તથા લેખો લખી થિયૉસૉફીકલ સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું હતું. તેમના પ્રમુખપદ દરમિયાન જુદા જુદા નવા સાત દેશોમાં સોસાયટીના સાત વિભાગો—sections ઉમેરાયાં હતાં. લોકોપયોગી સઘળા ધંધા એ ઈશ્વિરપૂજન રૂપે, એમ સમજવા માટે તેમણે 'રીચ્યુઅલ ઑફ ધિ મિસ્ટિક સ્ટાર' નામનું વિધાન તૈયાર કર્યું હતું. તે પણ હજી કોઈ કોઈ શાખામાં કરવામાં આવે છે.

**ધિ સ્કૂલ ઑફ ધિ વિઝડમઃ** સોસાયટીના કાર્ય માટે નવા કાર્યકરો તૈયાર કરવા માટે શ્રી. જીનરાજદાસે આ સંસ્થા અડ્યારમાં સ્થાપી હતી. તેમાં અભ્યાસ કરવા માટે દર વર્ષે ૭ માસ માટે હિંદમાંથી ને હિંદ બહારથી કેટલાક સભ્યો આવે છે ને અભ્યાસ કરી પોતપોતાના દેશ પાછા ફરે છે. આ તેમનું બહુ મહત્ત્વનું કામ હતું.

**ઍની બેસન્ટ કોમેમોરેશન ફંડઃ** ભવિષ્યના પ્રમુખોની હેડક્વૉટર્સના ખર્ચની ચિન્તા ઓછી કરવા માટે તેમણે આ ફંડની સ્થાપના કરી. તેમાં દર વર્ષે થોડો ઉમેરો થતો જાય છે ને જરૂર પૂરતો તેમાંથી ખર્ચ પણ કરાય છે.

સને ૧૯૫૩ના ફેબ્રુઆરીની તા. ૧૭ માથી થિયૉસૉફીકલ સોસાયટીનું નેતૃત્વ **શ્રી. એન. શ્રીરામ**ના હાથમાં છે. ભૂતપૂર્વ ત્રણ પ્રમુખોના જેટલા કુશળ કાર્યકરો તેમની આસપાસ દેખાતા નથી. પરંતુ તેમણે ડૉ. બેસન્ટ, ડૉ. એરુંડેલ તથા શ્રી. જીનરાજદાસની સાથે કામ કરેલું હોવાથી તેઓ પોતાનું કામ કુશળતાપૂર્વક લગભગ ૧૫ વર્ષથી આગળ ને આગળ ધપાવી રહ્યા છે. પ્રમુખપદ તરીકેની ચૂંટણીમાં કોઈ પણ વ્યક્તિ તેમની સામે ઉમેદવાર તરીકે ઊભી રહી ન હતી.

અત્યાર સુધીના પાંચ પ્રમુખોએ સોસાયટીના સાહિત્યને સમૃદ્ધ બનાવવામાં મોટો ફાળો આપ્યો હતો.

૯૨ વર્ષમાં થિયૉસૉફીકલ સોસાયટી અનેક મુશ્કેલીઓમાંથી પસાર થયેલી છે. કર્નલ ઑલ્કૉટના વખતમાં શ્રી. વિલિયમ ક્યુ. જજના નેતૃત્વ નીચે અમેરિકાની કેટલાંક શાખાઓ છૂટી પડી ગઈ હતી. તેમાંની ઘણી શાખાઓ થોડાં વર્ષમાં પાછી મૂળ સોસાયટીમાં ભળી ગઈ હતી ને બહુ થોડી શાખાઓ સોસાયટીનું નામ એકાદ વિશેષણ સાથે રાખીને હજુ છૂટી રહેલી છે. ને વિશ્વબંધુત્વના નામે કામ કરી રહેલ છે. ડૉ. બેસન્ટના સમયમાં બિશપ લેડ્બીટરને ફરીથી સોસાયટીમાં લેતાં તેમ જ 'ઑર્ડર ઑફ ધિ સ્ટાર ઇન ધિ ઇસ્ટ'ની સ્થાપના થતાં કેટલાક સભ્યો સોસાયટીમાંથી છૂટા થયા હતા. પણ તેથી સોસાયટીનું કાર્ય અટકી પડ્યુ ન હતું. શ્રી. કૃષ્ણમૂર્તિએ પોતાનો સંદેશ આપવો શરૂ કર્યો ત્યારે હવે થિયૉસૉફીકલ સોસાયટીની જરૂર નથી એમ કહીને થોડા સભ્યો છૂટા થયા હતા પણ સોસાયટીના સભ્યો પોતે સમજી શકે તેટલો શ્રી. કૃષ્ણમૂર્તિનાં પુસ્તકોનો ને તેમના સંદેશનો અભ્યાસ કરતા રહ્યા છે. ને કૃષ્ણમૂર્તિ પ્રત્યે સન્માન ધરાવી રહ્યા છે ને સોસાયટીનું કામ આગળ ધપી રહ્યું છે.

**એસોટેરિક સ્કૂલ ઑફ થિયૉસૉફીઃ** આ નામની સંસ્થા અને ૧૮૮૮માં મૅડમ બ્લૅવેટ્સ્કીએ સોસાયટીની પ્રવૃત્તિને ટેકો આપતાં બે તિબેટવાસી મહાત્માઓના માર્ગદર્શનથી સ્થાપી હતી. તેનો મુખ્ય હેતુ થિયૉસૉફીકલ સોસાયટી માટે કાર્યકરો તૈયાર કરવા ને જે લોકો મહાપુરુષોના નજદીક સંબંધમાં આવવા ઉત્સુક હોય તેમને શિષ્યપદના માર્ગે આગળ વધવા બનતી સહાય આપવી એ હતો. આ સંસ્થાનું બંધારણ સોસાયટીના

ભરની સોસાયટીના મુખ્ય મથક તરીકે ઓળખાઈ રહ્યું છે. ત્યાં સોસાયટીનું વાર્ષિક મહાસંમેલન પણ ક્રિસ્ટમસના દિવસોમાં ભરાતું રહ્યું છે ને તેમાં જગતના અનેક સુશિક્ષિત દેશોમાંથી પ્રતિનિધિઓ હાજરી આપતા રહ્યા છે.

## સોસાયટીના ત્રણ મુખ્ય હેતુઓ

(૧) પ્રજા, ધર્મ, જાતિ (લિંગ), જ્ઞાતિ (કોમ) અને રંગના ભેદો બાજુ પર મૂકી, માનવજાતના વિશ્વબંધુત્વનું એક કેન્દ્ર સ્થાપવું.

(૨) તુલનાત્મક દૃષ્ટિએ ધર્મના, તત્ત્વવિદ્યાના ને વિજ્ઞાનના અભ્યાસને ઉત્તેજન આપવું.

(૩) કુદરતના અસ્પષ્ટ રહેલા નિયમોનું અને મનુષ્યમાં રહેલી ગુપ્તશક્તિઓનું સંશોધન કરવું.

સોસાયટીનો પહેલો હેતુ જગતના ટુકડા કરનાર આવરણોનો નાશ કરવામાં અને જગતને કુટુંબરૂપ બનાવવામાં ને જગતમાં પ્રેમનું સામ્રાજ્ય સ્થાપવામાં સહાય કરે છે ને માનવહૃદયને ઉદાર ને ક્ષમાશીલ બનાવે છે.

બીજો હેતુ માનવ-મનને વિકસાવે છે, શોધકને જ્ઞાનપ્રેમી બનાવે છે ને જગતના સઘળા ધર્મોનું મૂળ એક છે અને સઘળા ધર્મો મનુષ્યને જીવન જીવવાનો માર્ગ બતાવનારા છે એમ સમજાવે છે.

ત્રીજો હેતુ જગતના ભૌતિક, નૈતિક અને આધ્યાત્મિક નિયમોનું સંશોધન કરવાને, આ નિયમો સમજીને અહેતુક દિવ્ય જીવન જીવવા પ્રેરે છે. પિંડ ને બ્રહ્માંડની એકતા સમજાવે છે ને જીવન જીવવા જેવું બનાવે છે. દરેક મનુષ્યમાં પ્રભુતા બીજરૂપે રહેલી છે અને તે ખિલવવા માટે જગતમાં અનેક વખતે શરીર ધારણ કરે છે ને પૂર્ણતા પ્રકટાવતો જાય છે એવી તેને ખાતરી થાય છે.

ટૂંકમાં, પહેલો હેતુ સૌ ભૂત–પ્રાણીઓ પ્રત્યે સમભાવ ખીલવવામાં, બીજો હેતુ જિજ્ઞાસા પોષવામાં ને ત્રીજો હેતુ મનુષ્યને મહાત્મા બનવામાં સહાય કરે છે.

આ સંસ્થાને સને ૧૯૦૫ના એપ્રિલ માસની તારીખ ત્રીજીએ મદ્રાસમાં રજિસ્ટર કરાવવામાં આવેલ છે.

## સોસાયટીના પ્રમુખો

**પહેલા પ્રમુખ :** કર્નલ હેન્રી સ્ટીલ ઑલ્કૉટ હતા. તેમને જિંદગી પૂરી થાય ત્યાં સુધીના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. તેમણે સને ૧૮૭૫ના નવેમ્બર માસની તા. ૧૭ મીથી સને ૧૯૦૭ના ફેબ્રુઆરીની તા. ૧૭મી સુધી પ્રમુખપદ ભોગવ્યું હતું.

**બીજા પ્રમુખ :** ડૉ. ઍની બેસન્ટ હતાં. તેમણે જિંદગીભરના પ્રમુખ બનવાનું સ્વીકાર્યું ન હતું. એટલે તે સને ૧૯૦૭, ૧૯૧૪, ૧૯૨૧ ને ૧૯૨૮માં સાત સાત વર્ષે પ્રમુખ ચૂંટાયાં હતાં.

**ત્રીજા પ્રમુખ :** ડૉ. જ્યૉર્જ એસ. એરુંડેલ હતા. તેઓ સને ૧૯૩૪, ૧૯૪૧માં સોસાયટીના બંધારણ મુજબ સાત સાત વર્ષે પ્રમુખ ચૂંટાયા હતા.

**ચોથા પ્રમુખ :** શ્રી. સી. જીનરાજદાસ હતા. તેઓ સને ૧૯૪૭માં પ્રમુખ ચૂંટાયા હતા, અને નાદુરસ્ત તબિયતને લીધે બીજી વખત પ્રમુખપદ માટે ઉમેદવારી કરી ન હતી, સને ૧૯૫૩ના જૂન માસની તા. ૧૮ મીએ અમેરિકાના હેડક્વૉર્ટર્સમાં પરલોકવાસ કર્યો હતો.

**પાંચમા પ્રમુખ :** શ્રી. એન. શ્રીરામ છે. તેઓ સને ૧૯૫૩ના ફેબ્રુઆરીની તા. ૧૭મીએ પહેલી વાર અને સને ૧૯૬૦ના ફેબ્રુઆરીની ૧૭મી તારીખે બીજી વાર અને સને ૧૯૬૭ના ફેબ્રુઆરીની તા. ૧૭મીએ ત્રીજી વાર પ્રમુખ ચૂંટાયા છે ને હાલમાં તેઓ આ પદ શોભાવે છે.

પહેલા પ્રમુખ કર્નલ ઑલ્કૉટનું કામ ઘણું કઠિન હતું, કેમ કે તેમને સોસાયટીની શાખાઓ જુદા જુદા દેશોમાં સ્થાપવાની ને તેના હેતુઓ તથા સિદ્ધાંતોનો ફેલાવો કરવાનું હતું. જગતના સઘળા ધર્મો તરફ સોસાયટી માનદૃષ્ટિ રાખતી હતી. એટલે કોઈ તેને ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કહેતા હતા, કોઈ તેને બૌદ્ધ ધર્મનો પ્રચાર માનતા હતા, તો કોઈ તેને હિંદુ ધર્મના પ્રચારની એક રીત માનતા હતા. જગતના સઘળા ધર્મો ભ્રાતૃભાવમાં માનતા હતા પણ તે ભ્રાતૃભાવ પોતાના કુટુંબ કે પોતાની કોમથી આગળ વધ્યો ન હતો એટલે વિશ્વબંધુત્વની તો કલ્પના પણ થતી ન હતી. ને કદાચ કોઈમાં હતી તો તે માત્ર કોઈ વખતે નવરા માનવની કલ્પના જ હતી. આ સંસ્થાના સ્થાપકો જ્યાં જતા

નિર્ણય જાહેર કરે છે. કાઉંસિલ મળે ત્યારે તેનું પ્રમુખ-સ્થાન પ્રમુખશ્રી ને તેમની ગેરહાજરીમાં ઉપપ્રમુખશ્રી લે છે. જનરલ કાઉન્સિલ દર વર્ષે એક એક્ઝિક્યુટિવ કમિટી ચૂંટે છે ને તે સોસાયટીના મુખ્ય મથક અડ્યારમાં રહી ત્યાંનું કામકાજ કરે છે. રેકૉર્ડિંગ સેક્રેટરી તથા ખજાનચી પણ આ કમિટીના સભ્ય હોય છે. આ કમિટી મળે ત્યારે તેનું પ્રમુખપદ, પ્રમુખ કે ઉપપ્રમુખ અથવા તે બંનેની ગેરહાજરીમાં આ કમિટીનો કોઈ પસંદ કરેલો સભ્ય લે છે. પ્રમુખશ્રીનું નિવાસસ્થાન અડ્યારમાં હોય છે. ઉપપ્રમુખ અડ્યારમાં અથવા તેમની સગવડ મુજબ પોતાના દેશમાં રહે છે. પ્રમુખ ને ઉપપ્રમુખ જુદા સેક્શનોની મુલાકાત લેતા રહે છે.

થિયૉસૉફીકલ સાહિત્ય ઘણું વિશાળ છે. તેમાં થિયૉસૉફીની દૃષ્ટિએ ધર્મસુધારણા, સમાજસુધારણા, શિક્ષણસુધારણા, રાજકીય સુધારણા, વિજ્ઞાનયોગ, કળા, વિકાસક્રમ વગેરે વગેરે વિષયો પર પુસ્તકો લખાયેલાં છે. સોસાયટીમાં વિચાર-સ્વાતંત્ર્ય સૌને મળે છે, ને દરેકે બીજાના વિચાર-સ્વાતંત્ર્યને માન આપવાનું રહે છે.

થિયૉસૉફીકલ સોસાયટી માનવીય સંસ્થા છે. એટલે તેમાં કોઈ દેખાદેખીથી, કોઈ કુતૂહલને ખાતર, કોઈ પોતાના નામની પછવાડે 'એફ. ટી. એસ.' લગાડવાને ખાતર, કોઈ ઓળખાણ કરવાને માટે, કોઈ ને કોઈ પ્રકારનો સ્વાર્થ સાધવા માટે અથવા કોઈને ખુશી કરવા-ને ખાતર પણ તેમાં જોડાય છે. આવા સભ્યો તેમાં વધારે વખત ટકતા નથી. પણ જેઓ બંધુભાવને ખાતર, કંઈ નવું સમજવાને ખાતર અથવા પોતે સારા થવા ને સારું કરવાને ખાતર તેમાં દાખલ થાય છે તેઓ જિંદગી પર્યન્ત તેમાં ટકી રહે છે.

સને ૧૮૭૫થી થિયૉસૉફીકલ સોસાયટીનો ઇતિ-હાસ જાણવા ઇચ્છનાર માટે કર્નલ ઑલ્કૉટનાં 'ઓલ્ડ ડાયરી લીવઝ' નામનાં દળદાર છ પુસ્તકો, શ્રી. જીનરાજ-દાસનું 'ધિ ગોલ્ડન બુક ઑફ ધિ થિયૉસૉફીકલ સોસાયટી' નામનું દળદાર પુસ્તક તથા મીસીસ રેન્સમનું 'હિસ્ટરી ઑફ ધિ થિયૉસૉફીકલસોસાયટી' નામનું દળદાર પુસ્તક બહુ ઉપયોગી થાય તેવાં છે.

**મૅડમ હેલેના પેટ્રોવના બ્લૅવેટ્સ્કી:** આ ઉમદા બાનુના સંબંધમાં આ લેખમાં બહુ થોડું જ લખવામાં આવ્યું છે. પણ આવી સોસાયટી સ્થાપવા માટે પહેલું માર્ગદર્શન તેમના તિબેટવાસી ગુરુદેવ પાસેથી સને ૧૮૫૧માં લંડનના હાઈડ પાર્કમાં મેળવનાર ને પછી થોડાં વર્ષ તિબેટમાં ગુરુદેવના આશ્રમમાં રહી આ કામ માટે તૈયારી કરનાર ને સોસાયટી સ્થપાયા પછી તેને પોતાનું આખું જીવન અર્પનાર આ મહાદેવી હતાં. તેમનાં અલૌકિક ત્યાગ અને બલિદાનથી આ સંસ્થા અસ્તિત્વમાં આવી હતી, અને તેમણે અર્પેલા જીવનથી અને મહાપુરુષોના આશીર્વાદથી આ સંસ્થા ૯૨ વર્ષથી ચાલી રહી છે, ને ભવિષ્યના સૈકાઓમાં પણ ચાલુ રહેશે. મૅડમ બ્લૅવેટ્સ્કી દ્વારા લખાયેલું અને સને ૧૮૮૮માં ત્રણ દળદાર ભાગોમાં અને સને ૧૯૩૮માં પાંચ ભાગમાં પ્રગટ થયેલું પુસ્તક 'Secret Doctrine' થિયૉસૉફીકલ સોસાયટીમાં થોડા સૈકાઓ સુધી અજોડ રહે છે. તેમનો દેહ પણ અલૌકિક હતો, તેમના ચમત્કારો પણ અલૌકિક હતા. અને તે માત્ર જડવાદ તોડવાને ને વૈજ્ઞાનિકોને પડકારવા માટે કરવામાં આવ્યા હતા. તેમને બદનામ કરવા માટે મદ્રાસના મિશનરીઓએ ખૂબ ખૂબ પ્રયત્નો કર્યા હતા, પણ તેઓ અંતે નિષ્ફળ નીવડ્યા હતા.

દાદાસાહેબ ગણેશ વાસુદેવ માવળંકરના કાકા શ્રી. દામો-દર માવળંકર તેમની યુવાવસ્થાની શરૂઆતમાં જ થિયૉ-સૉફીકલ સોસાયટીમાં મુંબાઈમાં જોડાયા હતા. પછી તરત જ મૅડમ બ્લૅવેટ્સ્કી ને કર્નલ ઑલ્કૉટ સાથે સોસાયટીના કામમાં શ્રી દામોદર જોડાયા હતા. તેમની સાથે અડ્યાર જઇ વસ્યા હતા. તેમના પર સોસાયટીના બંને સ્થાપકોને પ્રેમ હતો. તિબેટવાસી એક મહાત્માએ તેમને પોતાના શિષ્ય તરીકે સ્વીકાર્યા હતા, ને તેમને તિબેટ બોલાવી લેવામાં આવ્યા હતા. તેમણે પણ લગભગ સને ૧૮૭૯-૮૦થી ૧૮૮૫માં તે તિબેટ ગયા ત્યાં સુધી સોસાયટીનાં કામમાં બહુ સારી મદદ કરી હતી. શ્રી. ટી. સુબ્બારાવ નામના એક વકીલે પણ સોસાયટીનાં શરૂઆતનાં વર્ષોમાં સારી સહાય કરી હતી. આધ્યાત્મિક બાબતોમાં તેઓ મૅડમ બ્લૅવેટ્સ્કી જેવા આગળ વધેલા સભ્ય મનાતા હતા ને કેટલીક આધ્યાત્મિક બાબતો જાહેર કરવા જેવો સમય આવ્યો ન હતો એમ તેઓ માનતા એટલે તેઓ મોટે ભાગે તે બાબતમાં મૌન સેવતા.

(૩) થિયૉસૉફીને લગતાં પુસ્તકો તથા છાપાંઓ છાપવા માટે 'વસન્ત' નામનું પ્રેસ કાઢ્યું ને તે માટે પણ એક માળવાળું મકાન બંધાવ્યું.

(૪) ડૉ. બેસન્ટે હિંદ આવ્યા પછી કાશી નગરીમાં સેન્ટ્રલ હિંદુ હાઈસ્કૂલ, સેન્ટ્રલ હિંદુ કૉલેજ, સેન્ટ્રલ હિંદુ ગર્લ્સ હાઈસ્કૂલ કાઢ્યાં હતાં ને તેમાં હિંદુ ધર્મનું શિક્ષણ આપતાં હતાં. તે માટે બનારસ હિંદુ યુનિવર્સિટી તરફથી માગણી થતાં તે સૌ યુનિવર્સિટીને આપી દીધાં ને પછી થિયૉસૉફીકલ એજ્યુકેશનલ ટ્રસ્ટ સ્થાપી હિંદુસ્તાનમાં કેટલીક જગ્યાએ હાઈસ્કૂલો તથા કૉલેજો સ્થાપી. તેમાં વિદ્યાર્થીઓને તેમના ધર્મનું શિક્ષણ આપવું શરૂ કર્યું.

(૫) જગતમાં કોઈ મહાપુરુષ પ્રગટ થશે ને કોઈ નવો સંદેશ આપશે એમ તેમને સંદેશ મળતાં ડૉ. બેસન્ટે એ કામમાં પણ ઝુકાવ્યું. એટલામાં અત્યારના શ્રી. કૃષ્ણમૂર્તિ અડયાર હેડક્વૉટર્સમાં તેમના પિતાશ્રી સાથે રહેવા આવતાં તેમના સાથી શ્રી. લેડ્બીટર તથા તેમને પોતાને લાગ્યું કે કદાચ એ જ બાળક દ્વારા નવો સંદેશ જગતને અપાશે, એટલે એમને તૈયાર કરવા માટે 'ઑર્ડર ઑફ ધિ સ્ટાર ઈન ધિ ઈસ્ટ' નામની અલાયદી એક સંસ્થા સ્થાપીને તે માટે કામ શરૂ કર્યું. પરિણામે સોસાયટીમાંથી કેટલાક સભ્યો નીકળી ગયા ને થિયૉસૉફીકલ ફેડરેશન નામની સંસ્થા સ્થાપી. પણ એ સંસ્થા ટૂંક સમયમાં જ સૂઈ ગઈ. કૃષ્ણમૂર્તિના પિતા સોસાયટીના સભ્ય હતા એટલે તેમણે પોતાના બે પુત્રોને કેળવણી આપવા માટે ડૉ. બેસન્ટને સોંપ્યા હતા તે પાછા લેવા માટે ચિંગલપેટની જિલ્લા કોર્ટમાં કેસ માંડ્યો. ડિસ્ટ્રિક્ટ કોર્ટ મદ્રાસ હાઈકોર્ટ ને ફૂલબેન્ચ આગળની અપીલમાં પણ હાર્યા. એટલે ડૉ. બેસન્ટે લંડનની પ્રીવી કાઉન્સિલને અપીલ કરી ને નીચલી કોર્ટોમાં તેમણે પોતે રજૂ કરેલા મુદ્દા પર જ કેસ જીત્યાં. ઑર્ડર ઑફ ધી સ્ટારનું કામ રહ્યું ને શ્રી કૃષ્ણમૂર્તિ ઉંમર લાયક થતાં એક લાખ જેટલા સભ્યોવાળી સ્ટાર ઈન ધિ ઈસ્ટની સંસ્થા સંકેલી લઈ, પોતે સોસાયટીથી પણ છૂટા થયા ને પોતાનો સ્વતંત્ર સંદેશ શ્રી કૃષ્ણમૂર્તિ લગભગ ૧૯૩૦-૩૧થી આપી રહ્યા છે ને ડૉ. બેસન્ટ ને બીશપ લેડ્બીટરની આગાહી સાચી પાડી રહ્યા છે.

(૬) હિંદ આવ્યા પછી તેમણે જુદા જુદા ધર્મો પર જાહેર વ્યાખ્યાનો આપી, તે પર પુસ્તકો પ્રગટ કરી લોકોની ધર્મભાવનાને સતેજ કરી ઘણાંને ધર્મપલટો કરતાં અટકાવ્યા છે. સોસાયટીના પટાંગણમાં હિંદુ ધર્મ મંદિર, બૌદ્ધ મંદિર, પારસી જરથ્રુ ક્રિયામંદિર અને ઈસ્લામિક મંદિર સ્થાપી સોસાયટીના સભ્યોમાં ધર્મ-સહિષ્ણુતા વધારી છે. કેળવણી સાથે ધર્મનું શિક્ષણ દાખલ કરી તથા હાઈસ્કૂલો, કૉલેજો ને છેવટે નૅશનલ યુનિવર્સિટી સ્થાપી કેળવણીના ક્ષેત્રમાં નવો જુસ્સો ઉત્પન્ન કરી ડૉ. બેસન્ટે હિંદના રાજકારણમાં ઘણો સહકાર આપ્યો. સને ૧૯૧૪માં 'ન્યૂ ઈન્ડિયા' નામનું દૈનિક પત્ર કાઢ્યું એ જ સાલમાં હિંદી કૉંગ્રેસમાં જોડાયાં, દેશભક્ત ગોખલે ને લોકમાન્ય ટિળકના સંપર્કમાં આવી હિંદના મવાલ ને જહાલ પક્ષોને એકઠા કરી, હોમ રૂલ લીગ સ્થાપી હિંદના રાજકારણને નવું સ્વરૂપ આપ્યું, કૉમનવૅલ્થ ઑફ ઇન્ડિયા બિલ હિંદમાં તૈયાર કરી બ્રિટિશ પાર્લમેન્ટમાં પહોંચાડયું ને તેના પહેલા વાચનમાંથી પસાર કરાવ્યું, પણ હિન્દના રાજપુરુષોના મતભેદને લીધે તે બિલ આગળ વધારી શકાયું નહીં. છેવટમાં અસહકાર ને કાયદાભંગની ચળવળનો કડક વિરોધ કરી હિન્દને આન્તરબળવાની જ્વાળામાંથી બચાવ્યો.

(૭) ઉપરનું સઘળું કરતા રહી સોસાયટીનું કામ વધારે જાગતું રાખ્યું ને પોતાના પ્રમુખપદ દરમિયાન જગતના બીજા છત્રીશ દેશોમાં થિયૉસૉફીનો સંદેશ પહોંચે તેવી વ્યવસ્થા કરી ને પોતે પણ જુદા જુદા દેશોમાં વ્યાખ્યાનો આપ્યાં તથા થિયૉસૉફીક સામયિકો ચલાવ્યાં ને છત્રીશ દેશોમાં તથા સોસાયટીના વિભાગો –sections સ્થાપ્યા. બાળકો માટે રાઉન્ડ ટેબલની સંસ્થા અને મોટી ઉંમરના કાર્યકરો માટે ટી-એસ. ઑડર ઑફ સર્વિસ સ્થાપ્યાં હતાં. આ બંને સંસ્થાઓ કોઈ કોઈ સેકશનમાં હજી પણ કાર્ય કરી રહેલ છે.

**ત્રીજા પ્રમુખ ડૉ. જ્યૉર્જ એસ. એરૂંડેલને** બીજા યુદ્ધ દરમિયાન કામ કરવાનું હતું એટલે તેઓ વધારે પ્રચાર ને પ્રકાશનું કામ કરી શકયા ન હતા. પણ તેઓ બાહોશ કેળવણીકાર હતા. એટલે તેમણે પ્રમુખ બન્યા પહેલાં સેન્ટ્રલ હિંદુ હાઈસ્કૂલ, સેન્ટ્રલ હિંદુ કૉલેજમાં માનદ હેડમાસ્તર ને માનદ પ્રિન્સિપાલ તરીકે હિંદના યુવાનો માટે ઘણું કામ કર્યું હતું. અને હેડક્વૉટર્સના પટાંગણમાં બેસન્ટ હાઈસ્કૂલ સ્થાપી તેમાં

કરે એ થિયૉસૉફિસ્ટના જીવનનો ઉદ્દેશ છે. એ પ્રાપ્ત કરવાના સાધન તરીકે કુદરતનાં ગૂઢ રહસ્યોનો, સર્વ ધર્મોના સિદ્ધાંતોનો તે અભ્યાસ કરે અને વિશ્વ અને તેના નિયમોને સમજવા પ્રયત્ન કરતો રહે એ રીતે થિયૉસૉફિસ્ટ એક સંશોધક પણ છે.

*

# સમાજ-રચનામાં શિક્ષાનું સ્થાન

ચંદુલાલ ભગુભાઈ દલાલ

શરૂઆતમાં જ હું સ્પષ્ટ કરી દઉં કે આ લેખના મથાળામાં આપેલા 'સમાજ' શબ્દમાં 'રાજ્ય'નો પણ સમાવેશ થાય છે એમ ગણીને મેં મારા વિચારો દર્શાવ્યા છે.

આપણે સમાજમાં રહીએ છીએ; અનેક માણસોની વચમાં રહીએ છીએ; એ સૌના ઓછાવત્તા સહવાસમાં આવીએ છીએ; એમનાં સુખ અને દુઃખથી અલિપ્ત રહેતાં નથી—તેમ જ આપણાં સુખ અને દુઃખથી એ અલિપ્ત રહેતાં નથી. એમની વચ્ચે રહેવાને પરિણામે આપણે એકલા અગર અટૂલા પડી જતા નથી. જેવા આપણે છીએ તેવા, સમાજમાં બીજાંઓ પણ છે એ ભાન આપણને સતત રહ્યા કરે છે અને તેથી આપણી પ્રવૃત્તિ કેવળ આપણી જ દૃષ્ટિએ મંડાતી નથી પણ સમાજની દૃષ્ટિએ મંડાય છે અને ગોઠવાય છે.

કોઈ માણસ સમાજથી દૂર—એકલો—રહેવા માગતો હોય તો બીજું કોઈ એને એમ કરવાની ના પાડી શકે નહિ. આધ્યાત્મિક ક્ષેત્રે તો ઘણા ઋષિમુનિઓ સમાજથી અલગ જીવન જીવી ગયા છે—જો કે આમાં યે એ, સમાજથી અલગ પડી ગયા હોય એવું તો ક્વચિત્ જ બને છે. એટલું જ નહિ પણ સાચા આધ્યાત્મિક જીવનમાં તો સમાજનું કલ્યાણ—પોતાના એકલાનું જ કલ્યાણ નહિ—કરવાનું ભાન અને ભાવ રહેલાં હોય છે. છતાં પોતાની રહેણી-કરણી અલગ પ્રકારની હોઇને એ, સમાજથી પર છે એમ ગણી શકાય.

પણ સામાન્ય માણસ સહવાસ ઇચ્છે છે. પડોશી કોણ છે? શું કરે છે? શું ખાય છે? કેમ રહે છે? શું વિચારે છે? એ જાણવા એ ઉત્સુક હોય છે. એની પાછળ કેવળ કુતૂહલવૃત્તિ હોતી નથી પણ બીજાઓમાં શું સારું છે અગર નરસું છે એ જાણવાની ઇચ્છા પણ હોય છે. આ વૃત્તિ બંને પક્ષે હોય છે. એટલે અમુક ધોરણો બંધાય છે. આ કરવું જોઈએ, પેલું ન કરવું જોઈએ, આમ જ થાય અને તેમ તો ન જ થાય; ચોરી ન કરાય, જુઠ્ઠું ન બોલાય, ખૂન ન કરાય, બીજા જે અપંગ અને નિરાધાર હોય તેને મદદ કરવી જોઈએ—આવા પ્રકારની વૃત્તિ અગર પ્રવૃત્તિ સમાજના હિતમાં નિર્માણ થાય છે. એમાં એક દૃષ્ટિએ પરમાર્થ છે અને બીજી દૃષ્ટિએ સ્વાર્થ પણ છે, કારણ કે વ્યક્તિ પોતે પણ, અંગત રીતે, આ લાભો મેળવવા ઇચ્છે છે. એ સમજે છે કે એ પોતે સમાજનું એક અંગ છે અને સમાજનાં સુખદુઃખમાં ભાગિયો છે. જો એને સમાજમાં રહેવું હોય, અને જીવવું હોય તો એણે પોતાની પ્રવૃત્તિઓ આદરતા પહેલાં સમાજના હિતનો વિચાર કરવો જ પડે છે.

સમાજને ટકાવી રાખવામાં અનેક બળો કામ કરે છે. કોઈ વખત અમુક એક બળ મજબૂત હોય છે તો બીજી વખત બીજું કોઈ બળ મજબૂત હોય છે. છતાં એમ કહી શકાય કે ઓછેવત્તે અંશે સૌ બળો કામ કરે છે. આવાં બળોમાં ભૌગોલિક રચના, ભાષા, ધર્મ, આર્થિક હિતો, સામાન્ય ભય વગેરે ગણી શકાય. જમાનો બદલાય અને વૈજ્ઞાનિક શોધો થાય તેમ તેમ આ બળોનું આધિપત્ય ઓછું-વત્તું થાય એમ બને ખરું, છતાં કોઈ ને કોઈ બળનું અસ્તિત્વ તો હોય છે જ.

બળ ગમે તે હોય પણ એ, સમાજના હિતને પોષણ આપનારું, સામાન્ય જનતાનો ઉત્કર્ષ સાધનારું હોય તો જ એ રહી શકે છે. આ પરિણામ સધાતું હોય તો પછી સમાજ-રચના કયું સ્વરૂપ લે એ બહુ મહત્ત્વનું નથી. જે કોઈ વ્યવસ્થા હોય તે, આખરે તો સમાજના લાભમાં કામ કરનારી હોવી જોઈએ. જો એ

બંધારણથી જુદા પ્રકારનું છે. આ સંસ્થામાં દાખલ થવા પૂર્વે સોસાયટીમાં દાખલ થવાની ને તેના સાહિત્યનો સારો અભ્યાસ કરવાની ને સોસાયટીના હેતુઓ પાર પાડવામાં બનતી સહાય કરતા રહેવાની જરૂર છે. આ સંસ્થા એક ખાનગી સંસ્થા તરીકે રજિસ્ટર કરાવવામાં આવી છે. તેનું આંતર-નેતૃત્વ એક મહાપુરુષના હાથમાં છે ને બહારનું નેતૃત્વ મહાપુરુષોના કોઈ એક શિષ્યના હાથમાં હોય છે. સોસાયટીના નાના મોટા કાર્યકરો આ સંસ્થામાં હોય છે. સોસાયટીના સભ્યો આ સંસ્થાના સભ્ય થવા બંધાયેલા નથી. કેટલાક આ સંસ્થાને રહસ્યશાળા પણ કહે છે. આ સંસ્થામાં ન હોય તે પણ ચાહે તો સોસાયટીના કાર્યકર થાય છે, પણ એવા કાર્યકરો બહુ થોડા છે. કોઈ કોઈ સભ્યો આ શાળામાં દાખલ થયા પછી એક યા બીજા કારણથી તેમાંથી નીકળી જાય છે ને પછી આ સંસ્થાની વિરુદ્ધમાં કાર્ય કરતા ને બોલતા થાય છે. આ સંસ્થા 'ઈ. એસ.'ના ટૂંકા નામથી પણ ઓળખાય છે અને આ સંસ્થામાંથી છૂટા થયેલા કોઈ કોઈ સભ્યો સોસાયટીમાં થોડો ખળભળાટ ઊભો કરે છે, પણ આવો ખળભળાટ લાંબો સમય ટકતો નથી. તે સૂપડાનું કામ કરી સડેલા દાણા ને ફોફાં ઝાટકી નાખી બંધ થઈ જાય છે.

## સોસાયટીનો મુદ્રાલેખ

सत्यान्नास्ति परो धर्मः। 'There is no religion higher than truth'. 'સત્ય કરતાં મોટો કોઈ ધર્મ નથી'. સોસાયટીના સભ્યો જ્યાં સુધી સત્ય સમજવા ને તે સમજ્યા પ્રમાણે વર્તવા પ્રયત્નશીલ રહેશે ત્યાં સુધી સોસાયટીનો નાશ થશે નહીં, સોસાયટી બંધ થશે નહીં. આ સોસાયટી સ્થપાવનાર મહાત્માનું મૅડમ બ્લૅવેટ્સ્કીને આપેલું અભય વચન છે કે:

"You have still to learn that so long as there are three men worthy of our Lord's blessing in the Theosophical Society, it can never be destroyed."

'તમારે હજુ જાણવાનું છે કે જ્યાં સુધી આપણા શિરોમણિ મહાપુરુષના આશીર્વાદને લાયક એવા ત્રણ માનવો સોસાયટીમાં હશે ત્યાં સુધી તેનો નાશ કરી શકાશે નહીં.'

જ્યાં સોસાયટીના ત્રણ સભ્યો થયા હોય ત્યાં થિયૉસૉફીકલ સેન્ટર, સાત કે સાતથી વધારે સભ્યો હોય ત્યાં થિયૉસૉફીકલ લૉજ-શાખા, જે પ્રાંતમાં સાત કે તેથી વધારે લૉજ–શાખાઓ હોય ત્યાં થિયૉસૉફીકલ ફેડરેશન ને જે દેશમાં સાત કે સાતથી વધારે લૉજ હોય ત્યાં થિયૉસૉફીકલ સેકશન સ્થાપી શકાય છે. દરેક દેશમાં દરેક સભ્યને અમુક દાખલ ફી અને અમુક વાર્ષિક ફી આપવાની હોય છે. હિંદુસ્તાનમાં દાખલ ફી રૂ. ૫) અને વાર્ષિક ફી રૂ. ૮) છે. સભ્યની સ્થિતિના પ્રમાણમાં તેમાં કંઈક ઓછું કરી શકાય છે. અમુક રકમ આપીને જિંદગીભરના સભ્ય થઈ શકાય છે. દરેક શાખામાં પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી, ખજાનચી ચૂંટાય છે ને પુસ્તકાલય હોય ત્યાં ગ્રંથપાલ પણ ચૂંટાય છે.

દરેક લૉજ, ફેડરેશન ને સેકશનમાં વાર્ષિક સંમેલન ભરાય છે ને સમસ્ત સોસાયટીના મુખ્ય મથક અડયારમાં આન્તરરાષ્ટ્રીય મહાસંમેલન દર વર્ષે ભરાય છે ને સાત સાત વર્ષે સંયોગાનુસાર થિયૉસૉફીકલ વર્લ્ડ કૉંગ્રેસ ભરવાની પણ વ્યવસ્થા છે. થિયૉસૉફીકલ સોસાયટી યુ. એન. ઓ. સાથે પણ સંબંધિત છે.

કૉમ્યુનિસ્ટ દેશોમાં સોસાયટી કામ કરી શકતી નથી. થિયૉસૉફીકલ સોસાયટી એક આન્તરરાષ્ટ્રીય સંસ્થા હોવાથી તે, સંસ્થા તરીકે, કોઈ દેશના રાજકારણમાં ભાગ લેતી નથી; તેના સભ્યો વ્યક્તિગત રીતે રાજકારણમાં ભાગ લઈ શકે છે.

**બંધારણ :** સોસાયટીનું બંધારણ એવું છે કે સોસાયટીના સઘળા સભ્યો સાત સાત વર્ષે અથવા પ્રમુખની જગ્યા ખાલી પડે ત્યારે બહુમતીથી તેમની ચૂંટણી કરે છે. પછી પ્રમુખશ્રી એક ઉપપ્રમુખ, રેકૉર્ડિંગ સેક્રેટરી અને ખજાનચીની નિમણૂક કરે છે. આ નિમણૂકને સોસાયટીની જનરલ કાઉન્સિલ સ્વીકારે છે. જનરલ કાઉન્સિલ સઘળા સેકશનોના જનરલ સેક્રેટરીઓ અને પ્રમુખે નીમેલા થોડા સભ્યોની બનેલી છે. ને જુદા જુદા સેક્શનોમાં ઊભા થયેલા પ્રશ્નો અથવા કોઈ સેકશન તરફથી આવેલાં સૂચનો કે સૂચવેલા ઠરાવોનો વિચાર કરે છે ને પોતાનો

રાજ્ય હોય કે કોઈ નાનકડું મંડળ હોય, નિયમો અને કાયદો ઘડવાનું કામ સમૂહનો કોઈ એક માણસ સ્વતંત્ર રીતે કરી શકતો નથી. બધા ભેગા મળીને કરે છે. આખા સમૂહનું હિત કોઈ એક જ માણસ જોઈ-વિચારી શકે એવું તો ક્વચિત્ જ બને છે. રાજકીય દૃષ્ટિએ, જ્યાં આવું હોય ત્યાં ઉપરી, રાજા અગર સરમુખત્યાર હોય છે. આવું ન હોય ત્યાં લોકોમાંથી ચૂંટાયેલા અમુક માણસો એ કામ કરે છે. આમાં, સમૂહનું હિત શામાં છે, કેવી રીતે સાધવું અને એની સાધનામાં અંતરાયો આવતા હોય તો એ કેમ દૂર કરવા એ બધું વિચારવાનું આ રાજા, સરમુખત્યાર અગર લોકો તરફથી ચૂંટાયેલા માણસો એકઠા મળીને કરે છે.

એ લોકો એટલું તો જાણતા જ હોય છે કે સમાજમાં એવાં કેટલાંક તત્ત્વો હોય છે કે જેને સમાજનાં બંધનો ગમતાં નથી, અને જે પોતાને મન ફાવે તેમ વર્તવા માગે છે. આવું વર્તન રાખવા ઇચ્છતો માણસ જો સમાજથી દૂર જઈ પોતાની ઇચ્છા મુજબ વર્તે તો કોઈ એને ના પાડતું નથી, પણ અગાઉ જણાવ્યું તેમ, એને રહેવું છે તો સમાજમાં, સમાજની સાથે; એમ રહેવાથી મળતા બધા લાભ ઉઠાવવા છે; પણ સમાજ-વ્યવસ્થા ટકાવી રાખવા માટે કરવો જોઈતો શ્રમ અને કરવો પડતો ત્યાગ કરવા એને ઇચ્છા હોતી નથી. રાજ્યે નાખેલા કર આપવાની ના પાડે અગર કર આપવામાં ચોરી કરે, રાજ્યે માગેલી સેવા આપવામાં અખાડા કરે, રાજ્યે પ્રતિબંધ મૂકયો હોય એવાં કામ—દા. ત., ચોરી, લૂંટ, ખૂન, છેતરપિંડી કરે. આવું હોય ત્યાં સમાજ એને શિક્ષા જરૂર કરે.

સમાજ અગર રાજ્ય જ્યારે કાયદો કરે છે ત્યારે એ કાયદો કરનાર જાણતો જ હોય છે કે કાયદાનો ભંગ કરનાર હશે જ. ન્યાતજાતનાં અગર મંડળના બંધારણ ઘડતી વખતે એ પ્રમાણે નહિ વર્તનાર માટેનો શિક્ષાનો પ્રબંધ પહેલેથી કરેલો જ હોય છે. રાજ્ય જે કાયદા ઘડે છે તેમાં કાયદો ક્યારે તોડ્યો એમ ગણાય અને એના તોડનારને શું શિક્ષા કરવી એ જણાવેલું જ હોય છે. મતલબ કે કાયદો ઘડનાર ઘડતી વખતે જ જાણતો હોય છે કે સમાજમાં સમાજવિરોધી તત્ત્વો હોય છે અને કાયદાને તોડનાર હોય છે.

રાજ્યવ્યવસ્થા ત્રણ વિભાગમાં વહેંચાયેલી હોય છે: એક, કાયદો ઘડનાર; બીજો, ઘડેલા કાયદાને અમલમાં મૂકનાર અને ત્રીજો, એના તોડનારને શિક્ષા કરનાર. આમાંથી, ત્રીજો વિભાગ, રાજ્યવ્યવસ્થાનું આવશ્યક અંગ છે એમ કહી શકાય નહિ—જો સર્વ કોઈ કાયદો પાળતા હોય, અને એને તોડનાર કોઈ જ ન હોય તો કોઈને શિક્ષા કરવાનો સવાલ રહે નહિ. જો બધા જ લોકો પોતાનાં વાહનો ડાબી બાજુ હાંકતાં હોય, કોઈ ચોરી, ખૂન, લૂંટ, કરતું ન હોય, જો બધા જ પોતાને સોંપેલું કામ બરાબર કરતા હોય, જો બધા જ દેવું વખતસર ચૂકવતા હોય, જો બધા જ જુદા જુદા નિયમો પૂરતા પ્રમાણમાં પાળતા હોય તો ગુનાહિત કૃત્ય શોધનારની અને એ કરનારને શિક્ષા કરવાની જરૂર રહે નહિ. પણ વાસ્તવિકતામાં આવું બનતું નથી અને તેથી ગુના શોધનાર અને ગુનો કરનારને સજા કરનાર તંત્રની જરૂર પડે છે.

ઉપર જણાવેલા તંત્રના ત્રણ વિભાગો કોઈ અભેદ્ય દીવાલો વડે એકબીજાથી અલગ પાડેલા અગર જકડાયેલા હોતા નથી. કાયદો ઘડનાર ઘણી વખતે ન્યાયાધીશનું કામ કરે છે. કાયદામાં જ ફરમાવે છે કે જે કોઈ આમ કરશે અગર આમ નહિ કરે તેને ઓછ:માં ઓછી આટલી શિક્ષા તો થશે જ. એનાથી ઓછી શિક્ષા કરવાનું ન્યાય કરનાર ઉપર છોડવામાં આવતું નથી. અલબત્ત ગુનો થયો જ છે કે નહિ એનો નિર્ણય આ તંત્રે કરવાનો હોય છે; પણ એક વખત એટલું પૂરવાર થાય કે ગુનો થયો છે તો પછી અમુકથી ઓછી શિક્ષા કરવાનો અધિકાર એને હોતો નથી. બીજી બાજુથી ન્યાયતંત્ર પણ પોતાના ચુકાદાથી કાયદાનો અર્થ ઘટાવે છે—જે અર્થ કાયદો ઘડનારના મનમાં હોય તેનાથી જુદો પણ હોય. આવી જ રીતે કાયદાનો અમલ કરનારને, અમુક સંયોગોમાં નિર્ણય લેવાની સત્તા આપવામાં આવે છે. એટલા પૂરતો, એ, કાયદો ઘડનાર અગર ન્યાય તોળનાર બને છે.

શિક્ષા શું અને કેટલી હોવી જોઈએ એ મુદ્દો બહુ વિવાદાસ્પદ છે. જેણે ચોરી કરી હોય તેનો, એણે, જેટલી રકમની ચોરી કરી હોય તેટલી અગર તેનાથી બમણી અગર વધુ ગણી રકમનો દંડ કરવો જોઈએ?

જીવન અજ્ઞાત પૂર્ણતામાંથી સજ્ઞાત અપૂર્ણતામાંથી પસાર થઈ સજ્ઞાતપૂર્ણતા તરફ ગતિ કરી રહ્યું છે. જીવ અપૂર્ણ છે ને તે પરમાત્માની પૂર્ણતા તરફ જઈ રહ્યો છે અને એટલા માટે તે જગતમાં આવ્યો છે ને જગત તેનું સાધન બની રહ્યું છે. જીવ સાધક છે, પરમાત્મા સાધ્ય છે ને જગત સાધન છે. અંતમાં સાધ્ય, સાધક ને સાધન વચ્ચે ભેદ રહેતો નથી. આવી મીઠી કલ્પના સાથે લેખક વિરમે છેઃ

લોકાઃ સમસ્તાઃ સુખિનો ભવન્તુ।

*

# થિયૅાસૅાફીસ્ટ અને વિશ્વબંધુત્વ

**અનંતપ્રસાદ બક્ષી**

મનુષ્યને એક મહત્ત્વનો પ્રશ્ન હમેશાં મૂંઝવતો રહ્યો છે કે વિશ્વમાં માનવીનું સ્થાન અને ધર્મ શું? આ પ્રશ્નનો ઉત્તર આપવા અનેક રીતે પ્રયત્ન થયો છે, પરન્તુ મનુષ્ય તેનો છેવટનો જવાબ મેળવી શકયો હોય તેમ કહી શકાતું નથી. મનુષ્યની ચિંતનશક્તિ જેમ જેમ વધતી ગઈ તેમ તેમ આ પ્રશ્ન વિશેષ ગૂંચવાતો ગયો. અનેક ધર્મોએ માનવીને આ દિશામાં માર્ગદર્શન આપ્યું, પણ પ્રશ્ન તો હજુ પણ માનવી સમક્ષ અણઉકેલ રહ્યો હોય તેમ લાગે છે.

માનવીએ આ વિશ્વમાં એક બીજા પ્રશ્નનો ઉકેલ કરવા પણ મંથન કર્યું છે. તે પ્રશ્ન છે વિશ્વમાં ચિરકાલીન શાંતિ સ્થાપિત કરવાનો—આજે આપણે જોઈ શકીએ છીએ કે આ પ્રયત્નમાં પણ મનુષ્ય સંપૂર્ણપણે સિદ્ધિ મેળવી શકયો નથી.

ભારતમાં અનેક સૈકાઓ પહેલાં ઋષિઓએ સંક્ષિપ્તમાં આ બંને પ્રશ્નોનો ઉકેલ સમજાવતાં કહ્યું કે સારા યે વિશ્વમાં એક જીવન વહી રહેલું છે એ સત્યની પ્રતીતિ જો મનુષ્યને સાચી રીતે થાય તો વિશ્વથી અલગ વ્યક્તિ તરીકે માનવી પોતાને માની રહ્યો છે તેવો તેનો ખ્યાલ દૂર થતાં તેના દરેક પ્રશ્નનો નિકાલ આપોઆપ આવી જાય. આ સત્યની પ્રતીતિ થવા માટે જુદા જુદા ધર્મો રચાયા તેમાં જુદી જુદી રીતે આ સિદ્ધાંતનું નિરૂપણ થયું. વિશ્વજીવનનું અદ્વિતીયપણું, ઈશ્વરનું અસ્તિત્વ, આત્માનું અમરત્વ, સત્ય, દયા, અહિંસાનું પાલન વગેરે અનેક વિચારોના તથા આચરણના સિદ્ધાંતો અને ધોરણો મનુષ્ય પાસે ધાર્મિક સત્યો તરીકે મુકાયાં.

આ બધાં સત્યો અને સિદ્ધાંતો ભારત પાસે હતાં અને તેથી ભારતમાં સત્ય-સંશોધન માટે પૂરો અવકાશ અને ક્ષેત્ર હતું. બધા ધર્મોનો સમન્વય કરવાનું, દરેક ફિલસૂફીમાંથી સત્યોનો સાર તારવવાનું અને વિશ્વમાં એક જ જીવન વહી રહ્યું છે તેનું સરળતાથી દર્શન કરાવવાનું કાર્ય ભારતમાં કરવું યોગ્ય હતું અને તેથી થિયૅાસૅાફિકલ સોસાયટીનું આંતરરાષ્ટ્રીય કેન્દ્ર છેલ્લા સૈકામાં ભારતમાં મદ્રાસ પાસે અડયારમાં સ્થાપવામાં આવ્યું.

થિયૅાસૅાફિકલ સોસાયટી એ કોઈ ધર્મની સંસ્થા નથી, તેમ તેના કોઈ સિદ્ધાંતમાં તે અંધશ્રદ્ધા માગતી નથી. થિયૅાસૅાફી એ જીવનનું એક વિજ્ઞાન છે, જે વિશ્વને અને જીવનને વૈજ્ઞાનિક રીતે નિહાળે છે. સર્વમાન્ય ઐકયનો અનુભવ કરવો એ કાર્ય ફિલસૂફીનું ગણી શકાય તો એ રીતે થિયૅાસૅાફીમાં ફિલસૂફીનું સ્થાન પણ છે. અહીં નૂતન દર્શન, નવીન વિચાર અને સત્યસંશોધનને હમેશાં સ્થાન અને અવકાશ છે.

વિશ્વમાં એકજીવન વહી રહ્યું છે એ સિદ્ધાંતમાંથી ઈશ્વરની સર્વવ્યાપકતા અથવા વિશ્વબંધુત્વનો સિદ્ધાંત બહાર આવે છે અને તે સિદ્ધાંતને મહત્ત્વના સિદ્ધાંત તરીકે થિયૅાસૅાફીકલ સોસાયટીએ અપનાવ્યો. વિશ્વનો કોયડો સમજવામાં, જીવનને જીવવા યોગ્ય બનાવવામાં, રહેવા લાયક રચવામાં આ સિદ્ધાંત અગત્યનો છે. પ્રેમ દ્વારા સુખનો અનુભવ કરવા માટે ધર્મભેદ, જાતિ કે જ્ઞાતિભેદ વગેરે દોષોરહિત દૃષ્ટિ જરૂરી છે અને તેથી થિયૅાસૅાફીકલ સોસાયટીમાં ધર્મભેદ, જાતિ કે જ્ઞાતિભેદ કે વર્ણભેદ રાખવામાં આવ્યો નથી. મનુષ્યમાં સુષુપ્ત રહેલું રહસ્ય એ જ વિશ્વનું રહસ્ય છે. મનુષ્ય એ સૂતેલી સુગંધને જગાડે અને સારા યે વિશ્વમાં ફેલાવે એ થિયૅાસૅાફીકલ સોસાયટીનું કાર્ય છે અને પોતાના જીવનને આદર્શ બનાવી તેનો લાભ સૌને આપે અને એ રીતે સારાયે વિશ્વના ઐકયની અનુભૂતિ

નોંધાવતી વખતે, હિંદના બંધારણમાં નક્કી કરેલી વય-મર્યાદાવાળો હતો એમ બતાવી શકાય; અને એ કારણે ન્યાયાધીશે એ ચૂંટણી રદ કરી હતી. આ, એક અત્યંત ગંભીર ગુનો છે. છતાં હજી સુધી (તા.૧૪-૧૧-'૬૭ સુધી) આ ફેરફાર કરનાર-કરાવનાર સામે કાંઈ પગલાં લેવામાં આવ્યાં હોય એમ માલૂમ પડયું નથી. દેશના રાજ્ય-બંધારણની પવિત્રતાને હેળે ચડાવનાર, બધાની આંખમાં ધૂળ નાખનાર આવા માણસ અગર માણસોને, એવું કરવાની, એ ખો ભૂલી જાય અને બીજા અટકે એટલી શિક્ષા ન કરવામાં આવે તો સમાજનું હિત કેવી રીતે સચવાવાનું હતું?

વ્યક્તિ ગુનો કરતાં રોકાય નહિ, અગર તો એક વખત કર્યા પછી ફરીથી એ કરવામાં એકંદરે નુકસાન ન જુએ એ પ્રકારની અને એટલી જ શિક્ષા જ્યારે સમાજ ફરમાવે ત્યારે સમાજના બંધારણમાં કાંઈ ખામી છે અગર એના વહીવટમાં કાંઈ ખામી છે એમ કહેવાય. કાયદામાં, સજાની કલમનો પ્રબંધ, ગુનો ન થાય, એનું પ્રમાણ ઘટે, એ માટે કરવામાં આવે છે—એને વધવામાં પ્રોત્સાહન મળે એ માટે નહિ. અલબત્ત, ગુનેગારનો દંડ કરવામાં આવે ત્યારે રાજ્ય, એ દંડમાં આવક મેળ-વવાનું એક સાધન જોતું નથી—જોતું હોય તો રાજકર્તા માટે એ નામોશીરૂપ છે. રાજ્યની તિજોરી ભરવા માટે દંડ નથી કરવામાં આવતો; પણ વ્યક્તિને ગુનો કરતાં રોકવા માટે કરવામાં આવે છે. જે રાજ્ય ગુનાના પ્રમાણમાં ઓછો દંડ કરી, ગુનો કરનારની સંખ્યા વધવા દઈ, એકંદરે વધુ રકમ દંડ તરીકે મેળવી રાજ્યની આવક વધારે તે રાજ્ય, એક દૃષ્ટિએ જોતાં ગુનો કરનારને લાંચ આપે છે એમ કહેવાય.

પણ આનો અર્થ એ નથી કે જે રાજ્યમાં દંડની આવક વધે તે રાજ્ય પ્રગતિશીલ નથી. આવક વધે એ કદાચ ચીવટનું પણ પરિણામ હોય. ગુનેગારને શોધવામાં અને ગુનો દાબવાની ક્રિયામાં કડક હાથે કામ લેવાના કારણે પણ આવક વધે એમ બને. પણ આવું થોડા વખત સુધી જ ચાલે—લાંબો વખત નહિ. જો લાંબો વખત ચાલે, વર્ષ પ્રતિવર્ષ આ સદરમાં આવક વધતી જ જાય તો વહી-વટમાં કાંઈક ખામી છે એમ માનવું પડે.

બીજી બાજુથી, આવક ઘટે ત્યારે ગુનાનું પ્રમાણ ઘટયું છે એમ પણ ન કહેવાય. એ વહીવટની શિથિલતાનું પણ પરિણામ હોઈ શકે.

ગુનાના પ્રમાણનો તાગ કાઢવાનું કામ સહેલું નથી. પણ આજે એટલું તો જોઈ શકીએ છીએ કે ન્યાયતંત્ર મોટું થતું જાય છે, કોર્ટો વધતી જાય છે, કેસોની સંખ્યા વધતી જાય છે, કેસોના નિકાલની સમય-મર્યાદા વધતી જાય છે, વકીલો વધતા જાય છે અને સરકારને કોર્ટ ફીની આવક પણ વધતી જાય છે. આનું કારણ એ પણ હોય કે કાયદાની સંખ્યા વધતી જાય છે, રાજ્ય માને છે કે કાયદા કરવાથી—વધુ અને વધુ કાયદા કરવાથી—લોકો સુખી થાય છે, અગર તો એમના સુખમાં વધારો થાય છે; અગર એમનાં દુઃખમાં ઘટાડો થાય છે. આ પરિણામ આવે પણ ખરું અને ન પણ આવે. હેતુ સારો હોય છે—લોકકલ્યાણનો હોય છે. એટલે આવવું જોઈએ તો ખરું. એ ન આવે ત્યારે, હેતુ ગમે એટલો સારો હોય તો પણ કાયદામાં અગર એના અમલમાં કોઈ ખામી છે એ સ્વીકારવું જ રહ્યું. કાયદો છતાં લોકોને હાડમારી કેમ પડે છે એ વિચારવું જોઈએ. દા. ત., સરકાર અમુક ચીજના ભાવ બાંધે, પણ ચીજ, એ ભાવે, જોઇએ ત્યારે, જોઈએ એટલી અને જોઈએ એ પ્રકારની ન મળે તો એવો કાયદો કર્યો તો ય શું અને ન કર્યો તો ય શું? એટલે, કાયદો કર્યો એટલે લોકોને સુખ મળવું શરૂ થઈ ગયું એવું હોતું નથી. એનો અમલ બરાબર થાય છે કે નહિ એ જોવાવું જોઈએ. આમ ન થાય તો કાયદો કરવાનો હેતુ માર્યો જાય છે.

અમલી કાર્યદક્ષતાના અભાવને લીધે જ્યારે આવું બને છે ત્યારે રાજકર્તા પ્રથમ તો લોકોનો જ વાંક કાઢે છે. લોકો કાયદો તોડે છે એમ કહી એમના ઉપર દોષારોપણ કરે છે. પણ આમ લોકોનો વાંક કાઢવાથી કામ પતતું નથી. કાયદો તોડનાર તો કાયદાની સૃષ્ટિ રચાઈ ત્યારથી ઊભો જ છે. એ હોય છે એ, રાજ્ય પહેલેથી જાણે છે અને તેથી જ કાયદામાં શિક્ષાનો પ્રબંધ ફરમાવેલો હોય છે. અને છતાં તોડનાર તોડી શકે છે, અને રાજ્ય એ ક્રિયાને રોકી શકતું નથી ત્યારે, રાજ્યે વાંક સામા પક્ષે ન જોતાં, પોતાના પક્ષે સ્વીકારવો એ જ હિતાવહ છે. કાં તો કાયદો ખોટો છે, અગર એમાં કાંઈ ખામી છે અગર એને અમલમાં મૂકવાની આવડત

એવી ન હોય તો એ તૂટી પડે છે અને નવી રચાય છે. વ્યવસ્થા અગર સત્તા એકચક્રી હોય કે લોકો તરફથી ચૂંટાયેલી અગર નિમાયેલી હોય. જે હોય તે ખરી. આ રચના તો માત્ર ઘાટ છે, બાહ્ય સ્વરૂપ છે; એનો પ્રાણ તો સમાજનું હિત છે. એ માટે એને એકત્રિત રાખવા, ટકાવી રાખવા અને બળ આપવા સમાજ અમુક નિયમો અગર કાયદા ઘડે છે. એ ઘડતી વખતે એ, આખા સમાજનો વિચાર કરે છે—અમુક વ્યક્તિ અગર વ્યક્તિઓનો નહિ. અને તેથી, એને સર્વમાન્યતા હોય છે, હોવી જોઈએ.

ઉપર જણાવ્યું તેમ આવા નિયમ અગર કાયદા સર્વના લાભ માટે ઘડાયેલા હોય છે. છતાં કેટલાકને એ બંધનરૂપ લાગે છે અને તેથી અણગમતા હોય છે. એ લોકોને સમાજમાં રહેવું છે ખરું, એનું રક્ષણ જોઈએ છે, અને સહાય જોઈએ છે, એનો લાભ ઉઠાવવો છે, પણ એને માટે કરવી જોઈતી પ્રવૃત્તિ આદરવામાં અગર અમુક પ્રવૃત્તિ ન કરવામાં એ પોતાનું અંગત નુકસાન જુએ છે. આવી વ્યક્તિ સમાજમાં રહેતી છતાં, અને એનો લાભ ઉઠાવતી છતાં, સમાજની શત્રુ બને છે કારણ કે એ પોતાની પ્રવૃત્તિ કેવળ પોતાના જ સ્વાર્થ માટે આદરે છે. સમાજનું બળ આખરે તો લોકોમાંથી આવે છે. લોકો જેટલા પ્રમાણમાં પોતાનું બળ સમાજને આપે તેટલા પ્રમાણમાં સમાજ સબળ બને. જે કોઈ પોતાનું બળ—અને બળ એટલે સ્વાર્થ પણ ખરો—સમાજને ન આપે, ન અર્પે, અગર સમાજના હિતમાં ન છોડે તે, સમાજથી અલગ પડી જાય છે એટલું જ નહિ પણ તે, સમાજનું અહિત કરનાર બને છે, એનો દુશ્મન બને છે. એની પ્રવૃત્તિને સમાજ રોકે છે, ડામે છે અને એને શિક્ષા પણ કરે છે.

અલબત્ત સમાજનું હિત શામાં છે એ વિષેના ખ્યાલો સમય જતાં, જમાનો બદલાતાં, બદલાતા જાય છે. એક જમાનો હતો જ્યારે ન્યાતજાતનાં કડક બંધનો હતાં. આંતરજ્ઞાતીય ભોજનો અને લગ્નો લગભગ અશક્ય હતાં. એક ઉપર બીજી સ્ત્રી કરવાનું એક વખત અસામાન્ય હતું, પછી થોડો વખત સામાન્ય બન્યું અને વળી પાછું અસામાન્ય બન્યું. છૂટાછેડા લેવા અમુક કોમોમાં સ્વપ્નવત્ હતું. સમય જતાં આ બંધનો શિથિલ થઈ ગયાં છે, અને આવું કરનારે અગર ન કરનારે કોઈ મોટો ગુનો કર્યો એમ ગણવામાં આવતું નથી. તેમ જ, બોલીને ફરી જવું, કરેલો વિવાહ ફોક કરવો, મૂકેલા વિશ્વાસનો ભંગ કરવો એ બધું, એક જમાનામાં, નૈતિક દૃષ્ટિએ ગુનો હશે છતાં સમાજ આજે એને રોકી શકતો નથી. એટલા પૂરતું સમાજનું વર્ચસ મોળું પડયું એમ કહેવાય—કદાચ અર્થહીન બન્યું એમ પણ કહી શકાય. અને એ કારણે એમાં ફેરફાર કરવાનું જરૂરી બને.

આમ સારા-ખોટાના ખ્યાલો બદલાતા જાય છે. છતાં દરેક વખતે સમાજ કોઈ ને કોઈ સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવે છે. નવાં નવાં મંડળો બને છે, માલિકોનાં અને મજૂરોનાં અલગ અલગ બને છે, અમુક ધંધો કરનારનાં પણ હોય છે. આ બધાં સમાજનાં અંગો છે. એમનાં સ્થાપના અને અસ્તિત્વમાં કોઈ ને કોઈ હેતુ હોય છે—બીજો નહિ, તો છેવટે સ્વરક્ષણનો હોય છે. એ સધાય તે માટે એ પોતપોતાના નિયમો ઘડે છે અને એને તોડનાર માટે કોઈ ને કોઈ પ્રકારની શિક્ષા ફરમાવે છે.

સમાજનાં આવાં મંડળોના નિયમોથી લગ્ન, વગેરેના રીતરિવાજો નક્કી કરવામાં આવે છે, મરણ સમયે બીજા સભ્યોએ હાજરી આપવાનું ફરમાવવામાં આવે છે, ધંધો કરવા માટે અમુક ધોરણો અપનાવવામાં આવે છે, વગેરે, વગેરે. અને એ પ્રમાણે નહિ વર્તનારને અમુક પ્રકારની શિક્ષા કરવામાં આવે છે. આ શિક્ષા, દંડ અને ન્યાતબહાર મૂકવાનું સ્વરૂપ લે છે. જૂના જમાનામાં એનો દીવો-દેવતા બંધ કરવામાં આવતાં. જો સમૂહ કોઈ ધંધાદારીઓનો હોય તો એનાં બંધનો તોડનાર સાથેનો, સામૂહિક સંબંધ બંધ કરવામાં આવે છે—એનો છેડો બંધ કરવામાં આવે છે. ટૂંકમાં, સમાજમાંથી એનો બહિષ્કાર કરવામાં આવે છે, પણ એને શારીરિક શિક્ષા ફરમાવી શકાતી નથી.

રાજ-વ્યવસ્થામાં કાયદાનું બંધન તોડનારને શિક્ષા કરવામાં આવે છે તે જુદા પ્રકારની હોય છે. તોડનારનો દંડ કરવામાં આવે છે, એને જેલની સજા ફરમાવવામાં આવે છે, એને દેશપાર કરવામાં આવે છે અને અમુક સંયોગોમાં એને મોતની સજા પણ ફરમાવવામાં આવે છે.

સમૂહ ગમે એવડો હોય મોટો હોય કે નાનો હોય—

# સાહિત્ય·સંગીત·કલા



## હાઈકુ/સ્નેહરશ્મિ

૧

કુંજલડીની
માળ ગૂંથાતી : ભાણુ
ડૂબતો લાલ.

૨

મઘમઘતે
મોગરે મૂકી ડાઘ
ઊડ્યો ભમરો.

૩

ઊડે પાછળ
ભમરા: ને ગૂંથે એ
વેણી ચંપાની!

૪

માઝમ રાત
અટૂલી ઝર્યા કરે
શેફાલી ફૂલ.

૫

મેળામાં ચઢી
ચગડોળે નિજને
યૌવન ઢૂંઢે.

૬

વૃક્ષ ભાંગતી
કુહાડીએ મારગ
ચીંધ્યો વનમાં.

૭

નદી પ્રવાહે
જાય હીંચતું ગીત
ગિરિશૃંગોનું.

## પગલાં/'ઝાહિદ' શિનોરવાળા

પગરવ પથરાતાં, પગલાં.
સાંભળ, આ ગાતાં પગલાં.
સૂની જમીન્ આ થાય જીવંત
જો તુજ વેરાતાં પગલાં.
ચાલ નહીં તું આભ ઉપર
મૂકને રસ્તાતાં પગલાં.
અંતર વચમાં રાખ નહીં
એ મળવાં ધાતાં પગલાં.
પાછળને પાછળ પડતાં;
ચૂપ થઈ જાતાં પગલાં.
છોડી ન જા તું ધૂળ મહીં,
આ તુજ રોળાતાં પગલાં.
કોણ અહીં આ મૂકી ગયું?
રણ પર મૂંઝાતાં પગલાં!
આંધી ય આવે જાય અહીં,
એ મહીં સંતાતાં પગલાં.
આવ, ત્રિભેટેથી વળશું?!
મૂકશું ફંટાતાં પગલાં.
જાય તું ચાલી રાહ નવે;
પાછળ, પસ્તાતાં પગલાં.

## સ્મરણ/હસિત બૂચ

મિલનનું સ્મરણ ક્ષણેક્ષણ જાગે;
હવે પળેપળ
મનસિતાર પર ગૂઢ રાગિણી વાગે.

પળ કઈ જઉં ખોવાઈ, પળે કઈ
તરું,—કોણ એ તાગે?
ક્ષણ જ્યાં શાશ્વત થઈ, કોણ ત્યાં
કોનો હિસાબ માગે?
મિલનનું.

અજાણ અહીંનું બધું છવાઈ
ગયું આપણા રાગે,
જગત્ ગયું બંધાઈ હવે છે
અજબ આપણા ધાગે;
મિલનનું.

હવે દિવસભર ઘેન, રાતની
નીંદર રમતી ભાગે;
મિલનનું.

એ પ્રમાણે દંડ કરવામાં આવે અને એની પાસે એટલી રકમ ન હોય તો? એને જેલની સજા કરવી? એ સજાનું પ્રમાણ શું? કેટલા રૂપિયાની ચોરી બરાબર કેટલા મહિનાની સજા ગણાય? એ જ પ્રમાણે લૂંટનું. ખૂન કર્યું હોય તો ખૂન કરનારનો જાન લેવો? એને ફાંસીની સજા ફરમાવવી? ચોરી કરનાર પાસેથી રકમ વસૂલ કરવામા આવે તો અદલોબદલો બરાબર થઈ રહ્યો એમ કહેવાય—જેટલું ગયું હતું તેટલું પાછું આવ્યું એમ કહેવાય, પણ ખૂન કરનારનો જીવ લેવાથી જેનો જીવ ગયો તે પાછો આવતો નથી. તો ત્યાં શું કરવું? અને, આ ઉપરાંત, બીજા અનેક નાનામોટા ગુના હોય છે જેનું મૂલ્ય રૂપિયામાં અગર જેલની સજાની મુદતમાં આંકી શકાતું નથી. કોઈ માણસ જૂઠું બોલ્યો. કોઈએ બીજાની બદબોઈ કરી, કોઈ સ્ત્રીની લાજ લીધી, એના ઉપર બળાત્કાર કર્યો, એને એની મરજી વિરુદ્ધ ઉપાડી ગયો, બાળકનું અપહરણ કર્યું, બીજાને શારીરિક ઈજા પહોંચાડી, ચૂંટણીમાં બીજાના નામે મત આપ્યો, વગેરે, વગેરે. આવા પ્રકારના ગુના માટે શું અને કેટલી શિક્ષા કરવી જોઈએ એ વિષે મતભેદ હોઈ શકે.

વળી, ગુનો કરનાર–કરનાર વચ્ચે તફાવત હોય છે. રૂ. ૧૦૦ કમાનાર, રૂ. ૫૦ની ચોરી કરે અને એનો, બમણી રકમ જેટલો દંડ કરવામાં આવે તો એ માણસને ભારે પડી જાય; પણ રૂ. ૧૦૦૦ કમાનાર રૂ. ૫૦ની ચોરી કરે અને એનો પણ બમણી રકમ જેટલો દંડ કરવામાં આવે તો એને જરાય ભારે પડે નહિ. એટલે જેમ, કર ભરનારની શક્તિ જોઈ એના ઉપર કરનો બોજો નાખવામાં આવે છે તેમ દંડ ભરનારની શક્તિ જોઈ એનો દંડ કરવામાં આવે તો હિતાવહ છે એમ કહી શકાય.

આ બધું વિચારતાં સામાન્યપણે એમ કહી શકાય કે સજા એવી અને એટલી હોવી જોઈએ કે જેનો ખ્યાલ આવતાં, ગુનો કરનાર ફરીથી એ ગુનો કરતાં, અગર બીજાઓ એ ગુનો કરતાં રોકાય. ગુનાનો પ્રકાર અને એની ગંભીરતા વિચાર્યા વિના જો ઘણી મોટી શિક્ષા કરવામાં આવે તો ગુનેગારને સુધરવાની, અને સમાજને એને સુધારવાની તક મળતી નથી. અને જો ઘણી ઓછી શિક્ષા કરવામાં આવે તો સમાજના હિતના રક્ષણનો હેતુ સધાતો નથી.

તેમાંય જ્યારે ગુનો ગંભીર હોય અને છતાં શિક્ષા કેવળ નામની જ કરવામાં આવે ત્યારે એ આખો બનાવ હાસ્યસ્પદ અને ન્યાયની મશ્કરીરૂપ બને છે. બે દાખલા આપું :

> 'વિધાન સભામાં આજે પ્રશ્નોત્તરી દરમાન્ય શ્રી. રતિભાઈ પટેલ (સ્વ. પ.) ના એક પ્રશ્નના જવાબમાં નાયબ નાણાં પ્રધાન શ્રી. ઓડેદરાએ જણાવ્યું હતું કે ગઈ સામાન્ય ચૂંટણીમાં અગિયાર સરકારી કર્મચારીઓએ ભાગ લીધાની ફરિયાદ આવી હતી. તેની તપાસ કરતાં એક સરકારી કર્મચારીએ ચૂંટણીમાં ભાગ લીધો હોવાનું સાબિત થતાં તેનો ૧ રૂપિયો દંડ કરવામાં આવ્યો હતો.'
>
> ('સંદેશ', તા. ૧૮-૯-'૬૪, અમદાવાદ)

ધારાસભાની ચૂંટણી દર પાંચ વર્ષે થાય છે. એનું સંચાલન વહીવટી અમલદારો અને નોકરવર્ગ કરે છે. એ લોકોના મનમાં, પક્ષના સારા-નરસાપણા વિશે પોતપોતાના ખ્યાલ હોય એ સમજી શકાય, અને એ રીતે પોતાનો મત આપવાની સ્વતંત્રતા દરેકને હોય જ. પણ ચૂંટણીનું કામ કરતી વખતે તો એણે નિષ્પક્ષ રહેવું જોઈએ એ વિષે બેમત નથી. એ પોતે સંચાલન કરનાર હોય છે એટલે એ જો પક્ષાપક્ષીમાં પડે તો ચૂંટણી નિષ્પક્ષ બની શકે નહિ. તેથી એના આવા કૃત્ય તરફ અત્યંત કડકાઈથી કામ લેવું જોઈએ. એવા માણસને તંત્રમાં સ્થાન જ ન હોવું જોઈએ. સાધારણ રીતે આવો ગુનો પુરવાર થતો નથી. (ઉપર આપેલા કિસ્સામાં અગિયારમાંથી દસ જણ ઉપર પુરવાર થયો નહિ.) પણ પુરવાર થાય ત્યારે તો બીજાઓ ઉપર ધાક બેસે એટલી કડક શિક્ષા થવી જોઈએ. છતાં જ્યારે મામૂલી શિક્ષા કરવામાં આવે ત્યારે એ તંત્રના સંચાલકોના નિષ્પક્ષતાના ખ્યાલો શું હશે એની તો કલ્પના જ કરવી રહી.

અમદાવાદથી પ્રસિદ્ધ થતા 'ગુજરાત સમાચાર'ના તા. ૫-૯-'૬૭ના અંકમાં આવેલા એક અહેવાલ મુજબ, એક ન્યાયધીશે એવું ઠરાવ્યું હતું કે ગઈ ચૂંટણીમાં એક ઉમેદવારની જન્મતારીખની અસલ નોંધમાં ફેરફાર કરવામાં આવ્યો હતો કે જેથી એ પોતે, ઉમેદવારી

# વિદેશના અભ્યાસપ્રવાસેથી

## ચોથો પત્ર

### રોહિત શુકલ

વિયેના
તા. ૨૫ મે ૧૯૬૭

માનનીય શ્રી માવળંકર સાહેબ,

કુશળ હશો. મે મહિનો એટલે આપણે ત્યાંની પરીક્ષા અને ગરમીની 'સીઝન'–પણ અહીં મે માસની એ વિકરાળતા નથી. દિવસ લાંબો અને સોનેરી પ્રકાશવાળો છે. ગમે તે દિવસે અહીંથી નીકળી ત્યાં આવવાની તૈયારી સાથે હવે બેઠો છું. સમય છે તેથી પારીથી આગળની મારી સફર વિષે કંઈક કહું.

ફ્રાન્સના કૅલેથી ઇંગ્લૅન્ડના ડોવર સુધી બોટમાં આવ્યો. ફ્રેંચ ભાષા નહીં જાણવાને કારણે મનમાં કંઈક મુંઝારો હતો. અને તેમાં પેલા બલ્ગેરિયન અને બંગાળી શ્રી. ગાંગુલી સાથે વાત કરવાનું બન્યું તે બાદ કરતાં પારીમાં ખાસ કાંઈ બોલ્યો જ ન હતો. આથી લોકો સાથે વાતો કરવાનું મન થતું હતું. પરંતુ એ સમયે તો ઇંગ્લિશ ખાડીને તરી જનારા આપણા તરવૈયાઓ અને એમાંય શ્રી મિહિર સેને દુનિયા તરવાનો કરેલો પ્રયોગ અને આપણા દેશને અપાવેલા ગૌરવના વિચારો મનમાં હતા. બોટમાં, વધ્યા ઘટ્યા ફ્રેંચ નાણાંની ચૉકલેટ ખાતાં ખાતાં આ વિચાર્યું.

બોટની સફર દરમ્યાન જ પાસપોર્ટ-વીસાની વિધિ પતાવી દેવાની હોય છે. આપણી કંઈક બેહાલીને કારણે, ઇંગ્લૅન્ડમાં ઘૂસી જવા અને અડ્ડો જમાવવા માગતા એશિયનોથી તેઓ ઘણા કંટાળ્યા છે. હું પણ કદાચ એ જ જમાતનો હોઉં તો–...આ શંકાથી મને ઢગલાબંધ પ્રશ્નો પૂછાયા. અંગ્રેજો વિરુદ્ધ કંઈક પૂર્વગ્રહ મારા મનમાં બંધાયો છે એ કબૂલ કરું છું. શાહીવાદી શોષણમાં આપણા દેશની એમણે કરેલી આર્થિક પાયમાલી કરતાં પણ એમણે આપણામાં (અને આપણા નેતાઓમાં પણ) ઊભી કરેલી ગુલામીની વૈચારિક વૃત્તિ માટે. એમની શોષણખોર દક્ષતા બદલ આ પૂર્વગ્રહ ઊભો થયો છે. આમ છતાં મારો વિચાર બને તેટલા પૂર્વગ્રહો ઓછા કરવાનો હતો. આખરે આપણે ઇતિહાસમાં જીવતા નથી. બોટમાં પૂછાતા પ્રશ્નોમાં એક પ્રશ્ને મને જરીક તંગ કર્યો. હું વિયેના રહું છું અને ઑસ્ટ્રિયાની સ્કૉલરશિપ મને મળી છે એ જાણ્યા પછી, 'સ્કૉલરશિપ પૂરી થયા પછી ક્યાં જશો?' એમ દેખીતો નિર્દોષ પણ કંઈક વ્યંગભર્યો સવાલ કર્યો. મેં કહ્યું, 'ગમે ત્યાં–સિવાય ઇંગ્લૅન્ડ.' એમણે વધુ પૂછપરછ બંધ કરી. મારી પાસે પૂરતા પૈસા હતા એ જોઈ ૭ મહિના સુધી ઇંગ્લૅન્ડમાં રહેવાની છૂટ મળી. (હાલ જ લંડનથી પાછા ફરેલા મારા એક મિત્રને એક મહિનાની મંજૂરી મળેલી–એમની પાસે ઓછા પૈસા હતા. There are neither permanent friends nor enemies–there are only permanent interests! સ્વાર્થની રક્ષા એટલે જ ઉર્જાત અને ઉન્નતિ એટલે મહાનતા. આ સીધું સમીકરણ રાજકારણમાં પણ યાદ ન રાખીને આપણે વ્યાવહારિક અવનતિની આરાધના કરી છે.)

લંડનના વિકટોરિયા સ્ટેશને ઇંગ્લિશ દૃષ્ટિનો બીજો પરિચય થયો. લંડનના એક મહિલા મંડળે મુસાફરોને દોરવણી અને સહાય માટે સ્ટેશન પર જ એક નાનકડું ખોખું ઊભું કર્યું છે. દોરવણી સંપૂર્ણ અપાય છે. પૈસા આપવા ન આપવા અગર કેટલા આપવા તે મુસાફરની મરજી. આ સહાયથી ફક્ત ½ જ કલાકમાં મારા નિયત સ્થાને પહોંચી શક્યો.

લંડન જનાર દરેકે 'Change of Guards'નો જલસો જોયો જ હશે. ૫૦૦ વર્ષ પહેલાંની પ્રણાલિને રોજેરોજ ઉત્સાહભેર પ્રદર્શિત કરતા આ લોકો થાકતા જ નથી. બકિંગહામ મહેલના દ્વારે બે ઘોડા પરના રક્ષકો પૂતળાની જેમ, ઉઘાડી તલવારે, એ જમાનાના લશ્કરી પોશાકમાં, કડક, બેસી રહે છે. દરરોજ આ રક્ષકોની બદલી થાય છે. આ દરવાજા પરના અને મહેલના ચોકીદારોની બદલી લશ્કરી શિસ્તની સંપૂર્ણતાનાં ઉદાહરણ છે. તમે તે જોયું જ હશે. શાહી ઠાઠથી વાગતાં

અગર શક્તિ પોતાનામાં નથી એ સ્વીકારવું જોઈએ.

જે રાજકર્તા એમ કહે કે આમ નથી, તો કાયદો સાચો છે અને લોકોના કલ્યાણ માટે છે એની પ્રતીતિ, એને તોડનારને પૂરતી શિક્ષા કરીને એણે આપવી ઘટે.

ઉપર જણાવ્યું તેમ કાયદો તોડનારને શિક્ષા કરવી પડે એ સમાજરચનાની ઊજળી બાજુ નથી. તેમ, એ પણ ખરું કે એ, એ રચનાને ટકાવી રાખવા જરૂરતું છે. કલ્યાણરાજ, ભયનું સમગ્રપણે સામ્રાજ્ય ન ફેલાવે એ ખરું, પણ કાયદો તોડનારના માથે ભય છે એનું જ્ઞાન અને ભાન એને સતત રહે એવી વ્યવસ્થા રાજ્ય જે પાયા ઉપર એ ટકે છે તે પાયામાંનો એક મહત્ત્વનો પાયો છે તે, એણે (રાજ્યે) ભૂલવું ન જોઈએ.

*

# જૉન એફ. કેનેડી જીવતા છે!

**દીપ્તિ ભાવસાર**

શું જાન એફ. કેનેડી અમર છે? અમર રહેવાના છે? હા, એવું જ લાગે છે. વીરતાને પગલે પગલે ચાલનાર એ વીર શહીદે માનવહૃદયમાં જે અમર સ્થાન મેળવ્યું છે એ જોતાં કોણ કહી શકશે કે કેનેડી મરી ગયા છે? હું માનવાનો સાફ ઈન્કાર કરું છું–કેનેડી નથી મરી ગયા–કેનેડીનું મૃત્યુ મરી ગયું છે.

૧૯૬૩ના ૨૨મી નવેમ્બરે ડલાસમાં હત્યારાની જે ગોળીએ એમના નશ્વર દેહને વીંધી નાખ્યું એણે એમના આત્માને અમરતાની ગતિએ સંચરવા મુક્ત કરી દીધો. જૉન એફ. કેનેડી માટે હું નાનાલાલના શબ્દોમાં એટલું જ કહીશ કે "સિંહને શસ્ત્ર શાં, તીરને મૃત્યુ શાં; મૃત્યુના અમૃતને ઓળખો છો."

કેનેડીનું નામ દુનિયાના ઇતિહાસમાં અમર રહેશે.

લિંકન અને ગાંધી પછી આટલી અમર પ્રસિદ્ધિ મેળવનાર બીજા કોઈ રાજપુરુષનું નામ દુનિયા જાણતી નથી.

આ નવયુવાન રાજપુરુષમાં એવું તે શું હતું કે જેણે સમગ્ર વિશ્વના લોકોની કલ્પનાશીલતા કબજે કરી?

રાજકારણના કાવાદાવાભરેલા શુષ્ક, જડસુ અને બંધિયાર વાતાવરણમાં એમણે યૌવનનો નવો થનગનાટ અર્પ્યો. રાજકારણના static & sterile વાતાવરણ માં એમણે ગતિશીલ ચિંતનનો સંચાર કર્યો. એમણે એક નવો approach અપનાવ્યો જેણે યુવાનોની કલ્પનાશીલતા કબજે કરી.

જો નેતાગીરીનો અર્થ માનવહક્ક માટેની ન્યાયયુક્ત ઝૂંબેશ એવો થતો હોય તો જૉન એફ. કેનેડી સ્થળ, સમય અને સંજોગોથી પર એવા માનવતાના પરમ શુભેચ્છક નેતા હતા. આસ્માની રંગની એમની કબર ઉપરની જ્યોતે હબસીઓ માટે માનવહક્કનો મુક્તિદીપ પેટાવી આપ્યો છે.

'ભેટા આપે માલિકો તે તમારા
શા મુક્તિદેહી ઉપહાર દઈ શકે?
તે તો વિના આશ્રય કે સહારા
પ્રેરે અમર્યાદ અરોધ સૈન્યને
ધાયે જવા પંથ અનિદ્ર વેગથી
ભૂખ મરે લોહીલૂહાણ થાય છો
છો પ્રાણ વાવે નિજ મુક્તિબીજ શા
કે એમની ધૂલિથી મુક્ત રાષ્ટ્રના
નિમાર્ણ થાયે
ફરી આત્મ એમનો
પેટાવી આપે ફરી મુક્તિ તારલો." (સ્વિનબર્ન)

પોતાના પ્રાણની હુતાશની સળગાવીને હબસીઓ માટે મુક્તિતારલો પેટાવનાર જૉન એફ. કેનેડી અમર છે.

*

સંગ્રહસ્થાનની બાજુમાં જ એક ભારતીય ઉપહાર-ગૃહ જોયું જે શાકાહારી હતું. મદ્રાસી વાનગીઓ હતી. સાયગલ અને પંકજ મલિકની રેકર્ડો સાંભળતાં સાંભળતાં ઢોંસા, વગેરે જમ્યો. બિલ મોટું થયું, પણ સંતોષ હતો.

માદામ તસૂદનું સંગ્રહસ્થાન 'House of Wax' તમે જોયું જ હશે. મીણનાં પૂતળાં એટલાં અદ્‌ભુત છે કે એના કાર્યકરો જો થોડો સમય સ્થિર ઊભા રહે તો લોકો એને પૂતળાની 'item' ગણી જોવા માંડે! ઘણાં સુંદર અને જીવંત પૂતળાં છે! રમતવીરો, સિનેમાના કલાકારો, રાજકારણીઓ, લોકનજરે 'હીરો' બનેલાઓનાં પૂતળાં બનાવેલાં છે. મહાત્મા ગાંધીજી, પંડિત નેહરુ અને સ્વ. શ્રી. શાસ્ત્રીજીનાં પૂતળાં જોયાં. 'કૉમનવેલ્થ'ના દેશોના બધા વડાઓનાં પૂતળાં હતાં. એક બાજુ સર વિન્સ્ટન ચર્ચિલ ફલક ઉપર કાગળ ચઢાવી, મોંમાં ચિરુટ ખોસી, હાથમાં પીંછી પકડી ચિત્ર બનાવી રહ્યા હતા...બધાંથી દૂર અલાયદા 'મૂડ' માં! તાજેતરમાં ઈંગ્લૅન્ડના 'Old Man of the Sea' ફ્રાન્સિસ ચિચેસ્ટર પણ ત્યાં હતા. કેટલાક 'ટેબ્લો' પણ હતા. પ્રમુખ લિંકનના ખૂનના કે ઇતિહાસમાં બની ગયેલા અન્ય બનાવોના ટેબ્લો અરેરાટી ઉપજાવે તેવા વાસ્તવિક હતા. ભોંયરામાં આવેલી 'Horror Chambers' પણ ભયંકર ગુના કરનારાઓની ઘાતકી દુર્ગંધથી ભરેલી હતી. પહેલાં રાજ્ય, સિતમ માટે કેવાં ઓજાર વાપરતું એનું પણ પ્રદર્શન હતું. પ્રમુખ લિંકનના અને પ્રમુખ કેનેડીના ખૂનીઓ, ઠંડા ચહેરે; સાથોસાથ ઊભા હતા. કારણ વગર, પૈસા કે પ્રેમ માટે, ક્રોધ કે ઈર્ષામાં ઠંડા કલેજે અસ્તિત્વ મિટાવી દેનારા ઝાંખા જેલના જેવા દીવાઓ અને પથ્થરોની મજબૂત લાગતી ભીંતો વચ્ચે ઊભા હતા. એક ઠેકાણે ફાંસીની સજા થઈ ચૂકેલાનું શબ લોખંડની પટ્ટીઓના ખોખામાં અર્ધું ખવાએલું ટીંગાતું હતું.

પણ ટ્રફાલ્ગરના યુદ્ધનો કરાતો સાક્ષાત્કાર અદ્‌ભુત છે. એ વિભાગમાં દાખલ થતાંની સાથે જ વહાણ પર–નેલ્સનના વહાણ પર પગ મૂકતા હોઈએ એમ અનુભવાય છે. તોપમારાના ગગનભેદી અવાજો, આંખને આંજી દેતા ચમકારા, હોંકારા પડકારા ચીસો, જહાજમાં ઊડતી દારૂની તથા ધુમાડાની વાસ, ઊંચાં-નીચાં થતાં મોજાં સાથે ઢળતું વહાણ, વહાણનો કચ્ચરઘાણ બધું જ સંપૂર્ણ દેખાય છે. નેલ્સન પણ એક ખૂણામાં, એમના સાથીઓ સાથે, ઘાયલ થઈને પડ્યા છે. સાવ સંપૂર્ણ રજૂઆત.

એની જ સાથે આવેલું 'પ્લેનેટોરિયમ' ભવ્ય છે. વિશાળ અને શક્તિશાળી યંત્રથી અદ્‌ભુત રીતે એ અનુભવાય છે. શરૂમાં જ કહે છે–'દુનિયાને પાછળ મૂકી કોઈ શક્તિશાળી રૉકેટમાં બેસી પૃથ્વીથી ઘણે દૂર આપણે આવ્યા છીએ'–અને ત્યાંથી થતું તારાઓ, ગ્રહોનું દર્શન એક ઊંડી શાંતિ આપે છે.

'લંડન ટાવર'માં 'કોહીનૂર' તમે જોયેલો ને? ૧૦૮ કૅરેટ વજનનો આ સુંદર મોટો હીરો અન્ય અનેક મુકુટો, રાજદંડો, વગેરેની સાથે છે. મારી સાથે થઈ ગયેલા એક વૃદ્ધ અમેરિકન દંપતીને એના વિષે કહેતો હતો ત્યાં એના રક્ષકે સમજાવવા માંડ્યું: 'આ હીરો ભારતથી અહીં આવ્યો પણ તે પહેલાં તે ઈરાનમાં હતો.' પણ ઈરાનમાં તે ક્યાંથી ગયેલો? જવાબ નહિ. એ હીરો કયા દેશની ખાણમાંથી મળેલો? જવાબ નહીં. ઇતિહાસ પણ સગવડ મુજબ વાળી શકાય!

લંડન ટાવરમાં કેદ કરાએલા, ક્રૂરતા લોકોએ એની મજબૂત દીવાલો પર પોતાનાં નામ કોતરેલાં જે હજુ, કાચથી મઢી લઈ, સાચવી રાખ્યાં છે. જૂનાં હથિયારોનો પણ મોટો સંગ્રહ અહીં છે. અને ૫૦૦ વર્ષ જૂના સિપાઈ–પહેરવેશ પહેરીને ફરતા રક્ષકો તો છે જ. હાથી–ઘોડાનાં બખ્તરો, તલવારો, ભાલાઓ જેવાં ભારતીય હથિયારો પણ જોયાં.

લંડનમાં તો તમે ઘણું બધું રહ્યા છો તેથી તેની દરેક વિગત લખવી નિરર્થક છે. પરંતુ પાર્લમેન્ટનો મહેલ–એમાંથી મને કેટલાક વિચારો આવેલા તે લખું. શનિવારે પાર્લમેન્ટ બંધ હોય છે–ગમે તે અંદર જઈ શકે, વેસ્ટમિન્સ્ટર મહેલ તે રીતે જોયો. એના બે મોટા સભાખંડ જોઈ તે અંગે વિચારતો હતો ત્યાં ભોમિયાએ જણાવ્યું, 'આ હાઉસ ઑફ કૉમન્સ છે'. લાલ બેઠકોવાળો ખંડ 'હાઉસ ઑફ લૉર્ડ્સ્' છે એમ કહેવાયું. મારા કાન પર વિશ્વાસ ન બેઠો. મૂંઝાયો. ખરેખર આ જ એ લોકશાહીનાં તીર્થધામ? આટલા સાદા–સહેલાઈથી પહોં-

**નજર/હેમન્ત દેસાઈ**

હા કસુંબલ આંખની આ એ જ રૂપાળી નજર!
જિન્દગીમાં બાંધતી રહી એ જ મર્માળી નજર!

તપ્ત હૈયું ને વદન મુજ રિક્ત ત્યાં ચંચલ કરી
ચાંદની જેવી ઘડી પથરાય ઉજમાળી નજર!

શાંત સરવર શી કદી મસ્તાન સાગર શી કદા
કોક વેળા સાવ નમણી એ જ નખરાળી નજર!

ક્યાંક ઢળતી ને છલકાતી ક્યાંક ટકરાતી જતી
નવનવે રૂપે ઊમટતી એ જ મેં ભાળી નજર!

છાક લઈ ગુલમ્હોરનો એ ક્યાંક ભટકાતી અને
સ્હેજમાં રંગી જતી મેં જોઈ રંગાળી નજર!

પારિજાતક જેવી હલકી ને મહકતી કોઈ તો
કોઈ સન્ધ્યા શી ઉદાસી કોઈ હરિયાળી નજર!

સ્વપ્નની કુંજે કદી અધરાતરે ટહુકી ઊઠી
નીંદને અજવાળતી કો કાજળે કાળી નજર!

બેફિકર હું મોજથી આગળ વહ્યે જાઉં સદા
આકરા પથનો વિસામો, ફૂલ સુંવાળી નજર!

**એકલી/રમેશ પારેખ**

જોયા કરે છે વાટ ઊભી રાત એકલી
કોઈ વિના કોઈની રહે વાત એકલી.

રઝળે દિવસની શેરીએ તડકાની જેમ ઊંઘ
વળ ખાતી રહે ઢોલિયે બિછાત એકલી.

ચોરો ઊઠીને ચાલતો થઈ જાય રાતમાં
ટોળે વળીને બેસતી પંચાત એકલી.

જાજમના રંગ કાળને રસ્તે ઊડી જાય
ઝાંખા સ્મરણની જેમ રહે ભાત એકલી.

આંખોમાં કોઈ કાવ્ય ભરીને ઊડી ગયું
લટકે સભાની ડોકે રજૂઆત એકલી.

ડચકામાં આખું વિશ્વ ડૂબે શ્વાસનું, ફરી
પહેલું રુદન ચણે છે મહેલાત એકલી.

**પાનખર/ઉશનસ્**

ખરખર અવિરત
સમય શીશીથી ઝીણી રજકણ
ખર્યા કરે છે, ખર્યા કરે છે.

કોઈ પ્રવંચિત લો, અહીં બેઠું
વિગત વેળની ન્હાની કો ક્ષણ
સ્મર્યા કરે છે, સ્મર્યા કરે છે.

ઋતુઆરે આ કોઈ ચકરડું
પ્રચંડ કદનું ચક્કર ચક્કર
ફર્યા કરે છે, ફર્યા કરે છે.

ફૂટચા કરે કયાં કૂંપળ ક્ષણક્ષણ
ને અહીં પતઝર ઝર્યા કરે છે, ઝર્યા કરે છે.

કાષ્ઠ વહે ગંગાધારામાં
બે બિછડે, બે મળ્યા કરે છે, મળ્યા કરે છે.

ગ્વાલન અનમન જમનામાં ઘટ
રિક્ત કરે ને ભર્યા કરે છે, ભર્યા કરે છે.

**મિત્રતા / મધુ કોઠારી**

તમારી અને મારી મિત્રતાના
ખરતા ઉપગ્રહો...
અને ખરતા ઉપગ્રહોના દેખાય લીસોટા!
લીસોટામાં શેની શોધ?
રેસ્ટોરાંના ટેબલ પર
ગોઠવાયેલા પ્યાલાની
કિનાર પર બેઠેલું
કો'ક અવકાશવીરનું સ્મિત
આપણી મિત્રતાની મશ્કરી કરે....
આપણી મિત્રતાનું
અંતરીક્ષ સોહામણું છે
પણ દિવસે દિવસે તે
આઈસ્ક્રીમની જેમ ઓગળતું જાય છે,
ભલે પછી તે રંગીન દેખાતું હોય!

અહીં આવ્યો હતો તે યુગોસ્લાવીઆ ઊપડ્યા હતા. બીજા એક ભારતીય સાથે ત્યાંનો એક કલાસંગ્રહ જોયો. રેમ્બ્રાન્ટનાં ચિત્રો વધુ હતાં. પણ ત્યાંનું 'મદુરા ડોમ' સુંદર છે. આખા નેધરલેન્ડનું એ સંક્ષિપ્તિકરણ છે. નાનકડી આગબોટો તર્યા કરે. KLMનાં વિમાનો દોડયા કરે. નાનકડી ટ્રેઇનો, સડકો પરની મોટરો પ્રવૃત્તિમય લાગે છે. સિક્કો નાખતાં બૅન્ડ-વાજાં સાથે આખું લશ્કર પસાર થાય છે. મને તો લિલીપુટિયન્સના પ્રદેશમાં ઘૂસી આવેલા ગુલીવર જેવો ક્ષોભ થયો. નાના બાળકોને કેવી મઝા રહે?

હેગ મારી સફરનો સૌથી ઉત્તરનો છેડો હતું. લંડનમાં પણ ૯-૩૦, ૧૦ સુધી (રાતના) પ્રકાશ હતો. તે જ દિવસે હેગ છોડી કોલોનમાં રહેતાં મારાં પત્નીના મામાને મળવા નીકળ્યો. ટ્રેઈનમાં ડચ લોકોની મીઠાશ અને મળતાવડાપણાના કેટલાક અનુભવો થયા હતા તે પરથી એમને માટેની સારી છાપ ઉભી થઈ.

કોલોન ઘણું પ્રાચીન નગર છે. સુંદર છે. એમાંય સ્ટેશન પરનું સાતસો વર્ષ જૂનું દેવળ પ્રભાવશાળી છે. તાજેતરમાં અવસાન પામેલા જર્મન ચાન્સેલર સદ્‌ગત ડૉ. ઍડનાવરના મૃતદેહને દર્શન માટે અહીં રખાએલો. અહીં જ દુનિયાભરના રાજપુરુષો આવેલા. કોલોનમાં ખાસ કંઈ કામ ન હતું આથી 'મામાજી'ને મળવાનો સમય ન હોય ત્યારે શહેરમાં ફરવા નીકળવાનો પડકાર ઝીલી લેતો. એકલા ફરવા નીકળવામાં મેં આ જ પદ્ધતિ રાખેલી. અચાનક જ કોઈ અદ્‌ભુત સ્થાન સાથે આંખો અથડાઈ પડે એ ગમતું. દરેક શહેરમાં જોવા લાયક જગ્યાઓ ફોટો-પોસ્ટકાર્ડ વેચનારાની દુકાને જોઈ લેતો અને પછી તે શોધી કાઢવાની મઝા (કોલંબસીય મઝા ?!) માણતો.

કોલોનથી ૧૪-૧૫ કલાક ટ્રેઈનમાં વિયેના પહોંચ્યો. હવે ઘર દૂર ન હતું. ઠીક, ત્યારે! વધુ આવતા પત્રમાં.

*

---



*

---

બૅંડવાજાં સાથે ઊંચી ઓલાદના ઘોડા પર બેસીને આવતા ઘોડેસવારો, સર્વાંગસંપૂર્ણ કૂચ કરતું પાયદળ–આ બધાંને આમ તો બ્રિટિશ ઘેલછા ગણત, પણ પ્રવાસીઓ માટેનું આ એક જબ્બર આકર્ષણ છે. અને એ પૂતળા જેવા દેખાતા રક્ષકનું મન જડ ન હતું. એનો પરચો આજુબાજુ ટોળે વળી ઊભેલા સહેલાણીઓની બાજુમાંથી એક નાનકડી ગાડી અંદર જવા ગઈ ત્યારે એ રક્ષકે 'હૉલ્ટ'નો બરાડો પાડી ઘોડો એની ગાડી પાસે દોડાવ્યો ત્યારે મળ્યો. એના વ્યવસાયી પૂર્વજની એ જ ફરજ હતી. મહેલમાં પ્રવેશ માગતા લોકો પાસે હાથીદાંતનો પ્રવેશપત્ર છે કે નહિ તે તપાસવાની.

બકિંગહામ મહેલની બાજુમાં જે બગીચો છે તે તમને યાદ છે કે? નાનકડું તળાવ, ફુવારા, ફૂલ, ઘાટી લીલોતરી, વગેરેથી આકર્ષક છે, નહિ?

ટ્રફાલગર સ્કવેર અને નૅશનલ ગૅલેરી અવિચ્છિન્ન છે. નૅશનલ ગૅલેરીનું મકાન એના સંગ્રહના પ્રમાણમાં ઘણું જ નાનું કહેવાય. આથી, એ ઉચ્ચતમ કલાસંગ્રહોમાંનો એક હોવા છતાં સ્થળ-સંકોચને કારણે કેટલાક ઓરડાઓમાં તો એક વેચાણકેન્દ્ર જેવું બની જાય છે. આથી જ એના ડિરેક્ટરે કરેલું સૂચન, 'ચિત્રની મઝા માણવી હોય તો ગમતા ચિત્ર સામે બેસી બીજું ચિત્ર બોલાવે નહીં ત્યાં સુધી જોયા જ કરો'–ઘણું સાચું લાગ્યું. પણ મને તો સમય અપૂરતો હતો–રહેવાનો હતો–અને આથી પહેલાં બધાં ચિત્રો જોઈ પછી ગમતા ચિત્રને મમળાવવાનો રસ્તો જ યોગ્ય લાગ્યો. લિયોનાર્ડોનાં પણ બે એક ચિત્રો ઉપરાંત રેમ્બ્રાન્ટ, રેનોર, વગેરેનાં ઘણાં ચિત્રો જોવા મળ્યાં. નવીનોમાં પણ વાન ઘો, સીઝાને, વગેરેનાં ચિત્રો છે. ભોમિયાઓ મુસાફરોને અને કલા-વિવેચકો વિદ્યાર્થીઓને ચિત્રો સમજાવતા હતા. એક આવા વિવેચક જૂથ આગળ ઊભા રહી એમની દૃષ્ટિએ પણ એક ચિત્ર જોયું. વિવેચન પૂરું થયે પ્રશ્નોત્તર થતા. કલાના રસિકો માટે કેટલી બધી તકો ગણાય!

ટ્રફાલ્ગર સ્કવેરમાં ઊભેલા વીર નેલ્સનની આજુબાજુ પુષ્કળ કબૂતરો ઊડે છે. નિર્ભિક રીતે માણસ ઉપર ગમે ત્યાં તે બેસી જાય છે–હાથમાં મૂકેલી વસ્તુ સંકોચ વગર ખાય છે. કદાચ કલાપીના 'તે પંખીની...' કાવ્યનો સારાંશ તે જાણતા હશે! ગમે તેમ, કબૂતરને કોઈ કનડે નહીં, તે માટે રક્ષકો તો આંટા મારતા જ હતા. ઇંગ્લૅન્ડમાં તો પ્રાણીઓને કપડાં પહેરાવવાં જોઈએ એમ ઝૂંબેશ કરનાર ક્લબ છે ને? કદાચ એણે જ, પ્રમુખ જૉન્સને વ્હાઇટ હાઉસમાં કૂતરાના કાન ખેંચ્યા ત્યારે ભારે વિરોધ દર્શાવેલો. 'Dogs and Indians are not allowed'નાં પાટિયાં જ્યારે ભારતમાં જ ઝૂલતાં ત્યારે આ ક્લબ અસ્તિત્વમાં હોત તો?

ઇંગ્લૅન્ડમાં બ્રિટિશ મ્યૂઝિયમ પણ જોયા વગર ન જ ચાલે ને? તમે તો કદાચ તમારા લંડનમાંના અભ્યાસ-કાળ દરમ્યાન એના ગ્રંથાલયના સભ્ય થવાનો લહાવો પણ લીધો હશે અને કાર્લ માર્ક્સના અભ્યાસનું વાતાવરણ પણ માણ્યું હશે પરંતુ મારે તો 'કોસ્ચાકા'ના લીથો, કાવ્યો, પત્રો અને ચિત્રોથી જ સંતોષ માનવાનો હતો. છતાં રક્ષકને વિનંતી કરતાં એણે દરવાજો ખોલી ઉમરા બહારથી એનું અલપ–ઝલપ દર્શન કરાવ્યું.

બ્રિટિશ મ્યૂઝિયમમાં મોટે ભાગે તફડાવેલી વસ્તુઓ પ્રદર્શિત થઈ છે. 'તફડાવેલી' શબ્દ હું પૂર્વગ્રહ પ્રેરિત આવેશથી નથી લખતો. ભારતની વાત જવા દો. ઇજિપ્તની સંસ્કૃતિના વિભાગમાં જે વસ્તુઓ છે તે પણ ઉપાડી લવાઈ છે. આપણી સીદી સૈયદની ગુમ થયેલી જાળી માટે પરવાનગી કેવી? જો કે હજુયે આપણે સાચવણી શીખ્યા છીએ? પોળોમાંથી જૂના અવશેષો વ્યવસ્થિત રીતે ચોરાતા હોવાનું સાંભળ્યું છે. બ્રિટિશ મ્યૂઝિયમમાં નાનાં બાળકો શિક્ષિકાઓ સાથે પ્રદર્શિત વસ્તુઓનું રેખાંકન કરવા આવ્યા હતા. એના સંગ્રહમાં અસંખ્ય વસ્તુઓ છે. ટપાલની ટિકિટોનો અદ્ભુત સંગ્રહ તો ઠીક, પણ જૂના દસ્તાવેજો—જેમાં મૅગ્ના કાર્ટાનો પણ સમાવેશ થાય છે—તે અભ્યાસ માટે ઘણી સામગ્રી પૂરી પાડે છે. એ સમયે ત્યાં 'Poetry in Making'–ઊગતી કવિતાનું પ્રદર્શન હતું.

સંગ્રહસ્થાનના કેટલાક વિભાગોમાં ભોમિયા ટેપ-રેકૉર્ડ્સ પણ હતા. ખાસ તો ગ્રીસના વિભાગમાં તે ઘણા ઉપયોગી હતા. લુવ્રમાં પણ આ સગવડ જુદી જુદી ભાષાઓમાં રખાએલી છે.

તેઓ તૈયાર નહોતા. એટલે પછી, સ્વરાજ્ય એમાં અંતર્ગત હતું એ કહેવાની જરૂર જ નથી. દેશભક્ત, એકનિષ્ઠ અને અનન્ય દેશભક્ત, તરીકે એમનો ક્રમાંક બીજા કોઈના યે કરતાં નીચે મુકાય એવો નહોતો.

એથી જ, ઘણું કરીને, પ્રાધ્યાપક ફાટકે ગોખલેના ચરિત્રનું નામકરણ 'આદર્શ ભારતસેવક' એવું કર્યું છે. ભારત સેવક સમાજના સૌપ્રથમ આગેવાન એવું એમણે પોતે જ પોતાને કહેવડાવ્યું, દેશસેવાનો એક ઉત્કૃષ્ટ આદર્શ એમણે પોતાના દેશબાંધવો આગળ મૂક્યો, એવા ફાટકના નિવેદન સામે કોઈ પણ વ્યક્તિ વાંધો ઉઠાવે એવું લાગતું નથી. પરંતુ એમ કહેવું શક્ય છે અને સત્ય છે કે દેશસેવાનો આ જ એકમાત્ર આદર્શ નથી. બીજા પણ કેટલાક આદર્શ—પ્રકારો સંભવે છે. પરંતુ તમામ આદર્શો પાછળની ભાવના માત્ર એક સરખી જ, અને તે કારણે એની કિંમત ઓછીવત્તી ઠરાવી શકાતી નથી. પ્રાધ્યાપક ફાટકને પણ આ વાત માન્ય થશે એમ પ્રસ્તુત સમાલોચક માને છે; કારણ, વાસુદેવ બળવંત ફડકેએ દેશસેવાનો એક આદર્શ પોતાના દેશબાંધવો સમક્ષ રજૂ કર્યો હતો એવું રાનડેને પણ લાગ્યું. ફક્ત, એ આદર્શ રાનડેને અને બીજા મોટા ભાગના ભારતવાસીઓને ગળે ઊતરે એવો અને પરવડે એવો નહોતો. આવાં વધુ ઉદાહરણો પણ આપી શકાય. પણ આટલું રુચિ-વૈચિત્ર્ય, સ્વભાવ-વૈચિત્ર્ય અને સામર્થ્ય-વૈચિત્ર્ય હંમેશને માટે રહેવાનું જ એ સૌ સ્વીકારશે એમ માની શકાય.

કેવળ માહિતીની સંપન્નતાની દૃષ્ટિએ ફાટકની આ કૃતિ તરફ જોવા લાગીએ તો પણ બીજાં અનેક ગોખલે વિષયક પુસ્તકો કરતાં આ પુસ્તક શ્રેષ્ઠતર ઠરશે. આ પુસ્તકમાં ગોખલેની કેવળ વ્યક્તિવિષયક માહિતી તો સમાયેલી છે જ. પણ એમની સાર્વજનિક હિલચાલો અને કામગીરીઓ વિષે અન્યત્ર ન દેખા દેતી માહિતી પણ મનને આકર્ષી લે છે. દાખલા તરીકે, પરિશિષ્ટો ૧૨ અને ૧૩ તરફ અંગુલિનિર્દેશ કરવાનું યોગ્ય થશે. સન્મિત્ર સમાજ મેળા પર ગોખલેએ અબ્રુનુકસાનીની ફરિયાદ કરી, અને સાવ હલકા રસવાળાં, આક્ષેપાર્હ એવાં ગીતો પ્રકાશિત અને સંપાદિત કર્યા બદલ આરોપીને માફી માગવાની તથા દંડ ભરવાની સજા થઈ. મુદ્રક ગોંધળેકરે અગાઉથી જ માફી માગી અને દંડ ભરી કાઢચો. પ્રકાશક અને સંપાદક ભિડેને શો દંડ ભરવો પડચો એની માહિતી આપી નથી. પણ એનું એટલું મહત્ત્વ પણ હવે નથી. બૅપ્ટિસ્ટા જેવા બૅરિસ્ટર આવીને, ગોખલેની ઊલટતપાસ તેમની પાસેથી કરાવી લીધી એટલે એમને દંડ પણ સારો એવો થયો હશે. ગોંધળેકરની જેમ જ વિઠ્ઠલરાવ શિંદેના 'ડિપ્રેસ્ડ ક્લાસીસ મિશન'ને અને કર્વેની સ્ત્રીશિક્ષણ સંસ્થાને દરેકને બસો રૂપિયા દંડ પેટે આપીને અને માફી માગીને સંભવતઃ વાત પતી નહીં હોય.

આ કેસમાં ગોખલેની જુબાનીનો સારાંશ, ગીતો માટે પાયાભૂત રહેલું ગોખલેનું એક ભાષણ અને આગળ જતાં હિંદુપંચ પત્ર પરના કેસમાં ગોખલેની જે જુબાની લેવાઈ તેની હકીકત આપવામાં ફાટકે આજકાલના વાચકોને તે જમાનાના બનાવોનું યથાર્થ સ્વરૂપ સમજી લેવામાં ખૂબ જ મદદ કરી છે. હું પોતે ગોખલેચરિત્રનો અને ટિળકચરિત્રનો પણ અભ્યાસી. પરંતુ, ફાટકે રજૂ કરેલી વિગતોથી હું અપરિચિત હતો. ત્રણ ગીતોની તો એમણે સંહિતા જ આપેલી છે. નવજીવન પ્રકાશન મંદિરે સને ૧૯૫૯માં પ્રસિદ્ધ કરેલા, અંગ્રેજી ભાષામાંના મારા ગોખલે-ચરિત્રમાં મેં આ બાબતમાં, ગોખલેએ પટવર્ધન, શાસ્ત્રી, દ્રવિડને લંડનથી લખેલા કાગળોના આધારે, રજૂ કરી છે. પરંતુ મૂળ બદનામીકારક ગીતો મારી સમક્ષ ન હોવાને કારણે ગોખલેને એ ગીતો આટલાં બધાં અસહ્ય કેમ થયાં એ સમજાયું નહોતું. કદાચ, મરાઠી ભાષા ન સમજવાથી શ્રીનિવાસ શાસ્ત્રીને પણ એની ગંભીરતા જણાઈ નહીં હોય અને તેથી એમણે કશી ફરિયાદ ન કરવી એવી સલાહ ગોખલેને આપી હશે. આજે લગભગ સાઠ વર્ષે જો કે એ ગીતો વાંચતી વખતે પણ ચીડ તો ચડે જ છે. એમાં રહેલ દુષ્ટતા અને પશુતા, જેમનામાં સદભિરુચિ છે તેમને ખૂબ જ ખટકે એમાં શું આશ્ચર્ય ? ખાસ કરીને, જ્યારે એ ગીતો મોટા સમારંભપૂર્વક ગવાતાં હોય ત્યારે! આ સંદર્ભમાં ફાટકે વિઠ્ઠલરાવ ઘાટે અને ચાર્લ્સ કિંકડના સમર્પક ઉતારાઓ આપ્યા છે. એ જ રીતે નરસિંહ ચિંતામણ કેળકરનો પણ એક ઉતારો એમના 'गतगोष्टि' નામના આત્મચરિત્રાત્મક ગ્રંથમાંથી ટાંકવા જેવો છે. કેળકર લખે છે, 'મેળાનાં ગીતોમાં રાષ્ટ્રીય રાજકારણ પ્રત્યક્ષ—અપ્રત્યક્ષ રીતે આવવું સ્વાભાવિક હતું, કારણ ઉત્સવની મૂળ કલ્પના જ રાષ્ટ્રીય ભાવના જાગૃત કરવાની હતી. પરંતુ, વ્યક્તિનિંદામાં

રહેતું નથી. એક જણે શ્રીમદ્ ભગવદ્ગીતાના કર્મયોગ સમું રહસ્ય પોતાના રોજેરોજના આચરણમાં નિરંતર રાખીને લોકોને તે રહસ્ય સમજાય તે માટે મરાઠી ભાષાને એક અપૂર્વ ગ્રંથની ચિરસ્મરણીય બક્ષિસ આપી. બીજાએ ગ્રંથ લખ્યો નહિ, પણ અહર્નિશ દેશસેવાનું ચક્ર ચલાવ્યું અને પોતાના અંગત દાખલા તથા બોધપાઠ વડે કેટલાયે શિષ્યો તૈયાર કર્યા...દેશસેવા સિવાયનો બીજો કોઈ વ્યવસાય નથી એવી ઉત્કટ અને અચલ નિષ્ઠાના જેટલા લોકો દેશસેવાના ક્ષેત્રમાં આવશે એટલા ઓછા જ છે એવી લગન બન્નેને હતી. એમના સમયમાંના તમામ આગેવાનોનું જીવન તપાસીએ તો, કઠોર નિષ્ઠાથી વર્તીને જેમણે પોતાની તમામ શક્તિઓ દેશોદ્ધારના કામમાં ખર્ચી એવા આ બે જ મહારાષ્ટ્રીય પુરુષો ગણાવી શકાય તેમ છે."

પ્રાધ્યાપક ફાટકના ગ્રંથમાં મને મૂલ્યવાન જણાઈ આવેલી એક મૂડી તે એ કે, બાંધછોડ અંગેના વાદ-વિવાદમાં ટિળકના 'चोराच्या उलट्या बोंबा' નામના 'केसरी'માંના લેખનો 'खरेंच चोराच्या उलट्या बोंबा' મથાળા હેઠળ 'ज्ञानप्रकाश' પત્રમાં ગોખલેએ પોતાના મૃત્યુ પહેલાં આપેલો સણસણતો જવાબ. ગોખલે આમ તો સંયમથી બોલનારા અને લખનારા; તથા, ટિળકની જેમ કડક લખનારા અગર ઠઠ્ઠામશ્કરી કરનારા નહોતા, એ સામાન્યપણે સાચું છે. પણ ટિળકની જેમ ગલીકૂચીઓમાં ઘૂસી જઇને પોતે પણ લખી શકે છે એટલું સિદ્ધ કરવા જેટલો પુરાવો આ લેખમાં છે. "સત્યનો રુદ્રાક્ષ એક-મુખી જ હોવાનો. જેના બોલવામાં બોલ નથી અને જેની કૃતિમાં મેળ નથી તેને ઇંદ્રના શરીરની જેમ સહસ્ર-દ્વારની જરૂર પડવાની જ!"—આનાં જેવાં વાક્યો ગોખલે લખી ગયા છે. આ બધાં ઊલટાં-સુલટાં લખાણોની સારી એવી દખલ ફાટકે લીધી છે. પ્રસ્તુત સમાલોચકના મતે, જે મુખ્ય વાત નક્કી કરવાની છે તે એ કે ગોખલે-એ જે કર્યું છે અને ફાટક પણ જેને માન્યતા આપે છે તે, એક સિદ્ધાન્તસમું વિધાન કે, 'ટિળકના અંતઃકરણમાં ગોખલે માટેનો દ્વેષાગ્નિ સતત જલી રહ્યો હતો!'—આ વિધાન ભલે કોઈ પણ કરે—સદ્ગત ડૉ. રઘુનાથરાવ પરાંજપે પણ આ જ મતલબનું કશુંક પોતાના નાનકડા ગોખલે-ચરિત્રમાં લખી ગયા છે—પણ તે વિધાન ખાતરી કરાવનારું અગર નિઃશંક એવું ગણી શકાતું નથી. પરિસ્થિતિ તો એથી બરાબર ઊલટી જ હતી. ટિળકના એક આદ્ય અંગ્રેજી ચરિત્રકાર ડી. વી. આઠલ્યેએ ૪૫ વર્ષો પહેલાં લખ્યું કે, ટિળકનો રાનડે પર પહેલા ક્રમાંકનો અને ત્યાર પછીના ક્રમાંકનો પ્રેમ ગોખલે પર હતો. મને તો આ જ વિધાન વધારે સ્વીકાર્ય લાગે છે. જેમના પર પ્રેમ વધારે તેમના વિષે જ ચીડ વધારે ચડતી, એ દ્વેષ નથી હોતો, એવું મારે કહેવું છે. એક વાર ચર્ચામાં ઊતર્યા કે ટિળક કડક, કરડી ને બચકાં ભરનારી ટીકા કરતા, એમાં શંકા નથી. પણ દલીલો અને આધારો—એમના પર જ એ ટીકા મુખ્યતઃ અવલંબેલી રહેતી. ઠઠ્ઠામશ્કરી અને વિતંડા-વાદ પણ તેઓ કરતા, પણ એ તેમનું લાલિત્ય અગર વાઙ્મય સમજવું રહ્યું. જે ભાંડારકર પર, રાનડે પર, આગરકર પર, આપટે પર, ફિરોજશાહ પર, તેલંગ પર, ગોખલે પર, પરાંજપે પર અને ઍની બેસન્ટ બાનુ પર કઠોર ટીકા ટિળકે કરી એ બધાંના ગુણોનું પણ ટિળકે પ્રસંગાનુરૂપ વર્ણન કરેલું છે એમાં ટિળકની સચ્ચાઈનાં જ દર્શન થાય છે. રાનડે પર કેવળ મૃત્યુલેખ [અંજલિરૂપે] જ ટિળકે સરસ લખ્યો એમ નથી. બીજા એક પ્રસંગે એમણે, નાના ફડણવિસ પછી આટલો ડાહ્યો મુત્સદ્દી મહારાષ્ટ્રમાં થયો નથી એવું કહ્યું, અને આવાં ઉદાહરણો ફાટક પોતે જ વધારે દર્શાવી શકશે. તેથી, ગોખલેએ ટિળકના રાનડે પરના મૃત્યુલેખ વિષે, ભલે ને ખૂબ નજીકના સ્નેહી સમક્ષ, કાઢેલા ઉદ્ગારો અનુદાર જણાય છે. ટિળકના લખવાનો ધ્વનિ તદ્દન પ્રામાણિકતાભર્યો અને અંતરમાંથી જ સ્ફૂરેલો જણાય છે. ગોખલેના ઉદ્ગારોમાંની કડવાશ બરાબર સમજાય એ માટે, ફાટકે રજૂ કરેલા એ શબ્દો જ અહીં ટાંકવા જોઇએ. એમાં પણ એક પ્રકારનું અભિજાતપણું, લાલિત્ય અગર વાઙ્મયીનપણું છે! 'બાપ મરે ત્યાં સુધી લાત-લપડાક મારીને એની વિટંબના કરનારે, એ મરી ગયા પછી બારમા-તેરમા પર હજાર બ્રાહ્મણોને ભોજન માટે નોતરવા અને તે સહુને ખૂબ ખૂબ મિષ્ટાન્નો પીરસવાં ને ખવડાવવાં અને મોટી દક્ષિણા આપીને પિતૃભક્તિની ડંફાસ મારવી—એના જેવો આ મૃત્યુલેખ છે.'






# મહાત્માજીના રાજકીય ગુરુ ગોખલેજી

**ત્ર્યં. વિ. પર્વતે**

લગભગ પચાસ વર્ષ સુધી હૃદયમાં જતન કરી રાખેલ ગોખલે-ચરિત્ર-લેખનનો સંકલ્પ આખરે ગોખલે જન્મશતાબ્દીના અરસામાં સિદ્ધ થયો, તે બદલ પ્રાધ્યાપક ન. ર. ફાટકને, પોતે સ્વીકારેલ એક કર્તવ્ય પાર પાડ્યાનો સંતોષ કેટલો થાય છે એ એમના નિવેદનમાં વ્યક્ત થયેલ છે. આ ચરિત્ર*ની પ્રસિદ્ધિને કારણે મારા જેવા ગોખલેનાં જીવનકાર્યના અભ્યાસીઓને ખૂબ જ નવીન લાગનારી પણ પ્રત્યક્ષ બનેલી એવી કેટલીક હકીકતોનો ખ્યાલ મળે છે એ બહુ મોટો લાભ છે. શ્રીનિવાસ શાસ્ત્રીનું એક નામ બાજુ પર રાખીએ તો, ગોખલેનો સહવાસ જેને મળ્યો હોય એવો એક પણ ચરિત્રલેખક મરાઠી, અંગ્રેજી અગર બીજી કોઈ પણ ભાષામાં કદાચ દેખાયો નહીં હોય. ફાટકનો પણ ગોખલે સાથે પરિચય નહોતો, તેમ છતાંય ગોખલેને બે ચાર વાર જોયાનું અને સમજ સારી હોય એવી ઉંમરે ગોખલેની અલ્પ-સ્વલ્પ સેવા કર્યાનું તથા એમનાં બે-ત્રણ ભાષણો સાંભળવાનું ભાગ્ય પણ ફાટકને લાધ્યું. વળી, ગોખલે વિષે ઉપલબ્ધ એવા સાહિત્યનો ફાટકે મહેનતપૂર્વક અભ્યાસ કર્યો. એ કારણે ફાટકકૃત ચરિત્રમાં જે એક પ્રકારની નિકટતાની અગર આત્મીયતાની હવા અનુભવવા મળે છે તે બીજા કોઈના યે લખેલા ચરિત્રમાં જણાતી નથી. એક જ અપવાદ, અને તે શ્રીનિવાસ શાસ્ત્રીના ગોખલે-ચરિત્ર વિષયક વ્યાખ્યાનોના પુસ્તકનો.

સમગ્ર ગ્રંથ કાળજીપૂર્વક વાંચ્યા પછી આ છાપ ખૂબ સ્પષ્ટપણે મારા મન પર પડી. ગોખલેને બિલકુલ ન જોયેલા અને એમનાં ભાષણો પણ ન સાંભળેલા આજકાલના અગ્રણી ભારતીયોમાં શ્રી. મોરારજી દેસાઈ અને શ્રી. ચિંતામણરાવ દેશમુખ જેવાઓનો સમાવેશ થાય છે, એવું કહ્યું એટલે આજના સમયથી કેટલા દૂરના કાળમાં ગોખલેનું દેહાવસાન થયું એ બરાબર ખ્યાલમાં આવશે. માત્ર એમ કહીએ કે, તા. ૧૯ ફેબ્રુઆરી ૧૯૧૫ ને રોજ ગોખલે આ લોક છોડીને ગયા, એટલા પરથી એમની અને આપણી વચ્ચેના સમયનું અંતર બરાબર ધ્યાનમાં આવતું નથી. અંતકાળ સાવ નજીક આવ્યો હતો ત્યારે ગોખલેએ ભારતની રાજકીય આકાંક્ષાઓને વ્યાવહારિક સ્વરૂપ આપવાની દૃષ્ટિથી કરેલા પ્રયત્નોને છેક જ અધ-કચરા અને નકામા કહેવું એ, આ કારણે જ ન્યાયભર્યું નહીં થાય. શક્ય અને વ્યવહારુ શું છે અને એ, તે વખતના બ્રિટિશ રાજ્યકર્તાઓની સંમતિથી અને એમના સહકાર વડે શક્ય બનાવવાનું છે એવી મર્યાદાઓ ગોખલેની કાર્યપદ્ધતિ પર હતી, એ વાત ધ્યાનમાં રાખીને એમની યોજના કેટલી પ્રગતિશીલ હતી એ જોવું જોઈએ. વળી, આ યોજના એમની પોતાની હોવાનું કહીને આગાખાને જો કે એ વિષે બૂમાબૂમ કરી તો પણ તે એમની પોતાની નહોતી, પરંતુ તે વખતના મુંબાઈ પ્રાંતના ગવર્નર લૉર્ડ વિલિંગ્ડનની યોજના તરીકે બ્રિટિશ સરકાર સમક્ષ પેશ થવાની હતી એ ભૂલી જઈને નહીં ચાલે. બાકી, તત્ત્વતઃ પોતાની જન્મભૂમિની આકાંક્ષાઓ પર કોઈ પણ પ્રકારની મર્યાદા મૂકવાને

---

* 'आदर्श भारतसेवक' (गोपाळ कृष्ण गोखले यांचें चरित्र). लेखक-प्राध्यापक न. र. फाटक. प्रकाशक—मौज प्रकाशन, मुंबई-४. पृ. ४४९. मूल्य २१ रुपये.

(Islington) અગર પબ્લિક સર્વિસ કમિશનમાં કાર્ય કરતી વખતે કેવો ઉપયોગી થઈ પડ્યો અને તે સતત વધતો જ રહ્યો એ વિષેનું એકાદ સ્વતંત્ર અને વિસ્તૃત પ્રકરણ આ ગ્રંથમાં હોવું જોઈતું હતું એવી ચટપટ મનને સ્પર્શી જાય છે. આ ગ્રંથમાંનાં બે પ્રકરણો ઘણાંને નવી માહિતી પૂરી પાડનારાં હોવાનું જણાયા સિવાય રહેશે નહીં. એમાંનું એક પ્રકરણ તે, ઉત્તર ભારતમાં ૧૯૦૭ની સાલમાં ગોખલેએ કરેલા પ્રવાસ અંગેનું. ટિળક-ની સરખામણીમાં ગોખલે એક કાળમાં મહારાષ્ટ્રમાં અપ્રિય હશે કદાચ, પણ ભારતમાંના અન્ય ભાગોમાં ગોખલે વિષેની આદરભાવના કેટલી મોટી હતી એ વાત આ પ્રવાસની હકીકત પરથી સમજાશે. ઘોડાગાડી-માંથી, પણ ઘોડાઓ છૂટા કરી દઈને, સ્વયંસેવકોએ તે ગાડી ખેંચી હતી અને એ રીતનું સરઘસ લાહોરમાં નીકળ્યું હતું. બીજા એક સ્થળે હાથી પરથી ગોખલેની સવારીનું સરઘસ નીકળ્યું, અને અનેક જગ્યાએ સરઘસો કલાકો ને કલાકો સુધી ચાલ્યાની માહિતી ગોખલેના ચાહકોને તથા હજી કોઈ નિંદક બાકી રહ્યા હોય તો તેમની આંખોમાં જલતું અંજન નાખ્યા જેવી લાગશે.

આયર્લિંગ્ટન કમિશનમાંનું પોતાનું કાર્ય ગોખલે કેટલી નિષ્ઠાથી, માહિતીપૂર્ણ રીતે અને કેવળ ભારતીય લોકોના હિતની દૃષ્ટિ રાખીને તથા પોતાની તબિયત પર કેટલો સખત બોજો પડે છે તેની જાણ હોવા છતાં યે કોઈ એક સમચિત્ત યોગીની જેમ કરતા હતા એ પણ પ્રાધ્યાપક ફ્રાટકે ચૌદમા પ્રકરણમાં ઉત્તમ રીતે બતાવ્યું છે. યુરોપિયન સાક્ષીદારોની, તથા બુઠ્ઠી બનેલી કુહાડીના દાંડા જેવી વર્તણૂંક ધરાવતા આ દેશના સાક્ષીદારોની, ઊલટતપાસના કામમાં, અને આ સાક્ષીદારોનાં વિધાનો તેમને પોતાને જ પાછાં ગળી જવાં પડે એ રીતે કર-વામાં, ગોખલેનું કૌશલ્ય કોઈ પણ નિષ્ણાત વકીલને પણ અચરજ પમાડે એવું હતું. એવું એ કમિશન પરના એમના સાથીદાર સર અબ્દુર રહીમનું એક વિધાન, પ્રાધ્યાપક ફ્રાટકે આપેલા ચાર પાંચ દાખલાઓ પરથી, પૂરેપૂરું આપણા મનમાં અંકિત થાય છે. આવાં બધાં કારણોને લીધે, આ ચરિત્ર, આજ લગીનાં થયેલાં બધાં ચરિત્રોમાં પ્રથમ ક્રમાકનું નીવડશે. ટિળક–ગોખલેના સંપર્ક–સંઘર્ષને જરા ઉદારતાથી ચીતર્યા હોત, અને ગોખલે એક સરળ વર્તણૂક ધરાવના સદ્‌ગૃહસ્થ હતા એ જ મુખ્યત્વે ખાસ આગ્રહપૂર્વક ને અણીદાર રીતે કહેવાને માટે ફ્રાટકે જે મથામણ ન કરી હોત તો વધુ સારું થાત— એવો મારો ગ્રહ, આ પુસ્તક ખૂબ ધ્યાનથી વાંચ્યા બાદ અને પ્રાધ્યાપક ફ્રાટકે ગોખલેની બાજુ લોકો સમક્ષ યથાતથ્ય રીતે રજૂ થાય એવી ભૂમિકાથી જ લખ્યું છે એ જાણીને. એ વિષે સહાનુભૂતિ રાખીને ય, થયો છે. આ વાત તદ્દન નિખાલસતાથી લખ્યા બદલ ફ્રાટકનો રોષ પણ મારા પર નહીં ઊતરે એની મને ખાતરી છે. સુરત કૉંગ્રેસનું જ એક પ્રકરણ લઈએ તો, તેનું વિવેચન કરતી વખતે, ગોખલે અને ફિરોજશાહ મહેતાના પ્રતિવાદીઓને પક્ષે કશો જ ન્યાય એમણે કર્યો નથી એ સ્પષ્ટ જણાઈ આવે છે, પરંતુ આ બનાવ અંગેની એકંદર વર્તણૂક ગોખલે-મહેતા માટે ભૂષણાસ્પદ બની રહે એવી બિલકુલ નથી.

[મુંબાઈના મરાઠી દૈનિક 'નવશક્તિ'ના તા. ૧ અને ૮ ઑકટોબર ૧૯૬૭ના અંકોમાંથી; સાભાર.]

*

## સ્વીકાર–નોંધ

**સામાન્ય મનોવિજ્ઞાન.** લેખકો: પ્રા. બાલમુકુન્દ એમ. શેઠ, પ્રા. મહેશ એમ. દવે, પ્રા. અહેમદહુસેન લાલીવાલા, પ્રા. યોગેન એચ. ભટ્ટ [પ્રકાશક: મેસર્સ બી. એસ. શાહ, અમદાવાદ. સને ૧૯૬૭. પૃ. ૪૪૭. કિ. રૂ. ૧૧–૦૦]

**માર્ગદર્શિકા–ગુજરાત વિધાન સભાના સભ્યો માટે.** લેખક: હરકાન્ત શુકલ. [પ્રકાશક: ગુજરાત વિધાન સભા સચિવાલય, અમદાવાદ-૧૬. સને ૧૯૬૭. પૃ. ૯૨. કિ. રૂ. ૦–૭૫]

**આપણાં ખાદ્યો.** લેખક: બાપાલાલ ગ. વૈદ્ય [પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. સને ૧૯૬૪. પૃ. ૧૦૨. કિ. રૂ. ૨–૦૦]

**એસ. એસ. સી. પાસ થયા? હવે શું કરશો?** [પ્રકાશક: વ્રજલાલ પરીખ, બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ. સને ૧૯૬૭. પૃ. ૧૪૦. કિ. રૂ. ૨–૦૦]

**લાલબહાદુર શાસ્ત્રી સ્મૃતિગ્રંથ** [પ્રકાશક: મહાત્મા ગાંધી ચૅરીટેબલ ટ્રસ્ટ, રાજકોટ. સને ૧૯૬૬–૬૭. પૃ. ૮૪+૪૪. કિ. રૂ. ૫–૦૦]

*

એ ભાવનાનો અતિરેક થાય એ મને પસંદ નહોતું અને મેં મારી નાપસંદગી સંતાડી રાખી નહોતી. મેળાનાં ગીતો સાંભળવા માટે હજારો ભાઈબહેનો ગાયકવાડ-વાડામાં એકઠાં થયાં હોય ત્યારે નાનાં નાનાં ભુલકાંઓએ, તેઓ ફક્ત મેળાવાલા થયા તેથી, ટિળકની સમક્ષ સર્વ-સાધારણપણે આખો સુધારક વર્ગ જ શું પણ ગોપાળરાવ ગોખલે જેવા સજ્જન સંબંધે લગભગ છાણગોળાના સ્વરૂપની ભાષા બોલવી અને ફરી ફરી આલાપ સાથે ઘૂંટીને એ ગીતો ગાવાં એ મને વિપરીત લાગતું".

ગોખલેની આવી ચીતરી ચડાવનારી બદનામી ટિળકના અનુયાયી કહેવડાવનારા પૃથગ્જનોએ કરે એના મૂળમાં કેવળ બ્રિટિશરો વિષેની શ્રદ્ધા ધરાવતું એમનું રાજકારણ જ માત્ર નથી. ટિળકને રાજદ્રોહના આરોપ હેઠળ જેલમાં ધકેલનાર બ્રિટિશરોનાં કાર્યમાં તેઓ તેમના સહકારીઓ હતા અથવા એમને ચડાવનારા ચાડીખોર હતા, એવો એમના વિષેનો જે દુષ્ટ ગ્રહ કેટલાક લોકોનાં મનમાં ઘર કરી બેઠો હતો એનું ફલ-સ્વરૂપ એટલે આ ગંદાં ગીતો, અને એમના પ્રાણ પર પણ હૂમલો કરી જવાના પ્રયાસો કોઈ ને કોઈએ કયારેક કયારેક કર્યા એ આરોપ તદ્દન જૂઠો હતો. ઊલટું, ટિળક જેલમાં ગયા તેથી પોતાની વિનીત ચળવળનું પણ નુકસાન જ થયું, ટિળક વિરુદ્ધ સિડનહૅમ કલાર્કે માંડેલા મુકદ્દમા મોર્લેને પોતાને પસંદ નહોતા, અને ટિળક જહાલ મતના હોય તો પણ અત્યાચારોના અગર ગેરબંધારણીય ચળવળોના પુરસ્કર્તા તેઓ નહોતા—એવા પ્રકારનું ટિળકનું લેખિત વર્ણન ગોખલેએ પોતાના પત્રોમાં કરેલું જોઈએ ત્યારે અને જુવાનીમાંના એ પ્રકારના એમના વિધાનો તપાસીએ ત્યારે, સજ્જનોને કેવી રીતે રંજાડવામાં આવે છે, એમના પર સાવ બેહૂદા આરોપો કેવી રીતે મૂકવામાં આવે છે એનું આધુનિક સમયમાંનું એક ગજબનું ઉદાહરણ જ ગોખલેના નિમિત્તે આપની સમક્ષ આવી ઊભું છે એમ કહેવાનું મન થાય છે. કંઈ નહિ તો ટિળકના સમજદાર અનુયાયીઓની ગેર-સમજ તો દૂર કરવી એ કારણથી ગોખલેના લંડનથી લખેલા કાગળો લઈ ને કોઈ ભારત સમાજ સેવક—ઘણું કરીને તે દ્રવિડ, પટવર્ધન અને હરિભાઉ આપ્ટે હોવા જોઈએ—ટિળક ભક્તોની પાસે ગયા પરંતુ તેમણે આ લોકોની કેવી ઠેકડી ઉડાડી એની હકીકત ફાટકના આ ચરિત્રમાં ૧૩૯મા પાનાં પર આપેલી છે. "આ કાગળો હાથીના દાંત જેવા છે, તે તો માત્ર બતાવવા પૂરના જ લખેલા છે", એવું આ ટિળક પક્ષીય સદ્ગૃહસ્થ બોલ્યા. ફાટકે આવા લોકોનાં નામો જો કે શા માટે ઢાંકી રાખ્યાં તે સમજાતું નથી. એમાંના કંઈ નહિ તો એક તો ઘણું કરીને સદ્ગત શિવરામપંત પરાંજપે હોવા જોઈએ એવું અનુમાન કરવાનું મને મન થાય છે. જરૂર જણાય તો ફાટક આ બાબતનો ખુલાસો કરી શકે છે. ગોખલેની નિષ્કલંક વર્તણૂક સમજવાની જેમને વિશેષ આસ્થા હોય તેમણે નવજીવન સંસ્થા દ્વારા પ્રકાશિત થયેલ મારા ગોખલે ચરિત્રમાંનું 'Rise of Militant Nation-alism' નામનું પ્રકરણ જોવું. એ જ પ્રમાણે ૧૯૫૮ની સાલમાં નવજીવન પ્રેસે જ પ્રસિદ્ધ કરેલ મારા ટિળક ચરિત્ર (અંગ્રેજી ભાષામાં) માંનું 'ટિળક પરના રાજદ્રોહના મુકદ્દમા' એ પ્રકરણ જોવું.

ટિળક અને ગોખલેના પરસ્પરના સંબંધો અંગે વિવે-ચન કરતી વખતે ફાટક રહીરહીને ગોખલેના પક્ષપાતી છે, બલકે એમનું જ વકીલપત્ર એમણે સ્વીકાર્યું હોઇને આ એક બાબતમાં ગોખલેનું બધું સાચું અને ટિળકનું બધું ભૂલભરેલું એવા પ્રકારની ફાટકની ભૂમિકા આ ગ્રંથમાં પ્રગટ થઈ છે. તેમ છતાં આ એક વિષય છોડી દઇએ તો તેઓ (ફાટક) ટિળકને પણ કેટલા ચાહતા હતા એ વાત જાણીતી છે. એનો એક સ્પષ્ટ પુરાવો આ ગ્રંથમાં જ એક સ્થળે છે. એ માટે પૃ. ૨૭૪ થી ૨૭૬ ધ્યાનપૂર્વક વાંચવા જોઈએ. ફાટક લખે છે, "ગોપાળરાવની બાબતમાંનો ટિળકના આઘાતપ્રિય વર્તનનો વિષય છોડી દઈ ને બન્નેની દેશસેવાનો વ્યક્તિગત સ્વતંત્ર વિચાર કરતાં બન્નેય સરખેસરખા ગુણવાળા મહાન પુરુષો હતા એવું કબૂલ કરવું પડશે.' એનો અર્થ એ કે, ફાટક એ ટિળકના દ્વેષ્ટા છે અને ટિળકનું કશું જ સારું એમને દેખાતું નથી એવું જે કોઈ માનતા હશે તેમણે એવું માનવું વાજબી નથી. ફાટક વધુમાં લખે છે, 'ટિળકના દેશસેવાવ્રત વિષે કોઇ ને જ શંકા નહોતી....કર્મયોગની કસોટીથી જોઈએ તો ટિળક અને ગોખલે એ બન્ને જણા એક જ સરખી ઊંચાઈના અને ધ્યેયનિષ્ઠાવાળા હતા, એ વિશે શંકાને સ્થાન

પર સખત પ્રહારો કર્યા, પ્રમુખે ટકોર કરી કે અમેરિકન પ્રજાજનો તરફથી દુશ્મનને ઉત્તેજન ન મળે તો શાંતિ વહેલી સ્થપાશે.

યુરોપિયન કૉમન માર્કેટ અને સમાજમાં બ્રિટન સંપૂર્ણપણે સામેલ થાય એવી હિમાયત પશ્ચિમ જર્મનીના વિદેશ પ્રધાન વિલિ બ્રાન્ટ–Willy Brandt–એ કરી.

૧૧ એડનમાંના NLF જૂથ સાથે વાતચીત કરવા બ્રિટન તૈયાર થયું, પણ હરીફ જૂથ FLOSYના પ્રવક્તાએ કહ્યું કે બ્રિટન જે કોઈ નવું તંત્ર ઊભું કરવા માગે તેને FLOSY તોડી પાડશે.

યેમનમાં રાજાશાહી તરફી અને પ્રજાસત્તાકવાદીઓ વચ્ચે શસ્ત્રવિરામ માટે સમજૂતી થઈ.

૧૩ યુરોપિયન ઉદ્યોગો પરના અમેરિકન પંજાને દાબવા ને ખાળવા બ્રિટિશ વડા પ્રધાન હૅરલ્ડ વિલ્સને સાત મુદ્દાઓની એક યોજના જાહેર કરી.

અમેરિકામાંની લુઈ હૅરિસ લોકમત–ગણતરી Louis Harris Poll–મુજબ, અમેરિકન વસ્તીના માત્ર ચોથા ભાગના પ્રજાજનો જ પ્રમુખ જૉન્સનની વિયેટનામ રીતિનીતિને, તથા યુદ્ધ આગળ ધપાવવાના પ્રમુખના જોસ્સાને, મંજૂર રાખે છે.

૧૪ રાષ્ટ્રકુટુંબ ખાતાના પ્રધાન મિ. ટૉમ્સને રોડીશિયન કટોકટી અંગેનો મોળો ચિતાર–અહેવાલ રજૂ કર્યો.

બ્રિટનનાં રાણી, તથા રાષ્ટ્રકુટુંબનાં વડા, એલિઝાબેથ, એમના પતિ ડ્યૂક ઑફ એડિનબરો સાથે, માલ્ટાની સત્તાવાર મુલાકાતે ગયાં. આ નાનકડા રાષ્ટ્રકુટુંબીય દેશમાં શાહી દંપતી ત્રણ દિવસ ગાળશે.

૧૫ બ્રિટિશ વૈજ્ઞાનિકોને આકર્ષક અને મોટી નોકરીઓનાં પ્રલોભન આપવાની જાહેરખબરો પ્રગટ કરીને અમેરિકન 'વેસ્ટિંગ હાઉસ કૉર્પોરેશન' બ્રિટિશ ન્યૂકલીઅર ટેકનૉલૉજી ખરીદી લેવાના સરતા પ્રયાસો કરે છે એવો આરોપ બ્રિટનના Minister of Technology મિ. વેજવૂડ બેને કર્યો.

NLFના સ્થાપક Qathan Al-Ashabiની પહેલ અને આગેવાની હેઠળ, દક્ષિણ અરબસ્તાન માટેની નવી કામચલાઉ સરકાર સ્થપાઈ.

ભારતમાં બિહાર રાજ્યમાં બે વર્ષ સુધી ચાલેલી અછત અને દુકાળની પરિસ્થિતિનો અંત આણ્યાની જાહેરાત બિહારની સરકારે કરી.

૧૬ પશ્ચિમ એશિયામાંની કટોકટીના ઉકેલ તરીકે બ્રિટને જે દરખાસ્તો પેશ કરી તેમાં સૂચવાયું કે સંયુક્ત રાષ્ટ્રસંઘના ઉપક્રમે શાંતિ–સ્થાપનાનું કાર્ય ચલાવવું; ઇઝરેલે જૂન માસના યુદ્ધ વખતે જીતેલા પ્રદેશોમાંથી પોતાનાં દળો પાછાં હઠાવી લેવાં; સામસામી દુશ્મનાવટની સ્થિતિનો અંત આણવો; અને, સુરક્ષિત તથા સ્વીકૃત સરહદોની અંદર જે તે રાષ્ટ્રને શાંતિથી રહી શકવાનો હક માન્ય રાખવો.

નવાં 'anti-missile warhead' શસ્ત્ર ઉત્પાદનમાં અમેરિકામાં નોંધપાત્ર પ્રગતિ થયાનો અહેવાલ પ્રગટ થયો. આ નવા હથિયારનું નામ 'spectrum bomb' છે.

૧૭ બ્રિટિશ પાઉન્ડ સ્ટર્લિંગ ભારે મોટી કટોકટીમાં મુકાયાનું વર્તાયું. સરકારી જાહેરાત કે ટીકા-ટિપ્પણી કશી ન થઈ, પણ ૧૯૪૯ની સાલ પછી આજ લગી આવી ઊંડી ખાઈ ને ચિંતા જણાઈ નથી.

ગ્રીક અને તુર્કી સિપ્રિયટો વચ્ચે સંઘર્ષ થતાં લડાઈના ભણકારા વાગવા લાગ્યા.

Regis Debray નામના ફ્રેન્ચ લેખકને ગોરિલા યુદ્ધખોરો સાથેના તેમના સંગાથને કારણે, બોલિવિયા [લૅટિન અમેરિકા]ની લશ્કરી અદાલતે ત્રીસ વર્ષની કેદની સજા ફરમાવી.

૧૮ બ્રિટિશ પાઉન્ડ સ્ટર્લિંગનું અવમૂલ્યન કરાયું. ૧૪·૩ ટકા જેટલું. એક પાઉન્ડ બરાબર ૨·૪૦ અમેરિકન ડૉલર્સ.

તરત જ, સ્પેન, આયર્લૅન્ડ, ઇઝરેલ, ડેન્માર્ક અને હૉંગકૉંગમાં પણ ત્યાંની સરકારોએ પોતપોતાનાં ચલણનું અવમૂલ્યન જાહેર કર્યું.

બ્રિટન અને ઇજિપ્ત [યુનાઇટેડ આરબ રિપબ્લિક] વચ્ચેના રાજનૈતિક સંબંધો ટૂંક સમયમાં ફરી

જાહેરમાં અગર ખાનગીમાં પણ ગોખલે ટિળક વિષે આડાઅવળા શબ્દોમાં કદી બોલતા નહીં અગર પોતાના અનુયાયીઓને પણ બોલવા દેતા નહીં, એ વિષે શ્રીનિવાસ શાસ્ત્રીના ભાષણમાંનો એક ઉતારો મેં મારા ગોખલે-ચરિત્રમાં પૃ. ૪૦૫ પર આપ્યો છે. વડીલજનોની આમન્યા રાખવાની ગોખલેની આ વૃત્તિને, એમના હિંદુત્વનો આ ગુણ છે એવું શાસ્ત્રીએ કહ્યું છે. ટિળક હાથ ધોઈ ને ગોખલેની પાછળ પડ્યા હતા અથવા એમના પર ધારદાર શસ્ત્ર લઈ ને જાણે નીકળી પડ્યા હતા, વગેરે આરોપ તદ્દન જ પોકળ અગર બાલીશ જણાય છે. ટિળકે ગોખલેનું કૌતુક કર્યાનાં ય ઉદાહરણો મળશે નહિ એવું નથી. ૧૯૦૫ની સાલમાં, વિલાયતથી, કર્ઝનની કારકિર્દી પરનાં અને અન્ય ભાષણો કરીને, ગોખલે પાછા આવ્યા ત્યારે તેમની અને તેમની સાથે જ ગયેલા લજપતરાયની કશી જ દરકાર કે દખલ ફિરોજશાહ મહેતાએ લીધી નહીં. પરંતુ ટિળકે એમના સ્વાગતની વ્યવસ્થા મુંબાઈમાં અને પૂનામાં કરી. પૂનામાં ડૉ. નાના-સાહેબ દેશમુખના પ્રમુખપદ હેઠળ ગોખલેનું જાહેર અને ભવ્ય સ્વાગત કરાયું. અભિનંદનનું મુખ્ય પ્રવચન ટિળકે પોતે જ કર્યું, અને 'केसरी' તથા 'Maratha' પત્રોમાં એમના રંગીન ફોટાઓ છાપીને વહેંચ્યા. અંતઃકરણમાં જો દ્વેષાગ્નિ જલતો હોય તો આવું બની શકે ખરું? કે પછી, એમાં ય ટિળકના કોઈ દાવપેચ હતા? ટિળક અને ગોખલેના પરસ્પરના સંબંધો વિષે સવિસ્તર વર્ણન કરનાર પ્રાધ્યાપક ફાટકે આ આટલી સ્પષ્ટ હકીકત શા સારુ જતી કરી હશે? ફાટક જેટલો વિગતવાર અભ્યાસ કાગળપત્રોનો મેં કર્યાનો અથવા એમની પાસે જે માહિતી કે અનુભવ છે તેટલાં મારી પાસે હોવાનો દાવો હું કરી શકતો નથી. પરંતુ ટિળક તથા ગોખલે બન્નેનાં ય ચરિત્રો-નો અને રાનડેના ચરિત્રનો પણ પ્રાધ્યાપક ફાટકની જ મદદથી મેં અભ્યાસ કર્યો તે પરથી મને જે લાગ્યું તે મેં મારા ગોખલે-ચરિત્રમાં લખ્યું અને એ જ અહીં ઉતારીને મારી સમાલોચના સંક્ષેપમાં હવે પૂરી કરું:

"During the life-time of both and even afterwards, they were described as rivals, opponents and adversaries of each other. Some chronicles and political commentators have seen even jealousy, hatred and enmity between the two. Whatever may have been the justification for such a view being taken by the contemporaries of either, it is not only possible but also fair to attempt a different, more safe and a more human interpretation of their mutual relationship On occasions there was ill-disguised mutual dissatisfaction and even animonius exchange of hot words, particularly from Tilak's side, but they never ceased, by and large, to apprecitate the qualities of head and heart that characterised either of them There was more common ground between them as patriots and public men and any suggestion of petty rivalry of hatred or jealousy is out of place. Their differences were more temperamental than a principle."

સ્વરાજ્ય પ્રાપ્ત થયા પછી એમાં ગોખલેનું સ્થાન ક્યાં?—આવો પ્રશ્ન કોઈએ એક વાર ટિળકને પૂછ્યો. એનો જવાબ ટિળકે એવો આપ્યો કે, ગોખલે હોમ મિનિસ્ટર એટલે કે ગૃહપ્રધાન બહુ સરસ બની રહેશે. આવી મતલબનું એક સંસ્મરણ મેં વાંચેલું છે. ટિળકના આ જવાબમાં ગોખલેનું સમર્પક અને પૂરેપૂરું સમર્થનીય એવું તેમનું આ ગુણગ્રહણ થઈ ગયું નથી વારુ? એમના સમયની ધારાસભામાં એમણે રાજ્યવહીવટ વિષયક, આર્થિક, ઔદ્યોગિક અને શૈક્ષણિક વિષયો પર જે ભાષણો કર્યાં અને લોકહિતવાળું હોય એવાં જે ધોરણોનું હંમેશ અવલંબન કર્યું, એની ઉત્કૃષ્ટ જાણકારી પોતાને છે એવું જ ટિળકે પોતાના જવાબમાં નથી દર્શાવ્યું વારુ? ફાટકના ગ્રંથનાં હજી બીજાં પાંચ-પચાસ પૃષ્ઠો ગોખલેનાં ધારાસભામાંનાં કાર્યો વિષે લખાયાં હોત તો સારું થાત. વેલ્બી કમિશન માટે એમણે કરેલો આ બધા પ્રશ્નોનો અભ્યાસ, એમને ધારાસભામાં તથા આયલિંગ્ટન

ભાગ ન લીધો. સભ્યપદ પ્રાપ્ત કરવા માટે કુલ સંખ્યાની ૢ બહુમતી મેળવવી આવશ્યક ગણાઈ છે.

૨૯ બ્રિટનના નાણાં પ્રધાન Chancellor of the Exchequer તરીકે મિ. જેમ્સ કૅલેહન [James Callaghan] છૂટા થયા. તેઓ નવા ગૃહપ્રધાન બન્યા, અને અગાઉ ગૃહપ્રધાનપદે રહેલ મિ. રૉય જેન્કિન્સ નવા નાણાં પ્રધાન નીમાયા.

૧૨૮ વર્ષ પછી, એડનમાંથી તમામ બ્રિટિશ લશ્કરી દળો ખસેડાયાં.

૩૦ નવેંબર, ૧૯૬૮માં, થનારી અમેરિકન પ્રમુખપદની ચૂંટણીમાં ઉમેદવારી કરવા માટેનો પોતાનો મનસૂબો ડેમૉક્રેટિક પાર્ટીના સેનેટર યૂજીન મૅકાર્થી-Eugene McCarthy–એ ઔપચારિક રીતે જાહેર કર્યો.

૧૯૬૧ની સાલથી આજ સુધીમાં વિયેટનામના યુદ્ધમાં કુલ ૧ લાખ, ૯ હજાર અમેરિકન સૈનિકો ખુવાર થયા, જેમાંથી પંદર હજાર મરણ પામ્યા.

યુગોસ્લાવિયા અને આલ્બેનિયાની સરહદો પર થયેલ ધરતીકંપમાં અનેક માણસોને જાનહાનિ તથા ઈજાઓ થઈ.

*

## વિવેચન

### બ્રિટિશ ઉમરાવ સભાનાં સ્વરૂપ-સત્તાઓ

બ્રિટિશ પાર્લમેન્ટના નવા અધિવેશનના પ્રારંભદિને –મંગળવાર, તા. ૩૧ ઑક્ટોબર ૧૯૬૭ ને રોજ–રાણી એલિઝાબેથે ઉમરાવ સભામાં જાતે હાજર રહીને શાહી સિંહાસન પરથી સભામાં જે પ્રવચન કર્યું તે, પરંપરા પ્રમાણે રાણીએ વાંચ્યું પણ, હકીકતમાં વડા પ્રધાન વિલ્સને લખેલું અને એમાં આગામી વર્ષમાં મજૂર સરકારે કરવા ધારેલી વિવિધ રીતિનીતિઓની રૂપરેખા રજૂ થઈ છે. ઉમરાવ સભાનાં સ્વરૂપ અને સત્તાઓમાં ફેરફાર કરવા અંગે એમાં સ્પષ્ટ નિર્દેશ છે તે આવકારદાયક છે. વિરોધ પક્ષના નેતા મિ. એડવર્ડ હીથે સુધારા માટેની આ દરખાસ્તને 'a suitable sop to the Left wing' વર્ણવી છે! પણ, ખુદ ઉમરાવ સભામાંના જ રૂઢિચુસ્ત પક્ષના નાયબ નેતા Lord Harlechએ આ વર્ષે (તા. ૧૨ એપ્રિલ) કહેલું કે, 'તમામ પક્ષોની સમજૂતીને પરિણામે સુધારા સારી રીતે અમલી બનાવી શકાશે અને એ સિદ્ધ કરવામાં હું કશી મુશ્કેલી જોતો નથી,' લૉર્ડ હાર્લેકે જ ત્યારે ઉમેરેલું કે ઉમરાવ સભામાં, રૂઢિચુસ્ત પક્ષની બહુમતી અંતર્ગત રહી છે એ જ આ ગૃહ સામેનો મુખ્ય વાંધો ગણાવી શકાય.

અત્યારે ઉમરાવ સભામાં ૧,૦૪૫ સભ્યો છે એ પૈકી ૭૪૪ વંશપરંપરાગત ઉમરાવો છે (તેમના વંશજો ઉમરાવો હતા એ જ કારણથી તેઓ આજે આપોઆપ આ પદે છે), ૧૨૧ સભ્યોને ભૂતકાળમાંના વડા પ્રધાનોએ વંશપરંપરાગત ઉમરાવો [Hereditary Peers] બનાવ્યા છે, જ્યારે ૨૬ સભ્યો 'ચર્ચ ઑફ ઇંગ્લેન્ડ'ના ધર્મગુરુઓ [bishops] છે. આ બધા સજ્જનો ખોટી જગ્યાએ ભરાઈ પડયા છે એવું ન કહીએ તો પણ એમનો હાલનો મોભો આકસ્મિક, ભલે ને સુખદ રીતે આકસ્મિક, છે અને લોકશાહીયુક્ત રીત-રસમો તથા તંત્ર સાથે આવું સભ્યપદ સુસંગત નથી.

પરંતુ, ઉમરાવ સભાની રચના અંગે સુધારાને અવકાશ હોય તો યે વિશેષ જરૂર તાત્કાલિક એ છે કે ઉમરાવ સભાની ધારાકીય સત્તાઓમાં કાપ મૂકવો. અલબત્ત, એ સાચું છે કે સને ૧૯૧૧ તથા સને ૧૯૪૯ ના 'પાર્લમેન્ટ ઍક્ટસ્' પ્રમાણે આમની સભાએ પસાર કરેલા ખરડાને પસાર કરવા કે ન કરવા અંગે ઉમરાવ સભાની સત્તાઓ સ્પષ્ટ રીતે મર્યાદિત કરાઈ છે. પહેલા કાયદા મુજબ, આમની સભાના ખરડાને બે વર્ષ સુધી, જ્યારે બીજા કાયદા મુજબ, એક વર્ષ સુધી, ઉમરાવ સભા ખોરંભે પાડી શકે છે. લોકોએ પ્રત્યક્ષ રીતે ચૂંટેલા પ્રતિનિધિઓની બનેલી આમની સભાની ઇચ્છાને આમ ઠીક ઠીક સમય સુધી વિલંબમાં નાખી શકાય એ જ હકીકત આજના જમાનામાં ભારે ટીકાપાત્ર અને અક્ષમ્ય છે. એટલે, વિલ્સન સરકારે સૂચવેલી દરખાસ્તોમાં, ઉમરાવ સભાની આ વિલંબ કરવાની સત્તાની સમયમર્યાદા ધરખમ ઘટાડવાની જોગવાઈ છે. અને કેટલાક રૂઢિચુસ્તો–બન્ને ગૃહોમાંના–એનો તીવ્ર વિરોધ કરશે એ દેખીતું છે. પણ, ઉમરાવ સભાની હસ્તી અને જરૂરિયાતને હવેનાં વર્ષો તથા દસકાઓમાં અર્થપૂર્ણ અને અસરકારક બનાવવી હોય તો જૂની પ્રણાલિઓને તથા વાસી બની ગયેલી જડ વિચારધારાને ત્યજવી જ પડશે. આવું કરવાથી જલાલ સમાજવાદીઓનાં લાડ લડાવાય છે એવું કશું નથી; ખરેખર તો, સૂચિત સુધારાઓના ફલસ્વરૂપ જે નવી અને તાજગીભરી ઉમરાવ સભા આકાર લેશે તેનું કાર્ય બ્રિટિશ સંસદીય લોકતંત્રને ઉપકારક અને પુષ્ટિ આપનારું નીવડશે. માટે જ, ઉમરાવ સભા અંગેના સુધારાની વાત ખૂબ સમયસરની અને સારી છે. પુ. ગ. મા.

*



# વર્તમાન વિશ્વ
## વૃત્ત અને વિવેચન

'રમેશ'

**તવારીખ** [માહે નવેમ્બર, ૧૯૬૭]

[નોંધ: દેશવિદેશના બધા મહત્ત્વના બનાવોનો ઉલ્લેખ અહીં નથી. ડાબી તરફના આંકડા તારીખ દર્શાવે છે.]

### વિદેશ

૨ દક્ષિણ અરબસ્તાનમાંથી બ્રિટિશ લશ્કરી દળો આ માસની આખર સુધીમાં પાછાં ખેંચી લેવાશે એવી જાહેરાત થઈ.

બ્રિટનમાંની ત્રણ પેટા ચૂંટણીઓમાં, સત્તાધારી મજૂર પક્ષે બે બેઠકો ગુમાવી [હૅમિલ્ટન મતદાર-મંડળમાં સ્કૉટિશ રાષ્ટ્રવાદી ઉમેદવાર જીત્યો, જ્યારે લેસ્ટર વેસ્ટમાંથી રૂઢિચુસ્ત ઉમેદવારને વિજય મળ્યો], અને એક જાળવી રાખી [કિર્ટનમાં; અને તે પણ, ફેર મતગણતરી બાદ જાહેર થયેલ પરિણામ મુજબ!]

Imperial Chemical Industries, લંડન-ના અધ્યક્ષ સર પૉલ ચેમ્બર્સ સને ૧૯૬૮માં માર્ચ માસમાં નિવૃત્ત થશે અને હાલના નાયબ અધ્યક્ષ સર પીટર ઍલન ICIના નવા પ્રમુખ બનશે, એવું જાહેર થયું.

૩ અમેરિકન સંરક્ષણ મંત્રી મિ. રૉબર્ટ મૅકનમારાએ જાહેર કર્યા મુજબ, રશિયા અત્યારે નવું ન્યૂક્લીઅર શસ્ત્ર બનાવી રહ્યું છે. એનું નામ: 'the fractional-orbital bomb'

હરીફ રાષ્ટ્રવાદી આરબ જૂથો વચ્ચે એડનમાં ફરી સામસામી અથડામણો જાગી ઊઠી.

૫ યેમનના પ્રમુખ સાલાલ [Sallal] પદભ્રષ્ટ થયા.

૬ દક્ષિણ અરેબિયન લશ્કરે National Liberation Front NLF–ને દ, અરબસ્તાનના લોકોનું પ્રતિનિધિત્વ કરનાર એકમાત્ર જૂથ તરીકે માન્યતા આપી. વળી, લશ્કરના વડાઓએ બ્રિટિશ સરકારને સૂચના કરી કે અરેબિયન સ્વાતંત્ર્ય અંગેની વાટાઘાટો NLF સાથે તત્કાળ શરૂ કરવી.

૭ સોવિયેટ રશિયા [Union of Soviet Socialist Republics–U.S.S.R.]માં સામ્યવાદી ક્રાંતિ–'October Revolution'–ની અર્ધ-શતાબ્દી ધામધૂમથી ઉજવાઈ. મૉસ્કોમાં યોજાયેલ વિશિષ્ટ લશ્કરી પરેડ વખતે નવી રશિયન 'મિસાઈલ્સ' [Missiles] જાહેરમાં પ્રદર્શિત કરાઈ.

અમેરિકામાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની ચૂંટણીઓનો પ્રારંભ થયો.

આર્થિક પ્રશ્નો અંગેની ચર્ચા પછીના મતદાનમાં લંડનમાં આમની સભામાં વિલ્સન સરકારને ૮૨ ની બહુમતી મળી.

૮ અમેરિકાનાં બે શહેરોમાં હબસી મેયર ચૂંટાયા.

રહોડેશિયાની રાજધાની સૉલ્સબરીમાં બ્રિટિશ રાષ્ટ્રકુટુંબ ખાતાના પ્રધાન મિ. ટૉમ્સન [Thomson] અને લઘુમતી ગોરા રહોડેશિયનોની બળવાખોર હકૂમતના વડા પ્રધાન ઇયન સ્મિથ વચ્ચે ચાર કલાક ઉગ્ર ચર્ચા-ગોષ્ઠિઓ થઈ.

૯ ટૉમ્સન-ઇયન સ્મિથ મંત્રણાઓ નિષ્ફળ નીવડી. બન્ને પક્ષો વધુ વિચાર કરશે એવું અખબારી યાદી દ્વારા જાહેર કરાયું.

Apollo/Saturn–5 યંત્રયાને સફળતાપૂર્વક ઉડ્ડયન કર્યું.

બ્રિટનનાં પૅન્ડ–દર વધીને ૬½ ટકા થયો.

૧૦ Veteran's Day નિમિત્તે કરેલા પ્રવાસ અને પ્રવચનમાં પ્રમુખ જૉન્સને વિયેટનામ યુદ્ધના ટીકાકારો

ડિસેમ્બર ૧૯૬૭] **અભ્યાસ** [સળંગ અંક ૭૭

## અનુક્રમ



*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

* વાર્ષિક લવાજમ : રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫).

* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.

* પ્રથમ ૭ વર્ષના બંધાવેલા સેટની દરેકની કિં. રૂપિયા પંદર. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા બે.

* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.

* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.

* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.

* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

ચાલુ થયા અંગેની જાહેરાત થઈ.

૨૦ બ્રિટિશ પાઉન્ડનું અવમૂલ્યન થવા છતાંયે, યુરોપિયન કૉમન માર્કેટમાંના બ્રિટનના સૂચિત પ્રવેશ વિષે ફ્રાન્સની નકારની, વિરોધની ભૂમિકા ચાલુ રહી હોય એમ સ્પષ્ટ થયું.

ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા અને રોડીશિયાએ અવમૂલ્યન નહીં કરવાનો નિર્ણય જાહેર કર્યો.

સાયપ્રસમાંના સંઘર્ષ અંગે તુર્કસ્તાને ગ્રીસ પાસે પાંચ મુદ્દાઓની યાદી અને માગણી રજૂ કરી હોવાના અહેવાલો વહેતા થયા.

બ્રિટનના ખ્યાતનામ વૈજ્ઞાનિક પ્રોફેસર પી. એમ. એસ. બ્લૅકેટ તથા જાણીતા સંગીતજ્ઞ સર વિલિયમ વૉલ્ટનને સર્વોચ્ચ બ્રિટિશ માનચાંદ–Order of Merit [O. M]–એનાયત થયો.

૨૧ અમેરિકાના નાણાં મંત્રી [Secretary of Treasury] મિ. ફાઉલરના જણાવ્યા મુજબ, આંતરરાષ્ટ્રીય સોનાભંડોળમાંથી ફ્રાન્સે પોતાનું અંગ કાઢી લીધું. પાઉન્ડના અવમૂલ્યન પછી ડૉલર હવે વધુ સ્પષ્ટપણે આગળ તરી આવ્યો છે.

૨૨ સાયપ્રસમાંના પ્રક્ષોભનો જુવાળ વધ્યો. તુર્કસ્તાનની રાજધાની ઈસ્તંબુલમાં ૮૦,૦૦૦ તુર્ક પ્રજાજનોએ સરઘસાકારે ફરીને ગ્રીસ સાથે યુદ્ધ લડી લેવાની માગણી કરી. સાયપ્રસમાં રહેલી ગ્રીક લશ્કરી દળોમાં મોટા પાયા પરનો ઘટાડો કરવાની તુર્કી માગણી રહી છે. સંયુક્ત રાષ્ટ્રસંઘ, અમેરિકા, બ્રિટન અને કૅનેડાએ સાયપ્રસની સળગતી સમસ્યા શમાવવા તથા શાંતિ પ્રસ્થાપિત કરવા ઉત્કટ રાજનૈતિક હિલચાલો શરૂ કરી.

ઈઝરેલે કબજે કરેલા આરબ પ્રદેશોમાંથી ઈઝરેલ પાછું હઠે એ અંગેનો બ્રિટિશ ઠરાવ સંયુક્ત રાષ્ટ્રસંઘની સલામતી સમિતિએ પસાર કર્યો.

બ્રિટિશ પાર્લમેન્ટમાં, પાઉન્ડના અવમૂલ્યન પરની ચર્ચા–ચકમક બાદ, મતગણતરી થતાં વિલ્સન-સરકારને ૭૭ની બહુમતી મળી.

૨૩ ઈઝરેલ જોડે ઈજિપ્ત શાંતિસુલેહ નહીં કરે અથવા તો ઈઝરેલને સુએઝ નહેરનો ઉપયોગ નહીં કરવા દે, એવું પ્રમુખ નાસરે કહ્યું.

૨૪ સોના માટેની દોડધામ અને પડાપડીને કારણે વિશ્વનાં બજારોમાં ડૉલર પરનું દબાણ વધવા લાગ્યું.

બ્રિટનમાં Derbyshire West મતદારમંડળમાં થયેલ પેટાચૂંટણીમાં રૂઢિચુસ્ત પક્ષે પોતાની બેઠક જાળવી રાખી, અને વિજયી રૂઢિચુસ્ત ઉમેદવારે અગાઉની બહુમતીનો આંકડો બમણો કર્યો.

મધ્યસ્થીની મથામણો છતાં, ગ્રીસ અને તુર્કસ્તાન વચ્ચે સાયપ્રસના પ્રશ્ન પર ગરમ યુદ્ધ ફાટી નીકળવાનાં ચિહ્નો પ્રગટ થયાં.

૨૫ પોર્ટુગલમાં નદીઓનાં પૂરને કારણે ૨૫૦ માણસો મૃત્યુમુખે પડ્યાં.

એડનમાંથી બ્રિટિશ દળો હઠાવી લેવાની શરૂઆત થઈ.

સાયપ્રસ અંગેની તુર્કી માગણીઓ ગ્રીસે સ્વીકાર્યાનો અહેવાલ બહાર પડ્યો. પરંતુ તુર્કસ્તાનના મતે પરિસ્થિતિ ગંભીર અને ઉગ્ર ચાલુ રહી.

અમેરિકા અને યુરોપના ૭ દેશોની સેંટ્રલ બૅન્કોના ગવર્નરોએ ડૉલરમાં વિશ્વાસ વ્યક્ત કર્યો.

૨૭ પ્રમુખ દ'ગોલે કહ્યું કે, યુરોપિયન કૉમન માર્કેટમાં બ્રિટનના પ્રવેશ અંગે ફ્રાન્સ હાલના તબક્કે મંત્રણાઓ કરવાને તૈયાર કે રાજી નથી. દ'ગોલે ઉમેર્યું કે વર્તમાન નાણાંકીય પ્રક્ષોભને કારણે સોના પર આધારિત નાણાંકિય પદ્ધતિ ફરી પ્રસ્થાપિત થવાની શક્યતા છે.

૨૮ કૉમન માર્કેટના કારોબારી પંચના પ્રમુખ M. Jean Rayના કહેવા મુજબ, જે દેશોને મજિયારા બજારમાં જોડાવું છે તેમની વાત અને રજૂઆત સાંભળવાની વિનંતીનો અસ્વીકાર કરી શકાય નહીં. બ્રિટિશ વડા પ્રધાન વિલ્સને કહ્યું કે બ્રિટનની અરજી મેજ પર છે "અને ત્યાં તે પડી રહેલી છે."

સંયુક્ત રાષ્ટ્રસંઘની સામાન્ય સભાએ આ વર્ષે પણ ફરી વાર સામ્યવાદી ચીનને વિશ્વસંસ્થામાં સભ્યપદ મળવામાંથી બાકાત રાખ્યું છે. મતદાન થતાં, ૪૫ સભ્યોએ ચીનના સભ્યપદની તરફેણ કરી, ૫૮ સભ્યોએ વિરુદ્ધમાં મત આપ્યો, જ્યારે ૧૭ સભ્યોએ મતદાનમાં

આજના આપણા ધમાલિયા અને ધાંધલિયા જીવનમાં ઘડીભર થંભી જવાની ને થોડી પળો શાંત રહેવાની વાત કોઈ કરે તો તેને પાગલમાં ખપાવાય! પણ આવા પાગલોની આજે આપણા કેળવણીક્ષેત્રે ઘણી જરૂર છે. સમજપૂર્વક શાંત રહેનારા, સંયમથી મૌન રાખનારા, વિચારીને નહીં બોલનારા માણસો ઘણું બધું સમજાવી શકે છે અને એવા માણસોની અસર ધીરે ધીરે પણ ચોક્કસપણે વ્યાપક બને છે. આપણી શાળા-મહાશાળાઓમાં રોજ પ્રારંભમાં અગર નિયત સમયે થોડો વખત મૌનસભા જેવું રાખી શકાય તો કેવું? એવી સભા સ્વયંસંચાલિત જ હોય, અને અલબત્ત એ સ્વૈચ્છિક રીતે જ પ્રવૃત્ત હોય. મૌનનું મહત્ત્વ જેને સમજવું હોય કે થોડુંક સમજાયું હોય તે જ એમાં સામેલ થાય.

મૌન રાખ-થી આપણી કેટકેટલી શક્તિઓ-વૃત્તિઓનો બચાવ અને એમનો સંચય થાય છે એનો આપણે વિચાર કર્યો છે ખરો? શબ્દપ્રવાહમાં આપણને તરતાં આવડવું જોઈએ; જ્યારે, આપણામાંનાં ઘણાંખરાં તો એ પ્રકારના પ્રવાહમાં ડૂબી જાય છે કે તણાઈ જાય છે! મૌનનો અર્થ અવાક બનવું કે ચૂપ મરવું એવો નથી થતો. મૌન એક સાધના છે. એ એક યોગ છે. એને ધીરે ધીરે કેળવવો જોઈએ. પણ એક વાર એ દિશામાં આપણે આગળ વધ્યા તો અનેરો આનંદ આપણે અનુભવવા માંડીશું!

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# સંક્ષિપ્ત નોંધો

## [સંપાદકીય]

### અડગ અને આગ્રહી સેનાપતિને અંજલિ

૧૨મી નવેમ્બરે સેનાપતિ પાંડુરંગ મહાદેવ બાપટનો જન્મદિન ઉજવાયો, અને ૨૭મી નવેમ્બરે મધરાત પછી આ મહાન ક્રાંતિકારકે દુનિયાની ચિરવિદાય લીધી! ૮૮મા વર્ષમાં પ્રવેશેલા સેનાપતિ અનેક રીતે અડગ અને આગ્રહી હતા. એમનો દેહાન્ત ઓચિંતો થતાં દુઃખ-ભાર વિશેષ લાગે તે સ્વાભાવિક છે. સેનાપતિ બાપટ કર્મયોગી હતા તે સાથે સ્થિતપ્રજ્ઞ હતા. એમનું અંતર પ્રેમ અને ભાવનાથી તરબોળ રહેતું. એમના દિલમાં આગ હતી—અન્યાય સામે સતત જ્વલંત ચિરાગ અને સમાનતા માટે અહર્નિશ ઝંખના! પ્રારંભનાં વર્ષોમાં હિંસક અને ત્રાસવાદી રીતરસમોમાં સેનાપતિને વિશ્વાસ બેઠો. લંડનમાં સ્વાતંત્ર્યવીર સાવરકર સાથે તેમનો સમાગમ થયો. બૉંબધડાકાઓથી બ્રિટિશ સલ્તનતને ઉડાડી મૂકવાની એમની નેમ હતી. પણ પછીનાં વર્ષોમાં ગાંધીજીની અસર હેઠળ સેનાપતિ બાપટ વીર અહિંસક ક્રાંતિકારી બન્યા: 'મુળશી' સત્યાગ્રહની નેતાગીરી બાપટે લીધી ત્યારથી તેઓ સહુના સેનાપતિ બન્યા. મહારાષ્ટ્ર કૉંગ્રેસનું પ્રમુખપદ પણ એમણે શોભાવેલું. ફૉર્વર્ડ બ્લૉકની મહારાષ્ટ્ર શાખાના તેઓ એક સ્થાપક હતા. ગ્રામસફાઈના તેઓ જબરા હિમાયતી હતા. ખેડૂતો, કામદારો, વિદ્યાર્થીઓ—અનેકોની ચળવળો સાથે સેનાપતિ બાપટ એકરૂપ બન્યા. સદ્‌ગત સાને ગુરુજી અને સેનાપતિનો ગાઢ સ્નેહસંબંધ હતો. સાને ગુરુજી કહેતા તેમ, સેનાપતિ બાપટ એટલે પવિત્ર અને નિર્મળ જીવન—ત્યાં ન મળે અહંકાર, ન હોય ત્યાં કોઈ ઠાઠમાઠ, અને સ્વાર્થત્યાગનું તો કોઈ નામનિશાન એમના યજ્ઞકર્મમાં ન દેખાય! છેલ્લાં કેટલાંયે વર્ષોથી સેનાપતિ અપક્ષ ભૂમિકાએ હરતાફરતા હતા. સેનાપતિને આપણા સહુની આદરાંજલિ!

\+ + +

### મજૂર મહાજનની સુવર્ણ જયંતી

સુયોજિત મજૂર ચળવળનો ઇતિહાસ આપણા દેશમાં સુદીર્ઘ સમયનો નથી. પચાસ વર્ષ પહેલાં ભાગ્યે જ કોઈ મજૂર સંગઠન વ્યવસ્થિત સ્વરૂપે જોવા મળે તેમ હતું. એથી જ, સને ૧૯૧૭ની ચોથી ડસેમ્બરે અમદાવાદમાં શરૂ થયેલી મજૂર ચળવળનું મૂલ્ય અને મહત્ત્વ ઘણું છે. યોગ્ય અને જરૂરી દિશામાં પહેલ કરવાનો યશ અમદાવાદનાં મજૂર મહાજનને છે. આ

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# સ્વાધ્યાય

વિચાર અને વિવેચનનું સામયિક

૭૭

"બાળક તેની પાંચ વર્ષની ઉમ્મરથી પંદરમા વર્ષની ઉમ્મર સુધીમાં ઘણું જ શીખે છે. સ્વભાવ, ટેવો અને ચારિત્ર્યના પાયા તે જ ઉમ્મરમાં નંખાય છે. આથી આ ઉમ્મરમાં બાળકોને સારું શિક્ષણ, સારી ટેવો તથા ઊંચા ચારિત્ર્યની છાપ પડે અને આવા સુસંસ્કાર નંખાય તો જ ભવિષ્યમાં મોટી ઉમ્મર થતાં તેઓ ખીલી નીકળે.

હાલના સમયમાં બાળકો જાહેર નિશાળોમાં જાય છે. તેમાં લગભગ દિવસના આઠ કલાક ગાળે છે. જાહેર સ્કૂલમાં ઘણી સંખ્યાને લીધે તેમજ માત્ર શૈક્ષણિક જ્ઞાન આપવાની પદ્ધતિથી તેમજ ઘણા પ્રકારના અને જુદા જુદા સંસ્કાર, સંસ્કૃતિ, વાડો, વર્ગ હોવાથી આપણી ઇચ્છા અને વૃત્તિ અનુસાર નૈતિક અને બીજું શિક્ષણ મળતું નથી. એટલે તે ન્યૂનતા આપણે ઘરમાં જ ગૃહકેળવણી અને શિક્ષણ આપી બાળકોને આપણાં સંસ્કાર અને સદવર્તન શીખવવા અને સીંચવાની ખાસ જરૂર રહે છે. આથી બાળકના ચારિત્ર્યનું ઘડતર કરવાની ફરજ મા-બાપની જ છે."

**વામનરાવ ધોળકિયા**

['નાગરબંધુ' પાક્ષિક, ઉનાવા. તા. ૧-૩-૧૯૬૬. પૃ ૪.]

☆



સંપાદક

પુરુષોત્તમ ગણેશ માવળંકર

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

હપ્તો ૬૨ [તા. ૭ માર્ચ થી તા. ૧૩ માર્ચ ૧૯૪૯]





### તા. ૭ માર્ચ ૧૯૪૯, સોમવાર
**[નવી દીલ્હી]**

સવારે પરચૂરણ કામો. વૃત્તપત્રો જોયાં. કેટલાક કાગળો, વગેરે. પછી ૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભાનું કામ.

૪ થી ૫ સુધી ગાંધી સ્મારક નિધિના ટ્રસ્ટીઓની સભામાં ગયો.[1] ટ્રસ્ટ ડીડનો જે મુસદ્દો હતો તે પ્રમાણે ટાઈપ કરીને દસ્તાવેજ [સાથે] લીધો હતો. મોટા ભાગની મારી સૂચનાઓ સ્વીકારાઈ હતી એવું શ્રી. મંગળદાસ પકવાસાએ કહ્યું. ફક્ત એક જ એમને પસંદ નહોતી તે સ્વીકારી નહીં. Holding Trustees ૭ છે તેઓ પૈકી ઓછામાં ઓછા બે અગર બે કરતાં વધુ સંખ્યા Holding Trustees ઠરાવશે તો તે સંખ્યાના નામ પર મિલકત રાખીને મિલકતનો સામાન્ય વહીવટ તેઓ કરી શકે એવી કલમ હોવી જોઈએ એવું મારું કહેવાનું [હતું]. પણ એવું કરી શકાતું નથી એમ શ્રી મંગળદાસનું કહેવાનું. એમના મત મુજબ, બાકીનાઓએ બન્નેને અગર [બધા] નક્કી કરે તેમને મુખત્યારનામું (power of attorney) આપવું! મુખત્યારનામું [જો] આપી શકાય તો દસ્તાવેજમાં કલમ શા સારુ ઉમેરી ન શકાય? ઠીક. સ્ટૅંપની બાબતમાં તો મને આશ્ચર્ય જ થયું. સ્ટૅંપ ઍક્ટ પ્રમાણે વિધિ થવી જોઇએ; કલેક્ટરનો અભિપ્રાય લેવો જોઇએ, એવું મેં કહ્યું. પંડિત નેહરુ[2] આશ્ચર્ય સાથે પૂછવા લાગ્યા કે, "માનનીય નાણાં પ્રધાને પત્ર લખીને ૧૫ રૂપિયાના સ્ટૅંપ પર દસ્તાવેજ ચાલશે અને વધારે [રકમ જો સ્ટૅંપ માટે આપવી પડે એમ] લાગે તો હું માફીનું Notification બહાર પાડીશ એમ કહ્યું છે તે નહીં ચાલે વારુ?" એમના [નેહરુના] પ્રશ્નથી મને પણ નવાઈ લાગી. કાયદો કરવાની સત્તા જો કે આપણી પાસે હોય તો [પણ તેથી કરીને કાંઈ] આપણે કહીએ અગર કરીએ તે કાયદેસરનું બનતું નથી. પ્રથમ કાયદો કરવો જોઈએ અને સત્તા મેળવવી જોઇએ. ઇંગ્લિશ લોકોનું રાજ્ય એટલે કાયદાનું રાજ્ય (Rule of Law)—એનો અર્થ આપણને હજી સમજાયો જ નથી એમ કહેવાની ફરજ પડે છે. ઠીક.

પછી શ્રી. મંગળદાસ પકવાસાની જોડે ઘેર આવીને ચા-પાણી આટોપીને ચિ. અણ્ણાને સવિસ્તર કાગળ લખ્યો.

શ્રી. કાકાસાહેબ કાલેલકર અને [શેઠ] મગનભાઈ ભીખાભાઈ આજે સાંજે અહીંથી રવાના થયા.

રાત્રે ભોજન આટોપીને ગવર્નમેન્ટ હાઉસમાં શ્રી. મંગળદાસ પકવાસાને મળવા ૯ થી ૧૦ સુધી જઈ આવ્યો. ઘણી બધી વાતોચીતો થઈ. આપણી સરકારો, કૅાંગ્રેસવાળાઓનું વર્તન, ભાવિ સ્થિતિ અને ભવિષ્ય, વગેરે ઘણા બધા વિષયો [વાતચીતમાં] નીકળ્યા હતા.

### તા. ૮ માર્ચ ૧૯૪૯, મંગળવાર
**[નવી દીલ્હી]**

સવારે નિત્યવિધિ. થોડી રોજનીશી લખી. વૃત્તપત્રો જોયાં. કેટલાક કાગળો. ઑફિસકામ. ૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભા. લોકોને મળવા-કરવાનું. મથુરાના શ્રી ભાર્ગવ વકીલ મળ્યા હતા.

ઘેર આવીને પરચૂરણ કામ, વાચન, વગેરે. મને હમણાંથી ખૂબ જ થાક બપોરના મોડેથી ને સાંજે લાગે છે.

સાંજે શ્રી. બેવૂરને ત્યાં પુત્રીનાં લગ્નસમારંભમાં (Reception) ગયો હતો. ઘણા બધા લોકો મળ્યા. ભોજન બાદ વહેલો જ સૂતો.



विद्या विभातु हृदये नवसर्जनाय।

## मौननो संकल्प

મનુષ્યમાત્ર બોલતું પ્રાણી છે તેમ તે મૂગું પ્રાણી પણ છે! જન્મથી જ દરેક જણ રડવાનું ને ચીસો પાડવાનું શરૂ કરી દે છે તેમ શાંત રહેવાનું ને ચૂપ મરવાનું પણ શીખવા માંડે છે! જન્મેલા બધા જ બોલતા નથી; કેટલાંક બિચારાં આજન્મ મૂગાં રહે છે ને ભાંગ્યૂંતૂટ્યું પણ બોલી શકતાં નથી. પરંતુ, જન્મી ચૂકેલાં અને બોલી શકનારાં તમામ સ્ત્રીપુરુષો એમની લાંબીટૂંકી જિંદગીમાં ઓછીવત્તી વાર અવાક રહે છે. બોલવાનો જેમ મહિમા છે તેમ ન બોલવાનો પણ છે, એનોય અનુભવ દરેક જણને કોઈ ને કોઈ વખતે થાય છે જ.

જન્મતઃ અગર પાછળથી કશાક અકસ્માતને કારણે, કેટલાક લોકો મૂક બને છે તેઓ પણ બોલે તો છે જ. ફેર એટલો કે, બીજાંઓ તેમને સાંભળી શકે એ રીતે આ મૂક લોકો બોલી શકતા નથી. પોતાનાં અંતર સાથે તો તેઓ વારંવાર બોલતા જ હશે. વાણી દ્વારા જ શબ્દો પ્રગટે એવું કાંઈ નથી; ચિત્રો અને આકૃતિઓ દ્વારા તથા હાવભાવ અને સંજ્ઞાઓ મારફત પણ બોલી શકાય એટલી બુદ્ધિ કે સમજ માનવે તો શું પણ અન્ય પ્રાણીઓએ પણ દાખવી છે.

હવે, જેઓ બોલી શકે છે, તેઓ બધાં જ બરાબર કે સારું કે બોલવા જેવું બોલે છે એવું જરા પણ નથી! ઘણાંખરાં ભાઈબહેનો આખો જન્મારો કેવળ બોલબોલ જ કરતાં હોય છે. બોલવાથી બધું મળે છે, બોલવાથી 'બોર વેચાય છે', બોલવાથી આપણી નેમ બર આવે છે એવું ઘણા માનતા લાગે છે. એમની આ માન્યતા સાવ ખોટી નથી; પણ એ સાવ સાચી પણ નથી. વાણીનો અતિરેક વાણીને વગોવે છે એનો વિચાર ઘણાને આવતો જ નથી, અને જેમને આવે છે તેમને પોતાની વાણીમાં ક્યાં ને કેટલો સંયમ મૂકવો તેનો વિવેક કરતાં આવડતો નથી.

જેમ વાણીસ્વાતંત્ર્યનો અધિકાર પ્રત્યેક માનવ માટે મૂળભૂત હક છે તેમ મૌન ધારણ કરવાનો સંકલ્પ દરેકને સારુ મહત્ત્વનો, બલકે પાયાનો, છે. બીજાઓ આપણાં મોં બંધ કરે તે અત્યાચાર છે; આપણે પોતે સમજીને મૌન ધારણ કરીએ તે અતિ આવશ્યક આચાર છે. કોઈ પારકી અને ઉપરી વ્યક્તિ કે સત્તા આપણને બોલતી અટકાવે તો તે જુલમ છે. પણ આપમેળે આપણે શાંત રહીએ એ ઘણી વાર આપણી અંગત પ્રગતિ માટે, અને આત્મિક શક્તિના વિકાસ અર્થે, બહુ જરૂરનું છે.

આપણી શિક્ષણવ્યવસ્થામાં બોલવા–બોલાવવાનું જેટલું માહાત્મ્ય છે તેટલું શાંત રહેવાનું—મ રખાવવાનું નથી એ એક કમનસીબી કહેવાય. વળી, આ ન્યૂનતા તરફ મોટા ભાગના શિક્ષણકારોનું ધ્યાન ગયું કે જતું નથી એ સવિશેષ દુઃખની વાત છે. પ્રાચીન ભારતમાં તો ગુરુનાં મૌનરૂપી વ્યાખ્યાનોનો આદર્શ સ્વીકૃત હતો. ગુરુ આવે, શાંત અને સ્વસ્થ બેસે, અને ગુરુની પ્રતિમા તથા પ્રતિભા જોઈને જ શિષ્યોના બધા સંશયો દૂર થઈ જાય! તે જમાનાનો ગુરુ બોલતો હતો, પણ મૌન દ્વારા પણ એ બોલતો હતો. ન બોલીને ય બોલ્યા કરતાં વધુ અસરકારક રીતે એ અભિવ્યક્તિ કરતો હતો.

પત્રવ્યવહાર નિકાલમાં કાઢવા માટે તપાસ્યો અને લાંબા લાંબા પત્રો વાંચ્યા. કરમસદમાં [મેં] તા. ૬ઠ્ઠીએ [જે] ભાષણ કર્યું એનો સારાંશ આણંદના શ્રી. ઈશ્વરભાઈ પટેલ તરફથી આવ્યો તે સુધાર્યો. શ્રી. નગીનદાસ માસ્તર[૧૨] મળવા આવ્યા હતા. એમની જોડે રાજઘાટ પર ગાંધીજીની સમાધિ પર જઈ આવ્યો. એમણે ગાંધી-મંડપ જોયો. ત્યાંથી શ્રી. રવીન્દ્ર મગનલાલ મહેતાને ત્યાં [હું] જઈ આવ્યો.

ભોજન બાદ પરચૂરણ વાચન અને પછી વિશ્રાંતિ.

## તા. ૧૩ માર્ચ ૧૯૪૯, રવિવાર
### [નવી દિલ્હી]

સવારે ફરવાનું. થોડું ઑફિસકામ. પૂનાના પ્રકાશક શ્રી. દેશમુખ આણિ કંપનીને મારા વિલાયતના પત્રોના પ્રકાશન અંગે અંગ્રેજી [માં] પત્ર [પાઠવ્યો.] એ લખાવીને એમ ને એમ જ રાખ્યો.[૧૩] ફરી મરાઠી પત્ર લખીને શ્રી. કાકાસાહેબ કાલેલકર આજે આવ્યા એમને બતાવીને પછી ટપાલમાં નાખ્યો. "આ પ્રકાશન અમને મળશે નહીં એમ લાગ્યું [અને] તેથી અમે અન્ય પ્રકાશનો હાથ પર લીધાં અને હવે આ [વિલાયતના પત્રોનું પ્રકાશન] સ્વીકારી શકાય તેમ નથી" એવી મતલબનો એમનો કાગળ આવ્યો છે. મને લાગે છે કે આ એમની વાત જૂઠ્ઠી છે. પ્રકાશન [હાથ ઉપર] ન લેવાનાં અન્ય કોઈ કારણો હશે એમ મને લાગે છે. એટલે [મેં] એમને વિગતવાર ખુલાસાથી ભરેલો પત્ર લખ્યો. "કાગળો પ્રગટ કરવા જેવા નથી! અગર કિંમત ઓછી રાખવી એ મારી સૂચના માન્ય નથી" એ કારણે તો નકાર નથી ને? એવું [મેં] એમને પૂછ્યું છે.

ભોજનોત્તર આરામ. પછી કસ્તુરબા ટ્રસ્ટની આર્સિકેરી બેઠકનાં પ્રોસીડિંગ્સ્ સુધારવાનું કામ થોડું કર્યું. શ્રી. કાકાસાહેબ સાથે ઘણી બધી વાતોચીતો [થઈ]. જૂનાં સંસ્મરણો. કોચીન ધારાસભાના[૧૪] અધ્યક્ષ મળવા આવ્યા હતા તેમની જોડે વાતો, વગેરે. સાંજે શ્રી. કૌલ આવ્યા હતા. એમની સાથે Rules of Procedureની નોંધ વિષે ચર્ચા.

સાંજે થોડો વખત બહાર ફરવા જઈ આવ્યો. ભોજન બાદ પરચૂરણ વાચન. (ક્રમશઃ)

*

## પાદટીપો

૧ દાદાસાહેબ ગાંધી સ્મારક નિધિમાં પછી ટ્રસ્ટી બન્યા, નિધિની કારોબારી સમિતિના સભ્ય બન્યા, અને છેલ્લે નિધિના અધ્યક્ષપદે પણ ચૂંટાયા. આમ, કસ્તુરબા ગાંધી રાષ્ટ્રીય સ્મારક નિધિ અને મહાત્મા ગાંધી સ્મારક નિધિના એક સાથે પ્રમુખ રહેવાનું માન અને કાર્ય દાદાસાહેબને ફાળે આવ્યું.

૨ સદ્‌ગત પંડિત જવાહરલાલ નેહરુ. સ્વતંત્ર ભારતના પ્રથમ વડા પ્રધાન. તા. ૧૪ નવેંબર ૧૮૮૯ ને રોજ જન્મ; તા. ૨૭ મે ૧૯૬૪ ને રોજ મૃત્યુ. સ્વાતંત્ર્ય-સંગ્રામના વિરલ સેનાની. અમીર કુટુંબમાં જન્મેલા જવાહરલાલે સંપત્તિ-સલામતી ત્યજી દઈ ને ભારતીય સ્વાતંત્ર્યયજ્ઞમાં પોતાની જાતને સમર્પણ કરી. જહાલ અને ક્રાંતિકારી જવાહરલાલનો જોસ્સો સ્વાતંત્ર્ય પછી, સત્તાસ્થાન પરથી, મોળો ને ઘટતો થતો ચાલ્યો. સ્વરાજ્ય પૂર્વે અને પછી અનેક વાર તેઓ કૉંગ્રેસના પ્રમુખ બન્યા. નવ વર્ષ ઉપરાંતનો સમય વિવિધ વખતે સત્યાગ્રહ કરીને એમણે જેલમાં ગાળ્યો. ૧૯૨૯ની સાલમાં પંજાબમાં રાવી નદીના તટે પૂર્ણ સ્વરાજ્યના શપથ એમણે લીધાં અને લેવડાવ્યાં. એમનો ઉચ્ચ અભ્યાસ બ્રિટનમાં કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં લંડનમાં થયેલો. ત્યાર પછી અનેક વાર તેઓ પરદેશપ્રવાસે ગયા. ભારતના સ્વરાજ્યસંગ્રામને તેમણે વિશ્વસંદર્ભમાં જોયો અને ખેલ્યો. નિયોજનની દૃષ્ટિ અને વિચારસરણી એમણે અપનાવી. સમાજવાદી માનસ અને આંતરરાષ્ટ્રીય વલણ એમનું રહ્યું. લોકપ્રિયતા નેહરુએ જેટલી મેળવી તેટલી, કદાચ ગાંધીજી અને નેતાજી સુભાષચંદ્ર બોઝ બાદ કરતાં, કોઈ એ ન મેળવી. અક્ષરશઃ લાખ્ખો લોકો નેહરુ પાછળ ઘેલા બનતા. અફાટ મેદનીઓને જોવી, સંબોધવી નેહરુ માટે અનેરું પૌષ્ટિક તત્ત્વ હતું! તા. ૨ સપ્ટેંબર ૧૯૪૬ ને રોજ વચગાળાની સરકાર સ્થપાઈ ત્યારે નેહરુ વડા પ્રધાન બન્યા, અને મૃત્યુ સુધી

મહિને એ સંસ્થાએ ૫૧મો મજૂર દિન ઊજવ્યો ત્યારે તેના સ્થાપક–સહકારી શ્રીમતી અનસૂયાબહેન સારાભાઈ, શ્રી. શંકરલાલભાઈ બૅંકર, શ્રી. ખંડુભાઈ દેસાઈ, શ્રી. ગુલઝારીલાલ નંદા, શ્રી. શ્યામપ્રસાદ વસાવડા, વગેરે કાર્યકરો-નેતાઓ સંતોષની લાગણી અનુભવે તેમાં ખોટું નથી. મજૂર ભાઈબહેનો પોતાની વાજબી માગણીઓ નિર્ભયતાથી, નમ્રતાથી પણ મક્કમતાથી, અને ચીવટપૂર્વક રજૂ કરી શકે એ માટે એમનું સંગઠન આવકારદાયક છે. લોકશાહી ઢબે, સહુને કે ઘણાને પૂછીને અને એમની સંમતિ મેળવીને, મજૂરવર્ગ પોતાની માગણીઓના ટેકામાં, છેવટના શસ્ત્ર તરીકે, હડતાળ પાડે તે પણ સ્વીકાર્ય છે. અમદાવાદના મિલ-મજૂર–માલિક સંબંધોના ઇતિહાસમાં હડતાળોના પ્રસંગો ખાસ આવ્યા નથી એ માટે મહાજન અને માલિકો બન્નેને શાબાશી ઘટે છે. સને ૧૯૪૨ના 'અંગ્રેજો, ચાલ્યા જાવ' આંદોલન વખતે અમદાવાદની કાપડની મિલો ૯૦ દિવસથીયે વધુ સમય માટે લાગલગાટ બંધ રહી હતી ત્યારે મજૂરો–માલિકોનાં રાષ્ટ્રીય મિજાજ અને અડગ ટેકનો જ્વલંત પરચો તે વખતની બ્રિટિશ હકૂમતને મળેલો. હવે જો કે જમાનો જુદો છે અને વાતાવરણ વધુ ક્લિષ્ટ તથા ક્યારેક કથળેલું જણાય છે. બન્ને પક્ષે જે નવી પેઢીઓ કાર્યરત છે અને નેતૃત્વ કરે છે તેમની માનસિક ભૂમિકા ઠીક ઠીક બદલાઈ છે. મહાજનને કૉંગ્રેસ પક્ષનો રંગ એવો ચોંટયો છે કે તે મહામહેનતે પણ ન ધોવાય! ઘણા માલિકોનાં માનસ પશ્ચિમની અસરથી અને નવાં અઢળક નાણાં તથા સસ્તી સત્તાપ્રતિષ્ઠાથી એવાં ફૂલાયાં છે કે તેમનામાં ન્યાયપ્રિયતા અને સમાધાનશીલતાનાં દર્શન દુર્લભ થયાં છે! વર્ગવિગ્રહનું તથા પરસ્પર અદેખાઈ અને અવિશ્વાસનું વાતાવરણ દેશમાં અને દુનિયામાં ઘણે સ્થળે ફેલાયું છે તેની ઓછીવત્તી ઝેરીલી હવા અમદાવાદમાં ન પ્રવેશે તો નવાઈ. એટલે જ, મજૂર મહાજનની અને મિલમાલિકોની કસોટી આજે સવિશેષ છે. તક ધારાધોરણો અને ન્યાયી વ્યવહારના સારા એવા પુરવઠા વગર, ભાવિમાં ડગલાં માંડવા જતાં જાત-જાતનાં જોખમોનો સામનો કરવાનો વારો હવે મજૂરોને અને માલિકોને આવશે!

\+ + +

## પુરાતત્ત્વવિદનું સુયોગ્ય સન્માન

ગુજરાત સાહિત્ય સભાએ અમદાવાદમાં તા. ૧૧ ડિસેમ્બરે ખાસ સમારંભ યોજીને, પ્રસિદ્ધ પુરાતત્ત્વસંશોધક અને પંડિત ડૉ. હસમુખભાઈ સાંકળિયાને સને ૧૯૬૬નો રણજિતરામ સુવર્ણચંદ્રક એનાયત કર્યો એથી બે ત્રણ સારી બાબતો સિદ્ધ થઈ. એક તો, સાહિત્ય સભા ઇતિહાસ અને પ્રાચ્યવિદ્યાના સંશોધકને બિરદાવે એ આનંદની બાબત છે. સાહિત્યનું કાર્યક્ષેત્ર અને અર્થઘટન વ્યાપક દૃષ્ટિકોણથી અમલી બને એ સારું જ છે. બીજું, ડૉ. સાંકળિયાનો જન્મ મુંબઈમાં અને કાર્ય પૂનામાં અને હવે એમનું ગૌરવ આપણે ત્યાં ગુજરાતમાં થાય એ પણ નોંધપાત્ર ત્રિવેણી સંગમ છે. પૂનાની ડેક્કન કૉલેજમાં આદિ ભારતીય અને પ્રાચીન ઇતિહાસના પ્રાધ્યાપક તરીકે ડૉ. હસમુખભાઈ છેલ્લાં ત્રીસેક વર્ષથી એકધારી સુંદર સેવાઓ આપી રહ્યા છે. પૂના યુનિવર્સિટીના પ્રાચીન ભારતીય સંસ્કૃતિ તથા પુરાતત્ત્વ વિભાગના તેઓ અધ્યક્ષ છે. મુંબઈ યુનિવર્સિટીમાં એમ.એ.ની પદવી પ્રથમ વર્ગમાં સંપાદન કરીને ડૉ. સાંકળિયા ૧૯૩૪ની સાલમાં ઇંગ્લૅન્ડ ગયા અને ત્યાં એમણે સર મૉર્ટિમર વ્હીલર જેવા ખ્યાતનામ પુરાવિદના માર્ગદર્શન હેઠળ ઉચ્ચાભ્યાસ કર્યો. લંડન યુનિવર્સિટીની પી. એચ.ડી. પદવી પ્રાપ્ત કરીને ડૉ. સાંકળિયા સને ૧૯૩૭માં સ્વદેશ પાછા ફર્યા અને મહારાષ્ટ્રની વિદ્યાસંસ્કારનગરી પૂનામાં પોતાનું અધ્યાપન-સંશોધન કાર્ય એમણે શરૂ કર્યું. એ જ સ્થળે આજ લગી તેઓ સતત કાર્યરત રહ્યા છે. એમણે નાનાંમોટાં અનેક કીમતી લખાણો, પુસ્તકો, ઇ. લખીને પ્રગટ કર્યા છે. ઠેરઠેર એમણે વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનમાળાઓ પીરસી છે. રણજિતરામ સુવર્ણચંદ્રકે ડૉ. સાંકળિયાને ઝળકાવ્યા છે તેમ આ પ્રકાંડ વિદ્વાને એ ચંદ્રકનું તેજ પણ વધાર્યું છે. ગુજરાતમાં આજે ડૉ. સાંકળિયા જેવા સંશોધકો અને વિદ્યાર્થીઓની ખૂબ જરૂર છે. પૂનામાં પણ એમને ગુજરાતી વિદ્યાર્થીઓ ખાસ મળતા લાગતા નથી. આપણી આવી ઉપેક્ષા તરફ સાહિત્ય સભાના આ સમારંભે અનાયાસે ચોટદાર ધ્યાન દોર્યું એ લાભ પણ ઓછો નથી. ડા. સાંકળિયાને સાદર અભિનંદન!

૫ નવી દિલ્હીમાં જમના નદીના તટ ઉપર જે સ્થળે ગાંધીજીના પાર્થિવ દેહને અગ્નિસંસ્કાર આપવામાં આવ્યા તે રાજઘાટ હવે ગાંધીજીની પુણ્યસ્મૃતિનું કાયમી સ્થાન બન્યું છે. સમાધિ અને આસપાસના પ્રાંગણનું ખાસ પથ્થરો વડે ચણતર થયું છે અને દેશવિદેશના અનેક યાત્રીઓ રાજઘાટ પર પ્રતિદિન રાષ્ટ્રપિતાને વંદના તથા પુષ્પાંજલિ અર્પે છે. ભારતની સત્તાવાર મુલાકાતે આવતા અનેક નાનામોટા રાજપુરુષો અને નેતાઓ અચૂક રાજઘાટની મુલાકાત લઇને ગાંધીજીની સમાધિ પર ફૂલ ચડાવે છે. ભારતીય સરકાર અને જનતાના માનાર્થે પણ આવી વિધિ વિદેશી મહેમાનો કરે છે.

૬ અહીં સમય ૧૦–૩૦ થી ૧ જોઇએ; ભૂલમાં કે ઉતાવળથી દાદાસાહેબે મૂળ રોજનીશીમાં ૧૨–૩૦ થી ૧ એવું લખ્યું લાગે છે.

૭ સદ્‌ગત ડૉ. શ્યામાપ્રસાદ મુકરજી. બંગાળના સિંહ અને ભારતના એક સમર્થ રાજપુરુષ. કાબેલ અને નિષ્ણાત પાર્લમેન્ટેરિયન, અસરકારક વક્તા, છટાદાર ભાષણકાર, વિદ્વાન લેખક અને પ્રભાવશાળી વિચારક. કલકત્તા યુનિવર્સિટીમાં પિતા આશુતોષ મુકરજી અને પુત્ર શ્યામાપ્રસાદ મુકરજી બન્નેનું પ્રદાન અતિ મહત્ત્વનું અને ગૌરવપ્રદ રહેલું. પંડિત નેહરુના પ્રથમ ભારતીય પ્રધાનમંડળમાં શ્યામાબાબુ સામેલ હતા. ઉદ્યોગ પ્રધાન તરીકે તેમણે કાર્યક્ષમ વહીવટ કર્યો. પાછળથી તેઓ પંડિતજીના કડક ટીકાકાર અને વિરોધી બન્યા. તા. ૨૧ ઑક્ટોબર ૧૯૫૧ ને રોજ ડૉ. મુકરજીએ ભારતીય જનસંઘની સ્થાપના કરી. એ પહેલાં તેઓ હિંદુ મહાસભામાં સક્રિય હતા અને એના પ્રમુખ પણ રહેલા. ડૉ. મુકરજી સ્વતંત્ર મિજાજના, સ્વાભિમાની, અડંગ રાષ્ટ્રવાદી સજ્જન હતા. સાહિત્ય, સંસ્કાર અને સુજનતા વડે તેમનું સમગ્ર વ્યક્તિત્વ રંગાયું હતું, અને સમૃદ્ધ બન્યું હતું. શ્યામાબાબુ નિર્ભય, નિઃસ્વાર્થી, નીડર પ્રકૃતિના હતા.

૮ શ્રી રવીન્દ્ર મગનલાલ મહેતા. મદ્રાસમાં અત્યારે Life Insurance Corporation, Southern Divisionના Zonal Manager તરીકે કાર્ય કરે છે. એ પહેલાં તેઓ મુંબાઈ વિભાગના ઝોનલ મૅનેજર હતા. અગાઉ દિલ્હીમાં પણ LICમાં એમણે વરિષ્ઠ કક્ષાએ કામ કરેલું. LIC પહેલાં તેઓ New India Insurance કંપનીમાં હતા. એમનો ઉચ્ચ અભ્યાસ લંડનમાં થયેલો. Actuaryની પરીક્ષા એમણે ઉત્તમ ગુણ મેળવીને પસાર કરી. Insurance અને Taxation અંગેના કાયદા-રિવાજોનો એમનો અભ્યાસ અને અનુભવ બહોળો તથા ઊંડો છે. એમની અભ્યાસ–કારકિર્દી તથા પછીની વ્યવસાય-પ્રવૃત્તિ તેજસ્વી અને કીમતી રહી છે. વાચનનો એમને શોખ છે. બ્રિટિશ સમાજવાદી પરિબળોનો અને વિચારપ્રવાહોનો ગાઢ સંપર્ક એમને છે. શ્રી. રવીન્દ્રભાઈ સૌ. પૂર્ણિમા પુ. માવળંકરના મામા છે. દાદાસાહેબ અને માવળંકર કુટુંબ સાથે રવીન્દ્રભાઈ તથા તેમનાં બા [શ્રીમતી પદ્માવતીબહેન–તેઓ હયાત છે] અને અન્ય કુટુંબીજનોનો સંબંધ દસકાઓ જૂનો છે.

૯ સરદાર વિંચૂરકર નાશિકના રહેવાસી હતા. મહારાષ્ટ્રના ધોરણે શ્રીમંત ઘરાણાના. કૉંગ્રેસ પક્ષના અગ્રણી તથા દિલ્હીની વડી ધારાસભાના સભ્યપદે રહેલા. સદ્‌ગત કાકાસાહેબ ગાડગીળના તેઓ વેવાઈ થતા હતા.

૧૦ સદ્‌ગત શ્રી. શરદચંદ્ર બોઝ. નેતાજી સુભાષચંદ્ર બોઝના મોટા ભાઈ. બંગાળના અને ભારતના એક અગ્રણી ક્રાંતિકાર અને લડાયક સેનાની. એમનું વ્યક્તિત્વ મોહક અને ગુલાબી હતું. શરદબાબુ છટાદાર રીતે અંગ્રેજી–બંગાળીમાં સરસ પ્રવચનો કરતા. કૉંગ્રેસ પક્ષમાં તેઓ સક્રિય હતા. કારાવાસ અનેક વાર વેઠેલો. ૧૯૪૬ની સાલમાં કૉંગ્રેસ પક્ષના નેતા તરીકે તેઓ નવી દિલ્હીમાં વડી ધારાસભામાં કાર્ય કરતા હતા. શુભ્ર ખાદીનો પોશાક, ગૌરવર્ણ શરીર, સ્પષ્ટ અને સુરેખ ચેહરો તથા હાવભાવ, ચપળ અને ઉત્સાહી, વેગવંતા અને વિદ્વાન શરદબાબુને પાર્લમેન્ટમાં ચાલતા–બોલતા જોવા અને સાંભળવા એ એક લહાવો હતો.

૧૧ દાદાસાહેબે વર્ષોથી રોજ સવારે ફરવા જવાનો ક્રમ રાખેલો. વચ્ચે ભંગ પડે તો તે માંદગી કે એવા

## તા ૯ માર્ચ ૧૯૪૯, બુધવાર
### [નવી દિલ્હી]

આજે સવારે ચિ નાના અમદાવાદથી આવ્યો. મોતી કૂતરાને[3] પણ [તે પોતાની] સાથે લાવ્યો છે.

સવારે ઑફિસકામ અને કેટલાક પત્રો. ૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભાનું કામ. દરમિયાનના સમયમાં શ્રી. વલ્લભભાઈ મળ્યા. એમની સાથે નીચેની બાબતો વિષે વાતચીત થઈ: (૧) ગાંધી સ્મારક ફંડના સેક્રેટરી તરીકે કોને પસંદ કરવા? આશરે ૮–૧૦ કરોડનું ફંડ થશે. એની વ્યવસ્થા ચોખ્ખી થવી જોઈએ. મેં શ્રી. લક્ષ્મીદાસ આસરનું નામ સૂચવ્યું તે તેમણે માન્ય રાખ્યું. (૨) મારી ગેરહાજરીમાં શ્રી. કૃપાલાની (કૉંગ્રેસ પ્રમુખ) અને ડૉ. પટ્ટાભિ સીતારામૈયા[4] એ બજેટ પર ખૂબ જ વક્ર અને અનુદાર ટીકા કરનારાં ભાષણો કર્યાં. કેટલોક ભાગ વાંધાજનક પણ છે તે મારે જોવો એવું વલ્લભભાઈ બોલ્યા.

અમદાવાદના શ્રી. ચંદુલાલ ભટ્ટ (ગુ.વિ. સભાના) મળ્યા. શતાબ્દી ઉત્સવના વખતના કેટલાક ફોટો એમણે પાડ્યા હતા એમાંની કેટલીક નકલો એમણે મને આપી. ફોટો સારા છે. પછી થોડાં પરચૂરણ કામો આટોપીને પાા થી ૭ સુધી "ગાંધી મંડપ" જોવા સારુ રાજઘાટ[5] પર ગયો. સાદો પણ સુંદર મંડપ બાંધીને ગાંધીજીના જીવનમાંના જુદા જુદા પ્રસંગોના ફોટો, ચિત્રો, એમના કાગળો, વગેરે એકંદર સંગ્રહ ખૂબ સુંદર અને મૂલ્યવાન એવો કર્યો છે.

ઘેર પાછા આવીને પરચૂરણ કામો. પછી થોડો વખત મુંબાઈના "નવભારત" (મરાઠી દૈનિક) પત્રના તા. ૧૨મી એ પ્રગટ થનારા મુંબાઈ મરાઠી ગ્રંથસંગ્રહાલયના [ખાસ] અંક માટે લેખ લખવાની તૈયારી કરી. મુદ્દા, વગેરેનું ટાંચણ કરીને [લેખની] થોડી શરૂઆત પણ કરી.

ડૉ. પંડિત અને શ્રી. દેશવટકર આવ્યા. એમની સાથે સૌ. પત્નીની માંદગી વિષે ચર્ચા. ભોજન બાદ વહેલો જ સૂઈ ગયો.

## તા ૧૦ માર્ચ ૧૯૪૯, ગુરુવાર
### [નવી દિલ્હી]

સવારે મુખ્ય કામ એટલે "નવભારત" માટેનો લેખ પૂરો કર્યો. વૃત્તપત્રો જોયાં. કેટલાંક પરચૂરણ કામો.

૧૨-૩૦થી ૧ સુધી ધારાસભા. બંગીય પ્રવાસી સાહિત્ય પરિષદમાં એક દિવસ માટે અધ્યક્ષપદ સ્વીકારવું એવી વિનંતી કરવા સારુ ડૉ. શ્યામાપ્રસાદ મુકરજી[7] આવ્યા હતા. મેં અલબત્ત હા જ પાડી. જુદી જુદી પ્રાંતીય ભાષાઓનો એકમેક સાથેનો પરિચય વધારે દૃઢ થાય એ એમાં હેતુ છે અને તે માટે એક લિપિનો પ્રશ્ન [પણ] આપોઆપ આવ્યો જ.

ઘેર ભોજન માટે આવીને ફરી પાછો ૨-૩૦ થી ૪ સુધી ધારાસભાની બેઠક અને કામ. ઘેર આવીને ચા, શૌચ, પરચૂરણ કામો. શ્રી. રવીન્દ્ર મહેતા,[8] એમને ત્યાંનાં સહુ કુટુંબીજનો અને ચિ. પૂર્ણિમા મળવા આવ્યાં હતાં. શ્રી. કાકાસાહેબ ગાડગીળ અને સરદાર વિંચૂરકર[9] મળવા આવ્યા હતા. પછી ઇમ્પીરિયલ હોટેલમાં શ્રી. શરદ બોઝ[10]ને મળી આવ્યો.

ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૧૧ માર્ચ ૧૯૪૯, શુક્રવાર
### [નવી દિલ્હી]

આજથી [ફરી] સવારે ફરવા જવાનો વિચાર[11] [નક્કી] કરીને પરોઢિયે ૫-૩૦ના અરસામાં ઊઠીને આશરે ૬-૧૫થી ૭ સુધી ફરવા જઈ આવ્યો. સવારના બાકી સમયમાં ઑફિસકામ. વૃત્તપત્રો જોયાં.

૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભાની બેઠક અને એને આનુષંગિક અન્ય કામો. ડૉ. લીલા દેસાઈ, શ્રી ચંદુલાલ ભટ્ટ, વગેરે લોકો મળ્યા.

ઘેર આવીને થોડું કામ. શ્રી ચંદુલાલ ભટ્ટે મારા કેટલાક ફોટો પાડ્યા.

સાંજે રાજઘાટ પરની પ્રાર્થનામાં ગયો. પાછા આવ્યા બાદ, થાક લાગ્યાને કારણે [આરામથી] પડી જ રહ્યો હતો. ભોજન બાદ વિશ્રાંતિ.

## તા. ૧૨ માર્ચ ૧૯૪૯, શનિવાર
### [નવી દિલ્હી]

સવારે ફરવા જઈ આવ્યો. વૃત્તપત્રો જોયાં. પછી ઑફિસકામ. Rules of Procedure-ની પાનાંમાં એક લાંબી નોંધ લખાવી.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી પાછો ગયો ત્યાં જુદે

# जन्म कर्म च मे दिव्यम्।—उत्तरार्ध

**અનંત સખારામ વણીકર**

પાછલા લેખમાં* આપણે જોયું કે ભગવાને પોતાનો ભક્ત અર્જુન, તેને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો, પરંતુ તેની આડે આવતાં વિઘ્નો દૂર કરવા માટે તેની પાસે યુદ્ધ કરાવ્યું અને શત્રુઓનો નાશ કરાવ્યો.

પાંડવો વનમાં સત્સંગ કરીને કાળ વિતાવતા હતા, પણ દુર્યોધનને તે પણ ન ગમ્યું ને તેમનો સદંતર નાશ કરવાના અનેક પ્રયત્નો તેણે કર્યા એ બધાં જાણે છે.

સાધુઓનું પરિત્રાણ અને દુષ્ટોનો સંહાર કરવો એ તો ભગવાનનું બિરુદ જ છે ને તે ભગવાને પોતે જ ગીતામાં કહ્યું છે.

દુષ્ટોનું દમન કરવાનું કર્મ ભગવાને અર્જુનની પાસે રહી કરાવ્યું. હવે અહીં સાધુઓને પરિત્રાણનું કર્મ ઉદ્ધવ દ્વારા ભગવાને કેવું કર્યું અને ઉદ્ધવને નિમિત્ત કરીને એકંદર જનકલ્યાણ કેવું કર્યું તે જોઈશું.

ભાગવતના અગિયારમા સ્કંધમાં આ પ્રસંગો બહુ વિસ્તારથી છે, પણ આપણે અહીં આપણા કામ પૂરતું જોઈશું.

યુદ્ધ વખતે શ્રીકૃષ્ણ અને અર્જુન બન્ને અશાંત હતા, પરંતુ અહીં તો પૂર્ણ શાંતિમાં શ્રીકૃષ્ણ અને ઉદ્ધવ બેઠેલા છે તે વખતનો પ્રસંગ છે.

શ્રીકૃષ્ણ હવે સ્વધામ જવાનાં એમ જ્યારે ઉદ્ધવને ખબર પડી ત્યારે તેણે ભગવાન પાસે જઈને કહ્યું કે, 'હે ભગવન્! હવે આપનો વિયોગ થવાનો અને તે મને સહન નહિ થાય તો મારું કલ્યાણ થાય એવો કંઈ ઉપદેશ કરો'.

ભાગવતમાં આ પ્રસંગ બહુ વિસ્તારપૂર્વક છે. તે મૂળમાંથી વાંચવા જેવો છે, પરંતુ આપણે અહીં તેમાંથી ફક્ત બે જ પ્રસંગો લઈશું.

ભગવાને ઉદ્ધવને કહ્યું કે, 'માણસને શાંતિ મેળવવી હોય તો તે કેવી રીતે મળે તેને માટે તને એક જૂનો ઇતિહાસ કહું.

તે પ્રસંગ શ્રી દત્ત અવધૂત અને યદુ રાજાના સંવાદમાં છે. યદુ રાજાએ શ્રી અવધૂત દત્તને પૂછ્યું કે, 'આપ આટલી શાંતિ અનુભવો છો તેનું રહસ્ય શું છે તે મને કૃપા કરીને કહો.'

અવધૂતે કહ્યું કે, 'હે રાજન્ મને જે જે વસ્તુઓ સાથે સંબંધ થયો અને તેમાં મને જે કંઈ સારું લાગ્યું તે મેં ગ્રહણ કર્યું ને આ પ્રમાણે મેં તેમને તેટલા પૂરતા ગુરુ માન્યા. આ પ્રમાણે મેં ચોવીસ ગુરુ કર્યા.'

તે ગુરુઓની યાદીમાં પંચમહાભૂતો, ચંદ્ર, સૂર્ય, વારયોષિતા, કુમારી, વગેરેનાં નામો છે. શ્રી દત્તે કહ્યું કે, આટલા ગુરુ મેં કર્યા પણ છેવટે મેં મારા દેહને ગુરુ કર્યા પછી જ મને શાંતિ મળી.

આમ કહેવામાં કંઈ વિનોદ નથી. આ દેહગુરુ જો પ્રસન્ન થાય તો આનું રહસ્ય સ્પષ્ટપણે સમજાય, શ્રી દત્તે કહ્યું કેઃ

देहो गुरुर्मम विरक्ति विवेक हेतुर्-
बिभ्रत्स्म सत्वनिधनं सततात्युदर्कम्।
तत्वान्यनेन विमृशामि यथातथापि-
पारक्यमित्यवसितो विचराम्यसङ्गः॥ ११-९-२५॥

આ મારો દેહ વિરક્તિ અને વિવેકનું કારણ છે. સતત દુઃખ એ જ જેનું ઉત્તર ફળ છે એવા જન્મમરણને તે ધારણ કરે છે. આ દેહ વડે તત્ત્વનો પૂર્ણપણે વિચાર કરું છું તો પણ આ દેહ પારકાનો છે (શિયાળ, કૃમી વગેરેનાં ભક્ષ્યસ્થાને પડનારો છે) ને તેથી હું તેની આસક્તિ ન રાખતાં સંચાર કરું છું (તે શાંતિ

---

* જુઓ, 'અભ્યાસ'-ઑક્ટોબર, ૧૯૬૭. પૃ. ૧૧૪ થી પૃ. ૧૧૭.

એ પદે ચાલુ રહ્યા. ત્રણ સામાન્ય ચૂંટણીઓ અને પંચવાર્ષિક યોજનાઓ એમની હકૂમત હેઠળ અમલી બની. દેશમાં ઝડપી ઔદ્યોગીકરણ નેહરુએ આણ્યું. ભારતીય જનતામાં વૈજ્ઞાનિક વલણ વિકસાવવાના એમણે ભગીરથ પ્રયાસો કર્યા. લૅટિન અમેરિકા, ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલૅન્ડ તથા કેટલાક આફ્રિકન દેશો બાદ કરતાં નેહરુ દુનિયાના લગભગ બધા જ પ્રદેશો-વિભાગોમાં એક કે વધુ વાર જઈ આવ્યા. વિશ્વનેતાઓમાં એમની ગણના હતી. રાષ્ટ્રકુટુંબની નવી વિભાવના તથા રચનાને નેહરુએ આકાર અને વળાંક આપ્યા. તટસ્થ અગર બિનજોડાણવાળાં રાષ્ટ્રોની આગેવાની નેહરુ પાસે હતી. ગાંધીજીના તેઓ પરમ વિશ્વાસુ અને રાજકીય ક્ષેત્રે વારસદાર હતા. પૂર્વ અને પશ્ચિમનું ગજબ મિશ્રણ એમના આચારવિચારમાં થયેલું જોવા મળતું. સાહિત્ય, સંગીત, કલાનો તેમને જબરો શોખ હતો. વિદ્યાવ્યાસંગી, અભ્યાસી, વાચનપ્રિય પણ તેઓ હતા. ઇતિહાસકારની દૃષ્ટિ અને ઇતિહાસના ઘડવૈયા તરીકેની નીતિરીતિ નેહરુની હતી. તેમનામાં નિર્લેપતા અને નિર્વૈર બે મહાન ગુણો ભરપૂર હતા. લેખક અને ચિંતક તરીકે તેઓ પ્રસિદ્ધ હતા. અનેક મહત્ત્વના ગ્રંથો—જેવા કે આત્મકથા, ભારતની ખોજ, જગતનો ઇતિહાસ, પત્રસંપુટ, વગેરે—એમણે સુંદર અંગ્રેજીમાં લખ્યા. એમનું વાચન અખંડ અને અમાપ હતું. એમનો મિત્રસમુદાય દેશમાં અને દુનિયામાં અસાધારણ મોટો, ઉચ્ચ કક્ષાનો, વ્યાપક અને ઊંડો હતો. ભારતીય સંસ્કૃતિ માટે એમને ઊંડે ઊંડે અપાર આસ્થા અને પ્રીતિ હતી. ધર્મ-ઈશ્વરમાં ન માનનાર નેહરુને ગંગામાં, તારા-ચંદ્ર-સૂર્યમાં, કુદરતમાં કેટકેટલાં દૈવી તત્ત્વો દેખાતાં! નેહરુ 'સંસ્કૃતિના પુષ્પ' હતા; સભ્યતા અને સંસ્કારના જીવંત પ્રતીક હતા; સતત ચિંતનશીલ હતા. એક રીતે નેહરુ એકલા-અટૂલા, વ્યક્તિવાદી, સ્વતંત્રતા-પ્રેમી, બંડખોર આત્મા હતા! અંગ્રેજી, ઉર્દૂ, હિંદીમાં તેઓ છટાદાર વક્તવ્યો અને ભાષણો કરતા. શિક્ષણ અને અભ્યાસમાં એમને ઊંડી દિલચસ્પી હતી. વિદેશી બાબતો અંગેનો એમનો અનુભવ બહોળો હતો. એક-વિશ્વની ભાવનાથી તેઓ રંગાયા હતા. એક-વિશ્વની રચના માટે એમણે અથાગ મહેનત-પ્રયાસ કરેલી. દેશપરદેશની ઘણી યુનિવર્સિટીઓએ નેહરુને માનદ્ પદવીઓ આપી હતી. ભારતરત્નનો સર્વોચ્ચ ખિતાબ નેહરુને એમની હયાતીમાં એનાયત થયેલો.

ઈ. સ. ૧૯૪૬ થી ઈ. સ. ૧૯૫૬ના દસકામાં પંડિત નેહરુ અને દાદાસાહેબ વચ્ચે ગાઢ સંપર્ક, મિત્રતા, પરસ્પર પ્રેમાદર બંધાયાં. પાર્લમેન્ટરી બાબતોને લગતી અનેક સમસ્યાઓ, વિચારણાઓ વિષે બન્ને વચ્ચે મોકળાશથી અને સ્પષ્ટ વાતો—ગોષ્ઠિઓ ચાલતી. પ્રામાણિક મતભેદો પણ વ્યક્ત થતા. પરંતુ, બન્નેનો એકબીજા પ્રત્યેનો પ્રેમ કદી ઘટ્યો નહોતો, બલકે વધ્યો હતો. નેહરુ-માવળંકર પત્રવ્યવહાર અભ્યાસ-સંશોધન કરવા લાયક હોઈ તે વિષે પ્રકાશ પાડનાર ગ્રંથ નજીકના ભવિષ્યમાં બહાર પડે એ ખૂબ ઇચ્છવાજોગ છે.

૩ ઘરમાં કૂતરો વસાવવાનો શોખ દાદાસાહેબને ખાસ નહોતો, પણ સૌથી નાના પુત્ર ચિ. નરહરિના એવા શોખને એમણે અટકાવ્યો નહીં. કૂતરાની પ્રખ્યાત જર્મન જાત dash-hound ઓલાદનો એક નાનકડો કૂતરો ચિ. નરહરિએ વસાવ્યો. એનું નામ 'મોતી' રાખવામાં આવેલું. મોતી નવી દિલ્હી પણ જઈ-રહી આવેલો. મોતી મરણ પામ્યો ત્યારે દાદાસાહેબની આંખો પણ ભીની થઈ અને આખો દિવસ એમણે ગમગીની અનુભવી. 'સેવા કુટિર'માં બગીચાના એક છેડે 'મોતી'ને દાટવામાં આવ્યો ત્યારે પણ એ વિધિ વખતે દાદાસાહેબે આંસુ સારેલાં. એ બનાવ વિષે દાદાસાહેબની રોજનીશીમાં આગળ ઉપર કાંઈક ઉલ્લેખ હશે જ.

૪ સદ્ગત ડૉ. પટ્ટાભી સીતારામૈયા. દક્ષિણ ભારતના ખ્યાતનામ કૉંગ્રેસી આગેવાન; લેખક અને ભાષણકાર. કૉંગ્રેસના પ્રમુખપદે પણ તેઓ રહેલા. ગાંધીજીના વિશ્વાસુ હતા અને કૉંગ્રેસ કારોબારીનાં વર્ષો સુધી રહેલા. હરિપુરા કૉંગ્રેસ અધિવેશન વખતે તેઓ ગાંધીજી-પ્રણીત ઉમેદવાર હતા, છતાં એમને હરાવીને સદ્ગત શ્રી. સુભાષચંદ્ર બોઝ કૉંગ્રેસના પ્રમુખ તરીકે ચૂંટાઈ આવ્યા હતા. ડૉ. પટ્ટાભીએ કેટલાંક અંગ્રેજી પુસ્તકો લખ્યાં છે તેમાં Feathers and Stones તથા Constitutions fo the world નોંધપાત્ર છે.

બતાવે છે. વાયુ સમુદ્ર સંપાટી ઉપરનું પાણી ઉપાડીને કિનારાનાં ગામો ઉપર નાખી હજારો વર્ષથી વસાવેલાં ગામોને ધોઈ નાખે છે, આ બધા અકસ્માતો વિજ્ઞાનમાં બહુ જ આગળ ગએલા દેશોમાં પણ થાય છે ને આપણે દર વર્ષે આ ક્યાંક ને ક્યાંક સાંભળીએ છીએ. હવે આકાશ મહાભૂત એ તો સ્વસ્થ બેસીને મનુષ્યને વિહાર કરવા દે છે ને માણસની શક્તિ કેટલી છે તે જોઈ રહેલ છે.

આપણા આ પંચભૌતિક દેહ ઉપર આ અધ્યક્ષની સત્તા કેટલી છે તે જોઈશું તો આશ્ચર્ય જ લાગશે. અનેક પ્રસંગોમાંથી ફક્ત બે જ પ્રસંગ જોઈશું તો તેનો ખ્યાલ આવશે. અને તે બે પ્રસંગો એટલે રોજનું જમણ ને ઊંઘ.

આપણે જમીએ છીએ એટલે શું કરીએ છીએ? પેટમાં ભાવતું અન્ન નાખીએ છીએ એટલું જ, પરંતુ તે અન્નમાંથી અસ્થિ, માંસ, ત્વચા, રક્ત વગેરે બને છે તે કોણ બનાવે છે? ને તેમાં આપણી શક્તિ કેટલી કામમાં આવે છે, તેનો કદી આપણે વિચાર કરીએ છીએ ખરા?

મગફળીના દાણામાંથી તેલ (ઘી) બનાવવામાં આવે છે તેને માટે કેટલાં યે યંત્રો, રસાયણોનો ઉપયોગ કરવામાં આવે છે, ને તેને ૨૦૦°–૨૫૦°ફે. ઉષ્ણતા ઉપર ઉકાળવામાં આવે છે ત્યારે તે તેલ બને છે.

આ શરીરયંત્રમાં સુવાવડી બાઈ રાત્રે ખોરાક ખાઈ સવારે તેમાંથી પોતાના બાળકને અમૃત જેવું દુગ્ધપાન કરાવે છે. આટલું પરિવર્તન થાય છે. તે બાઈ ને આપણે પૂછીશું કે, આ બનાવવામાં કયાં અને કેટલાં યંત્રોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો, અને કેટલાં ને કયાં રસાયણો વાપરવામાં આવ્યાં હતાં, ને કેટલી ઉષ્ણતા આપવામાં આવી હતી તો તે શું ઉત્તર આપશે? હું કંઈ જ જાણતી નથી એવો જ ઉત્તર તે આપશે. તો આ કરનાર કોણ? એનો ઉત્તર એ જ કે આ અધ્યક્ષની જ સત્તાથી આ બધું થાય છે, માણસની સત્તાથી નહિ જ. એક પાઠ્યપુસ્તકમાં એવું પૂછ્યું હતું કે Man can make a box, can he make a tree? આનો ઉત્તર પણ 'ના'માં જ મળશે. માણસ અન્નમાંથી પોષણ-શક્તિ મેળવીને જીવે છે, અણુમાંથી શક્તિ મેળવીને અનેક પ્રયોગો કરે છે. આજે ચંદ્ર ઉપર વસ્તી વસાવવાના પ્રયોગો થઈ રહ્યા છે પણ આ અન્નમાં કે અણુમાં શક્તિ કોણે નિર્માણ કરી તેનો કદી તે વિચાર કરે છે કે? ને તે વિચાર જ જો કરતો નથી તો પછી તે નિર્માણ કરનારનો ઉપકાર તો તે ક્યાંથી માને?

ગીતામાં चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्म विभागशः કહ્યું છે ત્યાં એનો અર્થ ગુણ અને કર્મ જોઈને ચાતુર્વર્ણ્ય કોઈ પણ બનાવી શકે છે એવો જ કરવામાં આવે છે. 'मया' શબ્દની કિંમત કોઈ ગણતું નથી, પરંતુ આગળ ઉપર એક ઠેકાણે કહ્યું છે કેઃ

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम्॥

'હું જઠરાગ્નિ થઈ પ્રાણીઓનાં શરીરમાં રહી પ્રાણ અને અપાન સાથે જોડાઈ ને ચાર પ્રકારનું અન્ન પચાવું છું.' 'अहं'ની કિંમત અહીં માનવી પડે છે. ફક્ત ચા કરવી હોય તો ૨૧૨°ફે. ઉપર પાણી ઉકાળવું પડે છે ને આ અધ્યક્ષ ૯૮·૫° ફે. ઉપર આ પ્રયોગશાળામાં આ બધું પચાવે છે. ૯૮·૫°ફે. એને નૉર્મલ ટૅંપરેચર કહેવામાં આવે છે ને તે ત્યાં જ ટકાવી રાખવું પડે છે, ઓછું-વત્તું થાય તો તેનું સ્વાસ્થ્ય બગડેલું છે એમ સમજી તેને ફરી નૉર્મલ ઉપર લાવવા ડૉક્ટરોના પ્રયત્નો હોય છે.

અન્નસેવન ઉપર આપણે થોડો વિચાર કર્યો. હવે આપણે દેહની દિનાન્તની ડાયરી જોઈશું. આ જોવાથી ઘણું જાણવાનું મળશે. માણસ આખો દિવસ કામ કરીને થાકે છે ને રાત્રે વિશ્રાંતિ લે છે. દિવસના દરેક કલાકનો હિસાબ માણસ આપી શકે છે. પરંતુ ઊંઘમાં તેણે દર કલાકે શું કર્યું તેનો હિસાબ તે આપી શકશે ખરો? તે એટલું જ કહેશે, 'હું સ્વસ્થ સૂતો હતો તે સિવાય કંઈ જાણતો નથી.' થાકેલો માણસ રાત્રે નિદ્રા-વશ થઈ સવારે પાછો તાજો થાય છે એ કૃતિ તે અધ્યક્ષની જ છે એમ કહ્યા સિવાય છૂટકો જ નથી. ગીતામાં એક ઠેકાણે કહ્યું છે કે नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्। તેમજ ઈશાવાસ્યોપનિષદમાં કહ્યું છે કેઃ कुर्वन्नेवेह कर्माणि जिजिविषेच्छतं समाः। કર્મો કરતાં કરતાં જ સો વર્ષ જીવવાની આશા રાખવી. કર્મ કર્યા સિવાય ક્ષણ પણ આ માણસ રહી જ ન શકે.

કોઈ આકસ્મિક કારણે. ફરવા જતી વખતે દાદાસાહેબનો પોશાક—ખાખી ચડ્ડી, સફેદ ટૂંકી બાંયનું શર્ટ, માથે ગાંધી ટોપી (ઊંચી દીવાલની) અને હાથમાં લાકડી—એવો હતો. વર્ષોથી નિયમિત ફરવા જનારા દાદાસાહેબની સાથે અનેક મિત્રો-સહકારીઓ અવાર-નવાર જોડાતા.

૧૨ સદ્‌ગત્ શ્રી. નગીનદાસ માસ્તર. મુંબાઈ પ્રદેશ કૉંગ્રેસ સમિતિના એક સક્રિય કાર્યકર અને આગેવાન. મુંબાઈ મ્યુનિસિપલ કૉર્પોરેશનના મેયરપદે પણ રહેલા. સ્વાતંત્ર્ય-સંગ્રામમાં વખતોવખત સામેલ થઈને કારાવાસ વેઠેલો. તેઓ સ્વસ્થ અને નિરહંકારી સમાજસેવક હતા.

૧૩ પૂનાની પ્રસિદ્ધ મરાઠી પ્રકાશન સંસ્થા 'દેશમુખ આણિ કંપની'એ દાદાસાહેબના વિલાયતના પત્રોનું પ્રકાશન છેવટે ન જ કર્યું. દાદાસાહેબનાં અન્ય મરાઠી લખાણો પણ એ કંપનીએ, પહેલાં કે પછી પ્રગટ કર્યાં નથી.

૧૪ ત્રાવણકોર-કોચીન દેશી રાજ્યો અલગ મોભો ધરાવતાં હતાં ત્યારે તેમની જુદી ધારાસભાઓ પણ સ્વાભાવિક હતી જ. કોચીન ધારાસભાના સ્પીકર, અન્ય સ્પીકર્સની જેમ, દાદાસાહેબની હૂંફ, પ્રેરણા તથા માર્ગદર્શન મેળવવાને હંમેશ ઉત્સુક રહેતા.

*

# પત્ર-પ્રસાદી

## ગણેશ વાસુદેવ માવળંકર

[કુટુંબીજનો, કાર્યકરો, સ્નેહીજનો અને સામાન્યજનોને લખેલા પત્રોમાંથી વીણેલી સામગ્રી]

"વખત મળવો—ન મળવો એ કેવળ કામોની ભીડને કારણે જ થાય છે એવું નથી હોતું. આપણે આપણાં બધાં કામો વ્યવસ્થિત અને યથાક્રમ કરવાની ટેવ પાડીએ તો અસ્તવ્યસ્તપણે કામો કરવામાં જે વધારે વખત જાય છે તેની બચત થઈને વખત મળે છે અને વધારે કામો પણ કરી શકાય છે. કામો કરવાનાં ન હોય તો યે આરામ તો લઈ શકાય છે. કેટલાક લોકો પોતાનાં મન સાથે કોઈ પણ બાબત અંગે જલદી નિર્ણય કરી શકતા નથી. ફરી ફરી શંકાશીલ બનીને એ અને એ જ બાબતમાં એમનો ઘણો વખત જાય છે. કયાં કામો કરવાનાં એ ધ્યાનમાં રાખીને ઓછાવત્તા મહત્ત્વ પ્રમાણે એ કામો કરવાનો ક્રમ [જો] ઠરાવ્યો તો કોઈ પણ મહત્ત્વનું કામ રહી જતું નથી અગર બાકી રહેતું નથી. કેટલીક વાર 'પછી કરીશું, પછી કરીશું' એમ કહીને કામની સિલક વધતી જાય છે અને તેમ થયું એટલે ગોટાળો થઈને વખતનો અભાવ વર્તાય છે. ઠીક. આ વિષય પર બધું કહેવું એટલે એક નિબંધ જ થશે માટે અહીં જ અટકાવું છું."

\+ \+ \+

"તમારો અભ્યાસ હવે ધમધોકાર ચાલતો હશે. કંઈ નહિ તો, ચાલવો જોઈએ. એકાગ્ર ભક્તિથી અને ચિત્ત વડે થવો જોઈએ. જ્ઞાનસાગરમાં ઊંડે ડૂબકી મારીને તત્ત્વરૂપી રત્નો આત્મસાત્ કરવાં જોઈએ. તો જ આગળ ઉપર ઉત્તમ કાર્ય કરી શકાય છે. કેવળ ઉપરચોટિયું જણાતું જ્ઞાન એટલે ઘોકબંધ માહિતી ઉપયોગની નથી. [આપણને] પોતાને મૂલગ્રાહી વિચાર કરતાં આવડવું જોઈએ. ઠીક. આ દૃષ્ટિથી અભ્યાસ થવો જોઈએ. મેં એવો [અભ્યાસ] કર્યો હતો અને એનાં જ ફળો એટલે મારી અત્યારની સ્થિતિ. અભ્યાસ એ પણ [એક] યોગ જ છે."

[(પૂના મુકામે અભ્યાસ કરતા) જ્યેષ્ઠ પુત્ર બાલકૃષ્ણને તા. ૨૫-૯-૧૯૪૪ તથા તા. ૩-૧૨-૪૫ ને રોજ અમદાવાદથી લખેલા મરાઠી પત્રોમાંથી]

*

નથી; પરંતુ આ મહાન વિચારનો દુનિયાભરમાં સૌ પ્રથમ અમલ રશિયાએ કર્યો હતો. આથી લેનિન અને એના સાથીઓને આપણે રાષ્ટ્રીય આયોજનના જન્મદાતા કહી શકીએ.

રશિયાએ એની પ્રથમ પંચવર્ષીય યોજના તા. ૧ ઑક્ટોબર ૧૯૨૮થી શરૂ કરી. રાષ્ટ્રીય આયોજન આ દિવસથી શરૂ થયું. આર્થિક યોજનાઓ દ્વારા રશિયાએ ઝપાટાભેર વિકાસ સાધવા માંડ્યો, તેની ચેપી અસર બીજા દેશોમાં થવા લાગી. અનિયંત્રણવાદ (Laissez-faire)ના હિમાયતીઓની સંખ્યા ઘટવા લાગી ને દેશના સર્વદેશીય વિકાસ માટે આયોજિત અર્થતંત્ર તરફનું વલણ વધવા માંડયું.

ભારતમાં રાષ્ટ્રીય આયોજન દ્વારા આર્થિક વિકાસની સૌ પ્રથમ જોરદાર હિમાયત સર મોક્ષગુંડમ વિશ્વેશ્વરૈયાએ કરી હતી. તેમના અધ્યક્ષપદે, જાન્યુઆરી ૧૯૨૫માં, ભારત સરકારે ભારતીય આર્થિક તપાસ સમિતિ નીમી હતી. ભારતીય આંકડાશાસ્ત્રના ઇતિહાસમાં આ સમિતિની ભલામણો મહત્ત્વની ગણાય છે. ભારતના આ મહાન ઇજનેર-સપૂતને આપણી સ્વરાજ-સરકારે સને ૧૯૫૫માં 'ભારત-રત્ન'નો ઇલકાબ આપી બહુમાન કરેલું તે યોગ્ય જ છે. પણ આયોજનના અભ્યાસીઓ તો એમને 'ભારતીય આયોજનના પિતા' તરીકે જ ઓળખશે.

ડિસેમ્બર, ૧૯૩૪માં 'Planned Economy for India' (ભારત માટેનું આયોજિત અર્થકારણ) નામનો ગ્રંથ બહાર પાડીને આપણા દેશમાં આર્થિક આયોજનનો વિચાર એમણે વહેતો કર્યો. માર્ચ '૩૬માં આ ગ્રંથની બીજી આવૃત્તિ બહાર પાડવી પડી હતી એ બતાવે છે કે વિશ્વેશ્વરૈયાની આર્થિક યોજનામાં લોકો ઠીક ઠીક ઊંડો રસ લઈ રહ્યા હતા. આ યોજનાની વિગતો જોતાં પૂર્વે આપણે બે વિગતોની નોંધ લેવી જોઈશે:

સને ૧૯૩૧માં હિંદી સરકારે હિંદના આર્થિક વિકાસની યોજના ઘડવા માટે 'લીગ ઑવ્ નેશન્સ'ના નાણાંકીય ને આર્થિક વિભાગના વડા સર આર્થર સૉલ્ટરને આમંત્રણ આપ્યું હતું. સૉલ્ટરના અહેવાલમાં ખેતીવાડી, વેપાર-ઉદ્યોગ, વકીલો, અર્થશાસ્ત્રીઓ અને સરકારી અધિકારીઓનું પ્રતિનિધિત્વ ધરાવતી એક મધ્યસ્થ સલાહકાર સમિતિ રચવાની ભલામણ હતી. પણ સરકારે માત્ર કાયમી સરકારી અમલદારોની એક નાની સમિતિ રચી હતી. આ પછી હિંદના આર્થિક આયોજન અંગે આ સમિતિની કામગીરી અદ્ધર રહી ગઈ હતી!

જાન્યુઆરી ૧૯૩૪માં, આયોજનની પૂર્વતૈયારી રૂપે સરકારે લંડનના ડૉ. એ. એલ. બાઉલી અને કેમ્બ્રિજના પ્રો. ડી.એચ. રૉબર્ટસનને હિંદની આર્થિક તપાસનું કાર્ય સોંપ્યું હતું. બીજા ત્રણ ભારતીય અર્થશાસ્ત્રીઓના સાથ-સહકારથી આ બ્રિટિશ નિષ્ણાતોએ માર્ચ '૩૪માં અહેવાલ રજૂ કરી દીધો હતો. રાષ્ટ્રીય આવકની ગણતરી કરવા ઉત્પાદનની પદ્ધતિ અને આવકની પદ્ધતિનો સુમેળ સાધવાની, નગરવિસ્તારની આર્થિક તપાસ પૂર્ણ પ્રગણન-થી અને ગ્રામવિસ્તારની આથિક તપાસ નિદર્શનથી કરવી, વગેરે મહત્ત્વની ભલામણો આ સમિતિએ કરી હતી; પણ સરકારે તે પર વજન આપ્યું નહીં.

## વિશ્વેશ્વરૈયાની યોજના

ડિસેમ્બર, ૧૯૩૪માં 'Planned Economy for India' દ્વારા ડૉ. વિશ્વેશ્વરૈયાએ આપણા દેશની આર્થિક સ્થિતિ, તેના પ્રશ્નો ને ઉકેલો જગતના તાજા અનુભવોના આધારે બતાવવાનો નમ્ર પ્રયાસ કર્યો હતો. ગ્રંથનો મુખ્ય હેતુ એમણે પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ, આવો હતો:

"A larger aim is to suggest the creation of opportunities and a course of action calculated to so strengthen the Indian in the business sphere that he may, within the shortest period possible, become, man for man, as capable a citizen, an strong a national and as broad-minded an international, as his compeer in America, Europe or Japan."

"There have been no reasoned policies, no plan, no programme in the past to improve the income and wealth of the people. A Ten-Year-Plan

મેળવ્યું છું). આ દેહની કિંમત કેટલી છે તે આગળના શ્લોક ઉપરથી જણાશે.

सृष्ट्वा पुराणि विविधान्यजयात्मशक्त्या—
वृक्षान्सरीसृपपशून्खगदंश मत्स्यान्।
तैस्तैरतुष्टहृदयः पुरुषं विधाय—
ब्रह्मावलोक धिषणं मुदमाप देवः॥ २८ ॥

અતિ મહત્ત્વનો આ શ્લોક છે. મનુષ્યજન્મનું રહસ્ય આમાં કહેલું છે.

આજે આપણે જોઇએ છીએ કે અનેક નવા નવા પ્રયોગો કરીને નવાં યંત્રો બનાવાય છે, ને તેમાં દરેક વર્ષે કંઈ ને કંઈ સુધારાઓ થાય છે. આ સુધારા થાય છે એનો અર્થ જ એવો કે તે પૂર્ણાવસ્થામાં નથી ને તેમાં કંઈને કંઈ ઊણપ છે. હજુ તે પ્રયોગાવસ્થામાં છે.

આ દેહ સંબંધે ઉપરના શ્લોકમાં કહ્યું છે કે તે દેવે અનેક પ્રયોગો પહેલાં કર્યા ને પછી આ મનુષ્ય દેહ ઉત્પન્ન કર્યો. ઉપરના શ્લોકનો અર્થ એવો છે કે:

તે દેવે અનાદિ આત્મશક્તિ વડે વૃક્ષ, સર્પ, પશુ, પક્ષી, ડાંસ, મત્સ્ય વગેરે અનેક પ્રકારનાં શરીરો ઉત્પન્ન કર્યાં, પણ તેને સંતોષ થયો નહિ. પરંતુ બ્રહ્મના સાક્ષાત્કારને યોગ્ય એવી બુદ્ધિ જેનામાં છે એવા પુરુષ-શરીરને ઉત્પન્ન કરીને સંતોષ થયો. આવો આ નરદેહ ઉત્પન્ન કર્યો તે એટલો તો પૂર્ણ છે કે અનાદિ કાળથી તે તેમાં કંઈ ફેરફાર કરતો જ નથી. ફેરફાર કરવાની તેને જરૂર લાગતી જ નથી.

धाता यथापूर्वमकल्पयन्–તેનો અર્થ એવો કે અનેક વખતે આ ધાતા સૃષ્ટિ ઉત્પન્ન કરે છે તે પહેલાંની માફક જ ઉત્પન્ન કરે છે

પ્રાણવાન પ્રાણીઓમાં મનુષ્ય દેહ જ એક એવો છે કે તેનામાં પોતાનું મૂળ સ્વરૂપ શું છે તે જાણવાની બુદ્ધિ છે. શ્રી દત્તે આ દેહને ગુરુ કર્યો પરંતુ આપણે તેની મહત્તા જાણતા નથી. 'अति परिचयादवज्ञा' કહે છે તેમ આ દેહ આપણી પાસે ચોવીસ કલાક રહે છે તેથી તેની કિંમત આપણે જાણતા નથી, આશ્ચર્ય જ છે. દેહ મિથ્યા છે, નાશવંત છે અને આત્મા નિષ્ક્રિય છે છતાં પણ સત્ ચિત્ અને આનંદરૂપ છે. દેહ વગર આત્મા કંઈ કરી શકતો નથી. પરંતુ જડ, અચેતન એવો દેહ આત્મા સાથે મળીને શું કરી શકે છે તે આપણે જોઈએ છીએ.

આ દેહગુરુ આપણને કહે છે કે મનુષ્યમાત્ર સ્વતંત્ર નથી. (પ્રાણીમાત્ર) પોતાના તંત્રથી તે ચાલતો નથી, પરંતુ તે પરતંત્ર છે એટલે કે પરમાત્માના તંત્રથી તે ચાલે છે.

આ કેટલું ખરું છે તે આપણે આગળ ઉપર જોઈશું જ. ગીતામાં એક ઠેકાણે કહ્યું છે કે:

मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनानेन कौंतेय जगद्विपरिवर्तते ॥९–१०॥

હે અર્જુન! મારા અધ્યક્ષપણા નીચે પ્રકૃતિ ચરાચર જગત ઉત્પન્ન કરે છે અને તેથી જ આ જગત પરિવર્તન પામે છે.

આપણે જોઈએ છીએ કે કયાં યે સભા હોય પછી તે પાંચ વર્ષ પૂરતી હોય કે એક વર્ષ પૂરતી હોય, એટલું જ નહિ એક કલાક પૂરતી સભા હોય તો પણ, આપણે અધ્યક્ષ નીમીએ છીએ અને તેને પૂર્ણ સત્તા આપીને જ સભાનું કામ ચાલતું હોય છે. પરંતુ આ ઉપરના શ્લોકમાં જે અધ્યક્ષ કહેલો છે તે કોઈએ નીમેલો નથી, પણ સ્વયંસંચાલક સભાનો (ઍડહૉક) તે અધ્યક્ષ છે, ને તે કાયમ માટે છે. તે બદલાતો જ નથી. સ્વામી કરપાત્રીજી હમેશાં કહે છે કે, 'અધ્યક્ષ બદલવો હોય તો કાં તો તેણે રાજીનામું આપવું જોઈએ અગર તે કામમાં અસમર્થ છે એવું ઠરવું જોઈએ, પરંતુ આમાંનું કંઈ જ થવાનું નથી ને તે જ અધ્યક્ષ કાયમ રહેવાનો છે અને તેની અધ્યક્ષતામાં જ કામ કરવું પડશે.'

મનુષ્ય માને છે કે આ અધ્યક્ષના સેવકો પંચમહાભૂતો તેમના ઉપર તેણે સ્વામીત્વ મેળવેલું છે. અને અલ્પાંશે તે સત્ય પણ છે, છતાં પણ આ મહાભૂતો પોતાની સત્તાની થોડી પણ ચમક બતાવે છે ત્યારે આ મનુષ્ય તેનો પ્રતિકાર કરી શક્તો નથી. તે કેવી રીતે તે આપણે જોઈએ. ધરતીકંપ થાય છે ત્યારે મનુષ્યે વસાવેલા સેંકડો વર્ષોના વસવાટોને તે પૃથ્વી પોતાના પેટમાં ક્ષણમાં સમાવી દે છે ને માણસ ત્યારે કંઈ કરી શકતો નથી. અનાવૃષ્ટિ થાય છે ત્યારે મનુષ્ય નદીઓમાંથી પાણી નહેરો દ્વારા લઈને પાક કાઢે છે, પરંતુ અતિવૃષ્ટિ થાય છે ત્યારે તે પાણી કાઢી નાંખવા માટે પંપની શોધ કરી શક્યો નથી. અગ્નિ જ્વાલામુખી દ્વારા પોતાની શક્તિ

| ક્રમ | વિગત | યોજના પૂર્વે (સને ૧૯૩૪) | યોજના પછી |
|---|---|---|---|
| ૧૪. | ખેતીનિર્ભર વસ્તી | ૨૫ કરોડ | ૨૦ કરોડ |
| ૧૫. | સંગઠિત ઉદ્યોગોમાં કામ કરતા લોકો | ૧૫ લાખ | ૧૦૦ લાખ |
| ૧૬. | બધા ઉદ્યોગોમાં કામ કરતા લોકો | ૧,૫૩,૬૧ | ૫,૦૦,૦૦,૦૦૦ |
| ૧૭. | બધા જ પ્રકારના ઉદ્યોગો પર નભતા લોકો | ૩૫૩ લાખ | ૮૫૦ લાખ |
| ૧૮. | યુનિવર્સિટીઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ | ૯૨,૦૦૦ | ૨,૦૦,૦૦૦ |
| ૧૯. | કુલ જનસંખ્યામાં ભણતરનું પ્રમાણ | ૮ ટકા | ૫૦ ટકા |
| ૨૦. | કુલ વસ્તીમાંથી નિશાળે જતાં બાળકોનું પ્રમાણ | ૪.૬૭ ટકા | ૧૫ ટકા |

આ યોજના દ્વારા દસ વરસમાં રાષ્ટ્રીય આવક બમણી કરવાનો અને ખેતી પર નભતો વર્ગ ૨૦% ઓછો કરી તેને જુદા જુદા ઉદ્યોગોમાં રોકવાનો ઉદ્દેશ હતો. પશ્ચિમી ઢબે ઔદ્યોગીકીકરણ પર વધુ ભાર આપવામાં આવ્યો હતો. રેલવે, વિમાન, લશ્કરી સામાન, ઉદ્યોગો માટેનાં યંત્રો (મશીન ટૂલ્સ) બનાવવા પર સૌથી વધુ અગત્યાનુક્રમ આપવામાં આવ્યો હતો. આ પછી વીજળી-નાં સાધનો, મોટરો, હળ. રસાયણો અને ધાતુકામના ઉદ્યોગો આવતા હતા. જરૂરિયાતની મુખ્ય બાબતોમાં લોકો સ્વાવલંબી થાય તે માટે ગૃહઉદ્યોગોને પણ ઉત્તેજન આપવાની ગણતરી હતી.

આ દશવર્ષીય યોજનાના અમલ માટે શરૂઆતમાં ૫૦૦ કરોડ રૂપિયાની મૂડી જરૂરી ગણવામાં આવી હતી. ઉપરાંત આવર્તક ખર્ચ પેટે વાર્ષિક ૧૦ કરોડ રૂપિયા પૂરતા લેખવામાં આવ્યા હતા. આમાં ૨ કરોડ કેંદ્ર સરકાર આપે ને બાકીના ૮ કરોડ રાજ્ય સરકારો વસ્તીના પ્રમાણમાં આપે એવી ગણતરી હતી. ભારે ઉદ્યોગો, જાહેર સેવાઓ, વાહનવ્યવહાર, બકિંગ, વગેરે માટેની મૂડી સ્થાનિક લોન, ઉદ્યોગો ને ખેતીના નફામાંથી ને જરૂર પડચે વિદેશી લોનથી મેળવવાનું સુચવાયું હતું.

ઉમદા હેતુસર રજૂ થયેલી આ યોજનાને સરકારે આવકાર આપ્યો નહીં: એનો અમલ થયો નહિ. પણ 'Planned Economy for India'ના પ્રકાશન પછી, સમગ્ર દેશના આર્થિક વિકાસ માટે આયોજન એક ઉપયોગી રસ્તો છે એ દિશામાં કેટલાક અર્થશાસ્ત્રીઓ વિચારવા લાગ્યા. સને ૧૯૩૫માં યોજાયેલી ભારતીય આર્થિક પરિષદમાં આર્થિક આયોજન વિષે ખૂબ ચર્ચાવિચારણા થઈ હતી. આ હવાથી રાષ્ટ્રીય આયોજન વિષે કેટલુંક સાહિત્ય તૈયાર થયું. ડૉ. પી. એસ. લોકનાથનનું Principles of Planning, શ્રી. કે. એન. સેનનું Economic Reconstruction', શ્રી. એન. એસ. સુબ્બા રાવનું 'Some Aspects of Planning', વગેરે પુસ્તકો આ અરસામાં બહાર પડયાં.

ડૉ. વિશ્વેશ્વરૈયાએ પોતાની આ દશવર્ષીય યોજના ટુંકાવીને પાછળથી ૧૯૪૫માં પંચવર્ષીય યોજનાના રૂપમાં રજૂ કરી હતી.

## રાષ્ટ્ર-નિયોજન સમિતિ

હિંદી રાષ્ટ્રીય મહાસભાના એક સ્થાપક શ્રી દાદાભાઈ નવરોજીએ આપણા દેશની રાષ્ટ્રીય અને માથાદીઠ આવક કાઢવા સૌ પ્રથમ સફળ પ્રયત્ન ઈ. સ. ૧૮૭૦માં કર્યો હતો; ડિસેમ્બર, સને ૧૯૦૦માં લાહોર ખાતે ભરાયેલ મહાસભાના સોળમા અધિવેશનમાં દુકાળ અને હિંદની આર્થિક તપાસનો મહત્ત્વનો ઠરાવ કરી, સરકારને હિંદના લોકોની આર્થિક સ્થિતિની તપાસ કરવા માટે વહેલી તકે વ્યવસ્થા કરવા 'અંતઃકરણપૂર્વક વિનંતી' કરવામાં આવી હતી. આ પછી સને ૧૯૦૧ના કલકત્તા અધિવેશનમાં અને ૧૯૦૫ના બનારસ અધિવેશનમાં પણ આ પ્રકારના ઠરાવ થયા હતા. જો કે આ ઠરાવોમાં રાષ્ટ્રીય આયોજન-ની વાત નથી, પણ આર્થિક સર્વેક્ષણ અને આર્થિક દૃષ્ટિએ આગળ આવવાના ઉપાયની વાત છે. પણ ડૉ. વિશ્વેશ્વરૈયાની યોજનાના પ્રકાશન પછી, અને રશિયા બીજી પંચવર્ષીય યોજના પૂરી કરવાની તૈયારીમાં હતું ત્યારે, કેટલાક મહાસભાવાદીઓ રાષ્ટ્રીય આયોજનમાં ઊંડો રસ લેવા લાગ્યા. આ વર્ગ વધતો ગયો ને પરિણામે સને ૧૯૩૮ના અંતમાં મહાસભાએ, આયોજિત આર્થિક વિકાસની શક્યતાઓ તપાસવા અને એ માટે વ્યવહારુ ઉપાયો સૂચવવા માટે 'રાષ્ટ્ર-નિયોજન સમિતિ'

હવે આપણે દેહગુરુ આપણને શું કહે છે તે જોઈએ. એક મોટા વાદગ્રસ્ત પ્રશ્નનો ઉત્તર અહીં દેહગુરુ આપશે. આ દેહગુરુ તો કહે છે માણસ ચોવીસ કલાકમાંથી માત્ર ૭ કે આઠ કલાક ઊંઘે છે, કર્મનો સદંતર ત્યાગ કરે છે, કર્મસંન્યાસ કરે છે અને આ પ્રમાણે રોજ તે કરે તો જ તેનું સ્વાસ્થ્ય ટકે. તે સિવાય નહિ જ. કર્મ કર્યા સિવાય માણસ જીવી શકે નહિ એ ખરું, પણ તે કર્મો આગળ ઉપર છોડવાં પડે છે, કર્મસંન્યાસ કરવો પડે છે, ને તેમાં જ સુખ છે. આ દેહગુરુ આપણને તે કહે છે. બીજા પણ પ્રસંગો જોઈએ. ભર્તૃહરિએ દીર્ઘકાળ સુધી રાજ્ય કર્યું પણ તેની અંતિમ ઇચ્છા શું હતી તે તેણે 'વૈરાગ્ય શતક'માં કહી છે:

> कदा वाराणस्याममरतटिनी रोधसि वसन्–
> वसानः कौपीनं शिरसि निदधानोऽञ्जलिपुटम्।
> अये गौरीनाथ त्रिपुरहर शंभोत्रिनयन–
> प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥८७॥

હે શંભો! એવા દિવસો ક્યારે આવશે કે જ્યારે હું લંગોટી પહેરેલો એવો ગંગાના તટ ઉપર બેસીને મસ્તક ઉપર અંજલિ ધારણ કરીને મોટેથી 'હે ગૌરીનાથ, ત્રિપુરહર, ત્રિનયન શંભો પ્રસન્ન થાઓ' એવો આક્રોશ કરતો હોઈશ ને મારું બાકીનું આયુષ્ય ક્ષણની પેઠે વિતાવતો હોઈશ!

બીજો પ્રસંગ જોઈએ: રઘુવંશના રાજાઓ માટે કાલીદાસે 'રઘુવંશ'માં કહ્યું છે કે:

> शैशवेऽभ्यस्त विद्यानां यौवने विषयैषिणाम्।
> वार्धके मुनिवृत्तिनां योगेनान्ते तनुत्यजाम् ॥१–८॥

શિશુવયમાં અભ્યાસ કરતા, યૌવનમાં વિષયોનું સેવન કરતા, વૃદ્ધાવસ્થામાં મુનિવૃત્તિ ધારણ કરનારા અને છેવટે યોગમુક્ત થઈને દેહ ત્યાગ કરનારા આ રાજાઓ હતા. છેવટે કર્મસંન્યાસ આવે એમ દેહગુરુ કહે છે. અર્જુન અને ઉદ્ધવ બન્ને ભગવાનના પ્રિય ભક્તો. અર્જુનને ગીતામાં બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો પરંતુ તેની આડે આવતાં વિઘ્નો દૂર કરાવ્યાં, પરંતુ ઉદ્ધવનો પ્રસંગ તેવો નહોતો. તેને સરળ બ્રહ્મોપદેશ કર્યો. બન્નેનું કલ્યાણ કર્યું. 'મારો જન્મ ને કર્મ દિવ્ય છે,' એ કહેવાનો હેતુ એટલો જ કે તે અલૌકિક છે. વિજ્ઞાનના પ્રયોગો કરી ચંદ્ર ઉપર વસ્તી વસાવવાના પ્રયત્નો થાય છે ત્યાં આ બ્રહ્મજ્ઞાનની વાતો વાજબી છે કે? એવો પ્રશ્ન સહેજે ઊઠે ખરો, પરંતુ તે સ્વતંત્ર વિષય છે. થોડામાં આનો ઉત્તર એટલો જ કે કરોડો રૂપિયા ખર્ચીને આ પ્રયોગો કરીને બધા ઉપર આપણે જ સત્તા ભોગવીએ એ જ લાલસા આના મૂળમાં તેનું પરિણામ સારું નહીં આવે. એક પૈસો છે. પણ ન ખરચતાં અધ્યાત્મનું બળ વધારીને પ્રયોગો થશે તો તેમાં જ વિશ્વનું કલ્યાણ થશે. ખરી શાંતિ ત્યારે જ મળશે.

*

# ભારતીય આયોજનનો ઇતિહાસ

રામજીભાઈ પટેલ

[આ લેખ તા. ૯ મે ૧૯૬૬ સુધીની પરિસ્થિતિ તથા હકીકતોને આવરી લે છે. ભારત સરકારે ત્યાર પછી નિયોજન પંચની પુનર્રચના કરી છે, અને ખ્યાતનામ અર્થશાસ્ત્રી પ્રાધ્યાપક ધનંજયરાવ ગાડગીળ, પંચના નાયબ અધ્યક્ષ નીમાયા છે. ચોથી પંચવાર્ષિક યોજના હજી આકાર પામી નથી. –સંપાદક: 'અભ્યાસ'.]

રાષ્ટ્રીય આયોજન કે દેશવ્યાપી આર્થિક આયોજન–એ વીસમી સદીની મહત્ત્વની દેન છે. પ્રથમ વિશ્વયુદ્ધ પૂર્વે આયોજન દ્વારા આર્થિક વિકાસ સાધવાના વિચારની હસ્તી નહોતી. બધા દેશો, અલબત્ત, પોતપોતાની ઢબે વિકાસ કરવા પ્રયત્નશીલ હતા, ને એમાં કોઈ રાજા મહારાજાએ કોઈ મુદ્દા વિષે યોજનાપુરઃસર વિચારણા ને તે પ્રમાણે અમલ નહિ કર્યો હોય એમ માનવાને કારણ નથી; પણ પૂર્વ-યોજના અનુસાર દેશ-જીવનનાં સમગ્ર પાસાંનો વિકાસ કરવો, આર્થિક આયોજન ઘડવું ને તે પ્રમાણે સરકારે દેશનું અર્થતંત્ર ગોઠવવા પ્રયત્ન કરવો–આવા રાષ્ટ્રીય આયોજનનો વિચાર પહેલા વિશ્વ-યુદ્ધ પછી વહેતો થયો. આ મહાન વિચાર સૌ પ્રથમ કોણે, ક્યારે, કેમ આપ્યો તેની ચોક્કસ માહિતી મળતી

સભ્યો પણ જેલમાં ધકેલાયા. જેઓ બહાર હતા તેઓ અહેવાલનું કામ ચાલુ રાખે એવું પંડિતજી ઇચ્છતા હતા, પણ પંડિતની ગેરહાજરીમાં એ કામ ચાલુ રાખવા કોઈ તૈયાર નહોતું. આથી પેટા સમિતિઓના અહેવાલો તથા સમિતિનું અન્ય સાહિત્ય જેલમાં મંગાવવા પંડિતજીએ પ્રયત્ન કર્યો, પણ સરકારે તે માટે અનુકૂળતા આપી નહીં.

આ પછી રાષ્ટ્ર-નિયોજન સમિતિનું કામ ખોરંભે ચડયું ને તે લગભગ નિષ્ક્રય બની ગઈ. ડિસેમ્બર, ૧૯૪૧માં પંડિતજી જેલમાંથી છૂટયા ત્યારે આ કામ ફરીથી હાથ ધરી શકાય એવી પરિસ્થિતિ નહોતી!

આમ રાષ્ટ્ર-નિયોજન સમિતિનો સમગ્ર અહેવાલ તૈયાર થઈ શકયો નહીં, પણ દેશભરમાં એણે આયોજિત માર્ગે આર્થિક વિકાસ માટેની નક્કર ભૂમિકા ઊભી કરી. પ્રજાસત્તાક ભારતના આયોજના પંચની મૂળ પ્રેરણા મોટે ભાગે આ સમિતિના પરિશ્રમને આભારી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

રાષ્ટ્ર-નિયોજન સમિતિના માનદ મંત્રી પ્રો. કે. ટી. શાહે ભારે જહેમત લઈ બધી પેટા સમિતિઓના હેવાલો પાછળથી બહાર પાડયા હતા. ઈ. સ. ૧૯૪૭–૪૮–૪૯માં મુંબઈની વોરા ઍન્ડ કંપની તરફથી પ્રગટ થયેલ આ ૨૫ ગ્રંથો[૨] આપણા આયોજન-સાહિત્યમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

રાષ્ટ્ર-નિયોજન સમિતિને હિંદી સરકારે કોઈ રીતે સહકાર આપ્યો નહોતો, એ આપણે જોઈ ગયા. પણ સમિતિની કામગીરીના પરિણામે સરકારે આયોજનમાં સક્રિય રસ લેવાની શરૂઆત કરી. સને ૧૯૪૧માં સરકારે વાઈસરૉયની કૅબિનેટના વ્યાપાર ખાતાના સભ્યના પ્રમુખ-પદે, આયોજન દ્વારા દેશનો વિકાસ કરવા એક સમિતિની રચના કરી.

૧૯૪૪નું વર્ષ ભારતીય આયોજનના ઇતિહાસ માટે મહત્ત્વનું છે. આ વર્ષમાં જુદા જુદા દૃષ્ટિકોણ વાળી ત્રણ આર્થિક યોજનાઓ અને આ યોજનાઓની આલોચના કરતી કેટલીક ચોપડીઓ બહાર પડી. 'મુંબઇ યોજના', 'જનતા યોજના' અને 'ગાંધીવાદી યોજના' તરીકે ઓળખાતી આ યોજનાઓની મહત્ત્વની વિગતો આપણે જોઈશું.

**મુંબઈ યોજના**

'A Plan of Economic Development for India' (હિંદના આર્થિક વિકાસની યોજના) નામે બહાર પડેલી આ યોજના મુખ્યત્વે 'મુંબઈ યોજના' તરીકે જાણીતી બની છે. જાન્યુઆરી, ૧૯૪૪માં તેનો પહેલો ભાગ બહાર પડયો હતો. એમાં યોજનાનું દૃષ્ટિબિંદુ નીચામાં નીચા ધોરણનું પ્રમાણ, આર્થિક સુયોજન અંગે વધુ સ્પષ્ટતા, નાણાં ઊભાં કરવાનાં સાધનો, વિકાસના તબક્કા, વગેરે મુદ્દાઓ આવરી લઈ એક

---

૨. ૨૯ પેટા સમિતિઓના હેવાલો નીચેના ૨૫ ગ્રંથોરૂપે (અંગ્રેજીમાં) બહાર પડયા છે.

(૧) ગ્રામ બજાર અને નાણાં
(૨) નદીનો ઉપયોગ અને સિંચાઈ
(૩) જમીન સંરક્ષણ અને જંગલવર્ધન
(૪) જમીન-નીતિ, ખેતમજૂરી અને વીમો
(૫) પશુ-સંવર્ધન અને ડેરી, બાગાયત અને મત્સ્યોદ્યોગ
(૬) પાકો; આયોજન ને ઉત્પાદન
(૭) ગ્રામ અને કુટિર ઉદ્યોગો
(૮) વીજળી અને બળતણ
(૯) રાસાયણિક ઉદ્યોગો
(૧૦) ખાણો અને ખનીજ ઉદ્યોગો
(૧૧) વાપરમાલ ઉદ્યોગો
(૧૨) વૈજ્ઞાનિક સાધનો અને ઈજનેરી ઉદ્યોગોને લગતા ઉદ્યોગો
(૧૩) મજૂરી
(૧૪) વસ્તી
(૧૫) વેપાર: આંતરિક ને આંતરરાષ્ટ્રીય
(૧૬) ઔદ્યોગિક નાણાં
(૧૭) ચલણ, વિનિમય અને બૅંકિંગ અને જાહેર નાણાં
(૧૮) વીમો: વ્યક્તિગત ને સામાજિક
(૧૯) વાહનવ્યવહાર: રસ્તા, રેલવે, હવાઈ અને જળમાર્ગ
(૨૦) સંદેશવ્યવહાર: તાર, ટપાલ, ટેલિફોન, રેડિયો
(૨૧) રાષ્ટ્રીય વસવાટ વ્યવસ્થા
(૨૨) જાહેર આરોગ્ય
(૨૩) શિક્ષણ: સામાન્ય ને ટેકનિકલ
(૨૪) આયોજિત અર્થકારણમાં સ્ત્રીઓનો ફાળો
(૨૫) રાષ્ટ્રીય આયોજન: સિદ્ધાંતો અને વહીવટ.

is therefore, suggested to cope with the situation and to carry out speedily many long-delayed reforms and developments."

["મુખ્ય વિશાળ હેતુ એ સૂચવવાનો છે કે કામની તકો કેવી રીતે ઊભી કરવી ને તે અમલી બનાવવી કે જેથી (દરેક) હિંદી પોતાના ક્ષેત્રમાં એવો મજબૂત બને કે જેથી તે અમેરિકા, યુરોપ કે જાપાનના વતનીઓની તુલનામાં વિશાળ મનનો વિશ્વપ્રેમી, દૃઢ રાષ્ટ્રપ્રેમી, શક્તિશાળી નાગરિક, અચ્છો માનવ ટૂંકામાં ટૂંકા શક્ય સમયમાં બની શકે."

"લોકોની આવક અને સમૃદ્ધિ વધારવા, સુધારવા માટે અત્યાર સુધી (ભૂતકાળમાં) કોઈ સુવિચારિત નીતિ, યોજના કે કાર્યક્રમ નહોતો. તેથી ચાલુ સંજોગોને પહોંચી વળે અને વર્ષોથી ઢીલમાં પડેલા ઘણા સુધારાઓ અને વિકાસકાર્યો ઝડપથી અમલી બની શકે તે માટે એક દશવર્ષીય યોજના સૂચવવામાં આવી છે."]

આ ગ્રંથનો પહેલો ખંડ આર્થિક સર્વેક્ષણ (Economic Survey) વિશે છે. એમાં હિંદ અને વિકસતી દુનિયા, વિકસિત રાષ્ટ્રો સાથે હિંદની તુલના, ખેતીવાડી, ઉદ્યોગો, ઔદ્યોગિક વિકાસ, વાહનવ્યવહાર અને વીજળીનો પુરવઠો, વેપાર-વાણિજ્ય, વેપારની મંદી અને જકાત, નાણાં, ચલણ—બૅંકિંગ, વગેરે વિષયો પર, તે વખતે જ્યારે આજની જેમ આંકડાઓ સહેલાઈથી મેળવાતા નહોતા ત્યારે પણ ખૂબ મહેનતપૂર્વક મેળવાયેલા આંકડાઓ સાથે હિંદનું તે વખતનું ચિત્ર રજૂ થયું છે. પુનર્રચના (Reconstruction) નામના બીજા ખંડમાં પણ દશ પ્રકરણો છે. એમાં અવિકસિત અર્થતંત્રની ઊણપો દૂર કરવાની વિગતો ચર્ચી, 'હિંદ માટેની દશવર્ષીય યોજના' રજૂ કરી છે ને કાર્યક્રમો સૂચવ્યા છે. રાજ્યો ને પ્રાંતો માટે પંચવર્ષીય યોજનાઓ પણ આપવામાં આવી છે; ને છેલ્લે યોજનાના અમલ પછીના પુનર્રચિત હિંદની ઝાંખી પણ કરી બતાવી છે. ડૉ. વિશ્વેશ્વરૈયાની ધારણા પ્રમાણે, એમની દશવર્ષીય યોજનાના અમલ પછી હિંદમાં બેકારી, ગરીબાઈ અને દુઃખો ધીરેધીરે કાબૂમાં આવત ને આપણો દેશ રહેવા માટે વધુ સારો, સુંદર ને સુખી બને તે માટેનું પ્રગતિશીલ વલણ ઊભું થાત.

હિંદ માટેની દશવર્ષીય યોજનાનાં મુખ્ય લક્ષ્યાંકો આ પ્રમાણે હતા:

| ક્રમ | વિગત | યોજના પૂર્વે (સને ૧૯૩૪) | યોજના પછી |
|---|---|---|---|
| ૧. | રાષ્ટ્રીય આવક (વાર્ષિક) | ૨૫ અબજ રૂ. | ૫૦ અબજ રૂ. |
| ૨. | વાર્ષિક ઔદ્યોગિક ઉત્પાદનની લગભગ ચોખ્ખી કિંમત | ૪ ,, ,, | ૨૦ ,, ,, |
| ૩. | ભારે ઉદ્યોગોમાં સ્થાનિક મૂડી-રોકાણ | ૩ ,, ,, | ૧૦ ,, ,, |
| ૪. | લોખંડ અને પોલાદ | ૧૬ લાખ ટન | ૩૦ લાખ ટન |
| ૫. | કોલસાનું ઉત્પાદન | ૨૪૦ ,, ,, | ૪૦૦ ,, ,, |
| ૬. | સુતરાઉ મિલ-ઉદ્યોગ | | |
| | (અ) ત્રાક | ૯૫ લાખ | ૧૨૦ લાખ |
| | (બ) સાળ | ૨ ,, | ૩ ,, |
| ૭. | મોટરોનું વાર્ષિક ઉત્પાદન | — | ૨૦,૦૦૦ |
| ૮. | વાર્ષિક ખેતી-ઉત્પાદનની લગભગ ચોખ્ખી કિંમત | ૨૦ અબજ રૂ. | ૨૫ અબજ રૂ. |
| ૯. | ખેડાઉ જમીનમાં વધારો (ફક્ત બ્રિટિશ હિંદમાં) | | |
| | (અ) સૂકી જમીન | ૨૧૨૦ લાખ એકર | ૨૫૦૦ લાખ એકર |
| | (બ) પિયતની જમીન | ૪૯૭ ,, ,, | ૬૦૦ ,, ,, |
| ૧૦. | રસ્તાઓ | ૨,૫૩,૧૨૫ માઈલ | ૫,૦૦,૦૦૦ માઈલ |
| ૧૧. | રેલવે | ૪૨,૭૫૦ ,, | ૫૫,૦૦૦ ,, |
| ૧૨. | વીજળી | | |
| | (અ) વિદ્યુત ઉત્પાદન શક્તિ | ૧૦ લાખ કિલો વૉટ | ૨૨ લાખ કિલો વૉટ |
| | (બ) ઉત્પાદિત વીજળીબળ | ૧૮૦ કરોડ કિલો વૉટ કલાક | ૪૦૦ કરોડ કિલો વૉટ કલાક |
| ૧૩. | વહાણવટું | ૨,૭૧,૮૨૦ ટન | ૧૦,૦૦,૦૦૦ ટન |

| ક્રમ | વિગત | પહેલી પંચવર્ષીય યોજના | બીજી પંચવર્ષીય યોજના | ત્રીજી પંચવર્ષીય યોજના | કુલ (પંદરવર્ષીય યોજના) |
|---|---|---|---|---|---|
| ૫. | શિક્ષણ | ૪૦ | ૮૦ | ૩૭૦ | ૪૯૦ |
| ૬. | આરોગ્ય | ૪૦ | ૮૦ | ૩૩૦ | ૪૫૦ |
| ૭. | રહેઠાણ | ૧૯૦ | ૪૨૦ | ૧,૫૯૦ | ૨,૨૦૦ |
| ૮. | પ્રકીર્ણ | ૩૦ | ૭૦ | ૧૦૦ | ૨૦૦ |
| | કુલ: | ૧,૪૦૦ | ૨,૯૦૦ | ૫,૭૦૦ | ૧૦,૦૦૦ |

ખર્ચની ફાળવણી સ્પષ્ટ બતાવે છે કે ઔદ્યોગિક વિકાસ પર બહુ ભાર મૂકવામાં આવ્યો હતો. વિદ્યુત-શક્તિ, વરાળ-શક્તિ અને મૂડી-માલ ઉત્પન્ન કરવા તરફ વધુ ધ્યાન આપવામાં આવ્યું હતું. વપરાશી માલના ઉત્પાદન માટે નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોની પણ હિમાયત કરવામાં આવી હતી. ગૃહ ઉદ્યોગો માટેની આ ભલામણ એ કાંઈ ગાંધી વિચારની અસર નહોતી પણ મૂડીસંચયની મુશ્કેલીમાં રાહત મેળવવાની દૃષ્ટિ હતી! પ્રયોજકોના શબ્દોમાં જોઈએ તો, "આનાથી જોઈતું હશે તેમને કામ પણ મળી રહેશે અને મોંઘાં યંત્રો તેમજ યંત્ર-જૂથો (પ્લાન્ટસ) ખરીદવાની જરૂર પણ ઓછી થઈ જશે.'[૫]

યોજના માટેમાં નાણાં આ રીતે ઊભાં કરવાની ગણતરી હતી: (કરોડ રૂપિયામાં)

| | |
|---|---|
| અ: બાહ્ય નાણાં વ્યવસ્થા: | |
| ૧. સંઘરેલું ધન. મુખ્યત્વે સોનું | ૩૦૦ |
| ૨. રિઝર્વ બૅન્કની સ્ટર્લિંગ જામીનગીરીઓ | ૧૦૦૦ |
| ૩. વિદેશ વ્યાપારનું જમાપાસું | ૬૦૦ |
| ૪. વિદેશી લોનો | ૭૦૦ |
| બ. આંતરિક નાણાં વ્યવસ્થા: | |
| ૧. બચત | ૪૦૦ |
| ૨. નવું ઊભું કરેલું નાણું | ૩,૪૦૦ |
| કુલ | ૧૦,૦૦૦ |

પાશ્ચાત્ય ઢબે ઘડાયેલી આ બિનસરકારી યોજનાને દેશવિદેશના અર્થશાસ્ત્રીઓએ સારો આવકાર આપેલો. પ્રયોજકોને આશા હતી કે સને ૧૯૪૭થી આ યોજના અમલમાં આવત ને તેથી યોજના પૂરી થયે. ૧૯૬૨માં ભારતનું ધંધાકીય વર્ગીકરણ કેવું હશે તેનું ચિત્ર પણ આપેલું છે. આ ચિત્ર પ્રમાણે ખેતીવાડીમાં ૭૨ ટકાને બદલે ૫૮ ટકા, ઉદ્યોગોમાં ૧૫ ટકાને બદલે ૨૬ ટકા ને સેવાઓમાં ૧૩ ટકાને બદલે ૧૬ ટકા લોકો રોકાયેલા હોત.

પણ આ યોજનાનો અમલ થયો નહોતો.

### જનતા યોજના

હિંદી સરકારે પાસિફિક પરિષદમાં રજૂ કરવા, સને ૧૯૪૩માં શ્રી માનવેન્દ્રનાથ રૉયને 'મજૂરો અને યુદ્ધોત્તર પુનર્ઘટના' વિષે એક નિબંધ તૈયાર કરવા વિનંતી કરી હતી. આ નિબંધમાં દેશના માત્ર ઔદ્યોગિક મજૂરો નહિ પણ ઉત્પાદક ધંધામાં રોકાયેલા બધા મજૂરોના આર્થિક વિકાસની સામાન્ય રૂપરેખા આપવામાં આવી હતી. શ્રી. રૉયના આ નિબંધના આધારે, આર્થિક વિકાસની વિગતવાર યોજના તૈયાર કરવા હિંદી મજૂર સંઘે (Indian Federation of Labour) વિચાર્યું અને તા. ૨૭, ૨૮, ૨૯ ડિસેમ્બર '૪૩ના દિવસોમાં મુંબાઈ ખાતે મળેલા સંઘના વાર્ષિક સંમેલનમાં આ માટે ખાસ સમિતિ રચવામાં આવી. આ સમિતિના સભ્યો હતા:

૧. પ્રો. બી. એન. બૅનરજી
૨. પ્રો. જી. ડી. પરીખ
૩. શ્રી વી. એમ. તારકુંડે

આ સમિતિએ તૈયાર કરેલી યોજના People's Plan (જનતા યોજના) નામે એપ્રિલ, '૪૪માં બહાર પડી. શ્રી. એમ. એન. રૉયના મૂળ નિબંધને આધારે આ યોજના ઘડાઈ હોવાથી, અને હિંદી મજૂર સંઘના મહામંત્રી તરીકે એમના નામે જાહેર ચર્ચા માટે પ્રગટ થઈ હોવાથી કેટલાક એને 'એમ. એન. રૉયની યોજના' પણ કહે છે.

દશ વર્ષની આ યોજનામાં ખર્ચની ફાળવણી આ પ્રમાણે નક્કી કરવામાં આવી હતી: (કરોડ રૂપિયામાં)

| ક્રમ | વિગત | અનાવર્તક ખર્ચ | આવર્તક ખર્ચ |
|---|---|---|---|
| (૧) | ખેતીવાડી | ૨,૭૯૫ | ૧૫૫ |
| | ૧. નવસાધ્ય જમીન | ૬૦૦ | — |
| | ૨. સિંચાઈ | ૬૦૦ | ૧૫ |
| | ૩. રાજ્યનાં ખેતરો | ૩૭૫ | ૧૨૫ |
| | ૪. જમીન સંરક્ષણ અને | | |

૫. 'હિંદના આર્થિક વિકાસની યોજના,' પૃ. ૨૯

(National Planning Committee)ની ખાસ રચના કરી. આ સમિતિમાં નીચેના સભ્યો હતા:

૧. પંડિત જવાહરલાલ નેહરુ, અધ્યક્ષ
૨. સર મોક્ષગુંડમ વિશ્વેશ્વરૈયા
૩. સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસ
૪. ડૉ. મેઘનાદ સહા
૫. ડૉ. નાઝિર અહમદ
૬. ડૉ. વી. એસ. દુબે
૭. ડૉ. રાધાકમલ મુકરજી
૮. શ્રી એ. ડી. શ્રોફ
૯. શ્રી એ. કે. શાહ
૧૦. શ્રી અંબાલાલ સારાભાઈ
૧૧. શ્રી એન. એમ. જોશી
૧૨. શ્રી જે. સી. કુમારપ્પા
૧૩. શ્રી વાલચંદ હીરાચંદ
૧૪. શ્રી શૈબ કુરૈશી
૧૫. શ્રી અબ્દુલ રહેમાન સિદ્દીકી
૧૬. શ્રી ગુલઝારીલાલ નંદા
૧૭. રાણી લક્ષ્મીબાઈ રાજવાડે
૧૮. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત
૧૯. પ્રો. જે. સી. ઘોષ
૨૦. પ્રો. કે. ટી. શાહ, માનદ મંત્રી

આ ઉપરાંત, આ સમિતિમાં પ્રાંતિક સરકારોના ૧૨ પ્રતિનિધિઓ પણ હતા: કેવળ હિંદી સરકારનો પ્રતિનિધિ એમાં નહોતો. આ સમિતિના સભ્યોનાં નામો બતાવે છે કે એમાં અસાધારણ પ્રતિનિધિત્વ જળવાયું હતું.

રાષ્ટ્ર-નિયોજન સમિતિએ દશ વર્ષની યોજના ઘડવા કામ શરૂ કર્યું. આ યોજનામાં રાષ્ટ્રીય આવક બેથી ત્રણ ગણી કરવાનું વિચારાયેલું હતું. માણસની પ્રાથમિક જરૂરિયાતો—અન્ન, વસ્ત્ર અને આવાસ–માટે આવું વિચારાયું હતું.:

૧. પુખ્ત વયના શ્રમિક માટે ૨૪૦૦ થી ૨૮૦૦ ઉષ્ણાંક જેટલી શક્તિ મળી રહે તેવો યુક્તાહાર મળવો જોઈએ.

૨. તે વખતે માથાદીઠ કાપડનો વપરાશ ૧૫ વાર હતો, તે ઓછામાં ઓછો બમણો કરવો જોઈએ.

૩. રહેવા માટે માણસ દીઠ ૧૦૦ ચોરસ ફૂટ જગ્યા મળવી જોઇએ.

ઉપરાંત, ખેતીવાડીની પેદાશમાં વધારો, ઔદ્યોગિક ઉત્પાદનમાં વધારો, બેકરીમાં ઘટાડો, નિરક્ષરતા નિવારણ, લોકપયોગી સાધનો અને પ્રજાસેવાનાં કામોમાં વધારો. દર હજાર માણસની વસ્તીના એક ઘટકને ધોરણે દાક્તરી સેવાની વ્યવસ્થા—અને આ બધા કાર્યક્રમોને પરિણામે માથાદીઠ આવકમાં તથા સરેરાશ આયુષ્યમાં વધારો કરવાનું વિચારાયું હતું. પંડિતજીએ આ સમિતિ વિષે કહ્યું છે તેમ, "આખા દેશને બની શકે એટલા પ્રમાણમાં સ્વયંપૂર્ણ બનાવવો એ ધ્યેય હતું. આંતરરાષ્ટ્રીય વેપાર બેશક એમાંથી બાદ રાખવામાં આવ્યો નહોતો પણ આર્થિક સામ્રાજ્યશાહીના વમળમાં ખેંચાઈ જવાનું ટાળવાને અમે ઈંતેજાર હતા."[૧]

આ સમિતિની પહેલી બેઠકમાં એક લાંબી પ્રશ્નાવલિ તૈયાર કરવામાં આવી ને તે જુદી જુદી સરકારો, જાહેર સંસ્થાઓ, વિશ્વવિદ્યાલયો, વેપારી મંડળો, મજૂર સંગઠનો અને સંશોધન કરનારી સંસ્થાઓ પર મોકલવામાં આવી. જુદા જુદા ચોક્કસ વિષયોની તપાસ કરી, વિગતવાર અહેવાલ તૈયાર કરવા માટે ૨૯ પેટા સમિતિઓ રચવામાં આવી હતી: આમાંની ૮ સમિતિઓ ખેતી અંગેના પ્રશ્નોની બનેલી હતી. આ પેટા સમિતિઓના કુલ સભ્યો ૩૫૦ હતા. એમાંના કેટલાક એક કરતાં વધુ સમિતિઓના સભ્યપદે હતા ને ઘણાખરા પોતપોતાના વિષયના નિષ્ણાત હતા. કેંદ્ર સરકારના અમલદારો સિવાય દેશના બધા નિષ્ણાતોનો આ સમિતિને સાથ-સહકાર સાંપડયો હતો.

સને ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું અને નવેમ્બરમાં પ્રાંતિક કૉંગ્રેસી સરકારોએ રાજીનામાં આપ્યાં. આથી રાષ્ટ્ર-નિયોજન સમિતિનું કામ ખૂબ મુશ્કેલ બન્યું. પેટા સમિતિઓના અહેવાલોનું કામ લગભગ પૂરું થવા આવ્યું હતું અને આ બધાના સંકલનરૂપ સમગ્ર અહેવાલ તૈયાર કરવાનું વિચારાતું હતું: ત્યાં ઑક્ટોબર, ૧૯૪૦માં સમિતિના અધ્યક્ષ પંડિત નેહરુની ધરપકડ થઈ. સમિતિના બીજા ઘણા

૧. 'મારું હિંદનું દર્શન': જવાહરલાલ નેહરુ, પૃ. ૫૩૯.

આ આખી યોજનાનું વર્ષ વાર મૂડીરોકાણુ આ પ્રમાણે વિચારાયું હતું.: (કરોડ રૂપિયામાં)

| વર્ષ | ખેતીવાડી | ઉદ્યોગ | વાહનવ્યવહાર | આરોગ્ય | શિક્ષણ | રહેઠાણ | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨૦૦ | ૧૦૦ | — | — | — | — | ૩૦૦ |
| ૨ | ૩૫૦ | ૨૦૦ | — | ૨૦ | ૩૦ | — | ૬૦૦ |
| ૩ | ૪૫૦ | ૨૦૦ | — | ૨૦ | ૩૦ | — | ૭૦૦ |
| ૪ | ૫૦૦ | ૨૫૦ | ૫૦ | ૩૦ | ૩૭ | — | ૮૬૭ |
| ૫ | ૪૫૦ | ૪૦૦ | ૧૦૦ | ૪૦ | ૯૦ | ૨૭૪ | ૧,૩૫૪ |
| ૬ | ૪૫૦ | ૭૦૦ | ૨૦૦ | ૫૦ | ૧૦૦ | ૨૮૮ | ૧,૭૮૮ |
| ૭ | ૨૫૦ | ૮૦૦ | ૩૦૦ | ૮૦ | ૧૫૦ | ૪૮૦ | ૨,૦૬૦ |
| ૮ | ૧૦૦ | ૯૦૦ | ૩૦૦ | ૧૨૦ | ૧૮૦ | ૮૪૮ | ૨,૪૪૮ |
| ૯ | ૧૦૦ | ૧,૦૦૦ | ૩૦૦ | ૨૦૦ | ૨૦૦ | ૭૨૬ | ૨,૫૨૬ |
| ૧૦ | ૧૦૦ | ૧,૦૫૦ | ૨૫૦ | ૨૦૦ | ૨૨૩ | ૫૩૪ | ૨,૩૫૭ |
| કુલ | ૨,૯૫૦ | ૫,૬૦૦ | ૧,૫૦૦ | ૭૬૦ | ૧,૦૪૦ | ૩,૧૫૦ | ૧૫,૦૦૦ |

આ યોજનાના અમલ માટે શરૂઆતનાં ત્રણ વર્ષ માટે ૧,૬૦૦ કરોડ રૂપિયાની મૂડી એકઠી કરવી પડત. બાકીના રૂા. ૧૩,૪૦૦ કરોડમાંથી ૧૦,૬૦૦ કરોડ ખેતીવાડીની પેદાશમાંથી અને ૨,૮૦૦ કરોડ ઉદ્યોગોની પેદાશમાંથી મેળવવાની ગણતરી હતી.

યોજનાને અંતે દરેક માણસને ૨૬૦૦ ઉષ્ણાંક ખોરાક, ૫૦ ચોરસ વાર કાપડ અને ૧૦૦ ચોરસ ફૂટ નિવાસ મળી રહે એ માટે માથાદીઠ આવક રૂા. ૭૩માંથી રૂા. ૧૨૮ કરવાનું લક્ષ્યાંક હતું. 'વધારે ઉત્પન્ન કરવું ને વધારે ખર્ચ કરવું' એને આદર્શ માની સતત વધતા રહેતા જીવનધોરણ પર ભાર મૂકવામાં આવ્યો હતો. યંત્રો દ્વારા વધુ ઉત્પાદન મેળવવું અને કામના કલાકો ઘટાડી, અઠવાડિયે ૩૬ કલાકનું કામ અને વરસે એક માસની રજા મળી રહે તથા ભારે ઉદ્યોગોના વિકાસથી ગરીબાઈનું નિવારણ કરી શકાશે, એવી ગણતરી આ યોજનાના ઘડવૈયાઓએ રાખી હતી.

મજૂર વર્ગના હિતને કેન્દ્રમાં રાખી આ યોજના ઘડાઈ હતી, પણ કેન્દ્રિત ઉદ્યોગો પર વધુ પડતો ભાર આપવાથી બધા જ મજૂરોનું હિત થઈ શકત એમ ધારવું વ્યર્થ છે.

જમીનના રાષ્ટ્રીયકરણ માટે, એકરના રૂા. ૩૫ પ્રમાણે બધા જમીનદારો પાસેથી જમીન સરકાર ખરીદી લે ને તે માટે રૂ. ૧,૭૩૫ કરોડનો ખર્ચ થશે એવો અંદાજ હતો. ખેડૂતોના કરજની ૨૫% રકમ સરકાર ચૂકવી શકે તે માટે રૂ. ૨૫૦ કરોડની જોગવાઈ રાખવામાં આવી હતી. લેણદારો અને જમીનદારો તરફથી આ ચૂકવવાની રકમ લોન રૂપે સરકારને મળી છે એમ ગણી, ૪૦ વરસ સુધી ૩% લેખે તેમને એનું માત્ર વ્યાજ મળે અને ત્યાર પછી એ રકમ ચૂકતે થઈ એમ ગણવામાં આવે એવું નક્કી કરવામાં આવ્યું હતું. સરકારની આ જમીનમાં યંત્રોની મદદથી ખેતી કરવી ને મોટા ઉદ્યોગો પછી રાષ્ટ્રે જ ચલાવવા એમ વિચારાયું હતું. આમ આ યોજનામાં રશિયાની સામ્યવાદી યોજનાનું હિંદીકરણ કરવાનો પ્રયાસ હતો એમ કહી શકાય.

## ગાંધીવાદી યોજના

'મુંબઈ યોજના' મૂડીવાદી યોજના હતી ને 'જનતા યોજના' સામ્યવાદી. આ બંને યોજનાઓ આપણા દેશમાં ઘડાઈ હતી. પણ તેનો પાયો પરદેશી હતો. કેન્દ્રીકરણ દ્વારા વધુ ઉત્પાદન અને ભારે ઔદ્યોગીકરણ દ્વારા પાશ્ચાત્ય યંત્રસંસ્કૃતિની નકલ જેવી આ યોજનાઓ હતી. ભારતીય નાગરિકનું માનવ તરીકેનું કેન્દ્ર સ્થાન એમાં જળવાયું નહોતું. વ્યક્તિને કેન્દ્રમાં યોગ્ય સ્થાને રાખી કોઈ યોજના ઘડાઈ હોય તો તે 'The Gandhian Plan' (ગાંધીવાદી યોજના). ગાંધીજીના અનુયાયી આચાર્ય શ્રીમન્નારાયણ અગ્રવાલે ઑકટોબર,

પંદરવર્ષીય યોજના રજૂ કરવામાં આવી હતી. ડિસેમ્બર, '૪૪માં બહાર પડેલ, આ યોજનાના બીજા ભાગમાં વહેંચણી અને રાજ્યના હિસ્સા વિશેનું દૃષ્ટિબિંદુ રજૂ થયું હતું.

મુંબઈ યોજનાના પ્રયોજકો નીચેના આઠ નામાંકિત ઉદ્યોગપતિઓ હતા:

૧. સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસ
૨. શ્રી જે. આર. ડી. તાતા
૩. શ્રી ઘનશ્યામદાસ બિરલા
૪. શ્રી કસ્તુરભાઈ લાલભાઈ
૫. સર અરદેશર દલાલ
૬. સર શ્રીરામ
૭. શ્રી એ. ડી. શ્રોફ
૮. શ્રી જૉન મથાઈ

મુંબઈ યોજનાનો હેતુ એના ઘડવૈયાઓના જ શબ્દોમાં જોઈએ:

"અમારી યોજનાનો મુખ્ય હેતુ યોજના અમલમાં આવે તે પછીનાં પંદર વર્ષના સમયમાં દરેક હિંદીની માથાદીઠ આવક બેવડી કરવાનો છે. છેલ્લી દસ-વાર્ષિક વસ્તીગણતરીએ વસ્તીમાં દર વરસે ૫૦ લાખનો વધારો થતો હોવાનું જણાયું છે. તે વધારો ધ્યાનમાં લેતાં અમારો એવો અંદાજ છે કે પંદર વર્ષના સમયમાં માથાદીઠ આવક બમણી કરવા માટે કુલ રાષ્ટ્રીય આવક હાલના કરતા ત્રણ ગણી કરવી પડશે. આ વસ્તુ સિદ્ધ કરવા માટે, ખેતીવાડીનું ઉત્પાદન હાલના કરતાં, બમણા કરતાં જરાક વધારે થાય અને નાના મોટા બધા ઉદ્યોગોનું ચોખ્ખું ઉત્પાદન હાલના કરતાં પાંચ ગણું થાય એવી અમારી દરખાસ્ત છે."[૩]

૯૯ મુદ્દાઓમાં લખાયેલ આ યોજના (પ્રથમ ભાગ) સુયોજિત અર્થતંત્રનાં જુદાં જુદાં પાસાં આવરી લે છે. એમાં દરેક વ્યક્તિને યુક્તાહાર (૨૮૦૦ ઉષ્ણાંક) મળે, ૩૦ ચોરસવાર કાપડ મળે અને ૧૦૦ ચોરસ ફૂટ નિવાસસ્થાન મળે એવી ગણતરીએ ખર્ચની ફાળવણી કરવામાં આવી હતી, એવું પ્રયોજકો માનતા હતા. પણ આ મૂડીવાદી યોજનાથી તેમ થઈ શકત એની ખાતરી થતી નથી .પ્રો. પી. એ. વાડિયા અને પ્રો. કે. ટી. મરચન્ટે 'The Bombay Plan: A Criticism'માં આ યોજનાને રાજ્યની સહાયથી મૂડીવાદી અર્થરચનાના માળખામાં ઉદ્યોપતિઓને પગભર કરવાની યોજના તરીકે ઓળખાવી હતી!

યોજનાના ઉદ્દેશ પ્રમાણે રાષ્ટ્રીય આવક ૨૨ અબજ રૂપિયામાંથી ૬૬ અબજ રૂપિયા કરવાની હતી ને આ આવકની યોગ્ય વહેંચણી થાય તેયે પ્રયોજકોના ધ્યાનમાં હતું. આ માટે ન્યૂનતમ આવકનું ધોરણ સ્વીકારી યુદ્ધના પહેલાંના ભાવો પ્રમાણે દરેક વ્યક્તિની વાર્ષિક આવક રૂ.૭૪ આવશ્યક લેખવામાં આવી હતી. ડૉ.વી. કે. આર. વી. રાવના આંકડા પ્રમાણે, ઈ. સ. ૧૯૩૧-૩૨માં આપણી માથા દીઠ આવક રૂ. ૬૫ હતી! અને સને ૧૯૩૯માં તો ૬૫ કરતાં પણ ઓછી હોવાનો સંભવ હતો. પ્રયોજકો વધારે ઉત્પાદન કરી, દરેકને ન્યૂનતમ આવક આપવા માગતા હતા, પણ તે સાથે જ રાજ્યના યોગ્ય અંકુશો હેઠળ ખાનગી સાહસને ઉત્તેજન આપવાનું અને વ્યક્તિગત આવક પર નિયમન ન મૂકવાનું ધોરણ સ્વીકાર્યું હતું. આમ કેટલાક ટીકાકારોના મતે મુંબઈ યોજનાનો બીજોભાગ 'સમાજવાદ અને મૂડીવાદ વચ્ચેનાં સુખી લગ્ન' જેવો હતો![૪]

મુંબઈ યોજનામાં ખર્ચની ફાળવણી ત્રણ પંચવર્ષીય યોજનાઓના રૂપમાં આ પ્રમાણે કરવામાં આવી હતી:

(કરોડ રૂપિયામાં)

| ક્રમ વિગત | પહેલી પંચવર્ષીય યોજના | બીજી પંચવર્ષીય યોજના | ત્રીજી પંચવર્ષીય યોજના | કુલ (પંદરવર્ષીય યોજના) |
|---|---|---|---|---|
| ૧. ભારે ઉદ્યોગો | ૪૮૦ | ૧,૨૦૦ | ૧,૮૦૦ | ૩,૪૮૦ |
| ૨. વાપરમાલ ઉદ્યોગો | ૩૧૦ | ૩૩૦ | ૩૬૦ | ૧,૦૦૦ |
| ૩. ખેતીવાડી | ૨૦૦ | ૪૦૦ | ૬૪૦ | ૧,૨૪૦ |
| ૪. વાહનવ્યવહાર | ૧૧૦ | ૩૨૦ | ૫૧૦ | ૯૪૦ |

૩. 'હિંદના આર્થિક વિકાસની યોજના': સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસ, તાતા, બિરલા, વગેરે. પૃ.૨૮

૪. 'Planning for India': Bimal C. Ghose, પૃ. ૫૬

૧. સમતોલ અને પોષક આહાર દરેકને મળવો જોઈએ: ૨૬૦૦ ઉષ્ણાંક.
૨. શરીરના રક્ષણ પૂરતું કાપડ મળવું જોઈએ: એક વર્ષ ટકે તેવું ૨૦ વાર
૩. નિવાસ માટે દરેકને ૧૦૦ ચોરસ ફૂટ જગ્યા મળવી જોઈએ.
૪. દરેક છોકરા-છોકરીને મફત અને ફરજિયાત બુનિયાદી શિક્ષણ અને દરેક પ્રૌઢ વ્યક્તિને ખપ પૂરતું લખીવાંચી શકે તેટલું શિક્ષણ મળવું જોઈએ.
૫. દરેક જણને જરૂરી વૈદકીય સગવડ મળવી જોઈએ. મહિલાઓ માટે પ્રસૂતિગૃહોની પૂરતી વ્યવસ્થા થવી જોઈએ.
૬. ટપાલ, બૅન્ક, વીમા જેવી જાહેર સેવાઓ દરેક નાગરિકને મળી રહેવી જોઈએ.
૭. મનોરંજન માટેની સગવડો, ખાસ કરીને ગ્રામવિસ્તારોમાં કરવી જોઈએ; જેમ કે રમતગમતનાં મેદાન, લોકનૃત્યો, નાટયગૃહો, ભજન મંડળીઓ.

પાયાની આ જરૂરિયાતો દરેક જણને મળી રહે માટે, તે વખતના ભાવો પ્રમાણે માથાદીઠ આવક રૂ. ૭૨ કરવી જોઈએ, એવી ગણતરી હતી.

આ આખી યોજના ગામડાં અને ગ્રામસેવકો પર આધારિત હતી. ગાંધીજીની સાગરવૃત્તની કલ્પના પ્રમાણે આ યોજનાનું ઘડતર, ચણતર ને અમલીકરણ થાય એવી અપેક્ષા રાખવામાં આવી હતી. ગામડામાં જે વાપરમાલ તૈયાર થતો હોય તે શહેરોમાં તૈયાર ન કરવો ને એ રીતે સમાજનું આર્થિક વહેણ શહેરોમાંથી ગામડાં તરફ વળવાની નેમ રાખવામાં આવી હતી. વિકેન્દ્રીકરણ અને ગ્રામ ઉદ્યોગો પર વિશેષ ભાર આપવામાં આવ્યો હતો. પડી ભાંગેલા ને નવા ગ્રામઉદ્યોગોના વિકાસ માટે ગામડા દીઠ ૫૦૦૦ રૂપિયાના ખર્ચની (યોજનાના કુલ ખર્ચના ૧૦ ટકા) જોગવાઈ કરવામાં આવી હતી. વિકેંદ્રિત અર્થકારણ દ્વારા ગામડાં પોતે પોતાની જરૂરિયાતોમાં સ્વાવલંબી બને, રોજગારી વધે, અસમાનતા ઘટે એટલો જ ઉદ્દેશ નહોતો: રાષ્ટ્રીય સંરક્ષણની દૃષ્ટિએ પણ એ મહત્ત્વનું હતું, એમ આયોજનકારે ભારપૂર્વક લખ્યું છે.[૮]

ભારતીય સમાજ ને સંસ્કૃતિને અનુરૂપ એવી આ યોજના હતી. આ પુસ્તક બહાર પડયું ત્યારથી તે એક વિચારોત્તેજક ચર્ચાનો વિષય બન્યું હતું. દેશ-વિદેશના અનેક અર્થશાસ્ત્રીઓને આ યોજના આકર્ષી ગઈ હતી. આંતરરાષ્ટ્રીય આર્થિક હરીફાઈના યુગમાં કેટલાક વિચારકોએ આ યોજનાને અવ્યવહારુ ગણી આવકાર ન આપ્યો તો કેટલાક તેનાથી મુગ્ધ બન્યા. પ્રો. એન. જી. રંગાએ તો 'ચાર કરોડ કારીગરો દ્વારા ગાંધીવાદી યોજનાનું સ્વાગત' નામે એક પ્રશંસાપુસ્તિકા પણ લખી નાખી હતી!

આયોજનનો પ્રાણ કેંદ્રીકરણ છે એવું આજે પણ માનવામાં આવે છે. તે વખતે વિકેંદ્રીકરણનો હિમાયતી ગાંધીવાદ અને આયોજન એક કેમ થઈ શકે એવી ચર્ચા કેટલાક ટીકાકારોએ શરૂ કરી હતી. આ ચર્ચાનો જવાબ ગાંધીજીએ, ૨૮મી જૂન ૧૯૪૬ના 'HINDU' પત્રમાં આ પ્રમાણે આપ્યો હતો: "'યોજના' શબ્દના પ્રયોગ પરની આપની ટીકા એક રીતે સાચી છે. પણ મારો ખ્યાલ છે કે તેમાં કંઈ સાર નથી. હું નથી માનતો કે યોજનાનો પ્રાણ કેંદ્રીકરણ છે. કેંદ્રીકરણની જેમ વિકેંદ્રીકરણ પણ આયોજનમાં કેમ મદદગાર ન થઈ શકે?"[૯]

આ ત્રણે યોજનાઓ પર આલોચના કરતા ગ્રંથો પણ આ સાથે જ પ્રગટ થતા રહ્યા હતા. પ્રો. વાડિયા–મરચંટ અને પ્રો. રંગાની આલોચનાત્મક પુસ્તિકાઓનો ઉલ્લેખ આપણે કરી ગયા. આ સિવાયની પુસ્તિકાઓમાં પ્રો. બી. આર. શિનોયની 'The Bombay Plan' (૧૯૪૪) અને શ્રી બિમલ ઘોષની 'Planning for India' (જૂન, '૪૪ અને જુલાઈ, '૪૫) ઉલ્લેખનીય છે.

### સરકારી યોજનાઓ

આપણે અગાઉ જોઈ ગયા કે સને ૧૯૪૧થી હિંદી સરકાર આયોજનમાં સક્રિય રસ લેવા લાગી હતી. સને ૧૯૪૪માં બહાર પડેલી 'મુંબઈ યોજના', 'જનતા યોજના' અને 'ગાંધીવાદી યોજના'—આ ત્રણે યોજનાઓ હતી ને

૮. 'ગાંધીવાદી આર્થિક યોજના', પૃ. ૪૬; The Gandhian Plan' પૃ. ૪૧.
૯. गांधीवादी संयोजन के सिद्धांत: શ્રીમન્નારાયણ, પૃ. ૬૬

| ક્રમ | વિગત | અનાવર્તક ખર્ચ | આવર્તક ખર્ચ |
|---|---|---|---|
| | ૪. જમીન સંરક્ષણ અને જંગલોનો વિકાસ | ૩૦૦ | ૧૫ |
| | ૫. ગ્રામ-ઉદ્યોગ | ૨૦૦ | — |
| | ૬. ખાતર બિયારણ વગેરે | ૭૨૦ | — |
| (૨) | **ઉદ્યોગ** | **૫,૬૦૦** | — |
| | ૧. વાપરમાલના ઉદ્યોગો | ૩,૦૦૦ | — |
| | ૨. પાયાના ઉદ્યોગો | ૨,૬૦૦ | — |
| (૩) | **વાહનવ્યવહાર** | **૧,૪૨૦** | **૮૦** |
| | ૧. રેલવે | ૫૯૫ | ૧૧ |
| | ૨. રસ્તા (નવું બાંધકામ) | ૪૫૦ | ૫૩ |
| | ૩. કાચા રસ્તા પાકા કરવા | ૧૦૦ | — |
| | ૪. વહાણવટું | ૧૨૫ | ૬ |
| | ૫. બંદરો | ૫૦ | ૫ |
| | ૬. આંતરિક જળવ્યવહાર | ૫૦ | ૫ |
| | ૭. તાર, ટપાલ, વગેરે | ૫૦ | — |
| (૪) | **આરોગ્ય**[૬] | **૫૩૧.૪** | **૨૨૭.૯** |
| | ૧. ગ્રામ-દવાખાનાં | ૧૦૦ | ૧૩૭.૫ |
| | ૨. નગર-વિસ્તારમાં ઇસ્પિતાલ | ૩૦ | ૨૫ |
| | ૩. શહેરોની ઇસ્પિતાલો | ૧૫ | ૧૪.૮ |
| | ૪. પ્રસૂતિગૃહ અને બાળ-કલ્યાણ કેંદ્રો | — | ૨ |
| | ૫. ખાસ ઇસ્પિતાલો | ૮૬.૪ | ૪૮.૬ |
| | ૬. ગામડાંમાં પાણીની વહેંચણી અને સ્વચ્છતા | ૨૫૦ | — |
| | ૭. શહેરોમાં પાણીની વહેંચણી અને સ્વચ્છતા | ૫૦ | — |

| ક્રમ | વિગત | અનાવર્તક ખર્ચ | આવર્તક ખર્ચ |
|---|---|---|---|
| (૫) | **શિક્ષણ** | **૫૭૩** | **૪૬૭** |
| | ૧. ગામડાંની પ્રાથમિક શાળાઓ | ૯૧ | ૧૬૦ |
| | ૨. ગામડાંની માધ્યમિક શાળાઓ | ૪૨ | ૯૩ |
| | ૩. ગામડાંની હાઈસ્કૂલો | ૬૦ | ૫૪.૫ |
| | ૪. શહેરોની પ્રાથમિક શાળાઓ | ૨૧ | ૩૭ |
| | ૫. શહેરોની માધ્યમિક શાળાઓ | ૧૦.૫ | ૨૨ |
| | ૬. શહેરોની હાઈસ્કૂલો | ૨૪ | ૨૦ |
| | ૭. ઉચ્ચ શિક્ષણ અને ટેકનિકલ શિક્ષણ | ૪૦ | — |
| | ૮. ટેકનિશ્યનોની તાલીમ | ૧૫૦ | — |
| | ૯. ગ્રામ સાંસ્કૃતિક કેંદ્રો | ૧૨૫ | ૭૫ |
| | ૧૦. નગર સાંસ્કૃતિક કેંદ્રો | ૯.૫ | ૫.૫ |
| (૬) | **રહેઠાણ** | **૩,૧૦૦** | **૫૦** |
| | ૧. ગ્રામ વિસ્તારોમાં રહેઠાણ | ૨,૭૦૦ | — |
| | ૨. નગર વિસ્તારોમાં રહેઠાણ | ૪૦૦ | ૫૦ |
| | કુલ | ૧૪,૦૧૯.૪ | ૯૭૯.૯ |
| | | =૧૪,૯૯૯.૩ | |
| | | + ૦.૭ | છાપ ભૂલના[૬] |
| | | ૧૫,૦૦૦ | |

૬. આરોગ્ય ખર્ચની કુલ રકમ રૂ. ૭૬૦ કરોડ જણાવેલી છે પણ આ આંકડાઓ પ્રમાણે ૭૫૯.૩ થાય છે, આથી ૦.૭ કરોડની ભૂલ મૂળ ચોપડીમાં રહી જવા પામી છે, એમ માનવું રહ્યું! આ લખનારે 'People's Plan'ની બીજી આવૃત્તિનો ઉપયોગ કર્યો છે.

તે વિષે અવારનવાર હેવાલો પ્રસિદ્ધ કરવાનું હતું.

જો કે પંચને કેવળ ભલામણો જ કરવાની હતી, નિર્ણયનો આધાર સરકાર પર હતો; પણ પંચની ભલામણો મોટે ભાગે સ્વીકારાય જ એવી ગણતરી હતી.

આ પંચને ઉચ્ચ ટેકનિકલ સલાહ મળી શકે તે માટે રાજ્યોના પ્રતિનિધિઓ અને ખેતીવાડી, વેપાર-ઉદ્યોગ, મજૂર વર્ગ, વગેરેનું પ્રતિનિધિત્વ ધરાવતું ૨૫થી ૩૦ સભ્યોનું એક સલાહકાર મંડળ રચવાનું સૂચવવામાં આવ્યું હતું.

(૩) આયોજનનો પાયો સાચા આંકડા છે. આથી સાચા આંકડા, સાચી માહિતી મેળવવા માટે કેન્દ્રમાં એક આંકડાશાસ્ત્રખાતું શરૂ કરવું જોઈએ.

(૪) આયોજનમાં અગત્યાનુક્રમ પણ મહત્ત્વના છે. કયા કાર્યક્રમને કેટલું મહત્ત્વ આપવું ને ક્યારે આપવું તે નક્કી કરવા એક બોર્ડ રચવાની પણ ભલામણ કરવામાં આવી હતી.

## આયોજન પંચ

સલાહકાર આયોજન બોર્ડની ભલામણો સરકારે અક્ષરશઃ નથી સ્વીકારી, પણ આ ભલામણોના આધારે આયોજનની શરૂઆત જલદી કરવા સરકાર પ્રયત્નશીલ રહી.

આઝાદી પછી દેશના ભાગલા, કોમી રમખાણો, અનાજની તંગી, વગેરે પ્રશ્નોમાં સરકાર ખૂબ રોકાયેલી હતી. આથી આયોજનનું કામ થોડાંક વર્ષો પાછળ ઠેલાયું.

તા. ૧૫ માર્ચ ૧૯૫૦ ને રોજ એક ઠરાવ કરી ભારત સરકારે આજના આપણા આયોજન પંચની સ્થાપના કરી. આ આયોજન પંચ સલાહકાર આયોજન બોર્ડની ભલામણ કરતાં ઠીક ઠીક રીતે જુદા સ્વરૂપનું હતું ને છે.

આ આયોજન પંચે આપણી પ્રથમ પંચવર્ષીય યોજના ઘડી અને આપણી સંસદે તેની મંજૂરી આપી.

સને ૧૯૫૧ની ૧લી એપ્રિલથી ભારતે આર્થિક આયોજનનો અમલ શરૂ કર્યો, ત્યારે ભારતીય આયોજનના પિતા ડૉ. વિશ્વેશ્વરૈયાનું સ્વપ્ન સાકાર બન્યું. ભારતે હવે એક નવા જ યુગમાં પ્રવેશ કર્યો. પ્રથમ પંચવર્ષીય યોજના પસાર થઈ ત્યારે લોકસભામાં પંડિતજીએ સાચું જ કહ્યું હતું કે, We in India have rejected completely the laisser-faire policy. ભારતમાં આપણે અનિયંત્રણવાદ-નીતિનો સંપૂર્ણ ત્યાગ કર્યો છે.

ત્રણ પંચવર્ષીય યોજનાઓ પૂરી કરી હવે આપણે ચોથી યોજનામાં પ્રવેશ કર્યો છે. મિશ્ર અર્થતંત્રની નીતિ પર ઘડાયેલ આપણી યોજનાઓમાં અગાઉની એકે યોજનાનું અનુકરણ નથી પણ તે બધાની છાયા એમાં જરૂર ઝીલાઈ છે.

*

# માનવ હક દિન

## માનવ-સંઘર્ષની દૃષ્ટિએ

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

[માનવ-હક-દિન—તા. ૧૦ ડિસેમ્બર—નિમિત્તે આકાશવાણીના અમદાવાદ-વડોદરા-રાજકોટ-ભૂજ કેન્દ્રો પરથી રવિવાર, તા. ૧૦ ડિસેમ્બર ૧૯૬૭ ને રોજ પ્રસારિત થયેલો આ વાર્તાલાપ, સુધારા-વધારા સાથે અને આકાશવાણીના સૌજન્યથી, સાભાર અહીં પ્રગટ કર્યો છે. —પુ. ગ. મા.]

દુનયવી વ્યવહારમાં રોજબરોજ આપણે સહુ એકબીજાં પર અવલંબીએ છીએ અને એકમેકની હૂંફ પર નભીએ છીએ. પરસ્પરાવલંબન ન હોત તો મનુષ્ય-સમાજ રચાયો ન હોત. એકલો-અટૂલો માણસ ગમે તેટલો સારો અને ગમે તેટલો સમર્થ હોય તો પણ તે બહુ આગળ વધી શકતો નથી. અન્યનો આધાર અને સંગાથ તેને મેળવવો પડે છે. એ માટે તેણે પોતે અન્યને ટેકો આપવો પડે છે. આમ, સહકારથી સમાજ બંધાય છે અને પોષણ મેળવે છે. પ્રજાઓ જ્યારે એકત્ર રહે છે અને સંપથી કામ કરે છે ત્યારે તેઓ એકેકથી ચડિયાતી અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકે છે. વાસ્તવમાં, કરવા લાયક બધાં સારી

૧૯૪૪માં આ યોજના આપી હતી. ગાંધીજીના વિચારો પ્રમાણે આ યોજનાનું ઘડતર થયું હોવાથી તેનું નામ 'ગાંધીવાદી યોજના' (The Gandhian Plan: જોકે આ ચોપડીના શ્રી ચંદ્રશંકર પ્રા. શુક્લે કરેલા ગુજરાતી અનુવાદનું નામ 'ગાંધીવાદી આર્થિક યોજના' છે.) રાખવામાં આવ્યું હતું. આર્થિક નવનિર્માણની યોજનાના રૂપમાં ગાંધીજીના વિચારોને વ્યવસ્થિત રજૂ કરવાનો આ પ્રથમ પ્રયાસ હતો, ને એમાં શ્રી શ્રીમન્નારાયણ સારી રીતે સફળ થયા હતા. આ યોજનાના પુસ્તકના આમુખમાં ગાંધીજીએ લખ્યું છે: 'મેં તે ઠીક ઠીક વાંચ્યું છે; ને તે પરથી હું કહી શકું છું કે લેખકે કોઈ પણ જગ્યાએ મારા વિચારો વિકૃત રૂપમાં રજૂ કર્યા નથી.'[૭]

આ યોજનાની સૈદ્ધાંતિક ભૂમિકા પ્રથમ જોઈએ. સાદાઈ, અહિંસા, શરીરશ્રમ, ગ્રામસ્વાવલંબન, માનવીય મૂલ્ય, વિકેન્દ્રીકરણ, રાષ્ટ્રીય સંરક્ષણ, આંતરરાષ્ટ્રીય શાંતિ. યંત્રની મર્યાદા, ફુરસદનો સવાલ, વગેરે મુદ્દાઓ ઝીણવટથી ચર્ચી ગાંધીવિચારની શ્રેષ્ઠતા, બીજા કેટલાક વિચારકોના સમર્થન સાથે લેખકે બતાવી છે. 'સાદું જીવન અને ઉચ્ચ વિચાર' એ આદર્શ રાખી માનવસમાજે યોજનાબદ્ધ વિકાસ કરવાની એમાં હિમાયત કરવામાં આવી છે.

'જનતા યોજના'ની જેમ આ યોજના પણ દશ વર્ષની હતી. આમાં ખર્ચની ફાળવણી આ પ્રમાણે હતી: (કરોડ રૂપિયામાં)

| ક્રમ વિગત | અનાવર્તક | આવર્તક |
|---|---|---|
| **૧. ખેતીવાડી** | **૧,૧૭૫** | **૪૦** |
| ૧. જમીનનું રાષ્ટ્રીયકરણ | ૨૦૦ | — |
| ૨. નવસાધ્ય જમીન | ૩૫૦ | ૫ |
| ૩. જમીન સંરક્ષણ | ૧૦૦ | ૫ |
| ૪. સિંચાઈ | ૧૭૫ | ૫ |
| ૫. પ્રાયોગિક કૃષિ-ફાર્મ | ૧૦૦ | ૨૫ |
| ૬. ધિરાણની સગવડો | ૨૫૦ | — |
| **૨. ગ્રામઉદ્યોગ** | **૩૫૦** | — |
| **૩. ભારે ઉદ્યોગ** | **૧,૦૦૦** | — |
| **૪. વાહનવ્યવહાર** | **૪૦૦** | **૧૫** |
| ૧. રેલવે | ૨૦૦ | ૫ |
| ૨. રસ્તા | ૧૦૦ | ૫ |
| ૩. દરિયાકાંઠાનું વહાણવટું અને દરિયાઈ વ્યાપાર | ૭૫ | ૫ |
| ૪. તાર, ટપાલ ને વિમાની વ્યવહાર | ૨૫ | — |
| **૫. આરોગ્ય** | **૨૬૦** | **૪૫** |
| ૧. ગ્રામ દવાખાનાં | ૭૫ | ૩૫ |
| ૨. જનરલ હૅાસ્પિતાલો | ૧૫ | ૫ |
| ૩. ખાસ હૅાસ્પિતાલો | ૧૦ | — |
| ૪. સ્વચ્છતા, પાણી-વહેંચણી અને રહેઠાણ | ૧૬૦ | ૫ |
| **૬. કેળવણી** | **૨૯૫** | **૧૦૦** |
| ૧. બુનિયાદી તાલીમ | ૧૦૦ | ૨૫ |
| ૨. માધ્યમિક કેળવણી | ૫૦ | ૨૦ |
| ૩. પ્રૌઢ શિક્ષણ | ૭૦ | — |
| ૪. ઉચ્ચ શિક્ષણ | — | ૫ |
| ૫. વહીવટકારોની તાલીમ | ૭૫ | ૫૦ |
| **૭ સંશોધન** | **૨૦** | — |
| **કુલ** | **૩,૫૦૦** | **૨૦૦** |

ઓછા ખર્ચવાળી આ યોજનાનાં અનાવર્તક ખર્ચનાં નાણાંકીય સાધનો આ પ્રમાણે હતાં: (કરોડ રૂપિયામાં)

| | |
|---|---|
| ૧. આંતરિક લોન | ૨,૦૦૦ |
| ૨. નવું ઊભું કરેલું નાણું | ૧,૦૦૦ |
| ૩. કરવેરા | ૫૦૦ |
| કુલ | ૩,૫૦૦ |

આવર્તક ખર્ચના ૨૦૦ કરોડ રૂપિયા રાજ્ય હસ્તકના ભારે ઉદ્યોગો, વાહનવ્યવહાર, સંદેશાવ્યવહાર, સિંચાઈ જેવી પ્રજાકીય સેવાઓની વધારાની આવકમાંથી સહેલાઈથી મળી રહે એવી ગણતરી હતી. આ માટે જામી પડેલા મોટા સરકારી અમલદારોના પગાર ઓછા કરવાનું ધ્યેય પણ રાખવામાં આવ્યું હતું.

ગાંધીવાદી યોજનામાં પાયાની સાત જરૂરિયાતો પર ભાર મૂકવામાં આવ્યો હતો:

૭. 'ગાંધીવાદી આર્થિક યોજના', પૃ. ૩

ઉત્તમાંશોનો ઉપયોગ સમાજના ઉત્કર્ષ માટે કરે છે. એ અર્થમાં હક એ દરેકનો વ્યક્તિગત લહાવો છે. એમાં જ્યારે ગફલત કે ગેરસમજ થાય છે ત્યારે સંઘર્ષની વધુ એક હારમાળા ઊભી થાય છે.

ઘણી વાર માનવ હક્કોનું ઉલ્લંઘન થતું જોવા મળે છે તેનું કારણ કેવળ એ નથી કે મનુષ્યો બધા દુષ્ટ અને નકામા છે! માણસોના પૂર્વગ્રહો અને જાતજાતના તર્કવિતર્કો પણ આડે આવતા હોય છે. મનુષ્યોના વિધવિધ પીડાકર અનુભવો પણ આમાં પ્રતિકૂળ અસરો જન્માવે છે. હક્કો વિષે કોઈ મનસ્વી ન બને અને આ કે તે તંત્ર મનધાર્યું વર્તીને હકનો અમલ ન કરાવે તે માટે બધા મૂળભૂત હક્કો સ્પષ્ટ રીતે અને સુરેખ શૈલીમાં, એક સર્વસંમત દસ્તાવેજમાં, અંકિત થયેલા હોવા જોઈએ. રાજકારણની ભાષામાં કહીએ તો, હક્કોનો નિર્દેશ બંધારણમાં વિશદ રીતે કરવો જોઈએ. અહીં બંધારણ એટલે લોકશાહી બંધારણ એવો અર્થ સ્પષ્ટ કરવો રહ્યો. જે બંધારણ કેવળ પ્રજાજનોને જ બાંધે, પણ સરકારને છૂટી રાખે તે ખરેખર તો બંધારણ જ નથી! બંધારણ બધાંને બાંધનારું, અમુક બંધનોમાં સહુને રાખનારું હોય તો તે કામનું છે. એટલે, સરકાર પર પણ નિયમન હોવું આવશ્યક છે.

બ્રિટન જેવા દેશમાં એક ચોપડામાં લેખિત એવું બંધારણ નથી, પણ બ્રિટનમાં હક્કોની હવા સૈકાઓથી મજબૂત રીતે બંધાયેલી છે. માનવ-સંઘર્ષમાંથી માનવ સિદ્ધિ આકાર લે છે. ૧૨૧૫ની સાલમાં ઇંગ્લેન્ડના રાજા જૉન અને તેના પ્રજાજનો વ ᐧ, સંઘર્ષ બાદ સમજૂતી થઈ અને મહાન ખતપત્ર The Great Charter–પર લંડન પાસે ટેમ્સ નદીના કિનારે રનીમીડ ગામડામાં રાજા જૉનને સહી કરવી પડી. માનવ-હક્કોનો રાજ્યસત્તા પરનો એ અનેરો વિજય હતો, અને આજે પણ 'મૅગ્ના કાર્ટા'નો એ ઐતિહાહિક બનાવ બ્રિટન સહિત તમામ દેશોને પ્રેરણા અને બળ આપી રહ્યો છે. ખુદ બ્રિટનમાં ફરી વાર, સત્તરમા સૈકામાં, હક્કોની વાત અરજી અને ખરડા રૂપે ઘૂંટાઈ. અઢારમા સૈકામાં, અમેરિકા અને ફ્રાન્સમાં ક્રાંતિઓ થતાં ત્યાં માનવ હક્કોનો જયઘોષ ગુંજી ઊઠ્યો. ૧૭૭૬ની સાલમાં ચોથી જુલાઈએ અમેરિકનોએ સ્વાતંત્ર્યનો જયજયકાર કરતાં, જેફર્સન-રચિત જાહેરનામું બહાર પાડીને, તમામ મનુષ્યો જન્મતઃ સમાન હોવાનું તથા તે દરેકને જીવન, સ્વાતંત્ર્ય અને સુખપ્રાપ્તિની ખોજનાં હક્કો અને સ્વાતંત્ર્યો હોવાનું ઘોષિત કર્યું. ૧૪મી જુલાઈ ૧૭૮૯ ને રોજ 'સ્વતંત્રતા, સમાનતા અને બંધુત્વ'નો નિનાદ ફ્રેન્ચોએ, રાજકીય વાતાવરણમાં વહેતો કર્યો અને થોડાક જ સમય બાદ મનુષ્યના હક્કો–Rights of Man-ની યાદી પ્રગટ કરી. ઓગણીસમા સૈકામાં કાર્લ માર્ક્સે આર્થિક સ્વાતંત્ર્ય વિષે અનેરી સૂઝ આપી અને એ વિચારસરણીને અનુસરતી રશિયન ક્રાંતિ આ સૈકામાં–આજથી પચાસ વર્ષ પહેલાં–થઈ. દરેકને કેવળ જીવવાનો હક્ક છે એમ નહીં, પણ દરેકને સ્વમાનભેર જીવવાનો અધિકાર છે અને એ અર્થમાં પ્રત્યેક પ્રજાજનને કામ તથા રોજી, યોગ્ય વેતન, જરૂરી ફુરસદ, ઇત્યાદિ મેળવવાના હક્કો છે એનો રણકાર રશિયન પ્રયોગમાં થયો. આમ, અવનવા સંઘર્ષોએ અનેક કીમતી દસ્તાવેજો અને મૂલ્યવાન પુરુષાર્થ-પરંપરા પ્રગટાવી. એકંદરે તો એ સહુ માનવતાનો ઉત્કર્ષ કરનારાં જ તત્ત્વો ગણાય.

છતાં, ચાલુ સદીમાં બે વિશ્વયુદ્ધો તો ફાટી નીકળ્યાં જ અને ત્રીજું–ને કદાચ આખરી–મહાયુદ્ધ ક્યારે ભભૂકી ઊઠે તે કહેવાય નહિ એની સતત વિમાસણમાં આપણે બધાં ગુંચવાયાં અને અટવાયાં છીએ. માનવ-હક્કોનો સવાલ અને સંઘર્ષ હવે આંતરરાષ્ટ્રીય પટ પર પથરાયો છે. વિજ્ઞાનની ઝડપી પ્રગતિને કારણે ને વાહનવ્યવહારની અભૂતપૂર્વ સગવડોને લીધે આજની આપણી દુનિયા જોતજોતાંમાં એક એકમ બની રહી છે. વિશ્વના એક છેડે જે કંઈ થાય છે તેના સારાનરસા પ્રતિઘોષ બીજે છેડે અને બધે પડે છે. એટલે, આપણે પોતે કેવળ સારા ને ઠાવકા હોઈએ તે નહીં ચાલે! આપણા પડોશીઓ અને જરાક દૂર ઊભેલાઓ પણ કેવા છે તથા કઈ રીતે ચાલે-બોલે છે એના પર આપણી સલામતી અને સમૃદ્ધિનો આધાર હવે ઓછો નથી. બે વિશ્વયુદ્ધો દરમિયાનના બે દસકાઓમાં નાઝી જર્મની અને ફાસિસ્ટ ઇટલીની સરમુખત્યારશાહીઓએ કાળો કેર વર્તાવ્યો, એના પાપે અનેક ભૂંડી એકશાહીઓ બીજે ફાલીફૂલી, અને એ બધામાં માનવ-હક્કોનો ઠેરઠેર હ્રાસ થવા લાગ્યો. આજે પણ, કમભાગ્યે, એવી આત્યંતિકતા અનેક સ્થળે જોવા

બિનસરકારી યોજનાઓ ડૉ. વિશ્વેશ્વરૈયાની આર્થિક યોજનાની જેમ આમાંની એક પણ યોજના અમલમાં આવી નહોતી. પણ આ યોજનાઓએ દેશભરમાં આયોજન-ની હવા ઊભી કરી અને સરકારને આ દિશામાં વધારે રસ લેતી કરી.

હવે સરકારી રાહે યુદ્ધોત્તર પુનર્ઘટના માટે આર્થિક યોજનાઓ ઘડાવા લાગી. આ માટે ઑગસ્ટ, '૪૪થી સરકારે 'આયોજન અને વિકાસ ખાતું' શરૂ કર્યું. 'મુંબઈ યોજના'ના એક ઘડવૈયા સર અરદેશર દલાલ આ ખાતાના વડા નિમાયા.

આ ખાતાએ અનેક લાંબી-ટૂંકી યોજનાઓ તૈયાર કરી. પણ આ યોજનાઓને 'આયોજન' કહેવું કે કેમ એ ચર્ચાસ્પદ છે, કેમ કે એમાં કોઈ પ્રકારનું સંયોજન નહોતું! શિક્ષણ, ખેતી અને રેલવે માટે અનુક્રમે ૪૦, ૧૫ ને ૭ વર્ષની યોજનાઓ તૈયાર કરવામાં હતી! આને આપણે કેવળ એક વસ્તુનો લાંબા ગાળાનો કાર્યક્રમ ગણી શકીએ. 'આર્થિક આયોજન'ના અર્થમાં ઘટાવી શકાય એવી એકે યોજના નહોતી!

## પ્રાંતિક સરકારો ને દેશી રાજ્યો

કેટલીક પ્રાંતિક સરકારો પણ પોતાના રાજ્યના વિકાસનું આયોજન ઘડવા લાગી. મુંબઈ સરકારે મુંબઈ ઈલાકા માટે ૬૦ કરોડ રૂપિયાની પંચવર્ષીય યોજના ઘડવા પ્રયત્ન કર્યો હતો, જેમાં જે જે ગામોએ મહા-યુદ્ધમાં ૫૦ કરતાં વધુ સૈનિકો આપ્યા હોય ત્યાં પુસ્તકાલય, વાચનાલય, વ્યાયામશાળા-વગેરે સગવડો આપવાનું વિચારાયું હતું.

આ ગાળામાં દેશી રજવાડાં પણ પોતપોતાની યોજનાઓ ઘડવા ખાસ આર્થિક સલાહકારો રોકવા લાગ્યાં. ગ્વાલિયરના મહારાજા સિંધિયાએ આ માટે, રાષ્ટ્ર-નિયોજન સમિતિના એક સભ્ય ડૉ. રાધા કમલ મુકરજીને રોકયા હતા. ડૉ. મુકરજીએ ગ્વાલિયર રાજ્યના જુદા જુદા વિભાગોનું આર્થિક સર્વેક્ષણ કરી આર્થિક આયોજનનો એક અહેવાલ તૈયાર કર્યો, જે મે, ૧૯૬૬માં 'Planning the Countryside' નામે બહાર પડયો હતો. દેશી રાજ્યો પૈકી ગ્વાલિયર રાજ્યની આ યોજના વિશેષ નોંધપાત્ર છે.

## સલાહકાર આયોજન બોર્ડ

આયોજનનું કામ સ્વરાજ સરકાર વિના શકય નથી.

સપ્ટેમ્બર, '૪૬માં પંડિત નેહરુએ વચગાળાની સરકાર રચી, ત્યારથી ભારતમાં સ્વરાજ સરકારની શરૂ-આત થઈ. આપણી આ સરકારે સત્તાનાં સૂત્રો સંભાળ્યાં તે પછી તરત, આયોજન માટે નક્કર પગલાં ભરવા માટે શ્રી ક્ષિતિશચંદ્ર નિયોગીના અધ્યક્ષપદે, ઑકટોબર, '૪૬માં સલાહકાર આયોજન બોર્ડની રચના કરી.

આ બોર્ડનું કામ અત્યાર સુધી હિંદમાં આયોજનક્ષેત્રે થયેલા પ્રયાસોનો અભ્યાસ કરી, તેનું સંકલન કરી, રાષ્ટ્રીય આયોજનના હેતુ, અગત્યાનુક્રમ, કાર્યક્રમ, વગેરે બાબતો વિષે ભલામણ કરવાનું હતું. ફેબ્રુઆરી, '૪૭માં આ બોર્ડ સરકારને અહેવાલ સુપરત કર્યો.

આ અહેવાલમાંની મુખ્ય ભલામણો આવી હતી:

(૧) આયોજન વિશે વધારે ચર્ચા-વિચારણા કરવામાં હવે વિશેષ સમય આપવાની જરૂર નથી. સને ૧૯૩૪થી આપણે રાષ્ટ્રીય આયોજન વિષે ઠીક ઠીક વિચારતા આવ્યા છીએ. એટલે હવે અનુભવ પોતે વધુ શીખવશે એમ ધારી રીતસરના આયોજનની શરૂઆત કરી દેવી જોઈએ. જો કે સમગ્ર અર્થતંત્ર પર સરકારનો પૂરો કાબૂ ન હોવાને કારણે નક્કી કરેલાં કામો કદાચ ન પણ થઈ શકે એમ બને, છતાં એટલું જોખમ ખેડીનેય આયોજનનો આરંભ કરવો જોઈએ.

(૨) આ માટે, વિકાસના સમગ્ર ક્ષેત્ર પ્રત્યે સતત ધ્યાન રાખી શકે એવા એક આયોજન પંચની રચના કરવી. આ પંચ ત્રણથી પાંચ સભ્યોનું બનેલું હોય. પંચના સભ્યો સંપૂર્ણ બિનરાજકીય અને પલટાતા રાજ-કારણથી સદા અલિપ્ત રહે, પણ તેમની કામગીરી માટે પ્રધાનમંડળને સીધા જવાબદાર રહે.

આ આયોજન પંચનું મુખ્ય કાર્ય મોટા ઉદ્યોગો અને મહત્ત્વની ખનીજ સંપત્તિઓના વિકાસ માટેની યોજનાઓ તૈયાર કરવાનું; કેન્દ્ર તથા રાજ્યોની યોજના-ઓ તપાસી તેનું સંયોજન કરવાનું; નાણાંની ફાળવણી, ઘટક-રાજ્યોને સહાયનાં સ્વરૂપ, ઉદ્યોગો, વેપાર, ચલણ, ધીરાણનાં નિયંત્રણો વિષે ભલામણ કરવાનું; અગત્યાનુક્રમ અનુસાર ભૌતિક સંપત્તિની ફાળવણી કરવાનું; સંશોધનને પ્રોત્સાહન આપવાનું તથા પ્રગતિનું મૂલ્યાંકન કરતા રહી

પહેલું કામ પંચે તાત્કાલિક હાથ પર લીધું અને બે વર્ષ કરતાં ઓછા સમયમાં જાહેરનામાનો આખરી ખરડો મંજૂર કર્યો. સંયુક્ત રાષ્ટ્રસંઘની સામાન્ય સભાએ તા. ૧૦ ડિસેમ્બર ૧૯૪૮ ને રોજ એ ઢંઢેરો, વિના વિરોધે, પસાર કર્યો. પૅરિસમાં પૅલે દ શૅલો – Palais de Chaillot–ખાતે મળી રહેલી સામાન્ય સભાના વાર્ષિક અધિવેશનમાં કુલ ૫૮ સભ્ય-રાષ્ટ્રો પૈકી ૪૮ રાષ્ટ્રોએ આ જાહેરનામાની તરફેણ કરી, રાષ્ટ્રોએ મતદાનમાં ભાગ ન લીધો અને ૨ ગેરહાજર રહ્યા. પણ કોઈ દેશે જાહેરનામાની વિરુદ્ધ મત ન આપ્યો એ બિના નોંધપાત્ર છે. ઓગણીસ વર્ષ પહેલાં આ ઐતિહાસિક મતદાન થયું ત્યારથી દર વર્ષે દસમી ડિસેમ્બરનો દિવસ માનવ-હક દિન તરીકે દુનિયામાં ઊજવાય છે. કાંઈક અંશે આ ઉજવણી ચીલાચાલુ થાય છે એ કબૂલ કરવું જોઈએ, પણ એકંદરે પરિસ્થિતિ તદ્દન નિરાશાજનક નથી. હક્કો અંગેની સભાનતા વધી રહી છે એમાં શંકા નથી, અને સરકારો પાસેથી હક્કોનો સ્વીકાર વધુ મક્કમપણે કરાવાઈ રહ્યો છે એ પણ નિર્વિવાદ છે. આખા વિશ્વમાં આજે માનવ-હક્કોનો ભંગ વધ્યો છે તે પણ એક રીતે ઇષ્ટાપત્તિ છે, કારણ કે એનાથી પ્રજાકીય જાગૃતિનો જુવાળ ઓર વ્યાપક બન્યો છે અને ભલભલા ઘમંડખોરો અને સત્તાધીશોના આસનો હચમચી ઊઠ્યાં છે.

માનવ-હક્કોના આ આંતરરાષ્ટ્રીય જાહેરનામામાં કુલ ત્રીસ કલમો છે. એની રજૂઆત પૂર્વે જે આમુખ મુકાયું છે તેમાં હક વિષેની સમગ્ર વિભાવના સંક્ષેપમાં આબાદ વ્યક્ત થઈ છે. માનવ પરિવારના તમામ સભ્યોના જન્મજાત ગૌરવ અને સમાન તથા અવિચ્છિન્ન અધિકારોનો સ્વીકાર એ જ ખરેખર તો વિશ્વમાંના સ્વાતંત્ર્ય, ન્યાય અને શાંતિ માટેનો પાયો છે એમ પહેલા જ પરિચ્છેદમાં જણાવીને જાહેરનામાનો આમુખ ઉમેરે છે કે, જુલમ અને દમન સામે આખરી ઉપાય તરીકે અવાજ ઉઠાવવા તથા બંડ કરવા મનુષ્યને ફરજ ન પડે તે ખાતર માનવ હક્કોનું કાયદાના રાજ્યદોર વડે રક્ષણ કરવું જોઈએ. ત્રીસ કલમો પૈકી પહેલી બે અને છેલ્લી ત્રણ હક અંગેના સામાન્ય સિદ્ધાંતો તથા સ્વરૂપ સમજાવે છે, જ્યારે બાકીની પચીસ કલમોને મુખ્યત્વે બે વિભાગમાં વહેંચી શકાય; ત્રણથી એકવીસ કલમોમાં વ્યક્તિગત ને અંગત, મુલકી તથા રાજકીય હક્કોનો ઉલ્લેખ કરાયો છે; બાવીસથી સત્તાવીસ સુધીની કલમોમાં આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક હક્કોની રજૂઆત થઈ છે.

હક્કોના આ જાહેર-નામાનો હેતુ સરકારોને તેમની ન્યૂનતમ ફરજો બતાવવી અને નાગરિકોને પોતાના અધિકારોનું ભાન કરાવવું એ છે. હવે, એ ખરું કે, જેવું છે તેવું આ જાહેરનામું કોઈ સંપૂર્ણ કે સર્વક્ષેત્રસ્પર્શી કે અંતિમ દસ્તાવેજ નથી. વળી, એનો પૂરો સ્વીકાર અને અમલ કોઈ પણ દેશમાં આજે પણ જોવા મળતો નથી. ઉપરાંત, કાયદાની દૃષ્ટિએ આ જાહેરનામું તપાસીએ તો એમાં કેટલાક દોષો અવશ્ય છે. પહેલું એ કે, કરાર અગર સમજૂતીના વિધિસરનાં સ્વરૂપમાં આ કલમો રચાઈ નથી. દરેક દેશ આ કલમો મંજૂર કરે, એમનો અમલ કરે, આંતરરાષ્ટ્રીય કાયદા હેઠળ દરેક દેશ આ કલમોથી બંધાઈ જાય, વગેરે બન્યું નથી. બીજી વાત એ કે, જાહેરનામાની ભાષા કાયદાની નજરે પૂરેપૂરી ચોકસાઈવાળી ને સચોટ નથી. એટલે, કયા દેશે ક્યારે, કેવો ભંગ અમુક હક્કોનો કર્યો એ નક્કી કરવું મુશ્કેલ છે. ત્રીજો દોષ આ જાહેરનામાનો એ છે કે હક્કોના અમલ વિષેની કોઈ જોગવાઈ એમાં બતાવી નથી. જે વ્યક્તિ કે રાષ્ટ્રના હક્કોનું ઉલ્લંઘન થાય તેણે કોની આગળ ધા નાખવી? ફરિયાદ સાંભળનારું કયું તંત્ર કે લવાદમંડળ છે? ન્યાય મેળવવા માટે શાં શાં પગલાં લેવાશે? આમ, જાહેરનામા વિષે કેટલીક મુશ્કેલીઓ અવશ્ય છે.

પરંતુ, બધી વાતનો સાર ટૂંકમાં એ છે કે માનવ-હક્કોના જાહેરનામાને કારણે દુનિયાભરમાં આજકાલ કરતાં છેલ્લાં વીસ–પચીસ વર્ષથી હક્કો અને સ્વાતંત્ર્ય માટેની અનુકૂળ આબોહવા બંધાવા માંડી છે, અને સરકારોના જુલમરૂપી અંધકારની ઘનઘોર છાયા ગમે તેટલી દારુણ લાગે તો યે આશાનું અજવાળું ક્ષિતિજો પર સ્પષ્ટપણે દેખાઈ રહ્યું છે. માનવ-હક-દિને આજે આપણે સહુ એ પ્રકાશ પામીએ અને વિવિધ ક્ષેત્રોમાંનાં નાનામોટાં આપણે સહુ વધારે જોમથી પોતપોતાનો પુરુષાર્થ વણથંભ્યો ચાલુ રાખીએ! હક્કો અને કર્તવ્યોનો સંબંધ અતૂટ છે, એમનો સામાજિક સંદર્ભ સ્પષ્ટ છે, કોઈ હક્કો સંપૂર્ણ અને એકતરફી નથી, હક્કો વડે સ્વાતંત્ર્ય ટકે છે ને વધે છે—આટલું જો આપણે સમજીએ ને યાદ રાખીએ, તથા એ મુજબ માનવ-હક્કો માટેની ચિંતા–ચર્ચામાં લગાતાર રહીએ અને સક્રિય બનીએ તો એથી વધું રૂડું બીજું શું હોઈ શકે?

*

પ્રવૃત્તિઓ મનુષ્યો સ્વસ્થ સમાજમાં એકરાગથી હળી-મળીને કરી શકે છે.

પણ, સાથે રહેવાની વૃત્તિ મનુષ્યમાં જેટલી સહજ છે તેવી જ કુદરતી પ્રક્રિયા એનામાં અથડવાની પણ છે. આ સંઘર્ષના મૂળમાં માણસનો સ્વાર્થ અને ભય પડેલો છે. દરેક જણ પોતા પૂરતું જુએ છે, અને દરેકને બીક છે કે બીજો એને પાછળ પાડી દેશે, કદાચ ખાઈ જશે! એટલે, પ્રારંભથી જ સંઘર્ષ પણ સમાજમાં સતત જોવા મળે છે. એનું સ્વરૂપ સમય પ્રમાણે બદલાતું રહે છે, અને તેની માત્રા ઓછીવત્તી જોવા મળે છે. પણ એનું સંપૂર્ણ નિર્મૂલન ઇચ્છનીય હોય તો યે શક્ય જણાતું નથી. તેથી એમ કહી શકાય કે સહકાર અને સંઘર્ષ એ સહગામી પ્રવૃત્તિઓ અને પ્રક્રિયાઓ છે, અને એ બન્ને વડે આપણો મનુષ્યસમાજ આગેકૂચ કરી રહ્યો છે.

અલબત્ત, મનુષ્ય વિચારશીલ પ્રાણી હોઈ એણે સંઘર્ષ ઘટાડવાના કે નિવારવાના ઉકેલો શોધવાની મથામણ પણ કર્યે રાખી છે. દરેક મનુષ્યને સ્વાતંત્ર્ય ગમે છે, બલકે સ્વતંત્રતા એ દરેક માનવની સ્વાભાવિક સ્થિતિ અને એષણા છે. એને માટે માણસને હક જોઈએ છે, એક નહિ પણ અનેક હક્કો જોઈએ છે. જીવવાનો હક તો તેને જન્મતઃ જ મળેલો છે, પણ સારી રીતે જીવન ગુજારવા તે વિવિધ હક્કો ઝંખે છે. સ્વાતંત્ર્ય એ અનેક હક્કોની નિપજ છે. પરંતુ, અહીં પણ પાછો સ્વાર્થ અને સંકુચિત ખ્યાલ પ્રવેશે છે. દરેકને પોતા પૂરતું સ્વાતંત્ર્ય જોઈએ છે. એ માટે તે અન્યના સ્વાતંત્ર્ય પર તરાપ મારવાને તૈયાર છે. એટલે, સંઘર્ષના નવા ફણગા ફૂટે છે.

આવી પરિસ્થિતિમાંથી તોડ કાઢવા રાજ્ય સંસ્થાનો ઉદય થયો. કોઈ એક માનવ અગર માનવસમૂહ કરતાં રાજ્યને વધારે ઉચ્ચ સ્થાને સ્થાપવામાં આવ્યું, અને પ્રત્યેક વ્યક્તિને સલામતી, સ્વતંત્રતા તથા ન્યાય આપવાની કામગીરી તેને હસ્તક રખાઈ. એ માટે રાજ્યની સાર્વભૌમ સત્તા સ્વીકારાઈ. મનુષ્યોના વિવિધ હક્કોનો રાજ્યે સ્વીકાર કર્યો, એ હક્કોને ઓપ અને રંગ આપ્યો, તથા કોઈના હકનું ઉલ્લંઘન ન થાય તે માટેની બાંહેધરી અને જોગવાઈ કરી આપી. અન્યના હક પર આક્રમણ કરનાર વ્યક્તિને નશિયત કરવાની જવાબદારી પણ રાજ્યે સ્વીકારી. હવે, રાજ્ય એટલે શું અને કોણ? આખરે તો એ સંસ્થા પણ મનુષ્યરચિત છે, એટલે તે અપૂર્ણ છે અને દોષયુક્ત પણ છે. જે વખતે જે કોઈના હાથમાં સત્તા હોય તે પોતાની મરજી પ્રમાણે કાયદા-કાનૂન કરે અને મનફાવ્યો અમલ કરાવે. પછી ભલે ને એવી સત્તા એક માણસની કે અનેકની કે ઘણા-બધાની હોય! એવી સત્તા ધરાવતી હકૂમત સામે પણ થોડી વ્યક્તિઓને તો ઝઝૂમવાનું રહ્યું જ! સંઘર્ષનું આ સ્વરૂપ હંમેશ ઘણું આકરું અને ઉદાત્ત રહ્યું છે. સહુના સ્વાતંત્ર્ય ખાતર, અને સિદ્ધાંત તરીકે પણ, સાર્વભૌમ રાજ્યની સામે માથું ઊંચકનારા મરજીવાઓ શરૂઆતથી આજ લગી, કસોટીને ટાણે પેદા થયા છે એ હકીકત જેટલી ગૌરવભરી તેટલી આશાજનક છે.

રાજ્ય અને માનવ-હક્કો વિષે જ્યારે આપણે વાત કરી રહ્યા છીએ ત્યારે એ ન ભૂલીએ કે રાજ્ય નહોતું તે સમયમાં પણ હક્કો તો હતા જ! હક એ કોઈ હકૂમતે ખુશ થઈને આપેલી બક્ષિસ નથી; રાજ્યની એ દેણ નથી. પણ, મનુષ્યોના હક્કો એમની મેળે સચવાતા નથી, ઉપભોગી શકાતા નથી; તેથી રાજ્યની મદદ, એના નિયમો ને અંકુશો, એની દરમિયાનગીરી, વગેરેની જરૂર ઊભી થઈ. આજની દુનિયામાં આ વાત જે તે રાજ્ય પૂરતી સીમિત ન રહેતાં આખા વિશ્વ માટે સ્વીકાર્ય થઈ છે. આજે માનવ-હક્કો એ કેવળ દેશની અંદરની બાબત રહી નથી; એક દેશ બીજા દેશ પર અગર એક પ્રજા બીજી પ્રજા પર હુમલો કરીને હક્કોને છિન્નભિન્ન કરી શકે છે. સંઘર્ષનું આ આંતર-રાષ્ટ્રીય સ્વરૂપ હવે તો નઠારી રીતે છતું થયું છે.

પણ, રાજ્યની સાથે સાથે વ્યક્તિ પર પણ સતત જવાબદારી રહેલી છે. સમાજના ઘટક તરીકે હું છું એ કારણે મને હક્કો મળેલા છે. સમાજથી અળગા કે વિરુદ્ધ રહીને કોઈ હક ભોગવવાને હું પાત્ર કે અધિકારી નથી. હક્કોનો આ સામાજિક સંદર્ભ ખૂબ મહત્ત્વનો અને નિર્ણાયક છે. હક એટલે કોઈ મહેફિલ નથી; એ એક મૂળભૂત અને પવિત્ર ફરજ છે. કશુંક સારું ને સમાજોપયોગી કરવા માટે મને હક્કો જોઈએ છે; એવું પ્રદાન કરવા સારુ મારું વ્યક્તિત્વ સમૃદ્ધ બને તે માટે હક્કોની જરૂર છે. એટલે, હક એક અગત્યની સામાજિક શરત રૂપે છે. એ વડે દરેક નાગરિક પોતાના

# 'કાન્ત' કૃત 'સાગર અને શશી': એક વિવેચન

જયંત મોદી

આજ, મહારાજ! જલ પર ઉદય જોઈને
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે,
સ્નેહઘન, કુસુમવન વિમલ પરિમલ ગહન,
નિજ ગગન માંહિ ઉત્કર્ષ પામે;
પિતા! કાલના સર્વ સંતાપ શામે!
નવલ રસ ધવલ તવ નેત્ર શામે!
પિતા! કાલના સર્વ સંતાપ શામે!

જલધિજલદલ ઉપર દામિની દમકતી,
યામિની વ્યોમસર માંહિ સરતી;
કામિની કોકિલા, કેલિ કૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી,
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!
તરલ તરણી સમી સરલ તરતી,
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!

—'કાન્ત'

આપણા સાહિત્યમાં જો કોઈએ તીવ્ર ધર્મ-મંથન અનુભવ્યું હોય તો તે 'કાન્તે'. ઘણા લાંબા સમયના બાઈબલના સેવનથી તેમને ખ્રિસ્તી ધર્મમાં આસ્થા જાગી, ધર્માન્તર કર્યું, સ્વીડનબોર્ગના સંપ્રદાયનું અધ્યયન કર્યું. સમસ્ત મન તે તરફ ધસ્યું. ધર્માન્તરના કારણે સ્નેહીઓનો વિરહ સહન કરવો પડ્યો. કવિ અસ્વસ્થ બની ગયા. ચિત્ત ક્ષોભમાં પડી ગયું.

આ સમય દરમિયાન ટૂંકાં ગેય ઊર્મિકાવ્યો કવિએ રચ્યાં. 'સાગર અને શશી' 'કાન્ત'નું સંગીતમય-ઉત્તમ ઊર્મિકાવ્ય છે. પ્રકૃતિનું અત્યંત સુંદર વર્ણન છે. 'કાન્ત' પ્રકૃતિકાવ્યોમાં માનવભાવને વણી લે છે. આ કાવ્યમાં પિતાની ભવ્યતા દર્શાવવાનો હેતુ છે.

કાવ્ય પિતા–ઈશ્વરને ઉદ્દેશીને છે. ('ક્રાઈસ્ટમાં જ પિતા–ઈશ્વર પ્રગટ થાય છે' સ્વીડનબોર્ગ. 'કાન્ત' પણ જાહેર રીતે ક્રાઈસ્ટની પિતૃતા સ્વીકારવી એ પોતાનું પરમ કર્તવ્ય સમજતા.) જૂન, ૧૯૦૨ની પૂર્ણિમાની રાતે ગોપનાથ પાસેના દરિયા ઉપર ચંદ્રોદય એ કાવ્યનો વિષય છે. તે સમયે સારી સૃષ્ટિમાં તેમ જ કવિના ચિદ કાશમાં અદ્ભુત હર્ષોલ્લાસ ઉભરાય છે, તેનું રોચક વર્ણન છે. સાગર ઉપર ચંદ્રોદય દ્વારા કવિ ઈશ્વરસ્તુતિ કરે છે. વર્ષાઋતુના આગમને સૃષ્ટિમાં ગ્રીષ્મના પ્રખર તાપ શમી જાય છે. કવિના હૃદયમાં જામેલા લાંબા સમયના સંતાપો પણ શાંત થઈ જાય છે. આકાશમાં ધવલ ચંદ્ર અને કવિના હૃદયમાં સ્નેહ તે ઈશ્વરનું નેત્ર છે. 'નેત્ર' સ્વીડનબોર્ગી સૃષ્ટિનું પ્રતીક છે. સ્વીડનબોર્ગના મતાનુસાર સૂર્ય ચંદ્ર એ પિતાનાં સ્થૂલ નેત્રો અને જ્ઞાનસ્નેહ પિતાનાં સૂક્ષ્મ નેત્રો છે. સાગર ઉપર પડતો ચંદ્રપ્રકાશ ઊછળતાં મોજાંના કારણે ચમક ચમક થતી વીજળી જેવો લાગે છે. જોબનમત્ત કોકિલા કૂજન કરી રહી છે. સાગરમાં ભવ્ય ભરતી ઉભરાય છે. કવિના ચિદાકાશમાં સ્નેહોદયના કારણે ઉલ્લાસની અદમ્ય ભરતી ઉભરાય છે. હવે બધા સંતાપ શમી ગયા છે. કવિના મનની ઉદ્વિગ્ન સ્થિતિ હળવી બની છે. ત્યાં માત્ર છે ઉલ્લાસનો ઉસરો.

કાવ્યાન્તે કવિના હર્ષોલ્લાસનો ભાવ ઉચ્ચ કોટિએ પહોંચે છે. પૂર્ણિમાના કારણે સાગરમાં ચડેલી ભવ્ય ભરતીમાં સૃષ્ટિ નાની હોડી (તરણી) જેવી ભાસે છે. ચોમેર આનંદનું સામ્રાજ્ય ફેલાયેલું છે. કવિના હૃદયમાં પણ સ્નેહની ભવ્ય ભરતી આવી છે અને ઈશ્વરકૃપાનો જ હર્ષોલ્લાસ છે શરૂઆતમાં દુઃખસંતાપ શમવાની વાત કવિ કરે છે તે હવે શમી ગયા છે. એની જગ્યાએ છે કેવળ હર્ષોલ્લાસ.

'કાન્તે' એમનાં કાવ્યોમાં નવીન છંદો કુશળતાથી યોજ્યા છે. આ કાવ્યનો 'શકરાભરણ' ને તેની દ્રુતતા કાવ્યના રસને પોષક બની રહે છે. આ ટૂંકા ગીતમાં સંગીત અને અર્થનો રણકાર મનને તેમ જ કાનને ખેંચી રાખે છે. પંક્તિએ પંક્તિએ કવિના હર્ષનો ઉલ્લાસ જણાઈ આવે છે.

સંસ્કૃત શબ્દો પરનું કવિનું પ્રભુત્વ પણ અજબ છે. ક્યાંય હ્રસ્વ-દીર્ઘની છૂટ લેવાનું વલણ દૃષ્ટિગોચર થતું નથી. ગુજરાતી કવિતામાં હ્રસ્વ-દીર્ઘની ખામીરહિત આવા

મળે છે. સામ્યવાદી વિચારસરણીનું ઝનૂન પણ માનવ-મૂલ્યોને બાજુ પર ફેંકી દે છે, માનવતાને કોરી ખાય છે. જડતા અને મોટપણની વિકૃત કલ્પનાઓ પણ માનવ-હક્કો અંગેનો ગજબનો સંઘર્ષ પેદા કરી રહી છે. દક્ષિણ આફ્રિકામાં રંગવાદના જોરજૂલમે માઝા મૂકી છે. વર્ગભેદ ઉપરાંત હવે તો વર્ણભેદ અને એમાંથી દ્વેષ તથા કલહ જાગ્યાં છે. રોડીશિયામાં છેલ્લાં બે વર્ષથી લઘુમતી ગોરાઓએ બહુસંખ્ય આફ્રિકનો પર પોતાની હકૂમત ઠોકી બેસાડી છે અને બ્રિટન સહિત આખી દુનિયા આ ક્રૂર મશ્કરી અને અમાનુષ વર્તણૂક લાચારીથી જોઈ રહી છે. રોડીશિયન ગોરાઓએ પણ 'ઍપાર્થેટ'-'Apartheid'-ની વિષવેલ પોતાને આંગણે વાવવાનું શરૂ કર્યું છે. નાનામોટા અનેક દેશોમાં જાતજાતના અંકુશોમાં પ્રજાજનો આજે સપડાયેલાં દેખાય છે. નવોદિત રાષ્ટ્રોમાં તરેહતરેહની મનાઈઓ અને મર્યાદાઓ રોજિંદા નાગરિક-જીવનને ખેરવિખેર કરી રહી છે. રાજકીય ધરપકડોનું સત્ર ઘણી જગ્યાએ ફરી વળ્યું છે, અને ફરતું રહ્યું છે. અખબારી સ્વાતંત્ર્યનું નામનિશાન ન મળે એવી ઝેરી આબોહવા અને ગૂંગળામણ કેટલાક પ્રદેશોમાં પ્રસરી રહી છે! આ બધા બનાવો વ્યક્તિગત માનવ-હક્કોના ઉલ્લંઘનના છે, અને અહીં તો મેં એનાં જૂજ દૃષ્ટાંતો જ આપ્યાં છે. મુદ્દાની વાત એ છે કે, સર્વત્ર પદે પદે માનવ-હક્કોનો ઉઘાડે છોગે ભંગ થઈ રહ્યો છે. આધુનિક વિશ્વ સમક્ષની આ એક મોટી અને કૂટ સમસ્યા છે. માનવ-સંઘર્ષોનો મહાસાગર જાણે આજે ઊમટ્યો છે! એમાં, ખાસ કરીને, આર્થિક, સામાજિક અને શૈક્ષણિક બાબતો પરત્વે ભયાનક અસમાનતા પ્રવર્તે છે. આર્થિક ક્ષેત્રે અન્યાય, શોષણ, બેકારી, ભેદભાવ અને યોગ્ય બદલાનો અભાવ જોવા મળે છે; સામાજિક ક્ષેત્રે ઊંચ-નીચના કૃત્રિમ ખ્યાલો, અપમાનજનક વર્તાવ, જ્ઞાતિ-બંધનો અને રૂઢિઓ તથા બંધુત્વનો અભાવ દેખાય છે; શૈક્ષણિક ક્ષેત્રે તો જાણે પાર વિનાની અંધાધૂંધી જણાય છે! શિક્ષણ માટેની યોગ્ય સગવડોનો અભાવ, શિક્ષણની અતિ મર્યાદિત તકો, દરેકને સમાન તક મળે તે માટેના આગ્રહ અને અમલનો અભાવ તરત નજરે ચડે છે. આજની દુનિયાનો માનવ આવા સંઘર્ષોથી ઘેરાયો છે ત્યારે અમેરિકાના સદ્‌ગત પ્રમુખ ફ્રૅન્કલીન રૂઝવેલ્ટે ૧૯૪૧ની સાલમાં-બીજા વિશ્વયુદ્ધ દરમિયાન ઉચ્ચારેલાં ચાર સ્વાતંત્ર્યોનો મર્મ સવિશેષ સમજાય છે. ધાર્મિક સ્વાતંત્ર્ય, વાણી સ્વાતંત્ર્ય, અછત મુક્તિ અને ભયમુક્તિ સહુ લોકો માટે સર્વત્ર સુલભ હોવાં જોઈએ એવું રૂઝવેલ્ટે કહેલું.

બીજા વિશ્વયુદ્ધના અંતે, થાકેલી પણ સાવ હતાશ ન બનેલી સભ્ય દુનિયાના પ્રજાજનોએ એક અવાજે સંયુક્ત રાષ્ટ્રસંઘની સ્થાપના કરી. એના ખતપત્રમાં, આમુખમાં જ, વિશ્વની પ્રજાઓની માનવ-હક્કો માટેની આકાંક્ષા વ્યક્ત થઈ. મૂળભૂત માનવ-હક્કોમાં વિશ્વાસ જાહેર કરીને દરેક માનવનાં ગૌરવ અને મૂલ્ય પર ભાર મુકાયો તથા સ્ત્રીપુરુષો તમામ સરખી રીતે બધા હક્કોના અધિકારી છે અને સામાજિક પ્રગતિ તેમજ ઉચ્ચતર જીવનધોરણને લાયક છે એમ કહેવાયું. વ્યાપક સ્વાતંત્ર્યના સંદર્ભમાં આવા હક્કોના અર્થ અને અમલનું રટણ થયું.

ત્યાર પછી લગભગ તરત જ, સને ૧૯૪૬માં, સંયુક્ત રાષ્ટ્ર સંઘના ઉપક્રમે માનવ-હક્કો માટેનું એક ખાસ પંચ રચાયું. એમાં ૧૮ સભ્યો નિમાયા. જાન્યુઆરી, ૧૯૪૭માં પંચની પહેલી બેઠક મળી. પંચે કરવાની કામગીરીનો નિર્દેશ અને સંદર્ભ વ્યાપક રખાયો છે. હક્કોનો આંતરરાષ્ટ્રીય ખરડો તૈયાર કરવો; નાગરિક-સ્વાતંત્ર્ય, સ્ત્રીઓનો દરજ્જો, માહિતી મેળવવાનાં મુક્ત સાધનો અને વહેણો, ઇત્યાદિ આનુષંગિક અને સંબંધિત બાબતો પર આંતરરાષ્ટ્રીય જાહેરનામાં અગર બેઠકોનું આયોજન કરવું; લઘુમતીઓને રક્ષણ આપવું; વર્ણ, જાતિ, ભાષા કે ધર્મને ધોરણે કરાતા ભેદભાવોને નિવારવા; ટૂંકમાં, માનવ-હક્કો અંગેની આ અને આવી બીજી તમામ બાબતો વિષે પંચે સતત અભ્યાસ, સંશોધન, વિચાર કરતા રહીને જરૂરી દરખાસ્તો, ભલામણો અને અહેવાલો સંયુક્ત રાષ્ટ્રસંઘની આર્થિક અને સામાજિક સમિતિ સમક્ષ રજૂ કરવાનાં છે. માનવ-હક-પંચે પ્રારંભમાં જ નક્કી કર્યું કે હક્કોનો આંતરરાષ્ટ્રીય ખરડો તૈયાર કરવાનું કાર્ય ત્રણ વિભાગોમાં વહેંચી નાખવું: (૧) માનવ-હક્કો અંગેનું જાહેરનામું બહાર પાડવું; (૨) માનવ-હક્કો વિષેનો કરાર તૈયાર કરવો; અને (૩) પ્રત્યક્ષ અમલ માટેના વિવિધ માર્ગો અને ઉપાયો સૂચવવા.

# અપારમચીને પત્રો

## આઠમો પત્ર: ચહેરા

**સુમન શાહ**

**પ્રિય અપારમચી,**

'ચહેરા' નામની નવલકથા મધુ રાય નામના લેખકની વાંચી, પણ કશું સમજાયું નહિ એવી તારી એક જૂની ફરિયાદનો જવાબ આજે આપું છું. પત્રોમાં, અદ્યતન કૃતિઓની વાત કરવાની આ તારી સાથે પહેલી તક લઉં છું.

નવું, સર્જાતું સાહિત્ય તારા જેવા હજારો વાચકો–એટલા હશે કે કેમ તે વિશે શંકા છે–માટે એક સમસ્યા બની રહે છે; તું લખી ચૂકી છું તેમ એને અંગેનાં વિવેચનો પણ એવાં જ 'દુર્બોધ' જોવા મળે છે. આ પત્ર પણ કદાચ એમ છટકી જતો લાગે તો એવી કૃતિના કોઈ સર્જકની જેમ, એવી કૃતિના કોઈ સમીક્ષકની જેમ તું પણ એક સાહિત્યિક સાહસમાંથી ગુજર્યાનો આનંદ માણી સંતોષ માનજે. આ સંદર્ભમાં વધારે તાત્ત્વિક વાતો ફરી કોઈ વાર કરીશું.

વાર્તાનો નાયક નિષાદ–mutiluted young man, આપણા સમયનો એક માણસ છે.

નામ એનું નિષાદ છે (મોડે સુધી સ્વનામનો અર્થ જાણ્યા વિના જ એણે ગબડાવે રાખ્યું છે), દીકરો એ બ્રાહ્મણનો છે. દ્વારિકા પાસે જન્મ્યો છે, કલકત્તામાં અડધુંપડધું જીવે છે; કલકત્તા છોડી આંદામાન જતો રહેવાની અણી ઉપર હતો. કહે છે કે આંદામાનમાં જન્મટીપવાળા–પણ ના, નિષાદ કોઈ મોટો criminal નથી, એ તો અપંગ થઈ રહ્યો છે–કલકત્તાએ, કેટલાક જૂઠા સંબંધોએ, પ્રેમ કરવા માટેના એના માનસિક પુંસકત્વને હવા બનાવી દીધું છે. એના રહેઠાણનો નળ-પાઈપ ચૂવે છે. ને એને ત્યાં સ્ટ્રીટ વૉકર્સ ચકલીઓ રોજ ચણનો એક દાણો ચણી જવા આવે છે, એ 'ચણાઈ' રહ્યો છે. માનેલા moral માંથી immoral ભણી ઢળતા જતા જુવાનની આ કથા છે, જીવનની કઠોર વાસ્તવિકતામાં પોતાને પોતાપણા સમેત ટકાવી રાખવા મથતા જુવાનની આ કથા છે. પણ તેથી જ એ આજના માનવીની–આપણી–કથા છે.

નિષાદ જાણે નિર્ભ્રાન્ત થવાના પ્રોસેસમાં–પ્રોસેસને જીવે છે. હું આવો, આમ, કેમ?–ના જવાબમાં એ વતન લગી જઈ સ્મૃતિ ખોતરે છે ત્યારે એને થોડાક ચહેરા સાચા અને મોટાભાગના જૂઠા–જડે છે...પદુભાઈ, પિનુ, દૌલત, હરિભાઈ, કિસોરીમલ, રંજના, પુલુ, શ્રીલેખી, અર્ચના, મંદિરા મૃદુ, ઋતુ...છોકરીઓ જ છોકરીઓ, નોકરીઓ જ નોકરીઓ,...?...ના, નોકરી. સાચી છોકરી અને નોકરી દુર્લભ છે આજે. જીવવા માટે વેશ કાઢવો પડે છે, મ્હોરું પહેરી લેવું પડે છે. નિષાદની કરુણતાનો વિષય જ આ ચ-હે-રાઓ છે. આ બધાંમાં એક પીશીમાનો ચહેરો સાચો છે. નિષાદ, મધુ રાય કે કોઈને પણ આ વાતમાં હા પાડવી પડશે.

નાયકનું માનસપરિવર્તન થવું જોઈએ એવી એક flat–round વાર્તા આપણા સાહિત્યમાં અવારનવાર સંભળાય છે. નિષાદનું પણ બદલાય છે ખરું... હૃદય? માનસ? શું? કે એનો ચહેરો? ચહેરો એને પ્રાપ્ત થયો'તો ખરો? તો શું બદલાય છે અહીં? એના વિનાનું બધું બદલાય છે, હરઘડી બદલાતા ચહેરા... પાત્રોને જરીક મળીને આગળ જવાનું છે. રસ્તેથી પસાર થતાં, અપરિચિત ચહેરાઓમાંના કોઈક કોઈકની સાથે ઘડીભર આંખ મળી જાય, જરા અટકી જવાનું દિલ થાય–પણ ત્યારે તો તમે પસાર થઈ ચૂક્યા હો. બીજા ચહેરા ને બીજી અનેક ચીજોથી તમારી આ આગલી લાગણી ડહોળાઈ જાય, ખોટી પણ પ્રતીત થાય. નિષાદની પરિસ્થિતિ પણ કંઈક આવી છે. એના પોતાના ચહેરાની બધી રેખાઓ સ્પષ્ટ થાય તેવું વાતાવરણ જ અહીં નથી. એને ઝીલનારું કોઈ છે જ નહિ. બધે એ જાણે નિમિત્તરૂપ છે. પોતાની વ્યક્તિમત્તાને એકઠી કરવાનો અવકાશ એને માટે જન્મે ન જન્મે ને બધું બદલાવા માંડે છે. આપણા સમયની તાસીર અહીં નિષાદ દ્વારા બુઠ્ઠી વેધકતાથી વ્યક્ત થઈ છે.

નિષાદની objective subjectivity હૃદ્ય છે. 'ચહેરા'ને નવલકથા બનાવનારું તત્ત્વ પણ આ છે એમ,

# સાહિત્ય·સંગીત·કલા



## નત મસ્તક/રામપ્રસાદ દવે

સાચે ચહું,
મારું રહો ઉન્નત નિત્ય મસ્તક;
એ કારણે,
ચહું નહીં મસ્તક કોઈનું નત.

## છવિ/રામપ્રસાદ દવે

ડોલાવે વાસુકિ સર્વ, પણે તક્ષક ભક્ષક
ઓકતો અગ્નિ ફૂત્કારે, આ કર્કોટક કાબરો
સહુનાં અસલી રૂપ સલીલ ભૂલવી રહ્યો
નાગલોક કથા? ના, આ છવિ સાંપ્રત વિશ્વની.

## પીછું પરોઢનું/પ્રાણજીવન મહેતા

આંખમાં તરવરે છે ક્યારનું પીછું પરોઢનું,
આજ તો રાતરાણી સમ મહેકતું ફૂલ સવારનું.
સંધ્યાના રંગમાં ભળી ગયું લોહી અવસાદનું,
હવે એ ટપકશે ચાંદથી રૂપ લઈ મારી પ્યાસનું.
એમના એમ પડયા રહે રસ્તા બધા તરસ્યા થઈ,
હાંફતા શ્વાનની આંખથી ખરી જતું બપોરનું.
પવન કરે છે ગુફ્તગૂ પરદેચીતરી કળીની સંગ,
તોય રહી રહી વીંજણું વાયછે તમારી યાદનું.
રાતની બખોલમાં સૂર્ય પેસી ગયો ધીમેકથી,
પૃથ્વી પર બધ-બધે પાણી ફરી વળ્યું અંધકારનું.

## બે હાઈકુ/પ્રવીણ દરજી

હરિત્ વૃક્ષની
નીચે સૂકું એક જ-
પાન સોરાય!

હવા રેશમી
સ્પર્શ પામતાં ધ્રૂજે
ને શ્વાન સૂંઘે!

## બે હાઈકુ/લલિત જાદવિયા

વાદળ વર્ષી
શમ્યે; મયૂરપાંખે
ફૂટતું વન!

રેતીના તટે
લટકી નીલ વ્યોમ
વીણે છીપલાં.

કરતાં એના સરાઉન્ડિંગ્સનું વધારે મહત્ત્વ છે. ને તેથી આપણે નિષાદ સિવાયની ચીજોને જ પામતા જતા અંત તરફ આવી જઈએ છીએ. નિષાદને કથા જેવું કંઈ છે જ નહિ. 'ચહેરા'ની કથા એની પરિસ્થિતિની કથા છે.

જિન્દગી ઘણી ઝીણી ઝીણી બાબતોમાં જિવાતી હોય છે. ઘણી ઝીણી ઝીણી વિગતોમાં સૂચવાતી હોય છે. ઘણી નાની નાની બેદિલીમાં ને દિલચસ્પીઓમાં જીવ્યે જઈએ છીએ. છતાં જીવનની ટોટલ ઇફેક્ટ કરુણની છે. જીવવાનું છે. એક જાતનું 'વેઇટિંગ' આપણને ટટળાવે છે. લોકોએ સાચું જીવવાનું છોડી દીધું છે. ઇન્ટ્રોડકશન પછી સંબંધનું શું થશે તે કળી શકાય એમ નથી. કોઇને 'ઓળખી' શકાય એમ નથી. દરેક વખતે નવેસરથી શરૂઆત કરવી પડે છે—જેમ દરેક વખતે રોજના મુકરર સ્થળે જવા નવેસરથી બસની રાહ જોવી પડે છે. પહેરેલો ચહેરો સાચો બની જાય એટલી મશીનરી માણસજાતે કેળવવા માંડી છે.—નિષાદની દુનિયાનું હાર્દ કંઈક આવું છે, દોષ કોઈનો નથી. નિષાદની સામે કોઇને વેરઝેર નથી, કોઈએ મોરચો માંડચો નથી, એના કહેવાતા પ્રેમસંબંધોની વચમાં જમાનો પોતે ખલ બનીને આવે છે. આજના માનવ માટેના એક સકટાક્ષ કિન્તુ વ્યાપક એવા સમભાવને કારણે 'ચહેરા' 'નવલકથા' બની શકી છે. માનવજીવનના ઉપહાસની નહિ, એની પ્રત્યેના સમભાવની છે આ કથા. 'મડદાંના એરકન્ડિશન સ્ટોરેજમાં પૂરો નહિ મરેલો માણસ બેઠોબેઠો સુસંબી ખાતો હતો હીહીહી.' છેવટનું હીહીહી વાતમાં દબાઈ રહેલી કરુણતાને ખોલનારું જાણે કોઈ ઢાંકણ બની જાય છે. ને આ જ માણસ કદાચ આપણું પ્રતિનિધિત્વ ભોગવે છે—અરધો મરેલો અથવા પૂરો નહિ મરેલો માણસ.

નિષાદ મોટો વિદ્રોહી થાય એવો અનાથ ઉછેર એને મળ્યો છે. એની અનાથતાનું સુંદર ચિત્ર તો 'એક : આઠ'માં મળે છે. શેઠજીનાં ઘરનાંઓની ગળણીમાંથી ગળાઈ ગળાઈને ભાગે આવતું જીવન એને જીવવાનું હતું. પણ એનો વિદ્રોહ એની પોતાની જાત સામે જાગે છે. એનું આ બ્રાહ્મણત્વ, આ આભિજાત્ય નોંધપાત્ર છે. બે ચીજો ન ભુલાય તેવી છે. સરલાના પ્રસ્તાવ પછી કાદાયાડાના પથ્થર પર બેસી નિષાદને જે માધુર્યનો કંઈક અનુભવ થયો તેમાં થોડીક પણ મુગ્ધતા હતા. અલબત્ત સરલાનો પ્રસ્તાવ અમલી બનશે એની કોઈ ગેરંટી આ જગતમાં મળી શકે એમ નથી એ સત્યથી પોતે વાકેફ હતો. આ અનુભૂતિ થઈ ત્યારે વાતાવરણમાં ખાલી તળ વાની શુષ્ક ઊની બરડતા હતી. આ પ્રસંગને બાલદીના પાણીમાં પડતા પોતાના પ્રતિબિંબને તાકીને (રોબોટની જેમ) પલળતા, ભૂંસવા મથતા નિષાદની તીખી નિર્ભ્રાન્તિ સાથે મૂકી જોવાની જરૂર છે. નિષાદના વ્યક્તિત્વની આ એક દર્દીલી પરંતુ આધ્યાત્મિકતા તરફની ગતિ છે. કવચ ભેદાઈ ગયાં છે. મ્હોરાં પાછળના અસલી ચહેરા હવે એને પ્રતીત થઈ ચૂકયા છે. આ બે 'દર્શન'ની જોડે દ્વારિકામાં ખારા તળાવે પિતુ સાથે ચડ્ડી પહેરી, ડોલેડોલે ન્હાવાનો નિર્વ્યાજ આનંદ સરખાવી જોઇએ તો નિષાદની કારકિર્દીનો હિસાબ મળી રહે. 'ચહેરા'માં એક રસ છે અને તે juxtapositionનો. આસ્વાદ માટે કેટલુંક સાથેસાથે મૂકી જોવાની જરૂર છે. દ્વારિકાની અને કલકત્તાની બાહ્ય ગંદકીમાં લગભગ કશો ફેર નથી, પણ 'ભીતર'માં ફરક જોવાય છે. ખારી દાળ ને કાચાં શાકભાજી ખવરાવનારી સગી બેન, પેલી ગળેપડુ બહેનો અને 'બેન' રંજના ચેટરજી એક સંવેદનશીલ જુવાન આપણા સામાજિક સંબંધોને કેટલી કરુણતાથી જીવતો હોય છે તેનું અહીં એક સુંદર ચિત્ર મળે છે. એક આ દાખલો જોઈએ : 'કૉફી ખાવી તો ?' 'ખાવા, જોદિ ખાવાબિ'—રંજના સાથેના રોજના આ પ્રશ્નોત્તરને કથાના અંતિમ પ્રસંગના આ જ પ્રશ્નોત્તર સાથે મૂકી જોઈએ તો પ્રશ્નોત્તર સાથે રોજ વિકાસ પામતી જતી રંજના અને અમુક કક્ષાએ પહોંચી ચૂકેલી રંજનાનો પરિચય મળી આવે. રોજિંદા જીવનની એકવિધતાનો પોપડો લેખક કયારે ઊખેડી નાખશે ને કયારે 'ઘા'નું દર્શન કરાવી દેશે તે જેટલું લેખકની સર્જક પ્રતિભાની ઓળખથી કળી શકાય એમ છે, તેટલું તાલમેલિયા સ્ફોટ કરનારી નવલકથાની રીતરસમોથી જાણી શકાય એમ નથી. 'ચહેરા'માં 'નવું' તે આવું બધું છે.

સંકુલ માનવજીવનમાં મારા વડે જિવાતી જિંદગી છિન્નવિચ્છિન્ન હોય એ એક અનુભવ થયો, એ અનુભવ બીજાઓનો પણ હોઈ શકે. પણ મારી સર્જકતા મારી સમગ્ર વ્યક્તિમત્તાના અનાવશ્યક આક્રમણને ખાળીને એ વિચ્છિન્નતાને એ ને એ રૂપે આત્મસાત્ કરવા ચાહે




## વિજ્ઞાનવાર્તા

### શુક્ર પર ઉતરાણ

'કરતાં જાળ કરોળિયો'ની માફક રશિયાના વિજ્ઞાનીઓએ નવ પ્રયત્નો બાદ પોતાના અવકાશયાન વિનસ-૪ વડે શુક્રની સપાટી પર વિજ્ઞાનની સાધન-સામગ્રી ઉતારવામાં ઑક્ટોબર ૧૮, ૧૯૬૭ને રોજ સફળતા મેળવી છે. આ વિક્રમ ખરેખર શિખર પર કળશ ચડાવવા જેવો છે. આજથી દશકા પૂર્વે ચંદ્ર પર ઊતરીને તે રશિયાએ એક અજબ સિદ્ધિ મેળવી હતી.

રશિયાએ અત્યાર સુધી સોળ અવકાશયાનો ગ્રહો તરફ મોકલ્યા હતા. તેમાંથી નવ શુક્ર તરફ અને સાત મંગળ તરફ. આ બધા ય નિષ્ફળ થયા હતા. આથી ઊલટું, સને ૧૯૬૨માં શુક્ર તરફ અને સને ૧૯૬૪માં મંગળ તરફ અમેરિકાએ પોતાના મેરીનરો ઉડાડ્યાં હતાં. તેઓ જો કે કોઈ પણ ગ્રહની સપાટી પર ઊતરી શક્યા નહોતાં, પણ અવકાશ અંગે પુષ્કળ માહિતી તેમણે મેળવવામાં સફળતા પ્રાપ્ત કરી હતી. મેરીનર-૫ વડે શુક્ર પર પહોંચવાનો અમેરિકાનો પ્રયાસ હજી ચાલુ છે. મેરીનર-૫ શુક્રથી ૨૫૦૦ માઈલ આજે (તા. ૧૯-૧૦-૧૯૬૭) ૧૭૩૪ ગ્રીનીચ સમયે (૨૩-૦૪-ઇન્ડિયન સ્ટાન્ડર્ડ ટાઈમ) પસાર થયો છે.

વિનસ-૪ શુક્રના વાદળછાયા વાતાવરણમાં થઈ શુક્ર પર ઊતર્યું ત્યારથી તેણે જે માહિતી મોકલી છે. તેમાંથી માલૂમ પડે છે કે:

૧. આપણી પૃથ્વી પર જેવું જીવન અસ્તિત્વ ધરાવે છે તેવું શુક્ર પર નથી.

૨. ૨૮૦ ડિગ્રી સેન્ટીગ્રેઈડ (૪૮૦ ફેહરનહાઈટ) જેટલું ઉષ્ણતામાન શુક્ર પર પ્રવર્તે છે. (ઘણા ખગોળવિજ્ઞાનીઓ કહે છે કે શુક્રનું ઉષ્ણતામાન ૪૦૦ ડિગ્રી સેન્ટીગ્રેઈડ જેટલું છે. પણ રક્તનિમ્ન વર્ણપટ (infra red spectra) આ બાબત પુરવાર કરતો નથી. વર્ણપટમાં ઉષ્ણતામાન અંગે જેટલી પંક્તિઓ આવવી જોઈએ એ આવતી નથી. ઇન્ફ્રારેડની પંક્તિઓ જેટલી ઓછી એટલું ઉષ્ણતામાન નીચું). વિનસ-૪નાં આ દિશાનાં અવલોકન ઓછું ઉષ્ણતામાન દર્શાવે છે.

૩. શુક્ર પર વાતાવરણનું દબાણ આપણી પૃથ્વી પર છે તેના કરતાં લગભગ પંદર ગણું વધારે છે. આપણા વાતાવરણનું દબાણ આપણા ઉપર એક છે. એથી વધે તો મુશ્કેલી પડે છે.

૪. શુક્રના વાતાવરણમાં વિશેષે કરીને ખૂબ કાર્બન ડાયોક્સાઈડ વાયુ છે. ત્યાંના વાતાવરણમાં ઑક્સિજન અને ભેજનું પ્રમાણ માત્ર ૧.૫ ટકા છે. (આપણી પૃથ્વીના વાતાવરણમાં ૨૧ ટકા ઑક્સિજન અને ૧ થી ૪ ટકા જેટલી બાષ્પ છે.)

અવકાશવિજ્ઞાનમાં રશિયા ખૂબ પ્રગતિ કરી રહ્યું છે. અવકાશયાનોની રચનામાં રશિયાની ટેકનૉલૉજી ખૂબ આગળ વધી છે. વિનસ-૪ પર જે એરિયલ લગાડેલું હતું તેને ખાંડમાંથી બનાવેલ તાળા વડે લગાડવામાં આવ્યું હતું. આ કરામતનો હેતુ એ હતો કે જો અકસ્માતવશાત્ વિનસ-૪ પાણીવાળી જગ્યામાં ઊતરે તો એ તાળું પાણીમાં ઓગળી જાય અને એરિયલ સહેલાઈથી છૂટું થાય. અવકાશયાનમાં ગોઠવેલાં યંત્રોએ લીધેલાં ઉપરનાં અવલોકનો ૨૫ કિલોમીટર (૧૫ માઈલ)ના વિસ્તારમાં દોઢ કલાક પર્યંત લીધાં હતાં.

શુક્ર ફરતુ કોઈ ખાસ નોંધપાત્ર ચુંબકીય ક્ષેત્ર કે વિકિરણ માલૂમ પડ્યું નથી—જેમ પૃથ્વી ફરતો ભયંકર વિકિરણ પટ્ટો આવેલો છે (વાન એલાન પટ્ટો.)

વિચારતાં સમજાશે. અટ્ટહાસ્ય કરીને હસતો નિષાદ. હોઠમાં હસતો નિષાદ. જોરથી હ્‌હ્‌હ્‌ હસતો નિષાદ. હહહ પછી મનમાં હસતો નિષાદ. હોઠ ફેલાવી સંમતિ-સૂચક હસતો નિષાદ. હંઃ હંઃ હંઃ એમ અપમાન ગળી જઈ હસતો નિષાદ. હસવું ઠીક લાગતાં હસતો નિષાદ. હેહેહે કરીને પછી ખરેખર સાચું હસતો નિષાદ. સ્વ-નામનો અર્થ જાણ્યા પછી કૉફીના પ્યાલામાં પાણી રેડાય ત્યારે થતા અવાજ જેવા અવાજે હસતો નિષાદ... કેટલા બધા નિષાદ! આ બધા હસતા નિષાદોનું એક montage કરવું જોઈએ, તો ખબર પડે કે સાચો નિષાદ હાસ્યની પેલી બાજુ છે ને હાસ્ય તો અહીં, માત્ર, કરુણનો પર્યાય છે.

ટૂંકી વાર્તાઓ જોડીને ઘડી કાઢી છે કે શું એ ખરે-ખર એક વહેમ છે. જુવાન (યંગ મેન)ના જીવનમાં ઘટનાઓ જ નવલિકા ઢબની બધી યુનીક બન્યા કરી છે. પણ જીવનમાં એના બની છે તેથી કોઈ સૂત્ર તો હોવું જ જોઈએ. નિષાદ involve થવા માગતો નથી—જો કે વત્તેઓછે અંશે involvement વિના જીવવું અશક્ય છે, એમ એને સમજાય છે—પણ એને કોઈ સૂત્રમાં પરોવાવું તો છે જ, એ એને હાથ આવતું નથી. પાનાં ફરતાં જાય તેમતેમ પ્રકરણો પાછળ પડી જાય. ઘટનાએ થોડી મિનિટો પહેલાં આપણા મનનો કબજો લીધો હોય તે હવે આપણાથી છૂટી પડી જાય ને બરફની પાટની જેમ પીગળવા માંડે. તમે જેમ જેમ આગળ જાઓ તેમતેમ તમે પાછળ મૂકેલા યુનિટ્સ પીગળતા જાય ને પ્રવાહ બનીને વહે. પણ વહે એટલે ક્યાં? એ ભાવિ ઘટનાઓનો પીછો કરે. તમારે ઘણી વાર તો અવશ્ય પાછું જોવું પડે. પણ નવેસરથી ખભે પડેલા હાથના માલિકનો ચહેરો હવે બદલાઈ ગયો હોય. પુલુ-૧ અને પુલુ-૨માં ભારે ભેદ હોય, મૃદુ-૧ અને મૃદુ-૨માં ભારે ફરક પડી જાય. સરલા-૨ને ઓળખી જ ન શકાય. રંજના-૧માંથી રંજના-૨નો વિકાસ થઈ રહ્યો હોય, આ merry-go-roundના કેન્દ્રમાં નિષાદ છે. નિષાદ એક અને નિષાદ એક. માનેલી માન્યતાઓની દીવાલો ખરી પડે છે ત્યારે નિષાદ પોતામાં રહેલા શયતાન સાથે ઝઘડી લે છે. બાલદીના પાણીથી એનું ન્હાવું એ નરકની દુનિયાનું સ્નાન નથી. પરંતુ એ એક જાતનું આધ્યાત્મિક સ્નાન છે, નર્કની નર્કરૂપે અનુભુતિ થવી એ જ જ્ઞાન; ને આધ્યાત્મિકતા પ્રતિનું પ્રયાણ...

ભોંઠા પડી જવાય એવી બધી આ દુનિયા છે. બસ માટે હાથ ઊંચો કરો ને ન ઊભી રહે—હાથ લબડી પડે... પછી તો તમે ભયમાં જ જીવો કે કોઈ મિસઅંડરસ્ટેન્ડ તો નહિ કરે ને! કે પ્રતિભાવ કેવો હશે! સરલાનો sudd-en પ્રસ્તાવ છેતરામણો હતો. સામે ચાલીને નિષાદે પત્ર લખ્યો ત્યારે ભોંઠો પડ્યો. મિત્રોના દબાણથી જાત પર પ્રયોગ કરતો નિષાદ આપણો ઘણો સમભાવ પામે છે. યજમાનને ત્યાં બારણાં બંધ થઈ જાય ત્યારે ભોંઠા પડી જવાય. તમને રાખડી બાંધી નક્કી રીતે 'ભાઈ' બના-વાય ત્યારે પણ ભોંઠા પડી જવાય. 'રંજના છાપું ઘરે લઈ જશે અને મેં કાપેલા કટકાઓથી કતરાયેલું છાપું જોઈ મને યાદ કરશે.' નિષાદની વેદનશીલતાનું આ સુંદરમાં સુંદર નિદર્શન છે. છાપું તોડતાં એણે જે, વાતો કરવાનો આયાસ કરેલો છે ને જે emotional crisis—એ પહેલી બેઠક હતી પુલુની હાજરીમાં રંજના સાથેની—એણે અનુભવેલી તેના બીજમાંથી જ આ વેદન—સંવેદન ફૂટી નીકળ્યું છે. પણ અહીં એક વધારે વાર ભોંઠા પડી જવાય છે, રંજના છાપું લેતી જ નથી! છોકરી (મૃદુ)ને ત્યાં ત્રણત્રણ વાર ફોન કરો ને એક જવાબ મળે, 'ઘરમાં નથી', ત્યારે પણ આગલી સંબંધ-ગાંઠ યાદ આવતાં ભોંઠા પડી જવાય. તમે કહો કે બાંશી નામની છોકરીના લેખક મધુ રાયની આ 'ચહેરા' 'નવલકથા' છે ત્યારે પણ કદાચ ભોંઠા પડી જવાય.

—સ્થૂળ ઘટનાપ્રેમી; ક્રિયા, વિકાસ, ફટાફટ બનતા બનાવોનો ધસમસતો પ્રવાહ, વગેરેથી ટેવાયેલા આપણા મુગ્ધ વાચકનું અહીં સત્યાનાશ વળી જાય છે. 'ચહેરા'-નાં બે પ્રકરણ વાંચી ફરિયાદ કરનારાઓ કહેતાં આવે કે, 'આમાં તો કશું બનતું નથી.' ત્યારે આપણી રીતનું હસીને કહેવું પડે, 'કશું બનતું નથી એ જ બને છે' 'તમારા લોકોની વાતો બધી હવે આવી જ થવા માંડી છે.'—ત્યારે આપણે નિષાદની રીતનું હસી લેવું પડે.

પ્લૉટ રચાય એવી કોઈ જગ્યા જ નથી બધાં અસલિયત છુપાવવા મથે છે. ઘટનાનું બીજ નાખી કોઈ મસ મોટું વૃક્ષ લેખકને ઉગાડવું નથી. અહીં નિષાદ

પંદર-સત્તર વર્ષના આયોજન-પ્રચુર પ્રયાસોનું પરિણામ શું છે? ભૌતિક આબાદીને બદલે છે ભૌતિક બરબાદી. ઉત્પાદનની વૃદ્ધિ નજીવી છે; વપરાશ અને રોજગારીના ક્ષેત્રે નિષ્ફળતા છે. મૂડી-રોકાણ થયું છે પણ મોટા ભાગનું ઉદ્યોગોના ક્ષેત્રે થયું છે, જેણે અત્યાર સુધીમાં ભાવ વધારવાનું જ કામ કર્યું છે. ખેતીવાડીના ક્ષેત્રે મૂડી-રોકાણની બાબતમાં દુર્લક્ષ્ય સેવાયું છે તેનું પરિણામ અન્નક્ષેત્રે પરાવલંબન આજે આપણે ભોગવી રહ્યા છીએ. અસંખ્ય પ્રમાણમાં પ્રતિબંધો આજે પ્રજાના આર્થિક જીવન ઉપર છે. પ્રજાની પાસે આર્થિક સ્વાતંત્ર્યનું નામ માત્ર છે. ભાવવૃદ્ધિ ભયજનક સપાટીએ પહોંચી છે. નથી થયો યંત્રવિદ્યાનો વિકાસ, કે નથી અપાઈ મજૂરોને તાલીમ. લાંચ-રુશ્વત, ભ્રષ્ટાચાર, બિન-કાર્યદક્ષતા એ વીસ વર્ષના આર્થિક વહીવટની આ દેશને મળેલી ભેટ છે!

પંદર-સત્તર વર્ષના આયોજનનો એક માત્ર ફાયદો એ છે કે એક પદાર્થપાઠ પ્રજાને મળ્યો છે. જો પ્રજામાં હીર હોય તો સમજે કે આ પદાર્થપાઠની ભારે મોટી કિંમત ચૂકવવી પડી છે.

આયોજન મોકૂફી કાયમી ન બને તેવી આશા આપણે રાખીએ. આયોજનનો એક માત્ર સાધન તરીકે જ સ્વીકાર થાય એ દૃષ્ટિબિંદુ કદી ભુલાવું ન જોઈએ. હવે જ્યારે નવેસરથી યોજના આપણે શરૂ કરીએ ત્યારે ભૂતકાળની ભૂલોથી અને બદીઓથી આયોજન મુક્ત બને તેવી આશા રાખીએ.

પણ પ્રશ્ન એ છે કે ૧૯૬૯ની સાલ આવતાં સુધીમાં તો આ દેશના અત્યારના નેતાઓએ અને વહીવટદારોએ અર્થતંત્રની શી વલે કરી હશે?

૨૫-૧૨-'૬૭ **નટવરલાલ ઉ. રાજગુરુ**

*

## ज्ञानगम्मत

### પ્રશ્નો:

(૧) કઈ જાણીતી અંગ્રેજી નવલકથાના શીર્ષક પૃષ્ઠ ઉપર 'Being the history of three months in the life of an English gentleman'–આવું લખાણ છાપેલું છે?

(૨) કયા લેખકને ઉદ્દેશીને નીચેની પંક્તિ લખાઈ? કોણે લખી?
'He Wrote like an angel,
but talked like poor poll.'

(૩) સરકારના ચાર સ્તંભ બેકન વર્ણવે છે તે કયા?

(૪) મિ. મૅકેન્ઝિ કિંગ કોણ હતા?

(૫) બ્રિટિશ R. A. F.માં સૌથી ઉચ્ચ પદ કયું છે?

(૬) Montevideo નગરી કયા દેશની રાજધાની છે?

(૭) બૅબિલોનિયા–Babylonia–નું આધુનિક નામ શું છે?

(૮) ઊડી ન શકે એવાં થોડાંક પંખીઓનાં નામ તમે આપી શકશો?

(૯) હૉકી રમતના મેદાનની લંબાઈ કેટલી હોય છે?

(૧૦) U. S. S. R. કયા દેશનું નામ છે?

### જવાબો:

(૧) Anthony Hope કૃત 'The Prisoner of Zenda.'

(૨) Goldsmithનું આવું વર્ણન David Garrickએ કર્યું હતું.

(૩) 'Religion, Justice, Counsel, and Treasure'. [જુઓ Baconનો નિબંધ–'of Seditions and Troubles.']

(૪) ખ્યાતનામ અને બુઝર્ગ કૅનેડિયન વડા પ્રધાન. Canadaના આ રાજપુરુષનું સને ૧૯૫૦માં અવસાન થયું.

(૫) Marshal of the Royal Air Force.

(૬) લૅટિન અમેરિકામાં આવેલ Uruguay દેશની.

(૭) ઈરાક.

(૮) Kiwi, Penguin, Ostrich, Emu, Cassowary, Rhea.

(૯) ૧૦૦ વાર.

(૧૦) સોવિયેટ રશિયા–Union of Soviet Socialist Republics.

*

તો લોકોને કંઈક આવી કૃતિ મળે. મારા હસ્તક્ષેપ વિના હું એક સમગ્ર ચિત્ર તમારી સમક્ષ કેવી રીતે મૂકી શકું એ દિશામાં આજના સર્જકનું મન દોડે છે, ચહેરો કોઈનો સાચો નથી જણાતો ને નકલી જીવન કોઠે પડી ગયું છે ત્યારે મારો ચહેરો પણ એક ધાબું જ અનુભવાય છે. માન્યતાઓ, વાસ્તવિક અનુભવો ને સત્યદર્શન, ભ્રાન્તિની મુગ્ધતા અને નિર્ભ્રાન્તિની શુષ્કતા બધાંને નિષાદ સચ્ચાઈથી દંભ વિના ભોગવવા માગે છે. એની આ અનુભૂતિને અખિલરૂપે સારવીતારવી એ ને એ રૂપે રજૂ કરવામાં લેખકને ભારે સફળતા મળી છે. વાસ્તવનું અહીં re-cordation થયું છે એવો મતલબ આથી આ લખનારને જરાય અભિપ્રેત નથી. contentનું અહીં એક પાતળા chemical થી transformation સિદ્ધ કરવામાં આવ્યું છે. અથવા લેખકની સર્જક તરીકેની સૂઝ પ્રવાહી બનીને વાસ્તવજીવનના વાંકાચૂકા ટુકડાઓની આસપાસ અસરકારક બનીને ફરી વળી છે ને પરિણામે એક સુગ્રથિત રૂપ પ્રાપ્ત થયું છે. 'ચહેરા' માં પ્રાપ્ત થાય છે તે form જેમાં content ચેતન બનીને ખોવાઈ ગયું છે. ગુંચવાડિયા, દંભી, ખોટા જીવનને આક્રોશથી નહિ પણ સમસાવથી રજૂ કરવામાં આવ્યું છે. કટાક્ષ પણ બુઠ્ઠા બનીને વાગ્યા કરે છે. ને તેથી ક્યાંય કશો ગાઢો લપેડો કરવામાં આવ્યો નથી. વાર્તાનું કોઈ અંગ અકારણ વધારેલું મેદવાળું જણું નથી.' ચહેરા-' નો રંગ આછોપાતળો છે. ભાષા પણ જુદો વિચાર ન કરી શકાય તેવી એકરસ–રંગહીન છે, ક્યાં ય સાથિયા પૂરવા માટે એને ભભકાવવામાં આવી નથી. કશાં કલ્પનો પ્રતીકોની ભરમારથી કવિતાઈ દુનિયા ઊભી કરી સાંત્વના મેળવવાનું પણ કરવામાં આવ્યું નથી. નિષાદની જિન્દગી જેવું જ બધું અહીં છે. અભિવ્યક્તિ, વક્તવ્ય અને દર્શન–પૂરું અધૂરું જેવું હોય તેવું–નું આવું સંવાદી compound બહુ ઓછી વાર પ્રાપ્ત થાય છે, વળી ઘણે ભાગે તો 'દર્શન' અહીં 'સ્ફૂરે' છે. આટલા માટે 'ચહેરા' નવી નવલકથા છે.

સામાન્ય પ્રકારની વાતચીત–chitchat–નિષાદના શબ્દોમાં બેવકૂફીભરી વાતો–પણ અહેતુક હોતી નથી. આપણી ઔપચારિક અભિવ્યક્તિઓ પણ, પાછળના મૂળ આશયો પ્રગટ કરી દે છે. હૃદયના ગહન ભાવપ્રવાહ પરની એક આછીપાતળી મુલાયમ લહર રૂપ એ હોય છે ને એ લહરનાં મૂળ કારણો બહારનાં નહિ, અંદરનાં હોય છે. અંદરનાં વમળ, અમળાટ, ઉકળાટ, motives, ઇચ્છાઓ, વૃત્તિઓ, વિકારો, કૃતક લાગણીઓ, ડોળ, દંભ વગેરેથી એ લહર ફેલાતી રહેતી હોય છે, ભાષાનાં આ very first દર્શનો વિશે આપણે ઓછા સભાન છીએ. આપણો વ્યવહાર બસ ચાલ્યા કરે છે. અહીં એનો નવલકથાની સૃષ્ટિ ખડી કરવામાં ઉપયોગ કરવામાં આવ્યો છે. 'કેમ છે શાંતિભાઈને? હવે?'–વાળી વાત કામે લગાડી નિષાદ જેમ સરલા સાથેના (૮૧) સંબંધો ગબડાવે રાખે છે–એ જેવું સૂચક છે તેમ–તેવું અહીંની લગભગ બધી વાતોનું. છે પેલી બસમાં ગરમીમાં વારંવાર 'એરકન્ડિશન્ડ' બોલ્યા કરવાની પેલાને, જેવી સૂચક મજા આવે છે અથવા ઘાસ તોડતાં, આંગળીથી ઘાસમાં નામ લખતા પુલુમાં જેવું ઊંડાણ છે તેવું જ અહીં ભાષાનું છે. ઉપર ઉપર તરતો ભાષાનો આ ચહેરો આંતર, મનોજગતનું સુંદર દ્યોતન કરી જાય છે.

વાર્તાને અહીં chronologically મૂકવામાં નથી આવી. મૉડર્ન આર્ટમાં થાય છે તેમ બધા ટુકડા, વક્તવ્યની inner complexityની સ્થિતિનો અનુવાદ કરવા મથતા હોય તેમ અહીં સાથોસાથ મૂકવામાં આવ્યા છે. ક્રમબદ્ધ કરી લેવાય એટલી સરળ આ અનુભૂતિ નથી. ને લેખક આખા અનુભવની જાણે એકી સાથે સમગ્ર અસર આપવા માગે છે. પણ ભાષામાં વાત કરવાની છે તેથી શબ્દ પછી શબ્દ, વાક્ય પછી વાક્ય, પ્રકરણ પછી પ્રકરણ, પહેલા પછી બીજું ત્રીજું...છેલ્લું એમ જવું પડવાનું. સાહિત્યના ઉપાદાન ભાષાની આવી કટોકટી –મર્યાદા–આજના સર્જકને પ્રતીત થવા માંડી છે ને તેથી જો એ સર્જનને વફાદાર હોય તો, રહેવા માગતો હોય તો, અભિવ્યક્તિનાં નવાં નવાં forms એણે શોધવાં જ રહ્યાં. formનો એનો પોકાર આમ આગન્તુક નથી. વાચકની જોડે ચાલતા રહેવાની વંચનામાંથી આજનો સર્જક ક્યારનો નીકળી ગયો છે. 'ચહેરા'ને આ વાતનું, એક લગભગ સફળ દૃષ્ટાંત ગણી લેવાય. 'છિન્નપત્ર'ની વાત આવતા પત્રમાં કરીશું. (૩૦–૧૧–'૬૭)

*

પોલીશ રાજધાની વૉર્સોમાં બે કલાક મંત્રણાઓ થઈ.

૧૦ "બે ચીન"ના અસ્તિત્વ વિષેના ઉલ્લેખો શ્રી. મોરારજી દેસાઈએ વિદેશપ્રવાસમાંના પ્રવચનોમાં કર્યા તે અંગે શ્રી. દેસાઈએ નવી દિલ્હીમાં ફરી સ્પષ્ટતા અને સમજૂતી આપી તેના પર વિદેશ ખાતાએ બહાર પાડેલી ચોખવટથી શ્રી. દેસાઈ છંછેડાયા.

૧૨ જહાલ સમાજવાદી નેતા ડૉ. રામમનોહર લોહિયાનું, ૫૭ વર્ષની ઉંમરે, નવી દિલ્હીમાં અકાળ અવસાન થયું.

મધ્યસ્થ સરકારના છૂપી તપાસ ખાતા-Central Intelligence Bureau-માં એક નવો વિભાગ, ભારતની સરહદોની બહારના વિસ્તારો વિષેની માહિતી તથા આંકડા અને અંદાજ, વગેરે મેળવવા માટે, સ્થાપવાનું નક્કી થયું. આ નવો વિભાગ વડા પ્રધાનના સચિવાલયના ભાગ રૂપે કામ કરશે અને વડા પ્રધાનને સીધી રીતે જવાબદાર રહેશે.

૧૩ ઉત્તર પ્રદેશમાં સત્તાધારી સંયુક્ત વિધાયક દળના બે ઘટક પક્ષો-સંયુક્ત સમાજવાદી પક્ષ અને સામ્યવાદી પક્ષ-એ, પોતપોતાની મુખ્ય માગણીઓ ન સ્વીકારાય તો સંયુક્ત સરકારમાંથી છૂટા થઈ જવાની ધમકી આપી.

મણિપુરની નવી સરકારની-Mr. L. Thambou Singh ની નેતાગીરી હેઠળ-ઇમ્ફાલમાં સોગંદવિધિ થતાં, મણિપુરમાંના એક દસકાના કૉંગ્રેસ-રાજનો અંત આવ્યો.

૧૫ ઉત્તર પ્રદેશમાં ૭ પક્ષોના બનેલા મિશ્ર પ્રધાનમંડળમાંથી સંયુક્ત સમાજવાદી પક્ષ અને જમોડી સામ્યવાદી પક્ષના સાત પ્રધાનોએ રાજીનામાં આપ્યાં.

સોવિયેટ રશિયાના ચૌદ દિવસના પ્રવાસે રવાના થતાં પહેલાં શિક્ષણ પ્રધાન ડૉ. ત્રિગુણ સેને રાજ્યોના શિક્ષણ પ્રધાનો પર પત્ર પાઠવીને, અંગ્રેજી ભાષાની અવેજીમાં પ્રાદેશિક ભાષાઓનો ઉપયોગ-અમલ કરવાની પ્રક્રિયા ધીમી ને મંદ કરવા જણાવ્યું. એકદમ ભાષાફેર કરવાથી શિક્ષણનાં ધોરણો નીચાં જશે એવું કહીને ડૉ. સેને ઉમેર્યું કે અંગ્રેજી ભાષાનો, ફરજિયાત વિષય તરીકે, અભ્યાસ ચાલુ રાખવો જોઈએ, અને તેમાં યે કૉલેજ યુનિવર્સિટી-અભ્યાસની કક્ષાએ તો અંગ્રેજીનો અભ્યાસ રાખવો જ રહ્યો. અંગ્રેજીમાં ઉપલબ્ધ પાઠ્યપુસ્તકો તથા અન્ય ગ્રંથ-સાહિત્ય વિદ્યાર્થીઓ વાંચી-સમજી શકે એ બહુ આવશ્યક હોવાનું ડૉ. સેને જણાવ્યું.

બિહારમાં મુઝફ્ફરપુર જિલ્લામાં ભારત-નેપાળ સરહદ પરના એક નાના ગામ સુર્સાન્દમાં હિંસક રમખાણ ફાટી નીકળતાં પોલીસ ગોળીબારથી બે અને ચપ્પાં હુલાવ્યાંથી ત્રણ માનવીઓ મૃત્યુ પામ્યા.

મદ્રાસમાં સત્તાધારી દ્રાવિડ મુનેત્ર કઝગમ-DMK-પક્ષની જનરલ કાઉન્સિલે એક ઠરાવ દ્વારા ભારત સરકારને અપીલ કરી કે એણે મહારાષ્ટ્ર સરકારને આદેશ આપીને મુંબાઈમાં શિવ સેનાની ચળવળ પર અંકુશ મૂકવો.

૧૬ ઉત્તર પ્રદેશ પછી હવે પશ્ચિમ બંગાળ અને કેરળની સંયુક્ત સરકારોમાંથી પણ પોતાનું અંગ કાઢી લેવાનું સંયુક્ત સમાજવાદી પક્ષના કેન્દ્રીય નેતાઓએ ઠરાવ્યું.

જાણીતા કેળવણીકાર ડૉ. ડી. સી. પાવટેએ ચંદીગઢમાં પંજાબના ગવર્નર તરીકેના શપથ લીધા. ડૉ. પાવટેએ ત્રિભાષી ફૉર્મ્યૂલાની હિમાયત કરી, અને અંગ્રેજીને સ્થાને હિંદી ધીમે ધીમે આવે એ જરૂરી હોવાનું કહ્યું. ભારતીય ભાષાઓની એક, સમાન લિપિનો એમણે વિરોધ કર્યો. એક જ લિપિથી પ્રાદેશિક ભાષાઓનો વિકાસ રૂંધાશે એવો મત એમણે વ્યક્ત કર્યો.

૧૭ સંયુક્ત વિધાયક દળની મિશ્ર સરકાર ઉત્તર પ્રદેશમાં ચાલુ રાખવાનો નિર્ણય લખનૌમાં સર્વાનુમતે લેવાયો.

કેરળનાં વિવિધ ગામોમાં વિદ્યાર્થીઓ અને માર્ક્સવાદી કાર્યકરો વચ્ચે અથડામણોના બનાવો બન્યા.

૧૮ અમદાવાદ ખાતે ગાંધીજી-સ્થાપિત ગુજરાત વિદ્યાપીઠમાં પદવીદાન સમારંભ પ્રસંગે દીક્ષાન્ત પ્રવચન કરતાં ડૉ. ઝાકિર હુસેને ગાંધીજી પ્રણિત સાચા શિક્ષણની જરૂરિયાત પર ભાર મૂક્યો.

૧૯ કૈરોમાં પ્રમુખ નાસર અને વડા પ્રધાન ઇંદિરાબેન વચ્ચે ૭૫ મિનિટની વાટાઘાટો થઈ. પશ્ચિમ એશિયાની પ્રક્ષોભક પરિસ્થિતિ પર મુખ્યત્વે વાતો થઈ.

૨૨ શ્રી. મોરારજી દેસાઈ ત્રણ દિવસના નેપાળ-પ્રવાસના પ્રારંભે ખાટમાન્ડુ પહોંચ્યા. નેપાળના વડા પ્રધાન અને

આ અવલોકનોના આધારે, ઉપસંહારમાં, એમ કહી શકાય કે પૃથ્વી પર સામાન્ય માનવજીવન માટે જેટલી અનુકૂળતાઓ છે તેના પ્રમાણમાં શુક્ર પર નથી : શુક્ર ઘણો જ ગરમ ગ્રહ છે. જીવન માટે ત્યાંનું વાતાવરણ પૃથ્વીના જેટલું અનુકૂળ નથી.

**નરસિંહ મૂ. શાહ**

*

## आर्थिक प्रवाहो

### આયોજન મોકૂફી

તાજેતરમાં આયોજન પંચ દ્વારા જાહેરાત કરવામાં આવી છે કે ભારતની ચોથી પંચવર્ષીય યોજના હાલ-પૂરતી બંધ છે. આપણી ચોથી યોજના સને ૧૯૬૬ના એપ્રિલની પહેલી તારીખે શરૂ થયેલી અને સને ૧૯૭૧ના માર્ચની ૩૧મી તારીખે પૂરી થવાની હતી. પરંતુ, હવે, આયોજન પંચની જાહેરાત મુજબ, આ ચોથી યોજના સને ૧૯૬૯ના એપ્રિલની પહેલી તારીખે શરૂ થશે.

ચોથી યોજનાનું લગભગ દોઢ વર્ષ પસાર થયા પછી તેની મોકૂફીની જાહેરાત કરવામાં આવી છે. આ દોઢ વર્ષના ગાળામાં ચોથી યોજનાના કોઈ કાર્યક્રમો અમલમાં મુકાયા નથી એટલું જ નહિ પરંતુ ચોથો યોજનાનાં સ્વરૂપ વિશે પણ કોઈ છેવટનો નિર્ણય થઈ શકયો નથી. આથી હવે સમગ્ર ચોથી યોજના નવેસરથી જ, પણ ત્રણ વર્ષ પછી, શરૂ થશે એવી અપેક્ષા અત્યારે તો છે.

યોજના મોકૂફીની આ જાહેરાત નેહરુ-યુગની બેવકૂફીની જ સ્પષ્ટ જાહેરાત છે. આયોજન સામે કોઈ વિરોધ નથી. આયોજનબદ્ધ વિકાસ એ વૈજ્ઞાનિક પદ્ધતિ છે. અમેરિકા, ઇંગ્લેન્ડ કે જર્મની જેવામાંના 'મુક્ત' ગણાતાં અર્થતંત્રોમાં પણ આયોજનબદ્ધ વ્યવસ્થિત વિકાસ-કાર્યો ચાલે છે. પરંતુ આયોજન એ માત્ર સાધન (tool) છે, એ કોઈ જીવનપદ્ધતિ નથી; એ સાદી વાતની આપણે વર્ષો સુધી અપેક્ષા કર્યા કરી તેનું પરિણામ આજે આપણે ભોગવીએ છીએ. માત્ર લાગણીવેડાનું પ્રદર્શન અને વ્યવહારુપણાના અમલનો તદ્દન અભાવ એ એક વિશિષ્ટ લક્ષણ નેહરુજીના સમયની બલિહારી છે.

આપણે એમ કહીને છટકી શકીએ તેમ નથી કે ભારતને માટે આયોજનનો પ્રયોગ નવોસવો હતો એટલે ઉત્સાહમાં ને ઉત્સાહમાં આપણે સ્પષ્ટતા મેળવી શકયા નહિ. આયોજનનો પ્રયોગ ભારત માટે નવો હશે, પણ દુનિયા માટે નવો નહોતો. સોવિયેટ રશિયાએ આવા જ આયોજનનો પ્રયોગ ઈ. સ. ૧૯૨૭–'૨૮થી શરૂ કરેલો જ હતો, અને આજદિન સુધી ચાલે તે પણ છે. જેમ જેમ રશિયાનું આયોજન આગળ ચાલે છે. તેમ તેમ ભૂતકાળની ભૂલો ત્યાં નિવારવાનો જાગૃત પ્રયાસ છે, અને જે નવો પદાર્થપાઠ મળે છે તેનો સદુપયોગ થાય છે. રશિયાના આયોજન દ્વારા હાંસલ થયેલી ભૌતિક પ્રગતિ આંજી નાખે તેવી છે રશિયામાં પણ આયોજનનો જીવન-પ્રણાલિ તરીકે ઉપયોગ થયો નથી. આયોજન એક વ્યવસ્થા તરીકે જ સ્વીકૃતિ પામેલ છે. આ હકીકતનું દર્શન આપણને વેળાસર થવું જોઈતું હતું. છેલ્લાં ૧૭ વર્ષની આપણી નેતાગીરીએ કાં તો પ્રજાનો દ્રોહ કર્યો છે, અથવા બુદ્ધિ અને પૌરુષને ક્ષેત્રે દેવાળું કાઢ્યું છે.

આપણી પ્રથમ યોજના ખરી યોજના હતી. તેને આયોજન પંચે નકારી કાઢી. બીજી પંચવર્ષીય યોજના માત્ર કલ્પનાઓના આધારે જ રચાઈ. આ યોજના લગભગ પૂરેપૂરી નિષ્ફળ ગઈ. જ્યારે ત્રીજી યોજના શરૂ કરવાનો સમય આવ્યો ત્યારે બીજી યોજનાની નિષ્ફળતાનું શબ સામે જ પડ્યું હતું. છતાં પણ ત્રીજી યોજના તેવી ને તેવી જ, બીજી યોજનાની ભૂલોની પરંપરાને ચાલુ રાખનારી ઘડાઈ. બીજી યોજના જેવી અવગતિ ત્રીજી યોજનાની પણ થઈ. ચોથી યોજના તૈયાર કરતી વખતે પૂરતા પ્રમણમાં અનુભવ હતો, નિષ્ણાતો દ્વારા તૈયાર થએલું પૃથક્કરણ પણ હતું. છતાં બેશરમ અને નફ્ટાઈની હદ વટાવી દેવામાં આવી અને ચોથી યોજના પણ એવી જ તૈયાર થઈ. બીજી, ત્રીજી અને ચોથી એમ ત્રણેય યોજનાઓ આ દેશની તાકાત કરતાં ઘણી મોટી હતી અને તેવી જ સાબિત થઈ. પરિણામે ગજા ઉપરવટની ગાંસડી કેટલેક દૂર જાય? ગજા ઉપરવટની ગાંસડી આજે ફસકી પડી છે.

શતાબ્દિ પ્રસંગે મૉસ્કોની ખાસ મુલાકાતે ગયાં તે વિષે પોતાની તીવ્ર નાપસંદગી દર્શાવતાં જનસંઘના પ્રમુખ પ્રોફેસર બલરાજ મધોકે ટીકા કરી કે, આ પરથી જોઈ શકાય છે કે કૉંગ્રેસ પક્ષનો એક વિભાગ સોવિયેટ રશિયા અને તેના જૂથ તરફ પક્ષપાતભર્યો ઢળેલો છે. એક જ મહિનામાં ઈંદિરાબેન બીજી વાર મૉસ્કો ગયાં અને તે પણ મુખ્યત્વે એક પક્ષના સમારંભમાં હાજર રહેવા ગયાં તે દુઃખદ છે એવું શ્રી. મધોકે કહ્યું.

૮ ક્રાંતિની ઉજવણીના સમારંભમાં સામેલ થયા બાદ ભારતના વડા પ્રધાન મૉસ્કોથી પાછાં આવ્યાં. સોવિયેટ વડા પ્રધાન કોસીગિન વહેલી તકે ભારતની મુલાકાત લેશે એવું ઈંદિરાબેને જાહેર કર્યું.

મહારાષ્ટ્રના ૪૨ વિરોધ પક્ષીય સભ્યોને, એમની પ્રક્ષોભક વર્તણૂંક બદલ ફરી સસ્પેન્ડ કરાયા, અને તા. ૧૭ નવેમ્બર સુધી ધારાસભામાં પ્રવેશવાની એમના પર મનાઈ ફરમાવાઈ.

ચંદીગઢમાં એક કૉંગ્રેસી ધારાસભ્યે પાટલી બદલતાં, મુખ્ય પ્રધાન રાવ બિરેન્દ્રસિંગ તથા એમનો સત્તાધારી United Front પક્ષ ફરી મજબૂત સ્થિતિમાં મુકાયો.

દક્ષિણ મદ્રાસની લોકસભાની પેટા ચૂંટણીમાં ડી. એમ. કે. ના ઉમેદવાર, ૩૩ વર્ષની ઉંમરના અને ડી. એમ. કે. દૈનિક 'મુરાસોલી' ના તંત્રી શ્રી. મારાને કૉંગ્રેસી ઉમેદવાર શ્રી. સી. આર. રામસ્વામીને ૨,૪૧,૩૦૪ વિરુદ્ધ ૧,૩૫,૫૯૬ મતે હરાવીને પક્ષની બેઠક જાળવી રાખી. મદ્રાસના મુખ્ય પ્રધાન શ્રી. અન્નાદુરાઈ સામાન્ય ચૂંટણીમાં આ મતદારમંડળમાંથી પણ ચૂંટાયા હતા, પરંતુ તેમણે લોકસભાને બદલે વિધાન સભાની બેઠક સ્વીકારતાં પેટાચૂંટણી કરવી પડેલી. સામાન્ય ચૂંટણી કરતાં પેટાચૂંટણીમાં મતદાન ઘણું ઓછું થવા છતાં ડી. એમ. કે. અને કૉંગ્રેસ વચ્ચેના મતપ્રમાણનો ગાળો આ વખતે વધારે મોટો બન્યો.

૯ સદ્ગત વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુનાં સૌથી નાનાં બહેન શ્રીમતી કૃષ્ણા હઠીસિંગનું, ૬૦ વર્ષની ઉંમરે, લંડનમાં ઓચિંતું અવસાન થયું.

૧૦ ગવર્નરોની બે દિવસની વાર્ષિક પરિષદનો નવી દિલ્હીમાં પ્રારંભ થયો. પ્રધાનમંડળને પદભ્રષ્ટ કરવાની ગવર્નરની સત્તા વિષે પરિષદમાં ચર્ચા-વિચારણા થઈ. ગવર્નરોની નિમણૂંક, ભૂમિકા અને કામગીરી વિષે વિચારો–અનુભવોની આપ–લે થઈ.

ભારતીય ક્રાંતિ દળની સ્થાપના–પરિષદ ઈંદોરમાં શરૂ થઈ. ત્રણ દિવસ ચાલનારી આ પરિષદના પ્રમુખસ્થાને બિહારના મુખ્ય પ્રધાન શ્રી. મહામાયાપ્રસાદ સિંહ હતા. પક્ષનું બંધારણ અને નામકરણ પરિષદે મંજૂર રાખ્યાં. રાજકીય પરિસ્થિતિ અને ખેતીવાડી પરના બે ઠરાવો બેઠકમાં પસાર થયા.

૧૩ પ્રધાનમંડળને પદભ્રષ્ટ કરવાની સત્તા ગવર્નરને છે એવા ભારત સરકારના કાયદા ખાતાના અર્થઘટનને પશ્ચિમ બંગાળના મુખ્ય પ્રધાન શ્રી. અજય મુકરજીએ પડકાર્યું. ૧૮મી ડિસેમ્બરથી ધારાસભાની બેઠક શરૂ કરવાનો પ્રધાનમંડળનો નિર્ણય વાજબી હોવાનું શ્રી. મુકરજીએ ફરી પ્રતિપાદન કર્યું. દરમિયાન, ગવર્નર શ્રી. ધર્મવીર નવી દિલ્હીથી અણધાર્યા કલકત્તા વહેલા પાછા ફર્યા.

સદ્ગત જવાહરલાલ નેહરુ સ્મારક પ્રવચનમાળાનું પ્રથમ વ્યાખ્યાન નવી દિલ્હીમાં આપતાં, ખ્યાતનામ બ્રિટિશ વૈજ્ઞાનિક પ્રોફેસર પી. એમ. એસ. બ્લૅકેટે સચોટ ભાષામાં વૈજ્ઞાનિકોને એલાન કર્યું કે, 'તમારી મઢૂલીઓ–મિનારાઓ (ivory towers) માંથી બહાર નીકળો અને ભૌતિક સંપત્તિ ઊભી કરવામાં તથા આર્થિક વિકાસની સમસ્યાઓ હલ કરવામાં વધારે મન દઈને તમારી જાતને પરોવી લો!' પ્રોફેસર બ્લૅકેટે પંડિત નેહરુને જનતાજનાર્દનના માનવ તરીકે વર્ણવતાં કહ્યું કે, "To Mr. Nehru a mass meeting was an unfailing tonic; the communion with the masses revived and rejuvenated him as nothing else could."

કેન્દ્ર સરકારમાં ચાર નવા નાયબ પ્રધાનોની નિમણૂંકો વડા પ્રધાન ઈંદિરાબેને જાહેર કરી.

લોકસભાના 'શિયાળુ અધિવેશન'ના પ્રારંભ



# વર્તમાન વિશ્વ
## વૃત્ત અને વિવેચન

**તવારીખ** [માહે ઑક્ટોબર, નવેમ્બર, ડિસેમ્બર, ૧૯૬૭] 'રમેશ'

[નોંધ: દેશવિદેશના બધા મહત્ત્વના બનાવોનો ઉલ્લેખ અહીં નથી. ડાબી તરફના આંકડા તારીખ દર્શાવે છે.]

### દેશ

[માહે ઑક્ટોબર, ૧૯૬૭]

૧ ભારત તરફથી કશી ઉશ્કેરણી ન થવા છતાં, સિક્કિમ-તિબેટ સરહદ પર નાથુ લા–Nathu La–ની વાયવ્ય દિશામાં આશરે સાડા ત્રણ માઈલ પર આવેલ ચો લા–Cho La–મથક પરનાં ભારતીય ફોજી દળ પર સામ્યવાદી ચીની લશ્કરે, સવારે ૯-૩૦ વાગ્યે અને ફરી બપોરે, ગોળીબારો કર્યા. ગયા મહિને આ સરહદ પર અનેક અથડામણો જાગી હતી.

કેરળ સરકારે, કશાં કારણો આપ્યા વિના, રાજ્યભરમાં તમામ કૉલેજો (દાક્તરી, આયુર્વેદ, ખેતીવાડી સિવાયની) ૧૬મી ઑક્ટોબર સુધી બંધ રાખવાનો આદેશ આપ્યો.

૨ ગાંધી જયંતી દિને, મુંબાઈમાં લગભગ ૩૫ સર્વોદય કાર્યકરો-નેતાઓએ મહારાષ્ટ્રના મુખ્ય પ્રધાન શ્રી. વસંતરાવ નાયકના ઘર-પ્રાંગણમાં બેસીને પ્રાર્થના-ઉપવાસ કર્યાં. મહારાષ્ટ્ર સરકારની દારૂબંધી નીતિ ઢીલી અને મોળી કરાઈ રહી છે તેના વિરોધમાં થયેલા આ શાંત દેખાવોની આગેવાની ગુજરાતના માજી મુખ્ય પ્રધાન ડૉ. જીવરાજ મહેતાએ લીધી હતી.

૩ ગુજરાત રાજ્યની પાંચ દિવસની મુલાકાતને અંતે, અખબારી પરિષદમાં અમદાવાદમાં વડા પ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધીએ કહ્યું કે ચીન સાથેના સરહદી સંઘર્ષોનો ભારત સ્પષ્ટપણે અને સ્વસ્થતાથી સામનો કરશે.

૪ મણિપુરના મુખ્ય પ્રધાન શ્રી. કોઈરેંગ સિંગે પોતાના પ્રધાનમંડળનું રાજીનામું પેશ કરતાં ચીફ કમિશનરે 'યુનાઇટેડ ફ્રંટ'ના નવા ચૂંટાયેલા નેતા શ્રી. લૉંગ્જમ થામ્બો સિંગને નવી સરકાર રચવાનું નિમંત્રણ આપ્યું.

૫ નાગાલેન્ડે અલગ ગવર્નર માટે માગણી કરી.

૬ પશ્ચિમના વિવિધ દેશોના એક માસના પ્રવાસેથી નવી દિલ્હી પાછા ફરેલા નાયબ વડા પ્રધાન અને નાણાં પ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ કહ્યું કે ભારત-ચીન સરહદી સંઘર્ષની સમસ્યા ભારત યોગ્ય રીતે અને બરાબર હલ કરી રહ્યું હોવાનો મત એકંદરે વિદેશોમાં પ્રવર્તે છે.

ભૂગર્ભ નાગાઓના પ્રતિનિધિમંડળના પ્રવક્તા શ્રી. ઝેડ્-રામ્યો–Z. Ramyo–એ કહ્યું કે વડા પ્રધાન ઇંદિરાબેને પ્રતિનિધિમંડળને મળવાની અશક્તિ દર્શાવી તે નાગા રાષ્ટ્રનું 'અપમાન' છે અને નાગા પ્રજાજનોનો 'માનભંગ' છે.

૮ માજી બ્રિટિશ વડા પ્રધાન લૉર્ડ ઍટલીના અવસાનથી ભારતમાં ઊંડી ગમગીની ફેલાઈ. રાષ્ટ્રપ્રમુખ ડૉ. ઝાકિર હુસેને રાણી એલિઝાબેથને પાઠવેલ દિલસોજી-સંદેશામાં ઍટલીની 'મહાન અને શાણપણભરી રાજનીતિ'ને અંજલિ આપી.

સોવિયેટ વડા પ્રધાન કોસીગિન સાથે વડા પ્રધાન ઇંદિરાબેને મૉસ્કોમાં ત્રણ કલાક–પશ્ચિમ એશિયા, વિયેટનામ, ચીનમાંના બનાવો તથા ભારત-પાકિસ્તાન સંબંધો પર–ગોષ્ઠિઓ કરી.

૯ કાશ્મિરમાંની શસ્ત્રવિરામ હરોળ પરના ઉરી–Uri–વિભાગમાં ભારતીય સંત્રીઓ પર પાકિસ્તાની દળોએ ગોળીઓ છોડી.

વડા પ્રધાન ઇંદિરાબેન અને પોલેન્ડના વડા પ્રધાન Mr. Jozef Cyrankiewicz વચ્ચે

Organization–I. L. O.–તથા World Health Organization–W. H. O.–ના ડિરેક્ટર્સ–જનરલ જો કે પંદર વર્ષ સુધી પોતપોતાનાં સ્થાને રહી ચૂક્યા છે.

કૉંગ્રેસ કારોબારીની નવી દિલ્હીની બેઠકમાં, રાજસ્થાનના મુખ્ય પ્રધાન શ્રી. મોહનલાલ સુખડિયાનું નામ નવા કૉંગ્રેસ પ્રમુખ તરીકે ઉત્કટ રીતે વિચારાયું.

લોકસભામાં ગૃહપ્રધાન શ્રી. યશવંતરાવ ચવ્હાણે, વિરોધ પક્ષોની સખત ટીકાઓનો અસરકારક પ્રત્યુત્તર વાળતાં કહ્યું કે કેન્દ્ર સરકારે કદી પોતાના પક્ષના લાભાર્થે ગવર્નરના પદનો ઉપયોગ કર્યો નથી કે લાભ ઉઠાવ્યો નથી. પશ્ચિમ બંગાળના ગવર્નર શ્રી. ધર્મવીરનાં કૃત્યોનું શ્રી. ચવ્હાણે જોરદાર સમર્થન કર્યું. ગવર્નર પોતાને મળેલી સલાહ અવગણી શકે છે એવું પણ ગૃહપ્રધાને ઉમેર્યું.

ગૌહત્તી પાસે લશ્કરની એક લૉરી પેટ્રોલ ટૅન્કર સાથે સીધી ટકરાતાં સર્જાયેલ અકસ્માતમાં ૧૬ લશ્કરી માણસો મૃત્યુ પામ્યા અને ૨૩ ઘાયલ થયા.

૧૭ નવી દિલ્હીમાં પ્રધાનમંડળની આંતરિક બાબતો અંગેની ઉપસમિતિએ પશ્ચિમબંગાળના પ્રશ્નોની ચર્ચાવિચારણા કર્યા બાદ ઠરાવ્યું કે સુપ્રીમ કોર્ટનો બંધારણ વિષયક કે કાયદા વિષયક અભિપ્રાય મેળવવાની કોઈ જરૂર નથી.

૧૮ કલકત્તામાં રાષ્ટ્રીય સંગમ સમિતિના ઉપક્રમે, 'યુનાઈટેડ ફ્રન્ટ'ની સરકારની તરફેણમાં વ્યાપક પાયા પર દેખાવો યોજાયા. શેરીઓમાં ઘૂમતા દેખાવકારોએ સૂત્રોચ્ચાર કરીને ગવર્નરને પદભ્રષ્ટ કરવાની માગણી વ્યક્ત કરી, તથા 'પક્ષપલટો કરનારા અને દગો દેનારા' ડૉ. પી. સી. ઘોષ તથા પ્રોફેસર હુમાયૂન કબીરને નશિયત કરવાની ઇચ્છાને વાચા આપી.

૧૯ બ્રિટિશ પાઉન્ડ સ્ટર્લિંગનું અવમૂલ્યન [૧૪·૩ ટકા જેટલું] લંડનમાં જાહેર થવા છતાં એકંદરે ભારતનો રૂપિયો મજબૂત સ્થિતિએ રહ્યો.

હરિયાણામાં પ્રમુખનું શાસન સ્થાપવાના સક્રિય વિચારણા ભારત સરકારે કરી.

વડા પ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધીની ૫૦મી વર્ષગાંઠ ઉજવાઈ. રાષ્ટ્રપ્રમુખ ડૉ. ઝાકિર હુસેને તથા અન્ય આગેવાનો અને નાગરિકોએ ઇંદિરાબેનને ઘેર જઈને એમને હાર્દિક શુભેચ્છાઓ પાઠવી. તીન મૂર્તિ પરના નેહરુ-નિવાસસ્થાન–સંગ્રહસ્થાનની મુલાકાત બાદ પત્રકારો સાથેની વાતચીતમાં ઇંદિરાબેને કહ્યું, 'I do not feel as ancient as I should'.

પશ્ચિમ બંગાળની બંધારણીય કટોકટીને હલ કરવા સારુ શાં પગલાં લેવાં એ વિષે કેન્દ્રની દ્વિધાવસ્થા ચાલુ રહી. વરિષ્ઠ નેતાઓ [ઇંદિરાબેન, મોરારજીભાઈ, યશવંતરાવ] વચ્ચે કયાં સ્પષ્ટ પગલાં લેવાં તે અંગે મતભેદો જણાયા. કૉંગ્રેસ પક્ષના સ્વાર્થ કે લાભના હેતુથી કશું નથી થતું એ માટે ઇંદિરાબેન ઇંતેજાર લાગ્યાં, તો ગવર્નરના બંધારણીય વિશેષાધિકારના તત્કાળ અમલ માટે મોરારજીભાઈ ઉત્સુક જણાયા. મધ્યપ્રદેશમાં જેમ તરત વિરોધ પક્ષે સફળતાથી ધારાસભામાં સામસામી તાકાત અજમાવી તેવું જ પશ્ચિમ બંગાળમાં શા સારુ નહીં? શ્રી દેસાઈની આવી તાત્ત્વિક ભૂમિકા સાથે શ્રી ચવ્હાણ સામાન્યતઃ સંમત હોવા છતાં એમની ભૂમિકા વ્યવહારુ સપાટીએ વિશેષ લાગી.

૨૦ પંજાબમાં બિનસરકારી કૉલેજોના આશરે તેરસો અધ્યાપકો અચોક્કસ મુદત માટે હડતાળ પર જતાં પચાસ હજારથી વધુ વિદ્યાર્થીઓનો અભ્યાસ એકદમ બંધ પડ્યો. University Grants Commission–U. G. C.–ની ભલામણો મુજબનાં પગાર-ધોરણોનો અમલ કરવાનો સરકારનો અગાઉનો નિર્ણય અમલમાં ન મૂકવાના વિરોધમાં અધ્યાપકોએ આ હડતાળ પાડી.

ઉત્તર પ્રદેશની મિશ્ર સરકારમાંના બે સામ્યવાદી પ્રધાનો ટૂંક વખતમાં જ રાજીનામું આપશે એમ જાહેર થયું.

પશ્ચિમ જર્મનીના ચાન્સેલર ડૉ. કર્ટ જ્યૉર્જ કીસિંગર એમનાં પત્ની સાથે ભારતની બે દિવસની સત્તાવાર મુલાકાતે આવ્યાં. વડા પ્રધાન ઇંદિરાબેન સાથે કીસિંગરે તરત મંત્રણાઓ શરૂ કરી. પશ્ચિમ જર્મની અને ભારત વચ્ચે આર્થિક તથા સાંસ્કૃતિક સંબંધો વધુ ગાઢ રીતે વિકસાવવાની યોજનાઓ

નાણાં પ્રધાન શ્રી. સૂર્યબહાદુર થાપા તથા નાયબ વડા પ્રધાન અને વિદેશ પ્રધાન શ્રી. કીર્તિનિધિ બિસ્તા સાથે શ્રી. દેસાઈની દીર્ઘ ગોષ્ઠિઓ થઈ.

જનસંઘના ચાર ધારાસભ્યોએ સંયુક્ત વિધાયક દળમાંથી નીકળી જઈને, પક્ષપલટો કરીને, કૉંગ્રેસમાં પ્રવેશ મેળવ્યાનું જાહેર કરતાં હરિયાણાના મિશ્ર પ્રધાનમંડળ માટે કટોકટી ઊભી થઈ. ૭૯ સભ્યોવાળી ધારાસભામાં સંયુક્ત વિધાયક દળની સંખ્યા હવે ૪૩થી ઘટીને ૩૯ થઈ.

૨૩ નેપાળના રાજા મહેન્દ્ર સાથે શ્રી. મોરારજી દેસાઈએ અડધો કલાક ગુફતેગો કરી તે વખતે ત્રીજી કોઈ વ્યક્તિ હાજર નહોતી. રાજાની ઇચ્છાથી આવી ખાનગી ગોષ્ઠિઓ એકદમ યોજાઈ હતી.

લંકાના ગવર્નર-જનરલ Mr. W. Gopallawaનું નવી દિલ્હીમાં અધિકૃત રીતે સ્વાગત થયું.

૨૫ મણિપુરની ધારાસભાનું ૭ માસ માટે વિસર્જન થયું અને પ્રમુખના શાસનનો ત્યાં પ્રારંભ થયો.

૨૭ જબલપુરમાં કૉંગ્રેસ પક્ષની કારોબારીએ આશ્ચર્યકારક સર્વાનુમતિથી ઠરાવ્યું કે રાજવીઓનાં સાલિયાણાં પર ભારત સરકારે જરૂરી ચર્ચા-વિચારણા કરીને નિર્ણય કરવો તથા બૅંકોનાં રાષ્ટ્રીયકરણને બદલે એમના પર સામાજિક અંકુશો મૂકવા.

૨૯ ચંદીગઢમાં હરિયાણાના નાયબ પ્રધાન શ્રી. મોહનલાલ ઠાકરે રાજીનામું આપીને કૉંગ્રેસપ્રવેશ કર્યાથી સંયુક્ત વિધાયક દળની સરકારમાં મોટું ગાબડું પડ્યું. સભાગૃહમાં હવે દળની ચોખ્ખી બહુમતી રહી નથી. [૭૯માંથી ૩૯ બેઠકો દળને ફાળે રહી છે; બે બેઠકો પૂરવાની બાકી રહી છે].

\+ \+ \+

## દેશ

[માહે નવેમ્બર, ૧૯૬૭]

૫ પશ્ચિમ બંગાળમાં પ્રધાનમંડળની કટોકટી ઉગ્ર ચાલુ રહી. અન્નપ્રધાન ડૉ. પ્રફુલ્લચંદ્ર ઘોષે અજય મુકરજી–સરકારમાંથી રાજીનામું આપતાં પ્રધાનમંડળના પતનની ઘડી નજીક આવી.

૬ પશ્ચિમ બંગાળના ગવર્નર શ્રી. ધર્મવીરે મુખ્ય પ્રધાન શ્રી. અજય મુકરજીને વહેલામાં વહેલી તકે ધારાસભાની બેઠક બોલાવવાનું એલાન કર્યું. ધારાસભામાં સરકારને બહુમતીનો ટેકો નથી એમ ધારી લઈને ગવર્નર પ્રધાનમંડળને રુખસદ આપશે એવી દહેશત તત્કાળ તો પાયા વિનાની ઠરી છે. ધારાસભા જલદી બોલાવીને સભાગૃહમાં વિશ્વાસની દરખાસ્ત દ્વારા પ્રધાનમંડળનું ભાવિ નિશ્ચિત કરવાનું ગવર્નરે સૂચવ્યું અને આ માસના ત્રીજા અઠવાડિયા સુધીમાં મોડામાં મોડું બેઠક ભરવા જણાવ્યું. પ્રધાનમંડળે આ સૂચન પર ઉત્કટ વિચારણા અને વાતચીત શરૂ કરી.

નવી દિલ્હીમાં એક કૉલેજના વિદ્યાર્થીઓ પર ટિયર ગૅસ છોડાયો. પોલીસ સાથે વિદ્યાર્થીઓની અથડામણો થઈ. વિદ્યાર્થીઓએ બસ અને પોલીસો પર પથ્થરમારો કરેલો.

૭ નાગપુરમાં મહારાષ્ટ્ર વિધાન સભાના અધ્યક્ષ શ્રીયુત ટી. એસ. ભારદેએ વિરોધ પક્ષ–સંપૂર્ણ મહારાષ્ટ્ર સમિતિ–ના ૪૩ સભ્યોને, સભાગૃહના કામકાજમાં સતત દખલ કરવાના આરોપસર, સસ્પેન્ડ કર્યા. સ્પીકરના આદેશોનો અનાદર કરીને આ સભ્યોએ સભાગૃહમાં કોલાહલ મચાવ્યો અને ધાંધલ-ધમાલ કરી. મહારાષ્ટ્ર અને મ્હૈસૂર વચ્ચેના સરહદી સંઘર્ષ અંગેના મહાજન પંચના અહેવાલનો આ સભ્યોએ તીવ્ર નિષેધ દર્શાવ્યો.

રાષ્ટ્રપ્રમુખ ડૉ. ઝાકિર હુસેનની ચૂંટણીને પડકારતી અરજી શ્રી. બાબુરાવ પટેલ તથા અન્ય ૧૨ પાર્લમેન્ટ-સભ્યોએ સુપ્રીમ કોર્ટમાં કરી હતી તેને કાઢી નાખતાં સર્વોચ્ચ ન્યાયમૂર્તિ શ્રી. વાંચુએ ચુકાદો આપ્યો કે મે, ૧૯૬૭માં પ્રમુખ તરીકે ચૂંટાયેલા ડૉ. હુસેનની ઉમેદવારી અંગેના પ્રચાર માટે વડા પ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધીએ તમામ મતદારોને પાઠવેલા પત્રમાં કશું અજુગતું નહોતું. કાયદાની દૃષ્ટિએ જેને 'undue influence' સમજવામાં આવે છે એનો કોઈ ઉપયોગ આ ચૂંટણીમાં થયો નથી એવું પણ અદાલતના ફેંસલામાં કહેવાયું.

વડા પ્રધાન ઇંદિરાબેન રશિયન ક્રાંતિની અર્ધ-

રૂપિયાની મિલકતની ભાંગફોડ–નુકસાની થઈ. ૨૦ મોટરો અને જીપગાડીઓ, ચાર લૉરીઓ, એક ડબલ-ડેકર બસ સહિત ત્રણ સ્ટેટ બસો અને એક રેલવે કોચ સળગાવી મુકાયાં.

૨૫ ત્રણ દિવસ પર પક્ષપલટો કરનાર શ્રી. લછમનસિંગ ગિલ પંજાબના નવા મુખ્ય પ્રધાન બન્યા! ગવર્નર ડૉ. પાવટેએ શ્રી. ગિલની સોગંદવિધિ કરાવી. ૧૦૪ બેઠકોવાળી પંજાબ ધારાસભામાં કૉંગ્રેસ પક્ષના ૪૩ સભ્યોના ટેકાથી શ્રી. ગિલ અને એમનો નૂતન પક્ષ –'પંજાબ જનતા પાર્ટી'–સત્તાસ્થાને આરૂઢ થયો છે. આઠ માસ સુધી સત્તા પર રહેલ 'યુનાઇટેડ ફ્રન્ટ' સરકારને સ્થાને આ નવી ગિલ સરકાર રચાવવામાં ગવર્નરે ખોટી ઉતાવળ કર્યાનો આક્ષેપ શ્રી ગુરનામ સિંગે વડા પ્રધાન ઇંદિરાબેન સમક્ષ વ્યક્ત કર્યો.

ભારતના નિમંત્રણથી યુગોસ્લાવિયાના પ્રમુખ માર્શલ ટીટો જાન્યુઆરી, ૧૯૬૮માં બે દિવસની સત્તાવાર મુલાકાતે આવશે એવું જાહેર થયું.

કેરળમાં લાંબો વખત પ્રમુખનું શાસન રહ્યા બાદ, સામાન્ય ચૂંટણી પછીની 'લોકપ્રિય' સરકાર છેલ્લા આઠ માસની એની કારકિર્દીને અંતે વ્યાપક પ્રમાણમાં ટીકાપાત્ર બની હોવાના અહેવાલો પ્રગટ થયા. માર્ક્સવાદી હકૂમત સામેનો પ્રજાકીય અસંતોષ ઘણો વધ્યો છે.

૨૬ મધ્યપ્રદેશ કૉંગ્રેસ વિધાન સભા પક્ષના નેતાપદે શ્રી. એસ. સી. શુકલની વરણી, શ્રી. દ્વારકાપ્રસાદ મિશ્રને સ્થાને થઈ.

કલકત્તામાં ડૉ. ઘોષની Progressive Democratic Front સરકારને કૉંગ્રેસના બિનશરતી ટેકા વિષે બે વરિષ્ઠ કૉંગ્રેસજનો [બંગાળમાંના] એ —શ્રી. અતુલ્ય ઘોષ અને શ્રી. પી. સી. સેન— ખાતરી આપી. રાજભવન ખાતેના ડૉ. ઘોષના નિવાસ-સ્થાને યોજાયેલી આ વાતચીતો વખતે શ્રી. હુમાયૂન કબીર પણ હાજર હતા.

લોકસભામાં વિવાદાસ્પદ ભાષા-ખરડા પર કૉંગ્રેસી સભ્યોને મુક્ત મતદાનનો અવકાશ નહીં રહે. પક્ષના ધોરણ મુજબ મતદાન કરવાનો આદેશ એમને અપાશે.

પાર્લમેન્ટમાં 'હિંદી લૉબી'ની ઉગ્ર પ્રચાર ઝુંબેશથી દક્ષિણ ભારતમાં ફરી ચિંતા અને ચીડનું મોજું ફરી વળ્યાના અહેવાલો પ્રગટ થયા.

પંજાબના માજી મુખ્ય પ્રધાન શ્રી. ગુરનામ સિંગે કહ્યું કે, પંજાબમાંના પક્ષપલટા હરિયાણા કરતાં ઘણા વધારે ગંભીર, મોટી સંખ્યામાં અને જહાલ અસર ઉપજાવનારા છે. નવી ગિલ સરકાર પાટલી-બદલુઓથી ભરેલી હોવાનું કહીને શ્રી. સિંગે ઉમેર્યું કે હરિયાણામાં ફેરચૂંટણીનો માર્ગ મોકળો કરાયો, ત્યારે પંજાબમાં કૉંગ્રેસની મદદથી પાટલીબદલુઓ સત્તા ભોગવી રહ્યા છે!

Computerના ઉપયોગથી રેલવે તંત્ર અને વહીવટની કાર્યક્ષમતાની માત્રા વધશે એવું રેલવે પ્રધાન શ્રી. સી. એમ. પુનાચાએ જણાવ્યું.

સ્વતંત્ર પક્ષની નવી ચૂંટાયેલી જનરલ કાઉન્સિલે નવી દિલ્હીમાં બે દિવસની બેઠકને અંતે ઠરાવ કરીને દેશમાં જમોડી તથા ડાબોડી સામ્યવાદી પક્ષો પર પ્રતિબંધ મૂકવાની ભલામણ કરી.

૨૭ જનતાના ગરીબ વર્ગોને કરવેરામાં રાહત અને લોકોને વધુ ચોખા આપવા અંગે પોતે પ્રયાસ કરી રહ્યા હોવાનું ડૉ. પી. સી. ઘોષે કલકત્તામાં જાહેર કર્યું.

માજી ગવર્નર-જનરલ અને સ્વતંત્ર પક્ષના સ્થાપક-સર્જક–આગેવાન, બુઝર્ગ રાજપુરુષ શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારીએ નવી દિલ્હીમાં પત્રકાર-પરિષદમાં સરકારના ભાષા-ખરડાને 'છટકબારીની ચાલ' તરીકે વર્ણવ્યો.

બ્રિટનમાં ભારતના હાઈ કમિશનર તરીકે નીમાએલ શ્રી. એસ. એસ. ધવન સામે લોકસભામાં અનેક સભ્યોએ નાપસંદગી દર્શાવી ત્યારે વડા પ્રધાને, પોતે કરેલી આ નિમણૂંકનું વિગતવાર સમર્થન કર્યું.

બિહારના નવા ગવર્નર તરીકે નીમાયેલા શ્રી. નિત્યાનંદ કાનૂનગો સામે બિહાર પ્રધાનમંડળની નામરજી તથા ચીડ ચાલુ રહી. ૭મી ડિસેંબરે શ્રી. કાનૂનગો પટણા આવે ત્યારે મુખ્ય પ્રધાન સિવાય અન્ય કોઈએ એમના સ્વાગતાર્થે ન જવું એવું ઠરાવ્યું!

સરકારના ભાષા ખરડાને કૉંગ્રેસી સભ્યોનો સંગીન

દિને સભાગૃહે ડૉ. રામમનોહર લોહિયાને ભાવભરી અંજલિ આપીને બેઠકનું કામકાજ બીજા દિવસ સુધી મુલતવી રાખ્યું.

International Federation of Cotton and Allied Textile Industries ની પાંચમી કૉંગ્રેસનું મંગલ પ્રવચન નવી દિલ્હીમાં કરતાં, નાયબ વડા પ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ કહ્યું કે વિકસેલાં રાષ્ટ્રોએ ગરીબ રાષ્ટ્રોને મદદ કરવી જ રહી, અને સંયુક્ત રાષ્ટ્રસંઘની ભલામણ મુજબ દરેક વિકસિત રાષ્ટ્રે પોતાની gross national product નો એક ટકા જેટલો ભાગ સહાય તરીકે, વિકસતા રાષ્ટ્રોને આપવો જોઈએ.

૧૪ જગપ્રસિદ્ધ ક્રિકેટ ખેલાડી કર્નલ સી. કે. નાયડુ, ૭૩ વર્ષની ઉંમરે, ઇંદોરમાં અવસાન પામ્યા.

વડા પ્રધાન ઇંદિરાબેને વધુ એક–પાંચમા–નાયબ પ્રધાનની નિમણૂંક કરી.

શ્રી. બી. આર. ભગત વિદેશ ખાતામાં રાજ્ય કક્ષાના પ્રધાન તરીકે નીમાયા. એટલે, વિદેશ ખાતાના પ્રધાનપદે શ્રીમતી ઇંદિરા ગાંધી ચાલુ રહેશે એ સ્પષ્ટ થયું!

પ્રધાનમંડળની મોળી પુનર્રચનામાં શ્રી. સત્યનારાયણ સિંહ આરોગ્ય, કુટુંબનિયોજન અને શહેરી વિકાસ ખાતાના પ્રધાન બન્યા. અત્યાર સુધી શ્રી. સિંહ ખાતા વિનાના પ્રધાન હતા. ડૉ. એસ. ચંદ્રશેખર સ્વતંત્રપણે આરોગ્ય અને કુટુંબ નિયોજન ખાતાનો વહીવટ સંભાળતા હતા તેઓ હવે આ નવા, વિસ્તૃત ખાતામાં શ્રી. સિંહના નાયબ સાથીદાર તરીકે રાજ્ય કક્ષાના પ્રધાનની હેસિયતથી કામ કરશે.

લોકસભામાં સરકાર સામે અવિશ્વાસની દરખાસ્ત લાવવાનો વિચાર વિરોધ પક્ષોએ પડતો મૂક્યો, અને સરકાર પર અનાજનીતિ પરત્વે ટીકાની ઝડી વરસાવી.

ઝેલમ નદી પર મંગલા બંધ બાંધવાનું કાર્ય પાકિસ્તાને પૂરું કર્યું તે પરત્વે વિરોધ દર્શાવવાનું કોઈ કારણ ભારત સરકાર જોતી નથી એવો સર્વસામાન્ય અભિપ્રાય, પ્રધાનમંડળની ચર્ચાવિચારણા બાદ, સ્પષ્ટ થયો. ઊલટું, બંધનું કામ પૂરું થતાં, ભારતમાંથી પાણી મેળવવા માટેનું પાકિસ્તાની અવલંબન હવે ઘટશે.

કૉંગ્રેસ પક્ષે પોતાના નવા પ્રમુખની પસંદગી સર્વાનુમતે કરવી જોઈએ એવું કૉંગ્રેસ પ્રમુખ શ્રી. કામરાજે કહ્યું. પોતે બીજી વાર પ્રમુખપદે રહેવા માગતા નથી એની સ્પષ્ટતા પણ શ્રી. કામરાજે કરી.

૧૫ પશ્ચિમ બંગાળના ગવર્નર શ્રી. ધર્મવીર અને મુખ્ય પ્રધાન શ્રી. અજય મુકરજી વચ્ચે કલકત્તામાં મંત્રણાઓ થઈ. ધારાસભાની બેઠક વહેલી બોલાવવા અંગે સ્પષ્ટ તૈયારી અને કબૂલાત શ્રી. મુકરજી પાસેથી મેળવવામાં ગવર્નરને નિષ્ફળતા મળી. ગવર્નર સાથેની વાતચીતમાં શ્રી. મુકરજી તા. ૨૦ નવેમ્બરે ધારાસભાની બેઠક બોલાવવા સંમત થયા, પણ પાછળથી પ્રધાનમંડળ સાથે સલાહમંત્રણા કર્યા બાદ મુખ્ય પ્રધાને તા. ૧૮ ડિસેમ્બરે બેઠક શરૂ કરવાનું સ્વીકાર્યું.

કૉંગ્રેસ પ્રમુખપદ અંગે વડા પ્રધાન ઇંદિરાબેન તથા શ્રી. કામરાજ વચ્ચે મંત્રણાઓ થઈ.

મંગલા બંધનું કામ પૂરું થયું તે પ્રસંગે વડા પ્રધાન ઇંદિરાબેને પાકિસ્તાનના પ્રમુખ અયૂબખાનને મોકલેલ અભિનંદન-સંદેશા અંગે લોકસભામાં વિરોધનો વંટોળ જાગેલો તેનો ઇંદિરાબેને વિગતવાર નિવેદન–જવાબ દ્વારા રદિયો આપ્યો. ઇંદિરાબેને કહ્યું કે કાશ્મિર પરની ભારતીય ભૂમિકા અફર છે. જે કાંઈ થયું તે સિંધુ નદીનાં પાણી અંગેના કરારના સંદર્ભમાં કરાયું છે.

૧૬ બૅંકો પરના સામાજિક અંકુશો અંગેનો કેન્દ્ર સરકારનો સૂચિત ખરડો રિઝર્વ બૅન્કની વિચારણા હેઠળ છે.

સંયુક્ત રાષ્ટ્રસંઘની એક વિશિષ્ટ પાંખ Food and Agriculture Organizationના ડિરેક્ટર-જનરલ તરીકે ભારતના શ્રી. બી. આર. સેનની ફેરચૂંટણી, તાંત્રિક મુદ્દાઓને કારણે, અશક્ય બનતાં ભારતે FAOના નવા મુખ્ય સૂત્રધાર તરીકે ચિલી–Chile–ના Mr. H. Santa Cruz [જેઓ હાલ શ્રી. સેનના સહકાર્યકર તરીકે બીજા ક્રમાંકે છે] ની ઉમેદવારીને ટેકો આપવાનું ઠરાવ્યું છે. ૬૯ વર્ષની ઉમ્મરના શ્રી. સેન FAOના સૂત્રધાર તરીકે ૧૧ વર્ષ રહ્યા; International Labour

as-Shaabi એ ૧૧ વ્યક્તિઓના બનેલા પ્રધાન-મંડળની જાહેરાત કરી.

૨ સાયપ્રસની મડાગાંઠમાં મધ્યસ્થી કરવાની ઑફર સંયુક્ત રાષ્ટ્રસંઘના મહામંત્રી ઊ થાન્ટે દર્શાવી તેનો ગ્રીસ, તુર્કસ્તાન અને સાયપ્રસે સ્વીકાર કર્યો.

૩ ભારતે ચોથી પંચવાર્ષિક યોજના સને ૧૯૬૯ સુધી મુલત્વી રાખી.

દક્ષિણ આફ્રિકાના દાક્તરોએ ૨૫ વર્ષની એક મૃત સ્ત્રી [રસ્તામાં અકસ્માતમાં મરણ પામેલી] નું હૃદય ૫૬ વર્ષના એક પુરુષમાં ગોઠવવાની શસ્ત્રક્રિયા કરી. દાક્તરી વિદ્યા અને ઇતિહાસમાં હૃદયની આવી હેરફેરનો, આ સર્વપ્રથમ બનાવ બન્યો તે તરફ આખી દુનિયા ચકિત થઈ.

૪ અમેરિકામાંના Louis Harris Poll મુજબ, પ્રમુખ જૉન્સનની લોકપ્રિયતા થોડી વધી, અને વિયેટનામ-યુદ્ધની માત્રા કાંઈક ઘટી.

૫ આંતરરાષ્ટ્રીય નાણાં ભંડોળની મદદ સ્વીકારવાથી બ્રિટિશ સરકારનું ગળું બાંધી દેવાયું હોવાનો આક્ષેપ કરીને લંડનમાં આમની સભામાં મજૂર પક્ષના ૧૬ સભ્યોએ પોતાની સરકાર સામેના પ્રસ્તાવના ટેકામાં મતદાન કર્યું.

૬ યુરોપિયન કૉમન માર્કેટનો વિસ્તાર કરવા અંગે ફ્રેન્ચ પ્રમુખ દ'ગોલે વિરોધી અભિપ્રાય દર્શાવ્યો તે બદલ Western European Union Assembly એ દ'ગોલની ટીકા કરી, અને બ્રિટન સાથે વાટાઘાટો શરૂ કરવાનો અનુરોધ કર્યો.

દક્ષિણ રોડીશિયાના લઘુમતી ગોરાઓની ગેર-કાયદેસર હકૂમતના વડા પ્રધાન મિ. ઇયન સ્મિથે કહ્યું કે રોડીશિયા અને બ્રિટન વચ્ચે સ્વાતંત્ર્ય-સમજૂતી અંગેના કોઈ મોટા મતભેદના મુદ્દાઓ નથી.

૭ યુનાઈટેડ નેશન્સ ખાતેના અમેરિકન રાજપુરુષ પ્રતિનિધિ મિ. આર્થર ગોલ્ડબર્ગ રાજીનામું આપશે એવા અહેવાલો વહેતા થયા. પ્રમુખ જૉન્સને, કહે છે કે, ગોલ્ડબર્ગને જણાવ્યું કે તેઓ [પ્રમુખ] એમના [ગોલ્ડબર્ગના] માર્ગમાં નહીં આવે!

રૂમાનિયાના સામ્યવાદી નેતા મિ. Ceausescu પ્રજાસત્તાકના પ્રમુખ પણ બનશે એવું જાહેર થયું.

૮ વિયેટનામનું યુદ્ધ "immoral અને unnecessary" હોવાની આકરી ટીકા સેનેટર ફુલબ્રાઈટે કરી.

૧૧ પશ્ચિમ યુરોપની મધ્યસ્થ બેંકોના વડાઓએ, સોના અંગેની દ'ગોલની નીતિને વખોડી, તથા અમેરિકન અનામતોને દઢતર બનાવવાનાં પગલાં લેવાનું ઠરાવ્યું.

૧૨ લંડનમાં આમની સભામાં રાષ્ટ્રકુટુંબ ખાતાના પ્રધાન મિ. ટૉમ્સને કહ્યું કે રોડીશિયન સમજૂતી અંગેની ઇયન સ્મિથની નવી માગણીઓ બ્રિટિશ સરકાર સ્વીકારી શકે તેમ નથી. તે સાથે જ, રોડીશિયા સામેની આર્થિક નાકાબંધીને વિસ્તારવા માટેનું દબાણ મિ. ટૉમ્સને ખાળ્યું.

બેલ્જિયમની રાજધાની બ્રસેલ્સમાં 'નેટો' [North Atlantic Treaty Organization] ની પ્રધાન કક્ષાની સમિતિની વાર્ષિક બેઠકમાં ઠરાવાયું કે ઍટલાન્ટિક મહાસાગરમાં સ્થાયી પાયા પર નવું સંરક્ષણાત્મક નૌકાદળ રચવું.

કૉમન માર્કેટ પંચના પ્રમુખ M. Reyએ બ્રિટન સાથે જલદી વાટાઘાટો શરૂ કરવાનો અનુરોધ કર્યો.

૧૩ ગ્રીસમાંની લશ્કરી હકૂમત–Janta–ને ઉથલાવવાનો પ્રયાસ નિષ્ફળ ગયો; ૨૭ વર્ષના જુવાન રાજા કૉન્સ્ટન્ટાઈન પોતાના વતનમાંથી ભાગીને રોમ ગયા.

વિયેટકૉંગના પ્રતિનિધિઓએ સંયુક્ત રાષ્ટ્રસંઘ સમક્ષ રાજકીય કાર્યક્રમ પેશ કર્યો. દક્ષિણ વિયેટ-નામમાં સંભવિત મિશ્ર–સરકારની યોજના એમાં રજૂ થઈ હોવાનો અંદાજ છે.

૧૪ ગ્રીક હકૂમતના બળવાન નેતા Colonel Papadopoulous ગ્રીસના વડા પ્રધાન બન્યા. રાજાને સ્થાને એક Regentની નિમણૂંક કરાઈ.

કૅનેડાના વડા પ્રધાન મિ. લેસ્ટર બોલ્સ પિયર્સને, સક્રિય રાજકારણમાંથી પોતે જલદી નિવૃત્ત થશે એવી જાહેરાત કરી.

બ્રિટિશ મજૂર પક્ષના લગભગ ૧૩૫ સભ્યોએ

પર વાતચીત થઈ.

હરિયાણામાં પ્રમુખનું શાસન સ્થાપવાનું કેન્દ્રના પ્રધાનમંડળે નક્કી કર્યું.

મુખ્ય પ્રધાન તરીકે ચાલુ રહેવાના શ્રી. અજય મુકરજીનાં હક્ક અને હદને શ્રી. ચવ્હાણે, લોકસભામાં ચર્ચા દરમિયાન, પડકાર્યાં.

૨૧ હરિયાણામાં પ્રમુખનું શાસન ભારત સરકારે અધિકૃત રીતે જાહેર કર્યું. લોકસભાએ મૌખિક મતદાન દ્વારા કેન્દ્રના આ પગલાને મંજૂરીની મહોર મારી. હરિયાણાનો વહીવટ રાષ્ટ્રપ્રમુખના હાથમાં આવતાં રાજ્યની ધારાસભાનું વિસર્જન થયું અને નવેસરની ચૂંટણી માટેનો માર્ગ ખુલ્લો થયો.

પશ્ચિમ બંગાળના ગવર્નર શ્રી. ધર્મવીરે ૯ મહિનાની United Front સરકારને સત્તા પરથી દૂર કરી, અને ડૉ. પી. સી. ઘોષની આગેવાની હેઠળની નવી સરકારને સત્તાસ્થાને પ્રતિષ્ઠિત કરી. કલકત્તામાં લશ્કરને સાબદા કરાવાયું. ડૉ. ઘોષ તથા સાથીદારોની સોગંદવિધિ રાજભવનમાં થઈ. ધારાસભાની બેઠક તા. ૨૯ નવેંબરે બોલાવાઈ.

દિલ્હી યુનિવર્સિટીએ ડૉ. કીસિંગરને Doctor of Laws–L L. D.–ની માનદ્ પદવી એનાયત કરી તે પ્રસંગે પ્રવચન કરતાં જર્મન ચાન્સેલરે ભારતના આદર્શોની પ્રશંસા કરી. જેમ મહાત્મા ગાંધીજી ભારતના સ્વાતંત્ર્ય માટે વણથંભ્યા મથામણ કરતા રહ્યા તેમ અમે જર્મન એકીકરણ માટે પ્રયત્નશીલ છીએ, અને અહિંસક ભાવનાને વરીને જ અમે આ મથામણ ચાલુ રાખવાનાં છીએ, એ મતલબનું તેમણે કહ્યું.

૨૨ પંજાબના સત્તાધારી People's United Front-માંથી શિક્ષણ પ્રધાન શ્રી. લછમનસિંગ ગિલની આગેવાની હેઠળ ૧૬ ધારાસભ્યોએ પક્ષપલટો કરતાં, મુખ્ય પ્રધાન શ્રી. ગુરનામ સિંગે ચંદીગઢમાં પ્રધાનમંડળનું રાજીનામું પેશ કર્યું. આમ, બે દિવસમાં બે બિનકૉંગ્રેસી સરકારોનું પતન થતાં અભૂતપૂર્વ પરિસ્થિતિ સર્જાઈ. [તા. ૨૧મીએ બિરેન્દ્રસિંગ પ્રધાનમંડળ પદભ્રષ્ટ કરાયું અને પ્રમુખનું શાસન ચાલુ થયું.]

કલકત્તામાં ગવર્નરનાં પગલાંના વિરોધમાં તથા ડૉ. ઘોષની નવી સરકાર સામેની ચીડમાં ઠેરઠેર પ્રક્ષોભક અને હિંસક દેખાવો અને બનાવો નોંધાયા. પોલીસના ગોળીબારમાં ૨૦ને ઈજા થઈ. ૨૦૦ માણસોની ધરપકડ કરાઈ.

લોકસભામાં સરકાર સામેની ઠપકાની દરખાસ્ત પર ગરમાગરમ ચર્ચાટીકા થઈ.

રાજ્ય સભામાં વિરોધ પક્ષોએ પશ્ચિમ બંગાળમાંના ગવર્નરનાં પગલાંઓની ટીકા કરી.

બુઝર્ગ અકાલી નેતા માસ્ટર તારાસિંગનું ૮૩ વર્ષની ઉંમરે, ચંદીગઢ ખાતે, અવસાન થયું.

૨૩ પંજાબમાંના ચાર 'પાટલી-બદલુઓ' ફરી પાછા પોતાના અગાઉના પક્ષમાં ['યુનાઇટેડ ફ્રન્ટ'] જોડાઈ ગયા.

અજય મુકરજી–સરકારમાં ન્યાયખાતાના પ્રધાન શ્રી. અમર ચક્રવર્તીની ધરપકડ કરવામાં આવી.

કલકત્તામાં પોલીસ ગોળીબારમાં બે માણસો મરણ પામ્યાં. વ્યાપક પ્રમાણમાં રમખાણો ચાલુ રહ્યાં. અનેક વિસ્તારોમાં 'કર્ફ્યુ ઑર્ડર' અમલી બન્યો. ૭૦૦ વધુ માણસો પકડાયા.

૨૪ લોકસભામાં સરકાર સામેની ઠપકાની દરખાસ્ત [સંયુક્ત સમાજવાદી પક્ષના શ્રી. મધુ લિમયેએ રજૂ કરેલી] ૨૧૫ વિરુદ્ધ ૮૮ મતે ઊડી ગઈ. વડા પ્રધાન ઇંદિરાબેને, મતદાન પહેલાં, જુસ્સાદાર ને સુંદર ભાષણમાં સરકારની નીતિરીતિનો અસરકારક બચાવ કર્યો અને હિંસાની ભાષાને વખોડી કાઢી.

અમેરિકાની જાસૂસી સંસ્થા–Central Intelligence Agency–C I A–ની નજર તથા દરમિયાનગીરી ભારતના પ્રધાનમંડળ તથા વહીવટમાં પડી હોવાના આક્ષેપો પર રાજ્યસભામાં ખાસ ચર્ચા ગોઠવવા અંગે અધ્યક્ષ [ઉપરાષ્ટ્રપ્રમુખ] શ્રી. વી. વી. ગીરી સંમત થયા.

કલકત્તામાં તોફાનો ચાલુ રહ્યાં. વિરોધ-દેખાવોમાં વિદ્યાર્થીઓ જોડાયાં. ત્રણ બસોને રોળાંઓએ સળગાવી મૂકી. પોલીસના ગોળીબારમાં વધુ પાંચ માણસો મરણ પામ્યા. બિનસત્તાવાર અહેવાલો મુજબ, છેલ્લા ત્રણ દિવસની ધમાલમાં આશરે આઠ લાખ

રાજકીય કેદીઓને માફી બક્ષી અને એમને મુક્ત જાહેર કર્યા.

૨૭ કૅમ્બોડિયા, લાઓસ અને ઉત્તર થાઈલેન્ડમાં, ત્યાંનાં સરકારવિરોધી તત્ત્વો-જૂથો સાથે ભળીને ઉત્તર વિયેટનામીઓ અમેરિકા સામેનો સંઘર્ષ ચલાવી રહ્યાનો અહેવાલ પ્રગટ થયો. દક્ષિણ વિયેટનામના પ્રમુખે કહ્યું કે એમના સૈનિકો લશ્કરી કારણસર જરૂરી જણાય તો, કૅમ્બોડિયાની સરહદોમાં ઘૂસી જઈને પણ વિયેટકૉંગ સૈનિકોનો પીછો પકડશે.

ઇજિપ્તમાંના સત્તાવાર અહેવાલ પ્રમાણે, આ વર્ષ [૧૯૬૭]ના જૂનમાં થયેલ આરબ-ઇઝરેલ યુદ્ધને વખતે સુએઝ નહેરમાં ભરાઈ પડેલા પંદર વિદેશી વહાણો હવે કદાચ નહેરમાંથી બહાર નીકળી જઈ શકશે.

૨૮ બ્રિટિશ અધ્યાપક મિ. જેરલ્ડ બ્રૂકને છોડી મૂકવા માટેની ચળવળ બ્રિટનમાં બંધ નહીં થાય તો બ્રૂક સામે જાસૂસીના આરોપ હેઠળ ફરી કામ ચલાવાશે એવી ધમકી રશિયાએ આપી. પ્રતિબંધિત રાજકીય સાહિત્ય રશિયામાં ઘુસાડવાના આરોપ હેઠળ જેરલ્ડ બ્રૂક અત્યારે પાંચ વર્ષની કેદની સજા રશિયામાં ભોગવી રહ્યા છે.

૨૯ કૅમ્બોડિયાના વડા પ્રિન્સ સિંહાનૂક [Sihanouk] ની ઘોષણા અનુસાર, વિયેટકૉંગ સૈનિકો અગર ઉત્તર વિયેટનામીઓનો પીછો પકડવા સારુ અમેરિકન સૈનિકો જો મર્યાદિત પ્રમાણમાં કૅમ્બોડિયામાં પ્રવેશશે તો તેમને અટકાવવા માટે કૅમ્બોડિયા બળ વાપરશે નહીં. સિંહાનૂકે ઉમેર્યું કે આ સળગતી સમસ્યા અંગે પ્રમુખ જૉન્સનના અંગત પ્રતિનિધિ સાથે વાતચીત કરવાને તેઓ [સિંહાનૂક] તૈયાર છે.

Victoria Falls આગળની ઝામ્બિયાની સરહદ ઓળંગીને ઝામ્બિયામાં દાખલ થયેલા ૭ દક્ષિણ આફ્રિકન પોલીસમેનને ઝામ્બિયાની સરકારે પકડ્યા.

સાયપ્રસમાંના તુર્કી સિપ્રિયટોએ એમના પોતાના પ્રદેશોના વહીવટ માટે 'વચગાળાનું તંત્ર' સ્થાપ્યું.

૩૦ ઉત્તર વિયેટનામના વિદેશ પ્રધાને સૂચવ્યું કે ઉત્તર વિયેટનામ પરનો અમેરિકન બૉંબમારો અને બીજાં યુદ્ધખોર કૃત્યો અટકે તો અમેરિકા જોડે વાતચીત કરવા માટે હૅનૉઈ તૈયાર થશે. સામ્યવાદી ઉત્તર વિયેટનામની અગાઉની ભૂમિકામાં આમ કાંઈક ફેર થયાનું જણાયું.

૩૧ દક્ષિણ આફ્રિકાના વડા પ્રધાન મિ. વૉર્સ્ટર [Vorster]એ બ્રિટનને ચેતવણી આપી કે, અમને જો શસ્ત્રો નહીં પૂરાં પાડો તો તેનું પરિણામ કદાચ એ આવે કે કેપટાઉન પરનું સાયમન્સટાઉન નૌકા મથક તમારે ગુમાવવું પડશે!

\+ + +

## દેશ

[માહે ડિસેંબર, ૧૯૬૭]

૧ 'નૅશનલ ડેવલપમેન્ટ કાઉન્સિલ'ની બે દિવસની બેઠક નવી દિલ્હીમાં શરૂ થઈ તેમાં રાજ્યોના મુખ્ય પ્રધાનોએ, ખેતીવાડી-આવક વેરા અંગેની કેન્દ્રની દરખાસ્તનો વિરોધ કર્યો. વડા પ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધીએ અને નિયોજન પંચના નાયબ અધ્યક્ષ પ્રોફેસર ડી. આર. ગાડગીળે આવકનાં નવાં સાધનો સારા પ્રમાણમાં ઊભાં કરવા અંગે કરેલી અપીલ પર મુખ્ય પ્રધાનોએ આમ પાણી ફેરવ્યું! લોકો પર કરવેરા નાખવાની બાબતમાં રાજ્યો હવે છેલ્લા દમ સુધી પહોંચ્યા હોવાનું અનેક મુખ્ય પ્રધાનોએ કહ્યું. કૉંગ્રેસી અને બિનકૉંગ્રેસી મુખ્ય પ્રધાનોની ભાષા-ભૂમિકા આ બાબતમાં એકસરખી રહી તે સૂચક હતું. ફક્ત, વીજળી અને નહેરનાં પાણી ઉપરના દરો વધારવા વિષે કાંઈક અનુકૂળ મત વ્યક્ત થયો. પણ તેમાંયે એ દરો કેવી રીતે વધારવા તે 'વિષે' મતભેદો પ્રવર્તતા હતા.

અંગ્રેજી-વિરોધી આંદોલન ઉત્તર પ્રદેશમાં વ્યાપક બન્યું. વારાણસીમાં વિદ્યાર્થીઓ પર અશ્રુવાયુ છોડાયો.

કાશ્મિરના શેખ મહમ્મદ અબ્દુલ્લાની મુક્તિ અંગે લોકસભામાં ચર્ચા દરમિયાન વિરોધ પક્ષના સભ્યોએ વિભક્ત અભિપ્રાયો વ્યક્ત કર્યા.

૨ રાજ્ય સરકારના હડતાળ પર ઊતરેલા નોકરોના અટકાયતી નેતાઓની મુક્તિના પ્રશ્ન પર ઉત્તર પ્રદેશના મુખ્ય પ્રધાન શ્રી. ચરણસિંહ સામે સામ્યવાદી પક્ષે

ટેકો સાંપડ્યો. ફક્ત શેઠ ગોવિંદદાસ વિરોધની ઉગ્ર ભૂમિકાએ ચાલુ રહ્યા.

હૈદરાબાદ [આંધ્ર પ્રદેશ]માં વિદ્યાર્થીઓએ હિંસક દેખાવો કર્યા. શાળાઓમાં ફી-વધારા સામેની ઝુંબેશ આગ-ભાંગફોડના બનાવોમાં પરિણમી.

૨૮ મૅનેજિંગ એજન્સી પ્રથા સંપૂર્ણપણે બંધ કરવાનું કેન્દ્ર સરકારે ઠરાવ્યું હોઈ તે વિષયક નિવેદન લોકસભાની બેઠક શમક્ષ રજૂ થશે.

ચંદીગઢમાં લોકોએ નવી પંજાબ સરકારના પ્રધાનોનો હુરિયો બોલાવ્યો.

બ્રિટનના રાષ્ટ્રકુટુંબ ખાતાના રાજ્ય કક્ષાના પ્રધાન મિ. જ્યૉર્જ ટૉમસ અને વડા પ્રધાન ઈંદિરાબેન વચ્ચે નવી દિલ્હીમાં વાતચીત થઈ.

વારાણસીમાં વિદ્યાર્થીઓએ ઉપાડેલા અંગ્રેજી-વિરોધી આંદોલને હિંસક વળાંક લીધો. રેલવે સ્ટેશન તથા મિલકતની તોડફોડ થઈ તથા અંગ્રેજીમાં લખેલાં પાટિયાં બાળી મૂકવામાં આવ્યાં!

પ્રખર ક્રાંતિકાર અને બુઝર્ગ રાષ્ટ્રવાદી સેનાપતિ પાંડુરંગ મહાદેવ બાપટનું, ૮૮ વર્ષની ઉંમરે મુંબાઈમાં અવસાન થયું.

૨૯ કલકત્તામાં ધારાસભાની બેઠક બોલાવાઈ તેનો રકાસ થયો. રાજ્યમાંની રાજકીય અનિશ્ચિતતા દૂર કરવાને બદલે ધારાસભાની આ બેઠકે પરિસ્થિતિને અવનવા વળાંકો આપ્યા! બેઠક શરૂ થતાં વેંત સ્પીકર શ્રી. બિજૉયકુમાર બૅનરજીએ નિવેદન વાંચીને અજય મુકરજી સરકારને રુખસદ આપ્યાના ગવર્નરના બંધારણીય પગલાં અંગે શંકા તથા પ્રશ્ન ઉઠાવ્યાં. ડૉ. ઘોષની નવી સરકાર વિષે અને ધારાસભાની બેઠક બોલાવવા અંગે નવા મુખ્ય પ્રધાને આપેલી સલાહ અંગે સ્પીકરે ટીકા કરી, અને અચોક્કસ મુદત સુધી ધારાસભાને બરખાસ્ત કરી. મોડેથી રાત્રે ગવર્નર શ્રી ધર્મવીરે ધારાસભાનું વિસર્જન કર્યું; અગાઉ, ધારાસભા જ્યારે મળી ત્યારે સભાગૃહમાં ભારે ધાંધલ અને શોરબકોર થયાં તથા મુખ્ય પ્રધાન ડૉ. ઘોષને શારીરિક ઈજા પહોંચાડાઈ! ઘોષ-સરકારને ન સ્વીકારવા માટેનાં કારણો સ્પીકરે રજૂ કર્યાં. પોતે તથા સરકાર કાર્યરત ચાલુ હોવાનું ડૉ. ઘોષે જાહેર કર્યું. સ્પીકર સામેની અવિશ્વાસની દરખાસ્ત પણ રજૂ થઈ!

વારાણસી [Banaras]માં કર્ફ્યૂ ઑર્ડર જાહેર થયો. પોલીસ ગોળીબારમાં એકને ઈજા થઈ.

મદ્રાસ વિધાનસભામાં મુખ્ય પ્રધાન શ્રી. સી. એન. અન્નાદુરાઈએ ડી. એમ. કે. ની ભૂમિકા ફરી સ્પષ્ટ કરતાં કહ્યું કે બંધારણીય સુધારા મારફત અંગ્રેજીને, હિંદીની જોડે જોડે, સંઘની અધિકૃત ભાષા તરીકે અચોક્કસ મુદત માટે ચાલુ રાખવાની જોગવાઈ કરવી જોઇએ. અહિંદી ભાષી લોકો જ્યાં સુધી ઇચ્છે ત્યાં સુધી અંગ્રેજીને ચાલુ રાખવી એ મતલબના પાર્લમેન્ટમાંના ખરડાથી પોતાને કે પોતાના પક્ષને સંતોષ નથી એવું પણ શ્રી. અન્નાએ ઉમેર્યું. સભાગૃહને વિશેષમાં ખાતરી આપતાં મુખ્ય પ્રધાને કહ્યું કે શિક્ષણ સંસ્થાઓમાં અંગ્રેજીને સ્થાને હિંદી લાવવામાં ડી. એમ. કે. કદી સંમત નહીં થાય. જો અંગ્રેજી કાઢવામાં આવે તો તેને સ્થાને તામિલ ભાષા આવશે, હિંદી કદાપિ નહીં, એવી ચોખવટ એમણે કરી. કૉલેજોમાં બોધભાષા તરીકે, આખરી તબક્કામાં અંગ્રેજીને બદલે તામિલ આવશે અને એ દિશામાં સરકાર પ્રયત્નશીલ રહેશે એવું પણ શ્રી. અન્નાએ જણાવ્યું.

૩૦ અનેક વિચારણાઓ તથા વિવિધ પસંદગીઓ બાદ છેવટે કૉંગ્રેસ પક્ષના સહુ નેતાઓ, મૈસૂરના મુખ્ય પ્રધાન શ્રી. એસ. નિજલિંગપ્પા નવા કૉંગ્રેસ પ્રમુખ ચૂંટાય તે માટે સંમત થયા. કૉંગ્રેસ પ્રમુખ થવા માટેની ઉમેદ રાખનારા તમામ વરિષ્ઠ નેતા-હરીફો—સર્વશ્રી એસ. કે. પાટિલ, ગુલઝારીલાલ નંદા અને મોહન ધારિયા-એ શ્રી. નિજલિંગપ્પાની ઉમેદવારી સ્વીકારી છે.

\+ + +

## વિદેશ

[ડિસેમ્બર, ૧૯૬૭]

૧ સાયપ્રસની કટોકટી અંગે ગ્રીસ અને તુર્કસ્તાન વચ્ચે સમજૂતી થયાનો અહેવાલ પ્રગટ થયો. સાયપ્રસ સરકાર જો કે અળગી રહેલી જણાઈ.

નવા રાષ્ટ્ર People's Republic of South Yemenમાં NLFના નેતા Qahtan

શ્રી. ચવ્હાણે ગવર્નરનાં પગલાંનું સમર્થન કર્યું.

મહારાષ્ટ્ર અને મ્હૈસૂર વચ્ચેના સરહદી સંઘર્ષ અંગે સંપૂર્ણ મહારાષ્ટ્ર સમિતિનાં ચળવળ તથા વિરોધ-દેખાવોનો પ્રજાસમાજવાદી પક્ષના અધ્યક્ષ શ્રી. એન. જી. ગોરેએ તથા પાર્લમેન્ટ-સભ્ય શ્રી. નાથ પાઇએ, પૂના શહેર અને જિલ્લાના પક્ષના વાર્ષિક સંમેલનમાં, તીવ્ર નિષેધ વ્યક્ત કર્યો. રાષ્ટ્રીય હિતોને નીચાં ગણીને આવા ઝઘડાઓમાં ફસાવું તે સર્વથા ત્યાજ્ય હોવાનું એમણે કહ્યું. મહાજન પંચનો અહેવાલ "ઉઘાડેછોગ અન્યાયી" હોવા છતાં "રાષ્ટ્રવાદની પુષ્ટિ આપણી સર્વપ્રથમ ચિંતા ને વિચારણા હોવી ઘટે" એવું શ્રી. ગોરેએ ઉમેર્યું.

૫ કલકત્તામાં ડૉ. પી. સી. ઘોષની 'પ્રગતિશીલ લોકશાહીયુક્ત મોરચા'ની સરકારમાં તત્કાળ જોડાવાની કૅાંગ્રેસને કોઈ અધીરાઈ કે ઉમેદ નથી એ સ્પષ્ટ થયું.

રાજ્યસભામાં સંયુક્ત સમાજવાદી પક્ષના સભ્ય શ્રી. રાજનારાયણે સતત સભામોકૂફીની દરખાસ્તો રજૂ કરીને સભાગૃહનું કામકાજ આશરે એક કલાક ખોરંભે પાડ્યું. ભાષાવિષયક ખરડા અંગેના વિવાદમાં શ્રી. રાજનારાયણ ઊંડા ઊતરવા માગતા હતા અને સભામોકૂફી અંગેની સંસદીય રીતિનીતિ મર્યાદા બહાર જઈ ને સભાગૃહનું કામકાજ અટકાવવાની કોશિષ કરતા હતા.

દિલ્હીમાં આશરે પાંચસો વિદ્યાર્થીઓએ અંગ્રેજી ભાષાનાં પાટિયાં બાળ્યાં અને બસો પર પથ્થરમારો કર્યો. 'હિંદી સેના'માં જોડાઈ જવાનું એલાન ભીંતપત્રકો દ્વારા વિદ્યાર્થીઓને કરાયું.

કલકત્તામાં વિદ્યાર્થીઓ અને પોલીસ વચ્ચેની જોરદાર અથડામણો ચાલુ રહી.

૬ ચાલુ નાણાંકીય વર્ષના અંદાજપત્રમાં ૨૫૦ કરોડ રૂપિયાથી વધુ ખાધ વર્તાશે એવો અહેવાલ પ્રગટ થયો.

સંયુક્ત સમાજવાદી નેતા શ્રી. રાજનારાયણે લખનૌ સ્ટેશને અંગ્રેજી-વિરોધ આંદોલનની આગેવાની લઈ ને લખનૌ-દિલ્હી મેલને ઉપાડવામાં એક કલાકથી વધુ વિલંબ કરાવ્યો.

દિલ્હી યુનિવર્સિટીમાં અંગ્રેજી વિરોધી વિદ્યાર્થી-દેખાવકારોએ દિલ્હી સ્ટુડન્ટસ્ યુનિયનની ઑફિસને વેરવિખેર કરી નાખી. યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર ડૉ. બી. એન. ગાંગુલીએ બે હાથ જોડીને વિદ્યાર્થી-દેખાવકારોને યુનિવર્સિટી-પ્રાંગણમાં અશાંતિ ઊભી ન કરવાની વિનંતી અને પ્રાર્થના કરી.

લોકસભામાં જનસંઘના સભ્ય શ્રી. હુકમચંદ કચવાઈએ ભાષા-ખરડાને સભાગૃહની અંદર રીતસર બાળ્યો! સભાગૃહમાં જરૂરી હાજરી–Quorum–છે કે નહીં તે પર જાપ્તો રાખનાર શ્રી. કચવાઈએ આમ વિચિત્ર અને નાટકીય વર્તનથી પોતાની 'પ્રતિષ્ઠા'માં વધારો કર્યો! શ્રી. કચવાઈના કૃત્યથી આખું સભાગૃહ સ્તબ્ધ થઈ ગયું–ખુદ જનસંઘના સભ્યો પણ આભા બનીને જોતા રહ્યા! તરત જ, જો કે, જનસંઘના નેતા શ્રી. અટલ બિહારી બાજપાઈએ શ્રી. કચવાઈ ને ઠપકો આપ્યો, સભાગૃહ સમક્ષ નિખાલસપણે દિલગીરી અને માફી જાહેર કરી, તથા શ્રી. કચવાઈના આ નિંદ્ય કૃત્ય સામે પોતાનો પક્ષ [જનસંઘ] જરૂરી શિક્ષાત્મક પગલાં લેશે એવું પણ જાહેર કર્યું.

દિલ્હી સ્ટેશનની સામેના ચોગાનમાં ૨૫ ફૂટ ઊંચી 'ઠાઠડી'–સરકારના ભાષા-ખરડાના પ્રતીક રૂપે બનાવેલી–બાળવામાં આવી! ખરડાને 'કાળો ખરડો' તરીકે વર્ણવાયો. અખિલ ભારતીય હિંદી સાહિત્ય સંમેલને આ અગ્નિદાહ યોજ્યો, અને સંમેલનના પ્રમુખ, કૅાંગ્રેસના બુઝર્ગ પાર્લમેન્ટ–સભ્ય શેઠ ગોવિંદદાસે 'ઠાઠડી'ને દિવાસળી ચાંપી! લોકો આ 'હોળી'ની ચોમેર નાચવા–કૂદવા લાગ્યા અને ખરડાની નકલો 'અગ્નયે સ્વ:' કરતા રહ્યા!

૭ કૅાંગ્રેસના પ્રમુખ તરીકે શ્રી. નિજલિંગપ્પા બિનહરીફ અને વિધિસર ચૂંટાયા. એ પહેલાં, અન્ય એકમાત્ર ઉમેદવાર શ્રી. કે. હનુમંથૈય્યાએ પોતાનું ઉમેદવારીપત્ર પાછું ખેંચી લીધેલું.

Preventive Detention Act હેઠળ કલકત્તામાં ૨૫ માર્ક્સવાદીઓને અટકમાં લેવાયા. 'નકસલબારી જૂથ'ના નેતાઓ તથા માર્ક્સવાદી

એક આવેદનપત્ર પર સહી કરીને, દક્ષિણ આફ્રિકાને શસ્ત્રસંરજામ પૂરો પાડવાની બ્રિટિશ સરકારની કે અન્ય કોઈ પેઢીની યોજનાને સખ્ત રીતે વખોડી કાઢી.

૧૫ King Constantine ગ્રીસ પાછા ફરે તે માટે ગ્રીક લશ્કરી 'જન્ટા' પ્રયાસ કરતી હોવાના અહેવાલો પ્રગટ થયા.

દક્ષિણ આફ્રિકાને શસ્ત્રો–લડાયક વિમાનો પૂરાં પાડવા અંગે બ્રિટિશ પ્રધાનમંડળમાં તીવ્ર અને ઉગ્ર મતભેદો પડયા. પ્રધાનમંડળની પ્રક્ષોભક બેઠક કશા નિર્ણય વિના મુલત્વી રહી.

રોડીશિયામાં સૅાલ્સબરીમાં આનંદ-પ્રમોદની સગવડોના ઉપયોગ અંગે વર્ણભેદની અને જુદાઈની ગોઠવણોનો નિર્ણય જાહેર થતાં તેનો ઉત્કટ વિરોધ થયો.

અલ્જીરીઆમાં, પ્રમુખ કર્નલ બૂમેડિયન સામે, સશસ્ત્ર ઉઠાવનો પ્રયાસ નિષ્ફળ ગયો.

૧૬ ઑસ્ટ્રેલિયાના વડા પ્રધાન મિ. હૅરલ્ડ હોલ્ટ સમુદ્ર-સ્નાન કરતાં, તરતાં તરતાં, ઊછળતાં મોજાંઓ સાથે ધોવાઈ ને અદશ્ય થયા! આ કરુણ અકસ્માતને કારણે આખા ઑસ્ટ્રેલિયામાં ગમગીની છવાઈ.

U. N. ની વાલીપણા સમિતિએ, જિબ્રૉલ્ટર-માં 'વસાહતી પરિસ્થિતિનો અંત' આણવા માટે બ્રિટનને અનુરોધ કર્યો. સ્પેન સાથે બ્રિટને નવેસરથી મંત્રણાઓ ફરી શરૂ કરવી એવું સમિતિએ સૂચવ્યું. બ્રિટને આ સૂચન અંગે, ચોખ્ખી ઘસીને ના પાડી દીધી!

અમેરિકન નાણાં ખાતાએ જાહેર કર્યું કે સોનાની કિંમત સ્થિર રખાશે, અને ડૉલર પર કોઈ ભય તોળાતો નથી.

૧૮ બ્રિટિશ વડા પ્રધાન હૅરલ્ડ વિલ્સને જાહેર કર્યું કે દક્ષિણ આફ્રિકાને શસ્ત્ર–સરંજામ–પુરવઠો નહીં આપવાની નીતિમાં કશો ફેરફાર નહીં કરાય. પણ, સરકારી ખર્ચામાં હજી ઘણી કાપકૂપ કરવી પડશે એવી ચેતવણી જો કે વડા પ્રધાને આપી.

૧૯ કૉમન માર્કેટમાં જોડાવા અંગેની બ્રિટિશ અરજી પર ઠંડું પાણી રેડાયું. છ પૈકી પાંચ દેશોએ [પશ્ચિમ જર્મની, ઈટલી, બેલ્જિયમ, હૉલેન્ડ અને લકસમ્બર્ગ] બ્રિટન સાથે મંત્રણા શરૂ કરવાની તત્પરતા દર્શાવી, પણ ફ્રાન્સનો નન્નો ચાલુ રહ્યો.

સદ્‌ગત હૅરલ્ડ હોલ્ટને ભાવાંજલિ અર્પવા મેલ્બર્નમાં યોજાયેલી પ્રાર્થનાસભામાં હાજરી આપવા સારુ અમેરિકાના પ્રમુખ જૉન્સન, વૉશિંગ્ટન, ડી. સી. થી રવાના થયા. બ્રિટિશ વડા પ્રધાન વિલ્સન અને વિરોધ પક્ષના નેતા એડવર્ડ હીથ, તથા રાણી એલિઝાબેથના પ્રતિનિધિ તરીકે પાટવી રાજકુમાર ચાર્લ્સ [Prince of Wales] પણ ઑસ્ટ્રેલિયા જવા રવાના થયા.

૨૦ ગ્રીસમાંના લશ્કરી સત્તાધારીઓ મુલકી નાગરિકો બન્યા. રાજા કૉન્સ્ટન્ટાઈને રોમમાં કહ્યું કે પોતે સ્વદેશ પાછા ફરવાને તૈયાર છે, પણ એક શરતે કે ગ્રીસમાં લોકશાહીની પુનઃસ્થાપનાનો પ્રારંભ શરૂ થઈ ગયેલો હોવો જોઈએ.

U. S. European Commandની જાહેરાત અનુસાર, પશ્ચિમ જર્મનીમાંના ૩૫,૦૦૦ અમેરિકન સૈનિકો અમેરિકા પાછા ફરશે. એપ્રિલ ૧૯૬૮-થી આ હેરફેર શરૂ થશે.

૨૧ ડચ પાર્લમેન્ટના નીચલા ગૃહે સરકારને અનુરોધ કર્યો કે કૉમન માર્કેટના ફ્રાન્સ સિવાયના પાંચ સભ્યો તથા બ્રિટન, ડેન્માર્ક, નૉર્વે અને આયર્લૅન્ડ વચ્ચેની ગોષ્ઠિઓ તત્કાળ શરૂ કરવી.

વિશ્વના સર્વપ્રથમ હૃદય-હેરફેર [heart transplant patient] Louis Washkanskyનું કેપટાઉનમાં ન્યૂમોનિયાના દરદથી અવસાન થયું.

૨૨ મેલ્બર્નમાં સદ્‌ગત હોલ્ટને અંજલિ અર્પવાને યોજાયેલી શોકસભામાં પ્રમુખ જૉન્સન અને વડા પ્રધાન વિલ્સન સહિત અનેક રાજપુરુષોએ ભાગ લીધો.

વિયેટનામના પ્રશ્નમાં મધ્યસ્થી કરવા સારુ રોમન કૅથૉલિક વડા ધર્મગુરુ પોપ પૉલે તૈયારી દર્શાવી.

૨૩ સ્વદેશ પાછા ફરી રહેલા પ્રમુખ જૉન્સને માર્ગમાં [ઈટાલીમાં, વૅટિકન ખાતે] પોપ પૉલની મુલાકાત લીધી.

૨૫ સામ્યવાદી ચીને સાતમો ન્યૂક્લીઅર શસ્ત્રબૉંબ ફોડયાનો અહેવાલ અમેરિકાએ બહાર પાડયો.

૨૬ નાતાલના તહેવારોને અનુલક્ષીને, ગ્રીક હકૂમતે અનેક

પશ્ચિમ બંગાળની ધારાસભા બોલાવવામાં કશી બંધારણીય મુશ્કેલી નથી, અને યોગ્ય સમયે બેઠક મળશે, એવું કૉંગ્રેસી નેતા શ્રી. અતુલ્ય ઘોષે ડમડમ વિમાન ઘર પર, દિલ્હી ઊપડતાં પહેલાં, એક મુલાકાતમાં કહ્યું.

ભારતીય ક્રાંતિ દળનું જુદું જૂથ લોકસભા–રાજ્યસભામાં રચાશે એવું જાહેર થયું અને તે અંગે જરૂરી કાર્યવાહી કરવા દળના મહામંત્રી તથા લોકસભાના સભ્ય શ્રી. ડી. કે કુંટેને આદેશ આપ્યો.

અધિકૃત ભાષા અંગેનો ખરડો પાર્લમેન્ટ સમક્ષ જેવો છે તેવો પસાર થવો જોઈએ એવું કૉંગ્રેસ પ્રમુખ શ્રી. કે. કામરાજે કહ્યું.

માનવ હક દિન નિમિત્તે સંયુક્ત રાષ્ટ્રસંઘની વડી કચેરીમાં [ન્યૂ યૉર્કમાં] મહામંત્રી ઊ થાન્ટની હાજરીમાં પંડિત રવિશંકરના સીતારવાદન તથા યેહૂદી મેનૂહીનના વાયોલીન–વાદનનો જુગલજોડીનો આહ્લાદક કાર્યક્રમ યોજાયો.

૧૧ મહારાષ્ટ્રના સાતારા જિલ્લામાં કોયનાનગરમાં થયેલ ધરતીકંપમાં ૧૧૦થી વધુ માણસો માર્યા ગયા, અને ૧૩૦૦ જેટલા ઘાયલ થયા. કોયનાનગર આખું તારાજ થયું. બંધ હજુ સુરક્ષિત હોવાનું જાહેર થયું. પાંચ હજાર માણસો ઘરબાર વિનાના થયા. વીજળી-કપાતને કારણે મુંબાઇમાં ઉદ્યોગો પર પ્રતિકૂળ અસર પડી અને કારખાનાં મંદ કે બંધ પડ્યા. પૂના, મુંબાઈ, આદિ શહેરોમાં પણ ધરતીકંપના આંચકા લોકોએ થોડી સેકન્ડો માટે અનુભવ્યા.

લોકસભામાં ભાષા ખરડા પર નજીવી છૂટછાટો સ્વીકારવાની તૈયારી ડી. એમ. કે. સભ્યોએ બતાવી.

અંગ્રેજી-વિરોધી આંદોલનનાં ટોળાંઓ પર અલાહાબાદમાં અશ્રુવાયુ છૂટ્યો.

દિલ્હી યુનિવર્સિટી પ્રાંગણમાં અંગ્રેજી વિરોધી આંદોલને બેડોળ સ્વરૂપ પકડ્યું; સ્ત્રીઓ અને વિદ્યાર્થિનીઓને દેખાવકારોએ ઠેરઠેર અટકાવી અને એમને ત્રાસ-રંજાડ કર્યો. કૉલેજોને ફરી બંધ કરવાની ફરજ પડી. સ્કૂટરો, મોટરો, વગેરે પરનાં અંગ્રેજી આંકડા અક્ષરો ભૂસી નાખવાની ઝુંબેશ દેખાવકારોએ ચાલુ રાખી.

હપ્તાથી પોતાને મળતી 'મહેરબાનીઓ' અને સ્વતંત્રતાઓ સામે શેખ અબ્દુલ્લાએ રોષ બતાવ્યો.

૧૨ પશ્ચિમ ભારતનાં અનેક ગામોમાં ધરતીકંપના હળવા આંચકા ચાલુ રહ્યા.

અંગ્રેજી વિરોધી આંદોલન અંગે તથા ભારત સરકારના ભાષા–ખરડાના વિરોધ તરીકે પાર્લમેન્ટ ગૃહની બહાર થયેલા પ્રક્ષોભક દેખાવોમાં ઉત્તર પ્રદેશની બિન-કૉંગ્રેસી મિશ્ર સરકારમાંના સંયુક્ત સમાજવાદી પક્ષના બે પ્રધાનો–શ્રી. પ્રભુનારાયણ સિંગ અને શ્રી. આર. એસ. વર્મા–એ ભાગ લીધો, પ્રતિબંધક કાનૂનનો ભંગ કર્યો, અને ધરપકડ વહોરી લીધી. સ્વતંત્ર ભારતમાં આમ પહેલી વાર રાજધાનીમાં બે પ્રધાનોની અટકાયત થઈ.

૧૩ લોકસભાએ અધિકૃત ભાષા (સુધારો) ખરડો ૧૪૯ની બહુમતી વડે પહેલા વાચનમાંથી પસાર કર્યો. ડી. એમ. કેએ વિરુદ્ધમાં મતદાન કર્યાથી સરકારની ચિંતા જો કે ચાલુ રહી. અગાઉ ડી. એમ. કે.એ ખરડાને ટેકો આપવા માટે તૈયારી દર્શાવેલી જણાતી હતી તે ખોટી ઠરી. પહેલા વાચન વખતે મતદાન ૨૨૪ વિરુદ્ધ ૭૫ થયું.

Administrative Reforms Commissionને તા. ૯ ઑક્ટોબર ૧૯૬૭ને રોજ ખાસ અભ્યાસ-જૂથે સુપરદ કરેલા અહેવાલ પ્રમાણે, ગવર્નર પ્રધાનમંડળને રુખસદ આપવાની સત્તા ધરાવે છે એવું કથન પ્રગટ થયું. બંધારણનું સંરક્ષણ કરવાની જવાબદારી ગવર્નરની છે અને ૧૬૪મી કલમ હેઠળ પ્રધાનમંડળને રુખસદ આપવાને ગવર્નર હકદાર છે એવું આ જૂથનો અહેવાલ જણાવે છે. અન્ય પ્રધાનોને સત્તા પરથી દૂર કરવા સારુ મુખ્ય પ્રધાનની સલાહ ગવર્નરને લેવી પડે એવી દલીલ થાય તો પણ જ્યારે મુખ્ય પ્રધાન પોતે જ સંડોવાયેલા હોય ત્યારે ગવર્નર આપમેળે સત્તાનો ઉપયોગ કરી શકે છે એવું પણ અહેવાલમાં ઉમેર્યું છે. માજી ઍટર્ની-જનરલ શ્રીયુત મોતીલાલ ચી. સેતલવડના પ્રમુખપદે આ અભ્યાસ-જૂથ રચાયું હતું.

ઉત્તર પ્રદેશના બે પ્રધાનોને કોર્ટ ઊઠતાં સુધીની, એક દિવસની, સાદી અટકાયતની સજા કરાઈ. એ

વિરોધ વ્યક્ત કરેલો તેમાં હવે જનસંઘ પણ સામેલ થયો. સંબંધિત અટકાયતીઓની બિનશરતી મુક્તિ વિષેનો જનસંઘનો આગ્રહ પણ શ્રી. અટલબિહારી બાજપાઈએ વ્યક્ત કર્યો.

લખનૌમાં અંગ્રેજી-વિરોધી આંદોલનમાં વિદ્યાર્થીઓ પર અશ્રુવાયુ છૂટ્યો.

નવી દિલ્હીમાં મુખ્ય પ્રધાનો સમક્ષ બોલતાં નાણાં પ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ કહ્યું કે ચાલુ વર્ષના અંદાજપત્રકમાં ખૂબ મોટી ખાધ હશે, અને આવતા વર્ષે પણ નાણાંકીય મુશ્કેલીઓ ચાલુ રહેશે. આવક ઘટી છે, ખર્ચા ઘટ્યા નથી, એવું શ્રી. દેસાઈએ જણાવ્યું. મબલખ પાકના અહેવાલો અતિશયોક્તિભર્યા હોવાનું એમણે સૂચવ્યું.

ભારતીય ક્રાંતિ દળના અધ્યક્ષ તથા બિહારના મુખ્ય પ્રધાન શ્રી. મહામાયા પ્રસાદ સિંહાએ જાહેરાત કરી કે પ્રોફેસર હુમાયૂન કબીર, M. P. ને દળમાંથી બહાર કાઢી મૂકવામાં આવ્યા છે. પશ્ચિમ બંગાળમાં 'યુનાઈટેડ ફ્રંટ' સરકારને પદભ્રષ્ટ કરવામાં શ્રી. કબીરે જે ભાગ ભજવ્યો તેના પર વિચારણા કર્યા બાદ આ નિર્ણય લેવાયાનું શ્રી સિંહાએ કહ્યું. થોડાં અઠવાડિયાં પર ઇંદોરમાં મળેલા 'દળ'ના અધિવેશનમાં શ્રી. કબીરે પોતે જ ઠરાવ ઘડેલો કે જેઓ બિનકૉંગ્રેસી સરકારનો વિરોધ કરશે તેમને પક્ષની બહાર હાંકી કાઢવા જોઇએ! શ્રી. સિંહાએ કબૂલ્યું કે શ્રી. કબીરના ઠરાવ અને આદેશનો પ્રથમ ભોગ શ્રી. કબીર પોતે જ બન્યા છે એ વિધિની ક્રૂર વક્રતા કહેવાય! આ નિર્ણયથી પોતાને આશ્ચર્ય નથી થયું એવું શ્રી. કબીરે કહ્યું.

૩ અમૃતસરમાં મુખ્ય પ્રધાન શ્રી. ગિલ સામે યોજાયેલા દેખાવો હિંસક પ્રક્ષોભમાં પરિણમતાં પોલીસે અશ્રુવાયુનો ઉપયોગ કર્યો. પંજાબના માજી અન્નપ્રધાનનાં પત્ની શ્રીમતી વિમલા ડાંગ તથા અન્ય પાંચ સામ્યવાદી સ્ત્રીકાર્યકરો સહિત ૫૫ દેખાવકારોની પોલીસે ધરપકડ કરી.

લાઓસના રાજા Savang Vatthana ભારતના બાર દિવસના સત્તાવાર પ્રવાસે નવી દિલ્હી આવી પહોંચ્યા. ભારત અને લાઓસ વચ્ચેના સૈકાજૂના સંબંધો વિષે રાષ્ટ્રપ્રમુખ ડૉ. ઝાકિર હુસેને ઉલ્લેખ કર્યો ત્યારે એ સ્વાગતપ્રવચનનો રાજા વટ્ટથાનાએ ઉષ્માભર્યો જવાબ વાળ્યો અને ભારત સાથેની સતત મિત્રતાના પ્રતીકરૂપ પોતાનો આ પ્રવાસ હોવાનું કહ્યું. Lao faith અને Lao Culture નાં મૂળ ભારતમાં બુદ્ધ સંસ્કૃતિમાં અને સ્થળોમાં હોવાનું રાજાએ કહ્યું અને એ પ્રદેશોમાં મુખ્યત્વે રાજા તથા તેમની મંડળી [જેમાં પુત્રી રાજકુમારી દાલા વૅાગ સાવાન્ગ અને લાઓસનાં નાયબ વડા પ્રધાન પણ છે] હરશે-ફરશે.

નેપાળના ગ્રામ અને લઘુ ઉદ્યોગોના વિકાસ માટે ભારત દોઢ કરોડ રૂપિયાની સહાય નેપાળને કરશે એવો અહેવાલ ખાટમાન્ડુમાં પ્રગટ થયો.

૪ મુખ્ય ચૂંટણી નિયામક શ્રી. એસ. પી. સેન વર્મા તથા હરિયાણાના રાજકીય પક્ષોના પ્રતિનિધિઓ વચ્ચે ચંદીગઢમાં થયેલી વાતચીત બાદ કામચલાઉ નિર્ણય લેવાયો કે હરિયાણામાં તા. ૫ અગર ૧૨ મે ૧૯૬૮ ને રોજ વચગાળાની ફેરચૂંટણી યોજાશે.

અંગ્રેજી વિરોધી આંદોલનને કારણે દિલ્હી યુનિવર્સિટીની અનેક કૉલેજો સાવચેતીનાં પગલાં તરીકે બંધ રહી. અંગ્રેજી વિરોધી વિદ્યાર્થી-દેખાવકારોને જો કે એકંદરે ઓછો ટેકો સાંપડ્યો હોવાનું જણાયું.

મહારાષ્ટ્રમાં ભુસાવળ પાસેના નેહરુ સરોવરમાં સહેલ માણી રહેલા હિંદી પ્રાથમિક શાળાના ૩૦ વિદ્યાર્થીઓ અને થોડા શિક્ષકો, એમની હોડી અચાનક ડૂબી જતાં, કરુણ હોનારતના ભોગ થઈ પડ્યા. ૨૪ વિદ્યાર્થીઓનાં શબ મળી આવ્યાં, જ્યારે ૩ વિદ્યાર્થિનીઓ અને ત્રણ શિક્ષકોનો આબાદ બચાવ થયો.

પશ્ચિમ બંગાળના ગવર્નર શ્રી. ધર્મવીરને સત્તા પરથી હઠાવવાની માગણી કરતી દરખાસ્તો લોકસભામાં અને રાજ્યસભામાં સામ્યવાદી પક્ષોએ રજૂ કરી તે બન્ને, સરકાર અને વિરોધ પક્ષો વચ્ચે કડક ચર્ચા અને પ્રક્ષોભક સામસામા આક્ષેપો અને કડવાશભર્યા આલાપો રજૂ થયા બાદ, ઊડી ગઈ. ગૃહ પ્રધાન

વાતભરી ચર્ચા–ગરમી બાદ ખરડો પસાર થતાં કેન્દ્રની કૉંગ્રેસ સરકાર અને ખાસ કરીને વડા પ્રધાન ઇંદિરાબેન તથા ગૃહપ્રધાન યશવંતરાવને ફાળે યશ-કલગી આવી.

૧૭ નવી દિલ્હીમાં બીજા રાષ્ટ્રીય ગ્રંથ મેળાના ઉદ્દઘાટન પ્રસંગે ભાષણ કરતાં રાષ્ટ્ર પ્રમુખ ડૉ. ઝાકીર હુસેને ભાષા વિષયક વિવાદનો અંત આણવા સહુ દેશ-વાસીઓને અપીલ કરી.

મુંબાઈમાં ફરી ધરતીકંપના હળવા આંચકા નોંધાયા.

૧૮ અચાનક મતદાન થતાં ઉત્તર પ્રદેશની વિધાન સભામાં સત્તાધારી સંયુક્ત વિધાયક દળનો પરાજય થયો. [અલબત્ત, પ્રધાનમંડળના રાજીનામાનો સવાલ તેથી ઊભો થતો નથી.]

કલકત્તામાં વિરોધ આંદોલનની આગેવાની લેનાર માજી મુખ્ય પ્રધાન શ્રી. અજય મુકરજીની ધરપકડ થઈ અને થોડી વારમાં તેમને છોડી મૂકવામાં આવ્યા. કલકત્તામાં 'સવિનય કાનૂનભંગ'ની લડતનો પ્રારંભ થયો. અનેક જિલ્લાઓમાંથી પાંચસો ઉપરાંતની ધરપકડ કરાઈ. કલકત્તામાં ત્રણ માજી પ્રધાનો પકડાયા.

ઉત્તર પ્રદેશની ધારાસભાના જનસંઘી સભ્ય શ્રી. બજરંગબલી બ્રહ્મચારીએ પોતાને મળેલી B.A., M.A. અને B.T. ઉપાધિઓનો ત્યાગ કર્યો, અને કહ્યું કે જ્યાં સુધી આ પદવીઓ એમને ફરીથી હિંદી ભાષામાં નહીં અપાય ત્યાં સુધી પદવી-ઓનો ઉપયોગ પોતે કરશે નહીં!

કલકત્તામાં Associated Chambers of Commerce and Industry of Indiaની વાર્ષિક બેઠકને સંબોધતાં નાણાં પ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ નિકાસની અગત્ય પર ખૂબ ભાર મૂક્યો.

૧૯ કલકત્તામાં કાનૂનભંગની ચળવળમાં સેંકડો સ્ત્રીઓ જોડાઈ. શ્રીમતી રેણૂ ચક્રવર્તી સહિત કુલ ૨૦૯ સ્ત્રીઓની ધરપકડ કરાઈ.

ઉત્તર પ્રદેશના મુખ્ય પ્રધાન શ્રી. ચરણસિંહે રાજીનામું આપવાની સ્પષ્ટ ના પાડી. સંયુક્ત વિધાયક દળનું સંખ્યાબળ માપવાની તક કૉંગ્રેસ પક્ષે ઝડપી નહીં.

મદ્રાસમાં તામીલ વિદ્યાર્થીઓએ હિંદી વિરોધી ઉગ્ર આંદોલનો ચાલુ રાખ્યાં.

૨૦ અતિ વિવાદાસ્પદ બનેલો Unlawful Activities(Prevention)ખરડો લોકસભાએ પસાર કર્યો.

Aziz Onlong–Zade નામના સોવિયેટ નાગરિક યુવાને નવી દિલ્હીમાં અમેરિકન રાજ-દૂતાવાસમાં આશ્રય મેળવ્યો. ૨૮ વર્ષના મિ. આંઉલૉંગ–ઝેડ સોવિયેટ સામ્યવાદી પક્ષની યુવક સંસ્થાના પ્રતિનિધિમંડળના સભ્ય તરીકે ભારત આવેલા.

રાજ્યસભામાં ભાષા ખરડા પરની ચર્ચા પ્રમાણમાં સૌમ્ય ચાલી.

કલકત્તામાં વિદ્યાર્થીઓ અને પોલીસ વચ્ચે ઝપાઝપી થઈ.

મદ્રાસના શિક્ષણ તથા જાહેર બાંધકામ ખાતાં-ઓના પ્રધાનોએ વિદ્યાર્થીઓને એલાન કર્યું કે હિંદી વિરુદ્ધ દેખાવો યોજવાનું બંધ કરો અને શાળા-કૉલેજોમાં પાછા ભણવા માંડો! વિદ્યાર્થીઓએ મુખ્ય પ્રધાનની ઇચ્છાને માન આપવું તથા જવાબદારી-પૂર્વક વર્તવું એવી શીખામણ એમને અપાઈ.

રાજાઓનાં સાલિયાણાં ક્રમશઃ ઓછાં કરવા અંગે તથા એમના વિશેષાધિકારો દૂર કરવા ભારત સરકારે નક્કી કર્યું હોવાનો અહેવાલ પ્રગટ થયો.

૨૧ સામાન્ય વીમા કંપનીઓ પરના અંકુશો માટેની વ્યવસ્થા વિષે કેન્દ્રના પ્રધાનમંડળે વિચાર અને નિર્ણય કર્યો.

કલકત્તામાં ચાલુ રહેલા પ્રક્ષોભમાં પોલીસે તેર વાર ગોળીબાર કર્યો. એક મકાનમાં 'ટાઈમ–બૉંબ' ગોઠવાયો હતો.

રાજ્યસભાએ બે ધાંધલિયા વિદ્યાર્થી-પ્રેક્ષકોને જેલભેગા કર્યા.

મદ્રાસમાં દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભાની કચેરી પર સેંકડો તામીલ વિદ્યાર્થીઓએ હૂમલો કર્યો.

જહાલ સામ્યવાદી પક્ષના અનેક અઠંગ નેતાઓ ભૂગર્ભમાં ચાલ્યા ગયા હોવાનો અહેવાલ પ્રગટ થયો.

દિલ્હીમાં અંગ્રેજી વિરોધનું પ્રક્ષોભક આંદોલન ચાલુ રહ્યું.

લોકસભામાં ભાષા ખરડા પરની ચર્ચામાં તીવ્ર ગરમી આવી. કામકાજની પદ્ધતિના નિયમોના અવલંબન વડે વિરોધી અને કૉંગ્રેસી સભ્યોએ સામસામાં 'યુદ્ધો' ખેલ્યાં! ગૃહપ્રધાન શ્રી. ચવ્હાણે સંયમ અને સબૂરી માટે એલાન કર્યું.

બિહારના ગવર્નર તરીકે શ્રી. નિત્યાનંદ કાનૂનગોની સોગંદવિધિ થઈ. એ પ્રસંગે પ્રધાનમંડળ, હાઈકોર્ટ, ધારામંડળ, વરિષ્ઠ સચિવાલય, વગેરેના સહુ આગેવાનો હાજર રહ્યા.

રૂપિયાનું ફરી અવમૂલ્યન નહીં કરવાનો નિર્ધાર નાણાંપ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ લોકસભામાં જાહેર કર્યો, અને ઉમેર્યું કે, 'અવમૂલ્યન કરવાની મને જો ફરજ પડે તો હું રાજીનામું આપીને ચાલ્યો જઈશ.'

મુશળધાર વરસાદ, જોરદાર વંટોળ તથા તોફાની દરિયાને કારણે રામેશ્વરમ્ ટાપુપ્રદેશ મુખ્ય ભૂમિથી લગભગ વિખૂટો પડી ગયો. રામેશ્વરમ્‌માં છેલ્લા ૨૪ કલાકમાં પડેલા ભારે વરસાદથી કાંઠાતરનાં અનેક ગામડાં પૂરથી ધોવાઈ ગયાં.

૮ શેખ અબ્દુલ્લા પરનાં કેટલાંક બંધનો દૂર કરાયાની જાહેરાત ગૃહપ્રધાને રાજ્યસભામાં કરી. દિલ્હી પ્રદેશવિસ્તારમાં શેખ હવે નિર્બંધ હરીફરી શકશે, પણ નાયબ કમિશનરની પરવાનગી વિના સભાસંમેલનો, મુલાકાતો, વગેરે નહીં યોજી શકે.

લોકસભામાં ભાષા પરનો વિવાદ ફરી ઊકળ્યો; દરમિયાન, વડા પ્રધાન ઇંદિરાબેને વિરોધ પક્ષોના નેતાઓ સાથે સર્વસંમત ભાષાવિષયક ખરડા માટે ચર્ચા-વિચારણા કરી.

બુઝર્ગ રાજપુરુષ અને પ્રતિભાશાળી વડીલજન શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારીની ૯૦મી વર્ષગાંઠ નવી દિલ્હી અને મદ્રાસ સહિત અનેક સ્થળે ઊજવાઈ.

ધારાસભ્યોની પક્ષપલટાની વર્તણૂંક વિષે તપાસ કરવા માટે ઉચ્ચ કક્ષાના પંચની નિમણૂંકની ભલામણ કરતો કૉંગ્રેસી સભ્ય શ્રી. પી. વેંકટ સુબૈય્યાનો ઠરાવ લોકસભામાં પસાર થયો.

અંગ્રેજી વિરોધી આંદોલનોમાં બુદ્ધિવાદીઓ ભળ્યા; શેઠ ગોવિંદદાસ, શ્રી. સુમિત્રાનંદન પંત, શ્રીમતી મહાદેવી વર્મા, શ્રી. ગોપાલપ્રસાદ વ્યાસ, ડૉ. રામકુમાર વર્મા, શ્રી. રામચંદ્ર વર્મા અને શ્રી. અક્ષયકુમાર જૈન—આ બધાં ખ્યાતનામ હિંદી લેખકો, કવિઓ, સાહિત્યકારોએ એમને અગાઉ ભારત સરકાર તરફથી એનાયત થએલા [પ્રજાસત્તાક દિનોએ] 'પદ્મભૂષણ' કે 'પદ્મશ્રી'ના ખિતાબોનો ત્યાગ કર્યો!

વધુ ૬૬ માર્ક્સવાદીઓની કલકત્તામાં ધરપકડ થઈ.

ગુજરાત હાઈકોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિ શ્રી. પ્રફુલ્લચંદ્ર નટવરલાલ ભગવતીએ ગુજરાત રાજ્યના કામચલાઉ ગવર્નર તરીકેના સોગંદ લીધા.

૯ પોતાને મળેલી કેટલીક છૂટછાટોનો લાભ લેવાનો શેખ અબ્દુલ્લાએ ઇનકાર કર્યો.

ભારત સરકારના ભાષા-ખરડામાં કશો ફેરફાર કે બાંધછોડ નહીં કરવાનું આગ્રહભર્યું સૂચન મદ્રાસમાં મુખ્ય પ્રધાન શ્રી. અન્નાદુરાઈએ કર્યું.

ઠેરઠેર ભારે વરસાદને કારણે દક્ષિણ ભારતનો રેલવે-વ્યવહાર અનેક સ્થળે ખોરવાયો.

૧૦ મહાજન પંચના અહેવાલ સામેના વિરોધ દેખાવોમાં, મહારાષ્ટ્રમાં સાંગલી ખાતે વ્યાપક રમખાણ મચ્યું તેમાં ૧૬૦ પોલીસમેન સહિત ૨૯૦ માણસો ઘાયલ થયા. ચવ્હાણ-વિરોધી ટોળાંઓ પર અશ્રુવાયુ છોડાયો. સાંગલીમાં મહારાષ્ટ્ર પ્રદેશ કૉંગ્રેસ કમિટીની બેઠકમાં હાજરી આપવા ગયેલા શ્રી. ચવ્હાણ અને મુખ્ય પ્રધાન શ્રી. વસંતરાવ નાયકના માનમાં એક લાખ લોકોનું સ્વાગત-સરઘસ ગામમાં ફર્યું તેની સાથે સંપૂર્ણ મહારાષ્ટ્ર સમિતિના પાંચ હજાર સ્વયંસેવક–દેખાવકારોની અથડામણો થઈ.

ભારતની લડાયક નૌકા INS Valsuraની રજત જયંતી જામનગર ખાતે ઊજવાઈ તે પ્રસંગે સંરક્ષણ પ્રધાન શ્રી. સ્વર્ણસિંગે ખાસ પરેડની સલામી ઝીલી.

૨૮ અંગ્રેજી વિરોધી દેખાવકારોએ અલાહાબાદમાં બસ બાળી નાખી.

સદ્ગત વડા પ્રધાન શ્રી. લાલ બહાદુર શાસ્ત્રીના ઓચિંતા અવસાન [જાન્યુઆરી, ૧૯૬૬] પછી ખાલી પડી રહેલ સત્તાવાર નિવાસસ્થાન ૧૦, જનપથના અડધા ભાગમાં શ્રીમતી લલિતાદેવી શાસ્ત્રી અને કુટુંબીજનો જાન્યુઆરી, ૧૯૬૮માં રહેવા જશે એવો અહેવાલ પ્રગટ થયો.

લોકસભાનું અંદાજપત્રક અધિવેશન તા. ૧૨ ફેબ્રુઆરી ૧૯૬૮ ને રોજ શરૂ થશે અને તા. ૧૦ મે ૧૯૬૮ ને રોજ પૂરું થશે એવું નક્કી થયું.

તુર્કસ્તાનના વિદેશ પ્રધાન Mr. Ishan Sabri Caglayangil તા. ૫ જાન્યુઆરી ૧૯૬૮ ને રોજ ભારતની મુલાકાતે આવશે એમ જાહેર થયું.

કેરળમાં કાલીકટ ખાતે ભારતીય જનસંઘનું ૧૪મું વાર્ષિક અધિવેશન શરૂ થયું. નવા વરાયેલા પ્રમુખ શ્રી. દીનદયાળ ઉપાધ્યાયે અધ્યક્ષીય ભાષણમાં દાવો કર્યો કે છેલ્લી સામાન્ય ચૂંટણી બાદ કૉંગ્રેસ પક્ષના વિકલ્પ તરીકે જનસંઘ હવે સ્પષ્ટપણે આકાર લઈ રહ્યો છે. જનતાના અસંતોષને સહાનુભૂતિથી સમજવાની કોશિષ કરવાનો સત્તાવાળાઓને એમણે અનુરોધ કર્યો અને ઉમેર્યું કે પ્રજાકીય અસ્વસ્થતા લોકજાગૃતિને આભારી છે અને પ્રજાની ઇચ્છા-માગણીઓને આપણે રચનાત્મક વહેણોમાં વાળવી જોઈ એ.

૨૯ વિખ્યાત સંગીત–સમ્રાટ ઓમકારનાથ ઠાકુરનો ૭૦ વર્ષની ઉંમરે મુંબાઈમાં દેહાન્ત થયો.

મુંબાઈમાં શિવસેના તથા માર્ક્સવાદી સામ્યવાદીઓ વચ્ચે મારામારી અને અથડામણો થતાં ઘણા ઘવાયા. 'સામ્યવાદીઓને અમે મુંબાઈમાં બીજી નકસલબારી સ્થાપવા નહી દઈએ' એવું શિવસેનાના પ્રમુખ શ્રી. બાળ ઠાકરે કહ્યું.

બોધીગયામાં લોહિયાનગર ખાતે સંયુક્ત સમાજવાદી પક્ષની કારોબારીએ સમાજવાદી પરિબળો-પક્ષોનાં જોડાણ પર ઉગ્ર ચર્ચાવિચારણા કરી.

નવું, પાંચમું, નાણાં પંચ રચવાનું ભારત સરકારે ઠરાવ્યું હોવાનો અહેવાલ પ્રગટ થયો.

North East Frontier Agency–NEFA–નો ત્રણ દિવસનો પ્રવાસ કરીને વડા પ્રધાન ઇંદિરાબેન દિલ્હી પાછાં ફર્યાં.

કાનપુરમાં મળી રહેલી પ્રજા સમાજવાદી પક્ષની રાષ્ટ્રીય કારોબારીએ કૉંગ્રેસ પક્ષની સરકારો સાથે જોડાણની શકયતા નકારી કાઢી.

૩૦ અમેરિકાના મિશિગન રાજ્યના ગવર્નર અને સને ૧૯૬૮માં નવેમ્બરમાં પ્રમુખપદ માટેની ચૂંટણીમાં રિપબ્લિકન પક્ષના સંભવિત ઉમેદવાર, મિ. રૉમની પોતાના વિશ્વપ્રવાસના લગભગ છેલ્લા તબક્કામાં નવી દિલ્હી આવી પહોંચ્યા.

૨૮ વર્ષના સોવિયેટ રશિયન વિદ્વાન મિ. Aziz Oulong-Zadeને બ્રિટન જવાની મોકળાશ ભારત સરકારે કરી આપી અને તા. ૩૧મીએ અઝીઝ લંડન જવા રવાના થશે એ નિશ્ચિત બન્યું.

ભારતને વધારાની અન્નસહાય અમેરિકા કરશે [પાંત્રીસ લાખ ટન અમેરિકન અન્નનો વધુ પુરવઠો]; એ અંગે નવી દિલ્હીમાં ભારત સરકારના આર્થિક બાબતો અંગેના ખાતાના સચિવ શ્રી. એસ. જગન્નાથ તથા અમેરિકન રાજદૂત-કચેરીમાંના રાજપુરુષ મિ. જોસફ એન. ગ્રીને કરારપત્ર પર સહીઓ કરી.

કલકત્તામાં 'લોકશાહીની સુરક્ષા' માટે ભરાયેલ બે દિવસની પરિષદના પ્રારંભદિને શ્રી. વી. કે. કૃષ્ણ મેનને પશ્ચિમ બંગાળના ગવર્નર શ્રી. ધર્મવીરે લીધેલાં પગલાંની કડક ટીકા કરી.

૩૧ ભારત પર સામ્યવાદી ચીને ઑકટોબર, ૧૯૬૨માં આક્રમણ કર્યું ત્યારે દેશમાં જાહેર થયેલી કટોકટીની સ્થિતિ તા. ૧૦ જાન્યુઆરી ૧૯૬૮થી રદ થશે એવી અધિકૃત જાહેરાત નવી દિલ્હીથી થઈ.

અખબારી અહેવાલો પ્રમાણે, ૧૯૬૭ના 'અછતના વર્ષ' માં ભારતે જેટલું અમેરિકન અન્ન આયાત કર્યું તેના કરતાં વધારે અન્ન ૧૯૬૮ના અન્નઉત્પાદન સમૃદ્ધિના વર્ષમાં કરશે! PL 480 યોજના હેઠળ

પહેલાં નવી દિલ્હીની કોર્ટમાં મૅજિસ્ટ્રેટ સમક્ષ એમણે બન્નેએ વિરોધ, ધમાલ, કોર્ટખંડત્યાગ વગેરે કર્યાં. પોલીસે એમને પકડીને બળપૂર્વક પાછા કોર્ટખંડમાં આણ્યા.

મોરિશિયસ–Mauritius–ના વડા પ્રધાન સર એસ. રામગુલામ એક અઠવાડિયાની અધિકૃત ભારત-યાત્રા માટે નવી દિલ્હી પહોંચ્યા. વડા પ્રધાન ઇંદિરાબેન તથા નાયબ વડા પ્રધાન મોરારજીભાઈ સાથે મહેમાને દીર્ઘ ગોષ્ઠિઓ કરી. ત્રણ વર્ષમાં બીજી વાર ભારતની મુલાકાતે આવેલા રામગુલામે આનંદ વ્યક્ત કર્યો.

કૉંગ્રેસ પક્ષનું વાર્ષિક અધિવેશન તા. ૫ જાન્યુઆરી ૧૯૬૮ ને રોજ સાંગલીમાં મળવાનું હતું તેની તારીખ અને જગ્યા બદલાશે એવો અહેવાલ પ્રગટ થયો.

પ્રશ્નોત્તરીના કલાકમાં દરેક ઉપપ્રશ્ન પૂછતી વખતે સભાગૃહમાં જો સતત ધાંધલ-ધમાલ થવાની હોય તો પ્રશ્નોત્તરીનો સમય પોતે રદ કરશે એવી ચેતવણી લોકસભાના અધ્યક્ષ શ્રી. એન. સંજીવ રેડ્ડીએ સભ્યોને આપી.

કોયના ધરતીકંપની ખુવારીનો મૃત્યુ-આંકડો ૧૭૯ સુધી પહોંચ્યો.

પશ્ચિમ બંગાળમાં માર્ક્સવાદી આત્યંતિકો સાથે સામ્યવાદી ચીનનો સંપર્ક હોઈ ભારત સરકાર આ ‘સૂચક’ બનાવ પર ચાંપતી નજર રાખી હોવાનું ગૃહપ્રધાન શ્રી. ચવ્હાણે લોકસભામાં કહ્યું.

૧૪ બિહારની બિનકૉંગ્રેસી મિશ્ર સરકારમાંથી પ્રજા સમાજવાદી પક્ષના શ્રી. બસવન સિંગ [મજૂર, નિયોજન અને ઉદ્યોગ ખાતાના પ્રધાન] રાજીનામું આપીને છૂટા થયા.

ખ્યાતનામ વિનીત નેતા અને Servants of India Societyના પ્રમુખ ડૉ. હૃદયનાથ કુંઝરુની ૮૦મી વર્ષગાંઠ ઊજવાઈ તે પ્રસંગે ખાસ સમારંભમાં રાષ્ટ્ર પ્રમુખ ડૉ. ઝાકિર હુસેને ડૉ. કુંઝરુ-અભિનંદન ગ્રંથ વિનીત નેતાને ભેટ આપ્યો.

૧૫ ભાષાખરડા પરની ચર્ચા વખતે લોકસભામાં પ્રેક્ષક-દીર્ઘામાંથી એક વિદ્યાર્થી-લખનૌના શ્રી. ઇંદ્રદેવ-સિંગ–એ અચાનક ઊભા થઈને સભાગૃહની કાર્યવાહીમાં વિક્ષેપ આણ્યો. સૂત્રો પોકારીને એણે કેટલાંક ચોપાનિયાં ગૅલેરી ઉપરથી નીચે ગૃહમાં સભ્યો પર ફેંક્યાં. તરત એ વિદ્યાર્થીની ધરપકડ થઈ, અને પાર્લમેન્ટરી ખાતાના પ્રધાન ડૉ. રામ સુભાગ સિંગની દરખાસ્ત પસાર કરીને લોકસભાએ સદરહુ વિદ્યાર્થીને તા. ૧૬મીની સાંજ સુધી જેલમાં પૂરી રાખવાનું ઠરાવ્યું. સભાગૃહે આ રીતે કોઈને જેલની શિક્ષા ફટકાર્યાનો આ પહેલો પ્રસંગ બન્યો.

બિહારમાં ત્રણ વધુ પ્રજાસમાજવાદી પ્રધાનોએ રાજીનામાં આપ્યાં.

નવી દિલ્હીમાં તીનમૂર્તિ મહેલમાં સદ્ગત નેહરુની સ્મૃતિમાં અખંડ જલતી જવાહર–જ્યોત વધારે પ્રજ્વલિત, ઊંચી અને સ્વસ્થ રીતે ચાલુ રાખવાની દરખાસ્ત સરકારની વિચારણા હેઠળ આવી! ગૅસ વાપરવાથી આમ કરી શકાશે અને એ કારણે રોજનો ખર્ચ પણ ઘટશે એવો અહેવાલ પ્રગટ થયો.

અંગ્રેજી-વિરોધી આંદોલનમાં ઇંદોર પાસે વિદ્યાર્થીઓ પર લાઠીચાર્જ થયો.

પશ્ચિમ બંગાળના ‘યુનાઈટેડ ફ્રંટ’ના નેતા અને માજી મુખ્ય પ્રધાન શ્રી. અજય મુકરજીએ કલકત્તામાં કહ્યું કે ફ્રંટ દ્વારા શરૂ થનાર વિરોધ-ચળવળને થંભાવી દેવાની વડા પ્રધાન ઇંદિરાબેનની વિનંતી ‘ફ્રંટ’ સ્વીકારી શકે તેમ નથી.

૧૬ વડા પ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધી ઉત્તર પ્રદેશમાં પોતાના મતદાર મંડળ રાયબરેલીની મુલાકાત તા. ૨ જાન્યુઆરીએ લેશે એમ જાહેર થયું. અગાઉના કાર્યક્રમ પ્રમાણે તેઓ તા. ૧૬મી એ જવાનાં હતાં પણ ઉત્તર પ્રદેશના ગવર્નર અને મુખ્ય પ્રધાનની સલાહથી આ મુલાકાત લંબાવાઈ છે.

૨૦૫ વિરુદ્ધ ૪૧ મતે લોકસભાએ અધિકૃત ભાષા ખરડો પસાર કર્યો. ‘નેહરુ આશ્વાસન’ નામે ઓળખાતી જોગવાઈ આમ આકાર પામી. પાંચ સુધારાઓ સરકારે સ્વીકાર્યા. સહુને આમાં આવ્હાન હોવાનું શ્રી. ચવ્હાણે કહ્યું. હારબંધ સભાગૃહત્યાગ પછી ત્રીજું વાચન પૂરું થયું. આઠ દિવસની ઝંઝા-

જવાથી શાંઘાઈમાં રેલવે કામદારો હડતાલ ઉપર ઊતર્યા અને જાન્યુઆરી, ૧૯૬૭ સુધી એ હડતાલ ચાલી. લશ્કરના મુખપત્રે તો ખુલ્લેખુલ્લું જાહેર કર્યું કે આપણાં કારખાનાંની પ્રથમ ને મુખ્ય ફરજ માઓના ક્રાંતિકારી વિચારનો પ્રચાર કરવાની છે, માલ ઉત્પન્ન કરવાની નથી.

પીપલ્સ ડેઇલીએ લશ્કરી મુખપત્રના વલણને જરા પડકાર્યું; સાંસ્કૃતિક ક્રાંતિ ઉત્પાદનને ભોગે ન થવી જોઈએ એવી પણ જાહેરાત કરી, પરંતુ ૧૯૬૭ના આખાય વર્ષ દરમિયાન જે બનાવો ચીનમાં બનતા રહ્યા છે એ પરથી ફલિત થાય છે કે પીપલ્સ ડેઇલીના વલણને લાલ સંત્રીઓએ ખાસ દાદ આપી નથી. 'ક્રાંતિના સિદ્ધાંતો સમજો અને ઉત્પાદન બઢાવો' એ નવું સૂત્ર અપનાવવાની સાથે કિસાનોના ખાનગી જમીનના ટુકડા ઉપર તવાઈ આવવા માંડી. આથી કિસાનો વીફર્યા અને લાલ સંત્રીઓ સામે લડવા મેદાને પડ્યા. પરિણામે ગ્રામ વિસ્તારમાં કાયદો ને વ્યવસ્થા ખોરંભે પડ્યાં.

ચકરાવે ચડેલી પરિસ્થિતિને અંકુશમાં આણવા ત્રિમાર્ગી જોડાણ થયું–ક્રાંતિકારી લોકો, લાલ સંત્રીઓ અને લાલ લશ્કરનું. બધાં કારખાનાં પાછાં શરૂ થાય અને અર્થકારણ થાળે પડે એ માટે ઘટતાં પગલાં લેવાની લશ્કરને સત્તા આપવામાં આવી. વસંત ઋતુની વાવણીનું કામ પણ લશ્કરની મદદથી શરૂ થઈ શક્યું ને સંભવિત અન્નતંગી નિવારી શકાઈ. લશ્કરની ડખલગીરીને પરિણામે ઔદ્યોગિક શાંતિ ઊલટી વધુ જોખમાઈ. મે થી ઑક્ટોબર, ૧૯૬૭ના ૭ મહિનાના ગાળામાં ચીનનાં લગભગ બધાં જ ઔદ્યોગિક શહેરોમાં કામદારોએ હડતાલો પાડી, દેખાવો યોજ્યા ને ક્યાંક ક્યાંક તો કારખાનાંને નુકસાન પણ પહોંચાડ્યું. રેલવે કામદારોએ વાહનવ્યવહારમાં પણ જબરું ભંગાણ પાડ્યું. પરિણામે ચીનથી હૉંગકૉંગ સુધી પણ માલની નિકાસ કરવાનું મુશ્કેલ બની ગયું.

આર્થિક મુશ્કેલીનાં એંધાણ વરતાવા માંડ્યાં કે તુરત ઑક્ટોબર, ૧૯૬૭માં લીન પીઆઓએ કરકસર માટેનાં પગલાં ભરવાની અપીલ કરવા માંડી; પરંતુ આ અપીલની કાંઈ જ અસર થઈ નથી. ઈ.સ. ૧૯૬૦-'૬૧માં અર્થકારણ જેટલું કથળ્યું હતું એટલું આજે કથળ્યું નથી. વરસાદ પણ સારો થયો છે, કારખાનાંમાં બહુ ભાંગફોડ થઈ નથી; લાલ સંત્રીઓને પણ નિશાળ ભેગા કરવામાં આવ્યા છે, આથી આર્થિક પરિસ્થિતિ સુધારવા માટે યોગ્ય ભૂમિકા જરૂર રચવામાં આવી છે; પરંતુ સને ૧૯૬૭નું ઉત્પાદન સને ૧૯૬૬ કરતાં પાછળ રહેશે. ચીનના વિદેશ વેપારમાં પણ આ વર્ષ દરમિયાન ૮–૧૦ ટકાનો ઘટાડો નોંધાવાનો સંભવ છે.

સાંસ્કૃતિક ક્રાંતિનો ધબડકો એ 'હનુમાન કૂદકા' (Great Leap Forward)ના ધબડકા પછીની માઓની બીજી મોટી નિષ્ફળતા છે. ઘણા પ્રયત્નો છતાં માઓ ચીનના અર્થકારણ ઉપર ઇચ્છે છે એવી પક્કડ જમાવી શકતો નથી; પરિણામે એ વધુ ને વધુ જલદ કાર્યક્રમ પ્રત્યે આકર્ષાય છે ને અર્થકારણની અધોગતિ વહોરે છે. આર્થિક નીતિના ઘડવૈયા તરીકેનું આયોજન પંચનું મહત્ત્વ ઘટ્યું છે ને લશ્કરે અર્થકારણ ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપ્યું છે. અત્યારે તો એની મોટી જવાબદારી છિન્નવિચ્છિન્ન બનેલી આર્થિક પ્રવૃત્તિને ફરી વ્યવસ્થિત કરવાની છે, પણ થોડા વખતમાં પાછું વૈચારિક ઘર્ષણ શરૂ થઈ જ જશે. એ વખતે જે થાય તે ખરું. ચીનનું આર્થિક ભાવિ આવતા વરસ–બે વરસ પૂરતું તો અંધકારમય જ લાગે છે. નિકાસ ઘટવાને પરિણામે આયાત ઉપર પણ કાપ આવવાની સંભાવના છે. આવતાં બે વર્ષ દરમિયાન રાજકીય વિતંડાવાદને ભૂલી જઈ માઓ ત્સે-તુંગે અર્થકારણને સાબદું કરવામાં જ વધુ શક્તિ ખર્ચવી પડશે. તાજેતરમાં બહાર આવેલા અહેવાલો ઉપરથી તો એમ લાગે છે કે ચીનમાં નાતાલ પણ સારી ગઈ નથી. આંતરવિગ્રહ નાના પાયા ઉપર પણ ચાલુ છે; આથી ૧૯૬૮માં અર્થકારણ કેટલું થાળે પડશે એ વિષે કલ્પના કરવી મુશ્કેલ છે. ૧૯૬૮નું વર્ષ પણ ૧૯૬૭ જેવું જ વીતશે તો લોકો વધુ વિફરશે, આર્થિક સંકડામણ અનેક ગણી વધી જશે ને ઝનૂની સામ્યવાદના પ્રણેતા માઓ ત્સે–તુંગ પોતે પણ ભયમાં મૂકાઈ જશે એવાં અત્યારનાં તો એંધાણ છે.

[મુંબાઈ; તા. ૨૩–૧૨–૧૯૬૭] રાસુ પંડિત

*

'Hindi devil'ની ઢાઢડીઓ ઢેર ઢેર બાળવામાં આવી.

ઘોષ-સરકારની રચના સામે બંગાળમાં ચાલેલા વિરોધ-આંદોલનમાં આજ સુધીમાં ૯,૩૩૦ ધરપકડો થઈ [૭,૩૩૦ અટકાયતો જિલ્લાઓમાં; અને ૨,૦૦૦ ધરપકડો કલકત્તામાં].

સરકારી નોકરીમાં ભરતી થયેલા હિંદી ભાષીઓને અંગ્રેજી શીખવી પડશે એવું શ્રી. ચવ્હાણે નવી દિલ્હીમાં, લોકસભામાંના ડી. એમ. કે. નેતા શ્રી. અનબઝગન જોડેની વાતચીતમાં સ્પષ્ટ કર્યું.

૨૨ મદ્રાસમાં હિંદી-વિરોધી ટોળાંઓએ બે આગગાડીઓને આગ લગાડી!

રાજ્યસભાએ ભાષાખરડો પસાર કર્યો.

દિલ્હી પાસે ગાઝિયાબાદમાં હિંદી-તરફી ટોળાંઓએ પ્રક્ષોભક દેખાવો કર્યા તેમનો નાયબ વડા પ્રધાન શ્રી. મોરારજી દેસાઈએ સીધો સામનો કર્યો, અને વિરોધી સૂત્રોચ્ચાર તથા ચોપાનિયાં-વર્ષાવ વચ્ચે પોતાનું ભાષણ ચાલુ રાખ્યું.

૨૩ હિંદી-વિરોધી દેખાવકારોએ મદ્રાસથી ૫૮ માઈલ દૂર થાલા-ગાઈ રેલ્વે સ્ટેશનને આગ ચાંપી. દક્ષિણ આર્કટમાં ટેલિફોનનાં દોરડાં કપાયાં.

બિરલા ઉદ્યોગપતિઓના કેટલાક કેસમાં તપાસ તથા કામકાજ ચલાવવાનું સરકારે ઠરાવ્યું હોવાનું રાજ્યસભામાં જાહેર કરાયું.

પશ્ચિમ બંગાળમાંના વિરોધ-આંદોલનનો બીજો તબક્કો પૂરો થયો. ૨૮૫ વધુ ધરપકડો થઈ.

૨૪ શાંતિનિકેતનમાં પદવીદાન સમારંભ વખતે વડા પ્રધાન શ્રીમતી ઇંદિરા ગાંધીની નજીક-૧૦૦ વાર પર એક મોટો ફટાકડો ફૂટ્યો. થોડાક લોકોને ઈજા થઈ. વડા પ્રધાને પોતાના પ્રવચનમાં લોકશાહી રીતરસમો પર ભાર મૂકયો અને હિંસાને બદલે વિચાર-દલીલ દ્વારા સમસ્યાઓ સમજવા-ઉકેલવાની કોશિષ કરવા માટે સહુને અપીલ કરી.

દક્ષિણ ભારતમાં હિંદી-વિરોધી દેખાવોથી રેલવેને એક અઠવાડિયામાં આશરે ત્રીસ લાખ રૂપિયાનું નુકસાન થયાનો અંદાજ પ્રગટ થયો.

અન્ય રાજ્યાશ્રય મેળવનાર સોવિયેટ યુવકને દિલ્હીમાં ભારતીય કબજા હેઠળ આણવામાં આવ્યો.

પાંચ વર્ષ ચાલેલી કટોકટીની પરિસ્થિતિનો નવા વર્ષ-૧૯૬૮-માં અંત આવશે એવા અહેવાલો વહેતા થયા. શેખ અબદુલ્લાની પણ સંપૂર્ણ મુક્તિ નૂતન વર્ષારંભે થવાની શક્યતા વિષે સૂચન પ્રગટ થયું.

ભારતીય પ્રદેશ પરથી પોતાના વિમાનમાં ઊડી રહેલા પ્રમુખ જૉન્સને વડા પ્રધાનને શુભેચ્છા સંદેશો પાઠવીને ભારતના પ્રજાજનોની આબાદી માટે ભલી લાગણી વ્યક્ત કરી.

૨૫ ઉત્તર પ્રદેશ કૉંગ્રેસ સમિતિના પ્રમુખ તરીકે શ્રી. કમલાપતિ ત્રિપાઠી લાગલગાટ બીજી વાર સર્વાનુમતે ચૂંટાયા.

પ્રજા સમાજવાદી પક્ષની કારોબારીએ કાનપુર બેઠકમાં નિર્ણય કરીને પશ્ચિમ બંગાળમાંના ચાર પી. એસ. પી. ધારાસભ્યોને પક્ષ બહાર કાઢી મૂક્યા. આ ચાર સભ્યોએ ડૉ. પી. સી. ઘોષ જોડે સહકાર કર્યો છે.

રાજવીઓ સાથેની બીજી વારની વાટાઘાટોમાં શ્રી. ચવ્હાણે, રાજવીઓનાં સાલિયાણાં - વિશેષાધિકારો અટકાવવા અંગેનો કાર્યક્રમ કકડે કકડે હાથ ધરવાની સરકારની તૈયારી દર્શાવી.

નવી દિલ્હીમાં ભારત સરકાર વતી ગૃહ પ્રધાન શ્રી. ચવ્હાણ અને રાજવીઓ વતી શ્રી. ફત્તેહસિંહરાવ ગાયકવાડ [વડોદરાના મહારાજા અને ગુજરાતના આરોગ્ય તથા જેલ ખાતાના પ્રધાન] વચ્ચે ફરી મંત્રણાઓ થઈ ત્યારે ગૃહપ્રધાને, રાજવીઓનાં સાલિયાણાં અને વિશેષાધિકારો ક્રમશઃ દૂર કરવાના ભારત સરકારના નિર્ણયને અમલી બનાવવાના કાર્યમાં રાજવીઓ સહકાર આપે એવો અનુરોધ કર્યો.

૨૭ બંગાળીના જાણીતા લેખક અને નાટકકાર તથા સંગીત નાટક ઍકેડેમી ઍવૉર્ડના વિજેતા શ્રી. ઉત્પલ દત્તની મુંબાઈમાં ધરપકડ કરાઈ અને એમને તરત કલકત્તા લઈ જવાયા અને પોલીસને સ્વાધીન કરાયા.

આયાત થનાર આ અમેરિકન અન્નથી નાણાંની ભીડ–ખેંચને પહોંચી વળવાના પ્રયાસોમાં મદદ થશે.

સંયુક્ત સમાજવાદી પક્ષના પ્રમુખ શ્રી. એસ. એમ. જોશી લાગલગાટ ત્રીજી વાર સર્વાનુમતે, પક્ષના પ્રમુખ તરીકે ચૂંટાયા. લોહિયાનગરમાં મળી રહેલા પક્ષના વાર્ષિક અધિવેશનમાં એક ઠરાવ દ્વારા, પશ્ચિમ બંગાળમાંના પી. સી. ઘોષ–પ્રધાનમંડળની બરતરફીની માગણી વ્યક્ત કરાઈ.

કાનપુરમાં મળી રહેલા પ્રજા સમાજવાદી પક્ષના નવમા વાર્ષિક અધિવેશનમાં બૅરિસ્ટર નાથ પાઈ–લોકસભાના સભ્ય–એ કહ્યું કે સંયુક્ત સમાજવાદી પક્ષ જ્યાં સુધી પી. એસ. પી.નાં નૈતિક ધોરણોનો વિરોધ કરી રહ્યો છે ત્યાં સુધી બે પક્ષો વચ્ચેની એકતા અસંભવિત છે.

કાલીકટમાં જનસંઘના પ્રમુખ શ્રી. ઉપાધ્યાયે કહ્યું કે સામ્યવાદી પક્ષની ડાબેરી પાંખ કે અન્ય કોઈ રાજકીય પક્ષો પર પ્રતિબંધ મૂકવાની તરફેણ જનસંઘ કરતો નથી.

કલકત્તાથી આશરે ત્રીસ માઈલ પર કલ્યાણીમાં સ્કાઉટ ઍન્ડ ગાઈડ જામ્બૂરી ભરાઈ તેમાં ધાંધલ અને ધસારો થતાં રાષ્ટ્રપ્રમુખ ડૉ. ઝાકિર હુસેનને અધવચથી કાર્યક્રમ છોડી જવાની ફરજ પડી.

*

# विवरण

## ચીની અર્થકારણ: ૧૯૬૭ને અંતે

તાજેતરમાં જ ચાઉ–એન–લાઈએ વુહાનમાં કબૂલ કર્યું કે ચીનનું અર્થકારણ સાંસ્કૃતિક ક્રાંતિના વર્ષમાં ઠીકઠીક કથળ્યું છે. ઈ.સ. ૧૯૬૨–'૬૬ના ગાળામાં અન્ન-પરિસ્થિતિ થોડી સુધરી હતી, અને ઔદ્યોગિક ઉત્પાદન પણ વધ્યું હતું; પણ મિયાં પાછા 'ઠેર કા ઠેર' આવીને ઊભા છે. આ વરસે નિકાસ ઘટી છે ને અન્નની વહેંચણીમાં ગાબડાં પડવાથી અમુક પ્રદેશોમાં અનાજની અછત પણ વરતાય છે.

લાલ સંત્રીઓ અને કામદારો વચ્ચે વારંવાર ચકમક ઝરી છે ને શેરીયુદ્ધો પણ ખેલાયાં છે. પરિણામે કારખાનાં બંધ રહ્યાં છે ને ક્યાંક ક્યાંક તો કારખાનાંની યંત્રસામગ્રીને પણ નુકસાન થયું છે. વાહનવ્યવહાર પણ એટલો ખોરંભાયો છે કે રેલવે, જળ કે સડક માર્ગે કાચો માલ કે ઉત્પાદિત માલ મોકલવામાં સલામતી જણાઈ નથી.

૧૯૬૬ના વર્ષ દરમિયાન ચીની અર્થકારણને કાંઈક કળ વળી હતી. પહેલાંનાં વર્ષો કરતાં ઔદ્યોગિક ઉત્પાદન કાંઈક સુધર્યું હતું. વિદેશ વેપાર ૩,૦૦૦ કરોડ રૂપિયાનો વિક્રમ વટાવી ગયો હતો, માત્ર અન્ન ઉત્પાદન સ્થગિત હતું—૧૮૦ મિલિયન મેટ્રિક ટન જેટલું. આર્થિક નીતિ પણ ધીમેધીમે વ્યવહારલક્ષી બની હતી.

આર્થિક ક્ષેત્રે વધુ સિદ્ધિઓ માટે સારી પૂર્વભૂમિકા માંડ તૈયાર થઈ હતી ત્યાં લાલ સંત્રીઓ મેદાને પડ્યા. એક પછી એક ઔદ્યોગિક શહેરમાં એમની જોહુકમી વધવા માંડી ને ઑગસ્ટ, ૧૯૬૬ સુધીમાં તો લગભગ બધાં મુખ્ય શહેરો આંતરવિગ્રહમાં અટવાઈ ગયાં. ઔદ્યોગિક માલના વહન માટે વપરાતી ટ્રકો, વહાણો ને ટ્રેઈનોમાં લાલ સંત્રીઓનાં ટોળાં દેશના આ ખૂણેથી બીજે ખૂણે ઘૂમવા માંડ્યાં, માલની અવરજવર અટકી ગઈ. પરિણામે દરેક મોટા શહેરમાં તંદુરસ્તીનું ધોરણ પણ કથળ્યું; આવડા મોટા કાફલાને સૂવા–ખવડાવવા અંગેની વ્યવસ્થા પણ કોયડારૂપ બની ગઈ. વળી અન્નની હેરફેર બંધ થઈ જવાથી લોકોના અસંતોષમાં પણ વૃદ્ધિ થઈ. આથી લાલ સંત્રીઓ સામેનો પ્રકોપ વધતો ગયો ને નાગરિકો એમની સામે યુદ્ધે ચડ્યા. ક્યાંક ક્યાંક તો કાયદો ને વ્યવસ્થા બળ વાપરનારના હાથમાં જ આવી પડ્યાં.

૧૯૬૬ના અંત સુધીમાં ઘણાંખરાં કારખાનાં બંધ થઈ ગયાં. રેલવે દ્વારા માલની અવરજવર અટવાઈ

જાન્યુઆરી ૧૯૬૮] **અભ્યાસ** [સળંગ અંક ૭૮

અનુક્રમ



*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫).
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ ૭ વર્ષના બંધાવેલા સેટની દરેકની કિં. રૂપિયા પંદર. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય ઈ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડયું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# વાચકોના પત્રો

[પત્રલેખકોના અભિપ્રાયો સાથે સંપાદકના સંમતિ–અસંમતિ જોડી દેવી નહીં.]

"'અભ્યાસ' નિયમિત રૂપમાં વાંચું છું. એની વાચન-સામગ્રી ધીમે ધીમે પણ ચોક્કસ માતબર થતી જાય છે, તે માટે આપને અભિનંદન આપું છું.

એમાંના નિયમિત-સ્તંભોમાં 'દાદાસાહેબ માવળંકર-ની રોજનીશી' અને 'સંક્ષિપ્ત નોંધો' [સંપાદકીય] વાંચવી ઘણી ગમે છે. એમાં પણ 'વ્યક્તિપૂજા'નાં અનિષ્ટ દર્શાવતી આપની નોંધો તો મને ઘણી ઘણી ગમે છે. આજના બૌદ્ધિક જાગૃતિના યુગમાં આવું વિચિત્ર–વિકૃત પાખંડ ટકી રહ્યું છે, એટલું જ નહિ, દિનપ્રતિદિન વધતું જ જાય છે, એ કેવું આશ્ચર્યજનક ઉપરાંત દુઃખદ છે! આ પ્રકારના પાખંડમાં (આ પ્રવૃત્તિને 'પૂજા' શબ્દ સાથે સાંકળવામાં ય સંકોચ થાય છે) દેશના મોટા મોટા કહેવાતા નેતાઓ આગળ રહે છે; પછી આપણી અબુધ, અંધ-શ્રદ્ધાળુ, લાલચુ, ડરપોક અને ખુશામતખોર ગાડરિયા પ્રજા એમાં ગળાબૂડ ડૂબેલી રહે તેમાં શી નવાઈ હોય?

'અભ્યાસ'ના ઑગસ્ટ-'૬૭ અંકમાંની, 'સંક્ષિપ્ત નોંધો'-માંની, 'વિચિત્ર અને વાહિયાત' શીર્ષક નીચેની, "જવાહર જ્યોત" અંગેની આપની નિર્ભય–નિખાલસ ટીકા માટે તેમજ 'અભ્યાસ'ના ઑક્ટોબર–૬૭ અંકમાંની, 'સંક્ષિપ્ત નોંધો'માંની, "અર્થહીન વ્યક્તિપૂજા" શીર્ષક નીચેની, રાષ્ટ્રપ્રમુખ ડૉ. ઝાકિર હુસેનના મકાનને રાષ્ટ્રીય (!?) સ્મારક બનાવવાની બેહૂદી પ્રવૃત્તિ અંગેની આપની હિંમતભરી સમયોચિત ટીકા માટે હું આપને અભિનંદન આપું છું. હું માનું છું કે, આપ આ રીતે આજની યુવાન પેઢીને યોગ્ય માર્ગદર્શન આપતી એક ખરેખર પ્રશંસનીય પ્રવૃત્તિ કરી રહ્યા છો.

આવા બેહૂદા અને વાહિયત પાખંડના બીજા કેટલાક નમૂના તાજેતરમાં અખબારોમાં પ્રગટ થયા છે.

"નેતાજી સુભાષચંદ્ર બોઝની તલવાર, ટોપી અને ઢાલનું સ્વાગત તા. ૧૭મી ડિસેમ્બરના રોજ લોકસભાના અધ્યક્ષ શ્રી. નીલમ સંજીવ રેડ્ડી અને હિંદી મહાનગર પરિષદના અધ્યક્ષ શ્રી. લાલચંદ અડવાણી સાંજના ચાર વાગ્યે દિલ્હી રેલ્વે સ્ટેશન ઉપર કરશે. નેતાજીની તલવારનું સરઘસ દિલ્હીનાં મુખ્ય બજારોમાંથી ફરી લાલ કિલ્લા ખાતે જશે. જ્યાં રાષ્ટ્રપતિ ડૉ. ઝાકીર હુસેન તેમનું સ્વાગત કરશે. લાલ કિલ્લા ખાતે સરઘસ સભાના રૂપમાં ફેરવાઈ જશે અને તેના અધ્યક્ષપદે ડૉ. ઝાકિર હુસેન રહેશે અને મુખ્ય વક્તા ઉપરાષ્ટ્રપતિ શ્રી. વી. વી. ગીરી છે."

(સંદેશ : તા. ૧૩-૧૨-'૬૭)

"Shri H. V. Kamath, Chairman of the Committee, said the relics would be taken in a mile-long procession through specially decorated Chandni Chowk shopping centre to the Red Fort." (Free Press Journal, 9-12-67)

ભારતસરકાર અને સભા-સરઘસ-ઘેલા નેતાઓ હવે દિલ્હી-થી કલકત્તા સુધીના માર્ગમાં, આ અવશેષોના 'ભવ્ય સત્કાર' માટે, અનર્ગળ ખર્ચ કરાવતી ધામધૂમ ન કરે તો જ નવાઈ!

આ કરતાં ય એક વધુ અદ્ભુત પ્રવૃત્તિ 'ભારતીય યુવક કૉંગ્રેસ'ના જુવાન દેશભક્તો કરવાના છે! જુઓ, એમની આ–ગમે તેવા ધીરગંભીર માનવીને પણ દિઙ્મૂઢ કરી દે તેવી–પ્રવૃત્તિ વિશેના સમાચાર:

"ગુજરાત યુવક કૉંગ્રેસની કારોબારીની આજે અત્રે કૉંગ્રેસ ભવનમાં મળેલી સભામાં યુવક કૉંગ્રેસની પ્રવૃત્તિ-ઓને જિલ્લા કક્ષાએ વિકસાવવા મહત્ત્વના નિર્ણયો લેવામાં આવ્યા હતા.

સભાએ તા. ૧૧મી જાન્યુઆરીએ તાશ્કંદથી 'શાસ્ત્રી જ્યોત' લાવવા માટે ભારતીય યુવક કૉંગ્રેસનું એક પ્રતિનિધિમંડળ બસ માર્ગે પાકિસ્તાન અને અફઘાનિસ્તાન થઈને તાશ્કંદ જનાર છે, તેમાં ગુજરાત યુવક કૉંગ્રેસ તરફથી સુરત જિલ્લા યુવક કૉંગ્રેસના કન્વીનર શ્રી. પ્રબોધભાઈ જોષીની ભલામણ કરવા નિર્ણય કર્યો હતો..."

(સંદેશ : તા. ૧૧–૧૨–૬૭)

અને છેલ્લે—

અવતારો, પયગંબરો અને વિભૂતિઓના સ્થૂલ અવશેષોનું ભૂખ્યા રહીને તેમજ દરિદ્ર અને અભણ રહીને તથા જીવને જોખમે પણ જતન કરનાર, તે માટે જરૂર જણાય તો લોહી રેડવા પણ તત્પર, એવા અતિ ધાર્મિક લોકોથી ઊભરાતી આ દેવભૂમિમાંનો એક વધુ ચમત્કાર જુઓ! અહીં અલ્લાહ એના પયગામ માછલીઓ અને કરચલા મારફતે અગાઉ મોકલતા હતા. [કુરાનમાંના અલ્લાહ-ભાખ્યા એમ ધર્મસૂત્રને પીઠ પર લઈ ફરતી 'પવિત્ર માછલી'નું અમદાવાદમાં અને ભારતનાં બીજાં ઘણાં નગરોમાં જાહેર પ્રદર્શન થયેલું. એ રીતે ભગવાન ઈશુનાં સંદેશા લઈ આવેલો એક ક્રૉસ-અંકિત કરચલો કેટલાક મહિના પૂર્વે કેરાલામાં મળી આવેલો! એના

વલ્લભવિદ્યાનગર — **જશવંત શેખડીવાળા**

તા. ૧૮–૧૨–'૬૭

*

જીવન કેટલું સ્વસ્થ, સમતોલ અને સહિષ્ણુ રહ્યું છે! એમની આકરી કસોટી કરવાનું આપણને પરવડે તેવું નથી. એ વર્ગ જો લાંબો સમય અસંતુષ્ટ રહ્યો અને જાતજાતના અન્યાયોથી ઘેરાયેલો રહ્યો તો પ્રજાસત્તાકનો પાયો જ હચમચી ઊઠશે.

માટે, પ્રજાસત્તાક ભારતમાંના શિક્ષિત અને સમૃદ્ધ વર્ગની સામે આજે મોટો પડકાર છે, અને સાથે સાથે, એ વર્ગ માટે મોટી તકો પણ રહેલી છે. લોકશાહીયુક્ત પ્રજાસત્તાકનું સાર્વભૌમત્વ સાચવવાનો વિશેષ ધર્મ શિક્ષિતોનો છે. પ્રજાસત્તાકને ઇષ્ટ વળાંકો આપવાનું કર્તવ્ય એમણે બજાવવાનું છે. પ્રજાસત્તાકના માર્ગદર્શક બનવું અને પ્રજાનું નેતૃત્વ કરવું એ કેવું મોટું આહ્‌વાન છે! આપણે સૌ ભણેલાઓએ આપણો જોસ્સો અને મિજાજ લોકશાહીને મજબૂત કરવામાં વાપરવો જ જોઈએ.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# સંક્ષિપ્ત નોંધો

## [સંપાદકીય]

### રાજાપુર હાઈસ્કૂલનો અમૃત મહોત્સવ

રાજાપુર હાઈસ્કૂલનો અમૃત મહોત્સવ આ મહિને મુંબાઈમાં ઊજવાયો. મહારાષ્ટ્રમાં કોંકણમાં આવેલી આ શાળાએ અનેક નાનાંમોટાં નરરત્નો પેદા કર્યાં છે. ૧૮૯૮ની સાલમાં જ્યારે રાજાપુરમાં પહેલવહેલી શાળા સ્થપાઈ ત્યારે તેમાં માત્ર ત્રણ ધોરણો અને ત્રીસ વિદ્યાર્થીઓ હતાં. આજે એ બીજ ફૂલીફાલીને મોટું વૃક્ષ બન્યું છે અને રાજાપુર હાઈસ્કૂલ વિવિધલક્ષી વિદ્યાલય તરીકે બધે પંકાય છે. એના ઘડતરકાર આચાર્ય સદ્‌ગત દ. જ. કુળકર્ણીનું આ પ્રસંગે કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ થાય છે. એમના જેવા ખંતીલા, આદર્શવાદી અને ચિર-ઉત્સાહી અધ્યાપક–આચાર્યોની આજે અનેક શિક્ષણ-સંસ્થાઓમાં ઘણી જરૂર છે રાજાપુર હાઈસ્કૂલને આજે અનેક વર્ષોથી શ્રી. દ. જ. સરદેશપાંડે જેવા ઉદ્યમી તથા નિષ્ઠાવાન આચાર્યની સેવાઓ મળી રહી છે એ શાળાનું સદ્‌ભાગ્ય છે. આ બન્ને આચાર્યોએ નિઃસ્વાર્થપણે અને ચિકાશ તથા ચીવટથી શાળાનું સંગોપન કર્યું છે. વિદ્યાર્થીઓ સ્વાવલંબન શીખે અને તેજસ્વી બને એ માટે એ શાળામાં અનેકવિધ પ્રયત્નો અખંડ ચાલે છે. 'લોકસભાના પિતા' દાદાસાહેબ માવળંકર રાજાપુર હાઈસ્કૂલમાં થોડાં વર્ષ ભણેલા. ૧૯૪૦ની સાલમાં આ ચારિત્ર્યસંપન્ન અને પ્રસિદ્ધ વિદ્યાર્થીના પ્રમુખપદે શાળાનો સુવર્ણ મહોત્સવ ઊજવાયો હતો. રાજાપુર હાઈસ્કૂલ જેવી સંસ્થાઓ જેટલી ફૂલેફાલે તેટલી આપણી લોકશાહીની વેલ વિસ્તરશે અને એનાં મૂળિયાં ઊંડે ઊતરશે.

\+ \+ \+

### ભારતીય વિદ્વાનની કૅનેડામાં કદર

લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃત મંદિર, અમદાવાદના અધ્યક્ષ શ્રી. દલસુખભાઈ માલવણિયા આ માસના પ્રારંભમાં કૅનેડાની ટોરોન્ટો યુનિવર્સિટીમાં મુલાકાતી પ્રાધ્યાપક તરીકેની સેવાઓ આપવા ગયા એ ગૌરવ અને આનંદની હકીકત છે. પરદેશની એક નામી યુનિવર્સિટીમાં ભારતીય તત્ત્વજ્ઞાન શીખવવાનું કાર્ય આ પંડિત પ્રાધ્યાપક કરશે. દલસુખભાઈની નમ્રતા ચડે કે વિદ્વત્તા ઊંચે જાય એ એકદમ કળી શકાતું નથી. તેઓ જેટલા અભ્યાસી તેટલા નિરભિમાની છે. આપબળે આગળ વધેલા દલસુખભાઈ નો પુરુષાર્થ અને સતત પ્રયત્નવાદ

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

૭૮

વર્ષ સાતમું · અંક છઠ્ઠો    જાન્યુઆરી ઈ. સ. ઓગણીસસો અડસઠ

"માણસ બાર વર્ષ સુધી જો સત્ય વાણી ઉચ્ચારે તો તેની વાણી સત્ય બની જાય, પછી તેના સંકલ્પો પણ સત્ય બની જાય. કારણ કે એના સંકલ્પો પછી મન-વાણીનાં વિરોધી વમળોમાંથી નહીં, પણ સત્યની તળભૂમિમાંથી ઊઠશે. માણસને પછી પ્રયત્ન કરવાપણું ન રહે. એ સંકલ્પ કરે તે સત્ય બને.

મનુષ્ય પ્રયત્નનો, પુરુષાર્થનો મહિમા ગાય છે, પણ સાચા પુરુષાર્થનો મર્મ જાણતો નથી. પરમ પુરુષાર્થ તો સત્યનિષ્ઠ થવામાં છે, સત્ય માટે બધું સહન કરવામાં છે અને અંતે સત્યસંકલ્પ થવામાં છે. બાકી વધુ મહેનત કરી એટલે શું વધુ પુરુષાર્થ કર્યો? મહેનત એ તો નિર્બળતાનું લક્ષણ. કૂતરાને હરાવવામાં હાથીને મહેનત કરવી પડતી નથી. સામર્થ્ય હોય ત્યાં સહજતા હોય. તમે સાચા બનો. સચ્ચાઈ તમને સમર્થતા આપશે."

યોગી હરનાથ

['યોગી હરનાથના સાંનિધ્યમાં.' લેખક: મકરન્દ દવે. પ્રકાશક: વોરા ઍન્ડ કં., મુંબઈ-૨. પૃ. ૫૪.]





સંપાદક
પુરુષોત્તમ ગણેશ માવળંકર

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી



હપ્તો ૬૩ [તા. ૧૪ માર્ચ થી તા. ૨૦ માર્ચ ૧૯૪૯]



## તા. ૧૪ માર્ચ ૧૯૪૯, સોમવાર

### [નવી દિલ્હી]

આજે હોળીની રજા.¹ ફાગણ સુદ પૂનમ. સવારે ફરવાનું. થોડી બાકી રોજનીશી. પરચૂરણ કામો પછી ઘણા બધા કાગળો. વૃત્તપત્રવાચન.

ભોજન બાદ વિશ્રાંતિ. સૌ.વતીને પત્ર.

૫ થી ૮-૧૫ સુધી પ્રવાસી બંગીય સંમેલનના² કામમાં. ડૉ. શ્યામાપ્રસાદ આવ્યા અને તેમની સાથે સરદાર વલ્લભભાઈને ત્યાં જઈને પછી અમે બધા સંમેલનનાં સ્થળે ગયા. પ્રમુખ હું જ હતો. મેં મુખ્ય મુદ્દાઓ કહ્યા તે: (૧) ભારતમાં વૈચિત્ર્ય દેખાયું તો પણ સંસ્કૃતિ, ભાષા અને લિપિ એ બધાંનું મૂળ એક હોવાથી પ્રાંતીયતાના વિકાસમાં ભારતીય ઐક્ય ચાલ્યું જવાનો ભય નિરાધાર છે. હાલના જમાનામાં વાહન-વ્યવહાર એટલો વધ્યો છે અને આખા દેશમાં એક કેન્દ્રીય સરકાર છે તેના હાથમાં એટલો વહીવટ અને સત્તા છે કે ભારત અસ્તવ્યસ્ત થવાનો જરા પણ ભય નથી. માટે, પ્રાંતીય ભાષાના વિકાસને અવકાશ આપતાં પ્રાંતીયતા [વધવા]નો ભય રાખવાનું કારણ નથી. (૨) લોકશાહી બંધારણની દૃષ્ટિથી, ૨૧ વર્ષની ઉંમરના દરેક સ્ત્રી-પુરુષને મતદાનનો હક આપવાનો [હોય] તો વ્યવહાર અને જ્ઞાનની વૃદ્ધિ પ્રાંતીય ભાષાઓ દ્વારા જ થવાની શક્યતા છે. આખા દેશમાંથી પ્રાંતીય ભાષાઓને જાકારો આપવાનું અશક્ય છે. એટલે, પ્રાંતીય ભાષાઓનો વિકાસ કરવો જ જોઈએ. (૩) એ સાથે જ, આખા દેશમાં સમજી શકાય અને રૂઢ થઈ શકે એવી રાષ્ટ્રભાષા પણ જોઈએ. અંગ્રેજો આવતાં પહેલાં પણ આવી રાષ્ટ્રભાષા હતી. અને પ્રાંતપ્રાંતમાંના સાધુ-સંતોએ એમાં ગ્રંથરચના પણ કરી હતી. હિંદી ભાષા જ, રાષ્ટ્રીય ભાષા થવાનું શક્ય છે. એમાં ઉર્દૂ શબ્દ ન આવે એવો મારો આગ્રહ નથી. (૪) આખા દેશમાં એક લિપિ થાય તો પ્રાંતીય ભાષાઓનો પરિચય અને માહિતી અન્ય પ્રાંતોને પણ મળવાનું સહેલું બનશે. દેવનાગરી લિપિ જ સમાન લિપિ [રાખવા] માટે રહી શકશે. (૫) જુદા જુદા પ્રાંતોમાંના સાહિત્યકારોએ પર-પ્રાંતોની ભાષાઓનો અભ્યાસ કરીને એમાંના ઉત્તમ વિચારો અને વાઙ્મય પોતપોતાનાં પ્રાંતોમાંના લોકોને પરિચિત કરી આપવાં જોઈએ. સરદાર વલ્લભભાઈ પણ બોલ્યા. પરંતુ, એમનું ભાષણ રાજકીય અને બંગાળનું ગૌરવ તથા હાલના [બંગાળના] દુઃખમાં સહાનુભૂતિ દર્શાવનારું હતું.

ત્યાર પછી કન્નડ, તામિલ, મલ્યાળમ્, હિંદી, વગેરે ભાષાઓમાંના ઉત્તમ સાહિત્યનો થોડોક પરિચય કરાવતાં ભાષણો થયાં. છેલ્લે પંડિત નેહરુનું ભાષણ—રાષ્ટ્રભાષા, એનાં ઘટક અને લિપિ વિષેનું—થયું. પંડિતજી ખૂબ જ લંબાણપૂર્વક બોલ્યા. તેમના મુદ્દા હંમેશના જ અને સારા હતા. પણ [તેઓ] સંક્ષેપમાં ભાષણ કરી શક્યા હોત.

ઘેર આવીને ભોજન બાદ વાતોચીતો અને વિશ્રાંતિ.

## તા. ૧૫ માર્ચ ૧૯૪૯, મંગળવાર

### [નવી દિલ્હી]

સવારે ફરવાનું. પછી જૂનો પત્રવ્યવહાર. વૃત્તપત્ર-વાચન. થોડો વખત બાકી રોજનીશી. ચિ. અણ્ણા અને ચિટણીસને સવિસ્તર કાગળો.

ભોજન બાદ થોડો આરામ. ધુળિયાના શ્રી. બાબુ-ભાઈ શેઠ એમના કામ માટે આવ્યા હતા. બપોરે

સળંગ ૭૮ અંક






# લોકશાહીયુક્ત પ્રજાસત્તાક અને શિક્ષિતોનો ધર્મ

સાર્વભૌમ, લોકશાહીયુક્ત પ્રજાસત્તાક ભારતનાં અઢાર વર્ષ આ મહિને તા. ૨૬ જાન્યુઆરી ૧૯૬૮ને રોજ પૂરાં થયાં ત્યારે નવોદિત રાષ્ટ્ર તરીકે આપણી સમજ અને સમૃદ્ધિ કેટલી હદે પહોંચી છે એ વિષે આપણે સૌએ અંતરખોજ કરવી જોઈએ.

પ્રજાસત્તાકમાં તમામ સત્તા પ્રજામાંથી સ્ફૂરે છે અને પ્રજાના કલ્યાણ માટે એ સત્તાનો ઉપયોગ થાય છે. પ્રજાએ મુક્તપણે પસંદ કરેલા પ્રતિનિધિઓ આ સત્તા વાપરે છે, અને એવા પ્રતિનિધિઓની બનેલી સરકાર પોતાની રીતિનીતિ માટે આખરે પ્રજાને જ જવાબદાર રહે છે. આને જ ખરેખર પ્રજાસત્તાક કહેવાય. પણ રાજા અને રાજાશાહી સંસ્થા નાબૂદ કરવાથી પ્રજાસત્તાક આપોઆપ જાણે રચાઈ ગયું એવી માન્યતા રૂઢ થવા લાગી, એટલે પ્રજાસત્તાકના પણ પ્રકારો પાડવા પડ્યા, અને 'લોકશાહીયુક્ત પ્રજાસત્તાક' એવું, એક રીતે પુનરુક્તિવાળું, નામકરણ ચાલુ થયું. લૅટિન અમેરિકા, આફ્રિકા, એશિયા અને યુરોપ ખંડોમાં આજે અનેક દેશોમાં પ્રજાસત્તાકો છે, પણ એમાંનાં મોટા ભાગનાં બિનલોકશાહીયુક્ત છે, અગર તો એમનામાં લોકશાહીની માત્રા ઓછી છે; અને, કેટલાંક તો વળી, સાવ સરમુખત્યારશાહીભર્યાં અને આપખુદ છે.

ભારતનું પ્રજાસત્તાક હજી સુધી તત્ત્વતઃ અને બંધારણીય જોગવાઈઓ દ્વારા લોકશાહીયુક્ત રહ્યું છે એ સદ્‌ભાગ્યની વાત છે. લોકશાહીનો અચારવિચાર આપણા દેશમાં ઓછોવત્તો ચાલુ રહ્યો છે એ હકીકત પણ છેલ્લાં અઢાર વર્ષના પ્રજાસત્તાકના ઇતિહાસમાંથી સ્પષ્ટપણે જોઈ શકાય છે, અને એ પણ સદ્‌ભાગ્ય અને રાહતનો વિષય છે. લોકશાહીના આ દોરને હવે આગળ લંબાવવાની અને એને દૃઢ કરવાની આપણી ફરજ છે. ચોમેર, અને ખાસ કરીને એશિયામાં, લોકશાહીનો પ્રકાશ મંદ થતો જણાય છે અને ઠેર ઠેર અંધારું છવાતું લાગે છે એ કારણે તો આપણી ભારતવાસીઓની જવાબદારી ઘણી બધી વધેલી છે. તેમાંય, ભણેલા ભારતીયોનો ધર્મ મોટો છે. લોકશાહી નિષ્ઠા, નીતિ અને વર્તણૂક વિષે અશ્રદ્ધા કે શંકા ઊભી થાય એવું કશુંયે શિક્ષિત ભારતીયોએ કરવું ન જોઈએ. લોકતંત્રની ઠઠ્ઠામશ્કરી ઉડાવવાની જાણે આજે ભણેલા વર્ગમાં ફૅશન થઈ પડી છે. પોતે કશું કરવું નહીં, પ્રજાકીય પુરુષાર્થમાં સામેલ થવું નહીં અને કાંઠા પર ઊભા રહ્યાના ભ્રમમાં રહીને, અંદર પડેલાઓની ઠેકડી ઉડાડવી તથા તેમનાં કાર્યોની ટીકા કરવી એ રોગ ઝડપથી ફેલાતો જાય છે, અને તત્કાળ રોકવો રહ્યો. ભણેલો વર્ગ જ્યારે 'ગણેલો' પણ થાય, શિક્ષિત અને કેળવાયેલો બને, લોકશાહી નાગરિકતા શીખે અને આચરે ત્યારે પ્રજાસત્તાકને પોષણ મળે છે.

પ્રજાસત્તાકમાં પ્રજાનો મોટો વર્ગ નીરસ નહીં, તોયે લગભગ નિષ્ક્રિય જ રહેવાનો; એ વર્ગ પાસેથી ઝાઝી અપેક્ષા રાખીને પછી નિરાશ થવાનું શિક્ષિત વર્ગને પાલવે નહીં, અને શોભે પણ નહીં. વળી, સામાન્ય પ્રજાજનો તો એમની રોજિંદી ઘટમાળમાં જ ગૂંથાયેલા ને ગૂંચવાયેલા રહેવાના. આજે આપણા દેશમાં આ બધાં સ્ત્રીપુરુષો કેટકેટલી હાડમારીઓ ભોગવી રહ્યાં છે! અને, છતાં પ્રમાણમાં આ સામાન્યજનોનું

શ્રી. અમૃતલાલ નાણાવટી વર્ધાથી બપોરે આવ્યા. તેઓ અને શ્રી. કાકાસાહેબ સાંજે વર્ધા રવાના થયા.

સાંજે શ્રી દિવાકરે 'રૉઇટર ['Reuter'][11]ના Goodwill Missionને ચાપાર્ટી આપી તેમાં ગયો હતો. ભિમાનીનાં ડૉ. માલીતીબાઈ સપ્રે[12] મળ્યાં હતાં.

રાત્રે શ્રી. દેવદાસ ગાંધી[13]એ ગુડવિલ મિશનને ઇમ્પીરિયલ હોટેલમાં મિજબાની આપી તેમાં ગયો હતો. લૉર્ડ લેટન [Lord Layton] વગેરે લોકોની ઓળખાણ-મુલાકાતો થઈ. કંટાળાજનક ભાષણો થયાં. એ મિશનના એક અંગ્રેજ ગૃહસ્થ મારી જોડે જમવા બેઠા હતા તેમની જોડે મારે ઘણી બધી વાતો થઈ. [એ] ભાઈની એકંદર વૃત્તિ પાકિસ્તાનતરફી જણાઈ. દેશનાં હિત માટેની અમારી મથામણ દેખાતી નથી, અમે એ માટે કશું કરતા નથી, એવું એ [અંગ્રેજ] ભાઈનું કહેવાનું હતું. અમને સમજાતું નથી, અગર અમારે માટે શક્ય હોવા છતાં પણ અમે કરતા નથી, એવો આશય છે કે કેમ? એવી પૂછપરછ મેં ખાસ ચકાસીને કરવાનો પ્રયત્ન કર્યો, પણ [એ] ભાઈ મીંઢા થઈને બેસી રહ્યો! ભોજન બાદ એક જણે જાદુના પ્રયોગો બતાવ્યા. સુંદર હતા.

ઘેર આવતાં ૧૧ વાગ્યા. શેઠ અમૃતલાલ અમદાવાદથી આવ્યા હતા એમની સાથે વાતોચીતો ૧૨ વાગ્યા સુધી થઇ.

## તા. ૧૯ માર્ચ ૧૯૪૬, શનિવાર
### [નવી દિલ્હી]

રાત્રે સૂતાં ખૂબ મોડું થવાથી સવારે ફરવા ન ગયો. સવારે ઘણું બધું ઑફિસકામ હતું. કસ્તુરબા ફંડની આસિકેરી બેઠકનાં પ્રોસીડિંગ્સ્ સુધારવાનું કામ થોડું [આગળ] કર્યું. શેઠ નવીનચંદ્ર, વગેરે લોકો આવ્યા એમનાં કામો અંગે ચર્ચા.

૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભાનું કામ. વચ્ચે [ના સમયમાં] જમવા વખતે શેઠ નવીનચંદ્ર અને ચંદુલાલ એમનાં કામોની ચર્ચા માટે આવ્યા હતા.

સાંજે ઇમ્પીરિયલ હોટેલમાં ઑસ્ટિન મોટર કંપની ના ડિરેક્ટર Col. A. C. R. Waite ને ચાપાર્ટી હતી તેમાં ગયો હતો. સાંજે શેઠ કસ્તુરભાઈ, શ્રી. ડાહ્યાભાઈ પટેલ[14] અને શ્રી. સદોબા પાટિલ[15] મળ્યા. શ્રી. ડાહ્યાભાઈના 'હિંદુસ્તાન' પત્રની કંપનીના કેટલાક શેર્સ શેઠ કસ્તુરભાઈએ ખરીદવા એવી ડાહ્યાભાઈની ઇચ્છા. મારે કસ્તુરભાઈને આગ્રહ કરવો એવી એમની [ડાહ્યાભાઈની] મારી પાસે આગ્રહભરી માગણી હતી! પણ મારા સ્વભાવને આ કેવી રીતે ફાવે?

પછી દેવાસનાં શ્રીમતી પ્રભાવતીદેવીને હું મળવા ગયો. [અગાઉ] આ બહેન વિષે મારો સારો અભિપ્રાય હતો. વિદુષી, ભાવિક છે. હિંદુ કાયદા (Hindu Code) ની વિરુદ્ધ પ્રચાર કરવા સારુ તેઓ દિલ્હીમાં આવ્યાં છે. [પણ] આ વખતની મુલાકાતમાં મારા પર થોડી ઊલટી છાપ પડી. 'ગ'ના દુઃખાવાની થોડી માત્રા જણાઈ.[16] શાસ્ત્રવચનો, સંતવચનો મુખ પર પુષ્કળ [છે]. પણ એ બધાંની મન ઉપર, વિચારસરણી પર અસર દેખાતી નથી! હિંદુ કોડ વિષે, અને આટલા દિવસ દિલ્હીમાં રહ્યા છતાં, મારે ત્યાં મળવા સારુ કેમ ન આવ્યાં? એવા પ્રશ્ન પરથી જે વાતો થઈ તેને લીધે મારા પર આવી છાપ પડી. ઠીક.

રાત્રે ભોજન માટે પંડિત ઠાકુરદાસ ભાર્ગવને[17] ત્યાં ગયો. પંજાબના મુખ્ય પ્રધાન ડૉ. ગોપીચંદ ભાર્ગવ, પ્રધાનમંડળમાંના અન્ય લોકો આવ્યા હતા.

## તા. ૨૦ માર્ચ ૧૯૪૯, રવિવાર
### [નવી દિલ્હી]

આજે સવારે ફરવા ન ગયો. ગુજરાત યુનિવર્સિટી વિષે શેઠ અમૃતલાલ સાથે વાતો કરવામાં, વિચારવિનિમય કરવામાં ઘણો બધો વખત ગયો. પછી પરચૂરણ કામો. પત્રો લખાવ્યા, વગેરે. મિરજના શ્રી. શિખરે[18]ને એક સવિસ્તર પત્ર, તેમના પત્રના જવાબરૂપે, તેમની સંસ્થા બાબતમાં લખ્યો. કસ્તુરબા કાર્યકારિણી સભાના કામનો અહેવાલ આગળ જોઈને સુધાર્યો.

૧૧ થી ૧ સુધી કૉંગ્રેસ પાર્ટીની (ધારાસભામાંની) બેઠકમાં ગયો.[19] સામાન્ય સભા સમજીને હું ગયો હતો, પણ ધારાસભામાંના કામકાજની પદ્ધતિ વિષે ચર્ચા થઈ રહી હતી. હું ગયો એ એક રીતે મારી દૃષ્ટિએ ઉપકારક જ હતું.

ભોજન બાદ મુંબાઈના શ્રી. લાડ ટ્રિનીટી મ્યુચ્યુઅલના[20] કામ માટે આવ્યા હતા. વ્યક્તિગત ભલામણો

અભિનંદનીય છે. પોતે કોઈ યુનિવર્સિટીની પદવી-ઉપાધિ નહીં ધરાવવા છતાં, પંડિત માલવણિયા અનેક ઊગતા વિદ્વાનોને અનુસ્નાતક તથા પીએચ.ડી. ડિગ્રી માટે માર્ગદર્શન આપે છે. તા. ૨૦ જુલાઈ ૧૯૧૦ને રોજ જન્મેલા શ્રી. દલસુખભાઈ નાનપણથી જ વિદ્યાવ્યાસંગી અને ભાષાવિદ રહ્યા છે. શ્રી દલસુખભાઈએ અનેક સંશોધનાત્મક લેખો–પુસ્તકો પ્રગટ કર્યાં છે. પ્રાકૃત ભાષા માટેનો એમનો પ્રેમ ઉત્કટ છે અને પરિચય ગાઢ છે. 'પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટી'ના મંત્રી ઉપરાંત એ સંસ્થાના ઉપક્રમે ચાલતી ગ્રંથમાળાના તેઓ મુખ્ય સંપાદક છે. "ભારતના વિશ્લેષણાત્મક દર્શનોની અન્ય શાખાઓ તેમજ બૌદ્ધ દર્શનના પ્રમાણવાદ સંબંધી ખુલાસા અને સમજૂતી આપી શકે એવા સાવ ગણ્યાગાંઠ્યા વિદ્વાનોમાંના એક તરીકે" શ્રી. દલસુખભાઈનાં કામોને પોતે ઘણા વખતથી પિછાને છે એવું ટોરોન્ટો યુનિવર્સિટીના પ્રોફેસર એ. કે. વૉર્ડરે લખ્યું છે તે સાચું જ છે. પંડિત માલવણિયાની પરદેશયાત્રા ભારતના સંસ્કારવારસાને વધુ ઉજ્જવળ બનાવવામાં સહાયરૂપ નીવડશે એમાં શંકા નથી.

\+ + +

## સ્વસ્થ અને સજ્જન સાહિત્યકાર

ગુજરાતી વાચક ભાઈબહેનો વિ. સ. ખાંડેકરના નામથી અપરિચિત નથી. મહારાષ્ટ્રના આ ખ્યાતનામ સાહિત્યકારની અનેક કૃતિઓનું ગુજરાતીમાં રૂપાંતર થયું છે. શ્રીયુત વિષ્ણુ સખારામ ઉર્ફે ભાઉસાહેબ ખાંડેકરે તા. ૧૧ જાન્યુઆરીને રોજ ૭૧મા વર્ષમાં પ્રવેશ કર્યો. પ્રજાસત્તાકદિન (તા. ૨૬ જાન્યુઆરી)ની ઉજવણી પ્રસંગે, ખાસ માનચાંદની લહાણીમાં ખાંડેકરને પદ્મભૂષણનો 'ઍવૉર્ડ' એનાયત થયો. નવલકથા, વાર્તા, કવિતા, લઘુનિબંધ, લલિતલેખન, ટીકાટિપ્પણી, નાટક, વગેરે વિવિધ સાહિત્યપ્રકારોનું સનિષ્ઠ, સુંદર અને સફળ ખેડાણ કરી ખાંડેકરે સાહિત્યસૃષ્ટિમાં અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ગુજરાતી ઉપરાંત હિંદી, તામિલ, કન્નડ ઇત્યાદિ ભાષાઓમાં પણ વિ. સ. ખાંડેકરની અનેક નવલકથાઓ ભાષાંતરિત થઈ છે. 'દોન ધ્રુવ' અને 'ક્રૌંચવધ' જેવી અનેક સમર્થ નવલકથાઓ તેમણે આપી છે. પ્રતિકૂળ પરિસ્થિતિ અને નાજુક તબિયત સામે સતત ટક્કર ઝીલીને ખાંડેકરે આજ લગી વિપુલ સાહિત્યનિર્માણ કર્યું છે અને એ બધાંની ગુણવત્તાની માત્રા સારી એવી રહી છે. મહારાષ્ટ્રમાં કૃષ્ણા નદીને કાંઠે, સાંગલી ગામમાં ભાઉસાહેબનો જન્મ થયો. બાળપણ કોંકણમાં વીત્યું. નાનપણથી જ એમને સાહિત્ય-વાઙ્મયનો જબરો શોખ હતો. સ્વસ્થ, સમતોલ, સુસ્વભાવી ખાંડેકર ઉમદા સજ્જન છે. જીવન વિષેનો એમનો દૃષ્ટિકોણ ગંભીર છે, પણ તેને તેઓ સહજભાવે સરસ નિરૂપે છે.

\+ + +

## સામ્યવાદી દુનિયાનો બંડખોર આત્મા

સામ્યવાદી દુનિયામાંના બંડખોર આત્મા તરીકે મિલોવન જિલાસ જાણીતા છે. યુગોસ્લાવિયામાં એક વખત માર્શલ ટીટોના ચુંદા સાથીદાર તરીકે કાર્ય કરતા આ નિર્ભય સામ્યવાદીનો સ્વતંત્ર મિજાજ ટીટો સહી ન શક્યા. રાજદ્રોહને નામે જિલાસની ધરપકડ થઈ અને એમનાં લેખન-વાણી-સ્વાતંત્ર્યનો અંત આવ્યો. ગયા વર્ષે જિલાસને મુક્તિ મળી, પણ એ પહેલાં ચાર વર્ષ સળિયા પાછળ રહેલા જિલાસને જે બંધનો વળગેલાં હતાં તે બધાં મુક્તિ પછી પણ ચાલુ રહ્યાં. રાજકીય ચળવળમાં ભાગ લેવાની તેમને મનાઈ છે. પ્રક્ષોભક લેખન-ભાષણ કરવાની એમને છૂટ નથી. જિલાસનાં પત્ની તથા તેમના પુત્રને પણ વિદેશ જવાની મનાઈ છે. પણ મિલોવન જિલાસ જબરા જિદ્દી અને જિગરવાળા છે. નિરાશાથી તેઓ પીડાતા નથી. એમણે અત્યારે સાહિત્યિક શોખ કેળવ્યો છે. સર્બિયન ભાષામાં મિલ્ટનના 'પૅરેડાઈઝ લૉસ્ટ'નું ભાષાંતર એમણે કર્યું છે. 'લૉસ્ટ ઍટલસ' નામની દીર્ઘ નવલકથા પણ એમણે હમણાં લખી છે. પોતે સામ્યવાદના વિરોધી નથી, અને ક્રાંતિકાર તરીકે પોતે ચાલુ છે એવો દાવો જિલાસે કર્યો છે. સામ્યવાદના ચોકઠામાં રહીને પણ ભિન્ન ભિન્ન વિચારપ્રવાહો અને મતમતાંતરો અવશ્ય ચાલુ રહી શકે, બલ્કે એવા વિચારવૈવિધ્યને આવકારવું જોઈએ એમ જિલાસ ભારપૂર્વક માને છે અને કહે છે.

*

વ્યક્તિત્વ ધરાવે છે.

૫ સદ્ગત શ્રી. નવીનચંદ્ર મફતલાલ મુંબાઈમાં સ્થાયી બનેલા ગુજરાતના અને ભારતના એક અગ્રણી ઉદ્યોગપતિ હતા. ગુજરાતમાં શૈક્ષણિક ક્ષેત્રે એમણે નોંધપાત્ર નાણાંકીય ફાળો આપ્યો હતો. અમદાવાદની પ્રસિદ્ધ વિજ્ઞાન-કૉલેજ M. G. Science Instituteના મકાન માટે શેઠ નવીનચંદ્રભાઈએ ઉદાર રકમનું દાન આપ્યું હતું અને એ રીતે એમના સદ્ગત પિતાશ્રી મફતલાલ ગગલભાઈનું નામ તે કૉલેજ સાથે જોડાયું છે. ગુજરાત યુનિવર્સિટી ટ્રસ્ટના ભંડોળમાં પણ એમણે સક્રિય રસ દાખવેલો, અને આકાર પામતી નવી ગુજરાત યુનિવર્સિટીને અઢળક નાણાંની 'સહાય' આપવાની ઑફર કરેલી, પણ નવી યુનિવર્સિટી સાથે પોતાના સદ્ગત પિતાનું નામ પુણ્યસ્મરણરૂપે જોડવાની એમની દરખાસ્ત અને શરત. ગુજરાત યુનિવર્સિટી ટ્રસ્ટ દ્વારા સ્વાભાવિક જ અસ્વીકાર્ય બનતાં, એ વાત ત્યાં જ અટકી.

૬ ભાવનગરના દીવાન અને અનુભવી, વિદ્વાન, બાહોશ રાજપુરુષ તરીકે શ્રી. અનંતરાય પટ્ટણીનું નામ જાણીતું છે.

૭ સદ્ગત શ્રી. કનૈયાલાલ ઉર્ફે કાનજીભાઈ દેસાઈ. ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિના અધ્યક્ષપદે વર્ષો સુધી તેઓ રહ્યા. નવી દિલ્હીમાં પાર્લમેન્ટના સભ્યપદે તેઓ હતા, પણ ભાગ્યે જ ભાષણ વગેરે કરતા. સભાગૃહમાં તેમની નિયમિત હાજરી અલબત્ત રહેતી અને તેની કાર્યવાહીમાં ઉત્કટ રસ તેઓ લેતા. નવી દિલ્હીમાં અવારનવાર દાદાસાહેબ અને કાનજીભાઈને પરસ્પર મળવાનું થતું. મતભેદો હતા, પણ અન્યોન્ય માનની લાગણી પણ હતી.

૮ શ્રી. ખંડુભાઈ કસનજી દેસાઈ. દાદાસાહેબ સાથે મળવા કરવાના પ્રસંગો શ્રી ખંડુભાઈને સ્વાભાવિક આવતા. અમદાવાદની મજૂર મહાજન પ્રવૃત્તિ ઉપરાંત ગુજરાતનું રાજકારણ અને પાર્લમેન્ટના કાર્યક્ષેત્રમાં બન્ને વચ્ચે સહયોગના પ્રસંગો ઊભા થતા. મતભેદો ક્યારેક તીવ્ર થતા, પણ બન્નેની ભૂમિકા પ્રામાણિક હોવાનું બન્ને સ્વીકારતા. દાદાસાહેબની પાર્લમેન્ટરી કાર્યકુશળતા માટે શ્રી. ખંડુભાઈના મનમાં હંમેશ આદરભાવ રહ્યો હતો.

૯ પોતાનાં સંતાનો—સૌથી મોટી પુત્રી અને ચાર પુત્રો—સાથે દાદાસાહેબ અવારનવાર મુક્તપણે અને વિગતે વાતચીત તથા ચર્ચાવિચારણા કરતા. કૌટુંબિક, સામાજિક, રાજકીય, શૈક્ષણિક, રાષ્ટ્રીય, આંતરરાષ્ટ્રીય, વગેરે જાત જાતની બાબતો પર કુટુંબનાં સહુ સભ્યો સાથે દાદાસાહેબ વિચારોની આપ-લે કરતા. એમાં કદી કડવાશ કે કર્કશતા કોઈ પક્ષે નહોતી. જુવાનીનો જોસ્સો કે તીવ્ર મિજાજ જો કે ક્યારેક ક્યારેક સંતાનોમાં વર્તાતો. પણ દાદાસાહેબ એક અચ્છા અને આબાદ 'ક્રાંતિકારી વિનીત' હતા, અને પોતાનાં સંતાનોને મોકળાશથી લખવા-બોલવા દેતા. એમાં સંતાનો તરફથી વડીલજનો પ્રત્યે અવિવેક કે આમન્યા ભંગ થતો નહીં.

૧૦ દાદાસાહેબનાં માતુશ્રી સદ્ગત પૂજ્ય બાઈને પૌત્ર પુરુષોત્તમ માટે સવિશેષ વહાલ હતું અને તેથી જ પરજ્ઞાતિની કન્યા સાથે લગ્ન કરવાના પૌત્રના નિર્ધારથી તેઓ ખૂબ દુઃખી બનેલાં. પણ છેવટે પ્રેમ અને મમતા વિજયી નીવડયાં, અને પૂજ્ય બાઈએ પુરુષોત્તમના લગ્નસમારંભમાં અને મેળાવડામાં હાજરી આપી તથા આશીર્વાદ આપ્યાં. આ પ્રકરણ અંગેના જુદા જુદા વધુ ઉલ્લેખો અને ટીકાટિપ્પણીઓ દાદાસાહેબની રોજનીશીના આગલા હપ્તાઓમાં હોવાની પૂરી સંભાવના છે. પોતાનાં દાદીમાં માટેની સ્વાભાવિક મમતા અને આત્મીયતા પુરુષોત્તમના મરાઠી પત્રમાં વ્યક્ત થઈ હતી.

૧૧ દુનિયાભરના વિવિધ સમાચાર તથા સંદેશાઓ અખબારોને ઉપલબ્ધ કરી આપનારી જગતની જાણીતી અને કદાચ સૌથી જૂની વૃત્ત-સમાચાર સંસ્થા. 'રૉઈટર' સંસ્થા જોડે ભારતની પ્રેસ ટ્રસ્ટ ઑફ ઈંડિયા(અગાઉ જે 'એસોસીએટેડ પ્રેસ ઑફ ઈંડિયા' નામે હતી)ના કરારો થયા છે તે મુજબ સમાચાર-વિતરણ ભારતમાં થાય છે.

૧૨ ભિવાની, પૂર્વ પંજાબમાં વર્ષોથી સ્થાયી થયેલાં શ્રીમતી માલતીબાઈ સપ્રે જાણીતાં ડૉક્ટર અને સમાજકાર્યકર તરીકે દાદાસાહેબના પરિચયમાં આવેલાં.

મોડેથી [સર્વ] શ્રી. સત્યનારાયણ, ત્યાગી,[3] સતીશચંદ્ર એમ ધારાસભ્યો મળવા આવ્યા હતા. કસ્તુરબા ફંડમાંથી સિંધના ભાગના પૈસામાંથી સિંધી નિર્વાસિતોને નારી શાળા, બાલશાળા, વગેરે કામો માટે અમારે વધારે ઉદાર [રીતે] મદદ કરવી એ આશયનું કહેવા માટે શ્રી. જયરામદાસ દૌલતરામ[4] અને શ્રી. ચંદવાની આવ્યા હતા. પહેલેથી મારો મત હતો કે સિંધમાંના લોકોની સ્થિતિ જોતાં તેમને વધારે મદદ આપવી જોઈએ, અને ગામડાંઓમાંનું કાર્ય, દર વર્ષે વધતા પ્રમાણમાં મદદ ઓછી કરવાની નીતિ [વગેરે વિષેની વાત] અન્યની જેમ આમને [સિંધી ભાઈઓને] કહેવી યોગ્ય નથી. એમની યોજનામાં શ્રી. જયરામદાસ જેવા માણસો છે ત્યાં આપણે ઝાઝી ચીકાશ કરવી જોઇએ નહીં. આમે ય ત્યારે આપણે પણ પોતે ક્યાં બધું કાર્ય પ્રત્યક્ષ જોવાના છીએ? પૈસા એમણે [સિંધીઓએ] ભેગા કરેલા [છે]. એમને માટે [તે] ખર્ચવાના [છે] [તો] પછી આપણે ટ્રસ્ટી થયા તેથી એમના પર કડક નજર રાખીને તત્ત્વો લાદવાનો પ્રયત્ન કરવો એટલે વિના કારણ દોરદમામ કરવા જેવું છે. પરંતુ છેલ્લી સભામાં મારો આ દૃષ્ટિબિંદુ કેટલાક ટ્રસ્ટી લોકોને ગળે ન ઊતર્યો. પરંતુ હવે આપણે જે આપી રહ્યા છીએ તેનાથી કશું જ કાર્ય થઈ શકતું નથી: એટલે, [ટ્રસ્ટી] લોકો જરૂર ફેરવિચાર કરશે. ઠીક. મેં એમની [જયરામદાસની] વાત સાંભળી લઈને શક્ય તે કરવાનું આશ્વાસન એમને આપ્યું.

પછી થોડો વખત રોજનીશી-લેખન. શ્રી. અને શ્રીમતી દામલે (શ્રી. મંડલિકની પૌત્રી અને પૌત્રજમાઈ) મળવા આવ્યા. ભોજન બાદ વાતો અને ચિ. અણ્ણા [પર]નો પત્ર પૂરો કર્યો.

## તા. ૧૬ માર્ચ ૧૯૪૯, બુધવાર
### [નવી દિલ્હી]

સવારે ફરવાનું. થોડી બાકી રોજનીશી આગળ ચાલુ. વૃત્તપત્રવાચન. ઑફિસકામ, કાગળો. ૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભાની બેઠક. દરમિયાનના સમયમાં શ્રી. ઠક્કરબાપાને મળીને ગઈ કાલે શ્રી. જયરામદાસે કરેલી વિનંતી વિષે ચર્ચા કરી. શ્રી. જયરામદાસના સિંધ મંડળને ૭૫ ટકા ખર્ચ પૈકી ત્રણ વર્ષ સુધી [મદદની રકમ] આપવાનું બાપાએ માન્ય રાખ્યું.

૪ વાગ્યે ઘેર પાછો આવ્યો. પછી શ્રી. કાકાસાહેબ કાલેલકર સાથે ગોષ્ઠિઓ. શ્રી. નવીનચંદ્ર મફતલાલ[5] અને શ્રી. ચંદુલાલ પારેખ એમનાં કામો માટે આવ્યા હતા. શ્રી. અનંતરાય પટ્ટણી,[6] કાનજીભાઈ,[7] ખંડુભાઈ,[8] યશોધરા દાસપ્પા અને એમનો ભત્રીજો દેવનાથ, ડૉ. પંડિત, વગેરે લોકો મળવા આવ્યાં હતાં.

ભોજન બાદ પરચૂરણ વાચન.

## તા. ૧૭ માર્ચ ૧૯૪૯, ગુરુવાર

સવારે ફરવાનું. ઑફિસકામ. ચિ. બાપુને કાગળ. ચિ. અણ્ણા તરફથી શેઠ કસ્તુરભાઈની જોડે ગઈ કાલે રાત્રે આવેલા કાગળો, વગેરે જોયા.

૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભાની બેઠક.

બપોરના જમણ માટે લેફ્ટનંટ-કર્નલ શ્રી. નલિન નાણાવટી આવ્યા હતા.

સાંજે શ્રી. કાકાસાહેબ કાલેલકર જોડે વાતોચીતો. એમના પુત્રોનાં વર્તન અને વૃત્તિ કયા પ્રકારનાં હતાં અને છે એ વિષે વાતો નીકળી. ઘેરઘેર માટીના ચૂલા. અમારે ત્યાં જ ચિ. બાળ અગર ચિ. અણ્ણાને થાય છે[9] તેવું નથી, પણ તરુણાવસ્થાની વૃત્તિ જ ઉતાવળી. શી હકીકત છે તે જોવાની નહીં, એના પર ઝાઝો અગર બિલકુલ વિચાર કરવાનો નહીં, અને તર્ક-કુતર્ક લડાવતા [રહીને] આગળ ચાલવાનું. ઠીક.

ચિ. અણ્ણાના કાગળમાં માતુશ્રી પૂજ્ય બાઈ વિષે પ્રેમાળ અને હૃદયસ્પર્શી લખાણ છે.[10] એના પરનો કાગળ થોડો આગળ લખ્યો.

ભોજન બાદ વિશ્રાંતિ.

## તા. ૧૮ માર્ચ ૧૯૪૯, શુક્રવાર
### [નવી દિલ્હી]

સવારે ફરવાનું. વૃત્તપત્રો જોયાં. પછી કેટલુંક ઑફિસ-કામ. સૌ.વતી, ચિ. અણ્ણા અને [માતુશ્રી પૂજ્ય] બાઇ ને કાગળો. ચરોતર એજ્યુકેશન સોસાયટીએ ચારુતર વિદ્યામંડળના સ્થાને પ્રાથમિક શાળા; વગેરેની જવાબદારી લેવાની બાબતમાં સવિસ્તર કાગળ. શ્રી બાબુભાઈ શેઠની, એમના કામ અંગે મુલાકાત.

૧૦-૩૦ થી ૪ ધારાસભાની બેઠક.

# પત્ર-પ્રસાદી

**ગણેશ વાસુદેવ માવળંકર**

[કુટુંબીજનો, કાર્યકરો, સ્નેહીજનો અને સામાન્યજનોને લખેલા પત્રોમાંથી વીણેલી સામગ્રી]

"શ્રીયુત ઇન્દુલાલ યાજ્ઞિક મારા પુરાણા મિત્ર અને સહકાર્યકર્તા છે. લોકસેવાનું કાર્ય અમે (બંનેએ) લગભગ એક સાથે જ શરૂ કર્યું હતું, અને જો કે કાર્યપદ્ધતિની બાબતમાં મતભેદને કારણે અમે છૂટા પડી કામ કરવા લાગ્યા તેમ છતાં અમે હમેશાં ઉત્તમ મિત્રો રહ્યા છીએ. બીજાઓ વિશે ઇન્દુભાઈના ખ્યાલ ગમે તે હોય પણ મારે માટે હમેશાં તેમને ખૂબ કુણી લાગણી રહી છે, અને મને તેમના સ્વાર્પણ માટે ખૂબ માન છે, અને તેમને માટે સ્નેહભાવ છે. બીજા બધા જ્યારે તેમનાથી પ્રયત્નપૂર્વક વેગળા રહેતા હતા ત્યારે, ગુજરાતમાં છેલ્લાં કેટલાંક વર્ષોથી હું જ તેમનો એકમાત્ર ટેકેદાર રહ્યો છું. હમણાં છેક સને ૧૯૪૪ સુધીના તેમની સાથેના મારા નિકટના સંબંધે અને તેમને માટેની મારી તરફદારીએ જ જુનવાણી કોંગ્રેસ કાર્યકરો દ્વારા તેમનો કોંગ્રેસ–મંડળમાં પુન:પ્રવેશ કરાવવામાં ઘણી મદદ કરી હતી.

બાપુની [ગાંધીજીની] ખોટ ન પુરાય એવી છે. આજકાલ કરતાં હું તેત્રીસથી પણ વધારે વરસથી (સને ૧૯૧૫થી તેમના અવસાનથી સુધી) તેમની સાથે છું. મેં શરૂઆત આદર અને પ્રશંસાના ભાવથી પણ સમાલોચક દૃષ્ટિથી કરી હતી, અને આરંભમાં મને લાગતું કે તેઓ વિચિત્ર માણસની જેમ વર્તતા હતા, તેમ છતાં સમય જતાં હું જોઈ શકયો કે તેઓ જ સાચા હતા, નહિ કે હું. અને તેમ છતાં હું એમ કહું છું કે હું તેમનો [ગાંધીજીનો] અંધ અનુયાયી નથી, તો [તેથી] તમને આશ્ચર્ય ન લાગવું જોઈએ. કેટલીક એવી બાબતો છે કે જેને વિશે હું તેમની સાથે સંમત થઈ શકયો નથી, અને આજે પણ ઘણી બાબતોમાં હું તેમની સાથે સંપૂર્ણ સહમત થઈ શકતો નથી. આમ છતાં, મને તેમની ઉચ્ચતર નિર્ણયશક્તિમાં, અનુભવમાં અને જેને તેઓ તેમની 'અંત:પ્રેરણા' કહેતા તેમાં શ્રદ્ધા હતી. સૈનિક તરીકે કાર્ય કરતાં મેં, તેમણે નેતા તરીકે આપણે માટે નક્કી કરેલી કાર્યપદ્ધતિ વિશ્વાસપૂર્વક સ્વીકારી છે અને તેનું અનુસરણ કર્યું છે.

જે પોતે દોરવા નથી ઇચ્છતો પણ લોકો જેને પોતાની એની અંદરની શ્રદ્ધાને લીધે અનુસરે છે તે સર્વોત્તમ નેતા છે. આજે આપણે ત્યાં નેતાગીરી માટે લડાલડી ચાલે છે અને તે સંપૂર્ણ પક્ષીય રાજકારણ અને સત્તાના રાજકારણમાં પરિણમી છે. હું તમારી સાથે સંપૂર્ણ સહમત છું કે થાગડથીંગડ સમાધાન ન હોવું જોઈએ. સમાધાન હોવું જોઈએ પણ એની રચના સ્વૈચ્છિક અધીનતા કે સહકારના ખ્યાલ ઉપર કોઈ પણ પ્રકારના માનસિક બંધન વિના થયેલી હોય. બાહ્ય એકતાના આડંબર માટેનું થાગડથીંગડ સમાધાન [તો] લાભ કરતાં નુકસાન વધારે કરે છે. જીવનમાં બધાં જ પાસાંઓ—રાજકીય તેમજ સામાજિકની બાબતમાં પણ આ સર્વત્ર સાચું છે.

ગાંધીજીના અવસાનથી મારા જીવનમાં મને પોતાને ન પુરાય એવી મોટી ખોટ પડી ગઈ હોય એમ લાગે છે. જાણે કે મારા તો એ જનક હતા. તમે જાણો છો કે હું ફક્ત સોળ વર્ષનો જ હતો ત્યારે મારા કમનસીબે મેં મારા પિતાજી ગુમાવ્યા હતા, અને તેથી તેમના માર્ગદર્શનનો લાભ મને મળ્યો ન હતો. મારા પિતાના અવસાન પછી ઘણાં વર્ષો બાદ તેમનું સ્થાન ગાંધીજીએ લીધું હતું. એટલે ગાંધીજીના બોધમાંથી જેણે મારા ઉપર સૌથી વધુ છાપ પાડી અને મારા જીવનને વધારે સુખી કે ઓછું દુ:ખી બનાવ્યું તે બે બાબતો છે:

(૧) ફળની આશા રાખ્યા સિવાય તમારી ફરજ બજાવો;

(૨) બીજા ગમે તે કરે, પણ તમે તમારી ફરજ અદા કરવાનું ચૂકશો નહિ. (પહેલા નિયમનો જ આ ઉપસિદ્ધાંત છે.)

[ત્યાં અમદાવાદમાં] સત્યાગ્રહ આશ્રમ [પાસે] અસ્થિ-વિસર્જન-સમારંભમાં, વિધિ વખતે, બારમી

(અનુસંધાન પૃ. ૨૯૧)

કરવાનું મારે માટે ભારે મુશ્કેલ અને બોજારૂપ બને છે. એમની હકીકત સાંભળીને, એમને શ્રી. કાકાસાહેબ ગાડગીળને ત્યાં જઈ ને એમની મારફત તજવીજ કરવાની સલાહ મેં આપી. મુંબાઈથી એમણે કેટલોક સામાન અને સૌ.વતીનો પત્ર આણ્યો હતો. સૌ.વતીની તબિયત ઠીક હોવાનુંયે એમણે કહ્યું.

પછી વિશ્રાંતિ. ચિ. અણ્ણાને એક સવિસ્તર કાગળ લખવા લીધો. ૫ થી ૬–૪૫ સુધી શેઠ કસ્તુરભાઈ આવ્યા હતા. જુદાં જુદાં કામો વિષે વાતો થઈ. ધાર્મિક સંસ્થાઓ [પરના] અંકુશો વિષે તેંડૂલકર કમિટીએ કરેલા રિપોર્ટમાં જૈન લોકો વિષે જે સૂચનાઓ કરી છે તે બાબતમાં એમને [કસ્તુરભાઈ ને] કેટલુંક વિરોધાત્મક લખાણ સરકાર પર મોકલવું છે એ સંબંધમાં ચર્ચા થઈ. ગઈ કાલે શ્રી. ડાહ્યાભાઈ પટેલે વિનંતી કરી તે વિષે વાત થઈ. શ્રી. ડાહ્યાભાઈની કંપની બરાબર ચાલશે એવું કસ્તુરભાઈ ને લાગતું નથી. વહેલામોડી તે ફડચામાં જ જશે. વળી સરદારના (પિતાના) નામે તેઓ (ડાહ્યાભાઈ) ખૂબ દોડધમાલ કરે છે, વગેરે [વિષે] પણ તેઓ [કસ્તુરભાઈ] કહેતા હતા. પાંચ દસ હજારના શેર્સ લેવાની વાત હોત તો જુદું. પણ ડાહ્યાભાઈની ઇચ્છા [એ કે] એમણે [કસ્તુરભાઈ એ] પચાસ હજારના શેર્સ લેવા! મને પણ એ વધુ પડતું લાગે છે. શેઠ .............. અને શેઠ ................ એ પોતપોતાની મિલોની સિલકમાંથી પચાસ–પચાસ હજારના પ્રેફરન્સ શેર્સ લીધા investment તરીકે–પણ શેઠ કસ્તુરભાઈ ને [આ] યોગ્ય લાગતું નથી. અપ્રામાણિકપણાનું લાગે છે. મને એમનો અભિપ્રાય ગળે ઊતરે છે. સરદાર વલ્લભભાઈની અપ્રત્યક્ષ ખુશામત (subtle flattery) કરીને, ભયને કારણે, આપણે તેમના ગુસ્સાને પાત્ર બનવાનો સંભવ રહે નહીં તેથી, 'हल्द्यायान्ते घरावर तुळशीपत्र'[૨૧] મૂકીને કામ કરવાનો આ પ્રકાર. ઠીક.

રાત્રે જમવામાં શ્રી. ડૉ. માલતીબાઈ સપ્રે, એમની સાથેના ગૃહસ્થ, શ્રીમતી યશોધરા દાસપ્પા, એમના ભત્રીજા શ્રી. દેવનાથ અને પૂનાના સરદાર આબાસાહેબ મજમુદાર એમ લોકો આવ્યાં હતાં. ઘણી બધી વાતોચીતો થઈ.

ભોજન બાદ ચિ. અણ્ણાને મોકલવાનો કાગળ પૂરો કર્યો. (ક્રમશઃ)

*

## પાદટીપો

૧ ઉત્તર ભારતમાં હોળી–ધૂળેટીના તહેવારોએ ભારે મોટા પાયા પર રંગોત્સવ ઊજવાય છે અને રંગગુલાલ ઉડાડવામાં નાનામોટા સહુ સામેલ થાય છે. રાજધાની નવી દિલ્હીમાં સદ્‌ગત પંડિત નેહરુના નિવાસસ્થાને હોળીની રંગ-મસ્તીની રમઝટ દર વર્ષે જામતી અને નેહરુજી પોતે રંગમાં આવીને બધે ફરી વળતા!

૨ પ્રવાસી બંગીય સંમેલનનાં અધિવેશનો દ્વારા બંગાળી ભાષા અને સાહિત્યના પ્રસાર ઉપરાંત, એક રીતે આંતરભારતીનું કાર્ય પણ સરસ ચાલે છે એમ કહી શકાય.

૩ શ્રી. મહાવીર ત્યાગી. ઉત્તર પ્રદેશના અગ્રણી કૉંગ્રેસી. ભારત સરકારના સંરક્ષણ ખાતામાં રાજ્ય કક્ષાના પ્રધાનપદે થોડાં વર્ષ હતા. ઘણાં વર્ષોથી પાર્લમેન્ટના સભ્ય છે. હસમુખા, બોલવામાં ચબરાક અને વિનોદ-ટીખળવૃત્તિ ધરાવતા ત્યાગીજી સ્પષ્ટવકતા અને કયારેક તો કૉંગ્રેસ સરકારના કડક ટીકાકાર પણ બની જાય છે. સ્વાતંત્ર્યસંગ્રામમાં એમણે ગણનાપાત્ર ભાગ ભજવ્યો. સદ્‌ગત પંડિત નેહરુના વિશ્વાસુ સાથીદારો–કાર્યકરો પૈકી તેઓ એક હતા. જો કે, પંડિત નેહરુ સહિત અનેક કૉંગ્રેસી આગેવાનો સાથે તેમના જાહેર મતભેદો કોઈ કોઈ વાર વ્યક્ત થતા.

૪ શ્રી. જયરામદાસ દૌલતરામ. ગાંધીજીના અંતેવાસી અને બુઝર્ગ રાજપુરુષ. આસામના ગવર્નર તરીકે એમણે ગણનાપાત્ર કામગીરી બજાવી. સિંધમાં અને પછી ભારતભરમાં શ્રી. જયરામદાસજીએ અનેકવિધ ક્ષેત્રે સુંદર રાજકીય, શૈક્ષણિક, સામાજિક, બંધારણીય કાર્ય કર્યું છે. પાર્લમેન્ટરી તથા સરકારી કામકાજનો એમનો અનુભવ વિશાળ છે. રાજ્યસભાનું સભ્યપદ પણ એમણે ભોગવ્યું છે. ગૌરવર્ણના, દેખાવડા, મંદ હાસ્ય વેરતા શ્રી. જયરામદાસજી પ્રસન્નગંભીર

વિજ્ઞાને વિગત પરથી તેને એકસૂત્રે બાંધતા નિયમોને —ઉત્તરોત્તર વધુ વિસ્તૃત નિયમોની શોધને પોતાનું ધ્યેય બનાવ્યું. આમ સમગ્ર પરથી વિગત સમજાવતો ધર્મ અને વિગત પરથી વૈજ્ઞાનિક ઢબે આગળ વધતું વિજ્ઞાન બન્નેનું મિલન સ્વાભાવિક છે; વિરોધ નહીં. શ્રી. અરવિંદના પૂર્ણાદ્વૈતના તત્ત્વજ્ઞાનમાં આવું સ્વાભાવિક મિલન થયું છે. આ મિલનનું રહસ્ય તેમના જીવન અને તત્ત્વજ્ઞાનની પૂર્વભૂમિકા છે.

## જીવન[2] અને તત્ત્વજ્ઞાનની પૂર્વભૂમિકા

ભારતના આઝાદી-દિનની તારીખે–એટલે કે ૧૫મી ઑગસ્ટે–૧૮૭૨માં જન્મેલા આ સમર્થ ચિંતકનો સાત વર્ષની નાની વયથી જ ઇંગ્લેન્ડમાં ઉછેર થયો હતો. પહેલાં એક પાદરી ગૃહસ્થની દેખરેખ હેઠળ અને પછી શ્રી. એક્રોઇડ નામના ગૃહસ્થની દેખરેખ હેઠળ તેમનો વિદ્યાભ્યાસ આગળ ચાલ્યો. સંત પૉલ સ્કૂલના રજિસ્ટરમાં શ્રી. અરવિંદનું નામ 'અરબિંદ એક્રોઇડ ઘોષ' નોંધાયેલું છે તે પરથી પશ્ચિમની સંસ્કૃતિ હેઠળના ઉછેરનો ખયાલ આવે છે.

જીવનઘડતરનાં મહત્ત્વનાં એવાં શરૂઆતનાં વર્ષો યુરોપીય રીત-રસમ અને સંસ્કૃતિની ઘેરી અસર હેઠળ વીત્યાં તેમાં તેમને ચોકસાઈ, વૈજ્ઞાનિક વલણ અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિની પિછાન મળ્યાં. શ્રી. અરવિંદના તત્ત્વજ્ઞાનની નક્કર ભૂમિકામાં આનો મહત્ત્વનો ફાળો છે જ.

ઇંગ્લેન્ડમાં અભ્યાસ પૂરો કર્યા બાદ વડોદરા કૉલેજમાં ઈ. સ. ૧૮૯૩ થી ઈ. સ. ૧૯૦૫ સુધી અંગ્રેજી અને ફ્રેંચના પ્રોફેસર તરીકે એ રહ્યા. આ દરમિયાન તેમણે ભારતીય ભાષાઓ, સંસ્કૃતિ, તત્ત્વજ્ઞાન, વગેરેનો અભ્યાસ ઘણા ખંતપૂર્વક કર્યો. આ વર્ષમાં તેમણે રાજકારણમાં પશ્ચાદ્ભૂમાં રહીને જ ભાગ લીધો હતો પરંતુ વડોદરાની નોકરી છોડી કલકત્તાની ઓછી આવકવાળી નૅશનલ કૉલેજના આચાર્યની સેવા સ્વીકારી ત્યારથી (ઈ. સ. ૧૯૦૪ પછી) રાજકારણમાં ખુલ્લી રીતે ભાગ લેવા માંડ્યા. 'વંદેમાતરમ્'ના સંચાલન દ્વારા તેમણે રાષ્ટ્રીય ચળવળને તત્ત્વજ્ઞાનની ભૂમિકા આપવામાં અને રાજકારણને આધ્યાત્મિક સ્તર પર લાવવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે. તેમના મતે રાજકીય ચળવળનો તાત્કાલિક હેતુ સ્વાતંત્ર્યપ્રાપ્તિનો હતો અને આ હેતુને તેમણે આધ્યાત્મિક ઉચ્ચ જીવનના વિશાળ ધ્યેયના સાધન તરીકે ગણ્યો છે. ઈ. સ. ૧૯૦૭માં તેમણે 'ભારત પોતાના માટે નહીં, પણ માનવતા માટે જાગે છે' એવું વિધાન કર્યું હતું તે આ ધ્યેયને સ્પષ્ટ કરે છે.

સ્વાતંત્ર્યની ચળવળ દરમિયાન અલિપોર જેલમાં મહદ્અંશે સ્વપ્રયત્ને જ એમણે યોગસાધના શરૂ કરેલી હતી. તેમને અલિપોર જેલમાં અને વડોદરામાં સાક્ષાત્કાર થયેલા તે વિષે તેમણે જાહેરમાં પણ જણાવેલું છે. આ સાક્ષાત્કારના પ્રસંગો શરૂઆતના એટલે કે પોંડિચેરી ગયા એ પહેલાંના અને રાજકીય ચળવળ સમયના છે. આમાં પહેલો સાક્ષાત્કાર વડોદરામાં ઈ. સ. ૧૯૦૮માં સ્થળ-કાળ-વિહીન શાંત બ્રહ્મનો થયેલો. બીજા ત્રણ આવા પ્રસંગો અલિપોર જેલના નિવાસસ્થાન દરમિયાનના છે જેમાં વિશ્વવ્યાપી ચેતનાનો તથા સ્થિર અને ગતિશીલ બ્રહ્મનો સાક્ષાત્કાર થયેલો.[3] આ સાક્ષાત્કારના પ્રસંગોએ તેમના જીવનને નવો વળાંક આપ્યો અને રાજકારણમાંથી નિવૃત્ત થઈ તે સમયના ફ્રેંચ સંસ્થાન પોંડિચેરીમાં અંતિમ સમય સુધી (ઈ. સ. ૧૯૫૦) રહ્યા હતા.

ઇંગ્લેન્ડમાં બહુ નાની ઉંમરથી તેમણે અંગ્રેજીમાં સુંદર કાવ્યો લખ્યાં હતાં. તેમનું પછીથી અંગ્રેજી ભાષામાં લખાયેલું મહાકાવ્ય 'સાવિત્રી' કાવ્ય અને તત્ત્વજ્ઞાનનો સુભગ સમન્વય સાધતો સુંદર નમૂનો છે.

આમ તેમના જીવનઘડતરમાં પશ્ચિમ અને પૂર્વની સંસ્કૃતિઓનું અદ્ભુત મિલન થયું છે. સાથે પશ્ચિમનાં વૈજ્ઞાનિક વિકાસ અને ચોકસાઈભર્યા વલણનો લાભ અને ભારતીય આધ્યાત્મિક વારસાનો અને અંગત સાક્ષાત્કારનો પણ તેમને અમૂલ્ય લાભ મળ્યો છે. વળી તે એક કવિ પણ હોવાથી તત્ત્વદર્શનમાં કવિની ભાવુકતાનો મોંઘો લાભ પણ અનાયાસે મળ્યો હતો. આથી વિજ્ઞાન તથા સાક્ષાત્કારના સમન્વયની ભૂમિકા પર તેમનું તત્ત્વજ્ઞાન સંગઠનમાં સર્વગ્રાહી અને કવિ-દ્રષ્ટાના તત્ત્વજ્ઞાન તરીકે ભાવિના દર્શનમાં પયગંબરી બન્યું છે.

આથી વિશ્વદૃષ્ટિબિંદુના ઘડતરમાં તે ભૌતિક અને આધ્યાત્મિક બન્ને પાસાંનો સમતુલિત સુમેળ સાધ-

૧૩ સદ્‌ગત શ્રી દેવદાસ ગાંધી. ગાંધીજીના નાના પુત્ર—ચોથા સંતાન. અકાળ વયે તેમનું દુઃખદ અવસાન થતાં ભારતના પત્રકાર જગતને અને ગાંધી સ્મારક-નિધિને ભારે મોટી ખોટી પડી. શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારીના જમાઈ સદ્‌ગત દેવદાસભાઈ ખૂબ હોશિયાર, વ્યાસંગી અને અચ્છા લેખક-પત્રકાર હતા. અંગ્રેજી ભાષા પરનું એમનું પ્રભુત્વ ઈર્ષા ઉપજાવે તેવું હતું. દેશપરદેશમાં એમણે વ્યાપક પ્રવાસો કરેલા. નવી દિલ્હીમાં અંગ્રેજી દૈનિક 'The Hindustan Times'નું તંત્રીપદ એમણે આખર સુધી સરસ સંભાળ્યું અને શોભાવ્યું. ગાંધી સ્મારક-નિધિની વિશિષ્ટ શાખા—ફિલ્મ-ચિત્રાવલી વિભાગ—ના પણ તેઓ વડા હતા. દાદાસાહેબ અને દેવદાસભાઈનો ખૂબ ગાઢ અને વહાલસોયો સંબંધ હતો.

૧૪ શ્રી. ડાહ્યાભાઈ વલ્લભભાઈ પટેલ. સદ્‌ગત સરદારશ્રી વલ્લભભાઈ પટેલના સુપુત્ર અને સ્વતંત્ર પક્ષના એક અગ્રણી. હાલમાં તેઓ રાજ્યસભામાં વિરોધ પક્ષના નેતા તરીકે કામગીરી બજાવે છે. મુંબાઈમાં એમણે શરૂ કરેલાં (ચાળીસના દસકામાં) અખબારો ઘણાં વર્ષો પર બંધ પડ્યાં.

૧૫ શ્રી એસ. કે. પાટિલ. કૉંગ્રેસના ધુરંધર હોઈ દસકાઓ સુધી મુંબાઈના બેતાજ બાદશાહ રહ્યા. અત્યારે પક્ષના કાર્યમાં અને જાહેર જીવનમાં મશગૂલ છે. છેલ્લી —ચોથી સામાન્ય-ચૂંટણીમાં તેઓ હાર્યા. ભારત સરકારનાં વિવિધ ખાતાંઓમાં તેઓ પ્રધાનપદે હતા. દાદાસાહેબ સાથે એમના મળવા કરવાના પ્રસંગો બહુ જ નહોતા, તોયે સરદારશ્રી પ્રત્યેની બન્નેની માન-પ્રેમની ભાવનાને કારણે આ બન્ને વચ્ચે મજબૂત સ્નેહ-સાંકળ હતી. શ્રી. સદોબા પાટિલ ખૂબ અસરકારક વક્તા અને અતિ ચાણાક્ષ રાજપુરુષ છે. એમની વ્યવસ્થાશક્તિ પણ ખૂબ નોંધપાત્ર રહી છે.

૧૬ આલંકારિક અને જાણે સૂત્રાત્મક ભાષામાં દાદાસાહેબે આ વાક્ય લખ્યું છે. 'ગ' એટલે ગર્વ, અભિમાન. એનાથી વ્યક્તિ પીડાતી હતી એમ દાદાસાહેબને લાગ્યું.

૧૭ સદ્‌ગત પંડિત ઠાકુરદાસ ભાર્ગવ. પંજાબના એક આગેવાન કૉંગ્રેસી અને પંકાયેલા પાર્લમેન્ટેરિયન હતા. વકીલાતનો એમનો અભ્યાસ અને અનુભવ વિશાળ હતો. હિસ્સાર(પૂર્વ પંજાબ)ના તેઓ વતની હતા. એમના નાના ભાઈ ડૉ. ગોપીચંદ પંજાબના મુખ્ય પ્રધાનપદે હતા. નવી દિલ્હીમાં પંડિત ઠાકુરદાસજી કૅનિંગ લેન પરના પાર્લમેન્ટ-સદસ્યના નિવાસસ્થાનમાં રહેતા. દાદાસાહેબ સાથે એમને ગાઢ મિત્રતા હતી.

૧૮ શ્રી તાત્યાસાહેબ શિખરે મિરજ અને દક્ષિણ મહારાષ્ટ્રના જૂના, સન્નિષ્ઠ, સેવાભાવી રચનાત્મક કાર્યકર અને ગાંધીવાદી છે. લેખન-સાહિત્ય ક્ષેત્રે એમણે સેવાઓ આપી છે. થોડાં વર્ષ એમણે મિરજમાં 'माउली' નામનું મરાઠી સાપ્તાહિક ચલાવેલું. દાદાસાહેબના કેટલાક મરાઠી લેખો એ સાપ્તાહિકમાં પ્રગટ થયા હતા.

૧૯ સ્પીકરપદે ચૂંટાયા છતાં દાદાસાહેબે કૉંગ્રેસ પક્ષનું સામાન્ય સભ્યપદ છોડયું નહોતું. એ વિષે એમણે પોતાની ભૂમિકા સભાગૃહમાં અને બહાર યોગ્ય પ્રસંગો પર, ભાષણ-લખાણો દ્વારા સ્પષ્ટ કરી હતી. કૉંગ્રેસના કોઈ સક્રિય પક્ષીય કાર્યો-કાર્યક્રમોમાં દાદાસાહેબ સામેલ થતા નહીં. વળી, કૉંગ્રેસીઓની રીતિનીતિ વિષે દાદાસાહેબે અનેક વાર જાહેરમાં ટીકાઓ કરીને ઘણા નાનામોટા કૉંગ્રેસીઓની ખફા-મરજી પણ વહોરી લીધી હતી. સભાગૃહમાં અને બહાર દાદાસાહેબ સ્પીકરપદનું તાટસ્થ્ય અને ગૌરવ સરસ જાળવતા, બલકે વધારતા, એવી જ છાપ સર્વત્ર—વિરોધ પક્ષોમાં પણ અને સામાન્ય પ્રજાજનોમાંયે પડી હતી.

૨૦ મુંબાઈની એક વિમા કંપની. ઘણું કરીને એ પાછળથી ફડચામાં ગઈ. શ્રીયુત સ. પાં. નાડકર્ણી નામના એક મહારાષ્ટ્રીય સજ્જન અમદાવાદમાં વર્ષો સુધી રહ્યા હતા. એમણે આ કંપની શરૂ કરવાની પહેલ દાખવી હતી. શ્રી. નાડકર્ણી પ્રત્યેની પ્રેમ-નિકટતાને કારણે દાદાસાહેબ એમને સલાહ આપતા.

૨૧ આ મરાઠી કહેવતનો ભાવાર્થ એ છે કે બીજાની કોઈ ચીજવસ્તુ હોય તે આપણી જ સમજીને દાનમાં કે મદદમાં પધરાવી દેવી! એટલે, વસ્તુ તો કોઈ બીજાની હોય, પણ જશ આપણે ખાટી જવો.

*

ઉચ્ચ સિદ્ધાંતોનો ઉમેરો થતો નથી; નીચી કક્ષાના રૂપાંતરમાં તેની વધુ ને વધુ આત્માભિવ્યક્તિ થાય છે. આથી જીવનના તબક્કાની અભિવ્યક્તિથી ભૌતિક-તત્ત્વનો નાશ થતો નથી પણ તે વધુ સંવેદનશીલ બને છે. આ દૃષ્ટિબિંદુ પૂર્ણ અને સાચું સામાજિક એટલા માટે છે કે તેમાં નિમ્ન કક્ષાના જીવન તરફ તિરસ્કાર નથી અને ઉચ્ચ કક્ષાના આધિપત્યની સરમુખત્યારી નથી. નિમ્ન જીવન નિમ્ન કોટિએ જ રહેવા સર્જાયેલું નથી જ. ઉત્ક્રાંતિના સાતત્યનો પણ અહીં સ્વીકાર થયો છે. નિમ્ન કક્ષાના જીવનસિદ્ધાંતો સાથેનો સંબંધ કાપી નાખવાથી આગળ વધી શકાય એવી આપણા પુરાતનકાળના આચાર્યોની માન્યતા અયથાર્થ છે. અદ્વૈત વેદાન્તીઓએ પણ આ ભૂલ કરી છે. શ્રી. અરવિંદ કહે છે કે દૈવી ચેતનાની પ્રાપ્તિથી આપણું ભૌતિક, શારીરિક કે માનસિક અસ્તિત્વ નાશ પામતું નથી; તે વધુ સમૃદ્ધ, વધુ શકિતશાળી અને વધુ સંપૂર્ણ બને છે.[૭] પ્રકૃતિ પોતાની કક્ષાના બધા સિદ્ધાંતો સાથે ઊર્ધ્વગમન કરવા સતત પ્રયાસ કરે છે પરંતુ ભૌતિક પ્રકૃતિમાં અતિમાનસનું અવતરણ ન થાય ત્યાં સુધી આ પ્રક્રિયા પૂર્ણ બને નહીં.[૮] આ વિશ્વપ્રક્રિયામાં ભૌતિક તત્ત્વ, જીવન, માનસ વિવિધ કક્ષાએ અભિવ્યકત થયેલું આત્મતત્ત્વ જ છે. એ જ સચ્ચિદાનંદ છે જે વિશ્વપ્રક્રિયાનો ચાલક, તેનું ધ્યેય અને પ્રક્રિયા પોતે છે.

આમ શ્રી. અરવિંદ ઉત્ક્રાંતિની વિશ્વપ્રક્રિયાની પૂર્ણ સમજૂતી દ્વારા સાક્ષાત્કારનાં સનાતન સત્યો અને વૈજ્ઞાનિક ભાવનાનો સમન્વય કરે છે. ઉત્ક્રાંતિ વિષેનું આ દૃષ્ટિબિંદુ પૂર્ણ એટલા માટે છે કે—

(૧) તે વૈયક્તિક, સામાજિક અને વિશ્વવ્યાપી છે. તેમાં વૈયકિતક આત્મચેતનાનું વિશ્વવ્યાપી અને અંતે સચ્ચિદાનંદનાં સર્વોચ્ચ તબક્કામાં રૂપાંતર થાય છે. વળી ભૌતિક જીવન અને ભૌતિક પ્રકૃત્તિની નક્કર ભૂમિકા સ્વીકારીને જ આગળ વધવાનું છે, અને નિમ્ન કક્ષા નિમ્ન રહેવા સર્જાયેલી નથી.

(૨) તે આધ્યાત્મિક છે અને જીવનના ઊર્ધ્વગમનની અભિલાષાઓનું પ્રેરક છે.

(૩) ઉત્ક્રાંતિ અને અવતરણ એવાં બન્ને પાસાં તે આપે છે અને પ્રારબ્ધ તથા પુરુષાર્થનો સમન્વય કરે છે.

(૪) ઉત્ક્રાંતિનાં હેતુ અને વિગત બન્ને સમજાવે છે.

## પૂર્ણ જ્ઞાન

ઉત્ક્રાંતિના પૂર્ણદૃષ્ટિબિંદુ સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલ પ્રશ્ન છે પૂર્ણજ્ઞાનનો. જેમ ઉત્ક્રાંતિ વિષેનું પશ્ચિમનું અને ભારતીય દૃષ્ટિબિંદુ અપૂર્ણ હતું તેવું જ જ્ઞાન વિષે છે.

ઇન્દ્રિયજન્ય સંવેદનસામગ્રીના બૌદ્ધિક અર્થઘટનને પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓએ જ્ઞાન ગણ્યું છે. આ કારણે શુદ્ધ ચેતનાની અંતઃસ્ફૂરણાની અનુભૂતિ 'અવૈજ્ઞાનિક' અને અયથાર્થ ગણવામાં આવે છે. પશ્ચિમના ઉત્ક્રાંતિવાદી તત્ત્વજ્ઞાનમાં અદ્વિતીય એવા બર્ગસોંએ આ અંતઃસ્ફૂરિત જ્ઞાનને સાચું જ્ઞાન ગણ્યું છે. પરંતુ આ અંતઃસ્ફૂરિત જ્ઞાનના તબક્કાઓ વિષે તે ચોક્કસ નથી. અને ઉચ્ચ અંતઃસ્ફૂરિત જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય એ દર્શાવ્યું નથી. આમ તેના દૃષ્ટિબિંદુમાં આ અપૂર્ણતા રહેલી છે જ. ભારતીય પ્રાચીન તાત્ત્વિક પદ્ધતિઓ અતિ-બૌદ્ધિક કે અંતઃસ્ફૂરણાનું પ્રત્યક્ષ જ્ઞાન સાચું જ્ઞાન ગણે છે પરંતુ બૌદ્ધિક જ્ઞાનને યોગ્ય મહત્ત્વ આપતી નથી. વેદાન્તીઓ અજ્ઞાનનો નાશ એ સત્ તત્ત્વને પિછાનવાની પૂર્વશરત ગણે છે. આ ખયાલ ઉત્ક્રાંતિના વાસ્તવિક સાતત્યને લક્ષમાં લેતો નથી.

શ્રી. અરવિંદના પૂર્ણાદ્વૈતવાદી વિશ્વદૃષ્ટિબિંદુમાં ઉપરોક્ત બન્ને પ્રકારના અતિમાત્રાના એકપક્ષીય દૃષ્ટિબિંદુને સ્થાન નથી. પૂર્ણજ્ઞાન માટે આધ્યાત્મિક તેમજ બૌદ્ધિક જ્ઞાનની પ્રક્રિયા આવશ્યક છે. એકના વિના બીજું અધૂરું છે.

બર્ગસોંના મંતવ્ય જેવું શ્રી. અરવિંદનું મંતવ્ય છે કે માનસનું બૌદ્ધિક જ્ઞાન અવિભાજિત સમગ્રનું ઐક્ય તોડે છે અને પછી એ ભાગો સાથે જોડીને મૂળ ઐક્ય આપવા પ્રયત્ન કરે છે તે અયથાર્થ અને અસ્વાભાવિક છે. આથી માનસ અનંતને સમગ્રપણે જાણી શકતું નથી.[૯] આ માટે માનસની પ્રક્રિયાથી ઉચ્ચ કક્ષાની અતિમાનસીય અંતઃસ્ફૂરણાની અનિવાર્ય આવશ્યકતા છે, આની પ્રાપ્તિ માટેનો માર્ગ તેણે પૂર્ણયોગમાં દર્શાવ્યો છે.

જ્ઞાનનો હેતુ આપણું સાચું અસ્તિત્વ પુનઃ પ્રાપ્ત કરવાનો છે.[૧૦] આ ધ્યેય પ્રાપ્તિના ત્રણ વિસ્તૃત તબક્કા છેઃ (૧) અ-જ્ઞાનનો-જેમાં તદ્દન નિમ્ન ભૌતિક કક્ષાએ

# સ્વાધ્યાય · સંશોધન · સર્જન

## પૂર્ણાદ્વૈતવાદી વિશ્વદૃષ્ટિબિંદુ

એમ. કે. ભટ્ટ

ડૉ. આલ્બર્ટ સ્વાઈત્ઝરે[1] સાચું કહ્યું છે કે સમગ્ર માનવપ્રગતિનો આધાર તેના વિશ્વના સિદ્ધાંત ઉપર છે. માત્ર સંતોષપ્રદ વિશ્વદૃષ્ટિબિંદુ જ માનવીને જીવનના અનેક ઝંઝાવાતો સામે ટકાવી શકે છે અને તેમાં રહેલું હીર બહાર લાવે છે. આવું વિશ્વદૃષ્ટિબિંદુ જીવનનાં ઉચ્ચ મૂલ્યોની પ્રાપ્તિની શક્યતાનું સમર્થક હોવું જોઈએ. ભૌતિક જીવનને સ્વીકારીને જ તેના ઉત્ક્રમણની અભિલાષાઓ તેણે પોષવી જોઈએ. ભૌતિક દૃષ્ટિબિંદુ યાંત્રિક હોય તો તેમાં ઉચ્ચ મૂલ્યોને સ્થાન નથી. વળી તેમાં ભૌતિક જીવનથી આગળ જવાની તમન્નાને કોઈ સ્થાન નથી. માત્ર ભૌતિક પ્રગતિ અસમતુલિત પ્રગતિ છે અને યોગ્ય આધ્યાત્મિક વિશ્વદૃષ્ટિબિંદુ વિના તે માનવજાતને કલ્યાણકારી બનવાને બદલે તેના વિનાશનું હથિયાર બની રહેશે. આથી માનવજીવનને વધુ ને વધુ ઊર્ધ્વગામી બનાવે અને તેના સત્ત્વને વધુ ને વધુ અભિવ્યક્ત કરાવે તેવું આધ્યાત્મિક દૃષ્ટિબિંદુ જ સંતોષપ્રદ બની શકે. આ આધ્યાત્મિક દૃષ્ટિબિંદુમાં ભૌતિક જીવનની અવગણના કરવી પાલવે જ નહીં, તેમ જ આ જીવનની કક્ષાને અંતિમ ગણવી પણ યોગ્ય ગણાય નહીં. માનવ-અસ્તિત્વના વિવિધ વિરોધી સંઘર્ષોનું તેમાં સમાધાન કે નિરાકરણ થવું એ સુસંગતિની દૃષ્ટિએ જરૂરી છે. આમ છતાં તે માત્ર માનવકક્ષાના અસ્તિત્વને લક્ષમાં લે તો અત્યંત અધૂરું જ ગણાય. આથી આવા દૃષ્ટિબિંદુમાં સમગ્ર અસ્તિત્વની સાચી સમજણ હોવી ઘટે. તે યુગની તાસીર મુજબ નવાં મૂલ્યો ઉત્પન્ન કરતું અને માનવપ્રગતિની નવી સરહદોને ખુલ્લી કરતું હોવું જોઈએ. વૈજ્ઞાનિક પ્રગતિની સાથે સમન્વય સાધીને તેની અપૂર્ણતા તે દૂર કરતું હોવું જોઈએ. શ્રી. અરવિંદનું પૂર્ણાદ્વૈતવાદી દૃષ્ટિબિંદુ આ બધી રીતે સંતોષપ્રદ ગણી શકાય તેવું વ્યાપક, વૈજ્ઞાનિક અને વિશદ છે.

### વિશ્વદૃષ્ટિબિંદુની રચનામાં વિગત અને સમગ્ર

પ્રાચીન કાળના વેદ-ઉપનિષદના રચયિતા ઋષિઓએ સાક્ષાત્કાર દ્વારા સત્ તત્ત્વના સમગ્ર અને અવિભાજિત સ્વરૂપને પિછાણ્યું હતું, પરંતુ ત્યાર બાદ બૌદ્ધિક અર્થઘટનમાં અને સામાન્ય માનવીની સમજણના વ્યાવહારિક હેતુ માટે તેનાં વિવિધ પાસાંને સ્વતંત્ર અને કેટલીક વાર તો વિરોધી સત્યો તરીકે લીધાં હતાં. આમ દૈવી અને આસુરી શક્તિઓનો, માનવીને લાભપ્રદ અને નુકસાનકારક તત્ત્વોનો ખયાલ પુરાણોની કથામાં જોવા મળે છે. ગ્રીક, ખ્રિસ્તી અને હિન્દુ પુરાણો ઉપરાંત જરથોસ્ત ધર્મમાં પણ આવો ખયાલ છે. પુરાણોમાં મહદ્અંશે ઈશ્વરે સૃષ્ટિ કેમ ઉત્પન્ન કરી તેની વિગત આપવાના પ્રયાસોમાં વિશ્વદૃષ્ટિબિંદુ માટેની જરૂરી બાબતોનો વિચાર થયો છે. અનુભવમાં જોવા મળતી બાબતોની રચનાની વિગતમાં નીચેના મુદ્દાઓ વિશે સમજૂતી આપવાનો પ્રયાસ થયો છે. અહીં સમગ્ર એટલે કે ઈશ્વરની માન્યતા પરથી વિગત પર જવાનું વલણ છે.

(૧) વસ્તુઓ—ભૌતિક દ્રવ્ય, ગુણ, પરિમાણ.

(૨) વર્તન કે ક્રિયા—પરિવર્તન, ગતિ, શક્તિ, નિયમ, કાર્યકારણત્વ.

(૩) ક્ષેત્રો—સ્થળ, કાળ, ભાત, સંબંધ.

(૪) માનસ—ચેતના.

આમ, પહેલાં જગતની રૂપરેખા પ્રાપ્ત કર્યા બાદ અનુભવની વિવિધ બાબતો, વિજ્ઞાનનાં સંશોધનો, વગેરે વિશ્વદૃષ્ટિબિંદુના વિકાસમાં ફાળો આપવા લાગ્યાં. વળી સમગ્ર અને વિગત સાથેનું સમાનુકૂલન માનવી માટે અત્યંત વ્યવહારુ મહત્ત્વ ધરાવતું હોવાને કારણે વિશ્વદૃષ્ટિબિંદુની રૂપરેખા સાથે માનવીએ પોતાને ધર્મ પણ આપ્યો.

બળોનો ઉપયોગ કરીને અતિમાનસીય તબક્કો પ્રાપ્ત કરવા કટિબદ્ધ બનવું જોઈએ.

પૂર્ણયોગ મુજબ ભૌતિક પ્રકૃતિ પણ કક્ષાભેદે સત્ તત્ત્વ છે. ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં ભૌતિક તત્ત્વ વધુ ને વધુ દૈવી બનતું જાય છે. અહીં પ્રકૃતિ પુરુષથી ભિન્ન નથી. આથી પ્રકૃતિને દૂર કરીને નહીં પણ આનુભવિક એવી ભૌતિક દુનિયાના દૈવીકરણના આનંદમાં સહભાગી બનીને મુક્તિની સ્થિતિ પ્રાપ્ત કરવી જોઈએ. શ્રી. અરવિંદ યોગને બેવડી ગતિ કહે છે.[१२] આ મુજબ તેમાં ચેતનાનું ઉત્તરોત્તર ઉચ્ચ કક્ષામાં ઊર્ધ્વગમન થાય છે અને એ સાથે દૈવીતત્ત્વનું નિમ્ન કક્ષામાં અવતરણ શક્ય બનાવે છે. અહીં મુક્તિનો ખયાલ વૈયક્તિક જ નહીં, પણ સમગ્ર માનવજાત માટેનો છે. જગતમાં દૈવી સૃષ્ટિના નિર્માણ માટે માનવીની ઉત્કંઠા અને અતિમાનસની કૃપા બન્ને જરૂરી છે. યોગીએ સર્વોચ્ચ શક્તિ સાથે ક્રિયાશીલ તાદાત્મ્ય સાધવું જોઈએ.

આમ, દૈવીજીવનની પ્રાપ્તિ માટેની તેની યોગપદ્ધતિ પૂર્ણ એટલા માટે છે કે—

(૧) તેમાં વિવિધ પદ્ધતિઓના ઉત્તમ અંશોનો સમન્વય છે.

(૨) ઇન્દ્રિયગમ્ય અને ઇન્દ્રિયાતીત વિશ્વ તરફનું વલણ રચનાત્મક અને વિધેયાત્મક છે.

(૩) ભૌતિક જીવન અને આધ્યાત્મિક જીવનના વિકાસનું તેમાં સમતુલિત એલાન છે.

## પૂર્ણાદ્વૈતની વિશિષ્ટતા

અદ્વૈતવાદી દષ્ટિબિંદુ બૌદ્ધિક એકતત્ત્વવાદથી ભિન્ન છે. પશ્ચિમની વિચારધારામાં મુખ્યત્વે આવો બૌદ્ધિક એકતત્ત્વવાદ વિભિન્ન સ્વરૂપોમાં જોવા મળે છે. તેમાં સત્ તત્ત્વને બૌદ્ધિક પ્રત્યયો દ્વારા સમજૂતીને પાત્ર ગણવામાં આવે છે–તે પ્રત્યયાત્મક જ્ઞાન દ્વારા જાણી શકાય. ભારતીય અદ્વૈતવાદ અવિભાજિત સમગ્ર તરીકે સત્ તત્ત્વનું જ્ઞાન અંતઃસ્ફૂરણા દ્વારા જ થાય તેમ માને છે. પરંપરાગત ભારતીય અદ્વૈતવાદી પદ્ધતિઓ, આ ઉપરાંત, મૂળભૂત રીતે જીવનના ધ્યેય વિષે સમાન દષ્ટિબિંદુ ધરાવે છે. આ છે શુદ્ધ અસ્તિત્વનો ઉચ્ચ અંતઃસ્ફૂરિત અનુભવ જેમાં વ્યક્તિ-સમષ્ટિ, વિવિધતા-ઐક્ય વચ્ચેના ભેદ ઓગળી જાય છે. આ પદ્ધતિઓમાં ભિન્નતા છે આવા અનુભવની પ્રાપ્તિના માર્ગોમાં. આમ છતાં તેના વલણમાં ભૌતિકજીવનની ઉપેક્ષા સમાન બાબત રહી છે.

શ્રી. અરવિંદના પૂર્ણાદ્વૈતની મુખ્ય વિશિષ્ટતા એ છે કે એક તરફ આપણા ભૌતિક પ્રકૃતિ સાથેના સંબંધોને બીજી તરફ આપણા નૈતિક, ધાર્મિક અને આધ્યાત્મિક આદર્શ સાથે સમતુલિત રીતે સુગ્રથિત કરવાનો પ્રબળ પુરુષાર્થ છે. આથી આપણે ભૌતિક પ્રકૃતિને તિરસ્કૃત ગણવાની તેમ જ આ પ્રકૃતિ મુજબ દોરવાઈ જવાથી દૂર રહી શકીશું. આત્માના અવાજને અવગણવાથી જેમ ધ્યેયપ્રાપ્તિમાં પાછા પડવાનું બને છે તેવી જ રીતે ભૌતિક પ્રકૃતિને અવગણવાથી 'જીવનનું મહાન દેવાળું' જ મળે છે. આમ પૂર્ણાદ્વૈતનું વિશ્વદષ્ટિબિંદુ ભૌતિક અને આધ્યાત્મિક બન્ને પાસાંના સમતુલિત સુમેળનો સિદ્ધાંત આપે છે. આ સિદ્ધાંત, (ઉપરની ચર્ચામાં) ઉત્ક્રાંતિ, જ્ઞાન અને યોગને અનુલક્ષીને આવા સુમેળને સિદ્ધ કરે છે. સમતુલિત આત્મવિકાસ અને આત્મપૂર્ણતા દ્વારા માનવી આત્મસાક્ષાત્કારના ધ્યેયને પામી શકે છે. આ સાક્ષાત્કારને 'ઇતિ, ઇતિ' કે 'નેતિ નેતિ' દ્વારા વર્ણવી શકાય નહીં[१३] કારણ કે સત્ તત્ત્વ અવ્યાખ્યેય છે. તે તો પ્રત્યક્ષ અંતઃસ્ફૂરિત દૈવી અનુભૂતિમાં જ પ્રાપ્ત થાય. વિવિધ વાદો—એકતત્ત્વ, બહુતત્ત્વ, વગેરે—તેને સમજવાના માત્ર બૌદ્ધિક માર્ગો જ છે. સત્તત્ત્વની સમૃદ્ધ સંપૂર્ણતા, આથી, આવરી લઈ શકાય નહીં.

## ઉપસંહાર

શ્રી. અરવિંદનું પૂર્ણાદ્વૈતવાદી વિશ્વદષ્ટિબિંદુ સમગ્ર અસ્તિત્વના સંકલિત દષ્ટિબિંદુ તરીકે જીવન-ઐક્યના મૂળભૂત સિદ્ધાંતને સ્પષ્ટ કરે છે. તેના દષ્ટિબિંદુમાં પ્રાચીન વેદ-ઉપનિષદના ઋષિઓએ સાક્ષાત્કારના આધારે કરેલાં સનાતન સત્યનાં કથનોનું એક સુંદર પદ્ધતિમાં વૈજ્ઞાનિક ભૂમિકા પર પુનઃકથન થાય છે. આમ કરીને તેણે નવાં મૂલ્યો, આ યુગના સંદર્ભમાં, સ્થાપિત કર્યાં છે. તેના સમન્વયના પ્રયત્નમાં તેમણે સમગ્ર માનવજાતના આધ્યાત્મિક વારસાને નવું ક્રિયાશીલ સ્વરૂપ આપ્યું છે. ધર્મ અને નીતિશાસ્ત્રના મૂળભૂત ખયાલોની પુનર્વિચારણા પર તેમણે ક્રિયાશીલ અને સમગ્રલક્ષી વિશ્વદષ્ટિબિન્દુનું

વામાં સફળ થયા છે. તેમની તત્ત્વજ્ઞાનની પદ્ધતિમાં પશ્ચિમનાં વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન અને ભારતીય તત્ત્વજ્ઞાનના ઉત્તમ અંશોનો મૌલિક સમન્વય થયો છે. વિશ્વદષ્ટિબિંદુની રચનામાં તે માનસના તબક્કાએ અટકતા નથી, અને ભૌતિક તત્ત્વને અવગણતા પણ નથી.

તેમના જીવનઘડતરના ક્રમને અનુરૂપ પૂર્ણાદ્વૈતના દૃષ્ટિબિંદુનાં ત્રણ મહત્ત્વનાં પાસાં છે: (૧) પૂર્ણ ઉત્ક્રાંતિ, (૨) પૂર્ણ જ્ઞાન, અને (૩) પૂર્ણ યોગ. પૂર્ણાદ્વૈતના વિશ્વદૃષ્ટિબિંદુની આ ત્રેવડી વિશિષ્ટતા છે; તે અવિભાજ્ય અંગો છે.

## પૂર્ણ ઉત્ક્રાંતિ

ઉત્ક્રાંતિ વિષેનું વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ યાંત્રિક છે અને પશ્ચિમના ઉત્ક્રાંતિવાદી તત્ત્વજ્ઞાનનું દૃષ્ટિબિંદુ વધુ અસ્તિત્વવાદી અને બૌદ્ધિક છે. માત્ર બર્ગસોંએ ઉત્ક્રાંતિનું સતત પરિવર્તનશીલ એવું સાચું સ્વરૂપ અંતઃસ્ફૂરણા દ્વારા જ જાણી શકાય તેમ લીધું છે. આમ છતાં આ પ્રક્રિયાને કોઈ અંતિમ ધ્યેય ન હોવાથી ઉત્ક્રાંતિની સમજૂતી અપૂર્ણ રહે છે. યાંત્રિક દૃષ્ટિબિંદુમાં 'ઉત્ક્રાંતિ શા માટે?' એવા પ્રશ્નને કોઈ સ્થાન નથી. આમ પશ્ચિમની સિદ્ધાંતોમાં આધ્યાત્મિક સૂરનો સ્પષ્ટ અભાવ છે.

ભારતીય દૃષ્ટિબિંદુ સંપૂર્ણ રીતે આધ્યાત્મિક હોવા છતાં તેની અધૂરપ વધુ વૈયક્તિકતામાં અને ઓછા ક્રિયાશીલ હોવામાં રહેલી છે. વેદાન્તી પદ્ધતિઓ અપરિવર્તનશીલ અને અક્ષર એવા એકમાત્ર બ્રહ્મને સત્ ગણે છે અને પરિવર્તનશીલ અને ક્રિયાશીલ પ્રક્રિયાને માયા તરીકે કે ગૌણ અસ્તિત્વ તરીકે ગણે છે.

આમ પશ્ચિમના વિચારધારામાં આધ્યાત્મિક દૃષ્ટિબિંદુનો અભાવ છે; જ્યારે પરંપરાગત ભારતીય દૃષ્ટિબિંદુમાં ઉત્ક્રાંતિના વૈયક્તિક વલણની અને માત્ર સ્થાયીત્વને જ મહત્ત્વ આપવાની અધૂરપ છે.

શ્રી. અરવિંદનો ઉત્ક્રાંતિનો ખયાલ વિશ્વમય, વૈયક્તિક, તેમજ ક્રિયાશીલ છે. તેમનું દૃષ્ટિબિંદુ સંપૂર્ણપણે આધ્યાત્મિક હોવા છતાં ભૌતિક જીવનની અવગણના કરતું નથી. ઉત્ક્રાંતિ આત્મતત્ત્વની આત્માભિવ્યક્તિની પ્રક્રિયા છે અને આત્મતત્ત્વના અવતરણ પર તેનો આધાર છે. આત્મતત્ત્વ કે સત્ સર્જન અને ઉત્ક્રાંતિની પ્રક્રિયાનું મૂળ છે અને અંતિમ ધ્યેય પણ છે. ઉત્ક્રાંતિની પ્રક્રિયાએ અત્યાર સુધીમાં આત્મતત્ત્વની અભિવ્યક્તિ માનવ-માનસની કક્ષા સુધી સિદ્ધ કરી છે. ઉત્ક્રાંતિના વિજ્ઞાને અને પાશ્ચાત્ય ઉત્ક્રાંતિના તત્ત્વજ્ઞાને આ સિદ્ધિને સ્વીકારી હોવા છતાં તેથી આગળ વધી શકયા નથી. શ્રી. અરવિંદે માનવમાનસના તબક્કાથી આગળના દૈવીજીવનના તબક્કાને વિશદ રીતે સ્પષ્ટ કરીને ઉત્ક્રાંતિના વિશ્વદૃષ્ટિબિંદુને આધ્યાત્મિક અને પૂર્ણ બનાવ્યું છે. ભૌતિકવાદી દૃષ્ટિબિંદુ તદ્દન અપૂર્ણ છે કારણ કે તે સ્વ-વિરોધી છે. અચેતન સિદ્ધાંત પોતે ચેતન અને જીવનને નિષ્પન્ન કરી શકે નહીં. આ માટે તેમાં આંતરિક સત્ત્વ તરીકે ચેતનનું હોવું આવશ્યક છે. ઉપરાંત ચેતનની અભિવ્યક્તિનું ધ્યેય પણ તે ધરાવતું હોવું જોઈએ. પશ્ચિમના આદર્શવાદી સિદ્ધાંતોની ખામી એ છે કે તે બુદ્ધિ અને તર્કના પ્રત્યયો દ્વારા ઉત્ક્રાંતિની પ્રક્રિયાનું અર્થઘટન કરે છે. આ કારણે ચેતનાના ઉચ્ચ સ્તરોનો વિચાર ત્યાં થયો નથી. શ્રી. અરવિંદના ઉત્ક્રાંતિના તત્ત્વજ્ઞાનમાં આ બંને પાસાંનો સમન્વય થયો છે. આ મુજબ ભૌતિક તત્ત્વમાં રહેલ આત્મતત્ત્વની આત્માભિવ્યક્તિ ક્રમશઃ ચેતનાની ઉચ્ચ કક્ષાઓમાં થઈને પોતાના સ્વત્વને સંપૂર્ણપણે પામે છે. આ ઉત્ક્રાંતિનું સત્ય છે.[૪] આમ ઉત્ક્રાંતિની અંતિમ અભિવ્યક્તિ એ જ અવતરણમાં પહેલી બાબત છે.[૫]

ઉત્ક્રાંતિની પ્રક્રિયાના પરિણામને મૂલવતું તેનું દૃષ્ટિબિંદુ પણ પૂર્ણ છે. આને તે ત્રેવડી વિશિષ્ટતા કહે છે:[૬]

(૧) વિસ્તૃતીકરણમાં નિમ્ન કક્ષાના સિદ્ધાંતો વધુ વિસ્તૃત, ગ્રહણ કરવા તત્પર અને ઉચ્ચ ભૂમિકાએ પહોંચવા માટેની અનુકૂળ પરિસ્થિતિ ધારણ કરનાર બને છે.

(૨) ઊર્ધ્વીકરણમાં ચિત્તશક્તિની અભિવ્યક્તિ વધુ ને વધુ ઉચ્ચ કક્ષામાં થાય છે અને અંતે સંપૂર્ણ આત્માભિવ્યક્તિ પામે છે.

(૩) સંગઠનમાં ઉચ્ચ કક્ષાનો સિદ્ધાંત નિમ્ન કક્ષાના સિદ્ધાંતો પોતાનામાં સમાવે છે અને ઊર્ધ્વગામી બનાવે છે. આ રૂપાંતર દરમિયાન નિમ્ન કક્ષાની આકસ્મિક મર્યાદાઓ અદશ્ય થાય છે.

આમ આ વિશિષ્ટતા દ્વારા શ્રી. અરવિંદ દર્શાવે છે કે ઉત્ક્રાંતિમાં પૂર્વ-અસ્તિત્વ ધરાવતી બાબતમાં

# કોયનાનો ભૂકંપ

નરસિંહ મૂળજીભાઈ શાહ

તાજેતરમાં (તારીખ ૧૧-૧૨-૧૯૬૭) થયેલો કોયનાનો ભૂકંપ અને તેની અસર ઊંડો અભ્યાસ અને સવિસ્તર તપાસ માગે છે. કોયનાના ધરતીકંપે પ્રચલિત ભૂસ્તરીય સિદ્ધાંતોને હચમચાવી નાખ્યા છે અને ભૂકંપવિદ્યાના નિષ્ણાતો અને એન્જિનિયરોને વિચાર કરતા કરી મૂકયા છે. આ ભૂકંપે ઉપસ્થિત કરેલ નીચેના વિરોધાભાસો (contradictions) ગણાવી શકાય:

ભૂસ્તરવિદોએ ભારતીય દ્વીપકલ્પને પરંપરાએ પ્રાચીન સ્થિર વિસ્તાર ગણ્યો છે.

કોયના પ્રદેશને તાજેતરમાં નીમાયેલી તજજ્ઞ સમિતિએ ભૂકંપવિસ્તારની બહાર ગણ્યો છે (nonseismic).

હળવા (મૃદુ તીવ્રતાવાળા) આંચકા લાગ્યા હોત તો આ અંગે કોઈ પ્રશ્ન ઉદ્‌ભવત નહીં. સારી રીતે સખત આંચકો ગયા સપ્ટેમ્બરમાં નોંધાયો હતો અને ડિસેમ્બરમાં ધરતી ધણધણી ઊઠી અને મહા-વિનાશકારી ધરતીકંપ થયો. સિદ્ધાંતો અને પરંપરાથી ચાલતી આવેલી માન્યતાઓ આ અવલોકનોને આધારે ખોટી ઠરે છે અને દુ:ખદ અનુભવો થાય છે.

કોયના ધરતીકંપનો આંચકો ૭૦૦ કિલોમીટર જેટલે દૂર લાગ્યો એ હકીકત બતાવે છે કે ધરતીકંપ મોટા વિસ્તારનો (magnitude) અને ધરતીની સપાટી નીચે ઠીક ઊંડે તેનું કેન્દ્ર હોવું જોઈએ. નુકસાન એટલું સ્થાનિક હતું અને તૂટી પડેલ મકાનો એવાં મોટાં આલીશાન નહોતાં કે અડસટ્ટેલાં પરિમાણમાં જે નુકસાન થયું છે તેની સુસંગત નથી એવું લાગે. 'ભગવાનની આપણા પર દયા છે એટલે કોયના બંધ બચી ગયો અને જિંદગીનું નુકસાન મોટું ન થયું' એમ કહેવાથી વિરોધાભાસ ટાળી ન શકાય. ભગવાનનો અહેશાન માની, જ્યાં જ્યાં શકય હોય ત્યાં એકદમ ચોકસાઈપૂર્વક parameters નક્કી કરવા જોઈએ.

એવી નોંધ થઈ છે કે કોયના વિસ્તારમાં ધરતીકંપની ધ્રુજારીની કંપ સંખ્યા (frequency) ઈ.સ. ૧૯૬૩થી ખૂબ વધી છે—જળાશય કર્યા પછી આંચકા striggered હતા અને તેઓની કંપ સંખ્યા (frequency) જળાશયના પાણીના ભારને લીધે વધી.

ટેક્નિક સમતોલનમાં નાના સરખા વિક્ષેપનથી આપણને આશ્ચર્ય થવું જોઈએ નહીં. અન્ય દેશોમાં બંધાયેલ અન્ય બંધોના અનુભવોના દાખલા આપણી સમક્ષ છે. ડૉ. ભગવંતમ્‌ના શબ્દોમાં કહીએ તો, 'એ નોંધાયેલું છે કે કોલોરાડો નદીનો બંધ બાંધ્યા પછી અને લેઈક મીડ જળાશય થયા પછી એ વિસ્તારમાં નાના ધરતીકંપો વારંવાર થવા લાગ્યા. ધરતીકંપ જળાશયમાં પાણીના ભારને લીધે થયો છે એ આટલા નાના ભારને વધારે પડતું મહત્ત્વ આપવા જેવું છે.' પાણીના ભારે આ ધરતીકંપ ઉપજાવ્યો એવી દલીલ કરવાનું કોઈ પસંદ કરે નહીં. આ દલીલમાં તર્કદોષ યા વિચારદોષ રહેલો છે. જળાશય બાંધ્યા પૂર્વે આ વિસ્તારમાં અતિ અસ્થાયી તૂટનું અસ્તિત્વ હતું એમ ગર્ભિત અનુમાન નીકળે છે, અને આ તૂટ ખળભળી ઊઠવાની રાહ જોતી હોય. જો એ વિસ્તારની મોજણી બરાબર થઈ હોય તો આ પરિસ્થિતિ ધ્યાન બહાર રહી શકે નહીં. જેનો ઉકેલ લાવવાનો છે એવા વિરોધાભાસો એમાં રહેલા છે.

ઈ.સ. ૧૮૯૭નો આસામનો અને ઈ.સ. ૧૯૩૪નો બિહારનો ધરતીકંપ લઈએ. ઈ.સ. ૧૯૩૪નો ધરતીકંપ દર્શાવે છે કે સને ૧૮૯૭ના કંપ કરતાં પરિસ્થિતિ વધારે સુધરી નથી. પરંતુ કોયનાનો કંપ ભૂ-ભૌતિક વિજ્ઞાનીને ખૂબ મહત્ત્વનો છે.

કોયનાના ધરતીકંપના આંચકા સખત હતા અને તેની તીવ્રતા જુદા જુદા અંશોની હતી. મોટો આંચકો લાગ્યો તે પહેલાં અને પછી નાના નાના આંચકા લાગ્યા હતા. એ ક્ષેત્રમાં ઉત્કેન્દ્ર (epicentre) હોય એવા આંચકા હજી પણ નોંધાય છે. આ કાંઈ અસાધારણ નથી.

કોયના બંધથી ૧૦ કિલોમીટરમાં મોટા આંચકાનું ઉત્કેન્દ્ર અડસટવામાં આવ્યું છે. કંપન મૂલકેન્દ્ર (focus)

જ્ઞાનનો અભાવ છે. અલબત્ત, જેમ ચેતન તત્ત્વ કે આત્મ-તત્ત્વવિહીન ભૌતિક તત્ત્વ માત્ર સૈદ્ધાંતિક શકયતા છે તેમ જ્ઞાનનો તદ્દન અભાવ પણ સૈદ્ધાંતિક શકયતા માત્ર છે. જો જ્ઞાનનો તણખો સુષુપ્ત રીતે અજ્ઞાનમાં ન હોય તો અજ્ઞાનનો જ્ઞાનમાં વિકાસ જ શકય ન બને. (૨) અજ્ઞાનનો એટલે કે જ્ઞાન-અજ્ઞાનનો જેમાં સત્ તત્ત્વના અંતઃસ્ફૂરિત સંપૂર્ણ જ્ઞાનનો અભાવ હોવા છતાં તદ્દન નિમ્ન તબક્કાથી ઉત્ક્રાંતિમાં અભિવ્યક્તિની દૃષ્ટિએ વધુ ઉચ્ચ છે. (૩) દૈવી અંતઃસ્ફૂરિત જ્ઞાનનો જે અંતિમ તબક્કો છે, તેમાં જ્ઞાનનો વિકાસ પૂર્ણ બને છે અને પોતાના સાચા અસ્તિત્વની પુનઃ પ્રાપ્તિનું ધ્યેય સિદ્ધ થાય છે. ઉપનિષદે પ્રબોધેલ 'तत्त्वमसि'નો અહીં જ્ઞાન દ્વારા સાક્ષાત્કાર થાય છે. આ જ્ઞાન તાદાત્મ્ય દ્વારા જ્ઞાનની ઉચ્ચ કક્ષા છે. તેમાં જે જાણવાનું છે અને જાણનાર છે તેની વચ્ચે કોઈ ભેદ નથી. આમ અજ્ઞાન ઉત્ક્રાંતિમાં ક્રમશઃ પોતાનામાં સ્થિત જ્ઞાનને વધુ ને વધુ અભિવ્યકત કરીને અંતે પૂર્ણતા પ્રાપ્ત કરે છે. બીજી રીતે કહી શકાય કે જ્ઞાનમાં ઉત્ક્રાંતિનું છેલ્લું શિખર એટલે સચ્ચિદાનંદના ત્રેવડા સિદ્ધાંતનો સાક્ષાત્કાર. વ્યક્તિગત આત્માનો અંતિમ આત્મા કે બ્રહ્મ તરીકેનો અનુભવ એ સર્વોચ્ચ જ્ઞાનની સ્થિતિ છે. આ દૃષ્ટિબિંદુ પૂર્ણ દષ્ટિબિંદુ છે, કારણ કે—

(૧) તેમાં બૌદ્ધિક જ્ઞાનને વિકાસના એક મહત્ત્વના તબક્કા તરીકે લેવામાં આવ્યું છે અને તેના નાશ દ્વારા નહીં પણ વિકાસ દ્વારા અંતઃસ્ફૂરણાનો ઉચ્ચ તબક્કો પ્રાપ્ત થાય છે તેમ દર્શાવ્યું છે.

(૨) અજ્ઞાન-જ્ઞાન કક્ષાભેદે સાપેક્ષ છે એ વાસ્તવિક હકીકતને સ્વીકારવામાં આવી છે. અજ્ઞાનનો નાશ નહીં પણ વિકાસ જરૂરી છે.

(૩) તેમાં ભૌતિક અને આધ્યાત્મિક પાસાંનો સમતુલિત સમન્વય થયો છે.

## પૂર્ણ યોગ

અતિમાનસના અવતરણથી માનસ અતિમાનસની કક્ષા પ્રાપ્ત કરે છે. આ અવતરણ માટે આ બન્ને વચ્ચેનો પડદો દૂર થવો જોઈએ. નિમ્ન ગોળાર્ધ અને દૈવી જીવનના ઉચ્ચ ગોળાર્ધ વચ્ચેનો આ પડદો દૂર થાય તો જ માનવજાતમાં દૈવી જીવન પાંગરે. આ દૈવી શક્તિ જ કરી શકે. પરંતુ જો માનવી આ પ્રકાશને ગ્રહણ કરવા સજ્જ ન હોય તો આવું અવતરણ અસરકારક બનતું નથી. આથી શ્રી. અરવિંદ મુજબ યોગનો હેતુ અતિમાનસના અવતરણ માટે યોગ્યતા કેળવવાનો છે. ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં અતિમાનસીય તબક્કામાં રૂપાંતર તો થવાનું જ છે, પરંતુ આવું પરિવર્તન લાવવામાં અને તેને સ્થાયી બનાવવામાં માનવીની અંતરની અભિલાષાઓ અને સતત પ્રયત્નોની જરૂર રહે છે.[૧૧] આમ અહીં પુરુષાર્થ અને પ્રારબ્ધનો સમન્વય છે.

યોગના આ હેતુની પ્રાપ્તિ માટે શ્રી. અરવિંદે યોગની મુખ્ય પદ્ધતિઓના ઉત્તમ અંશોનો સમન્વય સાધવાનો પ્રયાસ કર્યો છે. પશ્ચિમના ધર્મ અને વિજ્ઞાનમાં જે મહત્ત્વનું છે તેનો ભારતીય સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાને પ્રબોધેલા ઈશ્વરપ્રાપ્તિના માર્ગો સાથે સમન્વય કરીને પૂર્ણયોગની પદ્ધતિ તેમણે આપી છે.

ભારતીય યોગપદ્ધતિઓ આધ્યાત્મિક હોવા છતાં પૂર્ણ બની શકી નથી, કારણ કે તેમાંની મોટાભાગની પદ્ધતિઓનું આનુભવિક અને ઇન્દ્રિયગમ્ય જગત તરફનું વલણ નિષેધવાચી છે. જીવનનાં નાનાવિધ દુઃખોનો ઉદ્દ્ભવ, સાંખ્ય મુજબ પ્રકૃતિના કાર્યને પોતાનું કાર્ય ગણવામાં, શંકરાચાર્ય મુજબ પરિવર્તનશીલ જગત જે માયારૂપ છે તેને ન જાણવાને કારણે અને બૌદ્ધમત મુજબ કર્મના પ્રતાપે થાય છે. આથી જીવનનું ધ્યેય, પ્રકૃતિ, માયા કે કુદરતમાંથી સંપૂર્ણ છુટકારો મેળવવામાં રહેલું છે.

આથી વિરુદ્ધ પશ્ચિમની સંસ્કૃતિ ભૌતિક જીવનને વધુ પડતું અને અસમતુલિત મહત્ત્વ આપે છે. દૈવી જીવનની પ્રાપ્તિ માટે માત્ર સદ્‌કર્મો જ પૂરતાં નથી. આ માટે યોગની બીજી રીતોની પણ આવશ્યકતા રહે છે જ. આ માટે ભક્તિયોગની આવેગમયતા, કર્મયોગની કાર્યો કે શુભ પ્રવૃત્તિ, અને જ્ઞાનયોગની બૌદ્ધિક પ્રવૃત્તિનો યોગ્ય સમન્વય જરૂરી બને છે. યોગની રીતો ભલે વ્યક્તિ અને જૂથો પરત્વે ભિન્ન હોય પરંતુ તેમાં શારીરિક તાલીમ, બૌદ્ધિક એકાગ્રતા, સાધના, સર્જનાત્મકપણું અને આવેગોનું સંસ્કરણ હોય એ આવશ્યક છે. માનવીએ પોતાનાં જૈવિક, શારીરિક, બૌદ્ધિક, આવેગજન્ય અને સંકલ્પ-

માં વેધશાળાઓ અને ભૂકંપ-માપક યંત્રો અસ્તિત્વમાં નહોતાં, એટલે શું થયું એની ફક્ત કલ્પના કરવાની રહી.

૬૦૦ વર્ષો પૂર્વે વિનાશકારી ધરતીકંપોની પરંપરાએ આ વિસ્તારને ધ્રુજાવી નાખ્યો હશે. આ ધરતીકંપોનું ઉત્કેન્દ્ર (epicentre) આજના ખંભાતના અખાતમાં હશે. આના પરિણામે ડેક્કન અને ટ્રૅપનો એક મોટો ટુકડો તૂટી જતાં છૂટો પડ્યો હશે અને સમુદ્ર તરફ ખસ્યો હશે. આ ક્રિયામાં કાંઠાવિસ્તારનો મોટો પ્રદેશ નમી જઈ દરિયામાં ઢળી ગયો હશે. એથી અન્યથા ધરતીકંપ મુક્ત ડેક્કન ટ્રૅપમાં, વિજયદુર્ગથી કોયનાને જોડતી અને ઉત્તરમાં કોયનાથી દમણ સુધી જોડતા પ્રદેશોમાં તૂટોની હાર ઉદ્ભવી હશે, જેની ટોચ કોયના આગળ હશે. આ પ્રદેશના વિસ્તારમાં ભૂસ્તરના વિદ્યાર્થીને કેટલીય રસપ્રદ બાબતો મળી આવે છે—જેમ કે રાજાપુર, વજરેસરી અને ઉંહેરેના ગરમ પાણીના ઝરા. ભૂસ્તરીય રીતે પુરવાર થયેલ ઘટના છે કે આ વિસ્તારમાં પશ્ચિમઘાટનો પ્રદેશ ઊંચાઈમાં વધ્યો છે અને સાથોસાથ દરિયાકાંઠો ઈંચ-ઈંચ દરિયામાં મળતો જાય છે. આવી જમીન વળવાની ઘટના થાય ત્યારે એ વળાંક પર પુષ્કળ ભાર અને દબાણ—stress and strain—પેદા થાય છે. એમ લાગે છે કે છેવટની અવસ્થાએ આ પ્રક્રિયા પહોંચી છે, હવે વિશેષ વળાંક લઈ શકાય એમ નથી. વળાંક પાસે તૂટ થવાથી જે શક્તિનું પ્રચંડ વિમોચન થાય છે તેનો આ બીજો તબક્કો છે. કોયનાના કંપે આ તબક્કાની જામગરી પૂરી પાડી છે. આ તૂટ સંપૂર્ણ થઈ જશે એટલે ડેક્કન ટ્રૅપ અસલ પ્રમાણે સ્થિર થઈ જશે.

પ્રચંડ ધરતીકંપ થાય ત્યારે બે લાખ ટન ટી. એન. ટી. ફોડવાથી જે શક્તિ વછૂટે એટલી શક્તિનું વિમોચન થાય છે.

છેલ્લાં ૧૫૦ વર્ષોમાં થયેલા મોટા ભૂકંપો અંગે થોડી માહિતી નીચે આપી છે:

તા. ૧૫–૬–૧૮૧૯ કચ્છના રણમાં ધરતીકંપ: ૧૫૦૦નાં મરણ

તા. ૧૨–૬–૧૮૯૭ આસામમાં ધરતીકંપ

તા. ૧૫–૮–૧૯૫૦ * આસામમાં બીજો ધરતીકંપ

[ઉપરના બંને ધરતીકંપો ઇતિહાસમાં નોંધાયેલા મોટા ધરતીકંપોમાંના છે.]

* બનારસથી ઈશાનમાં રંગૂન પર્યંતનો પ્રદેશ. ૬૦ જેટલા આંચકા પાછળથી લાગ્યા. આસામની લોહિત અને હાંરાંગ નદીઓનાં વહેણો બદલાયાં, નદીઓનાં પૂર, બ્રહ્મપુત્રા નદીએ લાખોને દુઃખી કર્યા.

તા. ૧૫–૬–૧૯૩૪ બિહારનો ધરતીકંપ

તા. ૩૧–૫–૧૯૩૫ ક્વેટાનો ધરતીકંપ

તા. ૨૬–૬–૧૯૪૧ આંદામાનના ટાપુઓ પર ધરતીકંપ

તા. ૧૮–૫–૧૯૫૫ નિકોબાર ટાપુનો ધરતીકંપ

તા. ૧૮–૫–૧૯૫૬ કચ્છનો ભૂજ જિલ્લામાં અંજારનો ધરતીકંપ: જેમાં ૧૦૦ ઉપરાંત માણસો માર્યા ગયા.

૧૯૬૩ના સપ્ટેંબરમાં કાશ્મીર ખીણમાં ધરતીકંપ–અનેક ગામડાં નાશ પામ્યાં.

તા. ૧૧–૧૨–૧૯૬૭ કોયનાનગરમાં પ્રચંડ ધરતીકંપ, પુષ્કળ નુકસાન, મુંબઈને ૪·૨૧ વાગ્યે સવારે ત્રણ આંચકા, ચોથો આંચકો પ્રચંડ હતો અને ૪૦ સેકન્ડ સુધી રહ્યો હતો. પૂના અને મહારાષ્ટ્રનાં અનેક ગામોમાં આ ધરતીકંપની અસર. ભરુચ, સૂરત, ડાકોર, કપડવણજ, વગેરે સ્થળે મંદકમ્પન આંચકાઓ.

દર વર્ષે ૨૦,૦૦૦ માણસો ધરતીકંપને લીધે મરે છે એવી ફ્રેન્ચ ધરતીકંપ-વિશારદની ગણતરી છે. ચીન, તુર્કી, ઈરાન અને યુગોસ્લાવિયાને ધરતીકંપોને લીધે ખૂબ સહન કરવું પડયું છે.

આ સૈકાના મોટા ધરતીકંપોમાં પુષ્કળ નુકસાન ઉપરાંત જાનહાનિ નીચે પ્રમાણે છે:

જાપાન—૧૯૨૩માં ૧,૪૩,૦૦૦ માણસો મૃત્યુ પામ્યા.

બલુચિસ્તાન–૧૯૩૫માં ૬૦,૦૦૦ માણસો મૃત્યુ પામ્યા.

મોરોક્કો—૧૯૬૦માં ૧૨,૦૦૦ માણસો મૃત્યુ પામ્યા.

ઈરાન—૧૯૬૨માં ૧૦,૦૦૦ માણસો મૃત્યુ પામ્યા.

યુગોસ્લાવિયા–૧૯૬૩માં ૧૦,૦૦૦ માણસો મૃત્યુ પામ્યા.

ભારત–બંગાળ–કલકત્તા ૧૭૩૭માં ૩,૦૦,૦૦૦ માણસો મૃત્યુ પામ્યા.

[કોયના ધરતીકંપ અંગે પ્રગટ થયેલ, અને સંદર્ભ પુસ્તકોમાંથી મેળવેલ, માહિતીના આધારે.]

*

ઘડતર કર્યું છે. આ રીતે જીવનની ગહન પ્રક્રિયામાં ઊંડી દૃષ્ટિ દ્વારા તેમનું તત્ત્વજ્ઞાન સર્જનાત્મક અને સુમેળભર્યા જીવનની પૂર્ણ કલાનો પાયો આપે છે. તેમણે જગતને ક્રિયાશીલ સત્યદર્શન આપ્યું છે.

શ્રી. અરવિંદનું દૃષ્ટિબિંદુ વિવિધ વિચારસરણી ધરાવનારાઓને સરખું સંતોષપ્રદ અને સ્વીકાર્ય લાગે તેવું છે, કારણ કે તેમાં અતિમાત્રાનો આદર્શવાદ કે અતિમાત્રાનો ભૌતિકવાદ નથી. વળી તેમાં આધ્યાત્મિક અને ભૌતિક જીવનના સમતુલિત સુમેળને કારણે તે આધ્યાત્મિક હોવા છતાં બુદ્ધિગમ્ય પણ છે. અત્યારે વિશ્વરાજ્ય, વિશ્વશાંતિ, વગેરે જગતવ્યાપી દૃષ્ટિબિંદુના મહત્ત્વનો સ્વીકાર થતો જાય છે ત્યાં વિશ્વવ્યાપી ઊર્ધ્વગમનનો ખયાલ જરૂર બંધ બેસે છે.

દૈવી જીવન કોઈ કલ્પિત જગતની સ્થિતિ નથી. ભૌતિક જીવનના સ્વીકાર અને તેના વિકાસની આ સ્થિતિ આધુનિક વાસ્તવવાદી દૃષ્ટિબિંદુને અનુકૂળ આવે તેવી છે.

અતિમાનવ બનાવવાના હૉર્મોન ચિકિત્સા દ્વારા થતા વિજ્ઞાનના પ્રયોગો શ્રી. અરવિંદની વૈજ્ઞાનિક ભૂમિકાનું જ સમર્થન કરે છે. આમ છતાં શ્રી. અરવિંદનું દૃષ્ટિબિંદુ આધ્યાત્મિક હોવાથી ભિન્ન છે. તેમણે માનવ-પ્રયાસોની મર્યાદા સ્પષ્ટ કરી છે. અતિમાનસની કૃપા વિના તે કક્ષા પ્રાપ્ત થાય નહીં. આમ આ દૃષ્ટિબિંદુ વૈજ્ઞાનિક અને આધ્યાત્મિક બન્ને પાસાંને લક્ષમાં લેતું હોવાથી બન્ને દૃષ્ટિએ સંતોષજનક છે.

આમ માનવ-વિકાસના આ કટોકટીના તબક્કાએ, ભૌતિક જીવનની નક્કર ભૂમિકા પર વૈજ્ઞાનિક અને આધ્યાત્મિક દૃષ્ટિબિંદુઓના સમન્વય દ્વારા માનવજાતના ઊર્ધ્વગમનમાં પોતાના સ્વત્વને ઉત્તરોત્તર વધુ ક્રિયાશીલ અભિવ્યક્તિ આપવાનો સંદેશ તે આપે છે.

## સંદર્ભ


1. Quoted by Chaudhari in 'The Integral Philosophy of Shri Aurobindo.', p. 18
2. A. B. Purani; 'Shri Aurobindo: A Brief Life-sketch' in 'The Integral Philosophy of Shri Aurobindo', pp. 332–340
3. M. P. Pandit; 'Shri Aurobindo', p. 17
4. 'The Life Divine', p. 734
5. 'The Life Divine', p. 760
6. 'The Life Divine', p. 634
7. 'The Life Divine', p. 648
8. 'The Life Divine', p. 629
9. 'The Life Divine', p. 248
10. 'The Synthesis of Yoga', p. 382
11. 'The Mother', pp. 83–84
12. 'The Riddle of this World', pp. 2–3
13. 'The Life Divine', p. 292


*

અનુસંધાન] **પત્ર-પ્રસાદી** [પૃ. ૨૮૪થી

તારીખે મારે અમદાવાદ આવવું કે નહિ તે વિશે હું વિચારતો હતો. એ દિવસે [અહીં] ધારાસભાની બેઠક નહિ મળે, તેમ છતાં ત્યાં આવું એટલે ધારાસભામાં મારી એક દિવસની (તા. ૩૧મીની) વધુ ગેરહાજરી [પડે]. ગાંધીજીનો ઉપદેશ હતો કે 'તમારી ફરજના સ્થળ ઉપર જ ઊભા રહો.' જીવનમાં ઘણા પ્રસંગોએ હું એ પ્રમાણે વર્ત્યો છું. અને મને લાગે છે કે અસ્થિ-વિસર્જન વિધિ માટે અમદાવાદ આવવા કરતાં દિલ્હીમાં ધારાસભાના મારા કામ માટે રોકાઈને હું ગાંધીજીને વધારે માન આપી શકીશ. આમ છતાં, સરદારની સૂચના પ્રમાણે હું વર્તીશ."

[જ્યેષ્ઠ પુત્ર બાલકૃષ્ણ (બાળાસાહેબ)ને ૨૦, અકબર રોડ, નવી દિલ્હીથી તા. ૬ ફેબ્રુઆરી ૧૯૪૮ ને રોજ મોકલેલ અંગ્રેજી ટાઈપ પત્રમાંથી.]

*

સામાજિક ખ્યાલથી વર્તે તો લોકશાહીનો વિકાસ વણથંભ્યો ચાલે. એ માટે લોકોને કેળવણી આપવી જોઈએ. તેમને માત્ર લખતાં-વાંચતાં આવડે એટલું બસ નથી. લોકશાહી નાગરિકતાની તાલીમ એમને મળવી જોઈએ. વળી, દરેક નાનીમોટી બાબતમાં સરકાર પર અવલંબવાની આદત પ્રજાને પડવી ન જોઈએ. સ્વૈચ્છિક સામાજિક સેવાઓનું મૂલ્ય લોકશાહીમાં ઘણું છે. પ્રજાના પ્રતિનિધિઓ જે તે તંત્ર કે સરકારમાં રહીને અનેક પ્રજાકીય કલ્યાણકાર્યો અવશ્ય કરતા રહે, પણ સાથે સાથે પ્રજા પોતે સમાજકાર્ય માટે સભાન, ઉત્સુક અને પ્રવૃત્તિશીલ રહે તો લોકશક્તિ વધે. સરકારનાં કાર્યો લોકસંમતિથી ચાલે અને પ્રજાનાં કાર્યો આત્મશકિતથી ચાલે—બન્નેનો સુમેળ અને સપ્રમાણ યોગ થતાં લોકશાહી સરસ ખીલવા માંડે છે. ગાંધીજીએ આ વાત પણ હમેશાં આપણા સૌની નજર સમક્ષ મૂકી.

ગાંધીજી આજન્મ લોકશાહીના પુરસ્કર્તા અને પ્રચારક રહ્યા. એનું ખાસ કારણ એ કે તેઓ પોતે જન્મતઃ, સ્વભાવતઃ અને તત્ત્વતઃ લોકશાહીવાદી હતા. તેમના જીવનમાં ત્રણ બાબતો આબાદ રીતે વણાઈ ગઈ હતી: વ્યક્તિસ્વાતંત્ર્ય, સામાજિક પ્રગતિ અને મધ્યમમાર્ગી વ્યવહાર. એક તરફ લગભગ આખો જનસમુદાય હોય અને બીજી તરફ એકલી અટૂલી વ્યક્તિ હોય તો પણ તેવી વ્યક્તિને 'એકલો જાને રે'ની હાક પ્રમાણે ચાલવાનો હક છે એમ ગાંધીજીએ સ્વીકાર્યું હતું. બધાના કે ઘણાંના અભિપ્રાય સાથે સહમત ન થવાય તો વ્યક્તિએ પોતાનો જુદો કે વિરોધી અભિપ્રાય નમ્રતાથી પણ નિર્ભયતાથી વ્યક્ત કરવો જ રહ્યો. એવું કરતી વખતે વ્યક્તિની નજર સમક્ષ સત્યની શોધનો જ આદર્શ હોવો જોઈએ, અને એવી ખોજ માટે એણે પ્રેમ તથા અહિંસાના માર્ગો અને સાધનો જ અપનાવવાં જોઈએ. એ માટે સત્યાગ્રહ કરવો પડે તો તે અવશ્ય કરવો, પણ તે સવિનય અને શુદ્ધ હેતુવાળો હોવો જોઇએ. વળી, બધા કાયદા-કાનૂનો—રાજ્યના અને દૈવી—પાળવાને તે સામાન્યતઃ ઉત્સુક અને તૈયાર હોવો જોઈએ. પોતાના મત માટેના કોઈ મમતથી એ પીડાય નહિ અને આગ્રહીમાંથી એ જક્કી બને નહીં.—જ્યાં મૂળ સિદ્ધાંતો અને ખરેખર જેને મૂળભૂત સિદ્ધાંતો કહી શકાય તેવા કેટલા? એ તો જૂજ જ હોય. ગાંધીજી તો કહેતા કે સત્ય, અહિંસા અને પ્રેમ એ ત્રણ મૂલ્યોમાં બીજાં બધાં સમાઈ જાય છે—ને આંચ આવતી ન હોય ત્યાં દરેક વ્યક્તિએ બાંધછોડ કરવા તૈયાર રહેવું જોઈએ. આપ-લેની ભાવના વિના જીવન શુષ્ક ને નિષ્ફળ બને, તો પછી લોકશાહી જીવન પણ એવી સમાધાનપ્રિયતા વિના કેવી રીતે સુંદર કે સફળ સંભવી શકે? ગાંધીજીએ એ પણ સ્વીકાર્યું કે ઇચ્છા અને સમાજનું નિયમન આવશ્યક છે, એટલે વ્યક્તિસ્વાતંત્ર્યની વિભાવનાનો અતિરેક ન થઈ શકે. ગાંધીજીએ દિલ્હીમાં ૧૯૪૮ની સાલમાં કહ્યું હતું તેમ, 'સમાજની ઇચ્છા અથવા સંકલ્પનો અમલ રાજ્ય કરે છે, કેમ કે રાજ્યનો વહીવટ પ્રજા જ પોતાના હિતને ખાતર કરે છે.' ૧૯૩૯ની સાલમાં ગાંધીજીએ 'હરિજનબંધુ'માં લખ્યું કે, 'આપણે વ્યક્તિસ્વાતંત્ર્ય અને સામાજિક અંકુશ વચ્ચે મધ્યમ માર્ગ કાઢતાં શીખ્યા છીએ. સામાજિક અંકુશોને આખા સમાજના કલ્યાણના હિતની દૃષ્ટિએ સ્વેચ્છાપૂર્વક સ્વીકારવામાં જ વ્યક્તિનો તેમજ સમાજનો અભ્યુદય રહેલો છે.'

ગાંધીજી મહાત્મા હતા, અને સૌ નાનામોટા કાર્યકરો-સાથીદારો પર એમનો નૈતિક પ્રભાવ જબરદસ્ત રહેતો. ઘણી વાર પંડિત નેહરુ કે સરદાર પટેલ જેવા મહારથીઓને ગાંધીજીના અમુક અભિપ્રાયો કે આગ્રહો ગળે ન ઊતરતા. કુટુંબનાં કે આશ્રમનાં નિકટનાં સામાન્યજનોને પણ કેટલીક વાર બાપુજીના વિચારો અકળાવનારા, ક્યારેક દમનકારી પણ લાગતા! ગાંધીજી પોતે આવી આબોહવાથી અપરિચિત નહોતા. એમને ખબર હતી કે પોતાના સાથીઓ અને અનુયાયીઓ પોતા પ્રત્યેની સંપૂર્ણ વફાદારી અને સ્વાભાવિક આદરબુદ્ધિને કારણે તેમની, એટલે કે ગાંધીજીની, અનેક વાતો અને રીતરસમોનો કડવો-મીઠો ઘૂંટડો હરહંમેશ પી જતા હતા! પણ ગાંધીજીને આ કદીયે ગમતું નહોતું. તેઓ વારંવાર કહેતા અને લખતા કે હું કહું છું માટે તમે કોઈ કશું ન કરશો, તમને જેટલું રુચે અને પચે તેટલું તમે સૌ તમારી રીતે વ્યવહારમાં મૂકશો. પોતાની વિરુદ્ધની જે જે સંભવિત દલીલો અને ભૂમિકાઓ હોય તે પ્રત્યે ગાંધીજી પોતે જ મિત્રો—મંત્રણાકારો સમક્ષ, અંગુલિનિર્દેશ

થા ફાટ(rupture)નું બિંદુ આ ક્ષેત્રની જમીનની સપાટી નીચે ૨૦-૩૦ કિલોમીટર ગણવામાં આવ્યું છે. પરંપરાગત વર્ગીકરણ પ્રમાણે આને મોટો 'છીછરો' ધરતીકંપ કહેવાય, અને તેનું focusનું બિંદુ mohorovicic discontinuity ઉપર છે. ધરતીકંપનું પ્રમાણ નક્કી કરવું વધારે મુશ્કેલ છે પણ તેને રિકટર માપક્રમ-સ્કેઈલ પર ૭ ઉપર મૂકી શકાય. (આ આંકડો પ્રાપ્ય પરિણામોના આધારે રજૂ કરેલો છે: વિશેષ પરિણામો મળતાં તેમાં ફેરફારની જરૂર પડે.)

ભારતના અન્ય ધરતીકંપોની પાર્શ્વભૂમિકામાં આ ધરતીકંપને મૂકીએ તો, આસામ (૧૮૯૭) ૮·૭; બિહાર (૧૯૩૪) ૮·૪ :; કવેટા (૧૯૩૫) ૭·૬; અને આસામ (૧૯૫૦) ૮·૭—એમ ઉપરના સ્કેઈલ (માપક્રમ) પર ધરતીકંપોની તીવ્રતાના આંકડા આવે છે. એ જાણીતું છે કે કવેટાના ધરતીકંપમાં ૩૦૦૦૦ માણસો કવેટામાં જ મૃત્યુ પામ્યા હતા. તો પછી કોયનાનો કંપ—જેમાં ૨૦૦-૩૦૦ માણસો મૃત્યુ પામ્યા છે—તેનું magnitude ૭ લેવું કેવી રીતે વાજબી લેખાય? કવેટાના કંપનું epicentre એ શહેરની નજીક હતું એ ભૂલવું ન જોઈએ, જ્યારે કોયનાના કંપમાં epicentre નજીક વસ્તીનું મોટું સંકેન્દ્રણ નથી. ડૉ. ભગવન્તમ્‌ના અભિપ્રાય અનુસાર, "આ ધરતીકંપ કાઠામગત (tectonic origin) નો લાગે છે અને mean radius of area of perceptivity ૭૦૦ કિલોમીટર છે." કોયનાથી બેન્ગલોર ૬૦૦ કિલોમીટર અને હૈદ્રાબાદ ૪૮૦ કિલોમીટર દૂર આવેલાં છે. આ અંતરના ગાળામાં તપાસ કરતાં માલૂમ પડ્યું છે કે ત્યાં જે આંચકા લાગેલા તેથી બારીઓ ધ્રૂજી ઊઠેલી અને છાજલીમાં વાસણ હાલી ગયાં હતાં. આથી એમ લાગે છે કે સુધારેલ મરકલી ઈન્ટેન્સિટિ સ્કેઈલ (માપક્રમ) લઈએ તો આ ધરતીકંપની તીવ્રતા IV અને V ગણાય. મુંબઈમાં પરિસ્થિતિ નિરાળી હતી. આંચકાને લીધે કબાટ હાલી ઊઠ્યાં હતાં. કેટલાકનું કહેવું છે કે તેઓ સ્થિર જમીન પર ઊભા રહી ન શકયા હતા. આમ હોય તો તીવ્રતા X થી XI ગણાય. કોયનામાં પણ આ કંપની તીવ્રતા IX લાગે છે. પરંતુ નિર્ણય કરતાં પહેલાં વિશેષ તપાસ કરી પરિણામો ભેગાં કરવાં પડશે.

કોયનાનગરમાં મકાનોને ખૂબ નુકસાન થયું છે અને ઘણા નાશ પામ્યાં છે. આમાંનાં ઘણાં કામચલાઉ બાંધેલા હતાં. તેમની અડસટ્ટેલી સલામતી કરતાં વધારે સમયથી તેનો ઉપયોગ કરવામાં આવતો હતો. કોયનાનો બંધ સલામત છે અને કાંઈ ખાસ નુકસાન થયું નથી. ૦·૪ G કરતાં વધારે પ્રવેગનું માપ નોંધાયું છે, તેના સંદર્ભમાં આ હકીકતની નોંધ લેવી જોઈએ.

કોયનાના ધરતીકંપ અંગે જુદા જુદા વિચારો રજૂ કરવામાં આવ્યા છે. તેમાં નીચેનો એક ઉપસિદ્ધાંત વિચારીએ.

પ્રથમ, પશ્ચિમ ભારતની મૂળભૂત રચનાનો વિચાર કરો. ભૂસ્તરીય રીતે, આ દખ્ખણની સોપાન શિલાઓ (ડેક્કન ટ્રૅપ) તરીકે ઓળખાય છે—આડા જામેલા લાવા-રસના થરોનો આ વિસ્તાર બનેલો છે. એટલે કે ઘનીભૂત લાવાના થરોનો બનેલો છે. આ થરો ઘર્ષણને લીધે સાથે રહે છે.

કાઠિયાવાડ દ્વીપકલ્પની રચના પણ આવી જ છે. પણ મુખ્ય ડેક્કન ટ્રૅપમાંથી છૂટી પડેલી છે. દક્ષિણમાં નીચે અને પૂર્વ વિસ્તારમાં મૂળભૂત રચના 'પ્રિ-કેમ્બ્રિયન' શિલાઓની છે, જે ૫૦૦૦ લાખ વર્ષો જેટલી પ્રાચીન છે—પૃથ્વી પર જૂનામાં જૂની અને સૌથી વિશેષ સ્થાયી મૂળભૂત રચના છે. આ બંને રચનાઓ ધરતીકંપવિહીન ગણાય છે.

કોયનાની દુઃખદાયક ઘટનાનો ઉકેલ શોધવા પાંચ–છ હજાર વર્ષો પૂર્વે જોઈએ—આ વખતે દ્વારકા દરિયામાં ડૂબી હતી અથવા મોહેન-જો-દડોનો નાશ થયો હતો.

દક્ષિણ મહારાષ્ટ્રમાં વિજયદુર્ગ નામનું એક ગામ દરિયાકાંઠે આવેલું છે. ડેક્કન ટ્રૅપ અને પ્રિ-કેમ્બ્રિયન શિલાઓ અહીં મળે છે. પશ્ચિમ ભારત સાથે હોવાથી, આ વિસ્તારના ડેક્કન ટ્રૅપનું છેક ઉત્તરનું બિંદુ લઈએ, એટલે કે કાઠિયાવાડમાં દ્વારકા, પ્રાચીનકાળમાં વિજયદુર્ગ અને દ્વારકાને જોડની લીટી પર ક્યાંક પશ્ચિમ દરિયા કિનારો હતો. આ લીટી અને અત્યારના સમુદ્રકિનારા વચ્ચે જે સમુદ્ર આવેલો છે તે નોંધપાત્ર છે. તે ક્રમિક ઢોળાવવાળો છે; છેક છેડે સરેરાશ ઊંડાણ ૭૫ મીટર કરતાં ઓછું છે. આ વિસ્તાર કેવી રીતે ડૂબી ગયો? આના જવાબમાં કોયના ધરતીકંપનો ઉકેલ રહેલો છે. જૂના કાળ-

અંતરાયો મૂકવાનો પોતાને કોઈ હક્ક નથી એમ ગાંધીજીએ સાફ શબ્દોમાં કહેલું. વિખ્યાત ફ્રેંચ ફિલસૂફ વૉલ્ટેરે એક વાર ચર્ચાસભા દરમિયાન કહેલું કે 'મારા વિચારોથી વિરુદ્ધ જે કથન પેલા ભાઈ કરી રહ્યા છે તેમનાં મંતવ્યો સાથે હું જરા પણ સંમત થતો નથી. પરંતુ એમના પોતાના મતો કશી રોકટોક વિના રજૂ કરી શકવાના તેમના હકના સંરક્ષણાર્થે હું મારો જાન પણ આપવા તૈયાર છું!' લોકશાહીમાં વિચાર-સ્વાતંત્ર્યનું મહત્ત્વ અને માહાત્મ્ય છે એ વાત જેમ વૉલ્ટેરે તેમ ગાંધીજીએ પોતાનાં આચરણથી સરસ ઘૂંટી બતાવી.

સાચી નીતિમત્તા વિના સારી લોકશાહી સંભવે જ નહિ એમ ગાંધીજીએ આપણને શીખવ્યું. હિંસાનો કોઈ પણ પ્રકાર કે આવિર્ભાવ લોકશાહી માટે વર્જ્ય છે. સહિષ્ણુતા અને ઉદારતા વડે લોકતંત્રને ઓપ મળે છે. સાધ્ય સારું હોય પણ સાધનો શંકાસ્પદ હોય તો લોકશાહીમાં તે નહિ ચાલે. લોકશાહીમાં દરેક માણસની—નાનામાં નાના પુરુષની અને અદનામાં અદની સ્ત્રીની—કિંમત છે. બધા માણસો એક જ માનવકુટુંબનાં સભ્યો છે એવી ભાવના વડે લોકશાહી સમાજ અને તંત્ર રંગાયેલાં રહેવાં જોઈએ. દરેક સામાન્યજન પોતાનો વિધાતા અને ઉદ્ધારક છે એવી સમજણ લોકશાહીની છે. વ્યક્તિનું સ્વમાન અને સ્વાતંત્ર્ય એના પોતાના હાથમાં છે. ગાંધીજીએ કહ્યું કે, દરેક વ્યક્તિ પોતે શરીરે ગમે તેટલી નબળી હોય તો પણ, પોતાનાં સ્વમાન અને સ્વાતંત્ર્યની સંરક્ષક છે એવી પાકી સમજ જો સહુ માનવીઓને ગળે હું ઉતારી શકું તો મારું કાર્ય સફળ અને પૂરું થયું ગણીશ. ગાંધીજીએ ફરી ફરીને એક વાત પર ભાર મૂક્યો છે કે દરેક વ્યક્તિની અંગત ગુણવત્તા અને આંતરિક શક્તિ પર સ્વરાજ્યનો આધાર રહેલો છે. લોકશાહીની જ આ બુનિયાદી વાત છે. 'સ્વ' ઉપર રાજ્ય કરી શકે એવાં સ્ત્રી-પુરુષો જ સ્વરાજ્ય માટે અને લોકતંત્ર માટે લાયક બને છે. એ લોકશાહી કાંઈ ઘેટાંશાહી નથી! લોકો ગાડરિયા પ્રવાહમાં તણાય એ નહિ ચાલે. લોકશાહીમાં તો વ્યક્તિગત સ્વાતંત્ર્યનું અને આચારનું ખમીરથી જતન થાય છે.

આપણા સાર્વભૌમ લોકશાહીયુક્ત પ્રજાસત્તાકનાં અઢાર વર્ષ ગયે અઠવાડિયે—૨૬મી જાન્યુઆરીએ પૂરાં થયાં. આ વર્ષે પંદરમી ઑગસ્ટે આપણી આઝાદીનાં એકવીસ વર્ષ પૂરાં થતાં, એક રાષ્ટ્ર તરીકે આપણે પુખ્ત વય પ્રાપ્ત કરવાના તબક્કે પહોંચ્યા છીએ. આપણો દેશ નવોદિત છે, પણ આપણો સંસ્કારવારસો અતિ પ્રાચીન અને ગૌરવભર્યો છે. ભારતીય લોકશાહી આજે કટોકટીમાંથી પસાર થઈ રહી છે. લોકતંત્ર જાળવવામાં અને દૃઢતર કરવામાં ભારતે આગેકૂચ કરવી જ રહી. એ યાત્રામાં જો આપણે સૌ તન, મન અને ધનથી લગાતાર કાર્યરત રહીને આગળ ડગલાં નહિ માંડીએ તો કેવળ આપણા પર જ નહિ, આખા એશિયા પર, બલ્કે વિશ્વ પર, અંધકાર છવાઈ જશે અને અવનવી આફતોથી આપણે સૌ લપેટાઈ જઈશું. દિલ્હી-ડાયરીમાંના ગાંધીજીના ઉદ્ગારો છે કે 'ભારત જો નિષ્ફળ જશે તો એશિયા મરી જશે.'

પરંતુ એવું કશું અઘટિત કે અણછાજતું આપણે નહિ થવા દઈએ એ માટે આજે ગાંધી-નિર્વાણ દિને આપણે પ્રતિજ્ઞા લઈએ. લોકશાહીનો સાર ગાંધીજીના શબ્દોમાં આપણે છેલ્લે ફરી યાદ કરીએ:

'પ્રજા મૂળ છે, રાજા ફળ છે. મૂળ મીઠું થશે તો ફળ મીઠું જ પાકવાનું.'

'પ્રજાનું સ્વરાજ એટલે પ્રત્યેક વ્યક્તિના સ્વરાજમાંથી ઉત્પન્ન થયેલું પ્રજાસત્તાક રાજ્ય.'

'સાચી લોકશાહી કેન્દ્રમાં બેઠે બેઠે રાજવહીવટ ચલાવનાર વીસ માણસો નથી ચલાવી શકતા, એ તો નીચેથી હરેક ગામના લોકોએ ચલાવવી રહેશે.'

ગાંધીજીની આ બધી શિખામણ આમ તો જૂની અને જાણીતી છે. પરંતુ, આજના સંજોગોમાં એ આપણે નવેસરથી અને નિર્ભયતાથી ફરી યાદ કરવાની છે તથા આપણા આચાર-વિચારમાં એ ઉતારવાની છે. લોકશાહી જીવન અને રાજ્યવ્યવસ્થા અંગેનો સમગ્ર માનવજાતનો આજ લગીનો અનુભવ-નિચોડ ભારતની વર્તમાન પેઢીએ જાણવાનો છે, જોવાનો છે, તપાસવાનો છે. પણ સ્વરાજ્યનું આ પુણ્યકાર્ય આપણે કરીએ ત્યારે ગાંધીજીએ એક જ વાક્યમાં સચોટ રીતે રજૂ કરેલી ભાવના કદી ન ભૂલીએ કે 'મારે ઘણી નવી ચીજો લખવી છે, પણ તે બધી ભારતીય પાટી પર જ લખવી જોઈએ.'

*

# ગાંધીજી અને લોકશાહી

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[મંગળવાર, તા. ૩૦ જાન્યુઆરી ૧૯૬૮ ને રોજ, સવારે ૮–૩૦ વાગ્યે, આકાશવાણીના ભુજ સ્ટેશન પરથી પ્રસારિત થયેલો આ વાર્તાલાપ, જૂજ ફેરફારો સાથે, આકાશવાણીના સૌજન્યથી અહીં સાભાર પ્રગટ કર્યો છે.]

'ગાંધીજી અને લોકશાહી' જેવા વિષય પર બાર-પંદર મિનિટમાં બોલવાની હિંમત કરવામાં ઘણું જોખમ રહેલું છે એ વાત હું પહેલેથી જ સ્વીકારું છું. હિમાલય અને મહાસાગર વિષે વાત માંડીએ તો તે થોડામાં પૂરી કરી શકાય ખરી? રામાયણ અને મહાભારત પર અતિ સંક્ષેપમાં બોલવાનું શી રીતે બને? મહાત્મા ગાંધીના દેહાન્તને આજે ત્રીસમી જાન્યુઆરીએ વીસ વર્ષ પૂરાં થયાં. સ્વતંત્ર ભારતમાં જન્મેલાં અને ઊછરી રહેલાં આપણાં લાખો ભાઈ-બહેનો માટે ગાંધીજી હવે કેવળ એમનાં નામ અને કામથી પરિચિત અને જીવંત બની રહેશે. માનવપુરુષાર્થની કેટકેટલી કેડીઓ મહાત્માજી-એ કુશળતાથી પાર કરી! લગભગ એંશી વર્ષના અખંડ કાર્યરત જીવનમાં ગાંધીજીએ કેટલાં બધાં શિખરો સર કર્યાં!

અને, લોકશાહીની વાત કરવી એટલે છેલ્લા ત્રણ હજાર, બલકે પાંચેક હજાર, વર્ષોની માનવ-મથામણની ગાથા ગાવા જેવું છે. એ તો ભગીરથ કાર્ય છે. સમાજ-માં સૌ ભાઈ-બહેનો પરસ્પર સંપ અને સહકારથી રહી શકે તે માટે લોકશાહી રીતરસમોનો ઉદય થયો. લોકશાહી સમાજમાંથી લોકશાહી રાજ્યની વિભાવના અને એનો વ્યવહાર શરૂ થયો. એ પ્રક્રિયા અખંડ છે. લોકશાહી જેમ રાજ્યનો એક પ્રકાર અને સરકારની મુકરર વ્યવસ્થા છે તેમ સમાજનો એક આદર્શ અને પ્રજાની સ્વીકાર્ય વર્તણૂક પણ છે. લોકશાહી કોઈ તંત્ર માત્ર નથી. વ્યક્તિનું સ્વાતંત્ર્ય અને સમાજનું કલ્યાણ લોકશાહીનો મંત્ર છે.

લોકશાહીમાં લોકો વડે ચાલતી સરકાર હોય છે. લોકોના કલ્યાણ માટે કામ કરવાનો દાવો તો કોઈ પણ પ્રકારની સરકાર કરી શકે, અને સરકાર ગમે તેવી હોય તો પણ તે માણસોની બનેલી તો રહેવાની જ! એટલે, લોકશાહી સરકાર તત્ત્વતઃ એક જ મહત્ત્વની બાબતમાં અન્ય પ્રકારની સરકારોથી નોખી તરી આવે છે. અને, તે, હમણાં જ કહ્યું તેમ, લોકો વડે ચાલતું તંત્ર. એવી સરકાર જ લોકોનું સાચું કલ્યાણ કરી શકે છે. લોકહિત શું છે તે જોવાનું, તપાસવાનું અને નક્કી કરવાનું લોકો પોતે જ સંભાળે છે. એટલે જ, લોકો પર લોકશાહીનો આધાર છે. જેવા લોકો તેવી સરકાર. જેવા આપણે, તેવા આપણા પ્રતિનિધિઓ! તેથી જ લોકશાહીમાં સર્વસામાન્ય લોકોની બુદ્ધિ-ભાવના, ખુમારી, તાલીમ અને શક્તિ પર ખૂબ ભાર મુકાય છે. આ કામ કેવળ બંધારણીય જોગવાઇઓથી નહિ થાય, થોડાંક માણસો સારાં હોય તેમનાથી આ વાત અમલી નહિ બને, પ્રજાની ભૌતિક સુખાકારી કરીને જ આ યજ્ઞ-કાર્ય ચલાવી નહિ શકાય. તે માટે લોકોનું નૈતિક અને આધ્યાત્મિક જીવન પણ ગણનાપાત્ર કક્ષાનું જોઇએ.

સાચી લોકશાહીના પાયામાં આધ્યાત્મિકતા અનિ-વાર્યપણે રહેલી છે. ગાંધીજીએ આ મૂળભૂત તત્ત્વને નિષ્ઠાપૂર્વક ઝીલ્યું અને ઘૂંટ્યું, તથા ભારતીય પ્રજા-જીવનમાં તે તત્ત્વ ઊંડું ઊતરે એ માટે અહર્નિશ પ્રયાસો કર્યા. ગણ્યાગાંઠ્યા કે બહુસંખ્ય નહિ પણ સર્વ લોકોના કલ્યાણ માટેનો ગાંધીજીનો આગ્રહ સંપૂર્ણ તથા શુદ્ધ લોકશાહી સાથે સુસંગત છે. સર્વનું કલ્યાણ કરવા મથતી વ્યક્તિઓ પોતે સત્તાધારી હોય તો સત્તાને સાધનમાત્ર જ ગણે, અને નિઃસ્વાર્થ વૃત્તિથી તથા ફળની અપેક્ષા રાખ્યા વિના પોતાનું સમાજકાર્ય કર્યે જાય એ બહુ જરૂરી હોવાનું ગાંધીજીએ શીખવ્યું. દરેક વ્યક્તિનું સ્વાતંત્ર્ય સચવાય અને સાથે સાથે સમગ્ર સમાજની ઉન્નતિ સધાય એ રીતે આચાર-વિચાર રાખવાની હિમા-યત મહાત્માજીએ કરી. લોકશાહીના હાર્દમાં આનાથી જુદું કે વિશેષ શું છે?

લોકશિક્ષણ અને લોકશક્તિની કિંમત લોકશાહીમાં ઘણી મોટી હોય તે સ્વાભાવિક છે. લોકો સમજે, વિચારે,

## મૂક કવિને/હેમન્ત દેસાઈ

થંભાવશો ના તમ ગાન, જિન્દગી
તમારી ને અન્ય અનેકની પડી
અહીં ઉઘાડી શિશુની હથેલી શી
ધરી રહી એ રસવસ્તુ કેટલાં
નવાં નવાં, શબ્દમહી મઢાઈને
થવા અમારાં ત્યમ ભાવિ કૈંકનાં
ઉરોતણા ચેતનસ્રોત, નિત્યે
પ્રતીક્ષતી કો' કવિને સનાતન.
થંભાવશો ના તમ ગાન, સૃષ્ટિ આ
અનાવૃતા વૈભવ રૂપરંગના
અંગાંગના તે નિજ સૌ વિખેરતી
વિશ્વસ્ત નારી સમી ઊભી, દૃષ્ટિને
નિમંત્રતી કો કવિની સનાતન.
થંભાવશો ના તમ ગાન, વાણીના
વિકલ્પ કૈં ચિત્ત વિશે તમારા
પડ્યા નવી કો રચનામહીં થવા
નિબદ્ધ ને અક્ષય અર્થ શબ્દના
અપૂર્વ રૂપે પ્રસરી જવાને
પ્રેરી રહ્યા નિત્ય અદૃશ્ય, ભીતરે
વસંત પેલા કવિને સનાતન..
થંભાવશો ના તમ ગાન, નિર્ઝરી
દડી જઈ એ, અણુજાણ ભોમના
એકાદ તો ઊષર ખંડને કદી
ભીંજાવશે, ત્યાં જ ઊગેલ છોડ પે
વળી કદી—આજ તમે શું જાણો—
કે નાનકું ગીત-ગુલાબ બેસશે?!

## કવિનો ઉત્તર/હેમન્ત દેસાઈ

કુરૂપ કન્યાના
નિર્ધન પિતાની આંખમાં મુદ્રિત
વિષાદની લિપિના ઉકેલ શોધવા મથું છું.
કર્કશા પત્નીના
સરળ પતિના ચહેરા પર આંદોલિત
વિકલતાનો ભાર માપવા મથું છું.
નિષ્ઠુર દીકરાની
વિધવા માતાના નિશ્વાસમાં સ્પંદિત
જિજીવિષાનો પાર પામવા મથું છું.
અનાથ બાલનાં સ્વપ્નમાં,
એકલ વૃદ્ધની સ્મૃતિમાં
ને ભગ્ન યુવાનની આશામાં
ઊંડે ઊંડે રહેલ
અલ્પ જીવનસાર ખોળ્યા કરું છું.
અસહાયતાનું કાવ્ય કરવા જાઉં છું.
ને મારા નજર પટ પરથી
આવાં અનેક પાત્રો સાપોલિયાંની જેમ
ચાલ્યાં જાય છે.
સંજયદૃષ્ટિની મારી લાલસા ઓગળી જાય છે!
ચારેબાજુથી એકધારી પડતી થપાટોની જેમ
કૈં કેટલાય પ્રશ્નો
મારા અંતરને ઓથાર થઈ અકળાવે છે.
કાલીનાગ શા મારા ફુત્કાર અસ્ત પામે છે!
આકાશની ગહનતા ને વ્યાપકતા
હવાની માદકતા ને તાઝગી
તથા જલના ઘેનના જોરે
ટકી રહેલી જિન્દગી—
આ રાતદિન ખદબદતું વિશ્વ—
ને આઘાત પ્રત્યાઘાતના
વિષચક્રમાં ફસાયેલી પ્રકૃતિ—
આ અનંત કાફલાનો ઓજ
ક્યાં લઈ જવો છે? ક્યાં ઠાલવવો છે?
કોઈ કહેતું નથી કાંઈ......
આંખમાં અસત્યનું અંજન આંજી
ઋતને પામવા દોડ્યે જતી
માનવજાત
મારી કોઈ વાત સાંભળે એમ નથી.
—તો શબ્દ માત્રને ભૂલી જઈ
હું મૂક બની જાઉં એ જ ઇષ્ટ નથી?

કરતા. દરેક માણુસ સ્વતંત્ર રીતે વિચાર કરે, હિંમતથી એ વિચારની રજૂઆત કરે, હરખથી એ વિચારનો અમલ કરે તે માટે ગાંધીજી હંમેશ ઉત્સુક રહેતા. લોકશાહી-ની આ કેવી ભવ્ય અને અનન્ય માવજત અને ઉપાસના છે!

ઈસવી સન ૧૯૩૪ના કેટલાક ઐતિહાસિક બનાવોનો ઉલ્લેખ આ સંદર્ભમાં કરવાનું મન થાય છે. તે સમયના ગાંધીજીનાં ઉદ્ગારો અને કાર્યો પરથી એવી હવા અને અફવા ફેલાવા માંડી હતી કે ગાંધીજી કૉંગ્રેસમાંથી છૂટા થશે. સ્વાતંત્ર્યપૂર્વેના ભારતમાં કૉંગ્રેસ એ કોઈ રાજકીય પક્ષ કે સત્તાભિમુખ સંઘ નહોતો; રાષ્ટ્રનાં સ્વાતંત્ર્ય–સ્વમાન માટેની એ એક સર્વવ્યાપી પ્રેરણા અને ચળવળ હતી. પણ ગાંધીજી જોઈ રહ્યા હતા કે પોતે જેને પાયાની ગણે છે એવી કેટલીક મુદ્દાની બાબતો માટે કૉંગ્રેસના અનેક નેતાઓ અને કાર્યકરો તૈયાર અગર તત્પર નહોતા. કૉંગ્રેસના સભ્યપદ માટે ચાર આનાનું લવાજમ કરતાં ખાદીનાં વસ્ત્રોના ઉપયોગની શરત ગાંધીજીને વધારે મહત્ત્વની લાગતી હતી. કૉંગ્રેસના સક્રિય કાર્યકરો શ્રમ-પ્રતિષ્ઠાના આગ્રહીઓ જ નહિ પણ એ અંગેનું આચરણ કરનારા હોય એવી ગાંધીજીની માંગ હતી. પશ્ચિમના સમાજવાદી પ્રવાહોની અસર હેઠળ આવેલાઓ કૉંગ્રેસમાં પોતાની જુદી પાંખ સ્થાપે એને ગાંધીજીએ આવકારી હતી. પણ એની અને સમગ્ર કૉંગ્રેસની એકંદર રીતરસમો સાથે ગાંધીજીની રીતરસમો બરાબર ગોઠવાતી લાગતી નહોતી. કૉંગ્રેસે શાંતિભર્યાં અને વાજબી સાધનોનો અવલંબ કરવાની વાત ઉચ્ચારી, જ્યારે ગાંધીજીને મન તો 'સત્યમય અને અહિંસક' સાધનો જ કામનાં અને મહત્ત્વનાં હતાં. આમ ગાંધીજીએ જોયું કે પોતાના વિચારો —આદર્શો-કાર્યક્રમોને અપનાવવાનું કૉંગ્રેસનું વલણ નથી. તેઓ ધારત તો તેમના વડીલપણાથી અને પ્રભાવી નેતૃત્વથી, પોતાના બધા મુદ્દાઓ કૉંગ્રેસ પક્ષ પર લાદી શકયા હોત. પણ એવું કરવાથી તો બિનલોકશાહી-પણાની અવધિ થાય! ગાંધીજી જેવા લોકશાહીપ્રિય આત્માને હાથે એવું બને જ કેમ! એમણે બીજો રસ્તો અપનાવ્યો—પોતે જ કૉંગ્રેસમાંથી છૂટા થયા. વર્ધા પાસેના પોતાના સેવાગ્રામ આશ્રમમાંથી ગાંધીજીએ તા. ૧૭ સપ્ટેમ્બર ૧૯૩૪ને રોજ એક લંબાણભર્યું નિવેદન પ્રગટ કર્યું અને પોતે કૉંગ્રેસમાંથી છૂટા થવાના છે એ અહેવાલનું સમર્થન કરતાં પોતાના નિર્ણયની ભૂમિકા અને એ માટેનાં કારણો વિગતવાર રજૂ કર્યાં. એ આખું નિવેદન ગાંધીજીની લોકશાહી ભાવનાથી ભારોભાર રંગાયેલું છે અને ફરી ફરી મનન કરવા યોગ્ય છે.

કૉંગ્રેસમાંના બુદ્ધિવાદી વર્ગના મોટા ભાગના લોકો 'મારા વિચારો અને સાધનોથી કંટાળ્યા છે.' એવી પોતાની છાપ ગાંધીજીએ એમાં સ્પષ્ટપણે વ્યક્ત કરી. પણ પશ્ચિમની લોકશાહી કસોટી પર મુકાઈ છે એમ કહીને ગાંધીજીએ તે વખતે ઉમેર્યું કે લાંચરુશ્વત અને ઢોંગ લોક-શાહીની અનિવાર્ય નિપજ કદી પણ બનવી ન જોઈએ. મહાત્માજીએ કહ્યું કે પ્રજાની ભાવના, આશા અને અપેક્ષાઓનું પ્રતિનિધિત્વ કરવાનો દાવો કરતા થોડાક પ્રતિનિધિઓના આચારવિચાર સાથે સાચી લોકશાહી અસંગત નથી. સાચી લોકશાહી મારીમચડીને કે બળજબરીથી ન થઈ શકે એવું કહીને ગાંધીજીએ જણાવ્યું કે, 'લોકશાહીની ભાવના બહારથી લાદી ન શકાય. તે તો અંતરથી સ્ફુરવી જોઈએ.'

લોકશાહી તંત્ર વ્યવસ્થામાં પરોવાએલા બધા લોકો એક બીજાનાં વિચારો–મતો એકમેકની સાથે સાંકળે એ જરૂરી છે, અને કોઈ એક વ્યક્તિ આત્યંતિક કે હઠા-ગ્રહી ન બને તે પણ જરૂરનું છે. વળી, ગાંધીજીએ લખ્યું તેમ, 'શાણપણ અગર અનુભવમાં પોતાનાથી જે ચડિયાતો હોય તેના વિચારોની તરફેણમાં પોતાના વિચારોને દાબી દેવા એ સારું લક્ષણ છે અને તંત્રના નીરોગી વિકાસ માટે એ ઇચ્છવા યોગ્ય પણ છે, પરંતુ એવી કસરત રોજ-રોજ કરવાની આવે તો તે ભયંકર દમન કે ત્રાસરૂપ બની રહે છે.' આટલું સ્પષ્ટ કર્યા પછી ગાંધીજી આગળ જણાવે છે કે, 'મારો વિરોધ કરવામાં ઘણા કૉંગ્રેસીઓએ હતાશા અનુભવી છે. જન્મથી જ જે માણસ લોક-શાહીવાદી છે તેને માટે આ એક અપમાનાસ્પદ અનુભૂતિ છે' ગાંધીજીનું ઊંડું દર્દ આ શબ્દોમાં આપણને જોવા મળે છે. પોતાના વિચારો કોઈના પર ઠોકી બેસાડવાની એમને જરા પણ હોંશ નહોતી, સાથે સાથે અન્યનાં અભિવ્યક્તિ–સ્વાતંત્ર્યની આડે આવવાની પણ એમની ઇચ્છા કદી નહોતી. કૉંગ્રેસમાંના સમાજવાદી બિરાદરોના કેટલાક વિચારો પોતાને મન ગમે તેટલા અરુચિકર હોય તો પણ તે મિત્રોના વાણી-પ્રચાર-સ્વાતંત્ર્યમાં

શણગારરૂપ ગણી શકાય તેવી છે. 'સ્મરણયાત્રા' અન્ય આત્મકથાઓ કરતાં જુદી તરી આવે એવી કૃતિ છે. એને આત્મચરિત્ર કહેવા કરતાં શૈશવચરિત્ર કહીએ એ વધુ ઉપપન્ન ગણાશે. જીવન અગાધ આકાશ છે, તો શૈશવ એ આકાશને થોડીક ક્ષણો માટે રંગીન રૂપ બક્ષી જતું મેઘધનુષ છે. ઇન્દ્રધનુના સપ્તરંગો જેમ એકબીજાથી નોખા ન પાડી શકીએ તેવા અટપટા છતાં આકર્ષક ને આહ્‌લાદક હોય છે. તેમ શૈશવના રંગો પણ એવા જ ચિત્રવિચિત્ર હોય છે. કલકલ વહે જતા નિર્ઝરણની મસ્તીને કે ઇન્દ્રધનુના લાવણ્યને શબ્દબદ્ધ કરવું જેટલું કઠિન છે, તેટલું જ વિકટ શૈશવને, શૈશવની યદચ્છા વિહરતી ભાવ છટાઓ, મોટપણે સ્મરી સ્મરીને એ જ સ્વરૂપે શબ્દબદ્ધ કરવી, તે કાર્ય છે. સેમ્યુઅલ જૉન્સન આના અનુસંધાનમાં કહે છે તે સ્મરણીય છે;

"The mechanism of forgetting operates all through life. We do not forget other periods so completely as we forget child-hood, because the grown-up is established in a social frame and, as a result, his recollections are linked on to certain fixed realities which surround and absorb him."

આમ હોવા છતાં 'સ્મરણયાત્રા'ના સર્જક છેક શૈશવમાં સરી જઈ શિશુ થઈ જઈ, પોતાના ભૂતકાળ સાથે પૂર્ણતઃ તાદાત્મ્ય સાધી, તેમાં તલ્લીન થઈ જઈ એક પછી એક પ્રસંગોને રસમય રીતે વર્ણવતા જાય છે. આમ જૉન્સન નિર્દિષ્ટ ભયસ્થાનને આ ચરિત્રકાર વટી ગયા છે, તે એમની પ્રથમ સિદ્ધિ છે. પ્રારંભમાં જ પોતાના લક્ષ્યને સ્પષ્ટ કરતાં જણાવે છે તેમ 'જીવનનાં મહત્ત્વનાં પરિવર્તનો કે ઊંડા અનુભવો આપવાનો અહીં ઈરાદો નથી' વળી પોતે એ પણ સ્પષ્ટ કરે છે કે 'એમાં નથી કશું ભવ્ય, નથી ઉદાત્ત અને નથી લલિત. એમાં ગંભીર ખાઈઓ નથી અને ઉત્તુંગ શિખરો નથી' એમનો ઈરાદો તો નિજની શૈશવકથા કહેતાં કહેતાં 'યુવાવસ્થાને...એક પ્રકારની સ્વીકૃતિ (recognition) મળે' ને 'દરેક સંસ્મરણથી એક પણ મુગ્ધ હૃદયનો તાર છેડી શકાય' તે છે, ને ઉમેરતાં કહે છે કે, 'આ સ્મરણયાત્રા આત્મ-ચરિત્ર નથી, એ તો છૂટાંછવાયાં સંસ્મરણો જ છે' પણ આપણે કહેવું પડશે કે આ સંસ્મરણો માત્ર આત્મ ચરિત્રનું રૂપ લઈને જ નથી અટકતાં, બલ્કે આત્મચરિત્ર કરતાંય કંઈક વિશેષની અનુભૂતિ કરાવે છે. 'સ્મરણયાત્રા'માંની કેટલીક પ્રમુખ વિશેષતાઓ છે: લેખકની પ્રસંગમાં તદ્રૂપ થવાની શક્તિ, પ્રસંગમાં લીન થાય પણ લય ન પામે એવું તાટસ્થ્ય (detachment), સમકાલીન સમાજ સંદર્ભનું જીવંત-ચિત્ર, સજીવ પાત્રસૃષ્ટિ, અદ્‌ભુત કલ્પનાવિહાર, સરલ અને પ્રવાહી એવું કાવ્યાત્મક ઋજુ ગદ્ય, હાસ્યની પૂંઠે નિખાલસ ભાવે કટાક્ષ કરી લેવાની અનન્ય આવડત, જીવનનાં ગહન સત્યોને સ્હેજસાજમાં સ્ફુટ કરી આપતાં અનેક વાક્યોમાં ચિંતનકાર તરીકે ઊપસતું એમનું વ્યક્તિત્વ, એમના રમૂજી સ્વભાવમાંથી નિષ્પન્ન થયેલા કેટલાક નોંધવા જોગ ને, ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરે તેવા અવનવીન શબ્દપ્રયોગો, આ સાથે સત્યનો એક અંશ પણ ખંડિત કે દૂષિત–કલુષિત ન બને તે માટેની એમની સતત જાગ્રત દૃષ્ટિ—આ બધાંને કારણે 'સ્મરણયાત્રા' શુદ્ધ આત્મચરિત્રની સાથે સાથે કમનીય શૈશવ-કથા બની જાય છે.

'સ્મરણયાત્રા'માં કાકાસાહેબના નામકરણથી માંડીને છેક એમણે કૉલેજમાં પ્રવેશ કર્યો ત્યાં સુધીની સર્વ ઘટનાઓ સમાવિષ્ટ થઈ છે. બહુધા પ્રકરણોની શરૂઆત ટૂંકી વાર્તાઓ માફક થતી હોય છે. પ્રકરણનો અંત કોઈ એકાદ રહસ્યમય વાક્યથી થતો જોવા મળે છે. 'જમણો કે ડાબો', 'સતારાનાં સ્મરણો', 'બાબાચી ખોલી', 'સીતાફળીનું બી' જેવાં પ્રકરણોમાં જમણો બૂટ કયો કે ડાબો બૂટ કયો? કૅમેરામાંથી બધું ઊંધું દેખાય એટલે દુનિયા આખી ઊંધી છે, 'પેટમાં આગ લાગી છે' એવા ભિખારીના વચનમાં એના પેટમાં સાચેસાચ આગ લાગી હશે એવું માની લેતા, કે સીતાફળીનું બી પેટમાં ઊગશે જેવા પ્રસંગોમાં કાકાસાહેબના અબુધ, ભોળા શૈશવની મજાની છબિ ખડી થતી જોવા મળે છે. આવા પ્રસંગોમાં કાકાસાહેબ એકરૂપ થઈ જાય છે. શિશુની રમતિયાળ વૃત્તિથી કાલીઘેલી મુગ્ધ ભાષામાં વ્યતીત થયેલા અતીતને એ સજીવ બનાવી મૂકે છે. 'આક્કા'માં આક્કાનું પાત્ર અનુકંપા જગાડે તેવું બન્યું છે.

# સાહિત્ય·સંગીત·કલા



## હાર્યો/હસિત બૂચ

ઘણો આપણે વાર્યો, પ્રિય હે, આજ વિરહ છે હાર્યો.

અગન ભલે એ રહ્યો ચાંપતો,
ફૂલ આપણે ચૂંટ્યાં;
ભર્યો ભર્યો ભેંકાર લાવિયો,
ગીત આપણે લૂંટ્યાં;
એને જિગર દઈ પડકાર્યો,
પ્રિય હે૦

અહીં અને ઓ પાર આપણે
જયકલગી ફરકાવી;
રહ્યો જોઈ એ: રમ્યાં આપણે
એની અદબ વટાવી;
એને જખમ અમીરસ ઝાર્યો,
પ્રિય હે૦

## ખેતરે ગઝલ ખેતરો

ઝુંડમાં રહે તૃણ ઝઝૂમે ખેતરે,
વાયરાનું સપન ઘૂમે ખેતરે.

સારસીની સંગ સારસ ખેતરે,
યુગલ સાથોસાથ ઘૂમે ખેતરે.

ગોરી, તારી મેંદી રંગી ચૂંદડી,
થોરના કાંટા ય ચૂમે ખેતરે.

રેંટથી આ નીસરેલા નીરના,
ઝરણ ઝરણાં તરલ ઘૂમે ખેતરે.

થોર લીલા થોર પીળા થૈ ઊગે,
સંગ સંગે સંગ ઘૂમે ખેતરે.

કેડીએ ને કેડીએ સૌ કેડીઓ,
ભેળી થૈ, લે ફાલ ઘૂમે ખેતરે.

ક્ષિતિજ ભાળી દૂર ઝૂમે ખેતરો,
વાદળાંને જોઈ ઝૂમે ખેતરો.

ગોરી, તારી પાની ચૂમે ખેતરો,
ચૂંદડીની સાથ ઝૂમે ખેતરો.

તીડ–તેતર ટોળું ઘૂમે ખેતરે,
પવન સંગે સંગ ઝૂમે ખેતરો.

લીલ વર્ણી ડાળ પર આ સૂડલા,
પીળું ચાવે પાન ઝૂમે ખેતરો.

ચાડિયાને ભાળી ઊડે પંખિડાં,
પંખી ભાળીને ઝઝૂમે ખેતરો.

ધોરી સંગે જોડ્યું ગાડું જાય રે,
કોરી કોતર ખીણ ઘૂમે ખેતરો.

'ઝાહિદ' શિનોરવાળા



# ગ્રંથ-વિશ્વ





સમીક્ષા * અવલોકન * પરિચય * સ્વીકાર-નોંધ

## *હૈયાના હેજની કવિતા

**રમણ સોની**

**મૂલ્યવાન** છતાં જેમનું પ્રકાશન સરળ નથી એવાં પુસ્તકો પ્રગટ કરવાની 'સન્નિષ્ઠ પ્રકાશન'ની સ્તુત્ય યોજનાનું એક મહત્ત્વનું ઉદાહરણ હમણાં પ્રગટ થયેલો શ્રી જશવંત લ. દેસાઈનો કાવ્યસંગ્રહ 'આરઝૂ' છે.

અછાંદસ રચનાઓ, 'આ કાવ્યો અમેય નથી સમજતા' એવી મગરૂરીભરી પરોક્ષ-અપરોક્ષ ઘોષણાઓ, પુસ્તકની નવીન (ક્વચિત્ વેપારીના રોજમેળ જેવી) સાઈઝ, એમાં વપરાયેલા કાગળ(જે પ્રચાર માટે બધે વહેંચાતાં જાહેરખબરોનાં ફરફરિયાંની યાદ આપી જાય છે!)ની પણ નવીનતા હમણાં હમણાં પ્રગટ થતા નવી કવિતાના કાવ્યસંગ્રહોની આવીતેવી આંતર-બાહ્ય વિશેષતાઓ(!)નો અભાવ હોવા છતાં પણ જશવંત દેસાઈ નવી અને તાજગીભરી કવિતા લઈને આવે છે એ એક સુખદ બિના છે.

સમગ્ર માનવજાતમાંની અને સ્વ-જાતમાંની શ્રદ્ધા, ઋજુ અને પ્રેમભર્યું હૈયું, ખુમારી વગેરે કવિની વિશેષતાઓ તરત પરખાઈ આવે છે. પણ કવિના આ વિષયવૈવિધ્યના પરિઘનું કેન્દ્ર તો એમનું હૈયું જ રહ્યું છે. 'અધિકતર'માં કવિ કહે છે.

'ઋતુઓ સૌ ચાહું, પણ અધિક ચાહું મન મુજ,
દીસે જે કૈં વ્હાવા સરખું–કરી લે જે ઝટ નિજ!'

અને એને કારણે કવિનું સંવેદન ખૂબ સૂક્ષ્મ બન્યું છે. એટલે જ એ ફૂર્મોનાં હલેસાં ('કથાં')ની નોંધ લઈ શકે છે અને ટીપાંથી છલકી ઊઠતી હથેળીમાં સભરતાનું સૌન્દર્ય નિરૂપી શકે છે. ('અધિકતર') 'સહાનુભૂતિ'માં કવિનું સંવેદન વધુ ઉત્કટપણે માણી શકાય છે. પ્રકૃતિની કરુણ અવસ્થા વેળાએ (વિધિવશાત્) લાચાર કવિ શિરીષને નવપલ્લવિત તો નથી કરી શકતા પણ એને માટે સમસંવેદન ખૂબ ઉત્કટપણે અનુભવે છે–

'અફસોસ, હું તે શું કરું?
જાય ના કચરાઈ મારા પાયથી કો' પર્ણ,
–સાચવીને ડગ ભરું.'

નેહરુને અંજલિ આપતા કાવ્યમાં પણ સંવેદનની ઉત્કટતા જ જણાય છે.

અને એમની સૂક્ષ્મ સંવેદનશીલતાને કારણે જ કવિ સ્ત્રીના હૈયાની ઋજુ લાગણીઓને અભિવ્યક્ત કરવામાં સફળ થયા છે. 'કંપ' એનું સરસ ઉદાહરણ છે. ઘરકામમાં અને પ્રિય સખી સાથેના મધુર વાર્તાલાપોમાં ડૂબેલી માતા વચ્ચે વચ્ચે ઓચિંતી જ પોતાના બાળક માટે ચિંતિત થઈ ઊઠે છે એ કવિએ કુશળતાથી આલેખ્યું છે. સ્ત્રીના વાત્સલ્યની આવી વિલક્ષણતા જોઈ કવિ અંતે કહે છે,

'તારા રુધિરમહીં કૈં અણદીઠ કંપ!'

'પરિવર્તન' (પૃ. ૩૯)માંની માતાના વાત્સલ્યનું પણ એટલું જ સુરેખ આલેખન છે. એનાં તોફાન અને મસ્તી વખતે એના પર આછું ચીડાતી માતાનું હૈયું એ નિર્દોષ બાળકને છેવટે રડીને ઊંઘી ગયેલું જોતાં દ્રવી ઊઠે છે.

'પસ્તાઉં, નિંદુ: મુજ તે શી કઠોર જાત!'–માં સ્ત્રીના હૈયાને કવિએ કેવી નજાકતભરી વાણી આપી છે!

પ્રણયકાવ્યોમાં પણ કવિની સંવેદના અને કલ્પના સૌન્દર્યમય બને છે. 'દીન કાં?' એક વિશિષ્ટ સુંદર પ્રણય-

* આરઝૂ' (જશવંત લ. દેસાઈ). પ્રકાશક:-સન્નિષ્ઠ પ્રકાશન, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧. કિં. દોઢ રૂપિયો. પૃ. ૪૦.

# 'સ્મરણયાત્રા'–કમનીય શૈશવકથા

**પ્રવીણ દરજી**

પ્રત્યેક માનવીને પોતાની એક નિજી જ અને ભાતીગળ સૃષ્ટિ હોય છે. એ સૃષ્ટિનો વિસ્તાર સદૈવ થયા કરે એમ એ ઝંખતો હોય છે. કયારેક એ વર્તમાનમાં ન સમાઈ શકવાને કારણે દૂરસુદૂરના ભવિષ્ય તરફ મીટ માંડે છે, અતીતના પાથેયને સાથે રાખી. ઘણીક ઘટનાઓ જીવનમાં એવી પણ ઘટે છે કે એનું બયાન કોઈક સમાનશીલવ્યસની આગળ કરીએ ત્યારે જ હળવાશ અનુભવાય. અદની વ્યક્તિથી માંડીને છેક મહાપુરુષ સુધીના—બધા જ માટે આ આત્મનિવેદન એ આત્મસંશુદ્ધિનો યત્ન છે. હરકોઈ માનવીના જીવનમાં એકાદ એવી ક્ષણ અવશ્ય આવે છે કે જ્યારે એ પોતાની બધી જ ગોપનીય કથાઓને કહી દેવા તૈયાર થાય છે, પછી એ કથા પાપની હોય કે પુણ્યની હોય. જીવનના વળાંકના આ બિન્દુએ માનવી પોતાનાં સર્વ સ્ખલનોનો એકરાર કરે છે, પશ્ચાત્તાપ અનુભવે છે, આત્માને યથાર્થ સ્વરૂપે અન્યની સમક્ષ ઉઘાડો કરે છે, અને સત્યની સમીપ જવા તિતિક્ષા વ્યક્ત કરે છે. આ રીતે ચરિત્રકારના લેખન પાછળ સાહિત્યિક ઉદ્દેશ તો ગૌણ જ હોય છે, ચરિત્રકાર તો પોતાના આત્માને નિર્મમ બનાવે, વિશુદ્ધ કરે એ ઇચ્છાથી સૌની સમક્ષ પેટછૂટી વાત કરી કૃતાર્થ થવાનું જ પ્રધાનપણે ઉચિત માને છે. આમ જોઈએ તો, સત્યનું આરાધન-અર્ચન કરતા કલાકારની બધી જ કલાઓ આત્માવિષ્કાર self expression કે આત્માભિવ્યક્તિનું જ પરિણામ છે. પછીએ ચિત્રકલા હોય, સંગીતકલા હોય કે શિલ્પ કલા હોય, વા સાહિત્યકલા હોય. સાહિત્યમાં પણ નાટક જેવા શિસ્તબદ્ધ પરલક્ષી objective કલાપ્રકારથી માંડીને નિબંધ કે ઊર્મિકાવ્ય જેવા આત્મલક્ષી subjectve પ્રકારોમાં આ આત્મધબકાર જ ઝિલાતો હોય છે, આત્મકથામાં કે આત્મચરિત્રમાં તો ખાસ તોરથી. 'વસંત વિજય', 'વીણાનો મૃગ' કે 'પૂર્વરાગ'ના જે તે કવિ અને લેખકોની કૃતિઓ છે તો પરલક્ષી છતાં પણ કેટલી હદે આત્મલક્ષી બની ગઈ છે! પણ નવલકથાકાર, નાટ્યકાર, વાર્તાકાર કે કવિને પોતાની કહેણી–કથની માટે કે આરોપણ કરવા માટે જે માધ્યમ કે ઉપકરણ સાંપડે છે, તેવું આત્મચરિત્રકારને નથી સાંપડતું. આત્મચરિત્રમાં તો એણે પોતાને જ સીધેસીધા આવીને, પોતે જ કથાના નાયક બનીને પોતાની કથાનો આરંભ કરવાનો હોય છે, કશા રંગરોગાન વિના, સ્વ-રૂપે. 'Never to be your self and yet always that is the problem' એ હર્બર્ટ રીડે સર્જકો સામે ધરેલી લાલબત્તી આત્મચરિત્રકારે પણ ધ્યાનમાં રાખવી ઘટે. આત્મકથા એટલે આત્મશ્લાઘા કે આત્મપ્રશંસા નહિ. તેણે પોતાનું જ ગાણું ગાવાનું કે પોતાની જ સબળ બાજુઓનું વાજું વગાડવાનું નથી, પણ સમકાલીન જમાનાના રંગઢંગ વચ્ચે પોતાની ચડતી-પડતી, મંથનો-મૂંઝવણો, પોતાની આવડત–અનાવડત, સારી-નરસી ટેવો પોતાનાં સ્ખલનો, પશ્ચાત્તાપ એ બધાંને યથાર્થ સ્વરૂપે રજૂ કરી એમાંથી ઊર્ધ્વતા બાજુ અભિગતિ કરતા શતદલ પદ્મ શા પ્રાણનાં દલેદલ કેવી રીતે વિકસ્વર સ્વરૂપ પામ્યાં એ બધાંનો હૂબહૂ, હૃદયવેધક ચિતાર રસિક અને નર્મમર્મ શૈલીમાં કરવાનો હોય છે. આત્મચરિત આત્મરતિનું સ્તોત્ર નથી પણ સત્યના નિકષ ઉપર હૃદયને કસવાનો, એને ઘાટ આપવાનો, અને સત્યથી વિદૂર જઈ તલમાત્ર લખનારનો આબરૂ લઈ નાખે તેવો ડબલ્યુ. એચ. ડનના શબ્દોમાં 'serious and truthful self study'નો પ્રયોગ છે.

આવા serious પ્રકાર ઉપર બહુ ઓછી વ્યક્તિઓએ હાથ અજમાવ્યો છે. અને જેમણે જેમણે અજમાવ્યો છે, તેમણે તેમણે સર્વદા સફળ કૃતિઓ આપી છે, એવું પણ નથા બન્યું. કાં તો એ એડમંડ ગોસકથિત self admiration and self pityથી દૂષિત થયેલી હોય, (મુનશીનાં આત્મચરિત્રોની જેમ) કાં તો એ સ્કવાયેથ કહે છે તે પ્રમાણે સાહિત્યકૃતિ જ ન નીપજી શકી હોય.

ગુજરાતી વાઙ્મયમાં આ પ્રકાર ઠીક ઠીક ખેડાયો છે અને થોડીક કૃતિઓ તો સગૌરવ જગત આગળ મૂકી શકીએ તેવી—दाहक्कोडभून्न पावकः—નીવડી છે. 'મારી હકીકત', 'સત્યના પ્રયોગો', 'આત્મવૃત્તાંત' અને 'સ્મરણયાત્રા' જેવી કૃતિઓ આત્મચરિત્ર સાહિત્યના

કંઈ વિશેષ ફલિત કરી શક્યા નથી. 'કુન્તાને'માં પણ એમ જ ઘણું અધ્ધરતાલ રહ્યું છે.

'ઉદાસીનતા'માં બળદનું રૂપક લાવવામાં કવિ નવીનતા દાખવે છે પણ એની આગળના વર્ણનમાં એટલી કાવ્યમયતા કે સ્પર્શ અનુભવતાં નથી. 'યદિ', 'કદાચિત્' વ. શિથિલ રચનાઓ છે.

સંગ્રહમાં અર્ધ ઉપર (લગભગ ૨૩-૨૪)સૉનેટો છે જે એકવિધતા(monotony)નો કંટાળો પ્રેરે છે અને એમાંનાં થોડાંક સૉનેટને તો સૉનેટ કરતાં ચૌદ લીટીનાં કાવ્યો કહેવાં પડે એવાં છે. 'ધીખે ચરુ શું ધરિત્રીનો!'('ગ્રીષ્મ') જેવા પ્રયોગો મધ્યકાલીન લાગે છે. કવિની ભાષામાં જેટલું માધુર્ય છે એટલી પ્રબળતા નથી, ચમત્કૃતિનો કોઈ ઉન્મેષ સધાતો જોવા નથી મળતો.

અને છતાં કવિના એક કાવ્ય મુજબ–

'બુદ્ધિ તણો કોમલ હોય આતપ,  
ના કલ્પના ખાતરની અધૂરપ,  
કિન્તુ કદાપિ  
ના કોળતું કાવ્યનું બીજ સ્હેજ  
હૈયા તણું ના જહીં હોય હેજ!'

–અન્ય થોડીક ત્રુટિઓ હોવા છતાં કવિમાં 'હૈયાનું હેજ' તો છે જ અને એ એમની કવિતા માટે આશાપ્રેરક બને જ છે.

*

અનુસંધાન] **'સ્મરણયાત્રા'—કમનીય શૈશવકથા** [પૃ. ૩૦૩થી

આ બધા વચ્ચે એમનું જીવન ઘડાય છે, વ્યક્તિત્વ તેજોવૃદ્ધિ પામે છે. બાલ્યાવસ્થાની કથની કહેતાં કહેતાં પાર્શ્વભૂમાં તત્કાલનો સમાજસંદર્ભ પણ ઠીક ઠીક નર્તતો કરી શકાયો છે. એમનું ધર્મચુસ્ત (conservative) કુટુમ્બ, એમના કુટુમ્બના સંપર્કમાં આવેલી વ્યક્તિઓ, શિક્ષકો, અમલદારો ઉપરાંત 'ઘરઘરની રમત' કે 'આપણો સંસાર' એ બધામાં સમકાલીન સમાજનું સુપેરે પ્રતિબિંબ ઝિલાયું છે.

અનુભવની એરણ ઉપર ઘડાતાં ઘડાતાં અનાકૃત વ્યક્તિત્વપિંડ આકૃતતા ધારણ કરે છે. અસંખ્ય અનુભવોમાં ક્યારેક એકાદ અનુભવ એવો થતો હોય છે કે જે સમગ્ર જીવનના ખીલા રૂપ બની જાય છે. 'જીવનપાથેય'માં કાકાસાહેબ નોંધે છે તે પ્રમાણેની–"કૉલેજની મારી સાચી કેળવણી મને સાંગલી અને પૂના વચ્ચે ટ્રેનમાં જ મળી ચૂકી"—અદ્‌ભુત અને વિરલ ક્ષણોમાં.

'સ્મરણયાત્રા' સર્જકના આ બધા અનુભવો કોઈ આત્મચરિત્રકારની હેસિયતથી ક્રમબદ્ધ રીતે સાંપડતા નથી. એ તો સંસ્મરણોની એક ગઠડી લઈને નિરાંતે બેઠા છે. એમાંથી જે સ્મરણ દાગીનો પહેલો હાથ લાગે છે, એને ધ્યાનથી જોતા જાય છે, વળી એને માણી લે છે અને પછી બીજો સ્મરણદાગીનો હાથમાં લે છે. એટલે એમણે કેવળ સંસ્મરણાવલિ રજૂ કરવાને બદલે સંસ્મરણોને સ્મરી સ્મરી, એમાં અંઘોળી અન્યને પણ એ મોજ લૂંટતાં, એમાં અંઘોળતાં કર્યા છે. પ્રસંગોને રમૂજભરી રીતે મૂકી આપતી વખતે એ સત્યને સંતાડતા નથી કે વિકૃત પણ નથી કરતા. પરિણામે આ કિશોરાવસ્થા સુધીનાં 'છૂટાં છવાયાં સંસ્મરણો' આત્મચરિત્ર કરતાં પણ કંઈક વિશેષનો અનુભવ કરાવનારાં નીવડ્યાં છે, તેમ આગળ કહ્યું છે, એ સાચું ઠરે છે.

એક બાજુ આત્મચરિત્રકાર પાસે આપણે ગાઈવગાડીને જેની અપેક્ષાઓ રાખીએ છીએ તે, સત્યનું આરાધન, નિખાલસતા, અનુભવની સાચકલાઈ, સ્વ-રૂપે પ્રસંગોની રજૂઆત–એ બધું તો અહીં વિદ્યમાન છે જ, તો બીજી બાજુ એક નિર્ભેળ કલાકૃતિમાં સહજોપલબ્ધ થતાં સજીવપાત્રો, કાવ્ય-રસ, કલ્પનાશક્તિ, જીવનદર્શન અને માનવને 'દશાંગુલ ઉચ્ચ' કરે એવું કંઈક—એ તત્ત્વો પણ મોજૂદ છે જ, આમ 'સ્મરણયાત્રા' એક સફળ ચરિત્રની સાથે સાથે સફળ કલાકૃતિનો પણ આસ્વાદ કરાવે છે, અને એરકવાયેથના પેલા પ્રસિદ્ધ વિધાનની સ્મૃતિ તાજી કરાવે છે: Few autobiographies are really good literature. 'સ્મરણયાત્રા' એ few autobiographiesમાંની good literatureની રસાનુભૂતિ કરાવે છે, એ તો નિઃશંક.

*

'આઈ, શહાણું માણુસ લાભત નાહીં'—એ ઉક્તિ-વૈચિત્ર્ય—irony of fate જીવનકમળ ઉપર તુષાર-બિન્દુની માફક ક્ષણમાં ઝગમગી, વિલીન થઈ જતી, આક્કા માટે કેવું સત્ય નીવડ્યું! એ આખું પ્રકરણ ઉદાત્તકરુણની રસાનુભૂતિ કરાવનારું નીવડ્યું છે. 'પૈસા-ખોયા', 'જામફળ અને જલેબી', 'મને રુક્કો આપો', 'સભા' આદિ પ્રકરણોમાં કાકાસાહેબના શિશુઅવસ્થાના ગમાઅણગમા, હઠાગ્ર સ્વભાવાદિનું નિરૂપણ થયેલું છે. 'બે બીબાંનો ચોર'માં પોતે કરેલી ચોરીનો નિખાલસ એકરાર કરે છે. 'બીકણ હિંમત' કે 'ગણપતિનો પ્રસાદ' જેવાં પ્રકરણોનાં ચાતુરીયુક્ત ને કાવ્યાત્મક શીર્ષકોમાં સર્જકની કટાક્ષ પ્રધાન નર્મમર્મ દૃષ્ટિનો પરિચય મળી રહે છે. 'ગોકર્ણની યાત્રા' આ ચરિત્રનું એક વિશિષ્ટ પ્રકરણ છે. એમાંનું સાગરનું વર્ણન, મૃત્યુ ને જીવન વચ્ચે ઝોલાં ખાતો યાત્રાળુ ગણ—એ બધાંનું હૂબહૂ વર્ણન થયેલું જોવા મળે છે. સર્જકના તાદૃશવર્ણન શક્તિના ઉત્તમ નમૂનારૂપ આ પ્રકરણ છે. ભયત્રસ્ત યાત્રાળુઓનું વર્ણન તળપદી ઉપમામાં કેવું કરે છે: 'મુસાફરીએ ઊપડતાં પહેલાં જે માણુસ ગાજર જેવો લાલઘુંદ હતો તે હવે અળવીના પાન જેવો લીલો લીલો થઈ ગયો હતો!' સાહિત્યમાં જીવન ને નીતિના સદા આગ્રહી, શીલ-શ્લીલના પૂજક એવા સાત્ત્વિક પુરુષનો વાંચન પ્રારંભ 'અશ્લીલ' અને 'ગંદી' ચોપડીઓથી થયો હતો. આ સર્વે એ નિઃસંકોચ રીતે કબૂલ કરી પોતે ઘરના વિશુદ્ધ અને ધાર્મિક વાતાવરણ અને સંસ્કારને કારણે મલિનચિત્ત થતા રહી ગયા તે નોંધે છે. પ્રકરણના અંતમાં જ્યારે એ હૈયા-વરાળ ઠાલવે છે, ત્યારે મિલ્ટનનું પેલું સુપ્રસિદ્ધ વિધાન—મહાકવિ કે મહાપુરુષ થવા માટે જીવનને પણ મહાકાવ્ય બનાવવું પડે છે—સ્મરી આવે છે. ચોમેર અનેક કંટકો પથરાયેલા હોવા છતાં ગુલાબ તો ખીલે છે. પણ ખીલતાં ખીલતાં કેટલાય કંટકો ભોંકાય છે. ને અસહ્ય વેદના અનુભવવી પડે છે. કાકાસાહેબની શિશુ અવસ્થા આવા અનેક સારા-નરસા પ્રસંગોમાંથી પસાર થતી રહી અને ધીમે ધીમે એમના વ્યક્તિત્વનો પિંડ કેવી રીતે ઘડાતો ગયો તે આ અને 'ઘટપ્રભાને કાંઠે', 'વાજાંનો ઈલાજ', 'ખોટા સંસ્કારો', 'ડાહ્યો થવાની ના', 'તમાચો', 'શરાબી વાચન', 'કુસંસ્કારોનો પાથ', 'ફોટાની ચોરી' જેવાં પ્રકરણોમાં નિહાળવા મળે છે. આવા પ્રસંગોનું વર્ણન કરતાં પોતે કશું છૂપાવતા—ગોપાવતા નથી પરિણામે એમાં ગુંજતો સત્યનો રણકાર આ ચરિત્રને 'સત્યના પ્રયોગો'ની જોડાજોડ મૂકવા લલચાવે છે.

આઈ, માતાપિતા અને ભાઈઓ જેને ધર્મ માને છે, તેવા રિવાજો, ધાર્મિક માન્યતાઓ, વહેમોનો ભોગ બની અંતે ધીમેધીમે ધર્મ તરફ બદલાતી એમની દૃષ્ટિ અને સનાતન ધર્મ તત્ત્વની થતી સમજ એ બધાંનું વર્ણન 'યલ્લામ્માની યાત્રા', 'વિઠોબાની મૂર્તિ', 'ઉપાસ્ય સ્વયંવર' 'પંઢેરી', 'નિશ્ચયનું બળ', 'સિંહનાદ' જેવાં પ્રકરણોમાં થયેલું જોવા મળે છે. આવાં પ્રકરણો કટાક્ષમિશ્રિત હાસ્યરસ ઠીક ઠીક પૂરો પાડે છે. 'રમાની ચાની' સ ંકના કરુણાર્દ્ર સંવેદનશીલ હૃદયનો પરિચય કરાવે છે. 'નાગર-વેલની વાડી' અને 'સરુનાં ઝાડ'માં પ્રકૃતિ દર્શનથી મત્ત થયેલા કવિ પ્રાણુનાં સ્પંદનો ઝિલાયાં છે. હૃદયની આવી ભાવ વિભોરતાની પળોમાં ચિંતન પણ કેવું અનુસ્યૂત થયેલું હોય છે, તે અહીં જોવા મળે છે. 'પાઠમાળા', 'ગણિતબુદ્ધિ', 'ભાઉની શિખામણ', 'જગન્નાથ બુવા' 'મારી યોગ્યતા', 'હિન્દુસ્કૂલમાં' જેવાં પ્રકરણોમાં વિદ્યાર્થી તરીકેનું એમનું ઘડતર, શિક્ષણની પ્રાપ્તિ, એ અંગે નડેલી મુશ્કેલીઓનું બયાન થયેલું જોવા મળે છે. 'ખચ્ચરગાડી' અને 'કાવ્યમય જીવન' એ બંને પ્રકરણોના લેખન પાછળ એમના કલ્પનાપ્રિય ભેજાનું અને વિનોદી વૃત્તિનું દર્શન થાય છે.

'વિઠુ અને ભાનુ'માં વિઠુ અને ભાનુનાં પાત્રો, 'હકીમસાહેબ'માંનું હકીમનું પાત્ર, 'જગન્નાથ બુવા'માંનું પાત્ર, આ ઉપરાંત આક્કા, આઈ, મિત્રો એ સૌનાં પાત્ર ચિત્રણમાં સર્જકની માનવહૃદયને સમ્યક્ રૂપે ઓળખવા-ની અગાધ શક્તિ અને સૂક્ષ્મ પરખનાં દર્શન થાય છે. 'સ્મરણયાત્રા'ની ઘટનાઓ જોતાં સર્જકના બાલ્યકાળના અનેક પાંસાઓનો પરિચય મળે છે. ઘડીકમાં હઠ લઈને બેઠેલા દત્તુનાં દર્શન થાય છે, તો ઘડીકમાં છેક વિનમ્ર દત્તુ નજરે પડે છે, તો ક્ષણમાં વળી ગંદી ટોળીમાં ભળી ગયેલ દત્તુ દેખા દે છે, તો કયારેક "હા, હા, બિલાડી અમારી વહુ છે. અમે એને ખવડાવવાના, રોજ ખવડાવવાના, હેતથી ખવડાવવાના; હવે કંઈ રહ્યું છે?" અમે કહેતા રમતિયાળ દત્તુનાં દર્શન થાય છે.

[અનુસંધાન પૃ. ૩૦૬]

## અનુક્રમ



*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫).
* મની ઑર્ડરથી લવાજમ પુ.ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ,' મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ ૭ વર્ષના બંધાવેલા સેટની દરેકની કિં. રૂપિયા પંદર. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઇ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

માલિક તથા સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ ૧

કાવ્ય છે. અન્ય પ્રત્યે કઠોર રહેતો અહં-મત્ત નાયક નાયિકા આગળ કેવળ લાચાર બની રહે છે એ આશ્ચર્ય-દ્વારા પ્રણયની સ્તુતિ કરી છે. છેલ્લે એવું જ પ્રશ્નાર્થમય સાદૃશ્ય કાવ્યને સાચું સૉનેટ બનાવે છે–

'જે કોરતો પલકમાં અલિ વજ્રવાંસ,
તે દીન કાં મૃદુલ પદ્મ તણે નિવાસ?!'

'પ્રણય'માં કવિની ઋજુ પ્રણયરીતિ; ઉછાળા મારતી ભરતી જેવી તોફાની અને અલ્લડ પ્રણયરીતિના નકારાર્થમાં સોહી ઊઠે છે કાવ્ય આખું નજાકતના શિલ્પ જેવું છે અને છેલ્લે–

'તને હું ચૂમી લૌ–જયમ અનિલ કો' નાજુક ફૂલ!'-માં તો કવિની ઊર્મિ ઉત્કટપણે સુસંવેદ્ય બની છે. કવિમાં જેટલી ઋજુ સંવેદનશીલતા છે એટલી જ સ્વજાતની ખુમારી છે.

જે નિશ્ચિત છે તે થવાનું છે. આનંદ અને મુશ્કેલીઓ બન્ને માણતાં અને જીરવતાં માણુસને આવડે છે. તો વિધાતાને યાચના શી? અને માનવીના ભાગ્યમાંનાં સુખોને પણ – પોતે ધારે તોય – વિધાતા ન બદલી શકે એટલે કરુણ પરિસ્થિતિ તો એની છે. કવિ કહે છે,

'કેદી અમે ન, તું જ નિર્બલ બંદીવાન,
તારા સ્વનિશ્ચય દૃઢે જકડાય પ્રાણ!' ('વિધાતાને')

અને 'સદ્દભાગ્ય'માં પણ 'સદ્દભાગી'ની નાનમ સોંપડે મને!' કહેતા કવિના કંઠમાં ખુમારીનો રણકો સંભળાય છે.

કવિ શ્રદ્ધાવાન છે. આજનો કવિ જ્યારે અશ્રદ્ધાના સૂર રેલે છે અને આખી માનવજાત વચ્ચે પણ પોતાને રણમાં એકલો પડેલો જુએ છે ત્યારે આ કવિ,

'હું દગ્ધ એકલ રણે ભમતો ન રાહી,
હું સ્નેહના જગતમાં રહું મુગ્ધ નાહી!' ['યાત્રા']

–ગાતાં અચલ શ્રદ્ધાના આનંદોદ્દગાર કાઢે છે.

ધરતી પરની અતિપરિચિતતાથી અન્યોન્ય પ્રત્યેની અવજ્ઞાને કારણે માનવજાતમાં નિરાશા પ્રસરી છે ત્યારે અવકાશ-સંશોધનમાં કવિ નવી આશાનાં દર્શન કરે છે,

'દૂર કોઈ ગ્રહ પરે
માનવી–એ રિપુ– મળે,
પ્રસારીને હાથ–
'આપણે તો ધરતીના!' સ્નેહભરી લેશે ભીડી બાથ!'
['નવી આશ']

તો 'પાથેય'માં જરા જુદી રીતે પણ કવિએ શ્રદ્ધાનો જ મહિમા ગાયો છે. કશાય પૂર્વપરિચય વિના અન્યોન્ય પર શ્રદ્ધા રાખી નેકદિલીથી પરણેલાં દંપતી માટે એ વિશ્વાસ જ જીવનપાથેય બની રહે છે!

વેદનાના આલેખનમાં કવિના હૈયાની કરુણતા પ્રગટ થઈ છે. 'કથા' કવિ-હૈયાને પ્રગટ કરતું એક વિશિષ્ટ કાવ્ય છે. ઋતુઓની અસર પામતા સરોવરનું રૂપક લઈ કવિ કવિના હૈયાની સ્થિતિને પ્રગટ કરે છે–

'નસીબે નિર્માયાં વિરલ સુખ ને દારુણ વ્યથા,
કવિના હૈયાની સરવર કથે શાશ્વત કથા...'

'ઉદાસીનતા'માં પણ ઘેરી વ્યથાઓ જીરવીને આનંદ-શોક પ્રત્યે કેવળ ઉદાસીન બનેલા માનવીની મનસ્થિતિને બળદના પ્રતીક દ્વારા સાર્થક અને સ્પષ્ટ બનાવી છે.

'જેહને પડી કાંધ એવા બળદને
એની હવે ના કાંઈ ખટપટ.'

'ના જાણું' માનવીના મનને પ્રગટ કરતું એક ખૂબ સરસ કાવ્ય છે. જીવલેણ બિમારી વેળાએ મૃત્યુની પ્રાર્થના અને દેશ-રક્ષા કાજ ઝઝૂમતાં મૃત્યુને આમંત્રણ – એ ભાવો માનવસહજ હોવા છતાં મૃત્યુના (અન્યના મૃત્યુના પણ!) દર્શન માત્રથી પ્રબળ બની ઊઠતી જિજીવિષા. એ માનવીના હૈયાને ધડકાવી દે એ પણ એટલું જ સાચું છે, બલકે મૃત્યુની આ પ્રતીતિ વધારે સાચકલી છે. કવિએ આ સૉનેટમાં એનું બહુ સુંદર આલેખન કર્યું છે. 'ધુમાડાથી ધીમા સળગત અડાયું' મૃત્યુની અસરને દ્રષ્ટા પર વધુ દૃઢ બનાવે છે.

'ભીખ' એક પ્રતીકાત્મક રચના છે. નવતર કવિતાની સંપૂર્ણ અસર એના પર છે.

'ઊર્ધ્વશિર ગિરિ અને વડવાગ્નિ વચ્ચોવચ્ચ
ભીંસ મહીં

હશે ખૂબ રહેંસાયો એ;'–દ્વારા સ્વમાન અને ભૂખ વચ્ચેની ભીંસ-સંઘર્ષ–ને સચોટ બનાવાઈ છે.

'એક તું'માં સારી ચમત્કૃતિ છે. સ્પષ્ટ વક્તા હોય છતાં સૌને ગમે એવું હોય – આ અસંભવિતતા દર્પણ વિશે સંભવિત બને છે.

તો કેટલાંક કાવ્યો શિથિલ પણ રહ્યાં છે 'બે ઉર'માં ભીમ અને ઈસુનાં હૃદય વચ્ચેનો ભેદ બતાવીને કવિ



**દાદાસાહેબ અને સુશીલાબહેન**

[બ્રિટિશ સરકારના નિમંત્રણથી, રાણી એલિઝાબેથના તા. ૨ જૂન ૧૯૫૩ ને રોજ થનારા રાજ્યાભિષેક પ્રસંગે મે, ૧૯૫૩માં લંડન જતાં માવળંકર દંપતીને મુંબાઈમાં જહાજ પર અપાયેલ ઉષ્માભરી વિદાયની તસવીર. પાછળ ઊભેલા શ્રી રાજારામ રામકૃષ્ણ ગુર્જર—સુશીલાબહેનના વડીલ બંધુ—છે.]

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અધ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૭૯



દાદાસાહેબ માવળંકર
વિશેષાંક

"હું તો એમ માનું છું કે જ્યાં સુધી આપણામાં આપણા સ્થાનનું મહત્ત્વ હોય, હું જે કાર્ય કરું છું તે મહત્ત્વનું છે એવો ભાવ હોય ત્યાં સુધી ઊંચનીચનો ભાવ જવાનો નથી. બીજા લોકોને સામાન્ય રીતે જે ઈર્ષા આવે છે તેનું કારણ પણ હું તો એ સ્થાન મોટું છે એ નથી માનતો. માણસમાં જે મોટાઈની ભાવના છે તે કારણ જ ઈર્ષાનું મૂળ છે. આજે દેશમાં જે ખટપટ અને બખાળા કાઢવાનો ભાવ છે તે આના મૂળમાં છે. સામાન્ય રીતે નાનાઓ મોટાઓની ઈર્ષા કરે છે અને મોટાઓ નાનાઓ પ્રત્યે તિરસ્કારના ભાવથી જુએ છે. આ વૃત્તિ જ્યાં સુધી જાય નહિ ત્યાં સુધી આ ખટપટ મટે નહિ. સત્તા તો રહેવાની, હુકમ પણ કરવો પડવાનો, પણ તેમાં હોદ્દાનો ભાવ ન હોવો જોઈએ. કાર્યકર્તાઓ એમ માને તો આ દર્દ તરત ચાલ્યું જાય. આજના તંત્રમાં મને જો ભૂલ લાગતી હોય તો આ જ છે. હોદ્દેદારો માને છે કે બસ અમે જ બધું તંત્ર ચલાવી રહ્યા છીએ, અમે ન હોઈએ તો બધું કડડભૂસ થઈ જાય! આ કારણે બીજાઓનો સાથ મળતો નથી અને કામો રખડે છે એટલે એ સ્થાન મોટું છે એમ મેં માન્યું નથી. મારે મન મારો પટાવાળો પણ સહકાર્યકર્તા (colleague) છે."

ગણેશ વાસુદેવ માવળંકર

['ધૂપસળી' લેખક: ઈશ્વર પેટલીકર. પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, અમદાવાદ-૧. સને ૧૯૫૩. પૃષ્ઠ ૨]





સંપાદક
પુરુષોત્તમ ગણેશ માવળંકર

દૃષ્ટિએ આ ગૌણ હશે, પણ પ્રજાહિત-દૃષ્ટિ કેટલી હતી, તે એ સાથે જ સ્પષ્ટ થાય છે. સ્ત્રીવધ વિષેનો આ વિચાર વિશ્વામિત્રે જ પ્રથમ કહ્યો એવું ન હોઈ 'एष धर्मः सनातनः' એવું કહ્યું છે. આર્યોનું સ્ત્રીદાક્ષિણ્ય અને 'greatest good of the greatest number' એ બન્નેનું સમીકરણ અહીં સરસ દેખાય છે. તાટકાને મારવી એ ઠીક નથી–એનો ઝેરીલો ડંખ તોડી નાખ્યો એટલે પૂરતું છે એવું રામને લાગે છે–

न ह्येनामुत्सहे हन्तुं स्त्रीस्वभावेन रक्षताम् ।
वीर्यं चास्या गतिं चैव हन्यामिति हि मे मतिः ॥ १२ ॥

(સર્ગ ૨૬)

શ્રી રામનું સ્ત્રીદાક્ષિણ્ય ફરી પ્રગટ થાય છે. પણ છેવટે વિશ્વામિત્રના જ કહેવા પરથી એને મારી નાખવાને રામ તૈયાર થયા.

વસિષ્ઠ-વિશ્વામિત્ર સંવાદ, શબલાની વાર્તા, વગેરે ભાગ વાંચતી વખતે કેટલીક ઉપમાઓ મને ખૂબ રમ્ય લાગી. શબલાનિર્મિત લશ્કર તરફથી પરાભવ પામેલ વિશ્વામિત્ર કેવી રીતે શરમિંદા બન્યા? તો—

समुद्र इव निर्वेगो भग्नदंष्ट्र इवोरगः ।
उपरक्त इवादित्यः सद्यो निष्प्रभतां गतः ॥ ९ ॥
.....................लूनपक्ष इव द्विजः ॥ १० ॥

(સર્ગ ૫૫)

* * *

આમાંની દરેક ઉપમામાં ઉપમેય વસ્તુ પણ એકેક ગુણનિદર્શક છે. વિશ્વામિત્ર સમુદ્ર પ્રમાણે ગંભીર, સાપ જેવો દંશ રાખનારો, સૂર્ય પ્રમાણે તેજસ્વી, પક્ષી જેમ ઉડ્ડયન કરનારો, વગેરે ઉપમેયો અને તેમનાં ધ્વનિ ખૂબ રોમાંચક છે.

તપશ્ચર્યાને લીધે નવું બળ પ્રાપ્ત કરેલા વિશ્વામિત્રનું 'विवर्धमानो वीर्येण समुद्र इव पर्वणि' (સર્ગ ૫૫, શ્લોક ૨૦) આ વર્ણન કેટલું સમર્પક છે વારુ! એ જ રીતે, સંતપ્ત વસિષ્ઠ ઋષિ કેવા દેખાયા? તો— 'विधूम इव कालाग्निर्यमदण्ड इवापरः' (સર્ગ ૫૫, શ્લોક ૨૮) આમાંના 'विधूम इव'ની મને ઓર ચટક લાગી.

* * *

અયોધ્યા કાંડમાં શ્રી રામચંદ્રના એક એક ગુણ ખૂબ રોમાંચક રીતે કહ્યા છે. એમનું શિક્ષણ કેવું સર્વાંગપૂર્ણ હતું અને નાની નાની ચીજો તરફ પણ કેટલું ધ્યાન અપાતું હતું તે આ વર્ણન ઉપરથી સ્પષ્ટ દેખાય છે. રામનું બોલવાનું કેવું હતું, તો–

स च नित्यं प्रशान्तात्मा मृदुपूर्वं च भाषते ।
उच्यमानोऽपि परुषं नोत्तरं प्रतिपद्यते ॥ १० ॥

(સર્ગ ૧)

'કૃતઘ્નતાનો બદલો કૃતઘ્નતા વડે જ' એ એમનું ધ્યેયવાક્ય હતું—

कदाचिदुपकारेण कृतेनैकेन तुष्यति ।
न स्मरत्यपकाराणां शतमप्यात्मवत्तया ॥

(સર્ગ ૧)



માનનીય શ્રી ગણેશ વાસુદેવ માવળંકર

[જાન્યુઆરી, ૧૯૪૬માં નવી દિલ્હીમાં વડી ધારાસભાના પ્રમુખ તરીકે ચૂંટાઈને ઐતિહાસિક વિજય પ્રાપ્ત કર્યા બાદ એ જ વર્ષમાં પાછળથી લેવાયેલ ફોટો]

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી



હપ્તો ૬૪ [તા. ૨૧ માર્ચ થી તા. ૨૪ એપ્રિલ ૧૯૪૯]



## તા. ૨૧ માર્ચ ૧૯૪૯, સોમવાર
### [નવી દિલ્હી]

આજે પણ સવારે ફરવાનું થયું નહીં. શેઠ અમૃતલાલ [હરગોવનદાસ] સવારના વિમાનમાં અમદાવાદ [જવા સારુ] રવાના થયા. ઑફિસકામ, ઘરના હિસાબોનું કામ, સૌ.વતીને મુંબાઈ પત્ર લખવામાં થોડો વખત ગયો.

૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભાની બેઠક. ડૉ. આંબેડકર Hindu Codeની બાબતમાં મળ્યા. મારો વિચાર મેં તેમને જણાવ્યો. આટલો મહત્ત્વનો ખરડો, હિંદુઓના એકંદર જીવનમાં મહત્ત્વનો અને ક્રાંતિકારક ફેરફાર કરનારો, પ્રાંતિક ધારાસભાઓના સભ્યોને હાજર રહેવાની છૂટ નથી, આખા દેશમાં પ્રબળ વિરોધ—આવું હોવા [છતાંય] બીજું વાચન પૂરું કરવાની આટલી બધી [અણછાજતી] ઉતાવળ શા સારુ? ચર્ચા બંધ કરવાની સૂચના (closure) આવે તો હું તે સ્વીકારી શકીશ નહીં એવું મેં એમને સ્પષ્ટ કહ્યું. સર હોમી મોદી, મધ્યભારતના સ્પીકર શ્રી. રામ સહાઈ, વગેરે લોકો મળ્યા.

ઘેર આવીને ચા, શૌચ. ૫ થી ૫-૩૦ શ્રીમતી રામેશ્વરી નેહરુ[1] પંજાબમાંના કસ્તુરબા [ગાંધી સ્મારક નિધિના] કામ અંગે મળ્યાં. પછી Constitution Club[2]ની સામાન્ય સભામાં ગયો. કલબ હોવી જોઈએ કે ન હોવી જોઈએ એ [અંગે] ચર્ચા હતી. હોવી જોઈએ એવો મારો અભિપ્રાય કહ્યો. કૉંગ્રેસના અમે લોકો પરસ્પરના અને બહારના લોકોના પરિચયમાં આવીએ એ આવશ્યક છે. અમે એકાંગી થતા ચાલ્યા છીએ. એટલે કલબ જેવી સંસ્થા અવશ્ય જોઈએ એવો મારો અભિપ્રાય કહીને [પછી] ડૉ. શ્રૉફને ત્યાંના લગ્ન-[સમારંભ]માં ગયો. (રોશન-આરા કલબ). પાછા ફરતાં શેઠ કસ્તુરભાઈને મળીને ઘેર આવ્યો.

## તા. ૨૨ માર્ચ ૧૯૪૯, મંગળવાર
### [નવી દિલ્હી]

સવારે ફરવાનું. ઈંદોરના શ્રી. અગ્નિહોત્રી ગઈ કાલે આવ્યા હતા તેઓ આજે સવારે પાછા ગયા. શેઠ કસ્તુરભાઈના કામના (તેંડૂલકરના કમિટીના) કાગળો વાંચવામાં ઠીક ઠીક સમય ગયો.

૧૦-૩૦ થી ૧ સુધી ધારાસભાની બેઠક. પછી બપોરના ભોજન માટે શ્રી. રાજાજી(Governor-General)ને ત્યાં ગયો. મિ. ઍન્થની ઈડન[3] આવ્યા હોવાથી એમની સાથે જમવા માટે [મને] નિમંત્ર્યો હતો. [ત્યાં] ભેગા થયેલા લોકોમાં સરદાર વલ્લભભાઈ અને પંડિત નેહરુ હતા. ભોજનોત્તર, રાજાજીએ હિંદુ કોડની વાત કાઢી. ડૉ. આંબેડકર એમને [રાજાજીને] મળ્યા હતા, અને [એ સંદર્ભમાં રાજાજીએ] જણાવ્યું [હતું] કે Consideration Motion પસાર થયા પછી પ્રાંતોમાં ફરીને વિરોધકોને તથા અન્યને મળીને કલમવાર ચર્ચા કરીને શા શા ફેરફારો [હિંદુ કોડમાં] કરવા જોઈએ એની ચર્ચા કરવા માટે [ડૉ. આંબેડકર] તૈયાર છે. "પરંતુ, આ ચર્ચા હમણાં કરવામાં શી મુશ્કેલી [છે]?" એવો મારો સવાલ [છે]. એમનો [રાજાજીનો] જવાબ [એ] કે "જ્યાં સુધી Consideration Motion પસાર થઈ નથી ત્યાં સુધી ચર્ચા મોઘમ (vague) બને છે. પણ તે (motion) પસાર થઈ કે પછી લોકો કલમવાર ધ્યાન કેન્દ્રિત કરશે આ વાત મારે ગળે ખાસ ઊતરી નહીં, પણ






विद्या विभातु हृदये नवसर्जनाय।

## श्रीमद् वाल्मीकि रामायणमांना केटलाक सुंदर श्लोको परथी सूझेला विचारो*

બાલ કાંડમાંનું શ્રી રામના ગુણોનું આ વર્ણન મને ખૂબ ગમ્યું–

समुद्र इव गांभीर्ये धैर्ये च हिमवानिव।
विष्णुना सदृशो वीर्ये सोमवत्प्रियदर्शनः ॥
कालाग्निसदृशः क्रोधे क्षमया पृथिवीसमः।
धनदेन समस्त्यागे सत्ये धर्म इवापरः ॥

તે જ રીતે, બાલ કાંડના પાંચમા સર્ગમાંનું અયોધ્યા નગરીનું વર્ણન ખૂબ રોમાંચક અને ઐતિહાસિક દૃષ્ટિથી પણ મનોરંજક છે. આ પદ્ય-રચના મૂળની હોય કે પાછળથી ઉમેરેલી હોય, પણ જે સમયમાં એ થઈ તે સમયમાં નગર-રચના અને વ્યવસ્થા કેવી પૂર્ણ સ્થિતિએ પહોંચી હતી, એ આ વર્ણન ઉપરથી સ્પષ્ટ દેખાય છે:

રસ્તાઓની માંડણી ઉત્તમ રીતે કરેલી હતી (सुविभक्तमहापथा।). રાજમાર્ગો પણ એવા જ હતા અને રસ્તાઓ પર હંમેશ પાણી છંટાવવામાં આવતું હતું (जलसिक्तेन नित्यशः।). શહેરમાં અને આસપાસ બગીચા હતા (उद्यानाम्रवनोपेतां महतीं प्रासमेखलाम्।). નગર-રક્ષણ માટે કિલ્લાબંધી હોઈ એના પર લોખંડી તોપો હતી (शतघ्नीशतसंकुलाम्।). ઊંચી ઊંચી ઇમારતો હતી (विमानगृहशोभिताम्।)

નગરવાસીઓ વિષે લખતી વખતે કવિ કહે છે કે એ નગરીમાં વધૂ નાટક સંઘ (સ્ત્રી નાટક મંડળીઓ) હતી. સ્ત્રીઓની કલબો (कूटागार) હતી.

*　　*　　*

તાટકાને મારવામાં સ્ત્રીહત્યાનો પ્રશ્ન આવે છે અને તે કેટલે અંશે યોગ્ય છે એ વિષે કેટલાક વિચારો વિશ્વામિત્રે પચીસમા સર્ગમાં કહ્યા છે:

नहि ते स्त्रीवधकृते घृणा कार्या नरोत्तम।
चातुर्वर्ण्यहितार्थं हि कर्तव्यं राजसूनुना ॥१७॥
नृशंसमनृशंसं वा प्रजारक्षणकारणात्।
पातकं वा सदोषं वा कर्तव्यं रक्षता सदा ॥१८॥
राज्यभारनियुक्तानामेष धर्मः सनातनः।
अधर्म्यां जहि काकुत्स्थ धर्मो ह्यस्यां न विद्यते ॥१९॥

સ્ત્રીવધ એ ખરાબ જ—પણ બહુજનહિત માટે અગર ધર્મરક્ષણ ખાતર તે આવશ્યક બને તો તે કરવામાં પાપ નથી. પ્રજાના રક્ષણ માટે તો 'नृशंसं अनृशंस वा' એટલે સુધી મજલ ગઈ છે. શુદ્ધ સત્યની

મુંબાઈમાં સૌ.વતીને [ટ્રંક કૉલ પર] કુશળ સમાચાર પૂછ્યા અને [અમારા કુશળ સમાચાર] જણાવ્યા.

ભોજન બાદ વાતોચીતો અને પછી વિશ્રાંતિ.

### તા. ૨૬ માર્ચ ૧૯૪૯, શનિવાર
### [નવી દિલ્હી]

સવારે ફરવાનું. ઑફિસકામ. વૃત્તપત્રો જોવાનાં.

૧૦–૩૦ થી ૪ ધારાસભાની બેઠક Hindu Code ની બાબતમાં પંડિત નેહરુનો એક લાંબો અને ખાનગી કાગળ આવ્યો [છે]. હિંદુ કોડની ચર્ચા લંબાતી જતી હોવાને કારણે તેઓ જરા ચીડાયા લાગે છે. મને એમની ચીડ અસ્થાને લાગે છે. આવી બાબતોમાં આપણે ખૂબ જ સહિષ્ણુતા દાખવવી રહી. [પણ] પંડિતજીનો એ સ્વભાવ જ નથી!

શ્રી. લાડ અને શ્રી. નાડકર્ણી ('ટ્રિનીટી મ્યુચ્યુઅલ એશ્યોરન્સ કંપની'ના) મળ્યા. પછી થોડો વખત બાકી રોજનીશી [લખી].

મૈસૂરના નાણાં પ્રધાન શ્રી. દાસપ્પા[6] આજે મહેમાન તરીકે અમારે ઘેર [રહેવા] આવ્યા.

### તા. ૨૭ માર્ચ ૧૯૪૯, રવિવાર
### [નવી દિલ્હી]

સવારે ફરવાનું. થોડી બાકી રોજનીશી. વૃત્તપત્ર વાચન. [શેઠ] કસ્તુરભાઈ માટે આણંદજી કલ્યાણજીનો– તેંડૂલકર કમિટીની ભલામણો બાબતમાં–મુસદ્દો [તૈયાર કર્યો]. ચિટણીસને કામના કાગળો વિષેનો પત્ર તથા ઇતર પત્રો.

ભોજન બાદ વિશ્રાંતિ. પરચૂરણ કામો. ચિ. નંદાના લગ્ન નિમિત્તે રૂબરૂ નિમંત્રણ આપવાને વાસ્તે શ્રી. [કાકાસાહેબ] ગાડગીળ અને સૌ. ગાડગીળ આવ્યાં હતાં.

૫–૪૫ થી ૮–૪૫ સુધી અહીંના મિત્રોએ તૈયાર કરેલું 'उद्यांचा संसार' નાટક જોવા [સારુ] અમે સહુ ગયાં હતાં. નાટક સરસ ભજવાયું.

ઘેર આવીને ફક્ત કૉફી લીધી. પછી સૌ.વતીને સવિસ્તર કાગળ.

### તા. ૨૮ માર્ચ ૧૯૪૯, સોમવાર
### [નવી દિલ્હી]

સવારે ફરવાનું. વૃત્તપત્રોનું વાચન. ફરવા જતી વખતે શ્રી. દાસપ્પા [મારી] સાથે હતા. ઘણી બધી વાતોચીતો થઈ. પછી ઑફિસકામ. હિંદુ કોડ બિલને અંગે પંડિતજીનો લાંબો ને ખાનગી કાગળ આવ્યો છે એના જવાબનો મુસદ્દો [લખાવ્યો]. હિંદુ સમાજના સુધારા માટેની તીવ્ર ઇચ્છા આગળ તેમને [પંડિત નેહરુને] કેટલીક સાદી બાબતો પણ દેખાતી નથી અને ગળે ઊતરતી નથી! ઠીક. ગવર્નર-જનરલના પગારનો ખરડો [Bill] આજે ધારાસભામાં આવવાનો છે એ વિષે શ્રી. વલ્લભભાઈને પત્ર–ચિ. અણ્ણા અને ચિ. નીલાને કાગળો.

ચિ. બાળ, સૌ. સરલા અને ચિ. નાના એમ સૌ આજે સવારે ૭ વાગ્યે આગ્રા મથુરા, વૃંદાવન [સ્થળોએ] જવા માટે મોટરમાં રવાના થયાં.

૧૦–૩૦ થી ૩–૪૫ સુધી ધારાસભા. પછી ઘેર આવીને પત્રવ્યવહાર, વગેરે પરચૂરણ કામો.

સાંજે ૬ થી ૯–૧૫ સુધી શ્રી. સુરોત્તમ હઠીસિંગ સાથે હિંદી નાટક જોવા ગયો. પાછા આવીને પરચૂરણ વાચન.

### તા. ૨૯ માર્ચ ૧૯૪૯, મંગળવાર
### [નવી દિલ્હી]

સવારે ફરવાનું. વૃત્તપત્રો જોયાં. ઑફિસકામ. કેટલાક કાગળો.

૧૦–૩૦ થી ૪ ધારાસભા. ઘેર આવીને ચા, શૌચ આટોપીને ફરી ધારાસભા. ૪–૪૫ થી ૫–૧૫ લંડનમાંની વડાપ્રધાનોની પરિષદ વિષે પંડિત નેહરુ નિવેદન કરવાના હતા. પાંચ વાગ્યે એમનું નિવેદન [હતું] તેથી હું ખાસ [ફરી ધારાસભામાં] ગયો હતો. નિવેદન અંગે ઢોલ-નગારાં જ ખૂબ, પણ એમાં તથ્ય કશું જ નહોતું!

પછી ડૉ. પટ્ટાભિ[7]ને કેટલાંક નિર્વાસિત લોકોએ [સન્માન] પાર્ટી આપી ત્યાં ગયો હતો. આ પાર્ટી એટલે પેંડો આપીને લાડવો પડાવવાનો જ પ્રકાર હતો. નિર્વાસિત લોકોની ફરિયાદો [કૉંગ્રેસ] પ્રમુખના કાને નાખીને એમણે સરકાર પાસેથી મદદ મેળવી આપવી એ કહેવા સારુ પાર્ટી! ઠીક.

કેટલાક ગુણો તો ઉત્તમ રાજા માટે અને કોઈ પણ ગૃહસ્થ માટે અત્યંત આવશ્યક છે. આજકાલ તો એમનો અભાવ પળે પળે જણાય છે. 'त्यागसंयमकालवित्' ક્યારે સંયમ રાખવો, ક્યારે ત્યાગ કરવો એ જાણનારો. આજકાલ ઉદારતા એટલે બગાડ એવો જે કાંઈ પ્રચાર સમાજમાં રૂઢ થવા લાગ્યો છે તે કારણે તો આનું મૂલ્ય વિશેષ જણાય છે. રામચંદ્ર 'स्वदोष-परदोषवित्' હતા. 'परदोषवित्' એવો તો આજકાલ આપણાં પૈકી દરેક જણ છે. પણ 'स्वदोषवित्' હોવું એટલે જ ઉન્નતિના માર્ગ પર હોવું એનું ભાન ઓછું ને ઓછું થતું ચાલ્યું છે! ખર્ચ-હિસાબ કરવાની બાબતમાં રામચંદ્ર ખૂબ જ કુશળ હતા:

आयकर्मण्युपायज्ञः संदृष्टव्ययकर्मवित् ।

આય અને વ્યય—પ્રાપ્તિ અને ખર્ચ—એનાં બે પાસાં મળે એટલું જ નહીં; તો, જો કદાચ પ્રાપ્તિ વધારે છે તે કારણે અનાવશ્યક ખર્ચ ન કરનારા હતા. હિસાબ રાખવાનું આજકાલ ઘણા જુવાન લોકો હલકું અગર નીચું કામ હોવાનું સમજે છે. પરિણામે, એ બિચારાઓની આખી જિંદગી બિનહિસાબી બની જાય છે એનું ભાન ન હોય એ કેવડું આશ્ચર્ય!

રામ યુવરાજ થવાને કેમ લાયક હતા? જ્યેષ્ઠ પત્નીનો જ્યેષ્ઠ પુત્ર એ તો ખરું જ; પણ એ ગૌણ કારણ. સાચું કારણ દશરથે જ આ પ્રમાણે કહેલું છે:

उत्पन्नस्त्वं गुणज्येष्ठो मम रामात्मजः प्रियः।
त्वया यतः प्रजाश्चेमाः स्वगुणैरनुरञ्जिताः ॥४०॥
कामतस्त्वं प्रकृत्यैव निर्णीतो गुणवानिति ॥४१॥

'બડે બાપકે બેટે' એ કારણે આ પસંદગી નહોતી, પણ ગુણોને કારણે અને પ્રજાનુરંજનને કારણે. પ્રજાનુરંજનનું કેટલું મહત્ત્વ! તે જે ન કરે તે રાજા થવાને નાલયક હતો. જ્યાં લાયકાતની આવી કસોટી, ત્યાં પ્રજા પર જુલમ સ્વપ્નમાં ય થવાનો નહીં!

**ગણેશ વાસુદેવ માવળંકર**

*

*જાન્યુઆરી, ૧૯૩૧માં દાદાસાહેબે આ લખાણ પોતાની રોજનીશીમાં ટપકાવ્યું હતું. સાબરમતી જેલમાં હતા ત્યારે મનોરંજન માટે એમણે श्रीमद् वाल्मीकि रामायण ગ્રંથ વાંચવા લીધો હતો. રાજાપુર હાઇસ્કૂલના સુવર્ણમહોત્સવ વિશેષાંક 'प्रकाश' (ડિસેમ્બર, ૧૯૪૧)માં આ લેખ મૂળ મરાઠીમાં પ્રસિદ્ધ થયો હતો. તેનું આ ગુજરાતી રૂપાંતર પ્રથમ જ પ્રગટ થાય છે.

*

ગયાં. જસ્ટિસ કણિયા[13] અને મહાજન પણ [ત્યાં આવ્યા] હતા.

## તા. ૧ એપ્રિલ ૧૯૪૯, શુક્રવાર
## [નવી દિલ્હી]

સવારે ફરવાનું. લક્ષ્મણશાસ્ત્રી જોશી મળ્યા હતા. શ્રી. કાનજીભાઇને ત્યાં ડોકિયું કરી આવ્યો. શ્રી. દાસપ્પા આજ સવારના વિમાનમાં ગયા. પછી ઑફિસકામ. શ્રી. શ્યામલાલ અને કુ. સુશીલા પૈ મળ્યાં. આવતી કાલની કસ્તુરબા [ફંડની] સભાના કામ વિષે થોડી ચર્ચા થઈ. ઑફિસનું કામ. કેટલાક કાગળો.

માવળંગે દેવાલય[14]નું કામ પૂરું થયા અંગેનો શ્રી. બળવંતરાવ સરદેસાઈનો કાગળ આવ્યો હતો. એને અનુસરીને શ્રી. સુર્વે કૉન્ટ્રેક્ટર (રત્નાગિરી)ને રૂ. ૫,૦૦૦ (પાંચ હજાર), શ્રી બળવંતરાય સરદેસાઈને [રૂ.] ૨૧૦ નો અને કોલ્હાપુરના ઍન્જિનિયર સરદેસાઈને [રૂ.] ૧૬૨–૧૨ [આના] એ પ્રમાણે બાંધકામ માટેના, [તથા] પ્રવાસ-ખર્ચ માટે અને દેખરેખ-ખર્ચ માટે વપરાયેલ પૈસાના ચેક મોકલ્યા. હાથ પર લીધેલું કામ સારી રીતે પાર પડ્યું એ બહુ સંતોષની વાત. અગાઉના આશરે ૪૫૦૦ [રૂપિયા] તથા હમણાંના ૫૫૦૦ [રૂપિયા] મળીને દસ હજારનો ખર્ચ થયો એમાં લોકોએ (સરદેસાઈ) આપેલા આશરે ૨૨૦૦-૨૫૦૦ [રૂપિયા] બાદ કરતાં બાકી મારા જ પૈસા ખર્ચ થયા. કુટુંબના ઇતિહાસનું કામ અને મંદિર જીર્ણોદ્ધારનું કામ આનાથી પૂરું થયું એવું કહેવામાં વાંધો નથી. લખાઈ ગયેલો ઇતિહાસ વખતોવખત નવી માહિતી એમાં ઉમેરીને આજ દિન સુધીનો (up-to-date) કરવો અને મંદિર ઐતિહાસિક સ્મારક તરીકે સારી સ્થિતિમાં રાખવું એ હવે ભાવિ પેઢીઓનું કામ છે. મૂળ [સને] ૧૯૧૬-૧૭માં આ ઇતિહાસનાં બીજ વવાયાં હતાં. ૧૯૨૨ની સાલના અરસામાં શ્રી ગોવિંદરામ દાદા (કોલ્હાપુર) નો લાભ અમને મળવાથી આ બીજ મૂળિયાં પકડીને એનો વિકાસ થવા લાગ્યો. પછી સદ્ગત અણ્ણાસાહેબ સરદેસાઇ (પૂના) મળવાથી બીજ ફૂલ્યુંફાલ્યું. પ્રકાશનની ચિંતા દૂર થઈ. ૧૯૨૫ની સાલમાં પ્રત્યક્ષપણે માવળંગે ગામમાં જઈને ત્યાં શ્રી કુલસ્વામીનો ઉત્સવ ૧૯૨૬ની શ્રી નૃસિંહ જયંતીએ કરીને એ પ્રસંગે ઇતિહાસનો પહેલો ભાગ પ્રસિદ્ધ કર્યો.[15] તે વખતે આ વૃક્ષ પૂર્ણ વિકાસ પામ્યું. ત્યાર પછી મંદિરના બાંધકામનું કાર્ય બે હપ્તામાં થયું અને આજે પૂરું થયું. એક પેઢીનું આ કામ થયું, અને તે પૂરું થયું એ ઈશ્વરની કૃપા, પૂર્વજો અને વડીલોનાં આશીર્વાદ, ઠીક.

૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભાનું કામ. Hindu Code Billની ચર્ચા આજે શરૂ થઈ. ઘેર આવીને થોડું પરચૂરણ કામ. ૫-૧૫ વાગ્યે નીકળીને શ્રી. હરસિદ્ધભાઇ જોડે રાજઘાટ પર જઈને પછી કૉન્સ્ટિટ્યૂશન કલબમાં હેન્રી ઑસબૉર્નના વ્યાખ્યાન માટે ગયો. હું પ્રમુખ હતો. વિષય અને મુદ્દા પરમ દિવસની જેમ જ. શંકાઓ પણ પરમ દિવસની જેવી જ.

ઘેર આવીને ભોજન બાદ પરચૂરણ કામો.

## તા. ૨ એપ્રિલ ૧૯૪૯, શનિવાર
## [નવી દિલ્હી]

સવારે ફરવાનું. તર્કતીર્થ લક્ષ્મણશાસ્ત્રી જોશી [મારી] સાથે હતા. થોડું ઑફિસકામ. પરચૂરણ કામો. કાગળો. શેઠ કસ્તુરભાઈએ નગરશેઠની બાબતમાં ઍવૉર્ડ આપ્યો એ અંગે એમની જુબાની થવાની છે તે સંબંધે એમને પત્ર; અને અમદાવાદ મ્યુનિસિપાલિટીના નવા પ્રમુખ શેઠ ચિનુભાઈ ચિમનલાલને અભિનંદનનો પત્ર.

૧૦-૩૦ થી ૪ ધારાસભા. Hindu Code ઉપરની ચર્ચા આગળ ચાલુ. સાતારાના શ્રી. બાબુરાવ વૈદ્ય મળ્યા.

૪-૩૦ થી ૬-૩૦ અમારા મુકામ પર જ કસ્તુરબા ફંડની કારોબારી સમિતિની સભા. પછી પાકિસ્તાનમાંના [ભારતીય] હાઈ કમિશનર ડૉ સર સીતારામ મળ્યા. પાકિસ્તાનમાં મુસલમાનોએ હિંદુઓની મિલકતો અંગે કેવા પ્રકારો ચલાવ્યા છે એ એમણે કહ્યું. એ સાંભળીને મનની સમતુલા રાખવી અશક્ય છે. બોલતી વખતે બહુ ઠાવકાઈથી અને ડહાપણથી બોલવાનું, બધી બાબતો [ચર્ચામાં] સ્વીકારવાની પણ અમલમાં કશું પણ મૂકવાનું નહીં એવી પાકિસ્તાની રાજનીતિ સ્પષ્ટ હોય ત્યારે આપણે વેરબુદ્ધિથી નહીં [તો] પણ એમને [બરાબર] સમજ પડે તે માટે અગર અમારી મુશ્કેલીઓ દૂર કરવા ખાતર

તથ્ય છે [છતાં] બહુ થોડું [છે]. મારે ડૉ. આંબેડકરને મળવું એવી સૂચના રાજાજીએ કરી. મેં 'હા' પાડી.

ઘેર આવીને વિશ્રાંતિ. અને પછી શેઠ કસ્તુરભાઈનો મુસદ્દો (Tendulkar Committeeની બાબતમાં) કરવાનું કામ થોડો વખત [હાથ પર] લીધું. ચા, શૌચ આટોપીને સૌ.વતીને મોકલવાનો કાગળ થોડો આગળ લખ્યો, અને પછી ૬થી ૭-૧૫ સુધી કૉન્સ્ટિટ્યૂશન કલબમાં પંડિત હૃદયનાથ કુંઝરુના પ્રમુખપદ હેઠળ મિ. ઍન્થની ઈડનનું પ્રવચન થયું તેમાં ગયો હતો.

ત્યાર બાદ થોડો વખત કસ્તુરભાઈને ત્યાં જઈને પછી કૉન્સ્ટિટ્યૂશન કલબમાં Indian Council of World Affairsનો ભોજન-સમારંભ હતો ત્યાં જમણ આટોપીને ઘેર આવ્યો અને ચિ. અપ્પાને લખવાનો કાગળ પૂરો કર્યો.

## તા. ૨૩ માર્ચ ૧૯૪૯, બુધવાર
## [નવી દિલ્હી]

સવારે ફરવાનું. પછી ઑફિસકામ આટોપીને સૌ. વતીને મોકલવાનો પત્ર પૂરો કર્યો. ચિ. સૌ. તાઈને પણ એક કાગળ સ્વહસ્તે લખ્યો. મારા તરફથી પત્રો જતા નથી એવી આ લોકોની ફરિયાદ હોય છે! પણ એમના તરફથી કેટલા આવે છે! હવે મેં નિશ્ચય કર્યો છે કે કેટલાક વખત સુધી નિયમિત કાગળો [મારે] લખવા અને જો જવાબ અગર કુશળ [તબિયતના સમાચાર] તેમના તરફથી ન આવ્યા તો મારે પછી પત્રો લખવાનું બંધ કરવું. ઠીક. બીજા પણ થોડા કાગળો લખ્યા.

૧૦-૩૦ થી ૪-૩૦ સુધી ધારાસભાની બેઠક. દરમિયાન શ્રી ઠક્કરબાપાને મળીને સિંધની બાબતમાં શ્રી. જયરામદાસ જોડે થયેલી વાતચીત વિષે ચર્ચા કરી. તેઓ [બાપા] મારા અભિપ્રાય જોડે સહમત થયા. શ્રી. સંતાનમ[૪] સાથે થોડી ચર્ચા.

ઘેર આવીને ચા, શૌચ. પરચૂરણ વાચન ૫-૪૫-થી ૭ સુધી [મિ.] Anthony Edenનું ભાષણ મારા પ્રમુખપદ હેઠળ ધારાસભાના સભ્યો સમક્ષ Council of Stateના સભાગૃહ[૫]માં થયું.

પછી ઘેર આવીને શ્રી. પટ્ટણી આવ્યા હતા એમની સાથે વાતોચીતો અને પછી ૮ાાથી ૧૦ સુધી પંડિત નેહરુને ઘેર ઍન્થની ઈડનના [માનમાં] ભોજન-સમારંભ હતો તેમાં ગયો હતો. સામાન્ય વાતોચીતો ઘણી બધી થઈ.

## તા. ૨૪ માર્ચ ૧૯૪૯, ગુરુવાર
## [નવી દિલ્હી]

સવારે ફરવાનું. થોડું ઑફિસકામ. કેટલાક કાગળો લખાવ્યા. થોડી બાકી રોજનીશી.

૧૦-૩૦થી ૪-૪૫ સુધી ધારાસભાની બેઠક: Hindu Code વિષે ડૉ. આંબેડકર જોડે ફરી ચર્ચા-એમાં ચર્વિત-ચર્વણ જ હતું. બીજું [કશું નવું] નહીં. વડોદરાના શ્રી. પ્રાણલાલ મુનશી અને શ્રી. વામનરાવ નિકતે મળ્યા. વડોદરાનું વિલીનીકરણ અને એ બાબતમાં મુંબાઈના પ્રધાનમંડળનું વર્તન એ વિષે [આ બન્નેએ] દુઃખદ વાતો કહી. ઉપાય શો? 'ટ્રિનીટી મ્યુચ્યુઅલ કંપની'ના શ્રી. લાડ મળ્યા. પરચૂરણ વાચન; અને થાક ખૂબ લાગવાથી આરામ કરતો જ બેઠો. ત્યાર બાદ શ્રી. વલ્લભભાઈ અને શ્રી. સત્યનારાયણ સિંહને ત્યાં જઈ આવ્યો. ભોજન બાદ આરામ.

## તા. ૨ માર્ચ ૧૯૪૯, શુક્રવાર
## [નવી દિલ્હી]

સવારે ફરવાનું. ઑફિસકામ. વૃત્તપત્રો વાંચ્યાં. ચિ. બાળ અને ચિ. સૌ. સરલા સવારે અમદાવાદથી આવ્યાં. કેટલાક કાગળો લખાવ્યા.

૧૦-૩૦ થી ૪ સુધી ધારાસભાની બેઠક. વડોદરાના ભાઈઓ (મુનશી અને નિકતે) ચા માટે આવ્યા હતા. વડોદરાની ઘણીબધી વાતો નીકળી.

૫-૧૫થી ૬ Inter Parliamentary Group-ના નિયમો વગેરે પસાર કરીને ગ્રુપ શરૂ કરવા માટેની સભા મારા પ્રમુખપદ હેઠળ મળી.

પછી શ્રી સુરોત્તમ હઠીસિંગ સાથે મુલાકાત અને વાતો. ત્યાર બાદ સરદાર વલ્લભભાઈને ત્યાં જઈ આવીને [પછી] ટેલિફોન એક્સચેંજ જોવા ગયો. ત્યાંનું કામ ખૂબ જ મનોરંજક પણ ગૂંચવણભર્યું છે. પ્રયોગ તરીકે

છોકરાંઓ સાથે સરદાર વલ્લભભાઈને ત્યાં જમવા માટે ગયો હતો.

## તા. ૫ એપ્રિલ ૧૯૪૯, મંગળવાર [નવી દિલ્હી]

સવારે ફરવાનું. વૃત્તપત્રો. ઑફિસકામ. સ્પીકર અને એનું ખાતું, સરકારથી તદ્દન સ્વતંત્ર હોવું જોઈએ એ બાબતમાં બંગાળના સ્પીકર શ્રી. જાલનનો ભારે લાંબો પત્ર તથા તે સાથેના કાગળો વાંચવા લીધા.

૧૦-૩૦ થી ૪ ધારાસભાનું કામ. પછી ઘેર પરચૂરણ કામો. સાંજે કર્નલ બખલેને મળી આવ્યો.

રાત્રે જમવા માટે શ્રી. મોહનલાલ સકસેના[૧૭]ને ત્યાં ગયો હતો. પંડિત ગોવિંદ વલ્લભ પંત, શ્રી કીડવાઈ અને પાકિસ્તાનના શ્રી ગુલામ મહમદ આવ્યા હતા. પાકિસ્તાનમાં મુસલમાનો જે રીતે વર્તે છે તેના જવાબ તરીકે આપણે [ભારતીયો] પાકિસ્તાની મુસલમાનો જોડે કેમ વર્તતા નથી? એવો સવાલ સકસેનાના ખાતામાંના લોકોને ખાનગી રાહે પૂછ્યો. આપણે ખરાબ અગર વેર બુદ્ધિથી સાટું ન વાળીએ એ જુદી વાત. પણ જ્યાં આપણા સૌજન્યનો અર્થ આપણી નબળાઈ એવો, વિરોધી કરે છે અને તે કારણે લાખો નિર્વાસિતોની 'એસ્ટેટો', વગેરે ધૂળભેગી થઈને જીવન પણ ખતરાવાળું બને છે ત્યાં 'જેની સાથે તેના જેવું' એ ન્યાયે જો કાંઈક રુદ્ર સ્વરૂપ ન બતાવ્યું તો આ પાકિસ્તાની ગુંડાઓ ઠેકાણે કેવી રીતે આવે? સાચે જ આપણું સૌજન્ય છે કે બીકણપણું, બાઘાઈ છે એની જ મને તો શંકા છે. બાઘાબાયલાઓની અહિંસા શા કામની? ઠીક.

## તા. ૬ એપ્રિલ ૧૯૪૯, બુધવાર [નવી દિલ્હી]

સવારે ફરવાનું. ઑફિસકામ.

આજે ૧૦ થી ૪ ધારાસભામાં ગયો. આજે બધાં લોકોનો એક [ગ્રુપ] ફોટો હતો. મેં સૂચનાઓ આપી તેમાં [પાર્લમેન્ટ] ઑફિસની થોડી ગેરસમજ થવાથી આગલી હરોળની ખુરસીઓ પર કોણે બેસવાનું એની ચિઠ્ઠીઓ ચોંટેલી નહોતી. એટલે, લોકોએ ખુરસીઓ રોકી અને બેસી ગયા! કેટલાક પ્રધાનોને પણ અમારા પગ પાસે નીચે [જમીન પર] બેસવું પડ્યું! એમાં આપત્તિ નથી. અને [ખુરસીઓ પર] બેસનારાઓના [મનમાં] તારતમ્ય [ની ભાવના] નથી એ છતું થયું. આ લોકો, જનતાના આગેવાનો તરીકે સ્વરાજ્ય ચલાવવાના!

બપોરે જમવાને સમયે મુંબાઈની ટ્રિનીટિ મ્યુચ્યુઅલ [ઍશ્યોરન્સ કંપીની]ના શ્રી. લાડ મળ્યા. મુંબાઈથી શ્રી દાદામામા ગુર્જરનો પત્ર આવ્યો. શ્રી. અણ્ણામામા (શંકરરાવ પળસુલે)[૧૮] કોલ્હાપુર મુકામે તા. ૨ એપ્રિલને રોજ ગુજરી ગયાનું એમાં [લખ્યું] હતું. સ્વાભાવિક જ દુઃખ થયું. 'मरणं हि प्रकृतिः शरीरिणाम्'. એમની ઉંમર પણ થઈ હતી. અમારે હવે જવાનું અને આગળનાઓને [માટે] જગ્યા કરી આપવાની એ ક્રમપ્રાપ્ત જ.

સાંજે ચિ. બાળ અને સૌ. સરલાને લઈને કર્નલ બખલેને ત્યાં ગયો હતો. પછી શ્રી. સત્યનારાયણ સિંહને ધારાસભાના સભ્યોએ પાર્ટી આપી એમાં ગયો.

સાંજે મિત્રો-લોકો જોડે વાતોચીતો. રાત્રે જમવા માટે અમે બધાં શ્રી. નાફડેને ત્યાં ગયાં હતાં.

શ્રી ચંદ્રકાંત ગાંધી વકીલ અમદાવાદથી રાત્રે વિમાનમાં આવ્યા.

## તા. ૭ એપ્રિલ ૧૯૪૯, ગુરુવાર [નવી દિલ્હી]

સવારે શ્રી. કાકાસાહેબ કાલેલકર અને શ્રીમતી સરોજબેન એમ લોકો આવ્યાં.

સવારે ફરવાનું. ઑફિસકામ. સૌ. વતીને સવિસ્તર કાગળ લખવામાં ઠીક ઠીક સમય ગયો.

૧૦-૩૦ થી ૩-૩૦ સુધી ધારાસભાનું કામ.

પછી ઑફિસમાં જ સર હોમી મોદીને મળવા બોલાવ્યા. તેઓ સંયુક્ત પ્રાંતના ગવર્નર નીમાયા હોવાનું ગઈ કાલે સાંજે શ્રી. સત્યનારાયણ સિંહની પાર્ટીના સમયે પંડિત જવાહરલાલે મને કહ્યું હતું. તેથી તેમને [સર હોમી] અભિનંદન આપવા માટે તથા ગુજરાત યુનિવર્સિટી ટ્રસ્ટ ફંડની સભાની બાબતમાં વાત કરવા સારુ તેમને બોલાવ્યા હતા. 'મને ગવર્નર નીમ્યો હોવાથી હવે હું ટ્રસ્ટી તરીકે રહી શકું ખરો?' એવો એમના મનમાં પ્રશ્ન હતો. મને આવી શંકા હતી જ, માટે

ઘેર પાછા ફર્યા બાદ ખંભાતના માજી દીવાન શ્રી રણબીરસિંગ અને પત્ની મળ્યાં. ભોજન માટે અમારી ધારાસભાના સભ્ય શ્રી. હનુમંતૈયા[8]ને ત્યાં ગયો હતો. શ્રી દાસપ્પા, શ્રી. કિડવાઈ[9], આચાર્ય કૃપાલાની, વગેરે લોકો હતા.

ભોજન બાદ સમાચાર આવ્યા કે સરદાર વલ્લભભાઈ જયપુર જવા રવાના થયા તેમનું વિમાન હજી જયપુર (રાત્રે ૧૦ સુધી) પહોંચ્યું નથી, અને સર્વત્ર શોધખોળ ચાલુ છે! મનમાં અનેક પ્રકારની કલ્પનાઓ જાગી. ક્યાંક કશેક [ફરજિયાત] ઊતરાણ કરવું પડ્યું હશે (forced landing) એવું અનુમાન સહુનું જ હતું. પણ મનનાં ઉડ્ડયનો ભળતી જ જગ્યાઓ તરફ! સલામત હશે ને? અકસ્માત થઈને ચાલ્યા ગયા તો નહીં હોય ને? કશું અણઘટતું ખરાબ થયું હોય તો આ દેશનું શું થશે? વગેરે વગેરે. ૧૧ ના અરસામાં ઘેર આવ્યો. એમને [સરદાર પટેલ] વિષે પૂછપરછ કરતા બે ટેલિફોન આવ્યા. આખરે ૧૧-૨૦ ના અરસામાં શ્રી. કિડવાઈને ત્યાંથી ફોન આવ્યો કે જયપુર મુકામે તેઓ [સરદારશ્રી] સુખરૂપ પહોંચ્યા. મન ઉપરનો બોજો નીકળી ગયો અને [હું] ઊંઘવા સારુ ગયો, પણ જલદી ઊંઘ ન આવી.

### તા. ૩૦ માર્ચ ૧૯૪૯, બુધવાર
### [નવી દિલ્હી]

સવારે ઊઠવાનું મોડું થયું. ફરવા જઈ આવ્યો. શ્રી. દાસપ્પા અમૃતસર ગયા. ફરીને પાછા વળતાં શ્રી. સત્યનારાયણ સિંહને ત્યાં ગયો. શ્રી. વલ્લભભાઈની વાતો નીકળતાં મારી આંખો ભરાઈ આવી. પાછા આવ્યા બાદ વૃત્તપત્રો જોયાં. ઑફિસકામ.

૧૦-૩૦ થી ૪ ધારાસભા. તર્કતીર્થ લક્ષ્મણશાસ્ત્રી[10] જોશી મળ્યા. 'ધર્મકોશ'ના કામ માટે આવ્યા છે.

બપોરે ચિ. બાળ, નાના, સરલા, વગેરે લોકો આગ્રાથી પાછાં આવ્યાં. આગ્રા, મથુરા, વૃંદાવન, વગેરે જોઈ આવ્યાં.

મોડેથી બપોરે ઘેર આવીને આરામ લીધો. હમણાંથી રોજ મોડી બપોરે મને ખૂબ થાક લાગે છે. બાદ કેટલાક કાગળો, વગેરે કામ.

સાંજે વેસ્ટર્ન ઇન્ડિયા વિમા કંપનીની નવી ઇમારતના ઉદ્ઘાટન-સમારંભમાં ગયો હતો. પ્રમુખસ્થાને લાલા શ્રીરામ[11] હતા. એમણે મહારાષ્ટ્રીયો માટે ગૌરવપૂર્ણ ઉદ્ગારો કહ્યા.

શ્રી. દાસપ્પા સાંજે પાછા ફર્યા. ભોજન બાદ એમની જોડે વાતો. અને, ઑફિસકામ.

### તા. ૩૧ માર્ચ ૧૯૪૯, ગુરુવાર
### [નવી દિલ્હી]

સવારે ફરવાનું. શ્રી. લક્ષ્મણશાસ્ત્રી [મારી] સાથે હતા. 'ધર્મકોશ' વિષે ચર્ચા અને બીજી વાતો. વલ્લભભાઈ જયપુરથી આવવાના હોઈ એમને મળવા અને લેવા શ્રી. દાસપ્પા તથા હું વિલિંગ્ડન વિમાનઘર પર ગયા હતા. ઘણા બધા લોકો આવ્યા હતા.

પાછા ઘેર ફરીને પરચૂરણ ઑફિસકામ. સૌ. વતીને કાગળ. બીજાં પરચૂરણ કામો.

૧૦ થી ૪ ધારાસભા. વલ્લભભાઈ ધારાસભાગૃહમાં પ્રવેશતાં જ [સહુ] સભ્યોએ એમનું હર્ષનાદો વડે સ્વાગત કર્યું. હું પણ અધ્યક્ષ તરીકે સ્વાગતના ચાર શબ્દ બોલ્યો.

મોડેથી બપોરે સર હરસિદ્ધભાઈ દિવેટિયા ગ્વાલિયરથી આવ્યા. અમારે ત્યાં જ મુકામ છે.

ચા, શૌચ આટોપીને ૫ થી ૭ સુધી ધારાસભાના મકાનમાં કાઉન્સિલ ઑફ સ્ટેટ ચેમ્બરમાં મિ. હેન્રી ઑસબૉર્નના[12] વ્યાખ્યાન માટે હું ગયો. હું જ પ્રમુખપદે હતો. World Government એ વિષય હતો. ઘણા બધા સવાલો લોકોએ પૂછ્યા. એમાંના ઘણા તો અનુદાર અને કુત્સિત હતા. દુનિયામાં જો શાશ્વત શાંતિ જોઈતી હોય તો રાષ્ટ્રીયત્વ જવું જોઈએ અને આંતરરાષ્ટ્રીયત્વ થવું જોઈએ અને એ દૃષ્ટિથી આખી દુનિયાની એક સરકાર જોઈએ એવો એમનો [ઑસબૉર્નનો] વિચાર. એ સાંભળવો. પસંદ ન પડે તો છોડી દીધો. શંકાઓ પૂછવી, પણ વિચાર મૂકનારો [માણસ] અપ્રામાણિક છે, ઇંગ્લેન્ડના લાભ માટે જ બહારથી દેખાવમાં સુંદર પણ કાંઈક લુચ્ચાઈભરી યોજના રજૂ કરે છે એવી શંકા આણવાનું શું પ્રયોજન?

ત્યાંથી લાલા શ્રીરામનું વ્યાખ્યાન Food Problem વિષય પર દીવાનચંદ હૉલમાં હતું ત્યાં ગયો અને ત્યાંથી જમવા માટે લાલા શ્રીરામને ઘેર [અમે] સહુ

cil of World Affairs વિષે અને બીજી વાતો.

૫-૩૦ થી ૬-૩૦ સુધી ગવર્નમેન્ટ હાઉસ પાર્ટી અને પછી ૭ થી ૮ સુધી શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત[૧૯]નું મારા પ્રમુખપદ હેઠળ રશિયા વિષે વ્યાખ્યાન. એમણે રશિયામાંની જે પરિસ્થિતિ વર્ણવી તે ઉપરથી રશિયા વિષે સારો મત બંધાવાનું શક્ય નથી. તેઓ ભારત સરકાર વતી મૉસ્કોમાં હતાં. તો પણ, અગર [તો] કદાચ: એ જ કારણે, તેમને સામાન્ય નિશાળ જોવાનું પણ શક્ય થયું નહીં. દરેક બાબતમાં [રશિયન] સરકારને શંકા. સરકારની પરવાનગીથી અને સરકારને ગમે એટલું જ જોવાનું. ખુલ્લી રીતે કશું પણ બોલવાથી ય દરેક જણ ગભરાય. સ્ટાલિનની તો મુલાકાત પણ આખા વરસ-દોઢ વરસમાં થઈ નહીં!

ઘેર આવીને થોડું જમીને તરત જ સનાતન ધર્મસભાના ઉત્સવ માટે ૮ા વાગ્યે ગયો. 'ગીતાનો સંદેશ' એ મુદ્દા પર હું થોડું બોલ્યો. હિંદીમાં જ બોલવાનું થયું.

શ્રી. ચંદ્રકાંત ગાંધી આજે રાત્રે આગગાડીમાં અમદાવાદ રવાના થયા.

### તા. ૯ એપ્રિલ ૧૯૪૯, શનિવાર
### [નવી દિલ્હી]

સવારે ફરવાનું. પછી મહાત્મા ગાંધી સ્મારક નિધિની યોજના બાબતમાં શું શું કરવું એનો વિચાર કરીને એક સવિસ્તર નોંધ તૈયાર કરી. શ્રી. ગોવિંદરાવમામા પળસુલેને સદ્ગત અણ્ણામામાના મૃત્યુ અંગે દિલસોજી પાઠવતો પત્ર લખ્યો. સૌ.વતીને પણ સવિસ્તર કાગળ લખ્યો.

૧૦-૩૦ થી ૧૨-૩૦ ધારાસભાનું કામ.

આવતી કાલની સ્પીકર્સ કૉન્ફરન્સ માટે મુંબાઈથી માનનીય ફિરોદિયા, માનનીય સોમણ તથા શ્રી શેવડે (સેક્રેટરી) એમ લોકો બપોરે વિમાનમાં મુંબાઈથી આવ્યાં. મુકામ અમારે ત્યાં જ.

ભોજન બાદ આરામ. પછી મારાં ઘણાં બધાં પરચૂરણ કામો. મોડેથી બપોરે શ્રી. કિબેસાહેબ એમનાં કામ માટે સલાહ લેવા આવ્યા હતા. ઇંદોરના મહારાજાએ કેટલીક jewellery પડાવી લીધી અને એ પ્રકરણ એમના પુત્ર નોકરીમાં છે તેમના માથે ઢોળવાની શક્યતા. આ વિષે શ્રી કિબેસાહેબે અગાઉ સરદાર વલ્લભભાઈને ઇશારો કર્યો જ હતો. અને, બીજી બાબત એટલે પંથ-પિપળોદાના શ્રી. ખાંડેકર વિષેની.

સાંજે ૬ થી ૭ સુધી ગવર્નમેન્ટ હાઉસમાં શિક્ષણ પ્રધાન મૌલાના[૨૦]ની પાર્ટીમાં ગયો. શિક્ષણ પરિષદ નિમિત્તે ઘણાં બધાં લોકો સમગ્ર ભારતમાંથી આવ્યાં હતાં એમને મળવા કરવાનું થયું. શ્રી. પોતદાર, શ્રી દાંડેકર, વગેરે પૂનાના લોકો મળ્યા. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્ મળ્યા. બનારસ હિંદુ યુનિવર્સિટી બાબતમાં શ્રી. ગોવિંદ માલવીયની કામગીરી નિંદાજનક છે. એમને [ગોવિંદ માલવીય] કારણે ત્યાં છાત્રાલયમાં રહેનારી વિદ્યાર્થિનીઓને પોતાની આબરૂ સલામત લાગતી નથી એવું તેઓ [રાધાકૃષ્ણન] બોલ્યા! આ સાંભળીને મને સ્વાભાવિક જ આંચકો લાગ્યો. આ બાબતમાં સરદાર [વલ્લભભાઈ] અને પંડિત નેહરુ જોડે મારે વાત કરવી એવું પણ એમણે સૂચવ્યું. પંડિતજી જોડે નહીં તો પણ સરદાર પટેલ સાથે [તો હું] અવશ્ય બોલીશ એવું મેં કહ્યું. ત્યાંથી જૂની દિલ્હીમાં મહાવીર જયંતી માટે શ્રી કાકાસાહેબ કાલેલકર સાથે ગયો. શ્રી. કાકાસાહેબનું પ્રવચન ખૂબ સરસ થયું. હું પણ ચાર શબ્દ બોલ્યો.

રાત્રે જમવા માટે અમે બધાં લોકો (ચિ. બાળ, ચિ. નાના, ચિ. સૌ. સરલા) શ્રી. યશવંત પંડ્યા[૨૧]ને ઘેર ગયાં હતાં. શ્રી. દેવદાસ ગાંધી પણ ત્યાં આવ્યા હતા. નવજીવન ટ્રસ્ટની વાતો નીકળી. શ્રી. દેવદાસ ગાંધીને શ્રી. મગનભાઇ, શ્રી. જીવણજી,[૨૨] વગેરેનું વર્તન તદ્દન નાપસંદ છે એવું તેઓ [દેવદાસ] સ્પષ્ટ બોલ્યા.

### તા ૧૦ એપ્રિલ ૧૯૪૯, રવિવાર
### [નવી દિલ્હી]

સવારે ફરવા જઈ આવ્યો. શ્રી. ભાઉસાહેબ ફિરોદિયા, વગેરે લોકો [મારી] સાથે હતા. પછી ઑફિસનું કામ. આજની બપોરની પરિષદના કાગળો જોયા. [મારે] બોલવાના મુદ્દાઓનું ટાંચણ, વગેરે. આસામના સ્પીકર મળવા આવ્યા હતા.

ભોજન બાદ થોડો આરામ. બપોરે ૧-૪૫ થી ૫-૧૫ સુધી Speakers' Conferenceનું કામ. ધારા-

એમની (પાકિસ્તાનીઓની) જેમ ન વર્તવાનાં વલણનો [બરાબર] જવાબ [આપણે] કેમ આપતા નથી? આપણે કાં તો મૂર્ખ છીએ અગર તો બીકણ છીએ. એ તો હિંદુ-શીખની મિલકત. એ [દેશ] બહાર ગયો છે ને ખાતર, મુસલમાનોને આપે છે, પણ આપણે [અહીંથી] બહાર પાકિસ્તાન ગયેલા મુસલમાનોની મિલકત એઓ પાછા આવશે એવી 'દલીલ' કરતા રહીને એમ ને એમ જ રાખી મૂકીએ છીએ અને નિર્વાસિતોને ખુલ્લામાં પડ્યા રહેવું પડે છે! એનો શો અર્થ? ત્યાંના (કરાંચી) ડૉ. મીરચંદાની [પોતાની] બહેનની પુત્રીનાં લગ્ન માટે [પાકિસ્તાન] સરકારની પરવાનગી લઈને બે દિવસ માટે મુંબઈ ગયા તેમનું આખું દવાખાનું (hospital) Evacuee Property તરીકે જાહેર કરીને, દિલ્હીમાં ડૉ. જોશીનું ખૂન કરવાના આરોપ ઉપરથી ફાંસીની સજા પામેલા અને કેદીઓની ફેરબદલીને કારણે પાકિસ્તાન જઈ પહોંચીને છૂટી ગયેલા ડૉ. ફરીદીને એ [દવાખાનું] આપવામાં આવ્યું! આ પ્રકારના [બનાવ] અંગે આપણો શો જવાબ [છે]? તો લિયાકતઅલી ખાન, ખલિકુઝ્ઝમાન જેવા આગેવાન [મુસ્લિમ] લીગ લોકોની ઇસ્ટેટોનું ભાડું, વગેરે વસૂલ કરીને આપણે [એ રકમ] તેમને પાકિસ્તાનમાં મોકલી આપીએ છીએ! ઠીક, [અને વળી પાછું] આ [બધું] તો ગાંધી-તત્ત્વ પ્રમાણે થાય છે [એવું] કહીએ તો જીવનનાં અન્ય [કોઈ] પ્રદેશોમાં આપણી સરકાર તરફથી ગાંધીતત્ત્વોનો અમલ ક્યાંય પણ દેખાતો નથી! ઠીક. શ્રી. પટ્ટણી પણ આવ્યા હતા.

રાત્રે ઑસબૉર્ન સાહેબને કૉન્સ્ટિટ્યૂશન ક્લબમાં મેં ભોજન આપ્યું. શ્રી. દિવેટિયા, ચિ. બાળ, હું મળીને અમે કુલ પંદર જણ હતા. વાતોચીતો ઘણી બધી થઈ. પછી શ્રી. કાન્તિભાઈને ત્યાં અમદાવાદથી શેઠ અમૃતલાલ અને શ્રી ચિનુભાઈ અને શ્રી વાડીભાઈ આવ્યા હતા એમને મળીને આશરે ૧૧ વાગે ઘેર આવ્યા.

## તા. ૩ ઍપ્રિલ ૧૯૪૯, રવિવાર
## [નવી દિલ્હી]

સવારે ફરવાનું.

૮ થી ૧૨ અને પછી ૩ થી ૫ા સુધી કસ્તુરબા [ફંડની] કારોબારી સમિતિની સભા અમારા બંગલા પર જ થઈ. ઘણું બધું કામ આટોપ્યું.

શ્રી. [કાકાસાહેબ] ગાડગીળની પુત્રી (ચિ. નંદા)નાં આજે સવારે ૧૦ના અરસામાં લગ્ન હતાં. કસ્તુરબા [ફંડની] સભાને કારણે હું જઈ શક્યો નહોતો. માટે ૧૨ વાગે જઈ આવ્યો અને ફરી સાંજે ૭ થી ૭-૩૦ સુધી સ્વાગત-સમારંભમાં જઈ આવ્યો.

કસ્તુરબા સભાનું કામ ૫ા વાગે પૂરું કરીને અમે સહુ વલ્લભભાઈને ત્યાં ગયાં. થયેલા કામની હકીકત એમને કહી. એમણે કેટલાક ફેરફાર સૂચવ્યા તે અમે સ્વીકાર્યા. 'ગાંધી સ્મારક નિધિની રકમ ૮–૧૦ કરોડ થશે, પણ એનો વિનિયોગ કેવી રીતે થશે કોને ખબર? માટે, એ ફંડમાંથી લઈ શકાય તેટલો ભાગ ખર્ચ માટે લેવો'—એવી સૂચના એમણે આપી. યોગ્ય છે. પણ [તો પછી] હું કહું છું કે કરોડો રૂપિયા ભેગા કરવાની માથાકૂટ પછી શા માટે કરી? ઠીક.

શ્રી. ગાડગીળને ત્યાંથી પાછા ફરતી વખતે શ્રી. શંકરરાવ દેવને મળ્યો. ઘેર આવ્યા પછી શ્રી. અમૃતલાલ, શ્રી વાડીલાલ અને શ્રી ચિનુભાઈ મળ્યા. પછી ચિ. અણ્ણા, શ્રી. રસિકલાલ અને શ્રી. પરીક્ષિતલાલને કાગળો લખ્યા.

## તા. ૪ ઍપ્રિલ ૧૯૪૯, સોમવાર
## [નવી દિલ્હી]

સવારે ફરવાનું. વૃત્તપત્રવાચન. ઑફિસકામ. શ્રી. સ્વામીનારાયણ મંદિરની બાબતમાં એક નોંધ લખી (સર સીતારામ–કરાંચીમાંના આપણા હાઈ કમિશનરને આપવા માટે). કેટલાક કાગળો.

૧૦–૩૦થી ૪ સુધી ધારાસભામાં કામ. પછી ઘેર આવીને વિશ્રાંત.

સાંજે શ્રી. નાનાસાહેબ જોશી (અમદાવાદ), એમનાં પત્ની અને બે બાળકો એમ મંડળી અમારાં મહેમાન તરીકે આવી. પ્રોફેસર જોશી[૧૬]ને ત્યાં ઊતરવાના હતા. પણ એમના દીકરાને ટાઈફૉઈડ [થયો] હોવાથી અમારે ઘેર એ મંડળી ઊતરી.

આજે બન્ને વખતે બહાર જ જમવાનું થયું. પાકિસ્તાન [માંના આપણા] હાઈ કમિશનર ડૉ. સીતારામને [મળવા અને સન્માનાર્થે] બપોરે કાઉન્સિલ હૉલમાં 'લંચ' હોવાથી ત્યાં ગયો હતો, અને રાત્રે બધાં

ગયો. શ્રી. બાબુરાવ મહેતા, વગેરે લોકો મળવા આવ્યા હતા. ચા, શૌચ.

૫–૩૦ થી ૭ સુધી ગુજરાત વિદ્યાસભાના શતાબ્દિ ઉત્સવની વ્યાખ્યાનમાળા માટે ગયો. માળાની આજે શરૂઆત થઈ. વિદ્યાસભાના અધ્યક્ષ તરીકે હું જ વ્યાખ્યાનમાં પણ પ્રમુખપદે હતો. શ્રી નાનાભાઈ ભટ્ટે૨૭ વ્યાખ્યાન આપીને માળાનું ઉદ્ઘાટન કર્યું. આની જોડે જોડે, [વિદ્યા] સભાએ છેલ્લાં ૧૦૦ વર્ષોમાં શું અને કેવી રીતે કાર્ય કર્યું [અને] એ કામને કયા કયા લોકોની કેવી મદદ થઈ તે બતાવનારું એક નાનકડું પણ ઉદ્બોધક પ્રદર્શન પણ ગોઠવવામાં આવ્યું છે.

ત્યાંથી થોડો સમય ભદ્રમાં વીતાવીને પછી બંગલા પર આવ્યો.

રાત્રે ભદ્રમાંની જમીનની બાબતમાં સરકારી નોટિસો આવી છે એ સંબંધમાં સલાહ લઈને ભાવિ માર્ગની દિશા નક્કી કરવા માટે શ્રી શેવડે વકીલ, ડૉ વાણી, શ્રી ભાલૂતાત્યા જાંભેકર, વગેરે લોકો આવ્યા હતા. મરાઠી-અંગ્રેજી શાળા માટે શ્રી. ગંગા ગોવિંદ મંગલ ભુવનની જગ્યા વાપરવામાં આવે છે એ વિષેની શરતો સંબંધમાં પણ શ્રી. શેવડે અને શ્રી ભાલૂતાત્યા જોડે વાતચીત થઈ. શ્રી. દલાલ (ચીફ ઑફિસર), વગેરે લોકો પણ મળી ગયા.

## તા. ૧૩ એપ્રિલ ૧૯૪૯, બુધવાર
### [અમદાવાદ]

સવારે ફરવા જઈને પ્રેમાભાઈ હૉલમાં ગુજરાત વિદ્યાસભાનું ગઈ કાલે ખુલ્લું મુકાયેલું પ્રદર્શન જોયું. પ્રાચીન સિક્કા, થઈ ગયેલા સાહિત્યકારો અને અન્ય કાર્યકર્તાઓની હકીકત, હસ્તાક્ષરો, સભાએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો, હસ્તલિખિતો, વગેરે પ્રદર્શનમાં હતાં. સૂક્ષ્મપણે જોનારને શૈક્ષણિક, વાઙ્મયીન અને સામાજિક પ્રગતિ, છેલ્લાં સો વર્ષોમાં કેવી થઈ એનું દર્શન થતું હતું.

શ્રી ચંદ્રકાંત ગાંધી [મારી] જોડે હતા. એજ્યુકેશન સોસાયટીની જમીનની બાબતમાં દાવો થયો હતો એનું સમાધાન ન કરતાં અમે લડી લીધું હતું. સમાધાન કરવાથી અન્ય લોકોના [પણ] દાવાઓ થવાનો ભય હતો. નીચલી કોર્ટમાં અમે જીત્યા હતા. પણ, અપીલમાં હાર્યા. એટલે, શું કરવું તે પ્રશ્ન. ઘણો બધો સમય થઈ ગયો હોઈ હવે બીજા લોકો માગણી કરે એવી શક્યતા ઓછી, એટલે સમાધાન કરવામાં વાંધો નહીં એવો મારો મત મેં [શ્રી ચંદ્રકાંતને] કહ્યો.

વૃત્તપત્રો જોયાં. પછી યુનિવર્સિટી ટ્રસ્ટની સભા રાખવાની એની નોટિસ, કામનો રિપોર્ટ, વગેરે વિષે શ્રી. મજુમદાર સાથે બેસીને ચર્ચા કરીને નક્કી કર્યું. બીજાં પણ પરચૂરણ કામો.

ભોજન બાદ આરામ. ૨ વાગ્યાથી કામો. સૌ.વતીને એના ૨૨ માર્ચના કાગળનો સવિસ્તર જવાબ લખવામાં ઘણોબધો વખત ગયો. ચિ. બાળાસાહેબ મહાજન અને ચિ. અપ્પાસાહેબ મોઘે–એમને ય કાગળો લખ્યા.

આણંદના શ્રી. ઈશ્વરભાઈ પટેલ આવ્યા હતા. ચારુતર વિદ્યામંડળની જમીન પર, ચરોતર એજ્યુકેશન સોસાયટીએ નિશાળ બાંધવાની જવાબદારી લેવી કે કેમ એ પ્રશ્નની ફરી ચર્ચા થઈ. અને તે [જવાબદારી] ન લેવી એવું નક્કી કર્યું.

નિર્વાસિત [ખાતાના] પ્રધાન શ્રી. મોહનલાલ સકસેના અમદાવાદ આવ્યા છે. એમને શેઠ મગનભાઈ ભીખાભાઈને ત્યાં ચા માટે નિમંત્રણ હતું ત્યાં ગયો હતો (૪।। થી ૫।।). શ્રી. રાવજીભાઈ મણિભાઈ, શ્રી લાલાકાકા, આદિ લોકોને ત્યાં મળવા કરવાનું થયું.

ત્યાંથી પ્રેમાભાઈ હૉલમાં ગુજરાત વિદ્યાસભાની શતાબ્દિ વ્યાખ્યાનમાળામાં વ્યાખ્યાન માટે ગયો. ત્યાંથી સર ચિનુભાઈને ત્યાં જઈને પછી શ્રી. વાડીલાલ લલ્લુભાઈને ત્યાં શ્રી. સકસેનાને ભોજનપાર્ટી હતી ત્યાં ગયો. હું જમ્યો નહીં. પણ મિત્રોને મળવા-કરવાનું થયું. ઘણી બધી વાતોચીતો પણ થઈ.

ઘેર આવીને કુટુંબનાં લોકો જોડે વાતો.

## તા. ૧૪ એપ્રિલ ૧૯૪૯, ગુરુવાર
### [અમદાવાદ]

સવારે ફરવા ગયો. શ્રી. સકસેના સાથે જઈને [અમદાવાદ] એજ્યુકેશન સોસાયટીની કૉલેજો, યુનિવર્સિટી માટે લેવામાં આવનારી જમીન, એંજિનિયરિંગ કૉલેજ, ભાવિ યોજનાઓ, વગેરે એમને બતાવી અને કહી.

બોલાવ્યા હતા. મેં એ શંકાનું નિરસન કર્યું. અમારા ફંડનું કાર્ય ગુજરાતમાં, અને તેઓ ગવર્નર જુદા જ પ્રાંતના. વળી, ગવર્નર જો યુનિવર્સિટીના ચાન્સેલર થઈ શકે છે તો ફંડના ટ્રસ્ટી શા સારુ નહીં? એમની [ગવર્નરની] વાસ્તવિક મર્યાદાઓ એટલે [એ કે એમણે] ધંધો-વેપાર ન કરવો, પ્રત્યક્ષ રાજકારણમાં ન પડવું. પરંતુ શિક્ષણ, સંકટ-નિવારણ, વગેરે કામોમાં તેઓ ટ્રસ્ટી [ચાલુ] રહે અને કામ કરે [તો] તેમાં શો વાંધો? એમણે [સર હોમી] મારી વાત માન્ય રાખી અને મુંબાઈમાં ટ્રસ્ટીઓની સભા રાખવાનું નક્કી થયું.

પછી શ્રી વલ્લભભાઈને ત્યાં ગયો. આશરે એક કલાક હતો. મારી પાસે વ્યવસ્થા માટે રાખવામાં આવેલાં જુદાં જુદાં ટ્રસ્ટોની બાબતમાં ચર્ચા કરી અને જે નિર્ણયો કર્યા એમનું ટાંચણ ચિ. મણિબેનના હાથે કર્યું છે.

બાદ શેઠ આણંદજી કલ્યાણજીના કામ માટે શેઠ નરોત્તમ હઠીસિંગ અને શ્રી ચંદ્રકાંત સાથે વાતચીત થઈ. એમના સમેતશિખરના ડુંગર પરની ફૉરેસ્ટની વ્યવસ્થા સ્થાનિક સરકાર (બિહાર) પોતાને હસ્તક લેવાની છે. તે [એણે] ન લેવી અને ડુંગરની ધાર્મિક પવિત્રતા [ચાલુ] રહે એવા પ્રયત્નો કરવા માટે તેઓ આવ્યા છે. ફૉરેસ્ટની વ્યવસ્થા પોતાને હસ્તક રહેવાથી ધાર્મિક પવિત્રતા રહે છે એ મૂર્ખતાભરી કલ્પના! એમાં કોઈએ હત્યા ન કરવી એવી લાગણી થાય તે સ્વાભાવિક, પણ આજે ય કોઈ પણ [માણસ] હત્યા નહીં કરતો હોય અગર આવતી કાલે પણ કોઈ આ લોકોની અજાણતાં કરશે નહીં એવું થોડું જ છે? પરંતુ આવી સમજને કારણે ફૉરેસ્ટની વ્યવસ્થા પોતાની પાસે રહે તે માટે આ લોકો બિહાર પ્રાંતિક કૉંગ્રેસ કમિટીને પચીસ હજાર રૂપિયા દાન તરીકે આપવા માટે તૈયાર છે! દાનને નામે આપેલી આ રકમ લાંચ નહીં તો બીજું શું? કોઈ એક સંસ્થાને–ધાર્મિક (charitable) લોકોપયોગી હોય તો પણ–દાન અગાઉથી આપવાનું ઠરાવીને પછી કોઈ પણ અમલદારે [પોતાની] સત્તામર્યાદામાંનું કામ કરવું એટલે લાંચ જ છે એ વિષે મને શંકા લાગતી નથી. કૉંગ્રેસ પક્ષના પ્રધાને આ રીતે કામો કરવાં એ શરમજનક છે, જાહેર નિતિમત્તાનો ભંગ છે એવો મારો અભિપ્રાય મેં કહ્યો. અને આ પ્રમાણે એમણે ધર્મની મૂર્ખતાભરી કલ્પનાની પાછળ પડીને જાહેર જીવનનાં ઝરણાં ડહોળાએલાં કરવાં નહીં એવું મેં એમને કહ્યું. એમને મારી વાત ગળે ઊતરે છે, પણ એમના ધર્મબંધુ જૈનોને ગળે ઊતરવી જોઈએ ને? ઠીક.

અમારી ધારાસભાએ શ્રી વલ્લભભાઈને તેઓ ભારે સંકટમાંથી બચી ગયા તે માટે [તેની ખુશાલીમાં] પાર્ટી આપી એમાં ગયો હતો. વિમાનની આકૃતિના [રૂપના] એક ચાંદીના કરંડકમાં [સરદારને] માનપત્ર આપ્યું. શ્રી વલ્લભભાઈએ તે [કારકેટ] ઍર ફોર્સને ભેટ આપ્યું.

ત્યાંથી Caravan સંસ્થાની સભામાં ગયો. વર્તમાન પરિસ્થિતિ વિષે સવાલ-જવાબો અને ચર્ચા થઈ. ખૂબ જ નિખાલસતાથી મેં મને જે લાગ્યું તે કહ્યું.

રાત્રે જમવા માટે શ્રી. રવીન્દ્ર મહેતા, એમનાં પત્ની, લેફ્ટ. કર્નલ નાણાવટી, વગેરે લોકો આવ્યાં હતાં. શ્રી. નાનાસાહેબ જોશી આજે રાત્રે આગગાડીમાં અમદાવાદ રવાના થયા.

## તા. ૮ એપ્રિલ ૧૯૪૯, શુક્રવાર
## [નવી દિલ્હી]

સવારે ફરવાનું. શ્રી. ચંદ્રકાંત ગાંધી [મારી] સાથે હતા. ઘણી બધી વાતો થઈ. શ્રી. કાકાસાહેબ કાલેલકર પણ [અમારી] સાથે હતા. અમદાવાદના પ્રાથમિક શિક્ષક મંડળનું [એક] પ્રતિનિધિ-મંડળ શ્રી. ખેરને મળવા જવાનું છે તે વખતે કયા મુદ્દાઓ એમણે રજૂ કરવા એ પ્રશ્નનો વિચાર કર્યો. આ પ્રતિનિધિ-મંડળના જવાથી કશું નિપજવાનું નથી એવો મારો સ્પષ્ટ અભિપ્રાય મેં જણાવ્યો. શિક્ષકોનો મુખ્ય સવાલ આજે આર્થિક છે. એની વાત કાઢી કે તેઓ [શિક્ષકો] શિક્ષણ માટે આવતા નથી પણ ફક્ત પગાર વધારવા માટે જ આવે છે એવું જ શ્રી ખેરને લાગવાનું. અન્ય બાબતોમાં સરકારની ભૂલો તરીકે રજૂ થનારી વાતો કેટલી સમતોલતા વડે તેઓ જોશે એ [એક] પ્રશ્ન જ છે. ઠીક.

કેટલાક કાગળો. ઑફિસકામ.

૧૦-૩૦ થી ૩-૩૦ સુધી ધારાસભાનું કામ. પછી ઘેર આવીને ડૉ. અપ્પાદોરાઈ સાથે Indian Coun-

ચિનુભાઈ, શ્રી. બાબુરાવ વગેરે, લોકો મળ્યાં. વાતોચીતો અને પરચૂરણ કામો.

## તા. ૧૬ એપ્રિલ ૧૯૪૯, શનિવાર
### [અમદાવાદ]

સવારે ફરવાનું. લૉ કૉલેજની જમીન અને ઇમારતો, વગેરે જોઈ. કેટલીક ઇમારતો બાંધવાની સૂચના ગવર્નિંગ બૉડી સમક્ષ આવી છે. તેથી હું આ [જમીન-ઇમારતો] જોઈ આવ્યો. હવે લૉ સોસાયટી[33] જુદી રાખવાનું કારણ નથી. એમાં વ્યવસ્થા જોઈ શકે એવા માણસો પણ રહ્યા નથી. એટલે આ સોસાયટીએ પોતાનો વહીવટ [અમદાવાદ] એજ્યુકેશન સોસાયટીને હસ્તક આપીને પોતે વિલીન થવું એવી મારી છેલ્લાં કેટલાંક વર્ષોથી સૂચના છે. પણ ગવર્નિંગ બૉડીના ઘરડા લોકોને તે માન્ય જ થતી નથી! નાનકડા ખાબોચિયામાં ય પણ સત્તા જોઇએ એ મનુષ્ય સ્વભાવ જ કહેવો કે? કે સમાજમાંના હીન વાતાવરણને કારણે ઘર કરી બેઠેલી આ ટેવ કહેવી?

પછી જૂનો બાકી પત્રવ્યવહાર જોતો બેઠો. થોડો વખત બાકી રોજનીશી લખી.

ભોજન બાદ આરામ. પછી પત્રો લખાવ્યા. થોડું ઑફિસકામ. શ્રી. બાબુરાવ મહેતા શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાનના કામ માટે મળ્યા. પછી ચા, શૌચ આટોપીને ગુજરાત વિદ્યાસભાની વ્યાખ્યાનમાળામાંના શ્રી ગગન-વિહારી મહેતા[34]ના વ્યાખ્યાન માટે થોડો વખત બેઠો. ૭ વાગ્યે [અમદાવાદ] એજ્યુકેશન સોસાયટીની કાઉન્સિલની સભામાં ગયો અને [પછી] બંગલા પર આવ્યો.

શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાન પોતાની વાત કહેવા આવ્યા. મેં સ્વસ્થતાથી સાંભળી લીધી. પણ ઉપાય શો?... પછી ગુજરાત વિદ્યાસભાના લોકોએ સ્વ. સર રમણભાઇના[35] 'રાઇનો પર્વત' નાટકની તૈયારી કરી છે એની રંગીન તાલીમ થોડો વખત જોઇને (પ્રેમાભાઈ હૉલ) પાછો આવ્યો અને [બાદ] કુટુંબનાં લોકો સાથે વાતો.

## તા. ૧૭ એપ્રિલ ૧૯૪૯, રવિવાર
### [અમદાવાદ]

સવારે ફરવાનું. વૃત્તપત્રો જોયાં. શ્રી. રામનારાયણ પાઠક[36] મળવા આવ્યા. શ્રી. સૌ. સરલાદેવી [સારાભાઈ] કોબામાંના કસ્તુરબા કેન્દ્રની ઇમારત માટે ચર્ચા કરવા આવ્યાં હતાં. કેટલાક પત્રો અને પરચૂરણ કામો.

ભોજન બાદ આરામ. પરચૂરણ વાચન. પછી ગુમાસ્તા શ્રી મણિલાલ પોપટલાલના પિતાશ્રી દીક્ષા લઇને મૃત્યુ પામ્યા તે પ્રસંગે એમણે [મણિલાલે] વિશિષ્ટ પ્રકારની પૂજાનો સમારંભ માંડવીની પોળમાં એમના ઘેર લાલાભાઈ પોળમાં રાખ્યો હતો ત્યાં જઈ આવ્યો. આશરે સવા કલાક આમાં ગયો.

પોતાનાં લગ્ન વિષેની ગોઠવણ અને તારીખ જલદી જાહેર કરો એવો ચિ. અણ્ણાનો આગ્રહ અવારનવાર થઈ રહ્યો છે. કારણ શું તો માતુશ્રી પૂજ્ય બાઈ અગર સૌ.વતીના આગ્રહને કારણે એનું [અણ્ણાનું] મન બદલાશે અને લગ્ન તૂટશે એવી બીક પૂર્ણિમાનાં માતુશ્રી સરલાબેનને લાગે છે! એવી [બીક] શા સારુ લાગે? ચિ. અણ્ણાએ પોતે જે કાંઈ [હોય] તે નક્કી કરવું, અને નક્કી કરે તે પાર પાડવું. માતુશ્રી પૂજ્ય બાઈ અને સૌ.વતીની ભાવનાઓને માન આપીને એણે આ લગ્નનો વિચાર છોડી દીધો તો મને સારું જ લાગશે. પણ એવું કરવામાં પોતાનાં વડીલજનો માટે ત્યાગ કરી રહ્યો છું એવી ભાવના રાખીને એ ત્યાગ આનંદપૂર્વક કરવો જોઇએ. એ વિષે દુઃખ અને આખો જન્મારો ફરિયાદ કરતા રહેવાનું હોય તો તેણે [અણ્ણાએ] પોતાનો જ વિચાર કાયમ રાખવો એવું મેં એને અનેક વાર કહ્યું છે. એના લગ્નના વિચારથી મને જરા પણ આંચકો લાગ્યો નથી. અગર, એમાં મને કશું અનૈતિક પણ લાગતું નથી. પરંતુ આ વાત આજે જાહેર કરવાથી માતુશ્રી પૂજ્ય બાઈ અને સૌ.વતીનાં મનને એકદમ જબરો આંચકો લાગવાનો છે. મનમાં વિરોધ [અને ચિરાડ] પણ–એની [અણ્ણાની] પત્ની વિષે–થવાનો સંભવ છે. એટલે એમને [બાઈ તથા સૌ.વતી] હવે આ વાત ખબર છે, જેમ જેમ વખત જાય છે તેમ તેમ એમનાં મનની પણ તૈયારી થઈ રહી છે. એટલે, થોડો વખત પસાર થવા દીધો હોય તો તેમનાં મન પર આઘાત ન થતાં આગળનો રસ્તો સરળ અને સર્વને [માટે] સુખકારક થશે એવી મારી

સભાઓના અધ્યક્ષ તરીકે સ્પીકર્સનાં ખાતાં સરકારી તંત્રથી સ્વતંત્ર હોવાં જોઈએ એ તત્ત્વ સર્વસામાન્યપણે સ્વીકારવામાં આવેલું છે અને સ્વીકારાય છે. પરંતુ, કમનસીબે, ભારતમાંના કેટલાંક પ્રાંતોમાં અનિચ્છનીય એવી સંકુચિતતા અને સત્તાલોભ કેટલાંક પ્રધાનમંડળો દાખવે છે તે કારણે બંધારણીય કાયદા વડે સ્પીકર્સનું સ્વાતંત્ર્ય અબાધિત રહે એવી વ્યવસ્થા કરવી એવો નિર્ણય કરવાની ફરજ પડી. આ પરિષદનો આખો અહેવાલ સુંદર છે જ. એટલે, મારા અને અન્ય લોકોના મુદ્દાઓ અહીં નોંધવાનું કારણ નથી.

પછી ગવર્નર-જનરલને ત્યાં બધા સ્પીકર્સ, પ્રેસિડેન્ટ્સ અને સભ્યોને પાર્ટી થઈ તેમાં ગયો. સદ્ભાગ્યે, શ્રીયુત ક. મા. મુનશીનો ત્યાં જ ભેટો થઈ ગયો. તેમને આજની પરિષદની હકીકત કહી અને બંધારણમાં ફેરફાર કરવાના ઠરાવને ટેકો આપવાની વિનંતી કરી. તેમણે તે માન્ય રાખી. પછી સરદાર વલ્લભભાઈને મળીને [બાદ] ડૉ. આંબેડકરને ત્યાં ગયો. તેઓ બીમાર છે [તેવા ખબર હતા] અને બંધારણ સમિતિમાં તેઓ આજની [સ્પીકર્સ] પરિષદનો ઠરાવ વિચારણા માટે લે એ વિષે વાત કરવી, તેથી ગયો.

ભોજન બાદ ગપ્પાંસપ્પાં. ડૉ. બાબાસાહેબ તળવલકર રાત્રે વિમાનમાં મુંબઈથી આવ્યા. આવતી કાલે મારે જવાનું. સામાન તૈયાર કરવા-બાંધવા અંગેની સૂચનાઓ ચિ. નાનાને આપી.

### તા. ૧૧ એપ્રિલ ૧૯૪૯, સોમવાર
### [નવી દિલ્હી, અમદાવાદ]

પરોઢિયે ઊઠીને નિત્યવિધિ આટોપીને સવારના વિમાનમાં પાલમથી નીકળ્યો તે ૧૧ના અરસામાં અમદાવાદ આવ્યો. રસ્તામાં જયપુર મુકામે શ્રી. મહાજની અને શ્રી. પ્રધાન મળ્યા. વિમાનમાં થોડું કામ થયું. 'મૌજ' માટે 'महाराष्ट्र मागे पडला काय?' [મહારાષ્ટ્ર પાછળ પડચો છે કે?] એ વિષય પર વિચાર દર્શાવ્યા હતા તે લેખ રૂપે શ્રી. ભાગવતે મોકલ્યો હતો તે લેખ સુધાર્યો. શ્રી મુનશી મારી જોડે હતા તેમની સાથે ગઈ કાલની સ્પીકર પરિષદનો ઠરાવ, ગુજરાત યુનિવર્સિટી, વગેરે વિષે ચર્ચા કરી.

ઘેર આવીને સ્નાન, વગેરે. પછી મુખ્યતઃ આરામ જ કર્યો. ભોજન બાદ વિશ્રાંતિ; અને પછી લોકો મળ્યા. શ્રી. બાપુરાવ મહેતા (સર ચિનુભાઈનાં કામ માટે), શ્રી. રસિકભાઈ પરીખ (ગુજરાત વિદ્યાસભાના કામ માટે), શ્રી. પુષ્કર ચંદરવાકર, વગેરે.

આવેલા લોકોને મળવામાં જ આજનો આખો દિવસ ગયો. શેઠ ચિનુભાઈ ચિમનલાલ (મ્યુનિસિપાલિટીના નવા પ્રેસિડેન્ટ), શ્રી આલતાત્યા જાંભેકર, શ્રી શંકરરાવ ખેર, શ્રી પરીક્ષિતલાલ મજમુદાર, શ્રી યશવંત શુક્લ, વિદ્યાપીઠવાળા શ્રી સોમણ[23] વગેરે. શ્રી સોમણ અમારી નવી યુનિવર્સિટીના પ્રથમ એમ. એ. થવાની ઇચ્છા રાખે છે એનું આશ્ચર્ય થયું. નવજીવન જૂથ એટલે અમારું અકારણ વિરોધી અને એમાં આ કામ કરનારા. એથી, તેઓ આવ્યાનું આશ્ચર્ય.

આજથી ઈન્સ્યુલિન ઇંજેક્શન અને રાત્રે જમણ બંધ કર્યાં. રાત્રે થોડું દૂધ અને થોડોક ફરાળ.

### તા. ૧૨ એપ્રિલ ૧૯૪૯, મંગળવાર
### [અમદાવાદ]

સવારે ફરવાનું. શ્રી. ચંદ્રકાંત ગાંધી [મારી] જોડે હતા. મ્યુનિસિપાલિટીની વાતો નીકળી. પાછા આવ્યા બાદ ડૉ. અને સૌ. મોહિલે[24] મળ્યાં. ડૉ. હરિભાઉ જાંભેકર[25] પણ આવ્યા હતા. મેં રાત્રિનું ભોજન છોડયું એવું એમને કહ્યું. મારું [આ] કરવું [તે] વૈદકીય દૃષ્ટિથી પણ યોગ્ય જ છે એવું બન્ને ય ડૉક્ટરો બોલ્યા.

વાળ કપાવવા બેઠો હતો ત્યારે ઇન્ડિયન કાઉન્સિલ ઑફ વર્લ્ડ અૅફેર્સના કામ માટે શ્રી. જિતુભાઈ મહેતા[26] આવ્યા હતા. કાઉન્સિલનું કામ કેવી રીતે [આગળ] વધારવું એ વિષે ચર્ચા કરી. શ્રી. ઇંદ્રવદન ઠાકોર 'ગુજરાત સમાચાર'ની બાબતમાં આવ્યા. કંપનીના કામ માટે નાણાંની જોગવાઈ કેવી રીતે કરવી એ મુખ્ય પ્રશ્ન. ઇંડિયા બૅંકની લોન બાબતમાં મુખ્ય વિચાર. બીજાં પણ પરચૂરણ કામો થયાં. કેટલાક કાગળો.

ભોજનોત્તર ચિ. અણ્ણાએ આપેલો એનો પત્રવ્યવહાર એણે મને બતાવ્યો. પછી વિશ્રાંતિ બાદ દિલ્હીના શ્રી. લોકગિરકરે મારાં બાળપણનાં સંસ્મરણોના 'કુમાર'માંના લેખનું મરાઠી ભાષાંતર મને આપ્યું હતું તે તપાસવામાં અને સુધારવામાં ઘણો બધો વખત

ભોજન બાદ આરામ. પછી ૩-૩૦ વાગ્યે ચા, શૌચ આટોપીને કાઉન્સિલ હૉલમાં ગયો. કોંકણમાં પ્રવાસ માટે જવાના કાર્યક્રમની બાબતમાં રત્નાગીરી, રાજાપુર, વગેરે [સ્થળોએ] પત્રો લખાવ્યા. પછી મેડિકલ વિદ્યાર્થીઓની બાબતમાં ડૉ. ગિલ્ડરને મળ્યો. મુલાકાતને પરિણામે ફીની બાબતમાં કશું તાત્ત્વિક નિષ્પન્ન એવું નથી. પણ મેં સ્પષ્ટ કહ્યું કે એમની [ડૉ. ગિલ્ડરની] દૃષ્ટિ સત્તાને કારણે વિકૃત થયેલી છે. વિદ્યાર્થીઓની કૃતિ (હડતાળ) કૉમ્યુનિસ્ટ વિદ્યાર્થીઓની ઉશ્કેરણીનું જ પરિણામ ન હોઈ મૂળમાં ફી ઓછી કરવાની માગણીનું કારણ યોગ્ય છે એવું દૃષ્ટિબિંદુ જ નથી ત્યાં બીજું શું કહેવું? કૉલેજમાંના ઑનરરી લોકો વિષે પણ વાતચીત થઈ.

ત્યાંથી પ્રોફેસર પી. એ. વાડિયાને મળવા સારુ Silver Fistમાં ગયો પણ એમની મુલાકાત થઈ નહીં. પછી શ્રીમતી નિર્મળાબહેન બકુભાઇને ત્યાં ગયો. એમનું જે દોઢ લાખનું દાન યુનિવર્સિટીને [તેઓ] આપે છે તે બાબતમાં ગઇ કાલની ટ્રસ્ટીઓની સભામાં થયેલ ઉહાપોહ એમને કહીને એ પ્રમાણે શરતોમાં ફેરફાર કરવાનું સૂચવ્યું અને એમણે [તે] કબૂલ કર્યું.

ત્યાંથી મહામહોપાધ્યાય શ્રી. અણ્ણાસાહેબ કાણેને ત્યાં ગયો. ગુજરાત વિદ્યાસભાનાં અનુસ્નાતક વર્ગ વિષે [મુંબાઈ યુનિવર્સિટીની] સિંડિકેટનો ઠરાવ હતો તે વિષે ચર્ચા કરી. એમણે સૂચવ્યા પ્રમાણે હવે આગળ કરીશું. શ્રી. વિષ્ણુપંત લેલે ત્યાં મળ્યા. એ પરથી રાવસાહેબ કુળકર્ણી (રાજાપુર) આવતી કાલે મુંબાઈ આવે છે એવું જાણ્યું. એટલે એમને મળીને કોંકણનો કાર્યક્રમ નક્કી કરવાનું યોજ્યું.

ઘેર આવીને સૌ.વતી અને ચિ. બાપુ અને ચિ. બાળ તાંબે—એમની સાથે જુહૂમાં ચિ. સોનૂનાઈ ખેરને ત્યાં જઈ આવ્યો. રાત્રે મુંબાઈ મ્યુનિસિપલ કૉર્પોરેશનના ડેપ્યુટી કમિશનર મિ. જાલ બલસારા મળ્યા. ઠીક ઠીક સમય બેઠા હતા. ઘણી બધી વાતો સ્થાનિક સ્વરાજ્ય સંસ્થા વિષે થઈ.

રાત્રે શેઠ અમૃતલાલનો ફોન હતો. તેઓ શ્રી. મોરારજીને મળ્યા હતા. શ્રી. મોરારજીના બોલવા પરથી એમને [શેઠ અમૃતલાલને] લાગ્યું કે હું શ્રી. મોરારજીને મુંબાઈ આવ્યો હોવા છતાં મળતો નથી, બારોબાર શ્રી. ખેરને મળીને જાઉ છું એ બદલ એમને [શ્રી. મોરારજીને] વિષાદ થાય છે. હું મળતો નથી એ સાચું છે. પણ હું શા માટે મળતો નથી એનો એમણે [શ્રી. મોરારજી] કદી વિચાર કર્યો કે? એમને હું મળું એવા પ્રકારની મધુરતા અગર સ્નેહ એમણે રાખ્યાં છે કે? તેઓ અમદાવાદ આવે છે ત્યારે કદી મળે છે કે? એમણે અમદાવાદમાં મને મળવું એ એમની એક પ્રકારે ફરજ બનતી નથી કે? કામને માટે મળવું [એવું હોય] તો મારાં એવાં શાં કામો છે? અને મારી વાત સ્વીકારે નહીં તો પણ ઓછામાં ઓછું [મારી વાત] વિચારવા જેવી છે એવું એમને લાગતું ન હોય તો મળીને વાત કરવામાં શું તાત્પર્ય? ઠીક.

## તા. ૨૦ એપ્રિલ ૧૯૪૯, બુધવાર
### [મુંબાઈ (દાદર)]

સવારે ફરવાનું. પછી પ્રો. વાડિયા અને શ્રી. ગઝદર આવ્યા. ઐક્ય પરિષદ (Unity Conference)ના ઠરાવો વિષે એમની જોડે ચર્ચા કરીને મને જણાતા ફેરફારો સૂચવ્યા. બોર્ડી બાલવાડીના શ્રી. નામલે બોર્ડીની શાળાના ઉત્સવનો તા. ૧ મે ને રોજનો કાર્યક્રમ નક્કી કરવા માટે આવ્યા. પછી શ્રી. અર્જુન લાલા અને શેઠ રતિલાલ [અને હું] શ્રદ્ધાનંદ મહિલા આશ્રમ જોવા જઈ આવ્યા. પછી પરચૂરણ કામો. શ્રી. કુળકર્ણી માસ્તર (રાજાપુર) જોડે ચર્ચા કરીને કોંકણનો કાર્યક્રમ તા. ૩ મે થી શરૂ કરવાનો નક્કી કર્યો.

ભોજન બાદ આરામ. થોડી બાકી રોજનીશી. મોડેથી બપોરે ૪ થી ૭ સુધી ફોર્ટમાં જઈ આવ્યો. શ્રી. જે. પી. નાઈક (પન્હાળામાં રહેવાનો કાર્યક્રમ), શ્રી. પ્રભુ (રાયફલ એસોસીએશન), શ્રી. પંડિત અને શ્રી. ભદ્રજી (સર ચિનુભાઈ પ્રકરણ)ને મળીને પછી સેક્રેટરિયેટમાં શ્રી. બાળાસાહેબ ખેરને મળ્યો. એંજિનિયરિંગ કૉલેજના પ્રિન્સિપાલ વિષે અને ગુજરાત યુનિવર્સિટીના કામ વિષે વાતચીત થઈ. અમારી સૂચના પ્રમાણે વધારે પગાર આપીને કોઈ એક હોંશિયાર પ્રિંસિપાલ નીમવાનું અશક્ય છે એવું જ શ્રી. બાળા-

ઘેર આવ્યા પછી થોડાં પરચૂરણ કામો. પછી શ્રી ઇંદ્રવદન ઠાકોર અને શ્રી ભોગીલાલ સુતરિયા આવ્યા હતા. 'ગુજરાત સમાચાર'ના Financing વિષેની ચર્ચા કરી. પ્રેફરન્સ શેર્સ ન કાઢતાં ડિબેન્ચર્સ કાઢવાં અને બૅંકમાં જામીનગીરી તરીકે તે આપવાં એ જ વિચાર કાયમ કર્યો. એ સંબંધમાં બૅંકને લખવાના કાગળનો મુસદ્દો સુધારી આપ્યો.

ગાંધી હાટને ભાડે આપેલી જગ્યા સંબંધમાં ચર્ચા કરવા માટે લોકલ બોર્ડ[ના] પ્રેસિડેન્ટ શ્રી માણેકલાલભાઈ આવ્યા હતા. એમને પણ મુશ્કેલી છે એ સાચું, પણ આ લોકોની માગણીમાં સંપૂર્ણ સીધાસાદાપણું છે એવું લાગતું નથી. શ્રી. લાલાકાકાની સલાહ તેઓ લેવાના છે; અને તેઓ બહારથી એટલા મીઠું બોલનારા, પણ અંદરખાનેથી અમારા વિરોધી. ઠીક. રચનાત્મક કાર્ય કરનારાઓને મદદ [કરવાનું] તો દૂર જ, પણ પ્રચ્છન્ન અને અકારણ વિરોધ કરનારા આ કૉંગ્રેસ મિત્રો (?) ક્યારે સુધરશે? પણ એ આશા શા સારુ રાખવી?

કેટલાક કાગળો લખાવ્યા. ભોજન બાદ વિશ્રાંતિ. ૨ વાગ્યાથી કામની શરૂઆત.

થોડાં પરચૂરણ કામો કરીને પછી ચિ. બાળે 'મુંબઇ [શહેર] મહારાષ્ટ્રમાં હોવું જોઈએ કે નહીં [હોવું જોઇએ]?' એ મુદ્દા પર લખેલો લેખ જોયો. લેખ સારો લખ્યો છે. રજૂઆત, વિચાર અને માહિતી સારી છે. કેટલાક પરચૂરણ ફેરફારો જોઈએ તે મેં સૂચવ્યા.......

ટપાલ અને બાકી રોજનીશી પછી વિશ્વવિદ્યાલય મંડળનો છેવટનો અહેવાલ લખાવ્યો. હવે યુનિવર્સિટી થવાની એટલે મંડળનું કામ આટોપવાનું, એ જ બાકી રહે છે. એટલે મંડળના કામનો ટૂંકમાં પણ સમગ્ર ઇતિહાસ આ અહેવાલમાં આપ્યો છે.

સર ચિનુભાઇના પુત્રો ચિ. ઉદયન[૨૮] અને ચિ. કીર્તિ બન્ને આવ્યા હતા. ઘરની હકીકત કહેતા હતા.......ઠીક.

સાંજે ૫ા થી ૭ સુધી શ્રી. જ્યોતીન્દ્ર દવે[૨૯]નું વ્યાખ્યાન ગુજરાત વિદ્યાસભાની વ્યાખ્યાનમાળામાં હતું. ભાષા વિનોદપૂર્ણ હતી, પણ વિચાર અગર માહિતી ઝાઝી નવી હતી એવું નહીં. વ્યાખ્યાન માટે હંમેશની જેમ અધ્યક્ષપદે હું જ હતો. વ્યાખ્યાન બાદ એક કાઠિયાવાડી દૂધવાળા ભાઈએ ગળામાંથી અવાજ કાઢીને મુરલી પ્રમાણે મધુર અવાજ કાઢયો. આ કળા સાચે જ મને અપૂર્વ લાગી.

બંગલા પર આવીને આરામ. ચિ. ગજાબાપુ પરાડકર રાત્રે વડોદરાથી આવ્યો.

## તા. ૧૫ એપ્રિલ ૧૯૪૯, શુક્રવાર [અમદાવાદ]

સવારે ફરવા જવાનું. પછી ઘણા બધા પત્રો લખાવ્યા. વિશ્વવિદ્યાલય મંડળનો અહેવાલ બાકી હતો તે લખાવવાનું [કામ] પૂરું કર્યું.

શ્રી. બાળુરાવ મહેતા આવ્યા હતા, એમની જોડે સર ચિનુભાઈના દાવાની બાબતમાં અને...ની બાબતમાં મારો મત કહ્યો...ઠીક. ચિ. અરુણાના શિક્ષક શ્રી. વૈષ્ણવ[૩૦] હિંમતનગરમાં હોય છે એમના આગ્રહ પરથી (સાચું પૂછો તો ચિ. અરુણાની જ ઇચ્છાને કારણે) એમની શાળાના સમારંભ માટે હિંમતનગર જવાનું કબૂલ કર્યું.

શ્રી. ઠાકોરભાઈ ઠાકોર આવ્યા હતા. મ્યુનિસિપલ બાબતો અંગે વાતચીત થઈ. સૌરાષ્ટ્ર હાઈકોર્ટના જજ્જ શ્રી. હિંમતલાલ શુકલે[૩૧] મ્યુનિસિપલ ચૂંટણીમાં પ્રચારકાર્ય કર્યું. એ સંબંધમાં આગળ વધારે શું કરવું એ સવાલ હતો. શ્રી. શુકલે જે કર્યું તે ભૂલ [હતી], પણ હવે આગળ કશું કરવાની જરૂર નથી. જાહેર અખબારોમાં ટીકા થઈ તેટલી બસ [છે] એવો અભિપ્રાય મેં આપ્યો.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી ટપાલ. પાલણપુરના ફૉરેસ્ટ ઑફિસર શ્રી. દેવ મળ્યા.

ચિ. બાળના લેખને ફરી તપાસ્યો અને મારી સૂચનાઓ વિષે એની જોડે ચર્ચા કરી.

સાંજે ગુજરાત વિદ્યાસભાની વ્યાખ્યાનમાળામાંનો વ્યાખ્યાન માટે ગયો હતો. આજે શ્રી. સૌ. હંસાબેન [મહેતા]નું[૩૨] વ્યાખ્યાન હતું. પછી ભદ્રમાં થોડો વખત થોભીને બંગલા પર આવ્યો. ત્યાં શ્રી. મન્વંતરાય મહેતા (યુનિવર્સિટી બિલ તેમણે તૈયાર કર્યું છે એ બાબતમાં), શ્રી. ભિડે શાસ્ત્રી, શ્રી. ભાલૂતાત્યા, શ્રી. સૌ. તનુમતી

તેમને સરકારે શા માટે અને કેવી રીતે દૂર કરવા ? પણ આ બધું હું સર્વપલ્લીને કેવી રીતે કહું ? મેં મોઘમ એટલું જ કહ્યું કે, 'સરકાર કશું કરશે નહીં' એવું વલ્લભભાઈના બોલવા પરથી મને લાગે છે.

પછી ૨॥ ના અરસામાં ઘેર આવીને આરામ. ટપાલ, વગેરે જોઈ.

૪ થી ૫ શેઠ કસ્તુરભાઈને ત્યાં સર્વપલ્લીને ચા-પાર્ટી હતી એમાં ગયો. ત્યાંથી સર સર્વપલ્લીને લઈને ગુજરાત વિદ્યાસભામાં જઈને પછી અમારી [અમદાવાદ] એજ્યુકેશન સોસાયટીની એમ. જી. સાયન્સ ઇન્સ્ટિટ્યૂટ[૪૦]માં એમને પાર્ટી હતી ત્યાં લઈ ગયો. અહીં ઘણા બધા લોકો શહેરના આવ્યા હતા. કસ્તુરભાઈએ ટૂંકું ભાષણ કરીને સર્વપલ્લીનું સ્વાગત કર્યું અને એમણે જવાબ આપ્યો. આ પાર્ટીને કારણે અમને એક મોટો લાભ થયો, તે એ કે અમે એજ્યુકેશન સોસાયટી તરીકે અને યુનિવર્સિટી માટે શું શું કરી રહ્યા છીએ એનું પ્રત્યક્ષ દર્શન અમદાવાદના ઘણા બધા શિષ્ટ લોકોને થયું.

ત્યાંથી અમારે ઘેર થોડો વખત સર સર્વપલ્લી જોડે આવ્યો ને પછી ગુજરાત કૉલેજ[૪૧]માંના એમના વ્યાખ્યાન માટે ગયો. પ્રમુખ હું જ હતો. Democratic Secular State એ વિષય હતો. Secular State એટલે ધર્મનો અભાવ એમ નહીં. ધર્મ અને જીવન એ બન્ને સાવ અલગ અને વેગળાં નથી. પણ ધર્મ એટલે માનવી જીવનને આવશ્યક એવા સદ્ગુણોનું આચરણ, સર્વવ્યાપી અદ્વૈત વૃત્તિ અને દૃષ્ટિ. આવા આશયનું તેઓ બોલ્યા. ભાષણ ઉત્કૃષ્ટ થયું. એનો સારાંશ યોગ્ય અને ભૂલરહિત આપવો કઠણ.

ઘેર આવ્યા પછી વાતોચીતો. તા. ૧૨ ફેબ્રુઆરીને રોજ શ્રી. જવાહરલાલ [નેહરુ] આવ્યા એની રંગીન film શ્રી. નરેન્દ્ર રાવળે[૪૨] અમને અમારે ઘેર બતાવી. ગાંધીકૂચ (૧૯૩૦) અને અમારી આર્સિકેરીમાંની ગયા જાન્યુઆરીમાંની કસ્તુરબા ફંડની કારોબારી સમિતિના વખતની ફિલ્મ અને બીજી ૧–૨ ફિલ્મ્સ્ બતાવી. ઠીક ઠીક મનોરંજન થયું. સગાંસ્નેહીઓને પણ [ફિલ્મ્સ્] જોવા બોલાવ્યા હતા.

## તા. ૨૩ એપ્રિલ ૧૯૪૯, શનિવાર

[અમદાવાદ, હિંમતનગર]

સવારે ફરવાનું. શ્રી. મલિકને ત્યાં જઈને એમના બગીચામાં ફરતો હતો. એમણે મ્યુનિસિપાલિટી વિષેની વાતો કહી. એમને [હવે] આ મ્યુનિસિપાલિટીમાં કામ કરવામાં [ભારે] અરુચિ પેદા થઈ છે; કારણ, અમારા લોકોમાં રીતભાત નહીં, કામોમાં દરમિયાનગીરી કે માથું માર્યા કરવાનું, સ્વાર્થી-મતલબી લુચ્ચા માણસોનો (......જેવા) ભારે દોરદમામ, વગેરે. હાલના પ્રમુખ (શ્રી. ચિનુભાઈ) યુવાન અને આશાસ્પદ છે, અને સારા નીકળશે–shape થશે–એવું મેં એમને (શ્રી. મલિકને) કહ્યું. પણ શ્રી. મલિકે ય જરા ધીરજથી કામ ચલાવવું જોઈએ.

આજે ઘણા બધા કાગળો મુખ્યત્વે કોંકણના પ્રવાસની બાબતમાં લખાવ્યા.

શ્રી. કાકાસાહેબ કાલેલકર મળ્યા. તેઓ વેડછી જતા હોવાથી શ્રી. નરહરિભાઇ[૪૩]ને એક અગત્યનો સંદેશો પાઠવ્યો. નવજીવન ટ્રસ્ટમાં હરિજન સેવક સંઘનું, મહાત્માજીના વસિયતનામા મુજબ, હિત છે. નવજીવનનું હાલનું ટ્રસ્ટીમંડળ અમારા બન્નેના (નરહરિભાઈ અને હું) [મતે] જોઈએ તેવું નથી. શ્રી. વલ્લભભાઈ ફક્ત નામના જ છે. શ્રી. મોરારજીનો સ્વભાવ જુદો. એટલે વહીવટ કેવળ શ્રી જીવણજી અને શ્રી મગનભાઈના હાથમાં. આવી સ્થિતિમાં કાલે જો શ્રી. નરહરિભાઈ ન હોય તો તે વહીવટ તરફ વસિયતનામાના એક્ઝીક્યૂટર એ હેસિયતમાં અપ્રત્યક્ષ (indirect) જોવા માટે અને દેખરેખ રાખવા માટે જે તક છે તે પણ જશે. એટલે શ્રી. નરહરિભાઈએ પોતાની સાથે કોઈ એકને Co-executor તરીકે લેવા એ સારું. મને લેવાની એમની ઇચ્છા હોય તો હું તૈયાર છું, પણ બીજા કોઈને લેવા એ [વધારે સારું]. આ જણાવવાનું કારણ એટલું જ કે ૧૯૪૨–૪૩ની સાલમાં સાબરમતી જેલમાં [હું] હતો ત્યારે નવજીવન ટ્રસ્ટમાં મારે આવવું એવી એમણે [નરહરિભાઈએ] સૂચના કરી હતી, પણ મેં ના કહી હતી.

બપોરે જમવા માટે શ્રીમતી માણકુબાઈ રિસવડ-

કલ્પના. તેથી, રાહ જોવાની. પણ ચિ. અરુણાનો જ આગ્રહ જણાયો તેથી આજે આ લગ્નની નિશ્ચિતતા બાબત શેઠ બાબુભાઇને પત્ર લખ્યો.[37]

આજે રાત્રે મુંબાઈ જવાનું તેની તૈયારી કરી. પછી વહેલો નીકળીને પ્રેમાભાઈ હૉલમાં થોડો વખત 'શાહનો પર્વત' જોઇને ઘેર આવીને ફરાળ કરીને સ્ટેશન પર આવ્યો અને ગુજરાત મેલમાં મુંબાઇ જવા નીકળ્યો. ગાડીમાં શેઠ અમૃતલાલ હરગોવનદાસ, શ્રી મુઝુમદાર, વગેરે લોકો હતા. ઘણી બધી વાતોચીતો થઈ. નડિયાદ મુકામ પર શ્રી. ચુનીભાઇ અને આણંદ સ્ટેશને શ્રી. ઈશ્વરભાઈ અને શ્રી. રાવજીભાઈ મળ્યા.

## તા. ૧૮ એપ્રિલ ૧૯૪૯. સોમવાર
## [મુંબાઈ (દાદર)]

સવારે ગાડી ખૂબ મોડી આવી. પાલઘરથી શ્રી. મુઝુમદાર શેઠ, રતિલાલ પટેલ, વગેરે લોકો અમારા જ ડબામાં આવ્યા. મુંબાઇ સરકાર અને પ્રધાનમંડળનો વહીવટ કેવી રીતે ચાલી રહ્યાં છે એ વિષે વાતો થઈ. પ્રધાનો કેટલા અસહિષ્ણુ, અનુદાર, અભિમાની અને ન્યાય ન જોનારા થયા છે, ન્યાયના વહીવટમાં પણ કેવી રીતે માથું મારે છે, અમલદારો (ન્યાયાધીશ) પણ એમની તરફ નજર રાખીને કેવી રીતે વર્તે છે એના ઘણા બધા દાખલા એમણે મને કહ્યા. સ્વરાજ્યનો આ પૂર્વરંગ છે. લોકમત અસ્તવ્યસ્ત જ છે. લોકોમાં સ્વાર્થ ખાતર ભય અને નિર્બળતા છે. એનું આ પરિણામ. આ કેવી રીતે સુધારવું એ મોટો જ સવાલ છે. ઈશ્વર પર ભરોસો.

દાદર સ્ટેશન પર શ્રી. દાદામામા, ચિ. બાપુ અને ચિ. બાળ તાંબે એમ લોકો આવ્યા હતા. ઘેર આવીને ખૂબ કામ એવું નહોતું જ. મિત્રોની પૂછપરછ, વગેરે.

ભોજન બાદ આરામ લઇને પછી ચાહ, શૌચ, વગેરે આટોપીને ત્રણ વાગ્યે નીકળ્યો. પ્રથમ શેઠ કસ્તુરભાઈની ઑફિસમાં કોર્ટમાં ગયો ત્યાં શ્રી. મુઝુમદાર અને શેઠ અમૃતલાલ આવ્યા. પછી અમે બધા ગુજરાત યુનિવર્સિટી ટ્રસ્ટની સભા માટે, સર હોમી મોદીની ઑફિસમાં ગયા (ટાટાનું બૉમ્બે હાઉસ, બ્રુસ સ્ટ્રીટ). ૪ થી ૫ સભાનું કામ થયું. સર હોમી મોદી, સર ચીકાભાઈ પ્રેમચંદ[38], શેઠ કસ્તુરભાઈ, શેઠ અમૃતલાલ, શેઠ નવીનચંદ્ર, શ્રી. મુઝુમદાર અને હું એમ હાજર હતાં. સભાનો અધ્યક્ષ હું જ હતો. બધાં કામો અમે સર્વાનુમતે કર્યાં. થોડા થોડા મતભેદો હતા તો પણ બાંધછોડ કરીને દરેક કામ સહુએ [ભેગા] મળીને કરવાનું એવી નીતિ અમે સહુએ જ રાખી. એને કારણે આ સભાની એક પ્રકારની મધુરતા હતી. ટ્રસ્ટના અધ્યક્ષ સરદાર વલ્લભભાઈ અને ઉપાધ્યક્ષ હું એવી ચૂંટણીઓ થઈ. શ્રી. મુઝુમદારને ટ્રસ્ટી તરીકે લઇને ટ્રસ્ટના સેક્રેટરી ચૂંટ્યા.

ત્યાંથી કાઉન્સિલ હૉલમાં અધ્યક્ષની કચેરીમાં આવ્યો. ત્યાં શ્રી. ધુરંધર, શ્રી. સરદેસાઈ, શ્રીમતી ઇંદુમતી શેઠ, શ્રી ભદ્રજી સૉલીસિટરની મુલાકાતો થઈ. સર ચિનુભાઈની બાબતમાં તેઓ [સર ચિનુભાઈ] સમાધાન કરવાને તૈયાર છે અને માટે એવા પ્રયત્નોને સંમતિ આપવી એવો શ્રી ભદ્રજીનો આગ્રહ. ખરેખર જો સર ચિનુભાઈની સમાધાન કરવાની ઇચ્છા હોય તો હું શા સારું આડે આવું? પણ એમની એવી ઇચ્છા જ નથી...... એટલે શ્રી. ભદ્રજીના વિચાર જોડે હું સંમત ન હોઉં તો પણ એમને યોગ્ય લાગે તે રીતે વાતચીત એમણે કરવી અને સમાધાન થાય, તો તથા મારી ભૂલ થાય છે એવું પુરવાર થાય તો, મને આનંદ જ છે એવું મેં કહ્યું.

પાછા ફરતાં શેઠ કસ્તુરભાઈને ત્યાં ગયો. એમણે આપેલા નગરશેઠ ઍવૉર્ડ વિષે વાત થઈ.

ઘેર આવીને સૌ.વતી અને હું થોડો વખત વરળી સમુદ્ર [કિનારા] પર જઈ આવ્યાં. અને પછી ફરાળ તથા વિશ્રાંતિ.

## તા. ૧૯ એપ્રિલ ૧૯૪૯, મંગળવાર
## [મુંબાઈ (દાદર)]

સવારે ફરવાનું. પરચૂરણ કામો. થોડી રોજનીશી. પછી રાયફલ એસોસીએશનના Customs Duty Refundની બાબતમાં શ્રી. પ્રભુ, શ્રી અર્જુન લાલા[39], શેઠ રતિલાલ પટેલ એમ મળ્યા. કૉંગ્રેસી પ્રધાન મંડળો અને કૉંગ્રેસ સંસ્થા એમનો મેળ કેમ બેસતો નથી અને કેવી રીતે બેસશે એ વિષે ઘણી બધી ચર્ચાઓ થઈ.

બીજા લોકોની શી વાત?

થોડો વખત વિશ્રાંતિ લઇને ૩ થી ૪ કૉંગ્રસ હાઉસમાં લોકોને મળવાનું. શ્રી. મથુરાદાસ ગાંધી અને શ્રી રમણલાલ સોની૪૫–એમની મુલાકાતો પણ આ મુકામમાં થઈ. ચા, શૌચ ત્યાં જ આટોપીને ૪ાના અરસામાં નીકળ્યા તે ૮ાા વાગ્યે અસારવા સ્ટેશન પર ઊતર્યા. ગાડીમાં ઘણી બધી વાતોચીતો થઈ. પ્રાંતીજ સ્ટેશન પર જૂના કાર્યકર મળ્યા. શ્રી. પટવારી વકીલ સ્કૂલ બોર્ડના કામ માટે આવ્યા હતા. તેઓ પણ અમારી સાથે ગાડીમાં હતા.

ઘેર આવ્યા પછી લોકો સાથે વાતોચીતો. શ્રી. કાકાસાહેબ કાલેલકર પણ મળ્યા. શ્રી. નરહરિભાઇને કહેવાના સંદેશાની ચર્ચા ફરી નીકળી. મારા તૈલચિત્રની બાબતમાં મ્યુનિસિપલ પ્રેસિડેન્ટને મારે કશું લખવું નહીં એવો એમનો મત પડયો. મેં તે સ્વીકાર્યો.

(ક્રમશઃ)

*

## પાદટીપો

૧ સદ્‌ગત શ્રીમતી રામેશ્વરી નેહરુ. પ્રખ્યાત નેહરુ કુટુંબનાં આ સન્નારી પાર્લમેન્ટમાં તેમજ સામાજિક ને રાજકીય પ્રવૃત્તિઓમાં અગ્રેસર હતાં. કસ્તુરબા ફંડના કામ સાથે પણ તેઓ સંલગ્ન હતાં. સામ્યવાદી-ઓ સંચાલિત શાંતિ–ચળવળમાં પણ તેમણે અગ્રેસર રહી કાર્ય કર્યું હતું.

૨ નવી દિલ્હીમાં બંધારણ સભાનું કામ તા. ૯ ડિસેંબર ૧૯૪૬થી શરૂ થયું તે વખતે રાજધાનીમાં બંધારણ સભાના સભ્યો માટે રહેવા–કરવાની તથા રમતગમત, આદિની સગવડો માટે કૉન્સ્ટિટયૂશન કલબ બંધાઈ હતી. કર્ઝન રોડ પર તે આવેલી છે. આ કલબ હજી ચાલુ છે. પાર્લમેન્ટના સભ્યો વિશેષતઃ એનો ઉપયોગ કરે છે. અહીં પ્રદર્શનો, સભાઓ, જ્ઞાન–ચર્ચાઓ, વગેરે પણ યોજાય છે. મિત્રોને મળવા કરવા માટે તેમજ વિધિસર અને અવિધિસર જાહેર કાર્ય-ક્રમોમાં સામેલ થવા માટે દાદાસાહેબ અવારનવાર આ Constitution Clubની મુલાકાત લેતા. ૧૯૪૭ની સાલમાં સ્વતંત્ર ભારતની પ્રથમ કામ-ચલાઉ સંસદ (Provisional Parliament)ના સ્પીકર ચૂંટાતાં પહેલાં દાદાસાહેબ થોડો વખત કૉન્સ્ટિટયૂશન કલબમાં રહ્યા પણ હતા.

૩ સર ઍન્થની ઇડન હવે Lord Avon તરીકે ઓળખાય છે. આ વિચક્ષણ બ્રિટિશ રૂઢિચુસ્ત મુત્સદ્દી અને પાર્લમેન્ટેરિયન વર્ષો સુધી લંડનમાં આમની સભા–House of Commons–માં સભ્યપદે હતા. વિદેશમંત્રી તરીકે તેમણે ખૂબ નોંધ-પાત્ર કામગીરી બજાવી હતી. શાંતિના ઉપાસક તરીકે અને કુશળ રાજનીતિ સમજનાર ને ચલાવ-નાર તરીકે તેઓ એમની પ્રારંભિક કારકિર્દીમાં જાણીતા હતા. સને ૧૯૫૧ની ૨૬મી ઑક્ટોબરે સામાન્ય ચૂંટણીમાં બ્રિટિશ મજૂર પક્ષે સત્તા ગુમાવી અને રૂઢિચુસ્તો સત્તા પર આવ્યા તે વખતે વડા પ્રધાન વિન્સ્ટન ચર્ચિલના પ્રધાનમંડળમાં સર ઍન્થની ઈડન વિદેશ પ્રધાન હતા. બે વર્ષ બાદ ચર્ચિલે સક્રિય રાજકારણમાંથી નિવૃત્તિ લેતાં સર ઍન્થની રૂઢિચુસ્ત પક્ષના નેતા ચૂંટાયા અને બ્રિટનના વડા પ્રધાન બન્યા. ૧૯૫૫ની સાલમાં મે મહિનામાં થયેલી સામાન્ય ચૂંટણીમાં રૂઢિચુસ્ત પક્ષ સત્તા પર ચાલુ રહ્યો અને એની બહુમતી પણ વધી અને ઈડનનું વડા પ્રધાનપદ ચાલુ રહ્યું. જુલાઈ ૧૯૫૬માં બ્રિટન અને ફ્રાંસે ઈઝરેલ સાથે મળીને સૂએઝની નહેર પર અને ઇજિપ્ત પર અચાનક લશ્કરી આક્રમણ કર્યું તે વખતે બ્રિટનના વડા પ્રધાન તરીકે સર ઍન્થની ઈડન જ હતા. 'સૂએઝની મૂર્ખામી'ના જ તેઓ છેવટે ભોગ બન્યા અને ગંભીર માંદગીનું નિમિત્ત મળતાં તેઓ (ઇડન) સને ૧૯૫૭માં નિવૃત્ત થયા અને એમના સ્થાને હૅરલ્ડ મૅકમિલન નવા બ્રિટિશ વડા પ્રધાન બન્યા. એક જ્વલંત કારકિર્દીનો, આમ, કરૂણ અંજામ આવ્યો. પાછળથી ઈડનને ઉમરાવ-પદ એનાયત થયું અને તેઓ લૉર્ડ ઍવન તરીકે ઓળખાવા લાગ્યા. આ રાજપુરુષ હવે એકંદરે

સાહેબે કહ્યું! વધારે પગાર આપવામાં જે વધારાની રકમ જોઈશે તે (અંદાજે એક લાખ રૂપિયા) આપવા માટે અમે તૈયાર છીએ, જગ્યા પાંચ વર્ષના contractની રાખવી એવું અમારું કહેવું. ૫૦-૬૦ લાખ રૂપિયા ખર્ચીને કૉલેજ કરીએ, એ પર દર વર્ષે ચાર લાખ રૂપિયા ખર્ચ કરીએ તો તે સંસ્થાનો મુખ્ય ચાલક યોગ્ય ન જોઈએ વારુ? હાલના સમયમાં ૧૦૦૦-૧૫૦૦ [રૂપિયા]-માં કોણ મળે? શ્રી બાળાસાહેબની મુખ્ય મુશ્કેલી એટલે સરકારી નોકરોના પગારનું structure બદલવાની મુશ્કેલી. મને એમની મુશ્કેલી સમજાય છે, પણ તે દૂર કરવી જોઇએ એવું જેટલી તીવ્રતાથી મને થાય છે તેટલું એમને લાગતું નથી! કામ જો સારું થાય એવું લાગતું હોય તો સરકારી તંત્ર સંભાળીને પણ એમાંથી રસ્તો કાઢવો જોઈએ. પણ તેવું લાગતું હોવા છતાં થતું નથી. સારો માણસ પણ તંત્રમાં સપડાઈ જઈને કાર્ય કરવા માટે કેવો અસમર્થ બને છે એનો આ દાખલો. ઠીક.

પછી શ્રી. સૌ. સરલાબેન પારેખ, શ્રીમતી મગનભાઈને ત્યાં જઈને દાદર આવ્યો.

વહેલો જ સૂતો.

## તા. ૨૧ એપ્રિલ ૧૯૪૯, ગુરુવાર
### [મુંબાઈ (દાદર)]

સવારે ફરી આવ્યા પછી થોડું પરચૂરણ હિસાબ [નું કામ] શ્રી. દાદામામા પાસેથી સમજી લેવા ઉપરાંત બીજું કશું જ કામ થયું નહીં. લોકો મળવા આવ્યા...... સ્વાર્થને કારણે લોકોને સ્પષ્ટ ચીજો પણ દેખાતી નથી એ જ ખરું....... શ્રી. ફડણીસ (સામેના ઘરમાં રહેવા માટે તાજેતરમાં જ આવેલા), શ્રી. માધવરાવ તાંબેના જમાઈ શ્રી. ફણસળકર અને એમની બહેન શ્રી. સૌ. ચિરપુટકર (કોલ્હાપુર રાજ્યમાંની એમની નોકરીના કામની બાબતમાં) શ્રી. ઘાટે (વહાણવટા બાંધવાની યોજના વિષે), વગેરે લોકો આવ્યાં હતાં. તેથી કામ એવું કશું જ થયું નહીં. સૌ.વતીની બહેન [સદ્દગત] તાઈ તાંબેનું આજે શ્રાદ્ધ હતું.

ભોજન બાદ વિશ્રાંતિ.

શ્રી. મુનશીને Speakers Conferenceમાં થયેલા ઠરાવ પ્રમાણે બંધારણના ખરડામાં કરવાના સુધારાના મુસદ્દા વિષે ફોન કર્યો. બપોરનો સમય પરચૂરણ કામો. સામાન બાંધ્યો, વગેરે.

રાત્રે સેંટ્રલ સ્ટેશન પર આવીને સૌ.વતી, હું અને ગોપાળ નોકર એમ ગુજરાત મેલમાં અમદાવાદ જવા નીકળ્યાં.

## તા. ૨૨ એપ્રિલ ૧૯૪૯, શુક્રવાર
### [અમદાવાદ]

સવારે અમદાવાદ આવ્યાં. અમારું શૈક્ષણિક કાર્ય જોવા માટે સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્ અમારી સાથે મુંબાઈથી અમદાવાદ આવ્યા. ગાડી આજે ૪૫ મિનિટ મોડી આવ્યાથી કામોમાં જરા દોડધામ જ થઈ.

ઘેર આવીને ચા, વગેરે આટોપીને પ્રથમ ચીજ એટલે કોંકણના અને પછીના પ્રવાસોનાં (પન્હાળામાં રહેવાનો) [કાર્યક્રમ], પૂનાની મુલાકાત, વડોદરામાં મહાજનને ત્યાંની જનોઈ [ના સમારંભ]માં જવાનું, ઈંદોરની પરિષદ અને પછી મુંબાઈમાં રહેવાનું [એ બધો] કાર્યક્રમ તારીખવાર નક્કી કરીને લખી નાખ્યો અને એની નકલો ઠેકઠેકાણે મોકલવાના કાગળો, વગેરે કેટલાક લખાવ્યા. એમાં ઘણો બધો વખત ગયો.

ગુજરાત વિદ્યાસભાના કામ માટે શ્રી. રસિકલાલ પરીખ, સર ચિનુભાઈ પ્રકરણમાં શ્રી. બાણુરાવ અને વિશ્વવિદ્યાલય મંડળના કામ માટે શ્રી. પુષ્કર ચંદરવાકર એ પ્રમાણે લોકો મળ્યા.

બપોરના જમણ માટે શેઠ કસ્તુરભાઈને ત્યાં ગયો. સર સર્વપલ્લી ત્યાં જ હતા. બીજા પણ લોકો આવ્યાં હતાં. હિંદુ યુનિવર્સિટી વિષે મેં વલ્લભભાઈ જોડે વાત કરી કે? એવું એમણે પૂછ્યું. હું તા. ૧૦મીએ વલ્લભભાઈને મળ્યો ત્યારે [મેં] વાત કરી હતી. પરંતુ વલ્લભભાઈના બોલવા પરથી જુદો જ પ્રકાશ પડયો હતો. એમના મતે આ બધી સર સર્વપલ્લીની જ ખટપટ છે! મહાત્મા ગાંધીના સમયથી [એ] છે અને આ બાબતમાં ગાંધીજીની પણ મુલાકાતો થઈ હતી. શ્રી. ગોવિંદ માલવીય એ ચુંટાઈને આવેલા Vice Chancellor છે.

૭ સદ્‌ગત ડૉ. પટ્ટાભી સીતારામૈય્યા. આંધ્રના આ આગેવાન કૉંગ્રેસી કાર્યકર અને નેતા રાષ્ટ્રીય મહાસભા–Indian National Congress–ના પ્રમુખપદે પણ રહ્યા હતા. ૧૯૩૮ની સાલમાં હરિપુરા કૉંગ્રેસ વખતે ડૉ પટ્ટાભી ગાંધીજીની હૂંફ અને સક્રિય મદદથી કૉંગ્રેસ પ્રમુખપદ માટે ઊભા રહ્યા હતા પણ સુભાષચંદ્ર બોઝે તેમને (પટ્ટાભીને) હરાવ્યા હતા. કૉંગ્રેસનો ઇતિહાસ બે મોટા ખંડોમાં સવિસ્તર અને અભ્યાસપૂર્ણ રીતે ડૉ. પટ્ટાભીએ લખ્યો છે. સને ૧૯૪૨ની લોકક્રાંતિ દરમિયાન ડૉ. પટ્ટાભી અન્ય માન્યવર કૉંગ્રેસી નેતાઓ સાથે મહારાષ્ટ્રમાં અહમદનગર કિલ્લામાં જેલમાં રહ્યા હતા, તે વખતે એમણે 'Feathers and Stones' નામનું પુસ્તક લખ્યું હતું. ડૉ. પટ્ટાભી વિદ્વાન અને વિનોદી સ્વભાવના સજ્જન હતા.

૮ શ્રીયુત કે. હનુમંતૈય્યા. મહિસુરના આ કૉંગ્રેસી આગેવાન વર્ષો સુધી મહિસુર રાજ્યના મુખ્ય પ્રધાનપદે હતા. નવી દિલ્હીમાં લોકસભામાં પણ એમણે એક આગેવાન કૉંગ્રેસી સભ્ય તરીકે કાર્ય કરેલું. ભારત સરકારે રચેલા વહીવટી સુધારણા પંચ–Administrative Reforms Commission–માં તેઓ સભ્ય તરીકે નિમાયા અને એ પંચના અધ્યક્ષ શ્રી મોરારજી દેસાઈનો ભારત સરકારના પ્રધાનમંડળમાં પુનર્પ્રવેશ થતાં શ્રી હનુમંતૈય્યા સદર વહીવટી પંચના પ્રમુખપદે નિયુક્ત થયા હોઈ અત્યારે એ કાર્યમાં પરોવાયેલા છે.

૯ સદ્‌ગત શ્રી રફી અહમદ કિડવાઈ. ભારતના એક અગ્રણી રાષ્ટ્રવાદી મુસ્લિમ કાર્યકર અને નેતા તરીકે પંકાયેલા જનાબ કિડવાઈ ઉત્તર પ્રદેશના વતની હતા. સદ્‌ગત પંડિત જવાહરલાલ નેહરુના તેઓ નિકટના મિત્ર, સાથી અને સલાહકાર હતા. સ્વતંત્ર ભારતના નેહરુ–પ્રધાનમંડળમાં કિડવાઈ સાહેબે અન્ન ખાતાના પ્રધાન તરીકે ખૂબ ગણનાપાત્ર કામગીરી બજાવી હતી. લખનૌના અંગ્રેજી દૈનિક The National Herald સાથે પણ મરહૂમ કિડવાઈ જોડાયેલા હતા.

૧૦ તર્કતીર્થ લક્ષ્મણશાસ્ત્રી જોશી. મહારાષ્ટ્રના એક સુપ્રસિદ્ધ વિદ્વાન, વિચારક અને લેખક છે. એમ. એન. રૉયની વિચારપ્રણાલીથી તેઓ ઉત્કટપણે રંગાયેલા છે. સાતારા જિલ્લાના વાઈ ગામમાં પ્રાજ્ઞ પાઠશાળા એમણે શરૂ કરી. ધર્મકોશ મંડળનું કામ પણ ત્યાં એમણે શરૂ કર્યું, અને એ દ્વારા જ્ઞાન-વિજ્ઞાનનાં અભ્યાસ-સંશોધનને એમણે વેગ આપ્યો. મરાઠી ભાષામાં એમના અનેક અભ્યાસ-ગ્રંથો પ્રસિદ્ધ થયા છે. અસરકારક વક્તા અને વગદાર લેખક તરીકે તેઓ જાણીતા છે. કૉંગ્રેસ પક્ષ સાથે તેઓ સક્રિયપણે જોડાયેલા છે.

૧૧ સદ્‌ગત લાલા શ્રીરામ. નવી દિલ્હીના નિવાસી સદ્‌ગત લાલાજી ભારતના એક અગ્રણી શ્રીમંત અને ઉદ્યોગપતિ હતા. દિલ્હીની શ્રીરામ મિલ તેમણે સ્થાપી હતી. અનેક ઉદ્યોગો સાથે તથા અગાઉની અને હાલની ભારત સરકારોનાં વિવિધ કામો તથા અગ્રણીઓ સાથે લાલાજી નિકટથી સંકળાયેલા હતા. રાજધાનીના જાહેર જીવનમાં તેમનું નામ અને કામ નોંધપાત્ર હતું. પાકી વયે તેઓ ચાલ્યા ગયા. તે પહેલાં કર્ઝન રોડ પરનું એમનું આલિશાન નિવાસસ્થાન અનેક કાર્યકરો–નેતાઓ માટે નિવાસ-સ્થાન જેવું પણ બનેલું. લાલાજીના પુત્રો શ્રી ભરત રામ અને શ્રી ચરત રામ હાલમાં ભારતીય ઉદ્યોગ અને વેપાર ક્ષેત્રે આગળ પડતો ભાગ ભજવી રહ્યા છે.

૧૨ મિ. હેન્રી ઑસ્બૉર્ન બ્રિટનની પાર્લમેન્ટના સભ્ય હતા. આમની સભામાં વર્ષો સુધી તેઓ સભ્યપદે રહ્યા. વિશ્વ સરકારની રચના માટેની પાર્લમેન્ટરી પ્રવૃત્તિની પહેલ એમણે કરી અને દસકાઓ સુધી લગાતાર એ ચળવળમાં પોતે સક્રિય બની રહ્યા. લંડનમાં શરૂ થયેલી આ ચળવળ પાછળથી અનેક દેશોની રાજધાનીઓમાં ત્યાંના પાર્લમેન્ટરી માણસોએ ઉપાડી અને આગળ ચલાવી. Parliamentary Movement for World Government ના અનેક નાનાંમોટાં પ્રકાશનો પ્રગટ થયાં હોઈ આમની સભામાં જ્યારે જ્યારે તક મળતી ત્યારે ત્યારે હેન્રી ઑસ્બૉર્ન વિશ્વ સરકાર માટે વ્યવ-

રને ત્યાં ગયો હતો. એમના [પુત્ર ચિ.] બાળનાં લગ્ન નિમિત્તે. શ્રી. ઝીણાભાઈ દેસાઈ અને એમની શાળાના ભાઈઓ આવ્યા હતા. ત્યાંથી આવીને ટપાલ, વગેરે જોઈ.

તા. ૨૫મી એ ૩ થી ૩-૪૫ સુધી કમાંડર-ઇન-ચીફ શ્રી કરીઅપ્પાને અમદાવાદ રાયફલ ઍન્ડ ટ્રેનિંગ એસોસીએશન તરફથી માનપત્ર આપવાનો સમારંભ ટાઉન હૉલમાં કરવાનો ત્યાં અધ્યક્ષ તરીકે જવાનું કબૂલ કર્યું. કરીઅપ્પાને એક જૂની ચીની તલવાર ભેટ તરીકે આપવાની. શ્રી. પ્રભુ[૪૪] કલ્પકતાભર્યા અને ખટપટી (સારા અર્થમાં) ખરા. સરસ તલવાર મેળવી આણી ખરી. કરીઅપ્પાને આપવાનું માનપત્ર સુધારી આપ્યું.

પછી થોડો આરામ. બીજું પરચૂરણ કામ. ગુજરાત વિદ્યાસભાના કાર્યકરોનો ફોટો લેવાનો કાર્યક્રમ હતો એમાં ગયો હતો. ત્યાંથી બારોબાર સ્ટેશન પર જઈને પાંચની ગાડીમાં હિંમતનગર જવા નીકળ્યો. ચિ. અરુણા, ચિ. નાના અને શ્રી. પુષ્કર ચંદરવાકર (મારી સાથે પ્રવાસમાં) હતા. ગાડીમાં ઘણીબધી વાતોચીતો થઈ. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં મારું તૈલચિત્ર હોવું જોઈએ એવો ઠરાવ મ્યુનિસિપાલિટીએ કર્યો છે એની વિરુદ્ધ મ્યુનિસિપલ પ્રમુખને પત્ર લખવો એમ લાગવાથી એ પત્રનો મુસદ્દો ગાડીમાં લખાવ્યો. એક તો, ગમે તેનું—એ પ્રમુખ હતો એટલા જ કારણથી—તૈલચિત્ર મૂકવાનું યોગ્ય નથી. મેં કેટલુંક કામ અને તે ઉત્તમ કર્યું એવું મારો અંતરાત્મા કહે છે. પણ એમાં મ્યુનિસિપલ તંત્રને નવો વળાંક આપ્યો એવું નહીં. વલ્લભભાઈએ રસ્તો પાડી આપ્યો અને હું એ રસ્તે, તથા મારું પોતાનું પ્રદાન વિગતોની અંદર ઉમેરીને, ચાલ્યો. મારા મતે છેલ્લાં પચાસ વર્ષોમાં ફક્ત ચાર પ્રમુખો થયા જેમનાં તૈલચિત્રો સ્મૃતિ અને સ્ફૂર્તિ મેળવવા માટે રાખવાં: (૧) રા. બ. રણછોડલાલ છોટાલાલ, (૨) એમના પૌત્ર સર ચિનુભાઈ (પહેલા) (૩) સર રમણભાઈ અને (૪) વલ્લભભાઈ. દરેક પ્રમુખનું તૈલચિત્ર રાખ્યું [હોય] તો મ્યુનિસિપલ હૉલ એક ચિત્રસંગ્રહ જ થશે. મારું બીજું કારણ [એ] કે, મ્યુનિસિપાલિટીમાંથી મારા નીકળ્યાને આજે ૧૨ વર્ષ થયાં. આજ સુધી આ તૈલચિત્રનો વિચાર આ લોકોના મગજમાં આવ્યો નહીં. પણ શ્રી. મણિલાલ (ચતુરભાઈ)નું તૈલચિત્ર મુકાવવાની ખટપટ-ધમાલ એમના મિત્રોએ કરી એટલે એમની સાથે મારું પણ મૂકવું એ કલ્પના આવી. મને એમાં એક પ્રકારે મારી અને મારા કામની અવગણના જ લાગે છે. એમને લાગતું હોય તો એમણે શ્રી. મણિભાઈનું તૈલચિત્ર રાખવું. પણ મને bracket શા સારુ કરવો? પણ આ પ્રમાણે પત્ર મોકલવો કે નહીં એ હું ફરી વિચાર કરીને જ નક્કી કરીશ.

રાત્રે ૯-૧૫ વાગ્યે હિંમતનગરમાં આવી પહોંચ્યા. સ્ટેશન પર લોકો આવ્યા હતા. મુકામ કલેક્ટર શ્રી. મોદીને ત્યાં.

## તા. ૨૪ એપ્રિલ ૧૯૪૯, રવિવાર
## [હિંમતનગર, અમદાવાદ]

સવારે નિત્યવિધિ અને વાતોચીતો. ફરવાનું [થયું] નહીં.

૮ થી ૧૧ સુધી શાળાનો કાર્યક્રમ. રમતગમતની હરીફાઈ, ઇનામો, શ્રી. વૈષ્ણવ માસ્તરનું ભાષણ અને મારું ભાષણ. શિક્ષણ એટલે શું, સંઘવ્યાયામની આવશ્યકતા, હાલની પરિસ્થિતિમાં નવી પેઢી પરની જવાબદારી એ મુદ્દાઓ પરના મારા હંમેશના વિચારો કહ્યા.

પછી અહીંનું નાનકડું પુરાણ વસ્તુ સંગ્રહાલય જોયું. જૂની મૂર્તિઓ, લેખ, વગેરેનો સંગ્રહ છે. પ્રાચીન વૈભવ અને અભિરુચિ, એની સરસ કલ્પના મળે છે.

ભોજન બાદ થોડો વખત વાતોચીતો શ્રી. મોદી (કલેક્ટર)એ રાજ્યતંત્રમાંની મુશ્કેલીઓની ઘણી બધી વાતો કરી. તેઓ સરકારી નોકર જ. વધુ શું કહે? પણ મોકળા મને બોલ્યા. એમણે નીચેના મુદ્દા કહ્યા: (૧) કૉંગ્રેસી માણસોનું [વહીવટમાં] માથું મારવાનું [કામ], એમને રોજ આશરે ૩-૪ કલાક આ લોકોને સંતુષ્ટ કરવામાં ખર્ચવા પડે છે! (૨) પ્રધાનમંડળમાંના સભ્યોનો અસહિષ્ણુ અને તોછડાઈભર્યો સ્વભાવ. કોઈ પણ સ્વમાની માણસને મોકળાશથી બોલવું અશક્ય. મતભેદો તો દર્શાવી શકાતાં જ નથી. (૩) ઢગલાબંધ કાયદાઓ અને વટહુકમો—કોઈ પણ બાબતમાં આજે સરકારી કાયદો અને વટહુકમ—એમના અન્વયે શી સ્થિતિ છે એ કલેક્ટરને પણ કહેતાં આવડે એ મુશ્કેલ [તો] પછી

ory of well-known families in Maharashtra. This is not merely a record of notable persons, but an intimate story of a nation's evelopment.

The story of the Mavalankar family, which dates back nearly nine hundred years, must be a fascinating account of social onditions and political changes. In our own ay we have been privileged to know and work with one of the illustrious members f this family, Shri G. V. Mavalankar, who was for many years the Speaker of the Lok Sabha.

The value of such family histories would epend greatly on how far they depict the ocial conditions of the age they deal with nd not merely individual achievements.

I commend this enterprise.

JAWAHARLAL NEHRU

૧૬ પ્રોફેસર કે. એલ. જોશી. અત્યારે તેઓ ઇન્દોર યુનિવર્સિટીમાં ઉપકુલપતિ–વાઇસ ચાન્સેલર–છે. એ પહેલાં તેઓ University Grants Commission, New Delhiમાં સચિવપદે હતા. અગાઉ શ્રી જોશીએ વર્ષો સુધી ભારત સરકારના શિક્ષણ ખાતામાં વિવિધ મહત્ત્વની કામગીરી બજાવી હતી અને સરકારી નોકરીમાંથી નિવૃત્ત થતાં તેઓ વિશ્વવિદ્યાલય અનુદાન પંચમાં જોડાયા હતા. પ્રોફેસર જોશીએ અમદાવાદમાં એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં અંગ્રેજીના પ્રોફેસર તરીકે થોડાં વર્ષ અધ્યાપન કાર્ય કર્યું હતું (સને ૧૯૩૭ થી સને ૧૯૪૭ના કૉલેજનાં પ્રથમ દસ વર્ષ દરમિયાન). તે સમયે તેઓ મહારાષ્ટ્ર સોસાયટીમાં રહેતા હતા.

૧૭ શ્રી મોહનલાલ સક્સેના. ઉત્તર પ્રદેશના એક આગેવાન કૉંગ્રેસી કાર્યકર અને નેતા હોઈ સદ્દગત પંડિત જવાહરલાલ નેહરુના વિશ્વાસુ સાથીદારો પૈકી એક હતા. સ્વાતંત્ર્ય-સંગ્રામમાં એમણે ઉત્કટ ભાગ લીધો હતો અને અનેક વાર કારાવાસ વેઠ્યો હતો. ઉત્તર પ્રદેશની તેમજ અખિલ ભારતીય કૉંગ્રેસ સમિતિઓમાં તેમણે જવાબદારીભર્યાં કામો કર્યાં હતાં. સ્વતંત્ર ભારતના નેહરુ પ્રધાનમંડળમાં તેઓ નિરાશ્રિતો અને પુનર્વસવાટ ખાતાના પ્રધાનપદે હતા. નવી દિલ્હીમાં પાર્લમેન્ટરી કામકાજનો તેમનો અનુભવ નોંધપાત્ર હતો.

૧૮ સદ્દગત શ્રી. શંકરરાવ ઊર્ફે અણ્ણા પળસુલે કોલ્હાપુરના વતની હતા. શ્રીમતી સુશીલાબેન ગ. માવળંકરના તેઓ સગા મોટા મામા થતા હતા. સુશીલાબેનનાં માતુશ્રી આક્કા પળસુલે કુટુંબમાં કન્યાઓમાં સૌથી મોટાં હતાં. પણ બધાં સંતાનોમાં સૌથી વડીલ અણ્ણા હતા. સદ્દગત અણ્ણા પળસુલે તથા તેમના નાના ભાઈ સદ્દગત ભાઉ પળસુલેની આર્થિક સ્થિતિ સાધારણ જ હતી, પણ પળસુલે કુટુંબ વત્સલ અને સંસ્કારી રહ્યું હોઈ દાદાસાહેબ જ્યારે જ્યારે કોલ્હાપુર જતા ત્યારે શ્રી પળસુલેને ઘેર જ મુકામ કરતા.

૧૯ શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત. સદ્દગત પંડિત જવાહરલાલ નેહરુનાં નાનાં બહેન તરીકે જગપ્રસિદ્ધ હોવા ઉપરાંત એમની પોતાની ભૂમિકા અને સેવાઓની રુએ પણ ખૂબ જાણીતાં છે. સ્વાતંત્ર્ય-સંગ્રામમા એમણે ઉમળકાભેર ભાગ લીધો હતો અને અનેક વાર જેલ ભોગવી હતી. તેમનાં લગ્ન રાજકોટના મહારાષ્ટ્રીય કુટુંબમાં બૅરિસ્ટર રણજિત પંડિત સાથે થયાં હતાં. કમભાગ્યે, બૅરિસ્ટર પંડિત અકાળે ચાલ્યા ગયા. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત ઉત્તર પ્રદેશમાંના પ્રથમ કૉંગ્રેસી પ્રધાનમંડળમાં (સને ૧૯૩૭ થી સને ૧૯૩૯) પ્રધાનપદે હતાં. સ્વતંત્ર ભારતનાં પ્રારંભનાં અનેક વર્ષો સુધી તેમણે વિદેશમાં ભારતીય પ્રતિનિધિ અને રાજદૂત તરીકે નોંધપાત્ર કામગીરી કરી. રશિયા, અમેરિકા અને બ્રિટનમાં તેઓ ભારતનાં રાજદૂત તરીકે રહ્યાં હતાં. સંયુક્ત રાષ્ટ્રસંઘ – United Nations–ની સામાન્ય સભા–The General Assembley–નું પ્રમુખપદ પણ શ્રીમતી પંડિતે એક વર્ષ માટે સંભાળ્યું હતું. વિદુષી, કલારસિક અને સંસ્કારી, તથા રાજકાજ અને પાર્લમેન્ટરી બાબતોનાં જાણકાર અને અનુભવી એવાં શ્રીમતી પંડિતે ભારતમાં પાછાં આવીને મહારાષ્ટ્રનું ગવર્નર-

નિવૃત્ત જીવન ગુજારે છે. એમણે પોતાની આત્મકથા બે મોટા ખંડમાં લખીને પ્રસિદ્ધ કરી છે. (Full Circleએ એક ખંડનું મથાળું છે.) વિયેટનામ વિષે પણ એમણે બેએક વર્ષ પર એક નાનકડું પુસ્તક લખીને સદર વિકટ સમસ્યાનો ઉકેલ વિગતે સૂચવ્યો છે.

૪ શ્રીયુત કે. સંથાનમ્. ભારતના જાણીતા બંધારણવિદ અને નામાંકિત લેખક અને વિવેચક. વર્ષો સુધી શ્રી સંથાનમે નવી દિલ્હીમાં 'The Hindustan Times' દૈનિક પત્રમાં વિવેચક તરીકે અને એ પત્રના તંત્રી વિભાગમાં તથા પાછળથી એના તંત્રી તરીકે પણ નોંધપાત્ર કામગીરી બજાવી હતી. એક ઉદ્યમી, સહૃદયી, નિરંતર અભ્યાસી તરીકે તેઓ જાણીતા છે. બંધારણ સભાના સભ્ય તરીકે તેઓ ચૂંટાયા હતા અને બંધારણ ઘડવા માટેની ખરડા સમિતિમાં પણ એક સભ્ય તરીકે તેમની વરણી થઈ હતી. The Constitution of India નામનું એમનું પુસ્તક નવી દિલ્હીથી 'હિંદુસ્તાન ટાઈમ્સે' પ્રગટ કર્યું છે અને તે એક ઉપયોગી આધારગ્રંથ તરીકે વંચાય છે. પાછળથી શ્રી સંથાનમ્ વિંધ્ય પ્રદેશના લેફ્ટેનન્ટ ગવર્નર તરીકે થોડાં વર્ષો કામ કરતા હતા. બાદ તેમણે ભારત સરકારના બીજા નાણા પંચનું (Second Finance Commission) પ્રમુખપદ સંભાળ્યું. હાલમાં તેઓ મદ્રાસમાં રહે છે. મદ્રાસના સુપ્રસિદ્ધ દૈનિક 'The Hindu'માં તેઓ દર પખવાડિયે એક અભ્યાસપૂર્ણ લેખ અને પૃથક્કરણ કોઇ ને કોઈ અગત્યના જાહેર વાદવિવાદના મુદ્દા પર લખે છે. શ્રી સંથાનમ્ હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટના ખાસ નિમંત્રણથી તા. ૨૦ ઑક્ટોબર ૧૯૬૭ ને રોજ અમદાવાદની મુલાકાતે આવ્યા હતા. લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટમાં એમણે તે વખતે આપેલું મહત્ત્વનું વિવેચનયુક્ત પ્રવચન 'The Weaker Aspects of the Indian Constituion' ઇન્સ્ટિટ્યૂટ તરફથી પ્રગટ થયેલું છે. શ્રી સંથાનમ્ અગાઉ 'The Indian Express' (મદ્રાસ)ના તંત્રી હતા અને ભારત સરકારનાં રેલવે તથા વાહનવ્યવહાર ખાતાના રાજ્ય કક્ષાના પ્રધાનપદે પણ રહ્યા હતા. ગાંધી સ્મારક નિધિએ ગાંધી જન્મ-શતાબ્દી પ્રસંગે રચેલ અગત્યની અખિલ ભારતીય સમિતિઓ પૈકીની એક રાષ્ટ્રીય ભાવાત્મક ઐક્ય સમિતિના અધ્યક્ષ તરીકે પણ શ્રી સથાનમ્ હાલમાં કાર્ય કરી રહ્યા છે.

૫ નવી દિલ્હીમાં પાર્લમેન્ટ હાઉસ બ્રિટિશ અમલ દરમિયાન બંધાયું તેની ગોળાકાર ઇમારતના ત્રણ મુખ્ય સભાગૃહોમાં પહેલાના વખતમાં વડી ધારાસભા (Central Legislative Assembly), રાજસભા (Council of State) તથા દેશી રજવાડાંઓના રાજાઓની ચેમ્બરની સભા (Princes' Chamber)ની બેઠકો મળતી. ભારત સ્વતંત્ર થતાં, સંસદની બેઠકો વડી ધારાસભાના ગૃહમાં મળવા લાગી અને Princes' Chamberના ગૃહમાં સુપ્રિમ કોર્ટ બેસવા લાગી. સમવાય પાર્લમેન્ટનું બીજું ગૃહ–રાજ્ય સભા (Council of States) નિર્માણ થતાં તેની બેઠકો રાજસભાના ગૃહમાં મળવા લાગી. અગાઉ વિદેશી મહેમાનોનાં વ્યાખ્યાનો રાજસભાના ગૃહમાં થતાં હતાં તે પાછળથી પાર્લમેન્ટ ગૃહના મધ્યસ્થ હૉલ (Central Hall)માં યોજાવા લાગ્યા. બંધારણ સભા (Constituent Assembly of India, જે ટૂંકાણમાં Consembly તરીકે ઓળખાય છે) ની બેઠકો આ મધ્યસ્થ ખંડમાં મળતી હતી [તા. ૯ ડિસેમ્બર ૧૯૪૬ થી તા. ૨૬ નવેંબર ૧૯૪૯], અને તે વખતે ભારતની કામચલાઉ પાર્લમેન્ટ વડી ધારાસભા ગૃહમાં મળતી હતી.

૬ સદ્‌ગત શ્રી એચ. સી. દાસપ્પા. મહિસૂરના આગેવાન કૉંગ્રેસ કાર્યકર અને નેતા. ભારત સરકારના વેપાર ખાતામાં તેઓ પ્રધાનપદે હતા. એમનાં પત્ની શ્રીમતી યશોધરમ્મા દાસપ્પા સન્નિષ્ઠ અને સંસ્કારી લોકસેવિકા તથા આગેવાન સ્ત્રી કાર્યકર છે. કસ્તુરબા અને ગાંધી સ્મારક ફંડોનાં કાર્યોમાં શ્રીમતી યશોધરમ્મા સક્રિયપણે સંલગ્ન રહ્યાં છે. સદ્‌ગત શ્રી દાસપ્પા વિદ્યાવ્યાસંગી હતા અને કલા તથા સંસ્કારના શોખીન હતા. પોતે હસમુખા અને સુંદર સ્વભાવના હતા.

૨૬ શ્રી જિતેન્દ્ર મહેતા. અમદાવાદના એક સામાજિક ને રાજકીય કાર્યકર છે. અગાઉ તેઓ પ્રજાસમાજવાદી પક્ષમાં અગ્રણી હતા; હવે કૉંગ્રેસમાં તેઓ જોડાયા છે. અમદાવાદની કૅન્સર સોસાયટી અને હૉસ્પિટલ ઊભી કરવામાં શ્રી જીતુભાઈએ ખૂબ મહત્ત્વની અને આગળ પડતી કામગીરી બજાવી છે. વર્ષો સુધી શ્રી જીતુભાઈ Indian Council of World Affairsની અમદાવાદ શાખાના મંત્રીપદે હતા.

૨૭ સદ્‌ગત શ્રી નૃસિંહપ્રસાદ કાલિદાસ ઊર્ફે નાનાભાઈ ભટ્ટ. લોકભારતી, આંબલા (સૌરાષ્ટ્ર)ના સર્જક. તેઓ એક નામાંકિત કેળવણીકાર હતા. સૌરાષ્ટ્ર સરકારમાં શિક્ષણ પ્રધાન તરીકે એમણે કાર્ય કરેલું. શિક્ષણના વિવિધ પ્રશ્નો અંગેની એમની સૂઝ અને સમજ અનેરી હતી. તેઓ એક આદર્શ 'બ્રાહ્મણ' હતા. 'કોડિયું' માસિકના સંપાદક તરીકે અને અન્યથા એમણે ઘણું લેખન-ચિંતન કરેલું પ્રગટ થયું છે. તેઓ વિદ્વાન, સંસ્કારી અને અનુભવી વ્યવહારપુરુષ હતા.

૨૮ શ્રી ઉદયન ચિનુભાઈ બૅરોનેટ. બીજા સર ચિનુભાઈ માધવલાલ (શ્રી ગિરજાપ્રસાદ)ના જ્યેષ્ઠ પુત્ર. અમદાવાદ અને ભાવનગરમાં તેમનો વેપાર વ્યવસાય છે. રમતગમત (ખાસ કરીને ક્રિકેટ), નિશાનબાજી, વગેરેમાં તેમને ઊંડો રસ હોઈ એમાં તેમણે એશિયન અને આંતરરાષ્ટ્રીય કક્ષાઓ પર નામના મેળવી છે. ગુજરાત હોમ ગાર્ડ્ઝના તેઓ વડા છે.

૨૯ શ્રી જ્યોતિન્દ્ર દવે. ગુજરાતના સુપ્રસિદ્ધ સાહિત્યકાર અને અજોડ હાસ્યકાર. તેમના વિનોદી લેખો, ભાષણો, કટાક્ષો નાનામોટા સહુને સુપરિચિત છે. ગુજરાતના આધુનિક સમર્થ સાહિત્ય-સંસ્કાર સેવકો પૈકી તેઓ એક હોઈ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદે પણ તેઓ હતા. અત્યારે શ્રી જ્યોતિન્દ્રભાઈ કચ્છમાં માંડવી ગામમાં આર્ટ્સ કૉલેજના આચાર્યપદે છે અને ગુજરાતીના પ્રાધ્યાપક તરીકે પણ ત્યાં કાર્ય કરે છે. એમનાં અનેક ગુજરાતી પુસ્તકો પ્રગટ થયેલાં છે.

૩૦ શ્રી ધીરુભાઈ વૈષ્ણવ. જૂનાગઢના મૂળ વતની. દસકાઓ સુધી એમણે વિવિધ હાઈસ્કૂલોમાં શિક્ષક અને પછી આચાર્ય તરીકે નોંધપાત્ર સેવાઓ આપી છે. અંગ્રેજી અને ફ્રેંચ ભાષાઓનો તેમનો અભ્યાસ સારો એવો રહ્યો છે. અત્યારે તેઓ નિવૃત્ત છે. શ્રી વૈષ્ણવસાહેબ શેઠ ચિ. ન. વિદ્યાવિહારમાં ૧૯૪૪–૪૫ દરમિયાન અંગ્રેજીના શિક્ષક તરીકે કાર્ય કરતા હતા.

૩૧ શ્રી હિંમતલાલ પ્રાણશંકર શુકલ. અમદાવાદના એક નામાંકિત અને વયોવૃદ્ધ વકીલ. કાયદાનું એમનું જ્ઞાન તથા વકીલાતનો એમનો અનુભવ વિશાળ છે. સૌરાષ્ટ્ર હાઈ કોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિ તરીકે તેમણે કામગીરી બજાવી હતી. ગુજરાત યુનિવર્સિટીની સિન્ડીકેટ-સેનેટ, વગેરેમાં પણ તેઓ યુનિવર્સિટીનાં પ્રારંભનાં વર્ષોમાં સક્રિય રહ્યા હતા. અમદાવાદ અને ગુજરાતના તેમણે કેટલાક જાહેર પ્રશ્નો પર બેધડકપણે અને છટાથી મત-પ્રદર્શન કર્યું હતું. મહાગુજરાતની ચળવળમાં તેઓ એક અગ્રણી હતા.

૩૨ શ્રી સૌ. હંસાબેન મહેતા. ગુજરાત અને ભારતનાં એક અગ્રણી સ્ત્રી-કાર્યકર અને નેતા. વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પ્રથમ ઉપકુલપતિ તરીકેની તેમની કામગીરી નોંધપાત્ર રહેશે. સંયુક્ત રાષ્ટ્રસંઘના માનવ-હક્ક પંચ–Human Rights Commission–માં તેમણે વર્ષો સુધી ભારતીય પ્રતિનિધિ તરીકે કામ કરેલું. થોડાં વર્ષ તેઓ પાર્લમેન્ટનાં સભ્ય હતાં, અને દાદાસાહેબની આગેવાની હેઠળના એક પ્રતિનિધિ મંડળનાં સભ્ય તરીકે બ્રિટન અને યુરોપના પ્રવાસે પણ ગયાં હતાં. તે ઉપરાંત શ્રીમતી હંસાબેને દેશમાં અને વિદેશોમાં અનેક પ્રવાસો ખેડેલા છે. અખિલ ભારતીય મહિલા પરિષદ, સમાજ કલ્યાણ સંસ્થા, વગેરે અનેક સંસ્થાઓ સાથે તેઓ નિકટપણે જોડાયેલાં છે. એમના પતિ ડૉ. જીવરાજભાઈ મહેતાના લંડનમાંના હાઈ કમિશ્નરપદ દરમિયાન હંસાબેને બ્રિટનમાં તાજેતરના વર્ષોમાં ગણનાપાત્ર કાર્ય બજાવ્યું છે.

સ્થિત રીતે, અભ્યાસપૂર્ણ રીતે અને ધ્યેયવાદથી પ્રેરાઈને રજૂઆત તથા હિમાયત કરતા.

૧૩ સદ્‌ગત જસ્ટીસ હરિલાલ કણિયા. ગુજરાતના આ મહાન ન્યાય વિશારદ નવી દિલ્હીમાં સર્વોચ્ચ અદાલતમાં ન્યાયાધીશ હતા અને ભારત સ્વતંત્ર બનતાં સુપ્રિમ કોર્ટના પ્રથમ મુખ્ય ન્યાયમૂર્તિ બન્યા હતા. કાયદા તથા ન્યાયશાસ્ત્રનો એમનો અભ્યાસ અને અનુભવ બહોળો હતો. સ્વરાજનો ઉદય થયો ત્યારે ભારતના પ્રથમ ગવર્નર જનરલ તરીકે લૉર્ડ માઉન્ટબૅટનની વરણી સ્વતંત્ર ભારત સરકારે કરી અને એ હોદ્દાના સોગન લૉર્ડ માઉન્ટબૅટનને જસ્ટિસ કણિયાએ લેવડાવ્યા. તે વખતના રાજ-દરબારમાં સર હરિલાલ કણિયા એમના માથા પરની લાલ સુંદર પાઘડીથી સવિશેષ તરી આવતા હતા.

૧૪ કોંકણમાં રત્નાગિરી જિલ્લામાં સંગમેશ્વર તાલુકામાં માખજન ગામ પાસેની ટેકરી ઉપર માવળંગે ગામ આવેલું છે. માવળંકર કુટુંબનું આ મૂળ વતન છે. માવળંકર–સરદેસાઈ કુટુંબનો ઇતિહાસ લેખિત દસ્તાવેજો અને સ્પષ્ટ આધાર–પુરાવાઓને અનુ-સરીને ત્રણ ખંડમાં મરાઠી ભાષામાં પ્રગટ થયેલો છે એ મુજબ માવળંકર અને સરદેસાઈ બન્ને કુટુંબો મૂળ એક જ વંશનાં હોઈ છેક ઈ. સ. ૧૦૦૦ ની આસપાસ સુધીની એમની સમગ્ર વંશાવળી નિશ્ચિત જાણવા મળી છે. શ્રી નૃસિંહ ભટ્ટ સત્યવાદી સને ૧૦૦૦ના અરસામાં માવળંગે ગામમાં રહ્યા તે આ કુટુંબના જ્ઞાત આદિ પુરુષ છે.

માવળંગે ગામમાં વસતિ બહુ થોડાં ઘરોની છે અને પ્રદેશ પૂરેપૂરો ગરીબ છે. ખેતીની માંડ થોડી આવક પર ત્યાંના લોકોને નભવું પડે છે. માવળંગે ગામમાં માવળંકર–સરદેસાઈ કુટુંબનાં કુલદૈવત શ્રી લક્ષ્મી-નૃસિંહની પ્રતિષ્ઠાપના નવેસરથી સરસ એક મંદિર બંધાવીને એમાં કરાઈ છે. ઐતિ-હાસિક પરંપરા અને કૌટુંબિક ભાવના તથા કુલ-દેવતાનું મધુર સ્મરણ કરવાની દૃષ્ટિએ આ મંદિર ઊભું કરાયું છે. એમાં એક નાનકડો સભામંડપ પણ રચવામાં આવ્યો છે. આવું મંદિર ઊભું કરવાની પહેલ કરનારા થોડા અગ્રણીઓમાં દાદાસાહેબ હતા અને મંદિર પેટે કુલ ખર્ચ થયું તેનો ઠીકઠીક હિસ્સો દાદાસાહેબે આપ્યો હતો.

માવળંગે ગામમાં કે કોંકણમાં કે મહારાષ્ટ્રમાં ક્યાંય દાદાસાહેબ માવળંકરની કે એમના કુટુંબી-જનોની જમીન કે મકાન કે કોઈ મિલકત પહેલેથી નથી. એકમાત્ર અપવાદ તે પૂનામાં ટિળક મહારાષ્ટ્ર વિદ્યાપીઠની યોજના હેઠળનો એક નાનો પ્લૉટ દાદાસાહેબે તે વિદ્યાપીઠના કાર્યકરમિત્રોના આગ્રહથી ખરીદ્યો તે છે. પણ એમાં કોઈ મિલકત ઊભી કરવાની કે ઉપભોગવાની કશી ગણતરી દાદાસાહેબની નહોતી એ દેખીતું છે.

માવળંગે દેવાલયમાં નિત્ય પૂજા, વગેરેની વ્યવસ્થા માવળંકર–સરદેસાઈ કુટુંબીજનોએ કરી હોવા ઉપરાંત ત્યાં દર વર્ષે એપ્રિલ–મે મહિનાઓમાં શ્રી નૃસિંહ જયંતી જે દિવસે આવે છે ત્યારે કંઈક મોટા પાયા ઉપર પૂજા અને ઉત્સવ થાય તથા દર ત્રણ વર્ષે માવળંકર–સરદેસાઈ કુટુંબીજનોનું કૌટુંબિક સ્નેહમિલન માવળંગે ગામમાં યોજાય એવી ઉમેદ રહી છે. બધાં જ કુટુંબીજનો દર વખતે આવા ત્રિવાર્ષિક સંમેલનમાં હાજર રહે જ એવું બનતું નથી અને ક્યારેક બે સંમેલનો વચ્ચેનો સમયગાળો લંબાય પણ છે.

૧૫ ઉપર જણાવ્યું તેમ, માવળંકર–સરદેસાઈ કુટુંબનો ઇતિહાસ ત્રણ ખંડમાં પ્રસિદ્ધ થયો અને તે મુખ્યત્વે કોલ્હાપુરના શ્રી ગોવિંદ સખારામ ઉર્ફે દાદા-સરદેસાઇએ લખ્યો. એ હવે અપ્રાપ્ય છે. ત્રણે ય ખંડો પરથી સંપાદિત સંક્ષિપ્ત અને સુધારેલી વધા-રેલી નવી આવૃત્તિ એક જ મોટા ગ્રંથાકારે એપ્રિલ ૧૯૬૧ માં પ્રગટ થઈ છે. આ નવા ગ્રંથના લેખક શ્રી વામનરાવ સરદેસાઈ છે. સદ્‌ગત પંડિત જવાહરલાલ નેહરુનો ટૂંકો પણ ભાવવાહી આમુખ અંગ્રેજીમાં લખાયેલો આ નવી આવૃત્તિમાં પ્રગટ થયો છે, અને તેમાં પંડિતજીએ દાદાસાહેબનો ગૌરવપૂર્ણ શબ્દોમાં ઉલ્લેખ કરેલો છેઃ–

PRIME MINISTER'S HOUSE
NEW DELHI
13, April 1960

It was a happy idea to trace the his-

શહેરની ડઝનબંધ સંસ્થાઓ સાથે તેઓ પ્રમુખ યા મંત્રી તરીકે જોડાયેલા હતા. સદ્‌ગત શ્રી ભોગીલાલ લાલાકાકાના તેઓ સુપુત્ર. વૃદ્ધ પિતાની હયાતિમાં જ જુવાન અને કાર્યશીલ પુત્ર અર્જુન લાલાનું અકાળ અવસાન થયું હતું.

૪૦ મફતલાલ ગગલભાઈ સાયન્સ ઇન્સ્ટિટ્યૂટ, અમદાવાદ, એ સંસ્થા ગુજરાતની એક અગ્રણી વિજ્ઞાન કૉલેજ છે. સદ્‌ગત શેઠ નવીનચંદ્ર મફતલાલ તથા તેમના કુટુંબીજનોએ આપેલા આશરે સાડાસાત લાખના બાદશાહી દાન વડે સ્થપાયેલી આ કૉલેજ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના ઉપક્રમે ચાલે છે. એનું ઉદ્‌ઘાટન સને ૧૯૪૬માં ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણને કર્યું હતું. કૉલેજનું મકાન આલીશાન અને સગવડભર્યું હોઈ એની પ્રયોગશાળાઓ સાધનસંપન્ન છે. એનાં પ્રારંભિક વર્ષોમાં અધ્યાપકગણ ખૂબ ઊંચી ગુણવત્તા ધરાવનારો હતો અને અનેક નવી વિજ્ઞાન કૉલેજોના આચાર્યો આ અધ્યાપકગણમાંથી પસંદગી પામીને નિયુક્ત થયા છે.

૪૧ ગુજરાત કૉલેજ અમદાવાદની જૂનામાં જૂની અને સરકારી કૉલેજ છે. એનાં ૮૩ વર્ષ પૂરાં થયાં. આર્ટ્સ અને સાયન્સ બન્ને વિદ્યાશાખાઓમાંના અનેક વિષયોનું શિક્ષણ આ કૉલેજમાં અપાય છે. ૧૯૩૭ની સાલમાં એલ. ડી. આર્ટ્સ કૉલેજ સ્થપાઈ ત્યાં સુધી અમદાવાદમાં ઉચ્ચ શિક્ષણ માટે એકમાત્ર જોગવાઈ ગુજરાત કૉલેજમાં જ હતી. દાદાસાહેબ ગુજરાત કૉલેજમાં જ (સને ૧૯૦૪થી સને ૧૯૦૯) ભણ્યા હતા અને બી.એ.ની પદવી એમણે ઉચ્ચ ગુણવત્તા સાથે મેળવીને કૉલેજના દક્ષિણ ફેલો તરીકે એક વર્ષ અધ્યાપન કાર્ય કર્યું હતું. દાદાસાહેબે આચાર્ય આનંદશંકર ધ્રુવ, પ્રોફેસર કૉમિસરિયેટ, વગેરે વિદ્વાન પ્રાધ્યાપકોના હાથે ઉચ્ચ શિક્ષણ લીધું હતું. વર્ષો પછી ઈ. સ. ૧૯૨૯માં ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓની ઐતિહાસિક હડતાલ પ્રસંગે દાદાસાહેબ વિદ્યાર્થી વર્ગના સલાહકાર અને એક આગેવાન તરીકે હતા એ પણ એક નોંધપાત્ર બનાવ કહેવાય.

૪૨ શ્રી નરેન્દ્ર રવિશંકર રાવળ. ગુજરાતના કલાગુરુ શ્રી. રવિશંકર મ. રાવળના આ સુપુત્ર કલા અને ફોટોગ્રાફીમાં પ્રવીણ છે. એમણે દાદાસાહેબના કેટલાક સુંદર ફોટા પાડેલ છે.

૪૩ સદ્‌ગત શ્રી નરહરિભાઈ દ્વારકાદાસ પરીખ. ગાંધીજીના એક અંતેવાસી. નવજીવન, 'યંગ ઇન્ડિયા' તથા હરિજન પત્રોમાં તેઓ લખતા. ગાંધીજીના રહસ્ય મંત્રી તરીકે પણ તેમણે સદ્‌ગત શ્રી મહાદેવભાઈ દેસાઈ જોડે કામ કર્યું હતું. સાબરમતીનો હરિજન આશ્રમ, નવજીવન પ્રકાશન મંદિર, ગુજરાત વિદ્યાપીઠ, વગેરે સંસ્થાઓ સાથે નરહરિભાઈ ઉત્કટપણે સંકળાયેલા હતા અને ગુજરાતની વિવિધ રચનાત્મક પ્રવૃત્તિઓ સાથે પણ એવા જ જોડાએલા હતા. સાહિત્ય અને સંસ્કારની પ્રવૃત્તિઓનો એમનો શોખ અને વ્યાસંગ જબરો હતો. એમના અનેક ગ્રંથો પ્રગટ થયા છે તે પૈકી 'માનવ અર્થશાસ્ત્ર' અને 'સરદાર વલ્લભભાઈ પટેલનું જીવનચરિત્ર' વિશેષ ઉલ્લેખનીય છે.

૪૪ શ્રી કે. જી. પ્રભુ. અમદાવાદ મિલિટરી ઍન્ડ રાયફલ ટ્રેનિંગ એસોસિયેશનના એક પ્રણેતા અને એના સક્રિય કાર્યકર ચાલુ રહ્યા છે.

૪૫ શ્રી રમણલાલ સોની મોડાસા (સાબરકાંઠા જિલ્લો) માં રહે છે. સાહિત્યકાર અને લેખક ઉપરાંત સન્નિષ્ઠ સામાજિક અને રાજકીય કાર્યકર છે. બાલસાહિત્યના સર્જક તરીકે તેઓ સવિશેષ જાણીતા છે.

*

પદ થોડાં વર્ષ સંભાળ્યું. પંડિત નેહરુના અવસાન બાદ તેમના ફુલપૂર મતદાર-મંડળમાંથી શ્રીમતી વિજ્યાલક્ષ્મી લોકસભામાં કૉંગ્રેસી સભ્ય તરીકે ચૂંટાયાં છે. કૉંગ્રેસની પાટલીઓ પર પાછલી હરોળમાં તેઓ બેસે છે અને એકંદરે તેઓ શાંત રહ્યાં છે. સદ્દગત લાલબહાદુર શાસ્ત્રીના અલ્પજીવી વડા પ્રધાન-પદ દરમિયાન એક વાર શ્રીમતી પંડિતે સરકારની અને વરિષ્ઠ નેતાઓની આકરી ટીકા કરી હતી અને તેમને સહુને 'prisoners of indecision' તરીકે વર્ણવ્યા હતા. શ્રીમતી પંડિત છટાદાર અને અસરકારક વકતા છે. દેશવિદેશમાં અનેક સ્થળે એમણે વિધિસર અને અવિધિસર અનેક વ્યાખ્યાનો આપેલાં છે. આત્મકથાનક થોડું લખાણ પણ તેમણે કરેલું છે.

૨૦ સદ્દગત મૌલાના અબુલ કલામ આઝાદ. ભારતના અતિ પ્રસિદ્ધ રાષ્ટ્રવાદી મુસ્લિમ નેતા. અનેક વર્ષો સુધી કૉંગ્રેસના એક બુઝર્ગ આગેવાન તથા પ્રમુખ હતા. સ્વતંત્ર ભારતમાં નેહરુ પ્રધાનમંડળમાં તેઓ શિક્ષણ-પ્રધાન હતા. મૌલાનાસાહેબ પાર્લમેન્ટમાં હમેશાં ઉર્દૂમાં અતિ પ્રભાવક શૈલીમાં જવાબો ને ભાષણો આપતા. પાર્લમેન્ટમાં તેમની હાજરી જો કે પ્રસંગોપાત્ત જ રહેતી. તેઓ નવી દિલ્હીમાં ૧૯, અકબર રોડ પર રહેતા હતા. મરહૂમ મૌલાના-સાહેબ સદ્દગત પંડિત નેહરુના અતિ આદરણીય અને વિશ્વાસુ સલાહકાર તથા સાથીદાર હતા. મૌલાના-સાહેબનું આત્મચરિત્ર-India Wins Freedom-પ્રગટ થયું હોઈ તેમાંનાં અનેક વિધાનો વિવાદાસ્પદ પણ બન્યાં છે. મૌલાના સાહેબ ઉર્દૂ, અરેબિક અને પર્શિયન ભાષાઓના પ્રકાંડ વિદ્વાન અને પંડિત હતા. એમનું લેખન, વાચન તથા એમનો સાહિત્ય-કલા વ્યાસંગ વ્યાપક હતાં. મૌલાનાસાહેબ-નું સુંદર જીવનચરિત્ર અંગ્રેજીમાં સદ્દગત મહાદેવ દેસાઈ લિખિત પ્રગટ થયેલું છે અને તેમાં ગાંધીજી-એ આમુખ લખેલો છે.

૨૧ સદ્દગત શ્રી યશવંત પંડચા. નવી દિલ્હીમાં તેઓ વ્યવસાય અર્થે રહેતા હતા. ગુજરાતી ભાષા અને સાહિત્યમાં એમને ઊંડી રુચિ હતી. એમનાં કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ છે. તેઓ મૂળ ભાવનગરના વતની હતા.

૨૨ શ્રી જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ નવજીવન પ્રકાશન મંદિર ટ્રસ્ટ, અમદાવાદના મેનેજિંગ ટ્રસ્ટી તરીકે વર્ષો સુધી રહ્યા હતા. હવે તેઓ નિવૃત્ત જીવન ગાળી રહ્યા છે. વર્ષોથી એમની તબિયત નાદુરસ્ત રહી છે.

૨૩ ડૉ. રામચંદ્ર જી. સોમણ અમદાવાદમાં નવજીવન પ્રકાશન મંદિરમાં તેઓ કાર્યકર હતા. હવે નિવૃત્ત છે. મજૂર પ્રવૃત્તિ વિષેનો એમનો અભ્યાસ ઊંડો હોઈ એ વિષે એમણે એક સુંદર, મોટો અભ્યાસ ગ્રંથ લખ્યો છે.

૨૪ શ્રી સૌ. સુશીલાબાઈ ઊર્ફે શાંતાબાઈ મોહિલે. મરાઠી સાહિત્યનાં તેઓ ઊંડા અભ્યાસી છે. થોડાં વર્ષ એમણે મરાઠી ભાષાનું અધ્યાપન કાર્ય પણ અમદાવાદમાં કરેલું. અમદાવાદની મરાઠી ભાષી વિવિધ સંસ્થાઓમાં તેઓ અગ્રેસર રહ્યાં છે અને ભદ્ર ભગિની સમાજ અને મહારાષ્ટ્ર સમાજનાં પ્રમુખ તરીકે પણ એમણે કાર્ય કર્યું છે. અમદાવાદના સુપ્રસિદ્ધ ડૉ. જી. બી. મોહિલેનાં તેઓ પત્ની છે. ડૉ. મોહિલે પણ મહારાષ્ટ્ર સમાજ, આદિ સંસ્થાઓ ઉપરાંત અમદાવાદની મેડિકલ સોસાયટી, ડાયાબિટિસ એસોસિયેશન, વગેરેમાં સક્રિય કાર્ય કરે છે અને આગેવાનીભર્યો ભાગ લે છે. અમદાવાદના ચાંદ્રસેનિય કાયસ્થ પ્રભુ (સી. કે. પી.) સમાજના ડૉ. મોહિલે અગ્રણી છે.

૨૫ ડૉ. હરિ ગોવિંદ જાંભેકર. અમદાવાદમાં ભદ્રમાં તેઓ રહે છે. એલ. સી. પી. એસ. થયેલા છે. દાક્તરી વિદ્યા અને અનુભવમાં તેઓ પ્રવીણ હોવા ઉપરાંત સમાજસેવાનાં વિવધ કામો પણ વર્ષોથી તેઓ ઉમંગ સાથે કરે છે. ભદ્રની વસંત વ્યાયામશાળા, અમદાવાદ વ્યાયામ મહામંડળ, આદિ સંસ્થાઓમાં ડૉ. હરિભાઉ જાંભેકર સક્રિય રસ લે છે અને શારીરિક શિક્ષણ તથા રમતગમત માટે તેઓ ખૂબ આગ્રહ દર્શાવે છે.

એક–બે પ્રસંગો વર્ણવું તે પહેલાં મારી જાતને સવાલ પૂછવા મારું મન લલચાય છે. મારી નજરે 'લોકશાસન' શબ્દ કયા ગુણોનું સૂચન કરે છે? જો એનો અર્થ લોકોની ઇચ્છાનું નિશ્ચિત વિધાન હોય તો મહાત્માજીના પ્રભાવને બહુજન સમુદાયના અંધશ્રદ્ધાભર્યા અથવા વિચાર્યા વગરના ટેકરૂપે ઓળખાવવામાં હું સાચો છું ને? હું માની લઉં છું તેટલા તેઓ અંધશ્રદ્ધાળુ અને વિચાર નહિ કરનારા હોય તો તેઓ મને કે મારા જેવા બીજાને—જેઓ પોતાને બુદ્ધિશાળી કહેવડાવે છે તેમને—શા માટે અનુસરતા નથી? એવું તે શું છે કે જે મહાત્માને લોકમાનસ ઉપર સત્તા ચલાવવા અને લોકબળને કામે લગાડવા તેમને શક્તિ અને પ્રભાવ આપે છે? આ પ્રભાવ કોઈ અકસ્માત કે નસીબ સંજોગ છે? લોક-ઇચ્છાના તે પોતે જ એકમાત્ર સર્જક છે? અને, તેથી જ શું તે પોતાની મરજી પ્રમાણે તેનો ઉપયોગ કરવા શક્તિમાન છે? અથવા શું તે લોકાભિલાષનો આવિર્ભાવ પણ છે? અને તેથી જ શું તે તેના પ્રતિનિધિ છે? કોઈનું પણ પ્રતિનિધિત્વ ધરાવ્યા સિવાય જ તે અધિકાર ચલાવે છે? અથવા તે કોઈનું પ્રતિનિધિત્વ ધરાવે છે? અને એમ હોય તો તે કોનું?

'બુદ્ધિજીવી'નો હું શો અર્થ કરું છું? મારી જાતને બુદ્ધિજીવીઓના વર્ગમાં મૂકી અને બીજાઓને આમજનતાના જૂથ રૂપે જુદા પાડી હું શા માટે મારી જાતને બીજાઓથી અલગ પાડું છું? માનવજાતને આવાં ભિન્ન જૂથોમાં વહેંચી નાખવાની વ્યવસ્થા માટે જો કોઈ પણ વ્યક્તિ વસ્તુતઃ આવી કોઈ ન્યાયતા સ્વીકારી લે તો શું આવા વર્ગીકરણ માટે કોઈ નિશ્ચિત કસોટીઓ છે? 'પ્રજાનો અવાજ પ્રભુનો અવાજ છે' એ સુપરિચિત લોકપ્રિય ઉક્તિ છે અને સામાન્ય રીતે લોકપ્રિય લોકોક્તિઓની જેમ એ પણ માનવ-જાતના અનુભવનો નિચોડ રજૂ કરે છે; અને તેમ છતાં જનસમુદાય ભૂલો કરે, અને એ રીતે સર્વોત્તમ બુદ્ધિજીવીઓ પણ ભૂલ કરે.

બીજું પાસું: બુદ્ધિજીવી વર્ગનું પ્રતિનિધિત્વ કરતો અને તેમાંનો એક હોવાનો દાવો કરતો હું જો એમ માનું કે 'જનસમુદાય ગધેડો છે' તો હું 'લોકશાહી'ને ટેકો આપું ત્યારે હું શું સમજતો હોઉં છું? લોકસંમતિ સિવાય થોડાકનું શાસન એમ સૂચવવાનું મારું પ્રયોજન છે? અથવા જેટલે અંશે તેઓ મારી સાથે સંમત થાય તેટલે અંશે હું તેમને વિચાર કરનારા માનું છું, અને મતભેદની બાબતમાં બિનવિચારક માનું છું? આમ, જનતાની પ્રકૃતિ અને શક્તિ પરત્વેના મારા આ પ્રકારના મંતવ્યને લીધે લોકશાહીના સ્વરૂપનું સુમંગત અને સાચું લાગે તેવું વર્ણન આપવું મને મુશ્કેલીભર્યું લાગે છે.

તો પછી 'લોકશાહી' એટલે શું? 'બહુમતીનું રાજ્ય' એ જ તાબડતોબ જવાબ છે. વિરોધાભાસી લાગે તેમ છતાં હું પૂછું છું કે 'માથાં ગણવાં' તે? આનો ઉત્તર પણ 'હકાર' અને 'નકાર' બંનેમાં છે. અંશતઃ હકારમાં અને અંશતઃ નકારમાં. નિભાવ, આબાદી અને પ્રગતિના હિતમાં આવશ્યક એવી કેટલીક ગણતરી પ્રમાણે જો બહુમતી વર્તે તો હકારમાં; અને સામાજિક એકતા અને અખંડિતતાના પરિબળ તરીકે નહિ પણ સ્ટીમ-રોલર–સંપીડક તરીકે વર્તે તો નકારમાં.

લોકશાહી એ સાધ્ય નથી. સાધ્યનું એ એક સાધન છે. આખરી ધ્યેય તો માનવીની શાંતિ, આબાદી અને પ્રગતિ છે. કોઈ વાર ઉપકારક આપખુદી આખરી ધ્યેય તરફ વધારે જલદી લઈ જાય; અને લોકશાહીઓ કોઈ વાર પીડાપ્રદ–અતિ ક્રૂર પણ હોય, અને એના ધ્યેયને નિષ્ફળ બનાવવા તરફ પણ વળે. બધી માનવસંસ્થાઓની જેમ લોકશાહીને પણ એની પોતાની અધુરપો હોય છે અને તે સંપૂર્ણ નથી હોતી. તે સંપૂર્ણ હોઈ શકે પણ નહિ અને તેમ છતાં ય ધ્યેયને હાંસલ કરવાનાં અત્યાર સુધી વિચારાયેલાં બધાં જ સાધનોમાં તે ઉત્તમ છે એવી આશાથી એને મેળવવા પ્રયત્નો કરવામાં આવે છે.

એટલે, આદર્શ લોકશાહી સમાજની અને માનવીની શાંતિ અને પ્રગતિનું સૂચન કરે છે. મહત્તમ વ્યક્તિ-સ્વાતંત્ર્ય, પરસ્પર શુભેચ્છા, સહિષ્ણુતા, આપ–લે, સ્નેહ, સેવા, સર્વ-સામાન્ય હિત માટે સમર્પણ, વગેરે આવશ્યક ઉપ-સિદ્ધાન્તો છે. વ્યક્તિઓના રોજિંદા જીવનમાં જેટલે અંશે આ ગુણો વ્યક્ત થાય તેટલે અંશે તેઓ સાચા લોકશાહી વાતાવરણને પોષવામાં મદદ કરે છે. સાચી લોકશાહીમાં નાગરિકો પોતાની ફરજોના સંદર્ભમાં વિચાર કરે છે, નહિ કે હક્કોના સંદર્ભમાં. એ તો દેખીતું છે કે જ્યાં

૩૩ ગુજરાત લૉ સોસાયટીની સ્થાપનામાં અને એના પ્રારંભિક દસકાઓનાં કાર્યમાં દાદાસાહેબ અગ્રેસર રહ્યા હતા. સને ૧૯૨૯માં આ સોસાયટી સ્થપાઈ હતી અને એના ઉપક્રમે અમદાવાદમાં પ્રથમ લૉ કૉલેજ—સર એલ. એ. શાહ લૉ કૉલેજ—સ્થપાઈ.

૩૪ શ્રી ગગનવિહારી લલ્લુભાઈ મહેતા. ગુજરાતના ને ભારતના એક અગ્રણી લેખક, વિચારક અને નામાંકિત અર્થશાસ્ત્રજ્ઞ. ઘણાં વર્ષો તેઓ કલકત્તામાં રહ્યા હતા. લંડન સ્કૂલ ઑફ ઈકૉનૉમિક્સ ઍન્ડ પોલિટિકલ સાયન્સમાં એમણે ઉચ્ચ શિક્ષણ સંપાદન કર્યું હતું. અમેરિકામાં ભારતના રાજદૂત તરીકે એમણે અત્યંત અસરકારક કામગીરી બજાવી હતી. હાલમાં તેઓ મુંબાઈમાં Industrial Credit and Investment Corporation of Indiaના ચેરમેન તરીકે ઉપયોગી કાર્ય કરી રહ્યા છે. પશ્ચિમ ભારતની અનેક સાંસ્કૃતિક અને સાહિત્યિક પ્રવૃત્તિઓમાં તેઓ સક્રિયપણે સંલગ્ન છે. તેમનું વ્યક્તિત્વ આકર્ષક છે. હસમુખા અને મીઠાબોલા શ્રી ગગનવિહારીભાઈ વિદ્યાવ્યાસંગી અને બહુશ્રુત વિદ્વાન છે. ગુજરાતી અને અંગ્રેજીમાં તેઓ અવારનવાર સુંદર માર્મિક લેખન-કાર્ય અને ભાષણો કરે છે. અમદાવાદની હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટના તેઓ આજીવન સભ્ય હોઈ સને ૧૯૬૦માં એમણે ઇન્સ્ટિટ્યૂટમાં આપેલ વ્યાખ્યાન Harold Laski Revisited પુસ્તકાકારે પ્રગટ થયું છે.

૩૫ સદ્‌ગત સર રમણભાઈ મહિપતરામ નીલકંઠ. ગુજરાતના આ જાણીતા સાક્ષર અને સન્નિષ્ઠ સમાજ-સેવકની જન્મ-શતાબ્દી આ વર્ષ—૧૯૬૮—માં છે. એમનું 'ભદ્રંભદ્ર' અતિશય જાણીતું છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકેની એમની સેવાઓ અને ગુજરાતની વિવિધ સામાજિક અને સાંસ્કારિક ચળવળો સાથેનો એમનો ગાઢ સંબંધ ખૂબ ગણનાપાત્ર રહ્યો છે. સદ્‌ગત સર રમણભાઈનું નાટક 'રાઈનો પર્વત' આજે પણ સરસ ભજવાય છે અને લોકચાહના મેળવે છે.

૩૬ સદ્‌ગત શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક. અર્વાચિન ગુજરાતના એક સમર્થ લેખક અને સાહિત્યકાર. 'પ્રસ્થાન' માસિકના આદ્ય તંત્રી, કવિ, વાર્તાકાર, વિવેચક અને વિદ્વાન તરીકે પાઠકસાહેબ ખૂબ જાણીતા હતા. અમદાવાદની એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક તથા ઉપાચાર્ય તરીકે તેમણે વર્ષો સુધી અધ્યાપન કાર્ય કરેલું અને થોડો વખત આચાર્ય તરીકેની સેવાઓ આપેલી. ગુજરાત વિદ્યાપીઠ અને પછીથી ગુજરાત વિદ્યાસભા સાથે તેમનો ઘનિષ્ઠ સંબંધ હતો. ગાંધીયુગના ગુજરાતી સાહિત્યફાલમાં એમનો ફાળો ખૂબ નોંધપાત્ર છે. સંસ્કૃત ભાષા પ્રત્યેની એમની અભિરુચિ અને એનું જ્ઞાન તથા દર્શનશાસ્ત્રમાંનો એમનો રસ પણ ઊંડાં હતાં. એમનું ઉપનામ 'દ્વિરેફ' હતું.

૩૭ માવળંકર કુટુંબ ગુજરાતમાં સને ૧૭૪૦ની આસપાસ આવીને વસ્યું ત્યારથી સતત ગુજરાતમાં જ આ કુટુંબનું વાસ્તવ્ય અને કાર્ય ચાલુ રહ્યું છે. દાદાસાહેબનો જન્મ વડોદરામાં થયો હતો, અને તેમનાં સંતાનોના જન્મ અમદાવાદમાં થયા હતા. બાળકોનું શિક્ષણ ગુજરાતી ભાષા દ્વારા અને નિશાળોમાં થયું. પણ લગ્ન-સંબંધ હંમેશ મરાઠીભાષી કુટુંબો સાથે રહ્યો. દાદાસાહેબના ત્રીજા પુત્ર પુરુષોત્તમે ગુજરાતની કન્યા સાથે લગ્ન કરીને કુટુંબમાં નવો ચીલો પાડ્યો. દાદાસાહેબનાં વૃદ્ધ માતુશ્રી એમના પોતાના સંસ્કારો અને કૌટુંબિક રીતરિવાજોમાં રહ્યાં—ઊછર્યાં હતાં એટલે સ્વાભાવિક જ એમને પૌત્રના આવા નિર્ણયથી પ્રથમ ખૂબ આઘાત લાગ્યો હતો પણ છેવટે પ્રેમ અને વત્સલતાનો વિજય થયો અને પૂજ્ય દાદીમા પૌત્રના લગ્નના તમામ પ્રસંગોએ જાતે હાજર રહ્યાં હતાં અને નવવધુને આશીર્વાદ આપ્યા હતા.

૩૮ સદ્‌ગત શ્રી ફીકાભાઈ પ્રેમચંદ. દક્ષિણ ગુજરાતના ને મુંબાઈના પ્રસિદ્ધ શ્રીમંત વેપારી. સુરતની કૉમર્સ કૉલેજ સાથે સદ્‌ગત સર ફીકાભાઈનું નામ અને પુણ્યસ્મરણ જોડાયેલું છે.

૩૯ સદ્‌ગત શ્રી અર્જુન લાલા. અમદાવાદ શહેર કૉંગ્રેસના એક સક્રિય કાર્યકર અને નેતા હતા.

વિચારની હોય તો મેં રાજીનામું આપવાની પણ વાત કરી હતી.

મને મારા માર્ગમાં જે મુશ્કેલીઓ રહેલી લાગી તે વિશે કૉંગ્રેસનું દૃષ્ટિબિન્દુ સાચી રીતે સમજવા માટે હું અતિ આતુર હોવાથી, અને કૉંગ્રેસના જે કેસને નકારવા હું પ્રયાસ કરી રહ્યો હતો તેને રજૂ કરતાં અજાણતાં પણ મારા મતદારો મારાથી ગેરરસ્તે ન દોરાઈ જાય તે માટે હું આતુર હોવાથી, મારા નિવેદનનાં પ્રૂફ લઈને હું મહાત્માજી પાસે ગયો. અને તે ઉપર નજર નાખી જઈ સુધારા સૂચવવા મેં તેમને વિનંતી કરી.

એમના હંમેશના લાક્ષણિક સ્મિત સાથે તેમણે કાગળોનો વીંટો લીધો અને એને જોઈ જઈ સૂચના કરી કે એ બહુ લાંબું (લખાણ) છે અને એને ટૂંકાવી શકાય. મેં કહ્યું કે મારાથી બને તેટલું ટૂંકાણમાં પતાવવા મેં પ્રયાસ કર્યો હતો અને એથી વધારે ટૂંકું મારાથી થઈ શકે તેમ ન હતું. ત્યાર પછી તેમણે નિવેદન એક પછી એક મુદ્દાવાર વાંચવા માંડ્યું, અને એમને ક્યાં ક્યાં મારી ભૂલ થતી લાગી તે મને સમજાવ્યું. દરમ્યાન હું તેમને ખૂબ ધ્યાનપૂર્વક સાંભળતો હતો. આશરે પોણો કલાક તેમણે સ્પષ્ટીકરણ કર્યા પછી એ નિવેદન વિશે અમારી વચ્ચે વાતચીત શરૂ થઈ. અલબત્ત, એ વાતચીત ગુજરાતી ભાષામાં હતી અને અહીં હું એને સંવાદરૂપે રજૂ કરું છું. ભાષા સંપૂર્ણપણે મારી છે, પણ ભાવાર્થ સાચી રીતે રજૂ કરવામાં આવ્યો છે.

મહાત્મા ગાંધીજી: 'ઠીક, માવળંકર! તમે હવે ક્યાં છો?

માવળંકર: 'જ્યારે મેં શરૂઆત કરી હતી ત્યારે હું હતો ત્યાં જ!'

એટલે મહાત્માજી હસી પડ્યા અને બોલ્યા: 'તો પછી હમણાં હું મારી વાત તમારે ગળે ઉતારી શકું એમ નથી. કેટલીક વાર દલીલનું સ્થાન શ્રદ્ધા પછી હોય છે.' કુદરતી રીતે જ હું એવો હતોત્સાહ બની ગયો કે હું તેમની આંખ સામે આંખ માંડી શક્યો નહિ.

મહાત્માજી: 'હવે તમે શું કરવા ઇચ્છો છો?'

માવળંકર: 'હું દિલગીર છું. જ્યારે આપ આટલા બધા અગત્યના કામમાં રોકાયેલા હતા ત્યારે મારે આપનો કિંમતી સમય આટલો બધો બગાડવો નહોતો જોઈતો. મને આપને માટે માન છે તેથી, અને જાહેર જીવનના આપના લાંબા અનુભવને લીધે આપની અનુમાન-શક્તિમાં મને શ્રદ્ધા છે તેથી, મારી જાતને સાચી પાડવાની તક પકડવા જવા કરતાં હું આપની સાથે રહી ભૂલ કરવાનું વધારે પસંદ કરું છું. આપ સૂચવો તે પ્રમાણે હું નિવેદનમાં ફેરફારો કરીશ.'

મહાત્માજી: 'તમારી દૃઢ માન્યતા હોવા છતાં પણ નહિ?'

માવળંકર: 'ના, મારી દૃઢ માન્યતાને લીધે નહિ જ.'

મહાત્માજી: 'તમે કહો છો કે તમને મારે માટે માન છે.'

માવળંકર 'હા, અને તેથી જ આપ કહો છો તે પ્રમાણે હું મારા નિવેદનમાં ફેરફારો કરવા ઇચ્છું છું.'

મહાત્માજી: 'મારા તરફ માન બતાવવાની તમારી એ રીત ખોટી કહેવાય. જો તમને મારા તરફ માન હોય તો તમે જેને સાચું માનો તેને વળગી રહો. તમારા દૃષ્ટિબિન્દુ પ્રમાણે એ નિવેદન જેવું હોવું જોઇએ તેવું જ છે. હું કોઈ પણ ફેરફાર સૂચવતો નથી. વિરોધી વિચારોની તમારી રજૂઆત પણ સાચી છે.'

આથી, સ્વાભાવિકપણે મને ઘણો આનંદ થયો, કારણ કે મારા મન ઉપરનો ઉદ્વેગ મને ઓછો થયેલો લાગ્યો. બુદ્ધિ અને ઊર્મિ વચ્ચેનો સંઘર્ષ દૂર થઇ ગયો. અને મેં જે લાગણી અનુભવી તેનું વર્ણન મારાથી શબ્દોમાં થઇ શકે તેમ નથી. મેં તેમની વિદાય લીધી અને બારણે પહોંચ્યો ત્યાં તો તેમણે મને પાછો બોલાવ્યો અને કહ્યું: 'માવળંકર! તમે મારી વિરુદ્ધ એક વિશેષ દલીલ પણ ઉમેરી શકો.' એમણે એ દલીલ લખી આપી એટલું જ નહિ, પણ એને મારા નિવેદનમાં યોગ્ય જગાએ મૂકીને એને સુધારી આપ્યું. આ રીતે સુધારાયેલું નિવેદન મતદારોને મેં મોકલાવ્યું.

જાહેર જીવનમાં ન-ગણ્ય જુવાનિયા માટે આ કેવો અનુભવ!

દબામણી નહિ, બલપ્રયોગ નહિ, બીજાને જે લાગ્યું હોય–અને કદાચ એમને મારું કાર્ય વિરોધક અથવા

# ગાંધીજી: એક સમર્થ લોકશાહીકાર

ગણેશ વાસુદેવ માવળંકર

લોકશાહી સ્વરૂપના સ્વાતંત્ર્ય માટે ભારત ઘણાં વર્ષોથી લડત ચલાવી રહ્યું છે. ગાંધીજી એના સેનાપતિ છે. લોકશાસન માટેની લડત ચલાવતી વખતે પણ સેનાધિપતિને જ સરમુખત્યાર બનાવવામાં આવે છે, અને એ પોતે ધારે કે માને તે પ્રમાણે કાર્ય-યોજના રજૂ કરે છે અને એને અમલમાં મૂકે છે. તે પોતાના સહ-કાર્યકર્તાઓ, મિત્રો અને સામાન્ય માણસોને પણ પૂછે-ગાજે છે; સૌ કોઈને તે ધીરજથી સાંભળે છે; શકય હોય ત્યાં સુધી પ્રત્યેક જણને તે મળવા ઇચ્છે છે અને તે માટે તૈયાર હોય છે; પણ પોતાના નિર્ણયોની બાબતમાં એ કોઈથી દોરાવા માગતા નથી; તેમજ ગમે તેટલાં સમજાવટ, જોરશોરભરી ધમકીઓ, કે વિરોધી બહુમતીથી કોઈ પણ પગલાં કે કાર્ય તરફ એ જરા પણ ધકેલાઈ જતા નથી. જ્યાં સુધી એમને સરમુખત્યાર તરીકેની સત્તા આપવામાં આવી હોય છે ત્યાં સુધી નિર્ણય લેવાના અને દોરવણી આપવાના પોતાના કુલ અધિકારનો તે દઢતાપૂર્વક આગ્રહ રાખે છે. જો તમે એમના નિર્ણયો માન્ય ન રાખો તો તેમને તે સ્વીકારાવવા તમારા ઉપર એ બળજબરી નહિ કરે, પણ તે પોતે ખસી જશે અને તમને ફાવે તે રીતે વર્તવા તમારે માટે એ કાર્યક્ષેત્ર બંધનમુક્ત બનાવશે. પોતાનામાં એમના જેવી મહા-શક્તિ ન હોય તો કોઈ એમના અલગ થઈ જવાથી ગભરાઈ જાય છે અને ઘણી વાર એમના એવા વર્તનને જબરદસ્તીની ચતુરાઈભરી પદ્ધતિ તરીકે ઘટાવે છે. જાણે કે એમ લાગે છે કે તમને કોઈ પણ વિકલ્પ આપવામાં આવ્યો નથી, કે નથી આપવામાં આવ્યું સ્વાતંત્ર્ય; મહાત્માને સ્વીકારો અથવા ત્યજો; અને એમના સિવાય પોતાની જાત ઉપર આધાર રાખવા અશક્ત હોવાથી, દઢ માન્યતાનો અભાવ હોય તો પણ, અથવા વિરોધ કરવાની અશક્તિને લીધે, તમે પરવશતામાં સરી પડો છો—પરિસ્થિતિ સાથે ઘસડાઈ જાઓ છો. ઊભા હોય ત્યાંથી તમે ઘસડાઈ જાઓ છો. તમે તેમની યોજનાઓ અને કાર્યક્રમના વમળમાં ખેંચાઈ જાઓ છો—અને તે ઘણાં સબળ, ત્વરિત અને વિશાળ હોય છે; અથવા સામે જે બને છે તેને ઉદ્વિગ્નપણે જોઈ રહી, વ્યાકુળ કે વિષાદયુક્ત બની તમે ઊભા રહો છો—તમારી નિઃસહાયતા સંપૂર્ણ સમજી જઈ—કેટલાક ગમગીન બને છે, કેટલાક નિરાશ થાય છે, કેટલાક પોતાને અપમાનિત થયેલા માને છે. અમને-બુદ્ધિજીવીઓને-અવગણવામાં મહાત્માનું શું પ્રયોજન છે? કેટલાક તેમના ઉપર 'હું'-પદ અને અભિમાનનો આરોપ મૂકે છે—જો કે એમનાં વર્તનને એમનો આત્મવિશ્વાસ અથવા પોતાને યોગ્ય લાગે એ રીતે સત્યને પામવાની સાચી ઇચ્છા તરીકે ઘટાવી શકાય. ક્રોધાવસ્થામાં કેટલાક કહે છે તેમ 'જનતા—એમના આંધળા અનુયાયીઓ અથવા વિચાર નહિ કરનારા તેમના ટેકેદારો—ઉપરના પોતાના બહોળા પ્રભાવનો ઉપયોગ એ પોતાની મતલબ માટે કરે છે અને પોતાના અંતરના અવાજ અથવા જેને કેટલાક એમની ધૂન કહે છે તેના સિવાય બીજા કોઇને ય વફાદાર નહિ એવા સંપૂર્ણ આપખુદની જેમ વર્તે છે. લોકશાસનવાદી હોવાનો દાવો કરતા, પુખ્તવય-મતાધિકાર વ્યક્તિ-સ્વાતંત્ર્ય, વગેરેની વાતો કરતા તે પોતે સૌથી મોટા આપખુદ શાસક છે.' આ દેશમાં ઘણાં માણસો, જેઓ મહાત્માથી જુદી પડતી ભિન્નભિન્ન રાજકીય વિચાર-સરણીઓના પ્રતિનિધિઓ છે તેઓ, ઉપર દર્શાવ્યા પ્રમાણે દલીલો કરે છે. એટલે, મહાત્માજી લોકશાસનવાદી છે કે એકહથ્થુ-સત્તાવાદી છે તેનું નિરીક્ષણ અને પરીક્ષણ કરવું ઉચિત છે.

બધી જ તપાસ અને પરીક્ષા કર્યા પછી પણ આ પ્રશ્નનો નિર્ણયાત્મક જવાબ આપી શકાતો નથી. લોકશાહી, વ્યક્તિ-સ્વાતંત્ર્ય, સામાજિક કલ્યાણ, વગેરેના આપણા ખ્યાલો પર આધાર રાખતાં વિધવિધ અંગો ઉપરથી બંધાયેલા અભિપ્રાયની જ બાબત એ બની રહેશે. એટલે હું જવાબ આપવા માગતો નથી, પણ મહાત્માજી સાથેના મારા અંગત સંપર્ક દરમ્યાન બનેલી થોડીક ઘટનાઓ પુરાવારૂપે રજૂ કરીશ.

મહાત્માજી: 'આવો માર્ગ તમારે શા માટે લેવો જોઇએ?'

માવળંકર: 'સત્કાર-સમિતિ સમક્ષ બધી જ વિગતો રજૂ કરવી એ કુનેહભર્યું નથી. એવી રજૂઆત સિવાય અથવા મીટિંગમાં આપની સમજાવટ સિવાય હું સત્કાર-સમિતિને ગળે વાત ઉતારી શકીશ એવી શ્રદ્ધા મને નથી.'

મહાત્માજી: 'જો એમ હોય તો હું મીટિંગમાં હાજર રહીશ. અગાઉથી આપણે ટિકિટો આપી દેવી જોઈએ નહિ. તેમજ, પહેલાં નક્કી થઈ ગયેલી બાબત માટે સત્કાર-સમિતિ પાસે પુનર્વિચારણા માટે જવું જોઈએ નહિ.'

મીટિંગ થઈ. મહાત્માજી હાજર રહ્યા. ઠરાવની પુનર્વિચારણા કરવામાં આવી. પણ એ પછી જે કર્યું તે મારી આજની વાતચીત અંગે અપ્રસ્તુત છે. એટલું કહેવું પૂરતું છે કે પોતાનું ધાર્યું કરવાની અધીરાઈમાં કાર્યવાહક સત્તાવાળાઓ ઘણી વાર વર્તવા લલચાય છે તે પ્રમાણે મહાત્માજી ટૂંકો રસ્તો લેવાની મંજૂરી આપે તેમ હતું નહિ. સાધ્ય સાધનોને ઉચિત ઠરાવતાં નથી. આવી બાબતોમાં કોઈ પણ વ્યક્તિ મહાત્માજીનું સત્ય અને અહિંસાનું તત્ત્વજ્ઞાન એના બધા જ ગર્ભિત આશયો સાથે સહેલાઈથી સમજી શકે અને એની કદર કરી શકે. કોઈ પણ વ્યક્તિના કે રાષ્ટ્રના જીવનમાં એક પણ બનાવ એટલો અલ્પ નથી કે રાષ્ટ્રના ઘડતરની દૃષ્ટિએ આપણે તેને અવગણી શકીએ; અને જે કોઈ વ્યક્તિ નાની બાબતોમાં ક્ષોભ રાખતી નથી તે મોટી બાબતોમાં પણ રાખશે નહિ; કારણ કે એ દિશામાં એનું ઘડતર જ થયેલું નથી.[1]

---

૧ મૂળ અંગ્રેજીમાં લખાયેલ 'Gandhi: A Democrat' લેખનો અધ્યાપક ઉપેન્દ્ર ભટ્ટે કરેલો આ અનુવાદ છે. મૂળ લેખ દાદાસાહેબે અમદાવાદમાં તા ૩ ઑગસ્ટ ૧૯૪૪ને રોજ લખ્યો હતો. –સંપાદક, 'અભ્યાસ'

*

'કામ મર્યાદિત લેવું, તે પૂરેપૂરું લક્ષ્ય આપી સચોટ રીતે પાર ઉતારવું. કામના લોભમાં અગર તો પ્રતિષ્ઠા કે મોટાઈને માટે ઘણા માણસો ગજા ઉપરાંતનાં કામો માથે લે છે. વિશેષ દુઃખની વાત તો એ કે આ બધાં કામોને આપણે પહોંચી શકવાના નથી એમ જાણ હોવા છતાં પણ વધુ કામ લે છે. કેટલીક વખતે શરમમાં તણાઈને આવો બોજો આપણે લઇએ છીએ. ગમે તે કારણે આપણે વધુ પડતો બોજો લેતા હોઇએ તો પણ એ પ્રકારે અનેક કામો હાથમાં લઈ, એક પણ કામને પૂરતું લક્ષ્ય ન આપવું એ સ્થિતિ પોતાની તેમજ કામની દ્રષ્ટિએ ઇચ્છવા જેવી નથી. આવા વર્તનને ગાંધીજી 'વ્યભિચાર' કહેતા હતા. પરિણામે કોઈ પણ કામ ઉપર એકાગ્રતા તેમજ એકનિષ્ઠા રાખી શકાતાં નથી. આપણું એકંદર જીવન અવ્યવસ્થિત હોવાનાં અનેક કારણો પૈકી આ એક મહત્ત્વનું કારણ છે એમ હું માનું છું. કેટલાક માણસો ઉપર અનેક પ્રકારનો અનેક કામોનો બોજો, જ્યારે કેટલાક બિલકુલ કામ વગરના! એ સ્થિતિ સમાજને માટે એકંદરે અનિષ્ટ છે.'

('સંસ્મરણો') ગણેશ વાસુદેવ માવળંકર

*

પ્રત્યેક વ્યક્તિ પોતાની ફરજો પ્રત્યે સજાગ હોય ત્યાં હક્કોને આપો-આપ સ્નેહ અને શાંતિના વાતાવરણથી માન આપવામાં આવે છે; અને હક્કને બળજબરીથી અમલમાં લાવવા માટે નથી કોઈ સાધન કે વ્યવસ્થા તેમજ નથી બળજબરીમાં રહેલાં નિયંત્રણ, હિંસા, કિન્નો, વગેરે. આપણે જોઈએ કે મહાત્મા આ પ્રકારના લોકશાહીવાદીનું જીવન જીવે છે અથવા જીવવાનો પ્રયત્ન કરે છે કે નહિ.

હવે, નિર્ણયો તારવવા માટે કેટલાક પ્રસંગો:

લગભગ સને ૧૯૨૦ના ઑક્ટોબરનો સમય હતો. સને ૧૯૨૦ના સપ્ટેમ્બરના કૉંગ્રેસના અધિવેશનમાં અસહકાર'નો વિખ્યાત ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. ગુજરાતના એક પ્રતિનિધિ તરીકે મેં એ બેઠકમાં હાજરી આપી હતી. અસહકારના કાર્યક્રમે મને બૌદ્ધિક અપીલ કરી હતી પણ એનો જે ભાગ મને લાગુ પડતો હતો (વકીલાત બંધ કરવા વિશે) તેને અમલમાં મૂકવાની મારી અશક્તિ સમજીને મેં તેને અજમાવવા યોગ્ય માન્યો નહિ. સાથે સાથે, હું પોતે તો એમાં ભાગ લેવા તૈયાર ન હતો તેમ છતાં બીજા માટે કાર્ય-માર્ગ સૂચવતા એ ઠરાવની તરફેણમાં મત આપવો તે મને છળકપટ લાગ્યું. સ્વસ્થતાપૂર્વક તેની તરફેણમાં મત આપવો અને તે પછી એ વિશે વિચાર કર્યા સિવાય નિરાંતે ઊંઘી જવું—આ બાબત પરત્વે હું મારા અંતર-આત્માનું સમાધાન કરી શક્યો નહિ. કૉંગ્રેસના એ અધિવેશનમાં મારે પડખે જ બેઠેલા મારા એક સંમાન્ય મિત્રે (જે કમનસીબે હયાત નથી) કેવળ મારી બૌદ્ધિક માન્યતાને કારણે ઠરાવની તરફેણમાં મત આપવા મને સમજાવવા તેમનાથી બનતો બધો પ્રયાસ કર્યો, પણ કોઈ પણ સિદ્ધાન્તનો આચાર સિવાયનો ઉપદેશ મારે માટે વધુ પડતો હતો અને મેં મારા આત્મા પર બોજ સહી લઈને પણ મિત્રની થોડા વખત માટેની નારાજી વધુ પસંદ કરી.

અસહકારના કાર્યક્રમના મહત્ત્વના ભાગને શૈક્ષણિક સંસ્થાઓ સાથે સંબંધ હતો. મ્યુનિસિપાલિટીની પ્રાથમિક શાળાના બે શિક્ષકોએ આપેલાં રાજીનામાંના સ્વીકાર કે અસ્વીકારના રૂપમાં આ બાબત અમદાવાદ મ્યુનિસિપાલિટી પાસે આવી. જો મ્યુનિસિપાલિટી કલકત્તાના ઠરાવને અનુસરી વર્તવાની હોય તો એ શિક્ષકોએ તેમનાં રાજીનામાં સ્વીકારવાની માગણી કરી હતી. બોર્ડના કૉંગ્રેસતરફી સભ્યો માટે આ પરિસ્થિતિ નાજુક અને ચટપટીભરી હતી. આ મુશ્કેલી ઉપરાંત, હું મત લેવાનો વિચાર કરતો હતો એ બીજી મુશ્કેલી હતી. મ્યુનિસિપાલિટી વૈધાનિક સંસ્થા—લિખિત કાનૂનોનું સર્જન છે. વકીલનું માનસ ધરાવતો હું સમજી ન શક્યો કે કાનૂનના એક ભાગનો અસ્વીકાર કર્યા છતાં આપણે કાનૂનના સર્જક તરીકે કેવી રીતે અસ્તિત્વ ધરાવી શકીએ? કારણ કે, શૈક્ષણિક બાબતો પરત્વે કલકત્તાના ઠરાવનો અસ્વીકાર અંતર્હિત હતો. કેટલીક કાનૂની વ્યવસ્થાના અસ્વીકારમાં અને અસંમતિમાં રહેલો સીધાં પગલાંનો સિદ્ધાન્ત મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે અમારા ચાલુ રહેવા પરત્વે સુસંગત કે યોગ્ય લાગ્યો નહિ. સીધાં પગલાં હું સમજી શકતો અને એ સંસ્થામાંથી અમારાં રાજીનામાંનું પણ મૂલ્ય સમજતો. પણ કાનૂનના મહદંશના સ્વીકારમાં રહેલા અલ્પાંશના અ-સ્વીકારની વાત મને સમજાતી નહિ. કાનૂને અનેક—અવયવ ઘટિત—composite બંધારણની રચના કરી હતી. આપણે એને સ્વીકારવું જોઈએ અથવા જતું કરવું જોઈએ. મ્યુનિસિપાલિટીમાં અસહકારની નીતિમાં રહેલા વહેવારિયાપણા અને બુદ્ધિમત્તા ઉપરાન્ત આ મુશ્કેલી પણ હું અનુભવી રહ્યો હતો.

વળી, મારા મતદાર વર્ગના આદેશ સિવાય એને નામે હું ન તો સ્વીકારને ટેકો આપી શકું કે ન તો ઠરાવનો વિરોધ કરી શકું. એટલે, સભ્યો મતદાર વર્ગને પૂછી શકે તે માટે મેં ઠરાવની વિચારણા મોકૂફ રાખવનો પ્રશ્ન મૂક્યો.

ઠરાવનાં તરફેણ અને વિરોધ-બાબત એક વિગત પર પ્રશ્નાવલિની મેં યોજના કરી અને પ્રત્યેક મતદારને મેં મને જવાબ આપવાની કૃપા કરવા નિમંત્રણ આપ્યું; અને તે માટે મારું સરનામું છાપેલાં ટિકિટ ચોડેલાં કવર મેં તેમને મોકલ્યાં. તેમને માત્ર વાંચીને, વિચારીને પોતાના અભિપ્રાયો જ મોકલવાના હતા.

મેં મારું નિવેદન તૈયાર કર્યું. સ્વાભાવિક રીતે જ એ લાંબું હતું અને હું શા માટે ઠરાવનો વિરોધ કરવા માગતો હતો એ વિષે મેં મારું દૃષ્ટિબિન્દુ એમાં પૂરેપૂરું રજૂ કર્યું હતું. જો મતદારોની બહુમતી મારાથી વિરુદ્ધ

દેશના સ્વાયત્ત શાસનને સંભાળવા માટે તૈયાર કરવાની એક સુંદર તક પૂરી પાડે છે. જો આપણે નગરપાલિકાના આ માત્ર બે મુખ્ય વિભાગો દ્વારા થતી વ્યાપક અસરને બરાબર સમજી લઈએ અને સાથેસાથે એની સંભાવનાઓ –potentialities–ને પણ જાણી લઈએ તો નગરપાલિકાના કાર્યને રાષ્ટ્રનિર્માણના કાર્યનું પાયાનું કામ આપણે માનતા થઈશું.

નગરપાલિકાના સ્વાયત્ત શાસનનું બીજું પણ એક પાસું છે. નાગરિકોના દૈનિક જીવન તથા તેમની રોજબરોજની જરૂરિયાતો સાથે નગરપાલિકાનો પ્રત્યક્ષ સંબંધ છે. એ અંગેનો કાયદો લોકતંત્રીય છે, કારણ કે નગરપાલિકાની કાઉન્સિલ સામાન્યપણે લોકોએ ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓની બનેલી હોય છે. એ કારણે જ એનું સ્થાનિક સ્વરાજ્ય નામ સાચેસાચ સાર્થક છે, અને આ બાબતમાં પણ દેશના શાસન પરત્વે એનું સવિશેષ મહત્ત્વ છે.

કેન્દ્રની અને પ્રાંતિક સરકારો જો કે દરેક નાગરિકના જીવન પર સવિશેષ પ્રમાણમાં અસર કરે છે, પરંતુ એ દૂરથી અને અપ્રત્યક્ષપણે એવી અસર પાડે છે, મ્યુનિસિપલ વહીવટની જેમ સીધી રીતે અસર એ કરતી નથી. તેથી, મ્યુનિસિપલ વહીવટ જ સર્વસામાન્ય લોકોના હૃદયમાં સ્વાયત્ત શાસન પ્રત્યે ઉત્સાહ તથા પ્રેમ પેદા કરી શકે છે. આખો વખત કેવળ સૂત્રો પોકારીને અને સ્વરાજ્યનાં રંગીલાં સ્વપ્નોથી જ માત્ર એ એમાં ફેરફાર કરી શકતો નથી. જો એવા દેશવ્યાપી સ્વરાજ્યને માટે એક સાચા સૈનિક બનવું હોય તો એણે સ્વરાજ્યનો અનુભવ પોતાના જીવનમાં અમલી બનાવવો જોઈએ.

આથી આપણે યાદ રાખવું જોઈએ કે નગરપાલિકા સહુ પ્રથમ એક સ્વાયત્ત શાસન-સંસ્થા છે અને પછી જ બીજું કંઈક વધારે છે. દેખીતી રીતે એ ભલે કેવળ પાણી પૂરું પાડે, રસ્તાઓ, દીવાબત્તી અને બીજી અનેક નાની મોટી બાબતો અંગે સંબંધકર્તા લાગે, પરંતુ વાસ્તવમાં એ એક સ્વશાસિત સંસ્થા છે, અને એ રીતે એનામાં પ્રાન્તિક તથા કેન્દ્રિય સરકારોમાં જેટલા પ્રમાણ અને જે પ્રણાલિકાઓ મુજબ સ્વાયત્ત શાસનના બધા ગુણો જોઈએ તે તમામ, મોજૂદ છે. વળી, પ્રાન્તિક અને કેન્દ્રિય સરકારો જે રીતના પ્રયાસો ને દૃષ્ટિકોણની આશા આપણી પાસેથી રાખે છે એવી જ આશા મ્યુનિસિપલ શાસન પણ રાખે છે. જે રીતે આપણે આખો દેશ અગર પ્રાન્તોની રચનાનું કામ કરવાની ઉમેદ રાખીએ છીએ, એનું એમાં પ્રતિબિંબ છે. આ દૃષ્ટિકોણ મુજબ, નગરપાલિકાઓની જરૂરિયાતો અને સુવિધાઓની સિદ્ધિ એ કેવળ એનું ધ્યેય નથી, બલકે એ તો સ્વરાજ્ય હોવાનું આવશ્યક ફળ છે. જો આ મત સ્વીકારાય તો કેટલાક મહત્ત્વના નિષ્કર્ષોનો–જે અનુમાનો હશે–હું હવે ઉલ્લેખ કરું છું:

(૧) નગરપાલિકાનું શાસન કેવી રીતે ચાલી રહ્યું છે એની માહિતી જનતાને સહેલાઈથી આપવાને માટે તથા જનતાને પોતાના કાર્યોમાં વધારે દિલચસ્પી લેવા માટે તૈયાર કરવાને માટે નગરપાલિકાની સંપૂર્ણ કાર્યવાહીઓ, પ્રસ્તાવો અને દફતર-રેકર્ડ જનતાની ભાષામાં જ ચાલવાં જોઈએ.

(૨) આપણા દેશને માટે જે પ્રકારનું શાસન આપણે ઇચ્છીએ છીએ એની આ પ્રતિમા બની રહેશે. એમ હંમેશ કહેવાય છે અને આશ્વાસન અપાય છે કે જે સ્વરાજ્યની આપણે કલ્પના કરીએ છીએ તે દેશના ત્રીસ કરોડ નાગરિકો પૈકી દરેક નાગરિકને માટે છે. આમ જો હોય તો એ જોવું આપણું કર્તવ્ય બની રહે છે કે જે લોકો શહેર યા કસબાના રહેવાસી છે તે સાથે જ જેઓ ગ્રામનિવાસી છે એ તમામનો દૃષ્ટિકોણ એક જેવો બની રહે. દૃષ્ટિકોણ એવો હોવો ઘટે કે જે શહેરો અને કસબાઓનાં કાર્યોને એવી રીતે સિદ્ધ કરવાના પ્રયત્નો કરે કે જેને લીધે ગામડાંઓને સહાય થાય, અને નહિ કે એમને (ગામડાંઓને) વિપરીત અને હાનિકારક નીવડે. જો આપણે ભારતને ગામડાંઓનો બનેલો દેશ હોવાનો સ્વીકાર કરતા હોઈએ તો આપણું આર્થિક આયોજન વિશેષે કરીને વિકેન્દ્રિત હોવું જોઇએ. એટલાથી જ કેવળ કામ નહીં પતે, બલકે આગળ જઈને આપણું અર્થશાસ્ત્ર માનવીય સ્તર ઉપર આધારિત

ગેરશિસ્તભર્યું લાગ્યું જ હતું—તે પ્રત્યે રોષ નહિ, પણ એથી ઊલટું સત્યની શોધ માટે સંપૂર્ણ આત્મ-અભિવ્યક્તિ, સ્વમત-સ્થાપન અને સહિષ્ણુતા માટે સક્રિય ઉત્તેજન. એક સાચા લોક—શાસનવાદી સિવાય બીજું કોઈ પણ આ પ્રમાણે વર્તી શકે જ નહિ, અને તે પણ ખાસ ધ્યાનમાં રાખો કે એમના અનુયાયીઓમાંના સામાન્ય સાથે!

મારી દલીલોમાં રહેલી ભ્રમજાળ હું થોડા મહિના પછી જોઈ શકયો; પણ પછી મને શું થયું તે બાબત આજની વાતમાં અપ્રસ્તુત છે.

આવા ઘણા પ્રસંગો મનમાં ઊભરાઈ આવે છે પણ તંત્રીશ્રીએ મને આપેલી મર્યાદામાં રહેવા માટે હું એ પ્રલોભન જતું કરીશ. ફક્ત એક જ હું રજૂ કરીશ.

એકાદ વર્ષ પછી—૧૯૨૧માં એમ બન્યું. અમદાવાદમાં ભરાયેલા કૉંગ્રેસના ૩૬મા અધિવેશનની સત્કાર-સમિતિનો હું સામાન્ય મંત્રી હતો, અને સરદાર વલ્લભભાઈ પટેલ તેના પ્રમુખ હતા. કેટલાંક કારણોને લીધે, સત્કાર સમિતિએ મફત પ્રવેશ-ટિકિટો આપવી બંધ કરવાનો ઠરાવ પસાર કર્યો હતો. એક દિવસ પ્રમુખશ્રીએ મને એવા સમાચાર મોકલ્યા કે મહાત્માજીએ મુંબાઈના તેમના મિત્રો માટે અઢાર ટિકિટો મફત આપવા વિનંતી કરી છે. સત્કાર-સમિતિના ઠરાવની મહાત્માજીને ખબર ન હતી; પણ સમિતિના મંત્રી તરીકે ટિકિટો આપવી એ મારી શક્તિ બહારની વાત હતી. વળી, વિનંતીનાં ખાસ કારણો હું ન જાણું ત્યાં સુધી મને પોતાને એનો સ્વીકાર કરવાનું મન થયું નહિ. એટલે, હું આશ્રમમાં ગયો અને મહાત્માજી સાથે એ વાત હાથમાં લીધી.

માવળંકર: 'બાપુ, હું જાણી શકું કે આપ શા માટે એવું ઇચ્છો છો કે હું આ મિત્રોને મફત ટિકિટો આપું?'

મહાત્માજી: 'તેમણે બહુ ઉદાર હાથે 'ટિળક સ્વરાજ ફંડ'માં નાણાં આપ્યાં છે. તેમાંના દરેકે પચીસ હજાર કે તેથી પણ વધારે રૂપિયા આપ્યા છે.'

માવળંકર: 'એ સાચું, પણ માત્ર આર્થિક મદદને જ આપ આ પ્રકારની સ્વીકૃતિ શા માટે આપો છો? કોઈ પૈસા આપે, કોઈ બુદ્ધિ-શક્તિ આપે, અંગત સેવાઓ આપે, વગેરે. તો પછી તેમને પણ આવી સ્વીકૃતિ શા માટે નહિ?'

મહાત્માજી: 'હા, આવી સ્વીકૃતિથી બધા જ પ્રકારની વિશિષ્ટ સેવાઓની કદર કરી શકાય.'

માવળંકર: 'પણ સરકારી ઇલિકાબો આપવા પાછળનાં માનસ શાસ્ત્રીય પ્રયોજનો અને પદ્ધતિની ગંધ આ પ્રકારની સ્વીકૃતિમાં નથી આવતી? કૉંગ્રેસમાં શા માટે આવા ઇલિકાબધારીઓ હોવા જોઇએ? વળી, આપણે ભેદરેખા કયાં આંકીશું? તો પછી જેમની મદદ સિવાય હું અમુક-તમુક કામ ન કરી શકયો હોત તે ફલાણાભાઈ—ઢીંકણાભાઈને શા માટે મફત ટિકિટો ન આપવી?'

મહાત્માજી: 'હા, ચોક્કસ. તમને એમ કરવું ઠીક લાગે તો તમે તેમને મફત ટિકિટો આપી શકો છો!'

માવળંકર: 'તો પછી બાપુ મને પણ એક મફત ટિકિટ શા સારુ ન મળે? મેં વકીલાત કરવી મોકૂફ રાખી છે, અને સામાન્ય મંત્રી તરીકે હું ઘણું બધું કામ કરું છું. જો (ઘણે ભાગે વધારાની સમૃદ્ધિના એ) પચીસ હજાર રૂપિયાની દેણગી સ્વીકૃતિ માગી લે તો મેં કરેલું આ બધું કામ પણ ચોક્કસ સ્વીકૃતિને પાત્ર છે જ.'

મહાત્માજી: (હસતાં હસતાં) 'હા, તમે પણ એક ટિકિટ લઈ શકો.'

મારે નિખાલસપણે કબૂલ કરવું જોઈએ કે જે દલીલ-પદ્ધતિને તેઓ અનુસરી રહ્યા હતા તેને લીધે મને ઓછી ચીડ નહોતી ચઢી. જે જોઇને તેમણે મારી સમક્ષ તેમનાં કારણો વ્યક્ત કરવા માંડયાં; અને આખરે હું તેમનો મુદ્દો સમજી શકયો એટલું જ નહિ, પણ જો મારાથી થઈ શકે તો મફત ટિકિટો આપવા પણ હું આતુર બન્યો. આ તબક્કે મેં મફત ટિકિટો નહિ આપવાના સત્કાર-સમિતિના નિર્ણયની વાત કરી.

મહાત્માજી: 'તો પછી તમે શું કરશો?'

માવળંકર: 'મને સંમતિ મળશે એવી પૂર્વધારણાથી હું ટિકિટો આપીશ અને પછી સત્કાર-સમિતિ પાસે એણે કરેલા ઠરાવની પુનર્વિચારણા માટે જઈશ.'

માટે એવી સેંકડો નિપુણ વ્યક્તિઓ ત્યારે જ મળી શકે એમ છે જ્યારે આપણે એ વ્યક્તિઓમાંથી, જેમને નગરપાલિકાઓમાં કામ કરવાને કારણે સ્વાયત્ત શાસનનો અનુભવ છે, એમને જ ચૂંટી કાઢીએ. એમાં બે શરતો એ કે આવા કાર્યકરોમાં સેવાની ભાવના હોય અને ઉપર જણાવ્યો એવો દૃષ્ટિકોણ હોય. વાસ્તવમાં, હું નગર-પાલિકાઓને કેન્દ્રિય તથા પ્રાંતિક સરકારોના ભાવિ પ્રધાનોને તૈયાર કરવાનું શિક્ષણ-શિબિર ગણું છું.

મારું ભાષણ પૂરું કરું તે પહેલાં સફળ સ્વાયત્ત શાસનને વાસ્તે કઈ કઈ ચીજો અનિવાર્ય છે તેનો નિર્દેશ કરવાનું મને જરૂરી લાગે છે. મેં જેમ પહેલાં કહ્યું તેમ શાસનમાં લુપ્ત થઈ જવાનું એક ખરાબ પરિણામ એ છે કે સંપૂર્ણ કાર્યનું પૂરું ચિત્ર આલેખ-વાનું આપણે માટે અશક્ય બની જાય છે. આપણે વિભાગીય વિવિધ જૂથોમાં અને વહીવટના ચકરાવામાં પૂરેપૂરા ફસાઈ જઈએ છીએ. એનું પરિણામ એ આવે છે કે આપણે રોજબરોજનાં કામો તેમજ જોગવાઈઓમાં જ આપણી જાતને ખોઈ નાખીએ છીએ. એને કારણે પછી ભવિષ્ય માટે સામૂહિક વિચાર–વિમર્શ તથા યોજનાઓ તૈયાર થવાનું શક્ય જ બનતું નથી. ભવિષ્યને વાસ્તે પણ વિચાર–વિમર્શ તથા યોજનાઓ આવશ્યક છે. જો આપણે સમયની સાથે સાથે અર્થાત્ પરિવર્તનશીલ સમાજની જોડે ચાલવા માગતા હોઈએ તથા વિશ્વના એક મહાન રાષ્ટ્રની હેસિયતથી આપણું કાર્ય કરવા માગતા હોઈએ તો આપણે સહિષ્ણુતા અને હળીમળીને આપ-લે વડે કામ કરવાની ટેવ પાડવી જોઈએ. આ ટેવો લોકતંત્રના સફળ સંચાલન માટે અનિવાર્ય છે. વળી, આપણને એ પણ સમજવું જોઇએ કે બાંધછોડની ભાવના પણ લોકતંત્રને વાસ્તે અનિવાર્ય-પણે જરૂરી છે. આપણી સ્વતંત્રતા તથા આપણું લોકતંત્ર ત્યારે જ સફળતાપૂર્વક પ્રાપ્ત કરી શકાય તેમ છે અને કાયમ રાખી શકાય તેમ છે, જ્યારે આપણામાંની દરેક વ્યક્તિ, એ ભલે બીજાઓની અપેક્ષા મુજબની કોઈ પણ સ્થિતિમાં હોય, એવું સમજવા લાગે કે દરેક વ્યક્તિની પ્રતિષ્ઠા, એનું આત્મસન્માન તથા માનવીય મૂલ્યાંકન પ્રગતિશીલ લોકતંત્રનાં અવિભાજ્ય અંગો છે. પછી ભલે ને એ વ્યક્તિ પ્રધાન હોય, નગરપાલિકાની સભ્ય અગર કર્મચારી પણ ભલે ને હોય, દરેકે એ સમજવું જોઈશે કે એની સાથે અથવા એને આધીન જે બીજી બધી વ્યક્તિઓ કાર્ય કરે છે એ વ્યક્તિઓ એની સાથીદાર છે અને રાષ્ટ્રીય કે નગરપાલિકાનું કાર્ય તે સહુનું કાર્ય છે, તથા એની જવાબદારી સહુના ખભા ઉપર છે. જ્યાં સુધી આપણે જીવનના દરેક ક્ષેત્રમાં સમાનતાના સિદ્ધાંતોને આ પ્રકારના સ્તર ઉપર નથી આણી મૂકતા ત્યાં સુધી આપણી સ્વતંત્રતા અને આપણા લોકતંત્રનો પાયો દૃઢ થઈ શકશે નહિ. નગરપાલિકાનું શાસન આવી દૃઢતા સિદ્ધ કરવાને વાસ્તે કાર્ય કરી શકે છે અને એવું કાર્ય એણે કરવું પણ રહ્યું.

છેવટે, પરમ કૃપાળુ પરમાત્માને હું પ્રાર્થના કરું છું કે તે આપણને સહુને આ આદર્શ સુધી પહોંચવા માટે યોગ્ય દૃષ્ટિકોણ અને શક્તિ આપે!

'જય ભારત'।

*

'આપણા શહેરનો કારભાર આપણે ન ચલાવી શકીએ; આપણી ગલીઓ સાફ ન રાખીએ; આપણાં ઘર ખંડિયેર હોય; રસ્તા વાંકા હોય; શહેરનો કારભાર ચલાવનાર નિઃસ્વાર્થી શહેરી ન નીકળી પડે; જે કારભાર ચલાવતા હોય તે બેદરકાર હોય અથવા સ્વાર્થી હોય—તો, વિશેષ સત્તા લેવાનો આપણને શો અધિકાર છે? ખરેખર, શહેરના કારભારમાં સ્વરાજની ચાવી રહેલી છે.........આપણે આપણાં શહેરોની સ્થિતિ નહીં બદલાવીએ, આપણી બૂરી ટેવો નહીં બદલીએ, આપણાં પાયખાનાં નહીં સુધારીએ–ત્યાં સુધી આપણે સારુ સ્વરાજની કશી કિંમત નથી રહેવાની.'

(ગોધરા; તા. ૩–૧૧–૧૯૩૭) ગાંધીજી

*

# મ્યુનિસિપલ શાસનનો દૃષ્ટિકોણ

ગણેશ વાસુદેવ માવળંકર

[મધ્યભારત મ્યુનિસિપલ પરિષદ, ઇંદોરના પ્રમુખપદેથી તા. ૧૩ નવેમ્બર ૧૯૪૯ ને રોજ આપેલ હિંદી ભાષણનો ભાવાનુવાદ]

**શ્રીમંત સીનિયર ઉપરાજ પ્રમુખ—મધ્યભારત સંઘ, મધ્યભારત નગરપાલિકા પરિષદના સભ્યો તથા ભાઈઓ અને બહેનો,**

શ્રી મહારાણી અહિલ્યાદેવીના પુણ્યસ્મરણથી પવિત્ર બનેલા આ ઐતિહાસિક નગરને જોવાનો તથા દેશનાં હિત અને ભવિષ્યને માટે જેને હું અત્યંત મહત્ત્વપૂર્ણ સમજું છું એવી સમસ્યાઓના વિચાર-વિનિમયમાં ભાગ લેવાનો જે શુભ અવસર મને આજે આપવામાં આવ્યો છે એને માટે હું આપનો હૃદયપૂર્વક આભાર માનું છું.

મારા જીવનનો જે સર્વોત્તમ સમય હતો—સને ૧૯૨૯ થી સને ૧૯૩૭ સુધીનો—એ મારા જીવનનાં અનેક વર્ષો નગરપાલિકાનાં કામોમાં અર્પણ કર્યાં હોવાથી આ કાર્ય પ્રત્યે મને સ્વાભાવિક રુચિ નિર્માણ થઈ છે. મને દુઃખ છે કે નગરપાલિકાના કાર્યને જે મહત્ત્વ અને સ્થાન દેશના લોકતંત્રાત્મક શાસનમાં જેટલે અંશે મળવું જોઈએ તેટલે અંશે સામાન્યપણે મળેલું નથી. ઉચિત મહત્ત્વનો આવો અભાવ, કદાચ, કેટલેક અંશે આપણી ઉદાસીનતાને કારણે છે, પરંતુ તેથી ય વિશેષ કારણ એ છે કે, નગરપાલિકાના કાર્યનું મહત્ત્વ અને એના ગર્ભિતાર્થો—implications—આપણે બરાબર સમજતા નથી. આ કાર્યમાં રાજકીય આકર્ષણ નથી, અને આ એક એવું કાર્ય છે કે જેને માટે અન્ય રચનાત્મક કાર્યોની જેમ ઠીક ઠીક લાંબો સમય અને સતત પ્રયત્નની આવશ્યકતા છે. એક વાત તો દરેક વિચારશીલ નાગરિક સ્વીકારશે કે રાષ્ટ્રનું ભવિષ્ય અને આપણું નવોદિત સ્વાતંત્ર્ય એવા પ્રકારના રચનાત્મક કાર્ય પર અવલંબે છે કે જે જીવનનાં દરેક ક્ષેત્રમાં જનશક્તિનું નિર્માણ કરે અને જેને માટે ત્યાગ તથા પૂર્ણ તત્પરતા સાથે આપણે આપણી જાતને એવા રચનાત્મક કાર્યમાં જોડી દઈએ. આ સત્ય અને એના ઊંડા હેતુઓ જો આપણે સમજી શકીએ તો નગરપાલિકાનું કાર્ય આ દિશામાં એક બહુ મોટું ક્ષેત્ર પૂરું પાડે છે.

આ દૃષ્ટિથી, એક વાતની નિરાશા ઊપજે છે કે સામાન્યપણે જે બાબતો રાજકીય ગણાય છે તે કામો લોકપ્રિયતા, પ્રસિદ્ધિ, પ્રતિષ્ઠા અને સત્તા આવવાને કારણે લોકોને વધારે ગમે છે. લોકપ્રિયતા, પ્રસિદ્ધિ. પ્રતિષ્ઠા, અને સત્તા—પ્રલોભન ખૂબ જ આકર્ષક છે. પરંતુ જો આપણે એમ માનતા હોઈએ કે લોકતંત્ર—જેમાં આપણને અતૂટ વિશ્વાસ હોવાનો દાવો આપણે કરીએ છીએ—ચતુર અર્થાત્ શિક્ષિત મતદારોની હસ્તીને પૂર્વશરત તરીકે માનીને જ ચાલે છે તો આપણે એવા નિર્ણય પર આવવાને માટે ઝાઝો વિચાર કરવાની જરૂર નહિ પડે કે કોઈ પણ લોકતંત્રની શક્તિનું મૂળ દેશમાં રહેતા વિશાળ જનસમુદાયના ચારિત્ર્ય અને સંસ્કાર પર અવલંબે છે, અને નહિ કે થોડા મનુષ્યોના લોકતંત્રીય કાર્યોનો પ્રબંધ કરવાની કર્તવ્ય-શક્તિ પર યા તો રાજકારણના ખુલ્લા—છૂપા આટાપાટા અને દાવપેચ રમવા પર!

નગરપાલિકાનું કાર્ય કેવળ સમાજની ભૌતિક જરૂરિયાતો પૂરી પાડવાનું જ નથી. દેખીતી રીતે નગરપાલિકા પ્રજાની જરૂરિયાતો અને સુવિધાઓ—જેમ કે પાણી, સારા રસ્તાઓ, દીવાબત્તી અને પ્રાથમિક શિક્ષણ પૂરી પાડતી સંસ્થા છે. આપના પ્રદેશમાં મુંબાઈ પ્રાન્તની માફક પ્રાથમિક શિક્ષણનું કાર્ય નગરપાલિકાના પ્રત્યક્ષ યા અપ્રત્યક્ષ નિયંત્રણ હેઠળ છે કે કેમ તેની મને ખબર નથી. આ સંબંધમાં સૌથી વધારે આવશ્યક બાબતો તે એ પ્રકારના ઉત્સાહ અને પ્રણાલિકાઓ છે જેમને વડે આ જરૂરિયાતો તથા સુવિધાઓ પૂરી પાડી શકાય છે. પોતપોતાનાં ક્ષેત્રમાં રહેના નાગરિકોની ભૌતિક સુખસગવડો અને એમના માનસિક વિકાસની જવાબદારી તે પ્રદેશની નગરપાલિકાઓની છે: લોકોનું આરોગ્ય, સ્વચ્છતા અને નાગરિકોના ભૌતિક વિકાસને માટે સુવિધાઓ પૂરી પાડવાનો પ્રશ્ન એમને હલ કરવો પડે છે અને એમનો શિક્ષણ-વિભાગ એમને—ભાવિ નાગરિકોને—સ્વાતંત્ર્ય તથા

શકે. આમાં સત્ય છે ખરું, પણ તેમાં અંશતઃ સત્ય રહેલું છે. પરિણામ એ આવ્યું છે કે સ્વાતંત્ર્ય પહેલાં કૉંગ્રેસ જનતાની સર્વ પ્રકારની સેવા માટેની પ્રતીક હતી તે હવે કેવળ સત્તાધારી રાજકીય પક્ષ—એક શક્તિશાળી રાજકીય પક્ષ—બની ગઈ છે. આ તબક્કે હું એક પ્રતિષ્ઠિત અંગ્રેજની એક વાતનું ઉદાહરણ આપવા માગું છું. આ વાત એણે સ્વરાજ્યની પ્રાપ્તિ પછી થનારી સ્થિતિ સંબંધે કહી હતી. એ વિદ્વાન લેખકનું કહેવું છે કે, 'સ્વરાજ્ય કંઈ બધી મુશ્કેલીઓનો અંત નથી આણતું. જ્યાં સુધી સ્વાતંત્ર્ય—સંગ્રામ ચાલુ હોય છે ત્યાં સુધી પ્રત્યેક વ્યક્તિનું ધ્યાન સ્વાતંત્ર્ય માટેનાં એકમેવ ધ્યેયની તરફ કેન્દ્રિત બની રહેલું હોય છે. જ્યારે સ્વરાજ્ય સિદ્ધ થાય છે અગર તો નજીક આવતું લાગે છે ત્યારે રાષ્ટ્રીય આંદોલન જુદા જુદા મતો અને વિવિધ વ્યક્તિઓવાળા વર્ગોમાં વહેંચાવા લાગે છે'.

આ જ વાત આપણા દેશમાં પણ બની છે. ચૂંટણી લડવા માટે નિર્માણ થયેલા પક્ષોની સંખ્યા પરથી આ વસ્તુ જોઈ શકાય છે, અને આવા પક્ષોની સંખ્યા વધતી જ રહી છે. જો કોઈ વ્યક્તિ આપણા દેશની વિવિધ વિધાનસભાઓ તથા સંસદમાંના રાજકીય પક્ષોની સ્થિતિ અને સંખ્યા જુએ તો એ આ કથનની સત્યતા સવિશેષ સુલભતાથી સમજી શકશે.

મારા ખ્યાલ મુજબ, દેશના શાસનની બાબતમાં તથા લોકતંત્રને આકાર અને રૂપ આપવાની બાબતમાં કૉંગ્રેસને જે કાંઈ સફળતા મળી છે તે મહદ્ અંશે થોડા આગેવાન કૉન્ગ્રેસીઓના વ્યક્તિત્વને જ આભારી છે. એ લોકો જ નીતિઓ ઘડે છે અને વિધાનસભાઓ આગળ ધારાકીય ખરડાઓ રજૂ કરે છે તથા વિધાનસભાઓમાં જે સત્તાધારી બહુમતી છે એની મદદથી તેઓ એ ખરડાઓને વિધાનસભાઓ પાસેથી મંજૂર કરાવી લે છે. એનો અર્થ એવો નથી કે પક્ષના સભ્યો સાથે વિચાર-પરામર્શ કરવામાં નથી આવતો. પરંતુ એકંદરે મુખ્ય કાર્ય થોડા આગેવાન કૉન્ગ્રેસીઓ મારફત જ થતું રહે છે. વિરોધ પક્ષો હજી હમણાં જ ૧૯૫૨ની સાલની સામાન્ય ચૂંટણી બાદ આગળ આવ્યા છે. પરંતુ તેઓ દુર્બળ છે અને વિભક્ત છે. આમ છતાં હું એમ માનું છું કે એ લોકો પણ વિધાનસભાઓ સમક્ષ આવનારી સમસ્યાઓને વિશુદ્ધપણે વ્યક્તિનિરપેક્ષ રાષ્ટ્રીય દૃષ્ટિકોણ-થી જોતા નથી, બલકે પોતપોતાના પક્ષોના દૃષ્ટિકોણ વડે જ જુએ છે. એ જ કારણે એમની ટીકાઓમાં સામાન્ય-પણે એવું સામર્થ્ય અગર એવી શક્તિ નથી હોતી જે રાષ્ટ્રીય વિરોધ પક્ષોમાં હોય છે અને હોવી જોઈએ.

ઉપર મુજબની પાર્શ્વભૂમિકામાં, ભારતની વિધાન-સભાઓ, મારા ખ્યાલ મુજબ, સંસદીય કહી શકાય એવી સરકારોની પૂરેપૂરી પ્રતિનિધિરૂપ નથી, અને શરૂઆતના કાળમાં—જ્યારે આપણે જાહેર જીવનનાં માપદંડ પ્રસ્થાપિત કરવાના છે—આ વસ્તુ સ્વાભાવિક પણ છે. કોઈ કોઈવાર આપણે એમ અનુભવીએ છીએ કે આપણા દેશનું જાહેર જીવન ઠીક ઠીક પ્રમાણમાં વ્યક્તિસાપેક્ષ છે. અને બહુ થોડી એવી વ્યક્તિઓ છે જેઓ વિધાન-સભાઓ સમક્ષ આવનારા પ્રશ્નોની બાબતમાં વિષયનિષ્ઠ તથા વ્યક્તિનિરપેક્ષ દૃષ્ટિકોણ અપનાવતી હોય. કાં તો આ વ્યક્તિગત વિચારો હોય છે અગર તો વ્યક્તિગત વિચારધારાને અનુસરીને બંધાયેલા પક્ષીય મતો હોય છે અથવા તો પક્ષનાં હિતો અનુસાર એમને પસંદ કે નાપસંદ કરાય છે; તેથી, હું માનું છું કે સંસદીય લોક-તંત્રની સમુચિત કાર્યવાહીને માટે આવશ્યક જાહેર જીવનના માપદંડોને વાસ્તે જે એક અનિવાર્ય શરત હોય છે તે હજી પૂરી થઈ નથી. આવા માપદંડોને આકાર આપવા માટેના પ્રયત્નો જો કે થઈ રહ્યા છે.

સંસદીય પ્રણાલિકાને જો આપણે સફળ બનાવવી હોય તો જુદા જુદા પક્ષો અને વર્ગોએ સરકાર તથા અસરકારક વિરોધી પક્ષોના રૂપમાં પોતાને ફેરવી નાખવા જોઈએ. સ્વરાજ્યની પહેલાં સહુ નેતાઓ સ્વશાસનને વાસ્તે ચાલી રહેલા સંગ્રામમાં સર્વસામાન્યતઃ એકબીજાના સાથીદારો હતા; અને જ્યારે, કોઈ મતભેદ ઉત્પન્ન થાય છે ત્યારે વ્યક્તિગત અણગમાને દૂર કરવા માટે ખૂબ જ સંયમની આવશ્યકતા રહે છે. સફળ સંસદીય લોકતંત્રનો આધાર પ્રજામાં પરસ્પર આદરભાવ, સહિષ્ણુતાની ભાવના તથા જુદા જુદા દૃષ્ટિકોણના સમન્વય પર રહેલો છે.

ઉપરોક્ત પાર્શ્વભૂમિકામાં હવે આપણે એ જોઈએ કે દેશમાં સંસદે તથા વિધાનસભાઓએ શું પ્રદાન કર્યું છે. આપણી ધારાસભાઓ નિઃશંક રીતે લોકતંત્રીય આધાર પર રચાયેલી છે. આપણે ત્યાં

હોવું જોઈએ. તેથી નગરપાલિકાને પોતાના દરેક કાર્યમાં એ વાતનું સ્મરણ રહેવું ઘટે કે તે એવી જનતાની એ પ્રકારની જરૂરિયાતો પૂરી પાડે છે જેનું મોટા ભાગનું હિત દેશની અર્થવ્યવસ્થાને તથા આવી સમાજવ્યવસ્થાને અનુરૂપ હોય.

(૩) શાસનનો દૃષ્ટિકોણ પણ અનિવાર્યપણે સ્વરાજ્યમય હોવો જોઈએ. આપણા સ્વરાજ્યના આદર્શમાં દરેક વ્યક્તિનું સુખ અભિપ્રેત છે, જેનો અર્થ ત્રીસ કરોડ નાગરિકો પૈકી દરેકની નૈતિક તથા ભૌતિક જરૂરિયાતોને પૂરી પાડવાનો છે. ખાદીનું આપણું અર્થશાસ્ત્ર, આપણા સામાજિક કાર્યક્રમો—જેમાં અસ્પૃશ્યતા નિવારણ પણ આવી જાય છે—વગેરે તમામ કાર્યો આપણા કલ્પિત સ્વરાજ્યનાં પ્રતીક છે. તેથી જ, નગરપાલિકાએ પણ આ જ દૃષ્ટિકોણ અનિવાર્યપણે અપનાવવો જોઈએ અને નગરપાલિકાના કાર્યક્રમો અને એની આર્થિક સ્થિતિ પર આવાં દૃષ્ટિકોણનો પ્રભાવ હોવો જોઈએ.

(૪) મ્યુનિસિપલ શાસને જનતા સાથે જીવંત સંપર્ક રાખવો જોઈએ. વહીવટ જીવંત હોવો જોઈએ; અને નગરપાલિકા કદી જડ કાર્ય કરતી, નિયમો અને કાનૂનોનું પાલન કરતી-કરાવતી એક નિષ્પ્રાણ યંત્ર જેવી કેવળ નહિ બની જવી જોઈએ.

કોઈ પણ શાસનમાં સૌથી વધારે કમજોરી અને ખતરાનું ખાસ મૂળ એ છે કે જે લોકો સત્તા પર બેઠા છે તેઓ પોતે જ શાસનના એ જડ યંત્રમાં લોપ થઈ જાય છે. જ્યારે વહીવટ વિસ્તૃત બને છે ત્યારે તો એ સાફ વાત છે કે એને ચલાવવા માટે યંત્ર—'મશીનરી'—હોવું જોઈએ અને વહીવટ જેટલો વિસ્તૃત હશે એટલા જ પ્રમાણમાં નિયમબદ્ધતાઓ પણ રહેવાની; જેના ફલસ્વરૂપ વિલંબ થવાનો તથા સાચો ન્યાય પણ પ્રાપ્ત નહિ થઈ શકવાનો.

તુલનાત્મક દૃષ્ટિકોણથી, નગરપાલિકાઓ નાનાંનાનાં શાસનો છે, અને એ કારણે પ્રમાણમાં ઓછું રેકર્ડ તથા ફાઈલો હોવાથી તથા સર્વસામાન્ય વહીવટી 'લાલ-ફીતાશાહી'થી પણ એ બચી ગઈ હોવાથી અધિક સફળતા મળવાની શક્યતા રહે છે. ખેર, એ જે હોય તે, એ ભૂલવું નહિ જોઈએ કે શાસનનો ઢાંચો આપણાં નિશ્ચિત લક્ષ્ય તરફ પહોંચવા માટે એક સાધનમાત્ર છે. લક્ષ્ય તો આપણા પ્રદેશના દરેક નાગરિકનાં સુખ-સમૃદ્ધિ તથા સુવિધાઓ છે. માનવીય સંસ્થાઓમાં પૂર્ણતા હોવી તો અસંભવ છે, પરંતુ તેમ છતાં ય દરેક નાગરિકને બનતો વધુ સુખી અને સમૃદ્ધ કરવા માટે અને એનાં કષ્ટો દૂર કરવા માટે સર્વોત્તમ પ્રયત્નો કરવાને વાસ્તે આપણે કટીબદ્ધ છીએ. સમસ્યા એ છે કે આવા શાસકીય યંત્ર—મશીનરી—નું નિર્માણ કરીને પછી સમતુલા કેવી રીતે કાયમ જાળવી રખાય જે ખૂબ દક્ષતાપૂર્વક ચાલે અને પોતાની ક્રિયાશીલતા અર્થાત્ જીવંતપણું ન ગુમાવે. આ એક અત્યંત મુશ્કેલ સમસ્યા છે એમાં શંકા નથી. પરંતુ મારા અભિપ્રાય મુજબ, જો આપણે એમ શ્રદ્ધા ધરાવતા હોઈએ કે આદર્શ રાજ્ય એ છે જેનું કાર્ય ઓછામાં ઓછા નિયમો અને કાયદાઓથી ચાલે અને વ્યક્તિગત જીવનમાં ઓછામાં ઓછી દખલ કરે અને પ્રજાજનો સ્વૈચ્છિક તથા કુશળતાભર્યા સહયોગ એમની મેળે કરતા જાય અને એ રીતે સરસ આગેકૂચ કરે તો આવાં નાનાં નાનાં શાસનોનાં પ્રયોગો દ્વારા આ પ્રશ્નનો તોડ અવશ્ય કાઢવો જ રહ્યો. સર્વસામાન્ય જનતાને ઊંચી સપાટીએ લઈ જવાનું કાર્ય કરવાની જવાબદારી આપણે માથે છે. મારી શ્રદ્ધા છે કે મ્યુનિસિપલ શાસન આ દિશામાં એક અજોડ તક ઊભી કરી આપે છે. પરસ્પર સહકાર અને સામાજિક હિતને વાસ્તે વ્યક્તિની સ્વૈચ્છિક આધિનતા અર્થાત્ નગરપાલિકાનાં બીજાં કેટલાંય કાર્યોમાં આવા ગુણો વડે પ્રગતિ સિદ્ધ કરે. જે નાગરિકો સુખ-સંપન્ન બની ચૂક્યા છે એવા નાગરિકો દેશવ્યાપી અથવા તો પોતપોતાના પ્રાંતોની મોટામોટી સમસ્યાઓ હલ કરવામાં એ જ પ્રકારની નિપુણતાથી કાર્ય કરશે. અને મારા ધારવા મુજબ પ્રાન્તીય અગર કેન્દ્રિય સરકારને નગરપાલિકાઓની આ સહુથી મોટી દેણ બની રહેશે.

પરંતુ, આ ત્યારે જ શક્ય બને તેમ છે જ્યારે આપણી પાસે સુયોગ્ય અર્થાત્ નિપુણ તથા જીવંત દિલ ને દિમાગના તથા બાંધછોડથી કાર્ય કરનારા કાર્યકર્તાઓ હોય. સ્વતંત્રતા પ્રાપ્ત થવાની સાથે રાષ્ટ્રનું નિર્માણ કરવામાં આપણી સમક્ષ ઊભા થયેલા વિશાળ કાર્યને




## સમાજવાદના શિલ્પી
## અર્લ ક્લેમેન્ટ રિચર્ડ ઍટલી

**(જન્મ: જાન્યુઆરી ૩, ૧૮૮૩
અવસાન: ઑક્ટોબર ૮, ૧૯૬૭)**

**સમાજવાદના** સાચા શિલ્પી, પક્ષીય રાજકારણના સમાધાનકારી સમન્વયયુક્ત સેતુ, આંગળીને વેઢે ગણી શકાય તેવા ચુનંદા બ્રિટિશ રાજકીય મુત્સદ્દી, સ્વભાવે વિનમ્ર, શાંત, ઋજુ અને સૌમ્ય વિચારક એવા અર્લ ક્લેમેન્ટ રિચર્ડ ઍટલીનું અવસાન તા. ૮ ઑકટોબર ૧૯૬૭ને રોજ ૮૫ વર્ષની જૈફ વયે લંડનની વેસ્ટ-મિન્સ્ટર હૉસ્પિટલ ખાતે થયું. તેમનો જન્મ લંડનમાં જાન્યુઆરી ૩, ૧૮૮૩ને રોજ થયો હતો.

ઍટલીનું જીવન ભાતીગળ અને વૈવિધ્યપૂર્ણ રહ્યું છે. ગુલામીના તેઓ પ્રખર અને કટ્ટર વિરોધી હતા. કિશોર અવસ્થામાં તેમણે ગરીબાઈનાં દર્શન કરેલાં ત્યારથી જ તેમના અંતઃસ્થળમાં ને ગરીબીને નિર્મૂળ કરવાની નેમ દઢીભૂત થઈ હતી. સમય જતાં આ ભાવનાએ સાકાર સ્વરૂપ ધારણ કર્યું અને પરિણામે એશિયાના નવોદિત રાષ્ટ્રોને સ્વાતંત્ર્યની અણમોલ ભેટ આપવામાં ઍટલીનો ફાળો ગણનાપાત્ર બન્યો હતો.

હેલબરી કૉલેજમાં ઍટલીએ શિક્ષણ લીધું હતું. ત્યાર બાદ ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં કૉલેજમાં ગયા અને ત્યાં આધુનિક ઇતિહાસમાં વિશેષ યોગ્યતા સાથે તેમણે પદવી સંપાદન કરી. સને ૧૯૦૫માં ઍટલીએ વકીલાતના ધંધાની શરૂઆત કરી.

એક નાનકડા પણ નોંધપાત્ર બનાવે ઍટલીના જીવનમાં, વિચારધારામાં અને જાહેર જીવનમાં જબ્બર ક્રાન્તિ સર્જી હતી. તેમણે એક સ્થળે ગરીબ લોકોનાં દુઃખ જોયાં. આ દશ્યથી તેમનું હૃદય ભીંજાયું, દ્રવ્યું અને કરુણ બન્યું. આ ઘટના વિષે ઍટલી પોતાના જ શબ્દોમાં લખે છે કે:–'એ વિસ્તારમાં રહેતા લોકોની પરિસ્થિતિ મેં નજીકથી જોઈ ત્યારે તેનાં કારણોનો અભ્યાસ કરવાનું અને સમાજના જે વર્ગનો હું પ્રજાજન હતો તેના વિષેના ખ્યાલોની પુનર્વિચારણા કરવાનું મને સૂઝયું. હું સમાજવાદ અંગીકાર કરનાર એક ઉત્સાહી સભ્ય બન્યો...' આમ, તેઓ સમાજવાદ તરફ ઢળ્યા હતા. ઍટલી જૉન રસ્કિન અને વિલિયમ મૉરિસના ખાસ સમર્થક હતા. બીજી બાજુ, કાર્લ માર્કસના સમાજવાદના તેઓ કડક સમીક્ષક હતા. સમય જતાં તેમણે વકીલાતના ક્ષેત્રનો ત્યાગ કર્યો અને મિ. અને મિસિસ સિડ્‌ની વેબ સાથે જાહેર જીવનની સેવાનો ધર્મ સ્વીકાર્યો. સને ૧૯૧૦માં ઍટલી એક વર્ષ માટે ટૉયન્બી હૉલના સચિવ તરીકે રહ્યા. સને ૧૯૧૩માં વિશ્વવિખ્યાત લંડન સ્કૂલ ઑફ ઈકૉનૉમિક્સમાં તેઓ સમાજ વિજ્ઞાનના પ્રાધ્યાપક બન્યા. આ વિદ્યામંદિરમાં તેમણે સને ૧૯૧૩થી સને ૧૯૨૩ સુધી શિક્ષણ ક્ષેત્રે કામગીરી બજાવી.

સને ૧૯૧૯માં ઍટલી સ્ટેપ્નીના મજૂર પક્ષના પ્રથમ મેયર તરીકે પસંદગી પામ્યા હતા. ત્યાર બાદનાં છ વર્ષો સુધી તેમણે ઑલ્ડરમેન તરીકે તે પદ શોભાવ્યું હતું. સને ૧૯૨૨માં ઍટલી સ્ટેપ્નીના વિસ્તારમાંથી પ્રથમ મજૂર સભ્ય તરીકે પાર્લમેન્ટના સભ્ય તરીકે ચૂંટાયા હતા. વિરોધ પક્ષના નેતા મિ. રેજસી મૅકડૉનલ્ડના સંસદીય અંગત મંત્રી તરીકે ઍટલીની વરણી થઈ. ઍટલી સને ૧૯૨૪માં મજૂર સરકારમાં યુદ્ધ ખાતાના ઉપમંત્રી બન્યા.

સને ૧૯૨૭માં ઍટલી લૉર્ડ સાયમન કમિશનના એક સભ્ય તરીકે નિમાયા. આ હોદ્દાની રૂએ ઍટલીને ભારતના પ્રવાસોની અનેક તકો સાંપડી. આથી તેમણે ભારતનો વિસ્તૃત પ્રવાસ કર્યો અને ભારતના તમામ પ્રાન્તોનો પ્રવાસ ખેડી સમગ્ર ભારતનો ગાઢ પરિચય મેળવ્યો. કમિશનના સભ્ય તરીકે અને ભારતના પ્રવાસ મારફતે ઍટલીને ભારતનાં રાજકારણ, સમાજ, ધર્મ, સંસ્કૃતિ, ઇતિહાસ, લોક-જીવન અને ભારતીય દષ્ટિબિંદુનો પ્રત્યક્ષ અભ્યાસ, અનુભવ અને દર્શન થયાં. આ બહોળો અનુભવ ઍટલી માટે ભાવિના એક ભાથા રૂપે મળ્યો હતો અને તે એક સાંકેતિક ઘટના હતી.

# સંસદ અને એનું મહત્ત્વપૂર્ણ પ્રદાન

ગણેશ વાસુદેવ માવળંકર

[લોકસભા સચિવાલય, નવી દિલ્હી તરફથી ઑક્ટોબર ૧૯૫૭માં પ્રકાશિત હિન્દી પુસ્તક 'गणेश वासुदेव मावळंकरः भाषण और लेख'માં પૃ. ૧૨૩-૧૨૬ પર પ્રસિદ્ધ થયેલ દાદાસાહેબના મૂળ અંગ્રેજી લેખના હિન્દી અનુવાદનો ભાવાનુવાદ.]

અમૃતસરમાં ભરાનાર ભારતીય રાષ્ટ્રીય મહાસભા (કૉંગ્રેસ)ના અધિવેશનના અવસર પર પ્રગટ થનારા સ્મૃતિગ્રંથ માટે એક લેખ લખવાને વાસ્તે સ્વાગત સમિતિ દ્વારા સૂચવવામાં આવેલો ઉપરનો આ વિષય ખૂબ જ રસિક છે. સાથે સાથે હું એમ માનું છું કે સંસદની સફળતાઓ વિશે નિર્ણય બાંધવાનું અત્યારે ઘણું વહેલું છે. ખાસ કરીને મારા જેવા માણસને માટે, જે લોકસભાના પદ ઉપર બેઠેલ છે, એને માટે તો આ કામ સવિશેષ મુશ્કેલ બની જાય છે. તેમ છતાં હું થોડી ધૃષ્ટતા કરી રહ્યો છું. નિર્ણય બાંધવાનું આ કાર્ય હું કંઈક ક્ષોભ સાથે કરી રહ્યો છું; કારણ કે હું માનું છું કે વર્તમાન સંક્રમણકાલિન અને નિર્ણાયક યુગમાં જ્યારે આપણે લોકતંત્રનો પાયો ઊંડાણથી તથા સુદૃઢ રીતે નાખવાની મથામણ કરી રહ્યા છીએ તે વખતે આપણે આપણી તરફ પણ જોવું ઘટે અને કંઈક આત્મનિરીક્ષણ પણ કરવું ઘટે.

આ દેશના જાહેર જીવનમાં અત્યારે કૉંગ્રેસ સૌ કરતાં આગળ છે અને કંઈ નહિ તો આવતાં થોડાં વર્ષો સુધી અગ્રેસર ચાલુ રહેશે. લોકો કૉંગ્રેસમાં વિશ્વાસ મૂકે છે એનાં કારણોમાં કૉંગ્રેસની ભૂતકાળની સફળતાઓ, એના નેતાઓનું બલિદાન તથા રાષ્ટ્રને માર્ગદર્શન કરવાની એની ક્ષમતા છે. એ પણ ધ્યાનમાં રાખવું ઘટે કે કૉંગ્રેસ જેટલી સંગઠિત તથા વ્યવસ્થિત તંત્રવાળી કોઈ બીજી સંસ્થા આજ સુધી દેશમાં નહોતી અને આજે પણ નથી. આજે કોઈ એવો બીજો પક્ષ નથી જેનું સંગઠન દેશવ્યાપી હોય, જેની પ્રતિષ્ઠા હોય તથા જેનું નેતૃત્વ વિશ્વાસપાત્ર નેતાગણ કરી રહ્યું હોય.

તેમ છતાં કોઈ આ વસ્તુને સારી ગણે કે ન ગણે, વાસ્તવિકતાઓ તરફ આપણે લક્ષ્ય આપવું રહ્યું અને માનવું પણ રહ્યું કે સ્વરાજ્ય મળ્યા પછી હવે ભારતીય રાષ્ટ્રીય મહાસભા સમગ્ર રાષ્ટ્રની એકમાત્ર પ્રતિનિધિ રહી નથી. મારો કહેવાનો આશય એવો નથી કે એનો (કૉંગ્રેસનો) દૃષ્ટિકોણ રાષ્ટ્રીય રહ્યો નથી, અથવા તો એનો આદર્શ કે સ્વરાજ્યની એની કલ્પના બદલાઈ ગયેલ છે. પરંતુ, સ્વરાજ્ય મળ્યા પહેલાં જે રીતે બધી વિચારધારાઓ અને પ્રવૃત્તિઓવાળી–તથા જીવનની નીતિરીતિ, આર્થિક વિકાસ અને વિવિધ એવી બાબતો પ્રત્યે જેઓ રાષ્ટ્રીય હિતો પર અસર પાડે છે એવી ભિન્ન ભિન્ન અભિપ્રાયો ધરાવતી–વ્યક્તિઓ કૉંગ્રેસમાં એકત્ર હતી એવી આજે હવે રહી નથી. કૉંગ્રેસનો કાર્યક્રમ તાજેતરનાં વર્ષોમાં વસ્તુતઃ અથવા સારાંશે રાજનૈતિક સ્વરૂપનો રહ્યો છે, કારણ કે એનું મુખ્ય કાર્ય વિધાનસભાઓ માટેની ચૂંટણીઓ લડવાનું તથા પોતાના આદર્શોને વિવિધ ક્ષેત્રોમાં અમલી બનાવવા માટે સરકાર રચવાનું બની ગયું છે. વાસ્તવમાં કૉંગ્રેસ દેશની સરકાર બની ગઈ છે. કાયદો તથા વ્યવસ્થા ચાલુ રાખવા માટે કૉંગ્રેસને અનેક વિકટ સમસ્યાઓનો સામનો સતત કરવો પડે છે તથા વહીવટની સમસ્યાઓનો અને હર તરેહની સાંપ્રદાયિક, પ્રાંતીય તથા વિચારધારા-સંબંધક સંઘર્ષોમાંથી ઉત્પન્ન થનારી સમસ્યાઓનો સામનો અવારનવાર કરવો પડે છે.

એનું પરિણામ એ આવ્યું છે કે કૉંગ્રેસ સંસ્થા બિનસરકારી સાધનો દ્વારા રાજકીય અને રાષ્ટ્રનિર્માણના કાર્યક્રમો ચાલુ રાખી શકી નથી. રાષ્ટ્રીય સરકારની રચના બાદ એક વિચારધારા એમ પણ જોર પકડતી રહી છે કે લોકો દ્વારા કોઈ પણ રચનાત્મક કાર્યક્રમને અમલી બનાવવા માટેના કોઈ ક્ષેત્ર અગર આવશ્યકતાને વાસ્તવમાં હવે કોઈ અવકાશ રહેતો નથી. રાજ્ય એ કલ્યાણ રાજ્ય છે અને જવાબદારીઓ એને સોંપાઈ ગયેલી છે એટલે કૉંગ્રેસનું કાર્ય એટલું જ રહે છે કે વિધાનસભાઓમાં સત્તા માટેની બહુમતી સિદ્ધ થાય તથા એ રીતે સરકારી સંસ્થા દ્વારા કલ્યાણ રાજ્યનું ઇચ્છિત લક્ષ્ય પૂર્ણ બની

સર વિન્સ્ટન ચર્ચિલ સાથે સહયોગ, સહકાર, સમાધાન, સમજ અને એકદમ તાદાત્મ્યની ભાવનાથી અદ્દભૂત કામગીરી બજાવી હતી. સને ૧૯૪૨થી સને ૧૯૪૫સુધી ઍટલી બ્રિટનના નાયબ વડા પ્રધાન તરીકે રહ્યા હતા. યુદ્ધ સમયે તેમણે પોતાના રાષ્ટ્ર માટે અપાર દેશભક્તિ, ત્યાગ અને સાચા સહકારની ભાવના વડે એક વિરોધ પક્ષના વડા પ્રધાન સાથે કેવી રચનાત્મક કુનેહ અને વિવેકબુદ્ધિથી ઍટલી મહોદયે કામ કર્યું તેનો દાખલો ખરેખર અજોડ બની રહેશે. રાષ્ટ્રીય એકતા, રાષ્ટ્રનું સંરક્ષણ અને કટોકટીના સમયે પક્ષના વિલોપન અને સિદ્ધાંતોને નેવે ન મૂકતાં બુદ્ધિ-યુકત વડે દેશના રક્ષણ માટે બે વિરોધ પક્ષોના નેતાઓની કામગીરી રાજકીય ક્ષેત્રે એક અચ્છો આદર્શ પૂરો પાડે છે.

## સમાજવાદી સમાજ-રચના

યુદ્ધ બાદ ૧૯૪૫-૧૯૫૧ સુધીનાં મહત્ત્વનાં વર્ષોમાં ઍટલી વડા પ્રધાન બન્યા હતા. આ વર્ષો રાષ્ટ્રીય તેમજ આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનાં હતાં. સમાજવાદનો પ્રયોગ અને વિકાસ આ સમય દરમિયાન અત્યંત વેગથી થયો હતો. દેશમાં રાષ્ટ્રીયકરણનાં પગલાં પ્રગતિકૂચ કરતાં હતાં અને રાષ્ટ્રસમૂહમાં પણ ભારે ફેરફારો થતા હતા. ભારત, પાકિસ્તાન અને સિલોન સ્વતંત્ર રાષ્ટ્રો બન્યાં. બર્મા અને પ્રજાસત્તાક આયર્લેન્ડે રાષ્ટ્રસમૂહમાંથી બહાર રહેવાનું સ્વીકાર્યું વિદેશી ક્ષેત્રે (U. N. O) સંયુક્ત રાષ્ટ્રસંઘનો પ્રારંભ, બ્રસેલ્સ અને ઉત્તર આટલાંટિક કરારો, કોરિયાની સમસ્યા, વગેરે ઘટનાઓ આ સમય દરમિયાન નોંધપાત્ર હતી.

ઍટલીની મજૂર સરકારે પોતાના શાસનકાળ દરમિયાન બૅન્ક ઑફ ઈંગ્લેન્ડ, કોલસો, પોલાદ, ગૅસ અને વીજળી, વાહનવ્યવહાર, વગેરે ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કર્યું હતું, તથા રાષ્ટ્રીય આરોગ્ય સેવા દાખલ કરી હતી. સંયોગવશાત્ ભારતના પ્રથમ વડા પ્રધાન પણ સમાજવાદી વિચારધારાના પુરસ્કર્તા હતા અને ઍટલી પણ સમાજવાદી વિચારધારાના સમર્થ હિમાયતી હતા. ભારતના સત્તાપલટાનું કાર્ય અત્યંત તીવ્ર ગતિથી થાય તેવી ખેવના ઍટલી સેવતા હતા અને તેથી જ ઍટલી માનતા હતા કે આ સત્તાપલટાનું આખરી કાર્ય કરવા માટે લૉર્ડ માઉન્ટબૅટન કરતાં કોઈ વધુ લાયક વ્યક્તિ ન હતી. ઍટલીએ ભારતને ઝટ સ્વરાજ હાંસલ થાય તેવી સ્પષ્ટ સૂચના લૉર્ડ માઉન્ટબૅટનને આપી વાઈસરૉય પદે તેમને ભારત મોકલ્યા હતા. આ સમય દરમિયાન ઍટલી અને પં નેહરુ ગાઢ સંપર્કમાં આવેલા. બંને સમાજવાદના શિલ્પીઓ, નવોદિત રાષ્ટ્રોના કલ્યાણકર્તાઓ અને શાંતિના દૂત તરીકે ઇતિહાસમાં સદાય અંકિત થશે.

## વિશ્વનું પર્યટન

સને ૧૯૫૧માં મજૂર પક્ષે સત્તા છોડી ત્યાર બાદ ઍટલી વિશ્વપ્રવાસે ખૂબ ફર્યા. તેમને આંતરરાષ્ટ્રીય સહકાર કેળવવાના આંદોલનમાં ઊંડો રસ હતો અને તેઓ વિશ્વસંસદ મંડળના એક સક્રીય સભ્ય હતા. ઍટલીએ સને ૧૯૫૩માં રંગૂન ખાતે ભરાયેલી એશિયાઈ સમાજવાદી પરિષદમાં હાજરી આપી હતી. તે વખતે સને ૧૯૫૩માં ઍટલી ભારત પણ પધાર્યા હતા. ભારત સરકારના આમંત્રણને માન આપી ફરીથી સને ૧૯૫૬માં ઍટલી દંપતી ભારત પધાર્યા હતાં. ફરીથી સને ૧૯૬૧માં ઍટલી 'આઝાદ સ્મારક વ્યાખ્યાનો' આપવા ભારત પધાર્યા હતા. લૉર્ડ ઍટલીને સને ૧૯૪૫માં કમ્પેનિયન ઑફ ઑનર અને સને ૧૯૫૧માં ઑર્ડર ઑફ મેરિટનાં માન એનાયત થયાં હતાં. તેઓ રૉયલ સોસાયટીના સભ્ય હતા. તેઓ ઉમરાવ સભાના સભ્ય બન્યા ત્યાર બાદ તેમને સને ૧૯૫૬માં નાઈટ ઑફ ગાર્ટરનું વિશેષ માન અર્પણ થયું હતું.

ઍટલી મુખ્યત્વે એક રાજકારણી પુરુષ હતા. છતાં તેમને અધ્યયન-અધ્યાપનનો ભારે શોખ હતો. તેમણે રાજકારણ વિષે અખબારોમાં અનેક મનનીય લેખો લખ્યા છે. ઑક્સફર્ડમાં આપેલાં તેમનાં વ્યાખ્યાનો 'એમ્પાયર ઈન્ટુ કૉમનવેલ્થ' શીર્ષકમાં હેઠળ પ્રસિદ્ધ થયાં છે. તેમનો 'લેબર પાર્ટી ઈન પર્સ્પેક્ટિવ' નામનો ગ્રંથ જાણીતો છે. સને ૧૯૬૧માં 'એ પ્રાઈમ મિનિસ્ટર રીમેમ્બર્સ' નામનો ગ્રંથ ઍટલી અને ફ્રાન્સિસ વિલિયમ્સના સંયુક્ત લેખન-સંપાદન હેઠળ પ્રગટ થયો છે.

આવા સમર્થ માનવસેવા પ્રેરિત પ્રખર મુત્સદ્દી રાજકીય વિભૂતિને ભારત ભવ્ય અંજલિઓ અર્પણ કરે છે. સત્યનિષ્ઠા, નમ્રતા, વિવેક, શ્રદ્ધા, હિંમત

પુખ્ત વય મતાધિકાર દ્વારા ચૂંટણીની એક સ્પષ્ટ અને સુંદર પ્રણાલિકા છે અને એ બહુ ગૌરવની વાત છે કે ૧૯૫૨ની સાલમાં થયેલી આપણી રાષ્ટ્રવ્યાપી ચૂંટણીએ એવું પૂરવાર કરી આપ્યું છે કે સામાન્ય ભારતીય મતદાર નિરક્ષર ભલે હોય, અને એ કારણે એને ભૂલમાં અશિક્ષિત ભલે કહેવામાં આવતો હોય, તેમ છતાં એ ભારે સમજદારીવાળી વ્યક્તિ છે જે બરાબર જોઈ-વિચારી શકે છે કે કયા પક્ષને ચૂંટીને સરકાર રચવા માટે મોકલવો. વિધાનસભાઓનું કામકાજ પણ એ જ રૂપમાં ચાલી રહ્યું છે જેવું કે પશ્ચિમના લોકતંત્રીય દેશોની વિધાન સભાઓમાં ચાલતું જોવા મળે છે. તેમ છતાં હું એમ કહેવાની ધૃષ્ટતા કરીશ કે એક રાષ્ટ્ર યા જનતાના સ્વરૂપે લોકતંત્રનો આત્મા આપણે હજી શોધવો રહ્યો. આપણી પાસે એ માટેની બધી સુવિધાઓ છે અને એનું માળખું આપણે ત્યાં છે, પરંતુ એનો આત્મા હજી પ્રગટ થયો નથી. લોકતંત્ર કેવળ બાહ્ય રૂપ કે માળખાનો જ વિષય નથી, બલકે એ જીવનની એક રીતિ પણ છે.

લોકસભાના અધ્યક્ષની હેસિયતમાં દેશની જુદી જુદી વિધાનસભાઓમાં બેઠેલા પદાધિકારીઓ સાથે સંપર્કમાં આવવાના તથા દેશની વિધાન સભાઓ કઈ રીતે કાર્ય કરી રહી છે તે જાણવાના અનેક અવસર મને પ્રાપ્ત થયા છે. આ બધા પદાધિકારીઓ ૧૯૫૦ની સાલથી માંડીને દર વર્ષે લોકતંત્રની જુદી જુદી સમસ્યાઓ પર ચર્ચા-વિચારણા કરવા સારુ એકમેકના અનુભવો તથા વિચારોની આપ લે કરવા સારુ, તથા ભારતમાં લોકતંત્રનો વિકાસ કરવા માટે સર્વશ્રેષ્ઠ ઉપયોગી પ્રથાઓમાં વિકાસ કરવા સારુ યોજાતાં સંમેલનોમાં સામેલ થતા રહ્યા છે. આપણી પ્રગતિ ધીમી છે. એનું મુખ્ય કારણ એ છે કે બધા—મોટા કે નાના—પક્ષો યા વર્ગો વચ્ચે એકમેક વચ્ચે પરસ્પર અસહિષ્ણુતા છે, જેને પરિણામે ભયની લાગણી ઊભી થાય છે અને પોતપોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાની સ્વતંત્રતા નાશ પામે છે. એવું પણ કંઈક વલણ છે કે જે વ્યક્તિ આપણી સાથે સહમત થતી નથી તેને આપણે આપણા વિરોધીઓ સમજી લઈએ છીએ, અને એનું પરિણામ એ આવે છે કે લોકોની ભાવનાઓ દબાઈ જાય છે તથા ભયની લાગણી પ્રગટ થાય છે. સમાજમાં નિર્ભયતા અને એકતાની ભાવનાઓનો એકંદરે વિકાસ થવાથી આ બાબતો દૂર થશે અને સહુ લોકો જાહેર હિત તથા રાષ્ટ્રીય કલ્યાણની દિશામાં વિચાર કરતાં થશે.

આપણી વિધાનસભાઓ દ્વારા એક સમાન વિચાર, ચર્ચા અને કાયદાના નિર્માણ દ્વારા આ પ્રયત્નો થઈ રહ્યા છે.

સંસ્કૃતિ તથા તત્ત્વજ્ઞાનના વિષયોમાં સમગ્ર ભારત સંઘમાં એકંદરે એકતા છે ખરી, તો પણ છેલ્લી કેટલીક સદીઓમાં સામ્રાજ્યવાદ, જાતિવાદ અને પ્રાંતીયતાવાદનો દૃષ્ટિકોણ આપણા ઉપર સવાર થઈ ગયો છે. અંગ્રેજી હકૂમતે રાજકીય એકતા તો ઠીક ઠીક પેદા કરી હતી, પણ એનાથી સામાજિક એકતાનો ઉદ્ભવ થયો નહોતો; બીજી તરફ, વર્ગીય અને સાંપ્રદાયિક પ્રાંતીય વિચારધારાઓને પ્રોત્સાહન અપાયું હતું અને આજે પણ આપણા મગજ એવાં બધાં સંકુચિત વિચારો તથા દૃષ્ટિકોણો પ્રત્યે આકર્ષિત રહ્યાં છે. તેથી, એક સુદૃઢ અને ન્યાયી લોકતંત્રનો પાયો રચવાને માટે સામાજિક એકતાની ખૂબ જ આવશ્યકતા છે. અખંડિત ચારિત્ર્ય તથા સેવાભાવનાની ઉચ્ચ સપાટીની પણ અનિવાર્ય જરૂર છે. સંસદીય લોકતંત્રની સફળતા એવા પ્રકારના સામાજિક સુધારાઓ સાથે સવિશેષ સંબંધકર્તા છે જેમાં કર્તવ્યભાવના, ન્યાયભાવના, સમાનતાની ભાવના તથા એ સહુના કળશ રૂપે સમાન હિત અને એકતાની ભાવના વાસ્તવમાં હોય.

ફેરફારો ધીમી ગતિએ અને અદૃશ્ય રૂપે થઈ રહ્યા છે. આપણી વિધાનસભાઓ દ્વારા આપણે કેટલીક સારી પ્રથાઓ પ્રસ્થાપિત કરેલી છે, જે થોડા સમયમાં સંસદીય લોકતંત્રના વિકાસમાં ખૂબ સહાયક પૂરવાર થશે એવો મને વિશ્વાસ છે. આ બાબતમાં સંસદ જે પ્રદાન કરી રહી છે તે બધી વિધાનસભાઓ માટે એક માર્ગદર્શક તથા આદર્શ પ્રતીકના રૂપમાં છે અને આ વસ્તુ એકંદરે લોકતંત્રને માટે ખૂબ જ મહત્ત્વપૂર્ણ પ્રદાન છે.

*

ડાલ્ટન, સ્ટ્રેચી અને ગેઈટસ્કેલ જેવા મહા મુત્સદ્દીઓએ વિદાય લીધી. અને છેલ્લે ચર્ચિલ અને ઍટલી પણ આથમ્યા. બ્રિટનના રાજકારણની વિશેષ ખૂબી એ રહી છે કે ત્યાંના રાજકીય ક્ષેત્રે રાજકીય પુરુષો અધ્યયનશીલ રહ્યા છે. ઍટલી પણ સને ૧૯૧૩થી સને ૧૯૨૩ સુધી સ્કૂલ ઑફ ઇકૉનૉમિક્સમાં વ્યાખ્યાતા હતા. વીસમી સદીના વિરલ વડા પ્રધાનોમાં શાંતિ પ્રેમી અને શાંતિના ઉપાસક તરીકે ઍટલીને બિરદાવવામાં આવે છે. ભારતની આઝાદીના ગૂંચવાડાભરેલા પ્રશ્નોને પોતાની સાફ અને નિર્મળ વિવેકબુદ્ધિથી તત્કાળ સમજી શકવાની તેમનામાં વેધક શકિત હતી.

ઍટલીએ તથા તેમના સાથીઓએ સમાજવાદનો અંગીકાર સમજપૂર્વક કરેલો. આ સંદર્ભમાં તેમના જ શબ્દો આ પ્રમાણે છેઃ

"I was not converted by the logic of Karl Marx. Most of us became socialists through our hearts first and our heads afterwards. It was certainly so with me". આમ, ઍટલીનો સમાજવાદ સ્વયં-સ્ફૂરિત, જાત-અનુભવ આધારિત અને બૌદ્ધિક પણ હતો.

## ભારત પરત્વે ઍટલીનો પ્રેમ

૧૯૬૦માં ઍટલીએ પોતાના એક વ્યાખ્યાનમાં નીચે પ્રમાણે જણાવેલું અને તે ઉપરથી અનુમાન કરી શકાશે કે ભારત માટેની તેમની લાગણીઓએ તેમની કિશોર અવસ્થામાં અંકુરિત થઈ હતી અને કાળક્રમે તે કેવી સુન્દર રીતે ફૂલીફાલીને વટવૃક્ષ પામેલી તે સ્પષ્ટ થાયછે:

"On the wall of the School hung a great map with large portions of it coloured red. It was an intoxicating vision for a small boy, for, as we understood it, all these people were strong silent men, civil servants and soldiers as portrayed by Kipling. We believe in our great imperial mission. We knew little of the steamy side of empire, of the financiers and dubious characters behind our empire builders. Hilaire Belloc was to enlighten us later." આવા એક વિચક્ષણ, દૂરંદેશી દષ્ટિસંપન્ન, ભાવાત્મક, શાંતિપ્રિય, પ્રખર મુત્સદ્દી અને પીડિત પ્રજાના ઉત્થાનમાં જેમણે અત્યંત યોગદાન કર્યું છે તેવા વિરાટ રાજકીય પુરુષને ભારત પોતાની અંજલિઓ આપી કૃતકૃત્ય બને છે. બ્રિટનના સમાજવાદના ઇતિહાસમાં મરહૂમ ઍટલીનું નામ, વિચારો, કર્તવ્યો અને કાર્યક્રમ દ્વારા ચિરસ્મરણીય રહેશે.

સ્વરાજ્યનો સૂરજ ભારતના વિરાટ લલાટમાં ત્વરિત ગતિએ પ્રગટે તેવી શુભાકાંક્ષા અર્લ ઍટલીની હતી. બ્રિટને અને વિશ્વે એક પરદુઃખભજન સુહૃદ સજ્જન ગુમાવ્યો છે. પરમાત્મા અર્લ ઍટલી મહોદયના આત્માને શાંતિ અર્પે તેવી અભ્યર્થના છે.

**–બહેચરભાઇ મણીલાલ પટેલ**

## દેશીકોત્તમ કલાકાર શ્રી નંદલાલ વસુ

શ્રી નંદલાલ વસુ બિહારના મોંઘીર જિલ્લાના ખરકપુર ગામમાં સને ૧૮૮૨ના ડિસેમ્બરની ત્રીજી તારીખે જન્મ્યા હતા. કૉલેજના પ્રથમ વર્ષમાં પહોંચ્યા ત્યાં સુધીમાં તેમણે પોતાનો ચિત્રકળા પ્રેમ સંપૂર્ણપણે પ્રગટ કરી દીધો હતો. તેમના પિતાશ્રી તેમને કૉમર્શિયલ કૉલેજમાં મૂકવા માગતા હતા પણ તેમના પિત્રાઈ ભાઈ અતુલમિત્ર ગવર્નમેન્ટ આર્ટ સ્કૂલમાં ક્રાફ્ટ્સમૅનના વર્ગમાં હતા તેમણે તેમને ચિત્ર વિશે શાળાનો થોડો અભ્યાસક્રમ શીખવ્યો પછી તેમની કૉલેજના અભ્યાસમાં રુચિ રહી નહીં. તેમણે રાજા રવિવર્મા તથા ઇટાલિયન ચિત્રકારોની કૃતિઓની સરસ નકલો ઉતારી હતી. તે વખતે શ્રી અવનીન્દ્રનાથ મિ. હેવેલના આગ્રહથી સ્કૂલ ઑવ આર્ટમાં વાઈસ પ્રિન્સિપાલ થયા હતા અને મુગલ અને રાજપૂત ચિત્રકલાનો દોર પકડી ભારતીય પ્રથા પ્રમાણે ચિત્રકળા ખીલવવાના પ્રયત્નો શરૂ કર્યા હતા. તેમની નજરમાં નંદલાલ યોગ્ય વિદ્યાર્થી ઠર્યા અને ઘણે ભાગે તે તેમના

હકીકતમાં ઍટલી ભારત માટેની આત્મ-શાસિત સરકારના એક પ્રખર ટેકેદાર હતા. ભારત માટેનો ઍટલીનો પ્રેમ, આદર અને ન્યાય સમજપૂર્વક બંધાયાં હતાં. ભારતની સાંપ્રત સમસ્યાઓનો તલસ્પર્શી અભ્યાસ અને સમગ્ર દેશનું પ્રત્યક્ષ દર્શન તેમની આગવી દૃષ્ટિથી કરી તેઓ એવા નિર્ણય ઉપર પહોંચેલા કે ભારત ઉપર બ્રિટનની જે પકડ છે તે ઢીલી થવી જોઈએ અને કાળક્રમે ભારતને રાજકીય મુક્તિ આપવી જોઈએ. આવી તેમની સહૃદય માન્યતા દૈવયોગે પરિપૂર્ણ થઈ હતી. લૉર્ડ ઍટલીનો ભારત પરત્વેનો પ્રેમ અને તેનું સમુચિત જ્ઞાન એમના જીવનની રાજકીય કારકિર્દીમાં મહત્ત્વનાં પ્રેરક-બળો અજ્ઞાત સ્વરૂપે કામ કરતાં હતાં. ઍટલીને ભારતીય કિસાન અને મજૂરોની પરિસ્થિતિ પરત્વે ઊંડી સહાનુભૂતિ હતી.

સને ૧૯૨૮ થી સને ૧૯૩૧ સુધી ઍટલીએ મજૂર સરકારમાં હોદ્દો ભોગવ્યા બાદ બીજું વિશ્વયુદ્ધ સળગ્યું તે સમય સુધી તેઓ વિરોધ પક્ષમાં હતા. છતાં પણ આમની સભામાં પ્રસંગ પડે ભારત અંગે બને તેટલી સેવા, માર્ગદર્શન અને અનુમોદન આપવામાં તેમને મુશ્કેલી પડી ન હતી. બંને ગૃહોની સંયુક્ત પ્રવર સમિતિમાં ભારતના બંધારણની તપાસ માટેની કાર્યવાહીમાં ઍટલીનો ફાળો નોંધપાત્ર હતો. રૂઢિચુસ્ત બહુમતીની ભલામણો કરતાં ભારતીય આશા, આકાંક્ષાઓ અને સ્વપ્નોને પરિપૂર્ણ કરવાની દિશામાં ઘણા પ્રગતિશીલ લઘુમતી રિપોર્ટ ઉપર પોતે હસ્તાક્ષર કર્યા હતા. આમ, બ્રિટનમાં રહીને ભારત પરત્વે ઍટલીએ સદૈવ સદ્ભાવના, સ્નેહ, સૌજન્ય અને ઔદાર્ય પોતાના વિચાર અને આચારમાં પ્રગટ કર્યા હતા.

બ્રિટિશ મજૂર પક્ષમાં પણ ક્યારેક મડાગાંઠો પેદા થતી હતી. પરંતુ ઍટલીના સમાધાનકારી સ્વભાવ અને વલણને લીધે સંઘર્ષ કરતાં સમન્વય વધારે વ્યવહારુ બનતો હતો. આવી પરિસ્થિતિમાં પણ મજૂર પક્ષે ઍટલીને જન્મજાત નેતા માન્યા ન હતા. ૧૯૩૫માં જ્યારે તેઓ પાર્લમેન્ટરી મજૂર પક્ષના નેતા ચૂંટાયા હતા ત્યારે તેમની સામે હરીફાઈમાં બે સમર્થ અને નામાંકિત વ્યક્તિઓ ઊભી હતી. એક લૉર્ડ મૉરિસન ઑફ લૅમ્બેથ અને બીજા હતા આર્થર ગ્રીનવૂડ. આ નાજુક પ્રસંગે એક મજૂર સભ્યે માર્મિક રીતે આ પ્રમાણે લખ્યું હતું: ... 'અને એક નાનકડો ઉંદર તેઓની નેતાગીરી કરશે.' એ જ લેખક લૉર્ડ ડાલ્ટને વીસ વર્ષ બાદ જણાવેલું કે: 'હું ખોટો હતો. બીજા ઘણાઓની જેમ મેં એ વખતે ઍટલીનું પૂર્ણ રીતે ઓછું મૂલ્ય આંક્યું હતું. વખત જતાં ઍટલી વિકાસ પામતા હતા. યુદ્ધનાં વર્ષોમાં અને તેમના પોતાના વડા પ્રધાનપદનાં વર્ષોમાં તેઓ સૌથી વધુ ઝડપથી વિકાસ પામ્યા હતા. તેમણે નાની બાબતોમાં વધુ પ્રમાણમાં સારી સમજ અને મોટી બાબતોમાં સાચી મુત્સદ્દીગીરી બતાવી હતી.'

## ઍટલીની આત્મકથા

સને ૧૯૫૪માં ઍટલીએ 'As It Happened' નામની પોતાની આત્મકથા લખી. ઍટલી અને ચર્ચિલ બંનેને તેમની કિશોરવયમાં ભણાવનાર કુ. હચિન્સન નામની એક શિક્ષિકા હતી.

લૉર્ડ ઍટલી રમૂજપૂર્વક પોતાની આત્મકથામાં નોંધે છે કે કુ. હચિન્સને કદી વિચાર્યું નહિ હોય કે આ બે નાનકડા કિશોરો—વિન્સ્ટન ચર્ચિલ અને ક્લેમેન્ટ ઍટલી ભવિષ્યમાં બ્રિટનના વડા પ્રધાનપદને સ્થાને બિરાજશે!

સને ૧૯૩૫માં મજૂર નેતાગીરીનું સ્થાન ભારે જવાબદારીભર્યું અને મુશ્કેલ હતું. આમસભામાં રૂઢિચુસ્ત પક્ષની ભારે બહુમતી હતી. બીજી બાજુ મજૂરપક્ષમાં પણ નીતિવિષયક પ્રશ્નો અંગે અનેક મતભેદો હતા. તે વખતે જે શસ્ત્રોની દોટ હતી તેને ઍટલીએ અને પોતાના વિરોધપક્ષે વખોડી હતી. હિટલર અને મુસોલિનીના હિંસક કૃત્યોને ઍટલી વખોડતા હતા અને લીગ ઑફ નેશન્સ દ્વારા સામુદાયિક સલામતીના તેઓ સમર્થક હતા.

## મિશ્ર સરકારના મોવડી

સને ૧૯૩૯માં જ્યારે બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું ત્યારે મજૂર સભ્યોએ ચેમ્બરલેઈન સરકાર પરત્વે અવિશ્વાસ પ્રદર્શિત કર્યો હતો અને સને ૧૯૪૦માં આગ્રહ કર્યો હતો કે મિશ્ર સરકારમાં મજૂર પક્ષના સહકારની પ્રાથમિક શરત તરીકે સર વિન્સ્ટન ચર્ચિલે વડા પ્રધાન બનવું જોઈએ. તે વખતથી સને ૧૯૪૫માં યુદ્ધના અંત ભાગ સુધી લૉર્ડ ઍટલીએ યુદ્ધ સમયના પ્રધાનમંડળના સભ્ય તરીકે

સર્જક હતા. ૧૯૫૧માં તેઓ કલાભવનમાંથી નિવૃત્ત થયા ત્યારે વિશ્વભારતીએ તેમને 'દેશીકોત્તમ' (Professor Emeritas)નું માનપદ આપ્યું.

એમની કલાપ્રદેશની ખોજનો પટ બહુ વિસ્તૃત છે. એક જ ઘરેડમાં રહેનારા તેઓ નહોતા. ચીન, જાપાન, ગ્રીસ કે ઇજિપ્તની કલારીતિઓના તેઓ પ્રયોગો કરતા. એમનું માનસ જાગૃત હતું. એ બધામાંથી સારભૂત તત્ત્વોનો સુંદર સમન્વય કરવા તરફ તેમનું લક્ષ રહેતું. દેશના કલાપૂર્ણ ઉદ્યોગો અને લોકકલાઓ માટે તેમને પુષ્કળ આદર હતો અને તેને લક્ષીને તેમણે અનેક પ્રકારના સુંદર વળાંકો, આકૃતિઓનો ઉપયોગ, નાટકો, મેળાઓનાં સુશોભનોમાં, વેશભૂષાઓમાં કરી બતાવ્યો છે. આ જાતની સર્જક પ્રવૃત્તિ તેમના જીવનના અંત સુધી સચેત રહી હતી.

એમના દીર્ઘ જીવનની નિષ્ઠાપૂર્ણ કલાસાધના અને ભારતીય કલાની અમૂલ્ય સેવાઓ તરફ દેશવાસીઓએ તેમના ઉત્તરકાળમાં અનેક પ્રકારે તેમનું સન્માન કરી તેમના પ્રતિ સદ્ભાવ પ્રગટ કર્યો છે. ૧૯૫૦માં બનારસ યુનિવર્સિટીએ તેમને મહાપંડિત (Doctor of letters) ની પદવી આપી હતી, અને વિશ્વભારતીએ દેશીકોત્તમ પદ આપ્યું હતું. સને ૧૯૫૩માં તેમને દાદાભાઈ નવરોજી પારિતોષિક મળ્યું હતું અને આશ્રમસંઘે તેમનો સન્માન-સમારંભ યોજ્યો હતો. સને ૧૯૫૪માં ભારત સરકારે તેમને પદ્મવિભૂષણ બનાવ્યા. સને ૧૯૫૬માં પશ્ચિમ બંગાળની કૉંગ્રેસ કમિટીએ મોટો સમારંભ કર્યો તેમાં રાષ્ટ્રીય કલા અકાદમીએ તેમને 'ફેલો ઑવ લલિતકલા અકાદમી'નું પદ આપ્યું અને સને ૧૯૫૭માં કલકત્તા યુનિવર્સિટીએ તેમને 'ડૉક્ટર ઑવ લિટરેચર'ની માનદ પદવી આપી. સને ૧૯૫૮માં કલકત્તાની અકાદમી ઑવ ફાઈન આર્ટ્સ તરફથી તેમને રૌપ્યમહોત્સવ અંગે સુવર્ણચંદ્રક મળ્યો. સને ૧૯૬૩માં રવીન્દ્રભારતી (યુનિ.)એ તેમને D. Litt.ની માનદ પદવી આપી. સને ૧૯૬૪માં એશિયાટિક સોસાયટીએ રવીન્દ્ર-જન્મ-શતાબ્દિ સમિતિનો ચંદ્રક તેમને આપેલો. સને ૧૯૬૬ના એપ્રિલની ૧૬મી તારીખે તેમનો દેહવિલય થયો.

—રવિશંકર મ. રાવળ

## દામોદર ધર્માનન્દ કોસંબી

બુધવાર, તારીખ ૨૯ જૂન ૧૯૬૬ને દિવસે ભારત જેવી વિશાળ પ્રતિભા ધરાવનાર ભારતના પનોતા પુત્ર મહા વિદ્વાન દામોદર ધર્માનન્દ કોસંબીનું પૂનામાં અવસાન થયું. આગલે દિવસે પૂરેપૂરી દાકતરી તપાસમાં સંપૂર્ણ સ્વાસ્થ્યની જાહેરાતથી નિરાંત અનુભવીને, રોજના કાર્યક્રમ મુજબનું થકવી નાખે તેવું કાર્ય પૂરું કરીને રાત્રે નિદ્રાધીન થયેલ કોસંબી ચિરનિદ્રામાં પોઢી ગયા. મૃત્યુની પણ કેવી કૃપા! ફર્ગ્યુસન કૉલેજ વિસ્તારના પોતાના નિવાસેથી પૂના સ્ટેશન સુધી નદીના પૂરની જેમ એકધારી ચાલથી ચાલતાં સર્વનું ધ્યાન ખેંચતા અને ડેક્કન ક્વીનમાં રોજ ૭ કલાક અધ્યયન—વાચન—લેખન કરતા કોસંબીને પૂના-મુંબઈના હજારો માણસો માનથી નિહાળતા. પ્રોફેસર કોસંબીના અવસાનથી ભારતે આઈન્સ્ટાઈનની કક્ષાના પણ આઈન્સ્ટાઈનને મળેલું માન પામવા સુભાગી નહિ બનેલા એક મહાન ગણિતજ્ઞ ગુમાવ્યા.

આપણા દેશના પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્વાન સ્વ. ધર્માનન્દ કોસંબીના સુપુત્ર દામોદર કોસંબી ઈ. સ. ૧૯૦૭ ના જુલાઈની ૩૧મી તારીખે પૂનામાં જન્મ્યા હતા. દામોદર કિશોર વયના હતા ત્યારે ધર્માનન્દજીને હાર્વર્ડ યુનિવર્સિટીએ પ્રસિદ્ધ બૌદ્ધ ગ્રંથ 'વિશુદ્ધિમગ્ગ'નું સંપાદન કરવા હાર્વર્ડમાં નિમન્ત્ર્યા હતા. દામોદરને અમેરિકામાં કેમ્બ્રિજ લૅટિન સ્કૂલમાં અને હાર્વર્ડ યુનિવર્સિટીમાં અભ્યાસનો લાભ મળ્યો હતો. પિતાની અભ્યાસપ્રિયતા, ચોકસાઈ, બહુશ્રુતતા, દૃઢ નિશ્ચય અને સાદાઈનો વારસો દામોદરને મળ્યો હતો. અભ્યાસમાં અત્યંત તેજસ્વી દામોદરે હાર્વર્ડમાં ચાર વર્ષનો અભ્યાસ બે વર્ષમાં પૂરો કરીને તેમના અધ્યાપકોને ચકિત કરી દીધા હતા. બાવીસ વર્ષની યુવાન વયે તેઓ બનારસ યુનિવર્સિટીમાં જોડાયા અને ત્યાંથી અલીગઢ યુનિવર્સિટીમાં ગયા. સને ૧૯૩૨માં તેમણે અલીગઢ છોડયું અને પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં અધ્યાપક તરીકે જોડાયા. ત્યાં તેમણે સને ૧૯૪૬ સુધી એકધારું અધ્યાપન-સંશોધન કર્યું. સને ૧૯૪૬માં મુંબઇમાં ટાટા ઈન્સ્ટિટયૂટ ઑફ ફન્ડામેન્ટલ રિસર્ચમાં આંકડાશાસ્ત્ર વિભાગના અધ્યક્ષ તરીકે તેઓ જોડાયા. ત્યાં

# શ્રી ચુનીલાલ દામોદરદાસ બરફીવાળા

શ્રી બરફીવાળાનો જન્મ સુરત મુકામે તા. ૩૧–૮–૮૭ને રોજ થયો હતો અને તેમની કેળવણીનો કાળ શરૂઆતથી જ મુંબઈમાં તેમના પિતાની પેઢી ત્યાં ચાલતી હોવાથી ત્યાં થયો હતો. એમ. એ.ની ડિગ્રી પ્રાપ્ત કર્યા બાદ તેઓ એલએલ.બી થયા, અને સોલીસીટરનો કોર્સ પણ તેમણે કર્યો હતો, પરંતુ વકીલાતના ક્ષેત્રે તેમને સત્ય-શોધનનો ખરો માર્ગ ન જણાતાં સામાજિક ક્ષેત્રે તેમણે સેવા આપવાનું પસંદ કર્યું અને પિતાની પેઢી દરેક રીતે મદદરૂપ હોવાથી તેમાં બહુ વખત ન ગાળતા સામાન્ય ક્ષેત્રે તેમણે વધુ ધ્યાન આપ્યું અને શરૂઆતથી જ મુંબઈના પરા વિભાગની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં આગળ પડતો ભાગ ભજવ્યો અને મુંબઈ પરા વિભાગની જિલ્લા લોકલ બોર્ડના લગભગ ૨૦ વર્ષ ઉપરાંતના સમય માટે સભ્ય તરીકે અને ૧૦ વર્ષ ઉપરાંત અધ્યક્ષ તરીકે સેવા બજાવી. ઉપરાંત પારલા, અંધેરી મ્યુનિસિપાલિટીની સ્થાપના થતાં તેના પ્રથમ પ્રમુખ ચૂંટાવાનું માન તેમને પ્રાપ્ત થયું હતું. આ રીતે મુંબઈના પરા વિભાગની આગળ પડતી વ્યકિતઓમાં તેમનું સ્થાન હતું. સને ૧૯૩૦ની રાષ્ટ્રીય ચળવળમાં પણ તેઓએ તથા તેમનાં પત્ની શ્રીમતી શાંતિબહેન બરફીવાળાએ આગળ પડતો ભાગ લીધો હતો. કેળવણી ક્ષેત્રે તેઓ અંધેરીની શેઠ માધવજી અમરસી હાઈસ્કૂલના— છોકરાઓ તથા છોકરીઓની એ બંન્નેના—સંચાલક હતા.

'લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઈન્સ્ટિટયૂટ' નામની સંસ્થા સને ૧૯૨૭માં સ્થપાઈ ત્યારે સ્વ. શ્રી વિઠલભાઈ પટેલ, સરદાર વલ્લભભાઈ, શ્રીયુત દાદાસાહેબ માવળંકર, દીવાન બહાદુર હરિલાલભાઈ, દિવાન બહાદુર નર્મદાશંકર મહેતાની સાથે તેમણે આગળ પડતો ભાગ ભજવ્યો હતો અને જ્યારે શ્રી નર્મદાશંકરભાઈ આ સંસ્થાના ઉપપ્રમુખ હતા અને શ્રી હુસેનઅલી રહેમતુલ્લા પ્રમુખ હતા તે વખતે આ સંસ્થા માટે પૂરા સમય માટેના કાર્યકરની જરૂર જણાતાં સંસ્થાનું કાર્યસ્થળ જે શરૂઆતમાં પૂના હતું તેને બદલી મુંબઈ લાવી શ્રી બરફીવાળાને તેનું સંચાલન સોંપવામાં આવ્યું અને ત્યાર બાદ આ સંસ્થાએ ઘણી નોંધપાત્ર પ્રગતિ શ્રી બરફીવાળાના સમય દરમીઆન કરી એ વિગત ઉલ્લેખનીય છે. શ્રી દાદાસાહેબ માવળંકરના તો શ્રી બરફીવાલા સહાધ્યાયી હતા અને જ્યારે જ્યારે વાત નીકળતી ત્યારે ત્યારે તેમના વિદ્યાર્થી-સમયનાં સંસ્મરણો બન્ને પાસેથી જાણવા મળતાં અને ખાસ કરીને શ્રી બરફીવાળાની ભુલેશ્વરમાં આવેલી પેઢીના મેડે આ સહાધ્યાયીઓ (શ્રી બરફીવાળા, શ્રી માવળંકર, શ્રી ઈશ્વરલાલ ભગત અને શ્રી નવીનચંદ્ર દેસાઈ) જે સાથે અભ્યાસ કરતા તેની વિગતો જાણી આનંદ થતો. આ ઈન્સ્ટિટયૂટની કામગીરી શ્રી બરફીવાળાએ હાથ લીધા બાદ ઈન્સ્ટિટયૂટે ઘણી આગેકૂચ કરી તેમાં ખાસ કરીને તેમના સમય દરમીઆન લગભગ નેવું ઉપરાંત પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છે. એક અંગ્રેજી ત્રિમાસિક અને ગુજરાતી, મરાઠી, કન્નડ તથા હિંદીમાં માસિકો પ્રગટ કરવામાં આવે છે. ઉપરાંત, મુંબઈ રાજ્યની 'સ્થાનિક સ્વરાજ્યની ડિરેકટરી' બહુ જ ઉપયોગી માહિતી સાથે પ્રસિદ્ધ કરવામાં આવી છે જેમાં ૧૦૦૦ ઉપરાંત પૃષ્ઠો ભરેલી માહિતી છે. ત્યાર બાદ, અલગ ગુજરાત તથા મહારાષ્ટ્રનાં રાજ્યો થતાં તેની પણ નવી આવૃત્તિઓ બહાર પાડવામાં આવી છે. આ રીતે શ્રી બરફીવાળાએ સ્થાનિક સ્વરાજ્યના ક્ષેત્રની અનુપમ સેવા બજાવી છે. તેમની કાર્યવાહીના સમય દરમીઆન તેમણે સંખ્યાબંધ સ્થાનિક સ્વરાજ્યની પરિષદો બોલાવી સ્થાનિક સ્વરાજ્યના પ્રશ્નોની ઝીણવટભરી કામગીરી બજાવી હતી. આવી પરિષદો ગુજરાતમાં (૧) અમદાવાદ (૨) ભરૂચમાં સરદાર પટેલના પ્રમુખપદે (૩) નડિયાદમાં દાદાસાહેબ માવળંકરના પ્રમુખપદે બે વાર ભરી હતી તેમાં સ્થાનિક સ્વરાજ્યના વહીવટને કેમ કાર્યક્ષમ બનાવી શકાય તેના ઠરાવો કરવામાં આવ્યા હતા. છેલ્લી એક પરિષદ વડોદરા મુકામે સને ૧૯૬૩ના ડિસેમ્બરમાં ભરવામાં આવી હતી જેને આપણા રાજ્યના મુખ્યમંત્રી શ્રી હિતેન્દ્રભાઈએ ખુલ્લી મૂકી માર્ગદર્શન આપ્યું હતું. આ ઉપરાંત આખા હિંદુસ્તાનની મ્યુનિસિપાલિટીઓની એક પરિષદ મુંબઈમાં સુંદરાબાઈ હૉલ ખાતે સને ૧૯૬૨માં યોજવામાં આવી હતી. આમ, આ ક્ષેત્રે તેમણે અદ્વિતીય સેવાઓ બજાવી હતી.

આ સંસ્થાના પ્રમુખપદે દાદાસાહેબ માવળંકર આવતાં બંનેનો સંપર્ક ઘણો ગાઢ થયો અને આથી સંસ્થા-

પ્રથમ વિદ્યાર્થી હતા. પછી તો સુરેન ગાંગુલી, વેંકટ રાઘવન, શૈલેન્દ્ર દે, નીતિન મજુમદાર, વગેરે આવી મળ્યા. તેમના વર્ગમાં કોઈ જાતની કડકાઈ નહોતી. ગુરુ પણ તેમના સાન્નિધ્યમાં જ પોતાનાં ચિત્રો કરતા. એ સદ્‌ગુરુના સાથમાં સત્ત્વની શોધમાં નીકળેલા યાત્રિક સંઘ જેવા તે સૌ હતા. કળાના વિકાસ માટે સાહિત્ય પરિચય પણ ઉપયોગી ગણાતો હતો. નંદલાલનું કામ જોઈ પ્રિન્સિપાલ હેવેલ ખૂબ જ પ્રસન્ન થયા અને જણાવ્યું કે, આ વિદ્યાર્થી માટે તો ખૂબ મોટો વિસ્તારપટ જોઇએ. ભવિષ્યમાં જ્યારે શાંતિનિકેતન અને વડોદરા કીર્તિમંદિરમાં તેમનાં ભીંતચિત્રો થયાં ત્યારે આ આગાહી ખરી પડી. અભ્યાસ દરમિયાન તેમને ભગિની નિવેદિતાનો નિકટનો સાથ મળ્યો અને તેનાથી તેઓ ઉચ્ચ માનસિક વિકાસ પામ્યા.

આર્ટ સ્કૂલમાં પાંચ વર્ષ રહ્યા તેઓ દરમિયાન, ત્રીજે વર્ષે તેમને છાત્રવૃત્તિ મળી. તેઓ છેલ્લા વર્ષમાં હતા ત્યારે અવનીન્દ્રનાથ નિવૃત્ત થયા અને નવા પ્રિન્સિપાલ પર્સી બ્રાઉને નંદલાલને અધ્યાપક તરીકે લેવા વિચાર્યું પણ શ્રી અવનીન્દ્ર બાબુએ તેમના જોરા સાંકોના ચિત્રગૃહમાં તેમનો સમાવેશ કર્યો અને ત્રણ વર્ષ સુધી નેવું રૂપિયા પગાર આપ્યો ત્યાં તેમને જાપાની કલાકાર ઓકાકુરા અને ડૉ. આનંદ કુમારસ્વામીનો પરિચય થયો.

તેમણે પ્રથમ શિવ અને સતીનું ચિત્ર કર્યું ત્યારે ઓરિયેન્ટલ આર્ટ સોસાએટીનું રૂ. ૫૦૦નું ઈનામ મળ્યું એટલે ઉત્તર ભારતનો પ્રવાસ કરી ભારતીય પરંપરા અને સંસ્કૃતિ તેમજ ભૂતકાળની સિદ્ધિઓનો પરિચય કર્યો. પછીના પ્રવાસમાં દક્ષિણની યાત્રા કરી. કોણાર્કના ભવ્ય મંદિર અને શિલ્પનો તેમના પર ઘેરો પ્રભાવ પડચો. સને ૧૯૧૦માં લેડી હેરિંગહામના સંઘમાં અસિત હલધરની સાથે રહી અજંતાના ચિત્રોની નકલો ઉતારી. ત્યારથી નંદલાલ ભારતીય કળાની સંપૂર્ણ દીક્ષા પામ્યા એમ કહી શકાય.

સને ૧૯૧૬મ 'શ્રી રવીન્દ્રનાથે જોરા સાંકો ખાતે 'વિચિત્રા' નામનું મંડળ કર્યું તેના સભ્યોમાં નંદલાલ, અસિત હલધર, મુકુલ દે સુરેનકાર, વગેરે હતા. જાપાનથી અરાઈસાન નામના કલાકાર અતિથિ બની આવ્યા તેમણે તેમની જાપાની ચિત્રપદ્ધતિનું જ્ઞાન આપ્યું. 'વિચિત્રા' બંધ થયું ત્યારે નંદબાબુ શ્રી રવીન્દ્રનાથનાં પુત્રવધૂ પ્રતિમાદેવીના ચિત્રશિક્ષક થયા.

સને ૧૯૧૪માં તેઓ પ્રથમ વાર શાંતિનિકેતન ગયા ત્યારે કવિવરે જાતે તેમને ચંદનલેપ કરી પુષ્પાંજલિ અર્પી હતી. થોડા સમય બાદ 'વિશ્વભારતી'ની સ્થાપના થઈ ત્યારે કવિશ્રીએ તેમને શાંતિનિકેતન આવી રહેવા નિમંત્રણ આપ્યું. સને ૧૯૧૦માં શાંતિનિકેતન આવી રહ્યા, પણ થોડા મહિના તેમને કલકત્તાની ઇન્ડિયન આર્ટ સોસાએટીનો કલાવિભાગ સંભાળવા દર અઠવાડિયે આવ-જા કરવી પડી હતી. સને ૧૯૨૦માં તેમણે કલકત્તા સદંતર છોડી શાંતિનિકેતનમાં વાસ કર્યો અને જીવનના અંત સુધી ત્યાં રહ્યા.

સને ૧૯૨૪માં શ્રીરવીન્દ્રનાથ સાથે તેમણે ચીન જાપાન, મલાયા, બ્રહ્મદેશ, વગેરેનો પ્રવાસ કર્યો. સને ૧૯૩૪માં કવિવર સાથે તેઓ સિલોન ગયા. અને ત્યાંના કલા-શિલ્પથી પરિચિત થયા.

સને ૧૯૪૩માં વડોદરા આવી કીર્તિમંદિરમાં તેમણે ભીંતચિત્રો કર્યાં. ગાંધીજી માટે તેમને અપાર આદર હતો તેથી લખનૌ, ફૈઝપુર અને હરિપુરામાં તેમણે મહાસભાના મંડપો શણગારી આપ્યા.

શાંતિનિકેતનનું પ્રેરણાત્મક વાતાવરણ અને કવિવર રવીન્દ્રનાથનો નિકટનો પરિચય નંદબાબુના કલાપ્રકર્ષમાં ખૂબ જ સમૃદ્ધિ આપી શક્યાં છે. અને કવિવર તો ઋતુ-સમારંભો યોજતા, નાટકો ભજવતા, મેળાઓ ભરતા અને એ રીતે પોતાના દેશવાસીઓની સૌંદર્યભાવનાને પોષવાના પ્રયાસો કરતા તેમાં નંદબાબુ સર્વ પ્રકારે પોતાની કળા અને શક્તિનું સમર્પણ કરતા.

તેમણે સર્જેલું કલાભવન ભારતના અને પરદેશના કલાર્થીઓ માટે મોસાળ જેવું માનીતું અને નિર્બંધ આશ્રમ જેવું બન્યું હતું. પ્રત્યેકને તેમની સંભાળ અને મમતાનો લાભ મળતો. નંદબાબુએ કોઈની પ્રતિભા પર પોતાનું ભારણ મૂક્યું ન હતું. દરેકને પોતપોતાની આગવી રીતે આગળ વધવા પ્રેરણા અને માર્ગદર્શન આપતા અને તેમનામાં રહેલી શક્તિઓને પ્રકાશ આપતા. જેવા તે પોતે સર્જક કલાકાર હતા તેવા જ કલાકારોના પણ

અને સ્થાનિક સ્વરાજ્ય ક્ષેત્રના એક અપ્રતિમ સેવકને ક્રૂર કાળે સોમવાર તા. ૨૭ જૂન ૧૯૬૭ને રોજ સાંજના સાડા ચાર વાગ્યે ઝડપી લેતાં એક તેજસ્વી અને સક્રિય કારકિર્દીનો અંત આવ્યો.

ઇન્સ્ટિટ્યૂટનું પોતાનું એક મકાન અમદાવાદ ખાતે હોવું જોઈએ એવું તેમનું સ્વપ્ન સને ૧૯૫૯માં આ સંસ્થાની ગુજરાત શાખાની સ્થાપના થઈ ત્યારથી હતું અને તે માટે તેઓ હર હંમેશ પ્રયત્નશીલ રહેતા, જેના પરિણામે તા. ૧૯–૮–૬૩ને રોજ એક પ્લૉટ ગુજરાત સરકારે ખાનપુર, કામા હોટેલ પાસે આપવા ઠરાવ્યું. પરંતુ તેનો કબજો મળવામાં કેટલીક કાયદાની ગૂંચ નડતી હોવાના કારણે સંસ્થાના પ્રમુખ શ્રી સદોબા પાટીલના શુભ પ્રયત્નથી ગુજરાત સરકારે મ્યુ. કૉર્પોરેશન દ્વારા એલિસ બ્રિજ ટાઉન પ્લાનિંગ સ્કીમ નં-૩ (વેરીડ) ના ફા. પ્લૉ. નં. ૧૧૮ પૈકી ૧૭૧૪ ચો. વાર તા. ૩–૧૨–૬૫ના રોજ સોંપ્યો અને તે ઉપર એક આલીશાન ઇમારત ઉપાડવાનું કામ શ્રી પાટીલના વરદ હસ્તે તા. ૨૩–૪–૬૬ને રોજ શરૂ કરવામાં આવેલ છે જે પૂરું થયેલું જોવા શ્રી બરફીવાળા જીવી શક્યા નહિ. સદ્‌ગત શ્રી બરફીવાળાની સ્થાનિક સ્વરાજ્યની સેવાઓ સિવાય બીજી કોઈ ખાસ પ્રવૃત્તિ ન હતી અને બીજી કોઈ પ્રવૃત્તિમાં તેમને રસ પણ નહોતો. એ કારણે તેઓ બીજી કોઈ પણ જવાબદારી વિના પોતાનું નિયત કાર્ય ચલાવતા. પરિણામે ઘરની તેમજ અન્ય જવાબદારીઓ તેમનાં પત્ની વિદુષી શાંતિબહેને ઉપાડી લઈ તેમને સફળ થવામાં ઘણો ફાળો આપ્યો હતો. તેઓ તેમની તબિયતની પૂરી કાળજી રાખતા અને જ્યારે જ્યારે લાંબા પ્રવાસે તેમને જવાનું થતું ત્યારે શ્રીમતી શાંતિબેન તેમની સાથે જ જતાં. સને ૧૯૫૩માં આંતરરાષ્ટ્રીય સ્થાનિક સ્વરાજ્ય સંઘની પરિષદ વીએનામાં મળી ત્યારે પણ શ્રીમતી શાંતિબેન સદ્‌ગતની સાથે ગયાં હતાં, અને યુરોપના બીજા દેશોનો પ્રવાસ તેમની સાથે ખેડયો હતો. આ રીતે સદ્‌ગતને તેમની સ્થાનિક સ્વરાજ્યના ક્ષેત્રની જવાબદારીઓ ઉઠાવવામાં અને તેમાં સિદ્ધિ મેળવવામાં શ્રીમતી શાંતિબેનનો ઉત્કટ સહકાર રહ્યા કર્યો. એમ કહેવામાં અતિશયોક્તિ નથી. તેઓ ઉચ્ચ વિચારો અને દૃઢ મનોબળ ધરાવે છે. તેમનું ખાસ ક્ષેત્ર કાવ્ય અને ગરબા-રાસ પ્રત્યે તેમને ઘણી મમતા છે. તેમણે નરસિંહ મહેતા, મીરાંબાઈથી માંડી આધુનિક કાવ્યકારોના કાવ્યોને વ્યવસ્થિત રીતે ગોઠવી તેની રાગ, રાગણી સાથે 'રાસકુંજ ભાગ ૧-૨' એ પુસ્તકો બહાર પાડયા છે જે ગુજરાતમાં ઘણાં લોકપ્રિય છે. સદ્‌ગત શ્રી બરફીવાળાના જીવનમાં તેઓએ ઉમદા અને સુંદર સાથ આપ્યો છે.

નિવૃત્ત –સૂર્યપ્રસાદ એસ. દવાશ્રયી

*

"શ્રી અરવિંદે માનવોને કહ્યું કે માણસ એ મનની ચેતનામાં જીવતું એક વચલી અવસ્થાનું જ પ્રાણી છે. પરંતુ તે એક એવી નવી ચેતના મેળવી શકે તેમ છે કે જે એક ઋત ચેતના હશે જે શુભ અને સુંદર હશે. એ જીવન સુખી હશે અને પૂરેપૂરું સજ્ઞાન હશે. શ્રી અરવિંદ પૃથ્વી ઉપર રહ્યા તે દરમિયાન તેમણે પોતાનો સારો યે સમય પોતાની અંદર આ ચેતનાની સ્થાપના કરવા માટે આપ્યો હતો, અને એ ચેતનાનો સાક્ષાત્કાર કરવા માટે જે લોકો તેમની આસપાસ એકત્ર થયેલા હતા તેમને તેઓ મદદ કરતા રહ્યા હતા. આ ચેતનાને તેમણે 'અતિમનસ' એવું નામ આપેલું."

['આશ્રમનાં બાળકોને,' પૃ. ૧૫] શ્રી માતાજી

*

સને ૧૯૬૨ સુધી તેઓ રજા અને સેવા બજાવી. સને ૧૯૬૨થી તેઓ ભારતના માનનીય વૈજ્ઞાનિક (Scientist Emeritus) તરીકે જાણીતા બન્યા હતા.

ફર્ગ્યુસન કૉલેજમાં તેમજ 'ટાટા ઈન્સ્ટિટ્યૂટ'માં ગણિતશાસ્ત્ર અને આંકડાશાસ્ત્રના નિયમિત અધ્યાપન-સંશોધન કાર્ય ઉપરાંત અનેક વિષયો–સંસ્કૃત, પ્રાચીન અર્ચના વિધિઓ, ઇતિહાસ, લિપિવિદ્યા, સિક્કાઓ, નૃવંશ-વિદ્યા, ભાષાવિજ્ઞાન, વગેરેમાં તેમની સ્વતંત્ર પ્રજ્ઞા એકસરખી સરળતાથી વિહરતી હતી. સમગ્ર જ્ઞાનપારાવારના તેઓ એક સફળ પારીણ હતા તેમ કહેવામાં અતિશયોક્તિ નથી. આ વિષયોના તેમના અભ્યાસ-સંશોધનના પરિપાક રૂપે તેમણે અસંખ્ય સંશોધન નિબન્ધો આપણા દેશનાં તેમજ પરદેશનાં પ્રતિષ્ઠિત સામયિકોમાં, તે તે સામયિકોની જ જ ભાષાઓ–ઈટાલિયન, જર્મન, ફ્રેન્ચ, ગ્રીક, રશિયન–માં છપાવ્યા હતા. એક ડઝન દેશી-પરદેશી ભાષાઓ ઉપર તેમનું પ્રભુત્વ હતું. તેમના અનેક ગ્રંથોમાં Exasperating Essays, Introduction to the Study of Indian History, Myth and Reality, Culture and Civilization of India સવિશેષ જાણીતાં છે. સંસ્કૃત ભાષાના તેમના અભ્યાસના સુફલ-રૂપે તેમણે તૈયાર કરેલા બે ગ્રંથો 'ભર્તૃહરિશતકત્રય' અને 'સુભાષિત રત્નકોષ' સિંધી ગ્રન્થમાલા અને હાર્વર્ડ ઓરિયેન્ટલ સિરીઝમાં પ્રસિદ્ધ થયા છે. ભર્તૃહરિના ગ્રંથ માટે તેમણે ૩૭૭ હસ્તપ્રતોનો અભ્યાસ કર્યો હતો. એક જ પુસ્તક માટે આટલી જહેમતનું ઉદાહરણ બીજે મળે તેમ નથી. એ જ રીતે 'સુભાષિત રત્નકોષ'ના સંપાદનથી તેમણે ઉત્તમ સંપાદનનો આદર્શ પૂરો પાડયો છે. તેમણે અનેક નવા ભૌમિતિક સિદ્ધાન્તો રજૂ કર્યા છે, જેમાંના ઘણાને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત થઈ છે. આ ગ્રંથો અને લેખોને વાંચવા માટે અધિકાર પ્રાપ્ત કરનાર વાચકને એ બધામાં પ્રોફેસર કોસંબીની સૂક્ષ્મેક્ષિકા અને બહુશ્રુતતાની ઝાંખી થયા વિના રહેતી નથી.

અનેક જાણીતા ગ્રંથો, અનુવાદો, વિધાનો, સિદ્ધાન્તો અને માન્યતાઓને ખોટાં ઠરાવતાં કે તેમનો નિષેધ કરતાં તેઓ અચકાયા નહોતા. કોસંબી સાચા અર્થમાં અજ્ઞાન-ભંજક હતા. તેમના સંશોધનકાર્યની આવી વિલક્ષણતા-ઓથી તેમણે કેટલાય મિત્રો ગુમાવ્યા અને અનેકને દુશ્મન બનાવ્યા. લેખન, અધ્યાપન અને વાતચીતમાં તેમના આવા નિર્ભીક સત્યપ્રેમથી ટાટા સ્કૂલના ડિરેક્ટર સ્વ. ભાભા સાથે તેમને વૈમનસ્ય રહેતું એમ કહેવાય છે. પં. નેહરુને પણ તેઓ સાચી વાત કહી સંભળાવતા. પોતાના સ્વ. પિતાના સંલેખના મરણના નિશ્ચયની ટીકા કરતાં તેઓ લખે છે, 'It seems to me that no major social problem is solved by fasting to death.' તેમની અત્યંત તીક્ષ્ણ બુદ્ધિએ કોસંબીને માર્કસવાદ તરફ દોર્યા હતા. માર્કસવાદના સિદ્ધાન્તો તેમના લેખન અને સંશોધનના માર્ગદર્શક સ્તંભો બની રહ્યા હતા. તેમનો ગ્રંથ 'An Introduction to the Study of Indian History' આનો પુરાવો છે. ભર્તૃહરિના 'શતકત્રય'ની પ્રસ્તાવનામાં પણ તેઓ જાહેર કરે છે કે 'The senseless bloodshed and increasing distress of our times are inevitable only because of the present class-structure of society.'

વર્લ્ડ પીસ કાઉન્સિલના તેઓ સભ્ય હતા. તે સંસ્થાના કાર્યના અનુલક્ષમાં તેમણે અનેક વાર રશિયા અને પૂર્વ યુરોપના દેશોની યાત્રા કરી હતી. સને ૧૯૫૯માં પેકિંગની 'ઍકેડેમિકા સિનિકા'ના નિમન્ત્રણથી તેઓ પેકિંગ ગયા અને ચિનાઈ વિદ્યાશાખાઓના વ્યવસ્થિત ઉત્કર્ષ અને વિકાસ અંગે તેમણે અનેક સલાહસૂચનો આપ્યાં. આ પ્રસંગે ચાઉ–એન–લાઈ સાથે તેમને ૭ કલાકની મુલાકાત થઈ હતી અને તેમાં ભારત સાથેના સરહદી ઝઘડા અંગે ભારતીય દૃષ્ટિબિન્દુથી તેમણે રજૂઆત કરી હતી.

પ્રોફેસર કોસંબીનો નશ્વર દેહ હવે રહ્યો નથી, પરંતુ તેમની સુતીક્ષ્ણ પ્રજ્ઞાના નવાનવા ઉન્મેષોનો પ્રકાશ તેમના ગ્રંથો અને સંશોધન-નિબંધોનો અભ્યાસ કરનારને પ્રાપ્ત થયા વિના રહેશે નહિ. એ ગ્રંથો અને નિબંધોમાંથી અનુભવાતી એ મેધાવી મહામાનવની હાજરી સંશોધકો-ને સદા પ્રેરણા આપતી રહેશે. ભારતમાં રાજ્યતંત્ર, સમાજ, વિદ્યા અને સંશોધન ઉપર સત્તાના રાજકારણની જે ઘેરી અને ગૂંગળાવી નાખે તેવી અસર પડી છે તેનાથી સર્વથા મુક્ત સ્વ. દામોદર કોસંબીની પ્રતિભા ધ્રુવતારક સમી પ્રકાશતી રહેશે.

–જયદેવ મો. શુક્લ

## શબ્દોની સવારી / પ્રવીણ દરજી

શબ્દોની સવારી કાઢવાનો સમય
હવે પાકી ગયો છે.
ચાલો, શબ્દોની સવારી કાઢીએ.
સવારી નીકળે તે પ્હેલાં
થોડી પણ અતિ આવશ્યક
સૂચનાઓ કરી લઈએ.
જેથી સવારી દીપી ઊઠે.
મૂક, બધિર, તોતડા, ઘસાઈ ગયેલા
અને ચપટા થઈ ગયેલા શબ્દો
આ સવારીમાં ન પેસી જાય તે માટે
કડક બંદોબસ્ત રાખવો પડશે.
કેટલાક ટી. બી. પેશન્ટ જેવા
પરાણે પરાણે જીવી રહેલા શબ્દોને
આમાંથી બાકાત રાખવા પડશે.
શબ્દો એ ભીતરી સંસ્કાર છે.
આંતરસંવિદ્‌ની પ્રતિચ્છવિ છે,
છલના નથી.
એટલે જીવનની સપાટી ઉપર
બુદ્‌બુદોની માફક તરતા
'પ્રેમ', 'દયા', 'નીતિ' જેવા
આદર્શોને વ્યક્ત કરતા શબ્દોને
કે—
ચ્હેરા-મ્હોરા સજીને
ક્રમને આરંભેલાં કર્તવ્યોને વ્યક્ત કરતા
'ઈશ્વર', 'ધર્મ', 'પરોપકાર' જેવા શબ્દોને
વેળાસર દફનાવી દેવા પડશે.
આમ કર્યા પછી જ—
આપણે નિર્ભયપણે સવારી કાઢી શકીશું.
ચેતના વિનાના, ધબકાર વિનાના શબ્દોને
જો જીવવું હશે તો—
તેમના સંદર્ભો બદલવા પડશે.
અને—
હૃદયની અવાવરુ કંદરામાં
કેટલાય યુગોથી
આપણે આપણી વાસનાઓનાં ભૂતોને
પૂરી રાખ્યાં છે તે સૌને
એવા જ કેટલાક અસ્પૃશ્ય અને તેથી અનુચ્ચાર્ય
એવા શબ્દો વડે વ્યક્ત કરી
એમનો મોક્ષ કરવો પડશે.
આવા અસ્પૃશ્ય અને અદ્યાપિવત્ અનુચ્ચાર્ય
રહેલા શબ્દોને
આપણે સવારીને મોખરે રાખીશું.
આમ કરવું એ એક સાહસ છે.
આમ કરવા જતાં
શબ્દોના અર્થ સમૂળગા બદલાઈ પણ જાય.
અનાગતમાં
કોશકારે ફેરફાર પણ કરવા પડે.
જેમ કે—
બે હૃદય હૃદય વચ્ચેનું ખેંચાણ એટલે 'પ્રેમ' કે
'સ્નેહ' નહિ પણ ઘૃણા.
બે હૃદય હૃદય વચ્ચેની ગેરસમજ કે તિરસ્કાર
એટલે 'ઘૃણા' નહિ 'પ્રેમ'.
દિવસમાં દસ વખતે મંદિરમાં જઈ
મૂર્તિઓને સ્પર્શી સ્પર્શી પાછા આવવાની
થઈ રહેલી સ્પર્ધા એટલે 'આસ્તિકતા' નહિ
પણ 'નાસ્તિકતા'
આદિ...આદિ...આદિ...
આ બધું આપણી ભદ્ર જીવનદૃષ્ટિને નહિ ગમે.
ગમખ્વાર આઘાત પહોંચાડશે.
જીવલેણ ફટકો લાગશે.
પણ શબ્દો પોતે જ—
હવે જીવનની બાહ્ય સપાટી ઉપરની
ઝાકમઝોળ કૃતકતાને વ્યક્ત કરવા તૈયાર નથી.
શબ્દો હવે પોતે જ ત્રાસી ગયા છે.
શબ્દોને હવે ભીતરમાં ભમવું છે.
ભીતરમાં ભમવા તલપાપડ થયેલા શબ્દોને જ
સવારીમાં સ્થાન આપવામાં આવશે.
શબ્દો હૃદયની લિપિ છે.
હૃદયનું સંસ્કારાયેલું છદ્મીરૂપ નથી.
હવે—
ચાલો, સંપૂર્ણ સજ્જતા સાથે
શબ્દોની સવારી કાઢીએ.

ની પ્રગતિમાં નોંધપાત્ર વધારો થયો. દાદાસાહેબે તેમના અવસાન સુધી આ જગાએ સેવા આપવાનું ચાલુ રાખ્યું અને તે બાદ સંસ્થાના પ્રમુખ તરીકે શ્રી સદોબા પાટીલ ચૂંટાઈ આવ્યા છે અને તેઓ હજી આ સ્થાને ચાલુ છે.

શ્રી બરફીવાળા સ્થાનિક સ્વરાજ્યના ક્ષેત્રના નિષ્ણાત હોવાના કારણે મુંબઈ સરકારે સને ૧૯૩૮માં નીમેલી 'સ્થાનિક સ્વરાજ્ય તપાસ-સમિતિ'ના તેઓ સભ્ય-મંત્રી નિમાયા હતા. આ સમિતિનો હેવાલ જે ઘણો વિસ્તૃત છે તે શ્રી બરફીવાળાના આ ક્ષેત્રના અગાધ જ્ઞાનની સાક્ષી પૂરે છે.

શ્રી બરફીવાળા મુંબઈની વિધાન પરિષદ (લેજિસ-લેટિવકાઉન્સિલ)ના સ્થાનિક સંસ્થાઓની મત વિભાગ-માંથી બીનહરીફ સને ૧૯૫૨થી સભ્ય તરીકે ચૂંટાઈ આવતા હતા અને તેમના અવસાન સુધી ચાલુ હતા. તેઓ મહારાષ્ટ્ર રાજ્ય પંચાયત કાઉન્સિલના સભ્ય હતા અને મહારાષ્ટ્ર રાજ્ય ગ્રામપંચાયતના મંત્રીમંડળના અધ્યક્ષ હતા.

કેન્દ્ર સરકાર તરફથી સને ૧૯૪૯માં નીમવામાં આવેલી લોકલ ફિનાન્સ કમિટીના તેઓ સભ્ય હતા. ઉપરાંત, કેન્દ્ર સરકારે સને ૧૯૫૦માં નીમેલી લઘુતમ વેતન સલાહકાર બોર્ડના પણ તેઓ સભ્ય હતા. આ ઉપરાંત કેન્દ્ર સરકારે સ્થાનિક સંસ્થાઓ તથા રાજ્ય વચ્ચેના સંબંધો નક્કી કરવા નીમેલી કેન્દ્રીય કેળવણી સલાહકાર બોર્ડના પણ તેઓ સભ્ય હતા. ઉપરાંત, સરકાર તરફથી રૂરલ તથા અર્બન રીલેશનશિપ કમિટીના તેઓ સને ૧૯૬૩માં સભ્ય નીમાયા હતા અને મ્યુનિ. કૉર્પોરેશન ઍક્ટ સુધારવા નીમેલી કમિટીના પણ તેઓ સભ્ય હતા.

પ્રતિ વર્ષ કેન્દ્ર સરકાર તરફથી સ્થાનિક સ્વરાજ્ય તથા 'ટાઉન પ્લાનિંગ'ના પ્રધાનોની પરિષદમાં તેમને સને ૧૯૫૪ થી આમંત્રણ આપવામાં આવતું અને તેમનું માર્ગદર્શન ઘણું ઉપયોગી નીવડતું. તેમાં ખાસ કરીને તેમણે આ અંગે આપેલી નોંધો દરેક સંસ્થાને અમલ માટે મોકલવામાં આવતી. ઘણાં રાજ્યોના સ્થાનિક સ્વરાજ્ય બાબતના તેઓ સલાહકાર હતા.

કેન્દ્ર સરકારના ખાસ આગ્રહથી પ્રતિ વર્ષે ભરાતી મેયર્સ કૉન્ફરન્સમાં પણ તેમને હાજર રહેવા આમંત્રણ મળતું અને તેમાં મેયરોના અધિકારો સંબંધી તેઓ સાફ માર્ગદર્શન આપતા હતા. આવી કૉન્ફરન્સ મુંબઈમાં ભરાઈ ત્યારે મુંબઈ પધારેલા સર્વ મેયરોને ઇન્સ્ટિટ્યૂટમાં આમં-ત્રણ આપી સંસ્થાની કાર્યવાહીનો તેઓએ સર્વેને ખ્યાલ આપ્યો હતો. કેન્દ્ર સરકારની ખાસ વિનંતીથી તેમણે (૧) મૉડેલ ગ્રામ પંચાયત ઍક્ટ (૨) મૉડેલ જિલ્લા પંચાયત ઍક્ટ અને (૩) મૉડેલ મ્યુનિસિપલ ઍક્ટ તૈયાર કરી આપ્યા હતા. આ ઉપરાંત "કેસીઝ ઑન લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઍક્ટ ૧૯૦૦-૧૯૬૩ સુધી" નામના પુસ્તકનું સંપાદન તેમણે કર્યું હતું.

શ્રી બરફીવાળાની ખ્યાતિ એકલા હિન્દમાં જ હતી તેમ નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે તેમની ખ્યાતિ હોવાના કારણે તેમને સને ૧૯૫૩માં વીએના ખાતે 'વર્લ્ડ કૉંગ્રેસ ઑફ લોકલ બૉડીઝ' તેમાં હિંદુસ્તાનના એકમાત્ર પ્રતિનિધિ તરીકે આમંત્રણ આપવામાં આવ્યું હતું અને તેમાં સફળ કારકિર્દી બજાવી તેઓ યુરોપિય દેશોની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનો તલસ્પર્શી અભ્યાસ કરી સને ૧૯૫૪માં પાછા ફર્યા હતા. સને ૧૯૫૯માં બર્લિન ખાતે ભરાયેલી 'ઇન્ટરનૅશનલ યુનિયન ઑફ લોકલ ઑથૉરિટીઝ'માં હાજર રહેવાનું આમંત્રણ મળ્યું હતું તે જ પ્રમાણે સને ૧૯૬૫ના જૂનમાં બેલગ્રેડ ખાતે ભરાયેલી ઇન્ટરનૅશનલ કૉંગ્રેસમાં હાજર રહેવાનું અને કાર્યવાહીમાં મદદ કરવાનું તેમને ખાસ આમંત્રણ મળ્યું હતું. પરંતુ, નાદુરસ્ત તબિયતના કારણે તેઓ મુસાફરીનો શ્રમ વેઠી શકે તેમ નહોતું.

'લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટિટ્યૂટ' એ સંસ્થાનું ઑલ ઇન્ડિયા ઇન્સ્ટિટ્યૂટ તરીકે નિર્માણ થતાં તેમની ડિરેક્ટર-જનરલ તરીકે વરણી થઈ, અને તે સ્થાને તેઓ તેમના જીવન પર્યંત ચાલુ હતા.

માવળંકર કુટુંબ સાથે, ઉપર જણાવ્યું, તેમ તેમને ઘનિષ્ઠ સંબંધ હોવાના કારણે તેઓ જ્યારે જ્યારે અમદાવાદ આવતા ત્યારે ત્યારે કુટુંબની મુલાકાત લીધા સિવાય રહેતા નહિ અને હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ સ્થપાતાં તેમની મુલાકાતનો લાભ સંસ્થાના સભ્યોને આપતા.

આવા એક પ્રખર વિદ્વાન, લેખક, સામાજિક કાર્યકર

## આરઝૂ / અમર ઠાકોર

મ્હેંદી ભરેલ હાથ મને ચૂમવા મળે,
ચાહું છું કે તમારા હૃદયમાં જગા મળે.

હોઠો ગુલાબી આપના પાંખડીઓ ફૂલની,
ઝંખે છે દિલ કે એનો મધુરસ પીવા મળે.

પ્રથમ મિલનમાં આ રીતે શરમાઈ જાવ ના,
આવશે સમીપ તો આપના દિલને દવા મળે.

પાલવથી લૂછશો નહીં આંખોનાં અશ્રુઓ,
વ્હેતાં રહે તો રૂપને ય રમ્યતા મળે.

શાને અનો છો લાગણી પ્રચુર આટલાં,
કેવી રીતે તમોને જવાની રજા મળે?

આવે છે સ્વપ્નમાં કદી સ્મરણો અતીતનાં,
એ ઠીક છે કે આમ પણ રાહત જરા મળે.

અંતરમાં આ 'અમર'ની આરઝૂ છે એટલી,
તારી સદાય સ્નેહસભર પ્રેરણા મળે.

## બે હાયકુ / છેલશંકર એન. દવે

ધરતી પર
આકાશેથી સમળી
મોતને શોધે.

ઊંચી ખજૂરી
આભે મથે આંબવા
દૂર ધરતી.

## સાંજ ઢળે / ગિરીશ ભટ્ટ

લીલોતરી પર મ્હોરે,
સોનલ પતંગિયાની પાંખ;
હાંફે–ઝૂમતા પંખી ટોળે શમણાંનું આકાશ.
તેજ વિલાતા વલય ડખોળે ભ્રમણા શ્વાસોશ્વાસ.
અલખ જગવતો ઘોરે
ચોળી પ્રાણ ભભૂતી-રાખ
લીલોતરી પર મ્હોરે,
સોનલ પતંગિયાની પાંખ;

તેજલ રથે પલાણે સરતાં,
ઉતાવળા પડછાયા.
સેંથીમાં સિંદૂર આવરતા સંધ્યાના ઓછાયા.
વિભાવરી નભ કોરે,
માંડે અનંત સામે આંખ.
લીલોતરી પર મ્હોરે,
સોનલ પતંગિયાની પાંખ.

## આ નગર / બિપિન મેશિયા

સંગ મારે પાંગરે છે આ નગર.
રંગ રગરગમાં ભરે છે આ નગર.

સર્પ જેવા સ્લેટિયા રસ્તા બધા,
હરપળે સળવળ્યા કરે છે આ નગર.

દિવસ જ્યારે હોટલે લે ઘૂંટડા,
સૂર્યનું પણ મન હરે છે આ નગર.

ચીપકી દીવાલ સૌ અન્યોન્યને
આંબવા ઊંચે સરે છે આ નગર.

રાતરાણી મ્હેક મર્મર જ્યાં વહે,
તેજનૌકા સમ તરે છે આ નગર.

# સાહિત્ય·સંગીત·કલા



**પગલાં/કરસનદાસ લુહાર 'નિરંકુશ'**

સદા સૌની પાછળ રહી જાય પગલાં,
છતાં સૌની આગળ વહી જાય પગલાં!
ભલે ધૂળિયું મૌન ઓઢ્યું પરંતુ—
સૂણો તો ઘણુંયે કહી જાય પગલાં.
કદમ પર કદમ કાં દબાવીને ચાલો?
વજન કેટલું આ સહી જાય પગલાં?!
પવનનું પગેરું કહો કેમ કાઢું?
ઊડીને, અકળમાં વહી જાય પગલાં.
ગલામાં અજાણ્યું કહી, કો'ક આવે;
બધાંની નજરમાં રહી જાય પગલાં!
બન્યાં છે હવે તો એ મારગ મજાનાં;
નહીં કર પ્રયાસો, નહીં જાય, પગલાં!
નથી પ્હોંચતો એટલે મંઝિલે હું;
જવું ક્યાંક ને ક્યાં લઈ જાય પગલાં!
મળે કેમ સૌને, પછી શોધતાં પણ?
સમય-નીરમાં બસ વહી જાય પગલાં!

**પાંદડું/મનહર ચરાડવા**

નજીક—આવ્યા નભને રંગે,
લીલાં ટપકાં વડે પાંદડું.
ઊડાઊડથી વિહંગપાંખો—
થાક્યો સ્નેહે અડે પાંદડું.
થાક્યોપાક્યો વગડો પોઢે,
છાંયો ઢોળે થડે પાંદડું.
વારવાર છંછેડ્યા કરતા
વાયરા પંઠે પડે પાંદડું.
આખો દ્હાડો હસહસ કરતું
રાત પડ્યે શું રડે પાંદડું!
તિમિર–બખોલે સંતાયેલું
પરોઢ ઊગ્યે જડે પાંદડું.
ગત ગળતું ને સુરભી-ભીનું
મારે વન ફડફડે પાંદડું.

**ત્રણ હાઇકુ/લલિત જાટકિયા**

ગગન વૃક્ષે
મધપૂડો ચન્દ્રનો!
ગણગણે તારા.

ગોખે દીવડો
જલે; ટીપે ટીપે
અંધકારના.

થાકી દિવસે
રાતે સ્વપ્નમાં ભીલ
વીંધે મૃગલાં.

–હારમાળામાં વેવાઇ ને ખોખલા પંડયા વચ્ચેની ડચભડનો પ્રસંગ, નરસિંહને ખોખલા દ્વારા અપાતો ઠપકો પ્રેમાનંદે ટાળ્યો છે. તો પાષાણ મૂકવાનું સૂચન વડસાસુ પાસે નહિ કરાવતાં કુંવરની નણંદ પાસે કરાવ્યું છે. સીમંતના મુહૂર્તનો દિવસ પણ હારમાળાથી જુદો આપીને, વેવાઈ નરસિંહને ઉછીના પૈસા આપવાનું જે કહે છે તે વાત પણ પ્રેમાનંદે ઉડાડી દીધી છે અને નરસિંહની ભક્તિને નમ્ર અને ખુમારીવાળી રાખી છે.

–વિશ્વનાથનો ઘણો ઋણી હોવા છતાં પ્રેમાનંદે મહેતાને જોવા મળેલી ભીડનું વર્ણન વિશ્વનાથનું નથી લીધું. બાકી વર્ણનનાં ઘણાં અંશો વિશ્વનાથમાંથી લીધાં છે. વિશ્વનાથ કુંવરના સાસરાનું નામ નથી દેતો, પ્રેમાનંદ પતિનું વિશ્વનાથ પ્રસંગ માંગરોળમાં ઊજવે છે તો પ્રેમાનંદ ઉનામાં.

પ્રસંગો, વિગતો, વર્ણનો પૂરતી અસરો તારવવા, ચકાસવા બેસીએ તો ઘણું લખી શકાય. પણ એથી પ્રેમાનંદની રચનાને કલંક બેસે તેમ નથી એવું વિદ્દદ્ વિધાન સ્વીકારીને એ કૃતિને જ તપાસીએ.

'મનમુદા કહું મામેરું' કહીને નિર્મળ આખ્યાન કહેવા ઉદ્યત થતા કવિની વાણીનો સત્કાર નવલરામે ઉમળકાથી કર્યો છે. 'કવિએ કાવ્ય ઘણા ઉમંગથી લખ્યું હોય એમ જણાય છે. એમાં સઘળે ઠેકાણે આનંદ ઊછળી રહ્યો છે ને કવિની કલમના ઉછાળા પ્રત્યક્ષ માલૂમ પડે છે. એની કલમ ઘણી જ ઉતાવળથી ચાલી જાય છે, ડગલે-પગલે કાર્યપ્રકાશ થતો જાય છે. કોઈ ઠેકાણે તે નકામું ટાહેલું કરવાને અટકતી નથી, જ્યાં જેટલું ને જેવું જોઈએ ત્યાં તેટલું ને તેવું જ ચીતરે છે. રસપ્રદેશ આવે છે ત્યાં ઊતરી પડીને યથેચ્છ રમણ કરે છે. પછી તરત જ ત્યાંથી ઊઠી પાછો પોતાનો માર્ગ પકડે છે અને એ રીતે ઘણા જ થોડા વખતમાં પોતાનું સઘળું કાર્ય પૂરું કરે છે.'

'મામેરું'ની વસ્તુ-સંકલનાની સુશ્લિષ્ટતાની સુભગ મુદ્રા આથી જ કવિશ્રી કાન્તના ખંડકાવ્યોની સુદૃઢ બાંધણીનો પરિચય તાજો કરાવી જાય છે. નરસિંહનું પૂર્વ-જીવન, એનો ગૃહસ્થાશ્રમ, કુંવરની સાસરવાસમાં સ્થિતિ, સીમંતનો પ્રસંગ ને કંકોત્રીનું લેખન, નરસિંહનું પ્રસ્થાન ને વેલ્યની ગતિ, નરસિંહનો થતો સત્કાર ને નાગરોનાં મર્મવચનો, પિતા પાસે વલવલતી વ્યગ્ર કુંવર ને શ્રદ્ધાથી પાછી ફરીને યાદી બનાવવા જતી કુંવર, પહેરામણીની યાદી, વરસાદ વરસ્યાનો ચમત્કાર, મુખ્ય પ્રસંગની દયદયાભરી કુંવરની રજૂઆત, ભક્તની પ્રાર્થના ને નાગરોની ટીકા, કફોડી હાલતને નિરાકારનું સાકાર સ્વરૂપે આગમન, પહેરામણી, અંતિમ વિધ ને મંગળ સમાપ્તિ–આટલી બાબતોને ૧૬ કડવામાં ઝપાટાભેર સમાવી, ફળશ્રુતિ આપી. ભક્તના જીવનની એક પુનિત મંગલ યશગાથા ગાઇને પ્રેમાનંદ પોથી સંકેલે છે ત્યારે વાચકનું હૈયું 'મનમુદા' શબ્દનો સાક્ષાત્કાર કરી રહે છે. એક બૃહજ્જવલિકાના વિષય જેટલું વસ્તુ પ્રેમાનંદ સંકોચવિસ્તાર, ક્રમૌચિત્ય, લાઘવ ને લીલાથી બહેલાવી શક્યો છે. વસ્તુની સંકલનામાં આટલો જાગ્રત ને યશવંત પ્રેમાનંદ એની બીજી કોઈ યશોદાયી રચનામાં રહી શક્યો નહિ હોય! સંકલનમાં ઝળકતી પ્રેમાનંદની કલા કારીગરીનો વૈભવ આથી વિદ્વાનોએ ઉમંગથી વધાવ્યો છે.

શ્રી. ચિ. શિ. ત્રિવેદી કહે છે: 'ભક્તિની શાંત નિર્મળ દૃષ્ટિ સમગ્ર આખ્યાનમાં જગત પર વ્યાપતી કૌમુદીની જેમ વ્યાપેલી છે. વૈષ્ણવજનના ગૌરવનો ભંગ કરે એવું એણે ક્યાંય આલેખન નથી કર્યું, એ આ કૃતિની નોંધપાત્ર વિશેષતા છે.'

જગત અને ભગત એ બન્ને વચ્ચેનો સંઘર્ષ આ કાવ્યનો વિષય હોવાનું માનીને, સાંસ્કારિક ભૂમિકા પર જ સંસારીજનોનો ભક્તને હાથે પરાજય થાય છે એ આ કાવ્યનું રહસ્ય છે એમ શ્રી. ઈ. ર. દવે માને છે, પરન્તુ સંસારીજનોની પરાજયગાથા કે ભક્તની વિજયગાથાને આ કાવ્યનું રહસ્ય માનવાની વાત સુંદર નથી લાગતી. હકીકતમાં તો ભક્તના દૃઢ વિશ્વાસનું ને પરમ શ્રદ્ધાનું આ કાવ્ય છે. 'સમગ્ર રીતે વહેતી ભક્તિની સેરમાં ત્રણ બિન્દુઓ વિસ્મયના (વરસાદ વરસવો, ઈશ્વરનું સદેહે આગમન, કાપડું પડવું) કાવ્યનો અનુભવ કરાવે છે.' 'આથી શ્રી. ચિ. શિ. ત્રિવેદી આ કૃતિને 'વિશ્વાસ ને વિસ્મયનું' કાવ્ય કહે છે એ ઘણું સાચું લાગે છે.

## મેક્સિમ ગૉર્કીને/સ્વપ્નસ્થ

(એમની પ્રથમ જન્મશતાબ્દી પ્રસંગે)

તેં ગરીબી ખોળે જન્મી શ્રમને ઉન્નત કર્યો,
અંતર ઊંડાણ તાગી માનવી દાખવ્યો ખરો.

માનવી ચિત્ત વ્યાપારોઃ અધોગતિ 'ઉત્તમો'ની,
'અધમો'ની ઉન્નતિની આશાઓ, પરખી ખરી.

ઊર્ધ્વમુખ માનવીમાંની, સર્જનાત્મક શ્રમની,
શુભલક્ષી દુનિયામાં તારી શ્રદ્ધા મહા હતી.

કલાનું સત્ય જેમાં તે આવિર્ભૂત કર્યું અહીં,
નવા માનવીનાં હીર પરખ્યાં તેં પહેલેથી જ.

ક્રાંતિનાં પારણાંને જે કર ઝુલાવતો 'મા'× નો,
તેને કંઠે હાલરડાં તારાં ગુંજી ઊઠ્યાં કવિ!

+'કટુ' તું નથી હે ગૉર્કી! પૃથ્વીમાં, જીવને રહ્યું,
પરમ માધુર્ય તેં દીધું-અમૃત અમને ફરી!

જૂનામાંથી નવાં સત્યો પ્રકટાવ્યાં યુગનાં અહીં,
માનવ-પ્રેમની મૂર્તિ, વંદું વિશ્વ વિભૂતિ હે!

માનવ સંસ્કૃતિ કેરો ઉદ્‌ગાતા ભવ્યનવ્ય હે!
માનવી હૃદયમાં તું સહસ્રો શરદો જીવ!



---

×'મધર' નામની નવલ અને ક્રાંતિને લગતી અન્ય કૃતિઓ
+રશિયન ગૉર્કીનો અર્થ કટુ છે.

[આ પાના પરનાં બે કાવ્યો સોવિયેત યુનિયનની માહિતી કચેરીના સૌજન્યથી પ્રગટ કર્યાં છે. —સંપાદક 'અભ્યાસ']

## લેનિન/સ્વપ્નસ્થ

નમ્રતા, સાદાઈ અને
પ્રતિભા પ્રખર તણો
સમન્વય જેમાં થયો
એના મહત્તમ મને
સંકલ્પનો અગ્નિ પેઠ્યોઃ

જગત પરથી જુલ્મ,
પરાધીનતા, દારિદ્ર,
અજ્ઞાન, અસમાનતા,
શોષણ ને યુદ્ધ કાળાં,
રાજાશાહી, મૂડીશાહી,
શાહીવાદ કેરાં ઘોર-
શાસનો જે પૃથ્વી વ્યાપ્ત-
ઉન્મૂલ કરીને કરું-
માનવીનો કારાગ્રસ્ત—
મુક્ત સર્જક શ્રમ,
અને જ્ઞાન—પ્રેરણાનાં
ખોલી નાખું ક્ષેત્ર બધાં,
જેથી અહીં વસુંધરા-
ધરા પર સર્જાય—
શાંતિ, સર્વજન સુખ,
વિશ્વની માનવતા એ
યુગો યુગો સ્વપ્ન સેવ્યાં
બને જીવંત સમૂર્ત!

અને એણે દિલ ને
ખમીરવાળા લોકોને
જગાડીને ને
જાનકુરબાન—
—કરનારા કેરી

ફોજને જમાવીઃ જેણે
જુલ્મો અન્યાયોના ગઢ
જમીનદોસ્ત કીધા,
માનવતા કાજ તેણે
નવા રાહ ખોલ્યા.

ક્યાંથી ઊગે આવાં
ખાળ?
પ્રેમ પ્રેરે જ્ઞાન અને
જ્ઞાન પ્રેરે પ્રેમ,
એ છે અવિચલ સત્યઃ
પીડિતો ને દલિતોને
કાજે એનાં દિલે મહા
પ્રેમ પારાવાર.

લોક કેરાં દુઃખો કેરો
એ હતો મહાપુકાર,
લોક કેરાં સુખો કેરો
આર્ષદૃષ્ટિકાર,
જનતાનાં દિલ સાથે
પૂર્ણ એકતાર,
જનતાનો જાયો,
જન-શક્તિ સાકાર,
જનતાની નમ્રતાને
સાદાઈ
એની યુગ સંચિત
પ્રતિભા ને શક્તિ કેરો
યુગ અવતાર!



પ્રત્યક્ષ કરવાની ફાવટ પ્રેમાનંદને વરી છે. 'મામેરું'માં વડસાસુ, નણંદનાં પાત્રો બહુ જ તરી આવે તેવાં છે ને તેની સાથે સ્પર્ધામાં ઊતરેલા મહામાયા ને વિભુનાં પાત્રો પણ ભારે સજીવ છે. પરન્તુ નરસિંહ ને કુંવરનાં પાત્રો પાત્રાલેખન કળાની દૃષ્ટિએ જોતાં ઉત્તમ ઠરે તેવાં છે.

'મામેરું'ની પાત્રસૃષ્ટિનો પરિચય આપતાં ડૉ. ચન્દ્રકાન્ત મહેતા નોંધે છે—'મામેરામાં એક બાજુ મોસાળું કરશે શ્રીહરિ એવી ઈશ્વરમાં અડગ શ્રદ્ધા રાખનારો, હરિભક્તિમાં તદાકાર, સાત્ત્વિક વૃત્તિનો નરસિંહ છે, લોકોની લાજે ને સાસરિયાના ત્રાસે ઊર્મિલ બનેલી, સાસરિયા સમક્ષ હરિભક્તની પુત્રી હોવાનો ગર્વ કરતી ને ઠાલી હાથે આવવા માટે પિતાને ઉપાલંભ આપતી, નણદી મર્મ વચન ઉચ્ચારે છે ત્યારે તડૂકી ઊઠતી, સમયે સાસુને પણ ઝપટમાં લેતી રાજસી વૃત્તિની કુંવર છે, કલહપ્રિય, નિંદાખોર, લોભપરાયણ, તામસી વૃત્તિનાં નાગરી ન્યાત ને કુંવરનાં સાસરિયાં છે. ત્રિગુણાત્મક પાત્રોનાં પરસ્પર સંઘર્ષણો દ્વારા કવિએ પાત્રવિકાસ યોગ્યતઃ સાધ્યો છે.'

૧૧મા કડવાનું સ્ત્રીઓની પ્રવૃત્તિઓનું સ્વભાવોક્તિપૂર્ણ વર્ણન, જોબન મદમાતી સ્ત્રીઓની ટીખળવૃત્તિ, મહેમાનની મશ્કરી કરવાની એમની નિરનિરાળી રીતિઓ, એમનો વસ્ત્ર શોખ ને વસ્ત્રલિપ્સા—કવિએ ઋજુતાથી વર્ણવ્યા છે. હરખપદુડીઓના આ રંગમેળામાં ઠેકડા મારીને ગાતો હરિઘેલો નરસિંહ, આંસુથી અકળાતી, કંકાવટીને પકડીને ઊભેલી કુંવર ને આકાશનું ગંભીર મૌન! કેવી વિલક્ષણ ભાવસૃષ્ટિ સાકાર કરી આપે છે! "જગત-ભગતની આ વિરલ સંધિકામાં વિરક્તિ ને વત્સલતાનાં બે સંધિજલ વચ્ચે સંસારના ઊછળતા પ્રવાહોનું માર્મિક ને સમભાવી દર્શન કરાવતો" કવિ શ્રોતાઓનાં હૈયાંને પોતીકાં કરી લેવાનો અધિકાર લઇને આવે છે. આથી જ કહેવાયું છે કે, "હિન્દુ સંસારમાં વહુની સ્થિતિ, એની આસપાસની સાસરિયાની સૃષ્ટિનું યથાતથ દર્શન કરાવવા ઉપરાંત પાત્રોની ઉક્તિઓ દ્વારા પ્રગટ થતા સમાજ-ચિત્રમાંથી જન્મતું રસનિર્ઝર કવિએ લક્ષ્ય કરેલા મર્મબિન્દુને કલાત્મક સચોટતાથી પરિપ્લાવિત કરી મૂકે છે."

શ્રીરંગ મહેતાનું પાત્ર મોટે ભાગે મૂંગું છે. પત્રલેખનમાં શિષ્ટાચારનો ભંગ વાળતા આ સજ્જન આચરણમાં કોઈ સુજનતા દર્શાવી શકતા નથી એમ ડૉ. દવેએ સાચું કહ્યું છે. (વાતે મોટા ને કાર્યે શૂન્ય, હાથીના દાન્ત જેવા નાગરોનું પ્રતિનિધિત્વ પ્રેમાનંદે એ રીતે તો ઉપસાવ્યું નહિ હોય ને!) તેમ છતાં ય આ મૌનને વરેલો આદમી પણ સુરેખ થઈ રહે છે તો ખરો. પત્રમાં પ્રગટતો શ્રીરંગ કદાચ બનાવટી મ્હોરાંવાળો હોય ને મૂંગો શ્રીરંગ જ સાચ્ચો શ્રીરંગ હોય કે ગમે તેમ પણ એ ધ્યાન તો ખેંચે છે જ. સમૂહ-માનસનું ચિત્ર આલેખતા પ્રેમાનંદે નારીને ઠીક ઠીક સ્વરૂપોમાં નિહાળી છે—જેઠાણી, સાસુ, નણંદ, વડસાસુ, નાગરાણીઓ ('સુદામા ચરિત'ના દ્વારામતીની પૌરાંગનાઓ જેવી), કુંવર, મહામાયા કમળા. લૌકિકથી લોકોત્તર કક્ષા સુધીની આ નારીનું દર્શન છે. પુરુષોમાં આકર્ષે છે નરસિંહ! એના ગૌરવનું મૌનના પરિવેશમાં જે ચિત્ર પ્રેમાનંદે ઉપસાવ્યું છે તે અવિસ્મરણીય છે. 'પ્રેમાનંદમાં લોકોત્તર પાત્રો માનસ પ્રત્યક્ષ કરવાની શક્તિનો અભાવ છે તેથી તે એવાં પાત્રોનું યથાર્થ નિરૂપણ કરી શકતો નથી એમ કહેવું યુક્તિ સંગત લાગે છે.' એવું શ્રી. નગીનદાસ પારેખનું વિધાન છે. પરન્તુ 'મામેરું'માં નરસિંહની ભક્તિની લોકોત્તરતા ને દોશી થઇને ય કરુણાસાગર રહેતા રણછોડનું અલૌકિક સૌન્દર્ય પ્રેમાનંદ જાળવી શક્યા નથી એમ સર્વથા કહી શકાશે? લોકોત્તર પાત્રો, લોકોત્તર અનુભવો પ્રેમાનંદમાં જોવા નહિ મળતાં નિઃશ્વાસ નાખતા શ્રી. હિ. ગ. અંજારિયા પણ શ્રી. નગીનદાસ જેવી જ વાત કરે છે. પ્રેમાનન્દની સમગ્ર સૃષ્ટિ એના મહાકવિપણાની મર્યાદા આંકી શકતી હશે પણ 'મામેરું'ની સૃષ્ટિમાં કલાને ઉચિતને સમકાલીન સમાજને પચે એટલી લોકોત્તરતા તો પ્રેમાનન્દ દબદબાથી ઊભી કરી શક્યો છે. લૌકિક કથામાં આપણે લોકોત્તરતાના અભાવે દુઃખી થઈએ છીએ અને લોકોત્તરતામાં લૌકિકતાના અભાવે અમૂંઝાઈએ છીએ! નિરપેક્ષ ભાવે કૃતિને જોતાં-માણતાં તો આપણે શીખીએ ત્યારે ખરા!

પાત્રોના માનવ-સ્વભાવને, એમના તરંગોને લીલાથી

# પ્રેમાનંદ વિરચિત 'મામેરું'—એક પરિચય

**લાભશંકર રાવળ 'શાયર'**

ગુજરાતી સાહિત્યના મધ્યકાલીન સર્જકોમાં લોકપ્રિય બનેલાં નામ તે નરસિંહ, મીરાં, અખો, શામળ, પ્રેમાનંદ અને દયારામ. આ છમાં આખ્યાનકાર પ્રેમાનંદ પર વિદ્વાનોએ પ્રશંસાનાં પુષ્પો વેર્યાં છે. શ્રી. વિજયરાય વૈદ્યે એને મધ્યકાલીન ભારતના ઉત્તમ કવિઓ માંહેનો એક ગણ્યો છે તો એની રસસિદ્ધિ પર શ્રી. નવલરામની વિવેચના પ્રસન્ન મુદ્રા ધારી રહી છે. કવિ શિરોમણિ પ્રેમાનંદને 'Prince of Plagiarists' કહીને ય શ્રી. મુનશી એને ગુજરાતની રંગભૂમિ પરનો નાનકડો વ્યાસ કહેવાનું ચૂકયા નથી. ભક્તિનમ્ર, વિપ્ર પ્રેમાનંદની સાંસ્કૃતિક સેવા માટે શ્રી. અ. મ. રાવળની આલોચના હેતાળવી રહી છે.

ભાલણથી શરૂ થયેલા કડવાબદ્ધ આખ્યાનની રસસિદ્ધિની ચરમાવસ્થા જેનામાં સુલભ થઈ તે જનતાનો કવિ પ્રેમાનંદ નળાખ્યાન, દશમસ્કંધ, સુદામાચરિત્ર, ઓખાહરણ, રણયજ્ઞ, આદિ રચનાઓમાં વિવિધ સ્વરૂપે મ્હાલ્યો છે, પરન્તુ 'મામેરું'માં પ્રગટતો પ્રેમાનંદ એક વિશિષ્ટ મુદ્રા ધારી રહેલો જણાય છે.

નરસિંહ મહેતાના જીવન–પ્રસંગોમાંથી કુંવરબાઈના મામેરાવાળો પ્રસંગ ગુજરાતી સાહિત્યમાં સૌ પ્રથમ આલેખ્યો ખંભાતના નાગર કવિ વિષ્ણુદાસે. પછી ૧૦૬ કડીમાં એ કથા કૃષ્ણુદાસે પણ ગાઈ. ૬ કડવાં અને ૨૬૯ પંક્તિમાં 'મામેરું' વિસ્તારથી ગાયું ગોવિંદે. તુલસીદાસ, મોતીરામ, વિષ્ણુએ પણ 'મામેરું' વિષયક કાવ્યો લખ્યાં. વિશ્વનાથ જાનીએ વિસ્તારથી નરસિંહ-ચરિત્ર વર્ણવ્યું. આ ઉપરાંત મૂળજી ભટ્ટ, રઘુરામ, હરિદાસ, આધાર ભટ્ટ ને દયારામ જેવા કવિઓએ પણ મામેરાની કથાને યથા શક્તિમતિ બહેલાવી ને ગાઈ. કૃષ્ણની જનમજનમની દાસી મીરાંબાઈએ પણ 'મામેરો નરસિંહ મહેતા કો ગાવે મીરાં દાસી' કહીને મામેરાં વિષયક રચના કરી છે. લાગે છે કે–નરસિંહ મહેતાના જીવનનો આ ઈશ્વર-શ્રદ્ધા દૃઢ કરનારો, ભગવાન–ભક્તના સંબંધની પ્રીતિગાથા ગાતો પ્રસંગ મધ્યકાલીન કવિઓને (અને જનતાને પણ) સારો ભાવી ગયો છે.

પ્રેમાનંદના મામેરા પર હારમાળાના પદોની તેમજ વિશ્વનાથના 'મામેરું'ની વિશેષ અસરો હોવાનું વિદ્વાનોએ બતાવ્યું છે. પણ આ બધામાં પ્રેમાનંદની કલા મેદાન મારી ગઈ છે. 'ચોરોનો સરદાર. 'કવિ શિરોમણિ' થઈ રહ્યો છે! શ્રી. ભોગીલાલ સાંડેસરા નોંધે છેઃ 'ગોવિન્દ તથા તેના પુરોગામી કવિઓને મન મોસાળું તે એક ભક્તગાથા છે ને તેઓ તેનું નિરૂપણ માત્ર ભક્તના જીવનનો ઇતિહાસ આપવાની દૃષ્ટિએ જ કરતા હોય છે. વિશ્વનાથ જાનીએ એ ભક્તિ ગાથાને કાવ્ય રૂપમાં પરિણત કરવાનો પહેલો સફળ પ્રયત્ન કર્યો છે. પરન્તુ એ કાર્યમાં અદ્વિતીય યશ તો સર્વોચ્ચ આખ્યાનકાર કવિ પ્રેમાનંદને જ પ્રાપ્ત થયો છે.' વિષયની કલાક્ષમતાને ઉપસાવવાની પ્રેમાનંદની એ કોઠાસૂઝ છે. શ્રી. મુનશીએ સાચું જ કહ્યું છેઃ 'જે પ્રસંગો મનમાં ભક્તિભાવ ને પૂજ્યતા પ્રેરે છે તેને અનુગામી અંગ કલાકાર માત્ર કલાની વસ્તુ બનાવી મૂકે છે!'

નવલરામ, ચિ. શિ. ત્રિવેદી, ભોગીલાલ સાંડેસરા, ઈ. ર. દવે, આદિ અભ્યાસીઓએ પ્રેમાનંદની આ રચના પરની પુરોગામીઓની અસરોને તારવી બતાવી છે. એની જરૂરી નોંધ અહીં લઈ લઈએ.

—વિષ્ણુપ્રસાદ તથા કૃષ્ણુદાસ વિષ્ણુને પ્રત્યક્ષ લાવતા નથી. પ્રેમાનંદ લાવે છેઃ

—વિષ્ણુદાસમાંથી કેટલાક પ્રસંગો–વેલ્થનું વર્ણન, ખાલી છાબમાં પહાણ મૂકવાની હકીકત, પહેરામણીમાં કાપડાનું આકાશમાંથી પડવું.

—એ ગોવિંદ તથા પ્રેમાનંદે યથાતથ લીધાં છે. પ્રેમાનંદે તો વિષ્ણુદાસની કેટલીક પંક્તિઓની પંક્તિઓ પણ લીધી છે–નરસિંહના ઉતારાના વર્ણનમાં અને કુંવરના પિતા પાસેના મર્મ વચનમાં. શ્રી. કે. કા. શાસ્ત્રી કહે છેઃ 'મામેરું'માં દોશી સ્વરૂપે ભગવાન આવે છે તે પ્રસંગ ને તેમાંની કેટલીક પંક્તિઓ ગોવિંદની કૃતિમાંથી પ્રેમાનંદ લઈ આવ્યો છે.

માથે બેસાડીને તરતાં મૂકાયેલાં પ્રેમાનંદનાં પાત્રો જીવન-સરિતાના પ્રવાહમાં કેવાં સુંદર લાગે છે! 'ઈશ્વરલીલાનું સદર્થ ચિત્ર' પ્રેમાનંદ આપી શક્યો છે. કર્તાની સૃષ્ટિનો કલામય પરિચય આપનાર કવિ કર્તાને ય પોતાની સૃષ્ટિનું એક રમણીય પાત્ર બનાવી ગયો છે!

કથનકલાથી ને પાત્રાલેખનથી લોકોને ખુશ કરનાર પ્રેમાનંદની અનુપમ સિદ્ધિ તો રસનિરૂપણમાં રહેલી છે. 'મામેરું'માં એણે શાંત, કરુણ, હાસ્ય, અદ્‌ભુત, રૌદ્ર રસોને બહેલાવ્યા છે. એમાં હાસ્ય-કરુણની જમાવટ ઝાઝી છે. નરસિંહના વિભુદર્શનમાં, કાપડું પડવામાં, વર્ષા વરસવામાં ને પ્રભુના સાકાર થવામાં અદ્‌ભુત રસની છટા એણે ઊભી કરી છે. પરન્તુ નરસિંહની ભક્તિના શાંતરસમાંથી ઉપસતા વિસ્મયના બુદ્‌બુદો કરતાંય એ શાંતરસની સ્રોતસ્વિનીના બે કિનારા – એક કુંવરના આંસુનો ને બીજો જગતની ઠઠ્ઠાનો–થી તો રસનો એક સુંદર, સઘન પુદ્‌ગલ પ્રગટ્યો છે. પ્રેમાનંદે હાસ્ય ને કરુણનું આલંબન બનાવી દીધો છે તો કરુણની મુક્તિ અદ્‌ભુતમાં સાધી છે. પ્રસન્ન શાંતરસના વિશાળ પટ પર રસોના વિવર્તો ઉપ-સાવીને રસસંક્રમણ, રસનિરૂપણ, રસમિશ્રણ–ત્રણેયની કળા એણે પ્રતીત કરાવી દીધી છે. કડવે કડવે હાસ્ય ભર્યું હોવા છતાં ને અશ્રુની ભીનાશ વ્યાપક પણે વેરાઈ હોવા છતાં તેનો સ્થાયી ભાવ મહેતાજીની ભક્તિનો શાંતરસ જ રહે છે એ નોંધપાત્ર વિશિષ્ટતા છે. પ્રેમાનંદના હાસ્યરસની સમીક્ષા કરતાં શ્રી. રા. વિ. પાઠક 'મામેરું'ના હાસ્યના બે પ્રવાહોને માર્મિકતાથી મૂલવે છે ને કહે છે કે, 'પ્રેમા-નંદની વિશેષતા તો એ છે કે એની સૃષ્ટિમાં ઉપહાસ કર-નારનો જ અંતે ઉપહાસ થાય છે. માનવપ્રકૃતિની મોટામાં મોટી કરુણતાને જ એ હાસ્યપાત્ર બનાવે છે' અને છતાં ય શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે તેમ, 'એનું હાસ્ય ઉપ-હાસના કિનારા સુધી વહી આવે છે પણ ઉપહાસમાં સરી જતું નથી. હાસ્યવિષયને એ અન્ય રીતે અને અણીને વખતે એવો આદરપાત્ર બનાવી દે છે કે ઉપહાસ શમી જાય છે.'

રસને ભિન્ન ભિન્ન પરિસ્થિતિઓથી પુષ્ટ કરવાની એને ફાવટ છે. પિતાની નિર્ધનતા, આબરુનો ભય, એ વિષયક ચિંતા, નમાઈ હોવાનો વિષાદ, પરિતાપ, ખેદ, અણગમો, તિરસ્કાર વગેરે અનેક ભાવોથી પુષ્ટ થતો કરુણ કવિએ ભારે ત્રેવડ જમાવ્યો છે. આથી જ શ્રી ગજેન્દ્ર પંડ્યા બોલી ઊઠ્યા છે (સમુદ્ર પર તરતા વહાણનું દૃષ્ટાંત લઈને) કે 'આપણું ચિત્ત સાસરિયાંના હાસ્યથી કુંવરના કરુણ પર, નણંદ ઉપવાસથી કુંવરના ક્રોપ પર, ત્યાંથી પિતાના વત્સલ પર ઢળી વળી પાછું કુંવરના કરુણ તરફ વળે છે ને આ સંક્રાન્તિ ક્યારે થઈ તેનો ખ્યાલ પણ રહેતો નથી.'

ફક્કડ ચિત્રો ઉપસાવતી પ્રેમાનંદની પ્રસાદયુક્ત ભાષાનું ગૌરવ પણ કમ નથી. ૧૩મા કડવાની નાગરીનારીઓ, સિંહની વેલ્ય, પહેરામણીની પડાપડી, કુંવરનો ફફડાટ, કમલની પેરે વિકસતા લિંગમાં પ્રત્યક્ષ થતા ત્રિપુરારિ, ઠઠ્ઠા વચ્ચે હાવડો થઈ નાચતો નરસિંહ – એના સરસ નમૂના છે. રણછોડ, વિશ્વંભર, કરુણાસાગર, આદિ શબ્દોનો થયેલો પ્રયોગ એ નામોનું જે ઔચિત્ય કથાસંદર્ભમાં જાળવે છે તે ધ્યાનમાં લેવા જેવું છે. 'આંસુ'નો પ્રાસ કવિએ માર્મિકતાથી 'સાસુ'માં શોધ્યો છે! સ્વભાવોક્તિ, ઉપમા, ઉત્પ્રેક્ષા અને વર્ણાનુપ્રાસનો શોખીન આ કવિ છે. એનો આ શોખ જ્યાં ને ત્યાં સૌન્દર્ય આભા પ્રગટાવતો કૃતિ સમસ્તમાં પથરાયેલો જોવા મળે છે. અલંકારોથી, શબ્દોના નાદવૈભવથી એ ચિત્રને ઊપસાવે છે, સ્વલીલાથી રસને પુષ્ટ કરે છે, શુષ્કતા રાખે છે અને એની આ લીલાને સાનુકૂળ ધ્વનિભરી ભાષાનો વૈભવ ને વિવિધ ઢાલયુક્ત દેશીઓ ધિંગો સાથ આપી રહે છે.

શબ્દયોજનાનું અર્થઘન ઔચિત્ય, લાઘવ ને લીલાનું પ્રમાણૌચિત્ય, ભાવાનુકૂળ દેશીઓ, મનોરમ કલ્પના ચિત્રો, સાક્ષાત્કારકતા, શિષ્ટ ને મિષ્ટ ભાષા, ગેયતા ને નાદલીલા, રૂઢ લાગવા છતાં ય ચારુ ને તાઝગી ભર્યાં વર્ણનોની ભરી ભરી સૃષ્ટિ, સંઘર્ષની આઘાતલીલા, આદિ બાબતોને લક્ષમાં લેતાં 'પ્રેમાનંદ આખ્યાનકાર કયારે ય નથી હોતો. કવિ પ્રેમાનન્દનો એને ધિંગો સાથ મળે છે' એ શ્રી. અ. મ. રાવળનું વિધાન જરા પણ સત્યથી વેગળું નથી લાગતું.

જાત વિશે થોડીક માહિતી આપીને, ફળશ્રુતિ સંભળાવીને પોથી સંકેલતો પ્રેમાનંદ **ગુજરાતી** કહેવાયો છે. એથી ડૉ. દવે, પ્રો. ત્રિવેદી, આદિએ પ્રેમાનંદના

(અનુસંધાન પૃ. ૩૭૩)

આખું ય કાવ્ય નરસિંહના સ્વસ્થ, સૂચક મૌન અને જગતના કલમલાટ વચ્ચે પીસાતી કુંવરની અશ્રુભીની કથા કહી જાય છે. નરસિંહના મૌનને અને વાણીને ઊપસાવીને કલાકારે ભારે સૂઝ બતાવી આપી છે. પ્રારંભનાં બે કડવાંમાં નરસિંહને શિવમ્ સુન્દરમ્‌ની સિદ્ધિ વરાવીને એનું મૌન કવિએ ઉપસાવ્યું છે. ત્રીજા એક જ કડવામાં નરસિંહનો ગૃહસ્થાશ્રમ, એ આશ્રમની કરુણ ઘટનાઓ, કુંવરનો સાસરવાસ, સીમંત, કંકોત્રીનું લેખન–આટલી બીનાઓ સમાવી, સાસુ, સસરો ને કુંવરનાં પાત્રો ઉપસાવી નિરૂપણની લાઘવકળાનો પરિચય પ્રેમાનંદે આપ્યો છે.

વર્ષાનો પ્રસંગ કથાના બે સમતોલ ભાગ પાડી આપે છે અને કથાની કરુણ નિર્ઝરણી પર કરુણાના મધુર છાંટાઓ ઊડાડી જાય છે. વરસાદ પછી સાસરિયાની સંતપ્ત ધરતીનો ઉકળાટ પ્રેમાનંદે સારો ઉઠાવ્યો છે. 'સાસુ'ના પ્રાસમાં આવતાં કુંવરનાં આંસુને લૂછવા નાગરનો પ્રાસ મેળવતા કરુણાસાગર રણછોડ દામોદર દોશી થઇને પધારે છે. કાવ્યનો પ્રારંભ વિસ્મયથી થયો હતો, અંત પણ વિસ્મયથી આવ્યો. પ્રારંભમાં ધરતીની એક ભક્તિગાથા ભગવાન પાસે આકાશ પહોંચી હતી, અંતમાં ધરતીની એ ભક્તિલીલાને વધાવવા આકાશ ધરતી પર ઊતર્યું છે. ભક્ત–ભગવાનની આવી આદિ–અંતની સ્થિતિનું દર્શન પ્રેમાનંદની વસ્તુસંકલનાની સૂઝ અને વસ્તુના તાણાવાણાની ગૂંથણીમાં અપ્તરંગી ભાત ઉપસાવવાની કારીગરીનો માનાર્હ પરિચય આપી રહે છે. એ રસજ્ઞના ધ્યાન બહાર રહે તેવું નથી. કથાના સાદ્યંત વહેતા વેગીલા પ્રવાહમાં પ્રેમાનંદ ક્યાં ય નીરસ થયો નથી. વિગતોની ઝીણવટ ઉપસાવવામાં ય એણે શબ્દો, ભાવોની પૂરતી કરકસર કરી છે. એક કડવાની સ્તુતિમાં ય ભક્તિગાથાથી શ્રોતાઓના મનને સંતૃપ્ત કરીને ય નરસિંહની ભક્તિ પરાયણ મનોદશાના સંસારી તાપે ઉદ્દીપ્ત ભાવોના વિવર્તો ઊપસાવીને કલામર્મજ્ઞોને ય સંતર્પવાની પોતાની ત્રેવડનો સુભગ પરિચય આપી દીધો છે. "જગત ભગતની વિલક્ષણ સંગમભૂમિ પર વિભુતત્ત્વના થતા અવતરણમાં માનવદેહી વિભુના વિરલ સંગમનું કાવ્ય" સર્જતો કવિ પ્રસંગ નિરૂપણમાં પણ ભારે સફળ રહ્યો છે.

'સતત ચડ-ઊતરતા તાલ વચ્ચે ચાલતી જગતની પુનિત દરિદ્રતાના પ્રતીક શી વહેલ'નો પ્રસંગ હોય કે ચમત્કારને માવઠાથી ઓળખાવવાનો નાગરોનો કલિયુગ-પ્રભાવ-પ્રદર્શક પ્રયત્ન હોય, પહેરામણીની વિગતોનો પ્રસંગ હોય કે કાપડું વરસવાનો (!) પ્રસંગ હોય, કરતાળ લઈ કૂદતા નરસિંહ ફરતી 'લઇશ પટોળું શ્રીકાર, સાડી નહિ પહેરું' કહેનારીઓ ઘેરો ઘાલતી હોય કે 'મોસાળું કરશે શ્રી હરિ'માં શ્રદ્ધા રાખવા મથતી કુંવરના અનુભવો હોય, વડસાસુનો પ્રકોપ હોય કે શ્રીરંગ મહેતાનો ઠાવકો પત્રલેખન પૂરતો જ પ્રેમભાવ હોય–પ્રેમાનંદ એ સર્વની સુરંગીન રેખાઓ દોરી આપે છે.

નાટ્યાત્મકતા પ્રેમાનંદને ફાવતી યુક્તિ છે. 'પિયર પનોતી કુંવરવહુ'ના વ્યંગમાં પડેલી ને આખરે પૂરવાર થતી હકીકત, કુંવરના અરમાનોની પૂર્ણાહુતિ માટે આવતા નરસિંહનું ૪થા કડવામાં ઊપસતું એ અરમાનોથી વિરોધાભાસી પ્રતિચિત્ર, કંકોત્રી લખનાર શ્રીરંગનું 'ઊજલો સગો' બારણે આવ્યા પછીનું સતત રહેતું, નર્યું ભીષણ મૌન, બાપને મળવા ધસતી કુંવર, નણદીના વ્યંગથી ઉશ્કેરાઇને 'પૂંઠેથી બાઈ શું બડબડો' કહીને બાપને ચોપડાવવા લાગી જતી કુંવરની મનોદશા, નરસિંહને સમોવણ નહિ આપતાં સમસ્ત નાગરી ન્યાતને નવરાવવાનો આકાશને મળતો મોકો, 'તો નાગર સાથે છે કામ' જેવી ચેલેન્જ સાંભળતાં જ અડવાણે પગે ઊઠીને ધાતો પુરુષપુરાણી–એના તમામ સાજનમાજન સાથે, 'હવે પહેરામણી પહેરું નહિ' કહીને ટરડાતી વડસાસુ, વેવાણનો કમળાને હાસ્યાસ્પદ પ્રશ્ન, છૈયાં હેઠાં મૂકીને પહેરામણી લેતી વાનબાઈ, વેલવહુ ને રહીયાં, આકાશના ગર્ભમાંથી પડતું કુંવરની વિષમતાના પૂર્ણવિરામ ને નરસિંહની ભક્તિના પૂર્ણવિજય શું અને માયામોહી જનતા પર વરસતા વિસ્મય શું કાપડું–આ બધી પરિસ્થિતિઓ હૃદયાભિરામ બની રહી છે. ભિન્ન ભિન્ન વિરોધી ચિત્રો, પ્રસંગો અને પરિસ્થિતિઓ યોજીને કવિએ બેવડી કળાથી કામ લીધું છે.

ક્યાંક ભાવવિવર્તો ને મંથનો (કુંવરના), ક્યાંક વળી મૌન (નરસિંહનું), ક્યાંક વેશભૂષા ને અલંકાર (દોશી–કમળા યુગલનાં ને નાગરાણીઓનાં), ક્યાંક મર્મ વચનો (નાગર સમાજ, વડસાસુ, નણંદ, જેઠાણીનાં)થી પાત્રોને માનસ

સંસ્કારોદ્‌બોધનની દૃષ્ટિએ પ્રવાસવર્ણન લખવાની ખરી શરૂઆત તેમણે જ કરી એમ કહીએ તો ખોટું નથી. 'હિમાલયનો પ્રવાસ' ગુજરાતી પ્રવાસ સાહિત્યમાં સહેજે પ્રથમ સ્થાન મેળવે છે. પ્રત્યેક યાત્રાસ્થાનની કેવળ ભૌગોલિક માહિતી જ નહિ, પરંતુ તેનો ઇતિહાસ, એની પાછળ રહેલી સંસ્કારભાવના, એને અંગે પ્રવર્તતી સામાજિક માન્યતાઓ તથા રૂઢિઓ અને સૌથી વિશેષ તો એની નિસર્ગદત્ત સુંદરતાનું મનભર વર્ણન અને ચિંતન તેમના પ્રવાસ લેખોમાંથી મળે છે. 'હિમાલયનો પ્રવાસ'ની શૈલીની તાજગી અને રુચિરતા એમનાં પછી લખાયેલાં પ્રવાસપુસ્તકોમાં દેખાતાં નથી. તેમનું ખગોળ-જ્ઞાન સમૃદ્ધ છે એટલું જ નહિ, ખગોળદર્શનનો તેમનો દૃષ્ટિકોણ જીવનલક્ષી હોય છે. આથી, આકાશદર્શનના તેમના લેખો માહિતી ઉપરાંત વિવિધ તારાઓ અને નક્ષત્રોનો જીવંત સંપર્ક સાધી આપે છે. ખરેખર પ્રકૃતિ-માંથી જીવનનો અખૂટ આનંદ મેળવવાનો અને પીરસ-વાનો સર્જનાત્મક કીમિયો જેટલો પરિવ્રાજક નિબંધકારે હસ્તગત કર્યો છે તેટલો ભાગ્યે જ આજના કોઈ ગુજરાતી કવિએ પણ કર્યો હશે. આથી જ એમના સમર્થ અન્તેવાસી અને આપણા અગ્રગણ્ય કવિ શ્રી. ઉમાશંકર જોશીએ એમના પ્રવાસ અને પ્રકૃતિવિષયક લેખોને 'કાકાસાહેબની કવિતા' કહી છે.

ગાંધીજીએ સંસ્કારેલા આત્મચરિત્રતાના આદર્શને સૌ પ્રથમ પોતાની કૃતિમાં ઝીલનાર કાકાસાહેબ છે. ગાંધીજીના સત્યના પ્રયોગોની માફક એમાં ભવ્ય જીવન-વસ્તુ નથી તેમ એના લેખકનો ઉદ્દેશ ગંભીરપણે સત્યનું શોધન કરવાનો પણ નથી. તેમ છતાં 'સ્મરણયાત્રા'-(૧૯૩૪)માં ઉત્કટ સત્યભક્તિ અને તટસ્થ આત્મ-પરીક્ષાના ગુણો ઊતર્યા છે. ગાંધીજીની આત્મકથામાં ક્વચિત જ ડોકિયાં કરતા હાસ્યના અહીં ફુવારા ઊડે છે. લેખક હળવી અને રસળતી શૈલીમાં કિશોરવયનાં સંસ્મરણો કહે છે. લેખકના ફળદ્રુપ ભેજામાંથી નીકળતા નવીન શબ્દપ્રયોગો અને રોજિંદા જીવનનું રસભર્યું અવલોકન, હકીકતોની પ્રમાણભૂતતાને લેશ પણ ખંડિત કર્યા વિના, નિર્દોષ અને તાજગીભર્યો નૈસર્ગિક વિનોદ પીરસે છે. જીવંત કરુણાદૃષ્ટિએ દોરેલાં વ્યક્તિચિત્રો પણ આ કૃતિનું ખાસ અંગ છે. એમાં ગાંધીજીની આત્મકથા જેવી વ્યવ-સ્થિતતા કે સળંગસૂત્રતા ભલે ન હોય પણ તેના વિશાળ કલાફલકમાં 'સામાન્ય માણસના સામાન્ય અનુભવો' ઝિલાઈને ઉચ્ચ રસવત્તા ધારણ કરે છે, એ જ એની સફળતા છે.

'લોકમાતા'માં ભારતની નદીઓનાં સૌન્દર્ય-માહાત્મ્યનાં પ્રાસાદિક વર્ણનો છે. તેની નવી આવૃત્તિ 'જીવનલીલા'માં નદીઓ ઉપરાંત સરોવરો અને સાગર વિશેના લેખોને પણ લેવામાં આવ્યા છે. 'ઓતરાતી દીવાલો'માં તેમણે પ્રકૃતિના પ્રાણી–અંગ જોડે તાદાત્મ્ય સાધીને જેલમાં જીવનના આનંદનો રસઝરો વહેતો રાખવાનો સફળ પ્રયાસ કરેલો છે. પશુપક્ષીઓ અને વનસ્પતિ સાથે એકતાન થઈ ને તેમણે પોતાનો પ્રેમભાવ કેવળ માનવજાતિ પૂરતો મર્યાદિત નહીં રાખતાં પ્રકૃતિ સમસ્ત પર રેલાવ્યો છે. તેમની વિનોદવૃત્તિ એમાં સોળે કલાએ ખીલે છે. તેઓ હળવી રમૂજભરી દૃષ્ટિએ જીવનના વાસ્તવ પ્રસંગોનું અવલોકન કરે છે અને અસ્વાભાવિક બન્યા વગર તેમાંથી હાસ્ય નિષ્પન્ન કરી શકે છે. પ્રત્યક્ષ જીવનમાંથી ઉદ્‌ભવતો શુદ્ધ મર્માળો વિનોદ એ આધુનિક જમાનાના હાસ્યસાહિત્યનું ખાસ લક્ષણ છે અને તેને ઉત્તમ રીતે ખીલવનાર કાકા કાલેલકર છે.

વિનોદ એમનાં લખાણોનું આકર્ષક અંગ છે, તો ચિંતન પ્રધાન અંગ છે. આજના ગુજરાતના તેઓ પ્રથમ કોટિના ચિંતક છે. ધર્મ, સમાજ, કલા, સાહિત્ય, ઉત્સવો, આચારો, રૂઢિઓ, વગેરે વિષે તેમણે મૌલિક વિચારણા કરેલી છે. ગ્રામજીવન અને સ્વાતંત્ર્ય વિષે તેમણે મૂલગામી તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરીને મનનપૂર્ણ લેખો લખ્યા છે. 'જીવનસંસ્કૃતિ', 'જીવનચિંતન', 'જીવન-વિકાસ', 'જીવનદીપ' અને 'જીવનવ્યવસ્થામાં' એમાંના મોટાભાગના લેખો સંગ્રહાયેલા છે. એમનાં હળવાં લખાણોની પાછળ પણ જીવનના કોઈ ગંભીર અને વ્યાપક સત્યનો રણકો હોય છે જ. એમનું અવલોકન જેટલું વિશાળ અને વિવિધ છે તેટલું જ તેમનું મનન ઊંડું અને તત્ત્વલક્ષી હોય છે. ગાંધીજી અને મણિલાલની માફક એમની વિચારશક્તિ એટલી સમૃદ્ધ છે કે કોઈ પણ વિષય પર લેખ લખતાં એમને અગાઉથી વિચાર

પ્રગટ કરવાની ત્રેવડ ધરાવતો પ્રેમાનંદ સ્તુતિમાંથી નરસિંહના જે ભાવવિવર્તો ઉપસાવે છે તે, ઠીઠોલી કરતા નારીવૃન્દની જે ધનલિપ્સા ને નિંદાપ્રેમને ઉઠાવ આપે છે તે તો ખરું જ, પણ શ્રદ્ધા-અશ્રદ્ધા, આશંકા ને સ્વસ્થતા વચ્ચે ડોલાયમાન રહેલી કુંવરના પાત્રમાં તો એ પૂર બહારમાં ખીલે છે. પિતાની એક જ વાત ને તે ઈશ્વરશ્રદ્ધાની, સાસરિયાની એક જ વાત ને તે મર્મ-વીંધવાની–એ બે વચ્ચે કુંવરની હાલત તો ભારે કફોડી છે. 'કવિએ કુંવરનું માનવસ્વભાવના તાદૃશ ગુણદોષવાળું ચિત્ર આલેખીને સ્ત્રી-હૃદયના ભાવસંવેદનોને વાચા આપી છે. એના ઊર્મિલ અંશોને કવિ સ્પષ્ટ આલેખન આપી શક્યો છે.'

'હું શેં ન મૂઈ મરતે માત' કહીને પિતાને ડામતી કુંવરના મનમાં 'એવો બાપ મારો જીવતો રહો'ની ભાવના પડી છે. તેથી જ 'સાધુપિતાને દુઃખ દેવાને મુજ સીમંત શાને આવ્યું રે'નું કરુણમાં કરુણ વાક્ય એ ઉચ્ચારી શકી છે. 'વ્યવહારભીરુ કુંવર, જગતથી પરાઙ્-મુખ નરસિંહ, જગતમાં રાતામાતા નાગરો, સ્વાર્થાંધ સાસરિયાં, વ્યવહારમાં મૂંગો શ્રીરંગ, સારીનરશી ન કહેવાય તેવી સાસુ, બટકબોલી નણદી ને સમોવણ કાજ દિલ ચોરતી જેઠાણી તો ખરાં જ પણ વડસાસુનો વૈભવ કેવો છે! ડૉ. ઈ. ર. દવેએ કહ્યું છે તેમ, 'આપણા સંયુક્ત કુટુંબના સર્વાધિકાર ભોગવતાં અધિષ્ઠાત્રી સમાં એક નમૂનેદાર સન્નારી છે. વૈભવ ને દરજ્જાનો ગર્વ, પ્રખર વ્યવહારબુદ્ધિ, કુટુંબ પરનું આધિપત્ય–સાસુપણાનાં આ જ્વલંત લક્ષણો એમનામાં મોજૂદ છે.' કુંવરના શબ્દોમાં કહીએ તો, 'હીંડે હરિગુણ ગાતી, પણ મનમાં મોટી કાતી.' કુંવરની સાસુ ને પોતાની વહુને પહેરામણી મળતાં રિસાતાં આ ખખડધજ વડસાસુ ખીરોદકથી પ્રસન્ન થઈ રહે છે ત્યારે જ સભામાં જયજયકાર વર્તે છે. ખીરોદકે ખુશ થતી આ ડોશી કોણ કહેશે હેતપાત્ર નથી? પ્રેમાનંદનો સમભાવ એનાં તમામ પાત્રોમાં કળાઈ આવે છે.

'મામેરું'ના પાત્રચિત્રણની વિશિષ્ટતા આ ભિન્નરુચિ પાત્રોના ચિત્રણમાં છે તેનાથી વિશેષ તો સમુદાય-ચિત્રણ ને સમુદાય–માનવદર્શનમાં છે. રંગીલો શંભુમેળો નરસિંહ ફરતો ગોઠવીને પ્રેમાનંદે એક વિશાળ ચિત્રને સુરેખ ઉપસાવવાની ત્રેવડનો સમર્થ ને કાવ્યાત્મક પરિ-ચય આપ્યો છે. આ બધું જોયા પછી 'કવિનાં પાત્રોમાં સ્થૂળ અંશો વધારે પ્રકટ થાય છે, માનવમનમાં અંતરતલોનો ગહન સ્પર્શ એમાં તો નથી. માનવમનનાં સંઘર્ષ ને સૂક્ષ્મ વિશ્લેષણનું પણ એમાં દર્શન થતું નથી,' એવા ડૉ. દવેના વિધાન સાથે પૂર્ણતયા સહમત થતાં પ્રેમાનંદના રસપારખુ પાઠકને બહુ વાર લાગે તેવું છે.

લોકોની સંસારમાં જ રત ને તેથી આંધળી દૃષ્ટિને આંધળી જ રાખવા સાકાર થયેલા નિરાકારે પણ આ લોકને પરિચિત વાણિયાપણું જ પ્રગટ કર્યું એમાં સ્વાભાવિકતા ને ઔચિત્ય જોવાને બદલે 'પ્રભુના વ્યવ-હારમાં કવિએ માનવઅંશો પ્રકટ કર્યા છે' એવું વિધાન જ્યારે ડૉ. દવે કરે છે ત્યારે તો એમની કાવ્યસૂઝ વિશે સાશંક થઈ જવાય છે. ઈશ્વરના આગમનનું કારણ ને એની ગુપ્તતાની અગત્યને ધ્યાનમાં લીધા વિના દોશીના વર્તનમાં વિભુના વર્તનથી અયોગ્યતા જોવા બેસવું એ ઠીક નથી લાગતું.

ભક્ત અને ભક્તિની ભૂમિકાએ ઊભા રહીને, નિરાકારને સાકાર થવું પડે એવી સ્થિતિમાં એ ભૂમિકા-ને મૂકી દઈને જે અટપટી સંસારલીલાનું દર્શન પ્રેમાનંદે નિરાળા રહીને ય કરાવ્યું છે તે બહુમૂલ્ય અને રસથી ભીનું ભીનું છે. શ્રી. વિ. ક. વૈદ્યે સાચું જ કહ્યું છે કે, 'પ્રેમાનંદે સંસારને કલાકારની અનાસક્તિથી જોયો છે' અને ભાવનગરના દીવાનની આંખોમાં આ આખ્યાનના શ્રવણ પ્રસંગે આંસુ જોવાનો અવસર કવિવર નાનાલાલને મળેલો એ હકીકત પણ પ્રેમાનંદની જ યશોગાથા ગણાય.

જનમનરંજક આખ્યાનકાર પ્રેમાનંદની પાત્રા-લેખન કળા પર શ્રી. અ. મ. રાવળે આથી જ સાચી પ્રશંસા વરસાવી છે. સર્વાનુભવરસિકત્વનો સાક્ષાત્કાર કરાવતા પ્રેમાનંદે 'શીખની બોલાવે બાળ' એવી નાગરાણીઓને 'હેઠાં મૂકી છૈયાં' સાડી પહેરતી બતાવી છે ને બાળકની ઓડે હાથ જોડીને **ભગત** પાસે **ભીખ** માગતી ચીતરી છે. ઉપહાસ, ઉલ્લાસ, વિષાદ, વિસ્મય, આશંકા ને આસ્થાનાં રૂપકડાં બુદ્બુદો



# ગ્રંથ-વિશ્વ



## સમીક્ષા * અવલોકન * પરિચય * સ્વીકાર-નોંધ

**સમીક્ષા**

### અસામાન્ય માનવીનું આછુંપાતળું દર્શન*

**રાસુ પંડિત**

**જીવનચરિત્ર** કેવું હોવું જોઈએ એ વિષેના મત-મતાંતરોમાં આપણે ન પડીએ તો એકસો સિત્તેર પાનાંમાં સમાવેલું દાદાસાહેબનું આ જીવનદર્શન વાચકની સામાન્ય અપેક્ષાને ઠીક ઠીક સંતોષે છે; એમાં એમના જીવનનો કડીબદ્ધ ઇતિહાસ નથી, એમના વ્યક્તિત્વની આલોચના નથી, જીવનના વિવિધ તબક્કા-ઓમાંથી પસાર થતી વખતે એમને જે મનોમંથન-માંથી પસાર થવું પડયું હશે એનો ઊંડો ઉલ્લેખ નથી, ગુજરાતના જાહેર જીવનમાં જે લીલીસૂકીમાંથી એમને પસાર થવું પડયું, વ્યક્તિત્વ-ઘર્ષણના ભોગ બનવું પડયું ને એને કારણે એમના હૃદયમાં જે આઘાત થયો એ બધી હકીકતો પણ લેખકે પડદા પાછળ જ રહેવા દીધી છે.

એનાં કારણો અનેક હોઈ શકે. એક તો એમણે દાદાસાહેબના મૃત્યુ પછી માત્ર આઠ મહિનામાં આ પુસ્તક લખ્યું; એ ગાળામાં જે કાંઈ માહિતી ઉપલબ્ધ બની એ જ એમને ઉપયોગમાં લેવી પડી. વળી, ગુજરાતના જાહેર જીવનના આંતરપ્રવાહો એક મરાઠી લેખકે સપાટી ખોતરીને દર્શાવવા યત્ન કર્યો હોત તો કદાચ એમના પર ભાષાવાદી બનવાનો આક્ષેપ મૂકવામાં આવત.

સદીઓથી ગુજરાતમાં વસેલા એક મહારાષ્ટ્રી સપૂતની જીવનઝાંખી સ્વજનોને ઝટ કરાવવાની લેખકની મહેચ્છા, ઉપરની મર્યાદાઓ લક્ષમાં લેતાં, સારી રીતે પાર પડી છે. આવું જીવનચરિત્ર લખીને લેખકે 'સામાન્ય ઢબનું જીવન પસાર કરતાંની સાથે પોતાના મહાન વ્યક્તિત્વને ઢાંકેલું' રાખતા માનવીની મહત્તાને સુંદર ભાષામાં કંઈક અહોભાવપૂર્વક વ્યક્ત કરી છે. વળી, આ પુસ્તક પુખ્ત વાચકને લક્ષમાં રાખીને નથી લખાયું, માત્ર નવમા-દસમા ધોરણના વિદ્યાર્થીઓનાં કુમળાં મનને સંસ્કારક્ષમ બનાવવાના હેતુથી લખાયું છે, આ મર્યાદિત હેતુ પાર પાડવામાં પુસ્તક સફળ જરૂર નીવડયું છે. મહારાષ્ટ્ર-ગુજરાત વચ્ચે ભાવાત્મક ઐક્ય કેળવાય એવો એનો ધ્વનિ છે. જે કાર્ય દાદાસાહેબના મૃત્યુ પછી કોઈ ગુજરાતી લેખકે કરવું જોઈતું હતું તે શ્રી શિખરેએ કરીને ગુજરાતને થોડું શરમિંદું બનાવ્યું છે.

૧૯૫૬થી ૧૯૬૭ના અગિયાર વર્ષના ગાળામાં પણ કોઈ ગુજરાતીએ દાદાસાહેબના જીવનનું આલોચનાત્મક વિવેચન ન લખ્યું. ગુજરાત વિદ્યાસભા જેવી સંસ્થા—કે જે દાદાસાહેબ માવળંકરના પર્યાયવાચક નામ સમી હતી —એણે પણ આ દિશામાં કાંઈ કરવાની ધગશ ન બતાવી. જે ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના માટે દાદાસાહેબે તનતોડ પુરુષાર્થ કર્યો હતો એણે એમને વાઇસ ચાન્સે-લરપદે ભલે ન નવાજ્યા, પરંતુ એમના જાહેરજીવનના એકાદ મહત્ત્વના તબક્કા વિષે પણ કાંઈ સંશોધનાત્મક કે વિવેચનાત્મક લેખનકાર્ય કરાવ્યું હોત તો એથી યુનિવર્સિટીની શોભા વધત અને 'ગુજરાત અને મહારાષ્ટ્ર વચ્ચે સેતુ' જેવી નીવડેલી એક વ્યક્તિનું યોગ્ય તર્પણ થાત. હિંદની પ્રથમ લોકસભાના પ્રથમ સ્પીકરના સંસદીય ચુકાદાઓ (Rulings) અંગે રાજકારણ કે સંસદીય

*'દાદાસાહેબ માવળંકર.' લેખક: દા. ન. શિખરે. મૂળ મરાઠી-માંથી અનુવાદક: હીરાલાલ શાહ (પ્રકાશક: સન્નિષ્ઠ પ્રકાશન, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧. ૧૯૬૭. પૃ. ૧૭૦. કિં. રૂા ૪-૫૦

# કાકાસાહેબ કાલેલકરની સાહિત્યસેવા

રાજેન્દ્ર શાહ

'ગાંધીજીએ રાષ્ટ્રની મુક્તિ તથા નવનિર્મિતિને અંગે જે સર્વગ્રાહી યોજના ઘડી હતી તેને અંગે દેશભરમાંથી તેમને કુશળ ઈજનેરો, વકીલો, દાક્તરો, અર્થશાસ્ત્રીઓ, સેવાભાવી શિક્ષકો અને સાહિત્યરસિકો આવી મળ્યા હતા. આ અન્તેવાસી સમુદાયમાં કિશોરલાલ મશરૂવાળા અને કાકા કાલેલકરનું સ્થાન મોખરે છે. બન્ને ગાંધીજીના અનુયાયીઓ હતા. છતાં બન્નેએ પોતપોતાની રીતે સ્વતંત્ર પ્રવૃત્તિ કરીને પ્રથમ પંક્તિના લેખક, શિક્ષક અને ચિંતક તરીકે અનોખી છાપ પાડેલી છે. બન્ને ગાંધીશાસનના વિચાર અને શિક્ષણના સમર્થ આચાર્ય નીવડ્યા છે. પણ બન્નેનું વ્યક્તિત્વ એકબીજાથી તદ્દન અલગ તરી આવે છે.'

કાકાસાહેબ કાલેલકરને નામે દેશભરમાં જાણીતા થયેલા દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરની માતૃભાષા મરાઠી છે. પણ ગુજરાતી ઉપર તેમનો કાબૂ એવો અસાધારણ છે કે તેમને ગાંધીજીએ 'સવાઈ ગુજરાતી'રૂપે ઓળખાવ્યા હતા, જે તેમની સમર્થ સાહિત્યસેવા જોતાં પૂરેપૂરું સાર્થ છે. ઇતિહાસ ('પૂર્વરંગ', 'જીવનવિકાસ'), સંસ્કૃતિ ('જીવન સંસ્કૃતિ', 'જીવતા તહેવારો'), સાહિત્ય ('જીવનભારતી'), કેળવણી ('કાલેલકરના લેખો' ૧–૨), પ્રવાસ ('હિમાલયનો પ્રવાસ', 'બ્રહ્મદેશનો પ્રવાસ', 'પૂર્વ આફ્રિકામાં'), પ્રકૃતિ અને આકાશદર્શન ('જીવનલીલા'રૂપે નવાવતાર પામેલો 'લોકમાતા', 'જીવનનો આનંદ' 'રખડવાનો આનંદ') તથા જેલજીવન ('ઓતરાતી દીવાલો') એમ અનેક વિષયો પર તેમણે ઉત્કૃષ્ટ ચિંતન અને પ્રાસાદિક શૈલીવાળા નિબંધો આપ્યા છે. ઉપરાંત ચરિત્ર ('બાપુની ઝાંખી'), આત્મચરિત્ર ('સ્મરણયાત્રા') અને અનુવાદ ('માનવી ખંડિયેરો'–મશરૂવાળા સાથે) તથા સંપાદન ('બાપુના બહેનોને પત્રો', વગેરે)ના પ્રદેશો પણ તેમણે સફળપણે ખેડેલા છે. 'અવારનવાર' નામનો તેમના પ્રકીર્ણ નિબંધોનો સંગ્રહ બહાર પડેલો છે. આમ તમામ ક્ષેત્રે ગાંધીયુગના લેખકોમાં નોંધપાત્ર કહી શકાય તેવું એમનું પ્રદાન છે.

શિક્ષણકાર્ય અને શિક્ષણ વિષયક લેખોથી કાકાસાહેબની સાહિત્યિક કારકિર્દીનો આરંભ થયો હતો. ગાંધીજીએ આદરેલ રાષ્ટ્રીય શિક્ષણની ભાવના તેમના જીવનમાં ઓતપ્રોત થઈ ગઈ હતી. ગુજરાત વિદ્યાપીઠમાં તેઓ જોડાયા તે પહેલાં ટાગોરના શાન્તિનિકેતનમાં અને વડોદરાના ગંગનાથ મહાવિદ્યાલયમાં તેમણે યશસ્વી અધ્યાપનકાર્ય કર્યું હતું. પોતાની કારકિર્દીની શરૂઆતમાં પોતાના કાર્યને જ એમણે નિબંધોરૂપે રજૂ કર્યું. કેળવણીની વિચારણામાં મૌલિક અને રાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુ પ્રગટ કર્યું અને તે દ્વારા સમગ્ર શિક્ષણની પુનર્ઘટનાની હિમાયત કરી. અભ્યાસક્રમમાં ઉદ્યોગ તથા હસ્તકલા દાખલ કરીને વિદ્યાર્થીને સ્વાશ્રયી બનાવવા અંગેનો સિદ્ધાન્ત પણ તેમણે ઉપદેશ્યો છે. આજે એમના શિક્ષણ વિષયક લેખોમાં અત્ર તત્ર રજૂ થયેલા વિચારો ગાંધીજીએ પ્રબોધેલ પાયાની કેળવણીમાં સુવ્યવસ્થિતરૂપે મૂર્તતા પામેલા છે.

ગાંધીશાસનના સિદ્ધાન્તોએ શિક્ષક, સુધારક અને વિચારક કાલેલકરનું માનસ ઘડ્યું છે એમ કહી શકાય, પણ સાહિત્યકાર તરીકે તેમનું વ્યક્તિત્વ અનોખું છે. એમની પાસે જીવનમાંથી સૌન્દર્ય શોધી લેવાની વિશિષ્ટ દૃષ્ટિ છે અને પ્રત્યેક વસ્તુ-વિષયને આસ્વાદ્ય બનાવે તેવી રસપ્રદ શૈલી છે. એમણે પ્રકૃતિવિષયક લેખો લખીને ગુજરાતી ગદ્યને કાવ્યમય છટા આપી છે; બીજી તરફ ગુજરાતી પ્રવાસ સાહિત્યને પણ સમૃદ્ધ બનાવ્યું છે. એમની રસદૃષ્ટિ કે સૌન્દર્યતૃષા ગાંધીશાસનને બાધક નીવડવાને બદલે પોષક નીવડે છે. વસ્તુતઃ કલા અને નીતિનો સુભગ સમન્વય કરવાની હિમાયત અને એનો સુયોગ્ય પ્રયોગ તેમણે વીસમી સદીમાં પૂર્વાર્ધમાં પહેલવહેલો કર્યો છે. કલાને ખાતર કલાની સામે નીતિશુદ્ધ કલાનો સિદ્ધાન્ત તેમણે પુરસ્કાર્યો છે.

કાકાસાહેબ જીવનભરના પ્રવાસી છે. તેમણે લગભગ ૨૫૦૦ માઈલ પગપાળા ચાલીને હિમાલય તથા ઉત્તરાખંડની યાત્રા કરેલી છે. અનુપમ સૌન્દર્ય અને ઉત્કૃષ્ટ

તાથી ને ઉમળકાથી સહુએ કેમ યાદ ન કર્યા? કારણ કે, 'Gokhale was too good, too rational, too democratic'. પ્રારંભમાં ટાંકેલી J. H. Holland કૃત પ્રાર્થના 'God, Give us Man!' ખૂબ સુંદર છે. ગોખલેજીનું મુખચિત્ર વધુ આકર્ષક ન મુકાઈ શકાયું હોત? 'નેક-ટાઇ' અને અંગ્રેજી ઢબના પોશાકનું જ ચિત્ર શાથી પસંદ કર્યું હશે? ખેર. ગોખલેજીની શુચિતા અને સભ્યતા આપણામાં પ્રગટો!

\+ + +

**ડૉ. જમિયતરામ દેસાઈ.** લેખક: ડાહ્યાભાઈ વ્રજલાલ પંડિત [પ્રકાશક: ડૉ. જિતેન્દ્રભાઈ જ. દેસાઈ, પ્રિતમ નગર, અમદાવાદ-૬. સંવત ૨૦૧૯. પૃ. ૭૭ (કિંમત જણાવી નથી.)]

'ધર્મનિષ્ઠ લોકસેવક' ડૉ. જમિયતરામ દેસાઈ ૮૭ વર્ષની બુઝર્ગ વયે ચાલ્યા ગયા. એમનું આ ટૂંકું જીવન-ચરિત્ર વાચનીય છે. ડૉ. જમિયતરામભાઈએ સ્વહસ્તે કરેલી નોંધોને આધારે તથા જરૂરી અભ્યાસ-સંશોધન કરીને લેખકે આ ચરિત્ર સાદી અને છતાં રસમય શૈલીમાં લખ્યું છે. જમિયતરામભાઈની સેવાભાવના અને ચારિત્ર્ય-શીલતાની છાપ લેખકની જેમ વાચકના મન પર પણ અંતે પડ્યા વિના રહેતી નથી. પૂર્વ ખંડમાં અપાયેલ બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના ઇતિહાસની રૂપરેખા રસિક અને રોમાંચક છે.

તા. ૨૧-૧૨-૧૮૭૩ ને રોજ ખેડા જિલ્લામાં અલીણા ગામમાં જમિયતરામભાઈનો જન્મ થયો તા. ૨૦-૧૦-૧૯૬૦ ને રોજ અમદાવાદમાં તેઓ સ્વર્ગવાસી થયા. 'कर भला, होगा भला', એ એમનું જીવનસૂત્ર હતું. સાદાઈ, કર્તવ્યનિષ્ઠા અને લોકસેવાથી એમનું વ્યક્તિત્વ શોભી ઊઠતું હતું. દીન-દુઃખી જનોની શુશ્રૂષા એમણે ખૂબ કરી; કેળવણી અને પુસ્તકાલય-પ્રવૃત્તિમાં એમણે સક્રિય રસ દાખવ્યો. સંગીત, સત્સંગ અને આધ્યાત્મિક ઉન્નતિમાં તેમને ઉત્કટ રસ હતો. વળી, 'શૌર્ય અને સદાચાર, એમને બહુ પ્રિય હતાં. પોતે ચુસ્ત સનાતન ધર્મ પાળતા છતાં બીજા ધર્મ પ્રત્યે ઉદારભાવ રાખતા. જૂના આચારવિચાર ઉપર એમને શ્રદ્ધા હતી છતાં એ બીજા પર લાદવાનો કદી પણ પ્રયત્ન કરતા નહિ. એમની દૃઢ માન્યતા હતી કે માનવ-હૃદય બુદ્ધિવાદથી કદી ફેરવાતું નથી, પણ પ્રત્યક્ષ આચરણથી એ ફેરવાય છે.' સને ૧૯૪૮માં કલકત્તામાં અખિલ ભારતીય દાક્તરી મંડળના વાર્ષિક અધિવેશનમાં પ્રમુખપદેથી પ્રવચન કરતાં ડૉ. જમિયતરામભાઈએ કહેલું કે, 'બધાં માણસોને યોગ્ય ને સસ્તી દવાની મદદ મળે તો જ સાચું સ્વરાજ્ય આવ્યું ગણાય.'

\+ + +

**યોગી હરનાથના સાંનિધ્યમાં.** લેખક: મકરન્દ દવે. [વોરા પબ્લિશર્સ, ૩, રાઉન્ડ બિલ્ડિંગ, મુંબાઈ-૨. સને ૧૯૬૭. પૃ. ૬૨. રૂ. ૧-૦]

'અખંડ આનંદ' માસિકમાં પ્રગટ થયેલા પ્રસંગો અહીં પુસ્તકાકારે પ્રસિદ્ધ થયા છે તે ખૂબ જ પ્રોત્સાહક અને પ્રેરક છે. જીવનની અનેક ગૂંચો અને સમસ્યાઓ જાણવા-સમજવામાં આ લખાણ ઘણું ઉપયોગી નીવડે તેમ છે. જીવનની ગહનતા અને પ્રસન્નતા સમજવામાં પણ એનાથી મદદ થશે.

'અસલી ચીજ' નો ઉલ્લેખ લેખકે સાચો જ કર્યો છે કે, 'આપણા જીવનનો ઘણોખરો ભાગ મનને ભોંય-તળિયે કે ભંડકિયામાં વીતે છે. જીવનના આ આલિશાન મહાલયમાં એથી અદકેરી મોકળાશ ને હવા ઉજાસવાળા કમરા છે. અને જ્યાં પરમ મુક્તિ ને આનંદની લેરખી આવ્યા જ કરે છે એવી આભ સમી અગાસી પણ છે. વિશ્વના સહુ મરમીઓ સાથે યોગી હરનાથ ત્યાં આરોહણ કરવાની હાક મારે છે.'

આ 'નાનકડી કિતાબ' વાંચનાર સૌ કોઈની ક્ષિતિજો અવશ્ય વિસ્તરશે. યોગી શ્રી હરનાથના શબ્દો અને વિચારો કેટલા બધા અર્થપૂર્ણ છે! ઉદાહરણ તરીકે થોડાક જોઈએ: (૧) 'મારા ગુરુજીએ મને સત્ય નિર્ણય માટે ત્રણ માપદંડ પર આધાર રાખવાનું કહ્યું હતું: એ છે શ્રુતિ, યુક્તિ અને અનુભૂતિ'. (૨) 'ગુરુમહારાજની કૃપાથી જ્યારે ત્રિકુટી ભેદ થયો ત્યારે ત્રણ વસ્તુ એકી સાથે મળી: સ્વતંત્રતા, આનંદ અને સહજ જ્ઞાન.' (૩) 'આપણે ક્ષણિક આનંદ અને ક્ષુદ્ર સામર્થ્યમાં રમીએ છીએ પણ શાશ્વત આનંદ અને અસીમ શક્તિનો ભંડાર આપણામાં સભર ભર્યો હોવા છતાં એને જાણી કે માણી શકતા નથી. મનુષ્યજીવનની આ સૌથી મોટી કરુણતા છે.' (૪) 'અહંકારનું કાળું ઢાંકણું પડ્યું છે એને જેટલું હડાવશો એટલું અજવાળું મળશે.' (૫) જે અનંતમાં જીવે એને કશી ઉતાવળ ના હોય, જે અનંતમાં રમે એને અંધકારનો ભય ન હોય.' (૬) 'કાળ ઉપર અજવાળું ફેંકે એવી બેટરી તમારી અંદર જ છે. એને ચાલુ કરો તો આ જીવનનાં અપાર રહસ્યો પ્રત્યક્ષ પ્રગટ થઈ જાય.'

*

કરવા બેસવાની જરૂર રહેતી નથી. એમનું વક્તવ્ય એકધારી સાહજિકતાથી સતત મુદ્દા પછી મુદ્દારૂપે વહી રહે છે અને તેમની કૃતિને પ્રેરક બનાવે છે. આ વિશિષ્ટ શક્તિ તેમના લખાણને નવતા અને તાજગી બક્ષે છે. તેમનાં લખાણોને ઉત્તમ નિબંધ સ્વરૂપ મળે છે તે પણ તેમની આ માનસિક સંપત્તિને કારણે જ. તેમના નિબંધો મણિલાલ કે ગાંધીજીના જેવા સુગ્રથિત નથી, પણ એ બન્નેના કરતાં તેમના નિબંધોમાં લાલિત્ય વિશેષ છે.

કાકા કાલેલકરના જેવું ગદ્યસ્વામિત્વ ગુજરાતી લેખકોમાં થોડાને જ સિદ્ધ થયેલું છે. નવી નવી ઉપમાઓ વડે તેઓ પોતાના અનુભવ અને અવલોકનને વર્ણવે છે. અને, તેમ કરતાં નવા નવા શબ્દો યોજી એમાં મધુર અને લલિત છટા ઉમેરે છે. આટલી સાહિત્યિક સિદ્ધિ પામવા છતાં કાકાસાહેબે કદી યશની વાંછના રાખી નથી. તેઓ પોતાને શિક્ષક કે સેવક તરીકે ઓળખાવે છે. ઉચ્ચ કોટિનો રસાનંદ આપવા સાથે જીવનના સાંસ્કારિક વિકાસનું બોધન કરીને તેમનું સાહિત્ય લેખકના શિક્ષણ અને સંસ્કાર-વિતરણના ધ્યેયને સદા ફલિત કરતું રહ્યું છે.

*

અનુસંધાન] **પ્રેમાનંદ વિરચિત 'મામેરું'-એક પરિચય** [પૃ. ૩૭૦થી ચાલુ

ગુજરાતીપણાને પ્રેમાનન્દની આ ગૂર્જરભૂમિની, ગૂર્જર જીવનની ગાથામાં ય જોવા સુધીની ચેષ્ટા કરી છે. ગુજરાતના એક ભક્તની જીવનગાથામાં ગુજરાતીપણું ગોતતી વિવેચનાએ આવા શબ્દો કાઢ્યા છે–'મામેરું સીમંતવિધિની પ્રણાલિકાનું એક દસ્તાવેજી ચિત્ર બની જાય છે.' પહેરામણીના પ્રસંગમાં આ વિવેચનાએ અલંકારોનું પ્રદર્શન જોયું છે ને 'મૉડેલ્સના સંદર્ભમાં વસ્ત્રપ્રદર્શન' નિહાળ્યું છે. વિવેચના જાણે ૧૮મા શતકને જ ભૂલી ગઈ! સમકાલીન રંગીન ચશ્મે ભૂતકાળને જોવા બેસી ગઈ, ચમત્કારોના ખુલાસા ય એણે ખોળ્યા ને કુટુમ્બ-નિયોજનના આ જમાનામાં આ કૃતિની લોકપ્રિયતાના ગુણો પણ તોળી જોયા! એમ કરવા જતાં કલાકૃતિની કાળને પી જવાની શક્તિ, સમકાલીનતા સાથે કાલથી પર થવાની શક્તિ ધ્યાનમાં જ ન રખાઈ!

કવિની કલાકૃતિનો પરિચય કરતી વખતે ઉચ્ચારાયેલા આ શબ્દો પણ કેવા વિચિત્ર લાગે છે–'પ્રેમાનંદનું ભક્તિનું આલેખન બૌદ્ધિક પ્રતીતિમાંથી કે પૌરાણિક પરંપરામાંથી ઉદ્‌ભવ્યું છે. તેથી હૃદયને સીધું સ્પર્શતું નથી. એ ભગવાનનો મહિમા સમજાવે છે, ભગવાનને અંતરમાં સ્થાપી શકતું નથી.'

પ્રેમાનંદ નથી નરસિંહ કે નથી મીરાં. એ ભક્તિનો ગાયક કે પ્રચારક નથી. ધર્મશ્રદ્ધાને પોષણ આપવા સિવાય એ ક્ષેત્રમાં એની કોઈ સભાન પ્રવૃત્તિ નથી (ને હોય તો પણ એમ કોઈના હૃદયમાં રામ વસાવી શકાતા હશે?) ને તે છતાં ય વિવેચના કેવી અવળે રવાડે ચડીને કેવાં શંખલાં-છીપલાં શોધી લાવે છે!' આ સંદર્ભમાં પ્રેમાનંદની આ પંક્તિ 'કૌતુક દેખો કલિજુગના વૈષ્ણવની ચેષ્ટા થાય.' કેવી સૂચક લાગે છે!

જગતની દૃષ્ટિએ ભગત અને ભગતની દૃષ્ટિએ જગત ને એ બેયને સમાવતા વિશ્વંભરની નિર્મોહી ઉપસ્થિતિનું ચિત્ર આપતું આ આખ્યાન ભક્તની આસ્થાનું જ એક કલામય દર્શન કરાવી જાય છે. પ્રેમાનંદની આખ્યાન-સૃષ્ટિમાં નરવે ગુણે શોભતું આ આખ્યાન ઘણે અંશે એની સર્વોત્તમ રચના ઠરતું હોવાની પ્રતીતિ કરાવી જાય છે. પ્રેમાનંદની પાકટ કલાસૂઝનું ફળ અહીં જોવા મળે છે. પ્રેમાનંદની આ કૃતિ એની યશોદાયી રચનાઓમાં જે સુઘડતા અને સુંદરતાની છાપ પાડે છે તે તેને ઉત્તમોત્તમ કૃતિ કહેવા લલચાવે છે.

*

## અનુક્રમ



*

**'અભ્યાસ' સામયિક અંગેની માહિતી :**

[ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં ૪, રૂલ નં. ૮)]

૧ પ્રકાશન સ્થળ : માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૨ પ્રકાશન સમય : માસિક, દર મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ : પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ : પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૫ સંપાદકનું નામ : પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૬ માલિક કે માલિકોનું નામ—સરનામું : પુરુષોત્તમ ગણેશ માવળંકર, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

હું, પુરુષોત્તમ ગણેશ માવળંકર, આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

તા. ૩૧-૩-'૬૮ — **પુરુષોત્તમ ગણેશ માવળંકર**
પ્રકાશક

*

## અગત્યની જાહેરાત

'અભ્યાસ'-ફેબ્રુઆરી ૧૯૬૮નો 'દાદાસાહેબ માવળંકર વિશેષાંક' તથા ચાલુ સાતમા વર્ષના એપ્રિલ અને ત્યાર પછીના અંકોના પ્રકાશનમાં ઠીક ઠીક વિલંબ થશે એવી દહેશત છે. ફેબ્રુઆરીમાં હું સિંગાપુર, મલેશિયા તથા થાઇલેન્ડના શૈક્ષણિક પ્રવાસે ગયો હતો. આ મહિને સ્વદેશ પાછા ફર્યા બાદ હું અણધાર્યો એલ. ડી. આર્ટ્સ કૉલેજનાં તાકીદનાં કાર્યોમાં સપડાયો. મારી કારકિર્દી અને જિંદગીના એ નિર્ણાયક દિવસોમાં હું પ્રભુકૃપાથી સ્વસ્થ રહી શકયો. કૉલેજના આચાર્યપદેથી મેં રાજીનામું આપ્યું છે. આવા અસાધારણ સંજોગોને લીધે હું 'અભ્યાસ'ના સંપાદનકાર્ય તરફ અને એ અંગેનાં લેખન, અનુવાદ તથા પ્રુફવાચનનાં કામોમાં હંમેશ મુજબ અંગત ધ્યાન આપી શકયો નથી, તેથી પ્રકાશનમાં વિલંબ થશે. સહુ ગ્રાહકબંધુઓની અને વાચક ભાઈબહેનોની હું ક્ષમા માગું છું.

ફેબ્રુઆરી '૬૮નો વિશેષાંક મોડો પ્રગટ થશે. એપ્રિલ અને ત્યાર પછીના અંકોનું મૅટર પ્રેસમાં મોકલ્યું છે. દરેક માસનો અંક જુદો પ્રગટ થશે. ચાલુ વર્ષના આ બધા અંકો યથાસમય પ્રગટ થતાં સર્વ ગ્રાહકબંધુઓને તરત મોકલીશું જ.

આ તકલીફ સહુ મિત્રો-મુરબ્બીઓ સહાનુભૂતિથી સહી લે એવી નમ્ર વિનંતી છે.

સહુના સહકાર માટે આભાર. ફરી હૃદયપૂર્વક ક્ષમાયાચના સાથે વિરમું છું.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

સંપાદક, મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

બાબતોના કોઈ અનુસ્નાતક અભ્યાસીએ મહાનિબંધ લખ્યો હોત તો પણ લોકશાહી સંસ્થાઓને આપણા દેશમાં દૃઢીભૂત કરવામાં એમણે આપેલા ફાળાનો ઇતિહાસ જળવાઈ રહેત.

આજે દાદાસાહેબના મૃત્યુ પછી અગિયાર વરસે પણ આપણને એમના સમગ્ર વ્યક્તિત્વની આલોચના કરતું નવું પુસ્તક નથી મળતું, માત્ર ૧૯૫૬માં પ્રસિદ્ધ થયેલા મરાઠી પુસ્તકનો શ્રી હીરાલાલ શાહે કરેલો અનુવાદ મળે છે. અનુવાદ જરૂર વધાવવા જેવો સુંદર છે–ક્યાંક ક્યાંક ડોકિયા કરી જતી ક્લિષ્ટ ભાષા ને શબ્દો+ બાદ કરતાં; વીસમી સદીના પૂર્વાર્ધનો ગુજરાત અને ભારતનો ઇતિહાસ પણ એમાંથી જાણવા મળે છે. એ દિવસોના આ દેશના નવલોહિયાઓના દિમાગનું એમાં દર્શન થાય છે, અને એ દિમાગ ફરી પ્રગટાવે એવી નેતાગીરીના અભાવે આજના નવલોહિયા કેવી દિશાશૂન્યતા અનુભવે છે એનું ભાન વાચકને કોરી ખાય છે.

દાદાસાહેબને વર્ણવવામાં લેખક બહુ સફળ નીવડ્યા નથી. દાદાસાહેબનો કાર્યજુસ્સો, ચપળતા, આકરી મહેનત કરવાની વૃત્તિ ને જે સંસ્થામા પોતે જોડાય એના વિકાસમાં રાતદિન મચ્યા રહેવાની તત્પરતા, વગેરેનો માત્ર અછડતો જ ઉલ્લેખ છે. મુંબાઈ ધારાસભાના સ્પીકર દાદાસાહેબ વિષેનું વર્ણન બેવડાયું ન હોત તો સારું હતું (જુઓ પૃ. ૮૭, પૃ. ૧૦૫). દાદાસાહેબના આદર્શવાદ અને વ્યવહાર વચ્ચે શા માટે અંતર રહ્યું એ વિષે લેખક કાંઈ સંતોષકારક પૃથક્કરણ કરી શકયા નથી. જીવનચરિત્રમાંથી એવી પણ છાપ ઊઠે છે કે પ્રારબ્ધના દોરવાયા જ દાદાસાહેબ દોરવાયા છે, પોતે જીવન જીવવા અંગે ચોક્કસ નકશો દોર્યો ન હતો અને દોર્યો હોય તો એની રેખાઓ ખૂબ ઝાંખી ને નજરે ન ચડે એવી હતી.

પ્રવાસ-શોખને લગતું સાતમું પ્રકરણ જીવનચરિત્રના ક્રમમાં વણી લીધું હોત તો વધુ સારું હતું. એમાં અમુક વિગતો (પૃ. ૧૨૮–૧૩૦) ટાળી શકાઈ હોત તો વાર્તારસ જળવાઈ રહેત. આ પ્રવાસની અસર એમના વ્યક્તિત્વ-વિકાસ ઉપર કેવી થઈ એ વિષે આખા ય પ્રકરણમાંથી ખૂબ ઓછું જાણવા મળે છે. રોજનીશી લખવાની ટેવ ઘણાંને હોય છે, એ ટેવ સારી પણ છે છે પરંતુ, દાદાસાહેબની રોજનીશી એમના 'મનનું દર્પણ જ' હતી એમ કહી શકાય ખરું? 'મનમાં આવ્યું તે સારુંખોટું બધું જ લખી નાખવું' ને 'સમાજની ઢોંગી, લબાડ, સ્વચ્છંદી એવી વ્યક્તિઓ' વિષેનો 'તીવ્ર અણગમો તીક્ષ્ણ શબ્દોમાં' રોજનીશીમાં વ્યક્ત કરવો એ મનને હળવું કરવામાં ઠીક ઠીક સહાયભૂત નીવડે છે, પરંતુ એથી કરીને રોજનીશી 'મનનું દર્પણ' બની જતી નથી. વ્યક્તિ જ્યારે પોતાની કડક જાત-તપાસ કરે ને પોતાના અમુક વિચાર કે વર્તન વિષે ન્યાય તોળે—પોતાના વિષેની ભ્રામક માન્યતા તોડવાનું જોખમ ખેડીને પણ—તો જ એ રોજનીશીને 'મનનું દર્પણ' કહી શકાય. દાદાસાહેબની રોજનીશી રોજબરોજના જીવનના પ્રત્યાઘાતો રજૂ કરતી, એનો ઉપયોગ દાદાસાહેબ આત્મનિરીક્ષણ માટે નહોતા કરતા. એવો કોઈ નિયમ પણ નથી કે રોજનીશી આત્મનિરીક્ષણ માટે હોવી જોઈએ. પ્રત્યાઘાતો નોંધવાનું એ સાધન બને તો એમાં પણ કશું જ અજુગતું નથી. લેખકનું રોજનીશીના હેતુ અંગેનું વિધાન જરા અસંદિગ્ધ છે એટલું જ આ ચર્ચાનું તાત્પર્ય છે.

દાદાસાહેબનું 'નજીવા હકીકત-દોષ'વાળું ને 'ક્યારેક અતિશયોક્તિભર્યું' આ ટૂંકું જીવનચરિત્ર ગુજરાતની ઊછરતી પેઢીને મોડું મોડું પણ ઉપલબ્ધ બનાવવા માટે સન્નિષ્ઠ પ્રકાશન અભિનંદનને પાત્ર ઠરે છે. સાથે સાથે દાદાસાહેબના પ્રવૃત્તિથી ધબકતા સંસ્કારમય ને તેજસ્વી જીવનનાં વિવિધ પાસાંની તાત્ત્વિક છણાવટ કરતું પુસ્તક હજુ ગુજરાતીમાં લખાયું નથી એ ઊણપ પણ છતી કરે છે. કોઈ મહાપુરુષ—ગાંધી, નેહરુ કે સરદાર—સર્વગુણસંપન્ન ન હતો; દરેકનું જીવન તટસ્થ પૃથક્કરણ માગે એવું હતું. આવું પૃથક્કરણ રાખતાં ને માત્ર અહોભાવ વ્યક્ત કરતાં પુસ્તકો આજના યુગમાં ઊંડી છાપ પાડી શકયાં નથી. આથી, મૃત્યુ પછી માનવીને હતો એ કરતાં મહાન ચીતરે એવાં નહીં પરંતુ એના માનવ-અંશોને પૂરેપૂરાં છતાં કરે એવાં જીવનચરિત્રોની આજે જરૂર છે. આથી જ ગાંધીજીના

+ દા. ત., પૃ. ૫ પરનું વાક્ય: 'એક વ્યક્તિ' એ દૃષ્ટિથી પણ તેમનું જીવન મધુર...હતું.' અહીં 'એ દૃષ્ટિથી' ને બદલે 'તરીકે' શબ્દ વધુ બંધબેસતો આવત.

આમ, અભ્યાસ કરવાથી અહંકાર ઓગળવા લાગશે. સાચો અભ્યાસી સ્વાભાવિકપણે નિરહંકારી બનશે. હુંપદનાં પડળોમાંથી એ ક્રમે ક્રમે છૂટવા માંડશે. 'સ્વ' એટલે સ્વાર્થ નહીં એ એને સમજાવા લાગશે. અલબત્ત, 'અહમ્' કાંઈ એકદમ કે ઝડપથી અદૃશ્ય નહીં થાય; પૂરેપૂરું તો કદાચ એ ચાલ્યું પણ ન જાય. પરંતુ 'હું'ને બદલે આત્માનો વિચાર કરતો થનાર અભ્યાસી ધીરે ધીરે સમાજનો, વિશ્વનો, પ્રાણીમાત્રનો, બ્રહ્માંડનો ખયાલ કરતો થઈ જશે. સાચા અભ્યાસની આ કેટલી મૂલ્યવાન નિપજ છે!

પણ આપણા દેશમાં અત્યારે શું જોવા મળે છે? અભ્યાસ કરવાની વૃત્તિ જ જાણે અદૃશ્ય થવા લાગી છે! આપણે જ્યારે પરતંત્ર હતાં ત્યારે ગુલામીના એ અંધકારમાંયે આપણામાંનાં અનેક ભાઈબહેનોએ અભ્યાસરત બની રહીને જ્ઞાન અને સ્વાતંત્ર્યનો પ્રકાશ સર્વત્ર પાથરવા પુરુષાર્થ કર્યો. અનેક આપત્તિઓ, અથડામણો અને અંતરાયો વચ્ચેથી માર્ગ કાપીને અનેક અકિંચન સામાન્યજનોએ અસામાન્યપણે અભ્યાસ-તત્પરતા દાખવી. ગોપાળ કૃષ્ણ ગોખલે ઘોર ગરીબાઈમાં ઊછર્યા, મ્યુનિસિપલ દીવાબત્તી નીચેના મંદ પ્રકાશમાં એમણે શેરીમાં બેસીને વાચન-અભ્યાસ કર્યો. ગોખલે પાછળથી મહાન વિનીત, રાષ્ટ્રીય નેતા બન્યા. દિલ્હીની વડી ધારાસભામાંનાં એમનાં અભ્યાસપૂર્ણ પ્રવચનોથી પરદેશી હાકેમો પણ અંજાઈ જતા અને એ બધાના માનસ-વર્તન પર ગોખલેના વિચારો તથા તર્કશુદ્ધ દલીલો-દૃષ્ટાંતોની ઘેરી અસર પડતી. અભ્યાસી ભલે એક હોય; અનેક પર તે પોતાના વિચારોની આબાદ છાપ પાડી શકે છે.

હવે, આઝાદ ભારતનું ચિત્ર જુઓ. છેલ્લાં વીસ-એકવીસ વર્ષમાં આપણા શિક્ષણક્ષેત્રે બાહ્ય વિકાસ ઘણો થયો. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓનાં મકાનો બંધાયાં, મહાવિદ્યાલયો અને વિશ્વવિદ્યાલયોની ઈમારતો વધુ ને વધુ સંખ્યામાં ખડી થવા લાગી, પણ અભ્યાસીઓની ફોજ કેટલી વધી? આ પ્રશ્નનો જવાબ એકંદરે નિરાશા ઉપજાવે તેવો રહ્યો છે. તેમ છતાં, હજી પણ બહુ મોડું થયું નથી, અને આ પ્રશ્નનો સંતોષકારક તથા સરસ જવાબ આપવા માટે આપણે શિક્ષિતોએ આજથી જ કટિબદ્ધ થવું જોઈએ. આપણા શિક્ષિતવર્ગમાં આળસ અને અનાસ્થા ઉપરાંત બેફિકરાઈ અને બેદિલી ભારોભાર છે. આપણને મળેલાં શિક્ષણ-કેળવણી જો સાચાં હોય તો આવી ઉદાસીનતા આપણને છાજે ખરી?

આજે તો વિદ્યાર્થીઓ જ શું, બલકે શિક્ષકો, અધ્યાપકો અને આચાર્યો પણ ક્યાં અને કેટલો અભ્યાસ કરે છે? કેટલા શિક્ષકો અગાઉથી વાંચીને અને તૈયારી કરીને વર્ગોમાં જાય છે અને મુદ્દાસર તથા પ્રસ્તુત ભણાવે છે ને બોલે છે? વર્ષોજૂની 'નોટ્સ'નાં એ ને એ જ પાનાં ઉથલાવવાં, જરી પુરાણી થયેલી 'પોથી' જેવી એ ચોપડીનાં જર્જરિત પૃષ્ઠો ફરી ફરી ખોલવાં અને એમાંથી વિદ્યાર્થીઓને ટાંચણ આપવું એ આજનો ક્રમ થયો છે! પૂર્વસ્નાતક જ નહીં પરંતુ અનુસ્નાતક કક્ષાઓએ પણ હવે તો અનેક અધ્યાપકો પોતાના વિદ્યાર્થીઓને 'નોટ્સ્' ઉતરાવે છે; અને કમભાગ્યે, આપણા ઘણાખરા કહ્યાગરા વિદ્યાર્થીઓ એ બધો અમૃતોપદેશ હોંશે હોંશે, અને ક્યારેક મૂંગે મોંઢે, પોતપોતાની નોંધપોથીઓમાં ટપકાવી લે છે! પછી આપમેળે અભ્યાસ માટેનું વાતાવરણ કેવી રીતે રહે? અને સ્વતંત્ર સર્જન પછી કઈ રીતે સંભવિત બને? જે વાત શિક્ષકની જણાવી તે જ અન્ય ક્ષેત્રોમાંની વ્યક્તિઓને પણ લાગુ પડે છે. વકીલો, પત્રકારો, રાજકારણીઓ, સમાજસેવકો, પ્રવચનકારો, ઇત્યાદિ પૈકી આજે કેટલા લોકો અભ્યાસીઓ છે?

સમાજમાંના થોડા લોકો પણ જો અભ્યાસ કરતા રહેવાની વૃત્તિ-પ્રવૃત્તિ સભાનતાથી અને સતત ચાલુ રાખે તો સમાજમાં નવવિચાર, નવું જ્ઞાન અને નવી માહિતીના પ્રવાહો નિરંતર વહેતા રહેશે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૯૭

"ફક્ત પરીક્ષા માટે જે પુસ્તકો પસંદ કરવામાં આવે છે તેનો જ કેવળ અભ્યાસ, એ કેટલોય ઉત્તમ દરજ્જાનો હોય તો પણ, તેનાથી વિદ્યાર્થીને કાંઈ મળવાનું નથી. તેથી જ ગુરુકુળની, આશ્રમની તથા સાચા ગુરુઓની શિક્ષણનાં ક્ષેત્રમાં ઘણી જ જરૂર છે. એક શિષ્ય ગુરુના સાન્નિધ્યમાં રહીને રાતદિવસ તેના આત્માનો મહિમા તેના વ્યવહાર તથા વર્તનમાં જોઈને પ્રભાવિત થાય છે; એ પ્રભાવ જ વિદ્યાર્થીને જીવન જીવવાની સાચી કળા શીખવા પ્રેરણા આપે છે."

ગુરુદયાળ મલ્લિકજી

['પ્રભુકૃપા-કિરણ'. લેખકો: મુકુલ કલાર્થી અને નિરંજના કલાર્થી. પ્રકાશક: પ્રજ્ઞા સાહિત્ય પ્રકાશન, બારડોલી. સપ્ટેમ્બર, ૧૯૬૭. પૃષ્ઠ ૧૩૨]





સંપાદક

પુરુષોત્તમ ગણેશ માવળંકર

થઈ જાય છે.

આંદોલનના પણ પ્રકાર હોય છે. મુશ્કેલીઓનું નિરાકરણ માંગવાનો અને મેળવવાનો દરેક વ્યક્તિનો અધિકાર છે. આપણા બંધારણે પણ મતપ્રદર્શનનો મૂળભૂત અધિકાર અને એકઠા મળવાનું, સભાસ્વાતંત્ર્ય સ્વીકારી બંધારણમાં ચતુર્વિધ સ્વાતંત્ર્યને સ્થાન આપેલું છે. પણ અધિકારનો સદુપયોગ કરવો કે દુરુપયોગ એના ઉપરથી જ લોકશાહીની પ્રૌઢતાનું માપ નીકળે છે. કમનસીબે આપણા દેશમાં લોકશાહી અમુક પાસાંમાં જેટલી પ્રૌઢ થઈ છે તેટલી આ પાસાંમાં નથી થઈ.

કામદારોના દેખાવો, હડતાળો, 'બંધ'નાં એલાનો વગેરે હવે છાશવારે થાય છે. આનું કારણ ધીરજ ખૂટી એ તો હશે પણ ગેરમાર્ગે દોરવણી પણ મુખ્ય કારણ છે. બીજી તરફ કશાથી સંતોષ ન માનવાનો આ યુગનો એક મોટો અવગુણ પણ આપણને સતાવે છે. આવાં સામુદાયિક આંદોલનોમાં જ્યાં સુધી શાંતિમય દેખાવો, સભા-સરઘસ વગેરે થાય ત્યાં સુધી વાંધો નથી આવતો, પણ સમૂહ એકઠો થાય ત્યારે પહેલાં કહ્યું તેમ, વ્યક્તિત્વ ઓગળી જઈને ટોળાવૃત્તિ જન્મે છે અને ટોળું બેજવાબદાર બને ત્યારે જ બેકાબૂ પણ બને, અને ઘણા અનિષ્ટ અને દુઃખદ બનાવો આંદોલનકારો અને સત્તાવાળા એમ બન્ને પક્ષે બને. કાયદા અને વ્યવસ્થા જાળવવા ટોળાં હિંસક વલણ લે ત્યારે, અન્ય નાગરિકોના અને તેમના માલમિલકતના રક્ષણની જવાબદારીને કારણે આવેલી ફરજ બજાવતાં પોલીસને લોકો સાથે અથડામણ થાય એ સ્વાભાવિક છે.

પણ પાટનગર દિલ્હીમાં વળી આશ્ચર્યજનક બનાવો બન્યા. ખુદ પોલીસોએ જ સભા-સરઘસ બંધીના હુકમોના ભંગ કરી સરઘસ કાઢયું અને દેખાવો એવા કર્યા કે ગૃહ પ્રધાનના દરવાજા પાસેના પોલીસટોળાંને વિખેરવા અશ્રુવાયુનો ઉપયોગ ખાસ પોલીસે શહેર-પોલીસ સામે જ કર્યો. સેંકડો પોલીસની ધરપકડ કરવી પડી. કેટલાક બરતરફ થયા.

કાયદો અને વ્યવસ્થાની જાળવણી માટે સરકારના જ એક મહત્ત્વના અંગ સમું પોલીસદળ ગંભીર જવાબદારી સાથે કામ કરે છે, પણ તેઓ પોતે જ પોતાની નોકરીની શરતો, મર્યાદાઓ અને કાયદાનો ભંગ કરીને અવ્યવસ્થા ઊભી કરે તો તેમાં પોતાના અધિકારોનો અને લોકશાહી સ્વાતંત્ર્યનો દુરુપયોગ જ છે.

## હિંસા અને ગેરવાજબી દબાણને વશ ન થવાય

માગણીઓ સ્વીકારવાના અર્ધ રસ્તે સમાધાન કરવાના શાંતિમય માર્ગો ઘણા છે. સરકારે પણ, તેમજ અન્ય ઉદ્યોગો અને સંસ્થાઓએ પણ, શાંતિમય માર્ગે થતી રજૂઆત પ્રત્યે વધારે લક્ષ આપવાની જરૂર છે. અને, દેખાવો, હિંસક વલણ, ગેરવાજબી દબાણ વગેરેને કોઈ સંજોગોમાં નમતું નહિ જ અપાય એવી એક છાપ પાડવાની જરૂર છે. તોફાનો, હિંસા, ઉપવાસ અને બીજાં દબાણ હેઠળ નમતું મુકાયું હોવાથી જ આ ખોટા માર્ગે જવાની લાલચ ઘણાંને થવા માંડી છે.

લોકશાહી માનસ કેળવવાની જરૂર આ કારણે જ છે. પોલીસદળ જેવા જવાબદાર મનાય તેવા જૂથ સુધી ના ફરમાની અને દેખાવોની લાલચ પહોંચે એ લોકશાહી માનસ બન્ને પક્ષે કેળવાયું નથી એની નિશાની છે. લોકશાહીની પ્રૌઢતાની એ ખામી છે એટલું જ નહિ પણ લોકશાહીની સંગીનતાને ગંભીર હાનિ થવાના સંજોગો પણ આમાંથી નિર્માણ થવાનો ભય રહે છે.

દેશમાં એવું વાતાવરણ ફેલાવું જોઇએ કે કોઈ પણ સફળતા આંદોલનો અને હિંસાથી મળશે નહિ. વિવેકપૂર્વક શાંતિમય રજૂઆત અને આગ્રહી દલીલો, પૂરતી જાંચતપાસ, અને માગણીઓ સાચી હોય, પરવડે તેવી હોય તો તેનો સ્વીકાર અથવા ગજા બહારની હોય તો અસ્વીકાર એ જ પ્રક્રિયા હોવી જોઈએ. માગણી પૂરનારા અને માગણી વિચારનારા બન્ને પોતાની જાતને સામે જ પક્ષે મૂકીને વિચાર કરતા થાય તો ઘણાં ઘર્ષણો આપોઆપ અટકે અને લોકશાહીની સાચી પ્રૌઢતા, સંગીનતા અને શક્તિ પ્રગટે.

*







## अभ्यासनी अगत्य

અખંડ અને એકનિષ્ઠાથી અભ્યાસ કરવાની આદત અને આવડત આપણને છે જ નહીં! આ કથન આત્યંતિક લાગે તો જરા સુધારીને હું એમ કહું કે, આપણામાંના અઠ્ઠાણું ટકાને અભ્યાસ માટેની અભિરુચિ નથી. તેમ છતાં અનાદિ કાળથી માનવ જો અન્ય પ્રાણીઓ પર ઓછોવત્તો અંકુશ અને વિજય મેળવતો આવ્યો હોય તો તેનું એક અગત્યનું કારણ એ છે કે માનવ વિચારશીલ અને અભ્યાસશીલ પ્રાણી છે. અભ્યાસ કરીને માનવે માહિતી એકઠી કરી છે, જ્ઞાન મેળવ્યું છે અને વિચારને વેગ આપ્યો છે. અભ્યાસની આ પ્રક્રિયા અવિરત ચાલુ રાખીને તથા સમય પ્રમાણે એમાં જરૂરી સુધારા–સગવડો કરીને માણસે એની પોતાની અને સમાજની પ્રગતિ કરી છે. પણ આ કાર્ય એકાકી માણસોએ, અલ્પસંખ્યક લોકોએ, અટૂલા પડી ગયેલા—અને ક્યારેક તો અળખામણા બનેલા—પ્રજાજનોએ કર્યે રાખ્યું છે. આરામનો વિચાર કર્યા વિના તથા અપેક્ષા અને ફળની પરવા રાખ્યા વગર આવું કામ થઈ રહ્યું છે તેથી જ તે ફળદાયી નીવડયું છે.

અભ્યાસ કરવાની પ્રવૃત્તિ નિત્ય હોવી જોઈએ. કકડે કકડે કે કયારેક ફુરસદ મેળવીને અભ્યાસ ન થઈ શકે. એ તો રોજ થવો જોઈએ. નિયમિતતાનો ગુણ અભ્યાસ માટે ખૂબ કામનો છે. નિયમિતપણે અભ્યાસ કરવાથી અનેક લાભ થાય છે. નિયમિતતા એટલે જડતા નહીં; કરવા ખાતર કશુંક કરવું એનો પણ કાંઈ અર્થ નથી. સમજીને, રસપૂર્વક અને શ્રદ્ધા સાથે જ્યારે રોજ અભ્યાસ થાય ત્યારે તે ઉપકારક બને છે. નિયમિતતાની ટેવ પાડવી જોઈએ. એ માટે પ્રયત્નશીલ રહેવું જોઈએ. સારી ટેવો કે સારા ગુણો પ્રાપ્ત કરવા માટે નિયમિતતા બહુ આવશ્યક છે. સૂતર-તાઈ કરનારાઓ વિષે ગાંધીજી કહેતા કે, મારા કરતાં વધારે સારું ને વધારે ઝડપથી કાંતનારાઓ જરૂર હશે, પણ મારી જેમ રોજ કાંતનારાઓ આપણા દેશમાં જવલ્લે જ હશે. એટલે, સારું કાર્ય પણ રોજ થતું રહેવું જોઈએ.

નિત્ય અભ્યાસ ઉપરાંત નિષ્ઠાભર્યો અભ્યાસ થવો જોઈએ. અભ્યાસ એ કોઈ વેઠ ઉતારવાની બાબત નથી. ગમે તેમ અને ફાવે તે રીતે કશુંક વાંચવું કે લખવું કે વિચારવું એનું નામ અભ્યાસ નથી. શાંત ચિત્તે, સ્વસ્થતાથી અને એકાગ્રપણે અભ્યાસ કરવો જોઈએ. એ માટે એકનિષ્ઠ બની રહેવું ઘટે. અભ્યાસમાં રસ હોય અને અભ્યાસ માટે આસ્થા હોય એ બહુ જરૂરી છે. એનું જ નામ નિષ્ઠાપૂર્વકનો અભ્યાસ. શું પ્રાપ્ત કરવું છે, શા માટે પ્રાપ્ત કરવું છે, કઈ રીતે પ્રાપ્ત કરવું છે—એ બધું જ મહત્ત્વનું છે. અભ્યાસનો ઉદ્દેશ કેવળ કુતૂહલવૃત્તિ સંતોષવાનો નથી; અભ્યાસ દ્વારા આત્મોન્નતિ અને સમાજ-ઉત્કર્ષ સાધવાનાં છે. અભ્યાસ કરવા પાછળની વૃત્તિ સન્નિષ્ઠ હોય તો આ બધું સિદ્ધ થાય.

આવો અભ્યાસી નમ્ર હોવો જોઈએ; બલકે, સાચો અભ્યાસી દિનપ્રતિદિન વધુ ને વધુ નમ્ર બનતો જાય એ કુદરતી છે. જ્ઞાનસાગરમાં એ જેમ જેમ વધુ ઊંડો ઊતરે તેમ તેમ એનામાં વ્યાપકતા અને ગહનતા બન્ને આવે; પહેલાંના કરતાં પોતે હવે ઘણું વધારે જાણે છે અને સમજે છે એ હકીકતથી એ ફુલાશે નહીં. જ્ઞાનની સીમાઓ અનંત છે એ એને સમજાયાથી એ ઊલટો વધુ અલ્પ, અને બિંદુરૂપ, બની રહેશે. પરિપક્વતાને કારણે એ અદનો થઈને હરશે-ફરશે.

આ નિયમાવલીનો વિનિયોગ કરવામાં ઉદારતા રાખવાની હિમાયત કરી.

અઢારમી સદીના વિવેચકોએ પદ્યરચનામાં પ્રાસાદિકતા અને નિયમિતતા (smoothness and regularity in verse) ઉપર ઘણો ભાર મૂક્યો. વ્યવસ્થા અને ઔચિત્ય વિષેના આગ્રહમાં તેઓ ડ્રાઈડન વિરુદ્ધ ફ્રેંચ સાહિત્યકારોનો પક્ષ વધારે લેતા હતા. આ કાળના પ્રથમ વિવેચક સૅમ્યુઅલ જૉહ્નસનનો સાહિત્ય પ્રત્યેનો અભિગમ, જીવનના અને વૈવિધ્યમય માનવપ્રકૃતિના જ્ઞાન દ્વારા થયો હતો. તેનો 'કવિચરિત્ર' (Lives of Poets—1779)નામનો ગ્રન્થ 'ન્યાયાસનનો સર્વોત્તમ નિર્ણય' કહેવાયો છે.

ઓગણીસમી સદીનાં આરંભનાં વર્ષોમાં અતિશય મહત્ત્વપૂર્ણ વિવેચનો લખનારા હતા સમકાલીન શ્રેષ્ઠ કવિઓ. તેમના અભિપ્રાય અનુસાર, અઢારમી સદીના લેખકો ઉપર લાદવામાં આવેલાં બંધનો અયોગ્ય હતાં અને પરિણામે તેઓ અકળાયા પણ હતા. દાખલા તરીકે, વર્ડ્ઝવર્થની માગણી એવી હતી કે માનવવ્યવહારના વાર્તાલાપમાં વપરાતી ભાષામાં જ કાવ્યરચના કરવી જોઈએ. આ જમાનાના વિવેચનનું વલણ અસહનશીલતા તરફ ગયું હતું. અઢારમી સદીના વિવેચકો સત્તરમી સદીની અધ્યાત્મવાદી કવિતા પોતાના વિચારોને અનુકૂળ ન આવવાથી જેવા તે કવિતા પ્રતિ અસહનશીલ રહ્યા હતા તેવા જ ઓગણીસમી સદીના કવિઓ અઢારમી સદીના વિવેચકો પ્રત્યે અસમભાવી બન્યા. આ ગાળાના સાહિત્યવિવેચનના પ્રતિનિધિ હતા હૅઝલિટ તથા કોલરિજ. હૅઝલિટે ઇલિઝાબેથ-કાલીન નાટકોથી માંડીને સમકાલીન કવિઓ સુધીના સાહિત્ય-વિષયો ઉપર નિબંધો લખ્યા છે.

કેટલાક અપવાદો સિવાય વિક્ટોરિયા-કાલીન વિવેચન પૂર્વકાલીન વિવેચન કરતાં ઓછું સફળ ગણાય. મૅથ્યૂ આર્નોલ્ડ પોતાના 'સાહિત્યવિવેચનના નિબંધો' (Essays in Criticism–1865) તથા અન્ય કૃતિઓમાં દર્શાવે છે કે સાહિત્ય નીતિમીમાંસા સાથે સંબંધ રાખે છે. શિક્ષણ તથા સંસ્કૃતિના પ્રશ્નોમાં ઊંડો રસ હોવાથી તેમને જગતની દુઃખદ પરિસ્થિતિનો ઉપાય સાહિત્યમાં દેખાયો. સાહિત્ય પ્રતિ ધાર્મિક કહી શકાય તેવી તેમની ગંભીર દૃષ્ટિને સાંપ્રતકાળના કેટલાક વિવેચકોએ પણ સ્વીકારી છે. વૉલ્ટર પૅટર સૌન્દર્યદર્શી વિવેચક હતા. જાતે શબ્દોના કલાકાર હોવા ઉપરાંત પ્રાચીન અને અર્વાચીન કલા તેમજ સાહિત્યના તે સમર્થ જ્ઞાતા હતા. જાતે સર્જક ન હોય તેવા ઘણા લેખકો વિવેચકો થયા છે, તેમ છતાં સુપ્રસિદ્ધ અને શ્રેષ્ઠ વિવેચકો સાહિત્યસર્જકો પણ હતા તે બિના નોંધપાત્ર છે.

સાંપ્રતકાળમાં ગંભીર લેખાય તેવાં વર્તમાનપત્રો તથા સામયિકો ઉપરાંત આકાશવાણીએ સાહિત્યવિવેચનને જનતા સુધી પહોંચાડ્યું છે; તેમ છતાં અન્ય સામયિકો કે વર્તમાનપત્રો મોટે ભાગે તો વિવેચનપાત્ર કૃતિનું માત્ર વર્ણન જ થોડી પંક્તિઓમાં આપી દે છે. આવા વિવેચનમાં કોઈ ગંભીર કક્ષાનો સાહિત્યવિવેક આવી શકે નહિ તે સ્પષ્ટ છે. વર્તમાનકાળના શ્રેષ્ઠ વિવેચનનો મોટો ભાગ પ્રથમ સામયિકોમાં પ્રગટ થઈ યથાકાળે ગ્રન્થસ્થ થાય છે અને ભવિષ્યની પ્રજાના હાથમાં આવે છે. (અંગ્રેજીમાંથી અનુવાદ)

*

# ઉચ્ચ શિક્ષણ અને અર્થપ્રાપ્તિ

**મુગટલાલ બાવીસી**

આજે આપણા ઉચ્ચ શિક્ષણનું મૂલ્ય અર્થપ્રાપ્તિમાં અંકાતું થઈ ગયું છે. જે વિદ્યાવિભાગનું શિક્ષણ વધુ અર્થપ્રાપ્તિમાં પરિણમે તે શિક્ષણ ઉપયોગી તથા ઉચ્ચ કક્ષાનું અને જે વિદ્યાક્ષેત્રનું શિક્ષણ અલ્પ અર્થપ્રાપ્તિમાં પરિણમે તે શિક્ષણ નકામું એવું માનતા આપણે થઈ ગયા છીએ. આજે પ્રચલિત લોકમાન્યતા પ્રમાણે વિનયન કરતાં વાણિજ્યનું ક્ષેત્ર વધારે સારું ગણાય છે અને વાણિજ્ય કરતાં વિજ્ઞાનનું ક્ષેત્ર વધારે સારું ગણાય છે. વિજ્ઞાનમાં પણ મેડિકલ અને એન્જિનિયરિંગ લાઈન સૌથી ઉત્તમ ગણાય છે

# લોકશાહીની પ્રૌઢતા અને સંગીનતા

કપિલરાય મ. મહેતા

[ પ્રેસ ઇન્ફર્મેશન બ્યુરો, ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા, અમદાવાદની તા. ૫–૫–'૬૭ની માહિતી–પત્રિકામાંથી સાભાર ]

પચાસેક દિવસ પહેલાં ચોથી સામાન્ય ચૂંટણી પૂરી થઈ અને લગભગ ૧૫ કરોડ સ્ત્રી પુરુષોએ પોતાના હૃદયને પૂછીને મુક્ત મતદાન કર્યું. એ ચૂંટણીનાં પરિણામોને વિવેચકોએ જુદી જુદી રીતે ઘટાવ્યાં છે, પણ લોકશાહીમાં મુક્ત ચૂંટણીનો અને મતદારની સૂઝ અને ડહાપણનો એ સરસ નમૂનો હતો એ તો ચોક્કસ.

ચૂંટણી પૂરી થઈ ગઈ, વિવિધ પક્ષોના ઉમેદવારો ચુંટાઈ આવી ધારાસભ્ય કે સંસદસભ્ય બન્યા. તે પછી બહુમતી ધરાવનાર એક રાજકીય પક્ષ કે કેટલાક પક્ષોનાં સંયુક્ત જૂથોએ સરકારો પણ રચી. રાજકીય લોકશાહીનું માળખું એટલા પૂરતું સુદૃઢ બન્યું કે સત્તા પર જે કોઈ પક્ષ કે પક્ષો આવ્યા તે શાંતિથી જનતાનો ચુકાદો સ્વીકારીને આવ્યા કે ઊતર્યા. વહીવટ અને રાજકીય સ્થિરતાની દૃષ્ટિએ ચૂંટણીનું એ કામ પૂરું થયું ખરું, પણ લોકશાહીને સુદૃઢ બનાવવાની પ્રક્રિયામાં એ તો એક પાસું ગણાય. બીજાં પણ ઘણાં પાસાં છે જેને લોકશાહીની સંગીનતા, લોકોનાં માનસ અને વલણ, સરકારોની જવાબદારી અને કર્તવ્યો વગેરે સાથે સીધો સંબંધ છે. એ બધાં પાસાં જ્યાં સુધી સરખાં ન થાય ત્યાં સુધી લોકશાહીની સમૃદ્ધ ભાત બરોબર ઊપસે નહિ.

## મતદારની બેવડી ફરજ

મત મેળવી લીધા અને ચુંટાઈ ગયા તેટલાથી લોકપ્રતિનિધિઓની જવાબદારી કે કર્તવ્ય જેમ પૂરાં થતાં નથી તેમ મતદાન-મથકે જઈ પેટીમાં કાગળિયું નાખી આવ્યા તેટલાથી લોકોની લોકશાહીની ભાગીદારી પણ પૂરી થતી નથી. લોકો માટે, લોકો દ્વારા અને લોકોની પોતાની સરકાર એ જેમ લોકશાહીની વ્યાખ્યા છે તેમ લોકશાહીને સુદૃઢ અને સમૃદ્ધ બનાવવા માટે લોકોની પોતાની પણ કેટલીક ફરજો છે. લોકશાહીમાં લોકોનાં માથાં ગણીને નિર્ણયો લેવાય છે. માથાં ફોડીને, કાપીને નહિ એ વાત બહુ જાણીતી છે. એ કેવળ ધારાસભા, સંસદ કે સરકારોને જ માટે છે એ ખ્યાલ ખોટો છે. લોકોએ પોતે કઈ રીતે વર્તવું એનો આદેશ પણ એમાં જ રહેલો છે.

દેશના સ્વાતંત્ર્ય પછી, છેલ્લાં ૨૦ વર્ષમાં વસતી વધારાની સાથે વિકાસ કદમ મિલાવી શક્યો નથી એથી અનેક પ્રકારની મૂંઝવણો અને વિષમ પરિસ્થિતિ ઊભાં થયાં છે. મૂળ સ્વભાવ અને સંસ્કૃતિથી જ શાંતિપ્રેમી અને ઉદાસીન એવી ભારતની જનતા ઘણા વિષમ સંજોગોમાં પણ શાંતિથી વેઠી રહી છે, છતાં દેશમાં એવા લોકો પણ છે જેમને શાંતિમય સાધનની વાત જાણે બેચેન બનાવે છે! બીજી તરફ વિષમ પરિસ્થિતિઓનો ઉપાય કરવાનું ક્યાં તો સત્તાવાળાથી બની શકે તેમ નથી હોતું અથવા ક્યાં તો ઉપાય કરવાની તાકીદ એમના મનમાં વસતી નથી. સરકારોને પણ જાતજાતની મર્યાદાઓ નડે છે, પણ લોકોની ધીરજ કે શાંતિને પણ મર્યાદા હોય એ સ્વીકારવું પડે તેવું છે.

## ટોળાંશાહીનું દૂષણ

વાજબી લાગે એવી મુશ્કેલીઓ પણ દૂર ન થાય ત્યારે લોકોની ધીરજ ખૂટે છે અને બેચેની એમની પાસે જુદા જુદા માર્ગ લેવડાવે છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી આંદોલનનો માર્ગ એવો જડ્યો છે કે દેશનાં અનેક મંડળોના લાખો લોકો એ જ જાણે અનિવાર્ય માર્ગ સમજી રહ્યા છે. આંદોલનો ખરેખરી મૂંઝવણને બુલંદ વાચા આપવા માટે હોય એ તો દેખીતું છે, પણ એની સાથે પક્ષીય રાજકારણ પણ ભળેલું હોય છે. વળી, વ્યક્તિ તરીકે સમજુ અને શાંત લોકો પણ સમૂહમાં એ સ્વભાવ જાળવી શકતા નથી. મોટાં ટોળાં એક થાય ત્યારે 'સહિયારું ડહાપણ' નહિ પણ થોડાક લોકોના બિનજવાબદાર વર્તનના ગુણાકાર એકાએક

અને વિકાસ માટે જ કરે છે. સમાજે પણ તેના શિલ્પ-શાસ્ત્રના જ્ઞાનનું મૂલ્યાંકન માત્ર તે કેટલા પૈસા કમાય છે તેનાથી ન કરવું જોઇએ. પરંતુ આજે સમાજ એ રીતે જ તેનું મૂલ્યાંકન કરે છે. તેમાં દોષ સમાજનો ગણાય, અને નહિ કે તેના શિક્ષણનો. હવે, કોઈ વિદ્યાર્થી એમ માનીને જ શિલ્પશાસ્ત્રનો અભ્યાસ કરવા પ્રેરાયો હોય કે તેના જ્ઞાનથી તે વધુ ઊંચો મોભો કે મિલ્કત પ્રાપ્ત કરી શકશે, અને તે ન પ્રાપ્ત કરી શકે તો તેમાં પણ વાંક તેની અનુમાનશક્તિનો છે, અને નહિ કે તેના શિક્ષણનો. આવી વ્યક્તિ કે સમાજ પછી શિલ્પશાસ્ત્રના શિક્ષણને દોષ આપે તે કઈ રીતે યોગ્ય ગણાય? આપણા ઉચ્ચ શિક્ષણની અન્ય શાખાઓને પણ આ ઉદાહરણ એ જ રીતે લાગુ પડે છે.

શિલ્પશાસ્ત્રનો અભ્યાસ કરીને વિદ્યાર્થી બેકાર રહે કે યોગ્ય અર્થપ્રાપ્તિ કરી શકે નહિ માટે તેનું શિક્ષણ નિરર્થક છે એમ માનીને શિલ્પશાસ્ત્રનો અભ્યાસક્રમ ફેરવી નાખવામાં આવે, તેમાં બીજી કળાઓનો અભ્યાસ દાખલ કરવામાં આવે, છતાં વિદ્યાર્થીની મર્યાદિત શક્તિ કે બજારમાં તેની ઓછી માંગને લીધે તેને સંતોષ થાય તેટલી અર્થપ્રાપ્તિ તે કરી શકે નહિ એટલે વળી પાછો અભ્યાસક્રમ ફેરવવામાં આવે તો આવા પ્રયત્નો હાસ્યાસ્પદ ન ગણાય? બજારમાં જો તેની માંગ જ નહિ હોય તો અભ્યાસક્રમમાં કે શિક્ષણમાં ગમે તેટલા ફેરફારો કરવામાં આવે છતાં પરિસ્થિતિમાં ફેર પડવાનો નથી.

ખરેખર તો જે વિદ્યાર્થી પાસે ઇચ્છા, આવડત અને અનુકૂળતા હોય તેણે જ કોઈ પણ શાસ્ત્રનો ઉચ્ચ અભ્યાસ કરવો જોઇએ. એ શાસ્ત્રનો અભ્યાસ આજીવિકા મેળવવામાં કેટલે અંશે સહાયભૂત થશે એ તેણે પોતે જ વિચારી લેવું જોઈએ. પરંતુ અત્યારે તો આપણે દરેક વિદ્યા–વિભાગના દરેક વિદ્યાર્થીને એ વિદ્યાના અભ્યાસ દ્વારા આજીવિકા મળે તો જ તેનું શિક્ષણ સાર્થક છે એવું માનીને શિક્ષણમાં પ્રયોગો કરીએ છીએ તે કેટલે અંશે ઉચિત છે? શિક્ષણમાં આપણે ગમે તેટલા ફેરફારો કરીએ છતાં આ ધ્યેય સંપૂર્ણપણે સિદ્ધ થવું શક્ય છે?

ઉચ્ચ શિક્ષણનો ઉદ્દેશ તો છે વિદ્યાર્થીઓની શક્તિને ખીલવવાનો—જે વિદ્યાર્થીને જે વિષયમાં રસ હોય તેના વિષે વધુ જ્ઞાન આપવાનો. પછી એ જ્ઞાન તેને અર્થપ્રાપ્તિમાં મદદરૂપ થાય છે કે નહિ તે જોવાનું કામ વિદ્યાપીઠોનું નથી. ઉચ્ચ શિક્ષણ લેનાર વ્યક્તિ માટે અર્થપ્રાપ્તિની વ્યવસ્થા કરવાનું કામ યુનિવર્સિટીનું નથી. જો વ્યક્તિએ જીવનમાં વધુ પૈસા જ કમાવા હોય તો એ માટે શરૂઆતથી જ તેણે એવું ક્ષેત્ર પસંદ કરી લેવું જોઇએ. પરંતુ અહીં તો "ઉચ્ચ શિક્ષણ દ્વારા ઉચ્ચ હોદ્દાઓ અને વધુ અર્થપ્રાપ્તિ"નું ધ્યેય અજાણતાં જ આપણે સ્વીકારી લીધું છે. પરંતુ બધા માટે એ શક્ય બનતું નથી એટલે ઉચ્ચ શિક્ષણને જ ભાંડવાનું આપણે ચાલુ રાખ્યું છે. હકીકતમાં અર્થપ્રાપ્તિ દ્વારા ઉચ્ચ શિક્ષણનું મૂલ્યાંકન કદી પણ થઈ શકે નહિ.

*

## આટલું તો જાણજો

વિદ્યાર્થી દીઠ કેળવણીનો સરેરાશ વાર્ષિક ખર્ચ (૧૯૬૫-૬૬)

| સંસ્થાનો પ્રકાર | વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ (રૂપિયામાં) |
|---|---|
| ૧ નીચલી પ્રાથમિક | ૩૦ |
| ૨ ઉપલી પ્રાથમિક | ૪૫ |
| ૩ માધ્યમિક | ૧૦૭ |
| ૪ વોકેશનલ (ધંધાદારી) | ૪૧૭ |
| ૫ ખાસ પ્રકાર | ૧૩૫ |
| ૬ આર્ટ્સ અને સાયન્સ કૉલેજો | ૩૨૮ |
| ૭ ધંધાદારી કેળવણીની કૉલેજો | ૧૧૬૭ |
| ૮ ખાસ કેળવણી કૉલેજો | ૩૫૦ |

આ આંકડા સીધો ખર્ચ દર્શાવે છે. તેમાં મકાન વગેરે પર રોકાણનો ખર્ચ ગણવામાં આવ્યો નથી.

આપણા દેશમાં કેળવણીનો ખર્ચ–સરકારી અને ખાનગી–ક્રમશઃ ઈ. સ. ૧૯૫૦-૫૧માં રાષ્ટ્રીય આવકના ૧-૨ ટકાથી વધીને ઈ. સ. ૧૯૬૫-૬૬માં ૨.૫ ટકા પર્યંત પહોંચ્યો છે. ઈ. સ. ૧૯૬૫-૬૬માં આ આંકડો ૬૦૦ કરોડ રૂપિયાનો હતો, જેમાંથી ૭૫ ટકા જાહેર પ્રજાએ આપેલો ફાળો હતો.

છતાં, દેશની ૭૦ ટકા પ્રજા અભણ છે!

(Education Commissionના રિપોર્ટમાંથી)

*

# સાહિત્યવિવેચન

તનસુખ ભટ્ટ

વિવેચક માટેનો અંગ્રેજી critic શબ્દ એક ગ્રીક શબ્દમાંથી ઉદ્ભવ્યો છે જેનો અર્થ નિર્ણાયક (judge) એવો થાય છે. આથી સાહિત્ય-વિવેચકનું કર્તવ્ય સાહિત્યકૃતિનું અર્થઘટન, તોલન અને મૂલ્યાંકન કરવાનું હોય છે (to interpret, weigh and value literary works). કેટલાક વિવેચકો સાહિત્યની સમાજ ઉપર પડતી અસર તથા વાચકના ચિત્ત ઉપર પડતા પ્રભાવના મૂલ્યમાપનનો ઉદ્દેશ રાખે છે. બીજાઓ લેખનકલા—સાહિત્યસ્વરૂપ, ભાષા અને શૈલી—માં રસ લે છે. જીવનચરિત્ર-પ્રેમી વિવેચકો લેખકના જીવનનું સંશોધન કરીને જીવનના અનુભવોની સાહિત્યલેખન ઉપર કેવી તથા કેટલી અસર પડી તેની તપાસ કરે છે. અન્ય વિવેચકો, બુદ્ધિશાળી વાચકના મન ઉપર કોઈ પણ સાહિત્યકૃતિ કેવા સૌન્દર્યમય અને રસાન્વિત સંસ્કારો પાડે છે તે હકીકત ઉપર લક્ષ્ય કેન્દ્રિત કરે છે. સાહિત્યવિવેચન ભૂતકાળ તથા વર્તમાનકાળ બંને સાથે સંબંધ રાખે છે. તેમ છતાં બધા જ વિવેચકો-એ કે જમાનાઓએ થોકબંધ વિવેચન આપ્યું નથી. અમુક જમાનાએ બુદ્ધિશાળી મનુષ્યો માટે વિવેચનને ગંભીર કાર્ય જ ગણ્યું નહોતું, તો બીજા જમાનાના મહાન-માં મહાન લેખકોએ આ પ્રવૃત્તિ તરફ તેમની પ્રતિભાને વાળી છે. વાર્તા-શ્રવણની સાર્વત્રિક ઇચ્છાને જે કોઈ સાહિત્ય સંતોષે તથા પોતાના પૂર્વજોનાં પરાક્રમોને જે કોઈ રચના વખાણે તે પ્રકારના તમામ સાહિત્યને પ્રાથમિક વૃત્તિના આદિવાસીઓ સાહિત્ય તરીકે સ્વીકારી લે છે. તેમાં તેમને કોઈ સાહિત્યવિવેક પ્રયોજવાની આવશ્યકતા ભાસતી નથી. વિવેચન તુલના દ્વારા આગળ વધતું હોવાથી વિવેચકને માટે કોઈ પણ કૃતિના યોગ્ય વિવેચન અર્થે અનેક સાહિત્યકૃતિનો અભ્યાસ હોવો આવશ્યક બને છે. આને માટે ઉત્તમ ગ્રન્થો સુલભ હોવા ખૂબ જરૂરી છે; પરંતુ મુદ્રણકલાના ઉદ્ભવ પહેલાં આવા ગ્રન્થો દુર્લભ કે વિરલ હતા. જે જમાનામાં પ્રબળ જિજ્ઞાસા અને પૃથક્કરણવૃત્તિ જાગે અને પૂર્વાચાર્યો પ્રતિ કૈંક અશ્રદ્ધામય, નાસ્તિકતા-આભાસી બુદ્ધિપ્રતિષ્ઠિત એવી તટસ્થવૃત્તિ ઉદ્ભવે તે જમાનામાં સાહિત્યવિવેચન સરજાવાનો સંભવ રહે છે. આ પ્રકારની પરિસ્થિતિ ગ્રીક પ્રજામાં હતી, પરંતુ ત્યાર પછીના ગાળામાં તેનું દર્શન થતું નથી—સિવાય કે છેલ્લાં ત્રણસો વરસોનો ગાળો અપવાદરૂપે ગણીએ.

પ્રાચીન ગ્રીક ફિલસૂફ ઍરિસ્ટૉટલે તેની શ્રેષ્ઠ, સારગર્ભ 'કાવ્યશાસ્ત્ર' (Poetics) નામની કૃતિમાં સાહિત્ય-વિવેચનનો પાયો નાખ્યો છે. વિવેચકોએ આ ગ્રન્થનાં મીમાંસા, ખંડન અને મંડન કરવામાં કચાશ નથી રાખી. તેમ છતાં કોઈ જ તે ગ્રન્થનાં વિધાનોનાં તળિયાઝાટક ઉચ્છેદ કે ઉન્મૂલન કરી શક્યા નથી. ઍરિસ્ટૉટલના વિવેચનનાં વિધાનો આવાં છે:

જે ઘટના જીવનમાં દુઃખદ કે આઘાતજનક લાગે તેનું જ રંગમંચ ઉપર થતું અનુકરણ અતિ રસપ્રદ શાથી લાગે છે? તેણે આશ્ચર્ય અને પરિણામચિન્તા (surprise and suspense)ની રીતિનું વિશ્લેષણ કર્યું અને નિયમ ઘડ્યો કે કોઈ પણ નાટચરચનામાં મુખ્ય વિષયને અસંબદ્ધ એવું કંઈ પણ તત્ત્વ ન હોવું જોઈએ.

ઇંગ્લૅન્ડમાં રાજાશાહીની પુનઃસ્થાપના (Restoration)ના કાળ સુધી પદ્ધતિસરનું વિવેચન ન હતું. જૉન્સન, ડ્રાઈડનને 'અંગ્રેજી વિવેચનના પિતા' ગણે છે. ડ્રાઈડનનો નાટચકાવ્ય વિષેનો નિબન્ધ (Essay on Dramatic poesy—1668) સંવાદરૂપમાં વિશાળ પ્રકારની ચર્ચા છે. તેમાં તેના જમાનાનાં નાટકોની પ્રશિષ્ટ નાટચકૃતિઓ સાથે તુલના તથા તેમના ઉત્તમાંશોની ચર્ચા કરવામાં આવી છે. તેના કાળમાં ઇંગ્લૅન્ડ તથા ફ્રાન્સ બંને દેશોમાં નાટચરચનાના નિયમો કે એકતા (Three Unities) વિષે લાંબી ચર્ચાઓ ચાલતી હતી. આ નિયમાનુસાર, ઍરિસ્ટૉટલને પ્રમાણ ગણીને, તેણે જાતે સૂચવી હતી તેના કરતાં યે અનેકગણી કઠોરતા કે ચુસ્તતા નાટચરચના માટે આવશ્યક લેખાતી હતી. અંગ્રેજી કરતાં ફ્રેંચ ભાષામાં વળી આ કઠોર નિયમાવલીનું વધારે કડકાઈથી પાલન થતું હતું. ડ્રાઈડને

## સંવેદન/ઈશ્વરચન્દ્ર ભટ્ટ

મુને એકલું એકલું લાગે,
દૂરની ભોમે કોઈ અજાણ્યો મીઠો પાવો લાગે.
—મુને

સ્વામી મારો દૂરના દેશે દિયર બાળક વેશે,
છોરું મારું ખોળે સૂતું રમવા ચાંદો માગે. —મુને

પાડોશણનો પિયુ આયો એને જોડે રંગ રેલાયો,
ફાગુણ કેરી હોરી કેવી ગાતી ઝીણા રાગે. —મુને

ઘર છે મોટું મોભ વિનાનું જીવું આશાધાગે,
ખેલનહારો આજ વિયોગે ખેલું ક્યાંથી ફાગે?
—મુને

ઓરે હઠિલા પાવો તારો દૂરનાં અંતર તાગે,
સૂરો એને લાગે હૈયે બળતો ભીની આગે. —મુને



## પવન/સનત જોશી

• ગઝલ •

પર્વતનો ઢાળ ઊતરીને જાય છે પવન,
વંટોળિયો બનીને અહીં વાય છે પવન.

ઊડયાં કરે સુગંધનાં પીળાં પતંગિયાં,
એના જ ભારથી તો નમી જાય છે પવન.

વૃક્ષોનાં પાંદડાંનો લીલો હિંચકો કરી,
વ્હેલી સવારે વૃક્ષમાં લ્હેરાય છે પવન.

નીચે નમીને કોઈ તણખલું ઉપાડીને,
પંખીની જેમ ક્યાંક ઊડી જાય છે પવન.



## વરસાદની ઝડી/હરિકૃષ્ણ પાઠક

બારી બહાર શોર બધો આછરી ગયો;
સળિયાને કાને છલકી વરસાદની ઝડી.

વાદળના રંગ શ્યામ-રૂપેરી હસી રહ્યા;
કૂંપળની ટોચે મલકી વરસાદની ઝડી.

કાગળની હોડીઓમાં દુનિયા તરી રહી
કલશોર સંગ હલકી વરસાદની ઝડી.

વાછંટ પાથરી ગૈ ભીની ભીની સુવાસ
પાંપણની કોરે પલકી વરસાદની ઝડી.

આછોતરો ઉજાસ આગીઓ બની ગયો,
અંધાર થઈને છલકી વરસાદની ઝડી.



## ગીત/મનહર ચરાડવા

• ગઝલ •

ખરે જાય પર્ણો રહી મૌન નિત,
ફરે શ્વાસનું હળ ઊગી જાય ગીત.

જળ પર સૂકવતો અનિલ કેશરાશિ,
ભીંજાઈ બુંદે મ્હોરી જાય ગીત.

ફફડાટ મૂકી વિહગો ઊડે ને—
હૃદયમાં હવાનાં ઊઠી જાય ગીત.

આખા ય આભે છવરાય અંધાર,
સૂરજ જેમ ત્યારે તપી જાય ગીત.



અને તેથી જ એ શિક્ષણની કૉલેજોમાં દાખલ થવા માટે કેટલી હરીફાઈ છે તે આપણે જાણીએ છીએ. વિનયનના સ્નાતકોમાં પણ જો કોઈ વ્યક્તિ સારી જગ્યાએ ગોઠવાઈ ગઈ હોય તો તેનું શિક્ષણ સારું અને બેકાર રખડતી હોય કે ઓછી આવક કરતી હોય તો તેનું શિક્ષણ નકામું એવી સામાન્ય માન્યતા પ્રવર્તે છે.

પરંતુ આ માન્યતા યોગ્ય નથી. શિક્ષણનો હેતુ અર્થપ્રાપ્તિ નહિ પરંતુ સંસ્કારપ્રાપ્તિ છે. શિક્ષણ લેનાર વ્યક્તિમાં જ્ઞાનની સાથે સંસ્કારિતાનું સિંચન કરવું એ જ તેનો પ્રધાન ઉદ્દેશ છે. વિદ્યાર્થીની જ્ઞાનક્ષિતિજોને વિસ્તારવી, તેની સમજશક્તિમાં વધારો કરવો, સારી ટેવો, સારી રીતભાત કેળવવી વગેરે તેના અંતિમ હેતુઓ છે. એક સામાન્ય માણસ સારી સાહિત્યકૃતિના વાચનમાં જેટલો આનંદ માણી શકશે તેના કરતાં અનેકગણો આનંદ સાહિત્યનો સ્નાતક કે અનુસ્નાતક વિદ્યાર્થી માણી શકશે. વિવિધ દૃષ્ટિકોણથી તે તેનું મૂલ્યાંકન કરી શકશે. સારું ચિત્ર, કથા, વાર્તા, કાવ્ય કે નાટકનું મૂલ્યાંકન કરવામાં તેને મજા આવશે. એવો માણસ વધારે પૈસા કદાચ નહિ કમાતો હોય, પરંતુ આત્મિક આનંદ એ જરૂર વધારે પ્રાપ્ત કરી શકે છે. વધુમાં એ પોતે પ્રયત્ન કરીને લેખક કે કવિ થઈ શકશે. જરૂર પડે તો કોઈ જાહેર સમારંભમાં એ 'બે શબ્દો' વ્યવસ્થિત રીતે બોલી શકશે. ઉચ્ચ શિક્ષણનો હેતુ હોય તો એટલો જ છે કે તે પ્રાપ્ત કરનાર માણસ જીવનને વધુ સારી રીતે સમજી અને માણી શકે છે, પછી ભલે તે વધુ પૈસા કમાતો હોય કે નહિ.

નજીકના કે દૂરના, દેશના કે પરદેશના ભૂતકાળ પર આપણે નજર કરીએ તો પણ એ સ્પષ્ટ છે કે શિક્ષણનું મૂલ્ય, અર્થમાં કદી અંકાતું ન હતું. પ્રાચીન ભારતની વિદ્યાપીઠોમાં કે ઋષિમુનિઓના આશ્રમમાં અભ્યાસ કરવા જતા વિદ્યાર્થીઓનો હેતુ અર્થપ્રાપ્તિ કે હોદ્દાપ્રાપ્તિનો ન હતો. તેઓ જ્ઞાનને ખાતર જ્ઞાન મેળવવા જતા હતા. એ જ્ઞાન એમના જીવનને ઉન્નત બનાવતું હતું. ત્યાં તેમને વિદ્યા અને વિદ્વત્તા, શિસ્ત અને સંસ્કારિતા, જ્ઞાન અને માન મળતાં હતાં. પરંતુ સાથે સાથે ગરીબી પણ મળતી હતી. સારું જીવન ગરીબીમાં જ પસાર થતું હતું. છતાં તેઓ એમ માનતા ન હતા કે એ શિક્ષણ નકામું હતું.

પ્રાચીન ગ્રીસમાં જુઓ. ત્યાં વક્તાઓ, સાહિત્યકારો, કલાકારો, ફિલસૂફો, વિજ્ઞાનીઓ, વગેરેનું ધ્યેય અર્થપ્રાપ્તિ ન હતું. પોતાના ક્ષેત્રમાં વ્યક્તિએ કેટલી પ્રગતિ સાધી છે અને તેમાં તે કેટલું મૌલિક વિચારી શકે છે તેના પરથી જ તેનું મૂલ્યાંકન થતું હતું. આવા જ્ઞાનવાળી વ્યક્તિ વ્યવસાય કે નોકરી વિના રખડતી હોય તો પણ તેના જ્ઞાનનું મૂલ્ય ઓછું અંકાતું ન હતું. આનો અર્થ એવો નથી કે કોઈને અર્થપ્રાપ્તિ થતી ન હતી અથવા થવી ન જોઈએ. પરંતુ સંજોગવશાત્ અર્થપ્રાપ્તિ થાય અને અર્થપ્રાપ્તિના ધ્યેયથી જ પોતાના ક્ષેત્રમાં આગળ વધવું એ બંને જુદી વાત છે.

આજના શિક્ષણના સંદર્ભમાં જ એક ઉદાહરણ લઈએ. મૅટ્રિકની પરીક્ષા પસાર કરનાર એક વિદ્યાર્થીને બાળપણથી જ મૂર્તિઓ બનાવવાનો શોખ છે. એ શિલ્પશાસ્ત્રનો વધુ અભ્યાસ કરવા ઇચ્છે છે. એ માટેની કોઈ ખાસ સંસ્થા કે યુનિવર્સિટીમાં એ ચાર કે છ વર્ષ સુધી અભ્યાસ કરીને શિલ્પશાસ્ત્રની ડિગ્રી કે ડિપ્લોમા પ્રાપ્ત કરે છે. શરૂઆતમાં તેની કૃતિઓની યોગ્ય કદર થતી નથી તેથી તે એમ વિચારવા માંડે કે "આના કરતાં હું બી. એ., બી. એસસી. કે બી. કૉમ. થયો હોત તો સારી નોકરી મેળવીને વધુ કમાઈ શક્યો હોત" તો એ યોગ્ય ગણાય? આજે આપણા દેશના વિદ્યાર્થીઓ, વાલીઓ અને કેટલાક શિક્ષણશાસ્ત્રીઓ પણ આ દૃષ્ટિએ જ વિચારે છે અને એ દૃષ્ટિએ જ આપણી શિક્ષણપ્રથાને મૂલવવા પ્રયત્ન કરે છે.

આ વિદ્યાર્થીએ શિલ્પશાસ્ત્રનો અભ્યાસ સારી નોકરી કે સંપત્તિ મેળવવા નહિ પરંતુ તેના કુદરતી શોખ અને શક્તિઓને વિકસાવવા માટે–એના વિષે વધુ પદ્ધતિસરનું જ્ઞાન મેળવવા માટે–કર્યો હોવો જોઇએ. તેણે ઉચ્ચ અભ્યાસ શરૂ કરતાં પહેલાં જ એ વિચારી લેવું જોઇએ કે એ અભ્યાસથી કદાચ અર્થપ્રાપ્તિ થાય પણ ખરી અને ન પણ થાય. અર્થપ્રાપ્તિ ન થાય તો જીવનનિર્વાહ માટે તેણે બીજા માર્ગો વિચારવા પડશે. શિલ્પશાસ્ત્રનો અભ્યાસ તો માત્ર તે પોતાની સ્વાભાવિક વૃત્તિના સંતોષ

ઝડપથી મળી જશે એમ કલ્પ્યું ન હતું.

બેલગ્રેડ (બીઓગ્રાડ) આવ્યું ત્યારે એને જોવાનું કુતૂહલ ઘણું હતું. શહેરની અર્ધગોળાકાર પ્રદક્ષિણા કરીને ગાડી આગળ દોડે જ જતી હતી. ઠેર ઠેર ટેલિવીઝનના એન્ટેના લગાડેલ જોવા મળતા હતા. બેલગ્રેડની ક્ષિતિજો ઊંચાં મકાનો અને જુદા જુદા આકારના ઔદ્યોગિક એકમોથી ભંગાયેલી હતી. ક્યાંક ક્યાંક રેલ્વેના પુલ નીચેથી ઝડપથી મોટરો દોડે જતી હતી. (બધી કંઈ નાની 'જનતા ગાડી' ન હતી!) પણ ટ્રેઈન ઊભી જ ન રહી! આખરે આખું બેલગ્રેડ પૂરું થવા આવ્યું ત્યારે એક સાવ નાના સ્ટેશને તે ઊભી રહી. બેલગ્રેડનું સ્ટેશન ફરી બંધાતું હતું તેથી ગાડી થોભી ન હતી. યુગોસ્લાવિયાએ પ્રગતિ ઘણી ઝડપી તો કરી જ છે. (૧૫૦ અમેરિકન ડૉલર્સની '૪૮-'૪૯ની માથા દીઠ આવકથી વધીને અત્યારે તે ૫૦૦ અમેરિકન ડૉલર્સની છે!) પરંતુ એમાં માનવમૂલ્યોનો ભોગ ઓછો અપાયો છે.

યુગોસ્લાવિયામાં ઠેર ઠેર સુંદર લીલોતરી જોવા મળતી હતી. રસ્તામાં ક્યાંક ક્યાંક ભારે યંત્રો જમીન કે પર્વતો સાથે કશીક ગરમથલ કર્યા કરતા હતા.

યુગોસ્લાવિયાની વિદાય લઈ બલ્ગેરિયામાં પ્રવેશ્યા. સોફિયા સ્ટેશને વળી પારીમાં મળેલા મિત્રનું સ્મરણ થયું. બલ્ગેરિયા રાતના સમયે પસાર થયું હોવાથી તેને વિશે કંઈ લખી શકતો નથી.

ગ્રીસ પણ એ જ રીતે વહેલી સવારે આવ્યું હતું. ગ્રીસની ભૂમી પરથી હું માત્ર પસાર થયો એમ જ કહી શકાય, બાકી એનો પણ ખાસ પરિચય કેળવી શકયો ન હતો. પરંતુ ગ્રીસની સરહદ છોડીને એક નદી પરનો પુલ ઓળંગ્યો અને અચાનક જ જાણે એશિયામાં આવી ગયો! અત્યાર સુધી (મુખ્ય તો) ખાવાનું શોધવા સ્ટેશનોનાં પ્લૅટફૉર્મ્સ પર ફાંફાં મારવાં પડતાં. તુર્કસ્તાન આવતાં જ ખાવાનું ડબ્બામાં વેચાવા આવવા લાગ્યું. મઝાની વાત તો એ હતી કે આપણા અમદાવાદ-વડોદરાની 'Joy Ride' દરમ્યાન જેમ કાકડી, ટામેટાં, વગેરેની 'ચટપટી' વેચવા આવનાર મળે તે જ રીતે એ બે વસ્તુઓ વેચવા ખૂમચા લઈને નાના મોટા છોકરાઓ આવતા હતા. સાથે 'એશિયાટીક' ખોરાક-લીલાં મરચાં પણ ખરાં! અને અસ્વચ્છતા પણ ખરી.

તુર્કીનો પશ્ચિમ ભાગ ઘણો ખડકાળ અને વેરાન લાગ્યો. સ્ત્રીઓ બુરખાઓમાં એ જ પછાત રીતે ફરતી હતી. ક્યાંક ક્યાંક લીલોતરીવાળી ટેકરીઓ કે મેદાનોમાં ભરવાડો ઢોર ચારતા હતા અને ટ્રેઇન જોઈ હાથ હલાવતા હતા. શરૂમાં તો મેં માન્યું કે એ લોકો પરદેશીઓને આવકારે છે, પણ ટૂંક સમયમાં જ જણાઈ આવ્યું કે એનો અર્થ જુદો હતો. બન્યું એમ કે એક સ્થળે લશ્કરી ટુકડીનો પડાવ હતો. સૈનિકો ટ્રેઇન જોઈ, તંબૂમાંથી બહાર આવી, ટ્રેઇન પાસે આવી એકબીજાને કંઈક ધક્કા મારતા હાથ હલાવા લાગ્યા અને ટ્રેઇનમાંથી કોઈ પ્રવાસીએ સીગારેટનાં પૅકેટ નાખ્યાં! આ એમના હાથ હલાવવાનું રહસ્ય હતું. પહેરવેશ પરથી મોટા ભાગના લોકો ગરીબ લાગ્યા. કપડાં લઘરવઘર, મેલાં અને ઘણા કિસ્સાઓમાં અપૂરતાં તથા ફાટેલાં હતાં.

વિયેનાથી લગભગ ૪૩ કલાકની મુસાફરી પછી ઈસ્તંબુલ આવ્યું. કૉન્સ્ટેટીનોપલ, ઈસ્તંબુલ, તેણે પરોક્ષ રીતે પણ કેટલો મહત્ત્વનો ઇતિહાસ સર્જ્યો છે! તુર્કોના હાથમાં તે આવતાં ભારતની 'શોધ' કરવાની જરૂર ઊભી થઈ અને અમેરિકા શોધાયું, જળમાર્ગો શોધાયા—એક નાના કારણમાંથી કેટલી પરંપરા ઊભી થઈ!

ઈસ્તંબુલના રેલ્વે સ્ટેશનોએ ત્યાંની કોઈ પણ પ્રાચીન વસ્તુને—અવશેષને દેશમાંથી બહાર લઈ જવા સામે ચેતવતાં પાટિયાં લગાડેલાં હતાં. ત્યાંના 'ગોલ્ડન હૂક'ની પશ્ચિમ બાજુએ દરિયાને છેક જ અડીને આવેલા સિરકેચી સ્ટેશને ઊતર્યા. મારી સાથે મારું એક ટેપરેકૉર્ડર છે. એમાંથી એક મુશ્કેલી ઊભી થઈ. દાણચોરોનું આ અડ્ડંગ મથક છે જ પણ સરકારી રાહે મારા જેવો મુસાફર ટેપની દાણચોરી કરે તો! મારી કોઈ પણ વાત સમજ્યા વગર ટેપ એક ઠેકાણે આપી દેવાનું મને કહેવામાં આવ્યું, જ્યાં, મને એની રસીદ આપવામાં આવી. એના અધિકારીને મળવાનું કહેવામાં આવ્યું. એ ફ્રેંચ અને ટર્કીશ જાણતા. ભાષાનો મેળ બેસાડવા એક ભાંગીતૂટી જર્મન અને ટર્કીશ સમજનારને બોલાવ્યા. તેમને મેં જણાવ્યું કે હું માત્ર પસાર થનાર મુસાફર છું અને મારો 'વીસા'

# સાહિત્ય·સંગીત·કલા



## દવ/જયન્ત પાઠક

સમી સાંજના
ઈશાની ડુંગરામાં દવ બળે છે;
સૂકું સળગે, સાથ લીલું તડતડે છે.
પંખીઓની ચીસ
વન્ય પશુઓ ઝાડીમાં જકડાય,
છૂટે
આંખમાં ભડકાની પીળી ઝાંય,
મોતની ચારે તરફથી ભીંસ.
તપી તપી તતડી ઊઠ્યા છે પ્હાણ,
ઝરણકાંઠે હરણ
          જળમાં જોઈને જવાળા
          નમાવે ડોક ના
થંભી ગઈ કંસારીઓની વાણ.

ડુંગરામાં દવ બળે છે
તણખા ચડે
          રાખોડિયા અવકાશમાં
          તારા ઉપર તારા
                    નીકળે છે.

## આગમન/હસિત બૂચ

'હવે આવે, આવે':
જરી ઝૂકી કર્ણે ગુપત રટતું કોઈ,–પરખી
રુએ મારે ઊઠે ઝણક મધુરી; થૈ ચકિત હું
નિહાળું, તો આઘી ક્ષિતિજ રણકે એ જ શબ્દે.

'હવે આવે, આવે':
દ્રુમે ઝીણાં લીલાં પરણ ગુંજતાં, કો સરવરે
દિસે ગાતી શીખું લહર લહરી એ જ; મનનું
રહે છાનું શાનું ઉપવન–જલાગાર નમણું?

'હવે આવે, આવે':
અહીં પ્લૅટફૉર્મે એ મુખ–મુખ વધાઈ લહરતી,
મિનીટી કાંટાને હલન સ્ફુરતું સ્પંદન; કરે
રહ્યા ગ્રંથે વર્ણો ધ્વનિસુરભિ એ ગૂઢ પમરે.

અહો, હર્ષે મૂગું સ્થિર સઘળું વાતાવરણ; જ્યાં
અહીં ભીડે મારે દૃગ નયન બે અમૃત સ્રવ્યાં.



# વર્તમાન વિશ્વ
## વૃત્ત અને વિવેચન

विवरण

# ચીનની સરહદો સળવળે છે

૧૯૬૭માં સાંસ્કૃતિક ક્રાંતિ સફળ બનાવવામાં સાંપડેલી નિષ્ફળતાથી માઓ અને એના ચેલાઓનું મન જરા ખાટું થઈ ગયું છે. જ્યાં જ્યાં નજર ફરે ત્યાં માઓની આણ જે દેશમાં વર્તાતી એ દેશ માઓ વિષે ભ્રમમાં અટવાયો છે. અલબત્ત, માઓની સત્તા હજુ ચાલુ છે, પણ એની પ્રતિભા ઝાંખી પડી છે. 'માઓ ઉવાચ ઇતિ સત્યમ્' એ સૂત્ર બધા સામ્યવાદી ચીનાઓને ગળે ઊતરતું નથી. આથી સાંસ્કૃતિક ક્રાંતિને કામચલાઉ અભરાઈએ ચડાવી દઈને માઓવાદીઓ વ્યવસાયતંત્રમાં ને સામાજિક ક્ષેત્રે કાંઈક સ્થિરતા આણવા પ્રયત્ન કરી રહ્યા છે. આ તબક્કે ચીની સામ્યવાદી નેતાગીરીમાં પ્રવેશેલો જૂથવાદ લોકનજરે બહુ ચડે એ હિતાવહ નથી એ સત્ય એમને સમજાયું છે, આથી શક્ય એટલું ભીનું સંકેલવાનો યત્ન ચાલે છે, પરંતુ ઝઘડાનાં મૂળ એટલાં ઊંડાં રોપાયાં છે કે બે વિરોધી વિચારસરણીનાં જૂથો શાંતિપૂર્વક કામ કરી શકતાં નથી.

દરેક પ્રાંતના વહીવટ માટે ક્રાંતિકારી સમિતિ નીમવાના પ્રયત્નો ચાલે છે; પરંતુ ૨૬માંથી ૯ પ્રાંતમાં જ આવી સમિતિ સ્થાપી શકાઈ છે. આ કામ માટે પણ લાલ લશ્કરનો આશરો તો લેવો જ પડેલો. વિરોધી જૂથો એક યા બીજી રીતે પોતાની વગ વાપરે જ છે ને લાલ લશ્કર બધે પહોંચી વળી શકે એવી સ્થિતિમાં નથી. આથી પરિસ્થિતિ થાળે પડી ગણાય નહીં.

નવેમ્બર, ૧૯૬૭માં ઇનર મોંગોલિયામાં ક્રાંતિકારી સમિતિની રચના કરવામાં આવેલી; પરંતુ આ પ્રદેશમાં ચીનની લઘુમતી પ્રજા વસે છે. પોતાની સાંસ્કૃતિક પ્રણાલીને વળગી રહેવા આ પ્રજા આતુર છે અને એ જ કારણે એ ક્રાંતિકારી સમિતિ સાથે વારંવાર અથડામણમાં ઊતરે છે. આ પ્રદેશ આઉટર મૉંગોલિયાનો અડોઅડ આવેલો છે, આથી ચીની અંતિમવાદીઓ જલદ પગલાં લઈ શકે એમ નથી. રશિયા–ચીનની સરહદ ૪૫૦૦ માઈલ લાંબી છે ને ચીન–મોંગોલિયા સરહદ ૨૫૦૦ માઈલ લાંબી. આવડી મોટી સરહદ સળગે તો ચીનને ઠીકઠીક કસોટીએ ચડવું પડે. આથી મને-કમને પણ સાવધાનીપૂર્વક રાજકીય સ્થિરતા આણ્યા વિના છૂટકો નથી. ૧૯૬૭ દરમિયાન ઇનર મોંગોલિયામાં માર્શલ લૉ જાહેર કરવા સુધી પરિસ્થિતિ વણસી હતી. ઉલાન્ફુ જેવા પ્રતિષ્ઠિત, પૉલિટબ્યુરોનું પ્રતિનિધિપદ અને રાજ્યનું ઉપ-વડાપ્રધાનપદ ભોગવી ચૂકેલા માણસને મોંગોલિયન રાષ્ટ્રવાદને ઉત્તેજનાર તરીકે બદનામ કરવામાં આવ્યો હતો ને 'ચીનના ખ્રુશ્ચોફ' લીઉ શાઓ-ચી જોડે મળી જઈ માઓને ઉથલાવી પાડવાનું કાવતરું કરવાનો એના ઉપર આરોપ મૂકવામાં આવ્યો હતો. હજુ પણ ઉલાન્ફુની અસર ઇનર મોંગોલિયામાંથી નાબૂદ થઈ નથી. ત્યાંની પ્રજા પોતાની સાંસ્કૃતિક ને ધાર્મિક પ્રણાલિકાને વળગી રહેવા માગે છે. આથી ચીનની જોહુકમી એને ખૂંચે છે. આ સરહદ પ્રદેશ ઉપર અત્યારે તો લશ્કરી બળ વડે ચીન ટકી રહ્યું છે. પરંતુ ભારેલો અગ્નિ ક્યારે ભભૂકશે તે કહેવાય નહીં.

સિકિયાંગમાં પણ પરિસ્થિતિ સ્ફોટક છે. સૈફુદ્દીન નામના એ પ્રદેશની લઘુમતી કોમના વડાને પ્રાંતનો કારભારી બનાવ્યો છે, પરંતુ ખરી સત્તા વાંગ એન-માઓ નામના સામ્યવાદી પક્ષના પ્રાદેશિક મંત્રીના હાથમાં છે.

(અનુસંધાન પૃ. ૩૯૮)

# વિદેશના અભ્યાસ પ્રવાસેથી

## પાંચમો પત્ર

રોહિત શુક્લ

ઇસ્તંબૂલ
૨૬ જૂન ૧૯૬૭

માનનીય શ્રી માવળંકર સાહેબ,

૨૧મી જૂન સુધી વિયેનામાં બેઠા બેઠા, દર અઠવાડિયે–દર બુધ, ગુરુ અગર શુક્રવારે ભારત સરકારના કેળવણીખાતાનો મુસાફરીખર્ચની મંજૂરીનો પત્ર આવે તેની રાહ જોઈ. ૪થી એપ્રિલના દિવસનો કેળવણીખાતાને પત્ર લખ્યો હતો. મારા પાછા ફરવાના પ્રવાસખર્ચની રકમ મારે મેળવવાની હતી. એ રકમ આવશે જ એ ખાતરીએ પશ્ચિમ યુરોપનો પ્રવાસ કરી લીધો હતો. શિષ્યવૃત્તિની રકમ ત્યાંના નિભાવ માટે પૂરતી હતી પણ પાછા આવવાનો પ્રશ્ન ભારે હતો. ૨૧મી જૂન સુધી રાહ જોઈ. એ છેલ્લી diplomatic bag-માં કોઈ પત્ર ન હતો. આખરે અતિ ગંભીર નિર્ણય લેવાની ફરજ પડી.

જળમાર્ગે ઈટાલી થઈને ફરવું શક્ય ન હતું. આરબ-ઈઝરેલ યુદ્ધમાં સુએઝ નહેર બંધ થઈ ચૂકી છે. વિમાનમાર્ગ ખર્ચને કારણે શક્ય નથી. એક જ વિકલ્પ રહ્યો–સ્થળમાર્ગ. રસ્તામાં જે જે દેશોમાંથી પસાર થવાનું છે તેવા દેશોના, અફઘાનિસ્તાન સિવાય, વીસા લઈ લીધા છે. અફઘાન વીસા તહેરાનથી લઈ લઈશ.

વિયેનાના દક્ષિણ સ્ટેશનેથી રાતના ૧૦ વાગ્યે ટ્રેઈન ઊપડી. વિયેના–સુંદર, શાંત, ભવ્ય વિયેનાને–જર્મનમાં કહું તો Auf Widersehen (આઉફ વીદરસેહન) કહ્યું. જર્મન ભાષીઓ અંગ્રેજી good bye કહી સંબંધનો અંત નથી ઊભો કરતા. 'આઉફ વીદરસેહન'નો અર્થ થાય છે–'ફરી મળીશું'. વિયેનાને 'આઉફ વીદરસેહન' જ કહેવાય ને?

સળંગ ૪૮ કલાકની ટ્રેઈનની મુસાફરી શરૂ થઈ. મુસાફરી અત્યાર સુધી ઘણી રોમાંચક રહી છે. કેટલા દેશોમાંથી પસાર થયો? ! ઑસ્ટ્રિયામાંથી પહેલા યુગોસ્લાવિયા-આવ્યા. ત્યાંથી બલ્ગેરિયા અને થોડોક પ્રદેશ ગ્રીસમાંથી પસાર કરી તુર્કસ્તાન આવ્યા. ('આવ્યા' એટલા માટે કહું છું કે મને એક ભારતીય મિત્રનો સંગાથ છે. બિહાર યુનિ.માં તેઓ અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા છે અને મારી જેમ જ આગલે વર્ષે ઑસ્ટ્રિયન સ્કૉલરશિપ પર ગયા હતા.)

સવાર યુગોસ્લાવિયામાં પડી. કાળા વાળવાળા, કંઈક નીચા અને કંઈક ભારે શરીરવાળા યુગોસ્લાવિયનો દેખાવમાં ભારતીયોને ઘણા મળતા આવે છે. (વિયેનામાં ઘણા યુગોસ્લાવી લોકોએ મારી સાથે, તેમના હમવતનની ગણી વાત કરવા પ્રયાસ કરેલો. એવો એક પ્રસંગ કહું: એક એવાં હમવતનીને મળવા અતિ આતુર બહેનને મહાપ્રયાસે શ્રીમતી ગાંધીનું નામ લઈ હું ભારતનો છું એમ સમજાવ્યું ત્યારે એમણે પ્રશ્ન કર્યો–'શા માટે તું ટીટોના દેશનો નથી?' પેલા હમ્પટી, ડમ્પટીની કવિતા આ પ્રશ્નમારામાં યાદ આવી ગઈ.

'All my wit cannot put me to-gether again!'

યુગોસ્લાવ લોકો કંઈક ભલા લાગ્યા. ટ્રેઈનના ડબ્બાઓમાં પણ આરામથી એમની ખડબડ દોડતી ભાષામાં કંઈક બોલે જ જતા હતા. કેટલાકના ચહેરા તાપમાં તપેલા હતા. કદાચ અહીં સૂર્યપ્રકાશ ઘણો રહેતો હશે.

ટ્રેઈન યુગોસ્લાવિયામાં દોડતી હતી. આખી ટ્રેઈનમાં અમારા જેવા મુસાફરો ઘણા ઓછા હતા. એકથી બીજે છેડે ટ્રેઈનમાં ફરીને અમે પગ છૂટા કરતા, અગર કોઈ સાવ એકલા ડબ્બામાં બેસી એનાં મેદાનો જોવાની મઝા માણતા. યુગોસ્લાવિયા, સામ્યવાદી દેશ હોવા છતાં એમાં ખેતીનું સામૂહીકરણ થયું નથી. રશિયાની ખેતીનો સામૂહીકરણનો ભય અને ત્રાસ અહીંની ધરતીમાં લોહી અને દારૂગોળો બનીને ફેલાયાં નથી એ એક સાંત્વનની વાત લાગી. આપણા જેવા જ લોકો અને આપણાં ખેતરો જેવાં જ ખેતરો-વાડવાળાં, નાનાં. આપણા ખેડૂતની જેમ જ ક્યાંક ક્યાંક લાકડાનાં હળ ને પશુઓથી ખેંચાતાં. અમે આ બંને જોઈ આનંદિત થઈ ગયા. ધરતી સુવાસ આટલી

meetings of the Governing Body, we–Principals–have had a little say or voice; we do not constitute quorum; we have no voting rights; and our status as Principals is not on par with other members of the Governing Body. After about four years of my principalship and after waiting hopefully for the position to be made right I respectfully invited the attention of the authorities of the Ahmedabad Education Society to this serious lapse. I had explained that as per the Gujarat University Rules and also according to the general principles of the University Grants Commission, it is imperative for the management to treat the Principals of Colleges as full members of the Governing Body. After a good deal of correspondence and with a further passage of time, we Principals of the constituent Colleges of the Ahmedabad Education Society in our confidential memorandum to the authorities of the Ahmedabad Education Society had renewed this particular point and had requested that the Principals must be made and treated as full members of the Governing Body. To this day, no one from the Society's authorities has even acknowledged the receipt of our memorandum and my letters. Therefore, I was naturally absent at the meeting of the Governing Body on March 4, 1968.

The new decision about the Morning College accompanied by another new decision about eliminating one or more subjects or teachers from June 1968 as per the discretion of the Chairman and the Governing Body are totally unacceptable to me.

I stand by the normalcy of the full time day college. A College is an academic community where the teachers and the taught mingle with one another during the large part of their waking hours. A day college is, therefore, very essential to the building up of an academic fraternity. I would naturally like to continue using my energies in the direction of running a really good Arts College, serving what I feel as highest academic ends.

With the continued day college, I offered to effect economies to the tune of several thousands of rupees. I made specific proposals in this regard. But I am sorry to find that they were rejected. As regards the elimination of one or more subjects, I suggested that this should be done as a phased programme spread over the next three years and I even offered that the subjects to be eliminated would be decided by a committee of three of which I would voluntarily not be a member, and I was prepared to abide fully by the decision. But I am sorry, again, that this proposal too was rejected.

I register my protest against the present position of the Principals of the constituent Colleges vis–a–vis the Governing Body of the Ahmedabad Education Society. I cannot accept an associate and secondary membership of the Principals in the Governing Body.

On all the above gounds, therefore, I resign as Principal of the L. D. Arts College from June 15, 1968. This letter dated March 14, 1968 should prove adequate for fulfilling the necessary three months' notice.

I am naturally sad at the prospect of severing my close and intimate connection with the L. D. Arts College, my *Alma Mater*. I joined the college as a student in June 1945, and on graduation in 1949, I became the Dakshina Fellow. Almost immediately I started my teaching career at my own college. I had always aspired to be a teacher, and I was and am happy that I became one. I worked as Honorary Tutor in Political Science till March 1951, and on return from the London School of Economics and Political Science (where I did my post-graduate work in parliamentary institutions for two years) in 1953, I resumed

પણ તે પ્રકારનો છે છતાં મને બીજે દિવસે, શનિવારે ૯ થી ૧૨માં આવવાનું કહ્યું. હું ૧૦-૪૫ વાગ્યે પહોંચ્યો તો જવાબ મળ્યો, 'તમે મોડા પડ્યા, હવે સોમવારે આવો!' મેં ઘણી વિનંતી કરી-મારે જલદી આગળ જવાની જરૂર સમજાવી, પણ કંઈ વળ્યું નહીં. દાણચોરોના અઠંગ શહેરના એ સરકારી અધિકારી હતા! સોમવાર સુધી રોકાવું જ પડ્યું. આખરે સોમવારે ફરી મળ્યો ત્યારે કહેવામાં આવ્યું કે 'તમારું ટેપ તમને હાથોહાથ નહીં મળે પરંતુ અર્ઝરુમ સુધી ટ્રેઇનમાં જશે.' મોકલવાના પૈસા મારે આપવાના. આટલી વાત સમજતાં-સમજાવતાં ભારે હેરાન થઈ ગયો. એમને પણ એવી જ હેરાનગતિ પડી હશે. નાના કૉમ્પ્યુટર તરજૂમો કરનાર યંત્રોની આ દુનિયામાં કેટલી જરૂર છે! (પણ એ યંત્ર બગડે ત્યારે કેવી ગમ્મત થાય?) અમે તો એ વખતે વારંવાર ટૂરિસ્ટ ઑફિસ કે જ્યાં અંગ્રેજી બોલાતું ત્યાં ધસી જતા અને દલીલો કરતા!

ઇસ્તંબુલને મારા એક મિત્રે એમની માહિતી મુજબ દુનિયાનું સૌથી સુંદર શહેર ગણાવેલું. મને લાગે છે એ કોઈક બીજા શહેર વિશે કહેવા માગતા હશે! દુનિયા કંઈ એટલી ગંદી નથી. ખરેખર તો એને સુંદર શહેર કહેવા માટે પણ બે વાર વિચારવું પડે. યુરોપની સરખામણીએ તો અહીં પાર વિનાની ગંદકી છે. રસ્તામાં ઠેર ઠેર માખીઓના થાપા જામેલા જોવા મળતા. શાક અથવા અન્ય બજાર (અહીંનો શબ્દ બઝાર) આયોજન નહિ હોવાથી ઊભરાતા. બગીચાઓમાં (આપણે ત્યાંની જેમ) લૉનમાં કેડીઓ પડી ગઈ હતી. કાગળિયાં પણ ઠેરઠેર નંખાતાં હતાં. આ શહેર, આમ છતાં, એના દાણચોરોના ત્રાસથી ભારે કંટાળો આપે છે. પોલીસની નજર પાસે જ-'મની...ચેન્જ, મની...ઘેલાર, પાઉન્ડ, જર્મની માર્ક'ના હવાતિયાં નાખતાં લોકો નજરે પડે છે. એક દિવસ તો એની હદ થઈ ગઈ. અમે બંને દરિયાકિનારે ફરતા હતા. ત્યાં એક છાપાં વેચનાર આવ્યો. અમારે છાપાં જોઈએ છે કે કેમ એ તેણે પૂછ્યું-ના કહી તો કહે 'ચેન્જ મની?' સરકારી તંત્રનો સડો અને લોકોની મનોવૃત્તિનાં દર્શન થયાં!'

પગે ફરીને ઘણું જોયું. સમય ઘણો હતો. યુનિવર્સિટીનું મકાન ઘણું ભવ્ય લાગ્યું. વિશાળ ચોગાનમાં તૂર્ક ઢબના બાંધકામનું એ એક સારું ઉદાહરણ છે. એની નજીકમાં જ એક વિશાળ 'બઝાર' હતું જે વિશાળ મોટા મકાનમાં ઢંકાએલું હતું. ગાલીચાઓ પુષ્કળ વેચાતા હતા પણ 'ઊડતો ગાલીચો' અહીં મળે?! (ઇરાનમાં જોઈશ!)

ઠેર ઠેર મિનારાઓ જોવા મળે છે. પાતળા મિનારાઓ અને વચ્ચે ભારે મોટા ગુંબજવાળો મધ્યભાગ અહીંના સ્થાપત્યની ખાસિયત છે. આવાં બાંધકામો ઠેર ઠેર-ગમે ત્યાંથી-જોવા મળે છે. રસ્તાઓ પણ ઊંચાનીચા-આબુ કે જીનીવા જેવા છે. ગમે ત્યારે સ્ટીમર અગર મોટી બોટના ઘેરા, ચિત્રવિચિત્ર ભૂંગળાંઓ વાગ્યાં જ કરે છે. આવી બોટ ને સ્ટીમરો અહીંના વાહનવ્યવહારનું એક અતિ અગત્યનું માધ્યમ છે. મુંબઈની પરાંઓની ગાડીઓમાં દોડતા મુસાફરોના પ્રવાહના જેવા જ ભાવાવેશ સાથે અહીં પણ લોકો સ્ટીમરો તરફ દોડે છે! ઊપડતી સ્ટીમરોએ કૂદકા મારીને ચઢે છે અગર ઢગલાબંધ ઠલવાવા લાગે છે. ટ્રકોને પણ ભરીને સામે છેડે લઈ જતી 'ફેરી બોટ' દોડ્યા કરે છે. ૧૭થી ૨૦ જેટલાં ભારે વાહનો સાથે યુરોપ-એશિયાને સાંકળતી આ બોટ સડક સાથે બરાબર નાંગરે છે. (યુરોપ-એશિયા, હું ભૂલતો ન હોઉં તો, સામસામે છેડે જ છે ને!)

'That Man in Istambul' સિનેમા તમે જોયેલો કે? એમાં પેલું દૃશ્ય છે. ધૂંધળા સ્મરણ પ્રમાણે એક માણસ, મોટી ઇમારતની છટકબારી ખોલી નીચે રાખેલી હોડીમાં બેસી છબક છબક કરતો પસાર થાય છે. થાંભલા સંખ્યાબંધ અને જૂના છે. એ જગ્યા જોવાનું મન હતું. માંડ એ શોધી શક્યો. એક નાનકડી કૅબિન જેવા પ્રવેશદ્વારમાંથી અંદર દાખલ થતાં આ 'સીસ્ટર્ન' જોવા મળે છે. ઇસ્તંબુલનું આ છૂપું, પાણી સંગ્રહસ્થાન હતું. પીવાનુ પાણી ઘેરી વખતે મળી રહે તે માટે, માહિતી પ્રમાણે, કુદરતી રીતે જ યુગોસ્લાવિયાના જંગલમાંથી આવતું પાણી અહીં એકઠું થાય છે, લગભગ ૪૦૦ વર્ષ જૂનું બાંધકામ થાંભલાઓ પર છે.

અહીં નજીકમાં જ વિશાળ ચોગાનમાં જૂના બાદશાહી ઠાઠની, ભવ્ય ઇમારતો ઊભી છે. આજે તેમાં કેટલાંક કિંમતી સંગ્રહસ્થાનો છે, તોતિંગ કિલ્લાઓ પાસે

[અનુસંધાન પૃ. ૩૯૮]

બાડીએ દિવસની પૂરા સમયની કૉલેજ કરીને સ્વાભાવિક ક્રમ તરફ પાછા વળવાનો ઠરાવ કર્યો—

[જુઓ: ગવર્નિંગ બૉડીનો ઠરાવ નં. ૨૬૦

"જૂન ૧૯૬૬થી એલ. ડી. આર્ટ્સ કૉલેજને બપોરની કરવાની વિનંતી કરતા પ્રિ. પી. જી. માવળંકરના તા. ૧ ફેબ્રુઆરી ૧૯૬૬ના પત્ર પર પૂરેપૂરી વિચારણા કરવામાં આવી હતી, અને એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે પ્રિ. પી. જી. માવળંકરની વિનંતી પ્રમાણે તા. ૧૫ જૂન ૧૯૬૬થી એલ. ડી. આર્ટ્સ કૉલેજને દિવસના પૂરા સમયની કૉલેજ કરવી." રેફ. નં. ૫૪૫, સને ૧૯૬૫-૬૬; તા. ૨૩ ફેબ્રુઆરી ૧૯૬૬નો અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના સેક્રેટરીનો પત્ર.]

—ત્યારે એવી સ્પષ્ટ સમજ હતી કે દિવસની પૂરા સમયની કૉલેજને ઓછામાં ઓછી પાંચ વર્ષની સમય-મર્યાદા આપવી જોઈએ. આ સમય-મર્યાદાનો સ્પષ્ટ અને મૌખિક ઉલ્લેખ એ સમયે કરવામાં આવ્યો હતો અને સહુ આ બાબતમાં સંમત થયા હતા. એટલે, ચેરમેન અને ગવર્નિંગ બૉડીએ, આ મહિને લીધેલા એમના નવા નિર્ણયથી એમનાં પોતાનાં અગાઉના ગંભીર શબ્દ અને ખાતરીનું પરિપાલન કર્યું નથી.

આ નવો નિર્ણય એકાએક લેવાયો છે. એ લેતાં પહેલાં મને કદીય પૂછવામાં આવ્યું નહોતું. ચેરમેન તથા ગવર્નિંગ બૉડીના માનસ વિષે છેલ્લાં બે વર્ષ દરમિયાન એક પણ વાર કોઈ ઈશારો કે સૂચન મારી સમક્ષ કરવામાં આવ્યું ન હતું.

આ નવો નિર્ણય મારી ગેરહાજરીમાં લેવાયો હતો અને હવે મારા ઉપર તે ઠોકી બેસાડવાની કોશિશ થઈ રહી છે.

તા. ૫ સપ્ટેમ્બર ૧૯૬૬થી ગવર્નિંગ બૉડીની મીટિંગોમાં હું હાજર રહેતો નથી, કારણ કે અમદાવાદ એજ્યુકેશન સોસાયટીને હસ્તક કૉલેજોના પ્રિન્સિપાલોને ગવર્નિંગ બૉડીના પૂરા સભ્યો ગણવામાં આવતા નથી એ વિષે મારા મનમાં ઉત્કટપણે લાગ્યા કર્યું છે. ગવર્નિંગ બૉડીની મીટિંગોમાં અમારો—પ્રિન્સિપાલોનો—અવાજ નહીંવત્ રહ્યો છે; કોરમમાં અમારી હાજરીની ગણતરી થતી નથી; મત આપવાનો અમને હક નથી; અને પ્રિન્સિપાલ તરીકેનો અમારો મોભો ગવર્નિંગ બૉડીના અન્ય સભ્યોની સમાન કક્ષાએ નથી. ચારેક વર્ષના મારા પ્રિન્સિપાલપદ પછી, અને આ પરિસ્થિતિ સુધારવામાં આવે તેની આશાપૂર્વક રાહ જોયા પછી, મેં આ ગંભીર ક્ષતિ તરફ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના સત્તાવાળાઓનું ધ્યાન માનપૂર્વક દોર્યું હતું. મેં એમ પણ સમજાવ્યું હતું કે ગુજરાત યુનિવર્સિટીના નિયમો પ્રમાણે, તેમજ યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશનના સામાન્ય સિદ્ધાંતો મુજબ, કૉલેજના પ્રિન્સિપાલોને ગવર્નિંગ બૉડીના સંપૂર્ણ સભ્યો ગણવાનું સંચાલક-મંડળ માટે અનિવાર્ય છે. લાંબા પત્રવ્યવહાર પછી અને ઠીક ઠીક સમય પસાર થતાં, અમે—અમદાવાદ એજ્યુકેશન સોસાયટીને હસ્તક કૉલેજોના પ્રિન્સિપાલોએ—અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના સત્તાવાળાઓને મોકલેલા અમારા ખાનગી આવેદનપત્રમાં સદર મુદ્દા વિષે ફરી રજૂઆત કરી હતી, અને અમને—પ્રિન્સિપાલોને—ગવર્નિંગ બૉડીના પૂરેપૂરા સભ્યો ગણવા તથા એ રીતે અમારી સાથે વર્તાવ રાખવા વિનંતી કરી હતી. સોસાયટીના સત્તાવાળાઓમાંથી કોઈએ પણ આજ દિન સુધી એ આવેદનપત્રની અને મારા અનેક પત્રોની પહોંચ સુધ્ધાં પાઠવી નથી. એટલે, સ્વાભાવિક રીતે જ ગવર્નિંગ બૉડીની તા. ૪ માર્ચ ૧૯૬૮ની મીટિંગમાં હું ગેરહાજર રહ્યો હતો.

સવારની કૉલેજ કરવાનો નવો નિર્ણય તથા સાથે સાથે એક કે વધુ વિષયો અગર શિક્ષકોને જૂન ૧૯૬૮થી, ચેરમેન તથા ગવર્નિંગ બૉડીની મરજી મુજબ, દૂર કરવાનો વળી બીજો નવો નિર્ણય—એમ એ બન્ને નિર્ણયો મને સંપૂર્ણપણે અસ્વીકાર્ય છે.

દિવસના પૂરા સમયની કૉલેજના સ્વાભાવિક ક્રમને હું વળગી રહું છું. કૉલેજ એક એવો વિદ્યાકીય સમાજ છે જ્યાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ પોતાના રોજના જાગૃત સમયના મોટા ભાગ દરમિયાન એકમેક સાથે હળેમળે છે. એટલે, વિદ્યાકીય ભ્રાતૃભાવ સ્થાપવા માટે બપોરની કૉલેજ અત્યંત આવશ્યક છે. મને જે ઉચ્ચતમ વિદ્યાકીય (academic) ધ્યેયો લાગ્યાં છે તેમની પૂર્તિ માટે એક સારી આર્ટ્સ કૉલેજ ચલાવવાની દિશામાં મારી શક્તિઓનો વિનિયોગ કરતા રહેવાનું સ્વાભાવિક જ મને ગમે.

પૂરા સમયની દિવસની કૉલેજ ચાલુ રાખવાની શરતે મેં કેટલાય હજાર રૂપિયા સુધીની કરકસર અમલી બનાવ-

# મારું રાજીનામું

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[વાચકોને જણાવવાની ફરજ સમજું છું કે મેં એલ. ડી. આર્ટ્સ કૉલેજના આચાર્યપદેથી તા. ૧૪ માર્ચ ૧૯૬૮ને રોજ રાજીનામું આપ્યું છે. તે દિવસે સાંજે મેં રાજીનામાનો પત્ર અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના ઑનરરી સેક્રેટરી શ્રી ચંદ્રકાન્તભાઈ છો. ગાંધીને, સોસાયટીની કચેરી–લાલભવન, ભદ્ર, અમદાવાદ-૧–માં રૂબરૂ આપ્યો હતો, અને તે જ વખતે સદર રાજીનામાના પત્રની એકેક નકલ અ. એ. સોસાયટીની ગવર્નિંગ બૉડીના સભ્ય તથા ચેરમેન અને આચાર્યો વચ્ચેના સંપર્ક અધિકારી શ્રી શંકરરાવ અ. ખેર (કૅલિકો મિલ્સ લિ.ના જનરલ મૅનેજર)ને તથા અ. એ. સોસાયટીની કચેરીના સેક્રેટરી શ્રી નગીનદાસ શાહને પણ રૂબરૂ આપી હતી.

મારું રાજીનામું સ્વીકારાયાની જાણ મને હજી કરાઈ નથી અને તાંત્રિક રીતે હું તા. ૧૪ જૂન ૧૯૬૮ સુધી એલ. ડી. આર્ટ્સ કૉલેજનો આચાર્ય ચાલુ રહું છું. એટલે, આ તબક્કે મારા રાજીનામાના મૂળ અંગ્રેજી પત્રની નકલ તથા તેના ગુજરાતી અનુવાદની નકલ જ કેવળ પ્રગટ કરું છું, અને તેથી વિશેષ કશું હાલમાં લખતો નથી.

રાજીનામા અંગેની મારી ભૂમિકા મારા પૂરતી તો સ્પષ્ટ અને અફર છે. છેલ્લે, ઉમેરું કે, તા. ૧૪ જૂન ૧૯૬૮ સુધી હું આચાર્યપદને વળગી રહેવાનો નથી, (તા. ૨૫-૩-'૬૮) —પુ. ગ. મા.]

Thursday, March 14, 1968.

Shri C. C. Gandhi,
Hon. Secretary,
Ahmedabad Education Society,
Lal Bhavan, Bhadra,
Ahmedabad-1.

Sir,

The decision of the Chairman and the Governing Body of the Ahmedabad Education Society, at their meeting held on Monday, March 4, 1968, to convert the L. D. Arts College back again into a Morning College from June, 1968 is a clear breach of promise. When the decision about the return to normalcy by having a day college was taken by the Governing Body at its meeting held on 14 February 1966 (Vide Resolution No. 260 of the Governing Body: "Letter dated 1st February 1966 received from Principal P. G. Mavalankar, requesting to make the L. D. Arts College a day college from June 1966, was fully considered and it was resolved that the L. D. Arts College be made a day college with effect from 15th June 1966 as requested by Principal P. G. Mavalankar." Ref. No. 545 of 1965-66, dated 23rd February 1966, communication from the Secretary of the Ahmedabad Education Society), it was clearly understood that a minimum period of five years should be allowed for the day college. This time limit was specifically and orally mentioned at the time and agreed to by all. The Chairman and the Governing Body have by their new decision this month, therefore, gone back on their solemn word and assurance.

The new decision is sudden. I was never consulted before the decision was taken. Not even once during the last two years was there any hint or suggestion conveyed to me about the mind of the Chairman and the Governing Body.

The new decision was taken in my absence and it is now sought to be imposed on me.

I have not been attending the meetings of the Governing Body since September 5, 1966, as I have been feeling strongly about the continued position of the Principals of the constituent colleges of the Ahmedabad Education Society not being treated as full members of the Governing Body. At the

રહીશ. એલ ડી. આર્ટ્સ કૉલેજને, તથા અધ્યાપક-ગણના તમામ સાથીદારો અને સહકાર્યકર્તાઓ તથા લાયબ્રેરી અને ઑફિસના કર્મચારીઓ અને પટાવાળાભાઈઓને પણ હું મારી શુભેચ્છાઓ પાઠવું છું. આ કૉલેજના પ્રાંગણમાંથી જે હજારો વિદ્યાર્થીઓ પસાર થઈ ગયા છે, અને હજુ જે બીજા હજારો વિદ્યાર્થીઓ ઉચ્ચ શિક્ષણ પામવા માટે આ કૉલેજનાં દ્વાર પર ઉભરાશે, તે સૌને પણ હું સદ્ભાગ્ય વાંચ્છું છું.

ભારત અને વિશ્વમાં આજે આપણે સૌ કટોકટીના કાળમાંથી પસાર થઈ રહ્યાં છીએ. આપણી વિકસતી લોકશાહી અત્યારે નિર્ણાયક તબક્કામાં છે. શૈક્ષણિક પુરુષાર્થને હું ખૂબ મહત્ત્વ આપું છું. આપણા સાર્વભૌમ લોકશાહીયુક્ત પ્રજાસત્તાકને દૃઢ કરવા માટે અનુકૂળ અભિપ્રાય તથા કાર્યની આબોહવા સર્જવામાં શિક્ષણ અને સ્વતંત્ર ટીકા તથા ચિંતનનો ફાળો જરા પણ ઓછો આંકી શકાય તેમ નથી. આ ક્ષણે અત્યંત વિનમ્રતાની લાગણી હું અનુભવું છું; અને, "सत्यं, शिवं, सुन्दरम्" ના આદર્શોને હું સતત વરેલો રહું એવી ભાવના સાથે આ પત્ર પૂરો કરું છું.

(સહી) પુ. ગ. માવળંકર
[પુરુષોત્તમ ગણેશ માવળંકર]
આચાર્ય
એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ

*

અનુસંધાન] **વિદેશના અભ્યાસપ્રવાસેથી** [પૃ. ૩૯૧થી ચાલુ

સાંકડા રસ્તાઓ ઉપર ઊભેલી વિશાળ ઈમારતો જાજ્વલ્યમાન હતી. કિલ્લાના કાંગરાઓ કે બુરજ પાસે ક્યાંક નાની મોટી તોપ જોવા મળતી, અને નીચે—સહેજ જ દૂર—ભૂરા પાણીમાં એક અમેરિકન વિમાન-વાહક જહાજ હતું. અગ્નિ ખૂણે ઈઝરેલ-આરબ જંગ ચાલતો હશે. (અમેરિકન વિમાન-વાહક જહાજ પર હેલિકૉપ્ટર ઊતરવાની તૈયારીમાં છે.)

તુર્કસ્તાનમાં આવીને એનું જગવિખ્યાત 'હમામ' સ્નાન ન કરું તે કેમ ચાલે? 'ગુસલખાના' શબ્દ પૂછતા પૂછતા અમે પહોંચી ગયા. સમગ્ર આરસની ઈમારતમાં, લાકડાની ચાખડીઓ અને લાલ લૂંગીમાં વરાળ સ્નાન એક અનુભવ હતો. વચ્ચે, ન્હાતાં ન્હાતાં આડા પડવાની પણ જગ્યા હતી. માલિસ થતું હતું—પણ બેય હાથ ને બેય પગ મારે ઘેર પાછા લાવવા હતા તેથી એ લહાવો ન લીધો.

હવે તો થોડા જ સમયમાં હું અમદાવાદ પહોંચી જઈશ. કૉલેજો ખૂલી ગઈ હોવાથી તમે સખત કામમાં હશો. સગવડ મુજબ હવે પછીનો પત્ર લખીશ. તે કદાચ છેલ્લો બની રહેશે. (ક્રમશઃ)

*

અનુસંધાન] **ચીનની સરહદો સળવળે છે** [પૃ. ૩૯૨થી ચાલુ

વાંગનું મૂળ વતન સિંકિયાંગથી ૧૦૦૦ માઈલ દૂર છે, પરંતુ માઓ પ્રત્યેની એની વફાદારીને કારણે ૧૯૪૯ની સાલથી એ સિંકિયાંગમાં હોદ્દો ભોગવે છે. વળી, અણુબૉંબના અખતરા માટે વપરાતું લૉપનોર સિંકિયાંગમાં આવેલું હોવાથી ને ચીનનો મર્યાદિત તેલનો જથ્થો પણ એ પ્રદેશમાં જ હોવાથી સિંકિયાંગનું મહત્ત્વ ઘણું છે. જો કે ૧૯૬૭ દરમિયાન લશ્કર અને સ્થાનિક પ્રજા વચ્ચે વારંવાર અથડામણ થઈ છે; આથી વાંગની હાંસિ ઉડાવતાં ભીંતપત્રો પણ પેકિંગની દીવાલ ઉપર ચોડાયાં છે; આમ છતાં માઓની એના ઉપર રહેમ નજર છે. લાંબા અનુભવવાળો આ માઓવાદી હાલ પૂરતો તો સિંકિયાંગમાં અનિવાર્ય છે એવું પેકિંગના રાજકર્તાઓને લાગ્યું છે. જો કે સિંકિયાંગનો સળવળાટ ઝટ શમે એવું લાગતું નથી. એ ન શમે એમાં રશિયાને પણ સ્વાભાવિક રીતે રસ છે.

નેપાળ, હિંદ તથા બર્મા સાથેની સરહદે પણ ચીને સાબદા તો રહેવું જ પડે છે. માત્ર પાકિસ્તાન સાથે ચીનને ઘરોબો છે ને એ હમણાં ટકી રહેશે.

સરહદો સળગતી રાખવા માટે ચીન કેટલું મૂલ્ય ચૂકવે છે એનો કયાસ કાઢવો અત્યારે તો મુશ્કેલ છે; આમ છતાં બે છેડે મીણબત્તી બાળવાની આ નીતિ સાંસ્કૃતિક ક્રાંતિના ઝનૂની પુરસ્કર્તાઓએ મોડાં વહેલાં છોડવી તો પડશે જ એ વિષે શંકા નથી. માઓએ ડુંગરને દવ તો લગાડયો છે પણ એને ઓલવતાં એના અનુયાયીઓ અને અનુગામીઓને વર્ષો લાગશે.

[મુંબઈ; તા. ૧૮-૩-'૬૮] રાજુ પંડિત

*

my work at the College, first as Honorary Lecturer, then as a Lecturer, and later as Professor of Political Science. In April 1960 I was appointed the Head of the Department of Social Sciences, and from June 1, 1960, I was appointed the Principal of the L. D. Arts College. While continuing my teaching work vigorously throughout all these past years, I have since June 1, 1960 also worked as the First Servant of the College. I have always and consciously tried to serve the college and the Temple of Learning with hard work, sincerity of purpose and devotion. I take this opportunity of expressing my gratitude to all—the Chairman and the Members of the Governing Body, the President and the Members of the Ahmedabad Education Society, my colleagues on the Faculty and several thousands of my students, parents and guardians of the students and citizens—for a good deal of their courtesy and co-operation.

I have always respected the Chairman and other members of the Governing Body and my fellow-Principals of the constituent Colleges of the Ahmedabad Education Society as my esteemed elders and friendly counsellors. That I cannot pursuade myself to agree with the elders on certain issues and principles which I think to be matters of academic value and honour of the teaching community is something which should be taken as normal, in a healthy and democratic society. I am particularly grateful to the Chairman, Shri Kasturbhai Lalbhai, whose distinguished services to educational and public life of Gujarat and India will long be remembered with admiration.

I salute one and all who gave me their loyal and unstinted co-operation in discharging my onerous duties as Principal of the L. D. Arts College. I have spent 19 good years of my youthful life in the services of my *Alma Mater* and I shall continue to cherish this proud privilege. I wish all well, to the L. D. Arts College and to all my colleagues and comrades on the Faculty and the Library and the Office staff including the peons. Of course, I wish good luck to many thousands of students who have passed through the portals of the College and the many more thousands who will throng at the gates of the College for receiving higher education.

We in India and the world are passing through critical times. Our developing democracy is at a decisive stage. I attach great importance to the educational endeavour. The significant contribution of education and independent critical thinking to creating a climate of opinion and action favourable to the strengthening of our Sovereign Democratic Republic can never be underestimated. At this moment, I feel very humble and I close this letter in a spirit of continued dedication on my part to the ideals of *Satyam, Shivam, Sundaram.*

Sd/- P. G. Mavalankar
(Purushottam Ganesh Mavalankar)
Principal
L. D. Arts College,
Ahmedabad-9

## [ગુજરાતી અનુવાદ]

ગુરુવાર, તા. ૧૪ માર્ચ ૧૯૬૮

શ્રી. સી. સી. ગાંધી,
ઑનરરી સેક્રેટરી,
અમદાવાદ એજ્યુકેશન સોસાયટી,
'લાલભવન', ભદ્ર,
અમદાવાદ-૧

સાહેબ,

અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના ચેરમેન અને ગવર્નિંગ બૉડીએ સોમવાર તા. ૪ માર્ચ ૧૯૬૮ ને રોજ મળેલી એમની મીટિંગમાં એલ. ડી. આર્ટ્સ કૉલેજને ફરી પાછી જૂન ૧૯૬૮થી સવારની કૉલેજમાં ફેરવીને નાખવાનો નિર્ણય કર્યો તે ચોખ્ખો વચનભંગ છે. તા. ૧૪ ફેબ્રુઆરી ૧૯૬૬ની મીટિંગમાં જ્યારે ગવર્નિંગ

## અનુક્રમ



*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫).
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ ૭ વર્ષના બંધાવેલા સેટની દરેકની કિં. રૂપિયા પંદર. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય ઈ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

વાની તૈયારી દર્શાવી હતી. આ બાબતમાં મેં સ્પષ્ટ દરખાસ્તો રજૂ કરી હતી. પણ મને જણાવતાં દિલગીરી થાય છે કે એ દરખાસ્તો ફગાવી દેવામાં આવી. એક કે તેથી વધારે વિષયો દૂર કરવાની બાબતમાં મેં સૂચવ્યું હતું કે એનો અમલ તબક્કાવાર કાર્યક્રમ તરીકે ત્રણ વર્ષમાં વહેંચી નાખવો જોઇએ. મેં એવી પણ તૈયારી બતાવી હતી કે જે વિષયો દૂર કરવાના હોય તે અંગેનો નિર્ણય કરવા ત્રણ સભ્યોની સમિતિ રચાય જેનો હું સ્વેચ્છાએ સભ્ય ન હોઉં; અને એ સમિતિ જે નિર્ણય કરે તેનાથી બંધાવા સંપૂર્ણપણે હું તૈયાર હતો. પણ મને કહેતાં અફસોસ થાય છે કે આ દરખાસ્તને પણ નકારી કાઢવામાં આવી હતી.

એક તરફ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની ગવર્નિંગ બૉડી અને બીજી તરફ સોસાયટીને હસ્તક કૉલેજોના પ્રિન્સિપાલોની હાલની સ્થિતિ પ્રત્યે હું મારો વિરોધ નોંધાવું છું. ગવર્નિંગ બૉડીમાં પ્રિન્સિપાલોનું સભ્યપદ સહાયક અથવા ગૌણ દરજ્જાનું હોય તે હું સ્વીકારી શકતો નથી.

આમ, ઉપલાં તમામ કારણોસર, હું એલ. ડી. આર્ટ્સ કૉલેજના પ્રિન્સિપાલપદેથી તા. ૧૫ જૂન ૧૯૬૮થી મારું રાજીનામું આપું છું. તા. ૧૪ માર્ચ ૧૯૬૮ ને રોજ લખાયેલો આ પત્ર ત્રણ મહિનાની નોટિસની આવશ્યકતાને પૂરી કરી આપવા માટે પૂરતો લેખાશે.

મારી માતૃસંસ્થા એલ. ડી. આર્ટ્સ કૉલેજ સાથેનો મારો નિકટનો અને આત્મીય સંબંધ કપાવાની ઘડીએ હું વિષાદ અનુભવું એ સ્વાભાવિક છે. જૂન ૧૯૪૫માં આ કૉલેજમાં એક અદના વિદ્યાર્થી તરીકે મેં પ્રવેશ કર્યો, અને ૧૯૪૯ની સાલમાં હું ગ્રૅજ્યુએટ થતાં 'દક્ષિણા ફેલો' નિમાયો. લગભગ તરત જ મેં શિક્ષક તરીકેની કારકિર્દી મારી પોતાની જ કૉલેજમાં શરૂ કરી. શિક્ષક થવાની હોંશ મને હંમેશ હતી, અને હું એ થઈ શક્યો તેનો મને આનંદ થયો હતો અને આજે પણ છે. માર્ચ ૧૯૫૧ સુધી મેં રાજ્યશાસ્ત્રના ઑનરરી ટ્યૂટર તરીકે કામ કર્યું; લંડન સ્કૂલ ઑફ ઇકૉનૉમિક્સ ઍન્ડ પોલિટિકલ સાયન્સમાં પાર્લમેન્ટરી સંસ્થાઓનો અનુસ્નાતક કક્ષાનો અભ્યાસ બે વર્ષ સુધી કર્યા પછી ૧૯૫૩ની સાલમાં મેં કૉલેજમાં ફરીથી રાજ્યશાસ્ત્રના વિષયમાં અધ્યાપનકાર્ય શરૂ કર્યું; અને, પ્રથમ, ઑનરરી અધ્યાપક, પછી અધ્યાપક અને ત્યાર બાદ પ્રાધ્યાપક તરીકે મારું કાર્ય ચાલું રાખ્યું. ૧૯૬૦ના એપ્રિલમાં સમાજવિદ્યાઓના વિભાગના વડા તરીકે મારી નિમણૂક કરવામાં આવી, અને તા. ૧ જૂન ૧૯૬૦ ને રોજ એલ. ડી. આર્ટ્સ કૉલેજના પ્રિન્સિપાલપદે હું નિમાયો. પાછલાં આ બધાં વર્ષો દરમિયાન મેં મારું અધ્યાપનકાર્ય ઉત્કટપણે ચાલુ રાખ્યું, અને તે સાથે તા. ૧ જૂન ૧૯૬૦થી મેં કૉલેજનાં પ્રથમ સેવક તરીકે પણ કામગીરી બજાવવી ચાલુ રાખી. સખત પરિશ્રમ, હેતુઓની સચ્ચાઈ અને એકનિષ્ઠાથી મેં કૉલેજ તથા સરસ્વતી મંદિરની સેવા કરવાની હંમેશ અને સભાનપણે મથામણ કરી છે. ચેરમેન અને ગવર્નિંગ બૉડીના સભ્યો, અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના પ્રમુખ અને સભ્યો, અધ્યાપક-ગણના મારા સાથીદારો અને હજારો વિદ્યાર્થીઓ, અને એ વિદ્યાર્થીઓનાં માતાપિતાઓ તથા વાલીઓ, અને નાગરિકો—આ સહુએ મને સારા પ્રમાણમાં આપેલ સહકાર અને સૌજન્ય બદલ હું તેમનો સૌનો આભાર માનવાની આ તક લઉં છું.

ચેરમેનને તથા ગવર્નિંગ બૉડીના અન્ય સભ્યોને, અને અમદાવાદ એજ્યુકેશન સોસાયટીને હસ્તક કૉલેજોના મારા સાથી-પ્રિન્સિપાલોને, મેં હંમેશ મારા સન્માનનીય વડીલો અને મિત્રો તથા સલાહકારો તરીકે માન આપ્યું છે. જે કેટલાક મુદ્દાઓ તથા સિદ્ધાંતોને હું વિદ્યાકીય (academic) મૂલ્યો તથા શિક્ષક-સમાજની પ્રતિષ્ઠાની બાબતો ગણું છું તે અંગે આ વડીલજનો સાથે સહમત થવાનું હું મારી જાતને સમજાવી શકતો નથી એ હકીકત ખરેખર તો નીરોગી અને લોકશાહી સમાજમાં એક સ્વાભાવિક પરિસ્થિતિ ગણવી રહી. ચેરમેન શ્રી કસ્તુરભાઈ લાલભાઈનો હું સવિશેષ ઋણી છું. ગુજરાતના અને ભારતના શૈક્ષણિક અને જાહેર જીવનમાં તેઓશ્રીએ આપેલી ઉજ્જવળ સેવાઓ લાંબા વખત સુધી ગૌરવપૂર્વક સંભારાશે.

એલ. ડી. આર્ટ્સ કૉલેજના પ્રિન્સિપાલ તરીકેની ભારે જવાબદારીઓ અદા કરવામાં મને વફાદારીથી અને તત્પરતાપૂર્વક સહકાર આપનારાં સહુ કોઈને હું વંદન કરું છું. મારી માતૃસંસ્થાની સેવામાં મેં મારી જુવાનીનાં ઓગણીસ વરસ જેટલો લાંબો સમય આપ્યો છે અને આ ગૌરવભર્યો લહાવો હું હરહંમેશ સંભારતો

drink' (તમે ઘોડાને પાણીના ટાંકા સુધી લઈ જઈ શકો છો, પણ તેથી કાંઈ તમે એને પાણી પીવાની ફરજ પાડી શકતા નથી); આજે એ સંદર્ભમાં નવી કહેવત પાડી શકાય કે, 'you can take the boy or the girl to college, but you can't make him or her think (તમે છોકરાને કે છોકરીને કૉલેજ સુધી દોરી જઈ શકો છો, પણ તેથી કાંઈ તમે એને વિચાર કરતા બનાવી શકતા નથી)!

ભણેલાંઓમાંના મોટા ભાગનાં ભાઈબહેનો ભીંત ભૂલે છે, કારણ કે એમને બરાબર ભણાવાતું જ નથી. આપણી શિક્ષણપદ્ધતિ અનેક પ્રકારના દોષોથી ભરેલી છે, એમાં આમૂલાગ્ર ફેરફાર કરવાની આપણી હિંમત ચાલતી નથી. રાષ્ટ્રના પ્રમુખ, વડા પ્રધાન, શિક્ષણ પ્રધાન, ત્રિવિધ કેળવણીકારો—એ બધાંથી માંડીને સહુ કોઈ—અત્યારની ખામીભરી શિક્ષણપદ્ધતિ વિષે ટકોર કરે છે. પણ જેમની પાસે ઘણી સત્તા અને થોડી સૂઝ છે તેવાઓ પણ બીકના માર્યા અને લાચાર હાલતમાં જીવે છે. વળી, જે કોઈ વિષય શીખવવાનો હોય તેનાં તત્ત્વો અને મુદ્દાઓને સમજવાની કોશિશ થતી નથી, કરાવાતી નથી. ગોખણપટ્ટીથી ઘણુંખરું ચાલે છે અને મારી-મચડીને તે ગળે ઉતારાય છે. સ્વાભાવિક જ આવું શીખેલું કામચલાઉ બની રહે છે. આપણી પરીક્ષા-પદ્ધતિ પણ અનેક ત્રુટિઓ અને નબળાઈઓથી ભરેલી હોવાથી, શિક્ષણક્ષેત્રે પરીક્ષાનો ડર અને હાઉ ખૂબ છે; અને, આજે તો હવે પરીક્ષાઓમાં તરેહતરેહની અપવિત્રતાઓ અને બદીઓ ખુલ્લંખુલ્લા ચાલુ થઈ ગઈ છે! શૈક્ષણિક સંસ્થાઓમાં પ્રવેશેલાં વિદ્યાર્થી ભાઈબહેનોને શિક્ષણનું કોઈ સ્વસ્થ અને સુરીલું વાતાવરણ જ મળતું નથી. ખરેખર જોઈએ તો, શિક્ષકો અને આચાર્યો કેવળ પોતપોતાના વિષયો જ શીખવતા નથી; એમનાં એકંદર વાણી-વર્તન-સ્વભાવ દ્વારા આ બધાં વડીલજનો જાણે-અજાણ્યે સારો-નરસો જીવન-વ્યવહાર પણ શીખવતા હોય છે. વળી, યોગ્ય શિક્ષણને મદદરૂપ જે સગવડો અને સાધનો—ભલે મર્યાદિત સંખ્યામાં અને સંજોગોમાં—ઉપલબ્ધ જોઈએ તેમનો પણ આજે અનેક સ્થળે અભાવ વરતાય છે. સરવાળે શીખવવાનો ને ભણવાનો હરખ કશે ખાસ દેખાતો નથી.

હવે, જેઓ આવું અપૂરતું અને અસંતુષ્ટ ભણતર પામે છે તેઓ પાછા બહાર સમાજમાં કેવી રીતે હરેફરે છે? એમનો મિજાજ કેવો હોય છે? એમની ઊણપો તો એમને હેરાન કરતી નથી જ, બલકે એમનું ઓછુંવત્તું ભણતર એમનામાં એક પ્રકારની ગુરુગ્રન્થિ ઊભી કરે છે. પોતાના વ્યક્તિગત મોભા અને સામાજિક દરજ્જા વિષેના વિપરિત કે અતિરેકી ખયાલો વડે તેઓ પીડાવા લાગે છે. જે લોકોને અક્ષરજ્ઞાન મળ્યું નથી અગર તો ઓછું મળ્યું છે એવા વિશાળ જનસમુદાય તરફ આ કહેવાતાં ભણેલાંઓ ઉપેક્ષા અને તુચ્છતાની નજરે જોવા લાગે છે. ભણતર જોડે શાણપણનું સમીકરણ પોતે જ કરી લઈ ને આ ભણેલાંઓની જમાત અન્ય લોકોને પોતાનાથી નીચા કે હલકા કે પામર ગણવા લાગે છે. એમાંથી જ પછી આ ભણેલાંઓની જમાતનું અળગાપણું આકાર પામે છે. પોતાની મઢૂલીમાં બેસીને સમગ્ર સમાજનું નિરીક્ષણ—ચિંતન—દર્શન કરવાનો પોકળ દાવો આ જમાતવાળાઓ કરવા લાગે છે. સમાજ—પ્રવાહોમાં પલળ્યા વિના, અને સમાજ—પરિબળો સાથે તાદાત્મ્ય અનુભવ્યા વગર, આ જમાત કેવળ પોતાના અધકચરા ભણતરના જોરે કેવું કેવું વિચારે છે અને ઉપદેશે છે!

ભણેલાંઓનો આ વર્ગ પોતાની સલામતીની અસાધારણ ચિંતા સેવે છે. કશુંક ધૈર્યશીલ કરી બતાવવાની તાકાત તો એણે ક્યારની ગુમાવી દીધી હોય છે. ચાલુ ભણતર દરમિયાન જ આ વર્ગના લોકો સલામતીની ભાવનાને વળગી પડે છે. સાચું ભણતર તો હિંમત અને મુક્તિ આપનારું હોય; પણ આ જમાતનું ભણતર જ સ્વાર્થના પાયા પર મહદ્ અંશે રચાયું હોય, એટલે પછી સબસલામતીની શોધખોળોમાં જ એ વર્ગ આખી જિંદગી અટવાય ને? આ અભણ ભણેલાંઓને જોખમ શું એની ખાસ ગતાગમ હોતી નથી; સાહસપ્રિયતાનો એમને સ્પર્શ થતો નથી; અજ્ઞાત એવી નવી ક્ષિતિજો પર જવાની એમને કશી તાલાવેલી હોતી નથી; નવાં ને ઉત્તુંગ શિખરો સર કરવાનો કશો ઊમળકો એમને થતો નથી. સલામતી પાછળ સતત દોટ મૂકનારી આ ભણેલાંઓની જમાત સ્વાતંત્ર્ય અને સ્વત્વ બન્ને ગુમાવી બેસે છે; પણ પોતે કશુંક મૂલ્યવાન, મૂળભૂત અને મહત્ત્વનું તત્ત્વ ગુમાવી બેઠી છે એનું એને ભાન કે દર્શન પણ થતું નથી. (અનુસંધાન પૃ. ૪૦૭)

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૮૧

"......વિદ્યાનાં વ્યાખ્યાનો કરતાં શિક્ષકોની સત્યનિષ્ઠા અને એમના સદાચારની અસર ભલે એકાદ રડ્યાખડ્યા વિદ્યાર્થી ઉપર થતી હોય, પણ જ્યારે થાય છે ત્યારે જીવનના રૂપાન્તરમાં એનું સુભગ પરિણામ આવે છે. અનેક ગ્રંથો અને અનેક ભાષણો દ્વારા વહેતી વાણી, જે જીવનનો જાદુ કરી શકતાં નથી તે જાદુ, આચરણનાં ખમીરમાંથી પ્રગટ થાય છે......પોતાની ખુરશી, પોતાની સત્તા અને પોતાની લાગવગમાં જ રચ્યાપચ્યા રહેનારા અધ્યાપકો અને આચાર્યો જીવનનિષ્ઠા બંધાયા પહેલાં જ વિખેરાઈ જાય છે. આ જીવનનિષ્ઠાના અભાવને કારણે આજે યુનિવર્સિટીઓમાં પણ શિક્ષણની જે અધોગતિ થઈ રહી છે તે શરમ-જનક તો છે, પણ આપણી વિદ્યાનિષ્ઠાની ક્રૂર મશ્કરી પણ છે. શિક્ષકની શક્તિ આજે શિક્ષણના વહીવટમાં સત્તા મેળવવાના કાર્યમાં એટલી બધી ગુંચવાઈ ને ગુંગળાઈ રહી છે કે, શિક્ષણના વિતરણમાં આજે અવ્યવસ્થા અને અરાજકતા પ્રવર્તે છે, અને શિક્ષણનું મૂળ ધ્યેય જે જીવનશક્તિનું ઉત્પાદન તે જ રહેંસાઈ રહ્યું છે. નિષ્ઠાવંત અધ્યાપક કે આચાર્યને જો એટલી જ સમજણ પડે કે એક વિદ્યાર્થીનું જીવનરૂપાન્તર કરવાનું બળ પોતાનાં અનેક નબળાં વ્યાખ્યાનોમાંથી નહીં પણ પોતાનાં સત્યનિષ્ઠા અને સત્યાચરણમાંથી પ્રગટશે તો એની સત્તા અને પૈસા પાછળની આંધળી દોટ પોતાની મેળે જ અટકશે. અને, પરિણામે, શિક્ષક અને શિક્ષણ બન્ને જીવશે. વિદ્યાની અંતિમ શક્તિ વાણીમાંથી નહીં પણ આચરણમાંથી પ્રગટે છે એ સત્ય આપણે જોઈ પણ ના શકીએ એટલી બધી આપણી બુદ્ધિ સ્વાર્થના ગ્રહણથી પીડાય છે?" **કિશનસિંહ ચાવડા**

['ગુજરાત સમાચાર', અમદાવાદ. તા. ૨૮-૪-'૬૮. પૃ. ૬]

☆



સંપાદક
પુરુષોત્તમ ગણેશ માવળંકર

drink' (તમે ઘોડાને પાણીના ટાંકા સુધી લઈ જઈ શકો છો, પણ તેથી કાંઈ તમે એને પાણી પીવાની ફરજ પાડી શકતા નથી); આજે એ સંદર્ભમાં નવી કહેવત પાડી શકાય કે, 'you can take the boy or the girl to college, but you can't make him or her think (તમે છોકરાને કે છોકરીને કૉલેજ સુધી દોરી જઈ શકો છો, પણ તેથી કાંઈ તમે એને વિચાર કરતા બનાવી શકતા નથી)!

ભણેલાંઓમાંના મોટા ભાગનાં ભાઈબહેનો ભીંત ભૂલે છે, કારણ કે એમને બરાબર ભણાવાતું જ નથી. આપણી શિક્ષણપદ્ધતિ અનેક પ્રકારના દોષોથી ભરેલી છે, એમાં આમૂલાગ્ર ફેરફાર કરવાની આપણી હિંમત ચાલતી નથી. રાષ્ટ્રના પ્રમુખ, વડા પ્રધાન, શિક્ષણ પ્રધાન, ત્રિવિધ કેળવણીકારો–એ બધાંથી માંડીને સહુ કોઈ–અત્યારની ખામીભરી શિક્ષણપદ્ધતિ વિષે ટકોર કરે છે. પણ જેમની પાસે ઘણી સત્તા અને થોડી સૂઝ છે તેવાઓ પણ બીકના માર્યા અને લાચાર હાલતમાં જીવે છે. વળી, જે કોઈ વિષય શીખવાનો હોય તેનાં તત્ત્વો અને મુદ્દાઓને સમજવાની કોશિશ થતી નથી, કરાવાતી નથી. ગોખણપટ્ટીથી ઘણુંખરું ચાલે છે અને મારી-મચડીને તે ગળે ઉતારાય છે. સ્વાભાવિક જ આવું શીખેલું કામચલાઉ બની રહે છે. આપણી પરીક્ષા-પદ્ધતિ પણ અનેક ત્રુટિઓ અને નબળાઈઓથી ભરેલી હોવાથી, શિક્ષણક્ષેત્રે પરીક્ષાનો ડર અને હાઉ ખૂબ છે; અને, આજે તો હવે પરીક્ષાઓમાં તરેહતરેહની અપવિત્રતાઓ અને બદીઓ ખુલ્લંખુલ્લા ચાલુ થઈ ગઈ છે! શૈક્ષણિક સંસ્થાઓમાં પ્રવેશેલાં વિદ્યાર્થી ભાઈબહેનોને શિક્ષણનું કોઈ સ્વસ્થ અને સુરીલું વાતાવરણ જ મળતું નથી. ખરેખર જોઈએ તો, શિક્ષકો અને આચાર્યો કેવળ પોતપોતાના વિષયો જ શીખવતા નથી; એમનાં એકંદર વાણી-વર્તન-સ્વભાવ દ્વારા આ બધાં વડીલજનો જાણે-અજાણ્યે સારો-નરસો જીવન-વ્યવહાર પણ શીખવતા હોય છે. વળી, યોગ્ય શિક્ષણને મદદરૂપ જે સગવડો અને સાધનો—ભલે મર્યાદિત સંખ્યામાં અને સંજોગોમાં—ઉપલબ્ધ જોઈએ તેમનો પણ આજે અનેક સ્થળે અભાવ વરતાય છે. સરવાળે શીખવવાનો ને ભણવાનો હરખ કશે ખાસ દેખાતો નથી.

હવે, જેઓ આવું અપૂરતું અને અસંતુષ્ટ ભણતર પામે છે તેઓ પાછા બહાર સમાજમાં કેવી રીતે હરેફરે છે? એમનો મિજાજ કેવો હોય છે? એમની ઊણપો તો એમને હેરાન કરતી નથી જ, બલ્કે એમનું ઓછુંવત્તું ભણતર એમનામાં એક પ્રકારની ગુરુગ્રન્થિ ઊભી કરે છે. પોતાના વ્યક્તિગત મોભા અને સામાજિક દરજ્જા વિષેના વિપરિત કે અતિરેકી ખયાલો વડે તેઓ પીડાવા લાગે છે. જે લોકોને અક્ષરજ્ઞાન મળ્યું નથી અગર તો ઓછું મળ્યું છે એવા વિશાળ જનસમુદાય તરફ આ કહેવાતાં ભણેલાંઓ ઉપેક્ષા અને તુચ્છતાની નજરે જોવા લાગે છે. ભણતર જોડે શાણપણનું સમીકરણ પોતે જ કરી લઈ ને આ ભણેલાંઓની જમાત અન્ય લોકોને પોતાનાથી નીચા કે હલકા કે પામર ગણવા લાગે છે. એમાંથી જ પછી આ ભણેલાંઓની જમાતનું અળગાપણું આકાર પામે છે. પોતાની મઢૂલીમાં બેસીને સમગ્ર સમાજનું નિરીક્ષણ–ચિંતન–દર્શન કરવાનો પોકળ દાવો આ જમાતવાળાઓ કરવા લાગે છે. સમાજ–પ્રવાહોમાં પલળ્યા વિના, અને સમાજ–પરિબળો સાથે તાદાત્મ્ય અનુભવ્યા વગર, આ જમાત કેવળ પોતાના અધકચરા ભણતરના જોરે કેવું કેવું વિચારે છે અને ઉપદેશે છે!

ભણેલાંઓનો આ વર્ગ પોતાની સલામતીની અસાધારણ ચિંતા સેવે છે. કશુંક ધૈર્યશીલ કરી બતાવવાની તાકાત તો એણે ક્યારની ગુમાવી દીધી હોય છે. ચાલુ ભણતર દરમિયાન જ આ વર્ગના લોકો સલામતીની ભાવનાને વળગી પડે છે. સાચું ભણતર તો હિંમત અને મુક્તિ આપનારું હોય; પણ આ જમાતનું ભણતર જ સ્વાર્થના પાયા પર મહદ્ અંશે રચાયું હોય, એટલે પછી સબસલામતીની શોધખોળોમાં જ એ વર્ગ આખી જિંદગી અટવાય ને? આ અભણ ભણેલાંઓને જોખમ શું એની ખાસ ગતાગમ હોતી નથી; સાહસપ્રિયતાનો એમને સ્પર્શ થતો નથી; અજ્ઞાત એવી નવી ક્ષિતિજો પર જવાની એમને કશી તાલાવેલી હોતી નથી; નવાં ને ઉત્તુંગ શિખરો સર કરવાનો કશો ઊમળકો એમને થતો નથી. સલામતી પાછળ સતત દોટ મૂકનારી આ ભણેલાંઓની જમાત સ્વાતંત્ર્ય અને સ્વત્વ બન્ને ગુમાવી બેસે છે; પણ પોતે કશુંક મૂલ્યવાન, મૂળભૂત અને મહત્ત્વનું તત્ત્વ ગુમાવી બેઠી છે એવું એને ભાન કે દર્શન પણ થતું નથી. (અનુસંધાન પૃ. ૪૦૭)



विद्या विभातु हृदये नवसर्जनाय।



## अभण भणेलाओनी जमात

આપણા દેશમાં વસતિ-વધારો કૂદકે ને ભૂસકે થઈ રહ્યો છે એ અંગે સહુ કોઈ ચિંતા ને ચેતવણી ઉચ્ચારે છે એ ઠીક છે; પણ ભ.રતમાં અભણુ ભણેલાઓની જમાત ભયાનક રીતે વિકસી રહી છે એ સામે સમયસર લાલબત્તી ધરવાનું ધર્મકાર્ય કોણ બજાવશે? દેશમાં સામાન્યજનોનો સમૂહ મોટો ને મોટો બનતો જાય છે એ ઘટના અવશ્ય પ્રક્ષોભક છે: દર વર્ષે આપણે ત્યાં એક નવું ઑસ્ટ્રેલિયા ઉમેરાય છે—ઑસ્ટ્રેલિયાની કુલ વસતિ એકથી સવા કરોડ વચ્ચે છે તેટલી સંખ્યામાં નવાં, વધારાનાં બાળકો આ દેશમાં પ્રતિ વર્ષ અવતરે છે! જન્મ-મૃત્યુના આંકડાઓના સરવાળા–બાદબાકી કર્યા પછીનો આ ચોખ્ખો વધારો છે! એટલે, અર્થશાસ્ત્રીઓ અને નિયોજનકારો જ શું, આપણે બધાં હેબતાઈ જઈએ અને હતબુદ્ધ થઈ જઈએ એવી આ વિમાસણ છે. લોકસંખ્યાનો આવો અસાધારણ વધારો અટકવો જ જોઈએ. એ માટેનાં તમામ પગલાં–શૈક્ષણિક, પ્રચારાત્મક, આરોગ્યવિષયક, શિક્ષાત્મક, પ્રતિબંધક, ઇત્યાદિ—આપણી સરકારોએ અને સમાજસેવકોએ લેવાં રહ્યાં, અને કુટુંબનિયોજનની ચળવળને ઉત્તેજન આપીને સારાં, સુઘડ, બે કે ત્રણ બાળકોવાળાં કુટુંબોની તરાહ આપણે સહુએ અમલી બનાવવી જોઈએ.

પરંતુ, આટલું કરવાથી જ આપણી બધી મુશ્કેલીઓ દૂર થશે એવું માનવાનું કોઈ કારણ નથી. જે પ્રજા હયાત છે અને ઊછરી રહી છે તેની ગુણવત્તા અને વિવિધ શક્તિઓ કેવી રીતે વિકાસ પામે છે તે વધારે અગત્યની બાબત છે. આ કામ માટે વધુ ને વધુ સંખ્યામાં ભણેલાં માણસોની મદદની અપેક્ષા સહેજે રહે છે, પણ આજે આપણા સમાજમાં શી સ્થિતિ છે? ઘણાંખરાં આપણે ભણેલાંઓ ભણ્યાં હોઈએ તો પણ કેળવાયેલાં નથી; આપણને અક્ષરજ્ઞાન મળે છે, પણ આપણે સાક્ષર ખાસ બનતા નથી; આપણને અનેક વિષયો શીખવવામાં આવે છે, પણ આપણે જીવનશિક્ષણ ઝાઝું પામતાં નથી. 'ભણ્યાં પણ ગણ્યાં નહીં' એવી આપણી દશા થઈ છે.

આપણો કહેવાતો શિક્ષિત વર્ગ શું ભણે છે અને કેટલું શીખે છે? ભલભલા 'શિક્ષિતો'નું ભણતર અધકચરું હોય છે. જે વિષયનો અભ્યાસ કરવાનો હોય તેમાં ઊંડે ઊતરવાની ક્ષમતા કેટલા મેળવે છે? પોતાના વિષયનાં જુદાં જુદાં પાસાં વિષેની માહિતી, એ અંગેનું જ્ઞાન, એ માટેની તાલાવેલી કેટલાં પાસે જોવા મળે છે? પોતે જે શીખતો અને શીખ્યો હોય તે વિષેનું એનું વાચન ભાગ્યે જ વ્યાપક અને વિશાળ હોય છે. એટલે, મોટા ભાગનાં ભણેલાંઓનો અભ્યાસ કેવળ અધકચરો જ નહીં પણ અધૂરો અને બિનસમજવાળો બની રહે છે. વિષયને સમજવાની, એના નાનામોટા મુદ્દાઓનું આકલન કરવાની શક્તિ ઘણાંખરાં ભણેલાંઓમાં દેખાતી નથી. પરિણામે, વિચારશીલતાની વૃત્તિ ખીલતી જ નથી. શ્રવણ અને વાચન સારી રીતે અને લક્ષપૂર્વક કર્યાં હોય તો ધીરે ધીરે કાંઈક સ્વતંત્ર રીતે વિચાર કરવાનું વલણ જાગે. પણ આજે તો ચિત્ર વિકૃત નહીં તો યે કાંઈક ઊલટું દેખાય છે—ઘણાંખરાં 'ભણેલાંઓ' અવિચારી અને અણસમજુ ચાલુ રહે છે! આપણા અભ્યાસક્રમોમાં અને એકંદર ભણતરમાં વ્યક્તિની વિચારશક્તિને વેગ આપવા પર ભાર મૂકાતો જ નથી. અંગ્રેજીમાં કહેવત છે કે, 'you can take the horse to water, but you can't make him

દુનિયામાં આજે પણ મોટા ભાગની વસતિ તો ગરીબ અને સામાન્ય પૈસાટકાવાળા લોકોની જ છે.

તેથી જ, આખા જગતમાં અને બધાં ભાઇબહેનોને નજર સમક્ષ રાખીને, રોગચાળો નાબૂદ કરવાનું કામ કર્યા સિવાય હવે ચાલે એમ નથી. અને કેવળ દર્દ મટાડવાથી યે કામ પતે એમ નથી. શક્ય હોય ત્યાં સુધી કોઈ ખાસ માંદા જ ન પડે એ માટે હવે સુધરેલી દુનિયાએ, શિક્ષિત જગતે, સમૃદ્ધ લોકોએ રાતદહાડો ખૂબ મહેનત કરવી પડશે. સદ્‌ભાગ્યે, એવી વિશ્વવ્યાપક ઝુંબેશ છેલ્લાં વીસ વર્ષથી ચાલી રહી છે. આજે સાતમી એપ્રિલે એના બરાબર બે દાયકા પૂરા થાય છે, કારણ કે તા. ૭ એપ્રિલ ૧૯૪૮ ને દિવસે 'વિશ્વ આરોગ્ય સંસ્થા'–'World Health Organization'નો વિધિસર જન્મ થયો. એના અંગ્રેજી નામના પ્રથમ ત્રણ અક્ષરો W, H, O વડે ટૂંકમાં તે 'W. H. O.' તરીકે ઓળખાય છે. અંગ્રેજી શબ્દ 'who' એટલે કોણ? આપણે પણ આજે આ 'હૂ' સંસ્થા અને એનાં કાર્યો, વગેરે શું કે કોણ છે તે વિષે ટૂંકમાં જોઇએ.

વિશ્વ આરોગ્ય સંસ્થાનું બંધારણ તા. ૨૨ જુલાઈ ૧૯૪૬ ને રોજ પસાર કરવામાં આવ્યું. પણ એનું કામકાજ તા. ૭ એપ્રિલ ૧૯૪૮થી શરૂ થયું, અને ત્યારથી દર વર્ષે સાતમી એપ્રિલનો દિવસ 'વિશ્વ આરોગ્ય દિન' તરીકે ઉજવાય છે. એ નિમિત્તે આખી દુનિયામાં સહુ–સરકારો અને લોકસેવકો, દાક્તરો અને દરદીઓ, જાહેર સંસ્થાઓ અને સામાન્ય પ્રજાજનો–આવા મહત્ત્વના પ્રશ્ન પર વિચારતા રહે છે. વિશ્વની સમગ્ર પ્રજા પોતાના અને વિશ્વના આરોગ્ય તરફ વધુ ધ્યાન આપે એ માટે 'હૂ' ની આ વર્ષગાંઠ ઉજવાય છે.

'હૂ'–એટલે કે 'World Health Organization'–નું વડું મથક યુરોપ ખંડમાં આવેલા રળિયામણા દેશ સ્વિટ્‌ઝર્લેન્ડમાં જિનીવા શહેરમાં આવેલું છે. પહેલા વર્ષે–૧૯૪૮ની સાલમાં–આ સંસ્થામાં ૫૫ સભ્યો હતા; આજે વીસ વર્ષે સભ્યદેશોનો આંકડો વધીને ૧૩૦ સુધી પહોંચ્યો છે. શરૂઆતમાં 'હૂ' પાસે ૨૦૦ કર્મચારીઓ હતા, અને એનું વાર્ષિક ખર્ચ લગભગ પચાસ લાખ અમેરિકન ડૉલર્સનું હતું; અત્યારે 'હૂ'નો સ્ટાફ ત્રણ હજારનો અને સંસ્થાના ખરચમાં દસ ગણો વધારો થયો છે. આપણો ભારત દેશ આ સંસ્થામાં પહેલેથી જ સામેલ અને સક્રિય છે. જિનીવામાંના એક નયનમનોહર તળાવ પાસેની ટેકરી પર અગિયાર માળના આકર્ષક, કાચવાળા, નવા મકાનમાં 'હૂ'ની ઑફિસ આવેલી છે. એનું પોતાનું એક અદ્યતન પુસ્તકાલય પણ છે. આરોગ્યને લગતા અને દાક્તરી વિદ્યા માટેનાં કામનાં આશરે ત્રણ હજાર સામયિકો 'હૂ'ના વિશાળ વાચનાલયમાં મુકાય છે. અભ્યાસ અને સંશોધન માટે આ રીતે અનેક સગવડો 'હૂ'એ ઊભી કરી છે. બ્રઝિલ, અમેરિકા, ભારત, ડેન્માર્ક, ઇજિપ્ત અને ફિલિપીન્સ–એમ ૭ દેશોમાં 'હૂ'ની પ્રાદેશિક ઑફિસો સ્થપાઈ છે.

આપણાં સહુનાં શરીર, મન અને સામાજિક સ્વાસ્થ્ય સચવાય, સારાં બને, સુધરે એ માટે 'હૂ' સંસ્થા અને તેનો નિષ્ણાત સ્ટાફ રાતદિવસ જહેમત ઉઠાવે છે. એની કામગીરીના કોઈ ચટકદાર સમાચાર છાપાંઓનાં પાને ચમકતા નથી, પણ તેથી કાંઈ 'હૂ'ની સેવાઓનું મૂલ્ય અને મહત્ત્વ ઓછું આંકી ન શકાય. 'હૂ'ના કામની અસર ઊંડી અને સાર્વત્રિક જોવા મળી રહી છે. 'હૂ'ના આશ્રયે અનેક દાક્તરો અને કાર્યકુશળ સેવકો દુનિયામાં ઠેરઠેર આરોગ્યની આબોહવા વધારવાનું ઉમદા કામ કરી રહ્યાં છે.

દાક્તરોની જરૂરિયાત તો રહેવાની જ. એના આંકડાઓ જુઓ. બ્રિટન જેવા દેશમાં દર અગિયારસોની વસતિએ એક દાક્તર હોવા છતાં ત્યાં દાક્તરોની અછત વરતાય છે અને એ અંગે ચિંતા સેવાય છે! જ્યારે, આફ્રિકાના કેટલાક દેશોમાં તો દર પચાસ હજાર માણસે માંડ એક દાક્તર જોવા મળે છે. આપણે ત્યાં પણ એકંદરે હજી બૂરી હાલત છે. આનો ઉપાય શો? દાક્તરોની સંખ્યા વધારવી તે! પણ એ કાંઈ એકદમ ન થાય. દાક્તરી કૉલેજો કાઢવી ઘણી ખર્ચાળ છે, અને નાણાં તથા સાધનો ઉપરાંત યોગ્ય તાલીમ આપનારા શિક્ષકોની અછત પણ એકંદર વિકાસને ધીમો પાડી દે છે.

એ જ રીતે લોકસંખ્યાના વધારાનો પ્રશ્ન જોઈએ. અહીં સંખ્યા ઘટાડવાની માથાકૂટમાં દુનિયા પડી છે! વિજ્ઞાનની શોધખોળોને કારણે મરણનું પ્રમાણ હવે ઘટ્યું છે અને માણસોની જીવાદોરી પહેલાંના કરતાં લંબાઈ છે. આ તો સારું જ થયું છે. પણ સાથે સાથે જન્મનું પ્રમાણ ખાસ ઘટ્યું નહીં હોવાથી આપણા જગતમાં રોજેરોજ કેટલાયે હજારો ને લાખો બાળકો અવતરે

# સ્વાધ્યાય * સંશોધન * સર્જન

## વિશ્વ આરોગ્ય દિનનું મહત્વ

વિષ્ણુ ગણેશ માવળંકર

વહાલાં બાલમિત્રો !

તમને સહુને આજે મળતાં કેટલો આનંદ થાય છે મને! તમારાં હસતાં મોં, તંદુરસ્ત શરીર અને ઉમંગી ચહેરા જોઈને જાણે મારું જ પાશેર લોહી વધ્યું છે! તેમાં યે કેટલાંક બાળકોનાં ટમેટાં જેવા ગાલ અને સરસ ભરાવદાર દેખાવ જોઈને તો ઓર આનંદ આવે છે. પણ તમે બાળ-દોસ્તો કાંઈક નસીબદાર છો; આપણા દેશનાં અને દુનિયાનાં બધાં બાળકો આવાં સાજાંમાજાં નથી. કેટલાંક તો બિચારાં જન્મતાંની સાથે જ કે થોડા વખત પછી મરણ પામે છે, બીજાં કેટલાં યે પાંચ વર્ષની અંદર, દસ વર્ષની અંદર આ જગતની વિદાય લે છે. કેવું કરુણ દૃશ્ય! કળી માંડ ખીલી હોય ત્યાં જ એ કરમાઈ જાય અને ખરી પડે તો કોને કંપ ન છૂટે?

વળી, આપણામાંનાં જે કોઈ, લાંબું જીવી જાય છે તેમને બધાંને પણ, કોઈ ને કોઈ વખતે તો નાનામોટા રોગ અને દરદમાં સપડાવું જ પડે છે. માંદા પડવું કોને ગમે? પણ દરેક જણ ક્યારેક તો માંદગી અનુભવે જ છે. આપણે સહુ આવી માંદગીથી ગભરાઈ જઈએ છીએ. નાનાં ભૂલકાંઓ તો દાક્તરનું નામ દેતાં ચીસ પાડી ઊઠે છે; કડવી દવા અને કળતર કરાવતી રસી–અંગ્રેજીમાં એને ઇન્જેક્શન કહે છે–માટે બાળકોના મનમાં ભારે ભડક રહે તે કુદરતી છે.

પણ એમ કાંઈ આખો દહાડો બી જઈને, ગભરાઈ મરીને ચાલે? શરીર છે એટલે એમાં કોઈ કોઈ વાર બગાડ કે મંદવાડ આવે જ; એવું કદાપિ ન થાય એવું બને તો તો આપણી પૃથ્વી પર સ્વર્ગ ઊતરી આવે! પરંતુ રોગ અને દરદ ઓછાં થાય, બીમારીની માત્રા ઘટે, શરીરની પીડા હળવી થાય, એ માટે તો આપણે સહુએ, આપણાથી બનતું બધું જરૂર કરી છૂટવું જોઈએ. આપણે માંદા જ ન પડીએ એવો આદર્શ, નજર સમક્ષ રાખીને આપણે રોજ સાચી રીતે ને સારી રીતે જીવવાનો પ્રયાસ કરવો જોઇએ. તેમ છતાંયે જો આપણે બીમાર થયાં જ, તો પછી આપણી સારવાર અને સેવા ઝડપથી અને હોશિયારીપૂર્વક કરનારાં દાક્તરો, દવાખાનાં, પરિચારિકાઓ, સાધનો આપણી પાસે હોવાં જોઈએ; ખરું કે નહિ?

કેટલાક રોગ એકલદોકલ માણસને થાય છે, કેટલાક વળી નાના મોટા સમૂહોને મંદવાડ ને મરણમાં પછાડે છે. કેટલીક વાર આપણે પોતે સ્વચ્છ અને નીરોગી હોઈએ તો પણ આસપાસના રોગચાળામાં આપણે સપડાઈ જઈએ છીએ. ક્યારેક વળી એવું પણ બને છે કે આપણાંમાંનો કોઈ એક ગંદી ટેવો રાખીને ફરતો હોય તો તેવો માણસ ચોમેર રોગ ફેલાવતો જાય છે. આપણો દેશ પાછો કેવો વિશાળ છે! અને આપણું વિશ્વ તો એથી યે વધુ મોટું! આજે તો વળી વિમાનો અને વિજ્ઞાનના યુગમાં આપણે વસીએ છીએ, એટલે દુનિયા જાણે સાંકડી બની ગઈ છે ને દેશવિદેશનાં બધાં લોકો એકબીજાની નજીક આવ્યાં છે. પરિણામે, રોગચાળો પણ એક દેશમાંથી બીજામાં ઘૂસી જાય છે ને હજારોને ભરખી લે છે.

આપણી આજની દુનિયામાં અસમાનતા પણ હજી કેટલી બધી છે! કોઈ બહુ શ્રીમંત, તો બીજા અનેક બહુ ગરીબ; કોઈ બંગલા-બગીચામાં, તો અન્ય ઘણા લોકો ઝૂંપડાં-ચીંથરામાં! આવી દશામાં આપણી સહિયારી મથામણ વિના આપણા સહુનો સરખો અને સરસ વિકાસ કેવી રીતે થાય? રોગ અને દરદથી ગરીબ-તવંગર સહુ ગભરાય, પણ ગરીબ તો પાછો બેહાલ બની જાય! દવાદારૂ માટે એ પૈસા ક્યાંથી લાવે? ગરીબોની સંભાળ કોણ લે? એમને વખતસર અને અસરકારક ઇલાજ ક્યારે મળશે? તેથી જ, ગરીબ અને મધ્યમ વર્ગની પ્રજા રોગ અને બીમારીનું નામ સાંભળતાં ધ્રૂજી ઊઠે છે. અને, ઝડપી પ્રગતિ કરી રહેલી મનાતી કે જણાતી આપણી

નોટો આપવાની જવાબદારી ઉપાડે ને તે માટે વ્યવસ્થિત એજન્સી ઊભી કરે યા ચાલુ વહીવટીતંત્રમાં તેની ગોઠવણ કરે.

આ નોટ-બદલીની વ્યવસ્થા કરવા માટે સરકાર ૭ ટકા રકમ ઓછી આપે. એટલે કે જૂના ૧૦૬ રૂપિયાને બદલે નવા ૧૦૦ રૂપિયા જ આપે. આ વ્યવસ્થાખર્ચ વધારે જ કહેવાય. પણ આ ચલણશુદ્ધિની યોજનાનું મૂળ લક્ષ વ્યાજનાબૂદી હોઈ વ્યાજના સામાન્ય દર જેટલો વ્યવસ્થાખર્ચ ગણવો વાજબી ગણ્યો છે, એટલું જ નહિ, તેમાં વ્યવસ્થાખર્ચ કરતાં વેરો વધુ હોઈ તેને 'ચલણવેરો' કહેવામાં આવે તોય ખોટું નથી. આ ચલણવેરાથી થતી આવકના પ્રમાણમાં સરકાર બીજા ઘણા વેરા નાબૂદ કરી શકશે.

લોકો પોતાની રકમ સરકારમાં જમા આપે તો તેમને આ ચલણવેરામાંથી રાહત મળવી જોઈએ. સ્થાયી થવાના રૂપે મળેલી રકમ બિલકુલ ઘટાડા વિના તેમજ વ્યાજ વિના પાછી આપવાની ખાતરી સરકારે આપવી જોઈએ. લોકોની બચતપ્રેરણા ચાલુ રહે તે માટે આમ કરવું અનિવાર્ય છે.

હવે આ રીતે મળેલી રકમ સરકાર પણ વ્યાજ વિના, ઘટ વિના લોકોને ધીરી શકશે. અન્ન-ઉત્પાદન, વસ્ત્ર ઉત્પાદન કે બીજી જીવનઉપયોગી ચીજોના ઉત્પાદન માટે લોકોને વ્યાજમુક્ત લોન મળતી થાય તો ચલણના ઉત્પાદનની ગતિ ઘણી વધે ને એ રીતે રાષ્ટ્રીય આવકમાં ઘણો વધારો થઈ શકે.

સરકાર આમ કરે તો લોકો પણ તે પ્રમાણે કરવાના. વ્યાજ લગભગ નિર્મૂળ થતાં, પુરુષાર્થી વર્ગને વ્યાજ-મુક્ત મૂડી મળી રહેતાં તેમને બીજી આર્થિક સહાયની ખાસ આવશ્યકતા નહિ રહે ને તેઓ પોતાના બાહુ-બળથી પોતાનો રોટલો કમાઈ શકશે. ગણોતિયાઓ કેવળ ગણોત ભરતાં ભરતાં જ એક દિવસ જમીનના માલિક બની શકશે; મકાનભાડૂતો ભાડું ચૂકવતાં ચૂકવતાં કેટલાંક વરસોમાં મકાનની મૂળ કિંમત જેટલી રકમ ભાડા પેટે થતાં મકાનના માલિક બનશે ને એ રીતે લાભાંશ આપતાં આપતાં જ મજૂરો કારખાનાના માલિક બની શકશે.

આમ ચલણશુદ્ધિ એક અભિનવ ક્રાંતિકારી કાર્યક્રમ છે.

*

# ચાર આશ્રમો: (૨) ગૃહસ્થાશ્રમ

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

**વર્ણાશ્રમ** ધર્મની વાત આપણે ત્યાં વેદોના વખતથી વહેતી આવી છે. મનુષ્યસમાજ વિશે અને વ્યક્તિનાં વિચાર–વાણી–વર્તણૂક વિશે આપણા પૂર્વજોએ વૈજ્ઞાનિક ઢબે અને વ્યવસ્થિત રીતે રજૂઆતો કરી. સૌનો એ અંગે સર્વત્ર અને સર્વકાળ એકમત વરતાતો નથી એ હકીકત હિંદુઓની વૈચારિક ઉદારતા અને વિવિધતા બતાવે છે. જીવન પ્રત્યે અને જીવનની સમસ્યાઓ તથા જવાબદારીઓ તરફ જોવાની હિંદુ-દૃષ્ટિ હંમેશ વિશિષ્ટ રહી છે.

આર્ય પ્રજા અને સમાજના સભ્ય તરીકે મનુષ્યને સમજવા સારુ વર્ણનો સિદ્ધાંત વિચારાયો. એવા સમાજના એક ઘટક તરીકે દરેક માણસના શાં શાં હક્કો અને કર્તવ્યો છે, કયા કયા વિશેષાધિકારો અને કઈ કઈ જવાબદારીઓ તથા ફરજો છે એ વિશે વર્ણવ્યવસ્થા દ્વારા વિગતે જોગવાઈઓ નક્કી કરાઈ. સમૂહના એક ભાગ તરીકે, માનવવૃંદના એક અવિભાજ્ય એકમ તરીકે વર્ણપ્રથાએ મનુષ્યને જોયો, તપાસ્યો અને ગોઠવ્યો. જે ચાર મુખ્ય વર્ણો–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર–ની વ્યવસ્થા વિચારાઈ તેમાં મનુષ્યે કરવાનાં સમાજોપયોગી કાર્યોની વહેંચણી કરવાનો તથા દરેક માણસના નિયત કર્માનુસાર તેનો વર્ણ સૂચવવાનો આશય હતો. એમાં ઊંચ-નીચનો કોઈ ખ્યાલ નહોતો. વિવિધ કાર્યોની પદ્ધતિસર વહેંચણી કરવી અને સમાજની સ્થિરતા તથા પ્રગતિ સિદ્ધ કરવી–એ માટે વર્ણવ્યવસ્થાનો પ્રારંભ થયો હતો. પરંતુ ઘણાખરા સારા વિચારો અને ખયાલોનો અમલ કરવા જતાં જે મુશ્કેલીઓ અને વિચિત્રતાઓ વ્યવહારમાં જોવા મળે છે તે આમાં પણ છતી થઈ. અને કર્માનુસારી વર્ણવ્યવસ્થા, વખત જતાં, જન્માનુ-

# સ્વાધ્યાય · સંશોધન · સર્જન

## વિશ્વ આરોગ્ય દિનનું મહત્ત્વ

### વિષ્ણુ ગણેશ માવળંકર

વહાલાં બાલમિત્રો!

તમને સહુને આજે મળતાં કેટલો આનંદ થાય છે મને! તમારાં હસતાં મોં, તંદુરસ્ત શરીર અને ઉમંગી ચહેરા જોઈને જાણે મારું જ પાશેર લોહી વધ્યું છે! તેમાં યે કેટલાંક બાળકોનાં ટમેટાં જેવા ગાલ અને સરસ ભરાવદાર દેખાવ જોઈને તો ઓર આનંદ આવે છે. પણ તમે બાળ-દોસ્તો કાંઈક નસીબદાર છો; આપણા દેશનાં અને દુનિયાનાં બધાં બાળકો આવાં સાજાંમાજાં નથી. કેટલાંક તો બિચારાં જન્મતાંની સાથે જ કે થોડા વખત પછી મરણ પામે છે, બીજાં કેટલાં યે પાંચ વર્ષની અંદર, દસ વર્ષની અંદર આ જગતની વિદાય લે છે. કેવું કરુણ દશ્ય! કળી માંડ ખીલી હોય ત્યાં જ એ કરમાઈ જાય અને ખરી પડે તો કોને કંપ ન છૂટે?

વળી, આપણામાંનાં જે કોઈ, લાંબું જીવી જાય છે તેમને બધાંને પણ, કોઈ ને કોઈ વખતે તો નાનામોટા રોગ અને દરદમાં સપડાવું જ પડે છે. માંદા પડવું કોને ગમે? પણ દરેક જણ ક્યારેક તો માંદગી અનુભવે જ છે. આપણે સહુ આવી માંદગીથી ગભરાઈ જઈએ છીએ. નાનાં ભૂલકાંઓ તો દાક્તરનું નામ દેતાં ચીસ પાડી ઊઠે છે; કડવી દવા અને કળતર કરાવતી રસી—અંગ્રેજીમાં એને ઇન્જેકશન કહે છે—માટે બાળકોના મનમાં ભારે ભડક રહે તે કુદરતી છે.

પણ એમ કાંઈ આખો દહાડો બી જઈને, ગભરાઈ મરીને ચાલે? શરીર છે એટલે એમાં કોઈ કોઈ વાર બગાડ કે મંદવાડ આવે જ; એવું કદાપિ ન થાય એવું બને તો તો આપણી પૃથ્વી પર સ્વર્ગ ઊતરી આવે! પરંતુ રોગ અને દરદ ઓછાં થાય, બીમારીની માત્રા ઘટે, શરીરની પીડા હળવી થાય, એ માટે તો આપણે સહુએ, આપણાથી બનતું બધું જરૂર કરી છૂટવું જોઈએ. આપણે માંદા જ ન પડીએ એવો આદર્શ, નજર સમક્ષ રાખીને આપણે રોજ સાચી રીતે ને સારી રીતે જીવવાનો પ્રયાસ કરવો જોઈએ. તેમ છતાંયે જો આપણે બીમાર થયાં જ, તો પછી આપણી સારવાર અને સેવા ઝડપથી અને હોશિયારીપૂર્વક કરનારાં દાક્તરો, દવાખાનાં, પરિચારિકાઓ, સાધનો આપણી પાસે હોવાં જોઈએ; ખરું કે નહિ?

કેટલાક રોગ એકલદોકલ માણસને થાય છે, કેટલાક વળી નાના મોટા સમૂહોને મંદવાડ ને મરણમાં પછાડે છે. કેટલીક વાર આપણે પોતે સ્વચ્છ અને નીરોગી હોઈએ તો પણ આસપાસના રોગચાળામાં આપણે સપડાઈ જઈએ છીએ. ક્યારેક વળી એવું પણ બને છે કે આપણામાંનો કોઈ એક ગંદી ટેવો રાખીને ફરતો હોય તો તેવો માણસ ચોમેર રોગ ફેલાવતો જાય છે. આપણો દેશ પાછો કેવો વિશાળ છે! અને આપણું વિશ્વ તો એથી યે વધુ મોટું! આજે તો વળી વિમાનો અને વિજ્ઞાનના યુગમાં આપણે વસીએ છીએ, એટલે દુનિયા જાણે સાંકડી બની ગઈ છે ને દેશવિદેશનાં બધાં લોકો એકબીજાની નજીક આવ્યાં છે. પરિણામે, રોગચાળો પણ એક દેશમાંથી બીજામાં ઘૂસી જાય છે ને હજારોને ભરખી લે છે.

આપણી આજની દુનિયામાં અસમાનતા પણ હજી કેટલી બધી છે! કોઈ બહુ શ્રીમંત, તો બીજા અનેક બહુ ગરીબ; કોઈ બંગલા-બગીચામાં, તો અન્ય ઘણા લોકો ઝૂંપડાં-ચીંથરામાં! આવી દશામાં આપણી સહિયારી મથામણ વિના આપણા સહુનો સરખો અને સરસ વિકાસ કેવી રીતે થાય? રોગ અને દરદથી ગરીબ-તવંગર સહુ ગભરાય, પણ ગરીબ તો પાછો બેહાલ બની જાય! દવાદારૂ માટે એ પૈસા ક્યાંથી લાવે? ગરીબોની સંભાળ કોણ લે? એમને વખતસર અને અસરકારક ઇલાજ ક્યારે મળશે? તેથી જ, ગરીબ અને મધ્યમ વર્ગની પ્રજા રોગ અને બીમારીનું નામ સાંભળતાં ધ્રૂજી ઊઠે છે. અને, ઝડપી પ્રગતિ કરી રહેલી મનાતી કે જણાતી આપણી

તથા ભોગ પાછળ દરેક વ્યક્તિ તરફડિયાં મારવાની! તેથી જ આપણા પ્રાચીન ઋષિમુનિઓએ અને દાર્શનિકોએ એમની રીતે મનુષ્યજીવનની વ્યવસ્થા વિચાર અને એને આશ્રમજીવનના સિદ્ધાંત તથા વ્યવહારમાં વણી લીધી.

ચારે આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ જ એક એવો આશ્રમ છે જેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય ધ્યેયો માટેના પુરુષાર્થને અવકાશ છે. એમાં માણસ પોતાના જીવનનો સંપૂર્ણ, સુગ્રથિત અને સુસંગત વિકાસ સાધવાનો પુરુષાર્થ કરી શકે છે. એને કારણે એનું પોતાનું વ્યક્તિત્વ તો વિકસે છે જ, પણ સાથે સાથે કુટુંબ અને સમાજની પ્રગતિ પણ શકય બને છે અને વત્તેઓછે અંશે સિદ્ધ થઈ શકે છે. આશ્રમો અંગેની હિંદુપ્રણીત યોજનામાં, અને તેમાંય ખાસ કરીને ગૃહસ્થાશ્રમમાં, પુરુષાર્થના સિદ્ધાંતને સરસ મૂર્ત કરેલો આપણે જોઈ શકીએ છીએ. પ્રાચીન સમયમાં, ગૃહસ્થનાં કર્તવ્યો અને એ માટેના ઉપચારો ગણાવાયાં ત્યારે પંચમહાયજ્ઞની વાત કરાઈ, અને પિતૃસેવા, પિતૃતર્પણ, શ્રાદ્ધ, ઈત્યાદિ બાબતો વિચારાઈ તથા બાળકોની સંભાળ અને મહેમાનોની સરભરા ઉપરાંત પડોશી ધર્મ અને પ્રાણીમાત્રની સેવા ગૃહસ્થે કરવી જોઈએ એ મુદ્દાઓ પણ રજૂ થયા.

હવે, કોઈનેય એવો સવાલ થાય કે આજના સંજોગોમાં આ આશ્રમભાવનાનો કશો અર્થ છે ખરો? જો હા, તો આશ્રમની આવી વિભાવના કયા અર્થમાં અને ક્યારે વધુ સમાજોપયોગી થઈ શકે? વિગતે વાત કરી રહ્યો છું, એટલે મુદ્દાનો પ્રશ્ન એવો આવીને ઊભો રહે છે કે આધુનિક સમયમાં વ્યક્તિ, કુટુંબ અને સમાજ વધુ સુખી થાય તે માટે 'ગૃહસ્થાશ્રમ'ની ભાવના કેટલે અંશે ઉપકારક નીવડી શકે? આવા પ્રશ્નો સહેજે ઊઠે, પણ એમના જવાબો સરળ નથી. વળી, આજના વિજ્ઞાનના યુગમાં તો ઘણાને આવા પ્રાચીન ખયાલોમાં બધું કે ઘણુંખરું જૂનું-પુરાણું અને અણઘડ જેવું પણ લાગે! એક બાબતનો હું તત્કાળ સ્વીકાર કરું છું કે આપણે ત્યાં, વેદકાળથી ચાલી આવતી બધી જ વિભાવનાઓ અને વાતો સારી નથી. વ્યવહારમાં ઊતરતાં એમાંની અનેક બાબતો વિકૃત કે વાસી બની ગઈ છે એ વિશે આનાકાની કરવાનો મારો આશય નથી. જે તે સમયનાં માણસોનાં વર્તન—વ્યક્તિત્વની છાપ અને અસર આ બધી પ્રાચીન સિદ્ધાંતો પર અવશ્ય પડી છે અને એમાં કેટલીક જગ્યાએ કાળા ડાઘ પણ પડેલા છે. પરંતુ, તે સાથે જ હું એમ માનવાની ને કહેવાની હિંમત કરું છું કે વેદોમાં અને અન્ય પ્રાચીન ગ્રંથોમાં જે કાંઈ મૂલતત્ત્વો પડેલાં છે તે બધાં સારાં છે, વર્તમાન તથા ભવિષ્ય કાળ માટે પણ પ્રસ્તુત અને પ્રયોજનપૂર્ણ છે અને એ બધી તાત્ત્વિક વિચારણા જ્ઞાન, વિજ્ઞાન અને બ્રહ્મજ્ઞાનનાં પાયાઓ પર રચાએલી છે.

અત્યારે આપણો સમાજ કેટકેટલી તંગદિલીઓ અનુભવી રહ્યો છે! આખું જગત દોડધામ ને ધમાલથી ભરેલું છે. જીવન જાણે યંત્રવત્ બનતું ચાલ્યું છે. જન્મથી મરણ સુધીના વ્યક્તિજીવનપટનો સરવાળે વિચાર કરવાનું તો પછી બને જ કેવી રીતે? જીવનને સમગ્રપણે જોવાની વૃત્તિ પણ પછી કેવી રીતે સંભવે? કેવળ ગૃહસ્થાશ્રમની વાત આજના સંદર્ભમાં કરું તો આજે આપણા રાષ્ટ્રમાં સુખી, સ્વસ્થ સમતોલ કુટુંબો કેટલાં અને ક્યાં જોવા મળે છે! આધુનિક પુરુષો બલકે પતિઓ, કેટલા પ્રમાણમાં સાચેસાચ ગૃહસ્થ છે અને ઘરમાં સંવાદ તથા સહકારનું વાતાવરણ સર્જે છે? ઘણી વાર તો આજનો ગૃહસ્થ ગૃહની બહાર જ ફરતો કે ભટકતો જોવા મળે છે! મોટાં શહેરોમાં અને ફેશનેબલ વર્તુળોમાં અને હોટેલોમાં તે રમતો અને આંટા મારતો દેખાય છે! આનંદપ્રમોદનાં શું બધાં સાધનો અને આકર્ષણો ગૃહની બહાર છે?

જૂના જમાનાની જેમ ગૃહસ્થ આજે વિવિધ સંસ્કાર ન કરે અને જાતજાતનાં યજ્ઞ કે કર્મકાંડ ન કરે તે બરાબર છે. પણ સભ્ય જીવનની રીતરસમોનો સંસ્કાર તો મહત્ત્વનો ખરો ને? એ આજે કેવો ઝડપથી ઝાંખો થવા લાગ્યો છે! બાળકો પર માબાપોના સંસ્કાર પડે છે ખરા? આધુનિક મનોવિજ્ઞાન તો જોરશોરથી કૌટુંબિક અસરો વિશે, ઘરના વાતાવરણ વિશે, સંવાદમય કુટુંબજીવન વિશે લખે છે ને આક્રોશ કરે છે. ગૃહસ્થાશ્રમની જ આ, નવી રીતે મંડાએલી, વાત નથી? કુટુંબનાં સહુ સભ્યો એકબીજાનો વિચાર કરે, પરસ્પર માટે બનતું કરી છૂટે, એકમેકને સહાય ને હૂંફ આપે એ બધું ગૃહસ્થધર્મમાં અને ગૃહસ્થજીવનમાં અભિપ્રેત છે. આજની દુનિયામાં એ બધું આપણને ખૂબ ખપતું છે.

વળી, આપણા દેશમાં લોકશાહીનો મોટો પ્રયોગ

છે. સારી દવાઓ અને યોગ્ય ઉપચારોને કારણે આ નવનર જન્મેલાં બાળકો જીવે છે પણ ખરાં! એટલે એકંદર વિશ્વની વસતિ કૂદકે ને ભૂસકે વધતી જાય છે. આ બધાં લોકોને ખાવાપીવા ને પહેરવાઓઢવાનું શી રીતે આપવું? માટે જ, કુટુંબનિયોજન–યોગ્ય સમયને આંતરે ઓછાં બાળકો–ની વાત અને ચળવળ શરૂ થઈ. આપણા દેશમાં આ પ્રવૃત્તિની બહુ જ જરૂર છે. 'હૂ' સંસ્થાની સહાયથી આપણી સરકારોએ અને સ્વૈચ્છિક સંસ્થાઓએ આ દિશામાં હમણાંથી સારું કાર્ય ઉત્કટપણે શરૂ કર્યું છે એ રાહત આપનારી બાબત છે. 'બે જ બાળકો બસ છે' એ સૂત્ર તમે સાંભળ્યું હશે. નાનું કુટુંબ એટલે સુખી કુટુંબ—કારણ કે બધાં પર બરાબર દેખરેખ રાખીને બધાંની સરસ સંભાળ લઈ શકાય. આ કામ પણ આરોગ્યની આબોહવાને પોષક જ છે.

ખેર; મારી પાસે વધુ વખત હોત તો હું જરૂર 'હૂ' સંસ્થા વિષે વિગતે વાત માંડત. પણ એક રીતે ઓછો વખત છે તે જ સારું છે; નહીંતર તમને આ બધી વાતોથી કંટાળો આવે!

'હૂ' સંસ્થાને કારણે કેટકેટલા દેશોમાં કેવું પાયાનું કામ ચાલી રહ્યું છે! નાના કે બિહામણા રોગોને કાબૂમાં લેવા અને લોકોની સુખાકારી વધારવી એ માટે 'હૂ' સંસ્થાનાં આશરે ૮૫૦ નાનાં મોટાં કેન્દ્રો દુનિયામાંના વિવિધ ૧૪૦ દેશો અને પ્રદેશોમાં આજે ખૂબ સરસ કામ કરી રહ્યાં છે. એને કારણે વિશ્વના પ્રજાજનોનું આરોગ્ય સુધરતું ચાલ્યું છે. માનવકલ્યાણ માટે આ બધી મથામણ છે એ તમને હવે સમજાયું હશે. [વિશ્વની પ્રજાઓ જીવતી રહે, સારી રીતે અને તંદુરસ્તપણે જીવતી રહે તો જ બીજી બધી મથામણોનો અને પ્રવૃત્તિઓનો અર્થ છે ને!

[આકાશવાણીનાં અમદાવાદ, વડોદરા, રાજકોટ અને ભૂજ કેન્દ્રો ઉપરથી તા. ૭-૪-'૬૮ ને રોજ પ્રસારિત થયેલો આ વાર્તાલાપ, થોડા ઉમેરણ સાથે, આકાશવાણીના સૌજન્યથી, સાભાર પ્રગટ કર્યો છે.]

*

# ચલણશુદ્ધિ

## એક અભિનવ કાર્યક્રમ

### રામજીભાઈ પટેલ

ઘણાને ખબર નહિ હોય કે ચલણી નોટોનું સરેરાશ આયુષ્ય છ થી વીસ મહિના હોય છે. એક રૂપિયાની નોટ તો ત્રણેક મહિનામાં પણ ખલાસ થઈ જતી હોય છે. કેમ કે તેને વધુ ઘસારો ખમવો પડતો હોય છે. આ ઘસાયેલી નોટો બાળી નાખીને સરકાર નવી નોટો અપાતી હોય છે. એક આધારભૂત આંકડા પ્રમાણે ભારતમાં દરરોજ સરેરાશ ૪૩,૯૬,૪૭૦ નોટોનો નાશ કરવામાં આવે છે.

આ જૂની, ફાટેલી, ઘસાયેલી નોટોને બદલે નવી નોટો આપવાનો ખર્ચ નોટ પર ચડાવવામાં આવતો નથી. સરકાર પોતે તે ચૂકવે છે. મતલબ કે નોટ-બદલીનો ખર્ચ આડકતરા કરવેરા રૂપે આમજનતા પર પડે છે. આ આમજનતાનો મોટો વર્ગ તો એવો હોય છે કે જેણે મોટી રકમની નોટો જ જોઈ હોતી નથી! નોટોની માલિકી ધનિકોના નાના વર્ગની હોય છે. આ ઘસારો ખમવા યોગ્ય વર્ગની નોટો સરકાર મફત બદલી આપે છે તે ન્યાય્ય નથી. આથી નોટ–બદલીનો ખર્ચ નોટો વાપરનારાઓ પાસેથી જ સીધી રીતે પ્રાપ્ત કરવો જોઈએ. દરેક નોટનું છાપેલું મૂલ્ય આ ઘસારાખર્ચ વગર વાસ્તવિક મૂલ્ય ન બને તેમ કરવું જોઈએ. આજે જેમ કેટલીક ચીજોની ખરીદી સાથે સેલ્સ-ટૅક્સ ચૂકવવો પડે છે તેમ દરેક નોટની લેવડ-દેવડ વખતે આ ઘસારાખર્ચનો હિસાબ પણ ચૂકવવો અનિવાર્ય બનવો જોઈએ.

આ હિસાબની સરળતા માટે, નોટોની અમરતા તથા વ્યાજ નાબૂદ કરવા માટે ચલણી નોટ પર વર્ષ પણ છાપવું જોઈએ, અને બધી જ નોટો એક જ સમયે નવું વર્ષ શરૂ કરે તેમ કરવું જોઈએ. આ દૃષ્ટિએ બધી નોટો ૧ લી જાન્યુઆરીથી શરૂ થાય અને ૩૧મી ડિસેમ્બરે પૂરી થાય. તે પછી તે નોટો રદ થાય. પૂરા થતા વરસની જૂની નોટોને બદલે સરકાર નવી

# સાહિત્ય·સંગીત·કલા



**મુક્તકો/મુગટલાલ બાવીસી 'મધુકર'**

**સૂરજને લીધે**

સૂરજને લીધે છે સંધ્યા રૂપાળી
સૂરજ વિના એ બને રાત કાળી!

**ઈશ્વર**

સામે છે તો યે નથી પામી શકતો
હજાર જન્મો લીધાં છતાં યે!

**તેજ અને તિમિર**

હૃદયમાં ઊડે તેજફુવારો,
તો યે મનનો માળ અંધારો!

**જીવન સૉનેટ**

જીવનનું આ કેવું સૉનેટ!
બચપન
યૌવન
ઘડપણની
ત્રણ કડીઓ પાછળ
આવે
મૃત્યુ કેરી
'ક્રાઉનિંગ કપ્લેટ!'

**પ્રતીતિ/હસિત બૂચ**

રાત એ
દિવસ કંઈને ઉરે ગીત મૂકી ગઈ,
ગીતમાં આપણી હલક ગૂંથી ગઈ,
હલકમાં
ના મળે ક્યાંય કો મલકમાં
મર્મ એવો મધુર ગાઢ પૂરી ગઈ:
આવશે ને જશે
યુગ પછી યુગ ભલે,
તોય આકાશ ખુલ્લું, રસાળી ધરા,
અંધકારે ઊંડું, ડુંગરાના ઝરા.
સ્વપ્નતન્મય થઈ
નિત્ય આલાપશે
વાત એ.

સારી જડ પ્રથા બની ગઈ.

બીજી તરફ, આશ્રમોનો સિદ્ધાંત દરેક વ્યક્તિના એના પોતાના ધર્મ અને ઉત્કર્ષ અંગે વિચારવા માટે રજૂ થયો. વ્યક્તિમાત્રની આધ્યાત્મિક ઝંખના અને એના જીવનનું અંતિમ ધ્યેય શાં છે, તથા એ દિશામાં આગેકૂચ કરવા સારુ વ્યક્તિએ પોતાનું જીવન કેવી રીતે ગોઠવવાનું છે અને તે માટે કેવી તથા કેટલી તૈયારીઓની જરૂર છે એની વાત આશ્રમોની વિભાવનામાં પડેલી છે. આશ્રમોનો આ સિદ્ધાંત ખરેખર ઉમદા અને ઊર્ધ્વગામી હતો અને આજે પણ તે એવો ને એવો અર્થપૂર્ણ તથા એટલો જ ઉપયોગી છે. પ્રાચીન સમયમાં શું કે આજના કાળમાં શું, વિવિધ હિતોના પરસ્પરના સંઘર્ષોને કારણે અને જીવનમાં ઊભા થતા અનિવાર્ય અંતરાયોને લીધે, આશ્રમની આ વિભાવના અને વ્યવસ્થા પૂરેપૂરી વ્યવહારુ બની શકી નથી એ હકીકત સ્વીકારવી રહી. પણ તેથી કાંઈ આશ્રમોનો સિદ્ધાંત મૂલતઃ ખોટો ઠરતો નથી. આશ્રમોની વ્યવસ્થા વિચારનારાઓ ભૂલભરેલા હતા અગર તો એમની રજૂઆત દોષપાત્ર હતી એવો પણ અર્થ તારવી શકાય નહિ.

આશ્રમ શબ્દની ઉત્પતિ 'શ્રમ' શબ્દમાંથી થઈ છે. શ્રમ એટલે મહેનત કરવી, મજૂરી કરવી; અને, તેથી, આશ્રમ એટલે વ્યક્તિએ શ્રમ કરવાનો એક તબક્કો અગર કાલખંડ. પ્રાચીન સમયથી આપણે ત્યાં વ્યક્તિની આયુ ઓછામાં ઓછાં સો વર્ષની ગણવામાં આવી છે. કેટલાંક શાસ્ત્રવચન પ્રમાણે તો ૧૨૪ વર્ષની આયુમર્યાદા ગણાઈ છે. મનુના સિદ્ધાંત મુજબ, વ્યક્તિનો આયુષ્યપટ સો વર્ષનો છે. शतायुर्वै पुरुषः! બધાં જ કાંઈ એટલું લાંબું કે પૂરું જીવતાં નથી, પણ વધુમાં વધુ એટલી ઉંમર સુધી પહોંચવાની દરેક વ્યક્તિ અપેક્ષા રાખી શકે છે. આ સો વર્ષના ચાર સરખા સમયખંડ પાડીને દરેકને આશ્રમ ગણ્યો અને બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સન્યસ્ત એ ક્રમમાં આ ચાર આશ્રમો વિચારાયા. કોઈ વ્યક્તિ અગાઉથી જાણી શકતી નથી કે પોતે કેટલી ઉંમર સુધી પહોંચશે, એટલે આ ચાર આશ્રમોને કાંઈ દરેક પચીસ પચીસ વર્ષનો કાલખંડ હોય એ રીતે કલ્પી ન શકાય. એ ખંડ લાંબા પણ હોય અગર એ ટૂંકા પણ નીવડે. પણ આ ચાર આશ્રમો પ્રમાણેનો જીવનવ્યવહાર ક્રમશઃ ચાલવો જોઈએ. પ્રારંભમાં બ્રહ્મચર્યાશ્રમ છે, કારણ કે એ કાળ શુદ્ધ અને અખંડ અધ્યયન–ચિંતનનો તથા તાલીમ પ્રાપ્ત કરવાનો છે. પહેલા આશ્રમમાં વ્યક્તિએ પોતાની ઇચ્છાઓ અને ભાવનાઓને શિસ્તબદ્ધ વળાંકો આપવાનાં છે, અને ભૂતકાળના શબ્દસાહિત્ય વારસા–ખજાના સાથે ગાઢ પરિચય મેળવવા ઉપરાંત આજ્ઞાધીનતા, આમન્યા, સાદું જીવન અને ઉચ્ચ વિચારની ટેવો પાડવાની છે.

ત્યાર પછી ગૃહસ્થાશ્રમ શરૂ થાય છે. એનું પ્રારંભબિંદુ વિવાહ છે. લગ્ન એક સંસ્કાર છે. એ પ્રાપ્ત કરીને વ્યક્તિ ગૃહસ્થ બને છે. કેવળ ઘર માંડવું કે ઘરધણી બનવું એટલો જ એનો અર્થ નથી. ગૃહ સ્થાપવું, એમાં સ્થાયી થવું, સ્થિર બનવું અને ભૌતિક સમૃદ્ધિ તથા લૈંગિક સુખ મેળવીને, પ્રજોત્પત્તિ કરીને, ગૃહસ્થે પોતાનું, કુટુંબનું અને સમાજનું ભલું કરવું એવો ખ્યાલ ગૃહસ્થાશ્રમમાં રહેલો છે. ગૃહસ્થે જીવનની મોજ માણવાની છે, પૃથ્વી પરનાં આનંદપ્રમોદનાં સાધનો ઉપભોગવાનાં છે, અને સંતાનો, સગાંવહાલાં, મિત્રો, પડોશીઓ પ્રત્યેની ફરજો બજાવવાની છે, તથા સમાજના ને રાષ્ટ્રના એક ઉપયોગી, મહેનતુ અને લાયક નાગરિક બનવાનું છે. ટૂંકમાં, ગૃહસ્થે કુટુંબના સ્થાપક અને રચનાકાર બનવાનું છે.

હિંદુ દૃષ્ટિકોણ પ્રમાણે મનુષ્યજીવનનાં ચાર ધ્યેયો છે: ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. છેલ્લું ધ્યેય મોક્ષ તે સર્વોચ્ચ છે. જન્મમરણના અનંત ચક્રાવાઓ ને ફેરામાંથી મુક્તિ મેળવવી અને ત્રણ પ્રકારનાં દુઃખોમાંથી છુટકારો મેળવવો એવી માન્યતા અને રજૂઆત પ્રાચીન ભારતીય તત્ત્વજ્ઞાનમાં–પછી એ વેદાંત, સાંખ્ય કે ન્યાયનું દર્શનશાસ્ત્ર હોય, એ તમામ ફિલસૂફીમાં–ભારપૂર્વક વ્યક્ત થઈ છે. બધી વાતનો સાર એ કે સુખદુઃખથી ભરેલી આ દુનિયામાં ફરી પાછા ન આવવું. પણ આવું ભારેખમ તત્ત્વજ્ઞાન ને ડહાપણ દરેક વ્યક્તિએ પોતાના જીવનમાં કેવી રીતે ઉતારવું? મોક્ષ અગર મુક્તિ કે અમૃતત્વ કેવી રીતે પામવું? તમામ પ્રકારના અસ્તિત્વ તળે એક જ મહાન વાસ્તવિકતા પડેલી છે. એને ઓળખવાની મથામણ કરવી એ જ દરેક વ્યક્તિ માટે એક શક્ય વાત છે. પણ જગતની માયા અને લાલચ અને બધાં રાગરંગને શું કેવળ પુસ્તકિયા જ્ઞાનથી ઓળખી કે સમજી કે પચાવી શકાય ખરાં? એ તો અશક્ય છે, વળી વાસનાત્યાગ આવશ્યક છે એવું વાંચી જાણીને એકદમ સંસારત્યાગ કરવાથી કશો અર્થ સરવાનો નથી. મનુષ્યની ઇચ્છાઓ તો એથી અતૃપ્ત રહે અને સુખવિલાસ

# વિદેશના અભ્યાસપ્રવાસેથી

## છઠ્ઠો પત્ર

રોહિત શુકલ

દિલ્હી–અમદાવાદ જનતા
તા ૯–૧૦ જુલાઈ ૧૯૬૭.

માનનીય શ્રી માવળંકર સાહેબ,

ઇસ્તંબુલથી અંકારા એક રાતની બસની મુસાફરી કરીને આવ્યો. બસ ઘણી સારી હતી. પડદાવાળી મોટી બારીઓ, વિમાન જેવી પુશ-બૅક ખુરશીઓ, બસ ઊપડતાં પહેલાં કૉલન-વૉટરની વહેંચણી, વગેરે લગભગ વિમાન જેવી જ સગવડોવાળી બસ લાગતી હતી. આ બસમાં વહેલી સવારે અંકારા આવ્યું. ઇસ્તંબુલના રોકાણ દરમ્યાનનો અમારો પ્રિય નાસ્તો બિસ્કીટ અને મલાઈ ને ખાંડ ખાધાં, પરંતુ બસવાળા સાથે ઝઘડો કરવા તૈયારી કરવાની હશે એ ખબર નહિ! અમે ઇસ્તંબુલથી અર્ઝરૂમની ટિકિટ ખરીદેલી, પરંતુ જે બસમાં અમે અંકારા સુધી આવ્યા તે જ બસ અને તે કંપની અમને આગળ લઈ જવાનાં ન હતાં. આગળ લઈ જનારી કંપનીએ વધારાના પૈસા માગ્યા, કોઈ મદદ કરનાર ન હતું! ભાષા જાણતા ન હતા! અને વધુ પૈસા ન આપીએ તો સામાન ઉતારી નંખાશે એમ લાગતું હતું! ભારે ઘોંઘાટ અને કકળાટ થયા પછી એક ભાઈ વચ્ચે પડ્યા, પરંતુ બસ-કંપનીવાળો એકનો બે ન થયો! ખરેખર તો અમને ઇસ્તંબુલથી જ લેનારાએ ચાલાકી કરેલી. ત્યાં ભાડાની રકઝકનો રીવાજ છે, આથી મારા મિત્ર રકઝક કરી ઓછું ભાડું ઠરાવી આવેલા, જે અહીં મુશ્કેલી ઊભી કરતું હતું. આખરે વધારાના પૈસા આપ્યા અને આગળ ઊપડ્યા.

અંકારાની ખાસ યાદ મનમાં રહી શકી નથી. આખી રાતના લગભગ ઉજાગરા પછી સવારના કકળાટને કારણે સ્ફૂર્તિ લાગતી ન હતી. બસમાં સખત ઊંઘ આવતી હતી. બસ ગોળ ગોળ ફરતી ફરતી જતી હતી અને વારંવાર ઊભી રહેતી હતી. છતાં કોઈ કોઈ વાર સુંદર મકાનો દેખાતાં હતાં–એથી વિશેષમાં ત્યાં કંઈ જ જોવા મળ્યું નહિ.

અંકારાથી અર્ઝરૂમની મુસાફરી એક પ્રકારની સહનશક્તિની કસોટી જેવી હતી. આખા દિવસની મુસાફરી પછી–રાત પડી ત્યારે–પણ બસ ચાલતી જ હતી. જમવાના સમયે કે બપોરે થોડો સમય વિરામ બાદ બસ ઊપડતી અને ચાલતી જ રહેતી. આ રીતે વહેલી સવારે ટ્રેબઝોન આવ્યું.

ટ્રેબઝોનની ઉપર કાળો સમુદ્ર દેખાતો હતો. એની પેલી પાર રશિયા, વિશાળ, તાકાતવાન અને કંઈક અંશે કલ્પનામાં અમૂર્ત પ્રકારનું પડયું હતું. એની શેહ, કલ્પનામાત્રથી ઊભી થઈ જતી હતી. પણ અહીંની બસ-વ્યવસ્થા અમને કલ્પનામાં બહુ રાચવા દે તેવી ન હતી!

અંકારામાં જે બન્યું તે જ વળી અહીં બન્યું! વધારાના પૈસા વગર નવી બસ કંપની આગળ જવા દેવા તૈયાર ન હતી. અંકારાથી ટ્રેબઝોન સુધીની બસ તેમજ કંપની અહીં બદલવાનાં હતાં! વળી અહીં પણ માથાકુટ શરૂ થઈ. પણ અમારા સદ્‌ભાગ્યે એક પાકિસ્તાની બિરાદર વચ્ચે ભેગા થઈ ગયા હતા! આમ તો એ મિલમાં નોકરી કરતા હતા, પરંતુ યુરોપની ઘેલછા લાગી હતી. પાકિસ્તાનમાંથી જ કાણું નાણું ખરીદી, ઈરાન, તુર્કસ્તાન થઈ જર્મની, ફ્રાંસ, વગેરે સ્થળોએ ફરીને એ પાછા ફરતા હતા. એક ટેપ, ટ્રાંઝીસ્ટર અને ત્રણેક નાનાં ટ્રાંઝીસ્ટર એમણે ખરીદ્યાં હતાં! નાનાં ટ્રાંઝીસ્ટર ઈરાનમાં વેચવાનો એમનો ઈરાદો હતો અને મોટું ટેપ તથા મોટો ટ્રાંઝીસ્ટર પાકિસ્તાનમાં વેચવાના હતા–સારો નફો મળે એમ એમની ગણતરી હતી. પરંતુ આ મુશ્કેલીમાં એ અમને મદદરૂપ પુરવાર થયા. ત્યાંની ભાષા એમને ભાંગીતૂટી આવડતી હતી, અને એમાં એમણે પરિસ્થિતિ સમજાવી. પણ નવી બસ કંપનીવાળો વળી મક્કમ જ હતો. જૂની બસ-જેમાં અમે અંકારાથી ટ્રેબઝોન આવ્યા હતા તેના માલિકે જાતે આ ઝઘડાના તફાવતના પૈસા ચૂકવ્યા ત્યારે અમે આગળ જઈ શક્યા.

બસમાં બે રાત અને એક દિવસ વીતી ચૂક્યાં

અને પુરુષાર્થ આપણે છેલ્લાં લગભગ બે દાયકાથી કરી રહ્યાં છીએ. લોકશાહીના ઘડતર અને વિકાસ માટે સંગીન કુટુંબવ્યવસ્થા બહુ જરૂરી છે. નાગરિકતાના અનેક નાનામોટા ગુણો બાળક કુટુંબમાંથી શીખી શકે છે. સભ્યતાભરી રીતભાત અને સુસંસ્કૃત વિચાર-વર્તન લોકશાહી રાષ્ટ્ર માટે સવિશેષ, આવશ્યક છે. એટલે ગૃહસ્થાશ્રમના મૂળભૂત સ્વરૂપની આજે પણ એટલી જ અગત્ય અને અનિવાર્યતા છે.

બીજી એક મહત્ત્વની બાબત વિષે છેલ્લે, સંક્ષેપમાં, ઉલ્લેખ કરું. કુટુંબ અને રાષ્ટ્ર—બન્નેનાં જીવન અને વિકાસમાં નાનાંમોટાં સહુએ સામેલ થવાનું છે. અને પોતપોતાનો સક્રિય ફાળો આપવાનો છે. એમ કરતી વખતે દરેકે, અને ખાસ કરીને ઉંમરમાં મોટા હોય તેણે, સમજી લેવાનું છે કે, આખો સમય અગર તો આખી જિંદગી એણે પોતાએ જ બધું કરવાનું નથી! વખત જતાં એણે નાનાંઓ માટે જગ્યા ખાલી કરી આપવાની છે, અને પોતે વાનપ્રસ્થ તથા સન્યસ્ત જીવન માટે તત્પર ને તૈયાર રહેવાનું છે. પ્રજા વહેતી ગંગા જેવી છે. એમાં નેતૃત્વ અને કર્તૃત્વ એક સ્થળે કે એક વર્ગ પાસે ઠરી ઠામ થઈ જાય તે ન પાલવે. એથી તો સમાજની પ્રગતિમાં અંતરાયો ઊભા થશે. માટે, આજની પરિસ્થિતિમાં પણ, સ્વાર્થ અને પરમાર્થ સમજનારા તથા એ બન્નેનો મેળ બેસાડનારા સદ્‌ગૃહસ્થોની ખૂબ ખૂબ જરૂર છે. ક્યારેક તો, આવા ગૃહસ્થીઓની અછતથી ચિંતા ને અકળામણ પણ થાય છે એને હું કેવી રીતે છુપાવી શકું?

[આકાશવાણીનાં અમદાવાદ, વડોદરા, રાજકોટ અને ભુજ કેન્દ્રો ઉપરથી તા. ૧૦-૪-૧૯૬૮ ને રોજ પ્રસારિત થયેલો આ વાર્તાલાપ, આકાશવાણીના સૌજન્યથી, સાભાર પ્રગટ કર્યો છે.]

*

અનુસંધાન] अभण भणेलाओनी जमात [પૃ. ૪૦૦થી ચાલુ

સ્વાર્થ અને સલામતીની આવી સંકુચિત ગલીકૂંચીઓમાં ફસાઈ પડેલાં આ ભણેલાંઓની જમાતમાં, પરિણામે, ભય અને ડરપોકપણું ઘૂસી જાય છે અને ઘર કરે છે. કશુંક પણ વિચારવા અને કરવા જતાં એ એકદમ બોલી ઊઠે છે: 'મારું શું થશે? હું શું કરીશ?' મોભો, પદ, સત્તા, માનપાનમાં રચ્યાપચ્યા રહેવાને ટેવાયેલા એ લોકોને પછી કશુંક છોડવાનું ફાવે જ કેવી રીતે? ભવિષ્યની ચિંતા એમને એટલા બધા ત્રસ્ત કરી મૂકે છે કે વર્તમાનમાં તેઓ વિચિત્ર અને વિકૃત વર્તન કરવામાં કશું ખોટું કે અજુગતું જોતા નથી. 'યેન કેન પ્રકારેણ' પોતાનાં સ્થાન-સમૃદ્ધિને અને માન-મરતબાને બાઝી રહેવામાં જ તેઓ પોતાની જાતને ધન્ય અને કૃતાર્થ માને છે!

અને, આ ભણેલાંઓ વધારામાં એવા ચાલાક અને બુદ્ધિ-દલીલોમાં ચકોર હોય છે કે પોતાની નબળાઈઓનું પણ તેઓ આબાદ સમર્થન કરવા મંડી પડે છે! ભાષણોમાં અને લેખો દ્વારા આ ભણેલાંઓ મોટી મોટી વાતો કરતા રહે છે અને આદર્શો તથા મૂલ્યો વિષે બડાશ મારતા હોય છે, પણ જીવનમાં કોઈ વાર નિર્ણાયક ક્ષણો પર વર્તવાનો વારો આવે ત્યારે આ જમાતના ઘણાંખરાં ભાંડુઓ—ભાગીદારો કાં તો પાછાં પડે છે, અગર તો છટકી જાય છે, કે પછી અદૃશ્ય જેવાં બની જાય છે! કોઈ એકલદોકલ ભણેલો થોડીક હિંમતવાળો નીકળે તો તેને આ બધાં સાથ-હૂંફ આપવાનું ખમીર બતાવે જ શાના? વ્યવહાર અને વાસ્તવિકતાને નામે આ ભણેલાંઓની જમાત ઠંડી બેફિકરાઈથી અને બેશરમપણે, જાણે નિર્વિકાર અવસ્થામાં, બેસી રહે છે!

એટલે, આજના યુગના આપણા સામાજિક, રાજકીય, શૈક્ષણિક, સાંસ્કૃતિક, ઇત્યાદિ અનેક પ્રશ્નો અને અનિષ્ટોનાં મૂળમાં આવાં અભણ ભણેલાંઓની જમાતની નિષ્ક્રિયતા અને નિર્બળતાનો રોગ પડેલો છે. તેને નિર્મૂળ કરવો જોઈએ. 'ભણ્યાં પણ ગણ્યાં નહીં' એવાં અભણ ભણેલાંઓની ભરતી અટકાવવાનું ભગીરથ કાર્ય આપણી સમક્ષ પડેલું છે. ઇંગ્લૅન્ડમાં ગયા સૈકામાં ક્રમશઃ વધતા રહેલા નવા નિરક્ષર મતદારોના સંદર્ભમાં જેમ કહેવાતું કે, 'We must educate our masters' (આપણા માલિકોને આપણે કેળવવા જોઈએ), તેમ આજના તબક્કે આપણા લોકશાહીયુક્ત પ્રજાસત્તાકમાંના કહેવાતા ભણેલાંઓને ઉદ્દેશીને જાહેર કરવું પડે છે કે, 'Let us educate the literate' (અક્ષરજ્ઞાન પામેલાઓને કેળવાયેલા બનાવીએ)!

પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

હા, ઈરાનમાં આપણા સિને-અદાકારોનું ઘેલું લાગેલું છે. આપણા સિનેમાઓ પાછળ લોકો ગાંડા છે એમ જરાક પણ અતિશયોકિત વગર લખું છું. અત્યંત ગમતા અદાકારોમાં રાજકપૂર, દિલીપકુમાર, રાજેન્દ્રકુમાર, શમ્મીકપૂર જેવા છે અને તારિકાઓમાં નરગીસ પર તો તહેરાનના ટૅક્સી ચલાવનારાઓ પણ બેહદ ખુશ છે. એમની આપણા સિનેમાઓના પ્રેમની વાત કલ્પવાની જ રહે.

ટેબ્રીસથી તહેરાન જતાં બસમાં ગ્રામોફોનની રેકર્ડો વાગતી હતી. એનું લાઉડસ્પીકર મારા માથા પર જ હતું. ધીમે ધીમે એનો અવાજ અસહ્ય થતો ગયો. એને ધીમો કરવાની વિનંતી કરી, પણ ડ્રાઈવરને એ પસંદ ન હતું. પરંતુ બીજા મુસાફરોએ તરત જ દરમ્યાનગિરી કરી. એટલું જ નહિ પણ એમની પાસેની રેકર્ડો કાઢીને વગાડવા આપી. પહેલી જ રેકર્ડ વાગી–'બોલ રાધા બોલ' ...બસમાં 'ટેમ્પો' જામ્યો હતો. એમને અતિપ્રિય ફિલ્મનું અતિપ્રિય ગીત અમને સંભળાવી એ મુસાફરોએ અમારું અતિસુંદર સ્વાગત કર્યું! મુસાફરીમાં પણ આવી રેકર્ડો સાથે રાખીને ફરનારા શોખીનો અને એમના શોખ જબરા હતા!

ઈરાનની એકબે વાત મને ઘણી ગમી. જ્યાં જ્યાં માણસોની વસ્તી હોય ત્યાં સીલબંધ બાટલીમાં પીવાનું ચોખ્ખું પાણી (તે તુર્કસ્તાનમાં પણ મળતું હતું) મળતું અને છાશની પણ બાટલીઓ મળતી. તહેરાનથી આગળની રણની મુસાફરીમાં આ વાત મોટા દિલાસા રૂપ હતી!

ઈરાનના રસ્તાઓ મોટાભાગે કાચા છે. લોકો ઘણા ગરીબ છે. શહેરોને–ખાસ તો મેં જોયેલા શહેરોમાં તહેરાનને–બાદ કરતાં બીજે ઉદ્યોગો પણ નહીં જેવા છે. રસ્તે બસ ઊભી રહેતી ત્યાં, ખાસ તો નાનાં ગામોમાં, યુવાનો અમારી સાથે વાત કરવા ઉત્સુક દેખાતા હતા. પણ એમના 'પ્રિયપાત્રો' મઝામાં છે કે નહીં એ અમે કહીએ તેમ ન હતું! અમારી તરફ તેઓ તાકી રહેતા–કંઈક અહોભાવથી! અમારી સાથે થઈ ગયેલા એક જૉર્ડનના ભાઈએ તો કહ્યું કે એના ગામમાં જ્યારે સિનેમા (ભારતીય) આવે છે ત્યારે સ્ત્રીઓ ચૂલા ઠંડા રાખી સિનેમા જોવા દોડે છે. આ હિસાબે, સિનેમાઓમાં આપણી સંસ્કૃતિનું સાચું દર્શન થાય એ જરૂરી છે.

તહેરાન ઘણું મોટું શહેર છે. વળી ઘણું વ્યવસ્થિત શહેર છે. રસ્તાઓ સીધા અને પહોળા છે, કાટખૂણે જ તે કપાય છે. વિશાળ, જૂના મહેલો કયાંક કયાંક જોવા મળે છે. ઈરાનથી ભારતનો રસ્તો ઇતિહાસના અનેક વળાંકો જોઈ ચૂકયો છે ને? તૈમૂર અને નાદિરશાહને આપણે ભૂલી પણ કેમ શકીએ? તહેરાનમાં રોકાવા-ફરવા કરતાં આગળ ચાલવામાં અમને વધુ રસ હતો, આથી મશદના રસ્તે પડયા.

તહેરાનથી મશદમાં 'ગ્રેટ પર્શિયન ડેઝર્ટ' પસાર કરવું પડે છે. રણ ખરેખર ખૂબ વિશાળ અને ખરા અર્થમાં જ રણ છે. બસ પૂરી તૈયારીઓ સાથે ચાલતી હતી. 'સ્પૅર વ્હીલ' એક બે નહીં પણ પૂરાં પાંચ રખાતાં હતાં! અને પાણીની ટાંકીઓ–બસની અંદર તેમ જ છાપરે–ભરી રાખવામાં આવતી હતી જેથી મુસાફરોને પાણી તો મળી જ રહે! બસની ડાબી બાજુએ નાનકડી પર્વતમાળાઓ આવતી હતી અને જમણી બાજુએ અફાટ રણ હતું! ડાબી બાજુએ રશિયા હતું, જમણી બાજુએ આરબો એમના ઘા સુકાવવા પ્રયાસ કરતા હશે! યુગોસ્લાવીઆમાં ભણતા અમારી સાથેના જૉર્ડનના ભાઈને ખબર ન હતી કે એમના કુટુંબની શી સ્થિતિ થઈ હશે–દેશ પાછા ફરવું કે નહીં એનો પણ એ નિર્ણય કરી શકતા ન હતા!

જમણી બાજુના રણમાં વારંવાર ડમરીઓ ચઢી આવતી, અને અમને આકંઠ ધૂળ અને રેતીનું પાન કરાવતી! મોઢે બુકાની બાંધી હતી પણ માથાના વાળમાં હાથ નાખતાં જ કદાચ કચ્છના નાના રણ જેટલી રેતી ખરી પડતી! ભમ્મરો અને પાંપણો સુધ્ધાં અકાળે સફેદ બની જતી! એક વાર તો એટલો સખત વંટોળ હતો કે બહાર કશું જ દેખાતું ન હતું. કાચની બહારના ભાગ પર રેતીના ઉગ્ર કણ અફળાઈને ટકોરા મારતા હતા! ખરેખર! માર્કો પોલો અને અમારી વચ્ચે થોડું જ અંતર હતું! તે ઘોડા પર હતો. અમે બસમાં! બાકી તો...'જન્મ્યો હતે જો માર્કો પોલો પૂર્વે...'આવા તરંગો લડાવવાનો અવકાશ પણ ઠીક હતો. સદ્ભાગ્યે, બસ કયાંય ખોટવાઈ

## નયનો/મનહર તળપદા

તમારાં અમસ્તાં મળી જાય નયનો
કદી એમ એ તગતગી જાય નયનો.

હવે ના ઝુકાવો વધુ પાંપણોને
રખે સરવરે લીલ બની જાય નયનો!

પણે સીમની કોર આવો ફરીએ
તમારા જ સમ આ દડીજાય નયનો.

મને શી ખબર કે તમે આમ મળતાં
લીલાંછમ બનીને હસી જાય નયનો.

અધધ ક્યાં હવે ઝીલવું રૂપ મારે
કબૂતરની પાંખે ઊડી જાય નયનો.



## —ને ટેલિફોનમાં એક વાત/ઉશનસ્

હલો.
સ્વપ્નમાં આવી શકે છે પ્રિયે?
–સહજીવનની થોડી કંઈ લાલચ રહી,
–તો આવ, લે, આંખો મીંચું છું;
શું કહ્યું?
'રોકાણ છે બીજે? વખત મળશે નહીં,'
ઠીક તો, ચલો;
આવતે જન્મે જરૂર મળીએ છીએ.
હું રાહ જોઈશ,
શુભ રાત્રિ!
–હું હવે આંખો મીંચું છું.



## પાંચ હાઈકુ/પ્રવીણ દરજી

(૧)

ધુમ્મસ વચ્ચે
ઝીણાં ઝાકળ બિન્દુ
ઘૂરકે સિન્ધુ!

(૨)

ખેતર છેડે
બજે બેસૂરો પાવો
અટકે કોસ

(૩)

વર્ષે તડકો
તપ્તવેળુની કાયે
ચુંબન લ્હાયે!

(૪)

મળે નેણ ને
ભીંજે અંગ, બેહોશ:
કૃતક રોષ

(૫)

અંધકારની
અલકલટ: ચૂમે
મૂંગા તારક.



હેરાતથી સાંજે ઊપડેલી બસ સવારે કંદહાર પહોંચી. કલ્પનાના પ્રમાણમાં કંદહાર ફિક્કું લાગ્યું. ત્યાંથી તરત જ બીજી બસમાં કાબુલ પહોંચ્યા. અહીં છેલ્લી મુશ્કેલી અમારે માટે તૈયાર જ હતી.

વિયેના થોડાક જ કલાકોના નિર્ણય પછી છોડયું, આથી ચલણમાં અમારી પાસે ઑસ્ટ્રિયન શિલિંગ હતા. આ ચલણ ડૉલર જેવું જ મજબૂત ચલણ છે, તેથી અમારા મનમાં કંઈ જ ચિંતા ન હતી. રસ્તામાં જરૂર પડે તેમ શિલિંગમાંથી તે તે દેશોના ચલણ અમે મેળવી લેતા હતા. તહેરાનમાં બધાનો ડૉલરમાં બદલો કરવાનો વિચાર કરેલો, પરંતુ કાબુલ જેવી રાજધાનીની મધ્યસ્થ બૅંકની મુખ્ય કચેરીમાં અમને વિશ્વાસ હતો. કાબુલ આવી, ટિકિટ લેવા Indian Airlines પાસે ગયા. એમણે કર્યા તો અફઘાન ચલણ, નહીં તો ડૉલરમાં જ ટિકિટ વેચી શકાય તેવો નિયમ જણાવ્યો. અમે ત્યાંની મધ્યસ્થ બૅંકમાં ગયા તો શિલિંગમાંથી અફઘાનીસ (ત્યાંના ચલણનું નામ) આપવાની એમણે ના પાડી. આ અમારી કલ્પના બહારનું હતું. કોઈ રસ્તો ન હતો. આખરે એક જણે ચલણના ખાનગી બજારમાં અમને મોકલ્યા. અમે બંનેએ દસ દસ ડૉલર ગુમાવ્યા પણ ડૉલર મેળવ્યા. જ્યારે વિમાનની ટિકિટ હાથમાં આવી ત્યારે લાગ્યું કે દુનિયામાં એના જેવી સુંદર ચીજ બીજી કોઈ નહીં હોય!

અફઘાનિસ્તાનના વિકાસમાં રશિયા અને અમેરિકાને ઘણો રસ છે. કાબુલની બાંધણી મોટાભાગે જર્મન આવડત છે. રસ્તાઓ સારા છે. હજુ લોકો ઘણા ગરીબ છે. સામાજિક પરિવર્તનો પણ ખાસ આવતાં નથી લાગતાં. બસમાં અમે મુસાફરી કરતા ત્યારે પણ દિવસમાં પાંચ વખત નમાજ પઢવા માટે બસ ઊભી રહેતી. એટલું જ નહિ—એવાં અંતરેએ એ માટેની બાંધેલી જગ્યાઓ પણ આવતી. મોટાભાગના લોકોનો પહેરવેશ પણ રૂઢિગત છે.

હા, કંદહારથી કાબુલ આવતાં વચ્ચે ગઝની આવેલું. મહમદ ગઝની અને સોમનાથનો વિધ્વંસ યાદ આવ્યાં. જો કે મહમદ ગઝની જેવું કોઈ હતું જ નહીં એમ પણ એક મત છે. ગઝની સાવ સામાન્ય ગામડું છે. ચાર-પાંચ દુકાનોમાં મોટેથી રેડિયો વાગતા હતા. બપોરનો વખત હતો એટલે ત્યાં ભોજન લીધું—રોટી, ગોળ (પહેલી જ વાર જોવા મળ્યો!), પનીર અને થોડાંક ફળો!

કાબુલ પણ નાનું શહેર છે. આખું શહેર ફરવા નીકળ્યો ત્યારે બે કલાકમાં તો ફરીને (પગે ચાલતા) પાછો આવ્યો. પણ બાબરની યાદમાં 'તડબૂચ તો ખાધું જ'.

રવિવારે સવારના કાબુલથી પ્લેનમાં નીકળી પાલમ ઊતર્યા. આટલી મુશ્કેલી પછી ભારત પાછા આવવાનો આનંદ કેવી રીતે વર્ણવું ?! પાલમ ઉપર વિમાન ઊતરતું હતું, ત્યારે ભારતની લોકશાહીનું કેન્દ્ર 'પાર્લમેન્ટ હાઉસ' જાણે ધરતીમાંથી ઊંચે ને ઊંચે ઊડતું હતું! આખરે વિમાન નીચે અડયું અને એ અદૃશ્ય થયું! એ વખતે ઘણી સ્ફૂર્તિ અને ઉમંગવૃત્તિ લાગતી હતી: બધાને હાથ પકડી, 'હલો' કહેવાનું મન થતું હતું.

આખરે ટ્રેઈનમાં—'જનતા'માં—સૂવાની સગવડ પણ મળી ગઈ છે. ટ્રેઈન અત્યારે ઝડપભેર દોડી રહી છે. મારા મનમાં પણ જે આ સંખ્યાબંધ દેશોના લોકો—આચારો—અનુભવોની છાપો પડી છે તે કેલિડોસ્કોપની જેમ ફરે છે. બધાયમાં વિયેના જુદું પડી જાય છે—એટલે સુધી કે એ છોડયાનું મને મનમાં દુઃખ લાગે છે. પણ 'ઘર' મેળવવાનો આનંદ ઘણો ઉત્કટ છે. આટલા બધા દેશોની જમીનો ઘણી સુંદર છે—એને માટે લડવું ગમે તેટલી સુંદર છે—પણ 'ઘર' જાળવવા માટે ય લડાઈઓ છોડવી રહી!

ચાલો, આ પત્ર તો તમને હાથોહાથ જ આપીશ.

*

હતાં! ગરમાગરમ રસોઈ એક કલ્પના હતી! માત્ર ઝડપથી ભારત પહોંચવું એ જ ધ્યેય હતું. ટ્રેબઝોનથી બસ આગળ ઊપડી. થોડી જ વારમાં સખત વરસાદ તૂટી પડચો. ત્યાંને માટે કદાચ આ વધુ પડતો હતો. લોકો એને માટે તૈયાર ન હતા. ખેતરોમાં પાણી પેસી ગયાં હતાં. ક્યાંક ક્યાંક દૂર કાળો સમુદ્ર દેખાઈ જતો ત્યારે સમગ્ર પાણીની દુનિયામાં અમે નિરર્થક આક્રમણ કરતા હતા એમ લાગતું હતું. એક પુલ ઉપર પણ પાણી આવી ગયું હતું. ધીરે ધીરે, કાળજીપૂર્વક, અમારે માટે ચિંતામાં, એની ઉપરથી બસ પસાર થવા લાગી. પાણી વધતુ ગયું. કદાચ પાછા ફરવું પડશે? પાણી ઊતરતાં સુધી–અનિશ્ચિત સમય સુધી–રોકાઈ જવું પડશે? એવા પ્રશ્નો સતાવતા હતા. પણ સદ્દભાગ્યે પાણીમાંથી બસ બહાર નીકળવા લાગી. લગભગ ૨' થી ૨॥' જેટલું પાણી પુલ ઉપર હતું!

મારી સાથેના બિહારના ભાઈની આંખ આગળ એમના રાજ્યમાં આવતી પૂરની તારાજીનાં દૃશ્યો હતાં, તે વર્ણવતા હતા. આપણે તો આવી ભયંકરતા માત્ર સિનેમા થિયેટરોના 'ન્યૂઝ રીલ'માં કરુણ પશ્ચાદ્દસંગીતની મઝા માણતાં જોઈ છે. જીવનની રુદ્રતા, કઠોરતા અને કરુણતાનું મિશ્રણ કેવું હોઈ શકે એની એક અતિ આછી-ઝલક માત્ર મને જોવા મળી!

ઈસ્તંબુલથી ઊપડેલા અમે, લગભગ ૫૦ કલાકની સતત મુસાફરી–અને તે પણ બસ–દ્વારા કરીને અર્ઝરૂમ પહોંચ્યા. નિરાંતની એક ઊંઘ લઈ બીજે દિવસે આગળ ઊપડવાનું હતું.

આગલા પત્રમાં મેં લખ્યું હતું કે મેં એક 'ટ૫' મારી સાથે લીધેલું. ઈસ્તંબુલની મુશ્કેલીઓમાંથી બહાર આવી અર્ઝરમ સુધી એને પહોંચાડવાના પૈસા આપવા પડેલા. મને એમ પણ કહ્યું હતું કે અર્ઝરમમાં મને એ સોંપાશે. પરંતુ સ્ટેશને તપાસ કરી તો કહેવામાં આવ્યું કે એ મને તો નહીં જ સોંપાય. ત્યાંથી જે બસમાં હું ઊપડવા માગતો હોઉં તે મારે એમને જણાવવી અને એમનો માણુસ મારી સાથે ઇરાનની સરહદ સુધી આવશે અને એ 'ટ૫' ઇરાનના સત્તાવાળાઓના હાથમાં મૂકશે. આ કોઈ આતિથ્યના પ્રબળ આવેગમાં આવીને નો'તું થતું, કારણ કે એનો જવા–આવવાનો ખર્ચો ઉપરાંત બીજી એથી વધુ રકમ એના હાથમાં વાટખર્ચી તરીકે મારે આપવાની હતી! મારા મિત્રને લાગ્યું કે અમારા જેવા મહાપુરુષોનું, તુર્કીની સરકારે વળાવીઆ તરીકે માણસ મોકલીને બહુમાન કર્યું છે. મર્યાદિત રકમમાંથી આ ચૂકવણી કર્યા પછી હસવાનું પણ જવા દઉં એ તો ખોટનો સોદો કહેવાય! ઇરાનમાં વળી શી શી મુશ્કેલીઓ હશે એનીય કોને ખબર?

અર્ઝરૂમથી ઇરાનની સરહદ ખાસ દૂર નથી. વચ્ચે એક મોટો કંઈક ઊંચો પર્વત હતો. ગોળ ફરતી બસ કાચા રસ્તા ઉપર જતી હતી. સવારના નીકળેલા અમે બપોરના વખતે તો સરહદે આવી પણ પહોંચ્યા!

ઈરાનમાં પ્રવેશતાં એક પ્રકારનો આનંદ લાગતો હતો. અહીંથી જ આવેલા પારસીઓને ગુજરાતે સમાવ્યા હતા ને! વળી પારસીઓનો દેખાવ પણ ચિરપરિચિત જ છે. અલબત્ત, અહીં આપણા મુરબ્બી પ્રાધ્યાપક દાવરસાહેબના પોશાક જેવો પોશાક પહેરેલા લોકો જોવા નથી મળતા.

સદ્દભાગ્યે, જકાત અધિકારીઓ સુંદર અંગ્રેજી બોલે છે. મારી પરિસ્થિતિ એમને સમજાવી શક્યો અને પાસપોર્ટમાં જ મારી 'ટ૫'ની નોંધ થઈ. બીજે છેડે બહાર નીકળતી વખતે મારે એ બતાવી દેવાનું હતું. 'તુર્કી' કરતાં આમની કામ કરવાની પદ્ધતિ અને સહકાર માટે મને માન થયું.

રાતવાસો ટબ્રીસ ગામમાં કર્યો. સાંજના સમયે અમે ત્યાં પહોંચ્યા, પછી ફરવા નીકળ્યા. લોકો ઘણા ઉમંગથી ફરતા હતા. સ્ત્રીઓ સ્કર્ટ ઉપર ઓઢણી–જે મુખ્યત્વે કાળા રંગની હોય તે–પહેરતી હતી. પુરુષો આપણી જેમ જ પશ્ચિમના પહેરવેશ પહેરીને ફરતા હતા. ટબ્રીસ કંઈક મોટું શહેર હતું. સીધા રસ્તાઓ, રસ્તા મળતા હોય ત્યાં વચ્ચે લીલોતરીવાળા ગોળાકાર, વગેરે હતા. નોંધપાત્ર બાબત એક બીજી જોવા મળી–મોટા રસ્તાઓ જ્યાં જ્યાં મળતા હોય ત્યાં ત્યાં જરાક ઊંચા પથ્થરના માંચડા પર અકસ્માતમાં નાશ પામેલી મોટરો મૂકવામાં આવી હતી. ખરાબ રીતે મોટર ચલાવનારાઓની સામે આ એક ચેતવણી રૂપ નમૂનો હતો–વિચાર સારો લાગ્યો.

'બધું પાછળ–પડતું મૂકી તેણે–ચાલવા માંડ્યું' (પૃ. ૯); 'શેરીના રસ્તે–સપ્તાહ સુધી લાશ–પડી જ રહી!' (પૃ. ૧૨); 'પહેલાં મને–નીચે ઉતરવા દો–પછી ચઢજો' (પૃ. ૧૭); 'સવારસાંજ–એકનું એક દૃશ્ય–કંટાળી ગયા' (પૃ. ૧૭); 'કહી તો દીધું–મારાથી નહીં બને–ડૉન્ટ ડિસ્ટર્બ' (પૃ. ૯); [અહીં કવિએ 'ડોન્ટ'ને બદલે 'ડૉન્ટ' મૂકી કદાચ નવીન ચોંકાવનારો પ્રયોગ કર્યો લાગે છે]; 'મારું માનો તો–બધું તોડી નાખીએ–પછી હસીએ' (પૃ. ૩૫); 'ત્રીજું કે ચોથું–યાદ નથી આવતું–એવું જ કશું!' (પૃ.૪૦ ; 'આવો જ ચહેરો–અવાજ પણ એ જ–આપનું નામ ?' (પૃ. ૪૪), વગેરે. એક હાઈકુમાં લેખક કવિતાની સાથે વૈદું પણ કરતા દેખાય છે: 'માગશરમાં–ચમકે કાળી કાયા–તેલ ચોપડો' (પૃ. ૧૦). બીજે એક નાટકી કવિ (યા લેખક) સિલોન–રેડિયોના ઍનાઉન્સરની જાણે સ્પર્ધા કરે છે: 'ફૅન્ટા પીજીએ–ફિર ભી ઉદાસ હૈ?–ઍસ્પ્રો લીજીયે' (પૃ. ૫). ક્યાંક વળી જૂજ શાબ્દિક ફેરફારો કરી, એકનાં અનેક હાઈકુ બનાવવાનો કીમિયો પણ અજમાવાય છે, જેમ કે: 'દરિયા કાંઠે–કાદવમાં ખોડાયો–કાળો સૂરજ' (પૃ. ૨૮) અને 'દરિયા કાંઠે–કાદવમાં ખૂંપી ગૈ–ઢળતી સાંજ' (પૃ. ૪૩).

આવાં સીધાં સાદાં શુષ્ક કથનો, માત્ર સત્તર શ્રુતિના સ્થૂલ લક્ષણે કરી, હાઈકુ બની બેઠાં છે. એમાંથી સાધારણ ગદ્યમાં જોવા મળે છે તેવા સામાન્ય વાચ્યાર્થ સિવાય બીજું કશું પ્રાપ્ત થતું નથી. એમાં ઉત્કટ સંવેદન કે અનોખી કલ્પના, ઇંદ્રિયગ્રાહ્ય મૂર્ત નિરૂપણ, અનેક હૃદયંગમ અર્થ–ભાવનાં વ્યંજક બિંબ–પ્રતીક, અવનવા મરોડ દાખવતી બાનીછટા—કશું જ નથી. એમાં કોઈ કાવ્યગુણ નથી. તત્ત્વતઃ તે હાઈકુ જ નથી.

અન્યત્ર જ્યાં હાઈકુ કંઈક કાવ્યગુણ ધરાવે છે ત્યાં અમુક એકના એક શબ્દો, બિંબો–પ્રતીકો, વિચારો અને કલ્પનાનું—લગભગ યાંત્રિક લાગે તેવું—પુનરાવર્તન નીરસતા ઉપજાવે છે. ઉત્કટ સંવેદનાનો અભાવ યા ઊણપ પણ વારંવાર અનુભવાય છે. કૃત્રિમ અને વધુ પડતી બોલકી લાગે તેવી અવળવાણી સૂક્ષ્મ ચાતુર્ય વિનાની ચબરાકી અને કંટાળાજનક અળવીતરાઈ તથા અતિ વપરાશથી લપટી પડી ગયેલ ભાષાલઢણો ઘણી જગાએ દેખાયા કરે છે. એક અખંડ એકરૂપ કાવ્યકૃતિ લાગવાને બદલે થીગડિયા બનાવટ જેવાં જણાતાં હાઈકુ ઘણાં છે. બે પંક્તિઓમાં હૃદયંગમ પ્રકૃતિચિત્ર ખડું થતું હોય ત્યાં જ ત્રીજી પંકિતમાં સાવ કૃત્રિમ અને અસંબદ્ધ નગરજીવનનું લટકણિયું ચીટકાવી દેવામાં આવે છે! કૃતિને બદલે કર્તા જ ભાવક સમક્ષ, મોચીની દીવીની જેમ, ખડો થઈ જતો હોય–એવુંય અનેક વાર બને છે. હાઈકુને ડાબા હાથનો ખેલ સમજવાનું, અને સ્વેચ્છાએ હાઈકુ રચવાના પ્રયાસોનું, આ સ્વાભાવિક પરિણામ છે.

પરંતુ આવાં શુષ્ક ગદ્યાળુ હાઈકુને પડખે અહીં કેટલાંક ખરેખર મર્મસ્પર્શી વેધક હાઈકુ પણ છે જ, જેમાં ઉત્કટ સંવેદના, ઊર્મિરસિત વિચાર, આકર્ષક કલ્પના અને ઇન્દ્રિયગ્રાહ્ય મૂર્ત નિરૂપણશૈલીનો સુભગ સમન્વય થયો છે. તેવાં હાઈકુમાં કોઈ વિશિષ્ટ લાગણી–વિચાર–દૃશ્ય–પરિસ્થિતિ–ઘટનાનો મૂર્ત, સુરેખ, સ્પર્શક્ષમ, રંગીન, ગતિશીલ, જીવંત, હૃદ્ય રૂપમાં સદ્ય અનુભવ થાય છે. અનોખાં બિંબ–પ્રતીકોનો કલાત્મક વિનિયોગ કરતી એમની બાનીની વ્યંજના અનેક વેધક અર્થ-ભાવનાં સંવેદન જગાવી શકે છે. કેટલાંક ઉદાહરણ જુઓ:

'શ્વેત દીવાલે–એક કાળી ખીલી–છબી વિનાની' (પૃ. ૪); 'કેડી પરની–ઝૂંપડી સાથે ઘેટાં–વાતે વળગ્યાં' (પૃ. ૬); 'રિક્ત ડોલમાં–ચાંચ બોળતી ચલ્લી–ખાલી સપનું' (પૃ. ૧૩); 'ગૌરી ગાયના–ઘંટારવ ઊગ્યા છે–સૂના પીપળે' (પૃ. ૧૪); 'ક્ષિતિજ ઢાળે–લીલાછમ ઘાસમાં–સૂર્ય લથડે' (પૃ. ૧૫); 'લીમડા નીચે–પડખાં ઘસે રાત–ખખડે ખાટ' (પૃ. ૨૦); 'બાવળ ઠૂંઠે–બપોર બેઠી બેઠી–શમણું ગાય' (પૃ. ૪૧), વગેરે; આવાં સારાં હાઈકુ સ્વયં સામાં આવી આત્મીય ભાવે બોલતાં હોય છે. અન્યત્ર કવિઓ પોતે, હાઈકુને ગૂંગળાવી મારી ચૂપ કરી દઈ, તારસ્વરે બોલ્યા કરતા હોય છે!

માટે જ કહેવાનું મન થાય છે કે: 'છેક છકેલો–મેંગળ કવિતાનો–મ્હાવત લાવો' (પૃ. ૨૬)!*

[* આકાશવાણી'નાં અમદાવાદ-વડોદરા કેન્દ્રો પરથી 'ગ્રંથનો પંથ' વાર્તાલાપ-શ્રેણીમાં તા. ૧૦-૨-૬૮ ને રોજ રજૂ થએલ આ વક્તવ્ય અહીં અનેક સુધારાવધારા સહિત આકાશવાણીના સૌજન્યથી, સાભાર રજૂ કર્યું છે.]

*

નહીં અને અમે મશદ પહોંચ્યા.

મશદ મુસ્લિમોનું યાત્રાધામ છે. એનો એક માત્ર વ્યવસાય યાત્રાનો લાગ્યો. વચ્ચોવચ્ચ મોટા વિશાળ વર્તુળાકાર કોટમાં એ ઝિયારતનું સ્થાન છે. આજુબાજુ નાની મોટી દુકાનો છે. ફરતે ગોળ રસ્તો છે. પણ મશદમાં એક ભારે મોટી મુસીબત રાહ જોઈને બેઠી હતી.

અમારે અફઘાન વીસા લેવાનો બાકી હતો. એ લેવા ત્યાં 'કૉન્સલ' કચેરીમાં ગયા. ત્યારે જ ખબર પડી કે કૉલેરાની રસીનું સર્ટિફિકેટ મુદત બહારનું હતું. ફરી તેનું ઈન્જેક્શન લેવા દોડ્યા. પરંતુ અફઘાન સરકારના નિયમ મુજબ બે ઈન્જેક્શન અને તે પણ અઠવાડિયાના આંતરે લેવાં જરૂરી હતાં! ૧૪મી જુલાઈએ તો મારાં મોટાં બહેનનાં લગ્ન હતાં. મુસાફરીનો એ દિવસ ૬ઠ્ઠી જુલાઈનો હતો. બીજાં ઈન્જેક્શનો લેવાનો વખત જ ન હતો. વિનંતીઓ કરી–પરિસ્થિતિ સમજાવી. મને એ વખતે 'મીર'નો એક શેર યાદ આવ્યો!

'દેખીયે જાન નીકલતી હય, યા અરમાન દિલકે,
જિંદગી હલકમેં અટકા હુઆ એક મોતી હૈ'.

એના અધિકારી પણ કાવ્યના શોખીન નીકળ્યા–અને અમારું કામ થઈ ગયું! ભારતના લોકો તરફની એમની શુભેચ્છાઓનો ગાંસડો બાંધી અમે બસનું નક્કી કર્યું. એટલી બધી મોકળાશ લાગી કે થોડાક ચણા લઈ એક ઝાડ નીચે બેસી એ મોકળાશ ઊજવી!

પણ મુસીબતોનો એમ કંઈ અંત આવે?

માર્કો પોલો પાસે ઘોડો હતો. અમે બસમાં હતા. પરંતુ માર્કો પોલોને હૂંડિયામણ અને વીસા કે જકાતના પણ પ્રશ્નો ક્યાં હતા?

વહેલી બસમાં મશદથી તો નીકળ્યા, પણ અફઘાન-ઈરાન સરહદથી ૭–૮ માઈલ દૂર યુસુફ કલા નામના ગામ પાસે સરહદી જકાતનાકું છે. બસ એમાં પ્રવેશી—સવારના દસ વાગ્યા હશે. સાંજના ૭ સુધી આગળ જનારી બસ ન મળી. આ પ્રવાસની ખરી મુશ્કેલી આ સ્થળે જ છે. દર બુધ અને રવિવારે અહીં અફઘાનીસ્તાન સ્ટેટ ટ્રાન્સપોર્ટની બસ–અડધિયું બસ–આવે છે. એ સિવાયના દિવસોએ આવનારાઓએ ટ્રૅઈલર મુસાફરી કરવી પડે જે ગેરકાયદે છે. અમને બસ મળી પણ એમાં ત્રણ બસના મુસાફરો, મશદથી આવેલા તે, ચઢ્યા હતા. સદ્ભાગ્યે, થોડા પ્રયાસે બેસવાની તો જગ્યા અમને મળી. પણ મોડી ઊપડેલી બસ અફઘાનિસ્તાનના હેરાત સુધી પહોંચી ન શકી. વચ્ચે જ અફઘાન સરહદ–જકાતનાકાએ રાતવાસો કરવાનું નક્કી થયું. એક હોટેલ જેવું હતું પણ અમારા કરતાં બીજા મુસાફરો વધુ જાણકાર હતા તેથી અમે પહોંચ્યા ત્યારે જગ્યા ન હતી!

સરહદી જકાત–અધિકારીને જાણે એમને ઘેર જ જાન ઊતરી હોય એમ દોડાદોડી હતી. અમે જરાક સૂવાની સગવડ માટે વિનંતી કરતાં એમણે અમે ક્યાંથી આવીએ છીએ એમ પૂછ્યું. ઑસ્ટ્રિયાનું નામ સાંભળી એમણે જર્મનમાં બોલવા માંડ્યું! એનાથી સૂવાની પણ વ્યવસ્થા થઈ અને બીજે દિવસે પણ સવારમાં અમારા માલસામાનનું સૌથી પહેલાં નિરીક્ષણ થઈ ગયું. વળી, બસમાં અમારે માટે જગ્યા મેળવી શક્યા.

એ બસમાં પાકિસ્તાની ભાઈ-બહેનોનો મોટો સંઘ હતો. કોઈક તો ગુજરાતી પણ બોલતા! એક જગ્યાએ બસમાંથી ઊતર્યા પછી ફરી હું બેસવા ગયો તો એક પાકિસ્તાની બહેન કહે, 'મૈં આપકો બસમેં નહીં બૈઠને દૂંગી?'

મેં કહ્યું, 'ક્યોં?' તો કહે, 'આપ હમારા કાશ્મિર દે દો.' વળી કહે, 'આપકે રાષ્ટ્રપતિ એક મુસલમાન હૈ, અગર વો હમકો કાશ્મિર દે દેંગે તો આપ ક્યા કરોગે?' મેં કહ્યું, 'હમ તો ચાહતે હૈં કી વો સારા ભારત હી આપકો દે દે...તાકી પાકિસ્તાન હમારા હો જાયે'.

પાકિસ્તાનીઓમાં કાશ્મિર પ્રશ્નની સામાન્ય હકીકતો અંગે પણ સાવ અજ્ઞાન હતું. અવકાશે થતી બૌદ્ધિક ચર્ચાઓમાં તેઓ જવાબ આપી શકતા નહિ.

હેરાત તો આવ્યું–સાંજના સમયે–પણ ત્યાં રહેવાનું હતું જ નહીં. અફઘાન S T ની બસ ભરાઈ ગઈ હતી—ખાનગી બસ શોધી કાઢી એમાં જ ઊપડ્યા. ઈરાનના કાચા રસ્તા અને પર્વતોમાં બનેલા ભમરીના દર જેવા ઘરોને સ્થાને હવે પાકા રસ્તા અને વધારે પાણી જોવા મળતું હતું.

સહજસંસ્કારોમાં કેટલીક તાદાત્મ્યતા છે, છતાં જાણે કૃષ્ણાનું પાત્ર વધુ પવિત્ર, સહનશીલ, ઔદાર્યપૂર્ણ અને ધીરગંભીર છે એવું દેખાય છે. કૃષ્ણામાં જાણે અનિષ્ટના અંશનો સોળમો ભાગ પણ ન હોય એવું લાગે છે, ત્યારે અક્ષયને આ સૂક્ષ્મ અંશે જ જીવનમાં હેરાનપરેશાન કર્યો હોય અને તેના સમગ્ર વ્યવહારને કલુષિત કરી નાખ્યો હોય એમ દેખાય છે.

આમ છતાં અનિષ્ટનું રુદ્ર સ્વરૂપ કોઈ જગ્યાએ દેખાતું નથી. વજેસંગ પણ પોતાની વ્યાવહારિકતા અને સ્વાર્થવૃત્તિ જ જાળવે છે, જે માનવસ્વભાવ માટે સહજ છે. ઈષ્ટ અને અનિષ્ટ બન્ને સમતોલપણે નવલકથામાં નિરુપિત કરવામાં આવ્યા છે. છેલ્લે, અક્ષય અને કૃષ્ણાનાં આનંદપ્રેરક અને સંતોષજનક લગ્ન આ સમદષ્ટિ અને અંતિમ આશાવાદને પ્રતિબિંબિત કરે છે.

જુદા જુદા સ્વભાવ અને ગુણકક્ષાવાળાં પાત્રોના આંતરસંબંધોથી નવલકથા ઝડપી ગતિ ધારણ કરે છે. જેમ કે, નવાં પાત્રો જેવાં કે પીલુ કે તેના પિતા ફરામજી શેઠનો પરિચય થાય છે છતાં પરિપાટીની એકતામાં ખલેલ પહોંચતી નથી. ખાવાની વાનગીથી શરૂઆત કરીને માનવસ્વભાવની આંતરિક વૃત્તિઓનું બારીક નિરીક્ષણ રુચિઓને અને ધ્યાનને રોકી રાખે છે. પારસી અને મરાઠી બોલીનો વચ્ચે વચ્ચે વાસ્તવિક પરિચય વાચકની કલ્પનાશક્તિને આરોહણ કરવામાં ચોક્કસ આધારો આપે છે. તેને વિવિધ વાનગીઓનો જાણે તાદશ પરિચય અને આસ્વાદ મળતો હોય એવો ભાસ અનુભવવાની તક મળે છે. આ લેખકનો બહોળો તથા વ્યાપક વ્યાવહારિક અનુભવ અને સૂક્ષ્મ રસાસ્વાદશક્તિનું ભાન કરાવે છે.

મધ્યમવર્ગી સંવાદિત અને આદર્શ કુટુંબમાં વ્યાવહારિકતા અને મૂલ્ય વચ્ચેનો સંઘર્ષ કેવી રીતે આરંભાય છે, એ સંઘર્ષના બીજા પર્યાયો કેવી રીતે ઉદ્ભવે છે અને છેલ્લે તેનો મનોગમ્ય અને વાસ્તવિક અંત અનિવાર્યતા અને કર્તવ્યની દૃષ્ટિએ કેવી રીતે પરિણમે છે તે વ્યાપક ફલક પર અહીં ચરિતાર્થ થયું છે. શ્વેતુ અને નીલુ જેવાં નાનાં પાત્રોમાં પણ આ સહજ સમન્વયવૃત્તિ ઉદ્દીત થઈ હોય એવું તેમના સામાજિક અને વાત્સલ્યભર્યા વર્તનથી જણાય છે. કુટુંબના પ્રત્યેક સભ્યમાં આ સમન્વયની ભાવના શરૂઆતથી જ સુષુપ્તપણે હોય એવું જણાયા વિના રહેતું નથી. ફક્ત અક્ષયનો અદ્ભુત આત્મા જ આ સહજ સમન્વયને અસ્તવ્યસ્ત કરી મૂકે છે, અને વળી નવીન ગુણાત્મક અવસ્થા લાવીને એને સ્વસ્થ અને જ્વલંત બનાવી દે છે. ભારતમાં જ્યારે ક્રાંતિયુગમાં સ્વતંત્રતા, સત્ય, પ્રેમ અને જાગૃતિનાં મૂલ્યો ઉદ્ભવ્યાં ત્યારે પ્રત્યેક વૈચારિક અને આદર્શપ્રેમી કુટુંબમાં જૂની અને નવી અવસ્થા વચ્ચે આવી સંક્રાંતિઓ થઈ છે. સંક્રાંતિઓએ આદર્શોને અને વ્યવહારોને કેટલીક વખત વેરવિખેર કર્યા છે. પરંતુ, જેમ પ્રૌઢ અને છતાં હરહમેશ યૌવન સાથે સંપર્કમાં રહેતું જાગૃત મન ભૂતકાળ અને વર્તમાન વચ્ચે સેતુ બાંધે છે તેમ, કૌશિકરાય આ પેઢીના સબળ પ્રતિનિધિ હોવાથી સંઘર્ષોને સંવાદમાં રૂપાંતરિત કરે છે. આ માટે કોણ કોના ઋણી છે? અક્ષય કૌશિકરાયના કે કૌશિકરાય અક્ષયના? આ પ્રશ્ન છેલ્લે ઉપજ્યા વિના રહેતો નથી. પરંતુ તેનો ઉત્તર લેખકે વાચકના મૂલ્યસમજના ચોકઠાં પર છોડ્યો હોય એમ દેખાય છે.

માનવસ્વભાવના સામાન્યીકરણો, મૂલ્યો અને ચિરંતર પાસાંઓને જ્યાં સુધી વાચકગણ ધ્યાનમાં લેશે ત્યાં સુધી આ નવલકથા મનોવૈજ્ઞાનિક અને મૂલ્યાત્મક દૃષ્ટિએ તેને આકર્ષ્યા વિના રહેશે નહિ. માનવ આત્મા દુઃખી, ઉગ્ર, અસ્વસ્થ અને ભીરુ હોવા છતાં એને સંવાદિતા, પ્રેમ, તાદાત્મ્યતા પ્રત્યે જન્મજાત ઊંડી અભીપ્સા છે તે સત્ય અત્યારે કેટલાક મનોવૈજ્ઞાનિકો અને અસ્તિત્વવાદીઓ નકારે છે, પરંતુ જો આ 'સંપ્રદાય'ના વિદ્વાનો 'પ્રદત્ત'ને સ્વીકારતા હોય તો આ નવલકથામાં એ વિશાળ ભૂમિકા પર આલેખિત થતું જોઈ શકાય છે.

હરસિદ્ધ મ. જોષી

*



# ગ્રંથ-વિશ્વ





સમીક્ષા * અવલોકન * પરિચય * સ્વીકાર-નોંધ

समीक्षा

## ડાબા હાથનો ખેલ—ખરેખર!?

જશવંત શેખડીવાળા

નવીનકવિતાકાળમાં જેમ સૉનેટે તેમ અદ્યતન-કવિતાકાળમાં હાઈકુએ ગુજરાતભરમાં ભારે ખળભળાટ મચાવી દીધો છે. જાપાનમાં હાઈકુ સદીઓથી રચાતાં–આસ્વાદાતાં–વિવેચાતાં રહ્યાં છે, અમેરિકા અને યુરોપમાં તે બે-ત્રણ દાયકાથી પ્રવેશ પામી ચૂક્યાં છે; પણ ગુજરાતમાં એમનો પ્રચાર છેલ્લાં થોડાં વર્ષોથી જ જણાવા લાગ્યો છે. તેમ છતાં આજકાલ, નવા પંથની જેમ, હાઈકુએ ગુજરાતી કવિતાના ક્ષેત્રમાં જબરો ઊપાડો લીધો છે! એક બાજુ સ્નેહરશ્મિ જેવા ગાંધીયુગના પરંપરાવાદી પ્રૌઢ કવિ મિશનરીના જોમ-જુસ્સા અને ઝનૂનથી હાઈકુના પ્રચાર–પ્રસાર માટે કાવ્યક્ષેત્રમાં અવિરત ઘૂમે છે; તો બીજી બાજુ રે મઠના લાભશંકર, આદિલ, ચિનુ-મનહર-મોદી, રાજેન્દ્ર, સુભાષ ઉપરાંત મફત, વિનોદ, મનોજ, જયંતી, અનિલ જેવા પ્રણાલિકાભંજક અન્ય અનેક તરુણ કવિઓએ પણ હાઈકુને ડાબા હાથનો ખેલ સમજી, ગુજરાત હાઈકુ સોસાયટી સ્થાપી, એનું જથાબંધ તેમ ઝડપી ઉત્પાદન હાથ ધર્યું છે। ૫૦૧ હાઈકુનો સંગ્રહ **'ડાબા હાથનો ખેલ'*** એ રે મઠના હાઈકુપ્રેમી યુવાન કવિઓના સામુદાયિક ઉત્સાહ–પરિશ્રમ–ચળવળનું ફળ છે.

એમનો ઉત્સાહ કેવો મારકણો બન્યો છે તે સંગ્રહનાં કેટલાંક હાઈકુ પરથી સમજી શકાય છે: 'ના જયહિંદ–નહીં જયભારત–જય હાઈકુ' (પૃ.૧૮). 'ટૂંકો મારગ—મંઝિલ દૂર ભલે–લખો હાઈકુ' (પૃ. ૪). હાઈકુના સાર્વત્રિક પ્રચાર માટે આવા ઉગ્ર ફતવા બહાર પાડયા પછી પણ, રે મઠના કવિઓ સિવાયના બીજા લેભાગુ કવિઓ સ્વેચ્છાપૂર્વક હાઈકુ રચવાને રવાડે ન ચડી જાય માટે, સંગ્રહના મુખપૃષ્ઠ ઉપર જ 'રે મઠાધીશ વીર પવનપુત્ર' તરફથી બાપુશાઈ સ્પષ્ટ ચેતવણી આપી દેવામાં આવી છે: 'હવેથી કોઈને ગુજરાતીમાં સ્વેચ્છાએ હાઈકુ લખવાનો અધિકાર નથી'.

અલબત્ત, રે મઠના તીખા તરુણ કવિઓને ગુજરાતીમાં સ્વેચ્છાએ હાઈકુ લખવાનો સ્વયંઉપાર્જિત અધિકાર છે. **'ડાબા હાથનો ખેલ'** એનો સ્પષ્ટ પુરાવો છે. સંગ્રહમાંનાં હાઈકુની આ બે વિશિષ્ટતાઓ છે: એક તો, તે 'ગુજરાતીમાં' રચાયાં છે; અને બીજું–તે 'સ્વેચ્છાએ' રચાયાં છે. પરંતુ ઘણાંખરા હાઈકુ જોતાં લાગે છે કે, કવિઓમાં–હાઈકુ રચવાનો–સ્વેચ્છાના ભોગવટા માટેનો, જેટલો આવેશ ઉત્સાહ છે તેના પ્રમાણમાં પ્રતિભાશક્તિ ઓછી છે. ઘણા કવિઓને હાઈકુના કાવ્ય સ્વરૂપ વિશે કાં તો સ્પષ્ટ ખ્યાલ નથી, અથવા તે અંગે ખ્યાલ હોય તો તેઓ એની ઝાઝી પરવા કરતા જણાતા નથી. તેઓ પાંચ–સાત–પાંચ શ્રુતિઓની ત્રણ પંક્તિઓમાં રચાયેલી કુલ સત્તર શ્રુતિની રચનામાત્રને હાઈકુ સમજી લઈ હાઈકુ રચતા યા બનાવતા લાગે છે! આવી સ્થિતિમાં રચાતાં બધાં હાઈકુ એકસરખી ઉચ્ચકોટિનાં ન હોય તે સ્વાભાવિક છે. અહીં પણ થોડાંક હાઈકુ ખરેખર સ-રસ બન્યાં છે, કેટલાંક સામાન્ય રહ્યાં છે; જ્યારે ઘણાં પાંચ–સાત–પાંચ શ્રુતિઓની બનેલી, કુલ સત્તર શ્રુતિની ત્રણ પંક્તિઓમાં છપાયેલી, તત્ત્વતઃ સીધા સાદા ગદ્યની એક સામાન્ય લીટીથી આગળ જતાં નથી. હાઈકુનામી આવી ગદ્યલીટીઓના થોડા નમૂના જુઓ:

---

* પ્ર. આ. સં. ૨૦૨૩, પૃ. ૪૫ લેખક: ગુજરાત હાઈકુ સોસાયટી, પ્રકાશક: રે મઠ, અમદાવાદ-૧.

વ્યક્ત કરવાની, એ માટેનો આગ્રહ ચાલુ રાખવાની, તથા એ મુજબ વર્તવાની સન્મતિ અને સામર્થ્ય આપ્યાં!

રાજીનામાના મારા પત્રના ગુજરાતી અનુવાદનો સંપૂર્ણ પાઠ અમદાવાદના 'સંદેશ' દૈનિકમાં તા. ૨૮ માર્ચ ૧૯૬૮ ને રોજ પ્રગટ થયો. 'સંદેશ'ના મૅનેજિંગ તંત્રીશ્રીએ સ્વયંસ્ફૂર્તિથી અને સૌજન્યપૂર્ણ રીતે મારી ભૂમિકા જાહેર પ્રજા આગળ રજૂ કરી. ત્યાર પછી અમદાવાદના ત્રણ સુપ્રસિદ્ધ દૈનિકો 'સંદેશ' 'ગુજરાત સમાચાર' અને 'જનસત્તા'ના વૃત્તાન્તનિવેદકોએ મારી વિશેષ મુલાકાતો લઈને આ આખા પ્રકરણનાં વિવિધ પાસાં તથા મારાં મંતવ્યો ઠીક વિસ્તારથી જનતા સમક્ષ સાદર કર્યાં. ત્રણેય પત્રોના મૅનેજિંગ તંત્રીશ્રીઓનો હું હૃદયપૂર્વક આભાર માનું છું. જે ક્રમમાં અને જે મથાળાં તથા નોંધો સાથે એ મુલાકાતો પ્રગટ થઈ તે અક્ષરશઃ નીચે ઉતારી છે. છાપભૂલો અને એકાદ બે દેખીતી અસ્પષ્ટતાઓ આ પુનર્મુદ્રણમાં રહેવા ન પામે એટલી કાળજી લીધી છે.

મારે માટે અત્યારે તો ભાવિ કારકિર્દી અસ્પષ્ટ છે, અને તા. ૧૪ જૂન ૧૯૬૮ પછી નાણાંકીય ટેકો મને નથી એ મુશ્કેલી અવશ્ય છે. પણ જે કાંઈ થાય છે તે વિધિસંકેત મુજબ, અને અકળ છતાં અફર એવું મંગલ-શુભ પ્રગટાવવાને, થાય છે એવી શ્રદ્ધા સાથે જીવનધર્મ બજાવતા રહેવાની મારી મથામણ રહી છે. એટલે, ચિંતા કે ગ્લાનિનો સ્પર્શ મને થયો નથી; અને એ પણ પ્રભુ-કૃપા જ છે ને! પુ. ગ. મા.

તા. ૨૯ એપ્રિલ '૬૮]

× × ×

'ગુજરાત સમાચાર'; બુધવાર, તા. ૧૦ એપ્રિલ ૧૯૬૮. પૃ. ૫-૬

**એ કરુણ દશા દૂર કરવાના પ્રયાસ કરો**

[પ્રોફેસર માવળંકરની સિદ્ધાંતનિષ્ઠા, સત્યતા, પ્રામાણિકતા, નિડરતા અને સ્વમાનપ્રિયતાને રાજ્યના ખૂણે-ખૂણેથી અને દેશના ટોચના સ્થાનોએથી રૂબરૂ તેમજ પત્રો દ્વારા બિરદાવવામાં આવી છે.

રાજ્યપાલશ્રી શ્રીમન્નારાયણે ગુજરાતમાં પ્રવર્તતી પરિસ્થિતિ અંગે નવાઈ વ્યક્ત કરતાં આચાર્ય માવળંકરને જણાવ્યું હતું કે, નાગપુર-વર્ધા તરફ અમે આચાર્યો ૧૯૪૦ થી વર્ષો સુધી ગવર્નિંગ બૉડીના સભ્ય રહ્યા છીએ. તેમણે આ બાબત આગળ પગલાં ભરવાની ઇંતેજારી પણ દર્શાવી હતી.

યુ.જી.સી.ના અધ્યક્ષે શ્રી. માવળંકર પરના એક પત્રમાં આશ્ચર્ય અને આઘાત વ્યક્ત કર્યો છે.

સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી. ડોલરરાય માંકડે જણાવ્યું છે કે, આચાર્ય મતાધિકાર ધરાવતો, અને ગવર્નિંગ બૉડીનો સંપૂર્ણ સભ્ય છે. યુનિવર્સિટીના નિયમ મુજબ આ અનિવાર્ય શરત છે.

પંજાબમાં આવી શરતનું ચુસ્તપણે પાલન કરાતું હોવાનો ત્યાંના એક અધ્યાપક—આચાર્યનો પત્ર છે.

ગુજરાત યુનિવર્સિટી સેનેટની તાજેતરની બેઠકમાં કુલપતિ શ્રી. ઉમાશંકર જોશીએ પણ એવું રૂલિંગ આપેલું છે કે, ગવર્નિંગ બૉડીમાં આચાર્ય સંપૂર્ણ સભ્ય છે. શ્રી. માવળંકરના પરોક્ષ રીતે ઉલ્લેખ કરી પૂછાયેલા પ્રશ્ન દરમ્યાન તેમણે આ રૂલિંગ આપ્યું હતું.

સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી, સુરતના એક અધ્યાપક લખે છે: 'આવી સારી સોસાયટીમાં આવું હશે તો બીજે કેવું યે હશે!'

વેડછી, ગાંધી વિદ્યાપીઠના એક અધ્યાપકનો પત્ર મનનીય અને સુંદર છે. તેઓ લખે છે: "તમારું રાજીનામું સારી કેળવણી નીતિ શરૂ કરવાનું પ્રથમ પગલું બનવું જોઈએ. ગરીબડા શિક્ષકો, પામર અધ્યાપકો, ટીંગાઈ રહેલા આચાર્યો જેવી કરુણ દશા દૂર કરવા હવે મહાપ્રયાસ કરીએ. રાજકારણીઓ અને શેઠિયાઓએ આ ક્ષેત્રમાં ક્યાં સુધી ચાલવું તેની સ્પષ્ટ સમજણ ઊભી કરવાનો મોકો લેવાની જરૂર ઊભી થઈ છે."

આ લંબાણ પત્ર ઉમેરે છે કે, "ડૉ. ત્રિગુણ સેન હજુ શિક્ષક મટયા નથી. તેમણે પણ આ અંગે સખત ટીકા કરવી જોઈએ. રાજ્યના દરેક શિક્ષક શાંત અને સ્પષ્ટ

**ચલ-અચલ.** લેખક-હસિત હ. બૂચ, પ્રકાશક-બરોડા પબ્લિશિંગ હાઉસ, કલામંદિર ટૉકીઝ પાસે. સાવંતનો વાડો. વડોદરા. સપ્ટેંબર, ૧૯૬૭. પૃષ્ઠ સંખ્યા ૧૪+૫૪૬. કિ. પંદર રૂપિયા.

શ્રી હસિત બૂચ લિખિત આ નવલકથા સુંદર, આબેહૂબ ગૃહસ્થ-જીવનનું પરિવર્તનશીલ અને છતાં શાશ્વત મૂલ્યોનુ મૂર્તિમંત ચિત્ર આલેખે છે. ગૃહસ્થ-જીવનની આ નવલકથા છે, કારણ કે તેમાં બે કુટુંબોના સભ્યોની રહેણીકરણી, અભિરુચિઓ, પૂર્વગ્રહો, માન્યતાઓ અને આંતર સૃષ્ટિમાં વ્યાપક બનતાં મૂલ્યોનું આંતરક્રમણ નિરુપીત કરવામાં આવ્યું છે. ગૃહસ્થ-જીવનમાં માતાપિતા અને ભાઈભાંડુઓ વચ્ચે લાગણી, આવેગો, સ્થિરભાવ અને કેટલીક વૈચારિક માન્યતાઓ કેવી રીતે એકબીજાની આજુબાજુ ગૂંથાઈ છે અને સર્જનાત્મક પરિબળો ઉપસ્થિત કરે છે તેને સાહજિક રીતે તથા વાસ્તવિકતાને અન્યાય ન થાય તેની સંપૂર્ણ કાળજી રાખીને આ નવલકથામાં ચિત્રિત કરવામાં આવ્યાં છે.

સામાન્ય શિક્ષકની નોકરી કરતા હોવા છતાં કૌશિકરાય પોતાના ગૃહસ્થ-જીવનમાં કેટલા વિવેકી, સ્વસ્થ ચિત્તવાળા, વ્યવહારુ અને વાસ્તવિક જીવનને સાંગોપાંગ સમજનારા છે એ નવલકથા વાંચ્યા પછી જાણે કોઈ વાસ્તવિક જીવનમાંથી જ જીવંત પાત્ર લેવામાં આવ્યું હોય એવું તાદશ થાય છે. સમગ્ર રીતે જોતાં કૌશિકરાયનું પાત્ર તદ્દન ક્ષતિ વિનાનું દેખાય છે અને જીવનના કલાકાર કેવી રીતે થવું તેનો પાઠ કૌશિકરાયના સામાજિક, આચારપ્રિય, વિદ્યાવ્યાસંગી અને વેધક દૃષ્ટિવાળા રોજબરોજના જીવન પરથી શીખી શકાય તેમ છે. કૌશિકરાય જાણે સનાતન હિંદુ ધર્મના શાશ્વત મૂલ્યોનાં સંરક્ષક અને પૂજારી હોય એવું લાગે છે. કૌશલ્યાબહેનના જીવન પરથી એક સજ્જિક, નમ્ર, સહિષ્ણુ અને કર્તવ્યશીલ ભારતીય માતાનું ચિત્ર ખડું થાય છે. ભારતના હિંદુ ધર્મના સંસારી જીવનમાં સાચી સાસુ કેવી હોવી જોઈએ તેનું યોગ્ય દૃષ્ટાંત કૌશલ્યાબહેન પૂરું પાડે છે. પ્રત્યેક માતા તેના આંતરતમ હૃદયમાં પોતાના પુત્રને ચાહે છે અને હરહંમેશ તેનું કલ્યાણ અને તેનો ઉત્કર્ષ ઇચ્છે છે. એ મનોવૈજ્ઞાનિક સિદ્ધાંતને લેખકે આબેહૂબ ન્યાય આપ્યો છે અને અંત સુધી કૌશલ્યાબહેન અક્ષયના જીવનમાં ન નિવારી શકાય એવાં વિઘ્નો આવતાં હોવા છતાં તેના સ્થાયી જીવનને સાકાર બનાવવાના પ્રયાસોમાં સક્રિય રસ લે છે.

અક્ષયનો કિશોરાવસ્થા અને તરુણાવસ્થાનો કાળ ઉજ્જ્વળ અને પ્રગતિશીલ હોવા છતાં જેમ મહાન પાત્રમાં બને છે તેમ કોઈ વાસ્તવિકતાની ત્રુટિને તે તાબે થઈ જાય છે અને પરિણામે તેનું જીવન નવો જ વળાંક લે છે. અક્ષય જીવનમાં આક્રમણકારી બને છે. જીવનને જ જાણે એ પ્રત્યક્ષ પડકાર ફેંકતો હોય એવું દેખાય છે. અક્ષય ત્યાગના આદર્શને અપનાવે છે અને તેને એમ લાગે છે કે ત્યાગ દ્વારા એ જીવનની આંટીઘૂંટીઓ, રહસ્યો અને સિદ્ધિઓને પ્રાપ્ત કરી શકશે. લેખકે એમ માન્યું છે કે ત્યાગની મહેચ્છા એ પોતે જ એક માનવજીવનના અનિષ્ટનો ઉગમ છે અને તેમાં તેની શરૂઆતની પડતી અને અંતે ચડતીનો સંકેત છે. અક્ષયનો ગૃહત્યાગ એ સ્વઆપત્તિનું સ્વરૂપ ધારણ કરે છે; તેનું આરોગ્ય કથળે છે અને જીવનના વિષમ પ્રવાહોમાં એ ભાગ લેતો થઈ જાય છે.

ગૃહત્યાગ પછીની અક્ષયની આપત્તિ નૈતિક લેખી શકાય એવી છે. સારો મનુષ્ય વિષમ સમાજમાં કેમ રહી શકે? એ બાવાની ઝૂંપડીમાં હોય કે ગામની શાળામાં હોય, પરંતુ તેનું પ્રત્યેક કર્તવ્ય અંતરસ્ફૂરણાથી થતું હોય એમ લાગે છે. જેમ હીરો છાનો ન રહે તેમ વ્યક્તિમાં ગળથૂથીથી રોપિત થયેલ સંસ્કારો પ્રગટ થયા વિના રહી શકતા નથી. આ નવલકથા વ્યક્તિ અને વાતાવરણના આંતરક્રમણની પ્રક્રિયાને વિવિધ સંજોગો અને ઘટનાઓમાં અભિવ્યક્ત કરતી ગાથા છે. મનુષ્ય પોતાની સહજવૃત્તિઓને અવકાશ આપવાનું ચાલુ રાખે છે, પરંતુ તેમાં અંતરમાં રહેલ પ્રેરક આત્મા દબાઈ જતો નથી. તે તો તેની સુવાસ ફેલાવવાનું ચાલુ જ રાખે છે.

લેખકે આપત્તિનાં વિવિધ રૂપો નવલકથામાં રજૂ કર્યાં છે. કૃષ્ણાનો પતિ સૂર્યકાન્ત મૃત્યુ પામે છે તે નૈસર્ગિક આપત્તિ છે. પરંતુ આવા કુદરતી સંજોગોમાં પણ કૃષ્ણા અનોખી સ્વસ્થતા જાળવે છે. જુદા જુદા સ્થળોએ જુદી જુદી વ્યક્તિઓ સાથે તે પોતાનો સરળ વ્યવહાર ચાલુ રાખી શકે છે. અક્ષય અને કૃષ્ણાના

વહીવટી નહીં ચાલે. આચાર્ય બધા અધ્યાપકોનું પ્રતિનિધિત્વ રજૂ કરે છે. તેથી તેની સાથેનો વર્તાવ અદબભર્યો હોવો જોઇએ. આચાર્ય સમક્ષ સંચાલક મંડળનું દૃષ્ટિબિંદુ અને વહીવટી મુશ્કેલીઓની જાણ સમભાવપૂર્વક અને સહાનૂભૂતિથી રજૂ થવી જોઈએ."

### સ્વમાન કેમ સચવાય

વર્તમાન સમય અને પરિસ્થિતિમાં શિક્ષકનું સ્વમાન સાચવવા આપ ક્યાં પગલાં સૂચવો છો? એવા એક પ્રશ્નના ઉત્તરમાં તેમણે જણાવ્યું હતું કે, "શિક્ષકે પોતાનું સ્વમાન સાચવવા પોતાની મર્યાદા-મુશ્કેલીઓની અવગણના કર્યા સિવાય શક્ય હોય તે રીતે, વાણી-વર્તન દ્વારા ઉન્નત મસ્તક રાખવા પ્રયાસો કરવા જોઇએ. સ્વમાન જાળવવું પ્રત્યેકના હાથમાં છે, અને તેની કેટલીક સજાઓ તેના અનિવાર્ય ભાગ રૂપે સ્વીકારવાની છે. શિક્ષકોએ નિર્ભયતાથી પોતાના વિચારો વ્યક્ત કરવાનો સમય આવી પહોંચ્યો છે."

પોતાનો જ દાખલો ટાંકતાં તેમણે કહ્યું કે, "અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ તેના હસ્તકની કૉલેજોના આચાર્યોને ગવર્નિંગ બૉડીના પૂરા સભ્યો ન ગણતાં તા. ૫ સપ્ટેમ્બર, ૧૯૬૬ના શિક્ષકદિનથી ગવર્નિંગ બૉડીની બેઠકોમાં હાજરી આપવાનું મેં બંધ કર્યું. યુનિવર્સિટીનો નિયમ હોવા છતાં જે મૅનેજમેન્ટો આચાર્યોને સંચાલક મંડળના પૂરા સભ્ય તરીકે ન ગણતી હોય તે આચાર્યો સ્વમાનભેર અસહકાર કરી ગવર્નિંગ બૉડીની મીટિંગમાં હાજર ન રહે."

ઉદયપુર યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી. મહાજનીના અધ્યક્ષપદે નીમાયેલી યુ. જી. સી. કમિટી ઑન કૉલેજીસના અહેવાલમાંની એક ભલામણની યાદ આપતાં શ્રી. માવળંકરે જણાવ્યું હતું કે, "આ સમિતિએ તો ત્યાં સુધી જણાવ્યું છે કે, આચાર્ય સંચાલક મંડળનો પૂરો સભ્ય જ નહીં પરંતુ મેમ્બર-સેક્રેટરી હોવો જોઈએ. આ સમિતિનો હું પણ એક સભ્ય હતો. આમાં આચાર્ય, સંચાલકો અને શિક્ષકો વચ્ચે સેતુરૂપ બની રહે તેવી કલ્પના છે."

### અન્ય આચાર્યોનું દૃષ્ટિબિંદુ

અમદાવાદ એજ્યુકેશન સોસાયટી બીજી પણ ૬ થી ૭ કૉલેજો ચલાવે છે ત્યારે, આ કૉલેજોના આચાર્યોનો આ બાબતમાં કેવો દૃષ્ટિકોણ છે તેમ પૂછતાં શ્રી. માવળંકરે જણાવ્યું હતું કે, "આચાર્યોને ગવર્નિંગ બૉડીના સંપૂર્ણ સભ્યો ગણવા માટે, સોસાયટી હસ્તક કૉલેજોના આચાર્યોએ એક ખાનગી આવેદનપત્રમાં રજૂઆત કરી હતી. પરંતુ, સોસાયટીના સત્તાવાળાઓમાંથી કોઈએ પણ આજ દિન સુધી એ આવેદનપત્રની પહોંચ સુધ્ધાં પાઠવી નથી. હાલમાં તો હું એટલું જ કહી શકું કે, મારા સાથી-આચાર્યો મારા વિશેનો અંગત વ્યક્તિભાવ દૂર કરી આચાર્યોના સ્થાન અને શિક્ષણની દૃષ્ટિએ પોતાના સ્થાન અંગે આગ્રહ સેવે. આ રીતે તેઓ કેટલાંક મૂલ્યો અને સિદ્ધાંતોને ટેકો આપી શકે. ઉંમર અને અનુભવ બંને દૃષ્ટિએ તેઓ મારા વડીલો છે. એટલે હું તેઓને સલાહ આપી ન શકું. પરંતુ મારાં પગલાંને કારણે જે મુદ્દા ઊભા થયા છે તેના આગ્રહ માટે તેઓ કામ કરે એ અપેક્ષા અસ્વાભાવિક નથી."

કૉલેજના આચાર્યપદેથી પોતે આપેલા રાજીનામા અંગેની છેલ્લી પરિસ્થિતિનો ખ્યાલ આપતાં શ્રી. માવળંકરે જણાવ્યું હતું કે, "એજ્યુકેશન સોસાયટીએ મારું રાજીનામું સ્વીકાર્યાની હજુ મને જાણ કરી નથી. પરંતુ મારી બે મુખ્ય માગણીઓ–બપોરની કૉલેજનો ક્રમ ચાલુ રહે અને આચાર્યને ગવર્નિંગ બૉડીમાં સંપૂર્ણ સભ્યપદ મળે–તેમને હું પૂર્વવત્ વળગી રહું છું. હકીકતમાં આ બંને ગુજરાત યુનિવર્સિટીની માગણીઓ છે, અને યુનિવર્સિટી તેને ટેકો આપે તેમ ઇચ્છું છું. દેશભરના અનેક અધ્યાપકો અને આચાર્યોએ પત્રો અને રૂબરૂ મુલાકાત દ્વારા મારી ભૂમિકાને ઉષ્માભર્યો ટેકો આપ્યો છે અને સહાનુભૂતિ વ્યક્ત કરી છે. સોસાયટી મારી આ માગણીઓ સ્વીકારે તો જ રાજીનામા અંગે હું પુનર્વિચારણા કરીશ."

### સવારની કૉલેજ કેમ નહીં?

સવારની જે કૉલેજો ચાલે છે તે શું કેળવણીના સિદ્ધાંતો વિરુદ્ધ છે? એવા મારા પ્રશ્નના જવાબમાં આચાર્ય શ્રી. માવળંકરે જણાવ્યું હતું કે, "સમય એ કાંઈ સિદ્ધાંતનો સવાલ નથી. એ વ્યવહાર અને સગવડનો પ્રશ્ન છે. મેં કદી એવું નથી કહ્યું કે, સવારની બધી કૉલેજો ખરાબ અને બપોરની તમામ સારી. નોકરી કરતા વિદ્યાર્થીઓ

# ત્રણ અખબારી મુલાકાતો

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[એલ. ડી. આર્ટ્સ કૉલેજના આચાર્યપદેથી મેં આપેલું રાજીનામું (જુઓ 'અભ્યાસ'–માર્ચ ૧૯૬૮, પૃ. ૩૯૩-૩૯૮) સ્વીકારાયાની જાણ કરતો વિધિસર પત્ર અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના ઑનરરી સેક્રેટરી શ્રી ચંદ્રકાંતભાઈ છો. ગાંધીએ તા. ૨૪-૪-'૬૮ ને રોજ લખ્યો તે મને તે દિવસે બપોરે મળ્યો. મારા નામ આગળ 'પ્રિન્સિપાલ' કે 'પ્રોફેસર' ન મૂકતાં 'શ્રી' મૂકીને, 'Dear Sir'ના સંબોધનથી ઑનરરી સેક્રેટરી-સાહેબે ટૂંકું-ટચ લખ્યું કે: "I have to inform you that your resignation dated 14-3-1968 has been accepted by the Governing Body." મારું રાજીનામું, દુઃખ સાથે, સ્વીકારાયું હોવાનું ઔપચારિક રીતે પણ જણાવાયું નથી એ સૂચક હોવા ઉપરાંત, આઠ વર્ષના મારા આચાર્યપદની કામગીરી વિષે તથા ઓગણીસ વર્ષની મારી શિક્ષક–કારકિર્દી વિષે અ. એજ્યુ. સોસાયટીના માનવંતા સંચાલકોએ આભાર કે કદર વ્યક્ત કરતી એક લીટી પણ સૌજન્ય ખાતર ઉમેરી નથી. પરંતુ, આવા વર્તાવથી નવાઈ કે ગ્લાનિ મને થઇ નથી. અપેક્ષિત જ થયું હોઈ, આઘાત કે દુઃખનો કોઈ ભાવ મારા મનમાં ખાસ થયો નથી.

એ નોંધવું ઘટે કે તા. ૪ માર્ચ ૧૯૬૮ ને રોજ મળેલી ગવર્નિંગ બૉડીની મીટિંગની કાર્યનોંધ અને એમાં પસાર થયેલ સંબંધકર્તા (એલ. ડી. આર્ટ્સ કૉલેજને અને મને) ઠરાવો લેખિત સ્વરૂપે અધિકૃત રીતે મને હજી સુધી મોકલવામાં આવ્યા નથી! તા. ૪ માર્ચ પછી તા. ૨૨ એપ્રિલ ને રોજ ગવર્નિંગ બૉડીની મીટિંગ, મારા રાજીનામાની વિચારણા કરવા સારુ, મળે ત્યારે આગલી–૪થી માર્ચની–બેઠકની કાર્યનોંધ (minutes) રજૂ અને મંજૂર ન થાય એ કેવું! હવે, ૪થી માર્ચની બેઠકનો અહેવાલ (proceedings) મને મોકલાશે નહિ એમ સમજીને ચાલું છું.

શનિવાર, તા. ૨૭ એપ્રિલ ૧૯૬૮ ને રોજ સવારે ૧૧ વાગ્યે આચાર્યપદનો ચાર્જ સોંપી દેવાનું અ. એજ્યુ. સોસાયટીના ઑનરરી સેક્રેટરીસાહેબે મને જણાવ્યું, અને એ આદેશ મુજબ મેં નિયત દિવસે ને સમયે મારા હોદ્દાનો ચાર્જ કૉલેજમાંના અંગ્રેજીના પ્રાધ્યાપક શ્રીયુત વી. એન. જોષીને વિધિસર, 'સંપૂર્ણ ચોકસાઈ અને ચોખ્ખાઈથી', અ. એજ્યુ. સોસાયટીની કચેરીના સેક્રેટરી શ્રી નગીનદાસ શાહની હાજરીમાં સોંપ્યો. સોસાયટીના ઑન. સેક્રેટરી, અથવા ચેરમૅન અને આચાર્યો વચ્ચેના સંપર્ક અધિકારી, આ પ્રસંગે મારી વિનંતી અને મારા આગ્રહ છતાં, હાજર રહ્યા નહોતા. ઊલટું, સોસાયટીના બીજા-એક ઉચ્ચ મોવડી અને પદધારીએ આ સંદર્ભમાં જવાબરૂપે આગલે દિવસે મારી સાથે ફોન ઉપર ખૂબ તોછડાઇથી તથા જોહુકમીપણે વાત કરી, અને અંગ્રેજીમાં થયેલ સંભાષણમાં એ મહાનુભાવે ત્રણ વાર મને સંભળાવ્યું: 'You are now finished'! કોણ ગયું ને કોણ રહેશે એ તો કુદરત કરશે, અને પ્રભુ જાણે! પણ કૉલેજના આચાર્ય સાથેની આવી ઉદ્ધતાઈભરી વાતચીતથી મને જેટલી ગ્લાનિ થઈ તેટલું હસવું પણ આવ્યું એ મારે કબૂલ કરવું જોઈએ. મારું માન મેં આ બધા મહાનુભાવોના હાથમાં કદી મૂક્યું જ નથી, એટલે મારું અપમાન થવાનો પ્રશ્ન નહોતો.

૨૭મી એપ્રિલે, ચાર્જ સોંપ્યા બાદ, આચાર્યપદ ખંખેરી દઇને, કૉલેજના ઑફિસ-લાયબ્રેરી વિભાગોના મારાં સાથી કર્મચારી ભાઈ-બહેનોને તથા પટાવાળાઓ, ભંગી, માળી, ચોકીદાર, ઇ. સહુ ભાઇઓ–સાથીઓને વ્યક્તિગત મળીને, અને આખરે મારી માતાસમાન એલ. ડી. આર્ટ્સ કૉલેજને મૌન તથા માનપૂર્વક વંદન કરીને, ભારે હૈયે અને સજળ નયને મેં, ૧૯ વર્ષ લગી રહેલી મારી એ કાર્યભૂમિની તથા ૨૩ વર્ષ સુધી રહેલી મારી એ માતૃસંસ્થાની વિદાય લીધી. તે વેળાએ ચોધાર આંસુ વહેતાં હતાં ખરાં પણ, સાથે સાથે, મારા હૃદયમાં ઊંડે ઊંડે પરમ સંતોષની લાગણી અને અનુભૂતિ થતી હતી કે પ્રભુએ મને મારાં આદર્શો, સિદ્ધાંતો અને મૂલ્યોને

"અત્યાર સુધીમાં જુદા જુદા પ્રદેશોની ત્રણ કૉલેજોમાં આચાર્યપદની ઑફર આવી છે, પણ મેં ના પાડી છે. કારણ કે, બે કૉલેજો સવારની છે અને ત્રીજી એક અમદાવાદથી દૂર છે. વૃત્તપત્રો જેવા અન્ય વ્યવસાયોની ઑફરો અંગે પણ હાલ તરત તો મેં ના પાડી છે."

"એક અતિ મહત્ત્વનું કાર્ય પણ મારે કરવાનું છે. સદ્ગત પિતા દાદાસાહેબ માવળંકરની રોજનીશીનું સંપાદન અને પ્રકાશન. તેમનાં રેકર્ડ, પત્રો, દસ્તાવેજો, વગેરે ગોઠવી આ કાર્ય પાર પાડીશ."

લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટમાં પણ બે પ્રકારનાં કાર્યો વિકસાવું એવી ઉમેદ છે. સર્ટિફિકેટ કોર્સ ઇન પોલિટિકલ સાયન્સ ચારેક માસનો રાજ્યશાસ્ત્રનો પ્રવેશક અને, જનરલ એજ્યુકેશનનો એવો જ બીજો અભ્યાસક્રમ. આ બન્નેના અભ્યાસક્રમો અને વિશિષ્ટ પ્રકારના વર્ગો તૈયાર કરવાનો પણ મારો વિચાર છે."

**મુલાકાત: કલ્યાણ શાહ**

\+ \+ \+

'જનસત્તા'; બુધવાર, તા. ૧૭ એપ્રિલ ૧૯૬૮. પૃ. ૫

## આચાર્યનું યોગ્ય સ્થાન અને શિક્ષણ-ક્ષેત્રનાં મૂલ્યોની પ્રતિષ્ઠા આજે જરૂરી છે

[અમદાવાદની એલ. ડી. આર્ટ્સ કૉલેજના આચાર્ય તરીકે આઠ વર્ષ સુધી નિષ્ઠાપૂર્વક કાર્ય કરનાર શ્રી. પુરુષોત્તમ ગણેશ માવળંકરે સંસ્થાના સંચાલક મંડળના નિર્ણય અંગે મતભેદ થતાં રાજીનામું આપ્યું છે. શિક્ષણજગતમાં આચાર્યનાં સ્થાન અને તેની પ્રતિષ્ઠાના તેમજ શિક્ષણનાં સિદ્ધાંતોના અને મૂલ્યોના મુદ્દા ઉપર અપાયેલ આ રાજીનામાએ સંચાલક મંડળમાં આચાર્યને સ્થાન આપવાનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે. શ્રી માવળંકરે એ પાયાના મુદ્દાની તેમજ આચાર્યપદેથી નિવૃત્ત થવા છતાં અધ્યાપક રહ્યા હોઈ ને પરીક્ષણ પદ્ધતિ તેમજ સવાર-સાંજની કૉલેજના પ્રશ્નની અમારી મુલાકાતમાં વિશદ છણાવટ કરી છે. અત્રે એ યાદ આપવું ઉચિત છે કે પ્રજાજીવનના નવા ધબકારા ઝીલનાર હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટના તેઓ સ્થાપક અને સંચાલક છે અને રાજ્યશાસ્ત્રના વિચક્ષણ અભ્યાસી છે.]

## સંનિષ્ઠ અધ્યાપક શ્રી. માવળંકરની મુલાકાત

### સવાર-સાંજ અભ્યાસ-સહાયક વર્ગો હોઇ શકે યુનિવર્સિટી ઉપરથી પરીક્ષાનો બોજો હળવો કરો

**પ્રશ્ન:** કૉલેજ સવારની કરવાના એજ્યુકેશન સોસાયટીના નિર્ણયના વિરોધમાં આપે રાજીનામું આપ્યું, પણ બપોરની કૉલેજને કારણે મોટી ખોટ જાય છે એ સાચું છે?

**ઉત્તર:** "કૉલેજ સવારની થાય કે સાંજની એની સાથે મારા રાજીનામાને વિશેષ સંબંધ નથી. પણ મારે મન આ આખો પ્રશ્ન જીવનનાં મૂલ્યોનો બની રહ્યો છે, સિદ્ધાંતોનો પ્રશ્ન રહ્યો છે. આચાર્ય સહુ પહેલાં અધ્યાપક છે, એ પંતુજી નથી. દરેક માણસનું સમાજમાં યોગ્ય સ્થાન હોવું જોઈએ અને શિક્ષકનું પણ ઉચિત સન્માન થવું જોઈએ. શૈક્ષણિક પ્રશ્નનો નિર્ણય મૅનેજિંગ બૉડીએ-સંચાલક મંડળે-આચાર્યને વિશ્વાસમાં લઈ કરવો જોઈએ એમ હું દૃઢપણે માનું છું. આચાર્યને જે તે સંસ્થાની ગવર્નિંગ બૉડીના સભ્ય બનાવો."

"આચાર્ય હંમેશ અધ્યાપક હોવો જોઈએ. આજે તો મોટા ભાગના આચાર્યો મૅનેજર જેવા બની જાય છે. શરૂઆતમાં તેઓ અભ્યાસનિષ્ઠ હોય છે, પણ ટ્રસ્ટના દબાણ હેઠળ તેઓ મૅનેજર બનતા જાય છે."

"નવી ઊઘડતી અનેક કૉલેજોમાં અને કેટલીક જૂની કૉલેજોમાં આચાર્યોનું સ્થાન શું છે? શૈક્ષણિક બાબતોમાં આચાર્યને પૂછ્યા વિના પગલું ભરાય ખરું? આ પ્રશ્નો સહજ ઉદ્ભવે છે. હા, આચાર્યે બાંધછોડ કરવી જોઈએ; પણ શિક્ષણના મૂળભૂત સિદ્ધાંતો અને વિદ્યાકીય મૂલ્યોના સંદર્ભમાં બાંધછોડ કેમ કરી શકાય? જો એ મૂલ્યો અને સિદ્ધાંતોના મૂળમાં જ ઘા થતો હોય તો મારા જેવા એ સ્થાનેથી નીકળી જાય."

### પાયાની બાબતો

"હું ચાર અંગોને મહત્ત્વનાં લેખું છું. એ છે: (૧) મૂળભૂત સિદ્ધાંતો, (૨) વિદ્યાકીય મૂલ્યો, (૩) શિક્ષકસમાજની પ્રતિષ્ઠા અને (૪) વિદ્યાર્થી ભાઈ-બહેનોનાં હિતો. આ ચાર બાબતોને આંચ આવે તેમ ન થવું જોઈએ.

અણગમો વ્યક્ત કરવાનો આજે અવસર છે. પ્રત્યેક શિક્ષક પોતાની લાગણી લેખિત મૂકે, યોગ્ય ત્યાં મોકલાવે અને વાલીઓને તો ખાસ જાણ કરે કે, માવળંકર એક નથી. અમે સૌ એકેએક શિક્ષક આ અન્યાય હવે સહન કરવાના નથી.

એક ક્ષેત્રમાં પ્રજા આવું જાગૃત પગલું લેશે તો ક્રમશઃ જીવનના અનેક ક્ષેત્રોમાં વધુ સ્વસ્થતા મેળવવાના રસ્તા પ્રાપ્ત થશે."]

## આ વેપારી પેઢીઓ નથી

[સને ૧૯૩૫માં સ્થપાયેલ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના સ્વ. આચાર્ય આનંદશંકર ધ્રુવ, દાદાસાહેબ માવળંકર, દીવાન સાહેબ, બલ્લુભાઈ ઠાકોર, શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈ, શેઠશ્રી અમૃતલાલ હરગોવનદાસ અને શ્રી. બી. કે. મજમુદાર સ્થાપક સભ્યો છે. પ્રથમ ચાર સભ્યો હતા ત્યારે, સોસાયટીમાં શૈક્ષણિક દૃષ્ટિબિંદુ જળવાઈ રહેતું. તેઓ માનતા કે, વિદ્યાસંસ્થાઓ વેપારી પેઢીઓ નથી. નફાની તો તેમાં વાત જ ન હોય. ઓછીવત્તી ખોટ આવે તો તેના માટે નાણાં ઊભાં કરવાની સોસાયટીની ફરજ છે તેવો આગ્રહ તેમણે સેવ્યો. આ ચારેનો આગ્રહ શૈક્ષણિક મૂલ્યો જાળવવા અને સંવર્ધવાનો હતો.

અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ ૧૯૬૩માં સ્કૂલ ઑફ આર્કિટેકચર શરૂ કરી. પાંચ વર્ષ થયાં ચાલતી આ કૉલેજમાં ખોટ આવે છે. આમ છતાં સોસાયટી પાસે સ્કૂલ ઑફ પ્લાનિંગ અને સ્કૂલ ઑફ આર્ટ ચલાવવાની દરખાસ્તો છે. શ્રી માવળંકરે કહ્યું કે, "જે સંસ્થાઓ જન્મી ચૂકી છે તેને રઝળતી મૂકવી છે? અને નવી જન્મનાર પર 'મૅનેજમેન્ટ ઑફ લક્ઝરી' ચલાવવી છે? ગમે તેમ ચલાવાનાર કૉલેજના આચાર્યપદ પર રહેવાનો મને હરખ નથી. આર્ટ્સ કૉલેજ હમેશાં ખોટમાં ચાલી છે અને ચાલે."]

## કૉલેજનો આચાર્ય

### એ કોઈ નોકર કે ગુલામ નથી

### શ્રી પુરુષોત્તમ માવળંકરની ખાસ મુલાકાત

### શિક્ષકોએ નિર્ભયતાથી વિચારો વ્યક્ત કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે

**અ**મદાવાદની વર્ષો જૂની એલ. ડી. આર્ટ્સ કૉલેજના આચાર્યપદેથી શ્રી. પુરુષોત્તમ ગણેશ માવળંકરે રાજીનામું આપતાં શૈક્ષણિક ક્ષેત્રે કેટલાક મહત્ત્વના પ્રશ્નો ઊભા થયા છે. કૉલેજોનું સંચાલન આજે સામાન્યતઃ શિક્ષક સિવાયની વ્યક્તિઓ કરતી હોય છે, જ્યારે આચાર્યપદે યુનિવર્સિટીના નીતિનિયમો અનુસારની જરૂરી શૈક્ષણિક લાયકાત ધરાવતી વ્યક્તિ હોય છે. આ બંનેનું ધ્યેય કૉલેજ સારી રીતે ચલાવવાનું છે. પરંતુ, કયા માર્ગે તે મહત્ત્વનો પ્રશ્ન બની રહે છે, અને આ માર્ગની પસંદગીમાંથી કેટલીકવાર સંઘર્ષ અને એકબીજાની મર્યાદા તેમજ હક્કોના પ્રશ્નો જન્મે છે. અમદાવાદ એજ્યુકેશન સોસાયટી હસ્તકની એલ. ડી. આર્ટ્સ કૉલેજમાંથી શ્રી. પુ. ગ. માવળંકરે રાજીનામું આપતાં કંઈક આવા જ પ્રશ્નો ઉપસ્થિત થયા છે.

કૉલેજના સંચાલક મંડળમાં આચાર્ય પૂરો સભ્ય ગણાય કે કેમ? સંચાલક મંડળની મીટિંગમાં તેનો અવાજ કેટલો, કોરમમાં તેઓની ગણતરી થવી જોઇએ કે નહીં, તેઓને મતાધિકાર ખરો? આચાર્ય તરીકેનો મોભો ગવર્નિંગ બૉડીના અન્ય સભ્યોની સમાન કક્ષાનો ગણાય કે નહીં? શિક્ષક અને આચાર્યના માન, મોભા અને સ્વમાનનું શું?

આચાર્ય માવળંકર દૃઢપણે માને છે કે, ગુજરાત યુનિવર્સિટીના નિયમ પ્રમાણે તેમજ યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશનના સામાન્ય સિદ્ધાંતો મુજબ કૉલેજોના આચાર્યોને ગવર્નિંગ બૉડીના સંપૂર્ણ સભ્યો ગણવાનું સંચાલક-મંડળ માટે અનિવાર્ય છે.

અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ આચાર્યના આ હક્કને ઉવેખ્યો છે, તેનો શ્રી. માવળંકરને વસવસો છે. 'ગુજરાત સમાચાર'ને આપેલી એક ખાસ મુલાકાતમાં તેમણે જણાવ્યું, "નાણાંકીય સાધનો કેમ ઊભાં કરવાં તે સંચાલકોની જવાબદારી છે. આવી બાબતમાં આચાર્યોને પૂછવા મૅનેજમેન્ટ બંધાયેલી નથી. પરંતુ કરકસરભર્યો અને કાર્યક્ષમ વહીવટની જવાબદારી આચાર્યની છે. શૈક્ષણિક બાબતોમાં આચાર્યને પૂછ્યા વગર સંચાલક મંડળ એક પણ પગલું લઈ ન શકે, અને શક્ય હોય ત્યાં સુધી આચાર્યની સંમતિ પણ મેળવવી જોઇએ."

શ્રી. માવળંકરે જણાવ્યું હતું કે, "આચાર્ય સંચાલક મંડળે ઊભી કરેલી સંસ્થાની નોકરીમાં છે પણ તે કાંઈ સંચાલક મંડળનો નોકર કે ગુલામ નથી. આચાર્ય પહેલો અને છેલ્લો અધ્યાપક છે. આથી તેની દૃષ્ટિ કેવળ

સમાજમાં એને યોગ્ય માન મળે અને તેની આથિક સ્થિતિ સુધરે ત્યારે."

"હું માનું છું કે લેખિત પરીક્ષામાં વધુ માર્ક અપાવાની શકયતા છે. પણ વર્ગના ૨૫ વિદ્યાર્થીઓની મૌખિક પરીક્ષા એમનો જ શિક્ષક બધા વિદ્યાર્થીઓની વચ્ચે લે અને જો કોઈને ખોટી રીતે માર્ક આપે તો, એ શિક્ષક ત્યાં ઊભો નહિ રહી શકે."

**કૉલેજો પરીક્ષા લે**

"મારું નમ્ર સૂચન છે કે મોટા ભાગની પરીક્ષા કૉલેજોને સોંપી દો! પ્રી.-યુનિવર્સિટીની પરીક્ષા યુનિવર્સિટી લે, પ્રથમ વર્ષ અને દ્વિતીય વર્ષની પરીક્ષા કૉલેજ લે, અને તૃતીય વર્ષની એટલે કે છેવટની પરીક્ષા યુનિવર્સિટી લે. યુનિવર્સિટી ઉપરથી પરીક્ષાનું ભારણ ઓછું કરો. તમે કહેશો કે કૉલેજો એમાં ગેરરીતિઓ અજમાવશે. કૉલેજો ભલે એમ કરે, પણ છેવટની પરીક્ષા લેવાનું યુનિવર્સિટી ઉમદા, ઉત્તમ અને ચારિત્ર્યવાન શિક્ષકોના હાથમાં મૂકે તો નીચલી પરીક્ષામાં ગેરરીતિઓથી આગળ આવેલ વિદ્યાર્થીઓ અંતિમ પરીક્ષા પાસ નહિ કરી શકે."

**સ્વાયત્ત કૉલેજો સ્થાપો**

"બીજું સૂચન એ છે કે કેટલીક સ્વાયત્ત (autonomous) કૉલેજો બનાવો. એ કૉલેજોના વિદ્યાર્થીઓની પરીક્ષા પણ એ જ કૉલેજ લે અને માત્ર પદવી જ યુનિવર્સિટી આપે. આજે તો અર્થશાસ્ત્રના નિયમ 'Bad money drives out good money' જેમ 'Bad colleges drive out good colleges' જેવી સ્થિતિ છે. આજે કૉલેજો વધી ગઈ છે. સારી કૉલેજ અને ખરાબ કૉલેજને ગ્રાન્ટ સરખી મળે છે. પણ મેં સૂચવ્યા મુજબની સ્વાયત્ત કૉલેજો સ્થાપી તેને વધુ ગ્રાન્ટ આપવી જોઈએ.''

પ્રશ્ન: એક ટ્રસ્ટે અમદાવાદમાં સાંજની કૉલેજ શરૂ કરવા માટે માગણી કરી હતી. એ માગણી નકારવામાં આવી એ યોગ્ય છે?

ઉત્તર: "મારો દૃઢ મત છે કે સવાર કે સાંજની કૉલેજ જ ન હોવી જોઈએ, પણ સવાર કે સાંજના અભ્યાસ-સહાયક વર્ગો હોવા જોઈએ. કેમ કે, તેમાં અભ્યાસ માટે થોડાક કલાક મળે છે. એ વર્ગો નોકરી કરતા ભાઈબહેનોને અભ્યાસમાં સહાયક થઈ શકે. આપણી યુનિવર્સિટીમાં 'એક્સટર્નલ' અભ્યાસક્રમની જોગવાઈ છે. એ રીતે પરીક્ષા આપનારાઓને આવા અભ્યાસવર્ગો ઉપયોગી થઈ શકે. કેન્દ્ર દ્વારા પત્રવ્યવહારના અભ્યાસક્રમો પણ ચાલે છે. પૂરતો સમય કૉલેજમાં ન જઈ શકનાર માટે એ આશીર્વાદરૂપ છે."

"આપણે અદ્યતન દુનિયામાં વસીએ છીએ ત્યારે આવા અભ્યાસ-સહાયક વર્ગો રેડિયો કે ટેલિવિઝન ઉપર પણ ચલાવી શકીએ. અમદાવાદમાં મનોરંજનના સાધન તરીકે આ તબક્કે ટેલિવિઝનનું તંત્ર ગોઠવાય તેનો હું વિરોધ કરું, પણ શૈક્ષણિક હેતુથી તેને દાખલ કરવામાં આવે તો હું તેને તુરત જ આવકારું."

**મુલાકાત: ઘનશ્યામ ભાવસાર**

\+ + +

'સંદેશ'; શનિવાર, તા. ૨૭ એપ્રિલ ૧૯૬૮. પૃ. ૮

**આચાર્યોનાં સ્થાન અને કાર્ય વિષે**
**હિંમતથી પગલાં ભરો**
**પૈસાદાર અને શ્રીમંત વર્ગનું વેપારી માનસ**
**સાંખી લઈ શકાય જ નહિ**

## આચાર્ય શ્રી માવળંકરનું મંતવ્ય

અમદાવાદ, ગુરુવાર

એલ. ડી. આર્ટ્સ કૉલેજને બપોરની ચાલુ રાખવાના મતને વળગી રહેવાના પરિણામે અમદાવાદ એજ્યુકેશન સોસાયટી સાથે મતભેદ પડતાં આચાર્યપદેથી શ્રી. પી. જી. માવળંકરે આપેલું રાજીનામું સંચાલક મંડળે સ્વીકાર્યા બાદ અમારા પ્રતિનિધિને આપેલી એક ખાસ મુલાકાતમાં આચાર્ય શ્રી માવળંકરે જણાવ્યું હતું કે, "મારું રાજીનામું હવે સ્વીકારાઈ ગયું છે અને મને કોઈ લોભ કે પદલાલસા નથી, પણ કૉલેજોના આચાર્યોનાં સ્થાન અને કાર્ય વિષે યુનિવર્સિટીએ અને અન્ય આચાર્યોએ દૃઢતાથી અને હિંમતથી જરૂરી પગલાં લેવાં જોઈએ. જેમ રાજકીય સત્તાશાહીનો ઉપદ્રવ શિક્ષણક્ષેત્રમાં ચલાવી લઈ શકાય નહિ તેમ જ પૈસાદાર અને શ્રીમંત વર્ગનું

માટે સવાર સાંજની કૉલેજો ચાલે તે સારુ આજે પણ હું હિમાયત કરું છું. પણ આવી કૉલેજો માત્ર યુનિવર્સિટી જ ચલાવે, અને તેમાં ખરેખર નોકરિયાતોને જ પ્રવેશ મળે. બાકીના સહુ પૂરા સમયની કૉલેજોમાં હોય. જે વિદ્યાર્થીઓ પૂરા સમયની કૉલેજોમાં હોય અને અધવચમાં તેઓને નોકરી મળે તો આવા વિદ્યાર્થીઓની હાજરીને આંચ ન આવે તે રીતે યુનિવર્સિટી હસ્તક કૉલેજોમાં તેમની ફેરબદલીની સુલભતા હોવી જોઈએ."

પૂરા સમયની કૉલેજની પોતાની હિમાયતનો વિગતે ખ્યાલ આપતાં શ્રી માવળંકરે જણાવ્યું હતું કે, "ત્રિવાર્ષિક અભ્યાસક્રમ દાખલ કર્યા પછી સમયપત્રક વિકસ્યું છે. વ્યાખ્યાનો ઉપરાંત ટ્યુટોરિયલ્સ, સેમિનારની જોગવાઈ ફરજિયાત છે. આ બધું ચાર કલાકથી ઓછામાં ન પતે. એક કલાક ઈતર પ્રવૃત્તિ માટે ગણતાં પાંચ કલાકની કૉલેજ થાય. આમ સવારે ૭ થી ૧૧ કે ૧૨ સુધી કૉલેજ ચાલે તેને સવારની કૉલેજ કહેશો? સવારની કૉલેજો શરૂ કરવામાં આર્થિક હિતસંબંધો પણ સંકળાયેલા છે, અને તેથી આવી કૉલેજો યુનિવર્સિટી જ ચલાવશે તેવું મારું સૂચન છે."

### યુનિવર્સિટી ફરજ પાડે

તેમણે એવી માહિતી પણ આપી કે, ગુજરાત યુનિવર્સિટી સિન્ડીકેટના ઠરાવ અન્વયે યુનિવર્સિટી-સંલગ્ન કૉલેજોના આચાર્યોને ત્રિવાર્ષિક તપાસ સમિતિનું એક મહત્ત્વનું સૂચન અમલ માટે પરિપત્રિત કરાયું છે.

આ ઠરાવ જણાવે છે કે કૉલેજનો સમય બપોરનો રાખવામાં આવે તો વિદ્યાર્થીઓ શૈક્ષણિક અને શિક્ષણેત્તર પ્રવૃત્તિઓમાં પૂરા મનથી કામ કરે છે તથા પુસ્તકાલયનો ઉપયોગ પણ સારા પ્રમાણમાં કરી શકે છે. આ અનુભવને અનુલક્ષીને કૉલેજોનો સમય ૧૧-૦૦ વાગ્યાથી ૧૨-૦૦ વાગ્યાની વચ્ચેના કોઈ પણ સમયથી શરૂ કરવાનો પ્રયોગ અન્ય કૉલેજો પણ સ્વીકારે તે ઇચ્છનિય છે.

પોતાની માન્યતાને આ ઠરાવથી પુષ્ટિ મળે છે તેમ જણાવતાં શ્રી. માવળંકરે કહ્યું કે, "આ દર્શાવે છે કે, યુનિવર્સિટીએ પોતાનાં પરિપત્રો અને ધારાધોરણોનો ચુસ્તપણે અમલ કરાવવા માટે બનતા બધા પ્રયાસો કરવા જોઈએ. પ્રથમ શૈક્ષણિક મત કેળવવો જોઈએ. પછી વિનંતી અને ભલામણ કરવાં જોઈએ. અને, આખરે, ફરજ પણ પાડવી જોઈએ. સવારની કૉલેજોથી તો પૈસા ઊભા કરવાની સંચાલકોને જોગવાઈ મળી છે."

શ્રી. માવળંકરે સૂચવ્યું કે, "યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશને પણ શૈક્ષણિક કાર્યને વેગ આપવા પૂરા સમયની કૉલેજને, પ્રમાણમાં વધારે અનુદાન આપવું જોઈએ. યુવકયુવતિઓને તેમના શૈક્ષણિક ઘડતરના દિવસોમાં યોગ્ય વાતાવરણ મળે તે માટે પૂરા સમયની કૉલેજોમાં પૂરતી સગવડો અપાશે તો અશિસ્ત અને સમય પસાર કરવાના તથા ફુરસદ-નવરાશ સારી રીતે વાપરવાના પ્રશ્નો પણ હલ થશે."

### રાજીનામું સ્વીકારાય તો!

રાજીનામું સ્વીકારાય તો શું? તેનો નકશો પણ શ્રી. માવળંકરે ઘડી કાઢ્યો છે. તેમના શબ્દોમાં જ તેમની ભાવિ પ્રવૃત્તિનાં દર્શન કરીએ: "૧૯૫૪માં પત્નીના સહકારથી શરૂ કરેલ હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટનો ૧૪ વર્ષથી હું ડિરેક્ટર છું. આ ઇન્સ્ટિટ્યૂટ વિશ્વ–રાજ્યશાસ્ત્ર સંસ્થાની સભ્ય છે. આનું કાર્ય કરું તે પણ ઘણું છે. ગુજરાતી ભાષાને માધ્યમ અને જ્ઞાનપ્રાપ્તિના વાહન તરીકે વિકસાવવા 'અભ્યાસ' અને 'સન્નિષ્ઠ પ્રકાશન'ની પ્રવૃત્તિ ચલાવું છું. સંસ્થા અને પ્રકાશનો બંને ખોટમાં ચાલે છે, અને હવે આચાર્ય તરીકેનો લગભગ રૂા. એક હજાર જેટલો માસિક પગાર બંધ થતાં નાણાંકીય મુશ્કેલી નડશે. પરંતુ પ્રકાશનો તથા ઇન્સ્ટિટ્યૂટ તો ચાલુ જ રહેશે. આ ઉપરાંત દેશ-વિદેશનાં વૃત્તપત્રો અને સામયિકોને લેખો આપવાનું ચાલુ રાખીશ. મારી ઇચ્છા શક્ય હોય ત્યાં સુધી શિક્ષણના ક્ષેત્રમાં અધ્યાપક તરીકે ચાલુ રહેવાની છે. પગાર સાથેનો વિધિસરનો હોદ્દો ન હોય તો પણ શિક્ષણના ક્ષેત્રે ચાલુ રહેવાની મારી ઇચ્છા છે. જો કે જરૂરી નાણાંકીય ટેકો તો મળતો રહેવો જોઈએ."

"મારી પાસે અન્ય કારકિર્દી નથી. સક્રિય રાજકારણમાં પડવાનો મારો હાલમાં વિચાર નથી. જાહેર જીવનમાં તો હું છું જ, અને દેશવિદેશની અનેક શૈક્ષણિક સંસ્થાઓ સાથે સંકળાયેલો છું તે બધું ચાલુ રહેશે. કારકિર્દી નથી, પરંતુ લોકશાહી દૃઢ કરવા શિક્ષણના ક્ષેત્રે શિક્ષણને જ સાધન ગણી લોકશાહી દૃઢ કરી શકાય તેમ હું માનું છું."

કરવાનો જ એકમાત્ર રસ્તો મારી પાસે હતો. ગવર્નિંગ-બૉડીમાં આચાર્યનું સ્થાન મોભાવાળું અને પૂરા સભ્યપદવાળુ હોવું જોઈએ, એ અંગેની મારી વિનંતીઓ અને રજૂઆતોની સતત અવગણના થઈ રહી હતી. તેમ છતાં કૉલેજ વિષયક તમામ મહત્ત્વની બાબતોમાં મને પૂછવામાં આવતું હતું, અને પરસ્પર ચર્ચા-વિચારણા બાદ નિર્ણયો લેવાયા હતા. એટલે, તા. ૪ માર્ચનો નિર્ણય પણ મને અગાઉ અવિધિસર રીતે જાણ કરીને તથા પૂછીને લઈ શકાયો હોત."

પ્રશ્ન: કૉલેજમાં વાર્ષિક ખોટ કેટલી જતી હતી? આ અંગે આપ શું માનો છો?

ઉત્તર: "વાર્ષિક ખોટ છેલ્લા વર્ષે રૂ. ૧ લાખ ૮૦ હજાર જેટલી થઈ હતી. કૉલેજ ખોટમાં ન ચાલે યા તો બને ત્યાં સુધી ઓછી ખોટમાં ચાલે એ જોવાની સ્વાભાવિક જ મારી કે કોઈ પણ આચાર્યની ફરજ હોય. પણ શિક્ષણની સંસ્થાઓમાં કેવળ ખોટના વિચારથી કામ થઈ શકતું નથી. શિક્ષણ-સંસ્થાઓના વ્યવહારમાં વેપારી વૃત્તિ કદી ચાલવી જોઈએ નહિ. સવારની કૉલેજ હતી ત્યારેય રૂ. ૯૦,૦૦૦ની ખોટ તો હતી જ. ખોટનો સવાલ સવાર બપોરના સમય સાથે બહુ જોડી શકાય તેવો નથી. જો ઉચ્ચ શિક્ષણ સારી રીતે આપવું હોય, એ માટે અનુભવી વિદ્વાન શિક્ષકો જોઈતા હોય, સાધન-સંપન્ન ગ્રંથાલય, વાચનાલય તથા રમતગમતની સુવિધાઓ રાખવી હોય તો પછી આવક-જાવકનાં પાસાંનો મેળ ભાગ્યે જ બેસે."

"કરકસરભર્યો વહીવટ કરવાની સતત મથામણ મેં કરેલી. વળી મેં પોતે અંગત રીતે નાણાંકિય લાભની દૃષ્ટિથી કાર્ય કર્યું નહોતું. શરૂઆતનાં વર્ષોમાં–૧૯૪૯થી ૧૯૫૪ દરમ્યાન–અવેતન શિક્ષણકાર્ય મેં કરેલું. ત્યાર બાદ ૧૯૬૦માં આચાર્યપદે નિમાયો ત્યારે પણ મેં રૂ. ૩૭૫ના માસિક પગારથી આ કામ શરૂ કર્યું હતું. પ્રથમ બે વર્ષ મને ૧૦૦ રૂ.નો વધારાનો માસિક ઍલાવન્સ અપાતો હતો, અને પછી માસિક પાંચસો રૂપિયાની ગ્રેડમાં મારો પગાર શરૂ થયો હતો. યુનિવર્સિટી નિયમો અનુસાર નિવાસસ્થાન કે તેના બદલે મકાનભાડું સંચાલક મંડળ પાસેથી મેળવવાનો આગ્રહ પણ મેં રાખ્યો નહોતો."

*

# વાચકોના પત્રો

[વાચકોના અભિપ્રાયો સાથે સંપાદકની સંમતિ-અસંમતિ જોડી નહીં દેવા વિનંતી છે.]

મુરબ્બી સાહેબ,

સાદર વંદન. આ પત્રની એક નકલ આપને તથા બીજી 'ગુજરાત સમાચાર'ને પાઠવું છું. મેં જે મુદ્દા પર આપનું ધ્યાન દોર્યું છે તે અંગે વિશદ છણાવટ કરવા નમ્ર વિનંતી:

પ્રતિ, તંત્રીશ્રી, 'ગુજરાત સમાચાર'—

બુધવાર, તા. ૧૦–૪–૬૮ના આપના વર્તમાનપત્રમાં પ્રાચાર્ય શ્રી. માવળંકર સાથેની મુલાકાતની વિગતો વાંચી. પોતાની બે મુખ્ય માગણીઓ—(૧) બપોરની કૉલેજનો ક્રમ ચાલુ રહે અને (૨) પ્રાચાર્યોને ગવર્નિંગ બૉડીમાં સંપૂર્ણ સભ્યપદ મળે—ને કેન્દ્રસ્થાને રાખીને પ્રાચાર્યશ્રી માવળંકર જેવી સુપ્રતિષ્ઠિત વ્યક્તિએ આપેલ રાજીનામું એક અભૂતપૂર્વ પગલું છે. ગુજરાતનું શિક્ષણજગત એમનું ઋણી એટલા ખાતર રહેશે કે માત્ર રાજીનામું મૂકીને ખસી ન જતાં આ બંને મુદ્દાઓને તેમણે અત્યંત વિશદપણે જાહેરમાં ચર્ચ્યા છે.

તેમ છતાં ય એક મુદ્દા પર પ્રાચાર્યશ્રી માવળંકરનું મંતવ્ય જાણવાની ઇંતેજારી છે. માત્ર કૉલેજ નહિ, હાઈસ્કૂલના આચાર્ય પણ કોઈ નોકર કે ગુલામ નથી જ. પરંતુ જે તે સંસ્થા ચલાવવા માટે જે આર્થિક જરૂરિયાતો હોય છે તે પૂરી પાડવાની (નૈતિક) જવાબદારી સંચાલક મંડળની છે. (બધાં ય સંચાલક મંડળો એ જવાબદારી હંમેશ સફળતાથી બજાવે છે કે નહિ તેની ચર્ચામાં હું અત્રે ઊતરતો નથી). આ જવાબદારી સંચાલક મંડળ સેવાભાવે બજાવે છે, તેમને તે બદલ કશું વેતન મળતું નથી અને તેથી જ જે તે સંસ્થા અંગેના

"દાખલા તરીકે, વિદ્યાર્થીઓની સગવડ ખાતર 'વૉટર કૂલર' માગવામાં આવે અને તે મંજૂર ન થાય તો તેમાં બાંધ-છોડ થઈ શકે, પણ પાયાની બાબતમાં એવું કેમ થાય ?"

"એલ. ડી. આર્ટ્સ કૉલેજની ૩૧ વર્ષની કારકિર્દીમાં હું સૌથી વધુ સમય–૮ વર્ષ–આચાર્યપદે રહ્યો છું. એ ૮ વર્ષમાં મેં બે નવા વિષયો, ભૂગોળ અને સમાજ-શાસ્ત્ર, દાખલ કર્યા. એ પહેલાં ૧૧ વિષયો દાખલ કરવામાં આવ્યા હતા. દ્વિતીય વર્ષ બી.એ.માં ૫૦ વિદ્યાર્થીઓએ સમાજશાસ્ત્ર વિષય લીધો છે અને ભૂગોળમાં પચીસેક વિદ્યાર્થીઓ છે. જ્યારે અગાઉના ૧૧ વિષયોમાંના કેટલાક એવા વિષયો છે કે જેમાં મુખ્ય વિષય માટે વિદ્યાર્થીઓ જ નથી, અથવા ઘણા ઓછા વિદ્યાર્થીઓ છે. છતાં, અત્યારના પલટાતા માળખામાં જરૂરી એવા નવા વિષયોને દૂર કરવાનો અને જૂના વિષયો ચાલુ રાખવાનો આગ્રહ રખાય છે."

### ખોટનો પ્રશ્ન

"બીજો મુદ્દો છે ખોટનો. આર્ટ્સ કૉલેજમાં ખોટ અનિવાર્ય છે. આચાર્ય તરીકે કરકસરભર્યો, કાર્યક્ષમ અને ચોકસાઈભર્યો વહીવટ કરવો જોઈએ. સંસ્થાની નાણાંકીય જવાબદારીઓ પ્રત્યે આચાર્ય બેધ્યાન હોય તે ન ચાલે. સંસ્થાની મુશ્કેલીઓનું ચિત્ર પણ અધ્યાપકોને આચાર્યે આપવું જોઈએ. હું એ સંદર્ભમાં મારી જવાબ-દારી સમજું છું. વહીવટી બાબતોમાં કાંઈ આડું-અવળું કર્યાની મારી સામે કોઈ આંગળી ચીંધી શકે એમ નથી."

"શૈક્ષણિક બાબતોના નિર્ણયો, જેવા કે–કયા અધ્યા-પકોને રાખવા, કયાને કાઢવા અને કયો સમય રાખવો એ જો ગવર્નિંગ બૉડી નક્કી કરે તો મારે શું કરવું? હું એવા હુકમોને તાબે થનાર નોકર નથી."

### ખાંડાના ધારનો માર્ગ

"આચાર્યને પૂછ્યા સિવાય આ બાબતોના નિર્ણયો ન લઈ શકાય. જો અસાધારણ સંજોગોમાં એમ થાય તો પાછળથી આચાર્યની સંમતિ મેળવવા પ્રયાસ થવો જોઈએ કે નહીં? ગુજરાતમાં અને કદાચ અન્યત્ર પણ એવી સ્થિતિ છે કે, આચાર્ય મૅનેજર છે; પણ એ ન ભૂલવું જોઈએ કે he is a teacher first and teacher last. તમારે મૅનેજર જ જોઈતો હોય તો અધ્યાપકમાંથી એકને આચાર્ય કેમ બનાવો છો? આચાર્ય-માં રહેલા શિક્ષક અને વહીવટદારનાં વ્યક્તિત્વ બન્નેનો સુમેળ આચાર્યે સાધવાનો છે. એ માર્ગ ખાંડાની ધાર જેવો છે, અને જો તેમાં ઢળવાનું આવે તો એ શિક્ષક તરફ જ ઢળે. આ પાયાના સિદ્ધાંતો છે. મારી ભૂમિકા હકારાત્મક છે, નકારાત્મક નથી. હું કોઈ શેઠનો વિરોધી નથી. કૉલેજ સવારની રહે કે સાંજની એ વાત ભૂલી જાઓ; આચાર્યની સંમતિ મેળવો અને તેનું સન્માન અક-બંધ રહે તેમ કરો. શિક્ષકની પ્રતિષ્ઠા માટે ગવર્નિંગ બૉડીમાં તેનું સ્થાન મોભાવાળું અને અન્ય સભ્યો સમાન હોવું જોઈએ. મારા આ મતનું સમર્થન ભારતીય વિદ્યા ભવનના અધિષ્ઠાતા શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી તેમજ મુંબાઈ યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી ગજેન્દ્ર ગડકરે કર્યું છે."

"સારી કૉલેજોને થોડી ખોટ હોય એ બતાવે છે કે કૉલેજ સારી ચાલે છે, સારી રીતે શિક્ષણ આપે છે. જે દિવસે કૉલેજ નફો કરશે એ દિવસે શિક્ષણની પડતી થશે. શિક્ષણ એ વેપાર નથી, પણ એક ગંભીર બાબત છે."

પ્રશ્ન: પરીક્ષામાં અનેક ગેરરીતિઓ પ્રવેશે છે એ જોતાં આપણી પરીક્ષાપદ્ધતિ દોષિત નથી લાગતી?

ઉત્તર: "દુનિયાની કોઈ પણ પરીક્ષાપદ્ધતિ પૂરેપૂરી દોષરહિત નથી. પણ તેમાં બે વસ્તુ હોવી જોઈએ,

(૧) તેનું તંત્ર (મશીનરી) એવું ગોઠવો કે ઓછા દોષ રહે. આમ છતાં થોડા દોષ તો રહેવાના જ.

(૨) તેની સાથે સંકળાયેલ માણસો નિષ્ઠાવાન હોવા જોઈએ."

### શિક્ષકની નિષ્ઠાનો પ્રશ્ન

"પરીક્ષામાં તંત્રના અને શિક્ષક–સમાજ બન્નેના માણસો સંકળાયેલ હોય છે, પણ તંત્રના માણસો ઓછા હોવા જોઈએ. છતાં પ્રશ્નપત્રો કાઢનારા તો પ્રશ્નો જાણવાના જ ને? આ પ્રશ્ન દ્વારા પેદા થતી શંકા સાથે શિક્ષકના ચારિત્ર્યને સંબંધ છે. શિક્ષકનું ચારિત્ર્ય જેટલું ઊંચું એટલા પરીક્ષા-પદ્ધતિના દોષ ઘટવાના. 'એ પ્રોફેસર પાસે જઈશું તો એ બે માર્ક કાપી નાખશે' એવી છાપ ઊભી થવી જોઈએ. પણ એ કયારે બને?

બહુ અંગત બન્યા વગર કહી શકું કે શિક્ષણની સંસ્થામાં રાજદ્વારી પક્ષોનાં રાજકારણને લીધે પણ સાચા અધ્યાપકોને વેઠવું પડે છે. આવું થતું પણ મેં જોયું છે અને કયારેક હોળીના નાળિયેર તરીકેય અધ્યાપકો હોમાતા હોય છે. આ બધું તો દૂર થવું જોઈએ. સાચા અધ્યાપકો નિશ્ચિત ચિત્તે સ્વાધ્યાય ને સંશોધન કરી શકે તેવી સ્થિતિ ઊભી થવી જોઈએ. વિદ્યાનું ક્ષેત્ર મલિન ખટપટ ને રાજદ્વારી કાવાદાવાથી અભડાવાને બદલે પવિત્ર, શુદ્ધ ને સત્યને વરેલું કલ્યાણલક્ષી હોવું જોઈએ. આવું આજે કેટલી ઓછી જગ્યાએ જોઈ શકાય છે!

ગઈ કાલના 'જનસત્તા'માં આપની મુલાકાતનો હેવાલ વાંચ્યો. એમાં સ્વાયત્ત કૉલેજોનો તથા પરીક્ષાનું ભારણ ઓછું કરવાનો વિચાર ઘણો સુંદર લાગ્યો. તા. ૧૦ એપ્રિલના 'ગુજરાત સમાચાર'નો અહેવાલ પણ ઘણો પસંદ પડ્યો. ધન્યવાદ. ગાંધીજીનાં ગુજરાતને ગૌરવ આપે એવી આપની શાનદાર લડતને સફળતા ઇચ્છું છું.

તા. ૧૮-૪-'૬૮ **એક કૉલેજ–પ્રાધ્યાપક**

\+ + +

પ્રિય શ્રી માવળંકરસાહેબ,

આચાર્યપદની આસપાસ ગમે તેવી આભા પથરાયેલી હોય–પાથરવામાં આવી હોય–પરંતુ એ ન વિદ્યાર્થીને સંતોષે, ન શિક્ષકને સંતોષે, ન સંચાલક મંડળને તૃપ્તિ આપે તેમાં જીવને સંતોષવાની તો વાત જ ક્યાં રહી? એ પદને Glorified Head Clerk, એવું શ્રી યશવંતભાઈ શુકલે વાતવાતમાં આપેલું નામ વધારે સાર્થક છે.

એક દિવસ શિક્ષણ દ્વારા સમાજ-ઘડતરનું આપણે કામ કરીએ છીએ એવી ભાવઘેલી મનોદશા હું અનુભવતો. એ ભાવ-જગતમાં આચાર્યનું મૂલ્ય મારી નજરમાં ઓછું ન હતું, પરંતુ છેલ્લાં આઠ દસ વર્ષોમાં જે કંઈ જોયું–જાણ્યું તેથી ઠીક ઠીક નિર્ભ્રાંત થવાનું ભાગ્ય પામ્યો છું. અલબત્ત, એ નિર્ભ્રાંતિમાં શિક્ષણ નામના પદાર્થનું મૂલ્ય જરા યે ઘટ્યું નથી; પણ વ્યવહારમાં એના અમલથી બેચેન છું. એ સ્થિતિમાં કોઈ નિઃસત્ત્વ પદાર્થને દૂર ફેંકાતો જોઈને જાણે મારા હૈયા ઉપરનો કોઈ બોજો ઘટ્યો હોય એવી હર્ષપુલક અનુભવાય છે. તમે પણ એવી મીઠી 'હાશ' અનુભવો તો કેવું સારું!

એક એકથી અદકાં કામો આપણાં મનોજગતનાં દ્વાર ઠોકે છે. તમે જે રાજનીતિના વિદ્યાર્થી, શિક્ષક રહ્યા છો તેને ય નવસંસ્કારની જરૂર, પહેલાં ક્યારે ય ન હતી તેવી, ઊભી થઈ છે. શક્તિશાળી માણસ તો વેરાનમાં બેસશે ત્યાં યે ફૂલવાડી સર્જાવી શકશે. તમે એવા પુરુષોમાં એક છો. તમને પ્રાપ્ત થયેલી થોડીક નવરાશની પળો એવી કોઈ દિશા ચીંધી બેસે તો હું નવાઈ નહીં પામું.

લિ.

લંડન, સ્નેહાધીન

તા. ૨૨-૪-'૬૮ **જયન્ત પંડયા**

\+ + +

મુરબ્બીશ્રી પુરુષોત્તમભાઈ,

ઘણા જ દુઃખ સાથે અમે સમાચાર જાણ્યા કે આપે એલ. ડી. કૉલેજના આચાર્ય તરીકે રાજીનામું આપી દીધેલ છે. આપના જેવી તેજસ્વી, સિદ્ધાન્તનિષ્ઠ અને વિદ્યાપ્રેમી વ્યક્તિની આ રીતની વિદાય ખરેખર દુઃખદ છે. સાથેસાથ એક અધ્યાપક તરીકે અમને ખૂબ ગૌરવ છે કે આજે વિદ્યાના ક્ષેત્રે જે કંઈ ચાલી રહ્યું છે તેવા કપરા સમયે સિદ્ધાંતની રક્ષા કાજે આપ જેવા, કોઈની પણ પરવા કર્યા સિવાય, રાજીનામું આપો છો. ખરેખર, આપનું નિવેદન વાંચ્યા પછી થયું કે ના, હજુ આ ક્ષેત્રે એકલદોકલ પણ સત્ય અને સિદ્ધાંતપ્રિય માણસો છે ખરા.

આજે અધ્યાપકનો આદર્શ ભૂલાયો છે. અમને તો અનુભવ એવો થાય છે કે સિદ્ધાંતો રાખવા, સત્યપ્રિય રહેવું, નિષ્ઠાથી કાર્ય કરવું તે જ જાણે ગુનો છે. આવા કસોટીના સમયે આપે અમને નવું બળ આપ્યું છે.

અધ્યાપકોની અમારી અંતરની હાર્દિક શુભેચ્છાઓ આપની સાથે છે.

લિ.

રાજકોટ-૨ **જી. ટી. જાનીનાં વંદન**

તા. ૨૯-૩-'૬૮

*

## અનુક્રમ



*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫).
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક-'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ છ વર્ષના બંધાવેલા સેટની દરેકની કિં. રૂપિયા પંદર. ટપાલ ખર્ચ, સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય ઈ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડયું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ-૧

જે નીતિવિષયક નિર્ણયો લેવાના હોય, જે કોઈ policy ઘડવાની હોય તે અંગેનો એકાધિકાર સંચાલક મંડળનો જ છે. સંસ્થાના આંતરિક વહીવટમાં સંચાલક મંડળ માથું મારી શકે નહિ, જ્યાંય સંચાલક મંડળે ઘડેલ નીતિઓ (policies) ને અનુરૂપ રહીને જ પ્રાચાર્યે કે આચાર્યે અને અન્ય સહકાર્યકરોએ સેવા બજાવવાની હોય છે.

પ્રાચાર્ય કે આચાર્યનો કરકસરભર્યો ને સંગીન વહીવટ અલબત્ત સંસ્થાને સધ્ધર બનાવવામાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. પરંતુ તેના કાર્ય બદલ તેને વેતન મળતું હોય છે, જ્યારે સંચાલકમંડળ આર્થિક જરૂરિયાતો પૂરી પાડવાની જવાબદારી સેવાભાવે બજાવે છે અને તેથી તેટલે અંશે સંચાલક મંડળોનું સ્થાન સહેજ ઊંચું મૂકવા માટે સંચાલક મંડળો હકદાર હોય એમ બને.

સિક્કાની અન્ય બાજુ મેં મારી અલ્પબુદ્ધિ અનુસાર રજૂ કરી છે. ગુરુજી પ્રાચાર્ય શ્રી માવળંકર સાહેબ આ પાસા અંગે પોતાનું મંતવ્ય દર્શાવે અને મારી તથા મારા જેવા કાંઈક બીજાઓની આ બાબત અંગે જે પણ કાંઈ ગેરસમજ હોય તે દૂર કરે એવી અપેક્ષા રાખું છું.

લોકશાહીની ભાવનાનું સિંચન આપણે ત્યાં હજી જોઈએ તેટલા પ્રમાણમાં થયું નથી અને તેથી જ આવી બાબતો અંગે કોઈ સ્પષ્ટ લક્ષ્મણરેખા દોરાઈ નથી. પ્રધાનો અને તેમનાં સેક્રેટરીઓ વચ્ચે પણ આવા ઘણા મતભેદો ઉપસ્થિત થતા હશે. પ્રાચાર્ય શ્રી માવળંકર જેવી અનેક વ્યક્તિઓ આ રીતે હિંમતભર્યું પગલું લઈ ભોગ આપવા તૈયાર થશે ત્યારે જ એ લક્ષ્મણરેખાઓ સ્પષ્ટ થશે અને ભવિષ્યના પ્રાચાર્યો-આચાર્યો તથા સનદી અધિકારીઓનું કાર્ય સરળ બનશે.

| | | |
|---|---|---|
| પો. અથવાલી | | લિ. |
| (કાશીપુરા) | | શ્રીનિવાસ રામકૃષ્ણ સરદેસાઈ |
| વાયા-પલાસણી | | B.A.B.Ed |
| જિ. વડોદરા | | આચાર્ય, |
| તા. ૧૭-૪-'૬૮ | | શ્રી વિનય મંદિર, કાશીપુરા |

\+ + +

આદરણીય સ્નેહી આચાર્ય શ્રી માવળંકર સાહેબ,

સવિનય વંદન. હાલ અખબારોમાં આપની બાબતમાં જે લખાણ આવે છે તેથી એક રીતે દુઃખ થાય છે અને બીજી રીતે ગૌરવ અનુભવું છું. દુઃખ એ માટે થાય છે કે ગુજરાતની અગ્રગણ્ય કૉલેજમાં અને પાટનગરની તથા ગાંધીજીના અનુયાયીઓના વડપણ હેઠળ ચાલતી સંસ્થામાં આ કરુણ ઘટના બની રહી છે, અને ગૌરવ એ દૃષ્ટિએ થાય છે કે આચાર્યનાં સ્વમાન અને સ્થાન માટે એક આચાર્ય સિંહની જેમ માથું ઊંચકે છે ને ઝઝૂમે છે. ખરેખર, આપે આપના અને ભારતનાય આદરણીય એવા દાદાસાહેબ માવળંકરના નામને દીપાવ્યું છે અને તેમની શાન ઊજળી કરી છે. આમ, ગાંધીજીના અને સરદારના ગુજરાતમાં આ જે બની રહ્યું છે તે એક રીતે લાંછનરૂપ છે અને બીજી રીતે ગૌરવરૂપ છે. ગુજરાતને આ રીતે ગૌરવ ને બહુમાન આપવા બદલ આપ અનેક રીતે અભિનંદનના અધિકારી બન્યા છો.

'આચાર્ય દેવો ભવ'ના નાદ જ્યાં ગુંજે છે અને 'ગુરુઃ બ્રહ્મા'નું સૂત્ર જ્યાં સ્તવનની જેમ લલકારાય છે ત્યાં આચાર્યની આ સ્થિતિ દુઃખદ આશ્ચર્યસમી થઈ પડે છે. આપણાં નેતાઓ જેટલી વાતો સિદ્ધાંતની ને આદર્શની કરે છે તેટલી આચરણમાં મૂકતાં હોય તો આ સ્થિતિ ન આવવા પામે. ખેર, જેવું આપણું કિસ્મત.

આપની વાત તો જુદી છે, પણ એક વાત કહી દેવાય છે કે આપણા કેટલાક આચાર્યોએ પણ કેટલુંક બદલાવાનું છે. અધ્યાપકો તરફ તેઓ સારી રીતે વર્તતા હોતા નથી, એવી વાત ઠેર ઠેર સાંભળવા ને જોવા મળે છે. અધ્યાપકોનું સ્વમાન પણ તેઓ હણે છે અને ક્યારેક તો અધ્યાપકોની કરુણ દશા પણ સર્જવામાં તેઓ કારણભૂત બને છે. વેપારી પેઢીના સંચાલક કે વ્યવસ્થાપકની જેમ જ તેઓ વર્તતા હોય છે, અને ખોટી કદમબોસી તથા ખુશામત તેઓ ઇચ્છતા હોય છે. જેઓ સ્વમાન ખાતર આવું નથી કરતા તેમને હરહંમેશ વેઠવું પડે છે. આચાર્યની સાથે અધ્યાપકોની આ દશા (!)નોય વિચાર થવો જોઇએ. સિદ્ધાંત, સત્ય, પ્રમાણિકતા ને નીતિની વાતો કરનારને આજે વેદિયા, પંતુજી ને અવ્યવહારુ ગણવામાં આવે છે.

એ રીતે જીવન ગુજારવાનું શરૂ કર્યું એટલે પછી અનુકૂળ માનસિક આબોહવા ધીરે ધીરે પણ ચોક્કસપણે બંધાવા લાગે છે. સારી દેશભકિતની આ ગણનાપાત્ર ફલશ્રુતિ છે.

અને, છેલ્લે, સારી દેશભક્તિ સ્વાર્પણની ભાવનાને પોષે છે. સાચો દેશભક્ત હંમેશ ફના થવાની તત્પરતા ધરાવતો હોય છે. એ માટેની તાલીમ એ લે છે. એનું જીવન સમર્પિત જીવન બની રહે છે.

હવે, નરસી દેશભક્તિ કેવી હોય તે તપાસીએ. દુનિયામાં ફક્ત મારો જ દેશ વસે છે એવું જે માને છે તે સારો દેશભક્ત નહીં પણ નઠારો અને આંધળો પ્રજાજન છે. વળી, નરસી દેશભક્તિમાં રત માણસ એમ પણ માને છે કે અન્ય રાષ્ટ્રોની હસ્તી હોયે તો યે મારું રાષ્ટ્ર જ મધ્યબિંદુમાં છે! દુનિયા આખી મારી આસપાસ ઘૂમે છે, ઘૂમવી જોઈએ એવા ઘમંડ સાથે આવા ખોટા દેશભક્તો મહાલતા હોય છે. ચીન જેવો દેશ આવી અહંકારી વૃત્તિથી સતત ઘેરાયેલો અને પીડાતો રહ્યો છે. પરિણામે, ચીન અન્ય રાષ્ટ્રો તરફ ધિક્કાર નહીં તોયે તુચ્છતાની દૃષ્ટિથી જુએ છે. ચીનનો ઇતિહાસ આવી મનોદશાના વ્યવહારથી ભરેલો છે. એમાંય વળી અર્વાચીન સામ્યવાદી ચીને તો માઝા મૂકી છે. એ તો એની માર્ક્સવાદી અને માઓવાદી વિચારસરણીને પણ સર્વગુણસંપન્ન, સર્વજ્ઞાની, સર્વગ્રાહી, એકમેવ મૂલ્યવાન એવી બાબત ગણે છે અને એ રીતે આખી દુનિયા સાથે વર્તવાના ધમપછાડા મારે છે.

ખરાબ દેશભકિત જેને વળગી છે તે વ્યકિત એમ માને છે ને કહે છે કે મારું રાષ્ટ્ર કદી ખોટું હોય જ નહીં! સારાપણાનો અને સાચાપણાનો બધો ઇજારો જાણે એના એકલાના જ દેશ પાસે ન હોય! પછી એવો દેશભકત અનિવાર્યપણે એવું બોલતો થાય છે કે, સાચું કે ખોટું, મારું રાષ્ટ્ર જ આસ્તિત્વ ધરાવે છે, અને એની જ ભૂમિકા વાજબી છે અને હું તો મારા રાષ્ટ્રને જ વળગી રહીશ!

એમાંથી પછી સંકુચિતતા પેદા થાય છે. દેશભકિત નરસી હોય ત્યારે દૃષ્ટિક્ષેપ સીમિત, મર્યાદિત, ટૂંકો, પોતા પૂરતો બની જાય છે. પોતાના જ દેશની વાત અને ભૂમિકા ઘૂંટયા કરવાનું એકમાત્ર ડહાપણ પછી ફરી વળે છે. સ્વાર્થનો રંગ એને સખત ચોંટે છે. દેશભકિતને નામે આ સ્વાર્થવૃત્તિનું ઝેર ફેલાવાની શરૂઆત થાય છે.

પોતાના દેશ પ્રત્યે ભકિત હોવી જોઇએ, પણ તે આંધળી ન હોવી જોઇએ. અંધભકિત ખતરનાક ચીજ છે. સમજ્યા વગર, વિચાર્યા વિના, જાણ્યા સિવાય રાતદહાડો પોતાના જ દેશનાં ગુણગાન ગાવાં એ નરસી દેશભકિતની રીતરસમ છે. પોતાના દેશ પ્રત્યેના પ્રેમનો અતિરેક ન થવો જોઇએ. પોતાના જ રાષ્ટ્રનો ઝંડો જ્યાં ત્યાં લઈ જવાની અને લહેરાવવાની લાલચમાં ફસાવું ન જોઇએ. સસ્તાં સૂત્રો અને ઉપરછલ્લા જય-જયકારથી દેશભકિત લજાય છે, બગડે છે, ઘટે છે.

પોતાના દેશમાં જે જે સારું હોય, વૈશિષ્ટ્યપૂર્ણ હોય તે બધાનું જતન કરવું જોઇએ, અને પોતાનાથી બની શકતું હોય તો તેમાં નોંધપાત્ર વધારો પણ કરવો જોઈએ. પરંતુ, પોતાની જે રીતભાત છે તે જ સારી છે એમ માનવું, અને પછી એમ પણ માનવું કે પોતાનો દેશ જ અન્યસહુ કરતાં બધી બાબતોમાં ચડિયાતો છે, એ બહુ ભયંકર વિકૃતિઓ જન્માવનારી મનોદશા છે. ખરાબ દેશભકિત સાથે આવી મનોદશા વળગેલી હોય છે.

આમ, સરવાળે, નરસી અગર અનિચ્છનીય દેશભકિત સંહારાત્મક વલણ અખત્યાર કરનારી બની રહે છે. ખરાબ દેશભકત આક્રમક વૃત્તિવાળો હોય છે. પોતાની સત્તા અને સંસ્કૃતિ અન્ય સહુ પર લાદવાને તે મથે છે. એમાંથી જ પછી સંઘર્ષો અને અથડામણો, લડાઇઓ અને યુદ્ધો જાગે છે.

આજે આપણને સારી દેશભકિતની જરૂર છે; અને એ અમલી બનાવવા માટે નરસી દેશભકિત શી છે તે સમજવાની અને પ્રયત્નપૂર્વક એનો ત્યાગ કરવાની ખાસ જરૂર છે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

૮૨

"શિક્ષકોની એક સ્વતંત્ર શક્તિ ઊભી થવી જોઈએ. એમની હેસિયત ગુરુની છે. શિક્ષકો દ્વારા આખા દેશને માર્ગદર્શન મળવું જોઈએ. પણ આજે તો શિક્ષક એક સામાન્ય નોકરની હેસિયતમાં આવી ગયો છે. શિક્ષણ-જગતનું એ દુર્ભાગ્ય છે કે જે સ્વતંત્રતા ન્યાય વિભાગને છે, એટલી યે સ્વતંત્રતા શિક્ષણ વિભાગને નથી. ન્યાય વિભાગની સરકારની ઉપરવટ એક સ્વતંત્ર હસ્તી છે. તે સરકારની વિરુદ્ધ પણ ફેંસલો આપી શકે છે, અને સરકારે તેનો અમલ કરવો પડે છે. ન્યાય વિભાગની આ પ્રતિષ્ઠા તમે જોઈ શકો છો. એમને પગાર સરકાર તરફથી મળતો હોવા છતાં તેઓ સરકારના તાબા હેઠળ નથી. તેવી જ રીતે શિક્ષકોનેય સરકાર તરફથી પગાર ભલે મળે, પણ તમારી સ્વતંત્ર હસ્તી હોવી જોઈએ, અને તમે લોકો દેશના માર્ગદર્શક છો, એમ બનવું જોઈએ.

પરંતુ શિક્ષણ વિભાગની સ્વાયત્તતા સાચા અર્થમાં ઉપલબ્ધ તેમ જ કાર્યાન્વિત કરવા માટે એ જરૂરી છે કે શિક્ષણ સત્તાની પાછળ ન દોડતાં સ્વયં પોતાની સ્વતંત્ર શક્તિનો વિકાસ કરે. તેથી શિક્ષકોએ પક્ષ તેમ જ ભેદભાવ, સત્તા તેમ જ સંઘર્ષની કલુષિત રાજનીતિથી મુક્ત થઈને તથા સંકીર્ણ મતવાદોથી ઉપર ઊઠીને વિશ્વવ્યાપક માનવીય રાજનીતિ તથા જનશક્તિ પર આધારિત લોકનીતિ અપનાવવી પડશે. રાજનીતિથી અળગા થયા વિના રાજનીતિ પર અસર નહીં પડે. આજે તો સ્થિતિ એ છે કે એની કોઈએ કલ્પના જ નથી કરી કે 'પાર્ટી–પૉલિટિક્સ' વિનાની યે કોઈ રાજનીતિ હોઈ શકે છે.

આજે ડેલીગેટેડ ડેમૉક્રસી–પ્રાતિનિધિક લોકશાહી છે, પાર્ટિસિપેટિંગ ડેમૉક્રસી–પ્રજા સીધો જેમાં ભાગ લેતી હોય એવી લોકશાહી નથી. શિક્ષકો જો એમ માનતા હોય કે અમે સ્કૂલ-કૉલેજમાં ભણાવી દીધું એટલે હવે અમારું કોઈ કર્તવ્ય નથી, તો તે ચાલશે નહીં. શિક્ષકોનો જનતા સાથે સંપર્ક હોવો જોઈએ, નહીં તો રાજનીતિ પર એમની અસર નહીં પડી શકે."

**વિનોબા ભાવે**

['ભૂમિપુત્ર,' વડોદરા. તા. ૬-૫-'૬૮. પૃ. ૩]





સંપાદક

પુરુષોત્તમ ગણેશ માવળંકર

પર અસર થાય છે અને તેથી તે કોષરસમાંથી પસાર થઈ બહાર નીકળે છે. આના પરિણામે રસધાનીરસની 'સાન્દ્રતા' (concentration) વધે છે અને 'રસાકર્ષણદાબ' (osmotic tension) પેદા થાય છે, જેના પરિણામે પાણીના નિર્ગમનનો વેગ ધીમો પડે છે. પરંતુ જો શુષ્કતાની પરિસ્થિતિ ઘણી વધારે લંબાય તો ઊંચા ઉષ્ણતામાનને કારણે છેવટે કોષરસના અમુક્ત પાણીને પણ અસર થાય છે અને કોષરસમાંથી અમુક્ત પાણીનું નિર્ગમન કોષના મૃત્યુમાં પરિણમે છે.

વળી, જો વાતાવરણમાં શુષ્કતાની પરિસ્થિતિ એકાએક સર્જાય અને બાહ્યાવરણ તથા અંતઃઆવરણ વધારે પ્રવેશશીલ ન હોય તો કોષરસનું અમુક્ત પાણી મુક્ત પાણી કરતાં વહેલી અસર પામે છે અને તેના નિર્ગમનને પરિણામે પણ કોષનું મૃત્યુ થાય છે. પરંતુ જો આ 'કોષત્વચાઓ' (cytoplasmic membranes) વધારે પ્રવેશશીલ હોય તો અમુક્ત પાણી કરતાં મુક્ત પાણીનું વહેલું નિર્ગમન થતાં કોષને ઓછી ઈજા થાય છે.

શુષ્ક પરિસ્થિતિ બાદ અનુકૂળ વાતાવરણમાં વનસ્પતિને 'પૂર્વજીવનના સમય' (recovery period) દરમ્યાન પણ કોષની વધારે પ્રવેશશીલ કોષત્વચાઓ ઘણી જ મદદરૂપ થાય છે. આ સમય દરમ્યાન રસાકર્ષણ-દાબને કારણે પાણી કોષમાં પ્રવેશે છે, અને તેથી જો કોષત્વચાઓ વધારે પ્રવેશશીલ હોય તો પાણીના પ્રવેશનો વેગ ઝડપી બનતાં વનસ્પતિ જલદીથી પૂર્વજીવન પામે છે, વળી જો કોષત્વચાઓ વધુ પ્રવેશશીલ ન હોય, તો કોષ-દીવાલમાંથી પાણીનો પ્રવેશ જે ઝડપથી થાય છે તેટલી ઝડપે આ પાણી કોષત્વચામાંથી પસાર થઈ શકતું નહીં હોવાથી, કોષદીવાલ ઘણી ખેંચાઈ જાય છે અને છેવટે તૂટી જતાં કોષ મૃત્યુ પામે છે. આ રીતે વનસ્પતિને, શુષ્ક પરિસ્થિતિઓ તેમજ પૂર્વજીવનના સમય દરમ્યાન, વધારે પ્રવેશશીલ કોષત્વચાઓ પ્રતિકૂળ વાતાવરણનો સામનો કરવામાં ઘણાં જ મદદરૂપ થાય છે.

વનસ્પતિમાં શુષ્કતા-અવરોધ નક્કી કરવા માટે વૈજ્ઞાનિકોએ ઘણા પ્રયત્નો કરેલા છે, અને તેથી તેનું વિહંગાવલોકન ઘણું જરૂરી બને છે (૧, ૨, ૩, ૪, ૫,):

(૧) મૅક્સીમોવે (Maximov-1926) 'વનસ્પતિની પાણીની જરૂરિયાત' (water requirement of plant)ને 'સૂચક' (index) ગણી છે, અને તેઓના મત પ્રમાણે, વનસ્પતિની પાણીની જરૂરિયાત જો ઓછી હોય તો તે વનસ્પતિ વધુ શુષ્કતા-અવરોધક કહેવાય.

(૨) સંકરને (Sankaran – 1933) કપાસની બે જાતોની સરખામણી દ્વારા જણાવ્યું કે શુષ્કતા-અવરોધક જાત જાડું અને ઊંડું 'સોટીમૂળ' (taproot); પર્ણો પર ઘટ્ટ રોમ (hairs)નું સ્તર તેમજ પર્ણમાં પાણીનું વધારે પ્રમાણ ધરાવે છે.

(૩) સ્કાઝ્કીને (Skazkin-1936) બીજની ભેજ-શોષણ શક્તિ માપી નક્કી કર્યું કે આ જાતની વધુ શક્તિ ધરાવનાર બીજ શુષ્કતા-અવરોધક કહેવાય અને ઓછી શક્તિ ધરાવનાર બીજ 'શુષ્કતા-બિનઅવરોધક' (drought susceptible કહેવાય.)

(૪) મેયર અને હંટરે (Mair and Hunter-1936) બીજાંકુરોને ગરમ હવામાંથી પસાર કર્યાં અને ત્યાર બાદ એવા તારણ પર તેઓ પહોંચ્યા કે ગરમ હવામાંથી પસાર થયા બાદ જીવિત રહેતાં બીજાંકુરો વધારે શુષ્કતા-અવરોધ શક્તિ ધરાવે છે.

(૫) સેર્ગીવે (Sergeev-1937) ક્ષારના દ્રાવણમાં બીજના અંકુરણનો 'દર' (rate) માપ્યો અને નક્કી કર્યું કે અંકુરણનો ઝડપી દર ધરાવતાં બીજ શુષ્કતા-અવરોધક છે.

(૬) સેમાકીન (Semakin-1937) અને શક્તિ ગુપ્તા (Shakti Gupta-1957) એ મર્યાદિત પાણીની પરિસ્થિતિમાં બીજાંકુરણનો દર નક્કી કર્યો અને જણાવ્યું કે ઝડપી દર ધરાવનાર બીજાંકુર વધારે શુષ્કતા-અવરોધક છે.

(૭) ઈવાન્સ (Evans-1937) અને હેબરે (Haber-1938) વનસ્પતિમૂળના કદ અને ઊંડાઈ વચ્ચેનો સંબંધ શોધી તારણ મેળવ્યું કે વધુ કદ અને







# देशभक्ति : सारी अने नरसी

દેશભક્તિ સારી અને નરસી બન્ને પ્રકારની હોઈ શકે છે એ વાત ઘણા લોકો ભૂલી જતા હોય છે. ઘણી વાર, સારી અને નરસી દેશભક્તિ વચ્ચેનો તફાવત સ્પષ્ટપણે સમજવામાં સામાન્યજનોને તેમજ શિક્ષિતોને પણ મુશ્કેલી પડે છે. દેશભક્તિ તે વળી ખરાબ કે અનિચ્છનીય હોઈ શકે ખરી? એવો પ્રશ્ન પણ અનેક લોકોને મૂંઝવનારો નીવડે છે. પરંતુ, વિષયમાં જો આપણે થોડા ઊંડા ઊતરીશું તો સમજાશે કે દેશભક્તિને નામે ઘણું બધું ખોટું અને ખરાબ પણ ઠેરઠેર ચાલી રહ્યું હોય છે. એને ચલાવી ન લેવું જોઈએ; અને, તેથી, દેશભક્તિનાં સારાં અને નરસાં પાસાં આપણે વિવેકપૂર્વક તપાસવાં જોઈએ.

પોતાના દેશ માટે પ્રેમ અને અભિમાનની ભાવના હોવી સ્વાભાવિક છે. જેમ દરેકને પોતાની માતા વહાલી છે તેમ પોતાની જન્મભૂમિ પણ પ્રિય હોય છે. પરંતુ જે વૃત્તિ સ્વાભાવિક છે તે હંમેશ સારી જ છે અગર રહે એવું નથી. વળી, સારી ભાવનાનો અતિરેક પણ થઈ શકે; એમાંથી વિકૃતિ પણ ઉદ્‌ભવી શકે; એવી લાગણીમાંથી ગર્વ અને મિથ્યાભિમાન પણ જન્મી શકે. તેથી, દેશભક્તિનો વિચાર અને આચાર સ્વસ્થતાથી, સમતોલપણે અને સંસ્કારી રીતે કરવો રહ્યો.

સારી દેશભક્તિ આપણને આપણાં ઘર, મહોલ્લો, શેરી, ગામ, શહેર, પ્રદેશની ઉપરવટ જવાનું શીખવે છે. સાચા દેશભક્તના મનમાં જાણે સતત 'જાવું પેલે પાર!' જેવી ભાવના રમ્યા કરે છે. સીમોલ્લંઘન કરતો કરતો એ દેશભક્ત એક દિવસ રાષ્ટ્રની સીમાઓને પણ ઓળંગવા આતુર બને છે. રાષ્ટ્રમાંથી વિશ્વ અને એમાથી પછી બ્રહ્માંડમાં એકરૂપ બનવાનું એનું માનસ અને વલણ ઘડાય છે.

દરેક વ્યક્તિના જીવનમાં વિવિધ વફાદારીઓનો મેળ અને મુકાબલો કરવાનો વારો આવે છે. સારી દેશભક્તિ વ્યક્તિને એની વફાદારીઓની ગોઠવણો અંગે સમજ પૂરી પાડે છે. કઈ મનોવૃત્તિને ક્યારે તાબે થવું, કે ન થવું, તે જાણવાની દૃષ્ટિ એને મળે છે. એકકથી ચડિયાતી સામાજિક સ્થિતિ અને વૈચારિક કક્ષા સાથે સમરસ થવાનું પછી પ્રમાણમાં સરળ બને છે. સારી દેશભક્તિ ઊર્ધ્વગામી મનોવૃત્તિને પોષે છે.

આપણામાં દેશભક્તિ સુયોગ્ય અંશમાં હોય તો આપણે હંમેશ ઉચ્ચ અને ઉદાત્ત ધ્યેયો, આદર્શો, હેતુઓને વરેલાં રહીએ છીએ. આપોઆપ પછી સામાજિક ભાવના આપણા વ્યક્તિત્વમાં પ્રગટે છે. એને કારણે પડોશધર્મની મઝા અને મહત્તા આપણે માણી શકીએ છીએ. એમાંથી જ સહિષ્ણુતાની વૃત્તિ વિકસે છે, બીજાં પાસેથી શીખવાનું વલણ પેદા થાય છે. વિધવિધ પ્રજાઓ અને સંસ્કૃતિઓની કદર કરવાની વૃત્તિ સારા દેશભક્તમાં જોવા મળે છે. વૈવિધ્યની એ કદર કરે છે અને એમાંથી જ એકરાગ તથા એકતા નિર્માણ કરવાની એ ફિકર રાખે છે.

સારી દેશભક્તિનું એક લક્ષણ એ પણ છે કે એમાં જ્ઞાતિ, ભાષા, ધર્મનાં બંધનો ટકી શકતાં નથી. આપણે બધાં એક છીએ એટલે કે આપણે સહુ એકત્ર રહેવાને સર્જાયેલાં છીએ, એક સમાજમાં વસવાને જન્મેલાં છીએ એવો ભાવ દરેક સાચા દેશભકતના મનમાં હરહંમેશ રહેલો હોય છે. આપણા રીતરિવાજો, પહેરવેશો, આચાર-વિચારો ચાહે તેટલા ભિન્ન હોય તો પણ આપણે સહુ એક છીએ એવું માનવાનું અને

(૪) પ્રકાશકાળ (photoperiods)ની ૩
પરિસ્થિતિઓ :
(અ) દીર્ઘ–દિવસ (long day)–૨૪ કલાક
(બ) લઘુ–દિવસ (short day)–૬થી ૮ કલાક
(ક) સામાન્ય–દિવસ (normal day)–દિવસ દરમ્યાન સૂર્ય–પ્રકાશના કલાક.

(૫) પ્રતિવલિતો (replicates) ૨૦

ઉપરોક્ત પરિબળોનાં સંયુક્ત અભ્યાસ માટે નીચે પ્રમાણેનાં કુલ ૬૦૦ 'અસર સંયોજનો' (treatment combinations)નો અભ્યાસ કરવો પડે :

| (૧) જાત | (૨) જમીનમાં પાણીનું પ્રમાણ | (૩) શૈથલ્ય-મરણની અવસ્થા | (૪) પ્રકાશ-કાળની પરિસ્થિતિ | (૫) પ્રતિ વલિતો | કુલ અસર-સંયોજનો |
|---|---|---|---|---|---|
| ૧ × | ૨ × | ૫ × | ૩ × | ૨૦ = | ૬૦૦ |

ત્યાર બાદ દરેક સંયોજનમાં સંયુકત અસર પામતા છોડોની નિશ્ચિત સમયના અંતરે વાનસ્પતિક વૃદ્ધિ (ઊંચાઈ, લીલાં અને શુષ્ક વજનો તેમજ શાખાઓ અને પર્ણોની સંખ્યાની નોંધ કરી) માપવી જોઈએ. વળી, 'મોલાત' (harvest)ના સમયે દરેક છોડમાં મુખ્ય (main) ડૂંડવાલ (spike)ની લંબાઈ અને તેની શૂકિકાઓ (spikelets) તેમજ દાણાઓની સંખ્યા અને વજન ઉપરાંત અન્ય (extra)ડૂંડવાઓની અને તેમના દાણાઓની સંખ્યા અને વજન વગેરે પાક-લક્ષણો (yield characters) નક્કી કરવાં જોઈએ. દરેક છોડના કુલ દાણાઓ અને તેઓનાં વજન વિષેની માહિતીમાંથી ૧૦૦૦ દાણાઓના વજનની ગણતરી કરવી જોઈએ. આ ઉપરાંત દરેક સંયોજનમાં પરાગરજોત્પત્તિ (anthesis) અને દાણાના ભરાવા(grain filling)ના સમય પરથી 'પરિપક્વતા' (ripening)નો સમય નક્કી કરવો જોઈએ. આટલી માહિતી પ્રાપ્ત કરવાથી વનસ્પતિની અમુક પરિબળ પ્રત્યેની 'પ્રતિક્રિયા' (response) જાણી શકાય છે. વળી, આની સાથોસાથ શુષ્કતાને કારણે વનસ્પતિનાં આંતરિક તત્ત્વો ચયાપચય (metabolism)ની ક્રિયા દરમ્યાન શો ભાગ ભજવે છે તે જાણવા માટે વનસ્પતિનાં અંગોમાં રહેલ ભિન્ન ભિન્ન તત્ત્વોનો અભ્યાસ પણ કરવો જોઈએ.

ભારતમાં છેલ્લા ૨૫ વર્ષ દરમ્યાન ઘઉં, જવ, રાય, વગેરેની શુષ્કતા-અવરોધ પર 'જટિલ' પ્રયોગો દ્વારા અભ્યાસ થયો છે અને તે વિષેની ઘણી જ વિસ્તૃત, સચોટ અને પાયારૂપ માહિતી મેળવેલી છે. આ માહિતી નીચે પ્રમાણેનાં અગત્યનાં તારણો ધરાવે છે (૨, ૩, ૪, ૫, ૬, ૮) :

(૧) શૈથિલ્યમરણના સમય દરમ્યાન વાતાવરણનું ઉષ્ણતામાન અને જમીનનાં ભેજનું પ્રમાણ નક્કી કરવાથી, નીચેના સૂત્ર દ્વારા 'શુષ્કતાની તીવ્રતા' (drought intensity) જાણી શકાય છે:–

$$I \propto \frac{t}{m}$$

$$\therefore\ I = K\frac{t}{m}$$

જ્યાં, I = શુષ્કતાની તીવ્રતા
t = શૈથિલ્યમરણના સમય દરમ્યાનનું સરેરાશ ઉષ્ણતામાન
m = શૈથિલ્યમરણના સમય દરમ્યાન જમીનના ભેજનું સરેરાશ પ્રમાણ
K = અચળ (constant).

શૈથિલ્યમરણ સમયના સરેરાશ ઉષ્ણતામાન અને જમીનના ભેજ વચ્ચેનો 'રેખિત આંક' (linear regression) 'ઊલટ સંબંધ' (inverse relation) બતાવે છે. વળી, જેમ વાતાવરણનું ઉષ્ણતામાન વધારે, તેમ જમીનના ભેજનું પ્રમાણ ઓછું હોય છે. અને તેથી શુષ્કતાની તીવ્રતાનો આંક ઊંચો રહે છે.

(૨) શૈથિલ્યમરણની અસર દૂર કર્યા બાદ પૂર્વજીવન પામતા છોડોની સંખ્યા પરથી ટકાવાર 'ચિરંજીવ-મૂલ્ય' (survival value) નક્કી કરવામાં આવે છે. શુષ્કતાની તીવ્રતા અને ચિરંજીવમૂલ્ય વચ્ચેના રેખિત આંક પણ 'ઊલટ સંબંધ' ધરાવે છે, એટલે કે જેમ જેમ શુષ્કતાની તીવ્રતા ઊંચી તેમ ચિરંજીવ મૂલ્ય નીચું અને શુષ્કતાની તીવ્રતા નીચી તેમ ચિરંજીવ મૂલ્ય ઊંચું હોય છે.

(૩) 'શાખા–ઉત્પત્તિ' અવસ્થા સમયે શૈથિલ્યમરણ પામેલા છોડો વાનસ્પતિક અને પાકલક્ષણોની

# વનસ્પતિમાં શુષ્કતા-અવરોધ

બી. એમ. જાની અને જે. જે. ચીનોય
[વનસ્પતિશાસ્ત્ર વિભાગ, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ-૯]

કૃષિપ્રાધાન્ય ભારત દેશમાં વનસ્પતિની શુષ્કતા-અવરોધનો અભ્યાસ ઘણો અગત્યનો બને છે. પરંતુ વનસ્પતિના આ દેહધાર્મિક કોયડાનો ઉકેલ સહેલો નથી, કારણ કે તે ઘણાં આંતરિક અને બાહ્ય પરિબળોથી નિયંત્રિત છે.

'શુષ્કતા-અવરોધ'ની સમજૂતી વિવિધ વ્યાખ્યાઓ દ્વારા આપી શકાય છે, અને તે નક્કી કરવાની રીતો પણ ઘણી છે. પરંતુ સામાન્ય રીતે જમીન અને વાતાવરણની પ્રતિકૂળ અસરો હોવા છતાં પણ તેની સામે ટકી રહેવાની વનસ્પતિની શક્તિ (ability) ને 'શુષ્કતા' (drought resistance) કહેવામાં આવે છે.

વનસ્પતિને બે પ્રકારની શુષ્કતાઓનો અવરોધ કરવો પડે છે: (૧) વાતાવરણની શુષ્કતા અને (૨) જમીનની શુષ્કતા. જમીનમાં પાણીના ઓછા પ્રમાણને કારણે અને તદ્‌ઉપરાંત ઊંચું ઉષ્ણતામાન, ભેજનું ઓછું પ્રમાણ અને પવન જેવા પરિબળોને કારણે વનસ્પતિ પોતાનાં અંગોમાંથી પાણી ગુમાવે છે અને પરિણામે તેને શુષ્કતાનો અવરોધ કરવાની પરિસ્થિતિ પેદા થાય છે.

શુષ્કતા-અવરોધ નક્કી કરવા માટેના પ્રયોગો તેમજ શુષ્કતાની અસરોને પરિણામે વનસ્પતિની ચયાપચયની ક્રિયાઓમાં કયા ફેરફારો થાય છે તે જાણતાં પહેલાં શુષ્કતા-અવરોધની 'યુક્તિ' (mechanism)નો ટૂંક ખ્યાલ મેળવી લેવો ઘણો જરૂરનો છે. શુષ્કતાની પરિસ્થિતિઓ વખતે વનસ્પતિના શરીરનું 'એકમ' (unit) એવો 'કોષ' (cell) અસર પામે છે અને તેથી તેની રચના અને ઘટકો (constituents) વિષે જાણ હોવી જરૂરી છે. વનસ્પતિકોષ, કોષદીવાલ (cell-wall), કોષરસ (cytoplasm), કોષકેન્દ્ર (nucleus) તેમજ બીજા જીવંત અને નિર્જીવ પદાર્થોનો બનેલો છે. કોષરસમાં નાની-મોટી 'રસધાનીઓ' (vacuoles) હોય છે કે જેમાં 'રસધાનીરસ' (cell-sap) હોય છે. આ રસધાનીરસનું મુખ્ય ઘટક પાણી છે: જીવરસનું જે ઘટ આવરણ (membrane) કોષદીવાલની નજીક હોય છે તે 'બાહ્યાવરણ' (ectoplast) તરીકે અને રસધાનીને આવરતું પડ 'અંતઃઆવરણ' (endoplastor tonoplast) તરીકે ઓળખાય છે. સામાન્ય રીતે કોષદીવાલ ઘણી જ 'પ્રવેશશીલ' (permeable) હોય છે, જ્યારે બાહ્યાવરણ અને અંતઃઆવરણ 'અર્ધ-પ્રવેશ્ય' (semipermeable) હોય છે.

કોષમાં પાણી બે પ્રકારે અસ્તિત્વ ધરાવે છે: (૧) 'મુક્તપાણી' (free water) –આ પ્રકારના પાણીમાં પરમાણુઓ બીજાં કોઈ તત્ત્વો સાથે જોડાયેલાં નહીં હોઈ, કોષમાંથી સહેલાઈથી દૂર થઈ શકે છે. રસધાનીઓમાં આ પ્રકારનું પાણી હોય છે. (૨) 'અમુક્ત પાણી' (bound water or water of hydration), –કોષરસમાં આવેલા આ પ્રકારના પાણીના પરમાણુઓ, ભિન્ન ભિન્ન પ્રકારના 'કલિલ પરમાણુઓ' (colloidal mecutes) સાથે રસાયણિક (chemically) અને રસાયણ–કાર્યિક (chemicophysiologically) રીતે જોડાયેલા હોઈ, કોષમાંથી સૌથી છેવટે દૂર થાય છે. આ પ્રકારનું પાણી, મુક્ત પાણીના ઠરવા માટેના ઉષ્ણતામાને ઠરતું નથી તેમજ મુક્ત પાણીના બાષ્પીભવન માટે જરૂરી ઉષ્ણતામાને તેનું બાષ્પિભવન થતું નથી, કારણ કે તેનું 'બાષ્પ–દબાણ' (vapour pressure) નીચું હોય છે.૧*

હવે, શુષ્કતાની પરિસ્થિતિઓમાં વાતાવરણનું ઉષ્ણતામાન ઊંચું હોવાથી ઉત્સ્વેદનનો દર ઝડપી હોય છે અને પરિણામે વનસ્પતિ પાણી ગુમાવે છે અને શિથિલ થાય છે. આ ક્રિયા દરમ્યાન સૌ પ્રથમ કોષમાંના મુક્ત પાણી

*આ અને પછીના આંકડા, છેલ્લે આપેલ સંદર્ભસૂચિનાં પુસ્તકોનો ક્રમ સૂચવે છે.

માંથી ભેજ શોષવાની શક્તિ ધરાવે છે તેમજ 'એમાયલેઝ' (amylase) અને 'કેટાલેઝ' (catalase)ની ઝડપી પ્રક્રિયાઓને પરિણામે તેની 'અંકુરણશક્તિ' (germinating capacity) વધે છે અને તેથી છોડનાં મૂળિયાં ઝડપથી જમીનનાં ઊંડા સ્તરોમાં વિસ્તરી ઝડપી વૃદ્ધિ માટે પાણીનું શોષણ કરે છે. વળી, આ રીતથી બીજનાં 'લાયોફિલિક કલિલ' (lyophilic colloid) માં કેટલાક ફેરફારો થાય છે, અને પરિણામે 'ઊંચા ખેંચાણે' (higher tension) પણ પાણી શોષવા માટે તે શક્તિશાળી બને છે. (૬)

(૯) વનસ્પતિમાં 'શુષ્કતા-અવરોધ' અને 'શુષ્કતા બિનઅવરોધ' એ કોઈ 'વારસાગત તફાવતો' (hereditary differences)ના કારણે નથી, કારણ કે વિવિધ પુષ્પોત્પત્તિવર્ગો સાથે સંબંધિત જાતોમાં, વિભિન્ન 'વસંતીકરણ' (vernalization) અને પ્રકાશકાળ(photoperiodism)ની અસરોનાં સંયોજનો દ્વારા પુષ્પોત્પત્તિને ત્વરિત અથવા મંદ બનાવી, વૃદ્ધિ અને વિકાસ અવસ્થાઓનો સમન્વય સાધવામાં આવે છે ત્યારે જાતોના આ તફાવતો મહદ્અંશે અદૃશ્ય થાય છે; અથવા તો એમ પણ કહી શકાય કે બધી જ જાતોની કોઈ પણ અવસ્થાએ શુષ્કતા તરફની પ્રતિક્રિયા સરખી હોય છે.

હવે, શુષ્કતાની પરિસ્થિતિ વનસ્પતિની અગત્યની દેહધાર્મિક ક્રિયાઓ ઉપર શું અસર કરે છે તે જોઈએ:
(૭) વનસ્પતિનાં પર્ણછિદ્રો (stomata) અંગારવાયુનાં શોષણ અને પાણીના બાષ્પિભવનમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. પર્ણછિદ્રોનું હલનચલન, પ્રકાશ અને 'રક્ષક કોષો' (guard cells)માં રહેલા પાણીના પ્રમાણ પર આધારિત છે. સામાન્ય રીતે બંધ પર્ણછિદ્રના રક્ષક કોષોમાં રહેલા સ્ટાર્ચનું પ્રકાશની હાજરીમાં અને તે ઉત્સેચકોની મદદથી શર્કરામાં રૂપાંતર થાય છે. આના પરિણામે કોષના રસધાની-રસની સાંદ્રતા વધતાં કોષનું કદ વધે છે અને તેથી પર્ણછિદ્ર ઊઘડે છે. અંધકાર અને રક્ષક કોષોમાં પાણીનું પ્રમાણ ઓછું હોય, તો વિરુદ્ધ ક્રિયા થતાં પર્ણછિદ્ર બંધ થાય છે જ્યારે વનસ્પતિ ઘણા શુષ્ક વાતાવરણમાં હોય છે ત્યારે તેનાં પર્ણ-છિદ્રો 'આશુનતા' (turgescence) મેળવ્યા બાદ પણ મૂળ પરિસ્થિતિ ધારણ કરતાં નથી. તેઓ થોડાંક જ ખૂલે છે અથવા તો થોડાક સમય બાદ મૃત્યુ પામે છે. શુષ્કતાને પરિણામે ફક્ત રક્ષક કોષોમાં જ નહીં પરંતુ પર્ણના બીજા કોષોમાં પણ 'એમાયલેઝ'ની પ્રક્રિયાથી સ્ટાર્ચનું ખંડન થાય છે અને તેમાંથી સૌ પ્રથમ 'બહુશર્કરાઓ' (polysaccharides) અને ત્યાર બાદ 'દ્વિશર્કરાઓ' (disaccharides) અને 'એકીશર્કરાઓ' (monosaccharides) બને છે. સામાન્ય રીતે ભેજવાળી આબોહવામાં ઊગતી વનસ્પતિ કરતાં શુષ્ક આબોહવાવાળી વનસ્પતિનાં અંગોમાં શર્કરાઓનું પ્રમાણ વધારે હોય છે.

જ્યારે વનસ્પતિ માટે ભેજની પરિસ્થિતિઓ અનુકૂળ હોય ત્યારે પ્રકાંડ, મૂળ અને પર્ણોના રસાકર્ષણ દાબમાં નોંધપાત્ર તફાવત હોતો નથી, પરંતુ જ્યારે શુષ્ક વાતાવરણ હોય છે ત્યારે પર્ણો અને મૂળના રસાકર્ષણ-દાબમાં ઘણો તફાવત પડે છે. વનસ્પતિઅંગમાં નાના કોષો અને ઊંચું રસાકર્ષણ દાબ હોય તો શુષ્કતાનો અવરોધ સારી રીતે થઈ શકે છે. વળી, પર્ણોમાં ઊંચા રસાકર્ષણ દાબને પરિણામે, જમીનમાંથી મૂળમાં અને તેમાંથી પર્ણમાં જતા પાણીના પ્રવાહનો વેગ વધે છે.

આ ઉપરાંત શુષ્ક વાતાવરણ વનસ્પતિની પ્રકાશ-સંશ્લેષણ અને શ્વસન જેવી અગત્યની ક્રિયાઓને પણ અસર કરે છે. સૌ પ્રથમ તો શુષ્કતાને પરિણામે પર્ણછિદ્રના હલનચલનમાં ફેરફાર થાય છે અને તેથી પ્રકાશસંશ્લેષણની ક્રિયામાં વપરાતા અંગારવાયુની ગતિ અસર પામે છે. પર્ણછિદ્રનું કદ તેમજ પ્રકાશસંશ્લેષણ અને ઉત્સ્વેદનની ક્રિયાઓના દર એકબીજા સાથે અમુક સંબંધથી જોડાયેલા છે.

શુષ્ક પરિસ્થિતિ દરમ્યાન વનસ્પતિકોષોમાં સ્ટાર્ચના વિભાજનને પરિણામે ઝડપથી શર્કરાઓ બને છે અને ત્યાર બાદ શ્વસનની ક્રિયાના વધુ વેગને પરિણામે પાણી અને અંગારવાયુ બને છે; પરંતુ જ્યારે કોષના મુક્ત પાણીનું પ્રમાણ ઘટે છે અને ફક્ત અમુક્ત પાણી જ રહે છે ત્યારે શ્વસનનો દર ઘટે છે.

ઊંડાઈવાળાં મૂળ ધરાવતી વનસ્પતિ શુષ્કતા-અવરોધક હોય છે.

(૮) ખન્ના અને રાહેજાએ (Khanna and Raheja-1935, 1947) શેરડી વિશેના સંશોધનથી નક્કી કર્યું કે શુષ્કતા-અવરોધક જાત ઘણી વિસ્તરિત મૂળ-રચના, પ્રકાંડમાં 'રસધાનીરસ'ની ઊંચી સાન્દ્રતા અને પર્ણોમાં 'જલાકર્ષીકલિલ' (hydrophic colloid) ધરાવે છે.

(૯) નીઝ્નીકોવે (Niznikov-1940) બીજાંકુરની 'વીજળી ચાલક શક્તિ' (electro motive force) માપી અને જણાવ્યું કે વધુ વીજળી ચાલક શક્તિ ધરાવતા બીજાંકુર વધારે શુષ્કતા-અવરોધક હોય છે.

(૧૦) પારીજા અને પીલ્લૈએ (Parija and Pillay-1945) શાખા વિશે સંશોધન કર્યું અને પરિણામે તેઓને જણાયું કે વાવણી પહેલાં પાણીમાં ભીંજવેલાં બીજ, ભીંજવ્યા વગરનાં બીજ કરતાં, 'શૈથિલમરણ' (wilting) ની ક્રિયા બાદ વધુ સારી રીતે 'પુનઃજીવન' (revival) પામે છે તેમજ ઉત્સ્વેદન દ્વારા પાણીનો વ્યય પણ ઓછો કરે છે.

(૧૧) મલીકે (Mallik-1950) શેરડીમાં ઉત્સ્વેદનનો દર માપ્યા બાદ નક્કી કર્યું કે શુષ્કતા-અવરોધક જાતમાં ઉત્સ્વેદનની ક્રિયાનો દર ધીમો હોય છે.

(૧૨) અસાના અને મનીએ (Asana and Mani -1950, 1955) છોડની વૃદ્ધિ અને પ્રકાશસંશ્લેષણની ક્રિયાનો અભ્યાસ કર્યો. તેઓના મત પ્રમાણે વધુ વૃદ્ધિ અને પ્રકાશસંશ્લેષણની ક્રિયા ધરાવતો છોડ વધારે શુષ્કતા-અવરોધક હોય છે.

આ રીતે શુષ્કતા-અવરોધ જેવા અગત્યના કોયડાના ઉપરોક્ત ઐતિહાસિક ભાગ તરફ દૃષ્ટિ કરતાં જણાય છે કે ફક્ત એક જ આકાર-લક્ષણ (morphological character) કે દેહધાર્મિક (physiological) પરિબળના અભ્યાસ દ્વારા વનસ્પતિમાં શુષ્કતા-અવરોધ નક્કી કરવાથી પરિણામો ઘણાં જ સીમિત મૂલ્ય- (limited value) વાળાં બન્યાં છે, અને કોઈક વખત તેઓ વૈજ્ઞાનિક સત્યથી દૂર ખેંચી જાય તેવો સંભવ પણ છે. વળી આવા સીમિત રચનાવાળા પ્રયોગો આ કોયડાનો સ્પષ્ટ અને સચોટ ઉકેલ આપવા માટે પણ અસમર્થ નીવડેલા છે.

આથી, શુષ્કતા-અવરોધની પ્રક્રિયાને જો સ્પષ્ટ રીતે સમજવી અને નક્કી કરવી હોય તો વનસ્પતિની વૃદ્ધિ (growth) અને વિકાસ (development)ની અવસ્થાઓ દરમ્યાન શુષ્કતા-અવરોધ પર અસર કરતાં વિવિધ પરિબળોના 'પરસ્પરિત સંબંધો' (correlations)નો અભ્યાસ કરવો ઘણો જ અગત્યનો છે. આ કાર્ય માટે 'સીધા કૃષિ-જીવવૈજ્ઞાનિક (direct agrobiological) પ્રયોગો ઘણા જ સચોટ પુરવાર થયેલા છે. આ વૈજ્ઞાનિક સત્યને પાયારૂપ ઘણી 'જટિલ' (complex) પ્રકારના પ્રયોગોનું આયોજન કરવામાં આવે તો ઘણાં પરિબળોનો સંબંધિત અભ્યાસ થઈ શકે અને પરિણામે શુષ્કતા-અવરોધના કોયડાના ઉકેલ તરફ ડગલું ભરી શકાય. નિમ્નલિખિત નમૂનારૂપ ઉદાહરણ જટિલ પ્રયોગના આયોજનનો સ્પષ્ટ ખ્યાલ આપે છે :

**પરિબળો**

(૧) વનસ્પતિની જાત (variety) ૧

(૨) વનસ્પતિનાં જીવનક્રમ દરમ્યાન પાણીનું પ્રમાણ: ૨

(અ) જરૂરિયાત પ્રમાણે અથવા થોડુંક વધું (adequate)

(બ) જરૂરિયાત કરતાં ઓછું (restricted)

(૩) સ્થાયી શૈથિલમરણ (permanent wilting) ની અવસ્થાઓ: ૫

(અ) શૈથિલમરણ વિનાની અવસ્થા (normal watering) સરખામણી માટે

(બ) 'શાખા ઉત્પત્તિ' અવસ્થા (tiller initiation stage)

(ક) 'પ્રરોહી' અવસ્થા (shooting stage)

(ડ) 'પુષ્પોત્પત્તિ' અવસ્થા (flowering stage)

(ઈ) મર્યાદિત સમયની વાનસ્પતિક વૃદ્ધિ (દા. ત., ૨૦,૩૩,૪૦ દિવસો, વગેરે) બાદની અવસ્થા

અગાઉના ખ્યાલોમાં નિર્ણાયક પલટો આવ્યો હતો.

નેહરુએ લખ્યું કે: 'હું કિસાન આંદોલનમાં ખૂંપી ગયો, એ આંદોલનમાં હું વધુ ને વધુ ખૂંપતો ગયો જેની મારી માનસિક વિચારધારા પર જબ્બર અસર થઈ... અને ત્યારથી ભારત વિષેના મારા માનસિક ચિત્રમાં આ વસ્ત્રહીન ભૂખી જનતા હમેશાં કેન્દ્રરૂપ રહી છે.'

રાષ્ટ્રીય કૉંગ્રેસના એક અગ્રગણ્ય ભારતીય નેતા તરીકે રાષ્ટ્રીય મુક્તિ આંદોલનમાં ભાગ લેવાને કારણે નેહરુ પર ગાંધીવાદની-દેશના સૌથી મોટા રાજકીય પક્ષની સત્તાવાર વિચારધારાની જબ્બર અસર થઈ. સાથેસાથ રાજકીય લડત શરૂ કરવાના તેમના બહોળા અનુભવ, પશ્ચિમી પ્રગતિશીલ લોકશાહી વિચારસરણીનો તેમનો પરિચય, પોતાના લોકોની જરૂરિયાતો અને આકાંક્ષાઓની ઊંડી સમજ, તેમની હિંમતભરી અને સ્વતંત્ર વિચારપદ્ધતિ...આ બધું ગાંધીવાદના સિદ્ધાંતો અને અમલ પ્રત્યેના તેમના સ્વતંત્ર, રચનાત્મક અને ઘણી વાર આલોચનાત્મક વલણ માટે કારણભૂત છે.

ભારતના રાષ્ટ્રીય મુક્તિ આંદોલનનાં એક આગેવાન અને વિચારક તરીકે તેઓ ગાંધીજીનું ભારે મૂલ્ય આંકતા હતા. તેમના ચુસ્ત પ્રશંસક નેહરુએ તેમના કેટલાક વિચારો-ખાસ કરીને રાજકારણ પ્રત્યેની ધાર્મિક દૃષ્ટિને, જૂની ઘરેડ પ્રત્યેની વલણને, વૈરાગીપણાની હિમાયતને અને ગરીબી અને યાતનાના બચાવને-નકારી કાઢ્યા હતા. નેહરુએ અહિંસાના વિચારની સ્વયંપર્યાપ્તતા અને જડતા સામે વિરોધ કરીને અહિંસાના ખ્યાલની તર્કબદ્ધ આલોચના કરી. તેમણે જણાવ્યું કે અહિંસાને જડ સિદ્ધાંત બનાવવાથી તે આધ્યાત્મિક દૃષ્ટિએ બુદ્ધિ પર અસર કરવામાં નિષ્ફળ જાય છે અને શ્રદ્ધા અને ધર્મના વાડામાં સરી જાય છે. યથાવત્ સ્થિતિ જાળવવા તેનો ઉપયોગ કરનારાં સ્થાપિત હિતોનો એ આધારસ્તંભ પણ બને છે.

આમ છતાં પણ, નેહરુ પર ગાંધીવાદની નિર્ણાયક અસર હતી, કારણ કે આ વિચારસરણી પ્રત્યે આલોચનાત્મક વલણ છતાં તેમણે ગાંધીવાદ અપનાવ્યો હતો અને તે ખાસ કરીને ભારતના સાર્વભૌમત્વના સમયગાળામાં પોતાની વિશ્વ પ્રત્યેની દૃષ્ટિના વૈચારિક અને સૈદ્ધાંતિક સાધના તરીકે ગણીને તેમણે એ અપનાવ્યો હતો. 'જે નીતિ અને તત્ત્વજ્ઞાનનો આપણે અમલ કરવા માગીએ છીએ તે ગાંધીજીએ આપણને શીખવેલ નીતિ અને તત્ત્વજ્ઞાન છે.' આ અસર અંગે નેહરુના શબ્દો આ હતા.

નેહરુની વિચારસરણી પર કેટલીક અસર માર્ક્સવાદના તત્ત્વજ્ઞાનની પણ જોઈ શકાય છે. તેમણે માર્ક્સ, એંગલ્સ અને લેનિનની કૃતિઓનો અભ્યાસ કર્યો હતો અને ૧૯૨૭માં સોવિયેત સંઘ-જ્યાં માર્ક્સવાદ-લેનિનવાદના વિચારોનો અમલ થઈ રહ્યો હતો-તેની મુલાકાત લીધી હતી. ભારત પાછા ફર્યા બાદ નેહરુએ લખ્યું: 'મારું દૃષ્ટિબિંદુ વિશાળ બન્યું છે...મને લાગ્યું કે વિશ્વની બાબતોનો વિશેષ સ્પષ્ટ ખ્યાલ મને આવ્યો છે. પલટાતા જતા આજના વિશ્વ પર અધિક સમજ આવી છે.'

માર્ક્સવાદના સ્થાપકોની કૃતિઓનો અભ્યાસ કરીને નેહરુ માર્ક્સવાદી વિચારધારાનો અર્થ સમજવા અને વસ્તુલક્ષી વાસ્તવિકતાની પ્રક્રિયાઓ અને ઘટનાઓની સમજ માટે તેનું મહત્ત્વ સમજવા શક્તિમાન બન્યા હતા. નેહરુએ કહ્યું કે તેઓએ તદ્દન સરળતાથી માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનના એકધ્યેયવાદ, મન અને પદાર્થના અદ્વૈતને, પદાર્થની ગતિશીલતાને, ભૌતિક દ્વંદ્વાત્મકતાના નિયમોને, ખાસ કરીને દ્વંદ્વાત્મક નકારાત્મકતાના નિયમને સ્વીકારી લીધા હતા. માર્ક્સવાદી પદ્ધતિ વૈજ્ઞાનિક જ્ઞાનના ધોરણનો સંપૂર્ણ સ્વીકાર કરે છે. તે વિચાર અનુસાર તેઓ સામાજિક વિકાસના માર્ક્સવાદી પૃથક્કરણ સાથે સંપૂર્ણ સહમત છે.

નેહરુ માર્ક્સવાદના લેનિનના સૈદ્ધાંતિક ફાળાનું ભારે મૂલ્ય આંકતા હતા. પોતાની કૃતિઓમાં અને પ્રવચનોમાં તેઓ લેનિન અને તેમની કૃતિઓનો વારંવાર ઉલ્લેખ કરતા હતા અને તેમાં લેનિનના વિચાર અને કાર્યની પ્રચંડ શક્તિની પ્રશંસા કરતા હતા.

જો કે જવાહરલાલ નેહરુ માર્ક્સવાદની વારંવાર એવી ટીકા કરતા કે ભારતના સંજોગોમાં તે લાગુ પાડી શકાય નહીં, છતાં પણ તેમણે લખ્યું હતું કે, 'રશિયાની વાત બાજુએ મૂકીએ તો પણ માર્ક્સવાદના સિદ્ધાંત અને તત્ત્વજ્ઞાને મારા મનના અંધારા ખૂણાને અજવાળ્યા છે. માર્ક્સવાદી અર્થઘટને તેની પર નવો પ્રકાશ ફેંક્યો છે અને તે કોઈ વ્યવસ્થિત હેતુ ધરાવવા ખુલ્લા તખતા

દૃષ્ટિએ વધુ સારા નીવડે છે, કારણ કે આ અવસ્થામાં તેઓ એક જ સમયે અને નીચા ઉષ્ણતામાને પ્રવેશે છે. વળી, વનસ્પતિ અંગોમાં પાણીનાં ઓછા પ્રમાણને કારણે 'ઉત્સેચકો' (enzymes) વધુ કાર્યશીલ બને છે, અને પરિણામે વૃદ્ધિનો દર ઝડપી બને છે. વનસ્પતિ નીચા ઉષ્ણતામાને આ અવસ્થા ધારણ કરતી હોવાથી 'શુષ્કતાની તીવ્રતા' નીચી હોય છે અને પરિણામે 'ચિરંજીવ મૂલ્ય'નો આંક ઊંચો રહે છે. વળી, પરિપકવતાનો સમય લાંબો હોવાથી દાણાઓ પુષ્ટ અને દળદાર બનતાં પાકમાં વધારો થાય છે.

(૪) પ્રરોહી અવસ્થામાં શૈથિલ્યમરણની અસરને પરિણામે છોડની વાનસ્પતિક વૃદ્ધિ અને પાકમાં ઘટાડો થાય છે. 'શાખાઉત્પત્તિ' અવસ્થા કરતાં આ અવસ્થા વખતે વાતાવરણનું ઊંચું ઉષ્ણતામાન હોવાથી જમીનમાં ભેજનું પ્રમાણ ઘટે છે અને શુષ્કતાની તીવ્રતા વધતાં તે વાનસ્પતિક વૃદ્ધિ અને પાક પર વિપરીત અસર કરે છે, કારણ કે વનસ્પતિ અંગોમાં રસધાનીવાળા કોષો (vacuolated cells)નું પ્રમાણ વધારે હોવાથી, ઊંચું ઉષ્ણતામાન વૃદ્ધિ માટે પ્રતિકૂળ બને છે. આ અવસ્થામાં ચિરંજીવ મૂલ્ય ઓછું હોય છે. વળી, ઊંચા ઉષ્ણતામાનને કારણે દરેક છોડના ડૂંડાઓની સંખ્યામાં ઘટાડો થાય છે તેમજ ડૂંડાની લંબાઈ ટૂંકી હોઈ દાણાઓની સંખ્યા પણ ઓછી હોય છે. પુષ્પોત્પત્તિનો સમય જેમ મોડો તેમ આ ઘટાડો અનુક્રમે વધતો જાય છે.

(૫) પુષ્પોત્પત્તિ અવસ્થામાં છોડને શૈથિલ્યમરણ કરવામાં આવે છે ત્યારે પાકમાં ઘણો જ ઘટાડો થાય છે, પરંતુ વાનસ્પતિક વૃદ્ધિ ખાસ અસર પામતી નથી, કારણ કે પુષ્પોત્પત્તિ વખતે તે લગભગ પરાકાષ્ટાએ પહોંચેલી હોય છે. શૈથિલ્યમરણ સમયનાં ઊંચાં ઉષ્ણતામાનને પરિણામે ઘણી પરાગરજ નાશ પામે છે, ફલિકરણ વિના ઘણાં પુષ્પો ખરી પડે છે, પ્રકાશસંશ્લેષણની ક્રિયા કરતાં શ્વસનનો દર ઝડપી હોય છે, પરિપકવતાનો સમય ટૂંકો હોય છે, સ્ટાર્ચના સંશ્લેષણનો દર ધીમો હોય છે અને તેથી દાણાના ભરાવાની પ્રક્રિયા નબળી પડતાં તેઓ 'સંકોચાયેલા' (shrivelled) થઈ જાય છે અને પરિણામે પાકમાં ઘટાડો થાય છે. વનસ્પતિ પ્રરોહી અવસ્થા કરતાં પુષ્પોત્પત્તિ અવસ્થા ઊંચા ઉષ્ણતામાને ધારણ કરતી હોવાથી તે વખતે શુષ્કતાની તીવ્રતા ઘણી ઊંચી હોવાથી ચિરંજીવ મૂલ્યનો આંક નીચો રહે છે.

વળી, મોડી પુષ્પોત્પત્તિવાળી વનસ્પતિમાં આ અવસ્થાએ ઘણું જ ઊંચું ઉષ્ણતામાન હોવાથી તે પાકલક્ષણો પર વિપરીત અસર કરે છે અને પરિણામે 'વહેલી પુષ્પોત્પત્તિવાળી જાત' (early variety) કરતાં 'મોડી પુષ્પોત્પત્તિવાળી જાતમાં પાક ઓછો ઊતરે છે, તેમજ ચિરંજીવ મૂલ્ય પણ ઘણું જ નીચું રહે છે.

(૬) વનસ્પતિને તેના આખા જીવનક્રમ દરમ્યાન જો જરૂર કરતાં પાણીનું ઓછું પ્રમાણ આપવામાં આવે તો જમીનના ભેજનું પ્રમાણ અને વાતાવરણનાં પરિબળો તેની વાનસ્પતિક વૃદ્ધિ અને પાક પર ઘણી જ વિપરીત અસરો કરે છે અને પરિણામે વૃદ્ધિ અને પાકમાં ઘણો જ ઘટાડો થાય છે. 'પુષ્પોદ્‌ભવવિલંબ' (lateness) સાથે આ વિપરીત અસરોની તીવ્રતા વધતી જાય છે.

(૭) લઘુ–દિવસીય,સામાન્ય–દિવસીય અને દીર્ઘ–દિવસીય સંયોજનોમાં પરિપકવતાનો સમય અનુક્રમે વધતો જાય છે અને તેથી પરિપકવતાના સમયની લંબાઈ વધે છે તેની સાથે તેનું સરેરાશ ઉષ્ણતામાન ઘટે છે, જે એમ દર્શાવે છે કે પરિપકવતાનો સમય એના ઉષ્ણતામાન પર આધારિત છે! વળી, પરિપકવતાના સમય અને તેના સરેરાશ ઉષ્ણતામાન વચ્ચે સ્પષ્ટ 'ઊલટ સંબંધ' હોવાથી એમ કહી શકાય કે દાણાના ભરાવાની પ્રક્રિયાઓ પર ઉષ્ણતામાનની અસર ઘણી પ્રબળ હોય છે (૮)

(૮) પૂર્વ-વાવણી (presoning hardening treatment)ની રીતથી બીજમાં શુષ્કતા તરફની અવરોધકતાનું નિર્માણ થઈ શકે છે. પૂર્વ-વાવણી પામેલ બીજમાંથી ઉત્પન્ન થયેલ છોડ વાતાવરણ-

દેખાડી આપે છે તે વચ્ચે ચોક્કસ સાંકળતી કડી તેમના પ્રગતિશીલ ઐતિહાસિક લખાણોમાંથી જડી આવે છે.

તેમનાં ઐતિહાસિક લખાણો વસાહતવાદ, સામ્રાજ્યવાદી તથા જાતિવાદની ઝાટકણી કાઢે છે. અને એ સહુનું સાચું વૈજ્ઞાનિક અર્થઘટન કરે છે.

પોતાના દેશનો સાચો ઇતિહાસ લખીને તેમાંથી બ્રિટિશ શાહીવાદનો બચાવ કરનારાઓએ કરેલી વિકૃતિઓ દૂર રાખીને નેહરુએ નવી પેઢીનો સાચો દેશપ્રેમી જુસ્સો જગાડવા માટેની કેળવણી આપી એ પેઢીને ઉછેરવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે.

*

# સમાજ-વૈજ્ઞાનિકની આગાહી

**વ્યાખ્યાતા: સી. એન. વકીલ** **રજૂઆતકાર: આર. યુ. જાની**

[એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદના ૩૦મા વાર્ષિક દિન પ્રસંગે તા. ૯-૨-૧૯૬૭ ને રોજ મુખ્ય મહેમાન તરીકે ખ્યાતનામ અર્થશાસ્ત્રજ્ઞ પ્રોફેસર સી. એન. વકીલે આપેલા વ્યાખ્યાનના આધારે આ રજૂઆત સંક્ષેપમાં કરી છે. —આર. યુ. જા.]

અનુભવ, અભ્યાસ અને પરિશીલનના આધારે ચોક્કસ કહી શકાય કે અત્યારે છે તે જ પરિસ્થિતિ ચાલુ રહે તો દસ વર્ષમાં શિક્ષણનું ધોરણ નીચું જશે. એનો ગેરલાભ વિદ્યાર્થી-આલમને જ નથી, ગુજરાતને છે, સમસ્ત રાષ્ટ્રને છે.

ભાષાપ્રેમના ઝનૂને છેલ્લાં દસ વર્ષમાં ગુજરાતના વિદ્યાર્થીને વિશ્વસંપર્કથી વિખૂટો પાડી અપંગ અને અસહાય બનાવી દીધો છે. જ્ઞાનની પ્રતિપળે વિકસતી ક્ષિતિજોને સ્પર્શવા સ્વભાષાનું સાધન અપર્યાપ્ત છે, કારણ અદ્યતન માહિતી અંગ્રેજીમાં સુલભ રીતે ઉપલબ્ધ હોય છે. તેનાથી વંચિત રહેનાર વિદ્યાર્થી પછાત બને છે. જે ભાષામાં અધિકૃત ગ્રંથોના સરળ અને સાર્થ અનુવાદો પ્રાપ્ત નથી તે ભાષાના એકમાત્ર સહારાથી યુવકયુવતીઓ વિકાસશીલ શી રીતે રહી શકે?

સંકુચિત રાષ્ટ્રપ્રેમથી પીડાતી પ્રજા ઉન્નતિ શી રીતે સાધી શકે? સમજ કેળવ્યા સિવાય નાગરિકો મતાધિકારનો યોગ્ય ઉપયોગ કેમ કરી શકે? પુખ્ત મતાધિકારના ભારતના બંધારણીય હક્કથી લાભ મેળવવાની વૃત્તિ કે આશા એ દુનિયાના લોકશાહી દેશોના ઇતિહાસમાં અજોડ ઘટના છે. શિક્ષણ સિવાય સમજ વિકસે નહિ અને પરિપક્વ સમજદારી વિના મતાધિકારનો વિવેકપૂર્ણ ઉપયોગ શક્ય નથી. પરિણામે શાસનની ધૂરા યોગ્ય અને લાયક વ્યક્તિઓને બદલે જડપદાર્થોનાં પ્રતીકોને પ્રાપ્ત થાય.

આંકડાની ઇન્દ્રજાળમાં રાચતા અર્થશાસ્ત્રીઓ અને ઉત્સાહી રાજકારણી પુરુષોની વિશાળકાય યોજનાઓનાં ભૌતિક લક્ષ્યાંકોમાં માનવી-તત્ત્વની સદંતર અવજ્ઞા થઈ છે. નાગરિકોનાં જ્ઞાન, સમજ અને ચારિત્ર્યના વિકાસ વિનાની સઘળી યોજનાઓ અપૂર્ણ અને અર્થહીન બની રહેવાની.

આ કરુણ હાલતમાંથી બચવા માટે વિદ્યાર્થીએ જાતે, સ્વહિતાર્થે અને રાષ્ટ્રોન્નતિ માટે, યુનિવર્સિટી પાસે, વાલીઓ પાસે, સમાજ પાસે ઉચ્ચ શિક્ષણની ગુણવત્તા સુધારવા અને અંગ્રેજીના શિક્ષણનું ધોરણ વિકસાવવા આગ્રહભરી માગણી કરવાનો સમય પાકી ગયો છે. કૉલેજો વધી છે, વિદ્યાર્થીઓની સંખ્યા વધી છે, પરંતુ શિક્ષણ નષ્ટ થવા બેઠું છે. જ્યાં સુધી શૈક્ષણિક સંસ્થાઓનું સંચાલન અને મૂલ્યાંકન નફાતોટાના ધોરણે કરવામાં આવશે ત્યાં સુધી માનવતાનો રોપ સજીવ અને વિકસિત બનશે નહિ.

આ ભગીરથ પુરુષાર્થમાં જેને સવિશેષ જાગ્રત અને સક્રિય થવાની જરૂર છે તે છે ધનિકવર્ગ. શિક્ષિત, અર્ધશિક્ષિત કે અશિક્ષિત સમાજના વિશાળવર્ગનાં અસંતોષ અને અજ્ઞાનમાંથી જન્મેલ રોષ અને ઉકળાટ લોકશાહીનો મૃત્યુઘંટ વગાડશે. મૂડીપતિઓ અને ખુરશીપતિઓના પરસ્પર ચાલતા ખેલને અસંતુષ્ટ સમૂહ નિષ્ક્રિય બનીને ઝાઝો સમય ચાલવા દેશે નહિ. ભવિષ્યના નાગરિકોના રૂંધાતા વિકાસને શ્રીમંતવર્ગ સમજશે નહિ તો એ અશાંત જ્વાળાઓ ક્રાંતિ જન્માવશે. લોકશાહીને સ્થાને સામ્યવાદની પ્રતિષ્ઠા થશે.

આ ઉદ્‌ગારો કોઈ સ્વપ્નશીલ, ભગ્નાશ અને રાજકારણી પુરુષના નથી. સ્વદેશપ્રીતિથી નીતરતા અંતઃકરણની આ વાણીમાં અભ્યાસનિષ્ઠ અને સર્જનાત્મક બુદ્ધિશક્તિવાળા અભ્યાસીની નિર્ભીક છતાં નિર્દંભ આગાહી છે.

*

## સંદર્ભસૂચિ

1. Asanaa, R. D.: (1963). Drought Resistance of Crop Plants. I. C. A. R. Res. Series No. 31: 1–23.

2. Chinoy, J. J.: (1960). Physiology of drought resistance in wheat. I. Effect of wilting at different stages of growth on survival values of eight varieties of wheat belonging to seven species. Phyton 14: 147.

3. Chinoy, J. J.: (1961). Physiology of drought resistance in wheat. II. Evaluation of drought resistance in eight varieties of wheat on the basis of growth analysis. Phyton 16: 131.

4. Chinoy, J. J.: (1961). Physiology of drought resistance in wheat. III. A Study of coefficients of drought resistance for different growth characters in relation to drought intensity. Phyton 17:1.

5. Chinoy, J. J.: (1962). Physiology of drought resistance in wheat. IV. Effect of wilting at different growth and developmental stages on plant characters determining yield of grain in eight varieties of wheat. Phyton 19:5.

6. Chinoy, J. J.: (1965). Role of physiology in crop improvemet The Madras Agric. Jour., Coimbatore.

7. Iljin, W. S.: (1957) Drought resistance in plants and physiological procesees. Ann. Rev. Plant Physical. 8: 257.

8. Nanda, K. K. and Chinoy, J. J.: (1958). The influence of the temperature of ripening period and the grain weight on the yield of wheat. Phyton 10:43.

*

# જવાહરલાલ નેહરુના તત્ત્વજ્ઞાની વિચારો

એ. લિતમાન

[નીચેનો એ 'ખાસ લેખ' મુંબઈ ખાતેની સોવિયેત કૉન્સ્યુલેટની માહિતી શાખાની પત્રિકા 'સોવિયેત યુનિયનના સમાચાર અને વિચાર'ના તા. ૧૮ મે ૧૯૬૮ના અંકમાંથી સાભાર પ્રગટ કર્યો છે.]

જવાહરલાલ નેહરુની માત્ર એક અગ્રણી રાજકારણી અને રાજકીય નેતા તરીકે નહીં બલ્કે એક મૌલિક અને ઊંડા વિચારક તરીકે કીર્તિ હતી. એમના વિચારોએ ભારતના લોકવિચારોના વિકાસ ઉપર જબ્બર પ્રભાવ પાડ્યો અને રાષ્ટ્રીય કૉંગ્રેસના વૈચારિક સ્વરૂપને અમુક અંશે ઘડ્યું હતું.

નેહરુના વિશ્વદૃષ્ટિકોણમાં જટિલ ઉત્ક્રાંતિ થઈ હતી અને એના ઉપર ભિન્ન ભિન્ન સામાજિક, રાજકીય તથા વૈચારિક પરિબળોની અસર પડી હતી. પોતાની જનતાના રાષ્ટ્રીય સ્વાતંત્ર્યસંગ્રામમાં નેહરુએ લીધેલો સીધો ભાગ આ પરિબળોમાં સૌથી અગત્યનો હતો.

પશ્ચિમના અને ખાસ જ્યાં એમણે માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ લીધું તે બ્રિટનના લોકશાહી વિચારોની નિર્ણાયક અસર હેઠળ નેહરુના વિચારોનો વિકાસ થયો હતો. ભારત પાછા ફર્યા બાદનાં પ્રથમ વર્ષોમાં આ વિચારો પ્રકટ થયા હતા. એ વિષે નેહરુએ બાદમાં લખ્યું હતું: 'ભારત મારી રગરગમાં વસે છે. એનામાં ઘણું એવું છે કે સ્વયંસ્ફુરિત રીતે મારામાં રોમાંચ પ્રકટાવે છે અને છતાં એક પરકીય આલોચક જેમ લગભગ હું એની સમીપ ગયો હતો...કંઈક અંશે આમ હું પશ્ચિમના માર્ગે જઈ એના સમાગમમાં આવ્યો અને એક મિત્રભાવી પશ્ચિમી મનુષ્ય જુએ તેમ મેં એને નીરખ્યું હતું.'

પરંતુ નેહરુની રાજકીય પ્રવૃત્તિઓ વિસ્તરતી ગઈ તેમ એમનું મન માદરે વતનની ભાવનાઓથી ઓતપ્રોત થયું અને એમના દૃષ્ટિકોણમાં રાષ્ટ્રીય વિચારપરંપરાઓ અને વૈચારિક પ્રવાહોએ પ્રમુખસ્થાન લીધું. દેશભરમાં તેઓ અવિરત પ્રવાસ કર્યા કરતા અને દેશના કરોડો કિસાનોના નિકટના સમાગમમાં આવતા. એથી એમના

## દરિયો/મનોજ ખંડેરિયા

તમે કોડી ફેંકો ને ફેંકાય દરિયો,
અને બાંધો કૂબા તો બંધાય દરિયો.

નગરનાં નગર એમાં ડૂબી ગયા છે,
મળે જોવા જો આછરી જાય દરિયો.

કિનારાથી સંબંધ ઝાઝો ન એને,
મૂકી ફીણ પાછો ફરી જાય દરિયો.

તૂટીફૂટી હોડી તરે રેતીમાં પણ
કદી એને જો સાંભરી જાય દરિયો.

હવે રહી ગયા માત્ર કાંઠે કરચલા,
જુવો ઓટમાં ઓસરી જાય દરિયો.



## ગઝલ/'ખામોશ' બલોલવી

કોણ આવ્યું, ઉર! ઘરના આંગણે?
કેમ આ ઉન્માદ–ભૃંગો ગણગણે!

સાજને છેડી ગઈ કોની નજર,
આજ પણ આ તાર સૂના ઝણઝણે!

આથમ્યો જ્યારે સૂરજ સંગાથનો,
પ્રેત પ્રતીક્ષાનું વળગીયું પાંપણે.

ભેદ ન પરખાય કામણ રૂપના,
ફૂલ રહે અકબંધ ને ફોરમ હણે!

કેટલી લાશો બદલતી કરવટો!
એમનાં પગલાં પડે છે જે ક્ષણે!

એ ગયાં, ડર ક્યાં રહ્યો, દુનિયા! હવે
જિંદગી જીવું છું ખુલ્લા બારણે.

પ્રીતદ્વારે દૃશ્ય દેખાયું, હૃદય!
દ્વેષ ઝૂલે પ્રેમ કેરા પારણે.



## પવન/સનત જોશી

• ગઝલ •

પરવતનો ઢાળ ઊતરીને જાય છે પવન,
વંટોળિયો બનીને અહીં વાય છે પવન.

ઊડચા કરે સુગંધનાં પીળાં પતંગિયાં,
એના જ ભારથી તો નમી જાય છે પવન.

નીચો નમીને કોઈક તણખલું ઉપાડીને,
પંખીની જેમ ક્યાંક ઊડી જાય છે પવન.

વૃક્ષોનાં લીલાં પાંદડાંના હિંચકે ઝૂલી,
વ્હેલી સવારે ઘાસમાં ફૂંકાય છે પવન.

બાંધી લીધું છે વેર હવા સાથ તો 'સનત'
ને તે છતાંય શ્વાસમાં લ્હેરાય છે પવન.



## મૌન/ગિરીશ ભટ્ટ

મૌન બિડાયેલ હોઠ ન, વ્હાલમ!
મૌન શિયાળુ પરોઢ છે, વ્હાલમ.

મૌન ઝાકળ–બિછાત ન વ્હાલમ!
મૌન સાગર–ઘૂઘવાટ છે વ્હાલમ.

મૌન ઝાંઝવાનું જળ ન વ્હાલમ!
મૌન વેરાન–અકળ છે વ્હાલમ.

મૌન સૂની સિતાર ન વ્હાલમ!
મૌન ભૈરવનો ભાર છે વ્હાલમ.

મૌન જોબનનો તોર ન વ્હાલમ!
મૌન હૈયાનો મરોડ છે વ્હાલમ.

મૌન નયનનાં નીર ન વ્હાલમ!
મૌન લજ્જાનું ચીર છે વ્હાલમ.



જેવો બન્યો છે...જડ વિચારસરણીમાંથી જરૂરી સ્વાતંત્ર્ય અને માર્ક્સવાદી વૈજ્ઞાનિક દૃષ્ટિએ મારી પર અસર કરી છે.'

જવાહરલાલ નેહરુ વ્યવસાયી તત્ત્વવેત્તા નહોતા, તેમણે કોઈ સળંગ તર્કબદ્ધ તાત્ત્વિક પદ્ધતિ ઉપજાવી નહોતી. પણ તેઓ સામાજિક–આર્થિક અને રાજકીય સમસ્યાઓ પ્રત્યે યોગ્ય વલણના વિકાસ માટે વૈચારિક અને તાત્ત્વિક દૃષ્ટિની અગત્યને અત્યંત સ્પષ્ટ રીતે સમજતા હતા. તેમણે લખ્યું કે, 'વિચારથી ભિન્ન નહીં પણ વિચારમાંથી જ સળંગસૂત્ર સતત જન્મતા કાર્યમાં મને હંમેશ રસ રહ્યો છે...અને જ્યારે બે વચ્ચે પૂર્ણ સુમેળ હોય ત્યારે...મને જીવનની ચોક્કસ પરિપૂર્ણતાનો અનુભવ થયો છે...'

આમ, નેહરુની દૃષ્ટિના–દૃઢ માનવતાવાદી અને સાંસ્થાનિક તથા સામાજિક દમનના અડગ વિરોધીની દૃષ્ટિના–તાર્કિક વિકાસે તેમને આપણા યુગના અગ્રતમ વિચારો, સમાજવાદના વિચારો પર દોરવ્યા. તેમની રાજકીય પ્રવૃત્તિ સૈદ્ધાંતિક રીતે સ્વસ્થ બુદ્ધિવાદ અને ઐતિહાસિક આશાવાદ પર, તેમની પ્રજાની સર્જનાત્મક શક્તિઓ અંગેની તથા સમાજવાદી નમૂના પાછળ ભારતીય સમાજનું ચણતર કરવાની જરૂર અંગેની તેમની અડગ માન્યતા પર આધારિત હતી.

તેમનું સમગ્ર જીવન આ ઉમદા તથા ઉદાત્ત કાયાના અમલ તરફ વરેલું હતું. તેથી જ જગતભરમાં ભારતીય પ્રજાના મહાન સપૂત જવાહરલાલ નેહરુના માટે, તેઓ એક અસાધારણ મુત્સદ્દી અને રાજકીય નેતા હતા તેથી જ નહિ પરંતુ એક ગહન ચિંતક અને પ્રખર માનવતાવાદી પણ હતા તેથી, આદર અને પ્રેમની ઊંડી લાગણી પ્રસરી રહી છે.

*

# જવાહરલાલ નેહરુ: ઇતિહાસકાર તરીકે

**એ. ધાકોવ ટી. સેસેનોવા**

જેમનું નામ પોતાના દેશના સ્વાતંત્ર્ય માટેની વીરતાભરી લડતનાં લાંબાં વર્ષો સાથે અને નૂતન ભારતના નિર્માણ સાથે અતૂટપણે સંકળાયેલું છે તે ભારતીય પ્રજાના મહાન સપુત જવાહરલાલ નેહરુ સંસ્કારપુરુષ અને જ્ઞાની હતા. તેમની સમૃદ્ધ આધ્યાત્મિક સૃષ્ટિમાં અને તેમનાં શિક્ષણથી મર્યાદાથી પણ આગળ વધીને તેમણે જેમાં વ્યાપકરસ લીધો હતો તે રસાયણશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, વનસ્પતિશાસ્ત્ર અને કાયદા જેવા ક્ષેત્રોમાં મુખ્ય સ્થાન ઈતિહાસનું હતું.

ભૂતકાળની ઘટનાઓમાં નેહરુએ કાયમી રસ કેળવ્યો હતો, તેમનું અશ્રાંત ચિત્ત વિશ્વ ઐતિહાસિક પ્રક્રિયાના સૌથી વધુ તાત્ત્વિક પાસાં અને પોતાના દેશના ઇતિહાસ પર વિચાર કરતું હતું. નેહરુએ લખ્યું હતું: 'એ વર્તમાનનાં મૂળ ભૂતકાળમાં રહેલાં છે અને તેથી મેં, વર્તમાનને સમજવાની ચાવી જો કદાચ એમાં હોય તો તે સદાય શોધતાં શોધતાં ભૂતકાળના દર્શન માટે સફર કરી છે. ભૂતકાળના બનાવોના આનંદમાં હું ગરકાવ થઈ ગયો હતો ત્યારે પણ મારી દૃષ્ટિ સમક્ષ વર્તમાન જ રહેતો...'

ઐતિહાસિક પ્રશ્નોનો વિચાર કરતાં નેહરુએ ભારતના તથા વિશ્વના અન્ય ભાગોના ઇતિહાસનું ઊંડું જ્ઞાન મેળવ્યું, અનેક આધુનિક ઐતિહાસિક તથા દાર્શનિક મતો પર પ્રભુત્વ મેળવ્યું અને પ્રાચીન સાહિત્યમાં પારંગત બન્યા. તેમની દૃષ્ટિ પર માર્ક્સ અને લેનિનની કૃતિઓનો તથા સોવિયેટ સંઘમાં થયેલો સમાજવાદી સમાજરચનાના અનુભવોનો નોંધપાત્ર પ્રભાવ પડ્યો હતો. નેહરુએ લખ્યું હતું કે, 'માર્ક્સ અને લેનિનના અભ્યાસની મારા ચિત્ત પર જબરી અસર પડી અને મને તે નવી દૃષ્ટિએ ઇતિહાસ તથા ચાલુ બાબતો જોવામાં ઉપકારક બન્યો. ઇતિહાસ અને સામાજિક વિકાસ લાંબી કડીઓનો કંઈ અર્થ, કંઈ અનુબંધ જણાવા લાગ્યો અને ભાવિની સંદિગ્ધતા દૂર થઈ ગઈ. સોવિયેત સંઘની વ્યવહારુ સિદ્ધિઓ પણ જબરી પ્રભાવક હતી.'

નેહરુનાં ઐતિહાસિક લખાણો તેમના પ્રગતિશીલ ઐતિહાસિક દૃષ્ટિબિંદુની શુદ્ધ સાબિતી સમાં હતાં. તેમના વૈજ્ઞાનિક પાયા પર રચાયેલા વિચારો તથા તેમના મૂળભૂત રાજકીય વલણો અને લોકશાહી પ્રવૃત્તિઓ કે જે તેમને ભારતની મુક્તિ માટેના અથાક યોદ્ધાને સ્વરૂપે તથા કોમવાદ તથા જ્ઞાતિવાદના કટ્ટર વિરોધી તરીકે

ત્તાપના પૂરમાં ડૂબકી લગાવીને તેનું હૈયું પરિશુદ્ધ બને છે, બુદ્ધિનું બળ તેને અલૌકિત કરે છે અને તે એક ખેતરમાં કામ કરવા લાગે છે. આમ, ટેસની નૌકા કંઈક સ્થિર ગતિ પકડતી જાય છે. પણ વિધિને એ ક્યાં મંજૂર હતું? તેનું બાળક એકાએક કોઈ ગંભીર માંદગીમાં પટકાય છે. આવે વખતે ટેસના ધર્મશ્રદ્ધાળુ મનને સંસ્કાર પામ્યા વિનાના પોતાના સંતાનની સદ્‌ગતિની ચિંતા કોરી ખાય એ સ્વાભાવિક છે, પણ તેના અનૌરસ શિશુની સંસ્કારક્રિયા કોણ કરે? તેનું બહાવરું માતૃહૃદય આર્જવતાથી પોકારી ઊઠે છે: 'O meriful God, have pity; have pity upon my poor baby !... Heap as much as you want to upon me and welcome; but pity the child !' પછી અચાનક તેના અંતરમાં ઝબકાર થાય છે. ઈશુનું સ્મરણ કરીને પવિત્ર પાણી વડે એ બાળનો અભિષેક કરે છે અને તેનો નામકરણ સંસ્કાર કરે છે. એ વેળા તનુ વ્યક્તિત્વ દિવ્ય સ્વરૂપ ધારણ કરે છે!

ટેસનું બાળક મૃત્યુ પામે છે, અને એને બદનસીબ વ્યક્તિઓની કબરોની સાથે દાટવામાં આવે છે ત્યારે ટેસનું અંતઃકરણ બહુ આર્દ્ર બનતું નથી, પણ એના મનમાં ઘેરી શૂન્યતા વ્યાપી વળે છે ખરી. છેવટે ટાલબોથેઈસની ડેરીમાં ગોવાલણી તરીકે તેને મળેલી નોકરી તેના મનમાં નવી આશા જન્માવીને આ વેરાન એકલતામાંથી ઉગારે છે.

ટાલબોથેઈસની ડેરીમાં કૃષિવિદ્યાના અભ્યાસાર્થે આવેલા એક સોહામણા યુવકનો ટેસને પરિચય થાય છે. એ યુવક તે યુવાનીના ઉષઃકાળે તેને મળેલો એન્જલ એવી ખબર તો પાછળથી પડે છે, પરંતુ ટેસને જોતાંવેંત એન્જલ તો મનોમન કહી ઊઠે છે: 'What a fresh and virginal daughter of nature that milkmaid is!'

એ પછી ડેરીની અનેકવિધ પ્રવૃત્તિઓમાં રત ટેસ અને એન્જલ પરસ્પર વધુ ને વધુ નિકટ આવતાં જાય છે. એન્જલના સાન્નિધ્યમાં ટેસનું હૈયું આનંદથી નાચી ઊઠે છે. પણ બીજી જ ક્ષણે પોતાના વિગત બાળકનો વિચાર આવતાં એનું અંતર ગ્લાનિથી ઘેરાઈ જાય છે.

ટેસનો પ્રેમ ત્યાગપૂર્ણ છે. પોતાની સખીઓને મુખે તેણે 'He (Mr. Clare) likes Tess D'urbyfield best–એમ અનેક વાર સાંભળ્યું છે છતાં તેને જ્યારે ખબર પડે છે કે મેરિયન, રેટ્ટી અને ઈઝ પણ એન્જલને ચાહે છે ત્યારે તે તરત જ તેમના માર્ગમાંથી ખસી જવા તૈયાર થાય છે: 'I will never stand in your way.'

ટેસનો પ્રેમ વિશુદ્ધ છે. તેનું રોમ રોમ એન્જલને ઝંખે છે, પણ તે પોતાને તેની પત્ની બનવાને યોગ્ય માનતી નથી. લગ્ન માટે વારંવાર પૂછ્યા કરતા એન્જલને એટલેસ્તો એ કહે છે: 'I would rather be yours than anybody's in the world, but I cannot marry you!' જેને ચાહું છું તેને છેતરીશ નહિ એ તેના જીવનની નૈતિક સંવેદના છે. આપવીતી કહેવાની તેની ઇચ્છા પ્રબળ છે, પણ કહી શકતી નથી. પણ એ 'ના' પાછળ સ્ત્રીસહજ લજ્જા સિવાય બીજું કશું એન્જલને દેખાતું નથી, અને છેવટે નવા વરસના આગલા દિવસે તેમનાં લગ્ન નક્કી થાય છે.

પરંતુ ટેસના અંતરમાં વેદનાનું વલોણું અહોનિશ ઘૂમ્યા કરે છે. લગ્નના આગલે દિવસે એ પોતાના સ્ખલનનો એકરાર કરતો એક પત્ર લખી, બારણા નીચેની તીરાડમાંથી એન્જલના ખંડમાં સરકાવી દે છે. પણ અકસ્માતે એ પત્ર ચટાઈ નીચે ભરાઈ જાય છે અને એન્જલને મળતો નથી. ટેસ તેને પોતાની વાત કહેવા બહુ મથે છે, પરંતુ પ્રણયવિભોર એન્જલ તેને ટાળે છે. એ પછી મધુરજની વેળાએ સ્નેહ અને શંકા વચ્ચે ઝોલા ખાતી ટેસ સમક્ષ એન્જલ પોતાના પૂર્વજીવનના દુરાચરણની વાત કરે છે. ટેસ તેને ઉદાર હૃદયે ક્ષમા બક્ષે છે અને પછી તેને પોતાની વીતક સંભળાવે છે.

એ સાંભળીને એન્જલને ભારે આઘાત લાગે છે. પોતાના સ્વપ્નની પ્રિયમતાને 'ભ્રષ્ટા'ના રૂપમાં વિચારી શકવાને પણ તે સમર્થ નથી અને તેનો ત્યાગ કરે છે. પતિને લાગેલો આઘાત જોઈને ટેસનું હૈયું આક્રંદ કરે છે. આત્મહત્યાનો એક ક્રૂર વિચાર પણ તેના મગજમાં ઝબકી જાય છે.

# સાહિત્ય·સંગીત·કલા



**આજ/હસિત બૂચ**

આજ કોઈ અત્તર છાંટી ગયું!
ધ્વનિ રમે મન મારે,
કો અહીં એવું ગાઈ ગયું!
મારગને આ પથ્થર પથ્થર
મ્હેંક કોમળી ફૂટી,
ગળું શાન્ત બહલાવી સાંજે
હલક રૂપેરી ઘૂંટી;
કોણ પધારી ગયું?
આજ.

હરું, ફરું, રહું,—મને ઘેરતી
બધે સુગંધ સલૂણી;
મધરાતે સૂરધાર ઝણકતી
શમણે અજબ અધૂરી;
કોણ જગાડી ગયું?
આજ.

**વિશ્વગોપ/ઇશ્વરચન્દ્ર ભટ્ટ**

એ (ય) નિરાંતે પગ ચઢાવી, વ્યોમની છાયા ધરી,
ગોપ રેલે સૂર મીઠા વાંસડી વનની ભરી.

શૃંગ ટોચે બીડમાં એ શાંત બેઠો ઘૂમતાં,
ટેકરી ટોપી પરે શોભે ખજૂરી ઝૂમતાં.

સ્વાંગ એનો ભૂખરો ને કાય ધૂળે શામળી,
તાડની છે લાકડી ને સ્કંધ બાવળ કામળી.

સ્પંદ એનો તણખલામાં, સ્મિત પાણીની લહેર,
એ જ કરતો અડપલાં ને એ જ વર્ષાવે મહેર.

સાંજ વેળા સાદ દેતો, 'હાલ્ય પાછી માવડી'
દૂર જે ચરવા ગયેલી 'ગોમતી ગોદાવરી'.

વ્યાપ એની દૃષ્ટિનો છો તાગતો અંતર દિશા,
વચ્છ કો ભૂલું પડેલું ભાંભરે, આવી નિશા,

ડગમગે ડગલાં ભરે ને, શૃંગ પે ચઢવા મથે,
ઓ ભલા! નીચો વળી ને હાંક દે દે, હાથ દે.



# ગ્રંથ-વિશ્વ





સમીક્ષા * અવલોકન * પરિચય * સ્વીકાર-નોંધ

સમીક્ષા

## જીવનવૈતથ્યની કલાત્મક અભિવ્યક્તિ*

પ્રવીણ દરજી

'A good novel needs and deserves re-reading; a bad novel cannot be re-read. Re-reading of a novel is thus a sound test of quality.' Katherine નું આ વિધાન કદાચ આત્યંતિક હશે, પણ એમાં અંશતઃ સત્ય છે જ એની પ્રતીતિ 'ધુમ્મસ'ના પુનર્વાચને થઈ.

નવલકથાના સીમાડા લંબાતા જાય છે. એની ખયાલાતો પાંચીકે પાંચીકે બદલાતી રહી છે. એની પાછળ સર્જકની કેવળ પ્રયોગખોરી કે પ્રગલ્ભતા કરતાં એ જે રીતના સમાજમાં જીવી રહ્યો છે, એની આજુબાજુ અજગરની ચૂડ જેવું જે વિશ્વ વીંટળાયેલું પડયું છે, એ વિશ્વ વધારે જવાબદાર છે. સર્જક એની સન્મુખ પડેલા આ વિશ્વને પોતાનો વિષય બનાવે છે. આજનું વિશ્વ, આજનું માનવજીવન ધુમ્મસ જેવું છે, તે બેહૂદું ને કઢંગું છે. માનવનું અવતરણ અને એનું અસ્તિત્વ એ જ એક વિચિત્ર ઘટનાં છે. 'It is absurd that we are born; it is absurd that we die'. માણસ પાસે આજે પોતાનું કહી શકાય એવું કશું રહ્યું નથી. એના જીવનને સ્થિરતા બક્ષે, સમ્યક્ માર્ગ ચીંધે એવી કોઈ ચીજ નથી. એનો ભૂતકાળ કરુણ છે, વર્તમાન એથી ય કરુણતર છે. એટલે અનાગતમાં એને વિશ્વાસ રહ્યો નથી. શ્રદ્ધા એને વંચનારૂપ લાગે છે. પ્રેમ, દયા, નીતિ જેવા ઘસાઈ ગયેલા શબ્દો ઈન્દ્રજાળ છે. એવી ભ્રામકતાની જાળમાં આજનો માનવી જીવવા માગતો નથી. આજના માનવીને તો કશુંક 'કૉંક્રીટ' જોઈએ છીએ. નક્કર, ટકોરો મારીને વિશ્વાસ ઊપજી શકે તેવું છે. આજના યંત્રયુગે માનવીને મશીન જેવો કરી દીધો છે, ટાઢોબોળ, સંવેદનો વિનાનો, માનવી માનવીને ન ઓળખી શકે, અરે ખુદના ચ્હેરાને ન પિછાણી શકે એવી ખતરનાક સ્થિતિમાંથી માનવી આજે પસાર થઈ રહ્યો છે.

'ઈશ્વર' જેવો પદાર્થ આ દુનિયામાં નથી. એના અસ્તિત્વ વિશે હવે શંકાકુશંકા રહી જ નથી. 'કૃપાનિધિ', 'દયાનિધિ', 'હજારો હાથનો ધણી' જો હોત તો બે હાથના માનવીને જીવન જીવવા માટે આવાં હવાતિયાં ન મારવાં પડત એમ માનવીને સ્પષ્ટ થઈ થઈ ગયું છે. 'ઈશ્વર' એ ભૂતકાળના માનવીએ ઊભું કરેલું એક તૂત હતું, એક તર્ક હતો, ઈશ્વર છે જ નહિ. 'There is no God and man is useless passion.' પણ પરિસ્થિતિ તો આથી યે વધુ વણસી છે. માનવીનું આંતરસંવિદ્ સૂકાતું જાય છે. એ અંદરથી કરમાઈ ગયો છે. એનું હાસ્ય દેખાદેખીનું હાસ્ય છે. એમાં કૃતકતા છે. એ બોલે છે, ચાલે છે, જીવે છે, જીવવું પડે છે: પણ એ બધાંની પાછળ તો યાંત્રિકતા જ છે, જીવન જીવવાનો અભરખો નથી. એ પંથ કાપ્યે જાય છે, માત્ર મૃત્યુના અભાવે. એરિક ફ્રોમ કહે છે તે પ્રમાણે. 'In the 19th century the problem was that God is dead, in the 20th century the problem is that man is dead'. 'ધુમ્મસ' આવા ઘેરાવામાં પડેલા માનવીઓની કથા છે. નવલકથાના પ્રારંભમાં સુદ્રાવચન તરીકે ખલીલ જિબ્રાનના 'Life and all that lives, is conceived in

---

*'ધુમ્મસ'-નવલકથા, લેખક-મોહમ્મદ માંકડ. પ્રકાશક સ્વાતિ પ્રકાશન, ૨૨૯, સૅમ્યુઅલ સ્ટ્રીટ, મુંબઈ-૩. મૂલ્ય સાત રૂપિયા. ૩૨૨ પાન.

# સંવેદનનું શિલ્પ ટેસ

ધીરેન્દ્ર મહેતા

ટેસ ઑફ ડરબરવિલ'ની નાયિકા ટેસ એ જગતના અઘાતોથી ક્ષીર્ણ–વિક્ષીર્ણ થયેલું સંવેદનનું શિલ્પ છે. તેની ગહન અને બોલકી આંખો, સ્નિગ્ધ ગાલ, સુરેખ ભ્રમરો, સુડોળ ચિબુક, ઝાકળ-ભીના ગુલાબ સમા દાંત અને હોઠ તેના સૌંદર્યને અનુપમ ઓપ અર્પતા હતા. ગામની નિશાળમાં તેણે થોડું શિક્ષણ મેળવ્યું હતું ખરું, છતાં તેના ગ્રામીણ ઉચ્ચારો તો તેના આકર્ષણમાં અભિવૃદ્ધિ જ કરતા હતા. એન્જલના શબ્દોમાં કહીએ તો, 'She lives what Paper, poets only write.'

કથાના આરંભમાં તે આપણને અનુભવશન્ય-ભાવનાશીલ બાળાના સ્વરૂપમાં મળે છે. હજુ સુધી તેના મુગ્ધ હૃદયે પ્રેમની 'કોમળ પીડા' કે 'કઠોર મધુરતા', 'આનંદપ્રદ દુઃખ' કે 'રુચિકર વેદના'નો અનુભવ કર્યો નહોતો તેમ છતાં, ગ્રીષ્મની એક સાંજે થોડી પળો માટે તેના દૃષ્ટિપથમાં આવી ચડેલા એન્જલને તેનું મન પછી જલદી ભૂલી શકતું નથી.

આ સોળ-સત્તર વરસની ટેસને પોતાનાં કુટુંબીજનો પ્રત્યે અપાર સહાનુભૂતિ છે. પોતાની સખીઓ દ્વારા થતો પોતાના પિતાનો ઉપહાસ તે સહી શકતી નથી. ઘરકામમાં ગળાબૂડ રહેતી માતાને સહાયરૂપ ન થવા બદલ તેનું હૈયું અનેકવાર ગ્લાનિ અનુભવે છે. પોતાનાં ભાઈ-બહેનોની પણ તેને સતત ચિંતા રહ્યા કરે છે.

થાક અને માંદગીમાં ગ્રસ્ત પિતાને આરામ કરવા દઈને ટેસ મધરાત્રે કૅસ્ટરબ્રિજ જવા રવાના થાય છે. રસ્તામાં એક ભયંકર અકસ્માતમાં તેનો ઘોડો માર્યો જાય છે. એ કારણે કુટુંબ પર આવી પડેલા આર્થિક સંકટને માટે ટેસ પોતાને જવાબદાર ગણે છે. તેનો આત્મા સતત ડંખ્યા કરે છે. 'No excuse for me–none'.

પણ કંગાળ પરિસ્થિતિમાંય ટેસ સ્વત્વ ગુમાવતી નથી. પોતાના કહેવાતા ઉચ્ચ વંશ વિશેની પિતાની નિરર્થક બડાઈ તેને જરાય ગમતી નથી. અપરિચિત સ્ત્રી પાસે એના સગાંસંબંધીના અધિકારે મદદ માગવા જવા કરતાં કોઈ કામ શોધી લેવું તેને વિશેષ પસંદ છે, પરંતુ કુટુંબના નવનિર્માણના સ્વપ્ન આગળ તેને લાચાર બનવું પડે છે.

ઍલેક પ્રત્યે ટેસને હાડોહાડ ધિક્કાર છે. તેણે તેને વારંવાર સ્પષ્ટ શબ્દોમાં કહ્યું પણ છે કે, 'I don't love you.' પરંતુ, પરિસ્થિતિનું ચક્ર એ રીતે ફરતું રહે છે કે ટેસને તેનો પ્રગલ્ભ, અભદ્ર અને અણઘડ વર્તાવ અનેકવાર સહેવો પડે છે.

એવામાં ટેસના જીવનને રોળી નાખનારો પ્રસંગ બને છે. ટ્રેન્ટ્રિઝથી વળતાં કેટલીક ચારિત્ર્યહીન સ્ત્રીઓ તેની સાથે હીન ચેષ્ટા કરે છે, અને એમાંથી વાત વધી જાય છે. એ વખતે અચાનક ત્યાં આવી ચડેલો ઍલેક ટેસનો બચાવ કરે છે અને પેલી સ્ત્રીઓને પ્રભાવિત કરવાની કો' આંતરિક ઇચ્છાને વશ થઈને ટેસ ઍલેક સાથે ચાલી જાય છે. ધુમ્મસ-ઘેર્યા અંધકારને લીધે તેઓ ચેઝવૂડના જંગલમાં અટવાઈ જાય છે. શારીરિક અને માનસિક થાકને લીધે ટેસ એક શિલા પર ઊંઘી જાય છે ત્યારે ઍલેક તેના કૌમારને ભ્રષ્ટ કરે છે અને ટેસનું વ્યક્તિત્વ તેના પૂર્વ વ્યક્તિત્વથી સાવ છૂટું પડી જાય છે.

એ પછી થોડા વધુ કષ્ટદાયક દિવસો ટ્રેન્ટ્રિઝમાં ગાળી, ટેસ છેવટે પોતાને ગામ—માર્લોટ-પાછી ફરે છે. ઍલેક અનેકવિધ પ્રલોભનો અને વચનો આપી, તેને રોકવાના પ્રયત્નો કરે છે અને ત્યારે ટેસની માતાની માફક આપણનેય થાય છે કે ટેસની જગ્યાએ બીજી કોઈ યુવતી હોત તો જરૂર વશ થઈ જાત છતાં, તેના જેવી સ્વાભિમાની નારી આવો કટુ અનુભવ થયા પછી પણ આટલો સમય ઍલેકને ઘેર કેમ રહી તેની નવાઈ તો લાગે જ છે.

ગર્ભવતી ટેસનું પછી તેના ગામમાં અને ઘરમાં પણ માન જળવાતું નથી. તે પોતે પણ પોતાને પ્રકૃતિથી વિમુખ એવું તત્ત્વ માનવા પ્રેરાય છે અને મનુષ્યમાત્રને માટે તેના હૃદયમાં તિરસ્કાર જન્મે છે.

આવી પરિસ્થિતિમાં ટેસ માતા બને છે. પશ્ચા-

તંત્રીપદ ચાલુ રાખવા માટે એ મક્કમ નથી બનતો. એનું મન તો કિસને કરેલી વાતોમાં જ ગૂંથાયેલું રહે છે. માણસજાતને બચાવવી હોય તો નીંદામણ કરવું જોઇએ–સમાજને સુધારવા માટે નકામા માણસો મારી નાખવા જોઈએ–કિસનની આ અને આવી બીજી વાતો ગૌતમને ચિંત્ય લાગી હતી. ગૌતમ–ઊર્મિલા ચારુ અને મધુના બંગલાની પાસે હવે રહેવા આવી જાય છે. ગૌતમને મધુ પોમલો, કુરકુરિયા જેવો, મૂર્ખ લાગતો હતો. ચારુ કાચની પૂતળી જેવી, ઉન્મત્ત છોકરી હતી. કહ્યાગરો મધુ પતિ તરીકે એને હૂંફ આપી શકે તેમ નહોતો. સુખમાં ઊછરેલી ચારુને દુઃખી થવાની ઘેલછા જાગી હતી. એને કોઈ ભીંસી નાખે, પીસી નાખે, લોહીલુહાણ કરે, ઊઝરડા કરે એવા કોઈ લોખંડી વક્ષસ્થલની જરૂર હતી. હરપળે પોતાની સંભાળ રાખતો મધુ ચારુને હવે આવડિયો લાગવા માંડ્યો હતો. ચારુને હવે કોઈ તીખી તીખી ઝેરી કાતિલ જિંદગી ક્ષણ બે ક્ષણ માટે જોઈતી હતી. અનુવાદ બતાવવાના બહાને ચારુને ગૌતમના ઉષ્ણ સ્પર્શનો સથવારો મળી જાય છે. ગૌતમ ચારુએ કરેલો અનુવાદ ચારુના દેખતાં જ ચરરરર્ કરી ફાડી નાખે છે. ચારુની અલ્લડતાને એ ગમે છે. ચારુ અને ગૌતમનો સંબંધ હવે એક સ્ત્રીનો અને એક પુરુષનો–સંબંધ થઈ રહ્યો હતો. જો કે ગૌતમ પ્રેમમાં પડવા નહોતો માગતો. નિશા જેમ એના જીવનમાં પ્રવેશી અદૃશ્ય થઈ ગઈ હતી, તેમ આ પણ ચાલી જ જવાની હતી. છતાં ગમે તે એક વસ્તુને ચીટકીને ચોંટી રહેવાનું ગૌતમના ગરમ ગરમ લોહીને માન્ય જ નહોતું. એટલે જ એ કહેતો: 'પ્રેમ એ નિશાળિયાઓને લાગુ પડતો રોગ છે.' ચારુના પ્રવેશે ગૌતમની જિંદગીમાં ફરી પાછી તેજી આવે છે, ભરતી આવે છે. ગૌતમ પણ મળેલી એ ક્ષણને ઉપભોગી કૃતાર્થ થવાનું માનતો હતો. જિંદગીને 'ડલ' બનાવવા માગતો નહોતો. એમ કરવા જતાં જિંદગીની લોહિયાળ લડત લડવી પડે તો તેમ પણ કરવા તૈયાર હતો. સમાજે ઘડેલા નીતિનિયમોના જડ કોચલાને વળગી રહેવા તે તૈયાર નહોતો, લગીરે પણ. અને પછી...ગૌતમ—ગૌતમ તંત્રીને ઘેર સેંકડો માણસોએ ખુશામદ માટે હજારો રૂપિયા મોકલવા માંડ્યા. ગૌતમ પણ ઉછીની જિંદગીમાં બધું ઉછીનું જ હોય એમ માની પોતાના હાથે પોતાની ચિતામાં લાકડાં મૂકવા લાગ્યો, અભિનિવેશપૂર્વક. અને ઊર્મિલાનાં સ્વપ્નો સાકાર થવા લાગ્યાં. ઘરમાં મોજશોખની ચીજો આવવા લાગી. સરસ ફ્લૅટ, સાડીઓ–દાગીના–નોકર ચાકર બધું જ. અને ગૌતમ? એના જ શબ્દોમાં–'ચારુના ગરમ અંગોને દબાવું છું. એ માટે મને ગરમ ગરમ પૈસાની જરૂર છે. જીવવું એટલે...સમજ્યો ને? જિંદગીમાં ગરમી ભર્યા કરવી. જે દિવસે ગરમી ખૂટી તે દિવસે...'એ રીતે ઠંડે કલેજે જીવવા લાગ્યો. ગૌતમ જાણેઅજાણે જિંદગીને અને ચારુને પ્રેમ કરી બેઠો. કદાચ ચારુને કારણે જિંદગીને પ્રેમ કરી બેઠો હોય! ગૌતમ જિંદગીના ધુમ્મસમાં ધીમે ધીમે ઘેરાવા લાગ્યો, ગળાબૂડ અને એક દિવસે એ જીતુને અને નિશાને મળવા જાય છે. સાથે મધુ હતો, ચારુ હતી, ઊર્મિલા અને રાજુ પણ. જીતુ સાથે ગૌતમ મોડી રાત સુધી જાગે છે, વાતો કરે છે. ગૌતમને જીતુની આ ગામડાની જિંદગી પસંદ નથી. એટલે એ કહે છે: 'મને તો લાગે છે જીતુ કે...જિંદગીને તું ઠારી રહ્યો છે. તાકાત હોય એણે તો ગરમ ગરમ જીવવાની કોશિષ કરવી જોઇએ. વર્તમાન સાથે રહીને'. જીતુને ગૌતમની સલાહ માન્ય નથી. એને તો પોતાની જિંદગીને સમયના બરફની નીચે દાટી દેવી હતી. શહેરની બળી રહેલી ગરમ ગરમ જિંદગી જીવવાની તાકાત જીતુમાં નહોતી. ગૌતમને જીતુની પેઠે unborn tomorrow અને dead yesterday માં રસ નહોતો. એણે તો todayમાં જ રસ હતો. એ todayમાં જ જીવવા માગતો હતો. જીતુને પૅરેલિસિસનું દર્દ થઈ ગયું હતું. ડૉક્ટરો એ દર્દને મટાડી શકે તેમ નહોતા. ધીમે ધીમે જીતુ મૃત્યુ બાજુ જઈ રહ્યો હતો. પોતે પણ એ જાણતો જ હતો. નિશાને આ વાતની ગંધ જાય એમ જીતુ સહેજ પણ ઇચ્છતો નહોતો. ગૌતમ છેવટે જીતુ પાસેથી વિદાય લે છે.

જીવનની રેશમી દોરીમાં ગૌતમ બંધાતો જાય છે, બસ બંધાતો જ જાય છે. એ હીરની દોરી એક દિવસે, એના ગળા ઉપર લાગવાની છે એમ જાણે છે તો પણ. ગૌતમે લીધેલા હજારો રૂપિયાની ઊઘરાણીઓ થવા લાગી. ઑફિસમાં ને ઘરે પણ, ટેલિફોનનનું ભૂંગળું રાતદિવસ તૂં...તૂં...તૂં...તૂં... ચૂં...ચૂં...ચૂં...ચૂં થવા લાગ્યું. ગૌતમની જિંદગી હવે ધુમ્મસમાં નહિ, ખુદ ધુમ્મસ જેવી

ટેસના આઘાતોને અંત નથી, માત્ર આઘાત કરનાર બદલાતા રહે છે. પતિથી તરછોડાયેલી ટેસ પોતાના કુટુંબ માટે તનતોડ મહેનત કરે છે અને ત્યાં ઍલેક તેને જુદા જ સ્વરૂપે ભટકાઈ પડે છે. પાદરી બનીને ગામેગામ ફરતા ઍલેકની દબાયેલી વૃત્તિઓ ટેસને જોઈને ફરી પાછી સળવળી ઊઠે છે. ટેસ તેને ધુત્કારી કાઢે છે. અરે! એક વાર તો પોતાનું મોજું મારીને એનું મોં લોહીલુહાણ કરી નાખે છે, પણ ટેસની અવહેલના તો તેને ઊલટો ઉત્તેજિત કરી મૂકે છે. બેહદ પરિશ્રમ, કારમી કંગાલિયત અને ઍલેક તરફથી થતી સતત હેરાનગતિથી ભાંગી પડેલી ટેસ છેવટે એન્જલને પત્ર લખે છે. તેમાં તેનાં હૃદયની વ્યથા કેવી વર્ણાઈ છે! પણ કમનસીબે સરનામામાં ફરક હોવાને લીધે એ પત્ર એન્જલને ખૂબ મોડો મળે છે પરિણામે એ પાછો આવે તે પહેલાં તો એ કોમળ કુસુમ છૂંદાઈ ગયું હોય છે.

ટેસનો પિતા કરુણ હાલતમાં મરી જાય છે અને તેઓ બેહાલ થઈ જાય છે ત્યારે ટેસ અનુભવે છે કે તેના પતિએ તેને ઘોર અન્યાય કર્યો છે. આથી નિરાશ થયેલી ટેસને તેના પુનરાગમનની આશા તજી, પોતાના કુટુંબને જીવાડવા ખાતર અંતે ઍલેકની રખાત થઈ જવું પડે છે. આમ, વિધિએ (અને હાર્ડીએ) ટેસના ચરિત્રનું અંકન જ એવું કર્યું છે કે તેનું શરીર ઍલેકને જ સોંપાય, હૃદય કદાપિ નહિ. અને, જ્યારે તેનો હૃદયસ્વામી પાછો આવે છે, તેના ક્ષમાશીલ હૈયા સાથે, ત્યારે ખૂબ મોડું થઈ ગયું હોય છે.

આમ છતાં, ટેસના અંતરમાં ઍલેક પ્રત્યેની ઘૃણા જરાય ઓછી થઈ નહોતી અને તેમાંય એન્જલના આવી ગયા પછી તો તેનો આવેગ અને ઉકળાટ માઝા મૂકે છે. તે પોતાના પ્રિયતમની યાદમાં ઝૂરે છે. ઍલેક તેની હાંસી ઉડાવે છે અને એન્જલને ગાળો ભાંડે છે. આથી, ટેસનું મન સમતુલા ગુમાવી બેસે છે અને આવેશમાં આવી જઈને તે ઍલેકની છાતીમાં છરી ભોંકી દે છે. ટેસનું આ વર્તન તેના સમગ્ર આલેખનની દૃષ્ટિએ અસંગત બની ગયું છે. તેનું અંતર એન્જલને સદૈવ ઝંખે છે, પણ તેનો દેહ પતિત થયો હોવાને કારણે તે એન્જલથી દૂરની દૂર રહે છે—સ્વેચ્છાએ જ. આ રીતે, એન્જલને પ્રાપ્ત કરવાના માર્ગમાં ઍલેક તેને માટે ક્યારેય કંટકરૂપ નથી નીવડ્યો તો પછી તેનું ખૂન કરવાની જરૂરિયાત શી?

ઍલેકની હત્યા કર્યા પછી ટેસ એન્જલ પાછળ ભાગી નીકળે છે—એવી શ્રદ્ધા સાથે કે તેના સ્વામી જરૂર તેની રક્ષા કરશે. ન્યૂ ફૉરેસ્ટમાં આવેલા એક નિર્જન મકાનમાં એ બંને પાંચ દિવસ સુધી સંતાઈ રહે છે. દામ્પત્યજીવનના એ પાંચ સોનેરી દિવસો! જીવનમાં આટલું બધું સુખ ટેસે એ પહેલાં—અને પછી પણ—કદાપિ જોયું નહોતું, અને એ સુખ પણ જાણે અસહ્ય થઈ પડતું હોય તેમ જ્યારે એનાં પગલાં ઢૂંઢતી આવી પહોંચેલી પોલીસોની ટુકડી એને ઘેરી લે છે ત્યારે એન્જલને પોતાની નાની બહેન લિઝા-લૂ સાથે પરણવાની વિનંતી કરીને એ તેમને શાંતિથી સ્વાધીન થઈ જાય છે.

નારીનું નૈતિક મૂલ્ય તેના કોઈ એકાદ કૃત્ય પરથી નહિ પરંતુ તેની જીવનદૃષ્ટિ અને સમસ્ત વલણો પરથી આંકવું જોઈએ એમ માનીએ તો ટેસને તેના સર્જકે 'A pure woman' તરીકે ઓળખાવી છે તે બરાબર છે.

આમ, સમગ્ર રીતે જોતાં, આ નવલકથામાં ટેસનું વ્યક્તિત્વ પૂરેપૂરું ઊપસી આવ્યું છે. પુત્રી, પ્રિયતમા, પત્ની, માતા તરીકે તેનું પાત્ર તેના વ્યક્તિત્વની અવનવીન રેખાઓ પ્રગટ કરે છે. તેમ છતાં, ટેસનું આખું ય જીવન જાણે કે યાતનાની યાત્રા છે. આપણને ય ક્યારેક તો થઈ જાય છે કે જગતમાં આટલાં દુઃખો છે ખરાં? તેના જીવતરમાં એક ઘડી પણ સુખની જાણે કે સર્જાઈ જ નથી. હા, છેલ્લે છેલ્લે તેના પ્રાણેશ્વરનો સાથ સાંપડે છે ખરો, પરંતુ પળ બે પળનો એ સંયોગ પણ ચિરવિયોગ પર્યવસાયી જ નીવડે છે ને?

પરંતુ, આનું કારણ બીજું કશું નથી; જે ચશ્માથી હાર્ડીએ સમગ્ર જીવન અને જગતનું દર્શન કર્યું છે તેનાથી જ તેમણે ટેસને પણ અવલોકી છે. હાર્ડી એમ માને છે કે આ સૃષ્ટિના નિયંતાની નજરમાં ક્રૂરતા સિવાય કશું નથી, તે કેવળ ગમ્મત ખાતર આપણો વિનાશ કરે છે. પોતાની આવા પ્રકારની માન્યતાથી મુક્ત થઈને હાર્ડી ટેસને જોઈ શકતા નથી, અને એથી જ કદાચ કૃતિના અંતમાં તેમને ટેસની ફાંસીનો પ્રસંગ યોજવો પડ્યો છે. નવલકથાના ઉપસંહારના શબ્દો આની સ્પષ્ટ પ્રતીતિ કરાવે છે: 'Justice was [અનુસંધાન પૃ.૪૬૬]

# પદત્યાગના પડઘા ને પ્રત્યાઘાત

## પુરુષોત્તમ ગણેશ માવળંકર

[એલ.ડી. આર્ટ્સ કૉલેજના આચાર્યપદેથી મેં તા. ૧૪ માર્ચ ૧૯૬૮ની સાંજે રાજીનામું આપ્યું (જુઓ: 'અભ્યાસ'–માર્ચ ૧૯૬૮, પૃ. ૩૯૩–૩૯૮) તે તા. ૨૨ એપ્રિલ ૧૯૬૮ ને રોજ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની ગવર્નિંગ બૉડીની ખાસ મીટિંગમાં સ્વીકારાયું, અને સોસાયટીના ઑનરરી સેક્રેટરીની સૂચના મુજબ, તા. ૨૭ એપ્રિલ ૧૯૬૮ ને રોજ આચાર્યપદનો ચાર્જ મેં સોંપ્યો (જુઓ: 'અભ્યાસ'–એપ્રિલ ૧૯૬૮, પૃ. ૪૧૯-૨૦).

તા. ૪ માર્ચ ૧૯૬૮ ને રોજ ગવર્નિંગ બૉડીની મીટિંગ મળી તેના 'એજન્ડા' પર એલ. ડી. આર્ટ્સ કૉલેજને ફરી સવારની બનાવવાની બાબત મુકાઈ નહોતી. ચોથી માર્ચની મીટિંગના 'એજન્ડા'માં નોંધ્યા પ્રમાણે, હું તા. ૯ માર્ચ સુધી પરદેશમાં રહેવાનો હતો અને તે મુજબ મારી ૨૭ દિવસની (તા. ૧૨ ફેબ્રુઆરીથી તા. ૯ માર્ચ ૧૯૬૮ સુધી) રજા મંજૂર કર્યાના સેક્રેટરી સાહેબના પગલાની નોંધ ચોથી માર્ચની મીટિંગમાં લેવા વિષે 'એજન્ડા'માં ઉલ્લેખ હતો. એટલે, મારી ગેરહાજરીમાં અને મારી પાછળ તથા મને પૂછયા કર્યા સિવાય જ બધું ફેરવવાનું નક્કી કરાયું લાગતું હતું, અને એ પ્રમાણેનો નિર્ણય લેવાયો હતો. વધુ દેશોની મુલાકાત માટે અમને રિઝર્વ બૅન્કે પરવાનગી નહીં આપી, અને પરિણામે વિદેશી હૂંડિયામણ ન મળતાં અમે (મારી પત્ની સૌ. પૂર્ણિમા અને હું) વહેલા–તા. ૧ માર્ચ રાત્રે–મુંબાઈ પાછાં ફર્યાં અને ૩જીએ સવારે અમદાવાદ ઘેર આવ્યાં. સોમવાર, તા. ૪ માર્ચથી મેં કૉલેજમાં ફરી રીતસર મારું અધ્યાપનનું અને વહીવટી કાર્ય શરૂ કર્યું. ચોથીએ મેં 'એજન્ડા' જોયો, પણ હું તા. ૫ સપ્ટેમ્બર ૧૯૬૬થી ગવર્નિંગ બૉડીની મીટિંગોમાં સતત ગેરહાજર રહેલો તેમ તા. ૪ માર્ચની આ મીટિંગમાં પણ મેં હાજરી આપી નહોતી. (મારી ગેરહાજરી વિષેની ભૂમિકા રાજીનામાના પત્રમાં સંક્ષેપમાં સ્પષ્ટ કરી જ છે.) અચાનક હું વહેલો સ્વદેશ પાછો આવ્યો, અને ચોથી માર્ચ સવારથી કૉલેજમાં મારી ફરજો પૂર્વવત સંભાળી લીધી એ વિષે લેખિત જાણ પત્ર દ્વારા સોમવાર તા. ૪ માર્ચને દિવસે જ મેં કરેલી અને એ પત્ર અ. એજ્યુ. સોસાયટીની કચેરીમાં રૂબરૂ તે સાંજે પાંચેક વાગ્યે – મીટિંગ સાંજે ૭ વાગ્યે મળી તે પહેલાં – મોકલાવી આપ્યો હતો.

સવારની કૉલેજનો નિર્ણય ચોથી માર્ચે લેવાયો તેની જાણ બીજે જ દિવસે અનેકને થઈ અને એલ. ડી આર્ટ્સ કૉલેજના કેટલાક અધ્યાપકો–પ્રાધ્યાપકો પણ એ વિષે ખુશખુશાલ બની વાતો કરતા મહાલતા હોવાનું પછીથી મારી જાણમાં આવેલું! ચોથા માર્ચના નિર્ણયની મને જાણ કરવા સારુ ગવર્નિંગ બૉડીના ચેરમેન શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈએ શુક્રવાર તા. ૮ માર્ચ બપોરે એમની પાનકોર નાકા કચેરીએ મને બોલાવ્યો, ત્યાં સુધી સવારની કૉલેજના નિર્ણય વિષે કોઈ પણ પ્રકારની મૌખિક જાણ સુધ્ધાં મને કરવામાં આવી નહોતી, એટલે મને અગાઉથી પૂછવાની તો વાત જ શી! ચેરમેન સાથેની મારી ટૂંકી મુલાકાત વખતે ઑનરરી સેક્રેટરી શ્રી ચંદ્રકાંતભાઈ છો. ગાંધી હાજર હતા. સવારની કૉલેજનો નિર્ણય લેવાયા વિષે ચેરમેને વાત કરી ત્યારે ઘડીક તો હું અવાક્ થઈ ગયો, અને જે સાંભળી રહેલો તે માની શકતો નહોતો. કૉલેજના આચાર્ય તરીકે, અને પૂરા સમયની કૉલેજ માટે પહેલ કરનાર તરીકે, મને અગાઉ વિશ્વાસમાં લેવાશે જ એવી મને ખાતરી હતી. પણ એ સાવ ખોટી ઠરી! થોડી ક્ષણો બાદ હું જ્યારે મારો પ્રત્યાઘાત વ્યક્ત કરવા લાગ્યો ત્યાં બે ચાર શબ્દો બોલું એટલામાં જ ચેરમેને સુણાવી દીધું કે, 'મારે કોઈ ભાષણ જોઈતું નથી'!! હું ફરી ક્ષણભર દિઙ્મૂઢ બન્યો, પણ તરત જ મેં સ્પષ્ટ રણકાર પાછો વાળતાં ચેરમેનને કહ્યું કે, 'હું ભાષણો કરવા આવ્યો જ નથી; આપના બોલાવ્યાથી આવ્યો છું; અને આપ મારી ગેરહાજરીમાં જે કોઈ નિર્ણયો લો તે વિષે ઓછામાં ઓછું મારા પ્રત્યાઘાતો જણાવવાને હું પૂરેપૂરો હકદાર છું.'

the mist and not in the crystal'–મૂકાયેલા શબ્દો સમગ્ર નવલકથાના હાર્દ જેવા બની ગયા છે. સર્જકનો એ ઉદ્દેશ બર આવ્યો છે, કલાત્મક રીતે.

કથાનો નાયક છે ગૌતમ. 'ગુજરાત' નામના ન્યૂઝપેપરનો વર્કર અને પાછળથી થતો તંત્રી. ગૌતમ બુદ્ધિજીવી છે, તીવ્ર બુદ્ધિજીવી. એનું વ્યક્તિત્વ જ્વાળામુખી જેવું, ડારે અને દઝાડે તેવું છે. એ આગ જેવો છે. ઠંડા માણસો તરફ, તરવરાટ વિનાના માણસો તરફ એને નફરત છે. એટલે જ પોતાની પત્ની ઊર્મિલાને એ લા-ઊર્મિ—ઊર્મિરહિત–કહે છે. લોકોને એ ન સમજાય તેવો ઊંધી ખોપરીનો લાગે છે. લોકોને એમ લાગે એમાં એનો વાંક નથી, કારણ કે એને કશામાં શ્રદ્ધા નથી. ઈશ્વરનો એ નિષેધ કરે છે. ભૂતકાળમાં એને રસ નથી, ભવિષ્યમાં એ માનતો નથી. એને તો વર્તમાનમાં રસ છે, વર્તમાનમાં. જે એની સામે પ્રત્યક્ષ છે, અનુભવી શકાય તેવો કાળ. આવા ગૌતમને ઊર્મિલા જેવી કહ્યાગરી પત્ની છે. રાજુ જેવો દેવદીધો (!) પુત્ર છે. મધુ જેવો–મોટો કૅપિટલિસ્ટ–મિત્ર છે. જીતુ જેવો શાણો, વ્યવહારુ, ઈશ્વરમાં માનનારો–જેને ગૌતમ પોતે પણ ન તરછોડી શકાય તેવો કહે છે–તેવો મિત્ર છે. નિશા અને ચારુ–કાચી કાકડી જેવી, ઉછાંછળી છોકરીઓ–નું એને સાન્નિધ્ય છે. આ બધાંનો સંબંધ પરસ્પર ગાઢતર બને છે 'સિદ્ધાર્થ' નાટકનાં રિહર્સલોમાં અને એની ભજવણીમાં. આ બધા વખત દરમ્યાન ગૌતમની અંદર વસતો બુદ્ધિજીવી ગૌતમ ધીમે ધીમે જાગૃત થતો જતો હતો. નાટક એના માટે માત્ર એક 'નાટક'થી વિશેષ કશું નહોતું. નવલકથાકારે 'સિદ્ધાર્થ' નાટકની પસંદગી કરી છે એની પાછળ પણ એક મોટું પ્રયોજન પડયું છે. જીવનની શૂન્યતાને, વિતથતાને બુદ્ધે જોઈ હતી, માણી હતી. એટલે ગૌતમ માટે એ એક સરસ પાર્શ્વભૂ ઊભી કરી આપે છે. એટલે ગૌતમ અને જીતુ એ બંને પાત્રોના મુખે ઉચ્ચારાતા સંવાદો આના કારણે પોપટિયાં કે અધ્ધર અધ્ધર રહેતા લાગતા નથી. નાટક કરતાં કરતાં ગૌતમને નિશામાં રસ જાગે છે. ઊર્મિલા તરફ એ ઉદાસીનતા સેવે છે. નિશા તરફના ખેંચાણને કારણે લગ્નસંસ્થા એને દાંભિક લાગે છે. સ્ત્રીને માત્ર સ્ત્રી તરીકે જ એ જુએ છે, પુરુષને પુરુષ તરીકે, તેથી વિશેષ કશું જ નહિ. 'સ્ત્રીપુરુષનો સંબંધ એ કુદરતી વસ્તુ છે – પાણી અને પ્યાસ જેટલો જ કુદરતી...એને નાથવાનો પ્રયત્ન કરનાર મૂર્ખ છે', અને એટલે જ કશુંય ગોપાવ્યા–છૂપાવ્યા વિના, નિશા જ્યારે એના હાથમાં ચબરખી મૂકીને જતી રહે છે ત્યારે એ કહે છે: 'નિશા આવી વેવલાઈની કાંઈ જરૂર નથી. હું મર્દ છું, મને તારી ગંધ આવે છે'. જીતુ ગૌતમ માટે ઘણીક વખત કહેતો હતો એ સાચું હતું: ગૌતમને બીજા માણસો જીવે છે તેમ મીણબત્તીની પેઠે ટમટમીને નહોતું જીવવું, આગની માફક, ભડકો થઈને જીવવું હતું. ગૌતમને મુકાબલે જીતુ સામે પલ્લે બેસીને વિચારે છે. જીવન તરફ એનું વલણ શ્રદ્ધાભરેલું છે. એ વર્તમાનને પણ ભૂતકાળ જ માને છે. ગૌતમ સાથે દલીલ કરતાં એ કહે છે: 'વર્તમાન એ માત્ર એક ભ્રમ છે. ભૂતકાળ અને ભવિષ્ય વચ્ચેનો એક પોલ માત્ર. બે દીવાલો વચ્ચેની એક ગુફા. દીવાલો નક્કર હોય છે–ગુફા નહિ". નિશા જ્યારે જીતુની સહચરી બને છે, ત્યારે ગૌતમ દુઃખી થવાને બદલે વિચારે છે કે જીતુ જેવાને તો ઊર્મિલા જેવી ઠંડી પત્ની જોઈએ. નિશા અને જીતુની જોડી યોગ્ય નથી. ગૌતમમાં જીવતા વરુની બુભુક્ષા હજુ સંતોષાઈ નહોતી. વર્ષો વીતી ગયાં...કૅપિટલિસ્ટ મધુ ચારુ સાથે પરણી ગયો હતો. જીતુ નિશાને લઇને શહેરથી દૂરના ગામડામાં રહીને શાંતિથી જીવતો હતો. ગૌતમને હવે 'ગુજરાત'માં તંત્રી બનવાની તક આવી હતી. પણ ગૌતમને તંત્રી નહોતું બનવું. એવો બોજ વેંઢારવો એને મૂળેથી જ પસંદ નહોતું. એ પદ સ્વીકારવું કે ન સ્વીકારવું એની અવઢવમાં હતો ને છેવટે એ પદ સ્વીકારે છે. પણ એ પદ સ્વીકાર્યા પછી થોડીક ક્ષણોમાં રાજીનામું આપી દેવા તૈયાર થાય છે. એ પદ ઉપર ઊર્મિલાએ તો કેવાં સ્વપ્નો કર્યાં છે! સરસ ફ્લૅટ...નોકર-ચાકર....લૂગડાં-લત્તાં....દર-દાગીના....એ બધાંનું શું? લક્ષ્મી સામે ચાંલ્લો કરવા આવે છે ત્યારે ગૌતમ કપાળ ધોવા કેમ જાય છે એ ઊર્મિલાને સમજાતું નહોતું. મધુને પણ ગૌતમ હજુ ઊંધી ખોપરીનો જ લાગ્યા કરે છે. છેવટે મધુ પોરસ ચડાવે છે ને ચડસમાં ને ચડસમાં ગૌતમ તંત્રી બની જાય છે. જીવનની થોડીક ક્ષણો માટે, કોઈકને આનંદ થતો હોય તો એ પદ સ્વીકારી લેવું એમ માની. પણ હજુ



7-157

શાંત રહું એવી હતી! એ તો અશક્ય હતું. કૉલેજના આચાર્યપદ જેવી મહત્ત્વની જગ્યાએથી હું બહાર નીકળતો હોઉં તો તેમ કરવાને માટે મારી પાસે શાં કારણો હતાં તે મારે સ્પષ્ટપણે જાહેર કરવાં જ રહ્યાં. વળી, એ વિષે પણ મેં આ વડીલોને તા. ૧૦ માર્ચ ને રોજ અને ત્યાર પછી દરેક વખતે સ્પષ્ટતા કરી હતી. ત્યારે તેઓએ કહેલું કે રાજીનામું હું જો આપું જ તો પછી એ વિષે મારી ભૂમિકા જાહેર કરવાને હું મુક્ત છું.

રવિવાર, તા. ૧૭ માર્ચ ને રોજ સાંજે એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં સમાજશાસ્ત્રના છેલ્લા વર્ષના વિદ્યાર્થી મિત્રોને વિદાયમાન આપવાનો મેળાવડો યોજાયો હતો. તેમાં મને સ્વાભાવિક જ નિમંત્રણ મળેલું. તે વખતે કૉલેજમાંના મારા સાથી-અધ્યાપકો અને વિદ્યાર્થી મિત્રો તથા ઑફિસ-કર્મચારીઓ (જે કોઈ તે દિવસે હાજર હતા તે) સમક્ષ પહેલવહેલી વાર અને જાહેરમાં મારા રાજીનામા વિષે કાંઈક વિગતે વાત મેં કરી હતી. મારી ઇચ્છા તો ચૌદમી માર્ચે–શૈક્ષણિક વર્ષના છેલ્લા દિવસે–અધ્યાપકમિત્રો અને સાથીદારોની વર્ષાન્તે મળેલી બેઠકમાં નિર્ણય જાહેર કરવાની હતી. પણ એ જ દિવસે–ચૌદમી માર્ચે–સાંજે શ્રી ગાંધી અને શ્રી બેર જોડે મહત્ત્વની અને નિર્ણાયક વાતચીતો ગોઠવાઈ હતી, એટલે રાજીનામાનો કે કોઈ પૂર્વભૂમિકાનો કશો ઉલ્લેખ સરખો પણ કૉલેજમાંની મીટિંગમાં મેં કર્યો નહોતો. વળી, રાજીનામું પણ હકીકતમાં ચૌદમી માર્ચે સાંજે જ મેં આપેલું. આ પ્રમાણે, તા. ૧૭ માર્ચ ને રોજ કૉલેજમાં મેં રાજીનામા વિષે પ્રથમ જ જાહેરાત કરી. કોઈ બીજી રીતે કે અન્ય સ્થાને એવી જાહેરાત કરવાનું મને ન જ ગમત, અને અન્યત્ર પ્રથમ જાહેરાત કરવી અયોગ્ય પણ થાત.

મંગળવાર, તા. ૧૯ માર્ચની મોડી સાંજે મેં ગુજરાતના ગવર્નર અને ગુજરાત યુનિવર્સિટીના ચાન્સેલર શ્રી. શ્રીમન્નારાયણજીને રૂબરૂ પત્ર આપીને રાજીનામાની જાણ કરી. એ જ સાંજે બીજા રૂબરૂ પત્ર દ્વારા ગુજરાત યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર શ્રી ઉમાશંકરભાઈ જોશીને તથા ટપાલ દ્વારા યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન, નવી દિલ્હીના અધ્યક્ષ ડૉ. ડી. એસ. કોઠારીસાહેબને મારા પદત્યાગ વિષે માહિતી આપી. રાજીનામાના પત્રની એકેક નકલ પણ આ ત્રણ મુરબ્બી પદધારીઓને મોકલી આપી. અખબારોને વિધિસર માહિતી શુક્રવાર, તા. ૨૨ માર્ચ ને રોજ સાંજે પત્રકાર પરિષદ યોજીને આપી. ત્યાર પછી મારી ત્રણ અખબારી મુલાકાતો અમદાવાદના ત્રણ સુપ્રસિદ્ધ અખબારોમાં પ્રગટ થઈ હતી (જુઓ: 'અભ્યાસ'–એપ્રિલ ૧૯૬૮, પૃ. ૪૧૯–૨૮).

મારા રાજીનામા વિષે કોઈ પણ દૈનિક અખબારે તંત્રીલેખ કે સંક્ષિપ્ત નોંધ લખી નથી. મારી ભૂમિકામાં એમને કોઈ મહત્ત્વના જાહેર મુદ્દાઓ જણાયા નહીં હોય. અનેક અખબારોમાં વિદ્યા–શિક્ષણના સાપ્તાહિક વિભાગો હમણાંથી આવે છે. એમના કટાર-લેખકો અને સંપાદકોએ પણ મારા પદત્યાગ પર કોઈ અનુકૂળ કે પ્રતિકૂળ ટીકા-ટિપ્પણી કરી નથી. આ બધા 'શિક્ષણપ્રેમીઓ અને વિદ્યાપુરુષો'ને પણ મારી ભૂમિકામાં કોઈ વજૂદ જેવું લાગ્યું નહીં હોય; જો કે એ પણ અસંભવિત નથી કે આ બધા કેળવણીકારોનાં પોતપોતાનાં સ્વાર્થ અને સ્થાપિત હિતસંબંધોને કારણે તેઓ સહુ ચૂપ બેઠા હોય! વળી, કોઈ શિક્ષણશાસ્ત્રી-ઓએ, આચાર્યોએ અગર અધ્યાપકોએ, મારી ભૂમિકાને ટેકો આપતું જાહેર નિવેદન કર્યું નથી. અંગત રાહે ઘણાંએ મને ટેકો આપ્યો, પણ પ્રકટ રીતે કશું કરવાને તેઓ તત્પર કે તૈયાર જણાયાં નથી. ગુજરાત યુનિવર્સિટીના ચાન્સેલર–વાઇસ ચાન્સેલરે અને યુ. જી. સી.એ આચાર્યોના દરજ્જા અંગે અ. એજ્યુ. સોસાયટીના સંચાલકોને કશું પુછાવ્યું પણ નથી, કે નથી એમનો જવાબ માગ્યો! યુનિવર્સિટીની એક અગત્યની જોડાણ-શરતનો છડેચોક ભંગ સંચાલક-મંડળ કરી શકે અને યુનિવર્સિટી એ વિષે અસહાય દશા દર્શાવે એ દુઃખદ છે.

અલબત્ત, આ બધું કેવળ હકીકતો નોંધવા પૂરતું જ જણાવું છું. કોઈની વ્યક્તિગત ટીકા કરવાનો ઇરાદો નથી, તેમજ મારી ભૂમિકાને કોઈએ કશો ટેકો આપ્યો નથી એવું પણ સૂચવવાનો હેતુ નથી. કોઈના

થઈ ગઈ. ઊર્મિલા લડી-ઝગડીને પિયર ચાલી ગઈ. ઊર્મિલા જોડે રહેવાની 'હૅબિટ' પડી ગઈ હતી, એટલે એકાંત એને ખટક્યું. એના રૂપ-રંગ બદલાવા લાગ્યા. પોતે એ બધા વચ્ચે અટવાઈને એક chaos બની ગયો હતો. પોતે ગૂંથેલી જાળમાં પોતે જ હવે બરાબર ફસાઈ ગયો હતો. બહાર નીકળી શકાય એવી કોઈ શક્યતા જ નહોતી. ગળી ગયો હતો, સાગોપાંગ. લાલભાઈ અને બચુભાઈ વચ્ચે ટાઈ પડી. લાલભાઈ દાવ હારી ગયા. ગૌતમનું તંત્રીપદ છૂટી ગયું. ગૌતમ ઉપર એ છેલ્લો ફટકો હતો. એ ચારે બાજુથી ઘેરાઈ ગયો હતો. જીવનરણમાં અભિમન્યુની પેઠે, એકલો અટૂલો નિઃશસ્ત્ર થઈ ગયો હતો......જિંદગીને એણે એક નવો આકાર આપી દીધો. જિંદગીના અર્ક જેવા જલદ સાઈનાઈડ લઈને એણે આપઘાત કર્યો. જીતુ એ ઘાને ન જીરવી શક્યો, એ પણ ગયો. ચારુ ગાંડી થઈ ગઈ. મધુ જીતુના સંસર્ગથી આધ્યાત્મિક થઇ ગયો હતો. ઉર્મિલા જિંદગીના ચહેરા પર આંસુની જેમ વળગી રહી હતી. નિશાએ દુઃખિયા સમાજની સેવા કરવાનો નિર્ધાર કર્યો. અને આવી એક ઘેરી શૂન્યતા સાથે નવલકથાનો અંત આવે છે. નિશા, જીતુ, મધુ, ચારુ, ગૌતમ અને ઊર્મિલા—બધાંની જિંદગી એક ધુમ્મસ હતી, એ બધાંનો અંજામ આમ જ હોઈ શકે. જીતુના, ગૌતમના આપઘાતના સમાચાર જાણીને ઉચ્ચારાયેલા શબ્દો નવલકથા પૂરી કર્યા પછી કાનમાં ગૂંજ્યા કરે તેવા ધારદાર–sharp–અને ગૌતમ જીવતો હોત તો તેને પણ 'કૉંક્રીટ' લાગે તેવા છે: 'માણસ બહુ આગળ વધે ત્યારે એની અંદરથી જ, એની વિરુદ્ધ એક બળ પેદા થાય છે: અને એને હલકો પાડે છે–લાચાર બનાવીને હલકો પાડે છે. એટલે જ બધાય ગૌતમ...બુદ્ધ બનતા નથી—પણ જગતમાં ઘણા બધા ગૌતમ જન્મતા પણ નથી.'

અસ્તિત્વવાદની અસર તળે આપણે ત્યાં લખાયેલી નવલકથાઓમાં 'ધુમ્મસ' જુદી જ ભાત પાડે છે. જીવન-વૈતથ્યની વાતો તો આજનો અને આ પૂર્વેનો નવલકથાકાર કરતો જ રહ્યો છે. જીવનની આવી absurdityને કલાના પરિવેશમાં ઉતારવી મુશ્કેલ છે. બહુધા એવું બનતું આવ્યું છે કે લેખકનું વક્તવ્ય જ નવલકથામાં પ્રાધાન્ય ભોગવે અને કલાકૃતિ તો ક્યાંય દૂર રહી જાય. formalism ઉપર ભાર મૂકનારા સર્જકોની કૃતિઓમાં પણ આવું બનવા પામ્યું છે. એટલે એવી નવલકથા નવલકથા બનવાને બદલે philosophic novel બની જાય છે. (novel ને philosophic વિશેષણ લાગે ખરું?) સદ્‌ભાગ્યે, આ કૃતિમાં આવું કોઈ દૂષણ નથી. ભાઈશ્રી માંકડે નવીનતાનો કોઈ આગ્રહ રાખ્યા વિના 'ધુમ્મસ'માં આગવી–પોતીકી નવીનતા ઊભી કરી છે. અહીં ઘટનાઓ–બનાવો કે પ્રસંગો તો છે જ, અસ્તિત્વવાદી વિચારધારાને વ્યક્ત કરતા ટૂંકા–લાંબા સંવાદો પણ છે જ. છતાં આ બધી ઘટનાઓને 'ધુમ્મસ'ના સર્જક ગાળી શકયા છે, એટલું જ નહિ એ ઘટનાઓને ગાળી માનવાનુભૂતિના તલને–સૂક્ષ્મ સંચલનોને પણ એ સ્પર્શી શક્યા છે. એટલે નવલકથામાં જે જે અભિવ્યક્ત થયું છે તે તે બધું જ કલાકાર પાસેથી check થઈને આવ્યું છે. ગૌતમના પાત્રનો ઉછેર ખૂબ દેખભાળથી થયો છે. ગૌતમના જીવનની બધી જ પ્રક્રિયાઓ –ગૂંચ, વિકાસ, અંત–એટલી સહજ, સ્વાભાવિકતાથી આલેખાઈ છે કે કશું impose–પ્રક્ષેપિત કરેલું–લાગતું નથી. ભાઈશ્રી માંકડની એ ગરવી સિદ્ધિ છે. આ નવલકથામાં બીજી તરી આવતી વિશિષ્ટતા એની વિશદતા છે. સર્જકે ઉપયોજેલાં પ્રતીકો–શૈલી એ બધું એક વત્તા એક બરાબર બે જેવું સીધું ને સટ છે. છતાં કથયિતવ્ય ક્યાંય લપરું પડ્યું હોય કે કથાનો બિનજરૂરી પ્રસ્તાર થયો હોય એવું ક્યાંય લાગતું નથી. ઊલટાનું compactness સઘનતા તો આ નવલકથાનો ગુણ બની જાય છે. અહીં ન સમજાય તેવી પ્રતીકોની ભરમાર નથી, કે કથયિતવ્ય ક્યાંય ધૂંધળું રહ્યું નથી. જે કંઈ વ્યક્ત થયું છે તે એક રસે રસાઈને થયું છે. એટલે કથાના અંતમાં ઊભી થતી nothingness કથાના સહજ વિકાસના પરિણામરૂપે જ ઊભી થયેલી લાગે છે.

છેક સાંપ્રતકાળની નવલકથાઓમાં અસ્તિત્વવાદની વિચારધારાનું, જીવનવૈતથ્યની કલાત્મકઅભિવ્યક્તિનું આવું દર્શન–કલાના પરિવેશમાં–'ધુમ્મસ'જેવી ઓછી નવલોમાં થાય છે. 'The pleasure of the modern novel may have to be worked for, but the work will be amply rewarded'–સ્કેઈબિરનું આ વિધાન 'ધુમ્મસ'ના પુનર્વાચને વધારે સાચું લાગે છે.

*

not only that the process of decision-making in our higher education is governed by non-educationists but also that non-academic considerations can so easily supersede academic ones.

There is also the disturbing news that many colleges in the State have relieved their top teaching personnel of their jobs.

The public as well as teachers in universities and colleges have a duty. They should display greater sensitivity to the situation and resist any non-academic inroads into our higher education, if we wish to improve our educational standards.

R. C. Patel
President
Baroda University Teachers' Association
Baroda, March 25.

+ + +

'ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ', સૂરત. 'શિક્ષણ અને સંસ્કારની સમસ્યાઓ' વિભાગ. લેખક: 'સમાલોચક'. મંગળવાર, તા. ૨ એપ્રિલ ૧૯૬૮. પૃ. ૪.

## શિક્ષણ સંસ્થાઓના વહીવટમાં આચાર્યોનું સ્થાન

### એક અગ્રગણ્ય આચાર્યનું રાજીનામું

ગુજરાત યુનિવર્સિટીની સિન્ડીકેટે પોતાને પૂછ્યા વિના પોતાના વિભાગની એક જગ્યા ઉપર એક વ્યક્તિની નિમણૂક કરી તેના વિરોધમાં ગુજરાત યુનિવર્સિટીના સમાજવિદ્યા ભવનના અધ્યક્ષ અને જાણીતા અર્થશાસ્ત્રી શ્રી શિનોયે પોતાના હોદ્દાનું રાજીનામું આપી દીધું. હજી એના ભણકારા પૂરા શમ્યા નથી ત્યાં તો એલ. ડી. આર્ટ્સ કૉલેજના આચાર્ય શ્રી પી. જી. માવળંકરે પણ કંઈક એવા જ કારણસર આચાર્યપદનું રાજીનામું આપી દીધાના સમાચાર અને રાજીનામાનો પત્ર પ્રગટ થયાં છે.

આ બન્ને રાજીનામાંઓ શિક્ષણક્ષેત્ર માટે આઘાતજનક છે. પ્રો. શિનોયના રાજીનામાની વાત નિવેદનો દ્વારા ખૂબ ચર્ચાઈ ગઈ છે એટલે અમે પ્રિ. માવળંકરના રાજીનામાની જ વાત કરીશું. શ્રી માવળંકરનું ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમાં આગળ પડતું સ્થાન છે. શ્રી માવળંકર પોતાના વિષયના સારા વિદ્વાન તો છે જ, પણ તે ઉપરાંત એક સારા વિચારક અને કેળવણીકાર પણ છે. ઘણી જાહેર સંસ્થાઓ અને કાર્યો સાથે એઓ સંકળાયેલા છે. એમને રાજીનામું આપવું પડે એવી પરિસ્થિતિ સર્જાય એ આઘાતજનક છે.

ટૂંકમાં વાત આ પ્રમાણે છે. એલ. ડી. આર્ટ્સ કૉલેજનું સંચાલન અમદાવાદ એજ્યુકેશન સોસાયટી કરે છે. ૧૯૬૬ સુધી એલ. ડી. આર્ટ્સ કૉલેજ સવારની કૉલેજ તરીકે ચાલતી હતી. પરંતુ સવારની કૉલેજનાં ઘણાં અનિષ્ટોનો ખ્યાલ શ્રી માવળંકરને હતો. માત્ર સવારમાં જ ચાલતી કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ પૂરો સમય હાજરી આપતા નથી. તમામ વિષયો માટે નિયત થયેલા તાસ આવશ્યક લઈ શકાતા નથી. અને અધ્યાપકો તથા વિદ્યાર્થીઓ વચ્ચે જે પ્રમાણમાં વિદ્યાકીય સામૂહિક જીવનની અપેક્ષા રહે છે તે સવારની કૉલેજમાં પૂરી પડતી નથી.

આથી પ્રિ. માવળંકર એલ. ડી. આર્ટ્સ કૉલેજને પૂરા સમયની ['ડે-કૉલેજ'] કૉલેજમાં ફેરવી નાખવાનો પહેલેથી જ આગ્રહ રાખતા હતા અને તેને પરિણામે અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની ગવર્નિંગ બૉડીએ ૧૯૬૬ના ફેબ્રુઆરીની ચૌદમીની સભામાં ૧૯૬૬ના જૂનથી એલ. ડી. કૉલેજને 'ડે-કૉલેજ' બનાવવાનો નિર્ણય કર્યો. આ કૉલેજ આ રીતે પૂરાં પાંચ વર્ષ ચલાવવી અને તેની શું અસર થાય છે તે જોવી એમ પણ સંચાલક–મંડળે નક્કી કર્યું હતું.

પરંતુ પ્રિ. માવળંકર ચાલુ વર્ષના ફેબ્રુઆરી માસમાં પૂર્વ એશિયાના પ્રવાસે ગયા અને તેમની ગેરહાજરીમાં આ રીતે કૉલેજ પૂરાં પાંચ વર્ષ ચાલે તે પહેલાં જ એ જ ગવર્નિંગ બૉડીએ કૉલેજને ફરી સવારના સમયમાં ચલાવવાનો નિર્ણય કર્યો. વળી, આચાર્યની ગેરહાજરીમાં તેમની સાથે ચર્ચા કર્યા વિના એ કૉલેજના કેટલાક વિભાગો બંધ કરવાનો અને કેટલાક અધ્યાપકોને છૂટા કરવાનો નિર્ણય પણ મંડળે લીધો. આ બંનેના વિરોધમાં આચાર્ય શ્રી માવળંકરે પોતાના હોદ્દાનું રાજીનામું

તા. ૮ અને ૯ માર્ચ એમ બે દિવસોએ ચેરમેને મારી સાથેની ટૂંકી મુલાકાતો દરમ્યાન બે બાબતો ફરી ફરી સ્પષ્ટ કરી: (૧) સવારની કૉલેજ થશે જ, અને (૨) અધ્યાપકગણમાંથી કેટલાકને છૂટા પણ કરાશે. મેં આ બન્ને વાતોનો વિનયપૂર્વક પણ મક્કમતાથી વિરોધ કર્યો. ચેરમેનના આદેશ મુજબ, તા. ૧૦ માર્ચ ને રોજ એલ. ડી. આર્ટ્સ કૉલેજના સમગ્ર અધ્યાપકગણ વિષેની સવિસ્તર માહિતીનો કોઠો મેં એમને મોકલી આપ્યો. કૉલેજમાં ભણાવાતા વિષયો, એમાં ભણી રહેલા ચાલુ અને જૂનાં (છેલ્લાં બાર વર્ષનાં) વિદ્યાર્થી ભાઈ બેનોની સંખ્યા, વગેરે અન્ય જે બધી વિગતો, હકીકતો અને આંકડા ચેરમેને માંગ્યા તે બધાં તા. ૧૦ માર્ચ ને રોજ એમને મેં પોતે જ પહોંચતા કર્યા. એ દિવસે (તા. ૧૦ માર્ચ) સાંજે હું શ્રી ગાંધી અને શ્રી ખેરને મળ્યો. એમને પણ મેં, આ બધી હકીકતોના કોઠાઓની એકેક ટાઈપ નકલનો સેટ આપ્યો. મેં એમને બન્નેને નિખાલસપણે કહ્યું કે સવારની કૉલેજનો નિર્ણય, અધ્યાપકગણમાંથી થોડાંકને દૂર કરવાનો નવો નિર્ણય અને ગવર્નિંગ બૉડીમાં આચાર્યનો ગૌણ દરજ્જો–આ ત્રણેય બાબતો સામે મારો સ્પષ્ટ અને સખત વિરોધ છે. તા. ૧૦ માર્ચની સાંજે ચેરમેને વળી નવી દરખાસ્ત શ્રી ગાંધી મારફત મને સુણાવી કે અધ્યાપકોને એમની 'સીનિયૉરિટી'ના ધોરણે ચાલુ રાખવા! એટલે કે, અધ્યાપક તરીકે જેઓ જૂના અને વધુ વર્ષોથી ભણાવતા હોય તે સહુને રાખવા, અને નવા તથા તાજેતરનાં વર્ષોમાં નીમાયેલાંઓને છૂટા કરવા! સ્વાભાવિક જ, આવી બેહૂદી દરખાસ્ત મને અમાન્ય હતી, કારણ કે તેમ કરવા જતાં વિષય તો કોઈ ભાગ્યે જ ઓછો થાય એમ હતું, અને વળી પાછા નવા શિક્ષકો નીમવાની ફરજ તો ઊભી જ રહેત. 'સીનિયૉરિટી'નું ધોરણ મહત્ત્વનું ગણવાની મારી તૈયારી હતી, પણ એ જ એકમેવ ધોરણ મને સ્વીકાર્ય નહોતું. જે વિષયોમાં અનેક વિદ્યાર્થીઓ ભણતા હોય તેમાં શિક્ષકો જો પ્રમાણમાં 'જૂનિયર' હોય તો તેમને કાઢવા જતાં વિદ્યાર્થીઓનું શું થાય? મેં જો કે સવારની કૉલેજ કરવાના નિર્ણય સાથે સાથે વળી અધ્યાપકો પૈકી પણ કેટલાકને છૂટા કરવાની સોસાયટીના સંચાલકોની દરખાસ્તને પ્રથમથી જ અસ્વીકાર્ય ગણેલી. ૧૦ માર્ચની સાંજે ચેરમેને શ્રી. ગાંધી મારફત મને કહેવડાવ્યું કે મારે ચેરમેનને હવે ફરી મળવાની જરૂર નથી, કારણ કે ચેરમેનના નિર્ણયો અફર છે! એટલે, સોમવાર તા. ૧૧ માર્ચ ને રોજ મ ઑનરરી સેક્રેટરાને વિધિસર પત્ર લખીને સવારની કૉલેજના નિર્ણય સામે તથા આચાર્યના ગૌણ દરજ્જા સામે મારો સંપૂર્ણ વિરોધ જણાવ્યો, અને એ પત્રની નકલો ચેરમેન તથા શ્રી. ખેરને એ જ દિવસે બપોરે મોકલાવી.

આમ, હકીકતમાં, ચેરમેન શેઠશ્રી કસ્તુરભાઈની હાજરીમાં જ ચાર દિવસ–તા. ૮ થી ૧૧ માર્ચ દરમિયાન—એમની સાથે મારી બે ટૂંકી મુલાકાતો અને શ્રી. ગાંધી તથા શ્રી. ખેર સાથે બે સવિસ્તર મુલાકાતો (તા. ૧૦ ને ૧૧ માર્ચ) થઈ હતી, અને એ જ વખતે રાજીનામા વિષે મારા મનમાં ખાતરી થઈ ચૂકી હતી. ચેરમેન સાથેની મુલાકાતોમાં શ્રી. ગાંધી, હમેશ મુજબ મૌન ધારણ કરતા અગર તો ચેરમેન સાથે સંમતિ દર્શાવતા બેઠા હતા. આમ છતાં, સમાધાન અને કોઈ સુખદ વચલા માર્ગ માટે હું તૈયાર હતો. તેથી જ, તા. ૧૨ થી તા. ૧૪ માર્ચ સુધી ત્રણ દિવસ મેં શ્રી ગાંધી અને શ્રી ખેર સાથે ઉત્કટ ચર્ચા–વાતચીતો કરી. પણ મારી બે મુખ્ય બાબતો—પૂરા સમયની કૉલેજ અને આચાર્યનો યોગ્ય દરજ્જો–વિષે તેમણે બન્નેએ સતત અફર વલણ લીધું. 'નિર્ણય અમારો છે, તમારે એ માથે ચડાવવો છે' એવી મતલબની તેમની વાત હતી. આચાર્યના દરજ્જા વિષે તો તેઓ કશું જ કરવા કે કહેવા જાણે નિરુત્સાહી હતા—કદાચ, લાચાર પણ હતા. એટલે, મારી પાસે જે એક સન્માનનીય માર્ગ બાકી રહ્યો તે મેં તા. ૧૪ માર્ચ ને રોજ રાજીનામું સાદર કરીને લીધો. પછી પણ ત્રણ દિવસ એ બન્ને વડીલોની વિનંતી મુજબ મેં મારા રાજીનામા વિષે મૌન રાખેલું. મેં એમને કહેલું કે રાજીનામાનાં મારાં કારણો અને એકંદર ભૂમિકા મારા સાથીઓ અને વિદ્યાર્થીઓ તેમજ પ્રજા સમક્ષ મૂકવાની મારી ફરજ હોવા છતાં થોડા દિવસ હું ધીરજ રાખવાને તૈયાર હતો. એ પ્રમાણે હું શાંત પણ રહ્યો. પણ મેં જોયું કે અ. એજ્યુ. સોસાયટીના સંચાલકોની ઇચ્છા હું કાયમ

એલ. ડી. કૉલેજ એ અમદાવાદની એક અત્યંત જૂની અને પ્રતિષ્ઠિત વિદ્યાસંસ્થા છે. એનો વહીવટ અમદાવાદ એજ્યુકેશન સોસાયટી જેવા પીઢ અને ખ્યાતનામ તંત્ર પાસે હોઈ, એક આદર્શ વિદ્યાસંસ્થા તરીકે વિકસીને અન્ય કૉલેજોને માટે એક આદર્શ દૃષ્ટાંત પૂરું પાડી શકે એવી અપેક્ષા, સામાન્ય રીતે, સૌ વિદ્યાહિતેચ્છુઓને રહે. એના યુવાન ઉત્સાહી આચાર્યે શૈક્ષણિક મૂલ્યો જળવાય અને એની સિદ્ધિ માટે સવારની કૉલેજને બપોરની કૉલેજમાં ફેરવવાની વિનંતી ગવર્નિંગ બૉડી પાસે માન્ય કરાવીને એક આદર્શ સંસ્થા તરીકે એને પ્રસ્થાપિત કરવાની ભાવના સેવેલી, પરંતુ બે વર્ષના ટૂંકા ગાળામાં જ, આર્થિક કારણોસર, ગવર્નિંગ બૉડીએ એ કૉલેજને ફરીથી સવારની કૉલેજમાં ફેરવી નાખવાનો અને કેટલાક વિષયોને કે શિક્ષકોને પણ જૂન ૧૯૬૮થી છૂટા કરવાનો નિર્ણય લીધો. સવારની કૉલેજ પાંચ વર્ષ સુધી તો ચાલુ રાખવી જ એવી મૌખિક સમજ પણ, બપોરની કૉલેજ કરતી વખતે, સર્વની હતી. તેમ છતાં, જે આચાર્યની વિનંતીથી સવારની કૉલેજને બપોરની કૉલેજમાં ફેરવવામાં આવી હતી તે આચાર્યને પૂછ્યા વિના કે બે વર્ષના ગાળામાં એ અંગે કશું સૂચન પણ કર્યા વિના, ગવર્નિંગ બૉડીએ, એ આચાર્યની ગેરહાજરીમાં, સવારની કૉલેજ કરવાનો નિર્ણય લીધો. એ નિર્ણય જે બેઠકમાં લેવાયો તે બેઠકમાં આચાર્ય માવળંકર ગેરહાજર હતા. એનું કારણ પણ વળી વિચારવા જેવું છે. યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન અને ગુજરાત યુનિવર્સિટી—બંનેના નિયમો પ્રમાણે કૉલેજોના આચાર્યો એ સંસ્થાની ગવર્નિંગ બૉડીના પૂર્ણ સભ્યો હોવા જોઈએ: પણ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની કૉલેજોના આચાર્યોને ગવર્નિંગ બૉડીના એવા પૂર્ણ સભ્યો તરીકે ગણવામાં આવતા નથી. એની બેઠકોમાં આચાર્યોનો સૂર નહિવત્ હોય છે; કૉરમ અંગે એમની ગણતરી કરવામાં આવતી નથી; એમને મતાધિકાર નથી અને ગવર્નિંગ બૉડીના અન્ય સભ્યોને છે એવા સમાન અધિકારો એમને આપવામાં આવ્યા નથી. આ ગંભીર બાબત અંગે આચાર્ય માવળંકરે સત્તાવાળાઓનું ધ્યાન ખેંચેલું અને પછીથી એ સોસાયટીના સર્વ આચાર્યોએ પણ આ બાબત અંગે ગવર્નિંગ બૉડીને વિનંતી કરેલી. પણ હજી સુધી એ અંગે સોસાયટીએ મૌન સેવ્યું છે. આના વિરોધમાં આચાર્ય માવળંકર ગવર્નિંગ બૉડીની બેઠકોમાં હાજરી આપતા નથી, અને એલ. ડી. કૉલેજને સવારની કૉલેજ કરવાનો તા. ૪ માર્ચ ૧૯૬૮ના રોજ મળેલી બેઠકમાં નિર્ણય લેવાયો ત્યારે પણ તે ગેરહાજર હતા.

આચાર્ય માવળંકરના રાજીનામાના મુખ્ય મુખ્ય મુદ્દાઓ ઉપરની વિગતોમાં આવી જાય છે. હવે એમાંથી ઊભા થતા કેટલાક પ્રશ્નો વિચારણા માગી લે છે. આચાર્ય માવળંકરે જે મુખ્ય મુદ્દાઓ માટે રાજીનામું આપ્યું છે એમાં સર્વથી મહત્ત્વનો અમને આચાર્યોના 'ગવર્નિંગ બૉડી'માંના સ્થાન અંગેનો લાગે છે. અમદાવાદ એજ્યુકેશન સોસાયટી જેવી ભાવનાશીલ સોસાયટીની કૉલેજોના આચાર્યો પણ જો ગવર્નિંગ બૉડીના પૂર્ણ સભ્યો ન હોય અને અન્ય સભ્યો જેવા સમાન અધિકારો એમને આપવામાં ન આવતા હોય તો શૈક્ષણિક મૂલ્યોને એક બાજુએ મૂકીને નર્યા નફા પર દૃષ્ટિ રાખતી અન્ય સંસ્થાઓ અને એનાં ટ્રસ્ટી મંડળો પાસે આપણે કેવી અપેક્ષા રાખીશું? ઊલટું, એવી સંસ્થાઓ તો અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની કૉલેજોના આચાર્યોની આવી સ્થિતિ જોઈ, એનાથી પણ બદતર દશામાં પોતાના આચાર્યોને મૂકશે! એટલે, અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ તો પહેલી તકે પોતાના આચાર્યોને ઘટતું અને ગૌરવભર્યું સ્થાન સત્વરે આપવું જોઈએ.

આચાર્ય માવળંકરે પોતાના રાજીનામા અંગે પત્રકાર-પરિષદ બોલાવી, એમનું રાજીનામું વર્તમાનપત્રમાં છપાયું, એની નકલો એમણે વિચારકોને મોકલી અને એ સર્વ દ્વારા શિક્ષણ-જગતમાં આ પ્રશ્ન પરત્વે વિશેષ ધ્યાન ખેંચાયું. પરંતુ બીજી બાજુ, આ સમગ્ર પ્રશ્ન અંગે અમદાવાદ એજ્યુકેશન સોસાયટી ગંભીર મૌન ધારણ કરીને બેઠી છે. નથી એ રાજીનામાના મુદ્દાઓને નકારતી કે નથી એ અંગે પોતાનું દૃષ્ટિબિન્દુ રજૂ કરતી. એટલે અત્યાર પૂરતી તો એકપક્ષી રજૂઆત જેવી સ્થિતિ થઈ છે. તેમ છતાં આપણે સમજી શકીએ કે એલ. ડી. કૉલેજના વિદ્યાર્થીઓની સંખ્યા ઉત્તરોત્તર ઘટતી ગઈ છે, અને એને કારણે સંસ્થા વર્ષે વર્ષે ઠીક ઠીક ખોટ અનુભવી રહી છે. પાંચ વર્ષની મૌખિક બાંહેધરી

ટેકાની અપેક્ષાએ મેં કશું કર્યું નથી, એટલે એવો કોઈ વસવસો કે નિસાસો સદ્ભાગ્યે મનમાં થયો નથી. મેં તો જે યોગ્ય અને સ્વમાનભર્યું અને ન્યાય્ય અને સત્ય લાગ્યું તે રીતે વર્તન કર્યું છે. અને, પ્રભુએ મને મારી માન્યતાઓ મુજબ તથા મારા સિદ્ધાંતો પ્રમાણે વર્તવાનું જરૂરી બળ આપ્યું છે, એ જ પરમ કૃપાળુ પરમાત્મા મને હવે પછી પણ સામર્થ્ય આપશે એવી શ્રદ્ધા છે.

વળી, મારા પદત્યાગના પડઘા ને પ્રત્યાઘાત સાવ પડ્યા જ નથી એવું પણ નથી. ત્રણ અખબારી મુલાકાતોમાં મહદ્ અંશે મારાં મંતવ્યો રજૂ થયાં હોય તો પણ એમાં મેં પરોક્ષપણે મારી ભૂમિકાને ટેકો અને પોષણ અપાયાં જ છે. ઉપરાંત, અમદાવાદથી પ્રસિદ્ધ થતાં એક પાક્ષિક અને બે સાપ્તાહિકોમાં સંપાદકીય નોંધો પ્રગટ થઈ, અન્ય એક પાક્ષિકમાં સ્વતંત્ર લેખ છપાયો, ત્રણ અંગ્રેજી અખબારોમાં બે પત્રો પ્રસિદ્ધ થયા અને સૂરતના સુપ્રસિદ્ધ દૈનિક 'ગુજરાતમિત્ર'માંના 'શિક્ષણ અને સમાલોચના' વિભાગમાં વિવેચનાત્મક નોંધ રજૂ થઈ તે તમામ સાત લખાણો યથાતથ જે તે ભાષામાં સંપૂર્ણપણે નીચે પ્રગટ કર્યાં છે. એમાંના કેટલાક મુદ્દાઓનો થોડો જવાબ અનાયાસે આ લાંબી નોંધમાં ઉપર અપાયો છે. આ બધાં વિવેચકો સ્નેહીઓનો હું ઋણી છું.

તા. ૨૦ માર્ચ ૧૯૬૮ ને રોજ સહુ પ્રથમ મારા રાજીનામાના અખબારી સમાચાર સંક્ષેપમાં પ્રગટ થયા ત્યારથી આજ સુધીમાં ચારસો ઉપરાંત મિત્રો-મુરબ્બીઓ-વિદ્યાર્થીઓ-સામાન્યજનોએ રૂબરૂ, પત્ર દ્વારા, ટેલિફોનથી અને અન્યથા મારા પદત્યાગ વિષેના પોતપોતાના પ્રત્યાઘાત મારી આગળ વ્યક્ત કર્યા છે. તે સહુનો પણ હું હાર્દિક આભાર માનું છું. એમનાં સૌજન્ય અને સ્નેહે મને ઘણું બળ આપ્યું છે, અને એ બધાંની હૂંફ અને કદર મારે માટે એક કીમતી અનુભવ નીવડ્યો છે. આમાંના મોટા ભાગનાંઓએ સ્વયંસ્ફૂર્તિથી તત્કાળ એમના પ્રત્યાઘાતો વ્યક્ત કર્યા છે. અંગત રાહે એમણે આ કર્યું છે. છતાં, મારા પદત્યાગ પાછળ જે કેટલીક પાયાની શૈક્ષણિક બાબતો પડેલી છે તેમને વિષે જાહેરમાં ચિંતન-વિવેચન થાય એ વસ્તુ કેળવણી અને સ્વસ્થ લોકશાહી સમાજ માટે આવકારદાયક માનવાથી એ બધા પત્રો પૈકી થોડામાંથી કેટલીક સામગ્રી પણ અહીં રજૂ કરી છે. મૂળ લખાણ ગુજરાતી કે અંગ્રેજી કે અન્ય ભાષામાં હોય તો તે તેવું જ અહીં પ્રકાશિત કર્યું છે. જરૂર જણાઈ ત્યાં પત્રલેખકોનાં નામ અપ્રગટ રાખ્યાં છે. દરેક પત્રલેખકે નામ-ઠામ સાથે મને લખ્યું છે એ ભાગ્યે જ જુદું જણાવવું પડે.

આ બધું પ્રગટ કરવા જતાં અનિવાર્યપણે મારા વિષેના ઉલ્લેખો અને ગુણવર્ણનો અવારનવાર ડોકિયાં કરે છે. શક્ય બન્યું તેટલું બધું અંગત સ્વરૂપનું લખાણ મેં અપ્રગટ જ રાખ્યું છે. પણ, પૂરેપૂરું એમ કરવા જતાં અન્ય મુદ્દાઓ અને બાબતોની અભિવ્યક્તિ જ અશક્યવત્ બની જાય; એટલે, ન છૂટકે અંગત ઉલ્લેખો રાખવા પડ્યા છે. વાચકોની તે માટે ક્ષમા ચાહું છું. જે ગુણો, વગેરેના ઉલ્લેખો મારે માટે થયા છે તે પ્રેમભાવે થયા છે, અને પ્રેમ આંધળો પણ હોય છે જ! વળી, આવા ગુણો જો અલ્પાંશે પણ મારા જીવન-માં-વ્યક્તિત્વમાં અને આચારમાં-ઊતરે તો હું પ્રભુનો પાડ માનીશ. એવા ગુણોને લાયક થવા માટે હું સતત, પ્રામાણિકપણે મથતો રહીશ એટલું જ કહી શકું.

સહુ મિત્રો-મુરબ્બીઓ પ્રત્યે ફરી એક વાર હું હૃદયની કૃતજ્ઞતા વ્યક્ત કરું છું, અને જ્યાં કે જ્યારે, જાણતાં કે અજાણતાં, મારાથી 'હુંપદ'નો અગર 'અહમ્'નો ભાવ પ્રગટ થયો હોય તો તે માટે સહૃદયતાથી સહુની માફી ચાહું છું.

પુ. ગ. મા.]
તા. ૩૧ મે '૬૮]

**પડઘા**

'The Western Times', Ahmedabad.
Friday, March 29, 1968, p. 4
& 'The Times of India', Ahmedabad.
Tuesday, April 2, 1968. p. 8

**Educational Standards**

**Resignation**

Sir,

Close on the heels of Professor Shenoy's resignation has come the resignation of Principal Mavalankar in protest against the decision, this time, of another principal institution concerned with higher education in the State of Gujarat, the Ahmedabad Education Society.

Principal Mavalankar's protest highlights

માં વિસ્તૃત પ્રમાણમાં ચાલી રહેલા વિષચક્રનું પરિણામ હોય એમ ભાસે છે. બાળક અને મા-બાપ વચ્ચેના આંતરસંબંધોથી માંડીને રાજકારણ તેમજ શિક્ષણમાં પણ આવું જ ચાલે છે. સત્યની પ્રતિષ્ઠા મૂલ્યોને આધારે નહિ પણ સત્તા, મોભો, સંબંધો, પૂર્વગ્રહ, વગેરેને આધારે નક્કી કરવામાં આવે છે. પરિણામે અપ્રામાણિક, બિન-કાયદેસર તેમ જ અશુદ્ધ માર્ગોએ ઑક્ટોપસ (આઠ-પગો)ની માફક પોતાના પગ લંબાવ્યા છે, કે જેથી સન્નિષ્ઠ, નીડર અને બુદ્ધિનિષ્ઠ માનવીને આ સગવડિયા તકવાદી માળખામાં ગોઠવાવા કરતાં એનાથી અલિપ્ત રહેવાનું વધારે યોગ્ય લાગે છે. સમગ્રપણે વ્યાપેલા વિષચક્રની એક જ બાજુ–શિક્ષણ-જગત–ને અહીં વિચારીશું.

શિક્ષણ-જગતનું પ્રાથમિક એકમ વિદ્યાર્થી છે. વિદ્યાર્થીનો મોટો સમુદાય એમ અનુભવવા માંડયો છે કે એકલવ્યની જેમ નિષ્ઠાથી અભ્યાસ કરવા કરતાં અર્જુનની જેમ ગુરુભક્તિ કરવાથી સારો લાભ મળે છે.

શિક્ષક, કલાર્ક, હિસાબનીશ અને પટાવાળા એમ માનતા હોય છે કે પ્રામાણિકપણે જવાબદારી અદા કરવાને બદલે કૉલેજના સંચાલક સભ્યોની મહેરબાની મેળવવી વધારે અગત્યની છે. સોંપાયેલું કાર્ય કરવાને બદલે કોઈના પણ એજન્ટ બનવાથી નોકરી ટકી રહે છે, બઢતી મળે છે એવું હવે સનાતન સત્ય વ્યાપક બન્યું છે, તેથી જ ઉપર્યુક્ત માણસોની પસંદગીમાં એક કૃત્રિમ પણ તાર્કિક ક્રમ રાખવામાં આવ્યો છે. ખાલી પડેલી કે નવી જગ્યા પૂરવા માટે ધારાધોરણો પણ નવાં હોય છે. પસંદગીમાં સંસ્થાના પ્રમુખનો ઓળખીતો કે પછી બીજે ક્રમે ટ્રસ્ટી સભ્યોનો સંબંધી કે અંતે આચાર્યની સાથે ઊઠતો-બેસતો હોય તેવી લાયકાતો યુનિવર્સિટીએ ભલે નક્કી ન કરી હોય પણ તે જ મોટે ભાગે અંતિમ નિર્ણાયક બળ બની રહે છે. ઉમેદવારો પણ એ જ સમાજના હોવાથી આવી લાયકાતોની જરૂર એટલા માટે હોય છે કે આવી પસંદગી પામેલા સભ્યો તેમના તારણહારને જોઈતી આંતરિક માહિતી સમગ્રપણે પૂરી પાડી શકે.

આવી બિનશૈક્ષણિક પ્રવૃત્તિઓમાં માત્ર વિદ્યાર્થીઓ કે શિક્ષકો જ સંડોવાયેલા છે તેવું નથી. આવી પ્રવૃત્તિઓની નાગચૂડમાં આચાર્યો પણ એટલા જ ફસાયેલા છે. વિદ્યાર્થીઓની અશિસ્તના પ્રશ્નો ઊભા ન થાય કે યુનિવર્સિટી કક્ષાએ એમનું ખૂબ જ સારું પરિણામ આવે તેના કરતાં કંઈક જુદી જ આશાઓ રાખવામાં આવે છે. કેળવણી ટ્રસ્ટ કે મંડળના આશ્રયે કૉલેજ સાથે સ્કૂલ–બાલમંદિર વગેરે પણ ચલાવાતા હોય છે. કૉલેજનો દરજ્જો ઊંચો હોવાથી કેટલીક વાર એવી આશાઓ પણ સેવવામાં આવે છે કે કૉલેજની પ્રવૃત્તિઓમાં ભાષણ, ફોટો તેમ જ અન્ય ક્ષેત્રે વારંવાર તેમને માનભર્યું સ્થાન મળે. તેમના એજન્ટો સાથે આચાર્યશ્રીનો વર્તાવ સૌજન્યપૂર્ણ હોવો જોઈએ. સંચાલક સભ્ય બહારગામના હોય તો તેમનું સાચું આતિથ્ય થાય. રેલ્વે સ્ટેશને તેમને લેવા-મૂકવા જવાનો શિષ્ટાચાર આચાર્યશ્રીએ કરવો જોઈએ—આ પણ એક આદર્શ હોય છે.

આવી કંઈક અને બીજી વધુ હકીકતો અને અનુભવો શિક્ષણક્ષેત્રની અંદર આપણને મળતાં રહે છે. પણ એ બધા વિષે મૌન સેવીએ, એ જ ઉચિત છે. કમનસીબી તો એ હોય છે કે બિનશૈક્ષણિક પ્રવૃત્તિઓમાં પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે આપણે સૌ સૂર પૂરાવતા હોઈએ છીએ. પ્રો. શિનોય અને આચાર્યશ્રી માવળંકરે આ ક્ષેત્રે રાજીનામું આપીને ભૂલાયેલા માર્ગને અપનાવી ઉત્તમ ઉદાહરણ પૂરાં પાડયાં છે. પ્રામાણિક, નિષ્ઠાવાન અને લોકશાહીયુક્ત સાધનો જ શિક્ષણજગતના જ નહિ પણ સમગ્ર વિશ્વના ધ્રુવતારકો છે. આ રીતે જ કોઈ પણ ધ્યેયો પ્રાપ્ત કરવાના પ્રયત્નો કરવાથી વ્યક્તિ અને સમષ્ટિનું કલ્યાણ થાય એ વિષે બેમત અસ્થાને છે.

**બિપિન પરીખ**

\+ + +

'સત્યાગ્રહ', અમદાવાદ. શનિવાર, તા. ૪/૧૧ મે ૧૯૬૮. પૃ. ૨૩૮.

(સંપાદક: શ્રી મગનભાઈ દેસાઈ).

## કૉલેજ, યુનિ. અને આચાર્ય

એલ. ડી. આર્ટ્સ કૉલેજના આચાર્ય માવળંકરે કૉલેજના સંચાલન પર ગંભીર આક્ષેપો રજૂ કરીને, રાજીનામું આપ્યું એ અનેક દૃષ્ટિએ જોતાં, એક નોંધપાત્ર વરવું

આપી દીધું.

અમદાવાદ એજ્યુકેશન સોસાયટી ગુજરાતની એક જાણીતી શિક્ષણસંસ્થા છે. છતાં આશ્ચર્યની વાત તો એ છે કે સોસાયટી પોતાની ગવર્નિંગ બૉડી ઉપર સોસાયટી સંચાલિત કૉલેજોના આચાર્યોને માનભર્યું સ્થાન આપતી નથી. પ્રિ. માવળંકરના પત્રમાં પ્રગટ થયું છે તેમ, આચાર્યો મંડળની સભામાં હાજર રહી શકે પણ તેઓ મત ન આપી શકે, તેમની હાજરી કોરમ પૂરું કરવામાં પણ ન ગણાય. આ વિચિત્ર લાગે એવી હકીકત છે. યુનિવર્સિટીના અને યુ. જી. સી.ના નિયમો પ્રમાણે કૉલેજના આચાર્યને સંચાલક સંસ્થાએ મૅનેજિંગ કમિટી ઉપર પૂરેપૂરું સભ્યપદ આપવું અનિવાર્ય છે.

આપણા ઉચ્ચ શિક્ષણના સંચાલનમાં કેટલેક સ્થળે કેવી પરિસ્થિતિ છે તેનો આ હકીકત પૂરેપૂરો નિર્દેશ કરે છે. શિક્ષણની બાબતમાં અને ઉચ્ચ શિક્ષણની બાબતમાં બધી વાતોનો વિચાર રૂપિયા પાઈની ગણતરીથી થતો નથી. એમ કરવામાં શિક્ષણના સારા સિદ્ધાંતોનો ભોગ આપવો પડે છે. પ્રિ. માવળંકરના રાજીનામાનો ઉદ્ભવ નાણાં અને સિદ્ધાંતના સંઘર્ષમાંથી જ જન્મ્યો છે. ઊતરતાં ધોરણોવાળી કૉલેજો આપણે ત્યાં શરૂ કરવાની પરવાનગી અપાય છે. વિદ્યાર્થીઓને વધુ પ્રલોભન આપવા તેને સવારની પાળીમાં ચલાવવાની પરવાનગી અપાય અને આમ આપણા રાજ્યમાં વધારે ને વધારે કૉલેજો સ્થપાતી જાય છે અને તેમાં શીખવાતા વિષયો ઓછા ને ઓછા થવા લાગ્યા છે. શિક્ષણસંસ્થાના સંચાલનમાં નાણાં જરૂરી છે, ઘણાં જરૂરી છે એમ સ્વીકાર્યા પછી પણ નાણાં ઊભાં કરવાં ક્યાંથી એ પ્રશ્ન રહે છે. વિદ્યાર્થીઓને ગમે તેવાં પ્રલોભનો આપી આકર્ષી નાણાં ઊભાં કરવાં? ઓછા પગારો આપવા? ઓછા વિષયો શીખવવા? વધારે પગાર મેળવતા અધ્યાપકોને છૂટા કરવા? આવી બધી જ તરકીબો જુદે જુદે સ્થળે આજે અજમાવાઈ રહી છે; અને છતાં જૂની કૉલેજોને નડતી નાણાંની તંગી નવી કૉલેજો શરૂ કરવામાં આડે આવતી નથી. કૉલેજો તો શરૂ થયે જાય છે. યુનિવર્સિટી અને સરકાર બંને આ પ્રશ્નનો નીવેડો લાવવાને બદલે પોતાને માથેથી જવાબદારી ઓગાળી નાખે છે. આજે તો જૂની અને પ્રસિદ્ધ કૉલેજોને ઓછું અનુદાન મળે છે, અને ગણતરી વગરની કૉલેજોને ભરપટ્ટે. ખાનગી સંસ્થાઓએ ઉપાડેલા ઉચ્ચ શિક્ષણના સંચાલનનો થોડોક ભાગ સરકારે ઉઠાવવો જ જોઈએ.

એક બીજી વાત પણ અહીં નોંધવા જેવી છે. ઉચ્ચ શિક્ષણ અંગેની આવી હકીકત જ્યારે જાહેર થાય છે ત્યારે સ્વાભાવિક રીતે જ આપણે ત્યાંની સૂરતની પરિસ્થિતિ સાથે તુલના કરવા મન લલચાય છે. સૂરતમાં પ્રમાણમાં પરિસ્થિતિ ઘણી સુખદ છે. સૂરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી ઉચ્ચ શિક્ષણની અને માધ્યમિક શિક્ષણની સંસ્થાઓના સંચાલનમાં આચાર્યો, અધ્યાપકો, હેડમાસ્તરો અને શિક્ષક પ્રતિનિધિઓના વિચાર અને મતને શિક્ષણવિષયક નીતિ ઘડવામાં અને વહીવટમાં પણ કેટલું બધું માન આપે છે તે યાદ કરવા જેવું છે. અધ્યાપકો અને શિક્ષકો તરફના તેના વર્તનમાં જણાતી ન્યાયબુદ્ધિ પણ યાદ કરવા જેવી છે. અને શિક્ષણક્ષેત્રે શિક્ષકો-અધ્યાપકો અને આચાર્યો મોકળાશથી, નિખાલસતાથી અને નિર્ભયતાથી કામ કરી શકે એવું વાતાવરણ સર્જવામાં સોસાયટીના સંચાલકોએ જે અગત્યનો ભાગ ભજવ્યો છે તે અનેક ગણી પ્રશંસા માગી છે. આકરી નાણાંભીડના સમયમાં કર્મચારીઓને નિયત ભથ્થાં ચૂકવવામાં સોસાયટીએ ક્યારેય આનાકાની કરી નથી એ પણ કેવી સુખદ ઘટના છે! ખાસ તો શિક્ષણના આજે ડહોળાયેલા વાતાવરણમાં સૂરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી જેવી સંસ્થા અને તેણે સર્જેલી મોકળાશવાળી સુપ્રણાલિકા જ આશાનું કિરણ છે, એમ કશી પણ અતિશયોક્તિ વિના કહી શકાય.

\+ \+ \+

'દ્રષ્ટિ', અમદાવાદ. બુધવાર, તા. ૧૦ એપ્રિલ ૧૯૬૮. પૃ. ૨, ૩.
(સંપાદકો: પ્રાધ્યાપક બબાભાઈ સો. પટેલ
પ્રાધ્યાપક ચિમનલાલ શિ. ત્રિવેદી)

## પ્રિં. માવળંકરનું રાજીનામું

૧૪મી માર્ચ, ૧૯૬૮ના રોજ અમદાવાદની એલ. ડી. આર્ટ્સ કૉલેજના આચાર્ય શ્રી પુરુષોત્તમ ગણેશ માવળંકરે એ કૉલેજના આચાર્યપદેથી રાજીનામું આપ્યું છે અને એ અંગે જે કારણો દર્શાવ્યાં છે એણે શિક્ષણ-જગતમાં સારા એવા ઊહાપોહને સ્થાન આપ્યું છે.

જ દુઃખદ છે. તમારો તેજોવધ કરવાનો આ પ્રયત્ન તો નથી ને? હું તો એને બાલિશ જ કહું.

તા.૨૦-૩-'૬૮ એક આચાર્ય(અમદાવાદ બહારની કૉલેજ)

\+ + +

કૉલેજના વર્ગોના સમયના કારણે તમે રાજીનામું આપ્યું છે તેવો છાપામાં અહેવાલ છે. તમે જાણો છો તેમ હું અને મારા જેવા થોડા બીજા મિત્રો પણ બિનનોકરિયાત વિદ્યાર્થી માટે કૉલેજનો સમય બપોરનો હોવો જોઈએ તેમ માનીએ છીએ. પરંતુ, આર્થિક દૃષ્ટિએ કૉલેજનું સંચાલન કરતું મંડળ તે વાત ન સ્વીકારે તો, આચાર્ય તરીકે વર્ગોનો સમય સવારનો માન્ય રાખીને, શૈક્ષણિક દૃષ્ટિએ બને તેટલી ઉત્તમ વ્યવસ્થા કરવાનો આપણો પ્રયત્ન હોય છે. શૈક્ષણિક વાતાવરણ અને ધોરણ જળવાય અને તે જાળવવા આપણે મથીએ તેથી આપણે સંતોષ માનવો જોઈએ. હું તમારા મતભેદ અંગેની બીજી વિગત જાણતો નથી, પરંતુ તમારા જેવા સન્નિષ્ઠ, કાર્યદક્ષ અને વિદ્વાન મિત્ર શિક્ષણના ક્ષેત્રમાંથી ખસી જાય તેથી સ્વાભાવિક જ મને ઘણું દુઃખ થાય છે. હું અતિશયોક્તિ કર્યા સિવાય કહું છું કે ગુજરાતમાં શિક્ષણક્ષેત્રમાંથી તમારા જેવી વ્યક્તિ ખસી જશે તો શિક્ષણક્ષેત્રનું સહેજસહાજ ઉજ્જવળ ચિત્ર પણ, આપણા ગુજરાત પૂરતું તો ઝાંખું થશે.

તા. ૨૧-૩-'૬૮ એક આચાર્ય(અમદાવાદ બહારની કૉલેજ)

\+ + +

બીજા આચાર્યોની જેમ (નામ આપવા નથી માગતો) માત્ર કહેણીમાં જ નહિ પરંતુ વિદ્યાર્થીઓના હિતને માટે આપશ્રી આવું પગલું ભરતાં પણ અચકાયા નહિ, અને પ્રત્યાઘાતોનો પૂરો સામનો કરવાની તૈયારી બતાવી તે બદલ અભિનંદન. જો કે આમ દીવા જેવું સત્ય છે. વળી આપશ્રીએ આજના 'સંદેશ'માં મૂકેલી શરતોનો જનતા અને વિદ્યાર્થી આલમમાં સારો આવકાર મળ્યો છે. આપ સ્વમાન અને સત્યની કેડીએ જ રહેશો. અંતે જનતા અને ટ્રસ્ટીઓએ પણ સત્ય સ્વીકારવું જ પડશે.

તા. ૨૩-૩-'૬૮ એક વિદ્યાર્થી (અમદાવાદની કૉલેજ)

\+ + +

આપનાં વાણી અને વર્તન બન્નેમાં લોકશાહી રીતરસમોનો જે સુભગ સમન્વય થયો છે તે તથા વિદ્યાકીય સમાજની રચના અને શૈક્ષણિક મૂલ્યોની જાળવણી માટે આપશ્રીએ જે ભગીરથ પ્રયાસો આરંભ્યા છે તેને માટે કૉલેજના ઓરડાઓથી માંડીને વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકો સુધીના સહુ આપને યાદ કરશે તેમાં કોઈ શંકા નથી.

જ્યારે આખો સમાજ સ્વાર્થ, ચશમપોશી અને ખુશામતોમાં ડૂબેલો છે, તેવા સમયે સ્વમાન અને વિદ્યાર્થીઓના હિતને માટે રાજીનામું આપવાની જે નૈતિક હિમ્મત આપશ્રીએ બતાવી છે તે માટે આપશ્રીને હું મારા તરફથી અને એસ. વાય. બી. એ.ના વિદ્યાર્થીઓ તરફથી અભિનંદન પાઠવું છું.

તા. ૨૩-૩-'૬૮ એક વિદ્યાર્થી (એલ.ડી.આર્ટ્સ કૉલેજ)

\+ + +

છેલ્લાં ચાર વર્ષથી મારા અભ્યાસકાળ દરમ્યાન મેં જોયું છે કે આપ એલ.ડી.મય બની ગયા હતા. એલ. ડી. જેવી કોઈ જીવંત વ્યક્તિ હોય તો પૂછવાનું તો સહેજે મન થાય કે, 'તેં આ શું કર્યું?' ખેર.

કદાચ, એલ.ડી.ના સંચાલનમાં જોતરાએલી વ્યક્તિઓ આપને લાંબે ગાળે ભૂલશે પણ...એલ. ડી.ની દીવાલો, ઈંટો અને તેથીય વિશેષ નાનાં નાનાં ફૂલઝાડ આપને હંમેશને માટે યાદ રાખશે જ.

તા. ૨૦-૩-'૬૮ કનુ ભાવસાર (એલ.ડી.આર્ટ્સ કૉલેજ)

\+ + +

I am surprised and shocked to learn about your resignation from the Principalship of the L. D. Arts College. You have done so much to build the college and somehow I cannot reconcile myself that a situation could have arisen leading to your severing the connection from the college. I still hope that things would settle down and it may be possible for you to continue with the college.

New Delhi, D. S. Kothari
23-3-'68 Chairman, U. G. C.

\+ + +

આપેલી હોય છતાં, એ વર્ષમાં જે આર્થિક ખોટની માત્ર કલ્પના કરી હોય તે વાસ્તવિકમાં નક્કર રૂપ ધારીને આવે ત્યારે એના તંત્રવાહકોને પાંચ વર્ષની ધીરજ ધરવા ન પણ દે! એટલે, શૈક્ષણિક મૂલ્યોની સામે વાસ્તવિક આર્થિક ખોટનું પલ્લું નમ્યું હોય તો એમાં કશું નવાઈ પામવા જેવું નથી; અને વર્તમાન પરિસ્થિતિમાં ભાવના અને આદર્શ ટકાવવાં કેવાં કપરાં છે એ, આ સમૃદ્ધ ગણાતી સોસાયટીની ગણતરીમાં પણ દેખાય છે. અને એમાં એને દોષપાત્ર ગણી શકાય એવી અત્યારની સ્થિતિ નથી.

અમુક વિષયો કે કેટલાક અધ્યાપકોને છૂટા કરવાનો મુદ્દો થોડોક અસ્પષ્ટ છે. સોસાયટી એ અંગે ખુલાસો ન કરે ત્યાં સુધી એ વિશે નિર્ણય બાંધી શકાય એમ નથી.

સોસાયટી પહેલી તકે પોતાના આચાર્યોને સમાન મતાધિકાર આપી પોતાનું ગૌરવ જાળવે તો આ પ્રકારના વિવાદને કદાચ સ્થાન જ ન રહે.

\+ + +

'સાધના', અમદાવાદ. રવિવાર, તા. ૨૧ એપ્રિલ, ૧૯૬૮. પૃ. ૭

(સંપાદક: શ્રી વિષ્ણુભાઈ પંડ્યા)

**પ્રિન્સિપાલનો દરજ્જો અને ગવર્નિંગ બોડી**

**એક બનાવ: બે સવાલ**

કૉલેજ અને કૉલેજોને સાંકળતી યુનિવર્સિટી એ આપણા ઉચ્ચ શિક્ષણનાં ઊંચેરાં શિખરો છે. પણ શિખરોને ટોચ હોય છે તેમ ખદબદતી ખીણ પણ હોય છે. આપણી યુનિવર્સિટી અને કૉલેજોને ય એવી બંને બાજુઓ છે. એમાંની એક કૉલેજના પ્રિન્સિપાલના દરજ્જાની પણ છે. એલ. ડી. આર્ટ્સ કૉલેજના વિદ્વાન આચાર્ય શ્રી. પુરુષોત્તમ ગણેશ માવળંકરે થોડા સમય પર આચાર્યપદેથી આપેલા રાજીનામાની ભીતરમાં એ જ સમસ્યાઓ પડી છે, એટલે અમે શ્રી. માવળંકરે બીડેલા પત્રમાંના રાજીનામાનાં બે મહત્ત્વનાં કારણો અહીં એમના જ શબ્દોમાં આપ્યાં છે. પ્રશ્ન એકાદ આચાર્યના રાજીનામાનો નથી; ઘણીખરી ખાનગી કૉલેજોમાં ટ્રસ્ટ કે ગવર્નિંગ બૉડી અને આચાર્યનો દરજ્જો એ સંઘર્ષની વાત બની ગઈ છે. આનો ઉપાય ખરો કે? બીજો પ્રશ્ન— કૉલેજ સવારની સારી કે બપોરની—એ પણ એટલો જ મહત્ત્વનો છે. બન્ને પ્રશ્નો પર વાચકો પોતાના પ્રત્યાઘાતો જણાવશે તો સ્થાન આપીશું.

\+ + +

'Gujarat Herald', Ahmedabad. 4 May, 1968.

**'Guide us—Don't retire**

Sir,

Retirement of good men from their offices is a sad event for Ahmedabad city.

Prin. Mavalankar is a prominent figure in the city, well-known for his activities connected with Laski Institute.

Prin. Mavalankar is a well-known authority on Education and has served for long years in L. D. College.

He should not retire at such an early age.

I as a parent want to urge Prin. Mavalankar through your columns to open a new college of his own so that the youngsters of Ahmedabad city will be benefited by his invaluable guidance in the field of education.

—Vanalila Bhavsar

Ahmedabad 1-5-'68

\+ + +

'જ્યોતિર્ધર', અમદાવાદ. શનિવાર, તા. ૪ મે ૧૯૬૮. પૃ. ૫, ૬.

(સંપાદક: શ્રી ગટુલાલ ગો. ધ્રુ)

**'કૉલેજનો આચાર્ય'**

બુધવાર, તા. ૧૦-૪-૬૮ના 'લોકજીવનનાં શતદલ'ના આશ્રયે પ્રગટ થયેલ 'કૉલેજનો આચાર્ય' લેખે શિક્ષણ-જગતની એક બાજુ રજૂ કરી છે. કેળવણીનાં મૂલ્યો, એનું સંરક્ષણ અને વિકાસ માટે પ્રો. શિનૉય અને આચાર્ય માવળંકરે જે વ્યક્તિગત ત્યાગ આપ્યો છે તે અમેરિકામાં હમણાં જ સમાનતા અને સ્વતંત્રતા માટે શહાદતની વેદી પર સૂતેલા ડૉ. માર્ટિન લ્યૂથર કિંગની યાદ અપાવે તેટલો જ ગંભીર છે. કારણ કે, ગુજરાતના શિક્ષણ-જગતના આ બે સક્રિય મહાનુભાવોએ શિક્ષણ ક્ષેત્રમાં પ્રવર્તતી ગેરરીતિઓ સામે લાલબત્તી ધરી છે અને એમ તેઓ માર્ગદર્શક બન્યા છે.

એમના આ ચોંકાવનારા નિર્ણયો આપણા સમાજ-

મારી તો કલ્પના એમ ચાલે છે કે એકેએક શિક્ષક કમમાં કમ આપણા રાજ્યમાં આ તબક્કે પોતાનો વિરોધ વ્યક્ત કરે તેવું આંદોલન થવું જોઈએ. હડતાળ, ઉપવાસ વગેરે મારી નજરમાં નથી આવતા. પણ શાંત અને સ્પષ્ટ અણગમો વ્યક્ત કરવાનો અવસર આજે છે. એકેએક શિક્ષક પોતાની લાગણી લેખિત મૂકે, યોગ્ય ત્યાં મોકલાવે. વાલીઓને તો ખાસ જાણ કરે કે માવળંકર એક નથી, અમે સહુ એકેએક શિક્ષક આ અન્યાય હવે સહન કરવાનાં નથી. Stop here and now. Thus far and not a step further. વાલીઓ હવે કેવળ સરકારની ટીકા કરવામાંથી બહાર નીકળીને act કરે. તે માટે પણ ખૂબ જાહેર ચિંતનો થાય અને સભાઓ થાય, પરિસંવાદ યોજીને આવા પ્રશ્નો ઉપર શું કરવું તે શોધી કાઢે.

૨૧-૩-'૬૮ જ્યોતીન્દ્ર દેસાઈ

\+ + +

(હવે) ગરીબ વિદ્યાર્થીઓને એલ. ડી.માં કોણ સમજશે? કોણ આપના જેવી હમદર્દી બતાવશે?

૨૫-૩-'૬૮ તખુભા ઝાલા

\+ + +

May God lead the kindly light to the management of the Education Society and bless it to think in the interest of education rather than the numbers of students.

31-3-'68 U. K. Barot

\+ + +

There can be no doubt that you have rendered great service to the academic profession and, obviously, to democratic values in general in India. I hope that your resignation sets the members of the teaching community in Gujarat thinking about some basic problems of the profession.

2-4-'68 A. B. Shah

\+ + +

તમે એકલા નથી, હોઈ શકો જ નહિ. અમારા જેવા એક વખતના નાની કૉલેજોના આચાર્યોનાં સ્નેહ અને સહાનુભૂતિ તમારી સાથે જ છે.

અમદાવાદ એજ્યુકેશન સોસાયટી સધ્ધર અને ખ્યાતનામ છે. તેમાં આ સ્થિતિ હોય તો પછી વિચારવાનું એ રહે છે કે નાનાં ગામડાંઓની કૉલેજોમાં શી સ્થિતિ હશે? જેમાં સંખ્યાબળના અભાવે આવક હોતી નથી, જ્યાં યુનિવર્સિટીનાં ફંડ હોતાં નથી, ઘણી વાર તો જ્યાં ફંડ જ હોતાં નથી ત્યાં યુનિવર્સિટીના નિયમોના ભંગની વાતો ઘણી વાર યુનિવર્સિટી સુધી પહોંચતી નથી. આવી ઘણી સંસ્થાઓ હશે. તેમાં ઉચ્ચ શિક્ષણનો કક્કો પણ ન જાણનારા સંચાલકો આર્થિક કટોકટી આવતાં સામાન્યતયા પ્રિન્સિપાલ પર દોષનો ટોપલો ઓઢાડે, તેની અણછાજતી ટીકાઓ કરે, તેની ગેરહાજરીનો લાભ લઈ યુનિવર્સિટીના નિયમો અને બંધનો જાણ્યા વિના કે ઘણી વખત જાણવા છતાં અવહેલના કરતા ઠરાવો કરે, અને તેની વચ્ચે પ્રિન્સિપાલ યુનિવર્સિટીના નિયમોને વળગી રહેવાનો આગ્રહી અને સ્વમાની હોય તો એને સંસ્થા છોડવાનો જ પ્રસંગ આવે. અરે, નિયમિત પગારો ન મળતાં સ્ટાફના સભ્યો માગણી કરવા જાય તો 'પ્રિન્સિપાલ સ્ટાફને પગાર માટે ચઢાવે છે!' એવી નિંદા થાય! આવા જ કોઈક કારણોસર મેં એક નાની કૉલેજનું આચાર્યપદ છોડી ફરી અધ્યાપક બની જવાનું પસંદ કર્યું છે. ઘણા પ્રિન્સિપાલોની વ્યથા મારા જેવી હશે, પરંતુ તેને બહાર આવવા અવકાશ હોતો નથી, ઘણાં ઘણાં કારણોસર. મને ઘણી વાર વિચાર આવતો અને આવે છે કે યુનિવર્સિટી સૂચનો, સ્મૃતિપત્રો, વિનંતીઓનો માર્ગ છોડી કંઈક વધુ ચોક્કસ, સક્રિય, સૈદ્ધાંતિક પગલાં લેવાનો આગ્રહ રાખે તો કેવું સારું! શિક્ષકનું સ્વમાન એ યુનિવર્સિટી માટે પણ ચિંતાનો વિષય ખરો કે નહિ?

તા. ૧૧-૪-'૬૮ એક પ્રાધ્યાપક (અમદાવાદ)

\+ + +

સત્યને માટે સહન કરવું, પણ નિર્ભયતાથી જીવવું એ તમારું વલણ જોઈ હું રાજી થઈ છું.

તા. ૨૬-૪-'૬૮ લીલુબેન દેસાઈ

\+ + +

મને એક વિચાર આવે છે કે આપ જ્યારે એલ. ડી. કૉલેજમાંથી રાજીનામું આપો છો ત્યારે દાદા-

છે. તે અંગે છાપાંવાળા તેમની મુલાકાતો લે છે, અને તે વાતને આગળ કરે છે. છતાં અમદાવાદ એજ્યુકેશન સોસાયટી વતી કાંઈ જવાબ કે ખુલાસો થતો નથી. અને છાપાંવાળા તેના મંત્રી, પ્રમુખ કે કોઈની મુલાકાત લઈને લોકને કાંઈ કહેતા નથી, એ નવાઈ છે.

એવી જ બીજી નવાઈ એ છે કે, ગુ. યુનિ. વિસ્તારનું પેલું અધ્યાપક મંડળ પણ આ અંગે કાંઈ કરતું દેખાતું નથી. કેમ કે, તેણે કપડવણજ વાણિજ્ય કૉલેજના આચાર્ય શાહે રાજીનામું આપ્યું, તે માટે સૅનેટમાં ઇતિહાસ જ રચી પાડયો—તે કૉલેજનું જોડાણ જ ઉખેડી નાખ્યું! તો તે મંડળે તેના ઘરઆંગણે એક આચાર્યના રાજીનામાના એવા જ બનાવ સામે કાંઈ કેમ ન કર્યું? કે પછી આ સોસાયટી તો 'સમરથ' શેઠોની રહી ખરી ને!

આચાર્ય માવળંકરે રાજીનામાનો પત્ર જાહેર કર્યો છે, તેમાંથી જે કારણો જાણવા મળે છે તે પણ કોઈ ચર્ચતું નથી; કે નથી અધ્યાપકોનું મંડળ તેમાં બોલતું. એ નવાઈ જ છે.

આચાર્ય માવળંકરે, બે બાબતમાં સંચાલન મંડળે યુનિ.ની આજ્ઞા લોપી, એવું જાહેર કર્યું છે– ૧. આચાર્યને તે મંડળમાં સૌ સભ્ય સમાન દરજ્જો અપાતો નથી; ૨. સવારની કૉલેજ ન રાખવી જોઈએ એવો આદેશ યુનિ.એ આપ્યો છે.

આ બે બાબતો એવી છે કે, તેમાં તે સોસાયટીના બીજા આચાર્યો તથા હ. કા. કૉલેજ સવારની છે તેના જેવા કેસ પણ સ્પર્શાય છે.

આમ આ. માવળંકરનું રાજીનામું જાતજાતના મુદ્દા ઊભા કરે છે.

એટલે આ રાજીનામાના કિસ્સામાં અમદાવાદ એજ્યુ. સોસાયટી તથા યુનિ. બંનેએ પોતાને સ્પર્શતા મુદ્દા અંગે ચોખવટ કરવી જોઈએ કેમ કે, ગામડાંના લોકની નાની કૉલેજો અને શહેરના શેઠોની મોટી કૉલેજોમાં ભેદભાવ જેવું જે દેખાય છે તે સારું ચિહ્ન નથી. આચાર્યના રાજીનામા પરથી કપડવણજની કૉલેજને બંધ કરાય અને અમદાવાદની કૉલેજને તે જ કારણે કંઈ કહેવાય પણ નહીં, એવો આંતરો તો કેમ જ હોઈ શકે?

આ આખા પ્રકરણમાં યુનિ. વિસ્તારની બધી કૉલેજોના અધ્યાપક મંડળે જે ભાગ ભજવ્યો છે, એથી એક નોખો જ ઉપદ્રવ તેણે પેદા કર્યો છે,–જે ગઈ સૅનેટમાં જોવા મળ્યો. આથી તો, યુનિ. તેની કૉલેજોના સંચાલક મંડળોની અવજ્ઞા કરીને ચાલી, એવી લાગણી પેદા થઈ.

તેથી, જેમ કે, કડી કૉલેજના મંડળના પ્રમુખે છાપામાં સાચું લખ્યું કે, "ગુ.યુનિ. ને સ્વાયત્તતા વહાલી છે, તો એણે કૉલેજોની મૅનેજમેન્ટની સ્વાયત્તતાને માન આપવું જોઈએ."

બોરસદ તેમજ કપડવણજની કૉલેજોના મંડળને પૂછયા કર્યા વિના, બારોબાર સૅનેટે તેમને સજા કરી: માગેલું જોડાણ આપ્યું, એ કેવો ન્યાય કહેવાય? આવું બેહૂદું કામ પેલું અધ્યાપક મંડળ સૅનેટમાં કરાવી શકે છે! એથી તેવા મંડળને વિષે પણ કડી મંડળના પ્રમુખ કડક વેણ લખે છે કે, "ટ્રેડ યુનિયનની રીત અધ્યાપકોએ અપનાવી છે." તેથી કરીને આ મંડળે પણ પોતાની નીતિ અંગે ખુલાસો આપવો પડે એવું કહેવાય. વિદ્યાકીય કહેવાતા માણસોના વર્ચસ્વવાળી યુનિ. આવી હોય? એમ પણ લોકમાં પુછાય છે. મ.

+ + +

**प्रत्याघात**

દુઃખ એ વાતનું છે કે શિક્ષણના ક્ષેત્રે અશૈક્ષણિક કહેવાય અને ઔચિત્ય (propriety) દૃષ્ટિએ જે જરાય નિર્વાહ્ય ન ગણી શકાય એવા નિર્ણયો શિક્ષણનું હિત ધરાવતાં (!) મંડળો લઈ રહ્યાં છે.

શિક્ષણ અને અન્ય ક્ષેત્રે તમારી જે પ્રતિભા ને પ્રતિષ્ઠા વર્ષોથી છે એ દૃષ્ટિએ જોતાં તમે તો કોઈ પણ સંસ્થામાં જશો અથવા નવી ઊભી કરશો તેમાં પ્રાણપ્રતિષ્ઠા થવાની છે. વસવસો એટલો જ કે તમે જે મમતપૂર્વક આ સંસ્થાના યોગક્ષેમનો ખ્યાલ રાખી વર્ષોથી એની સન્નિષ્ઠ સેવા કરી રહ્યા છો તેને કેવળ અશૈક્ષણિક નિર્ણયને કારણે તમારે છોડવાની થઈ છે! શિક્ષણના ક્ષેત્રમાં વ્યવહારનું જ ઊપજ્યા કરશે? આ પરિસ્થિતિ

I have, however, been wondering how there can be such a state of affairs in Gujarat. As far as we are concerned, we have a "College Code" here (in Nagpur) which the Managements of Colleges are scrupulously supposed to follow, the risk of penalties including dis-affiliation hanging over their heads for grave departures. According to this Code, every Principal of a College affiliated to the Nagpur University is not only compulsorily a member of the Governing Body, but also its Ex-officio Secretary. In addition, in the Governing Body there are three Teacher-members of the College elected by the staff of the College compulsorily. From what you have written in your resignation letter it appears that the matters are thoroughly rotten in the state of Gujarat. This is a matter for agitation and it is not going to be cured by your single resignation. You should rouse Public Opinion against this non-sense. Your issue is not merely your own but something which the Public must take cognisance of.

As a Principal you are popular. As a teacher you are successful. In addition you possess a rare idealism and energy to execute a purpose, which the tribe of pedlers who have now crowded the educational field, and crowded you out, hardly possess. I believe you should go ahead with your plans. I sincerely wish you all success.

17-4-'68 N. G. S. Kini

\+ + +

તમે હિંમતથી જે પગલું લીધું તે શિક્ષણશાસ્ત્રીઓનું ગૌરવ વધારનારું છે.

તા. ૨૨-૪-'૬૮ વિજયકુમાર મા. ત્રિવેદી

\+ + +

આપે રાજીનામું આપી ખરેખર શિક્ષણની સેવા કરી છે. જે કારણો આપ્યાં છે તે સાચા સ્વમાની શિક્ષકનું ખમીર અને ખુમારી બતાવે છે. વર્ષો પહેલાં સદ્‌ગત ટિળક મહારાજે કહેલું કે 'Snatch away a teacher and the nation shall be a nation of slaves' બ્રિટિશ લોકોએ આ કર્યું. શિક્ષણક્ષેત્રને અને ધર્મક્ષેત્રને ધંધાકીય બનાવ્યું. ભારતની ગુલાબી ગઈ અને ગુલામી આવી. ૧૯૪૭ પછી પણ શિક્ષકે ટટાર થઈ પોતાનું સ્થાન મેળવવા ઓછું કર્યું છે. કેટલાક કહેવાતા સારા શિક્ષકોએ પોતાનું સ્થાન ટકાવી રાખવા યા તો એવૉર્ડ મેળવવા દંભના પડદાનો જ આશરો લીધો છે, તેવું મને લાગ્યું છે. ખુશામત શિક્ષણ ક્ષેત્રમાં અનહદ ઘૂસી ગઈ છે. સરકારે, સરકારી શાળાઓ ખાનગી સંસ્થાઓને સોંપી ઘણાં અંશે સેવાને બદલે કુસેવા જ કરી છે. તમારા જેવા શિક્ષકો મેદાને પડશે ત્યારે જ 'વ્યાપાર વખારો' બંધ થશે. વિવેકાનંદ કહી ગયા છે તે આજે પણ લગભગ ચાલુ છે: 'Education which we impart is not only miseducation but it is the prostitution of education'.

તા. ૧૫-૪-'૬૮ ધીરુભાઈ વૈષ્ણવ

\+ + +

શિક્ષણક્ષેત્રે વર્ષો થયાં આપખુદીએ પોતાનું પોત પ્રગટ કર્યું છે. પરંતુ દબાયેલો, કચડાયેલો અને આર્થિકરીતે નબળો શિક્ષકવર્ગ તે સામે માથું ઊંચું કરી શકતો નથી. તેમ કરવાની તેનામાં નૈતિક હિંમત નથી. આપે એ સર્વની આગેવાની લઈ આ નૈતિક હિંમત બતાવી છે તેમાં લાંબેગાળે આપનો જ વિજય થવાનો છે. આત્મભોગથી ગમે તેવા કપરા સંજોગોમાં પણ માનવી વિજયી નીવડે છે.

તા. ૧૪-૪-'૬૮ વિ. જે. ચોકશી

\+ + +

આપના જેવા ઉત્સાહી અને ઉમંગી સજ્જન પ્રિન્સિપાલપદે હોય તે ખૂબ જ જરૂરી છે. કાર્યશીલ અને સતત પરિશ્રમ કરનાર વ્યક્તિની, આમ કોઈ પણ રીતે, અવગણના થાય છે તે શિક્ષણક્ષેત્રમાં પીછેહઠ છે એમ હું માનું છું.

તા. ૨૮-૩-'૬૮ બબલદાસ ચૌધરી

\+ + +

હજી તો 'અંજલિ'માંના એ તમારા સિદ્ધાંતને પ્રતિપાદિત કરતા શબ્દો આંખો આગે તરવર્યા કરે છે, ત્યાં આ શું? એમ દ્વિધા થાય છે ખરું, પરંતુ એક વસ્તુ તો મને સ્પષ્ટ સમજાય છે કે સિદ્ધાંત અપનાવવો એ ખોટું નથી પરંતુ એને ટકાવી રાખવો હંમેશ દુષ્કર બનતું હોય છે. વર્ષો સુધી ખડકાળ ભૂમિમાં આથડવા છતાં ઉન્નત મસ્તકે વિહરનાર પ્રતાપની કે પછી અડગ રહીને સિદ્ધાંતને સારુ સર્વસ્વ તરછોડી દેનાર માનવીઓની આવા પ્રસંગે યાદ આવ્યા વિના રહેતી નથી.

તમારો આ આખોય પ્રશ્ન મેં પૂરો સમજવા સહૃદય પ્રયાસ કર્યો, અને અંતે મને તો એમ લાગ્યું છે કે 'પ્રિન્સિપાલ' થવું અને એ થયા બાદ 'પ્રિન્સિપલ'ને ટકાવનાર માનવી ખરો 'પ્રિન્સિપાલ' બની શકે છે.

તા. ૨૩-૩-'૬૮ વિનાયક રાવલ (એલ. ડી. આર્ટ્સ કૉલેજ)

\+ + +

આપે બહુ યોગ્ય પગલું લીધું છે. એજ્યુકેશન સોસાયટીએ લીધેલા પગલા પાછળ દોરીસંચાર કોનો હશે તે સમજાતું નથી. પરંતુ એલ. ડી. કૉલેજના વિદ્યાર્થીઓની મને દયા આવે છે.

તા. ૨૩-૩-'૬૮ ગટુભાઈ એ. ધ્રુ

\+ + +

આપ જેવા અલિપ્ત, નિયમિત અને સતત કાર્યને વરેલા માણસોને જો શિક્ષણના જગતમાંથી દૂર કરવામાં આવે અથવા અલિપ્ત રાખવામાં આવે તો આજના આ શિક્ષણનું શું થશે? ગુજરાતમાં શિક્ષણ વિશે જે કેટલાક સતત વિચારે છે અને સારા માર્ગોવાળા પ્રયત્ન કરે છે તેમાં આપનું સ્થાન અનોખું છે.

તા. ૨૩-૩-'૬૮ એમ. ડી. સીતાપરા

\+ + +

તમે અધ્યાપકોના હિતમાં અને શિક્ષણનાં મૂલ્યોની રક્ષા માટે જે હિંમતભર્યું પગલું ભર્યું છે એ જાણી ખૂબ આનંદ થયો છે. આપણે ત્યાં શિક્ષણની સાચી સૂઝ અને નૂતન દૃષ્ટિવાળા જે ગણ્યાગાંઠ્યા અધ્યાપકો કે આચાર્યો છે એમાં આપ આપના આ પગલાંથી મોખરાનું સ્થાન પામ્યા છો.

તા. ૨૫-૩-'૬૮ એક પ્રાધ્યાપક (અમદાવાદની કૉલેજ)

\+ + +

કૉલેજની જવાબદારીમાંથી તમારે અમુક સૈદ્ધાંતિક મતભેદને કારણે છૂટા થવું પડ્યું તેથી ખેદ થાય એવું છે. તમારા જેવા શક્તિશાળી જુવાનનું નેતૃત્વ ગુમાવીને કૉલેજ ખોટ જ અનુભવશે. બાકી તો તમે પોતે એક સંસ્થા જેવા જ છો. કૉલેજ-વહીવટની થકવનારી, ને કેટલીક કંટાળાજનક, જવાબદારીમાંથી મુક્ત થયેલું તમારું ચિત્ત અધ્યાપન ને લેખનની તમારી કામગીરી સવિશેષ ચેતનાથી હવે બજાવી શકશે, તેનો મારા જેવાને તો આનંદ પણ થાય.

તા. ૨૩-૩-'૬૮ મહેન્દ્ર મેઘાણી

\+ + +

દેખાય છે કે સંચાલક મંડળે તમારી વાત માનવા-સમજવા તૈયારી નથી બતાવી. તમારું દૃઢ વલણ મને ગમે છે.

૨૫-૩-'૬૮ મોહન પરીખ

\+ + +

I know that you are not impulsive and that you take decisions very cooly and calmly, and hence, I could imagine that the reasons must be very compelling. In matters of academic principles there can be no compromise. I fully agree with you in believing that morning colleges are academic deceptions and here (in Surat) too we have been able to firmly resist the attempts of converting some of our colleges into morning colleges.

26-3-'68 Kunjvihari C. Mehta

\+ + +

'Your resignation should become a starting point for a better educational policy' એવી એક મનોમન ભાવના જાગે છે. આપણા ક્ષેત્રમાં જે ક્રાંતિ કરવી છે તેનો પ્રારંભ અહીંથી લેવાય તો સુયોગ્ય થશે. જે વૈચારિક સ્વસ્થતા અને સામા પક્ષ પ્રત્યેની ઉદારતા–consideration–તમે બતાવ્યું છે તે સંપૂર્ણ છે. હવે તેમાં બાંધછોડને અવકાશ નથી. સામા પક્ષે નમતું જ જોઈએ એવી મારી દૃઢ માન્યતા છે.

આપશ્રી જેવા, વિદ્યાર્થીઓને સંતોષપૂર્વક સાંભળનાર, સહૃદયીના રાજીનામાથી કોઈ પણ વ્યક્તિને દુઃખ થાય તે સ્વાભાવિક છે. વિદ્યાર્થીવર્ગમાં પણ ખેદ થયો છે. વિદ્યાર્થીઓના નાના પ્રશ્નોથી માંડીને મોટા પ્રશ્નોમાં પણ આપશ્રી વિદ્યાર્થીઓનું સાંભળતા અને ઘટતું કરતા એ મારો ચાર વર્ષ દરમ્યાન પ્રત્યક્ષ અનુભવ છે.

તા. ૧૦-૪-'૬૮ ડી.વી. પટેલ (એલ. ડી. આર્ટ્સ કૉલેજ)

\+ + +

I have no doubt that what you say is an important question and a cause which may call for such a step.

1-4-'68 K. L. Joshi
Vice Chancellor
Indore University

\+ + +

ભારતમાં અને ખાસ કરીને શિક્ષણક્ષેત્રે છેલ્લાં થોડાં વર્ષોથી જે સડો પેઠો છે તેને નિવારવા માટે શિક્ષકવર્ગોએ કટિબદ્ધ થવું પડશે એમ હું દઢપણે માનું છું અને તેથી તમારા જેવા વિરલ માણસો જ તેમાંના સડા સામે માથું ઊંચકી શકે છે તેને માટે જેટલાં અભિનંદન તમને આપું તેટલાં ઓછાં છે. બાકી બીજામાં તો કાં તો તેમ કરવાની હિંમત નથી કે સૂઝ નથી. પણ સૂઝ નથી તેમ કહેવા કરતાં હિંમત નથી તેમ કહેવું વધારે સાચું લાગે છે. બાકી એ સડાથી લગભગ દરેક એક યા બીજા સ્વરૂપે પીડાતા તો હોય છે જ. શિક્ષણ કેમ સુધરે એ તરફ હું ધ્યાન તો રાખું છું જ અને એમ માનતો થયો છું કે આખું શિક્ષણતંત્ર એક વાજિંત્ર જેવું હોવું જોઇએ કે જેથી કોઈ એક ખૂણામાં કે વિભાગ પર સહેજ પણ ટકોર વાગતાં આખું વાજિંત્ર ઝણઝણી ઊઠે. પણ એવું સેન્દ્રિય તંત્ર ક્યારે વિકાસ પામી શકે? એ ત્યારે જ શકય બને કે જ્યારે આપણામાં એકસૂત્રતા હોય, સંઘબળ હોય. વળી, તે ત્યારે જ શકય બને કે જ્યારે બધા ભેગા થાય અને એક મને બધાને માટે કાર્ય કરે. આ ત્યારે જ શકય બને કે જ્યારે કોઇ પણ જાતના ભય સિવાય બધા જ એક જ મંડળ હેઠળ જોડાઈ શકે. હું આ રીતે આપણા સ્થપાયેલ અધ્યાપક મંડળ તરફ આવું છું. એક વખતે હોંશમાં ને હોંશમાં અમારી કૉલેજના શિક્ષકોએ તેનું લવાજમ ભરી સભ્ય થયા હતા. પણ છેલ્લાં બે વર્ષથી તે થઈ શક્યું નથી, કેમ કે બધાંને ડર છે કે કોઈ આગેવાની લઈ ફી ઉઘરાવે તો તેને જ ઘેર બેસવું પડે. આચાર્યોનો આવો ડર હોય છે! તેને કોણ કાઢી શકે? મને તેનો રસ્તો એક જ લાગે છે કે શા માટે આચાર્યો પણ તેના સભ્ય ન બને? તો તેમ થવાથી તેમના અને બધાના પ્રશ્નો ઘણા સરળ બની જાય.

તા. ૧૦-૪-'૬૮ એક અધ્યાપક (અમદાવાદ બહારની કૉલેજ)

\+ + +

The grant of additional Dearness Allowance has made it impossible for any College to run without retrenching their staff. It may be so in the case of L. D. Arts College.

I make it a point to see that the Principal of our college is a member of its Governing Body.

7-4-'68 K. M. Munshi
Bharatiya Vidya Bhavan,
Bombay

\+ + +

If the Society has taken such an important decision without first consulting the Principal, you are perfectly right in tendering your resignation. You have worded it very well. There is no exhibition of temper. I congratulate you on the step you have taken.

I hope and pray the Governing Body of the A. E. Society will reconsider its decision and take you in confidence and decide the issue all over again. But such things have become commonplace. Teachers and professors have begun to accept the role of wage earners.

Poona, P. H. alias Raosaheb Patawardhan
4-4-'68

\+ + +

આજે ગુજરાતના શિક્ષણક્ષેત્રમાં વિદ્વાન અને નિડર માણસોની જરૂર છે તેવા સમયે આપનું રાજીનામું અપાયું

સાહેબ માવળંકરના નામથી આપની સ્વતંત્ર કૉલેજ શા માટે ન ખોલો?

તા. ૨૧-૪-'૬૮ દીપ્તિ ભાવસાર

\+ + +

Your resignation is likely to cause healthy repercussions in the academic world on a fairly wide scale. In the light of your protest the question of the position of Principals of the constituent colleges vis-a-vis the Governing Body will have to be reconsidered. Whether Colleges should work in the morning or noon may be a disputed question, but there can hardly be any disagreement about the rights of Principals being considerd more democratically and sympathetically.

17-4-'68 F. C. Davar

\+ + +

આપને આ પરિસ્થિતિમાં મુકાવું પડ્યું તો પ્રાથમિક શિક્ષકોની તો કેવી અને કઈ શ્રેણી ગણવી? તેમના સ્વમાનનો પ્રશ્ન તે સર્કલમાં જીવન વિતાવ્યું હોય તેમને જ ખ્યાલ આવે.

તા. ૧૬-૪-'૬૮ હરિભાઈ જ. પરીખ

\+ + +

આપના જેવા સન્નિષ્ઠ વિચારક આચાર્ય અને નિષ્ઠાવાન કેળવણીકારનું હાર્દ આજનાં કહેવાતાં કેળવણીનાં કારખાનાં અને તેના મૅનેજરો સમજી શક્યા નથી તે દુઃખદ છે. આમ હોવા છતાં આચાર્ય પ્રથમ શિક્ષક છે એ ધ્યાનમાં રાખી આપે આચાર્યોને એક નવી કેડી આપી છે તે સાચે જ આનંદની વાત છે. હું આપનો વિદ્યાર્થી જ છું. જૂનથી અહીં આચાર્ય તરીકે જોડાયો છું.

તા.૧૭-૪-'૬૮ એક આચાર્ય (અમદાવાદ બહારની હાઈસ્કૂલ)

\+ + +

I wonder whether there is any other equally alternative honourable course of action for an academician of your integrity and idealism. You have become a martyr for a right cause—academic values and honour of the teaching community—and your strong convictions about the place of teaching profession in a democratic set up are shown by the sacrifice you have undergone for what is dear to all of us. You have become a Martin Luther, when others in your place would have been and still are cringing. You must not stop here but crusade to "kick the money-changers who do business in my Father God's house out" as Jesus put it.

Latterly, the events in this country have been taking such a course that all our idealism has been dashed to pieces. I have always believed that Education is the only sphere which holds the key to this country's future. But in this very sphere, as you know, since Independence, the founts of life-giving springs of Knowledge have been muddied by the entry of a foul and ruthless class of educational adventurers, whose commercial outlook as regards mass-production of useless stuff, and whose tyrranical outlook as regards their staff, have not only driven away many a fair-minded academician into wilderness but scotched all hopes of regeneration of this nation through Education. Our "new class", to borrow an expression from Milovan Djilas, is a class of Slave-owners, not very much unlike that class in ancient Greece. You refused to be a slave and thereby started a revolt, not very much to the liking of the new class. Pedlers in education cannot be expected to have a sense of values which is commercially a luxury. But then a tyrant makes even a bad deal of commerce.

સંચાલકોની આ મનોવૃત્તિ હોય ત્યાં ઓછા વિદ્યાર્થીઓની સંખ્યાવાળી કૉલેજોનું તો પૂછવું જ શું?

એ જ રીતે અનુસ્નાતક શિક્ષણનું પણ સમજવું. શનિ–રવિ વર્ગો યુનિવર્સિટીને માન્ય છે! એ એક અનુસ્નાતક શિક્ષણની હાંસી નથી? 'કેમિસ્ટ્રી' તથા 'બૉટની' તથા 'બાયોલૉજી' જેવા વિષયો પણ અનુ-સ્નાતક કક્ષાએ શનિ–રવિ ચાલતા હોય ત્યાં એના પ્રયોગો કેટલા થાય?

તા. ૧૫–૪–'૬૮ જિતેન્દ્ર જેટલી

+ + +

आचार्यांना मानाचें स्थान संचालक-मंडळांत असावे ही गोष्ट आपण १९६६ पासोन हातांत घेतलेली दिसते व मेमोरेन्डम पाठविल्यावर आपण एक तऱ्हेची Union Activity दाखल करूं इच्छितां असें संचालकांस वाटलें असावें. सगळीकडे हीच परिस्थिती आहे. फायनेन्स करणार्‍यांचे हातांत सर्व सत्ता ठेवतात. त्यांना अशी भीती वाटते कीं आचार्यांचेंच एखादे वेळीं कोरम झालें तर?........शिक्षण मंडळाचे "सामान्य सभेंत" एकदां शिक्षकांनीं बहुमत करून "ऑडीटर"नां काढून टाकण्याचा घाट घातला होता. ही थोडीशी दुसरी बाजू आपल्यापुढे मांडली एवढेंच. ज्यांस नुकसान फायनान्स करावें लागतें त्यांसहीं वऱ्याच अडचणी असतात.

तरीं पण "आचार्य" म्हणजे सामान्य नोकर नव्हेत. सोसायटीनें त्यांस मानाचें स्थान दिलेंच पाहिजे. शैक्षणिक क्षेत्रांत केवळ लक्ष्मीची सत्ता नसणें बरें असें मलाही वाटतें. आपल्या सारख्या बुद्धिशाली माणसास आयुष्यांत पुष्कळ काम करून दाखवायांचे आहे, व आपण या पिंजऱ्यांतून बाहेर पडलांत हें एक तऱ्हेनें बरेंच झालें असे वाटते.

३०–३–'६८ ना. वा. जोशी

+ + +

અધ્યાપકમંડળમાં આચાર્યો સભ્યો ન થઈ શકતા હોઈ આચાર્યશ્રી માવળંકરના રાજીનામાનો પ્રશ્ન મંડળના કાર્યક્ષેત્રની બહારનો છે. બીજું, આચાર્યના સંચાલક મંડળ-માંનાં સ્થાન વિશેના નિયમો સ્પષ્ટ હોઈ નવો વિચાર કે ખત ઘડવાની કે આગ્રહ કરવાની જવાબદારી ઊભી થતી નથી. મુ મગનભાઇએ આ વિશે પોતાનો મત તો કહ્યો જ નથી. તેઓ કહે તો સૌને વધુ સારું માર્ગદર્શન મળશે. કપડવણજ કૉલેજના આચાર્યશ્રીનો કોઈ કેસ મંડળે ઊભો કર્યો નથી કે હાથ પર લીધો નથી તેની તેઓ ખાત્રી રાખે.

'જયહિંદ' દૈનિકમાંથી અંબુભાઈ દેસાઈ તથા

અમદાવાદ કે. એસ. શાસ્ત્રી–ગુજરાત યુનિવર્સિટી

તા. ૩૧–૫–'૬૮ વિસ્તાર અધ્યાપક મંડળના મંત્રીઓ.

*

———અનુસંધાન] **સંવેદનનું શિલ્પ ટેસ** [પૃ. ૪૪૭થી ચાલુ———

done, and the President of the immortals had his sport with Tess.'

વિશ્વની જરઠતાના અનુભવે ટેસને ચિંતનશીલ બનાવી દીધી છે. આખી નવલકથામાં ઠેરઠેર તેની ચિંતનલક્ષી ઉક્તિઓ જોવા મળે છે. એથી કેટલેક ઠેકાણે કૃત્રિમતા પણ પ્રવેશી ગઈ છે; દા. ત., અબ્રાહમ–ટેસનો વાર્તાલાપ. અહીં ટેસને મુખે હાર્ડી બોલતા હોય એવું લાગે છે.

પરંતુ, ટેસના ચરિત્રમાં સૌથી વિશેષ આકર્ષક તો છે તેનું દારુણ મનોમંથન. એક તરફ કુટુંબની પાયમાલી, એને દૂર કરવા માટે ઍલેકનાં પ્રલોભનો અને ત્રાસ; બીજી તરફ એન્જલ માટેનો પ્રેમ તથા ત્રીજી તરફ પોતાનાં જ ચારિત્ર્યની એક મર્યાદાને કારણે સતત ડંખ્યા કરતો આત્મા: આ બધી મંથનાનુકૂળ પરિસ્થિતિમાં ટેસના ચરિત્રનો મનહર અને મનભર વિકાસ થયો છે. આવા અનેક પ્રસંગોએ આપણે પણ તેના ભાવયુદ્ધોના સાક્ષી બની જઈએ છીએ.

ટેસનું પાત્ર અમુક અંશ બાદ કરતાં યથાર્થનું ઘડાયું છે. અત્યંત સુકુમાર હૃદયને આ કઠોર જગતમાં શું શું વેઠવું પડે છે તે હાર્ડીએ તેના દ્વારા દર્શાવ્યું છે. આખી નવલકથા ટેસને કેન્દ્રમાં રાખીને વિકાસ પામી છે તેથી તે હાર્ડીનું 'Rustic Chorus' પ્રકારનું પાત્ર બની છે.

વિશ્વસાહિત્યની સૃષ્ટિ કેટલીક વિશિષ્ટ અને દીપ્તિવાન વ્યક્તિઓથી ભરી ભરી છે તેમાં ટેસનું સ્થાન પણ, તેની ઉપર્યુક્ત લાક્ષણિકતાઓને કારણે, નિઃશંક છે.

*

જે સિદ્ધાન્ત અને વિદ્યાકીય દૃષ્ટિબિંદુને પુરસ્કારવા માટે આપે આવું વલણ લીધું છે તે વિદ્યાકીય મૂલ્યોનો આગ્રહ સૌ કોઈમાં સમભાવ અને આદરની લાગણી જન્માવે છે.

આશા રાખું છું કે એ સિદ્ધાંત અને દૃષ્ટિબિંદુ જ આખરે સૌકોઈ સ્વીકારશે. તેને અંગે આપે જન્માવેલ સભાનતા આપણા અધ્યયન-અધ્યાપનના ક્ષેત્રમાં આપે અર્પેલાં અગત્યનાં પ્રદાન તરીકે ગણાવાતું રહેશે.

તા. ૩૦-૩-'૬૮ પ્રવીણ ન. શેઠ

\+ + +

આપે આપેલ રાજીનામાનું વિસ્તૃત વૃત્તાંત વાંચ્યું. એમાં આપના જીવનચરિત્રની રૂપરેખા આવી જાય છે. આપે કરેલી સરસ્વતી-સેવાને માટે જેટલા ધન્યવાદ અપાય એટલા ઓછા છે. અમદાવાદ એજ્યુકેશન સોસાયટી પોતાનો નિર્ણય ફેરવે અને આપ ફરી કૉલેજમાં જોડાઈ પુનઃ સરસ્વતીની સેવા કરવા લાગો એવું ઇચ્છીએ છીએ. કદાચિત તેમ નહિ બને તો આપનું ભાવિ જીવન દેશની બીજી જે મહત્ત્વની સેવામાં જોડાશે તે પણ દેશને ઉપકારક બનશે. ॐ तत्सत्।

તા. ૧-૪-'૬૮ શ્રી ભુવનેશ્વરી પીઠાધીશ જગદ્‌ગુરુ
ગોંડલ આચાર્યશ્રી ચરણતીર્થ મહારાજ

\+ + +

I do not know why you are not given status of a full member of the Governing body with a right to vote. I thought it was necessary under University Rules.

There can be two opinions about the decision of the Governing Body taken when you could not remain present.

2-4-'68 Dolarrai Mankad
Vice Chancellor
Saurashtra University

\+ + +

How such a brilliant Principal like you has also to face difficulties, is beyond my comprehension. You are a seasoned and mature person and any advice from my side would be meaningless. It is a great sacrifice which you have made for the teaching community.

It is strange that a Principal of your standing and status should not be considered as a full member of the Governing Body. In Punjab all the Principals are full members of the Governing Body and there is no trouble. The D. A. V. College Managing Committee particularly recognises the position of the Principals and gives them due respect. It is rather strange that the Ahmedabad Education Society has not given you that recognition after about 20 years of devoted service. May wisdom dawn on the members of this Society and may they re-consider their decision regarding your institution and your resignation. The lot of Educators in India is still to be established and only then they could contribute their bit.

30-3-'68 B. S. Bahl

\+ + +

I am *truly sorry* that such a thing should have happened. It is a pity that a man like Kasturbhai should have behaved in this manner.

20-4-'68 A prominent industrialist
(outside Ahmedabad)

\+ + +

I only hope and wish that Gujarat produces more such sensitive academic personges. you have brought *glory* to the cause of education.

15-4-'68 R. C. Patel

\+ + +

ભારતમાં રાજકારણ અને વાણિયા વૃત્તિએ જીવનનાં સર્વ ક્ષેત્રોમાં પ્રાણો રહિત કલેવરો જ રહેવા દીધાં છે એ હકીકત દુઃખદાયક અને શરમજનક છે. ઉચ્ચ સાહિત્ય ભારતમાં છે, પણ એની અનુભૂતિ પશ્ચિમમાં છે.

૨૮-૩-'૬૮ ચંપકલાલ લ. શાહ

\+ + +

## અનુક્રમ



*

## 'દાદાસાહેબ માવળંકર વિશેષાંક'ના પ્રકાશનમાં વિલંબ

માર્ચ ૧૯૬૮ના અંકમાં જણાવ્યા મુજબ, 'અભ્યાસ' – ફેબ્રુઆરી ૧૯૬૮નો દળદાર (૭૨ પાનાં) 'દાદાસાહેબ માવળંકર વિશેષાંક' છપાઈ રહ્યો હોઈ તેના પ્રકાશનમાં અણધાર્યો હજી વિલંબ થશે. સહુ ગ્રાહકમિત્રો ક્ષમા કરે એવી વિનંતી. ચાલુ સાતમા વર્ષના દરેક ગ્રાહકને આ વિશેષાંક યથાસમય પ્રગટ થયે તરત જ રવાના કરાશે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**
૩૦ જૂન ૧૯૬૮

*

## નવા આઠમા વર્ષથી 'અભ્યાસ'ના લવાજમમાં વધારો

'અભ્યાસ'નું આઠમું વર્ષ ઑગસ્ટ ૧૯૬૮થી શરૂ થશે. ચાલુ અને વધેલી મુશ્કેલીઓ છતાં 'અભ્યાસ' માસિકની પ્રવૃત્તિ વણથંભી કરવાનો નિર્ધાર છે. છાપકામ અને કાગળના ખર્ચમાં સતત વધારો તેમજ ટપાલના દરોમાં સરકારે કરેલો મોટો વધારો અંશતઃ પહોંચી વળાય તે માટે ન છૂટકે 'અભ્યાસ'ના વાર્ષિક લવાજમમાં ત્રણ રૂપિયાનો વધારો કરવો પડ્યો છે. આમ, નવા વર્ષથી 'અભ્યાસ'નું વાર્ષિક લવાજમ રૂા. ૧૫/– રહેશે. અર્ધવાર્ષિક લવાજમ-સ્વીકાર કે છૂટક અંકની વેચાણ-પ્રથા રાખ્યાં નથી.

સંપાદક-**'અભ્યાસ'**

૩૦ જૂન ૧૯૬૮

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ-૧

તે સમાચાર દુ:ખદાયક છે. આજે શિક્ષણક્ષેત્રમાં જે સડો અને બદી પેઠાં છે અને તેની સામે આપ વર્ષોથી જે કાર્ય કરી રહ્યા છો તે જાણીને આનંદ થતો અને તેમાંથી અમોને ઉત્સાહ અને પ્રેરણા મળતાં. આપનું રાજીનામું આ સમયે શિક્ષણકારો તેમજ ઊગતી નવી પેઢી માટે ઉત્સાહપ્રેરક તેમજ હિંમતજનક છે છતાં જો તે રાજીનામું સ્વીકારવામાં આવશે તો ગુજરાતમાં શિક્ષણક્ષેત્રે કમનસીબી ગણાશે. અમારા જેવા નવી પેઢીને આપની પ્રેરણા અને હિંમત મળતાં રહે તેની પ્રભુ પાસે પ્રાર્થના કરું છું અને એજ્યુકેશન સોસાયટી આપનું રાજીનામું સ્વીકારવાની ભૂલ નહિ કરે તેવી આશા રાખું છું.

તા. ૧૧-૪-'૬૮ એક અધ્યાપક (અમદાવાદ બહારની કૉલેજ)

\+ + +

જગતમાં કોનો વિશ્વાસ કરવો એ પણ મહાન કોયડો છે. સ્વપ્ને પણ આપણને ખ્યાલ ન આવે કે આવા માણસો જુઠાણાં ચલાવતા હશે. પણ જ્યારે એવા જ માણસો મામૂલી વસ્તુઓ માટે જુઠાણાં આચરે ત્યારે ત્યાં એક ક્ષણ પણ સ્વમાની માણસ ન જ રહી શકે.

તા. ૨૬-૪-'૬૮ એક આચાર્ય (અમદાવાદ બહારની કૉલેજ)

\+ + +

I feel that out of this turmoil, you will emerge more triumphant than ever. Aurobindo says in Savitri Book II canto VIII, "None can reach heaven who has not passed through hell". "Wherever the Gods act, they intervene".

"Aalways the dark Adventurers seem to win
Nature they fill with evil's institutes,
Turn into defeats the victories of Truth,
Proclaim as falsehoods the Eternal laws,
And load the dice of Doom with wizard lies;
the World's shrines they have occupied, usurped its thrones.
All is too little that the world can give."

I appreciate your final touches to your letter of resignation–*Satyam-Sivam-Sundaram*. You have saved your soul by refusing to give notices to honest and innocent teachers, poor, poor dumb mouths; it is a pity our democratic society is unable to find ways and means of utilising their services with profit. A notice to a professor is a shame and disgrace to the college concerned and to the University. The University ought not to encourage notices being served on Principals and Professors or forcing their resignations—it would mean encouraging insecurity, which is the denial of democratic values, according to Laski. There cannot be equality, unless there is security. You really stand for democratic values emphasised by Laski and you are fighting for them. I wish you success.

26-3-'68 P. M. Srinivasachari

\+ + +

આ આખુંયે પ્રકરણ જે રીતે થયું છે એ જોતાં સહુને દુ:ખ થાય. પરંતુ મને વિશેષ એ માટે લાગે છે કે ગુજરાત વિદ્યાસભા અને અમદાવાદ એજ્યુકેશન સોસાયટી એ બે સંસ્થાઓના આચાર્યો જ સ્વમાન રાખી શકે એ પરિસ્થિતિ છે એમ મારું માનવું હતું. તમારા રાજીનામાથી એ ભ્રમ દૂર થયો. હવે એક જ વિદ્યાસભા એ રીતની સંસ્થા રહી.

L. D. એ કેટલા Special બંધ કર્યા અને કેટલાને છૂટા કર્યા તે હવે જણાશે. પણ મારા મનમાં વર્ષોથી એક ગ્રહ બંધાયો છે અને એ હવે વધુ ને વધુ મજબૂત થતો જાય છે કે આપણા દેશમાં અને વિશેષે ગુજરાતમાં આપણે શિક્ષણ આપતા જ નથી. 'શિક્ષણનો વેપાર' ચાલે છે, અને એમાં પણ ચોક્કસ દિશા-સૂઝના અભાવે આપણે ત્યાં ઉચ્ચ શિક્ષણનો ફુગાવો થયો છે. S.S.C. પછી જે ભાઈઓ કમાવું હોય છે તેમને કમાવાને બદલે કંઈ સૂઝ પડતી ન હોવાથી ઉચ્ચ શિક્ષણ તરફ વળે છે જે ખોટું છે. નોકરીમાં રાખનાર સરકારી તથા વેપારી પેઢીઓને પણ સ્નાતક જ જોઈએ એવો આગ્રહ સેવવો પડે છે. આ આગ્રહ નીકળી જાય તો ઉચ્ચ શિક્ષણ લેનારા માત્ર શિક્ષણ ખાતર શિક્ષણ લેનારી વ્યક્તિઓ આવે, બીજા નહિ એમ મારું માનવું છે. બાકી આ ફુગાવો અને વેપાર એમાં તો જ્યારે જ્યાં નરી ખોટ દેખાય એ વિષયો ન ચલાવે અથવા બંધ કરાય. નહિ તો, અપવાદ સિવાય, કેટલી કૉલેજો ગુજરાતી અને અર્થશાસ્ત્ર સિવાય બીજા ત્રણ કે ચાર વધારાના 'સ્પેશિયલ' રાખતી હોય છે? જ્યાં વિદ્યાર્થીઓની સંખ્યા પૂરતી હોય એવી કૉલેજોના

પણ શિક્ષકને વહેલુંમોડું થવું જોઈએ, અને એવા દેખીતી રીતે બેજવાબદાર વિદ્યાર્થીઓને બને તેટલા જાગૃત ને સમજદાર બનાવવાની દૃષ્ટિએ શિક્ષકે વિશેષ ને વધારાનો શૈક્ષણિક પુરુષાર્થ કરવાનો છે.

વિદ્યાર્થી શા સારુ ભણવા આવે છે, એનાં અરમાન ને સ્વપ્નાં શાં છે, એની નેમ ને ઉમેદો શી છે એ બધું પણ શિક્ષકોને જોતાં આવડવું જોઈએ. વર્ગમાં બેઠેલા પ્રત્યેક વિદ્યાર્થીનું નોખું વ્યક્તિત્વ છે તે શિક્ષકની દૃષ્ટિબહાર ન થવું જોઈએ. એ દરેક વ્યક્તિત્વની શી વિશેષતાઓ છે ને કઈ મર્યાદાઓ છે તે પણ ધીરે ધીરે શિક્ષક જોતો થાય એ જરૂરનું છે. વિદ્યાર્થી વર્ગમાં બેસે છે તે એના સમગ્ર વ્યક્તિત્વ સાથે, આગળપાછળની ભૂમિકા ને પરિસ્થિતિ સાથે, એના કુટુંબ-મહોલ્લા-પ્રદેશના સંસ્કાર સાથે! એ બધાંનું શક્ય તેટલું વાસ્તવિક ચિત્ર શિક્ષકની નજર સામે રહે તો એના અધ્યાપનકાર્યમાં આપોઆપ ઇષ્ટ ફેરફારો ને વળાંકો થતા રહે.

વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચે ઉંમર અને જ્ઞાનનું અંતર હોય છે એ દેખીતું છે. વર્ષો જતાં શિક્ષકની ઉંમર અને નવા દાખલ થયેલ વિદ્યાર્થીની ઉંમર વચ્ચે વિશેષ અંતર પડે છે એ ય ઉઘાડી વાત છે. પણ ઉંમરનું અંતર અને જ્ઞાનનું અંતર સતત મોટું કે ઊંડું જ રહે એવું નથી; સારો વિદ્યાર્થી અને નબળો શિક્ષક જો પરસ્પર જોતરાયા તો બન્ને વચ્ચેના જ્ઞાનના અંતરમાં કેટલીક વાર એવો ઘટાડો થાય છે કે કોણ ચડિયાતો એ કળી શકાતું નથી. શિક્ષકમાં જો દૃષ્ટિ હોય તો તે સતત નવું વાંચતો–વિચારતો રહેશે અને એ રીતે પોતાના વિષય સાથે જીવંત સંપર્ક રાખશે. પોતાના વિષયમાં ને અભ્યાસક્ષેત્રમાં જે જે નવી શોધખોળો થતી રહે છે, નૂતન કેડીઓ પડતી જાય છે, અવનવી વિચારધારાઓ ઉદય પામતી જણાય છે તે બધાંની સાથે તાલ મિલાવતા રહેવામાં જ શિક્ષકનાં કાર્ય અને વ્યક્તિત્વની કસોટી ને કુશળતા રહેલી છે. આ વાત ન જોઈ શકનાર કે ન સમજવા માગનાર શિક્ષકના અંધાપા વિષે શું કહેવું ને શું કરવું?

જે વર્ષમાં અને જે જમાનામાં વિદ્યાર્થી પોતાની પાસે ભણવા આવે છે તે વર્તમાનને જોઈ-જાણીને શિક્ષકે ભણાવવાનું છે. શિક્ષક પોતે જે ભણ્યો તેને વર્ષો થયાં; એ પછી જે નવો ઉમેરો જ્ઞાનમાં થયો તેનો નિકટ પરિચય શિક્ષકને નહીં હોય તો નવો આવતો બાહોશ વિદ્યાર્થી જોતજોતામાં એના આવા જૂના શિક્ષકને નિરર્થક અને નિર્માલ્ય બનાવી મૂકશે! માટે, દૃષ્ટિવંત શિક્ષકો જોઈએ. એમની નજરમાં ભૂત, વર્તમાન ને ભવિષ્ય ત્રણેય એકસાથે રહેવાં જોઈએ. જે વિષય પોતે શીખવે છે તે વર્તમાન સંદર્ભમાં સારી રીતે શીખવવાની એમની પાસે આવડત હોવી જોઈએ. જે વિષય તેઓ ભણાવે છે એને સમજાવવા માટેના એમના દાખલા-દૃષ્ટાંતો વર્તમાન સાથે સુસંગત અને વર્તમાનના સંદર્ભમાં પ્રસ્તુત હોવા જોઈએ.

વળી, શિક્ષકે યાદ રાખવું ઘટે કે જે વિદ્યાર્થી કોઈ એક વર્ષમાં એની પાસે ભણવા આવે છે તે પોતાનું ભણતર પાંચ, સાત ને દસ વર્ષ પછી જીવનક્ષેત્રે અમલી બનાવવાની શરૂઆત કરવાનો છે. એટલે કે, શિક્ષક આજે જે ભણાવે તે દસ વર્ષ પછી પણ કામ લાગે ને ખપમાં આવે એવું હોવું જોઈએ. એનો અર્થ એ થયો કે શિક્ષક ભારે ક્રાંતિકારી દૃષ્ટિવાળો હોવો જોઈએ. એની સામે આજે બેઠેલા વિદ્યાર્થીઓ દસ–વીસ વર્ષ પછીની દુનિયામાં હરવા-ફરવાનાં છે અને વિવિધ મથામણો કરવાનાં છે એનો ખ્યાલ રાખીને શિક્ષકે એ વિદ્યાર્થીઓને આજે એવી રીતે ભણાવવાનું છે કે જે એમને કોઈ રીતે હવે પછીની જિંદગીમાં પાછા ન પાડે કે હતાશ ન બનાવે! શિક્ષકની કામગીરીની આ જ સૌથી વધુ કઠણ બાજુ છે, પણ એમાં જ શિક્ષકની મહત્તા અને શિક્ષણની અનિવાર્યતા સમાએલી છે.

શિક્ષક દૃષ્ટિવંત હોય તો તે સાચા અર્થમાં વર્ધમાન બની શકે છે. કેવળ ઉંમર વધવાથી કે જ્ઞાનની સપાટી વિદ્યાર્થીના પ્રમાણમાં કાંઈક ઊંચી રહેવાથી શિક્ષક વર્ધમાન બનતો નથી. પણ એની આંખોમાં તેજ

(અનુસંધાન પૃષ્ઠ ૪૮૫)

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૯૩

"આપણા દેશમાં પંડિતો કરતાં ભક્તની જ પ્રતિષ્ઠા વધારે રહી છે. પંડિતો તો ઘણા થઈ ગયા. તેઓ શાસ્ત્રાર્થમાં ભલભલાને મહાત કરી શકે, પોતાના અગાધ અભ્યાસને આધારે અત્યંત વિદ્વત્તાભર્યાં ભાષણો આપી શકે; પરંતુ તોયે આપણા દેશને ઘેલું તો છે ભક્તોનું જ. એ ભક્તો પાસેથી જ પ્રેરણા પી-પીને આપણી સંસ્કૃતિ પાંગરી છે. એ ભક્તોના જ સદુપદેશથી આપણું લોકમાનસ ઘડાયું છે. આજે આપણે ત્યાં મોટા મોટા પંડિતો અને વિદ્વાનોને કોઈ યાદ નથી કરતું. પરંતુ નરસિંહ, મીરાં, જ્ઞાનદેવ, તુકારામ હજીયે લોકજીભે છે. એમનાં ભજનો ને અભંગો એ આપણા દેશનો અમોલો લોકવારસો છે. એમાં સદીઓનો અનુભવ અને જ્ઞાન ભર્યાં છે.

આપણે ત્યાં મોટા મોટા જ્ઞાનીઓ થઈ ગયા તેઓ પણ સંયમિત જીવન જીવનારા ગૃહસ્થ થઈ ગયા. નકરા જ્ઞાનને આપણે ત્યાં કદી ઝાઝું મહત્ત્વ નથી અપાયું, આચરણ ઉપર જ વધુ ભાર મુકાયો છે. પંડિત એટલે સમત્વ બુદ્ધિવાળો, વિવેકબુદ્ધિવાળો, સમ્યક્ આચરણ કરનારો. વેદ-ઉપનિષદ કંઠે હોય પણ આચારમાં ન હોય તો એનો શો અર્થ? મહાવીર કરતાં તો ઘણા મોટા વિદ્વાનો થઈ ગયા, પણ એ કોઈ મહાવીરની તોલે ન આવ્યા, કારણ કે મહાવીરે તો ષડ્રિપુઓને જીતી લીધા હતા. ગાંધીજી કહેતા કે ગીતાના ૭૦૦ શ્લોકો કંઠસ્થ કરનાર કરતાં એનું અધોળભાર આચરણ કરનાર મોટો છે."

**રવિશંકર મહારાજ**

['દાદાની દેણ'. સંપાદન: હરિશ્ચંદ્ર. બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ. જાન્યુઆરી, ૧૯૬૮. પૃ. ૪૪-૪૫]





સંપાદક

પુરુષોત્તમ ગણેશ માવળંકર

રખાયેલા અહેવાલમાંથી મશીને માર્મિક રીતે દર્શાવ્યું કે માત્ર દસ જ પેઢીને શાંતિ શું છે એ ખબર છે.[1]

આ મશીનની ગણતરી સમગ્ર માનવજાતિના ઇતિહાસ માટે ખરેખર શરમજનક વસ્તુ છે. આ રીતે ૧૯૪૦થી ૧૯૬૫ સુધીમાં–એટલે કે ફક્ત ૨૫ વર્ષના જ ગાળામાં–પણ નાનાંમોટાં ૪૫ યુદ્ધ થયાં છે. આ યુદ્ધોથી થયેલ નાશવિનાશની ગણતરી કરીએ તો કદાચ આપણે બધાં બાઘાં જ બની જઈએ.

ભારતના ઇતિહાસ તરફ નજર કરતાં અશોકની કલિંગ ઉપરની ચડાઈ અને ચક્રવર્તી અશોકનું થયેલું માનસપરિવર્તન જગવિખ્યાત છે. છતાં પણ ત્યાર પછી અનેક યુદ્ધો થયાં છે અને શાંતિ કરારો ઉપરની શાહી સૂકાય તે પહેલાં પણ પ્રતિજ્ઞાભંગ થયો હોવાનાં દષ્ટાંતો ઇતિહાસ નોંધે છે.

અણુબૉમ્બ શોધાયો તે પહેલાંનું યુદ્ધ સહેજ જુદા પ્રકારનું હતું. જે દેશો સંડોવાયેલા હોય તેમને જ આર્થિક ને સામાજિક બરબાદીના ભોગ થવું પડતું. તોપગોળાની અસર અણુબૉમ્બ જેવી વ્યાપક ન હતી, જ્યારે આજે તો ચસકેલ ભેજાંનો એકાદ આદમી જો એકાદ કળ દબાવી બેસે તો યુદ્ધનું રમખાણ સર્જાય. અણુબૉમ્બ, હાઈડ્રોજન બૉમ્બ અને હવે આંતરખંડીય બૅલીસ્ટિક મીસાઈલ્સના જમાનામાં યુદ્ધની બરબાદીમાંથી કોણ મુક્ત કે અસ્પર્શ્ય રહી શકે એ વિચારવું પડે તેમ છે. આજે સંહાર-શક્તિ ઘણી વધી છે ને યુદ્ધનો વિસ્તાર પણ. યુદ્ધ શમી જાય પછીય પ્રસરેલી જ્વાળાઓ હવાને પણ ક્ષુભિત બનાવી મૂકે છે. ને એ હવા લેનારને લોહીનું કૅન્સર, ચામડીનાં દર્દો, અંગોનું લુપ્ત થવું એ બધું યુદ્ધ કરતાંય વધુ ભયંકર ભાસે છે. કારણ કે એ રોજ જોવું પડે છે. યુદ્ધ ભલે ક્ષણિક હોય પણ તેની ભયંકરતા જાણે કાયમી હોય એવું પણ લાગે છે.

પહેલાં કરતાં રાજ્યોની સંખ્યા ૧૯૪૫ પછી બેવડી એટલે ૬૮ની ૧૨૭ થઈ છે. દરેક નવા રાજ્યને પોતાના હિતો, નિર્ણયશક્તિ અને સૈન્ય છે. Alastair Studies ના મતે 'there are more military men acting as political leaders today than any time in the 20th century.' વીટ્ઝ તેવી જ રીતે પ્રશિયાના કાર્લ વૉક કલૉસ આધુનિક યુદ્ધની વ્યાખ્યા આ રીતે આપે છે: 'war as the extension of state policy or other means'. To him, 'victory was the destruction of enemy forces.'

પહેલાં વિશ્વયુદ્ધ વખતે આઠ મહાસત્તાઓ હતી. જર્મની, ઑસ્ટ્રિયા, ઇટાલી, બ્રિટન, ફ્રાંસ, રશિયા, અમેરિકા અને જાપાન. આ આઠ મહાસત્તાઓમાં યુદ્ધને અંતે ઑસ્ટ્રિયા, ફ્રાંસ, ઇટાલીનું મહત્ત્વ ઘટી ગયું. થોડા વખત પૂરતું તો જર્મની અને રશિયાનું મહત્ત્વ પણ ઓછું થયું. પરંતુ પોતાના દેશમાં વધુ ને વધુ ઔદ્યોગિકરણ કરી એ ફરી બેઠું થયું. અમેરિકા પહેલેથી જ ઔદ્યોગિક રીતે આગળ વધેલું હતું. પ્રથમ વિશ્વયુદ્ધમાં બ્રિટન થોડું ઘણું ખુવાર થયું હતું પરંતુ થોડાં જ વર્ષોમાં બીજા વિશ્વયુદ્ધ માટે ફરી પાછું તૈયાર થઈ ગયું. બીજા વિશ્વયુદ્ધ વખતે ફરી પાછી પાંચ મહાસત્તાઓ જર્મની, રશિયા, જાપાન, અમેરિકા અને બ્રિટન યુદ્ધમાં સંડોવાઈ અને બીજા વિશ્વયુદ્ધને અંતે તો ત્રણ જ મહાસત્તાઓ રહી—બ્રિટન, અમેરિકા અને રશિયા. તેમાં પણ બ્રિટન તો એવું ખખડી ગયું હતું કે રશિયા અને અમેરિકાની સરખામણીમાં તે હંમેશ ઊતરતું જ લાગે. આમ, બીજા વિશ્વયુદ્ધનો અંત પણ અમેરિકાએ જાપાન ઉપર બે પરમાણુ બૉમ્બ ફેંકયા એટલે જ આવ્યો. નહિ તો કદાચ યુદ્ધ વધારે લંબાયું પણ હોત એવું અભ્યાસીઓનું માનવું છે. 'બીજા વિશ્વયુદ્ધમાં રશિયાના ૨૦ લાખ લોકોની જાનહાનિ થઈ, લાખો લોકોનાં ઘર અને ખેતર બળી ગયાં. રાષ્ટ્રનો ત્રીજા ભાગનો પ્રદેશ, ⅔ ભાગનો ઔદ્યોગિક વિસ્તાર નકામો પ્રદેશ બની ગયો.'[2]

આ પરમાણુશસ્ત્રોની અસર કે જેનો અનુભવ હિરોશીમા, નાગાસાકીના લોકો અને ફૂકૂર્યુ મારુ નામની નાવડીના માછીમારોને થયેલો છે. એ અસર કેટલી ભારે

1 "On war as a Permanent Condition" Time essay. *Time*, September, 1965, Vol. 86, No. 13 p. 30.

2 'Path of Peace'. An address by John F. Kennedy, President of U. S. June 10, 1963, p. 9. (*U. S. Publication*).






# दृष्टिवंत अने वर्धमान शिक्षको जोइए

વિદ્યાલયો, મહાવિદ્યાલયો અને વિશ્વવિદ્યાલયોમાં પ્રતિ વર્ષ પ્રવેશતાં હજારો ને લાખો વિદ્યાર્થી ભાઈબહેનોનાં ઉમંગનો એવો જ ઉત્સાહભર્યો પ્રતિસાદ આ બધી વિદ્યાસંસ્થાઓમાં પડે છે ખરો? 'પ્રવેશ' પામેલાંઓની અનેકવિધ ઉમેદો હોય છે તે બધી સમજવાનો, તથા એ પૈકીની સાચી, સારી ને સતત ઉપયોગી એવી આકાંક્ષાઓને સુયોગ્ય તથા સપ્રમાણ આકાર ને ઘાટ આપવાનો સન્નિષ્ઠ પ્રયાસ અહર્નિશ કરનારા શિક્ષકોનો સુકાળ આ સઘળી શિક્ષણ-સંસ્થાઓમાં વર્તાય છે ખરો?

વિદ્યાર્થી કેવળ ભણવા આવતો નથી; અને કશુંક પણ શીખ્યા વિના તે વિદાય લેતો નથી. અભ્યાસના વિવિધ વિષયો ઉપરાંત જીવનનાં અનેકવિધ આકર્ષણો ને અટપટાં પાસાંઓનો સ્પર્શ એને થાય છે. વિશેષ તો, એની ઉંમર અને પ્રકૃતિ સૌથી વધુ સહજ અને સંવેદનક્ષમ હોય છે ત્યારે આ પરિચય એ મેળવતો હોય છે. તેથી, શિક્ષકો અને અધ્યાપકો અને આચાર્યો પર મોટી જવાબદારી રહે છે; આ બધા માર્ગદર્શકો જેટલે દરજ્જે ઊંચી કોટિનાં, વિદ્વાન અને વ્યાસંગી, સંસ્કારી અને ચારિત્ર્યશીલ, મહેનતુ અને પ્રામાણિક હોય તેટલી માત્રામાં વિદ્યાર્થી-વર્ગનાં સહુને ઊંચે ચડવા માટે અવકાશ મળી રહે છે.

શિક્ષણનું મધ્યબિંદુ વિદ્યાર્થી છે; તેને બરાબર પારખી શકનાર શિક્ષકોની જરૂર છે. દરેક વર્ષે પોતાના વર્ગમાં જે નવાં વિદ્યાર્થી ભાઈબહેનો દાખલ થાય છે તેમની નવીનતા અને તાજગી મેળવીને શિક્ષક નિત્ય યુવાન અને નિત્ય વર્ધમાન બની રહે છે. આવો અનુભવ જે શિક્ષકને થતો નથી તેની દૃષ્ટિમાં ખામી છે. નવીન જોવું એ પહેલી નજરે આસાન લાગે છે; પણ નિત્ય નવું જોતાં રહેવું તે શિક્ષક પાસેથી સાધના માગી લે છે. વિષય તો પોતાનો એ ને એ જ હોય છે, અને વિદ્યાર્થીઓ તો દર વર્ષે સામાન્યપણે એવા ને એવા જ આવતા હોય છે એવું જે શિક્ષક માને છે ને જુએ છે એ ઝડપથી ઘરડો અને નકામો થવા માંડે છે.

પહેલી વાત એ કે, જે વિદ્યાર્થી ભાઈબહેનો પહેલવહેલાં પોતાની પાસે ભણવા-શીખવા આવે છે તેમનાંમાંથી કેટલાં અસાધારણ બુદ્ધિવાળાં, કોણ મધ્યમ શક્તિવાળાં અને કયાં નબળી ગ્રહણશક્તિવાળાં છે એ જોવાની દૃષ્ટિ શિક્ષક પાસે હોવી ઘટે. બધાં વિદ્યાર્થી ભાઈબહેનોને એકપાટલે બેસાડનારો કે એકસરખી રીતે જોનારો શિક્ષક હકીકતમાં આંધળો છે. સહુ વિદ્યાર્થીઓની સાથે શિક્ષકનો વર્તાવ સમાન, સન્માનભર્યો અને સમભાવપૂર્ણ હોવો જોઈએ; પરંતુ કોને કેટલી સહાનુભૂતિની ને હૂંફની જરૂર છે એ વસ્તુ શિક્ષકે બનતી ત્વરાએ જોઈ-તપાસી લેવી રહી. એ પ્રમાણે પછી શિક્ષકે દરેક વિદ્યાર્થીને વ્યક્તિગત રીતે શિક્ષણ અને માર્ગદર્શન આપવું જોઈએ.

વર્ગમાં જે વિદ્યાર્થીઓ આવે છે એમાં કયો પૂરતું ધ્યાન આપે છે અને કોણ માત્ર જોયાં જ કરે છે કે બહાર યા અન્યત્ર ડાફોળિયાં મારે છે તે પણ શિક્ષકને જોતાં આવડવું જોઈએ. જે ધ્યાન આપે છે તે વધુ રસથી અને વધારે સમજણથી ધ્યાન આપે એ રીતે શિક્ષકે શીખવવાનું છે. જે ઓછું ધ્યાન આપે છે અગર બિલકુલ બેધ્યાન છે તે શા સારુ એવી બેદરકારી ને નીરસતા દાખવે છે એનું આકલન

ભોગ બનેલાની માનસયાતના. હવે જોઈએ તેમને શારીરિક અને આનુવંશિક અસરો શી થાય છે તે!

તાજેતરમાં ત્રણ ચાર દિવસ ઉપર જ છાપાંમાં વાંચ્યું કે એક આઠ–નવ વર્ષનું બાળક ડૉક્ટરોને કોર્ટમાં ઘસડી ગયું. શા માટે જાણો છો? કારણ કે આ બાળક વખતે જ્યારે તેની માતા સગર્ભા હતી ત્યારે તેને બળિયા નીકળેલા અને તેની અસર આ બાળક ઉપર થઈ અને તેનામાં અમુક ખોડ આવી. બાળક જ્યારે સમજણું થયું ત્યારે તેને પોતાની ખોડ અને તેનાં કારણોનો ખ્યાલ આવ્યો. અત્યારે તે ડૉક્ટર સામે તેનો દાવો એ છે કે જો ડૉક્ટર જાણતા જ હતા કે મારામાં ખોડ આવશે તો તેમણે મારી માને કહ્યું કેમ નહિ? તેમણે જણાવ્યું હોત તો તેઓ ગર્ભપાત કે બીજો કોઈ ઉપાય લઈ શકત.

આ તો સામાન્ય રોગ અને તેની આનુવંશિક ખોડની વાત થઈ. પરંતુ જ્યારે આ પરમાણુ રજનો ભોગ લાખો લોકો અને તેના વારસો બને ત્યારે આવી ફરિયાદ તેઓ કોને કરશે? કોણ તેમની ફરિયાદ સાંભળશે? અને પોતાની આ દશા કરનારને શું તેઓ ફિટકારશે નહીં?

પરમાણુ રજમાંથી ઉત્પન્ન થતાં વિકિરણો–આલ્ફા, બીટા અને ગામ માનવીની ભાવિ પેઢીઓ ઉપર ખરાબ અસર કરે છે. એટલું જ નહિ પણ જેના ઉપર તે પડે છે તેને અનેક જીવલેણ રોગ, જેવા કે લ્યુકેમિયા (લોહીનું કૅન્સર), હાડકાનું કૅન્સર અને માનવઆયુમાં ઘટાડો પેદા કરે છે. માણસને વિકિરણોની વધારે માત્રા મળે તેટલા વધારે પ્રમાણમાં આ રોગો તેનામાં વધારે થવાના.

અમેરિકામાંના ડૉ. લૂઈના મત પ્રમાણે, દર વર્ષે લ્યુકેમિયાના દશ હજાર દર્દીઓ જોવા મળે છે. જેમાંથી દશથી વીસ ટકા આ વિકિરણોના ભોગ બનેલા હોય છે. આ કિરણોત્સર્ગી તત્ત્વોમાં સૌથી અગત્યનું તત્ત્વ સ્ટ્રોન્શિયમ–૯૦ છે અને તે હાડકાંમાં ચૂનાની જગ્યાએ હોય છે. માનવશરીરમાં તે સીધો અથવા ગાય-ભેંસે ખાધેલી વનસ્પતિ અને તેના દૂધમાંથી આપણને મળે છે અને તે માણસમાં જીવન-પર્યંત રહે છે. આ તત્ત્વમાંથી સતત ઉત્પન્ન થતાં બીટા કિરણોમાંથી હાડકાનું કૅન્સર અને લ્યુકેમિયા થાય છે. આમ સ્ટ્રોન્શિયમ–૯૦થી વધતાં હાડકાંના કૅન્સરથી દર વર્ષે દુનિયામાં લગભગ ૨૦૦૦ માણસો મરણ પામે છે અને ૮૦૦૦ લ્યુકેમિયાથી મરણ પામે છે અને બીજા ૯૦,૦૦૦ માણસો બીજા રોગોથી મરણ પામે છે.

આ કિરણો પેદા કરતાં સ્ટ્રોન્શિયમ–૯૦ અને સિઝિયમ ૧૩૭ પરમાણુ રજમાં હોય છે, જે દૂધ તથા બીજા ખોરાક દ્વારા આપણા શરીરમાં પ્રવેશે છે, અને તેનાથી આપણને શારીરિક હાનિ થાય છે. એટલું જ નહિ પણ જીનપુંજ પણ વિકૃત બને છે. દર વર્ષે પૃથ્વી પર લગભગ સાડાસાત કરોડ બાળકો જન્મે છે. એમાંથી લગભગ ૧૫ લાખ બાળકો આનુવંશિક ખોડવાળાં હોય છે. આ પરમાણુ-પ્રયોગોથી દર વર્ષે જીન પરિવર્તનમાં એક ટકાનો વધારો થાય છે. અને આ એક ટકાનો વધારો એટલે હજારો માણસ માટે નક્કી નરકયાતના.

પરંતુ આટલું બસ ન હોય તેમ પરમાણુ શસ્ત્રો ઉત્પન્ન થાય છે ને ખડકાયે જાય છે, માનવમન વિકૃત બનતું જાય છે, ને તેના મન પર થએલી અસર કદી ભૂંસાતી નથી.

આ તો થઈ આનુવંશિક, શારીરિક અને માનસિક અસરની વાત. પરંતુ વ્યક્તિગત સ્વાતંત્ર્યની જે હોળી સર્જાઈ છે તેનું ઉત્તમ દૃષ્ટાંત રશિયા અને ચીન છે. પ્રથમ વિશ્વયુદ્ધ પછી રશિયાએ ઝારશાહી ફગાવીને એ સામ્યવાદી બન્યું ને બીજા વિશ્વયુદ્ધ પછી ચીને સામંતશાહીનો નાશ કર્યો ને સામ્યવાદી રાજ્યવ્યવસ્થાની સ્થાપના કરી. સામ્યવાદી દેશોમાં પ્રજાનું સ્વતંત્ર અસ્તિત્વ જ નથી, અને રાજ્ય જ સર્વોપરિ છે એ આપણે ત્યાં કોઈને ભાગ્યે જ યાદ દેવડાવવાનું હોય.

સાચવવાનું તો એ રહે છે કે ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી ન નીકળે. જો ત્રીજું વિશ્વયુદ્ધ થશે, તો તે ઓચિંતુ જ શરૂ થશે. સંભવિત છે કે તે નજીવા અકસ્માતથી પણ ફાટી નીકળે. તેમાં સુપર બૉમ્બ અને ગંદા બૉમ્બનો છૂટા હાથે ઉપયોગ થશે એ પણ ચોક્કસ છે. આવું વિશ્વયુદ્ધ માંડ એક દિવસ ચાલે! આંતરખંડીય મીસાઈલ્સ વડે આવા બૉમ્બ નાખતાં માંડ ૨૫ મિનિટ થાય! પરિણામ? ન રહે માનવજાતિ, અને જો કદાચ કોઈ જીવતું રહી જાય તો પણ તેની દશા બાફેલા બટેટાથી વધારે સારી નહિ જ હોય. એક તસુ જમીન પણ ખેડવા માટે યોગ્ય

# શાંતિ સાધ્ય છે!

ઈલા જયંતીલાલ દીક્ષિત

બીજું વિશ્વયુદ્ધ પત્યું, શાંતિના કરારો ઉપર દરેક પક્ષના લશ્કરી અધિકારીઓએ દસ્તખત કર્યા અને દુનિયાની પ્રજાએ નિશ્ચિતતાનો શ્વાસ લીધો. યુદ્ધનાં પરિણામો ભલભલાનાં રૂવાં ખડાં કરી નાખે તેવાં હતાં; જ્યાં જોઈએ ત્યાં રોતી કકળતી, ટળવળતી માનવતા, નગ્નતા, ખંડિયેરો, કસ વગરની અને બળી ગયેલી જમીન. ઍટમ બૉમ્બની હિંસક શક્તિનો ભોગ બનેલી પ્રજાની યાતનાઓનું તો વર્ણન સાંભળવા કે વાંચવા માટે પણ પથ્થરની છાતી બનાવવી પડે એમ હતું. હવે યુદ્ધ બંધ થયું, શાંતિ લાંબો વખત ટકશે કે ફરી પાછો માનવી યુદ્ધખોર ને અશાંત બનશે એવી આશંકા પણ ક્યાંક ક્યાંક ડોકાતી હતી. ત્રાસગ્રસ્ત પ્રજાનાં આંસુ લૂછવાં, એને ફરીથી એના જૂના સ્થાને ગોઠવવી, કામે વળગાડવી, એની નગ્નતા ઢાંકવી, એના પેટને ટાઢું કરવું, નષ્ટ થયેલી અર્ધી દુનિયાને ફરીથી વસાવવી—કેટલાં બધાં કામો યુદ્ધ પૂરું થયા પછી કરવાનાં હતાં! આ બધાં કામો ક્યારે પૂરાં થાય એની ગણતરી કોઈએ ગણી નહોતી. પણ હા! લોકો શાંતિ કાયમી રહે એમ તો જરૂર ઇચ્છતા હતા, યુદ્ધખોર નેતાઓના હાથમાં સત્તાનો દોર ન સોંપવો એવું જરૂર વિચારતા થયા હતા. છતાં પણ શાંતિ કાયમી બને તેને માટે જરૂરી આપસ-આપસનો વિશ્વાસ હજુ પ્રસ્થાપિત થયો નહોતો. એ જ મુખ્ય કામ હતું; અને હજુ ય તે નથી થયું એવું શરમ સાથે કબૂલવું પડે છે.

દુનિયા આજે 'યુદ્ધ' શબ્દથી પરિચિત છે તેટલી ક્યારેય નહોતી. અરે! નાનાં બાળકોની નિર્દોષ રમતમાં પણ યુદ્ધે આજકાલ સ્થાન મેળવ્યું છે. એ જોઈ અનુભવીને તો સાચે જ આશ્ચર્ય ઊપજે છે. ૫થી ૧૨ વર્ષનાં બાળકોને રમત રમતાં તો સૌ કોઈએ જોયાં હશે. એક જણ જવાન બનશે, બીજો જવાનની મશીનગનમાં ગોળીઓ ભરનાર, ત્રીજો સામા પક્ષનો સિપાઈ—પાકિસ્તાનનો મુજાહિદ અને ચોથો ચીનનો સિપાઈ. જવાન તો સૌને હરાવી દે એવી ભાવના એ રમતમાં પણ ડોકિયાં કરી જતી હોય છે.

એક સંબંધીને ત્યાં નજરે જોયેલું ચિત્ર પણ અહીં વર્ણવવાનું મન થાય છે. સાંજનો વખત હતો, ઘરના વડીલ કામ પરથી હમણાં જ પાછા ફર્યા હતા, બાળકો એમને વીંટળાઈ વળ્યાં હતાં, પપ્પાને ચીની સિપાઈનું પાત્ર ભજવવા માટે વિનંતી કરતાં હતાં અને ચીની સિપાઈ સાથે હિમાલયની સરહદ પરની લડાઈ જીતવાની ઉમેદ સેવતાં હતાં! અરે, બાળકોને લઈને ખરીદી કરવા જઈએ ત્યારે પણ બંદૂકની માગણી મોખરે હોય છે. અમેરિકાના પ્રખ્યાત અણુશાસ્ત્રી ડૉ. એડવર્ડ ટેલર એમના નાના પુત્રને A for Atom, B for Bomb, C for Carbon, D for Deuterium...H for Hydrogen એવું શીખવતા તેનું દૃષ્ટાંત ડૉ. મધુકર શાહે એમના 'ભારત ઍટમ બૉમ્બ બનાવશે?' એ પુસ્તકમાં નોંધ્યું છે. આ બધા પ્રસંગો પરથી એક વિચાર મનમાં ઉપસ્થિત થાય છે કે આપણે આપણાં બાળકોને શાંતિ માટે તૈયાર કરવા યોગ્ય વાતાવરણ પૂરું પાડ્યું છે ખરું? કે પછી આપણે એમને ભાવિમાં આખી દુનિયા સંડોવાય એવું ત્રીજું વિશ્વયુદ્ધ થશે એ આશાએ યુદ્ધ માટે તૈયાર કરીએ છીએ?

## યુદ્ધની ભયંકરતા

'પાંચ વર્ષ પહેલાં એક નૉર્વેજિયન આંકડાશાસ્ત્રીએ ઇતિહાસમાં થઈ ગયેલા યુદ્ધની ગણતરી માટે એક કમ્પ્યુટર સ્થાપ્યું. આ મશીને જલદીથી કાબેલિયતપૂર્વક ધ્રુણોત્તેજક રીતે આંકડા જાહેર કર્યા કે માનવના ૫૫૬૦ વર્ષના પ્રાપ્ય ઇતિહાસમાં અત્યાર સુધીમાં ૧૪,૫૩૧ લડાઈઓ, અથવા, ગણતરીયંત્રે બતાવ્યું તે પ્રમાણે, ૨૬-૧૩૫ વર્ષ ચાલુ રહે તેટલી લાંબી, કુલ ૧૮૫ પેઢીના

યુદ્ધને લગતી પ્રવૃત્તિમાં સીધી યા આડકતરી રીતે સ્ત્રીઓએ પણ સંકળાવવું પડે છે. એમાં વળી જો કુટુંબની વ્યક્તિ યુદ્ધમાં ભરતી થઈ હોય તો કુટુંબના વડાનો વ્યવસાય પણ બદલાઈ જાય છે. પોતે રહેતાં હોય તે વિસ્તાર ભયગ્રસ્ત બની જાય તો સ્થળાંતર અને યુદ્ધમાંથી ઉત્પન્ન થતા બીજા અનેક નવા સંજોગો સાથે ગોઠવાવું પડે છે. રાતપાળીએ કામ કરવા જવું પડે ત્યારે બાળકોને એકલાં રામભરોસે પણ છોડવાં પડે છે. રોજના કામકાજમાં અનિયમિતતા પૂરેપૂરી પ્રવેશી જાય છે. લડાઈ લાંબો વખત ચાલે તો નાનાં બાળકોને પણ કામને જોતરે જોડાવું પડે છે. રમવાની ઉંમરનાં બાળકોને કામે જોડાવું ન ગમે એ સ્વાભાવિક છે. આથી એમનામાં બાળગુનેગારી પણ પ્રવેશે છે, બાળકો લડાયક મનોવૃત્તિ ધરાવતાં બની જાય છે. સને ૧૯૪૦માં બાળકોનું અવલોકન કરનાર જણાવે છે તેમ: 'That aerial bombardment has serious effect on large numbers of children. Soon after air raids had destroyed houses and streets, children might be seen playing at war games in bomb crates, with blasted furniture or toy weapons and throwing bits of rubble as if they were hand grenades. Anna Freud and others believe that the problem is not such overt expression of aggression, which is normal for child growing up in our society and which is later sublimated. Rather, the real problems are that habits and attitudes are built up which are later deeply, embedded in children and young people, though glossed over in time of peace, violent attitudes are quickly re-aroused at any later time under threats to national security.'[૭]

૭. Kimball Young: *Social Psychology*, F. S. Crofts & Co. Ine. New York, 1946માં ઉલ્લેખાયેલું. p. 371. Originally in 'War and Children' by Anna Freud.

યુદ્ધની બાળમન પર દૂષિત અસર થાય એ નક્કી. ઘરનો મુખ્ય માણસ યુદ્ધમાં અવસાન પામે તો કુટુંબમાં વિચ્છિન્નતા આવે છે. માતા કોઈ અન્ય પુરુષની સાથે લગ્ન કરે તો બાળકે ક્યારેક અજાણી વ્યક્તિ સાથે રહેવું પડે છે. એથી એની સલામતીની ભાવના જોખમાય છે, તે એકલતા અનુભવે છે અને અન્ય સાથેના વર્તનમાં એ વિકૃત રીતે વ્યક્ત થાય છે.

## યુદ્ધોત્તર પ્રશ્નો

યુદ્ધોત્તર પ્રશ્નોથી સામાન્ય રીતે કોઈ અજાણ નથી. નાગરિકો તથા સૈનિકો બંનેના પુનર્વસવાટનો પ્રશ્ન ઘણો મૂંઝવનારો થઈ પડે છે. અપંગ સૈનિકોને નોકરીએ રાખવા બહુ ઓછા ઉદ્યોગપતિઓ તૈયાર થાય છે. સૈનિકે દરેક પ્રકારનું અનુકૂલન કરવાનું રહે છે, જ્યારે સરકારે ઘવાયેલા સૈનિકોની સારવારની, સાજા થયેલા સૈનિકોને માટે નોકરી શોધવાની, મૃત સિપાઈઓના કુટુંબના પ્રશ્નો ઉકેલવાની કામગીરી કરવાની હોય છે, અને આથીય મહાભારત કામ તો એ રહે કરવાનું છે કે યુદ્ધસમયના અર્થતંત્રને શાંતિ કાળને અનુરૂપ બનાવવાનું. યુદ્ધ સમયે વધારે ઉદ્યોગો શરૂ થયા હોય, એને બંધ કરવા જ પડે અને એમ કરવાથી જે લોકો બેકાર બને એમનું શું કરવું એ પ્રશ્ન પણ કોયડો બની જાય છે.

## યુદ્ધનું માનસ

યુદ્ધનો પ્રશ્ન અજગરના ભરડા જેવો છે. એમાં ચારે ય બાજુની ભીંસ માનવજાતિ અનુભવે છે. કોઈ પણ તંગ પરિસ્થિતિને કારણે યુદ્ધ સર્જાય છે એ દીવા જેવું સ્પષ્ટ છે. યુદ્ધથી કોઈ પણ પ્રકારના પ્રશ્નોનો ઉકેલ આવતો નથી અને છતાં ય વિશ્વના દેશો યુદ્ધ દ્વારા પરિસ્થિતિ હળવી બનાવવાના આદર્શને (!) અનુસરતા જોવામાં આવે છે. મનોવિજ્ઞાનીઓના મંતવ્ય મુજબ યુદ્ધનું પણ એક ખાસ પ્રકારનું માનસ છે, એનાં ખાસ કારણો છે. કોઈ પણ પ્રકારનો અસંતોષ એ મુખ્ય કારણ છે જ. સૉક્રેટીસ યુદ્ધનાં મૂળ તરફ આંગળી ચીંધતાં વર્ણવે છે તેમ, જેમ માનવીની જરૂરિયાત વધે છે એમ એના સંતોષની ઇચ્છા પણ વધે છે, જેવું માનવીની જરૂરિયાતોનું છે તેવું પોતાના રાજ્યની સીમાઓ વધુ વિસ્તૃત કરવાનું છે, જેની હદને કોઈ પણ પ્રકારની

છે તે જોઈએ : 'પરમાણુ બૉમ્બથી ઘણું નુકસાન થાય છે. તેનામાં લાખો લોકોને એકી સપાટે મારી નાખવાની શક્તિ છે. પણ આ પરમાણુ બૉમ્બથી જીવતા રહી ગયેલાઓનાં હૃદયમાં કદી રૂઝાય નહિ તેવા ઘા કરે છે, તેમનાં માનસિક કલેવરને હચમચાવી મૂકે છે, તેમનામાં રહેલી માણસાઈ વિષેની શ્રદ્ધાના ચૂરેચૂરા કરી મૂકે છે. માણસજાતથી ભરેલી આ દુનિયામાં તેઓ એકલવાયા, અટૂલા, કાંઈક શ્રદ્ધા વગરના, તેમનાં ભાઈ-ભાંડુઓને ભરખી જનાર અજ્ઞાન બળ સામે નિઃસહાય વલવલ્યા કરે છે'.[3]

ડૉ. મિશિહિકો તેની ચોપડી 'હિરોશીમા ડાયરી'માં લખે છે: 'વહેલી સવાર, સુંદર ને, ખુશનુમા દિન, નિરભ્ર આકાશ, ચમકતો સૂર્ય ને વૃક્ષોની હરિયાળી ઘટામાં પાંદડે પાંદડે સંતાકૂકડી રમતા સૂર્ય કિરણો—ત્યાં તો આકાશમાં એક ગજબનો ચમકારો જોયો ને હું ચમકી ઊઠ્યો. ને વિનાશનાં પૂર ચોમેર ફરી વળ્યાં...સાયકલ ઉપર જતો માણસ સાયકલ પર જ ઠરી ગયો...પ્રલયનો ઝંઝાવાત ફૂંકાય ને તેની અણજાણી ફૂંકે પત્તાનો મહેલ ભોંયભેગો થઈ જાય તેમ શહેરની તોતિંગ ઈમારતો ધૂળ અને રાખનો ઢગલો થઈ ઢળી પડવા લાગી...આ સંકટ...પણ તે કેવડું મોટું હશે...એની કલ્પના જ જાણે મારા મગજમાં સમાય એવી નહોતી...તે મિઝોગુચીએ કહી તે વાત...! ઓહો કેવું ભયંકર દૃશ્ય...ધસી પડતાં મકાનોને આગમાંથી બચવા નદી પરના બાગમાં ધસી ગયેલાં લોકોનાં ટોળાં!...ને મૃત્યુનું બીજું સ્વરૂપ! આખી હૉસ્પિટલમાં લોકોનાં ટપોટપ કેટલાં મોત જોયાં. દીવા વિનાની રાત ઠેરઠેર ચિતાઓનાં તાપણાં પ્રગટાવી અંતરની ઊની આહ પ્રગટ કરી રહી છે! શબો બળવાના ધુમાડાથી શહેરને માથે છાઈ રહેલા આસમાની ઘુમ્મટથી આંખો ધૂંધવાઈ રહી છે. જીવનના પિંજર એ ધુમાડાને જ શ્વાસોચ્છ્વાસ વાટે અંદર લે છે, બહાર કાઢે છે, ને પોતાની તૂટતી આયુદોરીને બન્ને હાથે વળગી રહેવા મથી રહ્યાં છે!...મૃત્યુના નિતનવા ચહેરા જોઈ અમે પોતે જ એવા ડઘાઈ ગયા છીએ, જાણે માનવયંત્રને સમારવાનો કસબ અમે કદી શીખ્યા જ નથી'.[4]

આ દૃશ્ય કેવું અનુકંપા ઉપજાવનારું છે, નહિ વારુ?

હવે, શબો ઉપર ઊછરેલા બાળકનાં માનસ ઉપર તેની અસર શી થઈ હશે? તેઓની મનોદશા કેવી હશે? તેનો ચિતાર રૉબર્ટ યુન્કે એના 'Children of Ashes' પુસ્તકમાં હૂબહૂ આપ્યો છે. તેમાંથી એક બાળકની વાત લઈએ. 'તેનું નામ કાગુઓ. તે જાપાનની જેલમાં લગભગ ૮ વર્ષથી પુરાયેલો છે–કારણ તેણે ઘણાં ખૂન કરેલાં છે અને તે અત્યારે લગભગ ૩૪ વર્ષનો છે. હિરોશીમા પર બૉમ્બ પડ્યો ત્યારે તે માંડ ૧૪ વર્ષનો, હોંશિયાર અને બુદ્ધિશાળી છોકરો હતો. તેનું આખું કુટુંબ નાશ પામ્યું હતું. તેનું ઘર પણ ખલાસ થઈ ગયું હતું. આ કિશોરને તે સમયે શું કરવું તેની કંઈ સમજ નહોતી. બૉમ્બ પડ્યા પછી નવમે દિવસે તે ઘર શોધવા નીકળ્યો–એ શબ અને કાટમાલ વચ્ચે, ઘરની પહેલી ભસ્મ ચૂંથતાં તેના હાથમાં એક અજબની વસ્તુ આવી–તે ભણતો હતો તે નિશાળનું પાઠ્યપુસ્તક. ઓહ! તેમાં રહેલ બધા પાઠ અને કવિતાઓ તેને મોઢે હતાં, તે સરસ ચિત્ર પણ કરતો. પાઠ્યપુસ્તક જોતાં તેનું હૃદય હર્ષથી થનગની ઊઠ્યું. તેમાં રહેલા અનંત શબ્દો નાશ પામ્યા નહોતા. તે સાથે સંકળાયેલી દશ દિવસ પહેલાંની સૃષ્ટિ તેની આંખ સામે તરવરી રહી. પણ એ બધું હવે ક્યાં! આ પુસ્તક ખરેખર તેના મનમાં એ જીવનના નિશાન જેવું લાગ્યું. તે એ સહન કરી ન શક્યો. અને ખૂબ જ ઠંડે મને કાગુઓએ એ પુસ્તકનું ખૂન કર્યું. તેને બાળી મૂક્યું. તેના પૂર્વજીવનનું એકમાત્ર નિશાન–અને તે ખૂની બન્યો.'[5]

ને છેલ્લે ૧૯૫૪માં જાપાનની ફૂકૂર્યુ મારુ નાવડીમાં માછલી પકડવા નીકળેલા ૨૩ માછીમારો હાઇડ્રોજન બૉમ્બના ભોગ બનેલા અને આજે આ બધાં નરકયાતનાથી પીડાય છે. અને તેમાંથી કેટલાંય મરી ગયાં છે.

આ તો થઈ હિરોશીમા ને નાગાસાકીમા બૉમ્બના

૩. ડૉ. મધુકર શાહ. 'ભારત અણુબૉમ્બ બનાવશે?' યજ્ઞ પ્રકાશન, વડોદરા. ૧૯૬૬. પૃ. ૫૬.

૪ ડૉ. મધુકર શાહ, 'ભારત અણુ બૉમ્બ બનાવશે?'માં ઉલ્લેખાયેલું. યજ્ઞ પ્રકાશન વડોદરા . ૧૯૬૬. પૃ. ૫૭.

૫ ડૉ. મધુકર શાહ 'ભારત અણુ બૉમ્બ બનાવશે?' માંથી ઉલ્લેખાયેલું. યજ્ઞ પ્રકાશન, વડોદરા. પૃ. ૫૮.

તોલપણું, વ્યાપારી ને રાજકીય પરિબળો મુખ્ય ગણાયાં છે. ઉત્ક્રાંતિના ક્રમમાં જે નિર્બળ જાતિઓ હોય એ જીવવા માટે યોગ્ય નથી એવી એક માન્યતાની પણ યુદ્ધના કારણ તરીકે રજૂઆત કરવામાં આવતી હતી. હવે? યુદ્ધ માટેનાં કારણો રાજ્યપદ્ધતિ સામેનો વિદ્રોહ, સત્તાનું બિનસંતુલન, પોતાની શક્તિનું પ્રદર્શન કરીને અન્ય દેશોને ડરાવવાની વૃત્તિ, જમીનની ભૂખ, અન્ય દેશોનાં આર્થિક વિકાસ ને રાજકીય સ્થિરતા પ્રત્યેની ઈર્ષ્યા —આવાં બધાં કારણો આપી શકીએ. એક દેશ કરતાં બીજો દેશ ભિન્ન રાજકીય વિચારસરણી ધરાવતો હોય તો પણ પોતાની વિચારસરણી અન્ય દેશો પર ઠોકી બેસાડવા માટે પણ યુદ્ધો સળગ્યાં હોવાના દાખલા મળી આવે છે ખરા. સત્તાના જે બે મોટા પક્ષો પડી ગયા છે—લોકશાહી અને સામ્યવાદ—એમાં હાનિકારક નીવડે એવી સ્પર્ધા પણ એક કારણ તરીકે આપી શકાય. કારણ કે, હમણાં હમણાં તો આ જાતની પક્ષાપક્ષીમાંથી જે ખેંચ જન્મે છે તે જ વિસ્ફોટક પરિસ્થિતિ સર્જે છે. સામ્યવાદી વિચારસરણી ધરાવતા દેશો પોતે સ્વીકારેલી વિચારસરણી વિશ્વવ્યાપી બને એમ ઇચ્છે છે અને એના પ્રચાર ને પ્રસાર માટે જે જાતનું સૈદ્ધાંતિકરણ કરે છે એ જગજાહેર છે. લોકશાહીનાં મૂલ્યોનાં રક્ષણનો મોહાગ્રહ અમેરિકા છોડતું નથી અને એને લીધે ઠંડા યુદ્ધની જે પરિસ્થિતિ સર્જાય છે એનાથી કોઈ અણજાણ નથી. વળી, અમુક દેશ પોતાના દેશમાં વસ્તીને વસાવવાના હેતુથી પણ યુદ્ધખોરી આરંભે છે. ચીને સને ૧૯૬૨માં સરહદો ઉપર આક્રમણ કર્યું ત્યારે તેનો હેતુ શાંતિપ્રેમી દેશની સ્વરક્ષણ માટેની બિનતૈયારીને ઉઘાડી પાડીને હિંદની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડવાનો જ હતો; અને ઑગસ્ટ-સપ્ટેમ્બર ૧૯૬૫માં પાકિસ્તાને હિંદ ઉપર આક્રમણ કર્યું ત્યારે એનો આશય હિંદના આર્થિક વિકાસથી ઊપજેલી ઈર્ષ્યાને વિકૃત રીતે વ્યક્ત કરવાનો હતો.

આ તો થઈ મોટાં યુદ્ધોની વાત; પણ નાનાં નાનાં છમકલાંનું શું? વિશ્વમાં ઠેકઠેકાણે ધાર્મિક કારણોસર, ભાષાકીય કારણોસર રમખાણો પણ સર્જાય છે ને? પુરાણોમાં 'જર, જમીન ને જોરુ એ ત્રણે કજિયાનાં છોરું'નો ઉલ્લેખ પણ આવે છે.

ગરમ યુદ્ધ કરતાં ઠંડું યુદ્ધ વધુ ભયંકર છે. માનસિક તાણ એમાં વધુ પ્રમાણમાં અનુભવાય છે. ઠંડું યુદ્ધ એટલે એવી સ્થિતિ જેમાં બંને પક્ષો યુદ્ધે ન ચડ્યા હોય તેમજ બંને પક્ષો વચ્ચે શાંતિ પણ ન હોય, ટૂંકમાં બંને પક્ષે જાહેર કર્યા વિનાની દુશ્મનાવટ હોય, બંને પક્ષો લશ્કરી સરંજામ તૈયાર રાખે ને ખાસ કરીને તંગદિલી હંમેશાં ચાલુ રાખવનો પ્રયત્ન કરે. ઇઝરેલ પોતાના પાડોશી દેશોની સરહદો ઉપર આવી જ પરિસ્થિતિ ચાલુ રાખે છે. તંગદિલી ચાલુ હોય તો અચાનક કોઈ પણ પક્ષ હુમલો કરે તો તરત જ જવાબ વાળી શકાય; સ્વરક્ષણ થઈ શકે. જો કે ઠંડા યુદ્ધની અસરો —ખાસ કરીને આર્થિક ને માનસિક—વધુ ભયંકર છે એ નક્કી.

+ + +

આ બધું વિચાર્યા પછી એક પ્રશ્ન આપણા મનમાં વારંવાર ઊઠે છે તે એ કે જો યુદ્ધ આટલું બધું ત્રાસદાયી હોય, એનાથી કોઈ પણ પક્ષનું ભલું થતું ન હોય, રાષ્ટ્રોની વિકૃત મનોવૃત્તિ વ્યક્ત કરતું હોય, માનવીની જંગલિયતને છૂટો દોર આપતું હોય, આર્થિક, સામાજિક સાંસ્કૃતિક, નૈતિક અને ધાર્મિક રીતે કોઈ પણ સમાજને છિન્નભિન્ન કરી નાખતું હોય તો પછી આજે વીસમી સદીમાં પણ એનો આશરો લેવાનું કોઈ કેમ ટાળતું નથી? લોકો યુદ્ધથી સાચેસાચ ત્રાસેલા હોય તો શા માટે શાંતિના કરારો પરની કલમોનું પાલન તેઓ નથી કરતા? જે વિજ્ઞાને યુદ્ધને આટલું બધું ભયંકર બનાવ્યું છે તે શાંતિની સ્થાપના માટે રચનાત્મક રીતે ઉપયોગમાં હજુ ય કેમ લેવાતું નથી? હજુ ય આપણાં બાળકોને શાંતિના પાઠ શીખવવાનું કેમ શરૂ થતું નથી?

નવાઈ લાગે તેવી હકીકત છે પણ જે વિજ્ઞાનિકોએ અણુ બૉમ્બનું સર્જન શક્ય બનાવ્યું છે તે જ વિજ્ઞાનિકો અણુ બૉમ્બે સર્જેલા તાંડવને જોઈને બોલી ઊઠ્યા છે: 'જો અમને આવી ખબર હોત તો અમે ફરી અણુ બૉમ્બ બનાવવામાં સાથ ન આપ્યો હોત!' તા. ૨૩ જૂન ૧૯૪૬ ને રોજ વિશ્વના નાગરિકોને સંબોધન કરતો લાંબો પત્ર એમણે પ્રકાશિત કર્યો છે એમાં લખ્યું છે: 'જો માણસજાતે પૃથ્વી પર ટકી રહેવું હોય ને વિકાસ સાધવો હોય તો હવે નવા જ પ્રકારની વિચારસરણીની જરૂર છે...વિજ્ઞાને માનવજાત

નહીં રહે. આ વિષે કલ્પના દોડાવીએ ત્યારે ભયંકરતા સિવાય કશો જ ખ્યાલ ઊપસતો નથી. ડૉ. આલ્બર્ટ શ્વાઈટ્ઝરના વિધાનમાં ઘણું સત્ય છે એમ નથી લાગતું? 'વિકૃત અંગોવાળા બાળકના જન્મ વખતે જેઓ કદી હાજર નથી રહ્યા અને જેમણે તેની જનેતાના મૂક અને હોબકાંભર્યા આઘાત નજરોનજર નિહાળ્યા નથી, તેઓ જ હજી એમ કહી શકે છે કે અણુપ્રયોગ ચાલુ રહેવા જોઈએ.' ૬

યુદ્ધની માનસિક અસર તો ચિરંજીવી હોય છે જ. સુરક્ષિતતાની ભાવનાનો સદંતર અભાવ, શકાશીલતા, પરાણે કરવો પડતો ત્યાગ અને પોતાનાં અંગત કુટુંબીઓ યુદ્ધ રાક્ષસના ખપ્પરમાં જીવતાં હોમાયાં હોય ત્યારે એના આઘાતની માનસિક અસરનું વર્ણન કોણ કરી શકે?

## યુદ્ધ સમયની આર્થિક અસર

યુદ્ધ વખતની આર્થિક અસર ગેરરસ્તે દોરનારી છે. આર્થિક વિકાસ વધુ પડતી માગને લીધે ઝડપી બને છે, નવાં નવાં શસ્ત્રોત્પાદનનાં કારખાનાંઓ, વાહનવહેવાર માટેના રસ્તાઓ, પૂર્ણ રોજગારી જે સામાન્ય રીતે શાંતિના સંજોગોમાં અકલ્પ્ય હોય છે એ યુદ્ધના સમયમાં શક્ય બને છે. ઉત્પાદન વધે છે ખરું, પણ કઈ વસ્તુઓનું?–યુદ્ધસરંજામનું અને લશ્કરને ઉપયોગી હોય તેવી ચીજોનું. સામાન્ય વાપરનારને તો ખાવાનાય સાંસા હોય છે. કરવેરાનું વધુ ભારણ એના ઉપર લદાય છે, એને જોઈએ એટલી સગવડો મળતી નથી અને એમાંય જે દેશોમાં સંઘરાખોરોનો વર્ગ અસ્તિત્વ ધરાવતો હોય ત્યાં તો સ્વાર્થલોલુપતાનાં જોવાં ન ગમે તેવાં દશ્યો સર્જાય છે. અનાજની માપબંધી ને કાપડની માપબંધીને કારણે રોજિંદા ઉપયોગની ચીજોમાં લોકોને બેહદ અગવડ ભોગવવી પડે છે. ક્યાંક ક્યાંક તો કાળાં બજાર પણ અસ્તિત્વમાં આવે છે, ને પ્રજાને પારાવાર હાલાકી ભોગવવી પડે છે, લોકો વધુ કલાક કામ આપે તો પણ એમની સગવડનો કોઈ ઉપાય સફળ થતો નથી.

બીજી બાજુ સંશોધનમાં કાબેલ હોય એવા વિજ્ઞાનિકો, ઇજનેરોની પ્રવૃત્તિઓને લડાઇનું અર્થતંત્ર વેગ આપનારું પણ નીવડે છે.

લડાઈના અર્થકારણમાં ફુગાવો પ્રવેશે છે ને પરિણામે ભાવસપાટી ઊંચી જાય છે તે પણ જનતાને સહન કરવું પડે છે. પેટે પાટા બાંધીને કામ કરી કરીને જનતાની કમર બેવડી વળી જાય છે ને છતાં પથારીમાં સામાન્યજન સૂવે ત્યારે પોતે લાચાર થઇને કરેલો ત્યાગ એને ખૂંચે છે.

## યુદ્ધની નૈતિક અસર

યુદ્ધમાં ભરતી થયેલી કે સામાન્ય નાગરિક તરીકે જીવન વીતાવતી દરેક વ્યક્તિ એમ જ માની લે છે કે પોતાનો પક્ષ સાચો છે, સામો પક્ષ અધર્મી છે. દેશાભિમાનને લીધે કદાચ દરેક વ્યક્તિ આવું માનવા પ્રેરાતી હોય, પ્રજાનું કે લશ્કરનું સંઘ-જોમ (group morale) ટકાવી રાખવા માટે સત્તાધારી લોકો આમ કરવું જરૂરી પણ માનતા હશે. પણ લડાઈ માટેનું કારણ ન્યાયી ન હોય તો પ્રચાર દ્વારા આ જાતનું જોમ ટકાવવાનું મુશ્કેલ બને છે. પોતાનો દેશ બીજા દેશ સાથે લડતો હોય ત્યારે સૈનિકોનો જુસ્સો ટકાવી રાખવો એ પણ દરેક પ્રજાજનની ફરજ બની જાય છે. સંગઠિત બનીને દરેક નાગરિક, લશ્કર નચિંત બનીને સર્વસ્વ અર્પણ કરીને લડી શકે એ માટે ઘણું બધું રચનાત્મક કાર્ય કરવાનું હોય છે, નાગરિકની એ ફરજ પણ બની રહે છે. સહકારી વલણ, આપસઆપસના મતભેદોનો લોપ, પોતાના દેશનાં પગલાંમાં વિશ્વાસ, શત્રુ પ્રત્યે દુશ્મનાવટની લાગણી, તીવ્ર રાષ્ટ્રપ્રેમ, ને સર્વસ્વ અર્પણ કરવાની ને ફના થઈ જવાની ભાવના—એ ઉત્તમ સંઘ-જોમનાં સૂચક છે. દેશના દુશ્મનો સાથે મળી જઇને, સંઘરાખોરી કે કાળાંબજાર કરીને, દેશના નેતાનાં દરેક પગલાંની જાહેરમાં ટીકા, દેશને એક સૂત્રમાં બાંધે તેવી પ્રવૃત્તિઓથી દૂર રહેવાની અલિપ્ત વૃત્તિ અને દેશનું જે થવાનું હોય તે થાય પણ મારું ઘર ભરી લઉં એવી સ્વાર્થી વૃત્તિ કનિષ્ટ પ્રકારના સંઘ-જોમનાં લક્ષણો છે. લોકશાહી મૂલ્યોનાં રક્ષણ માટેનાં યુદ્ધમાં આવાં પરિબળો ઘાતક નીવડે છે.

## યુદ્ધની કૌટુંબિક અસર

યુદ્ધમાં યુવાન વર્ગ સક્રિય હોય છે. મોટા ભાગનો પુરુષ વર્ગ એક યા બીજા પ્રકારના કામમાં રોકાય છે.

૬ ડૉ. મધુકર શાહ, 'ભારત અણુબૉમ્બ બનાવશે?' યજ્ઞ પ્રકાશન, વડોદરા. ૧૯૬૬. પૃ. ૧૦૩

જરૂર પડે તો આખી દુનિયાની મુસાફરી કરીને યોગ્ય ભાથું મેળવવાની સૂચના આપી. પણ જુડીથનું ગજું કેટલું? એ તો માત્ર ગૃહિણી જ હતી! પણ શ્રીમતી રૂઝવેલ્ટના ભલામણપત્રોએ આ શક્ય બનાવ્યું. ઇલીનોર રૂઝવેલ્ટ સાથેની પ્રથમ મુલાકાત પછી દોઢ મહિનામાં તો જુડીથ વિશ્વયાત્રા કરવા નીકળ્યાં. દરેક ધર્મના વડાને મળ્યાં, પોતાની યોજના રજૂ કરી, નાણાંનું ઉઘરાણું શરૂ થયું અને દરેક ધર્મનું સરખું પ્રતિનિધિત્વ ધરાવતું હોય એવું સમજૂતીનું પ્રથમ મંદિર વૉશિંગ્ટનમાં બંધાવું જોઈએ એમ નક્કી થયું.

'મન હોય તો માળવે જવાય' એ કહેવત સાક્ષાત્ બનાવવામાં જુડીથે રાતદિવસ એક કર્યાં, અથાગ પરિશ્રમ કર્યો, કેટલાક લોકોની હાંસીને પાત્ર પણ બન્યાં, પણ ધાર્યું હતું તે મેળવ્યું ત્યારે જ સંતોષ પામ્યાં.

ઉપર આલેખેલાં બંને દૃષ્ટાંતો કદાચ વધુ પડતા આદર્શવાદી લાગવા પૂરેપૂરો સંભવ છે, પણ વાસ્તવિકતામાં ન જ પલટી શકાય એવાં નથી જ. આ બંને દૃષ્ટાંતોમાંથી બીજું લગભગ સાકાર બન્યું છે અને એવાં મંદિરો બરાબર એ જ નમૂના ઉપર સમગ્ર દુનિયાના દેશોમાં રચી શકાય એવી વિશ્વવ્યાપી હિલચાલ પણ શરૂ થઈ ચૂકી છે. જ્યાં જ્યાં ધર્મોની વિભિન્નતાએ ઝઘડા સર્જ્યા છે ત્યાં ત્યાં ખાસ આવાં મંદિરો રચાવાં જોઈએ જેથી મૂળભૂત એકતા પ્રત્યે ધ્યાન કેન્દ્રિત થઈ શકે, મૂળભૂત એકતાના પાઠ ક્યારેક તો વિશ્વને ભણાવવાના જ છે એટલે ક્યાંક તો શરૂઆત કરવી પડવાની જ છે.

અત્યાર સુધીમાં લીગ ઑફ નેશન્સથી વિશ્વશાંતિની દિશામાં કાંઈક સક્રિય પગલું ભરવાનો પ્રારંભ થઈ ચૂક્યો છે. શરૂઆતથી જ એની અનેક મર્યાદાઓ હતી એટલે એનું કામ ખાસ કામયાબ નીવડી શક્યું નહીં. ત્યાર પછી વારો આવ્યો સંયુક્ત રાષ્ટ્ર સંઘની સ્થાપનાનો. અમેરિકાના તે વખતના પ્રમુખ રૂઝવેલ્ટે એવી ઘોષણા કરેલી કે–

'In the future days which we seek to make secure, we look forward to a world founded on four essential freedoms:

'Freedom of speech and expression everywhere in the world.'

'Freedom of every person to worship God in his own way—everywhere in the world.'

'Freedom from want—which, translated into world terms, means economic understandings which will secure to every nation a healthy peacetime life for its inhabitants—everywhere in the world.'

'Freedom from fear—which translated into world terms, means a worldwide reduction of arnaments to such a point and in such a thorough fashion that no nation will be in a position too commit an act of physical aggression against any neighbour—everywhere in the world.'[૯]

ચાર સ્વાતંત્ર્યો એટલે સમગ્ર વિશ્વના નાગરિકોને વાણીસ્વાતંત્ર્ય, ધર્મસ્વાતંત્ર્ય, અભાવોમાંથી મુક્તિ ને ભયમુક્તિ બક્ષવી તે. સૈદ્ધાંતિક રીતે આ આદર્શોની જાહેરાત સાચે જ કાંઈક શ્રદ્ધા ઉત્પન્ન કરે તેવી નીવડી છે. ૧૯૪૧ના ઑગસ્ટમાં આ જાહેરાત થઈ ત્યારથી એ દિશામાં ઘણું સરસ કામ થયું હોય એવું પણ આપણે કબૂલવું પડે તેમ છે જ. સંયુક્ત રાષ્ટ્ર સંઘના મૂળભૂત હેતુઓ તરીકે–યુદ્ધ થતું અટકાવવું, આક્રમણનો સામનો કરવો અને બને તેટલા આંતરરાષ્ટ્રીય ઝઘડા શાંતિથી પતાવવાના એ રહ્યા છે. સંયુક્ત રાષ્ટ્ર સંઘે શાંતિ સેનાની સ્થાપના દ્વારા ઘણા બધા પ્રસંગોએ મોટાં યુદ્ધ થતાં અટકાવ્યાં છે એ પણ સૌ કોઈ સ્વીકારશે. આ સિવાય એનાં વિવિધ અંગઉપાંગો દ્વારા પણ ઘણું બધું હાંસલ કરવાનો એણે યત્ન જરૂર કર્યો છે, પણ રાષ્ટ્રસંઘની મુખ્ય મર્યાદા હમેશાં પાંચ રાષ્ટ્રોને અપાયેલો 'વીટો' રહ્યો

9 United for Peace–The U. S. Record in the U. N. U.S.I.S., New Delhi. pp. 5, 7.

મર્યાદા નથી. સૉક્રેટીસના વિચારમાંથી એક મુખ્ય મુદ્દો ઊપસી આવે છે તે જરૂરિયાતોના સંતોષની ઇચ્છા અને સંતોષ મેળવવાની શક્તિ વચ્ચે જે દ્વંદ્વ થાય છે તેમાંથી જે અસંતોષ જન્મે છે એના પરિણામે માનવી દ્વિધા અનુભવે છે. આ અસંતોષ એક યા બીજા પ્રકારે બહાર નીકળે ત્યારે જ જંપે. એમ ન થાય એટલે વિકૃત બનીને પ્રગટ થાય, માનવીની વિવેકબુદ્ધિ ભ્રષ્ટ બનાવી મૂકે.

સંયુક્ત રાષ્ટ્રસંઘના સાંસ્કૃતિક અને વૈજ્ઞાનિક સંઘના આમુખમાં લખ્યું છે તે કેટલું સાચું છે એની પ્રતીતિ આમ આપણને થયા વગર રહેતી નથી. since 'Wars begin in the minds of men, it is in the minds of men that the defences of peace must be constructed,' અને છતાં ય આપણે એમ માની બેઠા છીએ કે યુદ્ધ દૂષણ છે, માનવજાતિને માથે કલંક છે અને છતાં ય અનિવાર્ય દૂષણ છે. પ્રખ્યાત મનોવિજ્ઞાનિક ડૉ. મૅકડુગલે તો મનુષ્યની આક્રમકતાની સમજ આક્રમણની સહજવૃત્તિની (જે જન્મજાત હોય છે એમ એનું માનવું હતું) દષ્ટિએ આપી. માનવીમાં જેમ સર્જનવૃત્તિ, સંચયવૃત્તિ, સહચારવૃત્તિ, માતૃવૃત્તિ રહેલી છે તેમ આક્રમણની પણ એક વૃત્તિ છે. જો કે માનવવંશશાસ્ત્રીઓના અભ્યાસોએ મૅકડુગલની માન્યતાને ખોટી ઠરાવી એ ઠીક કર્યું. રૂથ બેનીડિક્ટ અને માર્ગરેટ મીડે આદીવાસીઓની રહેણીકરણીના તલસ્પર્શી અભ્યાસ બહાર પાડ્યા અને અમુક જાતિઓ લડાઈ શું છે એનાથી અનભિજ્ઞ છે એમ જાહેર કર્યું ત્યારે દુનિયાના કેટલાક વિચારકોને એમ પણ લાગ્યું કે આક્રમકતાનું શિક્ષણ રીતસર અપાય છે ને કેટલીક પ્રજાઓને એ તાલીમ નથી મળતી આથી એ શાંતિપ્રિય બને છે. એનો અર્થ એમ પણ થયો કે સહજવૃત્તિમાં સુધારણા શક્ય છે.

જગવિખ્યાત મનોવિશ્લેષક ડૉ. સિગમંડ ફ્રૉઈડે યુદ્ધના માનસની જુદી રીતે સમજૂતી આપી. ડૉ. ફ્રૉઈડના મત પ્રમાણે વ્યક્તિની આક્રમક વૃત્તિ પાછળ અજ્ઞાત પરિબળ પડેલું છે. આ અજ્ઞાત પરિબળ એટલે વ્યક્તિને સાંપડેલી નિરાશા અને નિરાશાનું સીધું પરિણામ એટલે ગુસ્સો. જે વ્યક્તિને કાયમ નિરાશા સાંપડે એ છેવટે પોતાની વિચારશક્તિ પરનું નિયંત્રણ જરૂર ગુમાવે. ફ્રૉઈડે પણ સહજવૃત્તિ જેવો જ ખ્યાલ રજૂ કર્યો છે. માનવીના સમગ્ર જીવનને આવરી લેતી બે વૃત્તિઓ—કામેચ્છા (eros) અને મૃત્યુ ઇચ્છા (Thanles)—કામેચ્છા માનવીને સર્જનાત્મક પ્રવૃત્તિઓ તરફ દોરી જાય છે. જ્યારે મૃત્યુ-ઇચ્છા સંહારાત્મક કાર્યો પાછળ ઘસડી જાય છે.

આપણે વિદ્વાનોના અભિપ્રાયોથી થોડાં દૂર જઈને સામાન્ય રીતે વિચારીએ તો પણ એટલું તો જરૂર સમજાય છે કે પૂર્વગ્રહો કેવાં ભયંકર કૃત્યો કરાવડાવે છે? પૂર્વગ્રહ એટલે પૂર્વતારણ. કાંઈ પણ જાણ્યા કર્યા વગર આપણે જે માની લઈએ, સ્વીકારી લઈએ તે. આમ પૂર્વગ્રહ એક વ્યક્તિના બીજી વ્યક્તિ માટેના, એક સમૂહના બીજા સમૂહ પ્રત્યેના, એક રાષ્ટ્રના બીજા રાષ્ટ્ર તરફનાં મંતવ્યો બાંધવામાં વચ્ચે આવે છે. પૂર્વગ્રહના મૂળમાં ઈર્ષ્યા, તિરસ્કાર, અનુદારતા અને વૈરભાવ હોય છે. જ્યાં તરફદારીનો મત બંધાઈ ગયો હોય ત્યાં સહકાર, માન અને ઉપયોગી નીવડવાની વૃત્તિ પણ હોય છે. પરંતુ એક વાર બંધાઈ ગયેલા પૂર્વગ્રહને દૂર કરવાનું કામ ઘણું જ મુશ્કેલ છે. એક લેખકે કહ્યું છે કે, 'અણુ બૉમ્બને ડામવો એ પૂર્વગ્રહને ડામવા કરતાં સહેલું છે' એમા ઘણુ બધું તથ્ય છે.

આ ઉપરાંત બાળપણમાં જે રીતે સામાજિકરણ થાય ત્યારે માબાપ તરફથી અસહિષ્ણુતાની ભાવનાનો સંચાર પણ અણજાણે થયો હોય છે. એટલે પોતાનું એટલું સારું ને બીજાનું એટલું ખરાબ એ વૃત્તિ બાળમાનસ પર વિકૃત અસર જન્માવે છે. આપણા દેશમાં જ્યાં પંચરંગી પ્રજા વસતી હોય, અન્ય ધર્મીઓ, અન્ય ભાષાભાષીઓ, જુદા પહેરવેશ પહેરનારને ને જુદાં ખાણાંપીણાંની વિવિધ ટેવો ધરાવનાર લોકો એક સાથે વસતાં હોય ત્યારે અસહિષ્ણુતા સાજિમાક સામીપ્ય કેળવવામાં મોટું વિઘ્ન નાખે છે.

## યુદ્ધનાં કારણો

યુદ્ધ પાછળ કયા પ્રકારનું માનસ કામ કરે છે તથા યુદ્ધ થવા માટેની વિવિધ વિચારસરણીઓ કઈ છે તે આપણે જોઈ. હવે યુદ્ધ કયાં કારણે શરૂ થાય છે તે જોઈએ. અત્યાર સુધી માણસજાત સમક્ષ યુદ્ધનાં કારણોની રજૂઆતમાં માત્ર લોલુપતા, ધર્મહાનિ, સત્તાનું સમ-

અલગતા બહાર લાવવા કરતાં એકતાને બહાર લાવવાની દૃષ્ટિ કેળવીએ તો જ ઉદ્ધાર છે. એમાં વલણોની તાલીમનો સવાલ છે. આધુનિક મનોવિજ્ઞાને એ સાબિત કરી આપ્યું છે કે વલણો ન જ બદલી શકાય એવું નથી. અને આ દિશામાં પ્રશસ્ય કાર્યારંભ સંયુક્ત રાષ્ટ્ર સંઘની વૈજ્ઞાનિક, સાંસ્કારિક, શૈક્ષણિક પાંખે કરી દીધો છે. નાનાં બાળકો માટે સામાન્ય જ્ઞાનનાં પુસ્તકોની શ્રેણીમાં અન્ય દેશોની ઐતિહાસિક ને અન્ય વિભૂતિઓનાં જીવનચરિત્રોમાં જે નિષ્પક્ષ રીતે રજૂઆત કરવાનું વલણ અખત્યાર કર્યું છે તેના સુપરિણામ વિષે તો ભાવિ જ આપણને કહેશે.

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે જેમ 'સહજીવનના અખતરા' ( Experiments in International Living ) શરૂ થયા છે, અમુક અંશે તે સફળ પણ નીવડ્યા છે એવા જ વિશાળ પાયા પર દરેક દેશમાં ને દરેક પ્રાંત વચ્ચે, રાજ્યકર્તાઓને વચમાં લાવ્યા વગર, જનતાની સપાટીએ જ, પક્ષાપક્ષીથી પર રહીને, તટસ્થ રીતે કામ થઈ શકે છે. અમેરિકન શાંતિદળના જીવંત દાખલાનું પણ અનુકરણ કરવા જેવું છે. સરકારને બાજુ પર રાખીને જ કામ વધુ સુદૃઢપણે થઈ શકે છે એ નક્કી છે. ખરેખરા શાંતિવાંચ્છુઓ તો લોકો છે. સરકારને પોતાની સત્તા ટકાવી રાખવી, અમુક પક્ષ જ સત્તા પર રહે, એને માટેની યુક્તિ-પ્રયુક્તિઓ કરવી, રાજકીય નેતાઓને પોતાનું વર્ચસ્વ જમાવી રાખવું ને બને ત્યાં સુધી ખુરશી ન છોડવી એવાં અનેક સ્થાપિત હિતો રાખવાં હોય છે. એમાં લોકોની ઇચ્છાને માન આપવા તરફ એનું ધ્યાન ક્યાં દોરાય ?

રાજ્યકર્તાઓને યુદ્ધખોરીમાં રાચવું હોય તો એમને પ્રજાએ સાફ સાફ શબ્દોમાં કહી દેવું જોઈએ કે લડો-પણ ગરીબી સામે લડો, અજ્ઞાનતા સામે લડો, અન્યાય સામે લડો, અછત સામે લડો, ગંદકી સામે લડો, બીમારી સામે લડો. પણ અમને શાંતિથી જીવવા દો. અમને સલામતી જોઈએ છે, અમારાં બાળકોને યુદ્ધની ભયંકરતા અમારે જોવા-અનુભવવા દેવી નથી. એમના માટે અમારે સુરક્ષિત અને સારું વિશ્વ રચવું છે; અમારી પત્ની, માતા કે બહેનોને એમના પતિ, પુત્ર કે ભાઈથી સદાય માટે છીનવી લેવા નથી દેવાં. અમારે પ્રગતિ કરવી છે, સુખી થવું છે ને સૌને સુખી જોવાં છે. તમારે સસ્તી પ્રસિદ્ધિ માણવી હોય તો તેમાં અમારો-નિર્દોષ પ્રજાજનોનો-ભોગ લેવાનું બાનાખત લખી આપ્યું નથી. માનવતાને પિછાણો, માનવતાનું રક્ષણ કરો અને માનવતાનું સ્વમાન હણવાને બદલે ટકાવવાનો યત્ન કરો. તો જ તમે આ જગતમાં અત્યારે સાલતી ઊણપો દૂર કરી શકશો અને તો જ તમે 'વસુધૈવ કુટુમ્બકમ્'નું સ્વપ્નું સાકાર કરી શકશો; અને એવી દુનિયા સર્જી શકશો કે જેમાં કાળા-ગોરાના ભેદ નહીં હોય, જેમાં ધર્મધર્મના ઝઘડાઓ નહીં હોય, આપસઆપસનાં વેરનું અસ્તિત્વ નહીં હોય; ને અરસપરસનાં સહકાર અને વિશ્વાસવાળી સ્વર્ગ જેવી સુંદર સૃષ્ટિ સર્જવી હોય તો અહમ્‌ને ઓગાળો! આ એક જ સૂત્ર પચાવવા શકાય તો કેવું?

## સંદર્ભ-સૂચિ

*Books :*

(1) Bhatia H. R.: Elements of Social Psychology. Manaktalas, Bombay. 1960

(2) Chesser, Eustance. : An Outline of Human Relationships. Heinemar, London. 1959

(3) Kimball Young : Social Psychology. F. S; Grofts & Co. Inc., New York. 1946.

(4) Kuppuswamy E: An Introduction to Social Psychology. Asia Publishing House, Bombay. 1961.

*Pamphlets :*

(1) Gateway to Peace : the Nuclear Test-Ban Treaty U. S. I. S., New Delhi.

(2) Linus Pauling on Science and Peace : The Nobel Prize lecture with an introduction by Cumer John. Center for the Study of Democratic Instituions, Santa Barbara. 1964.

(3) Paths of Peace : an Address by John F. Kennedy, President of United States of America. June 10, 1965.

ઉપર ભય લાદી દીધો છે પણ મૂળ પ્રશ્નો તો માણસના હૃદય અને મનમાં છે. આપણે એ સમજવું જોઈએ કે એકી સાથે યુદ્ધ અને શાંતિ માટે તૈયારી ન કરી શકીએ.' આ સંયુક્ત નિવેદન કર્યા બાદ અમેરિકામાં આઇન્સ્ટાઇન અને લાયનસ પૉલિન અને ઇંગ્લેન્ડમાં બર્ટ્રાન્ડ રસેલે અણુપરમાણુ અખતરા સામે આંદોલન પણ શરૂ કર્યું છે. નોબેલ પારિતોષિક વિજેતા વિજ્ઞાનિકોએ પણ પરમાણુ-શક્તિનો યુદ્ધ માટે ઉપયોગ ન થવા દેવો એવા કરાર ઉપર સહીઓ કરી છે, પણ કમનસીબી એ થઈ છે કે અણુબૉમ્બના ઉપયોગનો નિર્ણય લેવાનું કામ ને જવાબદારી રાજ્યદ્વારી વ્યક્તિઓની બની ગઈ છે. (નેપાય બૉમ્બ જામનગર તથા અમૃતસર વિસ્તારમાં ફેંકાયા ત્યારે વિજ્ઞાનિકોને કાંઈ પણ કહેવા જેવું ન લાગ્યું એ નવાઇભર્યું નથી.) સ્વ. આલ્બર્ટ શ્વાઇટ્ઝર જેવા શાંતિપ્રેમી અને માનવતાની સેવામાં સમસ્ત જીવન અર્પણ કરનારના વિચારો પણ રાજ્યકર્તાઓ ઘોળીને પી જતા જોવામાં આવે ત્યારે તો એમ જ થાય છે કે સત્તાની આડે લોકો સાન પણ ગુમાવે છે ને?

## શાંતિ માટેના ઉપાયો

ડૉ. પૉલીન કોઈ પણ આંતરરાષ્ટ્રીય સંસ્થાના આશ્રય નીચે એક સંશોધન સંસ્થા સ્થાપવાનું સૂચન કરે છે. આ સંસ્થાનો હેતુ શાંતિ માટે સંશોધન કરવાનો અને વિશ્વ-શાંતિ જાળવવા માટે માનવજાતને ફરીથી તાલીમ આપવાનો છે. ડૉ. પૉલીનના સ્વપ્ન વિષે એમના જ શબ્દોમાં જોઈએ: 'આવી વિશ્વશાંતિ સંશોધન સંસ્થામાં હજારો વિજ્ઞાનીઓ કામ કરતા હશે અને તે વિજ્ઞાનનાં બધાં ક્ષેત્રોના હશે: અર્થશાસ્ત્રી, ભૂગોળવેત્તા, રસાયણશાસ્ત્રી, ભૌતિક-શાસ્ત્રી, સમાજશાસ્ત્રી અને બીજા અનેક જાતના વિજ્ઞાનીઓ. આ વિજ્ઞાનીઓ સંતોષપૂર્વક આવા પ્રશ્નોના અભ્યાસ કરી શકે તે માટે તેમને મુક્ત વાતાવરણ પૂરું પાડવું જોઇએ. વળી આ વિશ્વશાંતિની સમસ્યા એટલી જટીલ છે કે તે માટે લગભગ બધાં જ ક્ષેત્રોનાં હજારો વિજ્ઞાનીઓની જરૂર પડશે. આ વિજ્ઞાનીઓ કોઇ સત્તાના ગુલામ નહિ હોય. તેઓના હૃદયમાં વિશ્વશાંતિનો પ્રશ્ન ઉકેલવાનો એક માત્ર હેતુ હશે અને વિશ્વવિદ્યાલયોમાં જેમ અનેક પ્રાધ્યાપકો મુક્ત રીતે મૂળભૂત સંશોધન કરે છે તેવી સ્વતંત્રતાથી જ આ વિજ્ઞાનીઓ કામ કરશે. આ રીતે વિશ્વશાંતિ તરફ સારી પ્રગતિ કરી શકાય એવી ઘણી શક્યતા છે. આપણા યુગની શ્રેષ્ઠ બુદ્ધિ અને કલ્પનાશક્તિ અત્યારે યુદ્ધની તૈયારી માટે વપરાઈ રહી છે, પણ આ જ બુદ્ધિ અને કલ્પનાશક્તિ જો વર્ષો સુધી વિશ્વશાંતિનો પ્રશ્ન ઉકેલવા માટે વપરાય તો તે સિદ્ધ કરી શકાય એમાં શંકા નથી. આવી સંસ્થા ચલાવવા માટે જોઇતા પૈસા અત્યારે યુદ્ધ માટે તૈયારી કરવા જેટલા પૈસા વપરાય છે—તેનાથી એટલે કે આટલા સોમા ભાગના ઓછા પૈસામાં માણસ વિશ્વશાંતિ સિદ્ધ કરી શકે તેમ છે.'[૮]

ઉપર વર્ણવેલો ઉપાય તો જાણે વિશ્વના મહાન વૈજ્ઞાનિકનો છે. પણ એક સામાન્ય ગૃહિણી પણ વિશ્વ-શાંતિ અંગે કેવો ઉમદા વિચાર રજૂ કરી શકે છે તે જોઇએ. ન્યૂયૉર્કની પાસે ગ્રીનિચ ગામમાં એ રહે છે, સામાન્ય મધ્યમ વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવે છે, કુટુંબની સંભાળ અને ફાજલ સમયમાં દેવળનું સેવાકાર્ય એ જ બે મુખ્ય કાર્યોમાં એમને રસ છે. પોતે સુશિક્ષિત છે, વાંચનનાં શોખીન છે ને ખાસ કરીને વિભિન્ન ધર્મોનાં પુસ્તકો વાંચવાં એમને બહુ ગમે છે. સાત્ત્વિક ધાર્મિક વૃત્તિ ધરાવનાર શ્રીમતી જુડીથ હોલીસ્ટરે હકારાત્મક દૃષ્ટિએ બધા જ વિદ્યમાન ધર્મોનો અભ્યાસ કર્યો, અંતિમ સત્યો દરેક ધર્મનાં સરખાં જોઈને એક ઝબકારો એમના મનમાં પ્રગટ્યો. પોતાનાં અંગત મિત્રોની સમક્ષ વિચાર રજૂ કર્યા, પણ યોગ્ય પ્રતિભાવ ન મળતાં સહેજ નિરાશ થયાં અને અંતે ઘણાં બધાં મંથનોમાંથી પસાર થયા બાદ શ્રીમતી રૂઝવેલ્ટને એ મળ્યાં. સમજૂતીના મંદિરના પ્લાન, ભાવના ને નાણાંકીય બાબતોની નિખાલસ ચર્ચા શ્રીમતી રૂઝવેલ્ટ સાથે એમણે કરી. શ્રીમતી રૂઝવેલ્ટ એમના ઉદારમતવાદી વિચારો માટે જાણીતાં હતાં, વિશ્વશાંતિનાં સાચાં ચાહક હતાં અને એ દિશામાં કાંઈ પણ નક્કર કાર્ય થતું હોય તો એમાં પૂર્ણ સહકાર ને યોગ્ય પ્રતિભાવ આપે એવાં હતાં. એમણે જુડીથને અમેરિકાની રાજધાની વૉશિંગ્ટનમાં મુખ્ય વ્યક્તિઓને મળવાની સલાહ આપી,

૮. 'ભારત અણુ બૉમ્બ બનાવશે?' ડૉ. મધુકર શાહ, યજ્ઞ પ્રકાશન, વડોદરા. ૧૯૬૬. પૃ. ૪૩-૪૪.

# સાહિત્ય·સંગીત·કલા



**ટોળું/હસિત બૂચ**

ટોળું,
ફર ફર ફરકયું પીછું;
ટોળું,
મીંડા પરનું મીંડું.

ટોળું,
લખલખ ચડ્યો ગભારો;
ટોળું,
રાખ વળેલ ધખારો.

ટોળું,
સસલાનો થડકારો;
ટોળું,
શેષફણા સણકારો.

ટોળું,
વમળ વીંધતો તારો;
ટોળું,
ચાર-પાંચનો ચારો.

ટોળું,
કદી થયું ન અજીઠું;
ટોળું,
જાત જોઈ મેં દીઠું.

**માનવ/પ્રવીણ 'શાંત'**

પથ્થરનો માનવ
ને લોઢાનો માનવ
ટપકતી લાળનો માનવ
ઝરતા અગનનો માનવ!
રવડતો, તૂટેલ ચક્ષુનો માનવ
ભટકતો, ભાંગેલ ઉરનો માનવ.
ચિતરાતો માનવ
ને ચડતો ય માનવ,
સભ્યાવરણીત માનવ
ઊંધા મ્હોંનો રણીત માનવ.
ઇંગિત દેતો, પલકુંજ ચૂમતો માનવ
ને સૂર્યને 'ગુડ મૉર્નિંગ' કહેતો માનવ.
પૂરાં વસ્ત્રનો ઢગલો ય માનવ
જૂજવાં રૂપ ઢાંકયાં ય માનવ.
પડછાયાને બાઝતો માનવ
ન ઉત્સવે, અધ્યાત્મ માનવ.
વ્યોમ પૃથ્વી લટકંત માનવ
'मामकाः' અચેતનનો ય માનવ
ઉદરનો વીંટો કરી સરકતો માનવ
ને અંતમાં રાખ ચૂંથી હવા ગળતો ય માનવ.

છે, એ પણ એટલું જ નક્કી છે.

હમણાં હમણાં અનેક નાનાં, મોટાં રાષ્ટ્રો નિઃશસ્ત્રીકરણની શાંતિના એક ઉપાય તરીકે ભલામણ કરતાં થયાં છે. આ વિચાર વધુ વિચાર જરૂર માગી લે તેવો છે, પણ સાવ નાખી દેવા જેવો તો નથી જ. વિશ્વમાં આજે બે સત્તાજૂથો વચ્ચે જે શંકાશીલતાનું વાતાવરણ પ્રવર્તે છે, એમાંથી છૂટવા માટે આ એક જ ઉપાય છે, પણ શરૂઆત કોણ કરે? આ તો બિલાડીને ગળે ઉંદરડાઓ ઘંટ બાંધવાની ચર્ચા કરે એવું છે. દરેક દેશ નિઃશસ્ત્રીકરણની વાતો જરૂર કરે છે, જાણે એ માત્ર વાતો કરવાનો વિષય હોય એમ! દરેક દેશ એમ પણ સ્વીકારે છે કે વધુ ને વધુ શસ્ત્રો ઉત્પાદન કરવાં એમાં પણ જોખમ છે જ, કારણ કે એનો ક્યાંય છેડો નથી અને છતાંય અમુક દેશે અણુ બૉમ્બનો સફળ અખતરો કર્યો એવા સમાચાર છાપાંમાં ચમકે ત્યારે જે દેશો પાસે અણુ શસ્ત્રો ન હોય એમના પેટમાં કેવું તેલ રેડાય છે? નિઃશસ્ત્રીકરણને આદર્શ તરીકે સ્વીકારનારા દેશો પણ કપરી વાસ્તવિકતાને મોં ફાડીને ઊભેલી જોઇને બીજી દિશામાં નજર દોડાવવા મંડી પડે છે.

દરેક દેશના અર્થતંત્રમાં મોટા ભાગનાં નાણાં શસ્ત્રાસ્ત્રો પાછળ ખર્ચવા માટે ફાળવવામાં આવે છે. આ દોડ ખરેખર આંધળી છે, ક્યાં લઈ જશે તેની કોઈનેય ખબર નથી છતાં બધાં આંખો મીંચીને દોડયે પણ જાય છે ને? કદાચ રાજકર્તાઓ એ માટે વધુ જવાબદાર હશે. જનતાના પૈસા જેટલા ખર્ચાય છે એના અર્ધા ભાગના પણ ગરીબાઈ, નિરક્ષરતા ને રોગચાળો દૂર કરવામાં ખર્ચાય તો માનવતાના પ્રચારની દિશામાં ઘણું નક્કર પ્રાપ્ત કરી શકાય એમ છે એ નિઃશંક.

નિઃશસ્ત્રીકરણના તબક્કા પણ વિદ્વાનોએ નક્કી કરી આપ્યા છે, જેમાં યુદ્ધ માટેની સામાન્ય તૈયારીઓમાં ઘટાડો કરવો, અણુપ્રયોગો બંધ કરવા ને એની તપાસ માટે આંતરરાષ્ટ્રીય નિરીક્ષણ સંસ્થાઓ સ્થાપવી, સંગ્રહાયેલા શસ્ત્રોના જથ્થાનો નાશ કરવો અને જ્યાં જ્યાં લડાઈ સળગી ઊઠે એવું વાતાવરણ હોય ત્યાં ત્યાં buffer zones સ્થાપવાં. આ બધા તબક્કા અમલી બનાવવામાં આવે તો નિઃશસ્ત્રીકરણ જરૂર સફળ થાય. પણ આમાંથી એક પણ કલમનું સહૃદયતા ને સંનિષ્ઠાપૂર્વક પાલન ન થાય અને કાંઈક ચોરીછૂપીથી અંદરખાને ચાલુ રાખવામાં આવે તો? બધા જ આદર્શોમાંથી પ્રાણ જ ચાલ્યો જાય, પાયા વગરની ઇમારતની જેવી દશા થાય, તેવી આની પણ થાય. અરે! અણુશક્તિનો સંહારાત્મક ઉપયોગ કરવાને બદલે સર્જનાત્મક ઉપયોગ થઈ શકે તો પણ અનાજના ઉત્પાદન ને સાચવણીમાં, વીજળીશક્તિની બચતમાં, અનેક ભયંકર રોગોથી મુક્તિ મેળવીને કાંઈક જુદી જ સૃષ્ટિ સર્જી શકાય. પણ પ્રશ્ન એ રહે છે કે પહેલ કરે કોણ? જે સાધનો દુશ્મન રાજ્ય સાથે વૈમનસ્ય કેળવવામાં વપરાય છે તે જ પ્રચારસાધનો મૈત્રીની ભાવના કેળવવા માટે પણ ઉપયોગમાં લઈ શકાય. પણ એને માટે પહેલ કરવાની તત્પરતા જોઈએ, શાંતિ માટેની ભાષણિયા નહીં પણ અંતરની ખેવના જોઇએ, આંતરરાષ્ટ્રીય સમજૂતી કેળવવા માટે રાષ્ટ્ર–રાષ્ટ્ર, ખંડ–ખંડ કે પ્રાંત–પ્રાંતની સરહદોની ભાવના ત્યાગવાની તૈયારી જોઈએ. મારો દેશ જ સૌથી શ્રેષ્ઠ છે એવા રાષ્ટ્રવાદના સંકુચિત પ્રવાહમાં વહેવાને બદલે જુદો ચીલો પાડવાની વૃત્તિ જોઈએ.

આ બધું ક્યારે શક્ય બને? સામાજિકરણની પ્રક્રિયામાં ધરમૂળથી પરિવર્તન કરવામાં આવે તો. આપણે તો બાળકને શીખવીએ છીએ કે આપણી જ્ઞાતિ સારી, આપણા રીતરિવાજો સારા, આપણો ધર્મ પાળે તે જ સાચો ધાર્મિક ને બીજો ધર્મ પાળે તે નાસ્તિક, આપણી ભાષા બોલે તેનો જ વિશ્વાસ કરવો, આપણા જેવાં કપડાં પહેરે તેને જ આપણા જૂથમાં સમાવી શકાય, આપણા સંસ્કાર જ ઉત્તમ. એટલે બાળકના મનને સંકુચિત વિચારસરણીવાળું ને પૂર્વગ્રહી બનાવવાનો યત્ન છોડી દેવામાં આવે તો જ 'પા પા પગલી' માંડી શકાય. ત્યાર પછી વારો આવે અન્ય દેશોની ભાષા શીખવાનો, એમનાં ઇતિહાસ–સંસ્કાર–રીતરિવાજો વગેરે વિષે જાણીને સમભાવના કેળવવાનો. વિચારોમાં આ પ્રકારની સંમૂળી ક્રાંતિ ન આણી શકીએ ત્યાં સુધી આચારમાં ક્યાંથી સુધારો થવાનો? ખોટા દેશાભિમાને ઘણાં તાંડવો સર્જ્યાં છે ને કેટલાય દેશોનાં તો નામનિશાન પણ નથી રહ્યાં. ભૂતકાળના ભૂંડા અનુભવો પરથી પણ આપણે બધાં નહીં શીખીએ તો શું થશે? જાતિજાતિ વચ્ચેની

મદી શબ્દ વ્યવધાનરૂપ બનવાનો સંભવ છે.

હવેની ઉત્પ્રેક્ષા વળી અનોખું ચિત્ર ખેંચે છે. જો તૃણની પાંદડી ખરે તો બીજ કાંઈ બાકી રહે? એ તારક રૂપે ખરેલાં બીજ કણકણ રૂપે વર્ષાબિંદુથી દેદીપ્યમાન મેઘધનુષ્યને પણ દીક્ષા આપે છે. રંગની આ તેજ છાયા, પરાવર્તન લીલા જાણે ભવ્ય કાળની કોઈ સહસ્રશગ આરતી ઉતારી રહ્યું છે અને એના હેજમાં આકાશ પણ પ્રકાશિત બને છે.

ધરતીનો પ્રસાદ આભને ગૌરવ આપે જ. અન્યોન્ય-ના સહકારથી હવે ભૂમિ પર તૃણનો સાગર લહેરિયાં લે છે. આછી લહેરીથી પણ એ તૃણનો પ્રલંબ સાગર શેલી ઊઠે છે. એમાં ભમરી આવે, એના તરંગો ઊછળે. એને નથી તો આદિ કે અન્ત. એ 'તટહીન ગાંડાતૂર' સળકયા કરે છે. નજર એનો તાગ લેવા મથે છે, સામે પાર જવા ચાહે છે, પણ ઘાસનું મદઘેલું પૂર, એમાં પ્રગટેલાં વમળ એ નજરને પાછી અધવચ ભમરીમાં ખેંચી જાય છે. કોઈક પુલ પર ઊભા રહી ઘૂઘવતાં પૂર જોનારને આ ભાવની પુષ્ટિ અને તૃષ્ટિ તરત થાય.

પ્રકૃતિ નટીનું તો બધું જ અજબ! 'ઊછળે છે છોળે' સંતર્પક પ્રયોગ છે. 'કણકણના જાદુઈ કાચ' નજરુંને બાંધી રાખે છે. 'પત્તી પત્તીની', 'લક્ષવર્તિની', આ બીજો એકમ કાંઈક આયાસજનિત એટલે ભારેખમ, ભારેખમ બન્યો છે. લાગણી પર તર્ક સવાર થયેલો લાગે છે. એ બુદ્ધિ ચાતુરી વ્યક્ત કરે છે, ક્યાંક લય પણ જોખમાયો છે. તારક જે, જાદુઈકાચે અહીં જે ઈ. વિના ચાલી શકત. 'વર્તિની' શબ્દ અપ્રચલિત છે. એવો જ 'કલ્લોલો'. છેલ્લો એકમ તો ગુંજ્યા કરવા જેવો છે. કેવું સનાતન ભાવ-વાહી ચિત્ર છે! બધું જ તૃણમય.

કવિએ કરેલા 'ભયોજી' અને 'લૅવર' હિંદી શબ્દ-પ્રયોગ ગુજરાતી ભાષાની સહિષ્ણુતા અને લવચીકતા વ્યક્ત કરે છે. ઉદ્ગારને વળી ભાષાના ભૂતનું શું?

આ સાથે પ્રહ્લાદ પારેખનું 'ઘાસ અને હું' કાવ્ય આસ્વાદવા જેવું છે. બંને શુદ્ધ કવિતાના નમૂના છે.

[૨]

**અંધારું'/જયન્ત પાઠક**

હવે ધીમે ધીમે નગર પર અંધારું ઊતરે,
ઝિલાતું દિવાની પીઠ પર, છુપાતું અહીંતહીં
ખૂણા ખાંચાઓમાં, દ્રુત વહી જતી વાહનતણી
ગતિમાં છાયાની સડક પર છાનું સરકતું.

અહો કેવાં કેવાં રૂપ રજનીમાં સ્વૈર ધરતું
રમે છે અંધારું શરમ મૂકી, આંખો સૂરજની
મીચાતાં! ગર્ભે જે દિનભર સ્ફુરંતુ, હળુહળુ
પ્રવૃત્તિના, જન્મી યમમહીં જતું રાક્ષસ બની!

અહીં વેશ્યાઓને નયન ચળકે કાજળ બની
અને હૈયાપાત્રે વિષયભૂખ રૂપે તરવરે,
લપાઈ સૂતું જે દિવસભર કો વન્યપશુ શું
ગુફાઓમાં, ઊઠી નિજ ભરખ કાજે ભમી રહે.

હવે ધીમે ધીમે નગર પર અંધારું ઊતરે,
મહાપંખી પંજે લઘુકઘુતિનું બચ્ચું તફડે.

અંધકારના સનાતન તત્ત્વને અવારનવાર કવિદષ્ટિ માણે છે અને કદીક કાવ્યમાં ગુંથે છે. મૃચ્છકટિકમાં આકાશમાંથી અંધકાર વર્ષવાની અને સઘળાં અંગ લિંપાઈ જવાની ઉત્પેક્ષા છે (लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवाञ्जनं नमः।) ત્યારે એક કવિએ ભઠ્ઠીમાં ખુદ અંધ-કારને જ ભડભડતો કલ્પ્યો છે. 'અગનગુહામાં ભભડે છે અંધાર.'

અહીં જયન્ત પાઠકે ગતિમય અંધકારની વાત કરી છે. નગર પર ઊતરતા અંધકારની ક્રિયા એટલી સૂક્ષ્મ અને ઝડપી છતાં મંદ લાગતી રોજની અને નિશ્ચિત ક્રિયા છે કે એના તરફ આપણું ઝટ ધ્યાન જતું નથી.

કાવ્યનો ઉપાડ 'હવે ધીરે ધીરે...' અંધકારની મંદ છતાં ઊતરવાની નિશ્ચિત ક્રિયાને નિરૂપે છે, 'નગર પર' પાંચ લઘુ અક્ષર મોટું વ્યાપક વર્તુળ પૂરું કરે છે અને અંધારુંનો 'ધા' તથા દીર્ઘ 'ઊકાર નીચે અધ' એને ખેંચે છે એ પંક્તિ ગુંજવા જેવી છે.

પછી તો અંધકારનો પેસારો 'ચંચુપ્રવેશે મૂશળ પ્રવેશ' પેઠે ખૂબ ઝડપી અને વ્યાપક બની રહે છે. એ દશ્ય ક્રિયાપદની વિવિધતા દ્વારા સ્પષ્ટ થાય છે.

(4) Millis, Walter: Permanent Peace. Center for the Study of Democratic Institutions, Santa Barbara. 1961.

(5) Toward a strategy of Peace: President John F. Kenney. Washington, United States Arms control and Disarmament Agency, 1965.

(6) United for Peace: the U. S. Record in U. N. U. S. I. S.

(7) Who Wants Peace?: an analysis of the debate an Korea in the Security Council during the month of August, 1950.

*Magazines*:

(1) Bhavan's Journal.: January 12, 1968. 'Four faces of Peace' by Lester Pearson.

(2) Time: September 1965. Vol. 86,13 Time essay: 'On War as a Permanent Condition.'

*Gujarati Books*:

(૧) ડગલી, વાડીલાલ: લડાઈનું અર્થશાસ્ત્ર. પરિચય ટ્રસ્ટ, મુંબઈ. ૧૯૬૩

(૨) દસ્તૂર, આલુ ડૉ.: ઠંડુ યુદ્ધ. પરિચય ટ્રસ્ટ, મુંબઈ. ૧૯૫૯

(૩) દેસાઈ નારાયણ: શાંતિસેના. પરિચય ટ્રસ્ટ, મુંબઈ.

(૪) નૂરાણી એ. જી.: સંયુક્ત રાષ્ટ્રસંસ્થા. પરિચય ટ્રસ્ટ, મુંબઈ. ૧૯૬૨

(૫) મહેતા મનુભાઈ: અણુશક્તિ ભસ્માસૂર કે કલ્પ-વૃક્ષ? પરિચય ટ્રસ્ટ, મુંબઈ. ૧૯૬૨

(૬) શાહ, લ. મધુકર: ભારત અણુ બૉમ્બ બનાવશે? યજ્ઞ પ્રકાશન, વડોદરા. ૧૯૬૬.

(૭) ગાંધી સુભદ્રા: આપણા યુગનો ભસ્માસૂર. નવસર્જન પ્રકાશન, વડોદરા.

હસ્તપ્રત:

પંડિત હર્ષિદા: સામાજિક તંગદિલી

*

અનુસંધાન] दृष्टिवंत अने वर्धमान शिक्षको जोइए [પૃ. ૪૭૨ પરથી

કેટલું ચમકતું છે, એના તપની માત્રા કેટલી મોટી છે, એની વિદ્યાપ્રીતિ કેટલી અમાપ ને અખૂટ છે એના પર એની ઊંચાઈ અવલંબે છે. આવા દષ્ટિવંત અને વર્ધમાન શિક્ષકો આપણી વિદ્યાસંસ્થાઓમાં ઊભરાશે એવું તો કદી બનવાનું નથી; પણ આંગળીને વેઢે ગણી શકાય તેટલા ય તેજસ્વી અધ્યાપકો આજે મોટા ભાગની સંસ્થાઓમાં જોવા મળતા નથી એ દુઃખદ હકીકત છે. આપણાં બાળકો અને ભાવિ પેઢીઓની સલામતી, સંસ્કારિતા અને સ્વતંત્રતા માટે આપણને જો ખરેખર ઉમળકો થતો હોય તો આપણે–સમાજે–સમજી લેવું જોઇએ અને સ્વીકારવું જોઈએ કે દષ્ટિવંત અને વર્ધમાન શિક્ષકો રાષ્ટ્રની ને સમાજની અમોલ મૂડી છે; અને એ મૂડી મેળવવા તથા તેનું જતન ને સંવર્ધન કરવા સહુએ હંમેશ પ્રયત્નશીલ રહેવું જોઈએ.

પુરુષોત્તમ ગણેશ માવળંકર




विज्ञानवार्ता

# વિજ્ઞાનની કહેવતો

વિજ્ઞાનની કોઈ કોઈ શાખામાં અજબ જેવા મનાતા સિદ્ધાંત આપણા દેશમાં સામાન્ય કહેવત રૂપ બની ગયેલા માલૂમ પડે છે. એ બતાવે છે કે દેશમાં વિજ્ઞાનનું જ્ઞાન લોક-પ્રચલિત હોવું જોઈએ; કુદરતની ઘટનાઓ અંગે સામાન્ય માનવી ઈન્તેજાર હોઈ અવલોકનો કરતો હશે. પ્રાણીશાસ્ત્રમાં વર્ગીકરણને માટે લોકોમાં પ્રચલિત બે કહેવતો લઈએ:

(૧) કાન એને થાન અને (૨) મીંડાં એનાં ઈંડાં

આ ટૂંકી કહેવતોમાં પ્રાણીઓના વર્ગીકરણ અંગે સૂત્રાત્મક જ્ઞાન સ્પષ્ટ તરી આવે છે.

જે પ્રાણીઓને કાન હોય તે તમામ પૂર્ણ શરીર રૂપે જન્મે અને તેની માતાને સ્તનપાન કરી મોટાં થાય. ટૂંકમાં, કાનવાળાં તમામ પ્રાણીઓને થાન-સ્તન હોય છે જ.

હવે, બીજી કહેવત લઈએ: જે પ્રાણીને કાનની જગ્યાએ મીંડું હોય–માત્ર એક કાણું હોય–તેઓ માતાના પેટમાંથી પૂર્ણ શરીર રૂપે કદી અવતરતાં નથી, પણ તેઓ ઈંડાં રૂપે અવતરે છે, ઈંડાંનું સેવન થતાં તેમાંથી તેઓ નીકળે છે. આમ આ બે કહેવતરૂપી સૂત્રો પ્રાણીઓના વર્ગીકરણ અંગે આપણને ઉપયોગી માહિતી પૂરી પાડે છે.

એક બીજી કહેવત લઈએ: 'લપલપ પાણી પીએ તે માંસાહારી અને ઘૂંટડે પીએ તે વનસ્પત્યાહારી'.

કૂતરાં, બિલાડાં, વાઘ, વરૂ વગેરે માંસાહારી પ્રાણીઓ લપલપ એટલે જીભથી પાણી પીએ છે. એથી ઊલટું ગાય, ભેંસ, ઘોડાં ઘૂંટડે ઘૂંટડે પાણી પીએ છે અને આ બધાં વનસ્પતિના આહાર પર નભે છે એ સૌ કોઈ જાણે છે.

આમ, કહેવતોમાં પ્રાણીઓના વર્ગીકરણ અંગેનું જ્ઞાન આપણા દેશમાં વણાઈ ગયું હતું.

આવી કહેવતો કોણે પ્રથમ બનાવી અને એ નિરીક્ષણ કરનાર સૌ પ્રથમ કોણ હતો અને વૈજ્ઞાનિક સિદ્ધાંતો એમાંથી કોણે તારવ્યા, એ લોકવિજ્ઞાનના અભ્યાસ અને સંશોધનનો વિષય છે.

સદ્‌ગત ઝવેરચંદ મેઘાણી આપણને લોકસાહિત્યમાં ઘણું આપી ગયા છે. પણ જ્યારે લોકવિજ્ઞાનના ભોગી-અભ્યાસી જાગશે ત્યારે લોકસાહિત્યની વાનગી એ માત્ર સાહિત્ય નહીં રહે: વૈજ્ઞાનિક સંશોધનની પૂર્વ ભૂમિકારૂપ વિજ્ઞાનની પાયાસામગ્રી (scientific data) બની રહેશે.

**નરસિંહ મૂ. શાહ**

*

आर्थिक प्रवाहो

# આધુનિક અર્થશાસ્ત્રના જનક: ઍડમ સ્મિથ

અંગ્રેજી આર્થિક વિચારસરણીના જનક ઍડમ સ્મિથ સને ૧૭૯૦ના જુલાઈની ૧૭મી તારીખે સ્કૉટલેન્ડના એડિનબરા શહેર ખાતે લાંબી માંદગી બાદ અવસાન પામ્યા. સ્વભાવે તેઓ શાંત અને ખૂબ સ્વસ્થ હતા.

આર્થિક વિચારધારા અને સાહિત્યને ક્ષેત્રે ઍડમ સ્મિથનું નામ આજે ભલે મશહૂર બન્યું હોય, પણ

# આસ્વાદ

ઈશ્વરચન્દ્ર ભટ્ટ

[૧]

**પ્રથમ વર્ષા પછી**/ઉશનસ્

કંઈ અજબ ભયોજી ખેલ
રાતની રાતે
તૃણુ વરસી ગઈ વાદળીઓ ને
ખીણુમાં આવી રેલ
લીલૂડા રંગની રેલંછેલ ! — કંઈ૦

આખીય રાતે ગગનખીડથી ખરતી રહી પાંખડીઓ !
અધધચ અંતરિયાળે ખરતાં તૃણને ફૂટી મૂળીઓ !
હાથ જરી લબાવી ઝીલું, હથેળીઓ ફણગેલ
મેંદીનો રંગ લીલો ઉઘડેલ.—કંઈ૦

તારક જે ખરીખરી ધરતીમાં બીજ થઈ છુપાયા
કણુકણુના જાદુઈ કાચે અવ તેજટશરની છાયા !
પત્તી પત્તીની લક્ષવર્તિની આરતિ પ્રગટાવેલ.
આંચથી આભલું અજવાળેલ.—કંઈ૦

તૃણુ ભમ્મરીઓ, તૃણુ કલ્લોલો, તૃણુનાં ઘોડાપૂર !
તૃણુસાગર ઊછળે છે છોળે, તટહીન ગાંડાતૂર !
જવું છે પેલે પાર નજર ને, આ તટથી ઉપડેલ
ભૅંવરમાં અધવચ અટવાયેલ.—કંઈ૦

પ્રથમ વર્ષાનો તો કમાઉ દીકરા પેઠે બધે જ સત્કાર થાય. આ શ્રીવનમ્ જીવનાનામ્ એવી વર્ષા જ્યારે ખૂબ ખૂબ તલસાવ્યા પછી મહેર કરે છે ત્યારે તે વધુ આહ્લાદક અને રોમાંચક બને છે. એનો સ્પર્શ સાધારણ માનવીને પણુ ઉત્તેજિત કરી મૂકે છે તો પછી કવિચિત્રનું તો શું પૂછવું ?

તેમાંયે 'તૃણુના કવિ' કહી શકાય એવા ઉશનસ્ આ પ્રથમ વર્ષાને ગીત રૂપે ઝીલે છે.

કાવ્યનું રૂપ કોઈ સૉનેટમાં કેમ ન ઊતર્યું ? એનો ઉત્તર છે કવિના સંવેદનની ઉત્કટતા. કવિચિત્તમાં કોઈક ભાવ તીવ્ર રીતે ચૂભ્યો કે એ શબ્દ દેહ પામવા માંડે અને એકાદ ધ્રુવપદ મળ્યું કે ગીતનું ઝરણું આપમેળે સર્યા કરે. એ પોતે જ લય, તાલ લઈને આવે છે. એની ગતિ આરોહઅવરોહ સિદ્ધ કરતી ચરમ સત્ત્વને શિખરે પહોંચે છે.

ખૂબ રાહ જોવરાવીને પણુ ન આવેલી વર્ષા, કવિ મનની આકુળતા સંતોષવા, રાત્રે આવે છે. અને 'રાતની રાતે' ચમત્કાર સર્જાય છે તે કવિ પોતે માની શકતા નથી. એટલે 'કંઈ અજબ ભયોજી ખેલ' ને સ્વાભાવિક રાષ્ટ્રભાષામાં ઉદ્ગાર નીકળી આવે છે. કવિ આશ્ચર્ય છે ફક્ત એક રાતમાં વર્ષાબિંદુ વર્ષવાનું નહીં તૃણુ વર્ષવાનું. કવિનું અધીર ચિત્ત તો એ બુંદને તૃણુ રૂપે જ જુવે. કારણુ કે, જો સમયસર વર્ષા થઈ હોત તો એ પ્રત્યેક બિંદુ અત્યારે તૃણુરૂપે હોત. આ રીતે કલ્પનામાં કવિ વિલંબનું સાટું વાળી લે છે. 'ખીણુમાં આવી રેલ' કહી એ અટકતા નથી; એ તો સામાન્ય દશ્ય પણુ 'લીલુડા રંગની રેલંછેલ' કહીને એ સંતોષ માને છે. આ 'રેલંછેલ' શબ્દ શબ્દકોશમાં નહીં મળે હોં. છતાં એ કેટલો ઉપયુકત અને સાર્થક છે ! બીજો કોઈ શબ્દ એ ભાવને વ્યકત ન જ કરી શકે એ પણુ સાચું છે.

'ગગનખીડ'નું રૂપક તદ્દન નવું અને ઉચિત છે. એ મૅકવીલના એક કાવ્ય 'સાંજરે હિમપાત'નું સ્હેજે સ્મરણુ કરાવે છે. કોઈક અદશ્ય વ્યોમવૃક્ષથી સહસ્ર શીતશ્વેત પાંખડીઓ તરતી, ઊડતી, સરતી સાંજ સાથે જ (ભોમે) પડે છે.

From an invisible blossoming tree,
Millions of petals cool and white,
Drifled and blew, lifted and flew,
Fell with the falling of evening.

એ ગગનખીડથી ખરતી પાંદડીઓને, કવિનું અધીર મન અધવચ્ચે જ મૂળિયાં ફૂટતાં કલ્પે છે. એ કારણે બાળસહજ હાથ લંબાવતા હાથ ફણુગી ઊઠે છે. અહીં અષાઢમાં આવતા ગોરોપૂજાના દિવસો અને મેંદીથી પ્રસાધન કરતી કન્યકાઓનું ચિત્ર કવિ તાજું કરે છે. પરંતુ હથેલીના સંદર્ભમાં મેંદીનો રંગ લીલો રહે છે ખરો ?



7-11, 1968
June

વર્કશૉપ્સ હતી જે માત્ર નફાની દૃષ્ટિએ પોતાને માટે ફાયદાકારક વસ્તુઓનું જ ઉત્પાદન કરતી. ઘણી વાર સ્થાનિક બજારો માટે તેઓ માલસામાનનું ઉત્પાદન કરતા નહિ, કારણ કે તેમાં તેમને ફાયદો નહોતો.

સ્થાપિત હિતોનો બીજો વર્ગ હતો કારીગરોનો, પ્રવાસી-વેપારીઓનો અને નવા શિખાઉ કામદારોનો. જે નવી ઔદ્યોગિક વ્યવસ્થા આકાર લઈ રહી હતી તે તથા યંત્રકૌશલ્યવાળાં નવા કામદારો સામે તેઓ ટકી શકે એમ હતા જ નહિ.

વેપારવાદના રૂઢિચુસ્ત વિચારો સામે ઍડમ સ્મિથની અગાઉ પણ થોડો વિરોધ તો જાગેલો જ હતો. પેરી અને કેન્ટીલન જેવા વિદ્વાનોની આગેવાની નીચે એક વિચારક-સમૂહ તૈયાર થઈ રહ્યો હતો. આ લોકોની એવી માન્યતા હતી કે, વિનિમય દ્વારા જ સંપત્તિ ઉત્પન્ન થાય છે અને તેની વૃદ્ધિ થાય છે એવા વેપારવાદના વિચારો ખોટા છે. આમની માન્યતા હતી કે સંપત્તિનું સર્જન વ્યાપારથી નહિ પણ ઉત્પાદનની પ્રક્રિયા દ્વારા જ થઈ શકે. એટલું જ નહિ પણ વધુ ને વધુ સંપત્તિના ઉત્પાદન માટે જરૂરી અધિશેષ પણ ઉત્પાદનથી જ થઈ શકે. આ અધિશેષને તેઓ 'શુદ્ધ ઉત્પાદન'ના નામથી ઓળખતા અને શ્રમની કામગીરીના પૃથક્કરણમાંથી એ વિચારને પુષ્ટિ આપતા. તેઓની માન્યતા હતી કે શ્રમના બે પ્રકારો છે—એક ઉત્પાદક અને બીજો અનુ-પાદક. જે શ્રમ મૂડીની વપરાશ કર્યા પછી અધિશેષ રાખી શકે તે જ શ્રમ ઉત્પાદક ગણાય અને બાકીનો શ્રમ અનુ-ત્પાદક મનાતો. આવો વિચાર કરનારાઓ નિસર્ગ રાજ્ય-વાદીઓ તરીકે ઓળખાતા. તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે ખેતીમાં ઉત્પાદનના કામે લગાડેલ શ્રમ જ માત્ર ઉત્પાદક છે, કારણ કે ખેતીમાં જ સ્પષ્ટ રીતે સૌથી વધુ પ્રમાણમાં અધિશેષ મળી શકે છે.

નિસર્ગ રાજ્યવાદીઓની માન્યતા હતી કે ખેતીવાડીમાં ઉત્પન્ન થતો અધિશેષ વ્યાપાર અને ઉદ્યોગને પણ આવી શકે છે. આથી સરકારે ખેતીને સૌથી વધુ મહત્ત્વ અને ટેકો આપવાં જોઇએ. ઉદ્યોગ કોઇ મૂલ્ય ઉત્પન્ન કરી શકે નહિ, તે મૂલ્યનું માત્ર રૂપાંતર કરે છે. મૂલ્યના રૂપાંતરની આ પ્રક્રિયાનું નિયંત્રણ કે સહાય, સમાજની સંપત્તિમાં કાંઈ વૃદ્ધિ કરી શકે નહિ. ઊલટાનું તે પદ્ધતિ ઉત્પાદનને વધુ જટિલ અને ખર્ચાળ બનાવી મૂકે છે.

ઍડમ સ્મિથે વેપારવાદીઓ અને નિસર્ગ રાજ્ય-વાદીઓ—બન્નેની ટીકા કરી, પરંતુ વેપારવાદની સખ્ત ટીકા કરી છે. ઍડમ સ્મિથને જીવનની 'કુદરતી વ્યવસ્થા'માં અપાર શ્રદ્ધા હતી. ઍડમ સ્મિથને લાગ્યું કે અર્થતંત્ર બિન-જરૂરી નિયંત્રણોથી પીડાય છે. આથી તેમણે આ નિયંત્રણો ઉઠાવી લઈ ને સ્વાતંત્ર્ય અને મુક્તિના વાતાવરણની હિમાયત કરી. ઍડમ સ્મિથ માનતા હતા કે આ નિયંત્રણો માત્ર સ્થાપિત હિતોની દોરવણીથી જ સરકારે અમલમાં મૂક્યાં છે. 'કુદરતી વ્યવસ્થા'ના આશિ-ર્વાદરૂપ ફાયદાની તેમણે હિમાયત કરી. માનવ દ્વારા રચાયેલ સમાજની અનિવાર્ય ઊણપો તરફ અંગુલિનિર્દેશ કર્યો. તેમણે કહ્યું કે જ્યારે કૃત્રિમ રીતે લદાયેલાં નિયંત્રણો ઉઠાવી લેવાશે ત્યારે કુદરતી સ્વાતંત્ર્યની સીધીસાદી વ્યવસ્થાની પુનઃસ્થાપના થઈ જશે. કુદરત પ્રત્યેનાં માનવનાં વલણોમાંથી જ કુદરતી વ્યવસ્થા આવી શકે છે. માનવે સ્થાપેલી સંસ્થાઓ ક્યારેક કુદરતી વૃત્તિઓને ગૂંગળાવે છે. માનવ જ્યારે પોતાનું જ હિત સાધવા પ્રયાસ કરે છે ત્યારે આપોઆપ કોઈ અદશ્ય શક્તિથી તે પોતાના સમાજનું હિત કરવા પણ પ્રેરાય છે.

આથી, ઍડમ સ્મિથે એવી દલીલ કરી કે ઘરઆંગણે જે માલસામાન આપણે ઉત્પન્ન કરી લઇએ છીએ તે કરતાં સસ્તા દરે જો માલ આયાત કરી શકતા હોઇએ તો તે આયાતો ઉપર પ્રતિબંધો મૂકવાનું નુકસાનકારક છે. કારણ કે, આયાત-પ્રતિબંધો શ્રમને એવા ઉત્પાદન-ક્ષેત્રોમાં દોરી જાય છે જે ઓછી ઊપજવાળાં અને વધુ ખર્ચાળ માલૂમ પડે છે. એ જ રીતે, જો વસ્તુઓ સસ્તા દરે ઘેર ઉત્પન્ન કરી શકતા હોઈએ તો ઉદ્યોગોમાં શ્રમનો ઉપયોગ ફાયદાકારક છે અને માત્ર ખેતીમાં શ્રમને દોરવાની ભૂલ કરવી જોઇએ નહિ. સ્થાનિક રીતે, એક ઉદ્યોગને વિકસાવવો અને બીજાને દબાવવો કે ખેતીને ટેકો આપવો અને ઉદ્યોગ પ્રત્યે બેદરકારી દર્શાવવી એ બાબત ડહાપણભરી નથી. સ્વાભાવિક જ મૂડીને જે ઉદ્યોગમાં જવું હોય ત્યાં જવા દેવી જોઇએ. મૂડીને કોઈ પણ ઉદ્યોગમાં પરાણે દાખલ કરવી ન જોઇએ અને

# વિદ્યાસંસ્થાની વિદાય વેળાએ

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[એલ. ડી. આર્ટ્સ કૉલેજના આચાર્ય તરીકેનું 'મારું રાજીનામું' (જુઓ: 'અભ્યાસ'—માર્ચ ૧૯૬૮, પૃ. ૩૯૩-૩૯૮), તે વિષયક પ્રગટ થયેલી 'ત્રણ અખબારી મુલાકાતો' (જુઓ: 'અભ્યાસ'-એપ્રિલ, ૧૯૬૮, પૃ. ૪૧૯-૪૨૮), મારા 'પદત્યાગના પડઘા ને પ્રત્યાઘાત' (જુઓ: 'અભ્યાસ'—મે ૧૯૬૮, પૃ. ૪૫૨-૪૭૦), અને મેં કરેલ નિર્ણય તથા નિષ્કર્ષો પર પોતપોતાના અભિપ્રાયો રજૂ કરતા સંખ્યાબંધ પત્રલેખકો પૈકીના ચારના પત્રો (જુઓ: 'અભ્યાસ'—એપ્રિલ ૧૯૬૮, પૃ. ૪૨૮-૪૩૦) પ્રકાશમાં આણ્યા પછી હવે વિદ્યાસંસ્થાની વિદાય વેળાએ જે પત્રવ્યવહાર અને અખબારી નિવેદન મેં કર્યાં તે નીચે પ્રકાશિત કરું છું.

ચૌદમી માર્ચે સાંજે રાજીનામું આપ્યા બાદ, કૉલેજમાંથી વિદાય લેવા માટેની તૈયારીઓ મેં તરત શરૂ કરી. પંદરમી માર્ચથી ચૌદમી જૂન સુધી ઉનાળાની રજાઓનો સમય હતો. પણ કૉલેજના આચાર્યને તથા ઑફિસ—લાયબ્રેરીના સ્ટાફને આવી રજાઓમાં પણ રોજિંદું કામ કરવાનું હોય છે. પ્રતિ વર્ષ હું એ રીતે રજાઓમાં પણ કૉલેજમાં કામ કરતો જ હતો; તેમ આ વર્ષે પણ કર્યું. આ વખતે તો મેં એક પણ દિવસની 'casual' રજા ન લેવાનું વિચારેલું, પણ એપ્રિલના બીજા સપ્તાહમાં ભારતીય વિદ્યાભવન, મુંબાઈના ઉપક્રમે All India Colloquim on Ethical and Spiritual Values as the Basis of National Integration માટેની Continuing Committeeની બીજી બેઠક મળવાની હતી તેમાં ખાસ નિમંત્રિત તરીકે હાજરી આપવાનું અને ચર્ચાવિચારણાઓમાં સામેલ થવાનું નોતરું મુરબ્બી શ્રી કનૈયાલાલ મા. મુનશીએ આપ્યું, એટલે ન છૂટકે ત્રણ દિવસના મુંબાઈ—વાસ્તવ્ય (શનિ થી સોમ, તા. ૬ થી ૮ એપ્રિલ)ને કારણે મારે એટલી રજા લેવી પડી. હકીકતમાં, ઉનાળાની ને દીવાળી—નાતાલની રજાઓમાં છેલ્લાં આઠ વર્ષોમાં મેં મોટે ભાગે કામ કર્યું હોવાથી મારી હક્કની રજા પણ ઘણી ચડી હતી, પણ નિયમો મુજબ, ૯૦ દિવસથી વધારે ભેગી થયેલી હક્ક રજા આપોઆપ રદબાતલ થઈ હતી. મને એનું કદી દુ:ખ નહોતું. ૯૦ દિવસની ભેગી થયેલી રજા પણ એકસામટી ઉપભોગવાની મારી ઉમેદ ક્યારેય નહોતી.

મારો ખ્યાલ એવો હતો કે, રાજીનામું સ્વીકારાયાની જાણ મને જલદી ન કરાય તો ય આપમેળે મારે મે માસના પહેલા અઠવાડિયાના અંત સુધીમાં કૉલેજ-ઑફિસમાંથી વિદાય લેવી. અલબત્ત, ત્યાં સુધીમાં બધું દફતર, કામ, હિસાબો, વગેરે ગોઠવીને ને up to date આણીને જ પછી કોઈ મુરબ્બી સાથી-પ્રોફેસરને બધો ચાર્જ સોંપવો એમ મેં વિચારેલું. છેલ્લાં ચારેક વર્ષથી, હું કામ કે મીટિંગ માટે બહારગામ હોઉં કે ક્યારેક બીમાર હોઉં ત્યારે મારી અનિવાર્ય ને ટૂંકી ગેરહાજરી દરમિયાન કૉલેજ-ઑફિસનું કાર્ય સંભાળનાર, સન્નિષ્ઠ ને વફાદાર સંસ્થા-સેવક, પ્રોફેસર એન. કે. મહેતા (ગણિત વિભાગના વડા)ને એ ચાર્જ આપવાનું મેં મનમાં યોજેલું. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના સંચાલકો પૈકી કોઈ મને કશું જ કહેતા—જણાવતા નહોતા, એટલે મારે આ રીતે વિચારવાની ફરજ ઊભી થઈ હતી. એટલામાં, તા. ૨૪ એપ્રિલની બપોરે મને અ. એ. સોસાયટીની કચેરીમાંથી એક ટૂંકોટચ પત્ર મળ્યો, જેમાં જણાવાયું કે મારે ૨૭મી એપ્રિલે ચાર્જ આપી દેવો! મેં નિરાંત અનુભવી; થોડી દોડધામ મારી થઈ; પણ હું મારાં કાર્યો વેગથી ને ઉત્કટપણે કરી રહ્યો જ હતો. આમે ય, દસ દિવસ પછી હું મારી મેળે મુક્ત થવાનો હતો.

એમની કારકિર્દીની શરૂઆત અર્થશાસ્ત્રી તરીકેની નહોતી. સને ૧૭૨૩ના જૂનની બીજી તારીખે સ્કૉટલેન્ડના કરકેલ્ડી ખાતે તેમનો જન્મ થયો હતો. ગ્લાસગો અને ઑક્સફર્ડની વિદ્યાપીઠોમાં તર્કશાસ્ત્ર અને અધ્યાત્મવિદ્યા તેઓ ભણ્યા, અને સને ૧૭૫૧માં ગ્લાસગો ખાતે જ પ્રથમ તર્કશાસ્ત્રના અને પછી નીતિશાસ્ત્ર વિષયોના પ્રાધ્યાપક તરીકે કામ કર્યું. જ્યારે ગ્લાસગો ખાતે અધ્યાપન કાર્ય કરી રહ્યા હતા ત્યારે જ તેમણે તેમનું 'ધી થિયરી ઑફ મૉરલ સેન્ટીમેન્ટસ્' નામનું પુસ્તક બહાર પાડ્યું. આ પુસ્તક નીતિશાસ્ત્ર ઉપરનું છે. પોતાની અધ્યાત્મ અને ઐહિક વૃત્તિઓ વિષે માનવે કઈ રીતે વર્તવું જોઈએ તેની તેમાં તેમણે ચર્ચા કરી છે. તેમના સમયમાં વેપારવણજ અને ઉદ્યોગો વિષેના વિચારોમાં જે અસ્પષ્ટતા ચાલતી હતી તેથી તેમને પારાવાર દુઃખ થયું હતું. સને ૧૭૬૦ અને સને ૧૭૬૪ વચ્ચેના સમયમાં તેમણે જે વ્યાખ્યાનો આપ્યાં તેમાં ઉપરની બાબતો અભિવ્યક્ત થઈ છે. અભ્યાસીઓનું માનવું છે કે લગભગ આ જ અરસામાં અર્થશાસ્ત્ર વિષેના કેટલાક વિચારો તેમના માનસમાં બંધાવા લાગ્યા હતા. પોતાના વિચારોની ઝટપટ પ્રસિદ્ધ કરી નાખવાની ઉતાવળ તેમને નહોતી. આથી, યોગ્ય સમયની રાહ જોવામાં તેમણે સારો એવો સમય પસાર કરી નાખ્યો.

ત્યાર પછી અચાનક જ તેમના અધ્યાપન કાર્યમાં વિક્ષેપ પડે છે. સને ૧૭૬૪માં એક યુવાન રાજવીના ખાનગી શિક્ષક તેઓ બન્યા અને વિદેશના લાંબા પ્રવાસમાં તેમના આ શિષ્ય સાથે રવાના થયા. સમગ્ર યુરોપમાં લગભગ બે વર્ષ તેઓ ફર્યા અને ખાસ કરીને ફ્રાંસમાં વધુ રહ્યા અને ત્યાં જ તેઓ વૉલ્ટેર, ટર્ગોટ, ક્વીઝને અને અન્ય અગ્રણી ફ્રેંચ વિચારકોના સંપર્કમાં આવ્યા. આ પ્રવાસથી તેમની દૃષ્ટિ ખૂલી એટલું જ નહિ પણ જ્યારથી તેમણે અર્થકારણમાં રસ લેવો શરૂ કરેલો ત્યારથી જે સમસ્યાઓ તેમના મનમાં હતી તે પણ ઊકલી ગઈ. સને ૧૭૬૬માં તેઓ ઇંગ્લેન્ડ પાછા આવ્યા પરંતુ શિક્ષણ વ્યવસાય ફરી સ્વીકાર્યો નહિ. તેને બદલે તે સમયના નૈતિક અને અન્ય વ્યવહારના પ્રશ્નો ઉપર લેખો લખવાનું તેમણે શરૂ કર્યું. આ સમયમાં લખાયેલ તેમનાં લખાણો સાચવી શકાયાં નથી અને જગતને એ વાંચવા મળ્યાં નથી. કારણ કે, પોતે એટલા બધા લાગણીપ્રધાન હતા કે પોતાનો લેખ સરળ, તર્કબદ્ધ અને સ્પષ્ટ જ્યાં સુધી ન લાગે ત્યાં સુધી તેનો નાશ જ કર્યે જાય અને તેની પ્રસિદ્ધિ જ થવા ન દે. પોતાના મૃત્યુથી થોડાક જ સમય પહેલાં પોતાની હાજરીમાં જ મિત્રોની મદદથી અપ્રગટ નોંધોનો અને હસ્તપ્રતોનો તેમણે નાશ કરાવી નાખ્યો હતો.

જે પુસ્તકે તેમને અમર બનાવ્યા છે તે તેમણે ઈ. સ. ૧૭૭૬માં લખ્યું. આ પુસ્તકનું નામ તો ઘણું લાંબું છે—ઍન ઇન્કવાયરી ઇન ધી નેચર ઍન્ડ કૉઝીઝ ઑફ ધી વેલ્થ ઑફ નેશન્સ—પણ 'વેલ્થ ઑફ નેશન્સ'ના લોકપ્રિય નામથી તેનો ઉલ્લેખ થાય છે. પુસ્તકનું નામ જ તેનો મધ્યવર્તી વિચાર સ્ફુટ કરે છે. અઢારમી સદીની શરૂઆતથી જ ઇંગ્લેન્ડના રાજ્યવહીવટમાં અને નીતિ ઘડવામાં વેપારવાદે ભારે પક્કડ જમાવી હતી. વ્યાપાર વધ્યો હતો અને તેથી વ્યાપારી વર્ગ પેદા થયો હતો. આ વ્યાપારી વર્ગની સ્વાભાવિક જ એવી ઇચ્છા હોય કે તેમના હિતની રક્ષા માટે, હરીફો સામે રક્ષણ આપવા મજબૂત કેન્દ્ર સરકાર અસ્તિત્વમાં આવે. આ વર્ગને ઇજારો, રક્ષણ અને રાજ્યનિયંત્રણની જરૂર હતી. આ વર્ગની ઇચ્છા હતી કે આયાત ઉપર નિયંત્રણ મુકાય અને નિકાસને પ્રોત્સાહિત કરવા સરકાર સબસીડી આપે. વિપુલ પ્રમાણમાં માલસામાન વાપરવાને બદલે તેમની ઇચ્છા એવી હતી કે અન્ય દેશોમાંથી ઓછી ખરીદી કરવી અને પોતાના માલનું વધુ વેચાણ કરવું. આ નીતિ એવી રીતે અમલમાં મૂકવાનું તેઓ ઇચ્છતા હતા કે જેથી સોનું અને ચાંદીનો મોટા પાયા પર સંગ્રહ થઈ શકે. ટૂંકમાં, વેપારી કરારો, પ્રતિબંધો વગેરેથી ગૂંચવણભરી બની ગયેલી વેપારનીતિ માત્ર ઈર્ષ્યા અને ઇજારાની વૃત્તિથી ખૂબ પ્રભાવિત બની હતી.

ઇંગ્લેન્ડમાં ઔદ્યોગિક ક્રાંતિનાં પગરણ શરૂ થયાં હતાં પરંતુ વેપારી હિત ધરાવનારાઓ તેનો વિરોધ કરતા હતા, કારણ કે ઔદ્યોગિક ક્રાંતિ જે નવી નવી ઉત્પાદન પદ્ધતિ અને પ્રક્રિયાઓ દાખલ કરતી હતી તે તેમના ઇજારાઓ માટે પડકારરૂપ હતી. આ સ્થાપિત હિતો બે પ્રકારનાં હતાં. એક તો વેપારી વર્ગના વર્ચસ્વવાળી

[From the letter to Dr. D. S. Kothari, Chairman, U. G. C., New Delhi]

I have no regret whatsoever and although I am leaving with a sense of pain at the break of my intimate link with the L. D. Arts College for last 23 years, I feel rewarded that I have been acting according to the dictates of my conscience. I shall, of course, continue to serve the broad educational and cultural fields by my work as Founder-Director of the Harold Laski Institute of Political Science and as Editor of ABHYAS.

I must say I feel sorry, though not surprised, that the Gujarat University authorities and the so-called eminent educationists of Ahmedabad and Gujarat should have been almost totally silent over the episode. I am not bothered at all about my personal career and security; God willing I shall get what I deserve. But I am sad that the fundamental issues of academic values and educational administration that I have tried to raise should seem to pass uncared for, if not unnoticed.

26-4-1968 P. G. Mavalankar

\+ + +

[From the letter to H. E. Shriman Narayan, Governor of Gujarat and Chancellor of Gujarat University, Ahmedabad]

I consider it to be my good fortune that I was able to serve the College and the Gujarat University under your distinguished Chancellorship even for a short duration.

25-4-198 P. G. Mavalankar

\+ + +

[From the letter to Shri Umashankar Joshi, Vice Chancellor of Gujarat University, Ahmedabad]

I am leaving my *Alma Mater* with a heavy heart. Words fail me when I try to express myself.

I recall with satisfaction and gratitude the day when you were elected as Vice Chancellor. It was a great and significant day of triumph. I feel rewarded that I was in some small way able to contribute my bit to that triumph. After all, it was not merely a personal victory; all of us were fighting for academic values and high educational principles. I am sure you and your esteemed colleagues will continue the battle. My sincere good wishes and prayers are always with you all in your delicate and hazardous tasks.

It has been my privilege to serve the University and the College under your leadership, as it was my good fortune to do so under your immediate predecessor.

I am optimistic about the good future of our Gujarat University, though sometimes the prospects may seem dim or distant or both. May I end this letter by offering my apologies to you for any unpleasantness or discomfort I may have caused to you by my words and deeds regarding college and university matters.

25-4-'68 P. G. Mavalankar

\+ + +

[From Shri Joshi's reply]

Indeed I am grateful to you for the kind words used and sentiments expressed by you.

You very well know that I have always looked upon you as an esteemed friend in my personal capacity and a young teacher with principles and good deal of idealism about you. Your leaving L. D. Arts College will no doubt mean so much loss to your students and to me as a conscientious col-

આપમેળે દાખલ થતી હોય તો તેને અટકાવવી ન જોઇએ. વ્યકિતના મહત્તમ નફાના પ્રયાસોને ગૂંગળાવનાર પ્રયત્નો અંતે સમાજને પણ નુકસાનકારક જ છે.

ઍડમ સ્મિથના વિચારોને જેટલી ત્વરિત અને પારાવાર સફળતા મળી તેટલી તો તેમણે પણ ધારી નહોતી. અઢારમી સદીના અંત પછીથી મુકત વ્યાપારના સ્વીકારની જે ક્રાંતિકારક ચળવળ શરૂ થઈ તે 'વેલ્થ ઑફ નેશન્સ'માં રજૂ થયેલા વિચારોને આભારી છે એમ કહેવું પડે. તમામ આર્થિક પ્રવૃત્તિનો અંતિમ હેતુ વપરાશ જ છે એ સૂત્રને મહત્ત્વ આપવાનું માન પણ ઍડમ સ્મિથને ફાળે જાય છે. ઍડમ સ્મિથે પોતે જ કહ્યું છે કે વપરાશ એ ઉત્પાદનનો એક જ માત્ર હેતુ છે. જેટલે અંશે વપરાશ કરનારાઓનો હેતુ સચવાય તેટલે અંશે ઉત્પાદકોનો હેતુ પણ સચવાવો જોઇએ. ઉપભોક્તાઓ તરીકે, નાગરિકોને મન ફાવે તે ખરીદવાની છૂટ હોવી જોઈએ. ઉત્પાદકો તરીકે, કામદારો તરીકે, માલિકો તરીકે કે વ્યવસ્થાપકો તરીકે પોતાની ઉત્પાદનશકિત કે મૂડીનો ઉપયોગ કરીને મહત્તમ સંતોષ કે આવક મેળવવાની પણ તેમને સંપૂર્ણ છૂટ હોવી જોઇએ.

આનો એવો અર્થ નથી કે ઍડમ સ્મિથ સંપૂર્ણ મુકત વ્યાપારી હતા. તેમના અભિપ્રાય પ્રમાણે, રાજ્યનાં ત્રણ કાર્યો હતાં: (૧) અન્ય સ્વતંત્ર સમાજો તરફથી આવતા હુમલાઓથી આ સમાજનું રક્ષણ કરવું, (૨) સમાજમાં જ એકબીજી વ્યક્તિઓ તરફથી થતા અન્યાયથી એકબીજાનું રક્ષણ કરવું, (૩) એવાં જાહેર કામો અને જાહેર સંસ્થાઓની રચના કરવી જે એકલ-દોકલ વ્યકિત કે ગણ્યાગાંઠ્યા લોકોની શકિત બહારનાં હોય.

'વેલ્થ ઑફ નેશન્સ'નો કાળજીપૂર્વક અભ્યાસ કરવાથી જણાશે કે તેમણે ઉપરની બાબતો માટે અનેક ઉદાહરણો રજૂ કર્યા છે. રેશમ અને ગરમ કાપડની ગુણવત્તા માટેનાં પ્રમાણપત્રોથી શરૂ કરીને નવા પ્રદેશમાં વસવાટ કરવા જમીન ફાળવણી વિષેના નિયમોના રોટીના પુરવઠાની કિંમતનું નિયંત્રણ વગેરેનો સમાવેશ થાય છે. આ દર્શાવે છે કે ઍડમ સ્મિથે રાજ્યનું કામ માત્ર રાત્રિના ચોકી કરતા ચોકીદાર જેવું રાખ્યું નથી. નિરપેક્ષ સ્વાતંત્ર્યના તેઓ હિમાયતી નથી. તેમના જ કહેવા મુજબ, તેમણે તો સત્તાના દુરુપયોગ સામે જ ધર્મયુદ્ધ આદર્યું હતું

ઍડમ સ્મિથ અર્થશાસ્ત્રના પિતા કેમ મનાય છે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આનો જવાબ એ છે કે અર્થશાસ્ત્રને સહુ પ્રથમ તેમણે સિદ્ધાંતોના વ્યવસ્થિત સ્વરૂપમાં રજૂ કર્યું હતું. તેમની પહેલાં રાષ્ટ્રીય પ્રશ્નોની છૂટીછવાઈ છણાવટ થયેલી. પણ ઍડમ સ્મિથના જેવી વિશાળ અને સમગ્રલક્ષી રજૂઆત અને પૃથક્કરણ કોઈએ કર્યાં નહોતાં. સ્મિથના પુસ્તકના પ્રકાશનથી તમામને તેમણે ઝાંખા પાડી દીધા. ભલે, જોશિયા ચાઈલ્ડ, થૉમસ મૅન અને પેરી જેવા વિચારકોથી જુદી રીતે સ્મિથ હકીકતોના જબરા નિરીક્ષક હતા અને એમનું પૃથક્કરણ અનેક હકીકતોના આધારે રચાયેલું હતું, માત્ર સિદ્ધાંતોને આધારે નહીં. મૂલ્ય અને ભાવો, ભાડું, વ્યાજ, નફો અને વેતન, કરવેરા, શ્રમ, વગેરે બાબતોનું તેમનું પૃથક્કરણ એટલું સર્વગ્રાહી અને સંકલિત હતું કે તે પૃથક્કરણે જ આર્થિક પરિબળોની પાયાની સામ્યતા સાબિત કરી અને અર્થશાસ્ત્ર વિષય એક વિષય રીતે ઉદ્ભવ પામ્યો. વપરાશ, ઉત્પાદન, વહેંચણી અને વિનિમયનો તેમણે સમન્વય કર્યો.

ઍડમ સ્મિથના વિચારોનો અભ્યાસ કર્યા વિના પશ્ચિમના ઉદારમતવાદી વિચારોનો અભ્યાસ અશક્ય છે. રિકાર્ડો, માલ્થસ, સીનિયર, મૅકકુલક, મીલ, બેન્થામ જેવા તેના અનુયાયીઓએ સ્મિથના જ વિચારોની પુનઃ રજૂઆત કરી છે અથવા તેમાં થોડા સુધારા-વધારા કર્યાં છે.

પોતાના વ્યક્તિગત જીવનમાં ઍડમ સ્મિથ એકલ-પેટા અને શાંત સ્વભાવના માણસ હતા. આનું કારણ એમ પણ હોઈ શકે કે તેઓ યુવાન વયે પોતાના અંગત જીવનમાં નિરાશ થયા હતા. ખૂબ જ સૌંદર્યવાન અને ચતુર સ્ત્રી સાથે પોતે પ્રેમમાં હતા. આ પ્રેમ લગ્નમાં પરિણમ્યો નહીં. તે મહિલા પણ અવિવાહિત જ રહ્યાં અને ઘણાં વહેલાં મૃત્યુ પામ્યાં હતાં. ઍડમ સ્મિથ પણ મૃત્યુ સુધી અવિવાહિત જ રહ્યા.

આજે જ્યારે કેન્દ્રસ્થ આયોજન આર્થિક વિકાસ

[અનુસંધાન પૃષ્ઠ ૫૦૨]

ing. Anyway it is now a closed chapter. I wish you a successful career.

16-5-'68 Kasturbhai Lalbhai

+ + +

[From the letter to Sheth Shri Amritlal Hargovandas, President, of the Ahmedabad Education Society, Ahmedabad]

I am naturally sorry to leave my *Alma Mater*. Any parting is a sad event, but I am satisfied that I have acted according to the dictates of my conscience.

It is equally natural that I should remember your goodself at this point of my departure. You have been the President of the Ahmedabad Education Society for a long time and your distinguished services will be cherished with gratitude. I also recall, not without emotion, the intimate and long association between your goodself and my late father Dadasaheb Mavalankar.

25-4-'68 P. G. Mavalankar

+ + +

[From Sheth Shri Amritlal's reply]

I have read some of the statements, Press interviews and letters addressed to the Society in which you have raised several important issues concerning the foundation and management of the Society. At first my reaction was to discuss these point with you; but on further consideration, I thought I should forget all about it and I have followed that course.

You have referred to my association with your father late Dadasaheb Mavalankar. I do cherish with some justifiable pride my association with your late lamented father. I recollect those days when we thought of putting Gujarat and particularly Ahmedabad on the Educational map of India and we planned accordingly and were happy that we were able to do some service to the cause of education. When one compared those days with the present ones, one is constrained to explain "What a contrast!"

Wishing you the best of luck.

29-4-'68 Amritlal Hargovandas

+ + +

[From the letter to Shri S. A. Kher, Liason Officer and member of the Governing Body of the Ahmedabad Education Society, Ahmedabad]

I have never viewed matters from a selfish angle or from the careerist's point of view. Moreover, I may have failed much and I may have achieved very little, but I have always meant well. There would hardly be greater satisfaction than this for a human being.

It is equally natural that I should remember your very intimate and long association with my late revered father Dadasaheb. Destiny has been curious, if not cruel; Dadasaheb's own dear and near ones have collectively and severally contributed to my present lot. But I have no sense of grievance against anyone of you elders and I do not in the least regret my conduct so far. I am sure I am receiving Dadasaheb's soulful guidance and blessings.

26-4-'68 P. G. Mavalankar

+ + +

[From the letter to Shri C. C. Gandhi, Hon. Secretary of the Ahmedabad Education Society, Ahmedabad]

I shall leave my College to-morrow morning. I am naturally very sorry and distressed at this break, but such are the ways of life and destiny. I must face the ordeal. God has given me the strength to face the situation so far and I have faith in His continued and abiding Grace.

It is natural that I should remember yoy to-day and should thank you for such courtesy and cooperation you were good enough to extend to me during my tenure

તા. ૧ જૂન ૧૯૬૦ ને રોજ મેં જ્યારે આચાર્યપદ સંભાળ્યું ત્યારે ભાગ્યે જ મને કશું વ્યવસ્થિતપણે સોંપાયું હતું! કોઈ પ્રકારનાં પદ્ધતિસરનાં કાગળપત્રો, દફતર, હિસાબો, વગેરે મને વિધિસર સોંપવામાં આવ્યાં નહોતાં. પરંતુ, મારે એ રીતે અધૂરું કે અધકચરું કે અધ્ધર છોડી જવું નહોતું જ. મારી ફરજ અને ગંભીર જવાબદારી હું પ્રથમથી સમજતો ને સ્વીકારતો આવ્યો હતો. એ પ્રમાણે, ૨૭મી એપ્રિલે જ્યારે મેં ચાર્જ આપ્યો ત્યારે એક કલાકની વિધિ દરમિયાન કૉલેજના કાગળપત્રો, ચોપડાઓ, અધિકૃત વિવિધ દફતરો, સ્ટેશનરી, ઇત્યાદી તમામની લેખિત અને સંપૂર્ણ યાદીઓ અને વિગતો મેં સુપરદ કરી. કૉલેજ અને હોસ્ટેલમાંનું ફર્નિચર, વાસણો, અન્ય સાધનો, રમતગમત તથા શારીરિક શિક્ષણનાં ઓજાર એ બધાંની પણ યાદીઓ આપી. દરેક ખંડની તમામ વિગતો રજૂ કરી. લાયબ્રેરી અને વાચનાલય ખંડમાંની ચીજો-ચોપડીઓની યાદીઓ આપી. વિશેષમાં તો, નાણાંની લેવડદેવડનો પાકો હિસાબ, બધા વાઉચર્સ પર સહીઓ કરી, પૂરી સિલક સાથે અને up to date (શુક્રવાર, તા. ૨૬ એપ્રિલ સાંજ સુધીનો) સોંપ્યો. આખું કૉલેજ મકાન ને પ્રાંગણ મેં પૂરેપૂરું સ્વચ્છ હાલતમાં તૈયાર રખાવ્યું. ૨૭મી એપ્રિલે સવારે ખાસ જઈને મેં, ફૂલ-ઝાડ-કૂંડાં, વગેરેમાં પાણી છંટાવ્યું. મારો હેતુ એક જ હતો કે, સંસ્થાના વડા તરીકેની મારી તમામ જવાબદારીઓ મારે છેક સુધી સારી રીતે ને સંપૂર્ણપણે અદા કરવી.

આગલી સાંજે—૨૬મી એપ્રિલે—કૉલેજમાંના મારા સાથી-કર્મચારી ભાઈબહેનોને અને પટાવાળા-ભાઈઓને તથા અધ્યાપકગણમાંના કેટલાકને ખાસ નિમંત્રીને નાનકડો, અવિધિસર, કૌટુંબિક સ્વરૂપનો વિદાય સમારંભ મેં યોજ્યો. કૉલેજની ઇમારતના પાછલા ભાગમાં આવેલ 'લૉન'માં અમે સૌ બેઠાં. મેં ભારે હૈયે અને સજળ નયને સૌ આત્મીયજનોની તથા મારી માતૃસંસ્થાની વિદાય લીધી અને એ પ્રસંગે હું ચાર શબ્દ બોલ્યો, પણ તે ખૂબ મુશ્કેલી સાથે! મારી લાગણીઓનો ઊભરો હું રોકી શકતો નહોતો અને ચોધાર વહેતાં આંસુ પણ અટકાવી શકતો નહોતો. મેં સહુનો આભાર માન્યો; સંસ્થાને તથા નવા જે કોઈ વડા નીમાય તેમને સંપૂર્ણ વફાદાર રહીને કામ કરવા સહુને અનુરોધ કર્યો; હાજર અને ન હાજર એવા તમામ કૉલેજ કર્મચારીઓ-અધ્યાપકો-વિદ્યાર્થીઓ પ્રત્યે હાર્દિક શુભેચ્છાઓ વ્યક્ત કરી. બીજે દિવસે (૨૭ એપ્રિલ) ચાર્જ આપતી વખતે, સદ્ભાગ્યે, હું સંયમ અને અંકુશ મારા પર રાખી શક્યો. ૨૬મીના વિદાય-સમારંભમાં મારા સિવાય બીજું કોઈ બોલ્યું નહોતું, અને પછી મેં સહુને આઈસક્રીમ પીરસ્યો તે લઈને અમે સહુ વિખેરાયાં.

વિદાય વેળાએ, સ્વાભાવિક જ, કેટલાક મુરબ્બીઓ—મિત્રોનું ઉત્કટ સ્મરણ મને થયું. કૉલેજ સાથેનો છેલ્લાં ૨૩ વર્ષનો નાતો પણ મારી આંખ આગળ ચિત્રિત થયો. સદ્ગત પૂજ્ય દાદાસાહેબનું સ્મરણ સતત રહે જ; એથી હું ગદ્ગદિત થયો. અ. એ. સોસાયટી માટે તથા એની કૉલેજો માટે એમણે જે અથાગ શ્રમ, શક્તિ, રસ, લોહી રેડયાં, અને સોસાયટીના હાલના સંચાલકો-વડીલો પૈકી અનેક સાથે નિઃસ્વાર્થપણે અને તમન્નાથી કામ કર્યું તે બધું મારી સમક્ષ તાજું થયું. મારા પત્રવ્યવહારમાં એ, કુદરતી રીતે જ, પ્રગટ થયું. સહુને મેં વિદાયના, શુભેચ્છાના અને ક્ષમા-પ્રાર્થનાના પત્રો પાઠવ્યા. અંગ્રેજી લઘુલિપિ-લેખનની તથા ટંક-લેખનની સગવડ સુલભ હોઈ મેં બધો પત્રવ્યવહાર અંગ્રેજીમાં જ કર્યો. તેમાંથી પ્રસ્તુત ભાગ અહીં યથાતથ ટાંક્યો છે. જેમના જવાબો આવ્યા તે બધામાંથી પણ એ રીતે ટાંક્યું છે. ૧૪મી જૂને મેં એક અખબાર-જોગું નિવેદન બધાં સ્થાનિક તથા પરગામનાં કેટલાંક ગુજરાતી દૈનિકોને પ્રસિદ્ધિ અર્થે મોકલ્યું તે સમગ્રપણે છેલ્લે અહીં છાપ્યું છે.

પુ. ગ. મા.]
તા. ૧૫ જૂન '૬૮]

× × ×

[From Dr. K. G. Desai's reply]

We shall miss you very much. I hope we shall get the benefit of your learned association in one form or the other.

1-5-'68 K. G. Desai

\+ + +

[From the letter to Shri K. C. Parikh, Registrar, Gujarat University, Ahmedabad]

You know I have resigned from the Principalship of the L. D. Arts College on 14th March, 1968. The Honorary Secretary of the Ahmedabad Education Society, Shri C. C. Gandhi has sent to me this week the official communication conveying the acceptance by the Governing Body of my resignation.

I shall be handing over the charge of my present post on Saturday, April 27, 1968 at 11-00 a. m.

I, thus, cease to be a member of the Senate of the Gujarat University and also, of the Boards of Studies in Political Science and General Education and of the Arts Faculty. I write this for your information and necessary action.

I cannot close this letter without expressing my deep sense of gratitude to all your colleagues and the staff of the University and to you personally for all your courtesy and co-operation throughout my eight years of Principalship of the L. D. Arts College. Will you please convey my warm good wishes to all your colleagues and the staff?

I tender my apologies to you and the University office for any offence I may have inadvertently caused.

25-4-'68 P. G. Mavalankar

\+ + +

[From Shri K. C. Parikh's reply]

May I at the outset say that I gratefully appreciate your kind sentiments and warm good wishes you have expressed for my colleagues in the University office and myself. Indeed, personally speaking, I shall miss you very much as an esteemed friend and a genuine teacher.

As you very well know the persons who combine in themselves competence with character are unfortunately becoming rarer in our country. It is in the background of this perspective that I consider your departure from our midst as unfortunate. I, therefore, devoutly wished it were averted. I have, all the same, no doubt that you will continue to serve the cause of education from wherever you will choose to work. I also know that you will not occupy a position without adorning it. I hope and pray that you will continue to contribute your very best to the weal of the community at large.

I need hardly assure you that you will be most welcome both at my office and at my residence for I know I can always discuss with you so many of our common problems with pleasure and profit.

May I take this opportunity of wishing you a happier life and a richer career?

27-4-'68 K. C. Parikh

\+ + +

[From the letter to Shri Nityanand Kanungo, Governor of Bihar, Patna]

I have resigned as Principal of the L. D. Arts College and I have done so on strong academic grounds and for upholding the honour of the teaching community. It was impossible for me to gulp down uneducational and unjust decisions.

During my 8 years of Principalship I had the pleasure of serving the University under your Chancellorship as well. I, therefore, naturally remember you at this moment.

I am sorry I am leaving the College, but I am happier still that I have not disregarded the *Inner Voice* of my Conscience.

26-4-'68 P. G. Mavalankar

\+ + +

league on the Senate and the Faculty. In the course of your teaching career you have endeared yourself to many by virtue of your qualities of head and heart. I have found an abundant measure of them in the various areas of your work—teaching, journalism, students' welfare and academic discussions. I feel very much sorry over your departure. Indeed I had hoped that it would have been somehow averted. My only prayer is that education will continue to claim your attention and services and it will be possible for the academic life in our country to benefit from your active participation, for never before the need for men who stand for values was greater.

I wish you a still fuller life and God-speed in your future activities.

26-4-'68 Umashankar Joshi

\+ + +

[From the letter to Sheth Shri Kasturbhai Lalbhai, Chairman, Governing Body of the Ahmedabad Education Society, Ahmedabad]

My impending resignation from the Principalship of the L. D. Arts College was made known to your goodself when I wrote to you on Monday, March 11, 1968 on the eve of your departure for the world tour.

I submitted my letter of resignation on March 14, 1968 and Shri Chandrakantbhai Gandhi, Hon. Secretary of the Ahmedabad Education Society has sent to me yesterday the formal and brief communication convey- the acceptance of my resignation by the Governing Body at its meeting held on Monday, April 22, at the residence of Sheth Shri Amritlalbhai.

I shall be relinquishing the job on Saturday, April 27, 1968 at 11-00 a. m. when I hand over the charge of principalship.

Many emotions and sentiments have over-powered me at the moment, and I am unable to express myself adequately. I have served the L. D. Arts College—my *Alma Mater* and my own institution—for nearly 19 years. Practically half or even more of my youthful and active life has been spent in the service of the College which bears the sacred name of your late revered father and with which my late dear father Dadasaheb's body and soul have been connected so deeply and intimately.

Whatever my differences with your goodself and other elders, your place as a very close and dear elder to me remains intact and as solid as before. I genuinely regret the circumstances which have compelled me to part our ways, but I am sure Dadasaheb's soul is guiding and blessing me at this crucial moment of my life and career.

I do wish to thank you most warmly and sincerely for all your affection during my 19 years of life at the L. D. Arts College. I know I can always count on your continued good wishes and blessings. I have never sought anything from you and I hope I can continue the same close and unselfish relationship with your goodself.

I tender my apologies to you for any offence or inconvenience I may have inadvertantly caused to you.

Please accept my best wishes for your long, healthy and fruitful life in the service of the community.

25-4-'68 P. G. Mavalankar

\+ + +

[From Sheth Shri Kasturbhai's reply]

I am sorry to find that after so many years of close relationship you decided to sever your connections with the L. D. Arts College. Much as I appreciate the motives that activated you to do so, I believe one need not have gone to the length of resign-

પરિસ્થિતિ નબળી બની છે અને વ્યવહારુ પદ-પ્રતિષ્ઠાની રીતે જોતાં મારી સ્થિતિ કાંઈક ઘટી છે. પણ નૈતિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ મારું વ્યક્તિત્વ દૃઢતર થયાનો મને સંતોષ છે. જેને મેં શૈક્ષણિક સિદ્ધાંતો અને વિદ્યાકીય મૂલ્યો ગણ્યાં તેમને હું વળગી રહી શકયો તેનો પણ સંતોષ ઓછો નથી.

પૂરા સમયની કૉલેજને મેં જડ સિદ્ધાંતનો કે અંગત પ્રતિષ્ઠાનો પ્રશ્ન કદી માન્યો નહોતો. ૭ વર્ષ સુધી મેં પોતે સવારની કૉલેજનું આચાર્યપદ સંભાળ્યું જ હતું. પણ સવારની કૉલેજોની અનેકવિધ ક્ષતિઓ અને મર્યાદાઓના પ્રત્યક્ષ તથા પરોક્ષ પરિચય બાદ, હું પૂરા સમયની કૉલેજના સ્વસ્થ ક્રમનો આગ્રહી બન્યો હતો. મને પૂછ્યા કર્યા સિવાય કૉલેજનો સમય એકાએક બદલવા ઉપરાંત અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના સંચાલકોએ કેટલાક શિક્ષકો અને વિષયો ઘટાડવાની પણ સ્પષ્ટ દરખાસ્તો મારી સમક્ષ વારંવાર કરેલી. વળી, ગવર્નિંગ બૉડીમાં આચાર્યોના વાજબી દરજ્જા અને સમાન સભ્યપદ વિષે સંચાલકો સતત નિષ્ક્રિય રહ્યા હતા.

આમ છતાં, બાંધછોડ માટે મેં તૈયારી દર્શાવી હતી. મેં સૂચવેલું કે બે મુદ્દાઓ પર હું નમતું જોખું અને બીજા બે મુદ્દાઓ પર સંચાલકો સમાધાનવૃત્તિ બતાવે. મારી ગેરહાજરીમાં નિર્ણય લેવાયો તે હું ચલાવી લઉં અને સવારનો સમય પણ ન છૂટકે સ્વીકારું; પણ તે સાથે જ, સંચાલકોએ મને સ્પષ્ટ બાંહેધરીઓ આપવી જોઈએ કે સવારની કૉલેજ થતાં બધા વિષયો—શિક્ષકો અને અંગ્રેજી માધ્યમની વધારાની સગવડ અકબંધ ચાલુ રહેશે, તથા આચાર્યોના સ્વમાનભર્યા સ્થાનનો ગવર્નિંગ બૉડી સ્વીકાર કરશે. પરંતુ સંચાલકોએ તો મારી આ સમાધાન-શરતોને સદંતર નકારી જ કાઢી. પરિણામે, પદત્યાગનો એક માત્ર સન્માનનીય માર્ગ મારે માટે રહ્યો, જે મેં ધર્મ સમજીને અમલમાં મૂકયો.

હવે હું જોઉં છું કે મારી પહેલી શરત, પરિસ્થિતિને કારણે કે ગમે તેમ, સંચાલકોને અમલી બનાવવી પડી છે. બધા વિષયો અને શિક્ષકો આ રીતે ચાલુ રહેલા જોઈને મને સ્વાભાવિક જ ખુશી થાય છે. પણ, યેન કેન પ્રકારેણ આચાર્યપદે હું ચાલુ ન રહું એવી સંચાલકોની છૂપી ઇચ્છા પણ આથી સ્પષ્ટ થાય છે. એમનો એ હેતુ બર આવ્યો છે ત્યારે હવે બીજો મુદ્દો પણ નજીકના ભવિષ્યમાં અમલી બનશે, અને આચાર્યોને ગવર્નિંગ બૉડીમાં પૂરા સભ્યો તરીકે લેવાશે એવી ઉમેદ હું રાખું છું. ગુજરાત યુનિવર્સિટીએ આ બાબતમાં હજી સુધી કોઈ પગલું ભર્યું નથી એ વિચિત્ર અને દુઃખદ છે. શ્રીમંતોની અને મહાજનોની બનેલી ગવર્નિંગ બૉડીને પુછાવવાની પણ હિંમત ન બતાવાય એ કમનસીબી છે. ખેર!

જુદે જુદે સ્થળે આવેલી ચાર કૉલેજોનાં આચાર્યપદનાં નિમંત્રણનો મેં અસ્વીકાર કર્યો છે. અન્ય ક્ષેત્રે પણ બે મોટી કામગીરીઓને મેં જતી કરી છે. લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટનાં વિવિધ કાર્યોમાં તથા 'અભ્યાસ' માસિકના સંપાદન-લેખનમાં હું હવે પૂરો પરોવાયો છું. છેલ્લા ત્રણ માસમાં જે બધા મિત્રો-મુરબ્બીઓએ, વિદ્યાર્થી ભાઈ-બહેનોએ અને અપરિચિત શુભેચ્છકોએ મારા પ્રત્યે સ્નેહભાવ અને સૌજન્ય દર્શાવ્યાં છે અને મને હૂંફ આપી છે તે સહુનો હું હાર્દિક આભાર માનું છું.
અમદાવાદ, તા. ૧૪ જૂન ૧૯૬૮

*

અનુસંધાન] **આધુનિક અર્થશાસ્ત્રના જનક: ઍડમ સ્મિથ** [પૃ. ૪૯૩ પરથી

માટે ઉત્તમ ઉપાય મનાય છે ત્યારે સ્મિથના વિચારો જૂના લાગે ખરા, છતાં તેમાં જે સત્યનો અંશ છે તે આજે પણ એટલો જ તાજો છે. માણસનો મૂલ્યનો સિદ્ધાંત જ સ્મિથના શ્રમના પૃથક્કરણ ઉપર આધારિત છે. વપરાશ એ ઉત્પાદકનું નિયંત્રક છે તે આજે પણ એટલું જ સાચું છે. કરવેરા વિષેના તેમના વિચારોનો આજે પણ ઉદારમતવાદી અર્થશાસ્ત્રીઓ ઉપયોગ કરે છે.

૧૮મી અને ૧૯મી સદીના ઇંગ્લૅન્ડમાં વ્યાપારવાદીઓ અને નિસર્ગ રાજ્યવાદીઓ માટે સ્મિથના વિચારો આંખ ખોલનારા નીવડયા તે મહત્ત્વની વાત છે. પોતાના પુસ્તકના પ્રકાશન પછી તેઓ પંદર વર્ષ જીવ્યા. ત્યાં સુધીમાં તેમના વિચારો સામે વિરોધ થઈને શમ્યો અને અંતે તેમના જ વિચારો રાજ્યની વેપારનીતિના પાયા બન્યા તે જોવા તેઓ સદ્‌ભાગી નીવડયા. તેમના સમકાલીન વિચારક ડૉ. સ્ટુઅર્ટ લખે છે કે સત્ય માટેની માત્ર નિરવાર્થ તમન્ના આટલી ત્વરિત સફળતા મેળવી લે એવું તો ભાગ્યે જ બને છે. તા. ૩૦-૪-'૬૮

અનુવાદક: ન. ઉ. રાજગુરુ **નવગોપાલ દાસ**

*

here. I have never intended any offence to you, but if I have caused even unwittingly any inconvenience to you, I tender my apologies.

I remember your intimate and long association with my late revered father Dadasaheb. I have all along, and even in my present crisis, tried to follow honestly and fully Dadasaheb's own philosophy and life of selfless service and integrity and character.

26-4-'68 P. G. Mavalankar

\+ + +

[From the letter to Principal S. V. Desai, H. L. College of Commerce, Ahmedabad]

You know that my resignation has been accepted by the Governing Body on Monday, April 22, and I shall hand over the charge of principalship to Prof. V. N. Joshi tomorrow morning.

I naturally feel very sorry and even distressed at leaving for good my *Alma Mater* after all, I have been intimately associated with the College for the last 23 years. But I must learn to bear such suffering.

I naturally remember you at this moment, and I recall with gratitude the many small and big courtesies you so graciously and generously extended to me during my eight years of p-incipalship. I don't know how to thank you adequately.

I sincerely apologise to you for any inconvenience or offence I may have unwittingly caused to your goodself, while dealing with college and allied matters during these last eight years.

I wish you long, healthy and yet more useful life to the community.

26-4-'68 P. G. Mavalankar

\+ + +

[From the letter to shri B. V. Doshi, Director of the School of Architecture, Ahmedabad]

It is natural that I should remember you at the moment. It was my pleasure and privilege to be of some assistance to you and the School of Architecture. And, of course, I value your friendship.

26-4-'68 P. G. Mavalankar

\+ + +

[From the letters to Dr. R. D. Desai, Principal, M. G. Science Institute, and Dr. K. G. Desai, Principal, A. G. Teachers' College]

I am leaving with mixed feelings. Parting from eteemed colleagues, co-workers and student-friends is a sad event; but I am grateful to the Almighty that He gave me the strength to act according to my principles and as per the dictates of my conscience.

It was my pleasure to work with you in the Ahmedabad Education Society. I thank you for such courtesy and co-operation you were good enough to extend to me.

26-4-'68 P. G. Mavalankar

\+ + +

[From Dr. R. D. Desai's reply]

I am very sorry for the inevitable circumstances which led to your resignation. I can realise you feelings, but sometimes things do not happen as we wish. I am thankful for your words of appreciation with regard to my courtesy and co-operation with you. I reciprocate these sentiments, as I was always very lucky and happy to get your co-operation and goodwill on so many occasions and matters.

2-5-'68 R. D. Desai

\+ + +

## અનુક્રમ



*

## ફેબ્રુઆરી'૬૮ વિશેષાંક

૭૨ પાનાંનો આ અંક તૈયાર થતાં વેંત સાતમા વર્ષના સહુ ગ્રાહક મિત્રોને મોકલી આપવામાં આવશે.

૩૧ જુલાઈ ૧૯૬૮ **સંપાદક, 'અભ્યાસ'**

*

## લવાજમમાં વધારો

ગયા અંકમાં જાહેર કર્યા પ્રમાણે, 'અભ્યાસ'ના નવા આઠમા વર્ષ (ઑગસ્ટ ૧૯૬૮થી જુલાઈ ૧૯૬૯) નું લવાજમ રૂ. ૧૫/– રહેશે. કાગળ, છપામણ, પોસ્ટેજ, ઈ.નો ખર્ચ સતત વધતો રહ્યો હોઇ 'અભ્યાસ' ચલાવવાની જવાબદારી પેટે વાર્ષિક ખોટનો આંકડો પણ નાના ખભા પર વધુ ને વધુ આકરો બનતો રહ્યો છે. આ સંજોગોમાં કરેલો લવાજમ-વધારો પણ જમા-ખર્ચનાં બે પાસાંને સરખાં તો નહિ જ કરે, પણ ખોટની રકમ કંઈક ઘટાડવામાં સહાયભૂત થશે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**
૩૧ જુલાઈ '૬૮ સંપાદક, 'અભ્યાસ'

*

## પ્રતીક પુરસ્કારની યોજના મોકૂફ

દિલગીરી સાથે જણાવવાનું કે પ્રતીક પુરસ્કારની યોજના નવા આઠમા વર્ષથી અચોક્કસ સમય સુધી મોકૂફ રાખી છે. 'અભ્યાસ'માં પ્રગટ થતી દરેક કૃતિ દીઠ લેખકને રૂ. ૫/– પ્રતીક પુરસ્કાર આપવાની, ઑગસ્ટ ૧૯૬૫થી શરૂ કરેલી, વ્યવસ્થા ત્રણ વર્ષને અંતે હાલ પૂરતી અટકાવવી પડે છે તે બદલ દુઃખ અને ક્ષોભ અનુભવું છું. પણ 'અભ્યાસ'ની વધેલી આર્થિક મુશ્કેલીઓ અને મારા પોતાના બદલાયેલા સંજોગો વચ્ચે હું આ નાણાંકીય ભાર સહી શકું તેમ નથી. સહુ લેખક-મિત્રોની ક્ષમા ચાહું છું. આશા છે કે તેમનો પ્રેમ ને સહકાર પૂર્વવત્ જ ચાલુ રહેશે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**
૩૧ જુલાઈ '૬૮ સંપાદક, 'અભ્યાસ'

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ-૧

[From Shri Kanungo's reply]

I am sorry, you had to take this extreme step which is bound to result in disadvantage to the Education Society as well as to yourself. You may perhaps find better employment, but emotional attachment to your old *Alma Mater* has been rudely shaken. I am sure, the Education Society will never find any one to replace you adequately.

6-5-'68 Nityanand Kanungo

\+ + +

[From the letter to Shri Lalbhai R. Desai, Ex-Vice Chancellor, Gujarat University, Ahmedabad]

I am naturally pained to part company from my colleagues and students. After all, I served my *Alma Mater* for 19 good years of my youthful life, during which I had the privilege of working for some years under your Vice Chancellorship as well. So, I naturally remember you at this moment. I offer my apologies to you for any inconvenience or offence I may have inadvertantly caused to you while dealing with college and university matters. I hope this finds you and the family in good health and cheer.

26-4-'68 P. G. Mavalankar

\+ + +

[From Shri Lalbhai Desai's reply]

It is really sad that you have to leave the College under circumstances which are none too happy. I do not know the details but from what has appeared in the newspapers and what was said on the floor of the Senate, it seems the whole episode is very unusual for the Ahmedabad Education Society with which I was also connected for quite a few years. Be it as it may, but your step might pave the way for a much better understanding between the principals and the managements of different colleges and might help in evolving a code of conduct at different stages. Personally I am not in favour of such codes of conduct at different levels to be put in black and white as I feel that conventions established in a healthy way would ensure better human relations than actual rules and regulations. Ours is a profession that should not be categorised with others.

I am thankful to you for remembering me in this way and assure that never during my tenure of office as Vice Chancellor did I have occasion to be offended, though we had some differences of approach. I am sure you will continue your professional interest and hope that you will have your full satisfaction.

30-4-'68 L. R. Desai

\+ + +

[From the letter to Shri Maganbhai Desai, Ex-Vice Chancellor, Gujarat University, Ahmedabad]

I am leaving the College with mixed feelings. I am sorry at the parting of ways, but I am happier still that God gave me the strength to act according to the dictates of my conscience.

During my 8 years of Principalship and even earlier I had the pleasure of participating in the various university meetings and activities, some of which I did under your Vice Chancellorship. I, therefore, naturally remember you at this moment.

I do wish to apologise to you for any inconvenience or offence I may have inadvertantly caused to you, while dealing with college and university matters.

26-4-'68 P. G. Mavalankar

## પ્રોફેસર પુરુષોત્તમ ગણેશ માવળંકરનું અખબારજોગું નિવેદન

ચૌદમી માર્ચે એલ. ડી. આર્ટ્સ કૉલેજમાંથી રાજીનામું આપ્યા બાદ હવે પંદરમી જૂનથી આચાર્યપદને મેં પૂરું ખંખેરી નાખ્યું છે. પરિણામે, મારી નાણાંકીય

સાચી સમાજસેવા શોખનો વિષય જરૂર હોઈ શકે, પણ એ જ્યારે મોજશોખની બાબત બની જાય તો જાણવું કે એ નકલી સમાજસેવા છે. શોખથી જે સેવા કરે છે તે ઉમંગથી પોતાનું તન, મન, ધન અન્યની સેવા-શુશ્રૂષામાં ખર્ચે છે અને એનો ભાર એને પોતાને તો લાગતો નથી જ પણ અન્યને, ખાસ કરીને સેવા લેનારાઓને, એ બોજો તે જણાવવા પણ દેતો નથી. સેવક જ્યારે સહુને ભારરૂપ લાગે ત્યારે એની સમાજસેવા નઠારી ને કઢંગી માનવી. કોઈ પણ સમાજસેવક સ્વાભાવિક જ સમાજની સહાય પર થોડોઘણો અવલંબે, પણ એવી સહાય સમાજ આપમેળે એને આપે તે ખરી કહેવાય. માગીને કે ઝૂંટવીને કે જબરદસ્તીથી સમાજ પાસેથી સહાય યા સન્માન મેળવીને સમાજસેવા કરવાનો ક્રમ ચાલુ રાખવો તે નર્યો ડોળ અને અર્થહીન વ્યવહાર છે.

સમાજસેવા કરતી વખતે અંગત લાભ કે પ્રતિષ્ઠાનો વિચાર જેઓ કરે છે તેઓ બધા વહેલા મોડા નકલી ને નાટકી સમાજસેવકો પુરવાર થાય છે. એવા સમાજસેવકોને સમાજ જરા પણ સંઘરતો નથી ને સ્મરતો પણ નથી. પદ માટે પડાપડી કરે તે નકલી સમાજસેવક છે. શોભા ખાતર જે અહીંતહીં મહાલતો ફરે તે પણ એવો જ નકામો છે. સાચો સમાજ-સેવક સેવા કર્યે જાય છે અને એકેકથી ચડિયાતાં પદો એમની મેળે પછી એવા સેવક પાછળ દોડી આવે છે. સત્વશીલ કાર્યકર માટે જો કે એવાં કોઈ પદની કે સન્માનની કશી કિંમત હોતી નથી. તમે એને કોઈ સંસ્થાના પ્રમુખ કે મંત્રી ન બનાવો તો પણ એ સરસ કામ કરશે, અને બનાવો તો ય એટલા ખાતર જ કાંઈ એનું સુંદર કાર્ય વિશેષ આકર્ષક થવાનું નથી. વસ્તુતઃ, સાચી સમાજસેવા સાથે સત્તા-સન્માન ને સ્વાર્થ-સગવડનો વિચાર કદી વળગેલો હોતો જ નથી.

આપણા દેશમાં, ખાસ કરીને સ્વાતંત્ર્ય પછીના જમાનામાં, સમાજ-સેવા માટેનાં કેટકેટલાં ક્ષેત્રો ને દાલનો ખુલ્લાં થયાં છે! ૧૨૫ વર્ષ તંદુરસ્ત જીવ્યા છતાં પણ જિંદગી અધૂરી પડે અને સારી રીતે સતત પ્રવૃત્તિશીલ રહ્યા છતાં ય કાર્યો અપૂર્ણ રહે એવી આજે સ્થિતિ છે. હજારો ને લાખો સમાજસેવકોની આપણને હવે જરૂર છે. એવાં બધાં ભાઈ-બહેનો સજ્ઞાન અને સુશીલ હોય, સમાજસેવાની વૃત્તિવાળાં જ નહીં પણ સમાજ અંગેનું વાસ્તવિક તથા વૈજ્ઞાનિક દર્શન ધરાવનારાં હોય, સમાજસેવા માટેની યોજનાબદ્ધ તાલીમ પામેલાં હોય અને સમાજસેવા વિષેની સ્વચ્છ તથા પ્રયોગશીલ દૃષ્ટિ રાખનારાં હોય તો પ્રમાણમાં ટૂંકા ગાળામાં પણ ઘણું બધું સારું અને મહત્ત્વનું પાયાનું અને રચનાત્મક, સંગીન અને સધ્ધર કામ થઈ શકે.

કમભાગ્યે, ભારતમાં આજે સાચી સમાજસેવાનો કાંઈક દુકાળ વરતાય છે, જ્યારે નકલી સમાજસેવાનો સુકાળ ને સળવળાટ જોવા મળે છે! આ સ્થિતિ ભયજનક છે અને વહેલી તકે તે દૂર કરવી ઘટે. સમાજસેવાનો ધંધો કરી બેઠેલાંઓ જ્યાં ત્યાં સેવા કરવાને બદલે મેવા ખાતાં જોવા મળે એ સ્થિતિ ભયજનક નહીં તો શું ઉત્સાહ અને ગુણવર્ધક છે? સગવડોનો ઢગલો અને કર્મચારીઓનો કાફલો મેળવ્યા વિના સમાજસેવાનું કોઈ કામ નહીં કરી શકનારાં નકલી ને દેખાદેખીવાળાં સમાજસેવકોએ તથા નેતાઓએ સમાજસેવાની સમગ્ર વિભાવનાને ને આબોહવાને ડહોળી નાખી છે. દાખલા તરીકે, 'જીપ' વિના આજે સમાજસેવકો હરીફરી શકતાં નથી; કાયદા-કાગળો-કારકુનોની સહાય વિના સમાજસેવકો જાણે પાંગળાં અને લાચાર જેવા બેસી રહે છે; જાહેરાત અને પ્રસિદ્ધિ અને શાબાશીનો 'ડોઝ' અને મદ ન મળે ને ચડે તો આ બધી કાર્યકર-ફોજ કેવી ઢગલો થઈને પડી રહે છે! સ્વતંત્ર અને લોકશાહી ભારતમાંથી આ બધું ઢોંગ-ધતિંગ જેમ બને તેમ જલદી જતું રહેવું જોઈએ.

સાચી સમાજસેવા એ ધર્મ છે, ઉમદા વ્યવસાય પણ તે હોઈ શકે; સાચા સમાજસેવકો એ ધુરંધરો છે, ઉપયોગી ઘટકો પણ તેઓ ગણાઈ શકે. સાચા અને નકલી સિક્કાઓની પારખ જેમ આપણને હોવી જોઈએ તેમ કામના અને ખોટા સમાજસેવકો વચ્ચેનો ભેદ પણ પામવાની વિવેકશક્તિ આપણે કેળવવી

[અનુસંધાન પૃ. ૫૧૪]

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रोर्चिवर्धताम्।

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

૮૪

"કુરબાની એટલે માથું આપવું અગર પોતાનું વહાલામાં વહાલું જે કાંઈ હોય તે આપી દેવું, એમ મનાયું છે......સ્વાર્પણની કિંમત એ અર્પાયેલી વસ્તુ ઉપરથી ન અંકાય. યુદ્ધમાં ભાડૂતી સિપાહીઓ સહેલાઈથી માથાં આપે છે એને સ્વાર્પણ શી રીતે કહેવાય? છતાં રાણા પ્રતાપને બચાવવા એનો સાથી માનસિંહ મર્યો, એ તો સાચું સ્વાર્પણ. નાગડા બાવા વસ્ત્રો ન પહેરે એ કાંઈ કુરબાની ન કહેવાય; છતાં મહાત્માજી-એ વસ્ત્રો ઉતાર્યાં એ તો આખી પૃથ્વી પર સ્વાર્પણ મનાયું. લોકો એને કુરબાની કહે છે. ટૂંકામાં, સ્વધર્મનો જે કાળે સાદ પડે, સ્વધર્મ જે કાંઈ છોડવાનું ફરમાવે,—પછી સ્વધર્મની માગણી ખુદ માથાની હોય અગર એકાદ વસ્ત્રના ટુકડાની હોય—પણ તે કાળે તે વસ્તુ હસતે મોંએ, સહેલાઈથી, વિના થડકયે આપી દેવાય એનું નામ કુરબાની. એ કુરબાનીના એવા ભાવથી ભીંજાયેલો ભક્તજન પોતાનું માથું કે વસ્ત્રનો ટુકડો એ બંનેને એકસરખી સહેલાઈથી જ સમર્પી શકે."

**ઝવેરચંદ મેઘાણી**

['કુરબાનીની કથાઓ.' લેખક: ઝવેરચંદ મેઘાણી. સંસ્કાર સાહિત્ય મંદિર, ભાવનગર. પૃ. ૭]






સંપાદક

પુરુષોત્તમ ગણેશ માવળંકર

ઘણી બધી વાતોચીતો. સૂતાં ૧૨–૩૦ થયા.

## તા. ૨૬ એપ્રિલ ૧૯૪૯, મંગળવાર
## [આણંદ, અમદાવાદ]

સવારે નિત્યવિધિ. પછી સતત [એક પછી એક] કાર્યક્રમો. ધ્વજવંદન, પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કરવાનું [છે] તે જોવાનું. જુનિયર N.C.C. નો 'ગાર્ડ ઑફ ઑનર'. પ્રદર્શન સરસ થયું હતું. છોકરાંઓને સુલભ રીત વડે શાસ્ત્રીય અને સામાન્ય જ્ઞાન મળે એવી યોજના હતી. ચિત્રકળા (drawing)નું જ્ઞાન સરસ લાગ્યું. ઉદ્‌ઘાટનનું ભાષણ આશરે ૪૦ મિનિટનું મેં કર્યું. શાસ્ત્રીય શોધખોળોનો અને જ્ઞાનનો ઉપયોગ સમાજની પ્રગતિ માટે, સુખ માટે થવો જોઈએ; ઍટમ બૉમ્બ બનાવીને પારકાંનું શોષણ અને એમનો નાશ કરવો એ માટે [શોધખોળો ને જ્ઞાનનો ઉપયોગ] કરવાનો નથી એ મારો મુખ્ય મુદ્દો હતો.

શ્રી. ભાઈલાલ પટેલ (ચારુતર વિદ્યામંડળ) આવ્યા હતા. જમતી વખતે અને પછી ઘણી બધી વાતોચીતો નીકળી. શ્રી. ભાઈલાલભાઈએ સરકાર પર અને ખાસ કરીને શ્રી મોરારજીભાઈ પર ખૂબ જ ટીકા કરી. સ્વભાવની તોછડાઈ, અસહિષ્ણુતા એ મુખ્ય મુદ્દા.

ભોજન બાદ બપોરની ૧૨ાા ની ગાડીમાં નીકળ્યો. મારી સાથે એ જ ડબ્બામાં વડોદરાથી આવેલા પ્રોફેસર બ. ક. ઠાકોર[3] હતા. હું આ ગાડીમાં જવાનો છું એવી માહિતી એમને મળ્યાથી નિરાંતે મારી સાથે વાતો કરવા માટે તેઓ આ જ ગાડીમાં વડોદરાથી આવ્યા. ગાડીમાં વાતચીતનો મુખ્ય વિષય એટલે તાજેતરમાં જ મદ્રાસ સરકારે જાહેર કર્યા પ્રમાણે મુંબાઈમાં પણ Poet Laureate એ પદવી સરકારે નિર્માણ કરીને એને [કવિને] કાંઈ વાર્ષિક માનધન આપવું, એ હતો. અલબત્ત, પ્રથમ માન આ બાબતમાં ગુજરાત તરફથી પ્રો. ઠાકોરને મળે એ હતું જ. આ બાબતમાં સરકારને મોકલવાની અરજીનો મુસદ્દો, એના પર કોની કોની સહીઓ [લેવી], વગેરે બાબતો હતી. બીજી વાત એટલે, પ્રો. ઠાકોરના સમગ્ર ગ્રંથોની (ગદ્ય અને પદ્ય) એક અધિકૃત આવૃત્તિ બહાર પાડવી. એને માટે આશરે દસ હજાર રૂપિયા તો ઓછામાં ઓછા જોઈશે. આ સૂચના મને માન્ય છે. આને માટે લવાજમ લેવું તો તે કોઈની પણ પાસેથી ૫૧ રૂપિયા કરતાં વધારે ન હોવું જોઈએ. આ તો મને ખાસ માન્ય [છે]. થોડા લોકો પાસેથી મોટી રકમો [આપણે] લઈએ છીએ એમાં એ શ્રીમંતોના કબ્જામાં આપણે અજાણતાં સરકી જઈએ છીએ એના કરતાં પણ મહત્ત્વનો મુદ્દો એટલે આપણાં કામો માટે સામાન્ય જનસમુદાયના હૃદયની જે બેઠક અને પકડ જોઈએ તે મળતી નથી અને કામો લોકપ્રિય થતાં નથી. ઠીક. પ્રો. ઠાકોરને ૮૧ મું વર્ષ બેસે છે એ પ્રસંગે આ જ પ્રમાણે નાની નાની રકમો લઈને ફાળો એકઠો કરવો એવો વિચાર સુંદર છે. આ ફાળાની રકમ ગુજરાત યુનિવર્સિટીને પ્રો. ઠાકોરના નામે ઇતિહાસ, કાવ્ય, વગેરેનાં અધ્યયન-સંશોધન, વગેરે કાર્ય માટે આપવી એ કલ્પના સરસ છે. પણ ૮૧ મા જન્મદિનનો ફાળો ભાવનાની દૃષ્ટિથી ૮૧ હજાર તો ઓછામાં ઓછો હોવો ઘટે અને તે [ફાળો] નાની નાની રકમો વડે ભરાય એવું હોય તો પણ ઑક્ટોબરમાં [પ્રો. ઠાકોરની] વર્ષગાંઠ આવે છે એ મુદતની અંદર ભેગો થવો અશક્ય છે. માટે એ વિચાર છોડી દેવો એવો મારો અભિપ્રાય. ઠીક.

ત્રણ વાગ્યે અમદાવાદ આવીને વિશ્રાંતિ. પરચૂરણ કામો. ચા, શૌચ આટોપીને પછી Indian Council of World Affairs[4]ની સભામાં ગયો. ત્યાં શ્રી મલિક મળ્યા. એમણે ફરી મ્યુનિસિપાલિટીની હકીકતો કહી.

આજે સાંજે, સૌ.વતીએ ચૈત્ર ગૌરીનું 'હળદી કુંકુ' કર્યું. વડોદરાથી ચિ. સૌ. ચંપૂ અને ચિ. સૌ. તાઈ ખાસ આને માટે આવ્યાં હતાં.

રાત્રે સૌ. તનુમતી ચિનુભાઈ અને શ્રી. શ્રીપાદરાવ શેવડે (મહારાષ્ટ્ર શિક્ષણ મંડળની શાળાના ઉપયોગમાં ગંગા-ગોવિંદ મંગલ ભુવન છે એ અંગે) આવ્યા હતા.

## તા. ૨૭ એપ્રિલ ૧૯૪૯, બુધવાર
## [અમદાવાદ]

સવારે ફરવાનું. પ્રો. ઠાકોરને મળ્યો. શ્રી ભાસ્કરરાવ ઠાકોર વકીલ કુબેરનગરની જમીનની બાબતમાં મળ્યા હતા. સ્પીકર[ના] ડિપાર્ટમેન્ટની સ્વતંત્રતાની બાબતમાં બંધારણમાં કરવાના સુધારાનો મુસદ્દો અને બીજું ઑફિસ-કામ. પછી પરચૂરણ કામો. યુનિવર્સિટી ટ્રસ્ટની સભાનું (તા. ૧૮ મીની) પ્રોસીડિંગ સુધાર્યું. શેઠ કસ્તુરભાઈને







# समाजसेवा : साची अने नकली

મનુષ્યસમાજ જેટલો પ્રાચીન છે તેટલી જ સમાજસેવા પણ પરાપૂર્વથી ચાલી આવેલી છે. સમાજ જેમ સ્વાભાવિક એકમ છે તેમ સમાજસેવા સહજ વૃત્તિ છે. મનુષ્ય એકલો રહી શકતો નથી; એને અન્યની હૂંફ, સહાય, સહાનુભૂતિ ગમે છે; બલકે આવા પરસ્પરાવલંબી જીવનક્રમ વિના મનુષ્યનું વ્યક્તિગત જીવન શક્ય નથી, સમૃદ્ધ તો નથી જ. અલબત્ત, મનુષ્યને કોઈ કોઈ વાર એકલા રહેવું ગમે છે, પણ હંમેશને માટે એને એકલતા જરાય ગમતી કે ખપતી નથી. ઘણાં બધાં સ્ત્રીપુરુષો એકમેકની ઉષ્મા અને મદદ અને ઉપયોગિતા ખાતર એકત્ર રહે, પરસ્પર સહકાર સાધે, અંદરોઅંદર અથડામણો ને સંઘર્ષોમાં ઊતરે ને તેમાંથી માર્ગ કાઢીને સહજીવન તથા સમૂહજીવનની સૂઝ કેળવીને એકરાગથી જીવવાનો પ્રયાસ કરે ત્યારે આપોઆપ સમાજ બની રહે છે અને ટકી રહે છે.

કોઈ વ્યક્તિ કેવળ પોતાને જ ખાતર જીવતી નથી. અન્યનો વિચાર એને આવે જ છે. પોતાના લાભ અને અંગત હિત ખાતર પણ વ્યક્તિને અન્યનો વિચાર કરવો પડે છે. વ્યક્તિનાં કેટકેટલાં ભૌતિક ને શારીરિક સુખો અન્યના સાથ-સહકાર પર અવલંબે છે! એટલે, પારકાંના વિચારમાં પોતાની ફિકર સમાયેલી જ હોય છે. પારકાંની સેવા પાછળ પણ એ રીતે સ્વાર્થ જ સિદ્ધ થતો હોય છે. આવું બધી જ બાબતોમાં કે દરેક વખતે બને જ એવું નથી. પણ સમાજસેવાની વૃત્તિ સો ટચ નિઃસ્વાર્થી અને નિર્ભેળ છે એ વાતને આપણે પ્રથમથી જ અમાન્ય કરવી રહી.

સમાજસેવા કરવાનું વલણ દરેક વ્યક્તિમાં સ્વાભાવિક પડેલું હોય છે, જો કે દરેક વ્યક્તિ એ વલણને વિચારપૂર્વક વેગ આપે જ એવું બનતું નથી. જેમ અંતરાત્મા દરેક પાસે હોય છે, પણ ઘણા એને જાણી-જોઈને બુઠ્ઠો ને બહેરો બનાવી મૂકે છે, તેમ જીવનની અનેક સહજતાઓ અને કુદરતી બક્ષિસો માણસ પોતે થઈને દબાવી દે છે ને ખોઈ નાખે છે. છતાં, સમાજસેવા કરવાની વૃત્તિ સ્વાભાવિક રીતે પ્રગટે અને એ જ ક્રમે વિકસે તો સમજવું કે તે સાચી સમાજસેવા છે.

કોઈના કહ્યાથી કે ફરમાવ્યાથી સમાજસેવાનું વ્રત લઈ શકાતું નથી. અંતઃસ્ફૂર્તિથી અને સ્વયંપ્રેરણાથી જે વ્યક્તિ સમાજમાં અને સમાજની સેવા કરવાની ધગશ દાખવે તે સાચી સમાજસેવા કરી શકે છે. આમાં બાહ્ય દાખલા ને દોરવણી જરૂર મદદરૂપ અને માર્ગદર્શક પણ થઈ શકે, પરંતુ મૂળ પિંડ સમાજ-ભાવના વડે પલળેલો ને રંગાયેલો ન હોય તો માત્ર બહારની લેબાસ વડે અને કેવળ દેખાદેખીથી કોઈ સ્થિર-સ્વસ્થ સમાજસેવા થઈ શકતી નથી. માત્ર બાહ્યાડંબર હોય તો તે સમાજસેવા નકલી ને નકામી નીવડે છે.

આપણી આસપાસ અને ચોતરફ જે મનુષ્યસમાજ અને પરિસ્થિતિ છે તે તરફ તથા પ્રાણીમાત્ર અને સમગ્ર કુદરત પ્રત્યે સમભાવથી અને સંવેદનશીલતા વડે સતત જોનાર દરેક વ્યક્તિ લગભગ સ્વયંસિદ્ધ રીતે સમાજસેવા કરવા તરફ ઢળે છે ને થોડી ઘણી સેવા કરે જ છે. એટલે, સાચી સમાજસેવા માટે આપણા મનમાં સતત ચેતના હોવી જોઈએ, સહૃદય દૃષ્ટિ હોવી જોઈએ, ઉત્કટ લાગણી હોવી જોઈએ. આ બધું જન્મતઃ કે એકદમ ઊભરાતું નથી. પ્રયત્નપૂર્વક અને ધીરજથી, વિચારપૂર્વક અને શ્રદ્ધાથી આ ચીજો કેળવવી પડે છે.

ઘણી બધી વાતોચીતો. સૂતાં ૧૨-૩૦ થયા.

## તા. ૨૬ એપ્રિલ ૧૯૪૯, મંગળવાર
## [આણંદ, અમદાવાદ]

સવારે નિત્યવિધિ. પછી સતત [એક પછી એક] કાર્યક્રમો. ધ્વજવંદન, પ્રદર્શનનું ઉદ્દ્ઘાટન કરવાનું [છે] તે જોવાનું. જુનિયર N.C.C. નો 'ગાર્ડ ઑફ ઑનર'. પ્રદર્શન સરસ થયું હતું. છોકરાંઓને સુલભ રીત વડે શાસ્ત્રીય અને સામાન્ય જ્ઞાન મળે એવી યોજના હતી. ચિત્રકળા (drawing)નું જ્ઞાન સરસ લાગ્યું. ઉદ્દ્ઘાટનનું ભાષણ આશરે ૪૦ મિનિટનું મેં કર્યું. શાસ્ત્રીય શોધખોળોનો અને જ્ઞાનનો ઉપયોગ સમાજની પ્રગતિ માટે, સુખ માટે થવો જોઈએ; ઍટમ બૉમ્બ બનાવીને પારકાંનું શોષણ અને એમનો નાશ કરવો એ માટે [શોધખોળો ને જ્ઞાનનો ઉપયોગ] કરવાનો નથી એ મારો મુખ્ય મુદ્દો હતો.

શ્રી. ભાઈલાલ પટેલ (ચારુતર વિદ્યામંડળ) આવ્યા હતા. જમતી વખતે અને પછી ઘણી બધી વાતોચીતો નીકળી. શ્રી. ભાઈલાલભાઈએ સરકાર પર અને ખાસ કરીને શ્રી મોરારજીભાઈ પર ખૂબ જ ટીકા કરી. સ્વભાવની તોછડાઈ, અસહિષ્ણુતા એ મુખ્ય મુદ્દા.

ભોજન બાદ બપોરની ૧૨ા ની ગાડીમાં નીકળ્યો. મારી સાથે એ જ ડબ્બામાં વડોદરાથી આવેલા પ્રોફેસર બ. ક. ઠાકોર[3] હતા. હું આ ગાડીમાં જવાનો છું એવી માહિતી એમને મળ્યાથી નિરાંતે મારી સાથે વાતો કરવા માટે તેઓ આ જ ગાડીમાં વડોદરાથી આવ્યા. ગાડીમાં વાતચીતનો મુખ્ય વિષય એટલે તાજેતરમાં જ મદ્રાસ સરકારે જાહેર કર્યા પ્રમાણે મુંબાઈમાં પણ Poet Laureate એ પદવી સરકારે નિર્માણ કરીને એને [કવિને] કાંઈ વાર્ષિક માનધન આપવું, એ હતો. અલબત્ત, પ્રથમ માન આ બાબતમાં ગુજરાત તરફથી પ્રો. ઠાકોરને મળે એ હતું જ. આ બાબતમાં સરકારને મોકલવાની અરજીનો મુસદ્દો, એના પર કોની કોની સહીઓ [લેવી], વગેરે બાબતો હતી. બીજી વાત એટલે, પ્રો. ઠાકોરના સમગ્ર ગ્રંથોની (ગદ્ય અને પદ્ય) એક અધિકૃત આવૃત્તિ બહાર પાડવી. એને માટે આશરે દસ હજાર રૂપિયા તો ઓછામાં ઓછા જોઈશે. આ સૂચના મને માન્ય છે. આને માટે લવાજમ લેવું તો તે કોઈની પણ પાસેથી ૫૧ રૂપિયા કરતાં વધારે ન હોવું જોઈએ. આ તો મને ખાસ માન્ય [છે]. થોડા લોકો પાસેથી મોટી રકમો [આપણે] લઈએ છીએ એમાં એ શ્રીમંતોના કબ્જામાં આપણે અજાણતાં સરકી જઈએ છીએ એના કરતાં પણ મહત્ત્વનો મુદ્દો એટલે આપણાં કામો માટે સામાન્ય જનસમુદાયના હૃદયની જે બેઠક અને પકડ જોઈએ તે મળતી નથી અને કામો લોકપ્રિય થતાં નથી. ઠીક. પ્રો. ઠાકોરને ૮૧ મું વર્ષ બેસે છે એ પ્રસંગે આ જ પ્રમાણે નાની નાની રકમો લઈને ફાળો એકઠો કરવો એવો વિચાર સુંદર છે. આ ફાળાની રકમ ગુજરાત યુનિવર્સિટીને પ્રો. ઠાકોરના નામે ઇતિહાસ, કાવ્ય, વગેરેનાં અધ્યયન-સંશોધન, વગેરે કાર્ય માટે આપવી એ કલ્પના સરસ છે. પણ ૮૧ મા જન્મદિનનો ફાળો ભાવનાની દૃષ્ટિથી ૮૧ હજાર તો ઓછામાં ઓછો હોવો ઘટે અને તે [ફાળો] નાની નાની રકમો વડે ભરાય એવું હોય તો પણ ઑક્ટોબરમાં [પ્રો. ઠાકોરની] વર્ષગાંઠ આવે છે એ મુદતની અંદર ભેગો થવો અશક્ય છે. માટે એ વિચાર છોડી દેવો એવો મારો અભિપ્રાય. ઠીક.

ત્રણ વાગ્યે અમદાવાદ આવીને વિશ્રાંતિ. પરચૂરણ કામો. ચા, શૌચ આટોપીને પછી Indian Council of World Affairs[4]ની સભામાં ગયો. ત્યાં શ્રી મલિક મળ્યા. એમણે ફરી મ્યુનિસિપાલિટીની હકીકતો કહી.

આજે સાંજે, સૌ.વતીએ ચૈત્ર ગૌરીનું 'હળદી કુંકુ' કર્યું. વડોદરાથી ચિ. સૌ. ચંપૂ અને ચિ. સૌ. તાઈ ખાસ આને માટે આવ્યાં હતાં.

રાત્રે સૌ. તનુમતી ચિનુભાઈ અને શ્રી. શ્રીપાદરાવ શેવડે (મહારાષ્ટ્ર શિક્ષણ મંડળની શાળાના ઉપયોગમાં ગંગા-ગોવિંદ મંગલ ભુવન છે એ અંગે) આવ્યા હતા.

## તા. ૨૭ એપ્રિલ ૧૯૪૯, બુધવાર
## [અમદાવાદ]

સવારે ફરવાનું. પ્રો. ઠાકોરને મળ્યો. શ્રી ભાસ્કરરાવ ઠાકોર વકીલ કુબેરનગરની જમીનની બાબતમાં મળ્યા હતા. સ્પીકર[ના] ડિપાર્ટમેન્ટની સ્વતંત્રતાની બાબતમાં બંધારણમાં કરવાના સુધારાનો મુસદ્દો અને બીજું ઑફિસ-કામ. પછી પરચૂરણ કામો. યુનિવર્સિટી ટ્રસ્ટની સભાનું (તા. ૧૮ મીની) પ્રોસીડિંગ સુધાર્યું. શેઠ કસ્તુરભાઈને

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી



હપ્તો ૬૫ [તા. ૨૫ એપ્રિલ થી તા. ૧ મે ૧૯૪૯]

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

## તા. ૨૫ એપ્રિલ ૧૯૪૯, સોમવાર

[અમદાવાદ, આણંદ]

સવારે ફરવાનું. પછી પરચૂરણ કામો. ગુજરાત વિદ્યાસભાના શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ વિદ્યાભવનની સભા આટોપીને પ્રેમાભાઈ હૉલમાં ફોટોના કાર્યક્રમો થયા, અને પાછા ફરતાં ચિ. સૌ. ઈંદુની [તબિયત અંગેનાં] ખબર કાઢવા ભદ્રમાં જઈ આવ્યો. તે વારંવાર અને ખૂબ જ માંદી પડે છે. ચિ. બાળાસાહેબ ભાગવતનું લગ્નજીવન ખરેખર આ કારણે કમનસીબ જ લાગે છે. શો ઉપાય? ઈશ્વરેચ્છા.

૧૧ા થી ૧૨ સુધી અહીંની ઝેવિયર્સ કૉલેજના મુખ્ય અધ્યાપક અને એમના મદદનીશ આવ્યા હતા. યુનિવર્સિટી માટે અમે જમીન લઈએ છીએ[1] એમાંથી થોડી જમીન એમને એમની સંસ્થા માટે મળી શકશે કે કેમ અને કઈ શરતો પર એ વિષે ચર્ચા કરવા માટે તેઓ આવ્યા હતા. આ બાબતમાં હાલ તુરત કહેવું મુશ્કેલ છે. પણ સામાન્યપણે એવું કહી શકું છું કે કોઈ પણ સંસ્થાને જમીન વેચાતી આપવાની નીતિ સ્વીકારવાનું સર્વસાધારણપણે બનશે નહીં. ઉપયોગી શૈક્ષણિક સંસ્થાઓને બધી સગવડો આપીશું, પણ આ સવાલ [તો] હવે [પછી] અસ્તિત્વમાં આવવાની યુનિવર્સિટી સેનેટનો છે.

ભોજન બાદ આરામ. આજે સૌ.વતીએ શ્રી સત્યનારાયણ પૂજા રાખ્યાથી જમવામાં ખૂબ જ મોડું થયું.

બપોરે ૩ થી ૩–૪૫ સુધી સરસેનાપતિ [જનરલ] કરીઅપ્પાને[2] માનપત્ર આપવાનો [અને] એક જૂની ચીની તલવાર ભેટ આપવાનો સમારંભ મારા અધ્યક્ષપદ હેઠળ થયો (ટાઉન હૉલમાં) એમાં ગયો હતો.

ચાહ, શૌચ આટોપીને અને પરચૂરણ કામો પતાવીને ૫–૪૫ થી ૮ સુધી છીપા ઇબ્રાહિમે યોજેલા બે કાર્યક્રમોમાં ગયો: (૧) મ્યુનિસિપાલિટીના નવા પ્રમુખ શેઠ ચિનુભાઈને મારા અધ્યક્ષપદ હેઠળ છીપા ફ્રેન્ડસ્ યુનિયન તરફથી ચાપાર્ટી થઈ. એમાં ઘણા બધા લોકો આવ્યા હતા. મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે કેવી રીતે વર્તવું અને મ્યુનિસિપલ કામનું મહત્ત્વ શું, દિશા કઈ, વગેરે મારા હંમેશના મુદ્દાઓ કહ્યા. (૨) કેટલાક લોકોને જમવા માટે નોતર્યા હતા. મેં તો માત્ર દૂધ અને ફળો જ લીધાં અને મારા સહિત કુલ ૨૩ લોકો જ હતા. પણ જમણ આટોપીને લોકો બહાર નીકળતા હતા ત્યારે પોલીસનો એક સિપાઈ, કોણ કોણ ભોજનપાર્ટીમાં આવ્યા એમનાં નામો લખી લઈ રહ્યો હતો! પાછળથી જાણ્યું કે ઇબ્રાહિમના કોઈ વિરોધીઓએ પોલીસને માહિતી આપેલી કે અહીં, કાયદાની વિરુદ્ધ, ૨૪ કરતાં વધારે લોકોને જમણ પીરસવાના છે! કેવા તોફાની લોકો [હોય] છે તે જુઓ. પણ સારું થયું [કે] પોલીસે આવીને તપાસ કરી.

ત્યાંથી બારોબાર સ્ટેશન પર આવીને આણંદમાં દાદાભાઈ નવરોજજી હાઈસ્કૂલના વાર્ષિકોત્સવ માટે રવાના થયો. [મારી] સાથે વડોદરાના શ્રી. દીવાનજી વકીલ હતા. ત્યાંના વિલીનીકરણની અને બીજી ઘણી બધી વાતો નીકળી.

ચિ. સૌ. તાઈ અને બાળકો રાત્રે વડોદરાથી [અમદાવાદ] આવ્યાં.

રાત્રે ૧૦ાા ના અરસામાં આણંદ પહોંચ્યો. મુકામ દા. ન. હાઈસ્કૂલનાં વિદ્યાર્થીગૃહમાં. [મિત્રો-કાર્યકરો સાથે]

ગિલ્ડરની પાસે જે શિણાઈ મેં કરી એનું પરિણામ બતાવતું પત્રક મારે બહાર પાડવું એવી ચિ. બાપુની સૂચના હોવાથી એ પ્રમાણે સ્ટેટમેન્ટનો મુસદ્દો લખાવ્યો.

આજે રાત્રે અહીંથી નીકળીને કોંકણ, પન્હાળા, પૂના, મુંબાઈ, વડોદરા, ઈંદૂર, મુંબાઈ, વગેરે સ્થળે પ્રવાસ અને વાસ્તવ્ય કરીને જૂન આખર સુધીમાં પાછા આવવાનું છે તેથી સામાન વગેરે અને કાગળ-પત્રો ઇત્યાદિની ગોઠવણી ને તૈયારી કરવામાં સવાર ને બપોરનો કેટલોક વખત ગયો.

ભોજન બાદ આરામ અને પરચૂરણ કામો.

રાત્રે ગુજરાત મેલમાં સૌ.વતી, ચિ. બાળ, ચિ. અણ્ણા, ચિ. નાના, સૌ. સરલા, કરમચંદ ચપરાસી અને નોકર ગુણાજી અને ગોપાળ [અને હું] એમ [અમે સહુ] પ્રવાસ માટે નીકળ્યાં.

નડિયાદ સ્ટેશન પર શ્રી. ચુનીભાઈ પટેલ મળ્યા.

## તા. ૩૦ એપ્રિલ ૧૯૪૯, શનિવાર
## [પાલઘર, બોર્ડી]

સવારે પાલઘર સ્ટેશને ઊતર્યાં. ગાડી આશરે પોણો કલાક મોડી આવી. સ્ટેશન પરથી શ્રી. દાંડેકર (કાઉન્સિલના સભ્ય) ને ઘેર જઈને ચા, શૌચ, વગેરે આટોપીને ત્યાંનું સૌ. રમાબાઈ દાંડેકર પ્રસૂતિગૃહ, લોકલ બોર્ડ દવાખાનું જોઈને નિશાળમાં ગયાં. ત્યાં ગ્રામસ્થ લોકો અને વિદ્યાર્થીઓ ભેગાં મળ્યાં હતાં. સ્વાતંત્ર્યપ્રાપ્તિને લીધે આપણા દરેકની જવાબદારી વધી છે, હક્કો કરતાં ફરજોનું ભાન વધારે રાખીશું તો જ લોકશાહી [અને] સ્વાતંત્ર્ય [આપણે] ઉપભોગી શકીશું એ મારો મુખ્ય મુદ્દો હતો.

ત્યાંથી ૯-૪૦ની ગાડીમાં નીકળી ૧૧ ના અરસામાં ઘોલવડ સ્ટેશને આવ્યાં. શ્રીમતી તારાબાઈ મોડક,[૬] આદિ લોકો સ્ટેશન પર અમને લેવા માટે આવ્યાં હતાં. ત્યાંથી આશરે બે માઈલ પર સમુદ્ર કિનારે આવેલા બોર્ડી ગામમાં [અમે] આવ્યાં. અહીં ઘણી સુપ્રસિદ્ધ એવી શિક્ષણસંસ્થાઓ છે. એમાં મુખ્ય એટલે ગોખલે એજ્યુકેશન સોસાયટીની આચાર્ય ભિસે[૭]ના નેતૃત્વ હેઠળ ચાલનારી અને બીજી નૂતન બાલશિક્ષણ સંઘ—શ્રીમતી તારાબાઈ મોડક [જેને] ચલાવે છે તે. આ જ સંસ્થામાં શિક્ષણ [લેવા] માટે અમે કસ્તુરબા ફંડમાંથી સેવિકાઓને શિક્ષણ વારતે મોકલીએ છીએ અને આ સંસ્થાના વાર્ષિક સંમેલન માટે અધ્યક્ષ તરીકે હું આજે અહીં આવ્યો છું.

અમારો મુકામ શાળાના મકાનમાં જ હતો. ભોજન બાદ આરામ કર્યો. ચાહ વગેરે આટોપીને પછી આચાર્ય ભિસેની સંસ્થા જોવા [અમે] ગયાં. શાળા બંધ જ હતી, પણ મકાનો અને વ્યવસ્થા, યોજના જોઇને સારું લાગ્યું.

પછી અહીંથી પાસે જ મોટા તળાવની બાજુમાં આદિવાસી બાળકોની બાલવાડી ચલાવાય છે તે જોવા ગયાં. જોઈને ખૂબ જ સારું લાગ્યું. આપણા દેશમાંનાં અત્યંત ગરીબ અને અજ્ઞાન એવા લોકોને સજ્ઞાન અને સબળ કરવાં એ જ સ્વરાજ્યના પાયાનું કામ છે અને એ [કામ] બહારથી ન દેખાનારું, પરિશ્રમ માગનારું અને શાંતિથી શ્રદ્ધાપૂર્વક થનારું કાર્ય જેઓ કરે છે તેઓ જ સ્વરાજ્યના સાચા સૈનિકો છે એમાં શંકા નથી. બપોરે ગામમાં અમારા ઉતારાના સ્થળે બાલવાડી વર્ગ ચાલે છે તે પણ જોયો. એ અહીંના કરતાં વધારે સમૃદ્ધ હતો અને બાળકો પણ આગળ પડતાં હતાં. આ તો જોઇએ જ પણ એનાથી ય વધુ મહત્ત્વનું અને વધારે આવશ્યક એવું મને આદિવાસીઓમાંનું કાર્ય જણાયું. આપણા તમામ પ્રજાજનોની level વધવા માટે છેક નીચેની કક્ષા પરથી જ કાર્ય [થવું] જોઈએ. ઠીક. ગામમાંની બાલવાડીમાં એક વિશેષ [વાત] દેખાઈ. પડોશમાં જ હરિજન વસ્તી છે તેમાંથી જ બાળકો અહીં આવતાં હતાં. પણ જેમ જેમ સવર્ણ બાળકો આવવા માંડ્યાં તેમ તેમ હરિજન બાળકો ઓછાં થવા લાગ્યાં! હરિજન અને અન્ય એવો ભેદ બાળકોનાં મનમાં નથી, પણ હરિજન બાળકો આવવાનાં ઓછાં થયાં એ માત્ર સાચું! ઠીક.

રાત્રે ફરાળ [કર્યા] બાદ મારું જાહેર ભાષણ મિત્રોના આગ્રહ પરથી રાખ્યું. વખત ૮॥ નો હતો. હું તૈયાર હતો અને કમિટીના મંત્રીને ખાસ [મેં] કહ્યું પણ [ખરું] કે, સમયશીલતા એ સ્વરાજ્યનો પ્રાણ છે.

કમાવાનો તો સવાલ જ નહોતો.

૨ જનરલ કે. એમ. કરીઅપ્પા. પ્રથમ ભારતીય કમાન્ડર ઇન ચીફ. કૂર્ગના રહેવાસી. સુંદર વ્યક્તિત્વ અને પડછંદ શરીર ધરાવતા જનરલ કરીઅપ્પા લશ્કરી પ્રવૃત્તિઓ અને શસ્ત્રો, વગેરે ઉપર કોઈ કોઈ વાર નિખાલસ જાહેર વિવેચન કરતા રહે છે. રાયફલ એસોસીએશનની પ્રવૃત્તિઓમાં તેમણે ઊંડો રસ દાખવ્યો છે.

૩ સદ્ગત પ્રોફેસર બળવંતરાય કલ્યાણરાય ઠાકોર. ગુજરાતી ભાષાના અત્યંત સામર્થ્યવાન કવિ અને લેખક. બ. ક. ઠા. તરીકે લેખો સુવિખ્યાત હતા અને એમની શૈલી અનોખી હતી. ભારે અને વજનદાર શબ્દોનો સુંદર અને યથાર્થ ઉપયોગ તેઓ અસરકારક રીતે કરતા. એમનું વ્યક્તિત્વ અને એમનાં એકંદર વાણી-વર્તાવમાં જેટલી આકર્ષકતા હતી તેટલી જ વિશેષતાઓ અને ક્યારેક વિચિત્રતાઓ પણ વર્તાતી.

૪ નવી દિલ્હીમાં ઇન્ડીઅન કાઉન્સિલ ઑફ વર્લ્ડ ઍફેર્સની સ્થાપના સને ૧૯૪૪ના અરસામાં સદ્ગત સર તેજબહાદુર સપ્રુ અને પંડિત હૃદયનાથ કુંઝરુની પહેલથી થઈ. આ સંસ્થાનું પોતાનું મકાન નવી દિલ્હીમાં સપ્રુ હાઉસ નામે ઓળખાય છે અને તે બારાખંભા રોડ પર આવેલું છે. પંડિત કુંઝરુ સંસ્થાના પ્રમુખપદે વર્ષોથી ચાલુ રહ્યા હોઈ એના પ્રથમ મહામંત્રી ડૉ. આપ્પાદોરાઈ હતા, અને આજે શ્રી પોપલાઈ છે. સંસ્થાની અનેક શાખાઓ ભારતભરમાં છે. અમદાવાદની શાખાના પ્રમુખપદે દાદાસાહેબ વર્ષો સુધી રહ્યા હતા.

૫ સદ્ગત વસંતરાવ હેગિષ્ટેના પુણ્યસ્મરણ સાથે જોડાયેલી ભદ્રની આ સુંદર વ્યાયામશાળા જૂની અને જાણીતી છે.

૬ શ્રીમતી તારાબાઈ મોડકની સેવાઓ કેળવણી ક્ષેત્રે મૂલ્યવાન રહી છે. વિશેષતઃ, બાળકેળવણીમાં અને મૉન્ટેસોરી પદ્ધતિમાં એમનું પ્રદાન ગણનાપાત્ર છે. પ્રાથમિક શિક્ષણ અને બાળકો અંગેનું એમનું ચિંતન-લેખન-વિવેચન પણ વિપુલ અને વિચારણીય રહ્યું છે.

૭ મહારાષ્ટ્રના જે કેટલાક અગ્રણી રચનાત્મક કાર્યકરો અને કેળવણીકારો ગાંધીયુગમાં થઈ ગયા અને હજી છે તેમાં આચાર્ય ભિસેનું સ્થાન આગળ પડતું છે. ગાંધીવાદથી રંગાયેલા અને પાયાની કેળવણીમાં શ્રદ્ધા રાખનારા આચાર્ય ભિસેએ મહારાષ્ટ્રના ગ્રામજીવન અને શૈક્ષણિક ચિત્રને ઠીકઠીક રંગ અને ઓપ આપ્યાં છે.

૮ ગુજરાતમાં જે અગ્રણી ગાંધીવાદી વિચારકો અને સેવકો છે તેમાં સ્વામી આનંદનું સ્થાન કેવળ મોખરાનું જ નહિ પણ વિશિષ્ટ પણ છે. ગાંધીજીના સિદ્ધાંતો અને વિચારો સ્વાનુભવથી અને સ્વયં જીવનનિષ્ઠાથી સ્વામી આનંદે જોયા છે, વિચાર્યા છે અને અમલમાં મૂકયા છે. એમનાં અનેક મૌલિક પુસ્તકો હવે ક્રમશઃ ગુજરાતીમાં પ્રસિદ્ધ થઈ રહ્યાં છે એ બહુ આવકારદાયક હોઈ એ દ્વારા સ્વામી આનંદના વ્યક્તિત્વનો અને વિચારોનો સુરેખ અને સચોટ પરિચય મળે છે.

૯ મહારાષ્ટ્રના પ્રખ્યાત અને પ્રાચીન પંઢરપુરના શ્રી વિઠ્ઠલ મંદિરનાં દ્વાર હરિજનો માટે ખુલ્લાં થાય તે સારુ સદ્ગત સાને ગુરુજીએ મે ૧૯૪૬માં આમરણાંત ઉપવાસ આદરેલા. સુખદ અકસ્માતથી તે જ સમયે દાદાસાહેબને પંઢરપુર જવાનું થયું, અને પૂજ્ય સાને ગુરુજીની ભૂમિકા સરળતાથી અને અસરકારક રીતે સહુ લાગતાવળગતાઓને સમજાવવામાં દાદાસાહેબને સફળતા મળી હતી. ત્યારથી દાદાસાહેબ અને સાને ગુરુજીનો પરસ્પર સ્નેહ-સંબંધ દૃઢતર થતો ગયો. ગુરુજીના આ પંઢરપુર ઉપવાસના પ્રકરણની કડીબદ્ધ વિગતો રસમય શૈલીમાં અને ભાવપૂર્ણ શબ્દોમાં દાદાસાહેબે પૂનાના 'મહાત્મા' માસિકના એક વિશેષાંકમાં આલેખી છે.

*

ત્યાં ઇન્કમ ટૅક્સ ઇન્વેસ્ટિગેશન કમિશન તરફથી ફૉર્મ આવ્યું છે એ વિષે જોઈને વિચારણા કરી.

ભોજન બાદ આરામ. પછી ઘણા બધા કાગળો. ગાંધી સ્મારક ફંડ અને અન્ય બાબતોમાં વલ્લભભાઈને કાગળો.

ચા, શૌચ આટોપીને ગુજરાત વિદ્યાસભામાં ગયો. પ્રો. ઠાકોરની મુલાકાત અને ગાડીમાં ગઈ કાલે ચર્ચેલા મુદ્દાઓની ફરી ચર્ચા. ૬ થી ૬॥ વિશ્વવિદ્યાલય મંડળની કારોબારીની સભા. પછી ભદ્રમાં. ઘરના મેડા પરનો દીવાનખાનામાંના પાર્ટિશનની બહારનો ભાગ શ્રી. મરાઠેને ભાડે આપવા બાબતમાં ચર્ચા. (૧) આ ભાગમાંથી શ્રી. બાબુરાવ મહેતાને ત્યાં અને અમારે ત્યાં આવનાર-જનારને અગાઉની જેમ જવા-આવવા માટે હંમેશ રસ્તો રાખવો જોઈએ; અને (૨) જો શ્રી. બાબુરાવે કારકુનને અંદર બેસાડવાનું માન્ય ન રાખ્યું તો એને હાલની જેમ બહાર બેસવા દેવો જોઈએ—એમ બે શરતો માન્ય હોય તો તે ભાગ ભાડે આપવાને હું તૈયાર છું એવું શ્રી. મરાઠેને મેં જણાવ્યું. એમણે માન્ય રાખ્યું. હવે શ્રી. બાબુરાવને પૂછવાનું બાકી. ભદ્રમાંની વસંત વ્યાયામશાળા[૫]ની બાબતમાં શ્રી. રમણીકલાલ રાવળ (વકીલ) અને ડૉ. હરિભાઉ મળ્યા. શ્રી. માધવરાવ ભાગવત સાંભળતા નથી અને જમીનના પૈસા ખૂબ જ વધારે માગે છે. પોતે લખી આપેલા કરારને ખાઈ જાય છે. એટલે એમની પાસેથી હવે દસ્તાવેજ કરી લેવાની રાહ જોવી નહીં અને અખાડાની ઇમારત, વગેરે જે કામ અપૂર્ણ છે તે પૂર્ણ કરવું એવો અભિપ્રાય મેં આપ્યો.

રાત્રે ઘેર આવીને માતુશ્રી પૂજ્ય બાઈ સાથે વાતોચીતો અને [પછી] વિશ્રાંતિ.

ચિ......આવ્યા અને......એમ બોલ્યા. મને તો આ ગુસ્સાનો અર્થ જ સમજાતો નથી એવું થવા માંડ્યું છે.... "अशान्तस्य कुतः सुखम्" એ વચન કેટલું અનુભવવાળું અને સાચું છે!...

## તા. ૨૮ એપ્રિલ ૧૯૪૯, ગુરુવાર
[અમદાવાદ]

સવારે ફરવાનું. પરચૂરણ કામો. સદ્‌ગત ગણપતરાવ ખાંડેકરના વસિયતનામાની બાબતમાં કરવાની અરજીનો મુસદ્દો જોઈને એના પસંદીઓ કરી [ડૉ. ઍની] બેસન્ટ જન્મશતાબ્દી ગ્રંથ માટે શ્રીમતી બેસન્ટ વિષે એક નાનકડો લેખ ગુજરાતીમાં લખ્યો. ઘરખર્ચ[નો ચોપડો] જોયો. કેટલાક પત્રો લખાવ્યા.

શ્રીમતી નંદુબેન કાનૂગા મળ્યાં. ડૉ. કાનૂગાની તબિયત ખૂબ જ નાદુરસ્ત છે. હવે બહુ દિવસ પસાર કરશે નહીં એવું બોલ્યાં. દુઃખ થયું. અગાઉની સ્થિતિ શી અને હવે શી? એકનો એક દીકરો. પ્રાણથી પણ પ્રેમપૂર્વક ઉછેરીને એને ખાતર બધું કર્યું. ઘડપણમાં એ આધાર બનશે એવી આશાઓ રાખી......પણ આ દાખલા પરથી મારા જેવાએ પણ બોધ લેવો જોઈએ. છોકરાંઓ પાસેથી અપેક્ષા રાખવી એ ભૂલ જ છે. તમામ પ્રકારની આસક્તિ દુઃખનું મૂળ છે એ જ સાચું......ઠીક.

ભોજન બાદ આરામ. પછી ટપાલ. પ્રો. ઠાકોરની Poet Lauriateની કલ્પના પ્રમાણે મુંબાઈ અને સૌરાષ્ટ્ર સરકારને કરવાની અરજીઓનો મુસદ્દો લખાવ્યો.

શિષ્ટસંમત નાટ્યકળાનો વિકાસ થાય, વાઙ્‌મય અને શિક્ષણની દૃષ્ટિથી ઉત્તમ એવાં નાટકો રંગભૂમિ પર આવે તે માટે ગુજરાત વિદ્યાસભા તરફથી એક નાટ્ય સમિતિની રચના કરી છે. હમણાં જ શતાબ્દી ઉત્સવ નિમિત્તે 'શઈનો પર્વત' એ નાટક ભજવ્યું એની લોકપ્રિયતા પરથી આ વિચાર સૂઝ્યો. એ સમિતિની સભા માટે ૫॥ થી ૬ સુધી ગયો. પછી અમે ઘરનાં તમામ—એકેએક જણ—લોકો—માતુશ્રી પૂજ્ય બાઈ સુધ્ધાં—'અપના દેશ' એ (નામની) વી. શાંતારામની ફિલ્મ જોવા ગયાં. સારી છે. એની ફોટોગ્રાફી ઉત્તમ છે. પણ અવાજ ખૂબ જ જાડો-કર્કશ લાગ્યો. કથાનક ઠીક છે. પણ પોલીસમાં કામ કરનાર તરીકેની મુખ્ય અદાકારની ભૂમિકા અસ્વાભાવિક લાગે છે. હોશિયાર પોલીસ આટલો ભોળો હોતો નથી. પરંતુ એકંદરે હાલનું ચિત્ર અને દેશસેવાનો આદર્શ ઉત્તમ વિકસાવ્યો ને ચીતર્યો છે એ સાચું. રાત્રે બંગલા પર આવતાં હા થવા અને પછી વિશ્રાંતિ.

## તા. ૨૯ એપ્રિલ ૧૯૪૯, શુક્રવાર
[અમદાવાદ]

સવારે ફરવાનું. પછી ઑફિસનાં બધાં બાકી કામો આજે પૂરાં કર્યાં. મેડિકલ વિદ્યાર્થીઓ તરફથી ડૉ.

બોલ તમારો/મનહર ચરાડવા

નયણે આખું આભ પુરાયું—આભે છવાઈ આંખો!
પળપળ કેરા પરદાઓ સહુ પડયે–ઉપડયે જાય:
સુરભિત ઉષ્માભરી રેશમી રંગબેરંગી લ્હાણ,
કસૂંબલ
ઘૂંટાતી ઘૂંટાતી થાતી; જાય આથમી ભાણ.–

સોનલ સુરા ગટગટ કરતું અદીઠ કો' પી જાતું,
ફીણ ફીણ બસ ભેગું થાતું શ્વેત શ્વેત સોહાતું.
આભ-ઝરૂખે અમી વેરતો શશિયર ત્યાં ડોકાય,
નાની અમેથી વાદળીઓ સંગ ઉડુઓ હસતા થાય.

જરાક ઝોલા થાક્યા પાકયા ચન્દ્ર ઉડુઓ ખાય,
ઘેરાતું ઘેરાતું ધીરે અંધારું હરખાય.
થોડી વારમાં જ્યાં જવાય
ત્યાં બધે ય તિમિર ઊભરાય–
સમદર થઈ લહેરાય!–
સમજું જરાક આ શી લીલા!
તિમિર ગળતું જાય,
રોમે રોમે બોલ તમારો દરિયો થૈ લ્હેરાતો થાય!–
જાણ્યું ત્યારે:
આભ છવાયું આંખે મારી ઋજુલ તમારા બોલ
પછીનું!

*

# અમદાવાદ

## બિન-અમદાવાદીની દૃષ્ટિએ

'શિ.'

શ્રી અને સરસ્વતીનું સહઅસ્તિત્વ હમેશાં ચર્ચાસ્પદ રહ્યું છે. જ્ઞાનીઓ, પંડિતો, કવિઓ અને વિદ્વાનો દરિદ્રતાના સાગરમાં ડૂબતા ઇતિહાસને પાને નોંધાયા છે. આવું દરેક કાળમાં અને દરેક દેશમાં બનતું આવ્યું છે. આજે તો છાપાંઓની કટારો લખતાં આવડે તે ભવસાગર તરી જાય છે, પણ જો કોઈ કવિતાને ફંદે ચડી જાય તો પાછલી જિંદગી રાજ્યસરકારની દયાવૃત્તિ ઉપર આધારિત રહેવાની. કવિ ભારવીથી માંડીને હિંદી ભાષાના નિરાલાજી, ઉર્દૂના જોશમલીહાબાદી, ગુજરાતના નર્મદ–ન્હાનાલાલ આર્થિક ભીડમાં ભીંસાઈ ગયાનું જાણમાં છે. જેમ વ્યક્તિના, તેમ શહેરોના કિસ્મતમાં પણ આવું ભાગ્ય લખાયું હોય છે.

ઇતિહાસ ઉલેચવા બેસીએ તો આરો આવે નહિ. ઉજ્જૈન, અવંતી, તક્ષિલા, પાટલીપુત્ર, અણહિલપુર-પાટણ –સૌને તે તે જમાનાની નિજીપ્રતિભા હતી–કલાની, સંસ્કારની, જ્ઞાનની, સમૃદ્ધિની, રાજનીતિની.

પણ આજે અમદાવાદનું શું છે?

નગરી કર્ણાવતી! પાણી કરતાં વધુ તો રેતીના લોઢને બે કાંઠા વચ્ચે વહી જતી સાબરને કાંઠે પથરાએલું ગુજરાતનું પાટનગર અમદાવાદ! એને કાંઠે વસતાં પાણી માટે વલખાં મારે છે! કૂતરાની પાછળ દોડના સસલાને જોઈને અહમદશાહે નગર વસાવ્યું એ વાતને કેટલાં વર્ષ થયાં? ભૂતકાળને જવા દો. બે દાયકા પહેલાનું અને આજનું અમદાવાદ જોતાં હાથીઘોડા જેટલો ફેર લાગે છે! બ્રૉડ ગેઇજના સ્ટેશનમાં ઊતરતાં જ–દાંડીકૂચનું ગાંધીજીનું દૃશ્ય જોઈ એમ થાય કે વાહ ભઈ! ડોસાને પણ શણગાર્યો છે ને! કાંઈક સ્ટેશનની ભીંત ઉપર–શેષ સાબરમતી આશ્રમમાં–બીજે કયાં ય ગાંધીજીનું સ્નાનસૂતક શહેરને અભડાવતું નથી.

આજે તો અમદાવાદ ઓળખાતું નથી! સાબરમતી ઉપર એલિસબ્રિજ બંધાયો ત્યારે તો અમદાવાદીની છાતી ગજગજ ફૂલતી હતી–ફ્રાન્સના એફીલ ટાવર કરતાં તેને અહીંની રોનક અને ભભક કાંઈ ઓર લાગતી હતી! હવે આજે તો દર વર્ષે એક નવો પુલ બાંધવાની યોજના કાગળ ઉપર થાય છે. નેહરુ પુલની પહોળાઈ જોઈને જ પોળમાં રહેતા અમદાવાદીને આળોટવાનું મન થઈ જાય છે! સરદાર પુલે તો રંગ રાખી દીધો છે–સુભાષ પુલ આકાર લઈ રહ્યો છે

એટલે આપણે બરાબર ૮–૩૦ વાગ્યે હાજર રહેવું જોઈએ. એમણે તે માન્ય કર્યું પણ લોકોને આવતાં મોડું થશે એવું બહાનું બતાવ્યું. રાહ ન જોતાં જેઓ આવશે એમની જ આગળ ભાષણ શરૂ કરીને સમયશીલતાનો દાખલો બેસાડવો એવી મારી વાત માન્ય કરીને તેઓ અમને ૮–૫૫ વાગ્યે સભાસ્થાન પર લઈ ગયાં! લોકોએ અમારા વિષે શી કલ્પના કરી હશે? અને લોકોને સ્વરાજ્યની તાલીમ કેવી રીતે મળે? ઠીક. 'નાગરિક ધર્મ' એ વિષય પર હું આશરે ૪૦ મિનિટ બોલ્યો. વિચારો મારા હંમેશના જ. સ્વામી આનંદ[૮]ની અહીં મુલાકાત થઈ. શ્રી. સૌ સરલાદેવી અંબાલાલ બાળશિક્ષણ સંઘનાં પ્રમુખ હોવાથી ખાસ આવ્યાં હતાં

## તા. ૧ મે ૧૯૪૯, રવિવાર
## [બોર્ડી, મુંબાઈ (દાદર)]

સવારે સમુદ્ર કિનારે થોડું ફરવાનું. નિત્યવિધિ. લોકોને મળવાનું. ચર્ચા. ૮ થી ૧૨–૧૫ વાર્ષિકોત્સવ સમારંભ. બાળકોના રંજન-પ્રયોગો, અહેવાલ-વાચન અને છેલ્લે મારું અધ્યક્ષીય ભાષણ. મુદ્દાઓ હંમેશના જ: (૧) તમામ કામોમાં શિક્ષણને પ્રથમ અગ્રસ્થાન આપવું જોઇએ. (૨) પ્રાથમિક શિક્ષણ એ પાયાનું [છે]. (૩) સ્ત્રી-શિક્ષણ વધારે મહત્ત્વનું. સ્ત્રીઓ જો યોગ્ય રીતે શિક્ષિત થઈ તો પ્રજાશિક્ષણનો પ્રશ્ન સરસ ઉકેલી શકાશે.

ભોજન બાદ વિશ્રાંતિ. ચા-પાણી આટોપીને (શ્રી. શાંતિલાલ શાહને ત્યાં) સ્ટેશન પર આવ્યાં. પણ પહેલી ગાડીમાં જગ્યા ન મળવાથી ગામમાં પાછાં આવીને આચાર્ય ભિસેની શાળામાં થોભ્યાં. ત્યાં શિક્ષક-લોકો સાથે વાતોચીતો. શ્રી. સાને ગુરુજીના પંઢરપુરમાંના ઉપવાસની વાત નીકળી હતી.[૯] બધી હકીકત લોકોને કહી. ચા, શૌચ વગેરે આટોપીને સાંજે સ્ટેશન પર આવ્યાં. એક્સપ્રેસમાં ૭ના અરસામાં નીકળીને ૧૦॥ ના અરસામાં દાદર મુકામ પર આવ્યાં. ગાડી ઓછામાં ઓછું આશરે ૧॥ કલાક તો મોડી હતી [જ]. ગાડીમાં લોકો [અને મિત્રો] સાથે સ્વરાજ્ય અને સ્વાતંત્ર્ય એ વિષે ઘણી બધી વાતોચીતો થઈ.

ઘેર આવીને થોડો ફરાળ અને વિશ્રાંતિ.

(ક્રમશઃ)

*

## પાદટીપો

૧ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની સ્થાપના સને ૧૯૩૫માં થઈ. શરૂઆતમાં સોસાયટીના આશ્રયે એક કૉમર્સ અને એક આર્ટ્સ એમ બે કૉલેજોની સ્થાપનાનો ખયાલ હતો. તે સાથે જ, ગુજરાતની ભાવિ યુનિવર્સિટીની સ્થાપના માટે પણ દાદાસાહેબની દૃષ્ટિ હતી. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીનું પ્રાંગણ અને કાર્યક્ષેત્ર વિકસીને યુનિવર્સિટીમાં રૂપાંતરિત થાય એવી એમની અને એમના સાથીઓની ઉમેદ હતી. એ દૃષ્ટિથી મોટા પાયા પર જમીનો લેવાનું ધોરણ રાખવા દાદાસાહેબે પહેલેથી આગ્રહ સેવ્યો હતો. પાછળથી ૧૯૪૪ની સાલમાં ગુજરાત વિશ્વવિદ્યાલય મંડળની વિધિસર રચના થઈ, અને બે-ત્રણ વર્ષ બાદ ગુજરાત યુનિવર્સિટી ટ્રસ્ટ સ્થપાયું. આ બધામાં દાદાસાહેબ અગ્રેસર હતા. નાણાં એકઠાં કરવાં, જમીનો મેળવવી, વિવિધ યોજનાઓ તૈયાર કરવી, વગેરે કામો એમણે ખૂબ દિલચસ્પીથી કર્યાં. આ તમામ સમય દરમિયાન, સને ૧૯૩૫થી છેક ૧૯૫૬ની સાલ સુધી, દાદાસાહેબે એક ઇંચ જેટલી પણ જમીન એજ્યુકેશન સોસાયટી અને યુનિવર્સિટીના વિસ્તારમાં ક્યાં ય પોતાને માટે કે પોતાના કુટુંબ માટે ખરીદી નહોતી. જે સ્થિતિ સને ૧૯૫૬માં દાદાસાહેબની હયાતી સુધી હતી તે જ આજે ચાલુ છે. આમ, જમીનોની કોઈ લેવડદેવડ દાદાસાહેબે અંગત સ્વાર્થ કે ઉપયોગ માટે કદી કરી નહોતી; તો પછી એમાંથી કશું

રાતી ચલાવે – મુંબઈમાંથી – તો ગુજરાતની અસ્મિતામાં જેને રસ છે તેને અહીં શું ખૂંચે છે? વાતાવરણ નથી? અહીં કાંઈ ખૂટતું જણાય છે? આચાર્યોની સ્વતંત્રતા ગૂંગળાય છે? જ્યાં ત્યાં મૂડીવાદનો પડછાયો આભડછેટ કરે છે?

આજે અમદાવાદે આ વિચારવાનું છે. અહીંના પ્રતિષ્ઠિત અખબારોએ પણ પોતાની નીતિ નક્કી કરી લોકમતને વાચા આપવા કટિબદ્ધ થવું પડશે, અને કડવી હોય તો પણ સાચી વાત કરવાની તૈયારી બતાવવી પડશે.

જ્ઞાન અને વિજ્ઞાનનો પ્રદેશ સ્વતંત્ર છે, પરમ પવિત્ર છે. અહીં જિજ્ઞાસુઓ જ આવી શકે છે. અહીં ક્યારે કેવી પ્રતિભા જન્મ લેશે, અને ઇતિહાસના પ્રવાહને વળાંક આપશે તે કોઈ નજૂમી અગાઉથી ભાખી શકતો નથી. પાટનગરના તાજેતરના એક બે બનાવો એક શુભ નિશાની સૂચવી જાય છે—કે જો આ ક્ષેત્રમાં હસ્તક્ષેપ થશે તો તેનો પ્રતિકાર કરતા મિજાજનો આવિષ્કાર દૂર નથી. વાંચી શકતા હોય તેમને માટે આ એક ચેતવણી છે.

*

અનુસંધાન] **સમાજસેવા : સાચી અને નકલી** [પૃષ્ઠ ૫૦૪થી ચાલુ

જોઈએ. સાચી સમાજસેવા વડે 'સ્વ'ની ઉન્નતિ અને આત્મિક શકિતનો વિકાસ જરૂર થાય છે; નકલી સમાજસેવા દ્વારા 'સ્વ'રૂપી અહંકાર જ માત્ર પોસાય છે. આ ફરક પણ સમજવા જેવો છે.

સમાજસેવા સતત સારી રીતે કરતા રહેવાથી લોકશાહી આબોહવા પણ વધે છે. લોકશાહીમાં બધું સરકાર પર છોડી નહીં શકાય; સમાજમાંનાં સહુ સ્ત્રીપુરુષોએ પોતપોતાની સમજ પ્રમાણે અને સરકાર પર ભરોસો રાખ્યા વિના કામ કરવું જોઈએ. એવી દૃષ્ટિ જેઓ રાખે છે તેઓ સાચા સમાજસેવકો છે. સરકારી કૃપાછત્ર હેઠળ નભતા સમાજકાર્યકરો નકલી છે.

સમાજસેવાનું વ્રત સહુ કોઈ લઈ શકે તો પણ બધાં જ એવી પ્રતિજ્ઞા લેતાં નથી, અને જેઓ લે છે તે પૈકી થોડા જ એને સાચી ને સારી રીતે પાળી શકે છે. સમાજ પાસેથી કશા બદલાની અપેક્ષા રાખ્યા વિના માત્ર 'કર્મે જ અધિકારી તૂં, ક્યારે ય ફળનો નહીં' એ ગીતા-વચન હંમેશ યાદ રાખીને, લગાતાર નિઃસ્વાર્થ ભાવે ને નમ્રતાથી સમાજની વિવિધ રીતે સેવા ને ઉન્નતિ કરતાં કાર્યકર ભાઈ-બહેનોનો મોટો ફાલ જ્યારે આપણા દેશમાં સુલભ થશે ત્યારે ભારત ખરેખર 'સુજલામ્, સુફલામ્' ભૂમિ બની રહેશે!

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# સાહિત્ય·સંગીત·કલા



**ઘર બંધ કરતાં**/ઉશનસ્

(વેકેશનમાં પરગામ જતાં)

(એક સ્વગતોક્તિ. સ્થળઃ ઘરનો વાડો.)

હું (તુલસીના કૂંડા પ્રત્યે)
તમારું તો કંઈ થાશે,
તમને તો ઊંચકીને પડોશીને ઘેર મૂકી આવીશ,
તમારી તો બધી ચિંતા એમને હું ભાળવીશ;
તમને તો વત્સ, રોજે રોજ સવારસાંજ
—કહીશ એમને—સારાં માણસ છે—
લોટો લોટો પાણી પાશે,
તમારું તો કંઈ થાશે;
પણ...
પણ આ અભાગણી વેલડીનું શું કરીશ?
જમીનમાં ખૂબ ઊંડાં બેઠી છે નાખીને મૂળ,
વિયાઈ છે પાછી,
આજ સવારે જ ડાળખીએ એને બેએક
આવ્યાં છે ફૂલ.
એને હું કોને ભાળવીશ?
કેમ કરી એની લઉં રજા? કેમ કરી કહું 'જાઉં'?
(એને પણ એટલું જ ચાહું)
આંખમાં લો, આવી જાય આંસુ.
કેમ કરી દ્વાર વાસું?

**પાંચ હાઈકુ**/કાન્તિલાલ રામી

ન વહી શકી
નયન-અટારીએ
દિલ-વેદના.

•

અજાણ પથે
સુહાસિની જિંદગી
કાળની કેડી.

•

સોના સૂરજ—
દિનનું ભાથું ભરી
નીરખી સંધ્યા.

•

ચાંદની રાતે
નભે રડતા તારા
હણાતું તેજ.

•

જીવન-પથે
જામી રહ્યો સુમેળ
વિદાય-વેળ.

વિવેક દાદ માગી લે તેવો છે. 'મોગરો ડંખ્યો અંબોડે ........,' 'વસંત વન વન........,' તથા 'રે, માણ' જેવાં કેટલાંક ગીતોમાં ઘેન ચડાવી દે તેવી માદકતા છે. આ બધાં જ ગીતો કાવ્યત્વથી સભર હોઈ તેમની ગુણવત્તા અનેક ગણી વધી જાય છે. હા, આમાંના કોઈક કોઈક ગીતનો લય કદાચ પૂર્વપરિચિત પણ લાગે.

'ઈજન'ના પરંપરિત છંદોમાં લખાયેલાં કાવ્યોમાં આજના કવિમિજાજનાં દર્શન થાય છે. અહીં 'નવી કવિતા'ની અતંત્રતાને ગાળી નાખી તેની શક્તિઓનો લાભ લેવાનું કવિ ચૂક્યા નથી. પ્રણયની અનુભૂતિ અહીં પણ છે, પરંતુ તે નવી જ અભિવ્યક્તિ પામી છે. 'તળાવ–તરુ–તારો', 'વિદાય' જેવાં કાવ્યોમાં એ દ્રષ્ટવ્ય છે.

આજના માનવીની આન્તરિક અશાન્તિ અહીં વિવિધ રૂપે પ્રગટ થઈ છે. દૈનિક જીવનની ધમાલમાં પણ કવિતા કવિહૃદયને 'ઈજન' દે છે. 'લખાઈ લમણે' આવી જ, દૈનિક જીવનની ઉષર ભૂમિમાંથી ફૂટેલી કવિતા છે—

કઢાઈમાં છમકાર
તળાતું મન પાડે ચિત્કાર!

× × ×

મનની સ્લેટ લિસોટે ભરચક
જે અક્ષર પાડું, લથડે!
બાથરૂમમાં ધોકાપડધમ તાલે સિલોન વાગે,
'એકડ એકો બગડ બેયો' બાબાનીયે રેકર્ડ વાગે.
ઘરની ભીતરનું આ કોરસ ચડયું ગજબનું રમણે!

આવા વાતાવરણમાં, બાળક જેવા પોતાના ચંચળ મનને પકડી રાખી ધમકી આપી, બળજબરીથી 'નિયમિત લેસન' કરવા બેસાડનાર કવિની દૃષ્ટિ બહારની સૃષ્ટિ પર પડી જાય છે,

ત્યાં તો–
કિરણ–પરી સૌ
ગુપચુપ બારી આગળ આવી, કૈંક ઇશારા કરતી!
રે, ચહુ દિશ ઈજન દેતા ચહેરા, દોડે મુજ મન ભ્રમણે!

મુખ્યત્વે પ્રકૃતિ અને પ્રણયને નિરૂપતાં આ કાવ્યોમાં નવી કવિતાનાં અનેક લક્ષણો પ્રતિબિંબિત થતાં જોઈ શકાય છે. 'બે ચિત્રો'માં 'શ્વાન' વૈશાખી મધ્યાહ્નનું પ્રતીક બનીને આવે છે. એ જ રીતે 'હિંસક પશુ'માં સૂર્યાસ્તનું વર્ણન પણ પ્રતીકાત્મક છે. 'શિશિરની રાત–૧ (વાર્ધક્યની નજરે)' અને 'શિશિરની રાત–૨ (યૌવનની નજરે)'નાં બે વિરોધી ચિત્રો દ્વારા વાર્ધક્ય અને યૌવનની અનુભૂતિઓનો ભેદ અત્યન્ત લાઘવથી, છતાં માર્મિક રીતે, સૂચિત થયો છે.

ક્ષણ વિશેની અનુભૂતિ પણ અહીં અસ્તિત્વવાદની નજીકની છે–

(૧) ક્ષણોનાં ગીધ
વીંઝી પાંખ, મારી ચામડી ચૂંથી રહ્યાં.

(૨) ક્ષણોની ઘૂઘરિયોનો હવે બોદો બધો રણકાર

(૩) પળોની પ્યાલીઓમાં હું ભરી લઈ
ગટગટાવ્યે જાઉં છું!

પ્રતીકોની માફક અહીં કલ્પનોનો પણ કદાચ બહોળો ઉપયોગ નથી, પરંતુ છે તેટલો સંકેતગર્ભ છે. કેટલાં કલ્પનો તો ઘણાં જ ચિત્તહર છે—

(૧) રાતભર જંપી ગયેલા વિશ્વના આ
મધપુડામાં
સૂર્યનો પથ્થર પડ્યો......

(૨) કૂણી રૂપાળી કૂંપળોના
રેશમી કંઠો અહો, ખૂલી ગયા.

(૩) .........ને અંગ પર અત્તર લગાવી
ઘૂમતા આ વાયરાને છે જરા આળોટવું
મસૃણ તમારી પાંખનું પામી શયન!

'હું,' 'રિક્તતા', 'પરિચય,' 'મસ્તિકમાં મારા', વગેરેમાં આજના માનવની રિક્તતા અને નિઃસહાયત વ્યંજિત થઈ છે. કવિએ આપેલો 'પરિચય' વાસ્તવમ આજના માણસમાત્રનો પરિચય છે.

મેં જ મને છે પકડી પાડયો!

× × ×

અને કોને ખબર, ૧૯૭૨ની ચૂંટણી સુધીમાં હિતેન્દ્ર પુલ પણ તૈયાર થઈ ગયો હશે! સાબરમતી ઉપર પુલ વધવાની સાથે પાણી ઘટતું જાય છે અને રેતી વધતી જાય છે!

આછું આછું યાદ આવે છે–પહેલાં તો સાબરમાં પૂર આવે ત્યારે ખાનપુર દરવાજામાં પાણી ઘૂસી જતાં. પણ એ દરવાજો ઊંચકાઈ ગયો–હવે તો કામાની બાલ્કનીમાં બેસીને સાબરનાં ઘોડાપૂર જોવાનાં અને રેતી ફાકવાની. એક જમાનો હતો જ્યારે વાયુનુકુલિત રૂપાલીની જગાએ, ખરા બપોરના ઘોમ ધખતા હતા; ત્યારે સૌને અમદાવાદમાં મિલનાં ભૂંગળાં જ દેખાતાં. મુંબાઈ રાજ્ય હતું ત્યારે ભારતનું માંચેસ્ટર અમદાવાદ હતું. પછી દ્વિભાષી આવ્યું. સૌરાષ્ટ્રનું રાજ્ય થયું ત્યારે અમદાવાદને ખોટું લાગ્યું. પછી તો ગુજરાતનું રાજ્ય થયું અને પાટનગર બન્યું અમદાવાદ! ઠઠેરો વધતો જ ગયો–ઈમારતો ખડકાતી ગઈ–રસ્તાઓ પહોળા બનતા ગયા–દીકરી અને ઉકરડાને વધતાં વાર ન લાગે તેમ ચારે દિશાઓમાં અમદાવાદ વિસ્તરતું ગયું–મિલનાં ભૂંગળાં પણ જાણે ખોવાઈ ગયાં. આજે તો અમદાવાદમાં ફરવા માટે મોટરથી ચાલતું નથી–હેલિકૉપ્ટર જોઈએ.

ઔદ્યોગિક નગર! પણ રાજધાની થયા પછી સરકારી તંત્રનો સેતાની ચરખો આ શહેરમાં આવ્યો. તુમારીતંત્રને નભાવનારી આખી ફોજે અહીં પડાવ નાખ્યો. પછી તો યુનિવર્સિટી પણ ગુજરાતની થઈ. ઠેરઠેર મહાવિદ્યાલયોની શાખાઓ અસ્તિત્વમાં આવી. રાજકારણના રંગ ચોતરફ ઊડવા લાગ્યા. દક્ષિણ ગુજરાત અને સૌરાષ્ટ્રવાળાને થયું કે લાડવો અમદાવાદવાળા જ લઈ ગયા. સારું ભાઈ, જાવ તમને પણ એકેક યુનિવર્સિટી આપી! રાજકીય પક્ષોના ધામા વિધાન સભાને આશરે ચોવીસે કલાક અમદાવાદની ધરતીને ધમરોળી રહ્યા. અથવા, કહોને કે ભુલભુલામણીભરેલો અભિમન્યુનો કોઠો શહેરની ગૂંચને વધુ ગૂંચવી રહ્યો. અમદાવાદ ઉદ્યોગનું કેન્દ્ર મટીને, પંજાજણનું કેન્દ્ર બની ગયું!

ટૂંકમાં, રાજનગર વિદ્યાનગર પણ બન્યું. શ્રીની જોડે સરસ્વતીએ પોતાનો પાટલો પણ ઢાળ્યો. પરિણામે આજે એક મોટો પ્રશ્ન તેના બેડોળ સ્વરૂપે આ નગરીમાં માથું ઊંચકી રહ્યો છે. પાટનગરમાંથી રાજકારણના પ્રપંચ ખેલાય તે તો જાણે સમજી શકાય. પણ આની અસર બીજાં ક્ષેત્રો સુધી પણ પહોંચી છે. સૌની માનસિક ભૂમિકામાં એમ ઠસી ગયું છે કે મૂડીના જોરે દરેક ક્ષેત્રમાં ચંચુપાત થઈ શકે. હવે કેળવણી ઉપર આ પ્રહાર આવે છે. વસ્તુતઃ આ ક્ષેત્ર તજ્જ્ઞોનું છે. મિલનું ભૂંગળું અને મહાવિદ્યાલયનો ગુંબજ બંને ભિન્ન વસ્તુઓ છે–સ્વભાવે અને જન્મે. તેમનું સહઅસ્તિત્વ (juxtaposition) શક્ય છે, પરંતુ અન્યોન્ય આધિપત્ય માટે ભૂમિકા નથી.

જે આંખને મિલના ધુમાડા જોવા ગમે, તે બહુ બહુ તો અટીરા સુધી આવીને અટકે. અટકવી જોઈએ. એથી આગળના શિક્ષણ વિસ્તારમાં જે પ્રતિભાની જરૂર છે તેનો વર્ગ બદલાઈ જાય છે. પૈસાને જોરે ટાગોર થિયેટર જેવી આલિશાન ઈમારત તો રચી, પણ તેથી કાંઈ નાટકો થોડાં ટપકી પડવાનાં છે? કોથળીનું મોઢું છોડવાથી શ્રીને ઠેકાણે સરસ્વતીનો ઉદ્ભવ આપોઆપ થવાનો નથી. ભાભાના અનુગામી તરીકે એક વિજ્ઞાનીને બાદ કરતાં, અખિલ ભારતકક્ષાનો કોઈ વિદ્વાન પ્રતિભા અહીંની વિદ્યાપીઠે આપી નથી. આપણા જ પડોશી રાજ્ય મહારાષ્ટ્રમાં નજર નાખીએ તો પરિસ્થિતિ જુદી દેખાય છે. ત્યાં રાજકારણનું અને ઉદ્યોગનું કેન્દ્ર મુંબાઈ છે, પણ સંસ્કાર અને કેળવણીના ધામ તરીકે પૂના પોતાનું સ્વત્વ જાળવી રહ્યું છે. ત્યાંથી નારળીકર જેવા ગણિતશાસ્ત્રી પેદા થાય છે. આર્થિક વર્ચસ્વથી કેળવણી દૂર છે.

લોકતંત્ર, પ્રજાવાદ અને લોકશાહીને સફળ બનાવવા જે પાયો જોઈએ તેના મૂળમાં ઊછરતી અને ઊગતી પ્રજા છે. જેઓ જ્ઞાનનો વિમર્શ કરે છે અને જ્ઞાનની એક સાચી પીઠિકા સ્થાપી રહ્યા છે તેમને નડતરરૂપ–બાધારૂપ થાય તેવું વલણ કોઈ અપનાવે, અથવા દંભ જેમનો ધ્રુવતારક છે અને તેમાં જ પ્રજાનું યોગક્ષેમ સમાઈ જાય છે એવી નેતાગીરી વિદ્વાનોને અને પંડિતોને માર્ગદર્શન આપે તો કેળવણીના નામ ઉપર તો મીંડું મુકાઈ જાય.

સવાલ એ છે કે અમદાવાદ પ્રગતિ કરે છે કે પીછેહઠ? ભારતીય વિદ્યાભવન જેવી સંસ્થા એક ગુજ-



# વર્તમાન વિશ્વ
## વૃત્ત અને વિવેચન

विवरण

# ચીનની રમત

રામુ પંડિત

ચીને હવે ઘુસણખોરીની નીતિ આદરી છે; ભારત ઉપર સીધો હુમલો કરીને કાંઈક સિદ્ધ કરવાની વૃત્તિ મોળી પડી છે. એને બદલે નાગા બળવાખોરોને શસ્ત્રો આપી ગેરીલા લડાઈ વડે ભારતીય લશ્કરને હેરાન પરેશાન કર્યા કરવાની અને મર્યાદિત સાધનોનો ઉપયોગ આર્થિક વિકાસને બદલે સંરક્ષણ માટે કરવાની ભારતને ફરજ પાડવાની વૃત્તિ વધતી જાય છે. આપણા રાષ્ટ્રની આંતરિક બાબતોમાં આ સીધી ડખલ છે; પરંતુ ચીનને ક્યાં કાંઈ નહાવા-નીચોવવાનું છે? આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ચીને સર્વસ્વીકૃત નિયમોનો પણ છેડેચોક ભંગ કર્યે રાખ્યો છે; આથી એશિયાના નાનામોટા દેશોમાં અજંપાની આગ જલતી રાખવી અને બને ત્યાં સુધી પરિસ્થિતિ પોતાના અંકુશ બહાર જાય એ હદે ન વણસવા દેવી એવો ચીની પેંતરો છે. ચીન સીધા યુદ્ધમાં ઊતરી શકે એમ નથી ને ઊતરે તો જીતી શકે એમ નથી; આથી છમકલાં ને મર્યાદિત શસ્ત્રસહાય વડે પાડોશી દેશોની લઘુમતી કોમોને ઉશ્કેરી શકાય એટલી ઉશ્કેરવી ને સ્થાનિક લડાઈઓને ઉત્તેજન આપ્યા કરવું—આ ચીની વિદેશનીતિનો એક ઉદ્દેશ છે. નાગા, કુકી, કારેન કે કાચીન લોકોને આવી સહાય કરવામાં ચીન પોતે કાંઈ જોખમ ખેડતું નથી. ઊલટું એ તો શસ્ત્રસજ્જ બનતું જ જાય છે ને અણુશક્તિના યુદ્ધલક્ષી વિકાસમાં આગળ વધતું જાય છે. ચીનને આશા છે કે પાડોશી રાષ્ટ્રોની અસંતોષી લઘુમતી પ્રજાને સહાય આપીને એ આંતરવિગ્રહ—અને અંતે સામ્યવાદની સ્થાપના—ની પ્રક્રિયા ઝડપી બનાવી રહ્યું છે.

ચીનને તો આ નીતિ અપનાવવામાં ગુમાવવાનું કાંઈ જ નથી. જાપાન એક જ એવો દેશ છે કે જે આંતરિક ઐક્યની દૃષ્ટિએ સાબૂત છે. એશિયાના બીજા બધા જ દેશોમાં જુદાંજુદાં જૂથો વચ્ચે ઘર્ષણ છે. આ જૂથો સામ્યવાદી નથી, પરંતુ એની ચિંતા ચીનને અત્યારે નથી. એને તો સત્તાધીશ પક્ષની કરોડના અંકોડા ઢીલા કરવા છે. એક વાર દેશમાં અંધાધૂંધી જન્મે પછી પરિસ્થિતિનો લાભ લઈ સરમુખત્યારશાહી સ્થાપવામાં સામ્યવાદીઓ પાવરધા છે. ભારત પ્રત્યેના વૈમનસ્યનું મુખ્ય કારણ જ એ છે કે ચીની સામ્રાજ્યવાદને પડકારી શકે એવો દેશ એશિયામાં એ એક જ છે. એ દેશને નમાવી શકાય તો બાકીના તો ચપટીમાં ચોળી શકાય એવા છે–જાપાન બાદ કરતાં. આથી, સીમાડા પ્રદેશમાં ભારત શાંતિ સ્થાપી શકે એવા સંજોગો અત્યારે તો દેખાતા નથી—ખાસ કરીને ચીન અત્યારની રમત ચાલુ રાખે ત્યાં સુધી. (મુંબઈ; તા. ૧૪-૭-'૬૮)

*



*



# ગ્રંથ-વિશ્વ





## સમીક્ષા * અવલોકન * પરિચય * સ્વીકાર-નોંધ

### समीक्षा

**'ઉષર સૌ ઓગાળી નાખી,**
**કરતી અમરત લ્હાણી.'**

**ઈજન :** ફકીરમહંમદ મનસુરી (રૂપ સહકાર, વલ્લભવિદ્યાનગર. ૧૯૬૮. પૃ. ૮૦. રૂા. ૫)

આ પેઢી કે તે પેઢી, આ સ્કૂલ કે તે સંપ્રદાયનો પટ્ટો ગળે બાંધ્યા વિના જ અને સ્વપ્રચારથી દૂર રહી, ગુજરાતી કવિતામાં આજે કેટલાક પ્રૌઢ, તેજસ્વી અને ઊંડી કાવ્યસૂઝવાળા કવિઓ પોતાની આગવી રીતે કાવ્યરચના કરે છે, તેમાં શ્રી. ફકીરમહંમદ મનસુરીનું નામ—શિષ્ટ સામાયિકોમાં અવારનવાર પ્રગટ થતાં તેમનાં કાવ્યો દ્વારા—સારી પેઠે જાણીતું છે.

શ્રી મનસુરીના આ પ્રથમ કાવ્યસંગ્રહમાં સંગ્રહિત ૮૧ રચનાઓ પૈકી ૪૪ પરંપરિત છંદોમાં લખાયેલાં કાવ્યો, ૧૮ ગીતો, ૯ વૃત્તબદ્ધ કવિતાઓ અને ૯ મુક્તકો છે. હા, કસમ ખાવા પૂરતી એક ગઝલ પણ એમાં શામિલ છે.

આમ તો આ કવિ 'નવા' કવિ છે, પરંતુ જૂની અને નવી બન્ને પેઢીઓની લાક્ષણિકતાઓને તેમણે સ્વસ્થ રીતે અપનાવી છે. એમનાં વૃત્તબદ્ધ કાવ્યો – બહુધા સૉનેટો –, ગીતો અને મુક્તકો જૂની પેઢીનાં સ્વસ્થ, ગૌરવમય લક્ષણો ધરાવે છે; તો પરંપરિત છંદોમાં લખાયેલાં કાવ્યો 'નવી કવિતા'ની અનેક વિશેષતાઓને આત્મસાત્ કરે છે. અલબત્ત, બન્નેનાં દોષપાસાંથી એ પ્રાયઃ દૂર રહ્યા છે.

'ઈજન'નાં વૃત્તબદ્ધ કાવ્યો અને મુક્તકો જોતાં જણાય છે કે આ બાબતમાં કવિએ અનુભૂતિ અને તેની અભિવ્યક્તિના પક્ષે ગાંધીયુગની કેટલીક નીવડેલી રીતરસમોનું અવલંબન લીધું છે. વૃત્તબદ્ધ કાવ્યોમાં મુખ્યત્વે સૉનેટો અને તેની નિકટવર્તી રચનાઓ છે. 'કવિની ફરિયાદ', 'ગગન અને કવિ,' 'પ્રલંબ પથ,' 'નિયતિ હે', વગેરે વિષયો ગાંધીયુગના કાવ્યવિષયોથી ઝાઝા દૂર નથી. હા, 'દીનજનવાત્સલ્ય' કે 'પ્રગતિશીલતા'ના સૂત્રોચ્ચાર અહીં નથી. 'કવિની ફરિયાદ'માંની વિવશતા અને 'તમે નેત્રો ખોયાં'ની કરુણતા મર્મસ્પર્શી છે. 'કવિની ફરિયાદ' તથા 'તને તે શું કહેવું'ને સૉનેટ બનાવી દેવાનો લોભ કવિએ જતો કર્યો છે. આ સંયમથી કવિતાને લાભ થયો છે. 'કાજળનાં કામણ', 'શિશિરનો તડકો,' 'ગર્જન ધીમું', 'સ્મૃતિ', વગેરે મુક્તકો પાસાદાર બન્યાં છે. કલ્પનાની નવીનતા અહીં ધ્યાન ખેંચે છે.

ગીતરચના આ સંગ્રહનું એક વધુ જમા પાસું છે. કદાચ ગીત જ શ્રી. મનસુરીને સૌથી વધુ અનુકૂળ વાહન છે. આમાં ક્યાંક મનામણાં છે, તો ક્યાંક મનનો થનગનાટ છે; ક્યાંક એકબીજાને માણી રહેવાનો આનંદ છે, તો ક્યાંક પ્રણયજનિત લાપરવાહી-ઉન્મત્તતા છે. એમાં ક્યાંક માતૃભૂમિ વિષેનું ગૌરવ છે, તો ક્યાંક મનને 'ફોગટ લ્હાવા' છોડવાની આજીજી પણ છે. આમ અનેકવિધ ભાવસ્થિતિઓને વ્યક્ત કરતાં આ ગીતોના કેન્દ્રસ્થાને તો પ્રેમ જ વિરાજે છે. 'હૈયું જાગે,' 'મોગરો ડંખ્યો અંબોડે.........,' 'આપણ બે તો,' 'મેલ હવે મન ઝાવાં,' 'વસંત વન વન.........,' 'રે, માણ' અને 'હે મુજ માતૃભૂમિ' આ સંગ્રહનાં વિશેષ સફળ ગીતો કહી શકાય. પ્રકૃતિ અને પ્રેમની અનાયાસ-સિદ્ધ-સહજ ભાવસરણીને ભાષાની પ્રવાહિતા સાંપડી છે. ગીતોનો લય પણ સાહજિક રીતે જ સિદ્ધ થતો લાગે છે. આમાં લયની સૂઝ અને શબ્દપસંદગીનો